# ભાગ્યોદય.

માહે જાનેવારી સને ૧૯૧૭





વિષયાનુક્રમણિકા.





અધિપતિ અને પ્રકાશક.

જેઠાલાલ દેવશંકર દવે.

અમદાવાદ.

**ભાગ્યોદયનું વર્ષ ફેબ્રુઆરી માસ પછી બદલાતું હોવાથી પાંચમા**
**સ્વર્ગીય સુખ વી. પી. થી મોકલાશે.**

# ભાગ્યોદયના ગ્રાહકોને સૂચના.

ભાગ્યોદયનું ચોથું વર્ષ આવતા અંક-પછી પુરૂં થશે. અને તેથી તેનો માર્ચ માસથી વર્ષમાં પ્રવેશ થશે. જેથી આ અંક પછી ફેબ્રુઆરીની ૧ લી તારીખે ફેબ્રુઆરીનો પોસ્ટ કરવામાં આવશે. અને તે પછી પાંચમા વર્ષના લવાજમ માટે-તેની પાંચમા વર્ષની ભેટ.

# સ્વર્ગીય—સુખ.

## યાને

## ઉન્નતિ અને સુખ પ્રાપ્તીના ઉપાયો.

એ નામનું લગભગ ખસો ઉપરાંત પાનાનું પુસ્તક વી. પી રૂ. ૨—૨—નું કરી મોકલવામાં આવશે માટે તે વી. પી. અમારા ગ્રાહકો સ્વિકારશે એવી આશા છે જેઓ જેમને તે વી પી. ન લેવાનો વિચાર હોય અને વી. પી. મળ્યા પછી રીફ્યુઝ—પાછું મોકલવાનો વિચાર હોય તેમણે અમને ફેબ્રુઆરીની ૧ લી તારીખ સુધીમાં લખી દેવું કે તેમનું નામ ગ્રાહકમાંથી-કમી કરી વી. પી. કરવામાં ના આવે.

કાગળની હડાહડ મોંઘવારીના વખતે પણ—જ્યારે તમામ પેપર વાળાઓએ પોતાના ભાવ વધાર્યા છે, ત્યારે અમે કાંઇ પણ લવાજમ ન વધારતા, ભેટ પણ આપવાનું યોગ્ય ધાર્યું છે. અને તેથી અમે આશા રાખીએ છીએ કે અમારા સુજ્ઞ વાંચો ભાગ્યોદયના ગ્રાહક તરીકે ચાલુ રહેશે. અને આવતા વર્ષમાં આવનાર નવિન અને ઉત્સાહ પ્રેરક ઉપયોગી વિષયોનો લાભ લેશેજ.

આ વખતની ભેટ એવી છે કે જે ભેટથીજ લવાજમના રૂ એ તો વળી જાય તેમ છે. અને તેની વધુ ખાત્રી તો ભેટ મળશે ત્યારેજ જણાશે. આ સંસારમાંજ સ્વર્ગીય સુખ મેળવવાને માટે કેવા પ્રકારનું મનુષ્યે વર્તન રાખવું જોઇએ તે વિષે અનેક અભ્યાસમનનથી ભરપુર વિષયો તેમાં આપેલા છે. જેનું સવિસ્તર વર્ણન ફેબ્રુઆરીના અંકમાં આવશે જેથી અમને આશા છે કે દરેક ગ્રાહક બંધુ—ભાગ્યોદયના ગ્રાહક તરીકે ચાલુ રહી અમારા ઉત્સાહમાં વધારો કરશેજ. અને આવતા ફેબ્રુઆરી માસમાં વી. પી. થી આવનાર ભેટનો સત્કાર કરશેજ.

**તંત્રી ભાગ્યોદય અમદાવાદ.**

---

## દવાઓના નવા અભિપ્રાયો.

રાજકોટા—રજપુતાનાથી ફોજદાર જીવણરામ તીકમરામ લખે છે કે—સુંદરી સાથીથી ટાઢીયું જવર આવતો હતો તે મટયો છે.

મુજફ્ફરનગરથી પ્રાણલાલ મોતીરામ લખે છે,—સુંદરી સાથીથી ઘણો ફાયદો થયો છે.

પોકરન મારવાડથી ગુલાબરામ મગનલાલ સ્ટેશન માસ્તર લખે છે કે, મને તેમ મારા છોકરાને બાબત સારો ફાયદો છે

રાજુવાડીયાથી ગોર્વધનભાઇ ભગવાનદાસ—સુંદરીસાથીથી આરામ થયો છે.

દાસેરથી છગનલાલ નરોતમદાસ—સુંદરીસાથીથી ફાયદો માલુમ પડે છે.

ડોલવાણથી ખુશાભાઇ લખે છે કે—(વિરૂટક પીલ્સ અને જીવનથી મારા ભાણેજને ઘણો ફાયદો થયો હતો, પ્રમેહ અને ગરમી મટી છે.

# ભાગ્યોદય.

પુસ્તક ૪ થું. જાનેવારી સને ૧૯૧૭ અંક ૧૧ મો.

## તત્વવિચારને સેવવા સાધકોને ઉપદેશ.

(આ સ્વપ્નસમ સંસાર, એ લય.)

મતિ તત્વે કરી એકતાર, વહો નિત્ય તત્વ વિચારે,
હું એક તત્વાકાર, લહો એમ વારે વારે.
દુઃખ શોક જે જગત કહે છે, તત્વ પ્રદેશી તેજ રહે છે;
વાત એ ખોટી, ઉપજે શી રીતે સોટી,
તેનો ન જો ઘડનાર રે; મતિ૦
જનમ મરણ જે તાપો તનના, યૌવન વાર્ધક્યાદિ ભ્રમણા,
તત્વ વિચારે, કોણ મરે અને કોણ મારે,
જ્યાં સદા દેત સંહાર રે; મતિ૦
તત્વ સભર જ્યાં રહ્યું એક સ્હોય, મન એવી જ્યાં વસ્તુ ન કોય;
આધિ ઉપાધિ, સંકલ્પ વિકલ્પાદિ;
ત્યાં કેવી રીતે થનારરે; મતિ૦
દૃશ્ય માત્રનો બાધ કરીને, એક તત્વમાં રહેજો ઠરીને,
વિવિધ પ્રકારે, આચાર અને વિચારે,
થઇ રહો અનુભવનારરે; મતિ૦
હું સચ્ચિન્મય સુખ સ્વરૂપ છું, 'સ્વયં પરમ આનંદરૂપ છું;'
ઉપેન્દ્ર ધ્યાને, વળી સદૈવ તત્વજ્ઞાને,
લહો અખંડ જય જયકારરે. મતિ૦

(શ્રી ઉ.)

## अवधूत साधुजनोनी आतरस्थिति.

( એસે પાપી નર હોવિંગે, કલિયુગમે, એ ચાલ )

એસે સાધુજન હોતે હે, ભૂતલમેં.
ના કછુ અપના નાહિ પરાયા, આત્મતત્ત્વસેં ભોતે,
સુખ દુઃખ હાનિ લાભ દંદ્વસે,
નાહિ હસત અરુ નાહિ વો રાતે, ભૂતલમેં.
માયાસેં મમતા નિકાલ કર, પ્રભુમેં મમતા પ્રાતે;
રહેવે સંસૃતિમેં યા સ્વરૂપમે,
નહિ પાતે ઓર નહિ કછુ ખોતે, ભૂતલમેં.
મન મરજાનેતે અંતરમે નયા નહિ કછુ ખોતે,
નિરાલંબ ઓર નિરાવરણ નિજ,—
સ્વરૂપમે મિથ્યા અહંકું બીજેતે,— ભૂતલમેં.
એસે સાધુ કરત એકઠી, ઓરકા મલકું ધોતે;
આપ આપમે રહે મસ્તાના,
જાગત ભીતર ઓર બાહિર સોતે; ભૂતલમેં.
લેવે હાથસે તોબી મનસે કછુ ચીજ નહિ છોતે,
ઉપેન્દ્ર સાધુ એસે પ્રકટ હે,
મગર સુભાગી વિરલ કોઇ જોતે; ભૂતલમેં.

( શ્રી ઉ. )

---




( અનુસંધાન ગતાંકથી )



ઘણા માણસો કહે છે કે આ જમાનો જ એવો આવ્યો છે કે તેમાં આપણને વારંવાર અનેક મુશ્કેલીયો ભોગવવાનીજ, પ્રથમ જે સુખ અને સંતોષ મળતો હતો તે હવે મળતો નથી, આમ નિરાશાજનક ઉદ્દગારો તેઓ હમેશાં કહાડનારજ રહે છે પરંતુ આવા ઉદ્દગારો કાઢવા એથી કાંઈ સુખ કે આનંદનો અનુભવ થતો નથી, પણ પ્રાપ્ત પ્રતિકુળતા ઉપર વિજય મેળવવાથી સુખ અને આનંદને મેળવી શકાય છે અને તે પ્રતિકુળતાને દુર કરવાને માટે પ્રયત્ન કરવાની જરૂર છે કારણ કે પ્રતિકુળતા પણ આપણાજ કર્મના ફળરૂપ છે, અને તેથી આપણેજ તેને જાણે અજાણપે મેળવેલી હોય છે, જેથી તેને દુર

વિવેક અને સદ્વિચાર પૂર્વક કાર્ય કરવાથી આપત્તિ ટળી જાય છે. પરંતુ તે સિવાય કાર્ય કરવાથી અનેક પ્રકારની વિપત્તિને સહન કરવી પડે છે. ઘણી વખતે દરેક પ્રકારની અનુકુળતા હોવા છતાં પણ આનંદનું તેને ભાન થતું નથી ધન, માન્ય, આદર, સન્માન, બળ, સત્તા, લક્ષ્મી, યશ કિર્તિ, વિજય વૈભવ, શક્તિ, પ્રભાવ અને સર્વ પ્રકારના સુખને આપનાર મહાન્ રાજ્યનો અધિકાર પ્રાપ્ત હોવા છતાં, પણ ઘણાને સાચા આનંદનો અનુભવ થતો નથી.

આનંદ પણ પ્રકૃતિમાં એક વિલક્ષણ ગુણ છે. તેને માટે કોઇ નક્કી સ્થાન નથી. બાહ્ય પદાર્થો પ્રાપ્ત થાય કીંવા ન થાય તોપણ તેની સાથે આનંદને સંબંધ નથી. તે તો ગમે તેવી સ્થિતિમાં, અને ગમે તેવા સ્થાનમાં પ્રાપ્તિ થઇ શકે છે. જ્યાં તે મળશે એવી આશા હોય છે ત્યાં તે મળતો નથી, જ્યારે તેની જ્યાં આશા હોતી નથી તેવી જગ્યાએ તેનો અનુભવ થઇ શકે છે. ખરૂં કહીએ તો આનંદ મળવાનો આધાર બહારની વસ્તુઓ ઉપર નથી. પરંતુ હૃદયની આન્તરિક ગતિ પર છે. અને બહારની પ્રતિકુળતા હોવા છતાં પણ આનંદ પ્રાપ્ત થવાનું પણ તેજ કારણ છે.

આનંદની ઉત્પત્તિ હૃદયમાં થાય છે. હૃદય એ તેનું મૂળ સ્થાન છે. જે પ્રકારે સૂર્યનો પ્રકાશ સર્વ વસ્તુઓ ઉપર પડ્યા કરે છે, તેજ રીતે આનન્દનો પ્રભાવ પણ બહારના પદાર્થોપર એની મેળેજ પડવા કરે છે. ઘણેભાગે સર્વ મનુષ્યો આનંદને તો શોધે છે, પરંતુ તેમને આનંદ સહસા મળી જતો નથી, કારણકે મનુષ્યો આનંદ એવી વસ્તુઓમાં શોધે છે કે જેમાં તેનો અભાવ હોય છે. મનુષ્ય સમજે છે કે, ધન મળવાથી કે સંપત્તિ મળવાથી આનંદમળે છે. અમુક વસ્તુ મળવાથી આનંદ મળી જશે, પરંતુ આ ભ્રમ છે. ખરૂં કહીયે તો આનન્દ મળવાનો, બીજા પદાર્થો પ્રાપ્ત થાય કીંવા ન થાય તેના ઉપર આધાર નથી, પરંતુ હૃદયની શાંતિ ઉપર તે આધાર રાખે છે. આનંદ પ્રાપ્ત કરવાને માટે કોઇ પણ પ્રકારના પરિગ્રહ યા આડંબરની જરૂર નથી ચિત્તની શાંતિ અને એકાગ્રતાનું નામ જ આનંદ છે. અને એવી સ્થિતિ તો પ્રત્યેક મનુષ્ય પ્રત્યેક અવસ્થામાં પ્રાપ્ત કરી શકે છે. મતલબ કે મનુષ્ય પોતેજ તેને પ્રાપ્ત કરી શકે છે. તેને માટે બીજી વસ્તુ ઉપર આધાર રાખવાની જરૂર જ નથી. મનુષ્ય આનંદને માટે જે જે પદાર્થો એકઠા કરે છે તેની સાથે આનંદને કાંઇ સંબંધજ નથી. મનુષ્યના આત્મામાં જે કાંઇ ઉન્નતિ અથવા અવનતિ થાય છે તેના જ ઉપર સુખ અને દુ:ખનો પણ આધાર છે.

ઘણી એવી અવસ્થાઓ હોય છે કે જે સ્થૂલ દૃષ્ટિથી આનંદના જેવી જણાય છે; પરંતુ ખરૂં જોતાં તે ખરા આનંદને આપી શકે તેવી હોતી નથી. એક એવી અવસ્થા હોય છે કે જેમાં ઇચ્છાનુસાર પદાર્થો મળી શકે છે, ત્યારે મનુષ્ય તેને આનંદ માને છે; પરંતુ ખરી રીતે તે આનંદ અપૂર્ણ હોય છે, જો કે આનંદનો કાંઇક અંશ તેમાં આવી જાય છે. પરંતુ પૂર્ણ આનંદ તેને કહી શકાતો નથી, એવી અવસ્થામાં મગ્ન થઇ જવું એ પૂર્ણ આનંદને બદલે અપૂર્ણને ગ્રહણ કરી લેવા જેવું છે. વળી બીજી એવી પણ એક અવસ્થા હોય છે કે જેમાં આપણી ઇચ્છાઓ અને આપણા ઇચ્છિત પદાર્થો એક સરખા થઇ જાય છે. આ અવસ્થા પણ પૂર્ણ આનંદ આપનારી કહી શકાય નહિ, એ અવસ્થામાં માત્ર એટલાજ વખત સુધી રહે છે કે, જ્યાં સુધી બન્નેમાં પૂર્ણ એકતા હોય

છે, પણ જ્યાં જરા સરખો પણ અંતરાય પડયો કે તેજ વખતે અવસ્થા ભંગ થઇ જવાની. મનુષ્યની ઇચ્છાઓનું હમેશાં પરિવર્તન થતું રહે છે. એક વસ્તુ પ્રાપ્ત થતાં બીજી વસ્તુની ઇચ્છા થવા માંડે છે. એક ઇચ્છા પૂર્ણ નથી થતી ત્યાં તો બીજી ઇચ્છા ઉત્પન્ન થાય છે; પરન્તુ તે મળવામાં જ્યાં જરાપણ વિલંબ પડયો કે તે વખતે અશાન્તિ આવી પહોંચે છે. પદાર્થો ન મળવા તે વાત તો બાજુપર રહી, પરંતુ સંસારના સંપૂર્ણ પદાર્થો પ્રાપ્ત હોવા છતાં પણ મનુષ્યને આનંદનો અનુભવ થતો નથી, કારણકે આનંદ એ આત્મિક સુખનું નામ છે. તે શારીરિક કે માનસિક સુખોથી તો હજારો ગાઉ દૂર છે.

ઘણા લોક સંતોષમાં આનંદ માને છે. પરંતુ સંતોષ કાંઇ એવી વસ્તુ નથી કે જેને તેને બદલે માની શકાય. સંતોષમાં કેટલેક અંશે નિરાશા ભળેલી હોય છે તેથી તો મનુષ્યને સત્ય વસ્તુ ને બદલે, નકલી વસ્તુઓપર આધાર રાખવો પડે છે. સંતોષી મનુષ્યને દૂધને બદલે છાશ પીવા આપી હોય તોપણ તે છાશ પીને દૂધ પીવા જેટલી પ્રસન્નતા બતાવે છે. કોઇ તો પાછલી આનંદદાયક વસ્તુઓનું સ્મરણ કરીનેજ સંતોષી મનુષ્ય પોતે પ્રસન્ન રહી શકે છે. સંતોષથી મનુષ્યોની માનસિક અને નૈતિક શક્તિ નિર્બળ થઇ જાય છે. અને તે આગળ વધવાનો ઉદ્યોગ કરી શકતો નથી. જો કે સંતોષ એ ગુણ ઉત્તમ છે, અને તે ગુણ દરેક મનુષ્યમાં હોવો એ પણ જરૂરનું છે; તો પણ તે ગુણ ઉન્નતિમાં વિઘ્ન કર્તા ન થઇ પડવો જોઇએ. મનુષ્યે હંમેશાં દિનપ્રતિદિન પોતાની સ્થિતિને સુધારવાને માટે આગળ વધવુ જોઇએ. એક વસ્તુ મળી જતાં તે વખતે તેનાથી તો સંતોષ પામવોજ જોઇએ, પરંતુ એમ ન માનવું જોઇએ કે હમેશને માટે સંતોષી થઇ એકની એકજ સ્થિતિમાં હમેશાં પડી રહેવું જોઇએ. પ્રાપ્ત વસ્તુમાં સંતોષ માનવો એ ઉત્તમ છે. પરંતુ તેને હમેશાં વધારવાનો ઉદ્યોગ કરતા રહેવું જોઇએ. ધન ધાન્યને માટે તો કદાચ સંતોષ માનવો ઘટે તો માનવો, પરંતુ સદ્‌ગુણોની પ્રાપ્તિ અને આત્માની ઉન્નતિ કરવામાં તો કદીપણ સંતોષી થઇ હાથપગ જોડી બેસી રહેવું ન જોઇએ. આપણે હમેશાં આપણા સદ્‌ગુણોમાં વધારો કરવો જોઇએ. અને જ્યાં સુધી અનન્ત ગુણ ન પ્રાપ્ત થાય ત્યાં સુધી ઉદ્યમ જારી રાખવો જોઇએ તેથી સંતોષને આનંદ માની શકાતો નથી, તેમજ ક્ષણિક પ્રસન્નતાને પણ આનંદ માની શકાય નહી, ક્ષણિક પ્રસન્નતા થોડા વખતને માટે હોય છે, પરંતુ આનંદ એ હમેશ રહેનાર હોય છે. પ્રસન્નતા વિવેક શક્તિના પ્રતિકુલ હોવા છતાં પણ હોઇ શકે છે, પરન્તુ આનંદ તેવી સ્થિતિમાં હોય શકતો નથી. પ્રસન્નતા કદી કદી દુઃખનું રૂપ પણ ધારણ કરી શકે છે; પરંતુ આનંદ એ હમેશાં આનંદજ છે.

મનુષ્યાવતારમાંજ ખરા આનંદને પ્રાપ્ત કરી શકાય છે. વાસ્તવિક આનંદ તે છે કે જેમાં જીવન અને જીવનના ઉદ્દેશમાં પૂર્ણ સમતા હોય છે. એવા આનંદને કોઇપણ વ્યક્તિ કેવલ પોતાને માટે પ્રાપ્ત કરી શકતી નથી. જ્યારે કોઇ વ્યક્તિ નિર્લેપ થઇને પરમાર્થ કાર્યમાં પોતાના જીવનને વ્યતિત કરે છે ત્યારે આનંદ એની મેળેજ તેને મળી શકે છે. આનંદ એ આત્માનો ગુણ છે અને એવી અવસ્થામાં તે તેની મેળેજ પ્રગટ થઇ શકે છે. પરંતુ કોઇપણ મનુષ્ય કેવળ પોતેજ આનંદને પોતાના જીવનના ઉદ્દેશરૂપ બનાવીને આનંદ પ્રાપ્ત કરી શકતો નથી. એ વાત સર્વથા અસંભવ છે. જો

તમને વાસ્તવિક આનંદને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તો હમેશાં તમારા પોતાના ઉદ્દેશોને ઉંચા બનાવો. બીજા મનુષ્યોના આનંદને પોતાના આનંદ કરતાં વધારે મહત્વ આપો. પરહિતને માટે સ્વાર્થની આહુતિ આપતાં આંચકો ન ખાવ. ધનથી પ્રસન્નતા પ્રાપ્ત થઇ શકે છે, સંતોષ પણ પ્રાપ્ત થઇ શકે છે, અને સંતુષ્ટતા પણ મળી શકે છે. પરંતુ આનંદ એવી વસ્તુ નથી કે જે બીજા કોઇપણ ખાસ પદાર્થોથી મળી શકે. તે તો માત્ર સત્ય જીવનથી જ મળી શકે છે આનંદ સત્યાર્થ જીવનના અંગરૂપ છે. તે કદી તેનાથી જુદો નથી. આનંદ શક્તિના ભંડારરૂપ છે અને નિરાશાવાળા ઉદ્યોગથી તદ્દન અલગજ છે. આનંદ એવી વસ્તુઓના પ્રેમ ઉપર આધાર રાખે છે કે જે સ્વાર્થની સીમાથી જુદીજ હોય, સંસારમાં આનંદના પ્રત્યેક ઉદાહરણની તપાસ કરો અને પછી તેના તત્વને તપાસશો તો તમને તેમાં સદા પ્રેમનાં તત્વો જણાયા સિવાય રહેવાનાંજ નહી. પછી તે પ્રેમ માતાપિતાના પોતાના બાળક પ્રતિનો હોય, કિંવા સ્ત્રીપુરૂષનો એક બીજાપરનો હોય, કીંવા કોઇપણ રૂપમાં કોઇપણ મનુષ્ય પ્રતિનો હોય, કે જેને વાસ્તે પ્રત્યેક મનુષ્ય પોતાની સંપૂર્ણ શક્તિયોનો ઉપયોગ કરતો હોય, પરતુ તેમાં પ્રેમ અવશ્ય હોય છે.

આનંદ એવા મનુષ્યોને પ્રાપ્ત થઇ શકે છે કે જેનામાં આશા, વિશ્વાસ અને સાચો દૃઢ પ્રેમ હોય, નિરાશ યા નીચ વિચારવાળો મનુષ્ય આનંદને પ્રાપ્ત કરી શકતો નથી. તે સદા પોતાના હૃદયને નિરાશાવાળુજ જોતો હોય છે અને સમજે છે કે સંસારમાં સર્વ જગ્યાએ નિરાશાજ ભરેલી છે. તેની દશા ઘુવડના જેવી હોય છે કે જે સૂર્યના પ્રકાશને ન દેખી શકવાથી સમજે છે કે દિવસે પણ સર્વ જગ્યાએ અધારૂંજ હોય છે. જ્યારે નિરાશા વધી જાય છે ત્યારે એવા મનુષ્યો મૃત્યુને ઇચ્છે છે. તે પોતાના મનમાં એમ વિચાર કરે છે કે જીવતાં તો આનંદ મળ્યો નથી કદાચ મરવાથી મળશે.

વિશ્વાસના અભાવમાં પણ આનંદનો અભાવ છે. જે મનુષ્યનો બીજાઓનાપર વિશ્વાસ નથી, જે સદા પોતાનેજ સાચા અને બીજાઓને જુઠા સમજે છે તેને પણ કદી આનંદ મળતો નથી. ઔરંગઝેબ ઘણોજ પ્રતાપી મુગલ શહેનશાહ હતો; પરંતુ તેનો બીજાના ઉપર જરા પણ વિશ્વાસ નહોતો, બીજાની વાત તો બાજુપર રહી પણ તેના પોતાના પુત્રોના ઉપર પણ તેનો વિશ્વાસ નહોતો, અને તેથી તે સદા તેમને પોતાનાથી વેગળાજ રાખતો હતો, જે કારણથી તે જીવન પર્યંત આનંદથી દૂર રહ્યો હતો. જેમ જેમ મૃત્યુના દિવસો નિકટ આવતા જાય છે તેમતેમ યમના દૂતોનો ભય અધિક અધિક થતો જાય છે અને એજ કારણથી ઘણા માણસોને પોતાના જીવનપર્યંત આનંદનો અનુભવ થતો નથી.

આનંદાભિલાષી મનુષ્યે પોતાના જીવનનો ઉદ્દેશ્ય ઉંચો રાખવો જોઇએ અને તેનો નિસ્વાર્થપણે લોકસેવા અને પરોપકાર કરવામાં ઉપયોગ કરવો. જીવન એવી વસ્તુ નથી કે જેનો ગમે તેમ ઉપયોગ કરી વ્યતિત કરી દેવું; પરંતુ તે એવી વસ્તુ છે કે જેમાં પોતાના ઉચ્ચ ઉદ્દેશ્યની પ્રાપ્તિ કરી લેવી જોઇએ. આ મનુષ્ય શરીર કાંઇ આપણને શિક્ષા તરીકે બક્ષવામાં આવ્યું નથી કે જેનો ગમે તેવી રીતે ઉપયોગ કરી, જેમતેમ કરીને આયુષ્ય પુરૂ કરી દેવું જોઇએ, પરંતુ તે મળવાથી આપણે ઇશ્વરનો એક મહાન્ ઉપકાર માનવો જોઇએ, કે જેમાં આપણે આપણું શ્રેષ્ટ કર્તવ્ય સાધી શકીએ તેવી યોગ્યતાવાળા આપણને બનાવ્યા છે. માટે આવેલી તકને હાથથી ગુમાવી ન દેવી જોઇએ.

ઘણાજ અવતારોના પરિણામે મહા મુશ્કેલીથી આપણને મનુષ્ય જન્મરૂપી ચિન્તામણી રત્ન મળ્યો છે. જેનો સદુપયોગ કરવો અને તેનાથી લાભ મેળવી લેવો એ આપણું કર્તવ્ય છે. જો તેને વ્યર્થ ગુમાવી દેશો તો ચિન્તામણી મળ્યા છતાં પણ તેનો લાભ ન લેતાં તેને સમુદ્રમાં નાખી દેવા તુલ્ય ફળને મેળવશો.

જીવનનો ઉદ્દેશ માત્ર ધનનો સંચય કરવો એજ નથી પરંતુ પ્રાપ્તસ્થિતિમાં સત્ય આનંદનો અનુભવ કરવા પ્રયત્ન કરવો એ છે, તેજ મનુષ્ય આનંદના સત્યમાર્ગે પ્રયાણ કરે છે કે જેનામાં સ્વાર્થની ગંધ સરખી પણ નથી, જેનું હૃદય પ્રેમ અને અનુરાગથી સદા દ્રવ્યાં કરે છે. અને જે બીજાને મદદ આપવામાં અને તેનાં દુ:ખ દૂર કરવાને માટે હમેશાં તન, મન અને ધનથી કટિબદ્ધ રહે છે. અને બીજાના સુખ માટે પોતાના સુખની પણ આહુતિ આપી શકે છે.

આનંદ માર્ગ તરફ પ્રમાણ કરનાર મનુષ્ય સદા ઉદ્યોગી, ઉત્સાહી અને સાહસી હોય છે. અને પોતાના ઉદ્દેશાનુસાર હમેશાં નિર્ભય પણે કામ કર્યા કરે છે.

આનંદની પ્રાપ્તિને માટે મનની એકાગ્રતાની ઘણીજ જરૂર છે. તેનાથી જીવન સાદું અને સારગર્ભિત થઇ જાય છે. જેટલી મિથ્યા અને વ્યર્થ વાતો હોય છે તે હમેશાં દૂર થતી જાય છે. મનુષ્યે ચિંતા, ભય અને પશ્ચાતાપનો એકદમ ત્યાગ કરવો જોઇએ કારણ કે તે શારીરિક, માનસિક અને નૈતિકબળને નષ્ટ કરી દે છે. આપણા જીવનને કોઇએક એવા ઉદ્દેસ્યવાળુ બનાવી દેવું જોઇએ કે, જેથી સમગ્ર શક્તિયો એકત્રિત થઇ જાય અને મન એટલું બધું તેમાં મગ્ન થઇ જાય કે તેને દુ:ખની જ્વાળાની ખબર પણ ન પડે. આથી મનને એકાગ્ર કરવામાં ઘણીજ સહાયતા મળે છે. જેમ રણક્ષેત્રમાં શૂરા લડવૈયા પોતના લડાઇના કાર્યમાં એટલા બધા તન્મય થઇ જાય છે કે જેને શૂર મર્દનું કહેવાય છે, જેથી તેમને પડેલા ઘાકે ઝટકાની પણ ખબર પડતી નથી, અને લડતી વખતે તેમનું વાગેલા જખમ પ્રતિ ધ્યાન જતું નથી, તેવીજ રીતે મનુષ્યે પણ પોતાના જીવનમાં કોઇ એવોજ ઉદ્દેશ નક્કી કરીને તેની સિદ્ધિને માટે તેમાં એટલા બધા મગ્ન થઇ જવું જોઇએ કે તેથી નાનાં દુ:ખો અને પ્રતિકુળતા પણ તેને કંઇ અસર કરી શકે નહિ મનની એકાગ્રતાથી તુચ્છ જીવન પણ સ્વચ્છ અને પવિત્ર બની જાય છે. સત્યવાત જ માત્ર સત્યતાને લીધે મનના માનવામાં આવે છે, બાકી ખટપટ, પ્રપંચ કે એવીજ કપટ નીતિનો તેનામનમાં પ્રવેશ સરખો પણ થતો નથી. અને આવાજ ગુણથી મનુષ્યને યથાર્થ શાંતિનો અનુભવ થાય છે અને વાસ્તવિક આનંદની ઝલકનો અનુભવ થતો જાયછે.

આનંદ પ્રાપ્ત કરવાને માટે એક બીજા પણ ગુણની જરૂર છે. તે એ છે કે કોઇ ખરાબ ટેવ પડી ગઇ હોય તો તેના ઉપર વિજય પ્રાપ્ત કરી લેવો જોઇએ. સંસારમાં ઘણા અર્થાત્ લક્ષ્મીની ઇચ્છા મનુષ્યને ઘણાજ લાલચુ બનાવી ફંદામાં ફસાવી શકે છે. બીજાની પાસે લક્ષ્મી જોવાથી મનમાં વિચિત્ર ભાવ પેદા થાય છે. જો કદાપિ મનુષ્યના જોવામાં આવે કે સંસારમાં સત્યના માર્ગે ચાલનાર મનુષ્ય દુ:ખી છે, નિર્ધન છે અને જુઠી મત્તા રચી પ્રપંચ કરનાર ધુર્ત માણસો આનંદ કરે છે અને ખુબ મોજ ઉડાવે છે તો તેના મનમાં પણ તે માર્ગ ગ્રહણ કરવાનું મન થઇ જાય છે. આજ વખતે સત્ય પથે ચાલનાર મનુષ્યની કસોટી થાય છે જો આ વખતે તે મિથ્યા મોહથી ફસાઇને અવળે માર્ગે ચડી જાય

છે, તો તે હમેશાંને માટે ડુબેલોજ રહે છે. પછી તેને સત્યનો રસ્તો જડવાનોજ નહિ, પરંતુ તેજ વખતે બહારના પદાર્થોથી ન લલચાતાં સત્યને માટે સત્યનેજ ગ્રહણ કરવું જોઇએ, અને જો અવળા રસ્તે ન વળતાં સત્યના રસ્તા ઉપર દૃઢ શ્રદ્ધા રાખવામાં આવશે તો પછી આનંદની પ્રાપ્તિ થવામાં જરાપણ મુશ્કેલી આવવાની નહિ. દુનિયાને પોતાને વશ કરવાને માટે અથવા તો બીજાઓને પોતાનાપ્રતિ સ્નેહ અને પ્રેમથી આકર્ષવાને માટે તો પ્રથમ તમારે પોતાનેજ પોતાને વશ કરતાં શીખવું જોઇએ, પોતાની ઇન્દ્રિયો ઉપર વિજય પ્રાપ્ત કરવો જોઇએ, પોતાની ઇચ્છાઓનો નિરોધ કરવો તેનુંજ નામ વિજયી થવું એ છે. પાણીના વેગમાં તણાઇ જવું એ તો નિર્બળનું કામ છે. વ્હેતા પાણીમાં તરવું એમાં કોઇ કઠિન વાત નથી. પરંતુ વ્હેતા પાણીની સામે પુર તરવું એમાંજ ખરા બળની કસોટી છે. સંસારના કાવાદાવા અને આવેગોથી મનુષ્યનું મન ચલાયમાન થઇ જાય છે એકબીજાપ્રતિ ઇર્ષ્યા અને દ્વેષથી મન ગુંચવાઇ જાય છે અને અવળા માર્ગે વળી જાય છે, આવી મિથ્યા વાતો અને પ્રપંચમાં તમારા અમુલ્ય જીવનને ગુમાવી ન દો તે સર્વે કરતાં તમારા સામર્થ્યને ઉંચું બનાવો. અને એવી અવસ્થા પ્રાપ્ત કરો કે જેમાં તેવી કોઇ પ્રપંચ જાળ તમને અસર કરી શકે નહી, કે તમારા મનને ડગાવી શકે નહિ, એજ વિજય છે. ખરૂં કહીએ તો વિજય તેનુંજ નામ છે કે કદી એવો સમય આવે કે જ્યારે ધન, સંપત્તિ, યશ, કિર્તી તથા સફળતાની ઇચ્છાનુસાર પ્રાપ્તિ થાય; પરંતુ અન્યાયથી, અનિતિથી, છળથી, કે કપટથી જો તે મળતું હોય તો તેને તે વખતે લાત મારવી અને તેની સ્પૃહા ન રાખવી. લાખો રૂપિયા અન્યાયથી મળતા હોય તો તેને માટી તુલ્ય માનો લોભનો તમારામાં પ્રવેશ થવા ન દો. અને આપણા સત્ય સિદ્ધાન્તોને જરા પણ ડગવા ન દો. અને સત્ય માર્ગથી જરા પણ ન ચળો, એવી સ્થિતિ પ્રાપ્ત કરવી તેનુંજ નામ વિજય છે અને એવી સ્થિતિ વાસ્તવિક આનંદની તરફ લઇ જનારી છે વાસ્તવિક આનંદ મળવામાં મદદ કરનાર બીજો પણ એક ગુણ છે જેનું નામ વિવેક છે. જ્યારે મનુષ્ય કોઇ અયોગ્ય અને અનીતિ ભરેલું કામ કરે છે ત્યારે તેનું હૃદય તે વખતે જરૂર કંપવા માંડે છે. એ વખતે તેનો અંતરાત્મા તેને તે કામ કરવાને માટે રોકે છે. આવા વખતે તે કાર્યને કદાપિ પણ કરવું ન જોઇએ, જ્યારે મનુષ્યને પોતાના અંતરાત્માના આદેશાનુસાર કોઇ પ્રકારની યુક્તિ યા શક્તિને પ્રયોગમાં લાવ્યા સિવાય કામ કરવાની શક્તિ થઇ જાય છે ત્યારે તેને વાસ્તવિક આનંદનો અનુભવ થવા માંડે છે.

જે મનુષ્યનામાં આ ગુણ હોય છે તે પોતાના અંતરાત્મા ઉપર વિશ્વાસ કરી શકે છે. તેનો અંતરાત્મા તેને હંમેશાં સન્માર્ગપ્રતિ લઇ જવાનોજ, પછી તેને આ સંસારમાં કોઇનો પણ ભય રાખવાની જરૂર નથી. પ્રત્યેક કાર્યમાં તેનો અંતરાત્મા તેના માર્ગ દર્શક ભોમીયા રૂપે તેને જણાવાનોજ.

ઇચ્છાઓ મનુષ્યને દુઃખની તરફ લઇ જનારી છે, જ્યારે મનુષ્યને કોઇ વસ્તુને પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે, ત્યારે તે વખતે તે આનંદથી વેગળો ખસે છે. ઇચ્છાઓ પણ બે પ્રકારની હોય છે. એક લેવાની ઇચ્છા, બીજી આપવાની ઇચ્છા, પ્રથમ ઇચ્છામાં આનંદનો અભાવ હોય છે જ્યારે બીજી ઇચ્છામાં સદ્ભાવ હોય છે. આનંદની અવસ્થામાં જ્યારે મનુષ્ય પહોંચી જાય છે ત્યારે દુઃખનો અંશ પણ રહેતો નથી. 'જે વાતથી પ્રથમ

દુઃખ જણાતું હતું. અને ક્રોધ ચડતો હતો તેથી પછી પ્રેમ અને સહાનુભૂતિ થવા માંડે છે, વાસ્તવિક આનંદને મેળવવાની ઇચ્છા વાળાએ તેણે બીજાઓને આનંદ મળે તેમજ તેમનાં હૃદય પ્રફુલ્લિત થાય તેવો પ્રયત્ન કરવો એ પણ જરૂરનું છે. એમ કરવાથી વાસ્તવિક આનંદનું રૂપ પોતેજ પ્રગટ થવા માંડે છે. સંસારમાં મોટામાં મોટા વીરપુરૂષો પણ પોતાની વીરતાના કાર્યોથી સંસારનું એટલું ભલું નથી કરી શકતા કે જેટલું એક એવો મનુષ્ય કરી શકે છે કે જે રાત દિવસ એનીજ શોધમાં રહે છે કે કોઇ પણ મનુષ્યના હૃદયને પ્રસન્ન કરવાનો અવસર મળી જાય.' જે મનુષ્ય સત્ય આનંદની અભિલાષા રાખતો હોય તેણે દરરોજ નવિન શક્તિ અને નવીન ઉત્સાહથી બીજાઓને આનંદિત કરવાનો વિચાર અને ઉદ્યોગ કરવો જોઇએ, બીજાઓનું ભલું કરવાની શક્તિને પ્રબળ બનાવી રાખવી જોઇએ અને ગમે તે પ્રસંગે પણ પોતાના ઉદ્દેશોથી ભ્રષ્ટ ન થવું જોઇએ જો આ પ્રકારના ઉદ્દેશથી દરેક માણસ કામ કરે, અને સ્વાર્થનો ત્યાગ કરી દઈ તેને બદલે દયા, પ્રેમ અને સ્નેહનાં કાર્યોથી સંસારને લાભ આપે તો દરેક ઘરમાં આનંદ જણાવા માંડે અને આખો સંસાર આનંદ પ્રાપ્તિનો ઉદ્યોગ કરવા મચી પડે.

---

# अद्‌भुत-योगि.

૧



ખરા અરણ્ય વખતે માર્ગથી લોથપોથ થયેલો, ભૂખ અને તરસનો માર્યો આકુળ થઇ હું એક વૃક્ષ નિચે થોડીવાર વિશ્રાંતિ લેવાનો વિચાર કરી બેઠો, નિર્જન વનમાં આજુબાજુ જોતાં કોઇ મનુષ્ય દૃષ્ટિએ પડતું નહોતું, ચારેબાજુ જુદા જુદા રસ્તા હોવાથી કયે રસ્તે જવું એ પણ કાંઇ સુઝ પડી નહિ. એવી સ્થિતિમાં નિરાશ થયેલો હું દુઃખથી કંટાળી શું કરવું તેના વિચારમાં પડ્યો હતો, એવામાં પાછળથી હર નર્મદે ! નો ધ્વનિ આવ્યો જેથી મેં તેના પ્રતિ જોયું તો એક ભગવાં વસ્ત્ર ધારી પ્રચંડ મુખમુદ્રાવાન યોગી મારા જોવામાં આવ્યા, તત્કાળ મે ઉઠી તેમને પ્રણામ કર્યા.

યોગિએ મારા માથા ઉપર હાથ મુકી કહ્યું, કયાં જવાની ઇચ્છા છે ? મેં કહ્યું, "મહારાજ, મારા જેવા દુ:ખીને હવે કોઇ ધંધો શોધવા ગયા વિના ચાલે તેમ નથી, આજસુધી તો હું મારા સાસરે ઘરજમાઇ થઇને રહેતો હતો, પણ મારા નસીબે મારી સ્ત્રી ગુજરી જવાથી શ્વસુરગૃહનો ત્યાગ કરવો પડ્યો છે હવે કાંઇ મહેનત કર્યા વિના અન્નવસ્ત્ર મળે તેમ નથી."

યોગિએ શાંત અને ગંભિર ભાવથી પૂછ્યું "કેમ ?"

મેં કહ્યું, " એ કે સ્ત્રીનો વિયોગ શોક અને દુઃખ આપનાર તો છેજ, પરંતુ મારા જેવા ઘરજમાઇ થઇ રહેનારને તો સ્ત્રીનો વિયોગ શોક અને અન્નવસ્ત્રની ચિંતા બન્નેને આપનાર છે. જ્યારે મે જાણ્યુ કે, સ્ત્રીનો વિયોગ થવાથી હવે સાસરામાં રહેવું યોગ્ય નથી ત્યારથી હું ઇશ્વર ઉપર ભરોસો રાખીને ત્યાંથી નીકળી ચૂકયો છુ. હવે કોઇ સ્થળે જઇ નોકરી ધંધો શોધવો પડશે."

યોગીએ કાંઇક વિચાર કર્યો પછી કહ્યું,–" શું તમારા પિતૃ કુલમાં કોઇ નથી" ?

મેં કહ્યું–" મહારાજ જો મારા બાપના - કુળમાં કોઇ હોત, અને વળી ત્યાં કદી અન્ન વસ્ત્ર મળે તેવી મારી સ્થિતિ હોત તો પછી મારે સાસરાને ત્યાં કદી પણ રહેવું ન પડત, આપ તો મહાપુરૂષ છો, એટલે સર્વ કાંઇ જાણો જ છો."

આમ અમે બંને વાતો કરતા પછી ત્યાંથી ઉઠી આગળ ચાલવા માંડયું, આગળ જતાં જતાં સૂર્ય આથમવા માંડયો અને અંધારૂં થવા આવ્યું. જેથી મે કહ્યું, 'હવે રાત પડી ગઇ છે, જેથી આગળ જવું ઠીક નથી માટે જો અહિં પાસેના ગામમાંજ વિરામ લઇએ તો ઠીક."

આ સાંભળી સ્વામિજીએ કહ્યું, " સાધુ પુરૂષોને વિરામ કરવાની શી જરૂર છે ! "

મેં કહ્યું, ' આપ તો મહા પુરૂષ છો, પણ હું તો હજી ઘર છોડી પહેલીજવાર મુસાફરી કરૂં છું. "

આ સાંભળી સ્વામિશ્રીએ મારા તરફ જોઇ કહ્યું, 'શું સાધુ જીવનમાં કોઇ આકર્ષણ શક્તિ નથી ! થોડા વખત માટે સાધુ બનીને આ સાધુ જીવનના આનંદને કેમ મેળવતા નથી ! '

આ સાંભળી મારા શોકવાળા ઉદાસી પ્રાણમાં સ્વામીજીના વચનનો મંત્ર જેવો પ્રભાવ પડયો. એક મહીનાથી જે વસ્તુની શોધમાં હું ઘેરથી બહાર નીકળ્યો હતો તે અહીં મળી ગઈ, સમુદ્રના તરંગોમાં પડેલા માણસને જેવી રીતે સમુદ્રનો કિનારો જોઇને શાંતિ મળી જાય છે તેવી રીતે મને પણ આ યુવક સંન્યાસીની વાતથી મારા જીવનમાં એક નવું વિશ્રામ સ્થળ મળેલું જણાયું. મેં ધાર્યું કે કોઇ સારા મહુરતમાં સ્વામિજીનો સાક્ષાત્કાર થયો છે, મારા ભલાને માટેજ પરમાત્માએ તેમને મારી પાસે મોકલ્યા છે.

૨.

સાધુ વેશ ગ્રહણ કર્યાંને આજે બે મહિના થયા છે તેમાં પણ ઘણી વિટંબના ભોગવવી પડી છે, મારા જેવા નવિન સાધુઓમાં કાંઇ ઉચ્ચાભિલાષા પણ નહોતી, જે ખરા સંન્યાસી હશે તેની તો આપણને ખબર નથી. પરંતુ મારા સોબતી અને દીક્ષા ગુરૂ નરોતમ સ્વામી ધુર્ત તો નહોતા તેની મને સમજણ પડની હતી અમે માત્ર ભગવાં વસ્ત્ર ધારી ઉદ્દેશહીન ભ્રમણ કરતા હતા.

મારા ગુરૂના વિષયમાં અનેક વાતોની મને ખબર પડી હતી કે જે વાતો સંસારમાં રહીને જાણવાની મુશ્કેલી પડત. સાધુ દીક્ષા લઇને મે એ વાતોને પણ જાણી લીધી હતી.

સંસારમાં દરરોજ ભીક્ષાન્ન માટે જતા તો કોઇ પોતાના બાળકની માંદગીનું બ્હાનું

કાઢતા હતા, કોઇ વળી તિરસ્કારજ કરતા હતા, કોઇ મહેનત કરીને ખાવાનું ક હતા, કોઇ કહે બીજી જગ્યાએ જાવ. આમ ધક્કા ખાતા ખાતા સંસારની જુદા જુ સ્વભાવની જુદી જુદી વ્યક્તિયોનો અનુભવ કરતા અમે ફરતા હતા. આમ છતાં પ મને આ જીવનમાં આનંદ જણાતો હતો તેમાં તો નવાઇજ નહોતી કોઇ વખત કો સરકારીના ઘરમાં અમારૂં અતિથ્ય થતું હતું, ત્યાંના ગાર્હસ્ય જીવનના શાંતિમય મધુર ચિત્રને જોઇને મને કદી કદી મારી પ્રેમમયીનું સ્મરણ થઇ આવતાં દુ:ખનો અનુભવ પણ થતો હતો. હું વિચાર કરતો હતો કે ગૃહસ્થોના જંજાળી જીવનમાં પણ એક તરેહનું આકર્ષણ છે. કદી કદી બેઠાં બેઠાં હું શાંતિમય જીવનની કલ્પનાનું ચિત્ર ખેંચવા લાગતો, પણ બીજી જ ક્ષણે વિચાર આવતો કે મારા જીવનમાં આ પ્રકારના જીવનની સાર્થકતાનો અસંભવ છે. એક વખત તો ગામમાં ફરતા ફરતાં એક ભલા માણસની સૌંદર્ય વતી કન્યાના રૂપને જોઇને મારૂં ચિત્ત કાંઇક ચંચળ પણ થઇ ગયું હતું આ પ્રકારે ઘણીવાર બનતું કારણ કે ચિત્ત કોઇના પણ વશમાં હોય એવી વસ્તુ નથી.

૩.

સ્વામીજીએ કહ્યું,–'ચિદાનંદ, ચાલો આ વખતે વૃંદાવન જઇ આવીએ.'

મેં કહ્યું, 'સ્વામીજી, વૃંદાવન તો બહુ દુર છે'

સ્વા—'નારાયણની કૃપાથી તેનો ઉપાય મળી આવશે.'

મે કહ્યુ—'બહુ સારૂં ત્યારે.'

આ વખતે અમે માનાગઢના સ્ટેશન ઉપર ઉભા હતા, એક ગુડસટ્રેન સ્ટેશન ઉપર ઉભી હતી, તેનો ગાર્ડ જલ્દી લાઇન કિલયર મળે તે માટે સ્ટેશન માસ્તરથી નારાજ થઇ પ્લેટ ફોર્મ ઉપર ટેહેલતો હતો. અમને જોઇને તે અધગોરા સાહેબને આનંદ અને ઠઠ્ઠા મશ્કરીની ખાતર અમને મળવાની ઇચ્છા થઈ, તેણે સ્વામીજીની સામે હાથ ફેલાવીને કહ્યું, "સાધુ મહારાજ, બોલો અમારી શાદી ક્યારે થશે."

સ્વામીજી અંગ્રેજી બોલી શકે છે અને હાથ જોઇ શકે છે એ વાતની મને સ્વપ્નમાં પણ ખબર નહોતી, એથી જ્યારે મે સ્વામીજી ગાર્ડનો હાથ ઝાલીને શુદ્ધ અંગરેજીમાં કહેવા લાગ્યા કે, "વિવાહને માટે કેમ ચિંતા કરો છો?" ત્યારે મને બહુજ આશ્ચર્ય થયું, ગાર્ડનું મુખ લાલ થઇ ગયુ, તેણે કહ્યુ What do you mean?

સ્વામીજીએ કહ્યુ, "એ વાત જાણવાની ઇચ્છા હોય તો અમને ગાડીમાં સાથે લઇ જાવ તો સર્વ હકીકત બતાવી દઇશ."

ગાર્ડે કહ્યુ,—હું તો મુગલસરાય સુધી જવાનો છું તે પછી આપને બનારસ પહોચાડવાનો બંદોબસ્ત કરી દઇશ

સ્વામીજી ધીરતાથી ગાર્ડના ડબામાં ચઢયા, કે પછી હું પણ મૃગચર્મ, કમંડળ અને ઉપનિષદ્ લઇને તેમની સાથે બેસી ગયો. ગાડી ઉપડયા પછી ગાર્ડે કહ્યું, "હવે કહો"

સ્વામીજીએ કહ્યું, "એક સ્ત્રીના ઉપર વિશ્વાસ રાખવાથી આપ ઠગાઇ ગયા છો, એથી કહું છુ કે, હવે કેમ પાછા ઝગડામાં પડો છો

સાહેબે કહ્યું,—કેમ બાબુ, શું પૃથ્વીમાં કોઇ સારા માણસો નથી?"

"અવશ્ય છે, પરંતુ અનેક મનુષ્યો એકવાર ઠગાવાથી સર્વને કમજ સમજે છે.

બીજી વાર લગ્ન કરવાથી આપને જરૂર શાંતિ મળશે, પણ હજુ એક વર્ષનો વિલંબ લાગશે." આવી રીતે અનેક વાતો સ્વામિજીએ સાહેબના વિષયમાં કહી, તેમાં ઘણી વાતો ખરી પડી હતી, અને તેથી ચાડે પણ અમારી ઘણીજ ખાતરી કરી.

મુગલસરાઈ સ્ટેશન આવી પહોંચતાં, સાહેબે કહ્યું, " વૃન્દાવન પહોંચ્યા પછી આપનું શું થશે તે કાંઇ કહેશો ! "

સ્વામીજીએ કહ્યું, " અમને સુખ અને દુઃખ બંને બરાબર છે. વૃન્દાવનમાં મારી જે જે અવસ્થા થશે તેને જોઇને આપ સમજશો કે તે અવસ્થા દુઃખની છે, મારા આ મિત્રના જીવનમાં એક મહાન ફેરફાર થશે પણ હાલ તે હું કહી શકતો નથી."

૪

વૃન્દાવન ગયા પછી ખરૂં કહું તો મારામાં ઘણોજ ફેરફાર થઇ ગયો, સ્વામીજીના ઉપર મારો જે ભાવ હતો તે ગંભીર શ્રદ્ધાના ભાવમાં બદલાઇ ગયો. તેમની સાથે મારો જેમ જેમ પરિચય વધતો ગયો તેમતેમ તેમનું મહાન ચરિત્ર વિકસિત થતું ગયું, અને મને નિશ્ચય થઇ ગયો કે મારા ગુરૂ યાને મારા સોબતી એ માત્ર ભગવાં વસ્ત્ર ધારી સન્યાસીજ નથી પણ એક મહાપુરૂષ છે. તેમના ચરિત્રમાં અનેક પ્રકારની ગંભિરતા છે, તેની મને દિવસે દિવસે ખાત્રી થતી ગઇ, પરંતુ તેમના પૂર્વ જીવનની એક પણ વાત મને આ ૭ મહીનામાં જણાઇ નહી. મેં તેમને યોગાભ્યાસ યા કોઇ વિશેષ સાધના કરતાં પણ કદી જોયા નહોતા. માત્ર બંને વખત સંધ્યા કરતાં અને કોઇ કોઇ વખત રાત્રિએ ધ્યાનામાના શાંત બેસી રહેતાં તો મને ઘણી વખત જોવામાં આવતા હતા.

અમારા વૃન્દાવન પહોંચ્યા પછી કેટલાક દિવસો બાદ એક યાત્રાવાસિ બ્રાહ્મણ સહ કુટુંબ ત્યાં આવીને ઘણાજ દુઃખમાં ફસાઇ પડ્યો હતો. આવી દશામાં સ્વજાતિય બ્રાહ્મણને વિપત્તિમાં પડેલો જોઇને સ્વામીજીએ જે પ્રકારે તેની ચાકરી કરી તે જોઇને તો મારા હૃદયમાં સ્વામીજીને માટે ભક્તિનો ભાવ ઘણોજ વધવા માંડ્યો, રોગીના દુ ખને જોઇને મારૂં હૃદય કંપવા લાગતું હતું, મારાથી રોગીનું દુઃખ જોઇ શકાતું નહોતું, તેને લીધે તેની શુશ્રુષા કરી શકતો નહોતો, પરંતુ સ્વામીજી પણ તેની ચાકરી કરતા હોવાથી, હું પણ તેની ચાકરી કરવામાં મદદ કરતો, અને સ્વામીજીના પ્રતાપથી મારામાં પણ તેની રાત દિવસ ચાકરી કરવાનું બળ આવતું.

એક દિવસ મેં સ્વામીજીને કહ્યું, " રોગીની હાલતમાં કાંઇ વિશેષ ફેરફાર જણાતો નથી. આપણી મહેનત સફળ થશે કે નહી ! આ બિચારી કુવારી કન્યા અને તેની સ્ત્રીનું દુઃખ જોઇ મારૂં તો હૃદય ફાટી જાય છે." સ્વામીજીએ ગંભીરતાથી કહ્યું, 'મૃત્યુના ઉપર આપણું સ્વામિત્વ નથી; પરંતુ સંભવ છે કે કદાચ આ વખત તે બચી જાય."

' સંભવ છે ' આ સાંભળી મને ઘણીજ ચિંતા થઇ, જેથી મે ઘણાજ આગ્રહથી કહ્યું, કદી જો ન બચે તો દુઃખનો પાર રહે નહિ, બિચારાની અનાથ સ્ત્રી અને કુંવારી કન્યાની શું દશા થશે ! "

પ્રથમની માફક ગંભીરતાથી સ્વામીજીએ કહ્યું,-" હરે મુરારે ! ભગવતજ ઉપાય જાણતા હશે. કન્યાનું લગ્ન થઇ જાય એવી તેની ઇચ્છા છે. સાંભળ્યા પ્રમાણે રામ નારાયણ શાસ્ત્રી ઘણાજ ધનવાન છે. તેના કન્યાના લગ્નને માટે ચિંતા કરવા જેવું નથી."

૫

મારી પચ્ચીસ વર્ષની અંદર અનેક બનાવો બની ગયા છે, પણ આજના જેવો વિચિત્ર બનાવ તો કોઇ વખત બન્યો નથી. જેનામાં મારી આખા સંસાર કરતાં પણ સર્વથી અધિક ભક્તિ હતી, જેનો ધીર અને ગભીર જ્ઞાનથી ભરેલો સ્વભાવ મારા હૃદયમાં ધીરે ધીરે જગ્યા કરતો જતો હતો, જેની પરહિતાર્થતા અને પવિત્રતામાં મને સ્વર્ગીય ભાવ જણાતો હતો, મતલબ કે જેને હું શોક તાપ પરિપૂર્ણ, હિંસાદ્વેષમય આ પૃથ્વીમાં દેવતા સમજતો હતો તેનાજ વિષયમાં એવી નિંદ્ય વાત સાંભળીને મારા હૃદયમાં જે પીડા ઉત્પન્ન થઇ હતી તેને લખીને બતાવવી તે માત્ર એક ગાંડપણુંજ છે. સવારમાં ઉઠતા પહેલાંજ યમદૂતના જેવા પોલીસના માણુસો અમારા રહેવાના સ્થાનમાં આવી પહોંચ્યા, તેના મૂખ્ય જમાદારે કહ્યું, "નરોત્તમ સ્વામી કોનું નામ છે?"

સ્વામીજીએ પ્રસન્ન વદને કહ્યું, "તમે પકડવાને માટે આવ્યા છો, ને ઓળખતા પણ નથી?"

જમાદારે કહ્યું,-"મને કલકત્તેથી માત્ર તાર મળ્યો છે, જેથી તેમને કેદ કરીને કલકત્તે મોકલવા પડશે."

કેદ કરવાની વાત સાંભળી મેં ઘણુંજ ક્રોધથી કહ્યું, "કેદ! અમે સાધુ લોકોએ કાનો ગુન્હો કર્યો છે કે અમને કેદ કરવામાં આવશે?"

સ્વામીજીએ કહ્યું,—"સાધુઓને કેદ કરવામાં આવે તોપણ શું દુઃખ છે? મારૂં નામજ નરોત્તમ સ્વામી છે."

જમાદારે કહ્યું—"અમે આપનો હાથ નહીં પકડીએ, આપ અમારી સાથે આવો, આપે ત્રણ વર્ષ પહેલાં કલકત્તામાં બનાવટી નોટો બનાવી હતી આપનું બીજું નામ નરેન્દ્રકુમાર છે?" પોતાની સ્વભાવિક ગભીરતાથી સ્વામીજીએ કહ્યું, "એ વાતની આપને ખબર નથી તો શું એમજ કોઇને કેદ કરવાની જોખમદારી તમારે માથે વહોરી લો છો? કહો ક્યાં જવું છે?" જમાદારે કહ્યુ-'ચાલો.'

સ્વામીજીએ કહ્યું "બહુ સારૂં! ચિદાનંદ તું ગભરાઇશ નહિ, આ રામનારાયણ શાસ્ત્રી કહે તો તેમની કન્યા સુલોચનાની સાથે તારાં લગ્ન કરી દેજે." સ્વામીજીની વાત તો હું ચિત્રવત ઉભો ઉભો સાંભળ્યાંજ કરતો હતો. આ વખતે તેમની વાતનો અર્થ મને કાંઇજ ના જણાયો, તેમના ગયા પછી અનેક પ્રકારની સુચિન્તા અને કુચિન્તાઓ મારા મનમાં ઉત્પન્ન થવા મંડી પણ અંદર ગુંચવાડામાં, આ માનસિક ભાવોના દ્વન્દ યુદ્ધમાં વારંવાર એક પ્રશ્ન ઉઠતો હતો તે એ હતો કે, એ સ્વામીજી હતા કોણ?

૬

સ્વામીના સંબંધમાં મે કોઇ વાત રામનારાયણશાસ્ત્રીના ઘરના કોઈપણ માણસને કરી નહોતી, પરંતુ પૂણ્ય ભૂમિ વૃન્દાવનના ઐતિહાસિક યમુના તટ પર એકવાર સ્નાન કરવાથી વર્તમાન પત્રો વાંચવા જેટલું ફળ મળી જતું હતું, એથી નિત્ય સ્નાન કરનારી શાસ્ત્રીજીની સ્ત્રીને બીજેજ દિવસે સર્વ વાતની ખબર પડી ગઇ.

શાસ્ત્રીજીને સુતેલા જોઇને હું બહાર બેઠો હતો. તેવામાં શાસ્ત્રીજીની કન્યા સુલોચના

એ ત્યાં આવીને મને કહ્યું કે, " સ્વામીજી, મોટા સ્વામીજીના સંબંધમાં જે સાંભળ્યું છે તે શું સત્ય છે ? "

મેં પૂછ્યું, " શું સાંભળ્યુ છે ? "

" એક તે સાધુ નથી, જુઠી નોટો બનાવતા હતા અને સાધુનો વેશ લઇને ગુપ ચુપ રૂપીઆ કરતા હતા. પોલીસે તેમને ઓળખી કહાડયા છે અને કેદ કરી લઇ ગયા છે "

" પોલીસ તેમને કેદ કરીને લઇ ગઇ છે; પણ તે અપરાધી છેકે નહી, એ હું કહી શકતો નથી. "

બાલિકાએ કહ્યું—" સ્વામીજી ગુન્હેગાર છે, એ માની શકાતું નથી, સહુ કોઇ કહે છે કે એમાં ભૂલ થઇ ગઇ હશે. "

તેની એ વાતથી મારા હૃદયનો કેટલોક ભાર ઓછો થયો, સ્વામીજીના કેદ થયા પછી મારી તો ખરાબીજ થઇ હતી, અને તેને લીધે અનેક ખરાબ ચિન્તાઓ મને રાત દિવસ સતાવતી હતી. આ વાત્ત પ્રસિદ્ધ થયા પછી શાસ્ત્રીજીનું કુટુબ મારે માટે અનેક શકાઓ કરશે, એ વાતની પણ મને ઘણી ચિન્તા હતી. અને દુઃખના વખતે તેની સવારના પહોરની ખીલેલી પુલની કળી જેવી ઉજ્વલ બાલિકા અને સાધ્વી સ્ત્રીને વિદેશમાં નિઃસહાય ભાવમાં વિપત્તિયોની સાથે યુદ્ધ કરવાને માટે છોડી જવી એ પણ મને પસંદ નહોતું. પણ જ્યારે સુલોચનાએ કહ્યું કે, સ્વામીજીના ઉપર લગાવેલું કલંક મિથ્યા છે, ત્યારે મને કાંઇક આશ્વાસન મળયું, મે ઘણાજ આગ્રહની સાથે તેને કહ્યું, " એઘક સ્વામીજીનું ચરિત્ર દેવલોકના જેવું પવિત્ર છે. "

સુલોચનાએ કહ્યું, " તેમણે તમને શું કહ્યું હતું ? " ખરી રીતે સ્વામીજીએ તો પોતાના સંબંધમાં કાંઇ વાત કહીજ નહોતી, પણ મને એક અસંભવ સરખો ઉપદેશ આપ્યો હતો. ના ! ના ! શું એ વાત બની શકે ! એકવાર મે તેના પ્રકાશમાન રૂપ પર દૃષ્ટિ નાંખી, તે વખતે તેની કિશોરી અવસ્થા સમાપ્ત થઇ હતી અને યૌવનાવસ્થા નો પ્રારંભ થતો હતો, તે વખતે મરણ પથારી ઉપર સુતેલી મારી પ્રાણવલ્લભાનું મને સ્મરણ થઇ આવ્યું, મને આમ છાનો માનો બેસી રહેલો જોઇને ચંચળલોચના, સુલોચનાએ કહ્યું,—" શું તેમણે તમને કોઇ પણ વાત કહી નથી ? "

આ વખતે હું કેમ જુઠું બોલ્યો તેની મને ખબર ન પડી, જેથી કહ્યુ. " સ્વામીજીએ કહ્યું હતું કે આજથી શાસ્ત્રીજીને ઘેર જવુ બંધ કરી દેવુ. " આ સાંભળી બાલિકાનું મુખકમલ ફિક્કુ થઇ ગયું, તેનાં બને નેત્રો સ્થિર થઇ ગયાં, તેણે કહ્યુ " નહીં. એવું ન કરો ! એમ કરશો તો મારા પિતાની શી દશા થશે !

મેં કહ્યું, " હાલ તો તે કાંઇ સારા થવા લાગ્યા છે, તેથી હવે મારી કાંઇ જરૂર નથી, હવે તો તમે પોતેજ તેની પાસે રહી સેજસાજ ખબર રાખશો તો બહુ છે.

કુમારીએ કહ્યું,—" નહીં એમ નહી બને. હું હવે તે વાત મારા પિતાને હમણાંજ કહું છુ. "

૭

સ્વપ્ન પણ નહોતું અને વાતપણ સાચી જણાતી નહોતી, સ્વપ્નએ ગમે તેટલું સાચું કેમ ન હો, તેમાં પણ કોઇ અવાસ્તવિકતા હોય છે. તેમાં નજરે પડતાં નરનારી છાયા મયજ હોય છે. અને આંખ ઉઘાડતાંજ માલમ પડી જાય છે કે તે સર્વ દેખાતુ હતું

## मनुष्योंअे केवुं वर्तन राखवुं जोइए.



મનુષ્ય જીવનમાં વિજય મેળવવાને માટે ચતુરાઇ યા વિવેકની ખાસ આવશ્યકતા છે. એ ગુણ બુદ્ધિથી પણ વધુ ઉપયોગી છે બુદ્ધિ તો વિદ્યા અને સત્સંગથી પણ પ્રાપ્ત થઇ શકે છે. પણ રીત ભાત શિખવા છતાં પણ આવડતી નથી એ મનુષ્યોમાં સહજ યા સ્વભાવિક હોય છે, મોટા મોટા વિદ્વાનો અને બુદ્ધિમાનોનું પણ જ્યાં ચાલતું નથી, અને જ્યાં અકૃત કાર્ય થઇ જાય છે, ત્યાં સાધારણ મનુષ્ય ચતુરાઇથી પોતાનું કામ સહજમાં કરી લે છે, અને સર્વ લોક મો સામું જોતા રહે છે.

જો કે આ ગુણ સ્વભાવથીજ મનુષ્યોમાં ઉત્પન્ન થાય છે તથાપિ અત્રે જે કહેવામાં આવે છે તે ઉપર જો મનુષ્ય ધ્યાન રાખીને કામ કરશો તો આ મહાન અડચણો ને સુગમતાથી પાર કરી શકશે,

પ્રથમ વાત એ છે કે જ્યાં સુધી બની શકે ત્યાં સુધી બીજાને દુખ થાય એવું કોઈ કામ ન કરવુ જોઇએ. એટલુંજ નહી, પરન્તુ કષ્ટ વેઠીને પણ એવાં કાર્ય કરવાં જોઇએ કે જેથી બીજાઓ આપણાથી પ્રસન્ન રહે અને બીજાને પ્રસન્ન કરવાનો મળેલો અવસર હાથથી જવા દેવો નહિ, કદાચ આપણે જાતે પ્રસન્ન ન થઇ શકીએ, તોપણ આપણે બીજાને કોઇ પણ પ્રકારે પ્રસન્ન રાખવાને યત્ન કરવો જોઇએ.

આપણે હમેશાં મધુર અને પ્રિય વચન બોલવાં જોઇએ, તેમાં આપણે કાંઈ મહેનત ખર્ચ કરવાનુ હોતુ નથી; પરંતુ એટલાથીજ આપણું ઘણું મોટું કામ થઇ શકે છે.

तुलसी मीठे वचनसे सुख उपजत चहुं ओर ।
वसीकरण एक मंत्र है, तजि दे वचन कठोर ॥

આપણા જીવનમાં સફળતા મેળવવાને માટે, આપણે મધુર વચનોથી બીજાઓને આપણા બનાવી લેવાની ઘણીજ જરૂર છે. જ્યાં સુધી બીજા માણસોને આપણે આપણા બનાવીને સંસારમાં તેમની મદદ મેળવી શકતા નથી ત્યાં સુધી આપણે જગતમાં કોઇ પણ કામ સફળતા પૂર્વક કરી શકતા નથી. સંસારમાં મિત્ર ઉત્પન્ન કરવાને માટે પ્રિયવાદિતાથી વધારે ઉત્તમ કોઇ બીજો ઉપાય નથી. મનુભગવાન કહે છે કે,–

तृणानि भूमि रुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥

એ સ્મરણમાં રાખવુ જોઇએ કે, મનુષ્ય પશુ નથી કે તમે તેને માર ઝુડ કરીને તમારે તાબે રાખી શકો, મનુષ્યને તમે સમજાવી, મનાવીને તમારો અનુચર બનાવી શકો છો, જેથી આપણે અન્ય મનુષ્યોની સાથે એ પ્રકારનું વર્તન ચલાવવુ જોઇએ કે જેથી આપણા ઉપર તેનો જલ્દી વિશ્વાસ બેસી જાય. અને વિશ્વાસ બેસતાં આપણી શાખ પણ જામી જવાની.

સદાચારનોજ સર્વથી સારો અને ઘણોજ જલ્દી મનુષ્યોના ઉપર પ્રભાવ પડે છે. સદાચારી મનુષ્યોનું સન્માન સર્વ જગ્યાએ થાય છે. અને તેનો વિશ્વાસ સર્વ લોક કરે છે, કહ્યું છે કેઃ—

आचारा ल्लभते ह्यायुरा चाराद्दीप्सिता प्रजा ।
आचाराद्ध नमक्षय्यमाचारो हन्त्य लक्षणम् ॥

પરોપકાર પણ એવો ગુણ છે કે જેનું સેવન કરવાથી આપણા જીવનની સફળતામાં ઘણીજ સુગમતા થાય છે. બીજાઓના મનોરથોને જ્યાં સુધી બની શકે, ત્યાં સુધી પુરા કરવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. કદિ કોઇ ગરીબ, કે દુઃખી આપણી પાસે પોતાનું દુઃખ યા પ્રયોજન કહેવા આવે તો આપણે તેની વાત સાંભળવામાં બે દરકારી ન કરવી જોઇએ. કેટલાક લોક તો પોતાના દુઃખની વાત કહેવાનેજ આવે છે, કોઈ બીજા અભિપ્રાયથી આવતા નથી તેમની વાત સાંભળવી જોઇએ, જેથી તમને કાંઇ નુકશાન નથી. ઉલટો થોડા વખતના પરિશ્રમ પામવાથી તમે તેનો સ્નેહ સદાને માટે જીતિ લ્યો છો ઉપકાર કરેલા મનુષ્યોથી સસારમાં તમારૂં ઘણુંજ કામ નીકળી શકે છે, પણ એટલું તો ધ્યાન રાખવું જોઇએ કે, કોઇને મદદ કરવી. એ તમારા સામર્થ્યની બહારની વાત હોય તો તેને સીધો ઉત્તર આપવામાં સંકોચ ન કરવો જોઇએ એથી તે તમારે ભરોસે ફુટાય નહિ, પણ કોઈ બીજાને પોતાના દુઃખની વાત કહીને તેની મદદ માગી શકે.

'હા' કહેવું ઘણુંજ સહેલ છે, પરંતુ કરવું કઠિન છે. આ જગતમાં એવા પુરૂષો ઘણા છે કે જે હર્ષપૂર્વક 'હા' કહે છે, મોઢે કાંઇ અને પેટમાં બીજું એવું વર્તન રાખનારાઓ તો સેંકડો મનુષ્યોનું સત્યાનાશ વાળી દે છે. કદાચ કોઇને તેનું કામ ન થઇ શકે તેવું હોય અને ના કહેવું પડે તોપણ એવું સભ્યતાપૂર્વક કહેવું કે જેથી તેને અસંતોષ થાય નહિ જેની સાથે આપણે હંમેશાં કોઇ પણ જાતનો વ્યવહાર કરવો પડતો હોય, જેનું આપણે કામ પડતું હોય, તે લોકોની સાથે એવી રીતે વર્તન કરવું જોઇએ કે જેથી તે હર્ષપૂર્વક, વખત આવે આપણા કામમાં આવી શકે, અને આપણી પાસે ફરી પણ આવવાની ઇચ્છા કરે. વ્યવહાર મનની શુદ્ધતાથી થાય છે. કેટલાક લોક એમ સમજે છે કે લોક સ્વાર્થની ખાતર વહેવાર કરે છે, પણ આ તેમની ભૂલ છે. દરેક માણસની એવી ઇચ્છા હોય છે કે તેના ઉપર સર્વ અનુગ્રહ કરે, લોક તેની સાથે સભ્યતાપૂર્વક વ્યવહાર કરે, જ્યાં સત્યતા અને સભ્યતાપૂર્વક વર્તન થાય છે ત્યાં લોકો વિશેષ લાભનો દરકાર કર્યા વિના પણ વ્યવહાર કરે છે.

મનુષ્ય સ્વભાવથીજ સ્વાર્થપ્રિય છે. તે પોતાના સુખની જેટલી ચિંતા કરે છે, તેટલી બીજાના સુખની કરતા નથી. પોતે સુખી તો સંસાર સુખી, પોતાના સુખને માટે તો સર્વે પ્રયત્ન કરે છે, પણ સંસારમાં એવા પણ વિરલ પુરૂષરત્નો છે કે જે બીજાઓને સુખ આપવાને માટે પણ શ્રમ વેઠે છે અને કષ્ટ ભોગવે છે. આ સદ્ગુણ ઘણાજ થોડા મનુષ્યોમાં હોય છે. જેઓ તે ગુણને નાનપણમાંથીજ શીખ્યા હોતા નથી તેને તેની પ્રાપ્તિ કઠિન છે.

વિશેષ યોગ્યતા રાખનારા કેટલાક મનુષ્યોને કેવળ પોતાનાજ શીલ અને સદા-

ત્યારથી સફળતા પ્રાપ્ત થાય છે શુદ્ધ હૃદય અને ઉત્તમ વિચાર હોવા છતાં પણ કેટલાક લોક પોતાની બેપરવાઇથી અનેક શત્રુને ઉત્પન્ન કરી શકે છે. સાચું તો એ છે કે સજ્જનોને જેટલો આનંદ બીજાને સુખ આપવામાં મળે છે, તેટલો એકલા સુખ ભોગવવાથી મળતો નથી.

કોઇ કામનો આરંભ કરી દીધા પછી તેમાં ધીરતાથી વળગી રહેવું જોઇએ. તેનાથી ગભરાવુ ન જોઇએ વિઘ્નો આવતાં તેને છોડી ન દેવું જોઇએ. શાંતિપૂર્વક એકધારો પ્રયત્ન અને પરિશ્રમ કરતા રહેવુ જોઇએ. તે વખતે એમ સમજવું જોઇએ કે તે કરવું એજ મારૂં કર્તવ્ય છે એમ કરવાથી મનુષ્ય મોટી મોટી આપત્તિઓ અને કઠિનાઇઓને સુગમતાથી પાર કરી શકે છે તેનામાં મોટાં મોટાં કાર્ય કરવાનું સાહસ ઉત્પન્ન થાય છે. સત્પુરૂષ જે કામનો આરંભ કરી દે છે, તેને વારવાર વિઘ્ન આવવા છતાં પણ, સાહસ અને દૃઢતાથી સમાપ્ત કર્યા પછીજ છોડે છે.

કહ્યું છે કે.—

आरभ्यते न खलु विघ्न भयेननींचैः ।
प्रारभ्य विघ्न विहता विरमन्ति मध्याः ॥
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमाना ।
प्रारभ्य चोत्तमजना न परित्यजन्ति ॥

કદિ આપણા કામમાં કોઇ એવા મનુષ્યની સાથે કામ પડે કે જે ચતુર ન હોય પણ કેવળ મૂર્ખ હોય, તોપણ આપણે તેની મશ્કરી ન કરવી જોઇએ. યા તેનાપ્રતિ તિરસ્કારની દૃષ્ટિથી ન જોવું જોઇએ. પ્રથમ તો આપણને તેમ કરવાનો અધિકારજ નથી. બીજું આપણે કાંઇ સર્વજ્ઞ પણ નથી કે કોઇનું રૂપ જોઇને તેના વિષયમાં સર્વ કાંઇ જાણી શકીએ. અનેક એવા લોક પણ સંસારમાં છે કે જે જોવામાં સીધા, અને સાદા જણાય છે, પણ કામ કરવામાં ઘણા ચતુર અને યોગ્ય હોય છે. નન્દકુલનો નાશ કરીને મૌર્યનું સામ્રાજ્ય સ્થાપન કરનાર ચાણક્ય અત્યંત કુરૂપ હતો.

મનુષ્યોને ઓળખવા એ કાંઇ સહજ વાત નથી એ કાંઇ વિદ્યા નથી કે પુસ્તકો ભણવાથી પ્રાપ્ત થઇ શકે. સંસારમાં સર્વથી કઠિન ચીની ભાષા છે. તેના પ્રત્યેક ભાવને માટે જુદા જુદા સંકેત અને આકૃતિયો નક્કી કરેલી છે, પરંતુ મનુષ્યોની આકૃતિને જોઇને તેના આચાર, વ્યવહાર અને આંતરિક ભાવોને જાણવા જેટલા દુઃસાધ્ય છે તેટલી તે ભાષાને ભણવામાં કઠિનતા નથી મનુષ્યની આકૃતિ એ એક પડદો છે. તેની અંદર મનુષ્યના અંતઃકરણની ભલાઇ અને બૂરાઇ છુપી રહે છે કોણ જાણી શકે છે કે,ઝાડ ઝાંખરાં તળેના ભોયરામાં ખજાનો ભર્યો છે કે, પ્રાણઘાતક દારૂગોળો ભર્યો છે. કદી કદી બોલનારની આંખો કાંઈ બીજીજ ભાવ પ્રકટ કરતી હોય છે અને જીભ કાંઇ બીજું જ બોલે છે. અનુભવી અને પરીક્ષક મનુષ્યોનું કહેવુ એવુ છે કે, એવી અવસ્થામાં આંખો વડે પ્રદર્શિતભાવ ઘણેભાગે સાચો નિકળે છે

ઘણા લોકો એવા હોય છે કે આપણને મળતાં, ગમે તો આપણા ઓળખીતા ન હોય તોપણ ચાપી ચીપીને એવી વાતો કહે છે કે જાણે આપણા જુના મિત્ર ન હોય.

પહેલીજ મુલાકાતમાં તે મોટી મોટી ડીંગ મારે છે, અને મોટી મોટી આશાઓ આપેછે. આવા માણસોના સમાગમમાં આવવુ ઠીક નથી એટલુંજ નહીં પણ તેમનાપર વિશ્વાસ કરવો એ બુદ્ધિમાનને યોગ્ય નથી. આથી અમારૂં કહેવુ એવુ નથી કે સંસાર સજ્જનો અને પરોપકારી પુરૂષોથી શૂન્ય છે. પણ આતો ઘણે ભાગે એવા પુરૂષો હોય છે કે જે કેવળ વાતો કરી કરીનેજ પોતાનો અર્થ સાધવામાં કુશળ હોય છે. એથી સારી રીતે પરીક્ષા કર્યા વિના, કોઇના વિષયમાં આ મિત્ર છે કે શત્રુ છે એવો નિશ્ચય કરવો એ ઠીક નથી.

આપણે એવું ડંગ મારીયે કે આપણે બુદ્ધિમાન છીએ, અમે યુક્તિ અને તર્કથી કામ લેનાર છીએ, સંસારમાં અમેજ વિવેકિ છીએ, બાકી બીજાનામાં તો વિવેક છેજ નહીં. તેઓ યુક્તિ કે તર્કથી કામ લેવું જાણતા નથી, પરંતુ આમ માનવું એ આપણી ભૂલ છે કે મનુષ્ય હંમેશાં યુક્તિ અને પ્રમાણો અનુસારજ કામ કરે છે. મનુષ્ય એક વિલક્ષણ પ્રાણી છે, તેનામાં યુક્તિ અને તર્કથી કામ લેવાની શક્તિ હોવા છતાં પણ ઘણે ભાગે પક્ષપાત અને માનસિક વિકારોથી પ્રેરિત થઇનેજ કામ કરે છે. એ નિયમ સર્વ સાધારણને માટે છે. જે વ્યક્તિ વિશેષ વિવેક, બુદ્ધિ, યુક્તિ, પ્રમાણ અને તર્કદ્વારા સુવિનિશ્ચિત કામોનેજ કરે છે તેને આપણે દેવકોટિના માનીયે છીએ. જો કે તે મનુષ્ય કોટિમાંજ હોય છે તોપણ એવા પુરૂષરત્નો સંસારમાં અલભ્ય છે. પરંતુ તે કદી કદી જન્મ ધારણ કરે છે તે પણ કોઇ દેશ કે જાતિનો ઉદ્ધાર કરવાને માટેજ આપણે સંસારમાં જે લોકોની વચમાં રહેવું અને કામ કરવું છે, તે એવા નથી કે આપણે તેમને યુક્તિ અને પ્રમાણદ્વારા સમજાવીને તેનાથી કામ લઇ શકીયે. પણ એવા લોક છે કે જેમને આપણે જ્યાંસુધી અનુકુળ ન બનાવી શકીયે ત્યાંસુધી તેમની શ્રદ્ધા અને વિશ્વાસ આપણા ઉપર બેસવાનો નહીજ, આવા લોકોઉપર તર્કનો પ્રભાવ ઉલટોજ પડે છે. તર્કથી આવા લોક ઉદાસીન થઇ જાય છે. તેથી વૈમનસ્ય હોવાની સંભાવના થઇ જાય છે. તે વાત સાચી છે કે તર્ક કરવાથી આપણે આપણા પક્ષને સિદ્ધ કરી શકવાના પણ એથી આપણે કોઇ બીજાને આપણા મિત્ર યા અનુયાયી નહી બનાવી શકવાના, કદાપિ તર્ક કર્યા વિના કામ ન ચાલે તેમ હોય તો સામા પક્ષવાળા યા વાદીની માનેલી વાતોને યથાસંભવ માની લેવાને ચૂકવું ન જોઇએ, તેને એ બતાવવાનો પ્રયત્ન કરવો જોઇએ કે અમુક વાતો ઉપર વિચાર ન કરવાથી તેને એ ભ્રમ થયો છે. એમ કરવાથી, સંભવ છે કે, જો તે સમજુ હશે તો પોતાના પક્ષની નિર્બળતાનો સ્વિકાર કરી લેશેજ. સંસારમાં એવા સાચા પુરૂષો બહુજ થોડા છે કે જે તર્કદ્વારા સમજાવાથી પોતાની ભૂલનો સ્વીકાર કરતા હોય, જે પક્ષપાત છોડીને સાચી વાતને માનતા હોય, અને તે પ્રમાણે કર્મ કરવાને તત્પર થઇ જાય. કેટલાક લોક તો એ પણ સમજતા નથી કે તેનો પક્ષ તુટી ગયો છે. કેટલાક લોક એવુ સમજવા છતાં પણ પોતાના પક્ષનું ખંડન થવું તેને, યા પોતાની ભૂલને સ્વિકાર કરવી અને પરાસ્ત થવું એને અપમાન સમજે છે. તે કાશીના પંડિતોના શાસ્ત્રાર્થની માફક પોતાની જ હા એ હા હાંક્યા કરે છે માનો કે તમે કોઇને યુક્તિ અને પ્રમાણોથી પરાસ્ત કરી દીધા, પણ શુ એટલાથીજ તેના આત્માને સંતોષ થવાનો ? વાસના પહેલીજ પ્રબળ હોય છે. કોઇ એકાદ સિદ્ધાન્તને બહુજ દિવસો સુધી માનવાથી તેની સાથે

મનુષ્યોનો અપરિહાર્ય સંબંધ થઇ જાય છે એથી મનુષ્ય એ પણ ભૂલી જાય છે કે પોતાનો સિદ્ધાન્ત મિથ્યા સિદ્ધ થવા છતાં પણ તેનો ત્યાગ કરવાનું ઇચ્છતો નથી જ્યાંસુધી મનુષ્યનું હૃદય રાગ અને દ્વેષથી શૂન્ય ન થાય, ત્યાંસુધી તેને યુક્તિ યા પ્રમાણોથી કામ લેવાનો અધિકાર નથી. તેમજ તેની દ્વારા તેનું સમાધાન પણ થઇ શકતું નથી. અને તેથી તર્ક એ સાધારણ લોકોને માટે નથી એ કહેવું અનુચિત નથી. તેમને તો તેમનું કર્તવ્ય સ્પષ્ટ અને જ્યાંસુધી બની શકે ત્યાંસુધી થોડા શબ્દોમાંજ કહેવું જોઇએ.

વાક્-ચાતુર્ય એ ગુણ સારો છે, પણ એથી એમ ન સમજવું કે અધિક વાતો કરનારા બધા વાચાલ હોય છે.

તમે તમારૂં જીવન ઉચ્ચ કરવાને માટે શું કર્યું. ભાઇ, તમે ગમે તે સ્થિતિમાં હો તો પણ તમે તમારૂં જીવન હાલ કઇ સ્થિતિનો અનુભવ કરે છે. તેનો વિચાર કર્યો છે? જો ના કર્યો હોય તો આજે જ કરજો. જગત્‌માં જન્મી ખાવું પીવું અને એશઆરામ કરવો એમાં કાંઇ મહત્વ નથી. ખાવાપીવાની ક્રિયા તો પશુ પણ કરે છે. ખાવાપીવાનું મેળવવાને માટે તો પશુ પણ મહેનત કરે છે, તો તમે મનુષ્ય હોવા છતાં પશુના કરતાં શું વિશેષ કર્યું છે. તેનો વિચાર કર્યો? સવારમાં ઉઠયા શૌચાદિ ક્રિયા કરી ચ્હા પાણીના રગડા પીધા, અને કાંઇક કામ કરી જમ્યા, પછી નોકરી કે વેપાર અર્થે ગયા, સાંજે આવી વાળુ કરી સુઇ રહ્યા, આ જો તમારૂં નિત્યકર્મ જ હોય તો તેથી તમે મનુષ્ય જીવનમાં કાંઇ વિશેષતા કરતા હો એમ કહી શકાય નહી. નોકરી કે વેપાર ધંધો કરી પૈસો મેળવવા પ્રયત્ન કરવો એ ના નથી, પરંતુ તેથી ઉત્તમ જીવન, મહાન્ પુરૂષોના જેવું જીવન ગાળ્યું કહી શકાય નહીં. વ્યવહારમાં મળતા પદાર્થો મેળવવાને માટે પ્રયત્ન તો સર્વ કોઇ કરે છે. અને અન્નવસ્ત્રઆદિ મેળવવાને માટે પૈસો મેળવવાનો સર્વ કોઇ પ્રયત્ન કરે જ છે. ખાવાનું મેળવવા તો પશુ પણ પ્રયત્ન કરે છે. તો આપણે તો મનુષ્ય છીએ પશુ નથી. માટે આપણે પશુ કરતાં વિશેષ કરવાનું છે. તે એ કે ઉચ્ચ જીવન પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.

વ્યવહારને ઉત્તમ પ્રકારે સિદ્ધ કરવાની સાથે ઇશ્વર પ્રતિ અભિમુખતા વધારતાને વધારતા જવું જોઇએ અને ઇશ્વર પ્રતિ અભિમુખતા માટે જે જે ગુણો આવશ્યક છે તેને ધારણ કરવા જોઇએ. અને જે તેના વિરોધિ હોય યા જે ઇશ્વરાભિમુખ થવાને અડચણ કરનારા ગુણો હોય તેનો ત્યાગ કરવો જોઇએ જેમ આપણે મનુષ્યજન્મ પ્રાપ્ત કરી ઇશ્વરાભિમુખતા સાધવાની યોગ્યતા ધરાવીયે છીએ તેવી જ રીતે દરેક મનુષ્ય તેવીજ યોગ્યતા ધરાવનાર છે. જેમ આપણે આપણા કાર્યને અડચણ કરનાર વર્તનનું સેવન ન કરવું જોઇએ તેમ આપણે પણ બીજાને તે કાર્ય કરવામાં અડચણ રૂપ થવું ન જોઇએ. જેમ આપણને આપણા કાર્યમાં સહાય કરનાર પ્રતિ આપણે સ્નેહની દૃષ્ટિએ જોઇએ છીએ તેવા જ રીતે અન્ય મનુષ્યોને પણ આપણાથી બને તેટલી તેમના કાર્યમાં સુગમતા કરી આપવાની મદદ કરી તેના સ્નેહના પાત્ર થવું જોઇએ.

જેમ એક સુતના આધારે જુદા જુદા મણકા પરોવેલા હોય છે. તે છતાં સુતર તો એક સરખું દરેકમાં હોય છે જ. તેમ આપણે આ મહાન્ જગત્‌માં આત્મતત્ત્વરૂપી સૂત્રાધારે સર્વ મનુષ્યો સંધાયેલા છીએ, આત્મતત્ત્વ સર્વત્ર વ્યાપક છે, જેથી બીજાને

દુઃખ યા કલેશ આપવો એ આપણને જ કલેશ યા દુઃખ આપવા તુલ્ય છે. વ્યવહાર કે પરમાર્થ ગમે તેનું સેવન કરવાને માટે પ્રથમ તો એ જ લક્ષમાં રાખવાનું છે કે આપણાથી કોઇ પણ મનુષ્યને દુઃખ ઉત્પન્ન થાય તેવી કોઇ પણ ક્રિયા આપણે કરવી ન જોઇએ, યા આપણા કોઇપણ વર્તનથી કોઇ પણ મનુષ્યને અસંતોષ થાય તેવું આપણું વર્તન હોવું જોઇએ નહિ. આપણે તો જેમ બને તેમ બીજાને ઉપયોગી યા મદદરૂપ થઈ પડવું જોઇએ. અને આ પ્રમાણે જે પ્રમાણમાં આપણે બીજાનાં દુઃખને દુર કરવાને માટે પ્રયત્ન કરતા જઇશું તે પ્રમાણમાં આપણામાં આત્મ તત્ત્વનો પ્રભાવ જાગ્રત થવાનો અને તેમ તેમ આપણું જીવન ઉચ્ચ થતું જવાનું.

આપણા વિચારો અને વર્તન એવું હોવું જોઇએ કે જેથી બીજાને અસંતોષ ન થાય એટલુંજ નહીં પરંતુ તેનું તેઓ અનુકરણ કરી સુખી થાય. આ પ્રકારના વર્તનથી બીજાઓમાં આપણા પ્રતિ સ્નેહ ઉત્પન્ન થવાનો અને જેમ આપણા પ્રતિ અન્ય સમાજનો શુદ્ધ સ્નેહ ઉત્પન્ન થતો જવાનો તેમ તેમ આપણું કાર્ય ઘણું જ સરળતાથી થવાનું આપણે ગમે તે કામ કરતા હોઇએ તોપણ આપણી શાંતિનો ભંગ ન થવા દેવો જોઇએ, હમેશાં શાંત રહેવું અને હૃદયની પ્રસન્નતાનો ત્યાગ ન કરવો આ બે ઉચ્ચ ગુણોને જે માણસો સાવધાનતા પૂર્વક ધારણ કરી રાખે છે તેમનું આ જગતમાં ઘણું જ કામ સરળ થઇ પડે છે. આ બે ગુણોને અંગે નાના મોટા ઘણાજ ગુણો સમાઇ ગયેલા હોય છે અને તેને સાચવી રાખવાને માટે ઘણાજ ક્રોધાદિ દુર્ગુણોનો ત્યાગ કરવો પડે છે. અને એવું સરળ વર્તન રાખવું પડે છે કે જેમાં દુર્ગુણોનો પ્રવેશ સરખો પણ થઇ શકતો નથી. સર્વપ્રતિ આત્મદૃષ્ટિ રાખવાના ગુણથી અનેક સદ્ગુણોનું ધારણ કરવું પડે છે. સર્વ પ્રતિ આત્મ દૃષ્ટિ રાખવાથી, પ્રાણિ માત્રને પોતાના આત્મા સમાન ગણવા પડે છે. અને જ્યારે અન્ય મનુષ્યોને આપણે આપણા આત્મા સમાન ગણીયે છીએ ત્યારે પછી અન્યને અપ્રસન્નતા થાય એવું વર્તન કરવાનો આપણને અવકાશજ ક્યાં રહેશે ? પરંતુ ઉલટું પ્રાણિ માત્રને હિતકર્તા પ્રવૃત્તિ આપણે કરવી પડે છે અને તેથી અસત્ય કે અન્યાયનું પણ સ્થાન રહેતું નથી જેથી આપણે આપણું વર્તન સરળ, શાંત, આનંદમય અને અન્યને હિતકર્તા રાખવું પડે છે. આ પ્રકારના વર્તનથી આપણા જીવનમાં ઘણાજ ઉચ્ચ ફેરફારો થાય છે કે જેવડે આપણે આપણા આત્માનાં દર્શન કરવાને યોગ્ય થઇ શકીયે છીએ.

મનુષ્યે ખરૂં કરવાનું છે તે આ છે અને આ પ્રકારનું જ્યાંસુધી તે વર્તન નથી રાખતો ત્યાંસુધી તેનું તમામ ગૌરવ નકામું છે. ધન મળે તો તે ધનથી બીજાનાં દુઃખો દુર કરવાને માટે જ્યાં સુધી તમે પ્રયત્ન નથી કરતા ત્યાં સુધી તે તમારૂં કમાયેલું ધન તમને પણ અંતે પીડા કરનાર છે. ઘણા માણસો ધન મળ્યા પછી તે ધનના મદમાં આંધળા થઇ જાઇ પોતાનાથી નિર્બળ અને ગરીબી હાલતવાળા મનુષ્યો ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવા અને પોતાના તેજમાં તેમને આંજી નાંખવા પ્રયત્ન કરે છે. તે એમ માનેછે કે હું ધનવાન હોવાથી મારી દરેકે પરવા રાખવી, અને દરેકે મને માન આપવું, પણ આ તેનું મિથ્યા આડંબર કોઇ વખત તેને ભારે થઇ પડે છે. આવા પ્રકારનું ધનનું અભિમાન માણસે કરવા યોગ્ય નથી. પરંતુ મળેલા ધનનો સદુપયોગ કરી સામા મનુષ્યોને પોતાના

સ્નેહના બંધનથી બાંધી લેતા જેને આવડે છે, તેજ અન્ય મનુષ્યોને માનનિય છે. બળાત્કારે બીજાઓના અંતઃકરણને દુઃખ આપી તેમની પાસે કોઈ પણ કૃત્ય તેની મરજી વિરૂદ્ધ કરાવવુ એ મહાન્ પાપ છે શાસ્ત્રો તેને પાપ કહે છે, કાયદો તેને ગુન્હો કહે છે. બન્નેનું ફળ શિક્ષાજ હોય છે. માટે આવું વર્તન કોઈપણ માણસોએ રાખવું ન જોઈએ. ઉચ્ચ જીવન ગાળવાની ઇચ્છાવાળાએ તો પોતે ગમે તો ધનવાન હોય, સત્તાવાન હોય કે ગમે તો ગરીબ હોય તોપણ પોતાના વર્તનથી બીજાને લાભ થાય તેજ પ્રમાણે વર્તવું જોઈએ. અને ખરૂં કહીએ તો અન્ય મનુષ્યો પોતાપ્રતિ સ્નેહથી આકર્ષાય તેવુ અન્ય પ્રતિનુ પ્રેમમય વર્તન હોવુ જોઈએ.

તમે, તમને કદી પ્રશ્ન કર્યો છે કે તમે કેટલાના જીવન ઉચ્ચ કર્યા ? તમે કેટલાને લાભ કર્યો ? તમે કેટલાને સુખ આપ્યું ? તમે કેટલાના ઉપર ઉપકાર કર્યો ! જો આ બધા પ્રશ્નોના ઉત્તર તમે કાંઈજ ન આપી શકો તેમ હોય તો જાણજો કે તમારૂં વર્તન ઉચ્ચ જીવન ગાળવાની યોગ્યતા ધરાવતું નથી.

ધનવડેજ કાંઈ બીજાને મદદ થઈ શકે છે એવુ નથી. મન,વચન અને ક્રિયા ત્રણ માંના કોઈપણ પ્રકારે અન્યનું હિત થઈ શકે છે અને ખરૂં કહીએ તો તમારા સંબંધમાં જે જે માણસો આવે તે તે સર્વેના જીવન જો ઉચ્ચ ન થયા હોય તો જાણજો કે તમે કાંઈજ કર્યું નથી. તમારે પારસમણિ થવુ જોઈએ કે જે લોઢાને પણ સોનુ બનાવી શકે છે. તેવીજ રીતે તમારા સબંધમાં આવનાર જયારે ઉચ્ચજીવનવાળા અને સુખી થઈ શકે ત્યારેજ તમે કાંઈક કર્તવ્ય કર્યું સમજવું જેમ બને તેમ અન્યપ્રતિ ઉપકાર કરતા શીખો, બીજાને સુખ આપતાં શીખો, બીજાઓની સાથે હળીમળીને ચાલતા અને તેમની સાથે સ્નેહભાવે વર્તતા શીખો. આ પ્રકારના વર્તનથીજ તમારામાંથી અન્યપ્રતિના દ્વેષ અને ઇર્ષ્યાના દુર્ગુણોનો ત્યાગ થશે. અને તમારામાં દૈવિગુણોનો આવિર્ભાવ થશે. જ્યાં સુધી શાંતિ, આનંદ, સર્વપ્રતિ સમાનદૃષ્ટિ અને પ્રેમરૂપી દૈવિ ગુણોનો તમારામાં આવિર્ભાવ નહીં થાય ત્યાંસુધી ઉચ્ચજીવનનો તમે અનુભવ કરી શકવાનાજ નહીં.

---



## आरोग्य संरक्षण.

( અનુસંધાન ચાલુ વર્ષના પૃષ્ટ ૨૭૨ થી )



આપણા દેશમાં ચ્હા પીવાનો રિવાજ દિન પ્રતિદિન વધ્યા કરે છે અને તેને ઉત્તેજન આપનારાં આજે નના ગામડામાંથી લઇને મોટાં શહેરોમાં દરેક સ્તામાં દેખાઇ આવતાં હોટલોજ છે. ઘણાક કહે છે કે ચ્હા પીવાથી અમને તો કાંઈ નુકશાનજ થતુ નથી, અમે તો ઘણાય વર્ષોથી ચ્હા પીઇએ છીએ, અમને

તો કશુય જણાતું નથી. ઉલટું ચ્હા ન પીએ તો અભાગી તબીયત બગડી જાય છે. માથુ ચઢે છે વિગેરે અનેક વિકારો થાય છે. પણ આ તેમનું કહેવું ભ્રમભરેલું છે. તેમને ચ્હા પીવાથી જે જે લક્ષણો જણાઇ આવે છે તેજ બતાવી આપે છે કે ચ્હા પીવાથી નુકશાન થાય છે. કેટલાક ચ્હા પીવાની ટેવ નાનાં બાળકોને પણ સાથે પાડે છે. કેટલાંક બાળકો તો એવાં પણ હોય છે કે દેખાદેખી ચ્હા પીવાનાં શોખી બની જાય છે. અને જો તેમના ઉપર જોઇતી સંભાળ રાખવામાં આવતી નથી તો મોટી ઉમ્મરનાં થતાં તે ચ્હાનાં ગરાકુ બની જાય છે. તેમજ ચ્હાના વ્યસનથી પોતાના શરીરને નિર્માલ્ય બનાવી દે છે.

ઝેરી પદાર્થો બે પ્રકારના હોય છે. એક એવા હોય છે કે જે ખાતાં તરતજ અસર કરી શરીરને નષ્ટ કરી દે છે, બીજા એવા હોય છે કે જે ધીરે ધીરે શરીરનો નાશ કરે છે. અને ક્રમે ક્રમે શરીરની તમામ ધાતુઓ ઉપર અસર કરી એક પછી એક નિર્માલ્ય કરી નાંખી અંતે શરીરનો અંત આણે છે.

ચ્હા પીતાં તો ગમ્યો લાગે છે, આનંદ જણાય છે, તરત તો મન અને શરીરમાં સ્ફુર્તિ જણાવે છે. પરંતુ તે ઉત્તેજક હોવાથી તે સર્વ તેના ઝેરીપણાનાં પરિણામ છે. એક દિવસ જરા ચ્હા ચાખી કે બીજે દિવસે મન થવાનું એમ કરતાં કરતાં ટેવ પડી ગઇ કે પછી ચ્હા વિના ચાલવાનું નહિ દરેક માણસ અભ્યાસના દાસ છે જે જે વિષયનો અભ્યાસ કરે છે તે તે વિષયનો તેને એટલો અભ્યાસ પડી જાય છે કે પછી તેનો ત્યાગ કરવો તેને મુશ્કેલ પડે છે, તેવીજ રીતે માણસોને ચ્હાની ટેવ પડી જાય છે. તેમજ ઘણા અફીણી અને દારૂડીઆ પણ તેજ ક્રમથી વ્યસની બની જાય છે. જે ટેવ એક વખત પડી ગઇ પછી તે છૂટવી મુશ્કેલ પડે છે. જેટલા પ્રકારના ઝેરીલા પદાર્થો મનુષ્યો ખાય છે તેટલા પ્રકારના ઝેરવાળા પદાર્થો બીજાં પ્રાણિયો ખાતાં નથી. આમોદ પ્રમોદને માટે શરીરને બળવાન કરવાને બ્હાને, અનેક પ્રકારના ઉત્તેજક પદાર્થોને માણસો પોતાના પેટમાં નાંખે છે. અને પોતાના હાથથીજ પોતાના આયુષ્યનો ક્ષય કરે છે. જો આપણે સાદો અને સ્વાભાવિક રોજનો વનસ્પતિ આહારજ ખાઇએ તો આપણું આયુષ્ય પણ વધે અને અનેક રોગોથી બચી સુખી જીવન ગાળી શકીએ તેમ છે.

દારૂ પીનારની માફક ચ્હા પીનારા જો કે બેહોશ થઇ જતા નથી, પરંતુ તેને હંમેશાં પીવાથી તેને એવી ટેવ પડી જાય છે કે વખત થયે તેજ સાંભરી આવે છે અને પછી છુટવો મુશ્કેલ પડે છે. અને એવી રીતે તે શરીરમાં પોતાનું ઘર જમાવી દઇને અનેક પ્રકારના નુકશાનને કરે છે. ઘણા માણસો તો એવા હોય છે કે પથારીમાંથી ચ્હા પીને તોજ ઉઠે તેવી ટેવવાળા હોય છે. ઘણા માણસો ચ્હા પીધા વિના કાંઇ પણ કામ કરી શકતા નથી! તો આ શું પરાધિનપણું નહિ? મનુષ્ય જે સ્વતંત્ર છે તેના ઉપર ચ્હાનું આટલું બધું સ્વામિત્વ એ શું જણાવી આપે છે? ચ્હા પીવાથી સ્નાયુ પ્રથમ ઉત્તેજક જણાય છે અને પછી મંદ પડી જાય છે. આ નિયમ સ્વાભાવિક છે. મંદ પડેલા સ્નાયુ મગજને ઉત્તેજક કરવાને માટે ચ્હાની ટેવવાળાને ચ્હા પીવોજ પડે છે, તેવીજ રીતે જેમ સ્નાયુને પરાધિન કરી નાંખે છે તેમ પેટમાં ગયા પછી પાચનક્રિયામાં અનેક પ્રકારનાં વિઘ્નો થાય છે જેથી અનેક રોગને ઉત્પન્ન કરે છે, ચ્હા પીનારા ઘણેક ભાગે તો દુર્બળજ હોય છે, પણ તે માણસો ચ્હાથીજ આપણામાં આ રોગનાં ઘર જામી ગયાં છે તે સમજી શકવાના

નહિ. વળી કેટલાક માને છે કે ચ્હા પીવાથી શરીરમાં તંદુરસ્તી વધે છે, પણ આ માન તેમનું ભૂલભરેલું છે. તેથી શરીરને નુકશાન કરનાર પદાર્થો બહાર ન નીકળતાં એક જગ્યાએ એકઠા થઇ જાય છે, અને જેથી તેને વાત રોગ યા શરીરે ગડગુમડ કે મસ પેદા થાય છે.

ચ્હા પીવાથી લોહી ઓછું થઇ જાય છે. અને શરીર દિનપ્રતિદિન કમજોર પડી જાય છે. માથાનાં દરદ પણ ચ્હા પીવાથીજ થાય છે. આવા દરદીઓ જો ચ્હાનો ત્યાગ કરે તો તેથીજ તેમના રોગો મટી જાય છે.

જેમ અફીણ ખાનારાને અફીણ ખાવાનું ન મળતાં અનેક પીડાઓ થાય છે, પણ જો તે અફીણ ખાય તો તે મટી જાય છે, તો તેથી શું એમ સાબિત થાય છે કે અફીણ ખાવું એ સારી વાત છે? નહીંજ. તેવી રીતે ચ્હા પીનાર જો તેનો ત્યાગ કરે તો શરૂમાં કાંઇક બેચેની જણાય, પણ પોતાના ભવિષ્યના સુખને માટે તેણે તે સહન કરી અને ચ્હાનો ત્યાગ કરવો જોઇએ. આજકાલ ચ્હાનો એટલોબધો રીવાજ વધી પડયો છે કે કોઇ એકવાર તો કોઇ બે વાર, કોઇ ત્રણ વાર તો કોઇ ચાર વારથી પણ વધુ વખત ચ્હા પીધાં કરે છે. આજકાલ દસ્તની કબજીયાત અને ખાધું ન પચવું તથા ભૂખ ન લાગવી એ દરેકને જણાય છે, તેનું કારણ ચ્હાજ છે. ચ્હા પીવાથી જઠરાગ્નિ મંદ થઇ જાય છે જે ખોરાક પચાવી નહીં શકવાથી ભૂખ પણ નથી લાગતી અને દસ્ત પણ ખુલાસે થતો નથી જેથી ઘણા માણસો દુઃખમાંજ સડયાં કરે છે પણ ચ્હા છોડવા લક્ષ આપતા નથી. આરોગ્યની ઇચ્છા રાખનાર દરેક માણસની ફરજ છે કે તેણે જો પોતાના શરીરનો ખપ કરવો હોય તો ચ્હાનો ત્યાગ કરવો જોઇએ.

ઘણા માણસો પોતે તો ચ્હા પીનાજ હોય છે, સાથે બાળકોને નાનપણમાંથીજ ચ્હા આપે છે. બાળક ઉછરતું હોય છે, કે જેના સર્વ અવયવો પૂર્ણપણે ખીલી શક્યા ન હોય, જેનું જઠર કોમળ હોય છે તેને નાનપણથીજ ઝેરી તત્ત્વોવાળા ચ્હાના ઉના રગડા પેટમાં રેડાવી કોમળ જઠરને એવું તો પાયમાલ કરી નાંખે છે કે તે બાળક આગળજ મોટું થતાં બળવાન અને પુષ્ટિકારક શરીરવાળું થઇ શકે. કેટલાંક બાળકો દેખાદેખી ચ્હા પીવાનાં શોખીન થઇ જાય છે. આજકાલ હોટલની ખામી જોવામાં આવતી નથી કે તેને શોધવા જવાની પણ તકલીફ પડતી નથી. છોકરાને નિશાળેજતાં વચ્ચેજ એકાદ બે હોટલ તો હોય જ તેનો તે છાનીચુપકીથી દેખાદેખી ઉપયોગ કરતાં શીખે છે. અને અંતે નાની ઉમ્મરથીજ શરીરને પાયમાલ બનાવી દે છે.

માબાપે બાળકોની હમેશાં સંભાળ લેવી જોઇએ. તેને વ્યસનોમાં ન ફસાવા દેવાં જોઇએ, તેને માટે તેના ઉપર બારીકીથી નજર રાખ્યાં કરવી જોઇએ, પણ ઘરમાં માબાપ ચ્હા પીતાં હોય તેપછી છોકરાં ઘેર અને બહાર પણ ચ્હા પીવાને જરા પણ સંકોચાવાનાં નહિ વળી હોટલની ચ્હા કેટલી બધી ઉત્તમ હોય તે તો સર્વને અનુભવજ હોય છે. એક ચ્હા તો જાતે નુકશાનજ કરનાર, સાથે એક વાસણમાં ભરી મૂકેલું દુધ કે જે સગડી ઉપર હમેશાં એક વાસણમાં ભરી મૂકી તપાવ્યાં કરવામાં આવે છે. કે જેમાં વાસણનો શેવાળ પણ આવે, બીજું ચ્હાના પાણીનો તાંબાનો બંબો કે જેમાં ચોવીસ કલાક પાણી ઉકાળ્યાં કરવામાં આવે, અને જેમાં તાંબાના ઝેરી તત્ત્વોવાળો સેવાળ ઉતર્યા જ કરે છે. આવા

મિશ્રણથી બનાવેલો રૂકા, વળી હજારો માણસ પીવે તેવા પ્યાલા કે જેને ઉટકવાની તો બાધા લીધેલી હોય, પણ ધોઇ ધોઇને મૂકવામાં આવે છે, તેનો ઉપયોગ થાય પછી તે કેટલું નુકશાન કરે તે દરેક માણસે જાતેજ સમજી લેવું યોગ્ય છે. ખરેખર આજે જો મનુષ્યનું મરણ પ્રમાણ વધારે આવતું હોય તો, તેમાં આરોગ્યનો સંહાર કરવામાં મ્હાને અને હોટલોને પણ ગણી શકાય તેમ છે.

અયોગ્ય ખાનપાનથી હજારો અકાલે મરણ થાય છે એ કોઇથી ના પાડી શકાય તેમ નથી. જે માણસો પોતાના ખાનપાન સંબંધી બેદરકારી રાખે છે તેઓ નક્કી મોતના મુખમાંજ પડેલા હોય છે. આથી દરેક સુજ્ઞ બંધુઓએ આવા અયોગ્ય ખાનપાનથી બચવુ અને પોતાની વ્હાલી પ્રજાને બચાવવી એ પોતાનું કર્તવ્ય સમજવું.

(અપૂર્ણ)

---



## શાંખ્ય શાસ્ત્ર અને તેનાં તત્વ.



મે હવે કપિલ-પ્રણીત સાંખ્ય શાસ્ત્રમાં પચ્ચીસ તત્વ નિરૂપણ કરેલાં છે તે આ પ્રમાણે.

૧ મૂળ પ્રકૃતિ, ૨ મહત્, ૩ અહંકાર, ૪ રૂપતન્માત્રા, અર્થાત્ તેજ કે પરમાણુ, ૫ પરસતન્માત્રા, અર્થાત્ જળ કે પરમાત્મા ૬ ગન્ધ તન્માત્રા, અર્થાત્ પૃથ્વીના પરમાણું, ૭ સ્પર્શ તન્માત્રા અર્થાત્ વાયુનાં પરમાણુ, ૮ શબ્દ તન્માત્રા, અર્થાત્ આકાશનાં પરમાણુ, એ આઠ થયાં. પંચમહાભૂત અર્થાત તેજ, જળ, પૃથ્વી વાયુ, તથા આકાશ એ પાંચ થયા. ૬ જ્ઞાનેદ્રિય અને ૫ કર્મેન્દ્રિય એ ૧૧ થયા. આ પ્રકારે ૨૪ તત્વ થયાં. એ ચોવીસ તત્વો જગત્નું મૂળ કારણ છે, અર્થાત એતાથીજ જગત્ બન્યું છે. આ તત્વો ઉપરાંત એક આત્મ-તત્વ પ્રથક્ છે, આ રીતે આત્મા અને જગત્ મળીને પચ્ચીસ તત્વો થાય છે.

તત્વશબ્દનો અર્થ મૂળ, અર્થાત્ ઉત્પત્તિ સ્થાન છે. જેમ પાણું તત્ત્વ માટી છે, કુન્ડલનું તત્વ સોનું છે, પદાર્થ-વિદ્યામાં આ તત્વને મૂળ પદાર્થ અને બૌદ્ધ શાસ્ત્રમાં ધાતુ કહેછે.

આ પ્રકારે આત્મા અને જગત્ આ પચ્ચીસ તત્વોના જ્ઞાનને તત્ત્વજ્ઞાન કહે છે; અને તત્ત્વ જ્ઞાનના વિના મોક્ષ નથી. "ऋतेज्ञानान्नमुक्तिः" એજ પ્રમાણે તત્ત્વજ્ઞાનની પ્રાપ્તિને માટે આત્મા અને જગતના વિચારની આવશ્યકતા છે. આત્મસંબંધી વિચાર કરવાની પૂર્વે જગત્ સંબંધી વિચાર કરવો એ પરમ આવશ્યક છે; કેમકે જગત્ સર્વને દૃષ્ટિ ગોચર છે એથી તેનો વિચાર સરળતાથી થઇ શકે છે. અપ્રત્યક્ષ પદાર્થના વિચાર કરતાં પ્રત્યક્ષ પદાર્થનો વિચાર સુખ સાધ્ય છે જગત્નો વિચાર કરતાં આત્માનો વિચાર

સહજજ થઇ શકે છે. એથી જગતનાં મૂળ તત્વોનો વિચાર સાંખ્ય શાસ્ત્રમાં પ્રથમ કરવામાં આવ્યો છે. સાંખ્યતત્ત્વ કૌમુદીમાં લખ્યું છે કે;—

मूल प्रकृतिरविकृतिर्महदाद्याः प्रकृति विकृतयः सप्त ।
षोडशकस्तु विकारान प्रकृतिर्नविकृतिः पुरुषः ॥

અર્થાત—મૂળ પ્રકૃતિ એ કોઇનો વિકાર નથી, તે સર્વ તત્વોનું મૂળ કારણ છે, મહતત્વથી લઇને પચ મહભૂતો સુધીનાં સર્વતત્ત્વ પ્રકૃતિના વિકારરૂપ છે. પરંતુ પુરૂષ, અર્થાત આત્મા એ કોઇની પ્રકૃતિ નથી કે કોઇના વિકાર રૂપ નથી.
પ્રકૃતિનાં લક્ષણ સાંખ્યશાસ્ત્રમાં આ પ્રકારે લખ્યાં છે

"सत्व रज स्तमसां साम्यावस्था प्रकृतिः"

અર્થાત સત્વગુણ, રજોગુણ તથા, તમોગુણ આ ત્રણ ગુણોની સમાન અવસ્થાને પ્રકૃતિ કહે છે. એનું સ્વરૂપ અવ્યક્ત અર્થત્ અત્યંત સૂક્ષ્મ છે. આ પદાર્થ પ્રત્યક્ષ જણાતા નથી મનુષ્યોની સ્થુલ બુદ્ધિમાં તે આવી શકતા નથી. પણ જે તત્વ આપણી સ્થુલ બુદ્ધિમા ન આવી શકે તે છે જ નહી એમ કહી શકાય તેમ નથી, કેમકે ઘણા પદાર્થો એવા છે કે જે સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી પણ જોઇ શકાતા નથી પ્રત્યક્ષ ન હોવાથી તે છે જ નહી એ યુક્તિ વિરૂદ્ધ છે. અધિકાર અનુસાર પદાર્થોનું જ્ઞાન થાય છે. સ્થુલ દૃષ્ટિથી ઝીણાં અણુઓ જોઇ શકાતાં નથી. કેટલાક સૂક્ષ્મ પદાર્થોનું કારણ જાણવાથી અનુમાન કરતાં સમજી શકાય તેમ છે. અને તેથી તે ન હોવાનુ માની શકાતું નથી. એથી પ્રકૃતિ તત્ત્વના જ્ઞાનાધિકારીને અહંકારશુદ્ધિ, વ્યવહારશુદ્ધિ, શરીર, મન તથા વાણીની શુદ્ધિ, ઇંદ્રિયસયમ, ગુરૂસેવા વિગેરે કારણરૂપ વિધીની પ્રથમ પ્રાપ્તિની આવશ્યકતા છે. પ્રકૃતિના પરિણામ રૂપ જગત્ કાર્યથી પ્રકૃતિ કારણનું જ્ઞાન થઇ શકે છે. તેનું મૂળ સ્વરૂપ જાણવુ સાધારણ બુદ્ધિવાળાને માટે અસંભવિત છે. પ્રકૃતિનું પ્રથમ પરિણામ મહતત્ત્વ, બીજુ પરિણામ અહતત્ત્વ, ત્રીજુ પરિણામ પરમાણુ તથા ઇન્દ્રિય અને ચોથુ પરિણામ જગત્ છે. વૈકારિક સર્ગ, જે જોવામાં આવે છે, તેનું મૂળ સ્થુળ ભૂત છે, સ્થૂળ ભૂતનું મૂળ સૂક્ષ્મ ભૂત છે, સૂક્ષ્મ્ ભૂતનું મૂળ અહતત્વ છે, અહતત્વનું મૂળ મહતત્ત્વ અને મહતત્વનુ જે મૂળ છે તે પ્રકૃતિ છે.

જગતની અવ્યક્ત અવસ્થા પ્રકૃતિ અને પ્રકૃતિની વ્યક્તાવસ્થાજ જગત્ છે

પાશ્ચાત્ય વૈજ્ઞાનિક આ જગતની કેવળ ત્રણ જ અવસ્થા માને છે. દૃઢ (Solid) દ્રવ (Liquid) અને વાયુરૂપ (Yaseons) જલ પરમાણું, જલ અને બરફ આ ત્રણ અવસ્થાઓ જેમ પાણીની છે તેવી જ સર્વેની સમજવી જોઇએ. આજકાલ કોઇ કોઇ વૈજ્ઞાનિક આ ત્રણ અવસ્થાઓ ઉપરાંત ચોથી અવસ્થાને પણ માનવા લાગ્યા છે. આ અવસ્થાનું નામ ઇથર (Ethor) છે.

આ અવસ્થાઓમાંથી એક પણ અવસ્થા મૂળ પ્રકૃતિ નથી. એ સર્વે પ્રકૃતિના જગદ્રૂપ છે. એનાથી પણ સૂક્ષ્મ, સૂક્ષ્મતર તથા સૂક્ષ્મતમ અવસ્થાઓ છે, જેનાથી આધુનિક પાશ્ચાત્ય વૈજ્ઞાનિકો બિલકુલ જ અપરિચિત ,છે. પાશ્ચાત્ય વૈજ્ઞાનિકોએ પોતાના ગ્રંથોમાં જે ચાર અવસ્થાઓનો ઉલ્લેખ કર્યો છે તેના । પણ સૂક્ષ્મતર વ્યોમ આકાશનો ઉલ્લેખ

આર્ય શાસ્ત્રોમાં છે. આર્ય શાસ્ત્રોમાં એનાથી પણ સૂક્ષ્મતર બે અવસ્થાઓ અનુપાદક તથા આદિ એ નામની જણાઈ આવે છે. એથી રૂષિયોના મતાનુસાર આ સ્થુલ જગતના (જેનું નામ ભૂલોક છે) સિવાય સાત સૂક્ષ્મ ભેદ છે. તેનાં નામ આદિ, અનુપાદક, આકાશ, વાયુ, અગ્નિ, જળ અને પૃથ્વિ છે.

એક એક તત્વને જાણવાને માટે મનુષ્ય શરીરમાં એક એક સ્વતંત્ર ઇન્દ્રિય છે. તત્વોના સંયોગથી ઇન્દ્રિયોમાં જે વિશેષ વિશેષ સ્પન્દન ઉત્પન્ન થાય છે તેને અનુક્રમે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ કહે છે.

આદિ અને અનુપાદક તત્ત્વનું ગ્રહણ કરનારી ઇન્દ્રિય હજુ સુધી મનુષ્ય શરીરમાં વિકસિત થઇ નથી, આ કારણ જેના સંયોગથી સ્પન્દન થઇ શકે છે તેનું નામ આપણી ભાષામાં નથી.

એક એક તત્વના ઉપાદાન ભૂત પરમાણુંનું પારિભાષિક નામ ' તન્માત્રા ' છે પૃથ્વિના પરમાણુંનું નામ ગન્ધતન્માત્રા, જલીય પરમાણુંનું નામ રસતન્માત્રા, તૈજસ પરમાણુંનું નામ રૂપતન્માત્રા, વાયવીય પરમાણુંનું નામ સ્પર્શતન્માત્રા અને આકાશના પરમાણુંનું નામ શબ્દતન્માત્રા છે. અહીં સુધી સ્થુલ જગત્ અર્થાત્ ભૂલોકની વાત થઇ રૂષિયો કહે છે કે, આ ભૂલોકની આગળ છલોક બીજા છે અર્થાત ભૂલોકને મેળવતાં ભૂવર્લોક, સ્વર્લોક, મહર્લોક, જનલોક, તપોલોક અને સત્યલોક એ સાત લોક છે એ લોક અનુક્રમે સૂક્ષ્મથી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ છે. એ સાતે લોક ભૌતિક ઉપાદાનથીજ બનેલા છે, પરંતુ પ્રત્યેકમાં સ્થુલત્વ અને સૂક્ષ્મત્વનું અંતર છે. આ લોકામાં પ્રત્યેકમાં સાત સાત તલ છે, ભૂલોકમાં જેમ સૂક્ષ્મતર તલ-અર્થાત આદિ તત્વ છે તેજ પાશ્ચાત્ય વિદ્વાનોના મતાનુસાર ( Protyle ) અર્થાત જગતના ચરમ પરમાણું ( Ultimate Atom ) છે. લોકનું તેજ મૂળ મહાભૂત છે. આ મૂલ મહાભૂતના સંહનનથી નીચેના ૭ તલોનું ઉપાદાન બનેલું છે.

ભૂલોકના આદિતત્વે ( Protyle ) જ વિચિત્ર રૂપથી સંહત થઇને અનુક્રમે અનુપાદકતત્ત્વ, આકાશતત્ત્વ, વાયુતત્ત્વ, તેજસ્તત્ત્વ, જલતત્ત્વ, તથા પૃથ્વીતત્ત્વ ઉત્પન્ન કર્યાં છે. પરંતુ ( Protyle ) ભુવર્લોકનું આદિતત્ત્વ નથી. વસ્તુતઃ ભૂલોકનુંતત્ત્વ ભૂવર્લોકના સ્થુલતમ પૃથ્વીતત્ત્વના કરતાં પણ સ્થુલ છે ભૂવર્લોકના આદિતત્ત્વની સાથે તુલ્યતા કરવામાં પણ ભૂલોકનું આદિતત્ત્વ ચરમ પરમાણું નથી, પરંતુ ભૂવર્લોકના આદિતત્ત્વના પરમાણુંના સમૂહના જોડાવાથી ઉત્પન્ન થયું છે એજ પ્રકારે સ્વ; મહ; જન, તપ અને સત્ય લોકના વિષયમાં પણ સમજવું જોઇએ. એજ રીતે એક બીજાનું પૃથક્કરણ કરીને સાત લોકના સૂક્ષ્મથી સૂક્ષ્મ આદિતત્ત્વ પર્યંત વિચાર કરવાથી આ નિશ્ચય થાય છે કે તે સૂક્ષ્મતમ આદિતત્ત્વ રૂષિ પ્રતિપાદિત મૂળ પ્રકૃતિ છે તેનું જ્ઞાન યોગિ ગમ્ય છે. સાધારણ બુદ્ધિ ગમ્ય નથી પ્રકૃતિથી લેઇને મહત્તત્ત્વ, અહંકાર પર્યન્ત તત્ત્વ દુર્વિજ્ઞેય છે. ઇન્દ્રિય સંયમ, ગુરૂશુશ્રુષા આદિ સાધનોથી તેનું જ્ઞાન થઇ શકે છે.

હજુ તો પાશ્ચાત્ય વિદ્વાનોએ ભૂલોકનાજ આદિતત્ત્વના વિચારનો આરંભ કર્યો છે. તેના મૂળ પ્રકૃતિ-તત્ત્વના વિચાર સુધી પહોંચવાને માટે તો તેમને હજુ વધુ વખત જોઇશે આથી આવી વાતોને તેઓ સમજી શકતા નથી ભારતીય તત્વજ્ઞાન બહુજ વધેલું છે, અને અજ્ઞતાને લીધે સાધારણ વિદ્વાનો તેની નિંદા કરે છે. શ્રીકૃષ્ણશાસ્ત્રી તૈલંગ.

---

# पोपांबाइनुं राज्य.

( લેખક શ્રીયુત મોતીલાલ મથુરભાઇ દેશાઇ. મહુધાવાળા. )

વાંચનારે " પોપાંબાઇનું રાજ " એ શબ્દો ઘણીવાર સાંભળ્યા હશે જ્યાં જરા પોલું ચાલે કે તુરત કહેવામાં આવે છે કે, " એવુ અહીં નહીં ચાલે. કાંઇ પોપાંબાઇનું રાજ નથી ' પણ કહેનાર કે સાંભળનાર " પોપાંબાઇ " કોણ હતાં તેથી ભાગ્યેજ માહિતગાર હશે.

" પોપાંબાઇ કોણ હતાં તથા તેમનો ટુંકો ઇતિહાસ નીચે પ્રમાણે છે:- મારવાડમાં ઝાલોરનું રાજ હતું, ત્યાં હિંદુ રજપૂતો પરાપુર્વથી રાજ કરતા હતા, તેઓ ચહુઆણ કહેવાતા હતા. ઝાલોરના ચહુઆણ માલદેવ ને, મેવાડ ઇલાકો સોંપી અલ્લાઉદીન ખીલજી (ઇ. સ. ૧૩૫૪ માં ) દિલ્હી ગયો. અલાઉદીનના મરણ સમાચાર સાંભળીને ચહુઆણ માલદેવે-મેવાડ ઇલાકો તેના મુળ માલિક રાણા હમીરને સોંપી દીધો અને પોતે પોતાના વતન ઝાલોરમાં આવી રહ્યો. તે ચહુઆણ વંશમાં એક વિશળદેવ નામનો રાજા થઇ ગયો છે.

મારવાડના રાયચુડા રાઠોડના દીકરા રણમલને દુષ્ટ સલાહ મળતાં તેણે વીશળદેવને મારવા કાવતરૂં રચ્યું તેની સાથે કાવતરામાં ન ફાવવાથી લડાઇ કરવી પડી તેમાં વિશળદેવ મરાયો. ત્યાર પછી ઝાલોરનું રાજ-વિશળદેવની વિધવા રાણી પોપાંબાઈ ચલાવતી હતી. તેણીના રાજ સમયમાં અંધાધુની ઘણી ચાલતી. કહે છે કે પોપાંબાઇના રસોડે, હમેશાં સોનાનાં કડાં અને તોડાથી વિભૂષિત થએલા ૭૦૦ રજપૂતો જમતા હતા. રાજની, શીલક આવક ખર્ચનો હિસાબ મૂખ પાઠ રહેતો, ચોપડા અને કાગળનું ખર્ચ કરકસર ખાતર બંધ કર્યું હતું ! આ અંધેરનો લાભ લઇ ઇ. સ. ૧૩૯૫ માં કે ૧૩૯૬ માં પાલનપુરનો હાલના નવાબના મુળપુરૂષોએ ( ઘણું કરીને મલેક ખુરમખાને ) રાણી પોપાંબાઇ પાસેથી તલવારના બળે રાજ પ્રાપ્ત કરી-પ્રજાને સુખી કરી હતી

પોપાંબાઇના રાજ્ય અંધેરના ઘણા દાખલા છે તેમાંથી એકાદ બે અત્રે જણાવ્યા છે.

ઝાલોરની ઘોડારમાં રજપૂત સરદારો અને બીજા અમલદારોને ચડવા ૧૨૦૦ ઘોડાની ( સુમારે ) સંખ્યા રહેતી. ઘોડારનો ઉપરી ચુનંદા ઘોડા સારી કીમતે વેચી ખાતો અને તેને બદલે ટટુની ભરતી કરી દેતો. તે એટલો ધામત થયો હતો કે જ્યારે જ્યારે ઘોડાં મરી જાય અગર નવી ભરતી કરવાનું કારણ મળે, ત્યારે ત્યારે તેનાં તે ( જે પોતે બદલો કરી લેતો હતો તે.) ઘોડાં ખરીદ કરી પૈસા ઉડાવી જતો અને લક્ષાધિપતિ બન્યો હતો.

ઝાલોરની પાડોશનો એક કઠીઆરો લાકડાં વેચવા ગામમાં આવ્યો હતો. બજારમાં આવનાર દરબારી સીપાઇઓએ એક એક લાકડું ઉઠાવી લેવા માંડયું બારણાબારણી પોઠ ખાલી થઇ ગઇ, એકપણ લાકડું રહ્યું નહીં. લાકડાં ઉપર તે વખતે રાજ્યનું દાણ હતું, દાણીએ કઠીઆરાને પૂછ્યું કે પોઠ ઉપર શું આણ્યું હતું, તેણે ઉત્તર આપ્યો લાકડાના ભારા, તેથી દાણીએ દાણ માગ્યું. કઠીઆરે સઘળી હકિકત કહી. મને કાંઈ પૈસા મળ્યા નથી તો હું દાણ શા ઉપર આપું, દાણીએ કહ્યું કે કાં-દાખલ થયાં ! એટલે દાણ થઇ ચુક્યું, અલેને તને કીમત ન ઉપજે દાણીએ પોઠ દાણની વટકમાં કબજે કરી ! આતો પોપાંબાઇનું રાજ ! ફરીયાદ કોણ સાંભળે

આ સિવાય-પોપાંબાઇના અંધેરની ઘણી વાતો છે.

# हीत वचन.

( સંશોધકઃ—વાડીલાલ હાકુભાઇ સંઘવી. )



સંત પુરૂષોના નીચેના આત્મ હિતાર્થે વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છેઃ—

૧. પ્રભુ ભક્તિ કરવાનો આધાર કાંઇ બહારની અનુકૂળતા ઉપર નથી, પણ અંતરની વૃત્તિ ઉપર છે.

૨ કાર્યની સિદ્ધિ કરવાની ઇચ્છાવાળાએ પ્રથમ સમયની કીમત આંકતાં શીખવું જોઇએ.

૩ સફળતા અને આનંદની પ્રાપ્તિને માટે સર્વથી વધુ જરૂરના ગુણ, ધૃતિ અને દૃઢ પ્રતિજ્ઞા છે.

૪. સર્વ કોઇ સ્થિતિમાં પ્રભુમાં વિશ્વાસ રાખી હૃદયમાં સમતા ધારી, ઇશ્વરી નિયમને માન આપવું.

૫ સુખ અને શાન્તિ શરીરને કષ્ટ આપવાથી મળતી નથી, પરંતુ ચિત્ત વૃત્તિને સમાન રાખી કર્મ કરવાથી મળે છે.

૬ બગાડવું એ સહેલું છે, પણ બનાવવું યા મેળવવું એ મુશ્કેલ છે.

૭ સુખ યા સફળતા એ ભાગ્યકૃત કે કાળકૃત નથી, પરંતુ તે આપણા પુરુષાર્થનું જ ફળ છે.

૮. પોતાના દોષ જોવા અને પ્રભુનો મહિમા સમજવો એજ ભક્તિ માર્ગનું તત્ત્વ છે.

૯. કોઇ પણ રીતે હંમેશાં જેને ત્યાં નાનો મોટો દાનનો પ્રવાહ વહે છે, તે ભાગ્યશાળી છે.

૧૦. બધી જાતના વેપારમા ખોટ જવાનો સંભવ છે, પણ ભક્તિના વેપારમાં ખોટજ નથી.

૧૧. અખંડ સુખો ભોગવવા ઇચ્છા હોય તો જીંદગીના દરેક કામમાં દરરોજ પ્રભુને સાથે રાખીને તેની પ્રેરણા પ્રમાણે ચાલવાની કોશીશ કરો.

૧૨. પ્રભુ ભજવાની ફુરસદ નથી એમ કહેવું, એ પોતાના ધર્મ ઉપર વિશ્વાસ નથી કહેવા બરોબર છે.

પોતાના આત્માનો ઉદ્ધાર કરવો એ સૌથી મોટો પરમાર્થ છે,

જો સાચું સુખ જોઇતું હોય તો વિષય વાસનામાંથી મનને ખેંચીને પ્રભુમાં ...ાની કોશીશ કરો.

૧૫ સર્વ પ્રકારની વ્યવસ્થા કરતાં સમયની વ્યવસ્થા બહુજ જરૂરની અને ઉપયોગી છે.

૧૬ જો ધર્મના પવિત્ર દિવસોની સાર્થકતા કરવી હોય તો આત્માને પરમાત્મામય કરો.

૧૭ વ્યવસ્થા પૂર્વક અને નિયમસર કામ કરવા માટે ચિત્તને શાન્ત અને પ્રસન્ન રાખવાથી ઘણીજ મદદ મળે છે

૧૮ દુઃખને યાદ કરી કરીને રડયા કરવાથી પ્રભુથી વિમુખ થવાય છે.

૧૯ ભલા થાઓ અને ભલું કરો એજ ધર્મનો સાર છે.

૨૦ પાત્ર જોઇ વિશ્વાસ કરવો હિતકર છે

૨૧ સર્વ શક્તિમાન મહાન પ્રભુના ગુણ ગાવાથી શાસ્ત્રનો અભ્યાસ કરવાનું મળી રહીછે.

૨૨ જો મનની એકાગ્રતા કરવામાં આવે તો સ્વર્ગ અને પ્રભુને મેળવતાં જરાપણ વાર લાગે તેમ નથી.

૨૩ જો સદા આનંદમાં રહેવું હોય તો ધર્મનુ બળ રાખીને અને ધર્મના નિયમો પાળીને પ્રભુમય થતાં શીખો

૨૪ જેમ જીવતા રહેવાની વિદ્યા શીખવામાં આવે છે, તેમ મોત સુધારવાની વિદ્યા શીખવાની જરૂર છે.

૨૫ છેવટ સુધી સંસાર સુખના સ્વપ્નામાંજ પડયું ન રહેવાય એ સંભાળવાની સાથે પ્રભુને સાથે રાખીને ચલાય તેમ કરવુ.

---

## काम.

( લેખક શ્રીયુત ઠાકોરદાસ નાથાભાઇ દેશાઇ. બી. એ એલ એલ. બી )

" Passion in our world owles every human heart;
With her touch the wise take Electric start,
To Places and sheds her mightly rule extends,
To wilderness and deserts Her Hests she sends"

કામ દેવની શક્તી અગાધ છે, તેનો પ્રભાવ અતુલ છે અનંગની સત્તા જગમાં સર્વત્ર વ્યાપેલી દ્દષ્ટીગોચર થાય છે. એક ખેડુતથી રાજા પર્યંત હરકોઇ તેનો શીકાર બને છે. તે સર્વ કોઇને પોતાના શરાબનો પ્યાલો પાઇ નિશામાં મસ્ત અને ચકચુર બનાવે છે. ઉમર લાયક થતાં પ્રાણીમાત્ર પ્રતિ અનંગ પોતાનાં કુસુમ શર છોડી ઘાયલ બનાવે છે. કામ ત્હારી શક્તિ અને સત્તાની તુલના કરવી તદન અશકય છે. તારાં પરાક્રમનો ઉલ્લેખ કરવો તે લેખીનિની શક્તિ બહાર છે. ત્હારો આબેહુબ ચીતાર આપવો તે આકાશ કુસુમ સમ છે.

શરીરમાં કામના પ્રવેશ સાથે કાંઇ અવનવો ફેરફાર થાય છે. શરીર ઉષ્ણ બને છે; રક્ત વહન જોસ ભેર ચાલે છે; શ્વાસ ઝપાટા બંધ ચાલે છે મુખાકૃતિ લાલ ચોળ બની જાય છે. ચક્ષુ વિશાળ અને ભયાનક બને છે. ખરેખર કામી પુરૂષનું ચીત્ર અને તેનો દેખાવ કાંઇક અંશે દયાજનક અને ભયંકર લાગે છે, બલકે કહીએ તો એક ગાંડા માણસના જેવી સ્થિતિ પ્રાપ્ત કરે છે, તે માણસ પોતાની સ્થિતિનું ભાન ભૂલે છે, ફક્ત કામ તૃપ્તિના વિચારના હીંડોળે ઝુલે છે, માન અને ગૌરવ પ્રતિ અંધ થાય

છે, અને દારૂડીઆ જેવી સ્થિતિએ પહોંચે છે, તેનું લક્ષ ફક્ત વિષયતરફજ વળેલું હોય છે, આગળ પાછળ શુ છે કે શું બને છે. તેનું યતકિંચિત્ પણ ભાન રહેતું નથી. તેની સર્વે ઇંદ્રિઓ વિષય વાસનાની તૃપ્તિ તરફજ એકાગ્ર થાય છે, તે એકતાર એકચિત બની જાય છે, નવા સંસારમાં વિચરતો હોય, તે કાંઇક અવનવા વાતાવરણમાં મહાલતો હોય તેમ લાગે છે, પોતાના મનોરથની સિદ્ધિ માટે આમ તેમ ફરે છે, દોડે છે–માન આબરૂને લાત મારી ફેંકી દે છે. કામી પુરૂષ પોતાની વિષયવાસના તૃપ્ત કરવાને માટે ઉચ્ચ ગિરિ શ્રૃંગ પર ચઢવા માટે તૈયાર થશે; કાળો ઝહેરી નાગ પકડવા હામ ધરશે; ભડ ભડ બળતા અગ્નિમાં પ્રવેશવા કમર કસશે, ઉંડા જળમાં પેસવા તત્પર થશે· અશક્યમાં અશક્ય બાબતને શક્ય કરવા, તન મન અને ધનનો ભોગ આપવા ઉમંગી ઉત્સાહી, અને હોશી બનશે, કામ ત્હારા ગુલામો અને દાસો ઉપર ત્હારો પ્રભાવ અને ત્હારો દોર અનંત અને અવર્ણિય છે. તું જેમ પાણી પાય છે તેમ તે પીએ છે, ત્હારી ઝહેરી મુરલીના નાદે તે વધુ નાચે છે. ત્હારા વિના તે કાંઇ દેખી શકતો નથી. મનમાં, તનમાં હૃદયમાં અને શરીરની રગે રગમાં તું વ્યાપેલો જોવામાં આવે છે, કામ તૃપ્તિને માટે પગે પડશે. લાતો ખાશે, ગાળો ખાશે, ધુળમાં રગદોળાશે, એક શ્વાનથી પણ અધમ સ્થિતિ સ્વિકારશે. વિષય પુરો થવા દો, કામનું જોસ ગુમાઇ જવાદો, કામનો નીશો ઉતરવા દો, તેનું ઝનુન ઝરી જવાદો—ચક્ષુ ખુલી જશે પડદો દૂર થશે આગળ પાછળની વસ્તુ સ્થિતિનું ભાન થશે, પોતાની અસલ સ્થિતિ દોડી આવી મગજ અને મનપર કબુ મેળવશે, તેની સ્થિતિ પહેલાં કરતાં ઘણી કફોડી થશે પછી પેંડે નરમ થશે અને પશ્ચાતાપનો પ્રહાર સહન કરશે. શોકાગ્નિ તેના શરીરમાં સળગી ઉઠે છે. ફરીથી આવું કાર્ય નહિ કરવા સોગન ખાય છે. કામને ફરી વશ ન થવા પણ લેવા પ્રભુની ક્ષમા માગે છે, વળી પશ્ચાતાપની વેદિપર આંસુની આહુતિ આપે છે. પણ સમય વિતતાં રતિપતિની જાદુઇ લાકડી તેના તરફ વળતાં, તેનો ઝહાંગીરી હુકમ નીકળતાં, અને અનંગનું કુસુમ શર લાગતાં પશ્ચાતાપ અને શોક વીસર્જન થાય છે. અને ઉપર કથિત ગાંડા માણસની સ્થિતિ એકવાર ફરીથી પ્રાપ્ત થાય છે.

વિશ્વામિત્ર જેવા મહાઋષિ પણ મેનકાના મોહપાસમાં ફસાયા હતા, કામદેવની અવનવિ જાળમાં સપડાયા હતા, અને અનંગના શિકાર બન્યા હતા. એક વીર પુરૂષ કે જેની ગર્જનાથી અને જેની વાર હાકથી અરિ સૈન્ય થરથરી જાય છે, જેની વીરતાથી આખુ જગત્ ચકીત્ થાય છે તે વીર કામ આગળથી જેવો નરમ ઘેંસ બની જાય છે, તેનુ શુરાતન કામ આગળ નષ્ટ થાય છે. એક રાજા કે જેના નામનો પડઘો દેશ પરદેશ વાગી રહ્યો હોય છે તે ફક્ત બે મીનીટના અલ્પ વિલાસ સુખને માટે—કામ તૃપ્તિ માટે રાજ સિંહાસન કે આખા સામ્રાજ્યને લાત મારી ફેંકી દેવા ઉભો થઇ જાય છે સંયમી અને યોગી પોતાના માર્ગમાંથી ચ્યુત થાય છે અને કામની સોડમાં ભરાય છે. ૧મદનમંગળ. ચિંતામણી નાયકાને ત્યાં કામવશ થઇ ગયો, ત્યારે તે એટલો બધો અંધ થઇ ગયો હતો કે લટકતા મોટા સાપને દોરડુ જાણી મેડે ચઢી ગયો અને તેનુ તેને ભાન ન રહ્યું. કામ તૃપ્ત થતાં આંખો ખુલી ગઇ અને તે સર્પને જોતાં બે બાફળો અને આભો બન્યો, તત્ત્વવેતા, વિજ્ઞાની કે કવી પોતાની શક્તિનો ઉહાપોહ કરી કામના હામથી હારી વિષય વા-

સના પરવારી જઈ કામ તૃપ્તિ માટે વલખાં મારે છે, ફક્ત ભીષ્મપીતામહ જેવા વિરલાજ સુભાગ્ય યોગે કામના પંઝામાંથી છટકી ગયા છે. કેટલાક તો ફક્ત પ્રસંગ પ્રાપ્ત નહી થએલો તેથીજ ચોખ્ખા રહ્યા છે. કામના હુકમનો અનાદર કોઇ ભાગ્યેજ કરી શકે છે.

" રતિ પતિ બાણુમારી દ્રઢ છાતી વિદારે.
પ્રહારે, ન ધારે, દયા રે કોવારે;
જાય છે વખત થાય છે વ્યથિત તેનકું જ્યારે ત્યારે. "

કામને આપણા હિંદુઓના મહા અને ઉત્તમ ગ્રંથ—ભગવત્ ગીતામાં ષડરીપુમાંનો એક રીપુ ગણેલો છે. આ રીપુઓ સંહારી પ્રભુમાં લીન થાય તો તેની સંસાર યાત્રા પુર્ણ કરી તે પરમ પવિત્ર અને ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરે, કામી પુરૂષની જે સ્થિતિ કામ તૃપ્તિ માટે થાય છે, તેવી સ્થિતિ કોઇ મનુષ્યની પ્રભુ ભક્તિ પ્રતિ થાય તો ખાત્રી પૂર્વક તે તેની એકાગ્રતા તેને ધ્રુવની માફક અચળ પદ પ્રાપ્ત કરાવે, કે પ્રહલાદની માફક તેનું મહા ભયમાંથી સંરક્ષણ કરાવે, કે નરસિંહમેતાની માફક તેના મનોરથો સિદ્ધ કરી જગતના ઇતીહાસના ઉજ્વળ રેકર્ડમાં તેનું નામ સોનેરી અક્ષરે લખાવે

" કામી શું ન કરે "—

હે કામ, તેં કેટલાનાં સત્યાનાશ વાળ્યાં છે, કોઇ કોઇ મહા પુરૂષોને તારા પંઝામાં સપડાવી ઉચ્ચેથી નીચે ઉંડી ભયાનક અંધારી ખીણમાં ગબડાવી પાડ્યા છે; કંઇકઇ સતી નારીઓનાં શીયળ નષ્ટ કરાવ્યાં છે; કંઇકઇ હેલન માટે રાજ્યોની ઉથલ પાથલ કરાવી છે; ( ટ્રોજન વોર. ) કંઇકંઇ મનુષ્યો સંહાર કરાવી રક્ત વેરડાવ્યાં છે; કંઇકંઇ અક્કલ બાજોની અક્કલપર પાણી ફેરવાવ્યું છે; કંઇકઇના માન મરતબા અને ગૌરવને ચૂર્ણ કરી નાખ્યા છે કંઇકંઇને મોક્ષદ્વારે પહોંચતા અધવચજ અટકાવ્યા છે, કંઇકઇ ધનાઢયોને ભુખ્ખા ચાટતા કરી રવડાવ્યા છે, મહા અહંકારીના અહંકાર તોડી તેમના તુંડ મીજાજની અકડતાની આંટ ઉકેલી નાંખી છે; કઇનાં ખુન કરાવ્યાં છે. કંઇકંઇ વિખ્યાત દુનિયાની નાટકીઓને દુનિયાની રંગ ભૂમિપરથી અદ્દશ્ય કર્યા છે. કામ તારો કારમો કેર અસહ્ય છે. ત્હારા ઘરના ઘા રૂઝાવવા મુશ્કેલ છે ત્હારા માટે વધુ લખવા આ લેખક સમર્થ નથી.

ઉમર લાયક થતાં કામનો અસહ્ય અને પ્રભાવશાળી દ્દષ્ટીપાત થાય છે. એકાંતવાસ કામાગ્નીમાં ઘી હોમે છે અને કામને ઘણું જ જોશ આપે છે.

### विविक्ते विश्रंभति कामः ।

" અનંગ અંગ વ્યાપે, સર્વ શકતી ઉથાપે શરમ પગ માપે, માન રજ્જુ એ કાપે "

એકાંત કામ અગ્નિની જ્વાળા તેજોમય બનાવી કામનો જોમ આપે છે. એકાંત, રસિક પદાર્થોનું સેવન અને વિષય વર્ધક સ્ત્રીઓનો સબંધ અને સાથ, કામનું આવાહન કરવામાં સુગમતા કરી આપે છે. આટલાજ માટે ડાહ્યા માણસે એકાંતથી દુર રહેવું.

પ્રિય વાંચક, કામના ધામની અને કામની કંઇ કથા કહી, અત્રે હું વિરમું છું.

---

# वनस्पति गुण दर्शन.



આ જકાલ વિલાયતિ દવાઓ મોંઘી થઇ પડી છે, અને તેથી દવા દારૂમાં પૈસા ઘણા ખર્ચવા પડે છે તેમજ ડાક્ટરોનો ધંધો પણ તેજ દવાઓની સ્ટીમરો વિલાયતથી આવે ત્યારે ચાલે તેમ છે. પરંતુ આપણાં દેશમાં આપણા બારણેજ ઉગતી વનસ્પતિના ગુણ ક્યાં ઓછા છે કે આમ મુઝાવાની જરૂર છે? આપણને અહીંનો વનસ્પતિનો ખોરાક માફક આવે, ઘઉં, ચોખા, દાળ, બાજરી, શાક વિગેરે આજ ભૂમિમાં પાકેલું અનુકૂળ આવે, અને તેજ અન્નપાનાદિથી આપણા શરીરનું પોષણ થાય છે તો પછી તેજ જમીનમાં પાકેલી વનસ્પતિની દવાઓ આપણને કેમ માફક ન આવે? આપણું શરીર અને તેમાંની ધાતુઓ વનસ્પતિ ખોરાકમાંથીજ પોષણ પામે છે, તેથીજ પુષ્ટ થાય છે, તો પછી તેજ ધાતુઓમાં કાંઇ દોષ થાય છે તો તે દોષનું સાંત્વન વનસ્પતિની દવાઓ કેમ ન કરી શકે? અને જો આ પ્રમાણે આપણાજ દેશમાં ઉત્પન્ન થતી ઘરગતુ વનસ્પતિનાથીજ માત્ર પૈસા કે બે પૈસામાં રોગનું મૂળ જડમાંથી જતું હોય તો પછી શા માટે અમુઝાવું જોઇએ. પરતુ આજકાલ આપણું એ ખોટું અને પારકું એ સારૂં એ કહેવત અનુસાર આપણા બારણામાં ઉગતી વનસ્પતિના ગુણ ઉપર આપણો વિશ્વાસ બેસતો નથી પરંતુ તેજ વનસ્પતિનું વિલાયત જઇ સ્પીરીટના સંયોગથી ટીંચર બનીને આવે, અને તેના ડોઝ આપણને ડૉક્ટર આપે તો તે ખુશીથી પી શકીશું અને ચાર આના ફી આપી શકીશું, પરતું અહીં તેજ રોગ પૈસાની સરી સુંઠથી મટતો હશે તો આપણે તેનો ઉપયોગ ભાગ્યેજ કરવાના.

આજકાલ વિલાયતથી દવાઓ ન આવી શકવાથી બીજી વસ્તુની માફક તેના ભાવ વધ્યા છે, અને તેથી આપણામાંના ઘણાજ અમુઝણમાં પડી ગયા છીએ કે હવે શી રીતે જીવાશે? પરંતુ જો દરેક માણસ ઘરગતુ વનસ્પતિના ગુણનું જ્ઞાન મેળવે તો ભાગ્યેજ તેને અમુઝાવાનું રહે છે. વળી ડૉક્ટરોને પણ જો આવા વખતે દેશી દવાઓનો ઉપયોગ પોતાના દવાખાનામાં કરવામાં આવે તો ભાગ્યેજ અમુઝાવાનું રહે છે. પરંતુ તેઓ તો ડૉક્ટરની પરીક્ષા આપી પાસ થયા એટલે આપણા પૂર્વજોની પૂરાણી શોધને પૂછેજ શું કરવા કે તેમણે કઇ કઇ સારી દવાઓની શોધ કરી છે કે નથી કરી? પરતુ આ વાત તરફ જો આપણા દેશના ડાક્ટરો ધ્યાન આપે તો આપણા દેશમાં ઉગતી વનસ્પતિનો અને તેની દવાઓનો ઉપયોગ વધુ થાય અને તેથી દેશના પૈસામાં પણ ઘણોજ બચાવ થાય તેમ છે. આથી આ લેખમાં અમે કેટલીક ઘરગતુ મળી શકે તેવી વનસ્પતિ, તેનું ઓળખાણું, તેના ગુણ, તેનો ઉપયોગ અને તે દ્વારા બનતી દવાઓની નોંધ વારંવાર આપતા રહીશું. આશા છે કે આપણા બન્ધુવર્ગ તે ઉપર ધ્યાન આપી યોગ્ય લાભ લેશેજ.

## આદું-સુંઠ.

આદુ એવી વસ્તુ છે કે તેને કોઈ નહીં ઓળખતું હોય એવું ભાગ્યેજ હશે. કારણ કે આદુ સર્વ કોઇના ખાવાના ઉપયોગમાં અને મસાલામાં પડે છે તેનું-

સંસ્કૃત નામ આર્દ્રક, હિંદીમાં-અદ્રકા, ફારસીમાં જીન્જીબીલવર અને અંગ્રેજીમાં જીંજર કહે છે.

આદુ સુકાય છે તેને આપણે સુંઠ કહીએ છીએ આદુ લીલું અને સુકાયેલી સુંઠ બન્ને આપણા ખાવાના ઉપયોગમાં વારવાર આવે છે પણ તેનામાં એવા ઉત્તમ ગુણ છે કે કોઇ વખતે તેવો ફાયદો હજારો રૂપિયાની દવા આપતી નથી. તે હવે દરેક સ્થળે થાય છે. આદાનો છોડ એકાદ હાથ ઉંચો થાય છે, અને તળે જમીનમાં આદુ વધ્યાં કરે છે.

આદુ—સાધારણ રીતે પાચક, સારક, અગ્નિને દીપન કરનાર, રૂચિ વધારનારે, અને કંઠને ફાયદો કરનાર છે. વળી સોજો, કફવાયુ કંઠરોગ, ઉદરસ, દમ, વાયુ, મળબંધવાયુ, વા, વાંતિ, શુળ, અજીર્ણ અને ચુંકને મટાડનાર છે.

અજીર્ણ—આદાના રસમાં લીંબુનો રસ અને સીંધવખાર નાખી પીવાથી અજીર્ણ મટે છે, અગ્નિ પ્રદિપ્ત થાય છે અને વાયુ, બધોરોગ અને આમવાત મટે છે. વળી સુંઠનું ચુર્ણ તથા જવખારનું ચૂર્ણ બન્ને મિશ્ર કરી એક બે વાલ ઘીમાં કે ગરમ પાણીમાં આપવાથી અજીર્ણ મટે છે.

આમવાત—દીવેલા ( એરંડા ) ના મૂળના રસમાં સુંઠનું ચૂર્ણ કાલવી ગેળો કરવો તે ઉપર એરંડાનું પાંદડું વીંટાળી ઉપર કપડમાટી કરી ગોળો બનાવી દેવતાની કરહા-ડમાં પકવવો પછી તેને બહાર કાઢી, જરા ઘડો થવા દઇ રસ કાઢી તે રસ મધમાં મેળવી આપવાથી આમવાત મટે છે.

પેટની ચુંક—સુંઠ ૪ ભાગ ને વરીયાળી ૧ ભાગ એકત્ર કરી તેમાંથી અડધુ ઘીમાં તળી પછી બધાનું ચુર્ણ એકત્ર કરી ગોળમાં મેળવી હમેશ ખાવાથી ચુંક મટે છે.

વળી સુંઠના ઉકાળામાં દીવેલ નાખી પીવાથી આમવાત, કેડ, પીઠ કે પેટમાં શુળ આવવી, શુળ ભોંકાવાં વીગેરે મટે છે.

સુંઠની ભૂકી કરી ઘીની સાથે ચાટવાથી આમવાત ઉપરાંત બરોળ મટે છે, વાયુનો નાશ થાય છે અને સંગ્રહણી મટે છે.

ચુંક—સુંઠ, સાજીખાર અને ફુલાવેલી હીંગનું ચૂર્ણ ગરમ પાણી સાથે ખાવાથી તુરત ચુંક મટી જશે.

વાનાં શૂળ—વાને લીધે શરીરમાં શુળો ભોંકાય છે તે ઉપર સુંઠ અને એરંડ મૂળનો ઉકાળો કરી તેમાં ફુલાવેલી હીંગનું અને સચળનું ચુર્ણ નાખી ખાવાથી મટે છે.

અરૂચિ—ખાવા ઉપર અરૂચિ થતી હોય તો આદાની ચીરીયો કરી તેમાં થોડો સીંધવ ભભરાવી તે ખાવાથી ખાવાની ઇચ્છા થાય છે.

તાવ—સુંઠ અને જવખારનું ચુરણ ગરમ પાણીમાં આપવાથી તાવ મટે છે.

સન્નિપાત જવરમાં મૂર્છા આવે છે તે ઉપર સુંઠ મરી અને પીપરનું ચૂર્ણ સું-ઘવાથી મટે છે.

અગ્નિમાંદ્ય અને કૃમી રોગ—સુંઠ અને વાવડીંગનું ચૂર્ણ મધમાં આપવાથી મટે છે

મરડો—સુંઠ, વરીયાળી, ખસખસ અને ખારેક સર્વે સરખે ભાગે લઇ ચૂર્ણ કરી તેમાંથી અડધું ઘીમાં તળવું પછી તેમાં બાકીનું મેળવી તેની બરોબર તેમાં ખાંડ મેળવી, તેમાંથી દિવસમાં ત્રણ વખત અકેક રૂપીયાભાર ખાવાથી મટે છે.

દંતરોગ—દાંતમાં સણકા નાંખતા હોય તો સુંઠની ભૂકી ૧ ભાગને ૨ ભાગ ફુલાવેલી ફટકડી એકઠી કરી દીવસમાં બે ત્રણ વખત દાંતે ઘસવાથી દાંતનું કળતર ને સણકા આવતા મટી જશે.

ધાતુજવી—સુંઠના ઉકાળામાં હરદર અને ગોળ નાંખી તે ખાવાથી મટે છે.

આમનો ઝાડો—સુંઠનું ચૂર્ણ ૧ તોલો ઘીમાં શેકી તેમાં પછી ગોળનું પાણી નાંખી પાક થયે તે ચાટણ ચાટવાથી મટે છે.

પક્ષાઘાત—સુંઠનું ચુર્ણ ૨૮ તોલામાં ગાયનું ઘી ૨૮ તોલા નાંખવું પછી તેમાં છોલેલી લસણની કળીઓ ૨૮ તોલા નાંખી પછી તેને જરા કકડાવીને પછી તેમાંથી અકેક તોલો રોજ ખાવાથી પક્ષાઘાત, કેડનો વા, પાંસળીયોનો વા વીગેરે મટે છે.

ઉલટી—ઉલટી ઉપર આદાના ૧ તોલા રસમાં ડુંગરીનો ૧ તોલો રસ મેળવી તે પીવાથી મટે છે.

બહુમૂત્રરોગ—ઘણા માણસોને વારંવાર પેશાબ કરવા જવાનો રોગ થાય છે તે માટે આદાના રસમાં ખડી સાકર મેળવી રોજ બે વખત આપવાથી મટે છે.

વાતશ્રમ—સુંઠ અને અજમાના ચૂર્ણને સેકી ભભમનાવી સુંઘાડવાથી મટે છે.

શ્રમયુક્તપીત્ત—આદાનો રસ ૨ તોલા, આંમળાનો રસ બે તોલા ખાંડ ૨ તોલા અને ગાયનું દૂધ ૭ તોલા એકત્ર કરી અરધુ બળે ત્યાં સુધી ઉકાળી તેમાંથી રોજસવારે સાંજે અકેક તોલો ખાવાથી મટે છે.

વળી આદાનો રસ બે તોલા, અને ગાયનું દુધ ૭ તોલા એકત્ર કરી અડધું બાળવું અને તેમાં પછી ખડી સાકરની ભૂકી નાંખી ઉઘતી વખતે આપવાથી શ્રમયુક્તપિત્ત મટેછે.

પિત્તવિકાર—અર્ધા તોલાથી ૧ તોલો સુઠનું ચૂર્ણ ૭ તોલા ગાયના દુધમાં મેળવી ઉકાળવુ. માવો થયે તેમાં સાકર નાંખી ગોળી કરી દરરોજ રાત્રે સુતી વખતે તે ગોળી ખાવી અને ઉપર પાણી પીવું નહીં એ પ્રમાણે મટતા સુધી ખાવાથી પિત્તવિકાર મટી જાયછે

અર્ધા તોલા સુંઠના ચૂર્ણમાં ૪ તોલા સીધવની ભૂકી મિશ્રકરી હમેશાં સૂર્યોદય પહેલાં પાણીના ઘુંટડા સાથે ગળાવવાથી મટે છે.

આધાશીશી—પાણીમાં કે દુધમાં સુંઠ ઘસી તે સુંઘવી ને માથા ઉપર ચોપડવી, અથવા આદુને ગોળ એકત્ર ખાંડી તેનો રસ કાઢી તે રસ નાકથી પીવાથી મટે છે.

અગ્નિમંદ—આદાનો અને લીંબુનો રસ સરખે ભાગે લઇ તેમાં તેટલોજ સિંધવ મિશ્ર કરી ભોજન પહેલાં પી જવું જેથી અગ્નિમાંદ્ય મટે છે, અગ્નિ પ્રદિપ્ત થય, જીભ, કંઠ, અને હૃદયની શુદ્ધિ થાય છે, સ્વરભેદ, સોજો, મલાવરોધ, શ્વાસ, કફ, ઉદરસ, અને વાયુનો નાશ થાય છે અને ધાતુની વૃદ્ધિ થાય છે.

જીર્ણજ્વર.—૨૧ દિવસ સુધી છાશની પરાસમાં સુંઠ ઘસી પીવાથી મટે છે.

ઉદરરસ.—આદાનો રસ, લીંબુનો રસ અને મધ સરખે ભાગે લઇ તેમાં પીપર નાખી દિવસમાં બે ત્રણ વખત તે મિશ્રણ પાવાથી મટે છે.

અમ્લપિત—સુંઠ, આંબળાં અને ખડી સાકરનું સરખે ભાગે ચુર્ણ કરી લુગડે ચાળી ખલમાં ઘુંટવું પછી તેમાંથી રોજ સવારમાં ૧ તોલો ખાવાથી મટે છે.

ભુખનલાગવી—૧ માસો સુંઠનું ચૂર્ણ પાણી સાથે પીવાથી ભૂખ લાગે છે.

ઉદર રોગ—આદાનો રસ અને તેટલુંજ પાણી સાથે પીવાથી ઉદર રોગ મટે છે.

હરસ—સુંઠનું ચૂર્ણ છાસમાં નાંખી પીવાથી હરસ મટે છે.

સલેખમ—સુંઠ, ખડીસાકર, અને તજનો ઉકાળો પીવાથી સળેખમ મટે છે.

ગર્ભિણીનો વિષમજ્વર—બેત્રણ માસ, સુંઠ, બકરીના દુધ સાથે ઘસી પીવાથી મટે છે.

હાર્ટડીસીઝ—હૃદય રોગ સુંઠનો ઉકાળો પીવાથી મટે છે, ઉપરાંત અગ્નિમાંદ્ય, શ્વાસ, ખાંસી, સળેખમ, અરૂચી, શુળ, મટે છે અને ચિત્ત પ્રસન્ન રહે છે

પરિણામ શૂળ—સુંઠ, ગોળ અને તલને એકત્ર કરી ગાયના દુધમાં બાફી ને આપવાથી મટે છે.

સોજા—સુંઠની ભૂકીને ગોળમાં ગોળી કરી ફટકડીના રસમાં કે કાઢામાં આપવી.

વા—શુળ—આદાના રસમાં કે બીજોરાના રસમાં ઘી નાંખી આપવાથી, વાયુ, ગોળો, શુળ, અને શરીરના કોઇપણ ભાગનો વા મટે છે.

બાળકોની આમ સંગ્રહણી—પાણીમાં સુંઠ ઘસી તેમાં તેટલુંજ ઘી ગોળ અને ખડી સાકર નાંખી જરા પકાવવી ચાટણ બનાવવું તેમાંથી બાળકને રોજ થોડું થોડું ચટાડવાથી મટે છે. મોટા માણસને આપવાથી પણ મટે છે

વીર્યની વૃદ્ધિ માટે—૧ તોલા સુંઠની બારીક ભુકી કરવી પછી ૧ કઢાઇમાં બે તોલા ઘી નાંખી ચૂલે ચડાવી ઉનું કરવુ, પછી તેમાં સુંઠની ભુકી નાંખવી લાલ થાય ત્યાં સુધી તળવી, પછી તેમાં ૫ તોલા પાણીમાં ૧ તોલો ગોળ મેળવી તે પાણી નાંખી, પાણી બળી જતા સુધી હલાવી શીરા જેવુ થયે ઉતારી તેમાંથી રોજ સવારે એક વખત ॥ તોલો ખાવુ. આ પ્રમાણે ૧૪ દિવસ સુધી ખાવાથી શરીરમાંનો વાત સચરિ, કળતર થવું. અતિસાર, પિત્તવિકાર અને અગ્નિમાંદ્ય મટે છે.

શ્વેત પ્રદર— ૪ માસા સુંઠ, ૨૧ તોલા પાણી અને ૧૪ તોલા ગાયનું દુધ એકત્ર કરી દેવતા ઉપર પાણી બળી જાય અને થોડું દુધ બાકી રહે ત્યાં સુધી ઉનુંકરવુંપછી તે ખુબ જાડું થાય ત્યારે ઉતારી તેમાં ૫ માસા ખડી સાકરની ભુકી મિશ્ર કરી અને ખાવું આ પ્રમાણે ૨૧ દિવસ ખાવાથી ગમે તેવું શ્વેત પ્રદર મટી જાય છે.

કફરોગ—સુંઠ અને તેથી ચાર ઘણી ખડી સાકર મેળવી તેનો ઉકાળો કરી આપવાથી મટે છે. અથવા આદાના રસમાં બમણી ખડી સાકર અથવા ગોળ નાંખી ચાટણ કરી આપવાથી કફ, સળેખમ, શરદી, હૃદય રોગ, વીગેરે મટે છે. અથવા આદાનોરસ, મધ અને સાકર સાથે આપવાથી પણ મટે છે.

આંખો દુખવી—સુંઠ અને કડવાલીમડાની પાંનવાટી તેમાં થોડો સોંધવ નાખી થેપલી કરી થોડી ગરમ કરી અને આંખો ઉપર બાંધવાથી આંખો મટે છે. સોજો આવ્યો હોય તો તે પણ મટે છે.

અતિસાર—આદાનો રસ ડુંટીએ ચોપડવાથી ઝાડો મટે છે.

ભાંગનું ઘેન—ચઢયું હોય તો ગાયના દુધમાં સુંઠ આપવી અથવા સાત વખત ધંડા પાણીમાં ૧ તોલા સુધી સુંઠ મેળવી આપવી.

આંખોમાં ધોળું ફુલ પડવું—ગાયના દુધમાં સુંઠ મેળવી આંજવાથી મટે છે.

વૃષણવાયુ—આદાના રસ મધ નાખી પીવાથી અરોચક અને સળેખમ મટે છે.

યોની શુળ—સુંઠની ભુકીને દીવેલમાં કાલવી લેપ કરવાથી મટે છે.

દમ-ખાંસી—આદાનો રસ મધ સાથે પીવાથી મટે છે, અથવા સુંઠ અને ભાંગનો ઉકાળો મધ સાકર નાખી પીવાથી મટે છે.

સંગ્રહણી—સુંઠની ભુકી ઘી સાથે ચાટવાથી મટે છે ઉપરાંત ખરોળ, આમવાત અને વાયુનો નાશ થાય છે.

મૂર્છા—સુંઠ ઘસી આંખમાં આંજવાથી મૂર્છા મટે છે.

---






આનંદ ભૈરવ ગોળી-સુંઠ, મરી, પીંપર, ટંકણખાર, તામ્રભસ્મ, શુદ્ધ કરેલાં ધંતુરાનાં બી, હીંગળોક, અને વછનાગ એ સર્વે સરખે ભાગે લઈને પછી ભાંગના રસમાં એક દિવસ ઘુંટી ચણા જેવડી ગોળીયો વાળવી, માત્રા ૧ ગોળી, અનુપાન આદડાના મળના ઉકાળામાં સુંઠ,મરી,પીંપરનું ચૂર્ણ મિલાવીને પીવાથી દારૂણ સન્નિપાત મટેછે.

મૃત સંજીવન રસ—શુદ્ધ પારો ૧ ભાગ, શુદ્ધ ગંધક ૨ ભાગ બનેની કજ્જલી કરીને પછી તેમાં અભ્રકભસ્મ, લોહભસ્મ, તાંબાની ભસ્મ, એકેક ભાગ અને એ સર્વેની બરોબર વજને શુદ્ધ વછનાગ, શુદ્ધ હરતાલ, કોડીની ભસ્મ, શુદ્ધ મનશિલ, શુદ્ધ હીંગળોક, ચીત્રક, ભાંગ, કલિવિષ,સુંઠ, મરી, પીંપર, સોનામુખી,-એ સર્વેનું ચુર્ણ કરીને આદાના રસમાં ત્રણ દિવસ ઘુંટી પછી નગોડ અને ભાંગના રસમાં ત્રણ દિવસ ઘુંટવું, પછી કાચની શીશી(આતશી શીશી) માં મુકી વાલુકા યંત્રથી પકાવવું, બે પહોર અગ્નિ આપી પછી બહાર કાઢી પછી આદાના રસમાં ઘુટવું. આ મૃતસંજીવન રસ મહાદેવજીએ કહ્યો છે, મૃત થયેલો સન્નિપાતવાળો માણસ જીવતો થાય છે આથી બીજો કોઈ સન્નિપાત મટાડનાર રસ નથી. અઘોર મંત્ર (ॐ अघोरेभ्यश्च घोरेभ्यो घोरघोर तरेभ्यश्च सर्वतःसर्वेभ्यो नमोस्तु रुद्र रूपेभ्यः) આ મંત્રથી રસ કાર્ય કરવું જોઈએ.

સન્નિપાત ભૈરવ રસ—શુદ્ધ કરેલો હીંગળોક ૪॥ તોલા, ગંધક ૨ તોલા ને ૪ રતી, વછનાગ ૨ તોલા ને ૪ રતી, પીપર ૩ તોલા, ટંકણખાર ૧ તોલો અને ૪ રતી એ સર્વને એકત્ર કરી ઘુંટી, લીંબુના રસમાં ઘુટી ચણોખડી જેટલી ગોળીયો વાળવી. અને છાંયે સુકવવી, પછી તેમાંથી ૧ ગોળી આદાના રસમાં મેળવી ખાવાથી ઘોર સન્નિપાત મટે છે.

---

# दोषो, धातुओ, अने मळोना क्षय अने वृद्धिनां चिन्हो.

(અનુસધાન ગતાંકથી)



મળોની ક્ષીણતાનાં લક્ષણો:—

૧ વિષ્ટાનો ક્ષય થવાથી હૃદયમાં તથા પડખાઓમાં પીડા થાય છે, પવન અવાજ કરતો ઉંચો ચડે છે, અને પેટમાં તેવાજ પવનનો સંચાર થાય છે.

૨ મૂત્રનો ક્ષય થવાથી—મૂત્રાક્ષયમાં વ્યથા થાય છે અને મૂત્ર થોડું થઇ જાય છે,

આ પ્રમાણે વિષ્ટાનો ક્ષય થયો હોય કે મૂત્રનો ક્ષય થયો હોય તો તે મળને તથા તે મળના ઉત્પત્તિ કારણોને વૃદ્ધિ આપનારા પદાર્થોનું સેવન કરાવવું જેમકે વિષ્ટાનો ક્ષય થયો હોય તો અડદ વિગેરેનુ અને મૂત્રનો ક્ષય થયો હોય તો શેલડી તથા કાકડી વિગેરેનું સેવન કરાવવું.

૩ પરસેવાનો ક્ષય—થયો હોય તો રૂવાડાંનાં છિદ્રો અકકડ થઇ જાય છે, ત્વચામાં શોષ થાય છે, સ્પર્શનુ બરાબર જ્ઞાન થતું નથી અને પસીનો આવતો નથી.

આ પ્રમાણે પસીનાનો નાશ થયો હોય તો તૈલાદિકનો અભ્યંગ કરાવવો, શેક (નાસ) લેવા વિગેરેની સ્વેદન—પરસેવો લાવનાર ક્રિયા કરાવવી.

ઉપધાતુઓની ક્ષીણતાનાં લક્ષણો અને ચિકિત્સા:—

૧ રજનો ક્ષય થયો હોય તો મહીને સ્ત્રી રજસ્વળા થાય છે કે જે વખતે રજ આવે છે તેમાં રજ જોવામાં આવતું નથી. જો શ્રાવ થાય તોપણ ઘણોજ થોડો થાય છે અને યોનિમાં વેદના થાય છે.

આ પ્રમાણે રજનો ક્ષય થયો હોય તો સામાન્ય સંશોધન આપવું. અને તલ અડદ, સુરા ( દારૂ ) તથા સુક્ત ( આથેલા અથાણાનો રસ ) વિગેરે આગ્નેય પદાર્થોનો ઉપયોગ કરાવવો. રજનો ક્ષય થયો હોય તો વમન આપવુ પણ વિરેચન આપવુ નહિ. કેમકે વિરેચનથી પિત્તનો ક્ષય થવાને માટે ઉલટો રજનો ક્ષયજ થઇ જાય. વમનથી તો સૌમ્ય ધાતુ દબાઇ જતાં અને આગ્નેય ધાતુ વૃદ્ધિ પામતાં રજ વૃદ્ધિ પામે છે.

૨ ધાવણનો ક્ષય થયો હોય તો સ્તનો કરમાઇ જાય છે, ધાવણ આવતું નથી અને આવે છે તો ઘણુંજ થોડુ આવે છે.

આ પ્રમાણે ધાવણનો ક્ષય થયો હોય તો જેનાથી કફ વધે એવા પદાર્થોનો ઉપયોગ કરાવવો.

૩ ગર્ભનો ક્ષય થયો હોય તો ગર્ભ હાલતો ચાલતો પેટમાં ફરકતો નથી અને પેટ ઉચું રહેતું નથી.

આ પ્રમાણે ગર્ભનો ક્ષય થયો હોય તો સ્નિગ્ધ ઉપયોગ કરાવવો અને પીચકારી આપવા જેવી હોય તો દુધની પીચકારી આપવી.

આ પ્રમાણે દોષો, ધાતુ, ઉપધાતુ તથા મળો વિગેરેના ઓછાપણુંનો મનુષ્ય શરીરમાં ક્ષય થવાથી એટલે જે પ્રમાણમાં હોવાની જરૂર હોય તે પ્રમાણ કરતાં ઘટી જવાથી. માણસો માંદા પડે છે અને અનેક રોગો થાય છે. તેમજ તે તે દોષો, ધાતુ, ઉપધાતુ અને મળો જે પ્રમાણમા જોઇએ તે પ્રમાણ કરતાં વધી જવાથી પણ શરીરમાં રોગ થાય છે. જો જેની જેટલી જરૂર હોય તેજ પ્રમાણમાં તે હોય છે તો શરીર હમેશાં આરોગ્ય રહે છે.

### દોષો વિગેરેની વૃદ્ધિનાં લક્ષણો અને કારણ.

અત્યંત વૃદ્ધિ પામેલા દોષો, ધાતુઓ તથા મળો એઓનાં લક્ષણો, તેમની વૃદ્ધિ વધારનારા તથા તેઓનાં ઉત્પત્તિ કારણોને વધારનારા પદાર્થોનું અતિ સેવન કરવાથી થાયછે

**દોષોની અતિ વૃદ્ધિનાં લક્ષણો—**

૧ **વાયુની વૃદ્ધિ**—માણસના શરીરમાં વાયુની વૃદ્ધિ થઈ હોય તો વચનોનું કઠોરપણું થાય છે, માંસનો ક્ષય થવાથી ગાત્રો કૃશ થઇ જાય છે, શરીર કાળું પડી જાય છે, ગાત્રો ફરક્યાં કરે છે, ગરમ પદાર્થોની ઇચ્છા થાય છે, નિદ્રાનો નાશ થાય છે, ઉત્સાહની હાનિ થાય છે, અને મળ વિષ્ટા કઠણ થઇ જાય છે, અને વાયુનાં લક્ષણો વધે છે.

**પિત્તની વૃદ્ધિ**—જો માણસના શરીરમાં પિત્ત વધી ગયુ હોય છે તો પદાર્થો પીળા પીળા લાગે છે, સંતાપ થાય છે, શીત પદાર્થોની ઇચ્છા થાય છે. નિદ્રા અલ્પ થઇ જાય છે, મૂર્છા થઇ જાય છે, સંતાપને લીધે ઓજનો ક્ષય થાય છે, ઇંદ્રિયોમાં નબળાઇપણું આવે છે અને વિષ્ટા, મૂત્ર તથા નેત્ર એઓ પીળાં થઇ જાય છે, અને પીત્તનાં લક્ષણો થાય છે.

**કફની વૃદ્ધિ**—જો કફ વધ્યો હોય તો ચામડી વિગેરે સફેદ તથા શીતળ થઇ જાય છે, ગાત્રો ઝલાઇ જાય છે ભારેપણું થાય છે, ચિત્તમાં તથા દેહમાં ગ્લાનિ થાય છે, તંદ્રા પ્રાપ્ત થાય છે અને કફ વધીને ભરાઇ જવાથી સાંધાઓ તથા સાંધાઓનાં હાડકાં જુદાં પડી જાય છે,

**ધાતુઓની વૃદ્ધિનાં લક્ષણો—**

૧ **રસની** અતિ વૃદ્ધિ થઇ હોય તો હૃદયમાં મોળ આવે છે, વખતે ઉલટી થાયછે, અને લાળ ઝર્યાં કરે છે.

૨ **રુધિરની** અતિવૃદ્ધિ થવાથી અંગો તથા નેત્રો રાતાં થઇ જાય છે, શિરાઓ પૂર્ણ થઇ જાય છે.

૩ **માંસની** અતિવૃદ્ધિ થવાથી ગાલ, હોઠ, ઉપસ્થ, સાથળ, બહુ. પીંડીઓ અને ગંડસ્થળની વૃદ્ધિ થાય છે, અને ગાત્રોમાં ભારેપણું થાય છે.

૪ **મેદની અતિ વૃદ્ધિ થવાથી**—અંગો સ્નિગ્ધ થઇ જાય છે. પેટ તથા પડખાં વૃદ્ધિ પામે છે, ખાંસી તથા શ્વાસ વિગેરે દરદો થાય છે, અને દુર્ગંધપણું થાય છે.

૫ **અસ્થિની** અતિ વૃદ્ધિ થવાથી અસ્થિઓ તથા દાંતો અધિક થાય છે, અને કેશોની તથા નખોની પણ અતિ વૃદ્ધિ થાય છે.

અપૂર્ણ

# वैद्यक टुचका.

દાંતનાં પેઢાં સુજેલાં રહેતાં હોય તો—કપુર ½ તોલા, રૂમી મસ્તકી ૧ તોલો, હીરાબોલ ૧ તોલો, ચાક ૪ તોલા અને ગેરૂ ૪ તોલા મિશ્રકરી વાટી ચાળી મંજન બનાવી દાંતે ઘસવાથી મટે છે.

પાંડુરોગ—લોહ ભસ્મ, છીપ ભસ્મ, પીંપર તથા ગળોસત્વ સરખે ભાગે લઇ એકેક વાલ દિવસમાં ત્રણ વખત મધ સાથે આપવાથી મટે છે.

અજીર્ણ-ચુક અને કરમીયા—કાકચીયા તથા સુંઠ એકેક તોલો, સચરા તથા સૅન્ટોનીન અર્ધો અર્ધો તોલો ચૂર્ણ કરીને તેની સરગવાના રસમાં ગોળી વાળવી તે ગોળી એકેકી ખાવાથી ચૂક કરમીયા અને અજીર્ણ મટે છે.

સુખ પ્રસવ માટે—કેળનો કંદ કમરે બાંધવો, પ્રસવ થયા પછી કાઢી નાંખવો

ઋતુ પ્રાપ્તિ માટે—ધોળા ધરોના રસમાં દાડમની બે ત્રી મોટી કળીયો વાટી તે રસ થડી કાઢીમાં સાત દિવસ પાવો એટલે ઋતુ ન આવતું હોય તે ઓને ઋતુ આવશે.

સર્પ દંશ—નાગરવેલના મૂળ પાનમાં ઘાલી ખાવાં, એટલે ઉલટી થઇ વિષ ઉતરશે, જો ઉલટી ન થાય તો બે ત્રણ ખાવાથી ઉલટી થઇ વિષ ઉતરશે.

વાળો—આખા નારીયેલને કોરી તેમાં નવસારની ભૂકી રાત્રે નાખવી અને સવારે તેમાંનું પાણી પીવું અને કોપરૂં કાઢી ખાઇ જવું, અને સાંજ સુધી કાંઇ ખાવું કે પીવું નહી સૂર્ય આથમ્યા પછી દહીંને ભાત ખાવાથી વાળો મટી જશે.

ધાતુ પુષ્ટતા—બાવળના લીલા પરડાને કચરી રસ કાઢી તેમાં એક હાથ લાંબુ પહોળું કપડું પલાળી સુકવવું, એ કપડાને ફરી પાછું પરડાના રસમાં પલાળી સુકવવું એ પ્રમાણે ૧૪ પુટ આપવા પછી તે કકડાના ૧૪ ભાગ કરવા તેમાંથી રોજ ૧ કકડો પાશેર દુધમાં ઉકાળી તેમાં સાકર નાખી તે દુધ પીવાથી ધાતુ પુષ્ટતા થાય છે.

સોજા—ભોંયરાના રસમાં મરીની ભૂકી નાંખી તે રસ પાવો અને અંગે પણ ચોળવાથી મટી જાય છે.

ખરજવું—બીધામુ અને રાળ તેલમાં કઢવી તે તેલ ચોપડવું.

પ્રમેહ—ભોંયઆમલી, તજ, એલચી, તમાલપત્ર, અને મરી ૨૦ એકત્ર વાટી પીવાં એ પ્રમાણે સાત દિવસ પીવાથી અસાધ્ય પ્રમેહ મટે છે.

ઉલટી—મકાઇના દાણા કાઢેલાં કણુસલાં બાળી તેની રાખ કરી તેને મધમાં વાલ રોજ વાલ આપવાથી ઉલટી મટે છે.

બાળકોના ઝાડા અને સંગ્રહણી.—મરીયાં અને સુંઠ ઘીમાં ઘસી ચટાડવાથી મટે છે.

# લાભદાયક અને ઉપયોગી સૂચના.

આજકાલ હજારો વૈદ્યો અને ડાક્ટરો થયા છે. જેમ વૈદ્યોની સંખ્યા વધી છે તેમ રોગીઓની પણ સંખ્યા વધી છે ઘણા માણસો અમે તો અમુક પ્રસિદ્ધ વૈદરાજનાં શિષ્ય છીએ, અમે જડીબુટીઓ મેળવી છે, વિગેરે ડીંડવાણાં, કરી જાહેર પત્રોમાં જાહેરખબરો આપી પોતાની દવા વેચવા પ્રયત્ન કરી રહ્યા છે. આવા સમયે દર્દીએ ક્યાંથી દવા લેવી તેની તેને ઘણીજ ગુંચવણ પડે છે. ઘડીમાં આ ડાક્ટરની દવા પીધી, ન મટ્યું તો વળી આ વૈદ્યની પડીકીઓ કે માત્રા ખાધી, ન મટ્યું કે વળી ન્યુસપેપર વાંચી દવા મંગાવી, વળી ન મટે તો માથે હાથ દઇ નિસાસો નાંખે છે આમ કરવાથી તેમજ અણઘડ અને પૈસાના લોભી વૈદ્યોની દવા ખાધાથી રોગ ન મટતા શરીર નાસ થઇ જાય છે અને એવા વખતે શું કરવું તેની તેને કાંઈ પણ સમજણ પડતી નથી.

આવા દરેક દર્દીને અમારી ભલામણ છે કે તેણે દવા વિના ચલાવવું પણ કોઇપણ અજાણ્યા કે અણઘડ વૈદ્યની મોટી મોટી જાહેર ખબરો કે ફંફાસોથી ફસાવું નહિ. દવા વિના મટે ત્યાં સુધી દવા ખાવી નહી, અને જો પૂર્ણ ખાત્રી પડે તોજ વૈદ્યની કે ડાક્ટરની દવા લેવી.

આ સંબંધમાં અમને ખરેખર આવા રોગીઓ ઉપર દયા ઉત્પન્ન થયા સિવાય રહેતીજ નથી, અને તેમની લાગણી અમને ઘણીજ થતી હોવાથી અમારા તરફથી **દવે-કેમીકલ અને ફાર્માસ્યુટીકલ વર્કસ** નામનું શાસ્ત્રોક્ત ઔષધીયો બનાવવાનું કારખાનું કાઢ્યું છે. તેમાં હંમેશા વિદ્વાન વૈદ્યો ડૉક્ટરો અને ખાસ અમારી જાતિ દેખરેખ નિચે શુદ્ધ તાજી વનસ્પતિની દવાઓ શાસ્ત્રોક્ત રીતે બનાવવામા આવે છે, અને દરેક દર્દીને પૂર્ણ સંતોષ આપવામાં આવે છે. અમારી કોઇ પણ દવામાં નુકશાન કર્તા ચીજ પડતી નહીં હોવાથી તે દર્દીને કોઇપણ રીતે નુકશાન કરતી નથી.

તોપણ બનતાં સુધી વગર દવાએ રોગ મટે ત્યાં સુધી દવાના રગડા પીવા નહી એ અમારી ખાસ સલાહ છે તેમજ તેવા અનુભવી ધરગતુનુસખાનું દરેકને જ્ઞાન થાય તથા આચાર ને વિચાર સુધરે તે માટે ભાગ્યોદય નામનું માસીક કાઢી જેમ બને તેમ લોકોના દુઃખ ઓછાં કરવા પ્રયત્ન કરવા માંડયો છે. પૈસા લઈ દવા આપી દર્દી મરે કે જીવે એવું ઘણા વૈદરાજો કરે છે, તેમને અમે ધિક્કારી કાઢીએ છીએ કોઇ પણ વખતે કોઇ પણ માણસ જો પોતાના રોગની સંપૂર્ણ હકીકત અમને લખી મોકલશે, તો અમે તેને તે રોગ મટે તેની સૂચના અને સલાહ વગર પૈસે લખી જણાવીશું પછી તેની મરજીમાં આવે તો દવા કરે કે ન કરે તે જુદી વાત છે.

યાદ રાખજો કે તમારી સર્વ સાહેબી, સત્તા, વૈભવો, ધન, સ્ત્રી વગેરેનો તમે તમારૂં શરીર આરોગ્ય હશે તોજ તેનો લાભ અને ખરા સુખનો અનુભવ લઇ શકશો માટે શરીર નિરામય આરોગ્ય, અને બળ તથા સ્ફૂર્તિવાળું રહે, બ્રહ્મચર્ય રક્ષાઇ રહે તેને માટે કાળજી રાખજો. આજકાલ અમારી ફારમસીનો આજે ૬૨ વરસે હજારો માણસો લાભ લઇ રહ્યા છે તેજ તેની ઉપયોગીતા છે. અમારાથી બનશે તેટલું અમે અમારા નિયમ પ્રમાણે સર્વ કોઇ દુખી કે દર્દીનું ભલુંજ કરીશું એવો અમારો નિશ્ચય છે. પત્ર વ્યવહાર નિચેને શિરનામે કરવો.

અમારૂં નામ નોંધી રાખજો. કોઇ પણ વખતે તમને રોગ ન મટે, અમુંઝણ થાય કે તરત અમને લખી જણાવશો તો તેની સલાહ લખી મોકલીશું.

અમારા કારખાનામાં બનતી દવાઓનો લાભ આજે આખા હીંદુસ્તાન ઉપરાંત, સીલોન બરમાદેશ, બલુચિસ્તાન, ચીન, એડન, આફ્રિકા ઉપરાંત દુરના દેશોના હજારો માણસો લઈ રહ્યા છે, તો કાંઇ પણ સમજતા હશે તોજ તેનો વધુ ફેલાવો થતો હશે ને ? તેની સત્યતા અને પ્રમાણિકપણાની ખાત્રી કરવાની આથી બીજી શી ખાત્રી ! અને તેમના હજારો પત્રો આરામ થયાના અમારે ત્યા આવે છે જે સર્વ કોઇને ઑફીસમાં આવી જોવાની છુટ છે, તેમાંના ઘણાજ થોડા ઉતારા પાના ઉપર વાંચી ખાત્રી કરજો, નહિંતર ગમે ત્યાંથી દવા મંગાવી પૈસા ફેંકી દેવા પહેલાં વિચાર કરજો, અને પૈસા બચાવી રોગને મટાડવા ઇચ્છા હોતો અમને લખજો પછી આપની મરજી.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

ગુન્હો કરતાં બચવુ, શિક્ષામાંથી મુક્ત થવુ, અને કાયદેસર વર્તવુ એ માણસ માત્રની ફરજ છે આપણી સરકાર પ્રત્યે શુ શુ ફરજો અને જવાબદારીઓ છે, સરકારી અમલદારો આપણી સાથે કેવી રીતે વર્તી શકે, અરસપરસ માગના લેણાની કે ટંટા ફીસાદની ફોજદારી ગુન્હાઓના સંબંધમાં માણસે કી રીતે વર્તવુ, શું કરવુ વિગેરે માટે કાયદાનું જ્ઞાન મેળવવું એ માણસ માત્રની ફરજ છે

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

### બીજી આવૃતિ નવા-સુધારા વધારા સાથે થોડાજ વખતમાં બહાર પડશે.

જેની પેહેલી-આવૃત્તિ ઘણાજ ટુંક વખતમાં ખપી ગઈ એજ તેની લોકપ્રિયતા છે.

આ પુસ્તક દરેક ઘરમાં રાખવાની જરૂર છે કાયદો જાણનારજ ગુન્હાથી બચી શકે છે અને ગુન્હાથી બચનારજ નિર્ભય રીતે સુખે રહી શકે છે. કોઇપણ ગુન્હો કરી અને કહેવુ કે કાયદો જાણતો નહોતો, તો તેથી શિક્ષામાંથી બચી જવાતું નથી તેમજ કાયદો જાણવો અને તે પ્રમાણે વર્તવુ એ માણસ માત્રને માટે સરકારની ફરજ છે. પણ કાયદાઓની કીંમત વધારે હોવાથી તેમજ છુટા છુટા ખરીદવાથી સો બસે રૂપીયા ખર્ચ થઇ જાય છે જેથી ઘણાને અજ્ઞાન રહેવુ પડતું, પણ અમે આ પુસ્તક કે, જેમાં નીચે પ્રમાણે તમામ ફોજદારી, દીવાની અને મુલકી કાયદા આવી જાય છે તેની કીમત માત્ર રૂ ૭ જ રાખી છે. વળી તે એટલુ બધુ ઉપયોગી થઇ પડ્યુ છે કે હજારો અમલદાર વર્ગના સરટીફીકેટ મળ્યાં છે જો તે પુસ્તક તમારી પાસે ન હોય તો આજેજ મંગાવજો. તેથી તમને રૂ. ૭ ખર્ચવાથી હજારો રૂપિયાનો ફાયદો થશે અને કોઇ એકજ વખતે તેનાં નાણાં વળી જશે

મુંબઇ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને કલેકટર મા. મે. ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કે —

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. મને લાગે છે કે તે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરળ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાઓનો સમાવેશ કરેલો છે

### તેમાં નીચે પ્રમાણે કાયદાઓનો સમાવેશ કર્યો છે.

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇન્ડિયન પીનલ કોડ, ગાંડા માણસનો એક્ટ, ફટકાની શિક્ષા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ, એક્સ્ટ્રાડીશન એક્ટ, આબકારી એક્ટ, અફીણનો એક્ટ, ભીડાનો એક્ટ, કારીગર અને મજુરોનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, ટેલીગ્રાફનો એક્ટ, પોર્ટનો એક્ટ, ઝેરી જાણુઓનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એક્ટ, નાટકના ખેલોનો એક્ટ, નિધિનિક્ષેપ એક્ટ, બોમ્બ એક્ટ, ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ વિગેરે

**રેવન્યુ (મુલકી) તથા ગરવધના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટનો એક્ટ, સર્કલ ઇન્સપેક્ટરની રૂલ, માપણીની સમજુતી, ઓરીજીનલ સરવેની રૂલો વિગેરે

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ ( નવો ) વારસાનો એક્ટ, વાલી નીમવાનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ, હિંદુ પુનર્લગ્નનો એક્ટ, ગાંડા માણસની મિલકતનો એક્ટ, પારસીઓના લગ્ન તથા તલાક બાબતનો અને વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, પુરાવાનો એક્ટ, કોરટમાં સમ ખાવાનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, વહેંચણ કરવાનો એક્ટ, ટ્રાન્સફર પ્રોપરટી એક્ટ, યુરોપીયન વેગનસી એક્ટ, સીવીલ કોર્ટોનો એક્ટ, પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની

સનદો આપવાનો એક્ટ, નાદારીનો એક્ટ, મુદતનો એક્ટ, વારસાનો એક્ટ, હિંદુ લો, વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ સરીકદારી વિષે, સરીકના હક બાબત, સ્ટાંપ એક્ટ વિગેરે.

પરચુરણ વિષયને લગતા કાયદાઓ—તગાવીનો એક્ટ, લોકલ ફન્ડ એક્ટ, ઇનકમ ટેક્ષ એક્ટ, મતાદાર એક્ટ, તાલુકદારનો એક્ટ, બંદરોનો એક્ટ; વહાણોનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુનીસીપાલ એક્ટ, જમીન લેવાનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણાનો એક્ટ, હિંદુસ્તાનનો તારીખનો એક્ટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવાનો એક્ટ, જંગલનો એક્ટ, વતન એક્ટ, ઇરીગેશન એક્ટ, શિતળા કાઢવાનો એક્ટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એક્ટ, સેનીટરી એક્ટ, પ્રેસ તથા વર્તમાનપત્રનો એક્ટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રીનો એક્ટ, ફટકાની શિક્ષા કરવાનો એક્ટ (નવો) વિગેરે વિગેરે.

બીજી આવૃત્તિમાં આવેલા નવા કાયદાઓ નીચે પ્રમાણે—

ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટની વિશેષ સત્તા બાબત, રાજદ્વારી કેદીને દેશપાર બાબત, બજારો તથા મેળા બાબત, ભાડાના વાહન બાબત, મુંબઈમાં શીતળા કઢાવવા બાબત, ટ્રામવેનો એક્ટ, વેપારના માલ ઉપર દગલબાજીથી નિશાનિઓ કરવા બાબત, સ્ટીમ બૉયલર તપાસવા બાબત, મોટર વાહનનો એક્ટ, વીજળીનો એક્ટ, ગુન્હેગાર જાતોનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવાનો, કારખાનાનો એક્ટ, વિમાની મંડળીઓનો એક્ટ, વીમા કંપનીઓનો એક્ટ, ઘોડ દોડની સરતોની જપ્તીનો એક્ટ, વૈદ્યોનો એક્ટ. કોર્ટોના વિશેષ અધિકારનો એક્ટ, દેણાની સાબીતીનો એક્ટ, લશ્કરના કુચ કરવાથી નુકશાન થાય તે બાબત, હિંદુલોકોના વસીયત નામાનો એક્ટ, વિશેષ ન્યાયનો એક્ટ, ટ્રસ્ટ એક્ટ, સુપાધિકાર બાબતનો એક્ટ, કંપની બાબતનો એક્ટ, સમરી સેટલમેન્ટ એક્ટ, તોડાગીરાસનો એક્ટ, ઇરીગેશન એક્ટ, તમાકુનો એક્ટ, સાર્વજનિક હોડી ઘાટનો એક્ટ; રસ્તા તથા પુલો ઉપરના વેરાનો એક્ટ. વીગેરે પુસ્તકની કીં રૂ. ૭), પો ૦–૧૦–૦.

આ બીજી આવૃત્તિમાં લગભગ બમણો જેટલો વધારો છે તથા અત્યાર સુધીના સુધારા વધારા દાખલ કર્યા છે. જેથી કીંમત વધારવી પડે છે.

---

રૂા. ૨૫) ખર્ચતાં ન મળે તે માત્ર રૂા. ૨) માંજ.

## સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

બીજી આવૃત્તિ—આ પુસ્તકમાં ઈંડીઅન પીનલકોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, લેન્ડરેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ ગામના નમુના, સરવાઇની રૂલ, સર્કલ ઇન્સપેક્ટરની રૂલ, અફીણનો એક્ટ, આબકારી એક્ટ, મીઠાનો એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે. દરેક માણસે હમેશાં પાસે રાખવા લાયક અને ઘણુંજ ઉપયોગી છે જેના સંબંધમાં સેંકડો વિદ્વાનોના સર્ટીફીકટ મળ્યા છે કીં. રૂા ૨–૦–૦ પોસ્ટેજ ૦–૪–૦.

---

## ઘરનો વૈદ્ય.

આ એક અતિ ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દસ ભાગ છે, તેમા લગભગ ૫૦) પ્રકરણો છે. જેમાં શરીરનું તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન, ઇંદ્રિયોનું જ્ઞાન, અને તેની ક્રિયા, વનસ્પતિકાય કુદરતી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણ, લક્ષણ અને તેના ઉપાયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે કીં રૂ. ૨–૦–૦ પો. ૦–૨–૦.

જેઠાલાલ દેવશંકર દવે, તંત્રી ભાગ્યોદય, અમદાવાદ.

# MEMORINE મેમોરાઇન. ( રજીસ્ટર્ડ )

આ એક તાજી દેશી વનસ્પતિમાંથી બનાવેલી સંપૂર્ણ ખાત્રીવાળી, કોઇ પણ પ્રકારનું નુકશાન ન કરી શકે તેવી અને ગુણમાં તુરત ફાયદો આપી અને જાથુને માટે લાભ કરે છે. આ દવા સ્વાદિષ્ટ હોવાથી ખાવામાં હરકત પડે છે સવારમાંમાત્ર એકજ વખત દુધ સાથે ખાવાની છે હજારો વિદ્યાર્થીઓ આજે તેને દરરોજ સવારમાં વાપરે છે. જેમાંના જે તદન ડોઠ અને બીન અકલવાળા હતા તે આજે બહુ હોંશિયાર, તિવ્ર બુદ્ધિના અને વિદ્વાનો બની ગયા છે .જેમના હજારો પત્રો હંમેશા આવ્યાં કરે છે. આપને જો આપના બાળકને બુદ્ધિશાળી બનાવવો હોય, ભણવામાં હોંશિયાર અને ઝટ યાદ રાખી શકે તેવો બનાવવો હોય તો આજેજ મેમોરાઇન મંગાવજો. પુત્ર કરતા પૈસો વધુ ગણશો નહિ તેથી નકી સમજજો કે તમારા પૈસા છુટી ન પડતાં ઉગી નીકળશે.

તેનાથી મગજ ઉપર સારી અસર થાય છે. મગજ શાંત અને સ્થિર થાય છે. જ્ઞાનેંદ્રિયો સતેજ થાય છે બુદ્ધિ તિવ્ર અને સહેજમાં યાદ રહી શકે તેવી થઇ યાદદાસ્ત વધે છે. ભણવામાં હોશીયાર અને ચાલાક થાય છે શરીર પુષ્ટ બનાવે છે. વીર્ય અને લોહીને વધારી શક્તિ આપે છે નાનાં બાળકો, વિદ્યાર્થિઓ, સ્કુલ માસ્તરો અને મગજનું કામ કરનારાઓને માટે મગજને પુષ્ટ કરનાર આ સિવાય બીજું એક પણ ઔષધ નથી. ડબી ૧ ની કીમત રૂ ૨—૦—૦ પા ૦—૪—૦ બે રૂપિયામાં અમે કાંઇ પૈસાદાર થઇ જવાના નથી એકવાર અજમાવી જોવા અમારી ભલામણ છે પછી આપની મરજી

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

---

શક્તિહિન થઇ ગયેલા માણસોને માટે કોઇ પણ પ્રકારનું નુકશાન ન કરે અને સ્થાયી લાભ આપી શકે તેવી

# સોવેરીન.

નામની દવા વાપરવા અમે દરેક માણસને ભલામણ કરીએ છીએ આ દવાને શાસ્ત્રિય પદ્ધતિથી બનાવવામાં આવે છે તેમાં એક પણ નુકશાનકારક વસ્તુ પડતી નથી. જેથીજ તે આજે મોટા મોટા શેઠીઆઓ, નવાબો, રાજા મહારાજાઓ અને અમલદાર વર્ગમાં તેમજ દરેક માણસ વાપરવા લાગ્યા છે આ દવામાં સુવર્ણ, સાચાં મોતિ, જેવી કિંમતિ વસ્તુઓ પડે છે જેથીજ તે સ્થાયિ લાભ આપી શકે છે.

આ દવાનો ઉપયોગ કરવાથી ગમે તેવા શક્તિહિન, અને ધાતુહિન થયેલા માણસોને નવી જુવાની અને શક્તિ પ્રાપ્ત થઇ બળ અને ધાતુનો પુષ્કળ વધારો થાય છે. વળી જેથી પેશાબ કે સ્વપ્ને જતી ધાતુ બંધ થાય છે. શિથિલ થયેલી ઇંદ્રિયો બળવાન અને સતેજ થાય છે. પ્રમેહ મટે છે, હરસ, સંગ્રહણી મટે છે ક્ષય, જીર્ણ જ્વર, દમ પણ મટે છે. શરીર નિરોગી અને બળવાન થઇ દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે. આવી ઉપયોગી દવાના જેટલા પૈસા ખર્ચાય તેટલા ઓછા છે. કારણ કે ગમે તેવો સંસારથી બહાર નીકળી ગયેલો નિર્વીર્ય પુરૂષ પણ આ દવાનું સેવન કરવાથી તાકાતવાળો અને પુષ્ટ બને છે વૃદ્ધ માણસ ઉપયોગ કરે તો તેને જુવાનીના સુખનો અનુભવ મળે છે.

ડબી ૧ ની કીમત રૂ ૧૫—૦—૦ પોસ્ટેજ ૦—૬—૦. આ દવામાં સુવર્ણ, જેવી કિંમતી વસ્તુઓ પડતી હોવાથી કીંમત વધારે જણાતી હશે પણ તેમાં પડેલી કીમતી વસ્તુઓ અને તેના અમુલ્ય ગુણ આગળ રૂ. ૧૫નો હિસાબ નથી

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## हरस नाशक गुटिका

નામની અત્યંત ખાત્રીવાળી અનુભવેલી અને ગુણવાળી દવા ઘણા વર્ષથી બનાવી છે જે સુકા કે દુઃખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કામ કરે છે. ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ દિવસમાં બંધ કરી દે છે બહાર નીકળેલા ખુંટા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દેઇ સમાવી દે છે. ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી. તેમ મટયા પછી ફરી થતા નથી દસ્ત હમેશાં સાફ આવે છે, ભુખ કકડીને લાગે છે. અને શરીરને શક્તિ આપે છે.

જો તમે હરસની દવા કરી કરીને થાક્યા હો, કોઇ પણ ઉપાયે ફાયદો ન થયો હોય, અને પૈસાની બરબાદિ કરી કંટાળ્યા હો, તો નિરાશ થશો નહિ. આજેજ આ દવા મગાવો અને અનુભવ કરો. ખરેખર આ દવા ઇશ્વરી આશિર્વાદ સમાન છે. તેથી હરસ મટયા પછી ફરી થતા નથી અને જીંદગી પર્યંતના દુઃખથી બચાવે છે હજારો માણસોના પત્રો મળ્યા છે, અને હજારો માણસ તેનો લાભ લેછે.

કલકત્તાથી, સી એમ. ચોધરી લખે છે કે, તમારી દવાથી મને જુના હરસનુ દરદ મટયુ છે જે હજુ સુધી ફરી થયુ નથી જેથી તેમાંની એક ડબી મારા મિત્ર માટે વી. પી. થી મોકલો. આવા હજારો પત્રો મળ્યા છે. એક વાર અજમાવી જોવા ભલામણ છે. ડબી ૧ ની કીંમત રૂ. ૩) અનુપાનના ડબાની કીમત રૂ ૨) બંનેની કીંમત રૂ. ૫) સાથે મલમ રૂ. ૧) નો મફત મળે છે. પોસ્ટેજ જુદું.

હરસથી જો તમે પીડાતા હો તો આજેજ પત્ર લખવા ચુકશો નહી

---

## संग्रहणी पील्स

નામની અમારી બનાવટની સંઘરણીને માટે વિજયી નીવડેલી છે અને ઉપયોગ કરો, ઘણાએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે આપને કદાચ તે રોગ લાગુ પડયો હોય તો જરૂર આ દવા મંગાવી ખાત્રી કરો, અને નવુ જીવન મેળવો તેથી અન્ન ખવાશે, ભુખ ઉઘડશે, ખાધું પચશે, વારંવાર થતા ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે. શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે અજમાવી જોવા અમારી આપને ખાસ ભલામણ છે.

ડબી ૧ ની કીંમત રૂ. ૨–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ ૨–૦–૦ પોસ્ટેજ રૂ. ૦–૮–૦ માં વી. પી. થશે. એક માસ દવા ચાલશે. અઠવાડીઆમાજ ફેર જણાશે આપને ખાત્રીવાળી સંગ્રહણીની દવા જોઇએ તો તો મગાવી ખાત્રી કરવા ભલામણ છે.

કરાંચીથી **તેજમલ વાસુમલ** લખે છે કે, હુ સંઘરણીની દવા કરી કરી થાકી કંટાળ્યો હતો છેવટે આપની મારા એક મિત્રે ભલામણ કરતા આપની દવા મંગાવી ઉપયોગ કર્યો જેથી આજે મને સંઘરણી મટી શરીર નિરામય બની ગયુ છે, અને આપને આશિર્વાદ આપુંછું કે, ઇશ્વર તમારૂં ભલું કરશે. મારા મિત્રોને હુ તમારી દવાની ભલામણ કરૂંછુ. આવા અનેક પત્રો આવ્યાજ જાય છે. આપને આ દવા મગાવી ખાત્રી કરવા ભલામણ છે.

---

## क्षयहरपील्स.

ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવી જોઇએ પછી ન વાપરે અને ક્ષયના પંજામા સપડાય તો તેના નશીબનોજ વાંક સમજવો. ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે. તેનાથી ઘણા લોકો ગયેલો ક્ષય પણ મટયો છે. માટે અમારી ભલામણ માનો ને આજેજ મગાવો અને મોતના પંજામાથી છુટો. બાટલી ૧ ની કીં. રૂ. ૨–૦–૦ અનુપાનના ડબાની કીંમત રૂ. ૨–૦–૦ દવા એક માસ ચાલશે. અઠવાડીયામાંજ ફેર જણાશે.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

માંકડ-મચ્છર-હર—આ દવા પાણીમાં નાંખી માંકડ મચ્છરવાળી જગ્યાએ છાટવાથી માંકડ મચ્છર જતા રહે છે ને ફરી થતા નથી કી રૂ. ૧-૦-૦

**શીઘ્ર પ્રસુતી** આ દવા દરેક કુટુંબમાં હોવીજ જોઇએ. સ્ત્રીઓને સુવાવડ વખતે ઘણીજ પીડા પડે છે. વખતે તેમાંથી ઘણી સ્ત્રીઓના મરણ પણ થાય છે માટે આ મરણની ધાંટી અને અસહ્ય દુઃખની વેદનાથી છુટવા માટે આ દવા વાપરવી. પ્રસવ થવાના સમયે આ દવા ખાવાથી વગર કષ્ટે પ્રસવ થાય છે, અને શ્રીફુલ પીડા જણાતી નથી, અને શરીર આરોગ્ય રહે છે. દરેકે પાસે આ દવા રાખી મુકવીજ જોઇએ ડબી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦ પો. ૦-૪-૦.

**તાવ** તાવથી ઘણા માણસો કાયર થાય છે, અને વખતે જતો નથી તો હાડકવરીઓ થઇ શરીરને ગાળી નાંખી શક્તિનો નાશ કરી નાંખે છે જો કોઇ ઉપાયે તાવ ન જતો હોય તો અમારી ફીવર પીલ્સ મંગાવો જેથી ગમે તેવો સખત તાવ રોજનો એકાંતરીઓ, ટાઢીઓ, ઉનો કે ચોથીઓ તાવ ૨૪ કલાકમાં મટે છે અને શરીરમાં શક્તિ આપે છે. ડબી ૧ ની કી રૂ. ૧-૦-૦ ફીવર મીક્ષ્ચર બા ૧ ની કી રૂ. ૧-૦-૦ બંને સાથે લેવાથી ઘણો ફાયદો થાય છે.

**ઉદરસ** ગમે તેવી જુની ખાંસી, ઉધરસ કે કફ પડતો હોય, કોઇ ઉપાયે ન મટતો હોય તો મગાવો અમારી ઉદરસ નીવારણ પીલ્સ તેથી ગમે તેવી ઉદરસ બીજેજ દીવસથી મટી જશે ડબી ૧ની કી. રૂ ૧-૦-૦

**सर्व व्याधिहरगुटीका**—આ એકજ દવા જુદા જુદા અનુપાનમાં લેવાથી હજારો વ્યાધિઓને મટાડી શક્તિ આપેછે કી. રૂ. ૩-૦-૦

---

## ભષ્મો.

### अभ्रक भष्म.

(હજાર પુટી)

ક્ષયમાં આ ભષ્મ બહુ વપરાય છે નબળાઇમાં અને ધડપણની નબળાઇમાં તથા દમમાં આ ભષ્મ સારા ગુણ આપે છે. ધાતુની નબળાઇ મટાડી પુષ્ટ કરે છે ૧ તો ની કી. રૂ. ૩૦-૦-૦

### प्रवाल भष्म.

પાકામાં, પેશાબમાં થતા વીર્યશ્રાવમા, ઉદરસમા, ગરમીના બાકી રહેલા વિકારમા, ક્ષયમાં, વઇ, ઘેલછા અને સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે

તોલા ૧ ની કી. રૂ ૭

### वंग भष्म—કલાઇની ભષ્મ

પેશાબના રોગો અને નબળાઇમા, સ્વપ્નમાં ધાતુનું જવું તથા ધાતુનું ક્ષીણ થવુ તેમાં ગુણ કરે છે. તો. ૧ ની કી. રૂ ૫

### लोह भष्म—ગજવેલ ભષ્મ.

પાંડુ, સ્ત્રીઓનો પાંડુરોગ, રતવા, મૂત્ર પીડ, હૃદરોગ, ગડમાળ, ક્ષય, સાધારણ નબળાઇ અને ધાતુની નબળાઇ મટાડે છે. માત્રા વા થી ૩ રતી જમ્યા પછી દિવસમાં બે વખત મધ કે ઘી સાથે લેવી, ઉપર દુધ પીવુ તોલા ૧ ની કી. રૂ ૫.

### मडुर भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાડુમાં, સાધારણ નબળાઇમા, ધાતુની નબળાઇમાં અને માટી ખાનારા બાળકોની પાંડુવાળી અશક્તિમાં મહુ ઉપયોગી છે. તો ૧ કી. રૂ ૭.

### नाग भष्म—શીસાનીભષ્મ.

પેશાબના રોગોમાં તથા સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે તો. ૧ ની કી. રૂ ૫

# ધનવાન માટે વિદ્વાનો શું કહે છે.

ખેડા જીલ્લાના મે ડીસ્ટ્રીક્ટ એગ્રીકલચર ઇન્સ્પેક્ટર સાહેબ શ્રીયુત જેઠીકશન દાસ પ્રાણજીવનદાસ ચોકથી લખે છે કે,—ધનવાનનું પુસ્તક વાંચતાં તે ઘણુંજ ઉપયોગી અને મનન કરવા લાયક જણાયું છે

અમદાવાદના એસીસ્ટંટ સરજન ડા. રેમર, એલ એમ એન્ડ એસ લખે છે કે: ધનવાન પુસ્તક જોયું છે. તેમાં ખરેજ ઘણી બીનાઓ જાણવા જોગ છે અને જે સખસે આ પુસ્તક વિષે મારો અભીપ્રાય મગ્યો છે તે આદમીને આ પુસ્તક ખરીદવાની હું ભલામણ કરીશ

ચરોડાથી એક સજ્જન—આપે ધનવાન નામનું પુસ્તક બહાર પાડી દેશીઓને ઉત્તેજન આપી તેઓનાં ચલાયમાન મનને સ્થિર કર્યાં છે તેમાં પણ મારૂં મન સ્થિર થવાથી હું આપનો આભાર માનું છું. મે તે પુસ્તક વાંચી તેમાંના કેટલાક પ્રયોગોની પુરે પુરી અજમાયશ કરી છે, તેમાં આપની કૃપાથી હું ફતેમંદ નીવડયો છું, તેથી અને દેશનું ખરેખરૂં પુસ્તક બનાવી દેશને સચેત કરવા ધાર્યો છે તેથી આપને પ્રભુ યશ આપે એ ઇચ્છા છે.

### દવાઓના નવા અભિપ્રાયો.

### ભુત ગયુને હીસ્ટીરીઆ મટયો

પણજથી ભગવાનજી રણછોડજી લખે છે, અમારા ઘરમા એક બાઇને જે હીસ્ટીરીઆ થયેલો હતો તે ઉપર આપની સલાહ મુજબ કુમારીઆસવ સાથે હીસ્ટીરીઆ પીલ્સ વાપરવાથી અડવાડીયુ નહી થયુ તેવામાં તો આરામ થઇ ગયો છે, જેથી મને નિશ્ચય થયો છે કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે. મારી સૌ કોઇને એ દવા વાપરવા ભલામણ છે. મારો એવો અભિપ્રાય છે કે, તમારી દરેકે દરેક દવા સાચી નીવડવી જોઇએ. કામ પડવે હવે તમારી દવાઓ વાપરવા મેં નિશ્ચય કર્યો છે,

સજાણપુરેથી માસ્તર મનસુખરામ બાપુજી, અજીર્ણનાશક ગુટીકાથી અરીશુ છુટીગયું છે માટે બીજી ડબી મોકલવા કૃપાકરશો,

ભંડારીયાથી મતરાશંકર ત્રીભોવન—પ્રમેહ પીલ્સની ગોળીયો ખાવાથી મને ફાયદો થયો છે અને પ્રમેહની જરાપણ અસર નથી તેથી આપને હું ખરા અંતઃકરણથી આશીર્વાદ આપુંછું. તમારી દવાઓ ઉપર મને ખરો વિશ્વાસ છે.

એંજીનીયર છોટાલાલ રણછોડભાઇ પટેલ રાજપુરથી લખે છે કે, દમનીવારણ ગુટીકાનો ઉપયોગ આપના લખવા મુજબ કરવાથી ઘણો ફાયદો થયો છે. તે માણસને એટલો સખ્ત દમ ચડતો હતો કે શ્વાસોશ્વાસની સાથેજ ચાલુ રહેતો હતો, ને તેમાંજ તે મરવા પડયો હતો પણ આપની અત્યંત ગુણકારી દવાથી તે માણસને જલ્દીથી આરામ થયો છે તેથી હું ધારૂં છું કે આપની સર્વ દવાઓ શાસ્ત્રસિદ્ધ અને માફકસરજ હશે

મુગાઇથી શેઠ રામચંદ તીરથરામ લખે છે કે,—મે તમારી મેમોરાઇનનો એક ડબ્બો વાપર્યો છે જેથી મને ઘણો ફાયદો થયો છે, જેથી બીજો ૧ ડબો વધુ વી. પી. થી મોકલી આપશો

નાશકથી કુંમરસી દેવચંદ—દમશ્વાસ નિવારણ ગુટીકા વાપરતાં રામબાણ ગુણકારી માલુમ પડી છે.

કોઇ પણ રોગ મટાડવાને માટે હવે કેમીકલ વર્કસમાં—અમદાવાદ—લખો.

---

પુસ્તક ૪ થું. અંક ૧૦ મો.

# ભાગ્યોદય.

માહે ફેબ્રુવારી સને ૧૯૧૭

## વિષયાનુક્રમણિકા.




અધિપતિ અને પ્રકાશક.

જેઠાલાલ દેવશંકર દવે.

અમદાવાદ.


વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ભાગ્યોદયના ગ્રાહકોને સુચના.

### ભેટના પુસ્તકનું વી. પી. આવતા અઠવાડીઆથી થશે.

ભાગ્યોદયનુ ચોથું વર્ષ પુરૂં થવાથી તેનો આવતા માસથી પાચમા વર્ષમાં પ્રવેશ થશે પાચમા વર્ષ ના લવાજમના રૂ ૨, તથા ભેટના પોસ્ટેજના ૦-૨ મળી રૂ ૨-૨-૦ માટે ભેટનું પુસ્તક આવતા અઠવાડીઆથી વી. પી કરવામાં આવશે, આશા છે કે તેનો દરેક ગ્રાહક સ્વિકાર કરશેજ.

આફ્રીકાના-ગ્રાહકોએ આ અંક મળેથી તુરત શી. ૪ નો પોસ્ટ-પો ઓર્ડર મોકલી આપી ભેટનુ પુસ્તક મગાવી લેવુ, નહી તો ભેટ ખુટી ગયે પછી મળશે નહી.

### સ્વર્ગીય સુખ.

માં આવેલા વિષયોની ટુંક નોધ નીચે પ્રમાણે છે.

**પ્રથમ પરિચ્છેદ**—સુખ અને ઉન્નતિનુ મૂળ સચ્ચરિત્રતાજ છે, સત્યપ્રિયતા એ સાધુ પુરૂષોનો ધર્મ છે. આપણા દોષોને કબુલ કરવા એ મહત્વનુ લક્ષણ છે, મનુષ્યતા,

**દ્વિતિય પરિચ્છેદ**—શિષ્ટાચાર, સ્વાર્થી લોકો શિષ્ટાચારી હોતા નથી, સુખી જીવન, સાધારણ લોકોમા પણ સજ્જનતાનો પ્રકાશ, સ્વભાવિક સહાનુભૂતિ એ સજ્જનતાનું એક અંગ છે, શિષ્ટ વર્તનમાં લોક લજ્જા જેવા કુસસ્કારો ઉપર ધ્યાન ન આપવુ જોઇયે, બાધ્ય બાધક ભાવ,

**તૃતિય પરિચ્છેદ**—સદય દાન, દયાથી મોટો કોઇ બીજો ધર્મ નથી, નોકરો સાથે કેવુ વર્તન રાખવુ, સ્વ મિત્ર,

**ચતુર્થ પરિચ્છેદ**—ભદ્રમનુષ્ય, પરોપકાર, નૈતિક બળ અને મોટાઇ, સન્માનનુ રક્ષણ,

**પંચમ પરિચ્છેદ**—મધુર વચન, વિનય, વિનયનો અવતાર

**ષષ્ટમ પરિચ્છેદ**—અસભ્યતા, મશ્કરી, મધુર તિરસ્કાર

**સપ્તમ પરિચ્છેદ**—અનિય દુર્ગુણ, સ્વાર્થપરતા, ઉત્સાહ, ઉચ્ચ લક્ષ્યબિંદુ, કર્મ કરવામાંજ મહત્વ છે, કર્મ મહાત્મ્ય,

**અષ્ટમ પરિચ્છેદ**—જન્મ ભૂમિ, આદર્શ પુરૂષ, ગૃહકલહ, દેશોપકાર, રાજ ભક્તિ, ભગવદ્ભક્તિ,

આ પ્રમાણે ઉત્તમ વિષયોથી ભરપુર અનેક દ્રષ્ટાંતો સહિત સરળ ભાષામા-આ પુસ્તક આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને ભેટ તરીકે મળશે, આશા છે કે દર વર્ષની માફક આ વર્ષે પણ દરેક ગ્રાહકો, ગ્રાહકમાં કાયમ રહી તેમના ઉપર વી પી થી મોકલવામાં આવનાર ભેટનો રૂ ૨-૨-૦ ભરી સ્વિકાર કરશેજ અને અમારા ઉત્સાહમાં વૃદ્ધિ કરશે.

આ ભેટનુ પુસ્તક તા ૧૫ મી ફેબ્રુઆરી પછી દરેક ગ્રાહકને વી પી થી મોકલવામાં આવશે. જેથી તેમણે તેનો સ્વિકાર કરવા ભલામણ છે.

કેટલા ગ્રાહકો, ભેટનું પુસ્તક વી. પી આવ્યા પછી રીફ્યુઝ કરી પુસ્તક પાછું વાળે છે. અને નાહક અમને પોસ્ટેજનું નુકશાન કરે છે, તે ઠીક નથી, માટે જે મને ગ્રાહકમાં રહેવા મરજી ન હોય તેમણે અમને આ અંક મળેથી તુરતજ એક પોસ્ટ-કાર્ડ લખી દેવો કે તેમના નામ પર વી. પી. કરવામાં આવશે નહી, એક પોસ્ટ કાર્ડ લખવાની આળસે નાહક અમને પોસ્ટેજના ૦-૨ નુ નુકશાન સજ્જન ગ્રાહકો કરશેજ નહીં, અમે આશા રાખીએ છીએ કે દરેક ગ્રાહક કાયમજ રહેશે અને વી પી નો સ્વિકાર કરશેજ.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# વાંચજો પુરૂં નહિ વાંચો તો પસ્તાવો થશે. કાંઈક લાભ મેળવશો. પૈસા પૈસા અને પૈસા ! જ્યાં જુવો ત્યાં તેનીજ વાતો !

આજકાલ દરેક માણસ પૈસાને માટે વલખાં માર્યા કરે છે. માણસનું દૃષ્ટિબિંદુ યાને લક્ષ્યસ્થાન પૈસોજ જણાય છે. તેને મેળવવાને માટે વેપાર કરે છે, ગુમાસ્તી કરે છે, ખેતી કરે છે, નોકરી કરે છે ને છેવટે મજુરી પણ કરે છે, અગત્યનું કામ હોય તો પણ જો પૈસાની વાત આવી તો તેને પહેલું સ્થાન મળે છે કારણ કે વ્યવહારમાં સર્વ પદાર્થો પૈસાથી જ મળી શકે છે અને તેથી તે મળે, તેથી રાજાથી તે રંક સુધી દરેકને જીજ્ઞાસા રહે છે. પોતે જે કાંઈ ધંધો કરતો હોય તે ધંધામાં વિજયી થાય, અને તેમાં હજારો રૂપિયા પેદા કરે એવી દરેકને આશા હોય છે, અને તે આશા પુરતા જ્ઞાન સિવાય પુરી પડતી નથી.

પૂર્વે આપણા દેશમાં તેવું શિક્ષણ અપાતું હતું અને તેથીજ તે વખતે આપણો દેશ પ્રથમ પંક્તિમાં લેખાતો હતો. આજે તેવા શિક્ષણના અભાવથી જ્યાં જુવો ત્યાં દરિદ્રતાએ પગ પેસારો કરી મુકેલો છે, અને તેથી તેમાંથી ઉદ્ધરવાનો એકજ માર્ગ છે કે જે વડે આપણા શરીર અને મનની શક્તિઓ સુધરે. આર્થિક ઉન્નતિ કરી શકે તેવું વ્યવહારિક જ્ઞાન આપવું જોઈએ આથી અમે ઘણા વર્ષ મહેનત કરી, તન, મન, અને ધનના ભોગે હાલમાં જ.

# ધનવાન.

નામનું પુસ્તક બનાવ્યું છે. તે થોડાજ વખતમાં લોકપ્રિય થઈ ખપી જવા આવ્યું છે. જો તમારે તમારાં બાળકને કે સ્નેહીમંડળને સંસારમાં ઉચ્ચ સ્થિતિએ સ્થાપવા ઇચ્છા હોય, જો તેમને ઉત્તમ ચારિત્ર્યવાન, અને વ્યવહાર કુશળ બનાવવા હોય, ભવિષ્યમાં જાતેજ ધન કમાઈ પૈસાવાળા થાય એવી ઇચ્છા હોય, જ્યાં ત્યાં દારિદ્રતામાં રખડવા દેવાની ઇચ્છા ન હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો.

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નર કળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળા કુશળ બનવું હોય, કોઈ પણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલથી કમાઈ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનનો સ્વામિ બનવું હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સર્ટીફીકેટ મળ્યાં છે.

તેની અંદર બાર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો, શોધોનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. તેની ટુંક નોંધ નીચે પ્રમાણે વાંચવાથી સમજાશે.

ભાગ ૧ લો—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો—જેમાં ૩૦ પ્રકરણ છે. જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ૩ જો—ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે. ભાગ ૪ થો—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે. ભાગ ૫ મો વેપાર—જુદી જુદી જાતના વેપારો. ધનવાન થઈ શકાય તેવા. ભાગ ૬ ઠો ખેતી—જમીનનો કસ શી રીતે વધારવો, ખાતર કયા પ્રકારનું કઈ જમીનમાં કેટલું નાખવું વિગેરે ઉપરાંત વરસાદ, પાણીની તંગાસ શી રીતે પુરી પાડવી, જુદી જુદી જાતના અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે ભાગ ૭ મો—ખનીજ પદાર્થોની ધનની વૃદ્ધિ—સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર. ભાગ ૯ મો હુન્નર ઉદ્યોગ—રંગનો ઉદ્યોગ, કાગળનો, કાચનો, સાબુ બનાવવાનો મીણબત્તીનો, ટેરાબાઇરનો ઉદ્યોગ, સીમેન્ટનો, વાર્નિસનો, લાખનો,

ા, બટનનો દીવાસળીઓનો ઉદ્યોગ, સોનું અને રૂપુ બનાવવાના, બનાવટી, ક્રાંસ, પીતળ વિગે જુદી જાતની ધાતુ બનાવવાના પ્રયોગો, ધાતુઓના ડાંધા, મેલ કાઢવા, ધાતુ ઉપર ગીલેટ કરવે ાની બેટરી બનાવવી, લાકડાં રંગવાનો. જીવ જંતુઓ, સાપ, માંકડ વિગેરે અનેક જંતુઓ ા, કપડાં, ધાતુ, કાગળ, કાચ મોતી, વિગેરે ઉપરથી ડાઘ કાઢવાના, ભેગ પારખવાના પ્રયોગ ત્તી, સુગંધી બનાવટો, કંકુ વિગેરે પરચુરણ વસ્તુઓની બનાવટ, બનાવટી પથ્થર, હાથીદાંત, ચાગ મોતી, માણેક, પોખરાજ મદ, હીંગ, કેસર, કસ્તુરી વિગેરે બનાવવી. શરીરને સુંદર બનાવન ા, આઇસક્રીમ બનાવવો, શરબતો, અત્તરો બનાવવાં, સુગંધી તેલો, હેર ઓઇલો બનાવવાં, લવ ોટર, ગુલાબજળ વિગેરે બનાવવા, સોડા, લેમોનેડ વગેરે બનાવવાં બીસ્કીટ છીકણી, મીણ કા વું, પેન્સીલ બનાવવી, ફોડવાનુ દારૂખાનુ બનાવવુ, દાટેલું ધન શોધી કાઢવુ, ચમત્કારીક પ્રયોગ પ્રયોગો, કેટલાક ઉપયોગી હુન્નરો, બસ, ગેસના દીવા, વીજળીનું તાવીજ, કપુરની માળા, પ્યાલ ો સોપારી, સોના ચાંદીના વરખ, દંતમંજન વિગેરે બનાવવુ. ભાગ ૧૦ મો—વૈદક—વિભાગ ૦ દવાઓ, જુદી જુદી જાતના અર્કો અને એસેન્સ બનાવવા, અંગ્રેજી પેટન્ટ દવાઓ જેવી કે ટ ઑફ એમોનીયા મીકચર, નાઈટ્રેટ ઑફ આયર્ન, પોટાસ, કવીનાઇન આયર્ન મીકચર, ઑકસાઇ કોપર, પેનકીલર, કલોરોડાઈન, સાઇટ્રીક એસીડ, કોલ્ડક્રીમ, નાઇટ્રીક એસીડ, ફ્લ્યુઆરીક એસીડ ર્સ, એન્ટીકોમ્નીયા, ડેમીયાના ટૉનીક પીલ્સ, ઘરટન્સ પીલ્સ—સીરપ—સારસાપરીલા, બાલામૃત, લાઇમ મેન્થોલ હેરડાઇ, બાલનાશક સાબુ, તેલ, અર્ક, પાવડર વિગેરે, દાદરનો મલમ, કલોરોફોર્મ, કવીનાઇન પીલ્સ કોમ્પાઉન્ડ આયર્ન કવીનાઇન ગોળી, સીરીફ ઑફ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ, વિગેરે ા. જુદી જુદી જાતના મલમો. દેશી શાસ્ત્રોક્ત દવાઓ—કવાથો, ચુર્ણો, ગુટિકા, ગુગળ, અવ આસવ, અરીષ્ટ, પરચુરણ ઉપાયો, પાકો, ક્ષાર, મુરબ્બા, અથાણાં, મીઠાઇ વિગેરે ભાગ ૧૧ મો ાસિના આધ્યાત્મિક ઉપાયો, ભાગ ૧૨ મો ગરીબમાંથી ધનવાન થનારા પુરૂષોનાં જીવન ચરીત્રે ઘણા પ્રયોગો અને ઉપાયો છે. ગરીબ માણસ પણ ધનવાન થયા સિવાય રહેવાનો નહિ. પુસ્ત ાં રૂ. ૫—૦ પો. ૦—૬—૦

અમદાવાદથી ડૉ. રેમર એલ. એમ. એન્ડ એસ લખે છે કે ધનવાનનુ પુસ્તક ઘણુંજ ઉપયોગી ડાથી. ડી. એગ્રીકલચર ઇન્સ્પેકટર સાહેબ જેકીશનદાસ પી. ચોકશી લખે છે કે. ધનવાનનુ પુસ્તક ટરવા યોગ્ય છે.

## ૬ ચાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે આ અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં, તથા કઈ દવા કયા કયા રોગ મટાડે છે તે, તથા ૪ કપ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેકધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો ાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધૃતો, તૈલો, તથા આસવો વગેરે બનાવવાના દરેક માણસ સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ, સારંગધર, ભાવ અને નિઘંટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રૂા પા ના, વૈદકના વૈદ ી બરોબરી કરી શકે છે પુસ્તકની કિંમત દરેક ભાગની માત્ર રૂા. ૦—૧૨—૦ પો. રૂ. ૦—૩—૦ ાગ સાથે ખરીદનાર પાસેથી રૂ. ૧—૦—૦ પો. ૦—૪—૦ પડશે.

## વિનોદચંદ્ર.

ેક અતિ રસમય અને બોધક વાર્તા. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, વ્યભિ- દુર્ગુણોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે ેને સદ્‌ગુણી થયા સિવાય છુટકોજ નથી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુર

ક્યારે વરસશે, અનાજના ભાવતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત. પ્ર. ૪૩ મું નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્ર. ૪૪ મું રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધંધામાં લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત.

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃતિ કરતાં આ આવૃતિમા ઘણોજ સુધારો વધારો કર્યો છે. પાકું બાઈન્ડીંગ. છતા કીંમત માત્ર રૂ. ૩) પો ૦-૪-૦ રાખી છે. તેની પેલી આવૃતિના સંબંધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે.

વૈદ્ય ઉભીયાશંકર બાપુભાઈ સહેતા—વિરમગામથી લખે છે કે,–આપનું ભવિષ્યવેતા નામે પુસ્તક જોતા જ્યોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષવિદ્યાને માન આપનાર કોઇ પણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવું છે.

આયુર્વેદનો અતિ ઉત્તમ અને પ્રાચિન ગ્રંથ કે જેની હીંદી, મરાઠી, વિગેરે હીંદુસ્તાનની ભાષાઓ ઉપરાંત પશ્ચિમની ભાષાઓમાં પણ ભાષાંતરો થઇ ગયાં છે. છતાં જેનું હજુ સુધી ગુજરાતીમાં ભાષાંતર થયેલુ જ નહોતું, એવો ઉપયોગી ગ્રંથ, કે જેના ઉપરથી વૈદકના હજારો ગ્રંથો ઉત્પન્ન થયા છે તેવો મહાસાગર રૂપ ગ્રંથ.

# શ્રી ચરક સંહિતા.

મુળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેના સબંધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે મોટા મોટા એમ ડી. થયેલા ડૉકટરો પણ તેને વખાણે છે તો આપણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા તેમા એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિમાત્ય શોધોથી અજાણએ છીએ પરંતુ હાલની તેની ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે.

દરેક ડૉકટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે. તેમજ આરોગ્ય સાચવી શરીરને તંદુરસ્ત અને દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હમેશાં પાસે રાખવુંજ જોઇએ. આપણા આયુર્વેદમાં–દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે. કીમત રૂ ૫-૦-૦ પૃષ્ટ સાતસો, જાડા ગ્લેઝ કાગળ પાકું પુઠું. જુજ કોપી હોવાથી સત્વર મંગાવવુ ઘણા અભિપ્રાયો મળ્યા છે, જેમાંના માત્ર જુજ વાંચી ખાત્રી કરો.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કોલેજવાળા ડૉ પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે પી એલ. એમ. એન્ડ એસ. લખે છે કે ચરક સંહિતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે અને દરેક વૈદ્યને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબે મે. કાશિરામભાઈ વિઘ્નહરરામભાઇ લખે છે કે શ્રી ચરકસંહિતાનું અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડયું છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહુંછું.

જેઠાલાલ દેવશંકર દવે. વ્યવસ્થાપક ભાગ્યોદય, રીચીરોડ—અમદાવાદ.

## પરસીયન નાઈટસ.

ગુજરાતી આપે અરેબીયન નાઈટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે ઘણીજ મનોરંજક અક્કલ અને જ્ઞાનથી ભરપુર વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે જેના હીંદી, બંગાળી, અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુકયાં છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય છુટકોજ થતો નથી. પાકું પુઠું, જાડા ગ્લેઝ કાગળો. કીંમત માત્ર રૂ. ૧-૦-૦ પો. ૦-૨-૦

જેઠાલાલ દેવશંકર દવે, તંત્રી ભાગ્યોદય—અમદાવાદ.

ગુન્હો કરતાં બચવું, શિક્ષામાંથી મુક્ત થવું, અને કાયદેસર વરતવું એ માણસ માત્રની ફરજ છે. આપણી સરકાર પ્રત્યે શું શું ફરજ અને જવાબદારીઓ છે, સરકારી અમલદારો આપણી સાથે કેવી રીતે વર્તી શકે, અરસપરસ માગતા લેણાની કે ટંટા ફીસાદના ફોજદારી ગુન્હાઓના સંબંધમાં માણસે શી રીતે વર્તવું, શું કરવુ વિગેરે માટે કાયદાનું જ્ઞાન મેળવવુ એ માણસ માત્રની ફરજ છે,

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

### બીજી આવૃતિ. નવા-સુધારા વધારા અને અગત્યની ટીકા સાથે.

જેની પેહેલી આવૃત્તિની બે હજાર નકલો ઘણુંજ ટુંક વખતમાં ખપી ગઇ એજ તેની લોકપ્રિયતા છે.

આ પુસ્તક દરેક ઘરમાં રાખવાની જરુર છે. કાયદો જાણનારજ ગુન્હાથી બચી શકે છે. અને ગુન્હાથી બચનારજ નિર્ભય રીતે સુખે રહી શકે છે. કોઇપણ ગુન્હો કરી અને કહેવુ કે કાયદો જાણતો નહોતો, તો તેથી શિક્ષામાંથી બચી જવાતું નથી. તેમજ કાયદો જાણવો અને તે પ્રમાણે વર્તવું એ માણસ માત્રને માટે સરકારની ફરજ છે. પણ કાયદાઓની કીમત વધારે હોવાથી તેમજ છુટા છુટા ખરીદવાથી સો બસેં રૂપીયા ખર્ચ થઇ જાય છે જેથી ઘણાને અજ્ઞાન રહેવું પડતું, પણ અમે આ પુસ્તક કે જેમાં નીચે પ્રમાણે તમામ ફોજદારી, દીવાની અને મુલકી કાયદા આવી જાય છે. તેની કીમત માત્ર રૂ. ૭ જ રાખી છે. વળી તે એટલું બધુ ઉપયોગી થઇ પડ્યું છે કે હજારો અમલદાર વર્ગના સરટીફીકેટ મળ્યાં છે. જો તે પુસ્તક તમારી પાસે ન હોય તો આજેજ મંગાવજો. તેથી તમને રૂ. ૭ ખર્ચવાથી હજારો રૂપિયાનો ફાયદો થશે અને કોઇ એકજ વખતે તેના નાણાં વળી જશે.

મુંબઇ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને કલેકટર સા. મે. ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કેઃ—

(અંગ્રેજીનું ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે. મને લાગે છે કે તે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમાં ઘણા ઉપયોગી કાયદાનો સમાવેશ કરેલો છે.

### તેમાં નીચે પ્રમાણે કાયદાઓનો શમાવેશ કર્યો છે.

ફોજદારી વિષયને લગતા કાયદાઓ—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇન્ડિઅન પીનલ કોડ, ગાંડા માણસનો એકટ, ફટકાની શિક્ષા બાબતનો એકટ. જુગારનો એકટ, એક્ષ્ટ્રાડીશનએકટ, આબકારી એકટ, અફીણનો એકટ, મીઠાનો એકટ, કારીગર અને મજુરોનો એકટ, રેલ્વેનો એકટ, ફેકટરી એકટ, ટેલીગ્રાફનો એકટ, પોસ્ટનો એકટ, ઝેરી જણસોનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એકટ, નાટકના ખેલોનો એકટ, નિર્ધિનિક્ષેપ એકટ, બોમ્બ એકટ ઠગા એકટ, વિલેજ પોલીસ એકટ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ- વિગેરે.

રેવન્યુ (મુલકી) તથા સરવઇના વિષયોને લગતા કાયદાઓ—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એકટ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, આપણીની સમજુતી ઓરીજીનલ સેરવેની રૂલો વિગેરે.

દિવાની વિષયોને લગતા કાયદાઓ—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનો એકટ, વાલી નીમવાનો એકટ, કોર્ટ ઓફ વોર્ડસ એકટ, દક્ષિણ રીલીફ, એગ્રીકલ્ચર એકટ, હિંદુ પુનર્લગ્નનો એકટ, ગાંડા માણસની મિલકતનો એકટ, પારસીલોકોના લગ્ન તથા તલાક બાબતનો અને વારસો બાબતનો એકટ, કોર્ટ ફી એકટ, પુરાવાનો એકટ, કોરટમા સમખાવાનો એકટ, કરારનો એકટ, રજીસ્ટ્રેશન એકટ, વહેચણ કરવાનો એકટ, ટ્રાન્સફર પ્રોપરટી એકટ, યુરોપીયન વેગનસી એકટ, સીવીલ કોર્ટોનો એકટ,

એકે એક સ્ત્રીને રોગના પંઝામાંથી બચાવી શક્તિ આપી પુષ્ટ કરનાર.

# દવેનું સુંદરી સાથી (રજીસ્ટર્ડ)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર છે. સ્ત્રીઓનાં કોઈપણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ધાટી, પીળી, મળગુગળી અગર લાલ રંગની લોહી જેવી રસી વહ્યા કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડમાં, માથામાં અને કોઈ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, શરીર સુકાઈ પીળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય. અશક્તિ આવે અને કામ થઈ શકે નહિ, આખો દિવસ કેડ અને માથુ ફાટ્યા કરે, તાવ ઉધરસ, દમ, ખાસી સોજા, ઉલટી, અરૂચી, માસિક અટકાવ-દસ્તાન સબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા કસુવાવડ, સુવારોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી એકદમ મટાડી શકે છે

આ સુંદરીસાથી બાળ યુવાન અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવુ બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે. પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ત્રણ બાટલીના રૂ. ૨-૪-૦ પોષ્ટ ૦-૭-૦.

## સુંદરીસાથીના ખાસ ગુણ.

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી. ૨ યુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવું બનાવે છે.

૩—ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પુર્ણ માસે, વિના કષ્ટે પ્રસવ થાય છે. ૪ સુવાવડ પછી પીવાથી સુવા રોગ થતો નથી, બાળકને પુષ્ટ કરે તેવું તંદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનુ શરીર પુષ્ટ કરે છે. ૫ સ્ત્રી રોગ તમામ મટાડે છે. હમેશાં પીવાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. ૬ વૃદ્ધાવસ્થામાં પીવાથી શરીર પુષ્ટ અને તંદુરસ્ત યુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે.

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઈએ.

સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી અરજણ લખે છે કે, આપના તરફથી સુંદરી સાથીની બાટલી ૬ મગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની તમામ શાંતિ થઈ છે. હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયાં છે સુંદરીસાથીની દવાના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે. હું તનમનથી સરટીફીકેટ આપું છું કે આવી દવા આપ ખરા ગુણવાળી ને ઇશ્વરી સત્તાવાળી દવા બનાવી છે; હજુ મારા મિત્રોને ભલામણ કરૂં છું.

ખરવાસાથી પેલાભાઇ ગીરજાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મેં મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

મુંબાઇથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથીની બાટલી મોકલી તેથી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલશો. દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

નાંદોદથી મણીલાલ દ્વારકાંદાસ લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરાંને દરદનો આરામ છે. માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો. રોગ મટવાથી તમારા હકમાં દુવા દઇએ છીએ

ટોંક દરબાર હાઇસ્કુલના માસ્તર છગનલાલ ડાભાભાઇ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયો છે. જે સ્ત્રીનું શરીર સારૂં ન હોય ન ગર્ભનો બીગાડ હોય તેને આ દવા ગુણકારક છે.

દવા દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો. ચોખાના ધોવરામણ સાથે પીવો. ચળીકાઇ નહિ

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ. પાંચકુવા ચારરસ્તા ઉપર.

# ભાગ્યોદય.

પુસ્તક ૪ થું. માહે ફેબ્રુઆરી. સને ૧૯૧૭ અંક ૧૨ મો.

## સ્તવન.

(વહારે ચઢ નટવર મારી, એ લય.)

જય જય સર્વાંતર્યામિ! જય જય ગગન સદન ધામિ!
પરિણામી, પદના છો આપ સ્વામી;
નિજ પદના પણ દાતા, પતિતોના પણ ત્રાતા,—
આપ અનુપ અરૂપ તોય પણ, સ્વરૂપને પણ ધરતા,
૧ અચ્યુત પદમાંથી પણ ચ્યુત થઇ,
ઉદ્ધરતા, ભયહરતા, ભવભ્રમતા, જય કરતા,— જય૦
એ ઉપકાર અમાપ આપના, અમે ન શકીએ જાણી,
પ્રત્યુપકાર ન થાતો કેવળ,
પ્રભુ! નમીએ, પદે રમીએ, તવ અમીએ,[2] સહિ શમીએ; જય૦

(શ્રી ઉ)

૧ નીચે ન અવાય એવા પદમાંથી પણ નીચે આવીને અર્થાત અવતાર લઇને.
૨ આપની કૃપામાં.

## ગ્રાહકોને વિનંતિ–ભેટનું વી. પી. થશે.

ભાગ્યોદયનું ચોથું વર્ષ પૂરું થયું છે, અને હવે તેના આવતા અંકથી પાંચમા વર્ષમાં પ્રવેશ થશે જેથી તેની પાંચમા વર્ષની ભેટ "સ્વર્ગીય–સુખ" આવતા અંકાડીઆથી વી. પી. કરવાની શરૂઆત થશે. જેથી પાંચમા વર્ષના લવાજમના રૂ ૨—અને ભેટના પોસ્ટેજના ૦—૨—૦ મળી રૂ. ૨—૨—૦આપી વી. પી. નો દરેક ગ્રાહક સ્વીકાર કરશે એવી આશા છે.

આફ્રીકાના ગ્રાહકોએ રૂ ૪ નો બ્રી' પોસ્ટલ ઓર્ડર મોકલી ભેટ મંગાવી લેવી.




( લેખક શ્રીયુત્ હરિલાલ નૃસિંહરામ )

( અનુસંધાન પૃષ્ઠ ૩૦૨ થી )

आविद्यकं शरीरादि
दृश्यं बुद्बुदवत्क्षरं ।
एतद्विलक्षणं विद्या-
दहं ब्रह्मेति निर्मलं ॥

અવિદ્ય[1] દૃશ્ય શરીરાદિ ઉપાધિ જેહ,
પરપોટપેઠ[2] ઝટ નાશ થનાર તેહ;
એથી વિલક્ષણપણું[3] તુજનુજ[4] માન,
'હું નિર્મળો અહંબ્રહ્મ જ" એવું જાણ. ૩૦

देहान्यत्वान्न मे जन्म
जराकार्श्यलयादयः ।
शब्दादि विषयै संगो
निरिंद्रियतयानच ॥

હું દેહથી અલગ તેથી મને ન જન્મ,[5]
કે વૃદ્ધતા કૃશપણું લય આદિ ધર્મ;
તેવી રીતે રહિત ઇંદ્રિયથી હું માટે,
શબ્દાદિ[6] સર્વ વિષયો ન મને રહ્યા તે. ૩૧

अमनस्त्वान्न मे दुःख
रागद्वेष भयादयः ।
अप्राणोह्यमनाःशुभ्र
इत्यादि श्रुति शासनात् ॥

હું મનથી રહિત તેથી મને ન લેશ,
ના દુઃખ[7] રાગ વળી દ્વેષ ભયાદિ એ;
"પ્રાણો મને મનથી આત્મ રહિત છે ને,
"છે શુદ્ધ" આદિ વચનો શ્રુતિયો કહે છે. ૩૨

---

૧ અવિદ્યાનાં ( અજ્ઞાનનાં ) કાર્ય ૨ પાણીના પરપોટાની પેઠે ૩ ભિન્નતા—જુદાઇ મોટો ભેદ. ૪ તારામાં અને એ દૃશ્ય વસ્તુઓમાં અર્થાત્ શરીરાદિ દૃશ્ય. પાણીના પરપોટાની પેઠે ક્ષણભંગુર છે ને તું તો ઉપાધિ રહિત ત્રણે કાળમાં નિત્ય, અવિનાશી, અને સચ્ચિદાનંદ સ્વરૂપ છે માટે તું જ બ્રહ્મ છું એમ જાણ—એમ જાણવા પછી હું આત્મા છું એમ સ્વાનુભવસિદ્ધ થવા માટે અને અભ્યાસને માટે નીચે પ્રમાણે શ્લોક ૩૧ મા થી ૩૫ મા સુધીમાં કહ્યા પ્રમાણે મનન કર્યા કરવું ૫ જન્માદિ ધર્મ તો દેહના છે, મારા નથી, કારણ હું દેહથી ન્યારો છું. ૬ શબ્દ સ્પર્શાદિ ધર્મ ઇંદ્રિયોના છે, મારા નથી. કારણ કે હું ઇંદ્રિયોથી પણ ન્યારો છું ૭ દુઃખ રાગાદિ ધર્મો મનના છે, મારા નથી, કેમકે મનથી હું ન્યારો છું. એ વાતની સત્યતાને સાબીત કરવા શ્રુતિઓનાં વચનો રૂપી સાક્ષી—સાખ છે કે अप्राणोह्यमना शुभ्र ઇત્યાદિ શ્રુતિઓ આધારપદ છે.

निर्गुणो निष्क्रियो नित्यो
निर्विकल्पो निरंजनः ।
निर्विकारो निराकारो
नित्यमुक्तोऽस्मि निर्मलः ॥
अहमाकाशवत्सर्वं
बहिरंतर्गतोऽच्युतः ।
सदासर्वे समःशुद्धो
निःसंगो निर्मलोऽचलः ॥
नित्यशुद्ध विमुक्तैक-
मखण्डानंदमद्वयं ।
सत्यं ज्ञानमनन्तंयत्
परब्रह्माहमेवतत् ॥
एवं निरन्तराभ्यस्ता
ब्रह्मैवास्मीति वासना ।

તેથી છું[1] નિર્ગુણ[2] અને નિષ્ક્રિય[3] નિત્ય,[4]
ને નિર્વિકલ્પ[5] વળી નિર્મળ[5] નિત્યમુક્ત;[7]
છું હું નિરંજન[7] અને વળી નિર્વિકાર[8]
આકારથી રહિત એક છું આત્મ સાર. ૩૩
આકાશપેઠ સઘળે બહિરંતરે હું,
વ્યાપેલ[10] અચ્યુત સદા સહુ રૂપમાં છું;
છું હું વળી સમ અને પરિપૂર્ણ શુદ્ધ,
નિઃસંગ નિર્મળ[11] અને અચલિત[12] છુંજ ૩૪

ઉપજાતિ વૃત્ત.

જે નિત્યને શુદ્ધ વિમુક્ત[13] એક,
અખંડ આનંદ[14] અનંત[15] સત્ય;
અદ્વૈત[16] પ્રજ્ઞાન મય સ્વરૂપે,
છે, તે પરબ્રહ્મ છું હું જ પોતે. ૩૫
એવી સદાભ્યાસ[17] જ વાળી થેલી,
"હું બ્રહ્મ છું" એ દૃઢ વાસનાથી;

૧ ગુણ છે તે બુદ્ધિના છે, ને હું બુદ્ધિથી ન્યારો છું. માટે તે ગુણ મારામાં નથી હું તો નિર્ગુણ છું. ૨ ક્રિયા છે તે ઇંદ્રિયોનો ધર્મ છે, ને હું ઇંદ્રિયોથી રહિત છું, માટે તે ક્રિયા ધર્મ મારામાં ન હોવાને લીધે હું નિષ્ક્રિય છું. ૩ ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં મારો નાશ નથી, માટે હું નિત્ય છું. ૪ સંકલ્પ વિકલ્પ વગરનો. ૫ અવિદ્યાનાં કાર્ય બધાં મલિન છે. હવે અવિદ્યાજ મારામાં નથી. તો તે કાર્ય મારામાં ક્યાંથી જ હોય ? ને તેથી હું નિર્મળ છું. ૬ કોઇ પણ જાતના બંધનથી રહિતજ છું. ૭ અંજન=રાગ. હું રાગ રહિત છું માટે નિરંજન છું. ૮ વિકાર માત્ર લિંગદેહના છે. ને તે લિંગદેહથી હું રહિત છું. માટે હું નિર્વિકાર છું. ૯ આકાર છે તે અંગના (અવયવના) છે. હું અવયવથી રહિત છું માટે હું આકાર રહિત-નિરાકાર છું. ૧૦ આકાશ જેમ ઘટાદિકની બહાર અને માંહે રહેલું છે, અને ઘટાદિ નાશ થયા છતાં આકાશનો નાશ થતો નથી, તેમ આત્મા સર્વ જગતમાં અને બહાર વ્યાપ્ત છે, ને જગતનો નાશ થયા છતાં આત્મનો નાશ થતો નથી. ૧૧ આકાશની પેઠે હું પણ વધઘટ રહિત, નિત્ય, સહુ રૂપમાં રહેલો સમવિસમના લેપ વગરનો, પૂર્ણ, શુદ્ધ, સંગરહિત અને નિર્મળ છું. ૧૨ હું સર્વમાં સંપૂર્ણ ભરેલો છું. માટે અચળ છું. અધુરૂં હોય તે ચળ છે. કહેવત છે કે અધુરો ઘડો છલકાય. ૧૩ વિશેષે કરીને મુક્ત. ૧૪ અખંડાનંદ. ૧૫ દેશકાળાદિ માપથી રહિત. ૧૬ દ્વૈત ભાવથી રહિત. ૧૭ સદા અભ્યાસ=નિરંતર મનન કરવું તે.

| | | |
|---|---|---|
| इत्यविद्याविक्षेपान् | અવિદ્ય વિક્ષેપ[1] ટળે બધાયે, | |
| रोगानिव रसायनम् ॥ | રસાયનેથી[2] જેમ રોગ નાસે. | ૩૬ |
| विविक्तदेश आसीनो | એકાન્તમાં[3] આસન વાળી બેશી,[4] | |
| विरागो विजितेंद्रियः । | વિરાગી[5] થૈ ઇંદ્રિય સર્વ જીતી,[6] | |
| भावयेदेकमात्मानं | અનન્તને અદ્વય આત્મનું ત્યાં, | |
| तमनन्तमनन्यधीः ॥ | અનન્યધી[7] ધ્યાન ધરે હૃદેમાં. [8] | ૩૭ |
| आत्मन्येवाखिलं दृश्यं | બુદ્ધિમતો[9] બુદ્ધિથી દૃશ્ય સૌનો, | |
| प्रविलाप्याधिया सुधीः । | કરીજ પૂરો લય[10] આત્મામાં તો; | |
| भावयेदेकमात्मानं | આકાશવત્ નિર્મળ એક આત્મા, | |
| निर्मलाकाशवत्सदा ॥ | તે ચિન્તવે નિત્ય હૃદે મહાત્મા. [11] | ૩૮ |
| नामवर्णादिकं सर्वं | સૌ નામ વર્ણાદિકને[12] તજીને[13] | |
| विहाय परमार्थवित् । | પરમાર્થ વેત્તા[14] મુનિ થૈ રહીને, | |
| परिपूर्ण चिदानंद | આત્માસ્વરૂપે પરિપૂર્ણ પોતે, | |
| स्वरूपेणावतिष्ठते ॥ | થઇ ચિદાનંદ રહે જ નિત્યે. | ૩૯ |
| ज्ञातृज्ञानज्ञेयभेदः | જ્ઞાતા[15] અને જ્ઞાન[16] વળી પ્રમેય,[17] | |
| परात्मनि न विद्यते । | પરાત્મમાં એ નથી ભેદ[18] લેશ; | |
| चिदानन्दैक रूपत्वात् | આત્મા ચિદાનંદ જ એક રૂપે, | |
| दीप्यते स्वयमेव हि ॥ | છે, તેથી દીપે સ્વયમેવ[19] નિત્યે. | ૪૦ |

૧ અવિદ્યાએ કરેલા ચિત્ત વિક્ષેપાદિ ધર્મ ૨ પારો આદિ ઔષધરૂપ ધાતુઓ. જે લાંબી મુદત સુધી પથ્ય સાથે નિયમિત ખાવાથી મહાન રોગોને મૂળમાંથી નાશ કરે છે. અર્થાત્ બ્રહ્મવાસના રૂપ રસાયનનું નિરંતર મનન કરવારૂપ સેવનથી અવિદ્યાકૃત્ સર્વ ચિત્ત વિક્ષેપાદિ ધર્મરૂપ મહાન રોગો મૂળમાંથી નાશ પામે છે ૩ મનુષ્યાદિની જ્યાં ઉપાધિ ન હોય ત્યાં ૪ સ્વસ્તિકાસનાદિ અર્થાત્ જેવી રીતે બેસવાથી શરીર વા મનને પીડા ન થાય તેમ બેસવું તે આસન. ૫ દૃઢ વૈરાગ્ય વાળા થઇને, ૬ નિયમમાં રાખીને. ૭ સર્વ પદાર્થોની ઇચ્છા તજી આત્માને વિષે નિશ્ચળ બુદ્ધિ રાખીને ૮ અખંડાનંદ અદ્વૈત આત્મા તે હું છું. તત્ત્વમસિ, અહંબ્રહ્માસ્મિ, ઇત્યાદિ મહા વાક્યોનું અંત કરણમાં મનન કરવું. ૯ નિર્મળ અન્ત કરણવાળા ૧૦ દૃશ્ય માત્રનો આત્મામાં સમાવેશ કરીને, (સમાધિ અવસ્થામાં દૃશ્યનો અભાવ કરીને) ૧૧ જ્ઞાની ૧૨ દૃશ્ય માત્રનાં નામરૂપ, જાતિ આદિને ૧૩ સર્વને અસત્ય જાણી, એ મારાં નથી એમ સમજીને ૧૪ જે નામ આદિ ધર્મ છે તે મારો નથી, એનો દેહાદિકનો છે હું તો પૂર્ણાનંદ સ્વરૂપ પરમાત્માજ છું એવા નિશ્ચયવાળો. ૧૫ બુદ્ધિની વૃત્તિ ચિદાભાસમાં મળીને દેહમાં નખશીખ પર્યંત વ્યાપી રહે છે તેને જ્ઞાતા કહે છે ૧૬ તે બુદ્ધિની વૃત્તિ અન્ત કરણમાં રહી ઇંદ્રિયદ્વારા પદાર્થને જાણે છે ત્યારે તેને જ્ઞાન કહે છે. ૧૭ જ્ઞેય-જ્યારે બુદ્ધિની વૃત્તિ પદાર્થાકાર થાય છે ત્યારે તેને પ્રમેય કે જ્ઞેય કહેવાય છે. ૧૮ જ્ઞાતા જ્ઞાન, અને જ્ઞેય એ ત્રિપુટી કેવળ કલ્પિત માત્ર છે, માટે તે ભેદ પરમાત્મામાં નથી. ૧૯ પોતેજ પોતાની મેળે.

# અમૂલ્ય શક્તિ—અને તેને પ્રાપ્ત કરવાની કળા.



મનુષ્ય જીવનમાં શાંતિ એ એક અમુલ્ય વસ્તુ છે. જેમની આંતરિક ગતિ અને ઉદ્દેશ્યોથી પૂર્ણ રીતે સહાનુભુતિ છે. તેવા મહાન જીવનના આધાર રૂપ શાંતિ છે. જ્યાં સ્વતંત્રતા, સ્વાવલંબનશીલ અને સચ્ચરિત્ર મનુષ્યોનો વાસ હોય છે ત્યાં શાંતિ જણાય છે. દૃઢ પ્રતિજ્ઞા, ઉદ્દેશ્યની સ્થિરતા, આત્મશ્રદ્ધા અને આત્મબળનું નામજ શાંતિ છે.

મનુષ્યે છાનામાના આળસુ થઇ નિરૂદ્યોગી અને સાહસહીન થઇને બેસી રહેવું એવું નામ શાંતિ નથી. એ તો મોતની નિશાની છે, કારણ કે તેમાં તો તમામ શક્તિયોનો નાશ થઇ જાય છે. અને જીવને બીલકુલ નીરસ કરી નાંખે છે. જેમને શાંતિ પ્રાપ્ત થઇ હોય છે તેમનું જીવનતો સુખ અને આનંદમય હોય છે.

જે મનુષ્ય માત્ર દૈવ-ભાગ્ય ઉપરજ ભરોસો રાખે છે, તેને કદી પણ શાંતિ મળતી નથી, તે પોતાની વર્તમાન સ્થિતિથી એક તસુપણ આગળ વધતો નથી, અને ભવિષ્યની કાંઇ ચિંતા કરતો નથી. પણ કાયર અને પુરૂષાર્થ હીન બને છે. તેના મોમાં જો કોઇ નાખે તો ખાય, નહી તો એમને એમજ પડ્યો રહે છે. તે જાતે કાંઇ કરતો નથી. તેની દશા સુકાન વગરની નૌકાના જેવી હોય છે, કે કોઇ પણ પ્રકારની વ્યવસ્થા વગર છોડી દેવાથી સમુદ્રમાં ડુબી જાય છે. તેની પાસે હોકાયત્ર કે સમુદ્રનો નકશો હોતો નથી. તેમ તેને ખબર નથી કે ક્યાં જવુ છે. જ્યાં હવા લઇ જાય ત્યાં જવુ એવું હોય છે. તેનુ જીવન ઘણુંજ અનિયમિત અને ઢંગધડા વગરનુ હોય છે. તેના મનમાં કાંઇ સંકલ્પ ઉત્પન્ન થતો નથી, તેને કોઇ ઉદ્દેશ હોતો નથી અને કોઇ કાર્ય પ્રણાલી પણ હોતી નથી. એવા મનુષ્યને કદી પણ શાંતિ કે સુખ મળતું નથી. એની રીતભાત તેનું નામ શાંતિ નથી. એથી ઉલટા જે મનુષ્યો પુરૂષાર્થ ઉપર ભરોસો રાખે છે તે મનુષ્યનુ જીવન બહુજ નિયમિત અને નિયમસર હોય છે. તેનો ઉદ્દેશ પ્રથમથીજ નક્કી કરેલો હોય છે અને તે સદા નિર્ણય કરેલા માર્ગે જનારા હોય છે ગમેતો માર્ગમાં કેટલીય વિપત્તિયો આવે, ગમે તો કેટલીય મુશ્કેલીયો વેઠવી પડે, પરંતુ તે ધૈર્ય વાળો વીર પોતાના ઉદ્દેશ્યથી એક જરા પણ ચળતો નથી, અને પોતાના માર્ગથી કદી પણ પાછો હઠતો નથી. પરંતુ નિર્ભય થઇને આગળ વધ્યાજ કરે છે. તે જાણે છે કે રસ્તામાં અનેક વિઘ્ન આવ્યાંજ કરે છે, પણ તેનાથી ગભરાવું નહી જોઇએ. મુશ્કેલીના વખતે સાહસ અને ધૈર્ય રાખવુ જોઇએ. તે જાણે છે કે જે કરવુ તે સારૂં કરવુ જોઇએ. કદાચ કોઇ કારણથી તેને પોતાના માર્ગમાંથી પાછુ હઠવું પડે છે તો પણ તે પાછો જલ્દીજ પોતાની જગ્યાએ આવી જાય છે. એમ નહી કે જ્યાં હવા લઇ જાય ત્યાં જવું. તે પોતાના ધારેલા સ્થળે ક્યારે પહોંચીશું, કેવી રીતે પહોંચીશું, અથવા પોતાના ઉદ્દેશ્યની ક્યારે સિદ્ધિ થશે, તેની પરવા કરતો નથી. તે પોતાનું કાર્ય કર્યા કરે છે તેમ છતાં પણ જો કદી તેને નિષ્ફળતા મળે છે, તોપણ તે કદી નિરાશ થતો નથી કે અધીર બનતો નથી.

શાંત મનુષ્ય પોતાના કાર્યને ઘણીજ ધીરતાથી કર્યા કરે છે. કોઇને ખબર પણ પડતી નથી કે એનું ભવિષ્ય શું આવશે, અથવાતો અંતે તેના કાર્યનું કેવું પરિણામ આવશે મનુષ્યને હમેશાં નવી નવી અનુકુળતાઓ અને નવી નવી બુદ્ધિ મળ્યા કરે છે, તેનો યથાશક્તિ સારાં કાર્યોમાં ઉપયોગ કરવો એ મનુષ્યનું કર્તવ્ય છે.

શાંતિ એ મનુષ્યની અંદરની ગતિ છે, તેનો સંબંધ હૃદયની સાથે છે. હૃદયમાં શાંતિ હોવી જોઇએ. બહાર ગરબડાટ ન થવો એ કાંઇ શાંતિ નથી. જ્યારે અંદરની શાંતિ પ્રાપ્ત થાય છે, ત્યારે બહાર ભલેને ગમે તે થયાં કરે, બહારની ગરબડથી અંદરની શાંતિને કાંઇ પણ આંચ આવતી નથી—જેવી રીતે પવન કે ભરતીઓની અસર કેવળ સમુદ્રની ઉપરની બાજુ ઉપરજ હોય છે, અને વધારેમાં વધારે બસોથી ત્રણસો ફુટ નીચે સુધી જઇ શકે છે, તેથી નીચે કાંઇ અસર થતી નથી, પણ માત્ર અંદર તો એકજ સ્થિતિ કાયમ રહે છે, તેવીજ રીતે અંદરની શાંતિની ગતિ છે. જીવનનાં અનેક મોટાં મોટાં કાર્યો કરવાને માટે આપણે હંમેશાં નાનામાં નાનાં કાર્યો કરવામાં પણ ઘણાજ શાંત થવું જોઇએ. જે પોતાના ઉપર કાબુ રાખી શકે છે, જે પોતાને વશમાં રાખી શકે છે, જે પોતાની ઇંદ્રિયોનું દમન કરી શકે છે, તે મનુષ્યનેજ શાંતિ પ્રાપ્ત થાય છે. ઇંદ્રિય દમનનું બીજું નામજ શાંતિ છે.

જ્યારે તમને સાંસારિક ચિન્તાઓ સતાવે, અને આપત્તિઓથી તમારો જીવ ગભરાય, ત્યારે તમારે શાંતિ દેવીના પવિત્ર મંદિરમાં પ્રવેશ કરવો જોઇએ. અને થોડા વખત સર્વ વાતને ભૂલી જઇને કેવળ શાંતિ દેવીનીજ આરાધના કરવી જોઇએ જો તે વખતે પણ સાંસારિક ચિંતાઓ અને વિઘ્નોએ તમને દબાવી દીધા અને તમે દબાઇ ગયા તો સમજજો કે તમે સદા તેના દબાયલાજ રહેશો, અને તેના ઉપર તમે કદી પણ વિજય પ્રાપ્ત કરી શકશો નહી. ચિન્તા અને આપત્તિના વખતે શાંતિ પ્રાપ્ત કરવાનો એકજ ઉપાય છે, કે જે વાતોથી તમને ગભરાટ થતો હોય તેને એકે એક સમજો, અને તમારી સંપૂર્ણ સંકલ્પશક્તિનો તેના ઉપર ઉપયોગ કરો તો પછી તમે જોશો કે સૂર્ય ઉગતાંજ તમામ અંધારૂં દુર થઇ જાય છે, તેવીજ રીતે તમારી ગભરામણ એની મેળેજ દૂર થઇ જશે. તે પછી જે શાંતિનો ચમત્કાર તમારા હૃદયમંદિરમાં પ્રકાશિત થશે, અને જે નવીન શક્તિ તમને જણાશે, તે પૂર્ણ શાંતિની પ્રાપ્તિનો આરંભ કરશે. પછી તમે મહાન વિઘ્નો અને અડચણો ધીરતાથી નિર્ભય થઇને દૂર કરી શકશો. તેમજ પછી જો તમારી સંપૂર્ણ આશાઓ અને તમારો સંપૂર્ણ ઉદ્યોગ નિષ્ફળ થઇ જશે તોપણ તમને ગભરામણ કે નિરાશા ઉત્પન્ન થશે નહી, અને તમે કહેશો કે કાંઇ પરવા નહી, હમણાં સફળતા નહી મળે તો આગળ મળશે.

જ્યારે તમે જોશો કે બીજા લોકો ઇર્ષા અને દ્વેષને લીધે તમારી નિંદા કરે છે, તમારો દ્વેષ કરે છે, અથવા કોઇપણ પ્રકારે તમને હાનિ પહોંચાડવા તત્પર થાય છે, તે વખતે જો તમને ક્રોધ ઉત્પન્ન થાય અને તમારા મનમાં બદલો લેવાની ઇચ્છા ઉત્પન્ન થાય, તો તે વખતે તમારે શાંતિનો ઉપયોગ કરવો જોઇએ. તમારે સ્મરણમાં રાખવું જોઇએ કે જે બીજાને માટે ખાડો ખોદે છે તે પોતેજ તેમાં પડે છે. બીજા સાથે વિના કારણે ઝગડા કરનાર મનુષ્ય પોતેજ તેનાં ખરાબ પરિણામને ભોગવે છે. દુનિયામાં આજ સુધી એવું નથી બન્યું કે, જેમણે બીજાઓની સાથે બુરાઇ કરી હોય. અને તેને કોઇપણ રીતે તેનો પુરે પુરો બદલો ન મળ્યો હોય.

જે મનુષ્ય એમ માને છે કે અમુકને નુકશાન તો કર્યું છે, હવે તેનાથી શું વળવાનું છે ? પણ તે તેની ભૂલ છે. પ્રકૃતિમાં નાનામાં નાની વસ્તુ પણ નકામી નથી તેમ દરેક ચીજનું જમાખર્ચ ત્યાં થાય છે. અને અંતે સર્વને તેનું ફળ મળે છે. જે મનુષ્યો શાંત હોય છે તેઓ નુકશાનનો બદલો લેવા સામા માણસને નુકશાન કરવુ એને નીચ કામ માને છે, તેથી ભૂલે ચુકે પણ તે તેવુ કૃત્ય કરતા નથી. કદી કોઇ તેને સતાવે છે તો તે વખતે તે શાંતિનોજ ઉપયોગ કરે છે. પણ તેને સામું નુકશાન કરવાનું ઇચ્છા નથી.

જ્યારે મનુષ્ય નાનાં નાનાં કાર્યોમાં પણ શાંતિનો ઉપયોગ કરવાનું શીખશે ત્યારે તે મોટાં કાર્યોમાં પણ શાંત રહી શકશે. એવા મનુષ્યનું જો કોઇ વ્હાલામાં વ્હાલું સબંધી મરી જાય, અને તેના મરણથી તેનુ જીવન ઘણે ભાગે નિષ્ફળ દેખાવા લાગે, તોપણ શાંતિજ એક એવી વસ્તુ તેની પાસે છે કે, જે તેના શોકને ભૂલાવી, સાહસ અને દ્રઢતાને વધારી શકે છે.

સ્થૂલદષ્ટિથી કદાચ દુષ્ટ અને નીચ મનુષ્યોની આ સંસારમાં ઉન્નતિ થતી જણાતી હશે, જે લોક અપરાધી, મદ્યમાં ફ્સેલા અને દુરાચારી હોય છે, તેઓ ફાલ્યા ફૂલ્યા જણાતા હશે, તોપણ એ દેખાવ મનુષ્યોને ભૂલ ખવરાવનાર છે. અને સાચા માર્ગથી ભ્રષ્ટ કરી અયોગ્ય માર્ગે લઇ જનાર છે. પરંતુ આનો પ્રભાવ શાંત મનુષ્યના ઉપર પડતો નથી. જોકે સાચા મનુષ્યોને દુઃખ પડતુ અને જુઠું બોલનારને સુખ મળતું જણાતું હશે, જો પ્રમાણિક માણસો કરતાં અપ્રમાણિક માણસોને ફાયદો થતો જણાતો હશે, વિદ્વાનો કરતાં મૂર્ખને અધિક લાભ થતો દેખાતો હશે, તથાપિ તે જોઇને શાંતિવાળા મનુષ્યો ભ્રષ્ટ થતા નથી તેના ઉપર આવા બનાવોની જરા પણ અસર થતી નથી. તે પોતાનું ઉત્તમ રીતે હીત કર્યા જાય છે. બીજા માણસો શું કરે છે અને તેનું શું ફળ મળે છે, તેની જે માણસો પરવા રાખતા નથી તેઓ પોતાને દૈવાધીન છોડી દે છે.

જે વખતે મનુષ્યને એટલી શાંતિ પ્રાપ્ત થાય છે, કે શાંતિ તેના એક અંગ રૂપે બની જાય છે, અને શાંતિનોજ તેનામાં પ્રકાશ થઇ રહે છે, તે વખતે તે મનુષ્યને પોતાના જીવનની સફળતા પ્રાપ્ત થાય છે. શાંતિ એવી વસ્તુ નથી કે જે પોતાની મેળે પ્રાપ્ત થઇ જાય, પણ તેને પ્રાપ્ત કરવાને માટે તો અનેક ગુણોની જરૂર પડે છે. જેથી પ્રથમ તેને ધારણ કરવી જોઇએ.

જીવનનું તાત્પર્ય એવુ નથી કે ગમે તેવી રીતે તેને વિતાવી દેવું. ખરૂં કહીએ તો જીવન એ એક ઘણીજ મહત્વની વસ્તુ છે. તેનો સદુપયોગ કરવો એ જીવનનું મુખ્ય કર્તવ્ય છે. કેવી રીતે જીવન પોતાને તથા બીજાને ઉપયોગી કરી શકાય, તેને જાણવાની અને શીખવાની ઘણીજ જરૂર છે. જ્યારે મનુષ્યમાં શાંતિનો પ્રવેશ થઇ જાય છે, ત્યારે તે દુનિયાંના ટંટા ફીસાદ ને ખટપટમાંથી મુક્ત થઇને પોતે પોતાનામાં મગ્ન થાય છે. તે પછી દુનિયામાં થતી અનેક પ્રકારની ખટપટોથી તેને હાનિ પહોંચતી નથી. આથી એમ ન સમજવું કે તે પોતાના સ્વાર્થની ખાતર દુનિયાથી અલગ રહ્યા કરે છે. પરંતુ એવા મનુષ્યો તો આખા વિશ્વના પ્રાણિયોના આનંદમાં પોતાનો આનંદ માને છે. તેની શાંતિ એ પરમ પવિત્ર શાંતિ છે. અપૂર્ણ.





# विचार-सामर्थ्य.

मनएव मनुष्याणां कारणं बन्ध मोक्षयोः ।
बन्धाय विषयासक्तं मुक्त्यै निर्विषयं स्मृतम् ॥

મનુષ્યમાં એક એવી મોટામાં મોટી શક્તિ છે કે જે શક્તિને પ્રાપ્ત કર્યા પછી મનુષ્ય દરેક કાર્યમાં સફળતા મેળવી શકે છે. મનુષ્યના ભવિષ્યનો આધાર તે શક્તિ અનુસાર છે, તે શક્તિનો જેવી રીતે ઉપયોગ કરવામાં આવે છે, તેરીજ રીતે મનુષ્ય બની શકે છે. તે શક્તિ એ વિચાર શક્તિ છે. મનુષ્ય જેવા વિચાર કરે છે, તેવાજ તે આચરણ કરે છે, અને તેવોજ તે થાય છે મનુષ્યના વિચાર ગુપ્ત હોય છે, પરતુ તેનાં કાર્ય તો પ્રકટ થાય છે. તેની બાહ્યદશા એ મનના દર્પણરૂપ છે.

દરેક મનુષ્યની ઉન્નતિ કે અવનતિ ખરીએ તેના વિચાર ઉપર આધાર રાખે છે જેમ જેવું બીજ વાવીએ છીએ તેવું વૃક્ષ ઉગે છે, જેમ બી વગર વૃક્ષનું અસ્તિત્વ હોવું એ અસંભવિત છે, તેવીજ રીતે મનુષ્યનું દરેક કાર્ય તેના ગુપ્ત વિચારો રૂપી બીજકોમાંથી ઉત્પન્ન થાય છે. વિચાર વગર કોઈ પણ કાર્ય થતું નથી. કાર્ય એ મનુષ્યના વિચારોનું પુષ્પ છે, અને દુઃખ યા સુખ તે પુષ્પના ફળ રૂપ છે, અને તેથી પોતાના સુખ દુઃખનું કારણ મનુષ્ય પોતેજ છે.

મનમાં ચાલતા વિચારો પ્રમાણેજ આજે આપણું શરીર બન્યુ છે. વિચારોએજ આપણું નિર્માણ કર્યું છે. જો આપણા વિચારો દુષ્ટ હશે, તો બળદના પગની પાછળ ગાડીનું પૈડું જેમ લાગેલું હોય છે,તેમ આપણામાં પણ દુષ્ટતા જણાવાનીજ. જો આપણા વિચારો ઉત્તમ અને શ્રેષ્ટ હશે, તો આપણે પણ ઉત્તમ અને શ્રેષ્ટ બની શકીશુ.

જેવી રીતે બાહ્ય જગતમાં કારણ અને કાર્યનો સંબંધ અટલ અને સ્થિર હોય છે, તેરીજ રીતે એ સંબંધ માનસિક જગતમાં પણ અચળ છે. મહાત્મા કે આદર્શપુરૂષ જેવા થવુ એ કાંઇ દૈવાધિન નથી, કે કોઇ બીજા માણસની કૃપાનું ફળ નથી, પરંતુ તે પોતેનાજ વિચારોને સુયોગ્ય માર્ગે પ્રવર્તાવવાથી કરેલા નિરંતર પ્રયત્નનું સ્વાભાવિક ફળ છે. મહાન અને આદરણીય વિચારોને હૃદયમાં સ્થાન આપવાથી અનેક મહાત્મા બન્યા છે. એવીજ રીતે દુષ્ટ અને હીસક મનુષ્યો પણ પોતાના દુષ્ટ અને હીસક વિચારોના કાર્ય રૂપ છે. પોતાને ઉન્નતિના માર્ગે લઇ જવા કે અવનતિના ખાડામાં નાખવા એ મનુષ્યના પોતાનાજ હાથમાં છે. પોતાના વિચારરૂપિ શસ્ત્રાલયમાં તે એવાં શસ્ત્રો બનાવી શકે છે કે, જે પોતાનેજ નાશ કરી શકે છે, અને તે એવા પણ શસ્ત્ર બનાવી શકે છે કે જેથી શક્તિ, શાંતિ અને આનંદ રૂપી સ્વર્ગિય ભુવનોને પણ મેળવી શકે છે. સદ્‌વિચારોના મંથનથી અને તેના ઉપયોગથી મનુષ્ય પરમાત્મસદૃશ પૂર્ણતાને પ્રાપ્ત કરી શકે છે અને અનુચિત અને અધમ વિચારોથી તે પશુ જેવો થઇ જાય છે. સંસારના સર્વ મનુષ્યોનાં આચરણ આ જ નિયમો પ્રમાણેજ હોય છે, અર્થાત ભલાઇ કે બૂરાઇ, અથવા ઇશ્વરીય સામર્થ્ય કે

પશુત્વ, આ બે નિયમો અનુસારજ મળે છે તે, મળવામાં મનુષ્યજ કારણ ભૂત છે.

અધ્યાત્મવિદ્યાનાં જે સુંદર અને સત્ય સિદ્ધાન્તો આપણા જાણવામાં છે તેમાં સર્વથી આનંદ દાયક અને આશાજનક સિદ્ધાન્ત એ છે કે, " મનુષ્ય પોતાના વિચારોનો સ્વામી છે, પોતાના આચરણનો ઉત્પાદક છે, અને પોતાની દશા, બાહ્યઅવસ્થા, કે ભાગ્યને રચનાર છે

મનુષ્ય એ શકિત, જ્ઞાન અને પ્રેમનું સ્થૂળ રૂપ છે, અને તે પોતાના વિચારોનો સ્વામી છે પ્રત્યેક દશાની કુચી તેના પોતાનાજ હાથમાં હોય છે, અને પોતાના અંત કરણમાં ફેરફાર કરવાની કે ઉત્તમ જીવન પ્રાપ્ત કરવાની શક્તિ તેના હાથમાં છે. જે વડે તે જેવી ઇચ્છા કરે છે તેવોજ બની શકે છે. મનુષ્ય પોતાની નીચ, અધમ કે નિર્બળ અવસ્થામાં પણ પોતાનો સ્વામિ પોતેજ છે, પરંતુ અધમ અને નિર્બળ અવસ્થામાં તે એક એવો મુર્ખ સ્વામિ છે કે જેને પોતાના ઘરની વ્યવસ્થા કરતાં પણ આવડતી નથી. જ્યારે તે પોતાની દશાનો વિચાર કરે છે, અને જ્ઞાન પૂર્વક તેનાં કારણોને શોધી કહે છે કે જે કારણોથી તેને આવી દશા પ્રાપ્ત થઇ છે; ત્યારે તે એક બુદ્ધિમાન સ્વામિ બને છે. અને પછી તે યોગ્ય રીતે પોતાની શક્તિયોનો ઉપયોગ કરે છે અને પોતાના વિચારોને સફળ કરે છે. જ્ઞાનવાન સ્વામિ એવાજ હોય છે વિચારના નિયમોને તે પોતાના અંતઃકરણમાં શોધે છે, પોતાની મેળેજ વિચાર કરીને, અને પોતાના સદ્વિચારો ઉપર અભ્યાસ કરવાથી અને અનુભવથી તે આ નિયમોના કારણોને શોધી કાઢે છે.

જેમ સોના કે હીરાની ખાણમાં ઉંડુ ખોદવાથી સોનું અને હીરા મળી શકે છે, તેજ પ્રમાણે મનુષ્ય પોતાના સબંધના સત્ય સિદ્ધાંતોને પોતાના આત્મમંદિર રૂપી ખાણમાં ઉંડા પ્રવેશ કરવાથી પ્રાપ્ત કરી શકાય છે. જો મનુષ્ય પોતના વિચારોનું નિરીક્ષણ કરતો રહે, અને વખતે વખતે તેમાં ફેરફાર કરતો રહે, તથા પોતાનું જીવન, પોતાની દશા અને બીજાની દશા ઉપર પોતાના વિચારોના પ્રભાવથી સાવધાનીથી જોતો રહે, કાર્ય કારણતાના સંબંધમાં ધીરતા પૂર્વક તપાસ રાખતો રહે, પોતાનો પ્રત્યેક અનુભવ ગમે તેવો તુચ્છ હોય તોપણ તેનો ઉપયોગ કરતો રહે અને તે વડે તે આત્મજ્ઞાન કે જેને જ્ઞાન, બુદ્ધિ અને શક્તિ કહે છે તેને પ્રાપ્ત કરી શકે, તો નિઃસદેહ તે એ વાતને નક્કી કરી શકે છે કે મનુષ્ય પોતે પોતાના સ્થિતિને રચી શકે છે.

મનુષ્ય ધૈર્યથી, અભ્યાસથી, અને નિરંતરના પ્રયત્નથી જ્ઞાનના દ્વારમાં પ્રવેશ કરી શકે છે કે જ્યાં સ્વર્ગનાં દ્વાર ઉઘડી જાય છે. મનુષ્યનું મન એક બાગ જેવું છે. કે જેની બે અવસ્થાઓ હોય છે એકતો જેમાં બુદ્ધિપૂર્વક યત્નથી સારાં સાગ, ફુલ, ફળાદિનાં વૃક્ષો વાવવામાં આવે છે તે, અને બીજાને જંગલની માફક બેદરકારીથી પડયુ રહેવા દેઈ કાંટાળા ઝાડ ઝાંખરા ઉગવા દે છે. આ બે અવસ્થા બાગની હોય છે. તે બને અવસ્થામાં તેમાં કાંઇને કાંઇ ઉગે છે તો ખરૂંજ. જો તમે તેમાં ઉપયોગી ઉત્તમ ફળ ફુલોનાં વૃક્ષોને નહી વાવો તો, જંગલી ઘાસ કે ઝાંખરાં ઉગશે, અને તે વધ્યા કરશે. જેવી રીતે માળી પોતાના બાગને સુંદર બનાવી શકે છે, અને નકામા ઘાસ કે ઝાંખરાંને ઉખાડી નાંખી તેને બદલે ઉત્તમ ફુલઝાડોને રોપે છે, તેવીજ રીતે મનુષ્ય પણ પોતાના મન રૂપી બાગનો માળી છે તેણે નીચ, અધમ, વ્યર્થ, અને દુષ્ટ વિચારોનો ત્યાગ કરી, તેની જગાએ ઉત્તમ, સુંદર, અને મીઠાં ફળ આપનારા સદ્વિચારોનું સેવન કરવું જોઇએ આ માર્ગનું અનુસરણ કરતાં કરતાં તે એક વખતે જાણી શકશે કે તે પોતાના આત્માનો માળી છે, અને પોતાના

જીવનનો માર્ગ પ્રદર્શક છે. તેના અંતઃકરણમાં પરમેશ્વરીય જ્ઞાન હોય છે, તે વિચારોના નિયમોને જાણે છે, પોતાના વિચારોના કાર્યને ઓળખતાં શીખે છે, અને તેને ખબર પડે છે કે તે કંઇ રીતે તેની વિચારશક્તિ કે તેનું મન સર્વ મળીને તેનું આચરણ, બાહ્ય દશા કે તેના ભાગ્યને બનાવી શકે છે.

વિચાર અને આચરણ એ બન્નેનું મૂળ એકજ છે. એટલે જેવી રીતે આચરણ બાહ્ય દશા અને બનાવોના કારણ રૂપ હોય છે, તેવીજ રીતે બાહ્યદશાનો આધાર અંદરની દશા ઉપર છે. બાહ્ય અવસ્થાઓનો તેના મનના વિચારોની સાથે એક પ્રકારનો એવો સંબંધ છે કે, વિચારજ તેને ઉત્પન્ન કરવામાં કારણ રૂપ છે. મહર્ષિ વસિષ્ઠએ કહ્યું છે કે,—

जन्मान्तर कृताभ्यस्ता राम संसार संस्थितिः ।
साधाराभ्यासयोगेन विना न क्षीयते क्वचित् ॥

મનુષ્ય જેવી દશામાં હાલ હોય, તેવી દશા તેને તેના જીવનના નિયમોના કારણથીજ મળી છે. પોતાના આચરણના કારણ રૂપ જેવા વિચારોનું તે સેવન કરે છે, તેજ કારણથી તેને વર્તમાન સ્થિતિ પ્રાપ્ત થઇ છે. તેના જીવનમાં સુખ મળવામાં કે દુઃખ પડવામાં દૈવનો કાંઈ પણ સંબંધ નથી. પરંતુ તે મળવામાં કે ન મળવામાં પોતેજ કારણ રૂપ છે. તે એક એવા નિયમના ફળ રૂપ છે કે જેમાં તે હમેશાં અટલ રહે છે. પોતાની બાહ્ય અવસ્થા કે સંસ્કારોથી સંતુષ્ટ કે અસંતુષ્ટ રહેનારા બન્ને પ્રકારના મનુષ્યોને માટે એ એકજ સિદ્ધાંત છે

મનુષ્ય એક ઉન્નતિશીલ અને પરિવર્તન શીલ પ્રાણી છે, એથી તે હાલ જે સ્થિતિમાં છે, તે સ્થિતિમાં તે તેને જ માટે છે કે જેમાંથી તે કાંઇ પણ જ્ઞાન પ્રાપ્ત કરીને આગળ વધી શકે કોઈ બાહ્યઅવસ્થાને પ્રાપ્ત કરી મનુષ્ય અધ્યાત્મવિદ્યાની મદદથી તેની તે બાહ્યઅવસ્થા બદલી નાંખી બીજા પ્રકારની ઉત્તમ બાહ્યઅવસ્થાને પ્રાપ્ત કરી શકે છે, અને તેમાં પણ તે તેજ વિદ્યાના પ્રતાપથી આગળ વધી શકે છે.

મનુષ્ય પોતાની પ્રાપ્ત બાહ્યઅવસ્થામાં ત્યાં સુધી ગોથાં ખાતો રહે છે, કે જ્યાંસુધી તે સમજે છે કે મને બનાવનાર બાહ્ય અવસ્થા છે, પરંતુ જ્યારે તેને એમ ખબર પડે છે કે, હુંજ મારા પોતાને બનાવવામાં કારણભૂત છું, ત્યારે તે પોતાના જીવનરૂપી ગુપ્ત ખેતરમાં એવે પ્રકારે ખેડે છે, અને વાવે છે, કે તે પોતે પોતાનો સ્વામિ બની શકે છે

મનુષ્ય પોતે પોતાના વિચારોથીજ પોતાની હાલની બાહ્યઅવસ્થાને ઉત્પન્ન કરી શકે છે એ વાતને તેજ મનુષ્ય જાણી શકે છે કે જેણે થોડો ઘણો પણ ઇન્દ્રિયસંયમ અને પોતાના આત્માને પવિત્ર બનાવવાના યત્ન અને અભ્યાસ કર્યો હોય છે. પછી તેના જાણવામાં આવે છે કે, તેની બાહ્યઅવસ્થા એ જે પ્રમાણે તેના માનસિક વિચારો બદલાતા રહે છે તે પ્રકારે બદલાતી જાય છે. આ સિદ્ધાન્ત એટલો દૃઢ છે કે જે મનુષ્ય ખરા મનથી પોતાના આચરણોના અવગુણોની ઔષધિ કરવા માંડે છે, તો તે ઘણીજ ઉતાવળથી પોતના અવગુણોને દૂર કરવાનો યત્ન કરે છે, અને તેટલી જ ઉતાવળથી તેની દશા પણ બદલાતી જાય છે. એથી દરેક મનુષ્યે પોતાને જેવી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તેવી સ્થિતી પ્રાપ્ત કરવાને માટે તેમણે તે અનુસાર વિચારોનું સેવન કરવું જોઇએ. જે મનુષ્ય આ વિચારશક્તિ ઉપર સ્વામિત્વ મેળવી શકે છે તે મનુષ્ય ઇચ્છિત વસ્તુઓને ઘણીજ સહેલાઇથી મેળવી શકે છે

# प्रासंगिक विचार.



પ્રિયભાઇ, તમે ગમે તે ઉદ્યોગકરતા હશો, તોપણ જ્યાં સુધી તમે તમારા વિચાર ઉપર સ્વામિત્વ પ્રાપ્ત નહીં કર્યું હોય, ત્યાં સુધી તમારી ધારણા સફળ થવાની નથી, કોઇ પણ કામને સિદ્ધ કરવાને માટે ચિત્તની એકાગ્રતા અને વિચારની સ્થિરતાની ઘણીજ આવશ્યકતા છે. માટે તમારે જો તમારાં સાંસારિક કે પારમાર્થિકકાર્યોને ઉતમ પ્રકારે સાધવાની ઇચ્છા હોય, તો સર્વથી પહેલાં ચિત્તની એકાગ્રતા કરતાં, અને વિચારોને સ્થિર રાખતાં શીખજો.

ચિત્તની એકાગ્રતા અને વિચારની સ્થિરતા કરાવનાર અનેક વિષયો ભાગ્યોદય દ્વારા ચર્ચવામાં આવે છે. અને તેજ ક્રમે હવે પછી તેથી પણ સરળ માર્ગો બતાવવાનો પ્રયત્ન થશે. જે વિચાર અને કાર્યોથી મનુષ્ય આ જગતમાં મનુષ્યત્વ પ્રાપ્ત કરી શકે, જેનાથી મનુષ્યત્વમાંથી દેવત્વમાં જઇ શકે, અને જેથી આ મૃત્યુ લોકમાંજ સ્વર્ગનાં સુખોનો અનુભવ કરી શકે તેવા વિચારો આ માસિક દ્વારા પ્રવર્તાવવા એ અમારો ઉદ્દેશ છે. મનુષ્યે સર્વથી પ્રથમ પોતાના શરીરને આરોગ્ય રાખી શકે, અને કદાચ રોગને વશ થઇ જાય તો તે રોગો જે સહેલી દવાઓથી ઘેર મટી શકે તેવા ટુચકાઓ, નવી નવી શોધો, હુન્નર ઉદ્યોગો અને ખેતીવાડીના વિષયોને પણ ચર્ચવાનું કારણ, મનુષ્ય પોતાની શારીરિક અને આર્થિક સ્થિતિ સુધારી શકે તેજ છે. અને તે પછી અધ્યાત્મજ્ઞાન દ્વારા મનુષ્ય પોતે પોતાની ઉન્નતિ જે રીતે કરી શકે તેવા સ્હેલા અને સરળ તત્વવિચારના વિષયો પણ આપવામાં આવે છે.

કોઇ પણ પ્રકારે મનુષ્ય પોતે પોતાની તમામ પ્રકારની ઉન્નતિ કરી શકે, તેવા વિષયો આ માસીકમાં આપવામાં આવે છે. અને તેમણે ખર્ચેલા લવાજમના રૂ ૨, કરતાં પણ તે કાંઇ વધુ મેળવી શકે તેવા ઉપયોગી વિષયો આ માસિકમાં આપવા એવો અમારો હેતુ છે. અને તે હેતુ ફળીભૂત થતો જશે તો અમારા ઉત્સાહમાં વધારો થશે.

ભાગ્યોદયનું ચોથું વર્ષ પુરૂં થયું છે. હવે માર્ચ માસથી તેનો પાંચમા વર્ષમાં પ્રવેશ થશે. આ પાંચમા વર્ષમાં તે આથી પણ વધુ સરળ અને સંગીન વિષયોને ચર્ચશે. અને અમે આશા રાખીએ છીએ કે તેનો દરેક ગ્રાહક લાભ લેશે.

દરેક વર્ષની માફક આ વર્ષે પણ એક સુંદર ભેટ સ્વર્ગીય-સુખ ગ્રાહકોના કરકમળમાં મૂકવા વિચાર કર્યો છે. દરેક વર્ષે જુદી જુદી જાતની ભેટો ગ્રાહકોને આપવામાં આવે છે. આ વર્ષે કોઇ ઉપમોગી અને મનુષ્યની જીંદગીને બદલી નાખે તેવા વિષયોથી ભરેલી ભેટ

આપવી, એવી ઘણાની માગણી થવાથી કોઇ નવલકથાની ભેટ ન આપતાં, સ્વર્ગિ નામની ભેટ આપવાનો વિચાર કર્યો છે. આ પુસ્તકમાં તેના નામ પ્રમાણેજ સુ અને તે જ્યારે તમારા હાથમાં આવશે ત્યારેજ તમને સમજાશે તેનાં આઠ પ્રકરણ અને દરેક પ્રકરણ જુદા જુદા વિષયો અને દષ્ટાંતોથી ભરપુર છે. જો તમે કવર ઉપરની ચન.થી વધુ સમજી શકશો.

આવી કાગળોની મોંઘવારીમા અમને ભેટનું ઘણું ખર્ચ થયુ છે, પણ જો તેનો દરેક ગ્રાહક લવાજમ ભરીને સ્વિકાર કરશે તો અમને વધુ સંતોષ થશે.

વળી ભાગ્યોદયના નવીન ગ્રાહકો વધારવાને માટે આપને વારંવાર માગણી આવે છે, તે પ્રમાણે અમે આશા રાખીએ છીએ કે આ સાલે પણ આપ થોડાં ઘણાં હકો વધારી આપી યોગ્ય સહાનુભૂતિ દર્શાવશો.

વળી હાલ કાગળોની મોંઘવારી હોવાથી, ગ્રાહક સંખ્યા જેટલીજ નકલો કઢ હોવાથી પછીથી નવીન થનાર ગ્રાહકોને પાછલા અંકો મળવા મુશ્કેલ છે. જેથી બને તેમ નવા ગ્રાહકોના આર્ડરો તુરતજ મોકલી આપવા, કે જેથી સર્વેને પુરેપુરા અને ભેટ મળી શકે.

વળી આ અંક આપના હાથમાં આવ્યા પછી એક અઠવાડીયા બાદ એટલે ભગ ફેબ્રુઆરીની અધવચમાં ભાગ્યોદયના દરેક ગ્રાહકને "સ્વર્ગિય-સુખ" નામે ભાગ્યોદયના પાચમા વર્ષની ભેટ લવાજમને માટે વી. પી. કરી મોકલવામાં આવશે. તે લવાજમના રૂ ૨–તથા ભેટના પોસ્ટેજના રૂ. ૦–૨–મળી રૂ ૨–૨– આપી, દરેક ગ્રાહક તેનો સ્વિકાર કરશે એવી આશા છે. ઘણીવાર ગ્રાહકોની ગેર હાજરીથી વી. પી પાછાં આવે છે, જેથી અમને નુકશાન થાયછે, અને પાછળથી તેમને તે ભેટ ફરી વી. પી. થી મોકલવી પડે છે. તેમાં નાહક અમને મહેનત પડે છે અને પોસ્ટેજનું નુકશાન થાય છે આથી દરેક ગ્રાહક પોતાનું વી. પી સ્વિકારી લેશે અને પોતાની ગેરહાજરીમાં પોતાના ઘરના માણસો કે નોકરોને તે વી. પી. લઇ લેવા સુચના આપશે. કે જેથી અમને નાહક નુકશાન થાય નહી.

વળી કેટલાક સજ્જનો એવા હોય છે કે, ભેટનું વી. પી. પોતાને મળે ત્યાં સુધી અમને કાંઇ ન જણાવતાં જ્યારે વી પી. આવે છે ત્યારે 'રીફ્યુઝ' કરી દઇ અને તેનો સ્વિકાર કરતા નથી જેથી અમને નહક પોસ્ટેજનું નુકશાન થાય છે અને મહેનત પડે છે. માટે તેવા સજ્જનોએ તેમ ન કરતાં આ અંક મળેથી પોતાને ગ્રાહક ન રહેવું હોય તો અમને એક પોસ્ટ કાર્ડ દ્વારા ખબર આપવા કૃપા કરવી કે જેથી તેમના ઉપર વી પી કરવામાં આવશે નહી. પરંતુ તેવી ખબર ન આપવી. અને પછી ભેટનું વી. પી. રૂફ્યુઝ કરવી એવી વર્તણુંક તો ભાગ્યોદયના ગ્રાહકોને અતિ નિચું ઘણાવનાર છે. માટે તેમ ન કરવા અમારી ખાસ ભલામણ છે.

આ વર્ષ તેમાં ઘણોજ સખ્ત ફેરફાર કરવામાં આવશે. વિષયો પણ ઉત્તમ રહેશે અને તેથી તેના દરેક બધુ ગ્રાહક રહેશેજ એવી અમે આશા રાખીએ છીએ બલ્કેતે ને માટે લવાજમના રૂ ૨– ખરચવા તો કોઇ એકજ વખતે વળી જાય છે. તેમ તેને વાંચ

રાના વિચારો, તેના કુટુમ્બનાં, માણસો, સ્નેહિ, મિત્રો અને બાળકો તથા સ્ત્રીઓના વિચારો, ઉચ્ચ બને છે, એક બીજાનો મિથ્યા વાદવિવાદ નષ્ટ થઇ જાય છે, સ્હેજ બાબતમાં મતભેદ પડતા નથી. અને પોતાના ધંધામાં વિજય મેળવી આપનાર ઉત્તમ વિષયો તેમના હાથમાં આવે છે. બાળકો તે વાંચે છે તો તે ભવિષ્યમાં મહાન પુરૂષો નિવડે છે. સ્ત્રીઓ વાંચે છે તો તે પતિવ્રતા થઇ યથાર્થ ગૃહિણી ધર્મને દિપાવે છે. અને આવી રીતે બે રૂપીયા ખર્ચવાથી બાર મહીના સુધી તે તેમની સેવા ઉઠાવે છે. આડે માર્ગે જતાં અટકાવે છે, અને તેમના ધંધામાં વિજય માર્ગ દર્શાવે છે. અને ઉત્સાહને વધારે છે. તો તેને માટે શું બે રૂપિયા લવાજમ બાર માસ માટે બહુ છે? એવું કોઇ કહી શકશે! આવી રકમ તો તમે ગમે ત્યાં ખર્ચી નાંખો છો. પરંતુ જો તમે ભાગ્યોદયને માટે ખર્ચશો તો તેથી તમને કેટલો ફાયદો થશે તે શાંતચિત્તે વિચાર કરવાથી સમજાશે.

વળી આ વખતની ભેટ એવી છે કે જે વાંચતાંજ તેની કિંમત તમે સમજી શકશો. તેના આગળ લવાજમના રૂપીયા બે તો કાંઇ હિસાબજ નથી. આશા છે કે દરેક ગ્રાહક બધુ તેના ગ્રાહક રહેશે. અને આવતા અઠવાડીયામાં વી. પી. થી મોકલવામાં આવનાર ભેટનો સ્વિકાર કરશેજ.

---

## " સુખ દુઃખનો સાથી મનોબળ છે. "

( લેખકઃ—ત્રીભોવન લવજી મોદી. )

૧. મૃત્યુ ઉપર ચિંતન કરવું એ તત્વજ્ઞાન છે, એ મહાન તત્વચિંતક પ્લેટોનું સુત્ર છે.
૨. બે હાથ જોડીને ઇશ્વરની પ્રેમથી ગદ્યમાં પોતાને આવડે તેવી સ્તુતિ કરવી.
૩. વખત કુદરતનો ખજાનો છે, ઘડી અને કલાકો તેની તીજોરીઓ છે, પળો કે ક્ષણો તેના કીમતી હીરા છે.
૪. જ્ઞાન અને વિવેક ખરી આંખો છે, એના વિના માણસ છતી આંખે આંધળો છે.
૫. જે માણસ પોતાની ઇચ્છાને કાબુમાં રાખી શકે નહીં, તે જીવનની મુશ્કેલીઓ દુર કરી વિજય મેળવી શકે નહીં.
૬. મોટાઇનું માપ ઉમ્મરથી કે શ્રીમંતાઇથી નહીં, પણ અક્કલથી કે ઉદારતાથી થાય છે.
૭. વેર લેવું તે હલકાઇનું કામ છે, ત્યારે ક્ષમા કરવી એ મોટાઇનું કામ છે, વૃક્ષો પથ્થર મારનારને પણ ફળો આપે છે.
૮. સખાવત સ્વર્ગની કુંચી છે, અને દયા આનંદનીનો ખજાનો છે.
૯. દાન આપનારની દોલત વ્યાજ શીખે દાતારનેજ મળે છે.
૧૦ મુર્ખને શિખામણ આપવી તે સર્પને દુધ પાવા બરોબર છે.
૧૧. ચોર, વ્યભિચારી, ધર્મદ્રોહી, અને રાજદ્રોહી માણસથી હમેશ દૂર રહેવું. તેઓની સોબત પાપમાર્ગમાં ઉતારનાર છે.
૧૨. પરમાત્મા પવિત્ર છે, તે પવિત્ર પ્રભુને મેળવવા માટે ખુલ્લા હૃદયના નિષ્કપટી બનો.
૧૩. ઇશ્વરની દરેક કૃતિ મનુષ્યના બહેતર માટે છે.

---

# रामायण.



કાવ્યના બે વિભાગ કરી શકાય છે. એક એ છે કે જેમાં કવિ પોતાનીજ સઘળી દશાઓનું ચિત્ર ખેંચેછે. બીજું તે કે, જેમાં સઘળો દેશ, સઘળો સમાજ અને સઘળી જાતિની કલ્પના, અનુભવ અને જ્ઞાનનું ચિત્ર હોય છે.

પ્રથમ કવિ પોતાનો અનુભવ, પોતાની કલ્પના, અને પોતાના જ્ઞાનથી પોતાના દેશ અને પોતાના સમાજના આદર્શરૂપ બને છે. લોક તેના કાવ્યદ્વારા પોતાના હૃદયના આવેગ અને પોતાની દશાઓનો મર્મ સમજે છે.

આ પ્રકારનો કાવ્ય રચનાર કવિ કહેવાય છે. પણ બીજા પ્રકારના કાવ્યોનો કર્ત્તા મહાકવિ, અને તેનું કાવ્ય મહાકાવ્ય કહેવાય છે. મહાકાવ્યમાં માત્ર તેના બનાવનારનીજ કલ્પના હોતી નથી, તેમાં સઘળો દેશ સઘળા સમાજ, અને આ યુગની સઘળી કથાઓનું માર્મિક વર્ણન હોય છે, કે જે મનુષ્યોને માટે આદર્શ અને માર્ગદર્શકરૂપ થઇ જાય છે.

આપણા કવિ શિરોમણિ કાલિદાસે શકુન્તલા અને કુમાર સંભવની રચનામાં પોતાની જે નિપુણતા બતાવી છે, તે આપણે માટે ખરેખર આદરણીય અને સુખદાયક છે. પરંતુ રામાયણ અને મહાભારત તો આપણા દેશની ગંગા અને હિમાલયની પ્રિયતમ મનોહારિણી મૂર્તિઓજ છે. વ્યાસ અને વાલ્મીકિતો માત્ર ઉપલક્ષ્યજ છે.

હિંદ જેમ રામાયણ અને મહાભારતને પોતાના હૃદયના ખીલેલા પુષ્પ તુલ્ય માને છે, તેજ રીતે ગ્રીક લોકો પણ પોતાના મહાકાવ્ય ઇલિયડને પોતાના દેશના પોતાના સમાજના અને પોતાની જાતિના ગૌરવ અને આદર રૂપ માને છે. મહા કવિ હોમરનાં પ્રત્યેક વાકય અને પ્રત્યેક શબ્દ, સૂર્યદેવના કિરણોની માફક, સઘળા ગ્રીસદેશને પોતાની પ્રભાથી પ્રકાશમાન બનાવી રહ્યા છે. આખો ગ્રીસદેશ ઇલિયડને પોતાના મસ્તકના મુગટ રૂપ અને પોતાના હૃદયના રત્ન રૂપ સમજે છે.

આપણે ઘણે દૂર રહેતા હોવાથી એ કહી શકતા નથી કે ઇલિયડ ગ્રીસનું પૂર્ણચિત્ર ખેંચી શકયો છે કે નહીં, પરંતુ આપણા રામાયણ અને મહાભારતે તો હીંદનું બરોબર ચિત્ર ખેંચવામાં કંઇ પણ કચાસ રાખી નથી. અને એજ કારણથી સેંકડો વર્ષો વિતિ ગયા છતાં પણ, હીંદમાં રામાયણ અને મહાભારતના ઉપર આજ પણ પ્રેમ વધતો જાય છે. પ્રતિદિન ગામે ગામ અને ઘેરે ઘેર તેનો પાઠ થયાં કરે છે સાધારણ ગૃહસ્થથી માંડીને તે રાજા મહારાજા સુધાં પણ રામાયણ અને મહાભારતને એકજ દ્રષ્ટિથી જુવે છે. આ મહાકાવ્યોને રચનાર બને કવિયોના આત્માઓને ધન્ય છે, તેમનું નામ તો કાળના

પાણમાં દ્દસાઇ ગયું, પરંતુ તેમની વાણી આજ સુધી પૂર્વ પ્રમાણેજ આપણા હૃદયમાં શક્તિ અને શાંતિનો સચાર કરી રહી છે લાખો તો શું, પણ કરોડો માણસો આજે તેમની પવિત્ર વાણીનું સ્મરણ કરીને પોતે પોતાને ધન્ય અને કૃતકૃત્ય માને છે. આજ પણ રામાયણ અને મહાભારત હજારો વર્ષ પૂર્વની ખીનાઓ મનુષ્યોના હૃદયોને અને પ્રફુલ્લ બનાવે છે.

એ દશામાં આપણે રામાયણ અને મહાભારતને માત્ર એકલાં મહાકાવ્યજ નહીં પણ ઇતિહાસ પણ કહી શકીશુ પરંતુ તે ઇતિહાસ એવો નથી કે જ્યાં માત્ર સમયના એક ભાગનીજ ખીનાઓનું વર્ણન હોય, રામાયણ અને મહાભારત હિંદના બહુજ અધિક સમયનો ઇતિહાસ છે. બીજા ઇતિહાસોમા તો સમય જતાં ઘણી ઉથલપાથલ પણ થઇ છે, પરંતુ રામાયણ અને મહાભારતમાં તો આજ સુધી પણ કાંઇ ફેરફાર થયો નથી, અને થવાનો પણ નથી. હિંદની જે સાધના, જે આરાધના અને જે સકલ્પ છે, તેજ આ બંને મહાકાવ્યોનાં વાક્યોમાં વિદ્યમાન છે. તેની દ્વારા આ મહાકાવ્યોની શોભા વધી ગઈ છે, એથી રામાયણ અને મહાભારતની સમાલોચના બીજા સર્વ કાવ્યોની સમાલોચના કરતાં હમેશાં ભિન્ન પ્રકારેજ થશે. રામચંદ્ર અને લક્ષ્મણનાં ચરિત્ર આપણને સારાં લાગે છે કે ખોટાં, એટલોજ વિચાર તેની સમાલોચનાને માટે બસ નથી. તેની સમાલોચના કરતી વખતે આપણે જોવું જોઇએ કે આપણો સઘળો દેશ હજારો વર્ષ પહેલાં તેમને કઇ નજરે જોતો હતો. રામાયણમાં હિંદ શું કહે છે, રામાયણમાં હિંદે કયા આદર્શને સર્વથી વધુ મહત્વ આપ્યું છે. તેનો વિચાર આપણે શ્રદ્ધા અને વિનયથી કરવો જોઇએ.

અંગ્રેજીના પ્રાચિન કાવ્યોને એપિક કહે છે, એપિકનો મતલબ સર્વ સાધારણ એવો સમજે છે કે, એવાં કાવ્યોમાં વીર-રસજ પ્રધાન હોય છે. તેનું કારણ એ છે કે જે દેશમાં જે વખતે વીર-રસની પ્રધાનતા હોય, તે વખતે તે દેશમાં જે કાવ્ય બને તે સ્વભાવિક રીતેજ વીર-રસ પ્રધાન બને છે. આપણા રામાયણને પણ લોકો એપિક કહે છે, પણ તે ભૂલ છે. રામાયણમા યુદ્ધનું વર્ણન યોગ્ય છે. રામાયણના નાયક શ્રી રામચંદ્ર પણ યોગ્ય શક્તિશાળી હતા. તથાપિ રામાયણમાં જે રસની પ્રધાનતા છે તે વીર-રસ નથી તેમાં શક્તિ અને સામર્થ્યનેજ અધિક મહત્તા આપી દીધી નથી, યુદ્ધની ખીનાઓનું વર્ણન કરવું એજ રામાયણનો મુખ્ય ઉદ્દેશ નથી.

વિષ્ણુ યા ઇશ્વરની અવતાર લીલાનું વર્ણન કરવું, એ પણ રામાયણની રચનાનું કારણ નથી. રામાયણના આદિ કવિએ રામચંદ્રને કોઇપણ ઇશ્વરના અવતાર રૂપે ન માનતાં તેમને મનુષ્ય માનીનેજ, તેમના ચરિત્રનો મહિમા રામાયણમાં ગાયો છે. જો વાલ્મીકિ રામને ઇશ્વર યા ઇશ્વરનો અવતાર માનીને રામાયણ બનાવત, તો તેના કાવ્યનું મહત્વ ઘટી જાત. મનુષ્ય ચરિત્ર હોવાથીજ રામનું ચરિત્ર અધિક આદરણીય છે.

મહર્ષિએ પોતાની રચનાની શરૂઆતમાંજ જ્યારે પોતાના કાવ્યને માટે એક સર્વ ગુણ-સમ્પન્ન નાયકનું અનુસંધાન કરવાની ઇચ્છા કરી ત્યારે તેમને નારદે બીજી વાતો સિવાય એ પૂછ્યું કે, “ समग्रा रूपिणी लक्ष्मीः कमेकं संश्रिता नरम् ” । અર્થાત્ લક્ષ્મી એ કયા એક મનુષ્યને પૂરેપુરો આશ્રય મળ્યું કર્યો છે? તે સાંભળી નારદે કહ્યું કે,—

देवेष्वपि न पश्यामि कश्चिदेभिर्गुणैर्युतम् ।
श्रूयतां तु गुणैरेभिर्यो युक्तो नरचन्द्रमाः ” ॥

અર્થાત્—આટલા ગુણો વાળા તો બે દેવતાઓમાં પણ કોઇ જોવા નથી હા, એક નર-ચંદ્રમાનામાં એ ગુણો જરૂર છે તેની કથા સાંભળો

રામાયણમાં તે નર-ચંદ્રમાના ચરિત્રોનું વર્ણન છે તે વર્ણન કોઇ દેવતા કે ઇશ્વરાવતારનું નથી. રામાયણમા દેવ પોતાના ગુણોને ઓછા કરીને મનુષ્ય થયા નથી, પરંતુ મનુષ્યજ પોતાના ગુણોના પ્રભાવથી દેવ બન્યા છે.

મનુષ્યોનેજ એક સર્વોત્તમ આદર્શ બતાવવાને માટે મહાકવિએ પોતાના આ મહા કાવ્યની રચના કરી છે, તે વખતથી તે આજ સુધી ભારતવાસીઓ તે આદર્શચરિત્રનો પાઠ કર્યા કરે છે.

રામાયણમાં સર્વથી વધુ વિશેષતા એ છે કે, તેમાં ઘરની સર્વ વાતોને બરોબર સમજાવી છે, પિતા અને પુત્રમાં, ભાઇ અને ભાઇમાં, સ્વામી અને સ્ત્રીમાં, કર્તવ્યનું જે બંધન છે, પ્રેમ અને પ્રીતિનું જે બંધન છે, તેને રામાયણમાં એટલું મહત્વ પૂર્ણ અને ઉંચું બનાવ્યું છે, કે તે એટલાથીજ મહાકાવ્ય કહેવાને તે યોગ્ય બન્યુ છે. દેશ જીતવો, શત્રુઓનો નાશ કરવો, વિપક્ષી શત્રુઓપર આઘાત પ્રત્યાઘાત કરવા, આ સર્વ વિષયોનો સારો દેખાવ આ મહાકાવ્યમાં છે. રામાયણના કર્તાએ આ વિષયોનું ઘણુંજ સુંદર વર્ણન કર્યું છે. પણ રામાયણનો મહિમા રામ-રાવણના યુદ્ધના વર્ણનથી નથી, તે યુદ્ધ તો રામચંદ્ર અને સીતાના પારસ્પરિક પ્રેમને બતાવવાનુ નિમિત્ત માત્ર છે, પિતાની પુત્રે આજ્ઞા પાલન કરવી, ભાઇને માટે ભાઇએ સ્વાર્થત્યાગ કરવો, પતિ અને પત્નિનો પારસ્પરિક પ્રેમ, પ્રજાના પ્રતિ પ્રજાનું કર્તવ્ય—એ સર્વ ક્યાં સુધી બતાવી શકાય છે, તે રામાયણમાં બરોબર બતાવી આપ્યુ છે કોઇ પણ એક મનુષ્ય યા કોઇ એક ઘરની કથા કોઇ પણ દેશના મહાકાવ્યમાં આ પ્રકારે ઉત્તમ રીતે વર્ણવવામાં આવી નથી

આ રચનાથી મહા કવિનોજ પરિચય મળતો નથી, પરંતુ આખા હીંદનો પરિચય થાય છે. હીંદ વાસીઓનું ઘર અને ગૃહધર્મ કેવા હતા, તે રામાયણની રચનાથી સ્પષ્ટ જણાઇ આવે છે. આપણા દેશમાં ગૃહસ્થાશ્રમનું જે અતિ ઉચ્ચ સ્થાન હતું, તેનું પુરૂં પ્રમાણ આ કાવ્યથી મળી શકે છે. ગૃહસ્થાશ્રમ કેવળ આપણાજ સુખ અને શાંતિને માટે નહોતો, પણ સઘળા સમાજને સારી રીતે મજબુત કરતો, અને મનુષ્યને સાચો મનુષ્ય બનાવી દેતો હતો ભારતની હિન્દુ જાતિની દૃઢશક્તિ ગૃહસ્થાશ્રમમાંજ છે રામાયણ એ તે ગૃહસ્થાશ્રમના મહત્વદર્શક કાવ્ય છે. રામાયણમાં ગૃહધર્મને ઉપયોગી અને આનંદદાયક બનાવીને પછી વનવાસના દુ:ખનું ચિત્ર ખેંચ્યુ છે. તે ચિત્રથી તેણે ગૃહસ્થાશ્રમને વળી વધુ મહત્વ પૂર્ણ સિદ્ધ કરી દીધો છે કૈકેયી અને મંથરાના અણબનાવથી અયોદ્યાના રાજ્ય ભુવનની જે દશા થઇ છે તેનું કવિએ હૃદયદ્રાવક વર્ણન કર્યુ છે. એથી પણ તેમણે એ સિદ્ધ કર્યુ છે કે ગૃહસ્થાશ્રમનું બંધારણ હિંદમાં કેટલી દૃઢતાથી થયુ છે, તેમ ગૃહસ્થાશ્રમને હિંદે કેટલું મહત્વ આપ્યુ છે. રામાયણમાં બાહુબળની કથા નથી તેમજ દેશ જીતવાની ઇચ્છાથી તે યુદ્ધ થયુ છે એમ પણ નથી, તેમાં રાજાની અપોગર ચડાઇ પણ નથી. તેમાં માત્ર શાંતિ અને સુખકારક ગૃહસ્થાશ્રમ જેવા સાત્વિક અને પવિત્ર આશ્રમનું વર્ણન છે રામાયણમાં રામાયણે ગૃહસ્થાશ્રમને જગ્યાએ જગ્યાએ કરૂણા અને શાંત રસથી પરિપૂર્ણ કરીને તેને અત્યુત્તમ અને અનંત સુખદ બનાવ્યો છે. હીંદ માટે જે લોકોની ઉદારદૃષ્ટિ નથી, અથવા જે દ્વેષથી થઇને સમાલોચના કરે. તે ભલેને રામાયણના વર્ણનને અતિશયોક્તિ પૂર્ણ કહે, પણ હિંદના હિંદુઓની દૃષ્ટિમાં તો તેમાં એક

જરા પણ અતિશયોક્તિ નથી. રામાયણનું સઘળું વર્ણન અને તેનું સઘળું ચરિત્ર, કેવળ ગૃહસ્થાશ્રમની મહત્તાજ બતાવી રહ્યું છે જે લોક રામાયણની કથાને અપ્રાકૃતિક કહે છે, તેમને માટે તેના સિવાય બીજું શું કહી શકાય તેમ છે, કે તે લોકો પોતાના સ્વભાવ અને પ્રકૃતિથી હીંદ સાથે પોતાનો સબંધ ધરાવતા નથી હિંદ તો પોતાનો સ્વભાવ અને પોતાની પ્રકૃતિ સ્વતંત્ર રાખે છે, તેની દૃષ્ટિમાં રામાયણનું વર્ણન અપ્રકૃતિક અને અતિશયોક્તિ પૂર્ણ નથી.

અમારે ત્યાં હીંદમાં, રામાયણ આજે હજારો વર્ષથી વંચાવા છતાં પણ તેને કોઇ અંશમાં અતિશયોક્તિ પૂર્ણ ગણ્યું નથી. રામાયણની કથાથી નાનાં મોટાં, સ્ત્રી પુરૂષો, બાળકથી વૃદ્ધ પર્યંત શિક્ષણ મેળવે છે, એટલુંજ નહી, પરતુ તેને સર્વ લોક શિરોધાર્ય અને પવિત્ર માનીને આનંદ મેળવે છે, તેમજ તેને પોતાનું ધર્મશાસ્ત્ર સમજીને પોતાના હૃદયમાં રાખે છે, અને તેને સાચો હૃદયોદગાર સમજે છે.

જો રામાયણની માત્ર કલ્પનાના આધાર ઉપરજ સઘળી રચના કરી હોત તો, રામને રામ કે પરમેશ્વર તથા રામાયણને આપણી પ્રીતિ અને ભક્તિનું મુખ્ય પાત્ર માનત નહીં, જો તે આપણા ગૃહસ્થાશ્રમની વાતોના ભંડાર રૂપ ન હોત તો રામાયણની આટલી કદર કદાપિ પણ થાત નહીં.

રામાયણના વિષયમાં એટલું તો કહેવુંજ જોઇએ કે, રામચરિત્રને માત્ર વાલ્મીકિનીજ રચના કે કવિનું મહાકાવ્ય એટલુંજ સમજવું ન જોઇએ. તે આખા હીંદનુ રામાયણ છે, તેને માત્ર મહત્વપૂર્ણ ઐતિહાસિક બનાવ રૂપજ ન સમજવું જોઇએ. તે ખરૂં કહીએ તો પુરૂષોત્તમ અર્થાત સર્વ ગુણ સંપન્ન મનુષ્યનું ઉત્તમ ચરિત્ર છે. તેને એક વાર્તા જ સમજવી ન જોઇએ, પરતુ હીંદવાસિયોને પોતાનું ઘર, માણસો અને ધન જેટલું સારું કે વ્હાલું નથી તેટલા રામ, લક્ષ્મણ અને સીતા વ્હાલાં છે

હીંદુઓ જે દષ્ટિએ ઇશ્વરને જુવે છે તેજ દૃષ્ટિએ રામાયણની ઉત્તમતાને જુવે છે ગીતાના ઉપદેશ અનુસાર જે જે વસ્તુઓમાં ઉત્તમતાનું પ્રમાણ અધિક હોય તે સર્વ ઇશ્વરાંશની સાથેજ સંબંધ રાખે છે. આ વાતને હીંદુઓ અસત્ય સમજતા નથી, એથી એનું કારણ એ છે કે તે પુરૂષોત્તમ, અર્થાત ઉત્તમ ગુણોથી પૂર્ણ, રામચંદ્રના ચરિત્રને જે ઘણાજ આદર પૂર્વક સાંભળે છે અને ગાય છે. આ ઉત્તમ ચરિત્રનું વર્ણન કરીને મહાકવિએ હીંદુઓનાં હૃદય રામાયણદ્વારા તૃપ્ત કર્યા છે. અને તે ઉપકારથી હીંદ, છે મહર્ષિ વાલ્મીકિનો હમેશને માટે રૂણી છે.

જે જાતિ નાની નાની વાતોને સત્ય માને છે, જે વાસ્તવિક સત્યની શોધ કરવાને પાછી હઠતી નથી, જે કાવ્યને પ્રકૃતિના સૌંદર્યદર્શક માને છે, તે સંસારમાં બહુજ કાંઈ કરી શકે છે. તેમને ધન્ય છે, મનુષ્ય જાતિ તેમની રૂણી છે છતાં પણ જે भूमत्व सुखव भूत्वव विजिज्ञा सितव्या. "—કહીને પૂર્ણ પરિણામનેજ અખંડ સત્યનું સુખ અને સમસ્ત સાંસારિક વિરોધોને શાંતિ-વિઘાઘાતક માને છે, તેનુ રૂણ કદાપિ પણ ચુકવી શકાય તેમ નથી. રામાયણ તેને માટે અમૃતસમાન છે, કે જે તેના ભક્ત છે. અને તેમાં વર્ણન કરેલાં ચરિત્રો ઉપર જેનો વિશ્વાસ અને શ્રદ્ધા છે રામાયણમાં પિતૃભક્તિ, સ્વામિભક્તિ, માતૃપ્રેમ અને દામ્પત્યપ્રેમની જે ધારા વહી રહી છે તે કયા સંસારનાં અન્ય કાવ્યોમાં જણાય છે ? પતિવ્રત અને સત્યપરતા વિગેરેનું જે દૃશ્ય રામાયણમાં છે તે અન્ય દેશોના ગ્રંથોમાં ભાગ્યેજ મળે છે *

---

* ડાક્ટર રવીન્દ્રનાથ ટાગોરના એક લેખ ઉપરથી.

# कार्य सिद्धिना उपायो.

૨

કોઇપણ કાર્યનો આરંભ કરતા પહેલાં પોતાનો ઉદ્દેશ યાને લક્ષ્યબિંદુ નક્કી કરી રાખવું જોઇએ. તે સિવાય જે કાર્ય કરવામાં આવે છે તે સર્વોત્તમ પ્રકારે સિદ્ધ થતું નથી, જેમ મુસાફરી કરવાને માટે અમુક ગામ જવું હોય છે, તો પ્રથમ તે ગામ ક્યાં આવ્યુ તે નક્કી કરવું પડે છે અને પછી તે જે દિશાએ આવ્યુ હોય છે તે દિશા તરફ પ્રયાણ કરવાનું હોય છે, પણ જો તે ગામ ક્યાં આવ્યું તે નક્કી કર્યા સિવાય કદાચ એમને એમ જે રસ્તે જવાય તે રસ્તે જવું, એવા સગડઔઆ ,વિચારથી પ્રયાણ કરે છે, તો તેમાં માત્ર રખડપટ્ટી જ થાય છે, અને ધારેલા સ્થળે પોંચાતું નથી, તેવીજ રીતે જે કાર્ય કરવું હોય તે કાર્યના સ્વરૂપને, તેના માર્ગે અને તેના ઉદ્દેશને નક્કી કરી પછી પ્રયત્ન કરવો જોઇએ આ પ્રકારનો નિશ્ચય અને કાર્યનો ઉદ્દેશ નક્કી કરવાનો વખત બાલ્ય અને યુવાવસ્થાની સંધીનો છે. કારણ કે તે વખતે બાલ્યવય પુરી થતાં શિક્ષણ પુરૂં કરીને સંસાર વ્યવહારના કાર્યોમાં પ્રવેશ કરવાની તૈયારી હોય છે, અને તે વખત એવો હોય છે કે જે કાર્ય કરવાની ઇચ્છા થાય છે તે કાર્ય પુરૂં કર્યા સિવાય છોડવાનું મન થતું નથી અને તે વખતે પ્રથમ ધારેલું કાર્ય સિદ્ધ થતાં ઉત્સાહમાં વધારો થાય છે, અને તેનામાં દૃઢતા, કર્તવ્યપરાયણતા વિગેરે ઉત્તમ ગુણો એની મેળે આવે છે અને આ પ્રમાણે એકવાર પોતાનો ઉદ્દેશ પૂરો કર્યા પછી તેનામાં આગળ વધવાનું સાહસ આવે છે, અને તેથી કઠિન કાર્ય સિદ્ધ કરવાનો પાછો તે નિશ્ચય કરે છે. એ પ્રમાણે જેમ ૧ લી ચોપડી પાસ થતાં બીજી, પછી ત્રીજી, એમ ક્રમપૂર્વક પાસ થતાં, અને ઉત્સાહ વધતાં આગળ યુનિવર્સિટીનો અભ્યાસ કરવો સરળ થઇ પડે છે, તેમ તેના એક પછી એક અનેક મનોરથો પૂર્ણ થાય છે અને જીવનની સફળતા તે કરી શકે છે.

પોતાનો ઉદ્દેશ સ્થિર કરવાને માટે સફળતાને પ્રથમ પગથીયું માનવું જોઇએ, તેના ઉપર મનુષ્યના આખા ભવિષ્યનો આધાર છે. અને તેને માટે તેની સફળતા વા નિષ્ફળતાનો આધાર છે. જે પોતાના પુરૂષાર્થથી પોતાના જીવનનો નિર્વાહ કરે છે, તેને માટે તો આ લેખમાં બતાવ્યા પ્રમાણે કરવાની જરૂરજ છે. પછી જેને પડયાં પડયાં ખાવા ની અને એશઆરામ કરવાની ટેવ છે તેને માટે આ વિષય નથી, જે પોતાના જીવન અને તેનાં કર્તવ્યોના યથાર્થ મહત્વને સમજે છે તે તો આ પ્રમાણે વર્તેજ છે.

ઘણે ભાગે દરેક મનુષ્યને પોતાના શરીર અને મનની મહેનત કરીનેજ ધન કમાવું પડે છે. અને તેથી પોતને કયા માર્ગે તે પેદા કરવું, તે પ્રથમ નક્કી કરવુ જોઇએ, પોતે વેપાર, દુન્નર ઉદ્યોગ, ખેતી કે નોકરી કરીને કે કોઇ એવુંજ કયું કામ કરીને ધન ઉપાર્જન કરવું, કે જે, કાર્ય પોતાના શારીરિક શક્તિયો અને આજુબાજુની પરિસ્થિતિને અનુ-

ગ હોય, તેનો પ્રથમ નિશ્ચય કરવો જોઇએ, પણ તેની વિરૂદ્ધ કદી કોઇ એવું કામ કરવાનો નિશ્ચય કરે કે જે પોતાની યોગ્યતા અને શક્તિની બહારનું હોય તો તેમાં એને વિજય નહીંજ મળવાનો. જેની વેપાર કરવાની યોગ્યતા હોય અને પછી જો તેને કોઇ જગ્યાએ નોકરીએ વળગાડી દેવામાં આવે, તો પછી તેમાં તે કાંઇ સાર્થક કરી શકતો નથી. એક હૃષ્ટપુષ્ટ, ધીર અને સાહસી મનુષ્ય શારીરિક પરિશ્રમવાળાં કાર્યોમાં તો બહુજ સારી સફળતા પ્રાપ્ત કરી શકવાનો, પણ માનસિક યા પત્ર સંપાદકનું કામ તેનાથી વ્યવસ્થિત રીતે નહીં થઇ શકવાનું. આવા વિષયો સાધારણ માણસો સમજી શકતા નથી, આ સર્વ વિષય એટલો બધો ગુઢ છે કે સાધારણ રીતે યુવક વર્ગ તો સમજી શકવાનો નહિ, પરંતુ અનુભવી જ સમજી શકે છે. જેથી કર્તવ્ય પરાયણ માતા પિતાનું કાર્ય છે કે તેમણે પોતાના બાળકોને માટે એવા કાર્યની યોજના કરી દેવી જોઇએ, કે જેમાં તેમની સર્વે કરતાં વધુ રૂચિ હોય, અને તે કરવાની તેમનામાં યોગ્યતા અને શક્તિ હોય. પરંતુ આ પ્રમાણે બાળકોની રૂચિ સમજવામાં ભૂલ થઇ તો તેનું પરિણામ અવળુંજ આવવાનું જેમકે નાનકશાહના પિતા તો તેને વેપારી બનાવવાનું ઇચ્છતા હતા, અને તેથી તેમને વેપાર કરવાને માટે વારંવાર પૈસા આપતા હતા, પણ નાનક તો તે પૈસાનો ઉપયોગ સાધુ સંતોને ખવરાવી દેવામાં અને પોતે ભગવત્ભજન કરવામાંજ કરતો હતો.

જેથી યુવકોએ પોતાની શક્તિ બહારનું કામ ન હોય તેવા કાર્યની શોધ કરવી જોઇએ, તેની સાથે અયોગ્ય ભય અને શોકને આધિન થઇને પોતાની શુદ્ધ ઇચ્છા અને પ્રયત્નને પણ રોકવો ન જોઇએ. યુવાવસ્થામાં મનુષ્ય સ્વભાવિક રીતે સાહસી હોય છે. અને તેમાં સારા યા ખોટા પરિણામ ઉપર લક્ષ જતું નથી. અને તેથી કરીને કદી કદી તે નિઃશંક ભાવથી એવા એવા કામોનો ભાર પોતાના માથા ઉપર ઉઠાવી લેઠે કે જેને ઉઠાવવો પછી ભારે થઇ પડે છે. જેથી જેમ જેમ અનુભવ થતો જાય છે, તેમ તેમ સંકટો ઓછાં થતાં જાય છે. જે મનુષ્યો વિઘ્નો અને સંકટોની પરવા ન કરતાં પોતાના માર્ગમાં કંટક રૂપ થઇ પડનાર વિઘ્નોને દૂર કરતો જાય છે, તેજ મનુષ્ય આ સંસારમાં કાંઇક કરી બતાવે છે. પરંતુ એવી યોગ્યતા ઘણાજ થોડા માણસોમાં હોય છે. જેમનામાં તેવી યોગ્યતા નહોય તેમણે રાગ, ઇર્ષ્યા, દ્વેષ વિગેરેથી દૂર રહીને પોતાની યોગ્યતાને વધારવી જોઇએ, જેથી અનેક કાર્ય ઘણાંજ સરળ થઇ જવાનાં. જે મનુષ્યમાં પ્રત્યેક કાર્યમાં સત્યતા અને પ્રત્યેક વિચારમાં દૃઢતા હોય છે, તેજ મનુષ્ય મહાનુભવ કહેવાને યોગ્ય છે. તેવા મનુષ્યોના ઉપર અનુચિત પ્રયત્નનો કોઇ પણ પ્રભાવ પડતો નથી. તે કઠિનમાં કઠિન વિપત્તિઓને ઇશ્વરેચ્છા સમજીને ધૈર્યપૂર્વક સહન કરે છે, અને હંમેશાં શાંત અને નિર્ભય થઇને પોતાની વિપત્તિઓની સામે ટકી શકે છે. અને આવેલી વિપત્તિઓને દૂર કરી શકે છે.

ઇશ્વર, અને સત્યતા ઉપર તેનો ઘણોજ દૃઢ વિશ્વાસ રહે છે. હમેશાં સત્ય માર્ગે ચાલો, અને પોતાના કાર્યો પણ સત્ય અને પ્રમાણિક પણેજ કરો. જગતના બધા મનુષ્યો કાંઇ કરોડપતિ બની શકતા નથી, પરંતુ સત્ય માર્ગે ચાલનાર મનુષ્યો પોતના જીવનમાં પ્રતિષ્ઠા વધારી શકે છે તેમજ જીંદગી સુખપૂર્વક ગાળી શકે છે.

આપણા દેશમાં તો છોકરૂં ભણવા માંડ્યું, ત્યારથીજ તેનાં માબાપ ધારી મૂકે છે કે, તેને ભણાવીને કોઇ નોકરીએ વળગાડી દઇશું, જેથી સ્વતંત્ર ધંધો કરવાની હિંમત ન રાખતાં સાધારણ કોઇ ૧૦ કે ૧૫ રૂપિયા પગારની નોકરીએ તેને વળગાડી દે છે અને પછી આખી જીંદગી નોકરીમાંજ તે ગુમાવે છે.

અમેરિકામાં પ્રથમ વકીલ, ડાક્ટર કે પાદરી બનવાની ઘણાને ઉમેદ થતી, તે ધારતા કે ધન અને પ્રતિષ્ઠા બંને આ ધંધામાં મળે છે. પરંતુ આગળ જતાં તેઓ ખેડુતોનું ઉત્તમ આરોગ્ય અને ધનસંપત્તિ જોઇ અને પસ્તાવવા લાગ્યા, એટલુંજ નહિ પરંતુ જે ધંધાને બહુજ ધનપ્રદ સમજીને તેઓએ ગ્રહણ કર્યો હતો, તેમાં તેમનું પુરૂં પણ થવા ન લાગ્યું. અને જે ધંધામાં સારી આવક થાય તેમ હોય તે ધંધો કરવાને તેમને અપ્રતિષ્ઠા થવાનો ભય થવા માંડ્યો. આખરે ખેતીના ધંધામાં આવક જોઇ તેઓએ ધીમે ધીમે ખેતીનો ધંધો કરવો શરૂ કર્યો. અને જેનું પરિણામ આજે આપણે જોઇએ છીએ કે અમેરીકા એ ખેતીનાજ ધંધામાં કરોડો અને અબજો પાંડની પેદાશ કરવા માંડી છે.

અપૂર્ણ.

---

૧૪ હૃદયના પ્રમાણીક પણામાંજ ધર્મનું ખરું રહસ્ય સમાયેલું છે.
૧૫ સત્યજ આપણને સ્વતંત્ર બનાવે છે.
૧૬ હૃદયની કેળવણીથીજ સત્કાર્ય કરવાની શક્તિ વધે છે.
૧૭ બીજાના હક ઉપર તલાપ મારવી તે અનીતિ છે.
૧૮ જે મનુષ્યનું મન પરમાત્મામાં લીન છે, તેની સંભાળ પરમાત્મા રાખે છે.
૧૯ જો અંતરમાં શાન્તિ ન શોધાઇ તો બીજે કોઇ સ્થળે તે કદી પણ મળી શકનાર નથી.
૨૦ આપણા આવતી કાલના-ભવિષ્યના જીવનનો આધાર આજના જીવન પર રહેલો છે,

---

# અમેં ઘેલા, ભલે ઘેલા.

## (લેખક—દેશાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા.)

—ગઝલ.—

અમેં ઘેલા ભલે ઘેલા, ઘેલામાં ગુણ છે ન્યારો;
ડહાપણમાં ખપાતા તો, ખરી ઘેલાઇ ના જાણી. ૧
હવે મસ્તાન યોગીના, ચડી પગે થયા ઘેલા;
દુખી ખતકે રહ્યા દાસા, ખરી ઘેલાઇ ના જાણી. ૨
હમે ઘેલા હરી માટે, કીધા અલમસ્ત તે નાથે;
નિહાળી પૂર્વની પ્રિતિ, ખરી ઘેલાઇ જયાં જાણી. ૩
હમેં મસ્તાન પેમાની, પેલી વાતો પેલાં જાણે,
મળ્યુ ના સુખ મન માન્યુ, ખરી ઘેલાઇ ના જાણી. ૪
હજારો ઓલીયા કહે છે, રહ્યુ સુખ જે ઘેલાઇમાં;
હમે ભેળ્યુ તે આનંદે, ખરી ઘેલાઇ જયાં જાણી. ૫



# बाल सहचरी.

( અનુસંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૧૨ મું.

### મંદિરમાં



જ્યારે પેલા લુંટારૂઓએ જોયું કે મેના પાસે કોઇ નથી, ત્યારે તેઓએ મેનાનો દરવાજો ઉઘાડયો; ત્યાં તો રમેશને બદલે તેમાં તેઓને એક સ્ત્રી માલુમ પડી, જેથી તેઓ આશ્ચર્યમાં પડી અરસ પરસ જોવા લાગ્યા કે આમ કેમ બન્યું !

તેઓને આમ ચકિત થયેલા જોઇ તે સ્ત્રી બોલી, "ધન લુટવાની આશાએ તમોએ અમારો મીયાનો અટકાવ્યો હોય તો તેમાં તમો છેતરાયા છો. કારણ કે મારી પાસે એક કોડી પણ નથી. વળી હું સ્ત્રી છું, એટલુંજ જણાવવાથી તમો જાણી શકો તેમ છો કે હું 'લકાની પાર્વતી' છું; હવે માત્ર એક રીતે તમોને મારાથી નફો થાય તેમ છે. અને તે એજ કે જો તમો મને સુરક્ષિતપણે રત્નપુરમાં મુકી દેશો તો હું તમોને સારી બક્ષિસ આપીશ. અને આ બનાવની કોઇને પણ જાણ કરીશ નહિ "

તેનું આ વાક્ય સાંભળી તે લુંટારાનો મુખ્ય બોલ્યો "તમારૂં ઘર રતનપુરમાં છે !"

સ્ત્રી બોલી—હાજી.

લુટારાનો મુખ્ય—તમો રમેશ બાબુના ઘરમાં રહો છો ?

સ્ત્રી—હા. તેમનાજ ઘરમાં રહું છુ.

આટલી વાતચિત થયા પછી પેલા લુંટારાઓ એક બાજુ જઇ પોતપોતામાં વાત કરવા લાગ્યા, તેમનો એક બોલ્યો—આ એક ભૂલભૂલવણીજ થઈ. રમેશ બાબુને બદલે આ સ્ત્રી કયાંથી નિકળી !

મુખ્ય૦—જે થવાનું હતું તે થઇ ચુકયું, તેનો હવે વિચાર કરવાથી શું વળે તેમ છે.

"પણ હવે કરવું કેમ ?" બીજાએ પુછ્યું.

"આ સ્ત્રીને લેઇ આપણે આપણા માલીક આગળ ખડી કરવી." લુંટારાના મુખ્યે જણાવ્યું "આપણે આપણી ફરજ બજાવી છે, રમેશને બદલે અન્ય સ્ત્રી નિકળી એ કંઇ આપણી કસુર ન ગણાય !"

આ સલાહ સઘળાને ગમી. તરતજ તેમાંના ચાર મેના ઉચકી ચાલવા લાગ્યા. આકાશ હજુ અભ્રાચ્છાદિત હતું જેથી અંધકારમાં મુદ્દલે તફાવત પડયો નહોતો. તો પણ આ લુટારાઓ બોઈની માફક કટકટ ન કરતાં, ચડપ ચડપ પગલાં ઉપાડી ચાલ્યા

જતા હતા ! રતનપુરનો રસ્તો તજી આ લોકો તો પોતાને અન્ય રસ્તેજ લેઇ જતા જોઇ, તે સ્ત્રી બોલી " મને ક્યાં લેઇ જાવછો. આ કાંઇ રતનપુરનો રસ્તો ન હોય ? " પણ તેઓએ તેને કાંઈજ પ્રત્યુત્તર ન આપ્યો ! જેથી સ્ત્રી ઘણીજ ગભરાઈ, છતાં નશીબમાં હશે તે થશે, કાંઇ પ્રાર્થનાથી અગર ધમકીથી આ નીચ લોકો કાંઇ માને તેમ નથી એમ ધારીને ચુપજ રહી.

તેની આ ધૈર્યતા જોઇ તેઓ પણ આશ્ચર્ય પામ્યા. તેમનો એક બોલ્યો " કેવી નવાઇ જેવી વાત છે કે, એ સ્ત્રીજાત એકલી હોવા છતાં પણ અમો જ્યાં લેઇ જઇએ છીએ ત્યાં ચુપચુપ આવે છે અને મુદ્દલે ગભરાતી નથી ! આવી સ્થીતીમાં જો એકાદો પુરૂષ ફસાયો હોત તો તેણે આજીજી કરી આપણું માથું પકડયું હોત અને રૂદન કરી પોતાની આંખો સુજાડી મુકી હોત ! આથી એ સીદ્ધ થાય છે કે કદી કદી મુછો કરતાં પણ કંકણ અધિક કઠણ હોય છે. "

કેટલીક વખત આમ જંગલમાં ચાલતાં એક ઘાડા જંગલમાં તે લુટારૂઓએ મેનો મુકી તે સ્ત્રીને બહાર આવવા ફરમાવ્યુ.

વિજળીના ચમકારે ત્યાં એક દેવાલય તેમના જોવામાં આવ્યું. લૂંટારૂના કહેવા પ્રમાણે તેઓની પાછળ પાછળ તે તે મદીરમાં ગઈ.

---

## પ્રકરણ ૧૩ મું.

### તારા.



મંદિરમાં પેસતાં ભગવી કફની ધારણ કરેલા એક તરૂણ સંન્યાસીને દેવીની સામે આસન માંડી બેઠેલો તે સ્ત્રીએ જોયો. તેની મૂર્તિ ભવ્ય હતી અને વિસ્તૃત દાઢી મુછોએ તેનો સઘળો મુખ પ્રદેશ વ્યાપ્યો હતો, તેની ભવ્યમૂર્તિને જો એકાદ પર્વતની ઉપમા આપવી યોગ્ય ગણાય તો તેની વિસ્તૃત દાઢીને મુછોને જંગલ કહેવાને કઇજ વાંધો આવે તેમ નહેતું !

લુટારૂઓએ તે સ્ત્રીને સન્યાસી સામે ખડી કરતાંજ, તેના મુખમાંથી આશ્ચર્યોદ્ગાર નિકળ્યો અને તેણે માથું ઓઢયુ. લુટારઓ અને સન્યાસી તો આભાજ બની ગયા. થોડોજ વખત આમ વિત્યા બાદ સન્યાસી તે લુટારૂ પ્રત્યે બોલ્યો.

" આતો સ્ત્રી છે, તમોને સોપેલા કામનું શુ કર્યું ?"

લૂંટારૂનો મુખ્ય બીતો બીતો બોલ્યો, આપે જે મેનો રોકવાનો કહ્યો હતો, તેમાંથી આ સ્ત્રી મળી આવી છે."

આ સાંભળી સન્યાસીની મુખમુદ્રા ઉતરી ગઇ, તે વિચારમાં પડયો. ત્યાર બાદ તે સ્ત્રીને નીહાળી જોતો બોલ્યો.

" આપ કોણ છો ?"

પણ તે સ્ત્રીએ કાંઇ પ્રત્યુત્તર આપ્યો નહિ તેણે પુન. પુછ્યુ,—" જવાબ કેમ આપતાં નથી ?" તમારે મુદલે ડરવું નહિ ! અહિં આપને ડર રાખવાનું મુદલે કારણ નથી.

"તો પછી મને શામાટે પકડી આણવામાં આવી છે?" તે તરૂણી ઘુમટામાંથીજ બોલી.

"મે કાંઇ આપને પકડવાને ફરમાવ્યું નહોતું" સંન્યાસી બોલ્યો.

"તો પછી તેઓએ મને કેમ પકડી?"

"નજર ચુકથી આ સઘળું બનવા પામ્યું છે. મારો શત્રુ ધારી તમોને પકડવામાં આવ્યાં છે. તોપણ તમારે મુદલે ડરવું નહિ મારા તરફથી આપને મુદલે ત્રાસ આપવામાં નહિ આવે.

"સાબીતી શી?"

"આ જગન્માતાના પગપર હાથ મુકી હું આપને આ સઘળું કહું છું."

"ત્યારે તો ઠીક, આ લોકોને અહિંથી બહાર જવા જણાવો."

સંન્યાસીએ તે પ્રમાણે કર્યું, સઘળા ત્યાંથી બહાર ગયા, ત્યાર પછી તે બોલી "તમારા સોગનપર ભરૂસો રાખવામાં જરા ધિક્કાર છે! કારણ કે આજ જગન્માતાને સ્મરી તમોએ કેવા કેવા અત્યાચાર કરવાના સોગન અધા છે રમેશનોજ દાખલો બસ છે. તો પછી આવા માણસના સોગનપરે ભરૂસો કેમ રખાય?"

તેના મુખમાંથી રમેશનું નામ સાંભળતાં તે માણસને વીજળીનો જેમ આચકો લાગે તેમ તેને ધકકો લાગ્યો, અને વિહ્વળ થઇ તે બોલ્યો—

"સાચું કહો આપ કોણ છો?"

"કોણ છું તે જોઇ લ્યો." એમ કહી તેણે પોતાના મુખપરનો ઘુંઘટ ખોલ્યો."

પ્રિય વાચક! જો આપે સંન્યાસીને ઓળખ્યો હશે તો, તે સ્ત્રીને પણ ઓળખીજ હશે. આ સ્ત્રી રમેશની તારા હતી, અને સંન્યાસી નિત્યાનંદ હતો તેને ઓળખતાં કેટલીક વખત સ્તબ્ધ રહી તે સંન્યાસી બોલ્યો;—"તમો અહિંયાં કયાંથી?"

તારાએ તીરસ્કાર પૂર્વક જવાબ દીધો "મને તો આપેજ અહિં આણી છે?"

"શું તું મારો હજુએ તીરસ્કાર કરે છે." સન્યાસી કટાક્ષથી બોલ્યો. "આવી દશા જોતાં છતાં તમારા મનમાં મજ પ્રત્યે અનુકંપા ઉત્પન્ન થતી નથી?"

તારાએ કંઇજ પ્રત્યુત્તર આપ્યો નહિ. છતાં તેનાં નેત્રોમાંથી આંસુ ટપકતું નિત્યાનંદે જોયું, તે કંપીત સ્વરે બોલી.

"આપ નિષ્કારણ આમ દુઃખ શા માટે સહન કરો છો. બાળ બચ્ચાંનિ તજી સંન્યાસ શા માટે સ્વિકાર્યો? ચાલો સંન્યાસ તજી પાછા ઘેર પધારો અને પુત્ર કલત્ર સાથે સુખે આનંદમાં દીવસ ગાળો."

નિત્યાનંદ—ઘેર આવી શું ખાવું?

તારા—હું મારા સઘળા દાગીના આપને સ્વાધિન કરૂં છું તે પર આપ આપનો સુખેથી નિર્વાહ ચલાવો.

નિત્યાનંદ—તમારી આ ઉદારતા માટે હું આભારી છું, મારા બાપદાદાની દોલતથી રમેશ મોજ માણે અને હું એક અનાથના ધનથી શ્વાનની માફક ઉદર ભરૂં એ મારાથી સહન કેમ થાય? માટે તમારી સલાહ મને ગમે તેટલી પ્રોય હોય તોપણ મારાથી તેનો સ્વિકાર થાય તેમ નથી.

તારા—આવા વિચારો મનમાં મુદલે આણતા નહિ. રમેશનું અંતઃકરણ ધર્મશીલ

અને કોમળ છે. તમો જો તમારી ખરી સ્થિતી તેમને જણાવશો, તો તે અવશ્ય તમોને મદદ કરશેજ, અથવા એ રીતે, જો તમારો પૈસો તેની પાસે ગયો હશે તો તે તમોને પાછો સોંપશેજ.

તારાનું આ વાક્ય સાંભળી નિત્યાનંદ ચીડાઇ ગયો "શું તમો મને તેની યાચના કરવાનું ફરમાવો છો? ભીખારીની માફક ભીખ માગવાની મને સલાહ આપો છો! અને તેમ કરવાથી મને શો ફાયદો થવાનો છે? નોકર પાસેથી ધક્કા મરાવી કાઢી મુકવામાં આવે તેજ કે?"

તારા—આમ ચીડાતા નહિ રમેશ મારા બનેવી છે. તેમને હું સઘળી બાબતથી માહીત કરીશ જેથી તે તમારી સાથે તમો ધારો છો તેવી ચાલ ચલાવશે નહિ.

તારાના મુખમાંથી તેના સંબંધની વાત નીકળતાંજ નિત્યાનંદ દબાયો તે ઓઠ કરડી બોલ્યો "હું રમેશ તમારા બનેવી છે એ વાત તદન ભુલીજ ગયો હતો જેથી જે વાત તમોથી ગુપ્ત રાખવી ઘટતી હતી તે પણ બોલી જવાઇ! હવે તમો તે સર્વ તેને જણાવશોજ!"

તારા—એમ ન વદો, મને તમો ઉભય સરખાજ છો, તેમની માફક તમારા કલ્યાણ માટે પણ રાત દીવસ ઇશ્વરની પ્રાર્થના કરૂં છું. જેથી અરસપરસનો ઘાત થાય એવું કૃત્ય મારાથી ભુદલે સ્વપ્ને પણ બનશે નહિ.

નિત્યાનંદ—તમો કહો છો તે સર્વ વાત સત્ય છે, તેમાં ભુદલે વાંધો આવે તેમ નથી. પણ હું એટલો નીચ બન્યો છું કે તમારા જેવા દેવી તુલ્ય સ્ત્રીના શબ્દોપર પણ મને વિશ્વાસ આવતો નથી. આ માનસિક અધઃપતનની પરાકાષ્ટા એ હું કબુલ કરૂં છું; પણ તેમાં મારો ભુદલે ઇલાજ નથી! માટે રમેશ વિષે જે વાત ઉચ્ચારી તેમાંનો એક શબ્દ પણ તેને જણાવીશ નહિ એવા સોગન દેવીના પગપર હાથ મુકી લ્યો. એટલે મારા અધમ મતનું સમાધાન થશે.

તારા કાંઇજ ન બોલી. આ વાક્યે તેને ક્રોધ ચડયો તે થરથર ધ્રુજવા લાગી, આ પ્રમાણે પાંચેક મિનિટ વ્યતિત થઇ હશે, અંતે તે અત્યંત કઠોર શબ્દે બોલી—

"મારી આપની શી સગાઇ છે તે આપ વીસર્યા લાગો છો!"

નિત્યાનંદ—"એ વાત હું વિસર્યો નથી પણ રમેશ તમારો બનેવી છે, એની માત્ર મને વિસ્મૃતિ થઇ હતી."

તારા—મારૂં ધણપણું જો આપ જાણો છો તો મજ પ્રત્યે આમ અવિશ્વાસ ઉત્પન્ન થવાનું શું કારણ?

નિત્યાનંદ—કેવળ મારા બચાવ માટે.

તારા—તમારૂં હું અકલ્યાણ શા માટે કરીશ? તમારૂં શું એવું ધારવું છે કે હું તમારી વેરણ છું!

નિત્યાનંદ—તમો મારાં દુશ્મન નથી. પણ મારા શત્રુ સાથે આપના એક રક્તનો સંબંધ છે.

તારા—તમારૂં મન પહુંજ પાપી બન્યું છે.

નિત્યાનંદ—હા, તેમ થયુ છે ખરૂં, અને નેટલાજ માટે તમારા સોગન ખાધા શીવાય મારૂં સમાધાન થશે નહિ

તારા—હું સપથ નહિ લઉં.

નિત્યાનંદ—તો શુ સઘળી બાતમી તેને જણાવશો ?

તારા—તેમની સુ રક્ષિતતા પુરતી કહીશ.

નિત્યાનંદ—તો તો તમારાં બેન આજ રાત્રેજ રડાયાં એમ સમજજો.

તારા—ઠીક છે, ત્યારે હવે હું જાઉં છુ.

આટલુ કહી તે ત્યાંથી જવા લાગી એટલે નિત્યાનંદ તેને આડે આવી બોલ્યો. "જ્યાં સુધી મારી પ્રતિજ્ઞા પૂર્ણ થઈ નથી, ત્યાંસુધી તમારાથી અહિયાંથી છટકી જવાશે નહિ

તારા—તમો હજુ તેટલા નીચ બન્યા નહિ હો. હું હવે અહિયાં એક ક્ષણ પણ રોકી શકીશ નહિ.

નિત્યાનંદ—જોઇએ છીએ કે તમો કેવી રીતે જાવ છો !

નિત્યાનંદ બહાર જઇ પેલા લૂંટારાના સરદાર સાથે કઇક મસલત કરી પાછા આવીને જુએ છે તો તારા ક્યાં ! તે સઘળુ મંદીર હુંડી વળ્યો, પણ તેનો તો પત્તોજ નહિ ! ! તે ઘણોજ ગભરાઇ ગયો ! તે હવે કઇ પણ વીચાર કરવા ન રોકાતાં પેલા લૂંટારાના મુખ્યને લેઇ બાહર નિકળી પડયો. અપૂર્ણ

## હીત વચન.

( સંશોધક—વાડીલાલ કાકુભાઇ સંઘવી,—અમદાવાદ ).

સંત પુરૂષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે—

૧. ઇશ્વર ઇચ્છાને સરળતાથી આધીન થવું, એજ વ્યાવહારિક તથા માનસિક દુખોથી બચવાનો ઉત્તમમા ઉત્તમ રસ્તો છે.

૨. જ્યા દુઃખના અંધકાર વિના બીજુ કાંઇ ન દેખાતું હોય, ત્યા પ્રભુ પ્રર્થનાથી અચિંતા પ્રકાશિત કિરણો આવી પડે છે.

૩. દીનતા, એ જગતના જીવો સાથે તથા પ્રભુની સાથે આપણને જોડનાર મહાશક્તિ છે.

૪. જેઓ ધનનું અભિમાન છોડી, પોતાના ગરીબ બંધુઓના દુઃખમાં ભાગ લે છે, તેઓ અનંત કાળના વૈભવો મેળવી શકે છે

૫. વધારે પડતા વૈભવો જીંદગીની મીઠાશ લૂટી લે છે, અને જુવાનીને જલદીથી ખરાબખસ્ત કરી નાંખે છે.

૬. સત્સંગ રૂપી કીલ્લામાં ધડપણ રૂપી દુશ્મન સહેલાઇથી આવી શકતો નથી.

૭ પોતાના દોષ જોવા, અને પ્રભુનો મહિમા સમજવો એજ ભક્તિ માર્ગનું તત્ત્વ છે.

૮. જેમ જેમ આપણે પ્રભુને પાછળ રાખીએ છીએ, તેમ તેમ આપણે પોતેજ પાછળ રહી જઇએ છીએ.

# वखतनो सद उपयोग.

( લેખક શ્રીયુત મોતીલાલ મથુરભાઇ દેસાઇ મહુધાવાળા.)

૧ ચીનનો એક ડાહ્યો બાદશાહ એકવાર બોલ્યો હતો કે, "જો કોઇ માણસ કામ ન કરે, અથવા કોઇ સ્ત્રી આળસુ રહે તો મારી બાદશાહીમાં તેને લીધે કોઇ બીજા માણસને ભુખે મરવું પડે."

( વીલીયમ કોબેટ )

૨ રોમનો ડાહ્યો અને સદગુણી સેનસરકેટો કહેતો હતો કે;—

"મારી જીંદગીના ત્રણ કૃત્યો માટે મને પસ્તાવો થાય છે એકતો એ કે મારી સ્ત્રીને મે ગુપ્ત વાત કહી દીધી. બીજી એ કે, પગરસ્તે જઇ શકાત છતાં એકવાર હું જળ માર્ગે ગયો હતો, બીજુ એ કે કંઇ પણ કામ કર્યા વિના મે "એક" દીવસ ગુમાવ્યો હતો.

(વીલીયમ કોબેટ.)

૩ એક કારીગરે ખસખસનો હાર કરી બાદશાહને ભેટ આપ્યો અને મોટા ઇનામની આશા રાખી—બાદશાહે કારીગરને કહ્યુ કે તમે " વખતનો સદઉપયોગ કર્યો હોતતો આ કામ કરતાં તમને અને પ્રજાને વધારે ઉપયોગી કાર્ય તમે કરી શકોત અને તે હારથી સાબીત થાય છે. એક રોપયો ખસખસ ઇનામ માટે પુરતો છે.

સમયનો સદ ઉપયોગ કરવામાં પછાત પડનાર પોતાનું દુર્ભાગ્ય પોતે વધારે છે, તેનો એક દાખલો લખતાં મી. વીલીયમ કોબેટ લખે છે કે;—એક યુવાન માણસ મારી પાસે લહીઆનું કામ કરવાની નોકરી મેળવવા આવ્યો. તે કામને માટે તે મને સંપુર્ણ લાયક લાગ્યો. તે ગરીબ સ્વભાવ અને સ્થિતીનો હતો, તેથી સારા પગારવાળી નોકરી આપવાની મેં તેને ઇચ્છા જણાવી, તથા અક્ષરનો મરોડ જોવા તથા તેના કાર્યની કુશળતા આદી નોકરના ગુણોની પરીક્ષા અર્થે મેં તેને કહ્યુ કે, આ કામ મારે તુરત પુરૂ કરવાનું છે. અને ઘણુંજ થોડું બાકી છે માટે તમે હાલજ પુરું કરો, પગાર આજથી ચાલુ થશે. મારા ઘરની બારીમાંથી દેવળનું ઘડીઆળ દેખાતું હતું તે પ્રતિ જોઇ તે યુવક બોલ્યો કે સાહેબ—હું હમણાં થોડી ક્ષણ પણ રોકાઇશ નહી મારે જમવા જવુંજ જોઇએ. મેં પણ તેટલાજ ભારથી પૂછ્યું શું તમારે જમવા જવુજ જોઇએ—તેણે કહ્યું હા સાહેબ—મેં તેને ઉત્તર આપ્યો કે "જમણ ઉપર તમારે હમણાંજ હાજર થવું જોઇએ તો બેલાશક તો તે જમણની ચાકરી સ્વીકારો, મારી નહી—તેણે કહ્યું હું બે કલાક પછી આવી હાજર થઇશ પણ મેં તેની વિનતી સ્વીકારી નહી, કારણ જે માણસ સમય સાચવી શકતો નથી મળેલા વખતનો સદ ઉપયોગ કરી શકતો નથી તે મનુષ્ય ઉત્તમ નોકર થવાને ના લાયક છે.

દસ મીનીટ તે યુવાન મોડો જમવા ગયો હોત તો જે ચાકરી વિના હેરાન થતો હતો. તેવી હેરાન ગતીમાંથી તે ઉગરત. પણ ઘણા મુર્ખ માણસો સમયનો સદ ઉપયોગ કરતા નથી. અને લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે કપાળ ધોવા જાય છે સમયનો સદ ઉપયોગ કરવો એમાંજ કાર્ય દક્ષતા છે.

"ટીપે ટીપે સરોવર ભરાય અને કાંકરે કાંકરે પાળ બંધાય." થોડો થોડો વખત

બચે તેમાં એક કાર્ય કરવાનું નિશ્ચિત કર્યું હોય તો ગમે તેવું મોટું કામ પુરૂ થવાનો પૂરો સંભવ છે. જે થોડો વખત બચે તેનો સદ ઉપયોગ કરવો, એ દરેક સમજુ માણસનું કર્તવ્ય છે વખત કેવી રીતે બચાવવો અને તેનો સદ ઉપયોગ કેવી રીતે કરવો. તેનું એક દ્રષ્ટાંત જાણવા જેવું છે. એકવાર સરજ્હોન સીંન્કેલરે મી. ડાયરેન જોહાનસ્ટનને પુછ્યું કે "તમે તમારા દિકરાને લાટીન શીખવશો કે નહી ?" મી. જોહનસ્ટને કહ્યું "ના, પણ તેને બદલે કંઇક વિશેષ સારૂં કરવા ધારૂં છું' સરજોહન સીંકલેરે પુછ્યું "તે શું"? મી જોહનસ્ટને કહ્યું "ઠંડા પાણીથી અને અરીસા વિના હું તેને હજામત કરતાં શીખવીશ." વાંચનારને આ દ્રષ્ટાંતથી હસવું આવશે કે આટલા વખતમાં કેટલો મોટો બચાવ થવાનો છે! પણ જેમણે આ પ્રયોગ કર્યો છે તેને તે અનુભવ સિદ્ધ છે. દરરોજ હજામત કરનાર આ પ્રમાણે દસ મીનીટ આ કડાકુટ બદલની બચાવી શકે, તો દરેક માસે ખાસા પાંચ કલાક, એક ઓફીસરનો એક દીવસનો ઓફીસ ટાઇમ, એક વિદ્યાર્થીનો શાળાનો વખત તેથી બચાવી શકે છે. જે બચેલા વખતનો ઉપયોગ કોઇ સારા કામ માટે થઇ શકે તેમ છે.

વખતનો નિયમસર ઉપયોગ કરનાર તેનો યથેચ્છ સદ ઉપયોગ કરી શકે છે. અને એક સાધારણ માણસ નિયમિત થવાથી તથા વખતનો સદ ઉપયોગ કરવાથી કેટલું કરી શકે છે. કેવો મોટો માણસ થઇ શકે છે. અને કેટલાં લોકોપયોગી કાર્યો એક લશ્કરી નોકરીમાં હોવા છતાં તેણે કર્યાં છે. તે નર રત્ન મી. વીલયમ કોબેટના શબ્દોમાં તેનું પોતાનું ટુંકું વૃત્તાંત નીચે આપવામાં આવ્યું છે. તે લખે છે કે "મારામાં જે કુદરતી શકતીની બક્ષીસ હતી, તેથી હું તે કાર્યો કરી શકયો, તેથી વિશેષ કાર્યો મારા વખતનો નિયમસર ઉપયોગ કરવાથી હું કરી શકયો હતો. કેમકે મારો વખત સારી રીતે ઉપયોગમાં લેવાની મેં બચપણમાં ટેવ પાડી ન હોતતો એ મારી શકતીઓ, અંખ્યાબંધ છતાં નકામી થઇ પડી હોત. આ ટેવથીજ મને લશ્કરમાં મોટો હોદ્દો મળ્યો હતો. જો દશ વાગે સ્વાર થવાનું હોય તો હું તૈયાર થઇ રહેતો, મારે માટે કોઇને એક ક્ષણ પણ ખોટી થવું પડતું નહોતું. વીશ વર્ષની અંદર કોરપોરલ (ટુકડીનો સરદાર) માંથી એકદમ મોટા સારજન્ટની પદ્વીએ ચડવાથી હું સ્વભાવિક રીતે બીજા અમલદારોની આંખે ચડયો હોત, પણ વહેલું ઉઠવાના તથા નિયમિત રીતે કામ કરવાના મારા અભ્યાસે તેમની ઇર્ષાની લાગણીમાંથી મને મુક્ત કર્યો હતો. કેમકે દરેક સીપાઇ એમ ધારવા લાગ્યો કે મારા જેવું કામ તે કદીપણ કરી શકતો નથી. મને પાયરી મળતા પહેલાં પલટણના કામનો રીપોર્ટ પ્રસિદ્ધ કરવાને એક કારકુનની જરૂર પડી, મેં એ વધારાનું કામ માથે લીધું. અને તેમ છતાં કવાયત માટે બીજો કોઇ પણ સીપાઇ તૈયાર થતો, તે પહેલાં કયારનુંએ હું મારૂં સવારનું કામ આટોપી લઇ કવાયત માટે તૈયાર થઇ જતો. હું ઉનાળામાં સુર્યોદય થતા પહેલાં અને શીયાળામાં ચાર વાગે ઉઠતો—પછી હજામત કરાવી કપડાં પહેરતાં અને તરવારનો પટો પણ લટકાવી લેતો, વળી મારી તરવાર મેજ ઉપર તૈયાર રાખતો કે જરૂર પડે તુરત લટકાવી શકું".

અપૂર્ણ.

# जननी जन्म भूमिश्च स्वर्गादपी गरीयसी.

( લેખક શ્રીયુત નટવરલાલ જગનાથ ગૌતમી )

( અનુસંધાન ગતવર્ષના પૃષ્ટ ૩૯૬ થી. )



અંડ્રે આ બન્ને રમણિઓની સાથે પ્રદર્શનમાં ગયો ઘણી ભીડ હોવા છતાં પણ લોકોએ આ ત્રણ વ્યક્તિને જોઇ લીધી. જ્યાં બેન્ડ વાગતું હતું ત્યાં આગળ ખુરશીઓ ઠસો ઠસ ભરેલી હતી. પરન્તુ ત્હેમને બેસવાને માટે કંઇ તકલીફ પડી નહીં કારણ કે ત્હેમને માટે ખુરશીઓ ખાસ 'રીઝર્વ' હતી.

અડે અરાબલાતી મુખ મુદ્રા સુક્ષ્મ દ્રષ્ટિથી જોતો બેઠો હતો. તે ત્હેની વાતો ઉપર એવો તો મુગ્ધ થઇ ગયો હતો કે આગળ પાછળ શું થાય છે, ત્હેની ત્હેને ખબર પણ નહોતી. એટલામાં એક ઘટના ઉપસ્થિત થઇ પોતાના વિચારોના બળ ઉપરાંત તે ત્હેની તરફ આકર્ષાયો. અડ્રે એણી દ્રષ્ટિથી તે પ્રતિ જોવા લાગ્યો શું જુવે છે ! પેરિસનું પ્રજા તન્ત્ર રાજ્યનું સૈનિક બેન્ડ વાગી રહ્યું છે. જે બેન્ડ ત્હેણે હજારોવાર બાલ્યાવસ્થામાં સાંભળ્યું હતું અને એક ત્રણ રંગની ધજા જે આખા ભૂમડલપર ફ્રાન્સની સ્વતંત્રતાનો ડંકો બજાવે છે આ સર્વ જોતાંજ વિસ્મૃત થએલી સર્વ ઘટના ત્હેના સ્મૃતિ સાગરમાં તરાન્ગત થવા લાગી

સર્વ વ્યક્તિ બેન્ડ શ્રવણ કરવાને એકાગ્ર ચિત થઇ. ચારે તરફ શાંતતાનું સામ્રાજ્ય વિસ્તૃત થયું ફક્ત એકજ મનુષ્યનો કંઠસ્વર સંભળાતો હતો. તે મનુષ્ય જર્મન હતો. તે પોતાના મિત્રોની સાથે વાતો કરતો બ્યગ્ય સ્વરથી હસતો હતો. અડ્રેના સમજવામાં આવ્યું કે તે જરમન ફ્રાન્સ નિવાસીના જાતીય ઝંડાની હાંસી કરે છે. એવામાં ત્હેના મ્હોંમાંથી એકદમ " હુશ હુશ " શબ્દો નિકળ્યા । અડ્રેએ ત્હેને ચુપ રહેવા કહ્યું । બેન્ડ માસ્તરે પોતાની છડી ઉંચી કરી, નગારા ઉપર ડંકા થવા લાગ્યા બેન્ડ વાગવા લાગ્યુ અને "મરસી"ના સંસાર-પ્રસિદ્ધ ગાનનો પ્રતિધ્વની થવા લાગ્યો સઘળો સંસાર આ લયને જાણે છે. ફ્રાન્સના પ્રસિદ્ધ રાજ્ય પરિવર્તનના વખતે આ યુદ્ધગીતે લોકોના હૃદયને હલાવ્યાં હતાં. જ્યારે બેન્ડ સમાપ્ત થયું, ત્યાર શ્રોતાઓએ ત્હેની બહુજ પ્રશંસા કરી, તાલિઓ ઉપર તાલિઓ થવા લાગી. પરન્તુ એક સ્થાનેથી એક નિન્દા-સૂચક સીટી સાંભળવામાં આવી. તે સીટી પેલા જર્મને કે જેને અડ્રેએ ચુપ રહેવા કહ્યું હતું ત્હેણે બજાવી હતી. આથી ફ્રાન્સ નિવાસી અડ્રે ઘણોજ ગુસ્સે થઇ ગયો. તે પાછલી સર્વ વાતો ભૂલી ગયો આ વખતે હું ક્યાં છું ? કોની સાથે છું ? અને મ્હારી શી ઇચ્છા છે ? આ સર્વ તે ભૂલી ગયો. પિતાના પત્રના પ્રત્યુત્તરમાં ત્હેણે શું શું લખ્યું હતું તે પણ ત્હેને યાદ આવ્યું નહીં. સ્વદેશ પ્રેમની કેવી નિન્દા કરી હતી અને અમેરિકા નિવાસીઓમાં મળી જવાની કેવી દ્રઢ પ્રતિજ્ઞા કરી હતી આ સર્વ વાતો આ વખતે ત્હેની દ્રષ્ટિથી તિરોહિત થઇ ગઇ કેવળ એકજ વાતનું ત્હેને ધ્યાન ગયું તે એ કે પેલા જર્મને ફ્રાન્સનું અપમાન કર્યું, જેમ કોઈ મનુષ્ય પોતાની માતાના અપમાનનો બદલો લેવાને જેવા જોરથી ઉઠે તેવા જોરથી તે એકદમ પેલા ધૃષ્ટ જર્મન પાસે ગયો અને ગળાને ત્હેનું ગળુ પકડ્યું થોડીવાર પછી જ્યારે ત્હેને હોંશ આવી ત્યારે ત્હેણે પૉકેટમાંથી પોતાના નામનું એક કાર્ડ પોતાના શત્રુને

આપવાને માટે બ્હાર કાઢયું પરન્તુ પેલા જર્મને કાર્ડ લેવાને પોતાનો હાથ ઉચો કર્યો નહી ગળુ પકડવાથી તે પત્થરની પ્રતિમાની માફક થઇ ગયો હતો. તે બેહોશ જેવો બની અંડ્રેના મુખપ્રતિ જોઇ રહ્યો હતો. અતએવ અપમાન સૂચક ઢંગથી ત્હેના ઉપર પોતાના નામનું કાર્ડ ફેંકી અંડ્રે પેલી બન્ને રમણીઓની ક્ષમા માગવા માટે પોતાની જગ્યાએ ગયો, પરન્તુ અરાબલા અને ત્હેની માતા ત્યાં હતાં નહી. તેઓ અંડ્રેના આ કામથી અસંન્તુષ્ટ થઇ ચાલ્યાં ગયાં હતાં.

૩.

આ બન્ને અમેરિકન-લલનાઓના આ વ્યવહારથી અંડ્રેને પ્રસિદ્ધ જળ સેનાપતિ લૉર્ડ નેલ્સનની એક વાત યાદ આવી. જ્યારે નેલ્સન નેવલ્સ ગયો હતો, ત્યારે ત્હેના એક અન્તરંગ મિત્રે ત્હેને લખ્યું હતું કે —" માય લૉર્ડ ! ઇંગ્લેન્ડ આવો. આપણા દેશની મહિલાઓની બરાબરી કોઇપણ ચીજ કરી શકતી નથી, "

પેલી બંન્ને સ્ત્રીઓ અંડ્રેને કોઇ પણ પ્રકારની સહાનુભૂતિ પ્રકટ કર્યા વિના ચાલી ગઇ હતી આથી અંડ્રેને ધણુંજ લાગી આવ્યુ હતું હવે ત્હેને માલૂમ પડયું કે ફ્રાન્સ અને અમેરિકા કેવળ ભૌગોલિક દ્રષ્ટિથીજ અલગ નથી, કિન્તુ બન્નેના વિચારો અને સ્વભાવોમાં પણ બહુજ અન્તર છે જે કોઇ પણ પ્રકારે ફેરવી શકાય એમ નથી.

જેમ પ્રચન્ડ માર્તન્ડની સન્મુખ તોફાની અભ્રો ક્ષણભરમાં ફાટી વિખરાઇ જાય છે, અને દિન નિર્મલ અને દિશાઓ સ્વચ્છ થઇ જાય છે, તેમ ત્હેના વિચારોનું વાદળ એકદમ વિખરાઇ ગયુ. અને ફ્રાન્સનું ચિત્ર ત્હેની આંખોમાંથી ફરી ગયુ. કોઇ કોઇ પ્રેમમાં એવી વિલક્ષણતા હોય છે કે મનુષ્ય ત્હેને કદિ કદિ શબ સમજે છે પરન્તુ ત્હેની ચિણગારી હૃદયના અંતર ભાગમાં છૂપી પડી રહે છે. ત્હેને પ્રજ્વલિત કરવાને ફક્ત એકજ ફુંકની આવશ્યકતા છે.

જે અંડ્રે કેવળ ધનવાન બનવા ઉત્સુક હતો અને જેની દ્રષ્ટિમાં થોડા વખત પહેલાં ધન દેવના શિવાય બીજો કોઇ ઉપાસ્ય દેવજ નહોતો, ત્હેણે હવે પોતાના સત્ય સ્વરૂપને ઓળખી લીધુ, જે ઝંડાસાથે તે પોતાનો કોઇ પણ પ્રકારનો સમ્બન્ધ સમજતો નહતો તેજ ઝંડાને માટે તે હવે મલ્લ-યુદ્ધ કરીને પોતાનું જીવન સંકટમાં નાંખવાને તૈયાર થયો, ' મર્સી ' ના રાગની ધ્વનિએ ત્હેનામાં ફ્રાન્સના પ્રસિદ્ધ ' રાજ્ય પરિવર્ત 'ના સિપાહઓના જેવો જોશ ઉત્પન્ન કર્યો હતો, સ્વદેશાનુરાગનું રક્ત ત્હેના શરીરમાં હવે શીઘ્રતાથી પ્રવાહિત થતું હતું. જે અંડ્રે પોતાના ફ્રાન્સને તુચ્છ સમજતો હતો અને પિતાના લખાણનું તાચ્છિલ્ય કરતો હતો તેજ અંડ્રેએ ફ્રાન્સના બેન્ડનું સીટી બજાવી અપમાન કરનાર એક જર્મન ઉપર આક્રમણ કર્યું, ત્હેણે આ અપમાનને પોતાની વ્હાલી જન્મભૂમિ ફ્રાન્સનું અપમાન થયુ હોય એમ ગણ્યું

પ્રદર્શનમાંથી અંડ્રે શીઘ્રતાથી સ્વગૃહે આવ્યો, આવતાંજ ત્હેને પોતાના પિતાને લખવા માંડેલો અસમાપ્ત પત્ર દ્રશ્યમાન થયો. પત્રને એકદમ ફાડી નાંખી તે બોલ્યો "" પ્રિય પિતા ! ફ્રાન્સના અનન્ય ભક્ત ! ત્હમે સાચા છો. ત્હમારા પત્રના પ્રત્યુત્તરમાં એટલુંજ કે હું પહેલીજ ઉપડતી સ્ટીમરમાં બેસી મ્હારી વ્હાલી જન્મભૂમિ ફ્રાન્સની સેવામાં ઉપસ્થિત થાઉં છું, હું આજથી ત્હમને અર્પણ થાઉ છુ અને સ્વદેશ સેવકોમા સ્થાન મેળવવાની પ્રાર્થના કરૂં છુ, સ્વદેશને માટે જીવનોત્સર્ગ કરવો એનાથી વધારે ઉચ્ચતર, વધારે પવિત્ર, વધારે સુન્દર કંઇજ નથી. "

---

# (૧) નમાતુ પરદૈવતમ્.



( લેખક-શ્રીયુત મણિલાલ કેશવલાલ પરીખ. )

માતા સમાન શ્રેષ્ટ દૈવત અન્ય કોઇજ નથી. માતાનું સુખ શુ છે ? બાળપણમાં આપણને પશુની માફક આપણા શરીરનું જ્ઞાન હોતું નથી. આ જગતમાં જન્મ આપીને માતાએ આપણાપર કરેલો મદદ ઉપકાર કર્યો છે, તેનું જ્ઞાન ન હોવાથી, અને શરીર પરાધીન હોવાના કારણે, જન્મદાતા માતપિતા પાસે જાણે કે તેમનું કર્તવ્ય ન કરાવતા હોઇએ, તે પ્રમાણે આપણે હરનિશ તેમની પાસે ચાકરી લઇએ છીયે. મારાપર મારી માતાના કેવા કેવા ઉપકાર થાય છે ? તેનો બદલો ક્યારે વળશે ? કેવા પ્રકારનું વર્તન રાખવાથી તે પ્રેમના કારણમાંથી હું મુક્ત થઇ શકીશ ? આ પ્રકારે વિચાર કરવાની શક્તિ પરમેશ્વરે તે સમયે આપેલી હોતી નથી સંસારના ખોળામાં થોડાક દિવસ ખેલ્યા પછી આપણે ચાલવા શિખીયે છીયે, બોલતાં ચાલતાં શિખીયે છીયે. માતપિતા વગેરે માણસોને ઓળખવા લાગીયે છીયે, અર્થાત્ તે સમયે બાળવયના નિયમ પ્રમાણે ખાવુ પીવુ, ખેલવું કુદવુ, આનંદ અને નિશ્ચિંતતા, વગેરેમાં કાળ જાય છે, તે સમયે એક ક્ષણભર પણ એવો વિચાર આવતો નથી કે મારી માતા મારા માટે કેટલાં કેટલાં દુઃખ ભોગવતી હશે વારૂ ? મને સુખી જોવાને માટે શીશી આશાઓ મનમાં રાખતી હશે ? મારા શરીરની તથા મનની સ્વસ્થતા માટે તેને કેટલી બધી કાળજી રાખવી પડતી હશે વારૂ ? આવી માયાળુ માતાનું અંતઃકરણ આપણે કેટલી બધા ક્રુર પશુની માફક કાડી ખાતા હઇશું વારૂ ! અને તેને અનેક તરેહનાં દુઃખ અને ખેદના કારણ ભૂત થઇ પડતા હઇશું વારૂ !

આ પછી તરતજ વિચિત્ર સંસાર શરૂ થાય છે. વિદ્યાર્થી અવસ્થાનો પ્રારંભ થાય છે, તે સમયે તે દાડાની રમત ગમતમાં મન હોય છે. માતા ક્યાં હશે ? મારે માટે શી ચિંતા કરતી હશે, આ વાતનો પણ વિચાર જ્યાં આવતો નથી, ત્યાં તેને મદદ કરવાની અને તે શી રીતે સુખી થશે તે બદલ કાળજી રાખવાની વાત તો સ્વપ્ને પણ ક્યાંથી આવે ? આપણી આવી અયોગ્ય અને અજ્ઞાન દશા હોવા છતાં પણ જ્યારે આપણે તેની દષ્ટીએ પડીયે છીયે, ત્યારે આપણને જોઇને તેની પ્રેમમય દષ્ટી આપણી તરફ વળે છે. ટુંકમાં કહીયે તો આપણને સુખ શાંતિમાં જોઇનેજ તેને પણ સુખ શાંતિ થાય છે.

અત્યંત ખેદની વાત માત્ર એટલીજ છે કે દરેક મનુષ્યને પોતાના કર્તવ્યનું જ્ઞાન ઘણું મોડું થાય છે, વિશેષે કરીને જ્યારે માતા પાસેથી દુર થવાનો વખત આવે છે, ત્યારેજ તેના ઉપકારનું સ્મરણ થવાથી અતિશય દુઃખ થાય છે. તે સમયે બાળપણના અપરાધ એક પછી એક મનમાં જાગૃત થાય છે અને તેથી મનુષ્ય દુઃખ અને સંતોષને આધીન થાય છે.

બાળકોને રાખીને ઇશ્વર તેમની માતાને લઇ લેછે, ઇશ્વરી નિયમ પ્રમાણે તેને તેની સેવામાં જવાનુંજ હોય છે ત્યારે તેની પાછળ તેનાં બાળકો માટે કંઇ સવડ પ્રભુ કરે છે જ, આપણામાં કહેવત છે કે " જેણે દાંત આપ્યા છે તે ચાવણું આપશેજ " છતાં પણ

દુઃખ શું છે, સુખ શું છે એ બાબતનું જ્ઞાન થવાને માટે જો પરમેશ્વરે જન્મ મરણનો આવો અનિશ્ચિત નિયમ રાખ્યો ન હોત, તો મનુષ્યને સુખની ખરી કિંમત સમજાત નહિ. તેથી મરહુમ શ્રી ડાહ્યાભાઈ ધોળશાજી ઝવેરીના કહેવા પ્રમાણેઃ—

સદા સંસારમાં સુખ દુઃખ સરખાં માની લઇએ;
રાખે જેવી રીતે રામ રંગે તેમ રહીયે—

એ ઉત્તમ ઉપદેશ ધ્યાનમાં રાખીને સંતોષ માનવો જોઇએ, તે સિવાય અન્ય ઉપાયજ નથી. માતા વિમુખ બાળકને ઉમર લાયક થતાં સુધી, જે અસંતોષ, જે ઓશિયાળી સ્થિતિ, જે ઓછું આવે છે, તે પરમેશ્વર કોઇને પણ આપે નહિ, એજ તે પરમકૃપાળુ પિતા પ્રત્યે પ્રાર્થના છે—

નાનપણમા માતાના ખોળામાં રમતાં, ખેલવા કૂદવામાં દિવસ ગાળનાં, કિંવા પોતાના સુખ દુઃખમાં આ જન્મ ભાગ લેનાર સદ્ગુણી નવવધુસહ સંસાર સાગરમાં પ્રવેશ કરનાર તરૂણને તેનું નાવ—વહાણ—સાવધાનતાથી હંકારવા માટે માતાના ઉપદેશની જરૂર નથી શું ! અહા હા ! ! આ જગતમાં માતાની જરૂર નથી એવું કદિ પણ બન્યું નથી. માતાનો પ્રેમ કેવો હોય છે તે માટે એક કવિએ કહ્યું છે ' જે પ્રમાણે માછલીનો પ્રેમ પાણીપર હોય છે તે પ્રમાણેજ તે હોય છે ! તારો પ્રેમ મ્હારા પર છે તે અક્ષરસઃ ખરૂં ' છે, તે પ્રેમ જેને સંપૂર્ણ રીતે મળશે તેજ ધન્ય છે. તે સુખ પ્રભુ સર્વ બંધુ ભગિનીને આપો એ અંતરની પ્રાર્થના છે—

---

# આદ્ય શંકરાચાર્યની જન્મભૂમીની જાણવા લાયક હકીકત.

( લખનાર. શ્રીયુત શીવજી દેવચંદ મહેતા કોચીન. )

કોચીનથી પેંડે દૂર કાલડી નામનું એક તીર્થ છે, આ તીર્થ થોડા વરસ થયાં જાહેરમાં આવતું જાય છે, કારણ કે આ જગો આદ્ય શંકરાચાર્યની જન્મ ભૂમી છે અને તેજ જગોએ પોતે પોતાના શિષ્યો સાથે વેદાધ્યયન કરતા, તેમજ શંકરાચાર્યજીનાં માતુશ્રીની સમાધી વિગેરે સર્વે આ સ્થળે થયેલ છે. એમ કહેવાય છે. અને તેને લીધે આ સ્થળ પ્રસિદ્ધિમાં આવતું જાય છે.

પંડિત એફ. કે લાલન, વૈદરાજ અમૃતલાલ સુંદરજી પઢિઆર, શેઠ દેવશી ભાણજી, રા. રા. રેવાશંકર તુલજારામ. રા. રા. ભાણજી જેરામ, રા. રા. ગોરધનદાસ ગોપાલજી, રા. રા. પોપટલાલ મુલજી વિગેરે અમારા સોળ જણાની મંડળી તે તીર્થ જોવા સારૂ કોચીનથી નીકળી.

કોચીનથી અરનાકોલમ બોટમાં ગયા અને અરના કોલમથી ટ્રેનમાં બેસી અલવાઇ ઉતર્યા, કારણકે અલવાયમાં જે નદી છે. તે નદીના પાણીમાં એવી ખુબી છે કે, બાર કલાક

# પ્લેગ [ ગ્રંથીજ્વર ]



( લેખક વૈદ્ય જયશંકર કાનજીભાઇ )

મુષકોથી પ્લેગ વિસ્તૃત થાય છે, એ કથા આધુનિક સમયમાં સર્વમાન્ય થઇ ચુકી છે, અને તે વ્યાધિ વિસ્તાર ન પામે તેના ઉપાયો પૈકી હાલમાં મૂષકોની ન્યુનતા, કરવી એ વિષય મહત્વનો થઇ પડ્યો છે. ઉંદરોથી આ વ્યાધિ કેવી રીતે વૃદ્ધિ પામે છે. તે બાબત વિચારીએતો, ઉંદર ઉપરેના ચાંચડો ઉપરથી કેવી રીતે મનુષ્યના શરિર ઉપર તે લાગુ થાય છે, તેમજ ઉષ્ણકાળમાં તે સ્વત કેવી રીતે શાન્ત થાય છે. વિગેરે બાબતનો નિશ્ચયાત્મક નિર્ણય, અધાપિ પર્યન્ત થયો નથી,તદપિ આ વિષયની શોધ ખોળ હજીપણ ચાલુજ છે. અનેક પ્રયોગો અને શોધો ઉપરથી "ઇંડીયમ પ્લેગ રીસર્ચ કમીશન" નામની સરકારી સંસ્થાએ કેટલાક અનુમાનો જાહેર કર્યા છે. તે તપાસતા તે બાબત થોડી ઘણી સ્પષ્ટ હોય એવું જણાય આવે છે. તેમનો થોડો અહેવાલ નીચે પ્રમાણે એ છે જે આ રોગ પ્રથમ તો ઉંદરો ઉપર સંક્રમણ કરે છે. અને એમાં પ્લેગ થયેલા ઉંદરો મરે છે. એટલે તેનાં શરિર પરના ચાંચડો તેમાથી મુક્ત થઈ મનુષ્યના દેહ પર સંક્રમણ કરે છે; દંશ કરે છે, અને તેના કરડથી એ જંતુના દેહમાં સમાયલા મૃતમૂષકોના પ્લેગના જંતુઓ, મનુષ્યના ફરતા લોહીમાં એકત્ર થવાથી, તે શરિરને પ્લેગ લાગુ પડે છે. અને સંધીના ભાગ પર ગ્રંથી ઉપડે છે. ધીમે ધીમે તે વૃદ્ધિ પામી મોટી થાય છે. તેના જોરથી તેને જ્વર આવે છે. આવા રોગને આયુર્વેદમાં " ગ્રથી જ્વરથી ઓળખાવેલો છે. અને તેને કષ્ટસાધ્ય તથા અસાધ્યની ગણનામાં માનવામાં આવેલો છે; અને એ જંતુનો રોગ છે. એમ નિદાન કરેલું છે. આ રોગનું એ નિદાન હવે ખરી કલ્પના કરી હોય એમ કહેવાય છે પ્લેગ દુષિત જંતુ મનુષ્યના શરિરને દંશ કરી તેનું લોહી પીવું શરૂ કરે છે. ત્યારે તેના કોઠા માહિના પ્લેગ જંતુઓ બહાર નિકળી, મનુષ્યના શરિરમાં વિપરીત કેવી રીતે દાખલ થાય છે ? કારણ અખતરાંથી પ્લેગ દુષિત જંતુ ( ચાંચડ ) ને છેદનથી તપાસતાં તેના શરિરમાં તેના કોઠા અને અપાનદ્વાર સિવાય અન્ય ભાગમાં તેવાં જંતુઓનો સંચય નજરે પડતો નથી. આ સંબંધમાં અનેકશઃ પ્રયોગથી જણાય આવે છે કે પ્લેગના જંતુઓ પ્રથમતો ચાંચડના કોઠામાં પ્રવેશ કરે છે. ત્યાં તેની સંખ્યા અતિશય વધે છે. અને તેનો એક ચીકણો જથો બને છે, કોઠાના મુખ્ય દ્વારમાં એવી રીતે જાઇ બેસે છે કે, એ દ્વાર બંધ થઇ, તે ચાંચડે મનુષ્યનું પીધેલું રક્ત કોઠામાં પ્રવેશી શકતું નથી,બીજી બાજુએથી તપાસતાં તે જંતુઓ એટલા તો ક્ષુધાતુર બને છે કે, મનુષ્યનું રૂધીર ઉપરા ઉપર પીવે છે, ત્યારે તે રક્ત તેના કોઠામાં ન પ્રવેશતાં, મુખ દ્વારમાં એકઠું થાય છે, કેટલુંક વધારાનું પાછું નિકળી જાય છે; ત્યારે તે પાછા નિકળતા રક્તમાં ચાંચડના કોઠાના મુખદ્વારમાં ભરાઇ બેઠેલા પ્લેગના જંતુઓના જથામાંનાં કેટલાક, જંતુઓ ભળેલા હોય છે; તે મનુષ્યના શરિરમાં ભળે છે, ત્યારે તેને આ રોગ લાગુ થાય છે.

હવે ઉપરોક્ત ચાંચડના કોઠામાં પ્લેગના ઝેરી જંતુઓનો સમૂહ એકત્રિત થાય છે, તે જંતુઓ બહુ કાળ જીવતા નથી, શીત કાળમાં તેમાંના કેટલાક જંતુઓ મરી જાય છે. પરન્તુ તેમનું મુખદ્વાર બહુધા બંધ હોવાને લીધે, ઉષ્ણ કાળમાં તેઓ ભુખ્યા રહીને,

ત્વરાથી પંચત્વ પામે છે. અને તેથીજ ઉનાળામાં પ્લેગ જતો રહે છે, અગર થયેલા હોય તો બંધ પડે છે.

તેનું આ એક કારણ માની શકાય છે પુનઃ શીયાળામાં તેનો ઉદ્ભવ શા માટે થાય છે, તેનો પુરતો નિશ્ચય થયો નથી, કહેવાય છે કે, પૃથ્વીની નીચેના ભાગમાં વસનારા ઉંદરો ( ચાંચડો ) માં ઉષ્ણ કાળમાં પણ તે જંતુઓ જેવાં ને તેવાંજ રહીને સવડ આમ થતાં તેનો પાછો ઉપાડ થાય છે. પરન્તુ આ કથા સંતોષપ્રદ નથી

આ વ્યાધિ ઘણા વર્ષો પર્યન્ત રહી અગર સૈકાઓ સુધી રહી પછીથી સ્વતઃશાન્ત થાય છે. એવી ઐતિહાસિક નોંધ છે. અને તેમ થવાનું શું કારણ છે તેમાં ઘણા મત ભેદો છે. કેટલાકનું કથન એ છે જે, તે જંતુઓની મારકશક્તિ ક્રમે ક્રમે હીનતાવાળી થાય છે,- તેથી ઉંઠ નિર્બંધ ન થતાં પોતે સ્વતઃ શાન્ત થાય છે. અન્ય કલ્પના, પ્લેગ ઘણા સમય સુધી ચાલુ રહેતાં જેને લાગુ થાય છે, તેવાં મૂષકો ધીમે ધીમે મરણ પામે છે અને પ્લેગ લાગુ પડવાની પાત્રતા ઓછી હોય તેવાંજ ઉંદરોનો આપોઆપ વધારો થાય છે. પછીથી માણસોમાં પ્લેગ ફેલાય છે, તેમાં પણ પાત્રાપાત્ર શરિર ન્યાયે છેવટે બીલકુલ બંધ પડી જાય છે. અને આ કલ્પના થોડેઘણે અંશે સત્યતાપર આવી હોય એમ જણાય આવે છે. દૃષ્ટાંતથી તપાસીએ તો, જણાઈ આવે છે કે, મુંબઇમાં પકડેલા ઉંદરો પૈકી ૧૦૦) ની સંખ્યાના શરિરમાં પ્લેગના જંતુઓ મુકવામાં આવતાં તેમાથી હાલ ૨૦ થી ૨૭ માત્ર નાશ પામે છે, તેમજ મદ્રાસ તરફ સેંકડે ૯૦ થી ૯૭ મરે છે. એ પરથી એમ અનુમાન થાય છે કે, મુંબઇના ઉંદરો પ્લેગ માટે અપાત્ર ઠર્યા છે. એટલે આ, રોગનો વિસ્તાર કરનારાની સંખ્યા ઘટી છે. તેથી મનુષ્યોમાં પણ આ રોગ ઘટે ઘટ્યો છે. આમ અનુમાન છે, ખરો અનુભવ નથી પણ અનુભવમાં કાંઇ સત્યતાવાળો આ માલુમ પડતાં ૯૭ સુધી આ સ્વીકૃત કર્યો છે. આવી મિથ હકીકતમાં એવી પણ કલ્પના છે કે, પ્લેગનો વ્યાધિ લાગુ પડવાને પાત્ર ઉંદરો નાશ પામતાં,તેમને સ્થાને એ વ્યાધિને અપાત્ર ઉંદરોની સંખ્યા વધે છે. એવી હકીકતજ મનુષ્યમાં પણ સંભવે છે, એટલે કે, પ્લેગ આમય, લાગુ પડવા માટે પાત્ર બનેલા માણસો પંચત્વ થતાં, માણસોની પરંપરા, આ વ્યાધિને માટે અપાત્ર ધીમે ધીમે બનતી જવાથી આ રોગ ઓછા વિસ્તારવાળો થાય. એ ઘણીજ સંભવિત વાત છે. એમ જણાય આવે છે; અને એવે સમયે તેની દુષીત હવાથી દૂર વસવુ એ એક વિશેષ આરોગ્યતા સાચવવાનો ઇલાજ છે એ પણ અનુભવથી સાચું ઠર્યું છે.

ગમે તે હો પણ આપણ સર્વે એમ તો ઇચ્છા રાખીશું, જે એ પ્રાણઘાતક રોગ આપણા દેશમાંથી ત્વરાથી નાશ પામો, ઇતિ. શિવમ્ ॥

## वनस्पति गुणदर्शन

## कंकोडी.



તેને સંસ્કૃતમાં કર્કોટકી, મરાઠી. કર્ટોલી, કરોલી, કાકડી, હીંદીમાં કકોડા, બંગાળીમાં કાંકરોલ, અને લાટીનમાં મોમોર્ડિકા ડાયોઇકા કહે છે.

કંકોડાનું શાક થાય છે. તે સર્વ કોઇના જાણવામાં છે, તેના વેલા ચોમાસામાં થાય છે. અને વાડો ઉપર ચડે છે. તેનો કંદ જમીનમાં હોય છે. વરસાદ પડે છે ત્યારે ઉગે છે. અને વેલા થાય છે તથા કંકોડાં શરૂ થાય છે. કંકોડી બે જાતની છે તેમાં એકને કંકોડાં થાય છે. તે અને બીજીને માત્ર ફુલજ થાય છે, પણ કંકોડાં થતાં નથી તેને, વાંઝ ણી કંકોડી કહે છે.

ગુણ. તીખી, રૂચિકર, અગ્નિ દીપક, કડવી ને ગરમ છે વાત. કફ અને વિષનો નાશ કરે છે. તેના કંકોડાં ખાવાથી મધુર, લઘુ, તીખાને અગ્નિ દીપક છે, તેમજ બરોળ, શુળ, પિત, ત્રિદોષ, કફ. કુષ્ટ, ઉદરસ, મેહ, દમ, જ્વરે, ક્ષિલાસ કુષ્ટ, સાસબ્રાર, અરૂચિ અને હ્રદયરોગને મટાડે છે. તેના પાન ત્રિદોષનાશક અને રૂચિકર છે. અને કૃમી તાવ, ક્ષય, દમ, દીક, ઉદરસ અને દરસને મટાડનાર છે. કંદ-મસ્તક રોગમાં ફાયદો કરેછે.

## કંકોડીનો ઉપયોગ.

વાંઝણી કકોડી—તીખી, ગરમ, કડવી, રસાયન અને શોધન છે. સ્થાવરાદિ વિષ, કફ, નેત્રરોગ, શિરોરોગ, વ્રણ, ઉદરસ, રક્તદોષ, અને સર્પવિષનો નાશ કરે છે; .

ઉપયોગ—બરોળ—રવીવારે કકોડીનો કંદ ( ગાંઠ ) કાઢી લાવી રોગીની પાસે તેને ચુલા ઉપર ખખાવવી જેમ ગાંઠ ગળશે તેમ બરોળ પણ મટશે.

માથાનો રોગ—કકોડીનો કંદ મધમાં ઘસી લેપ કરવાથી મટે છે.

લોહીપડતા હરસ—કકોડીના કંદનુ ચુરણ સાકર સાથે ખાવાથી મટે છે.

વાંઝણી કકોડીનો ગુણ—અને ઉપયોગ—

ઘરોળીનું ઝેર—કકોડીનો કંદ પાણીમાં ઘસી સાત દિવસ સુધી પાવાથી ઉતરે.

વીંછીના ઝેર ઉપર—વાંઝણી કકોડીનો કંદ, અને કાળા કોળાનો ફુટો પાણીમાં ઘસી દંશ ઉપર ચોપડવાથી ઉતરે છે.

સર્પવિષઉપર—વાંઝણી કકોડીનો કંદ પાણીમાં ઘસી પાવો અને ચોપડવો—એટલે સર્પ-વીછી, બિલાડી, ઉંદર એ સર્વનું ઝેર ઉતરે છે. અથવા વાંઝણી કકોડીના કંદને સુકવી કચરી લોટ કરી તેને બકરીના મૂત્રની ભાંવના આપવી અને તેને કાજળમાં વાટી ચોપડવાથી વિષ ઉતરે. છે.

સર્વ પ્રકારનાંવિષ—વાંઝણી કંકોડીનો કંદ અને ધંતુરાના મૂળ-ચોખાના ધોવ-રામણમાં ઘસીને પીવા કે ચોપડવાથી મટે.

મુત્રકૃચ્છ અને પેશાબે બાતજવી—વાંઝણી કકોડીનો કંદ એક તોલો મદ સાથે પીવાથી મટે છે.

સ્તનરોગ—સ્તન ઉપર સોજો કે ગુમડું થતું-વાંઝણી કકોડીના મૂળને ગરમપાણી-માં ઘસી લેપ કરવો.

અપસ્માર—મૂર્છા આવવી-વાંઝણી કકોડીનો કંદ ઘીમાં ઘસી તેમાં સાકર નાંખી સુંઘાડવાથી મટે.

---

## કાનના દરદોના ઉપાયો.

અ કાનમાં સણકા નાંખે તેના ઉપાયો;—

૧ ગલગોટાના ફુલનો અગર લીલા પાંનરાનો રસ કઢાડી તેને કપડે ગળી કોકર વાયો ગરમ કરી તે રસના ટીપાં દિવસમાં બે ત્રણ વાર નાંખવા.

૨ અથવા—ડમરો પાને રેહાનના પાનરાનો રસ કઢાડી ગાળીને દિવસમાં બે ત્રણ વાર કાનમાં ટીપાં નાંખવાં.

૩ ગ્લીસરાઇન ભાગ ૨, અફીણનો અર્ક ભાગ. ૧ બેને એકત્ર કરી સવાર સાંજ પાંચ સાત દિવસ કાનમાં નાંખવુ.

બ કાન પાકીને હંમેશાં પરૂં નીકળે ત્યારે કરવા યોગ્ય ઉપાયો;—

૧ લીલો ફુદિનો લુંદી તેનો રસ કઢાડી દિવસમાં બે વાર દશ પંદર દિવસ નાંખ-

વાથી કાન વાસ મારતો બંધ થઇ પરૂ નીકળતું બંધ થશે.

૨ કોલન વોટર તથા બન્ને સરખે હીસ્સે મેળવી પાંચ સાત ટીપાં દિવસમાં બે વાર પંદર વીસ દિવસ સુધી નાંખવાથી કાન પાકતાં બંધ થાય છે.

૩ ટંકણખાર વાટી ભભરાવવો અને લીંબુના ટીપાં કાનમાં નાખો, તેથી પરૂ વહેતું બંધ થશે.

क કાનના ધાક અને બ્હેરા પણું ટાળવાના ઉપાયો—

૧ આકડાનાં પાંદડાં દેવતા ઉપર ગરમ કરી તેનો રસ કહાડી તેનાં પાંચ સાત ટીપાં દિવસ પંદર સુધી કાનમાં નાંખવાથી કાનના ધાક ઉઘડી જાય છે.

૨ ડુંગળીનાં લીલાં પાતરાં અને તેના અભાવે કાંદાનાં રસનાં દરરોજ ચાર પાંચ ટીપાં દિવસમાં બે વખત પદર દિવસ નાંખવાથી કાનની બ્હેરાશ દૂર થઇ સ્પષ્ટ સંભળાશે.

ह કાનનો મેલ આપો આપ બ્હાર કહાડવાના ઉપાયઃ—

૧ મધ અને ધુપેલ સરખે હીસ્સે મેળવી હરીકું ગરમ કરી તેના કાનમાં ટીપાં નાંખવાથી મેલ આપો આપ ઉપર તરી આવશે.

ई કાનમાં કીડા પડયા હોય તેનો ઉપાય,—

૧ એળીઓ વાટી તેને ગાયના ઘીમાં ઉકાળવો અને તેને કપડે ગાળી હરીકો કાનમાં ટીપાં નાંખવાથી કાનના કીડાનો ઉપદ્રવ બંધ થાય છે.

મહુધા નિવાસી.

---

## વૈદક ટુચકા.

દાંત હાલતા હોય તો—આર્મા ૧ તોલો, ફટકડી ૧ તોલો, પીળો કાથો ૧ તોલો, સર્વેને વાટી લુગડે ચાળી દરરોજ દાંતે ઘસી લાળ ગળવા દેવી. દીવસમાં બેવાર ઘસવાથી ત્રણ કે ચાર દિવસમાં હાલતા દાંત બંધ થશે.

ખસ—માલ કાંકણિના બીયાંનું તેલ ચોપડવાથી મટે છે.

પ્રદર—મુશળી અને જાસુંદની કળીઓ સાકર સાથે ખાઇ ઉપર દુધપીવાથી મટેછે.

આધાશીશી ચઢવી—સૂર્ય ઉગતા પહેલાં મીંઢળ અને સાકર ગાયના દુધમાં ઘસીને સુંઘવાથી મટે છે.

પથરી—મૂળાના પાનના રસમાં સુરોખાર મેળવી પીવાથી મટે છે,

ઝાડે લોહી પડવું—મેંદીનાં બીયાં ઝીણાં વાટી રાત્રે ઘીમાં પલાળી રોજ સવાર સાંજ સોપારી જેવડી ગોળી કરી ખાવાથી મટે છે.

વાગવું—મેંદાલકડી, સાજીખાર અને આંબાહળદરનો લેપ કરવો અને શેકવું એટલે મરાઇ ગયેલું લોહી છુંટું થઇ વાગેલો ભાગ સારો થઇ જશે.

ગર્ભિણીનું પ્રદર—મોગરાનાં પાન, કુંભારના ચાકની માટી, રીસામણી, ધાવડીનાં ફુલ, ગેરૂ, રસવંતી, રાળ એ સર્વેનું ચુર્ણ કરી મધ સાથે ખવરાવવાથી મટે છે.

નેત્રરોગ—સરગવાના બીજને બકરાના મુતરમાં ઘસી આંખમાં આંજવાથી, આંખનાં ફુલ અને રતાંધળાંપણું મટે છે,

વાળો—લસણ, ચીત્રક અને રાઇને પાણીમાં વાટી લેપણી કરી વાળા ઉપર વાથી વાળો મટી જશે.

---

# ભાગ્યોદય.

વર્ષ ૪ થું. અંક ૧ થી ૧૨.

## વિષયાનુક્રમણિકા.

૧૦ અમારી દવાઓનો બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત અમે ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## संग्रहणी पील्स

નામની અમારી બનાવટની દવા સંગ્રહણીને માટે વિજયી નીવડેલી છે તેનો ઉપયોગ કરો, ઘણાકે તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. આપને કદાચ તે રોગ લાગુ પડયો હોય તો જરૂર આ દવા મંગાવી ખાત્રી કરો અને નવું જીવન મેળવો. તેથી અન્ન ખવાશે, ભૂખ ઉઘડશે, ખાધું પચશે, વારવાર થતા ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે. શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે અજમાવી જોવા અમારી આપને ખાસ ભલામણ છે. ડબી ૧ ની કીંમત રૂ. ૧-૦-૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨-૦-૦

## क्षयहरपील्स.

ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવીજ જોઇએ. પછી ન વાપરે અને ક્ષયના પંજામાં સપડાય તો તેના નશીબનોજ વાંક સમજવો. ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે તેનાથી ગમે તેવો જામી ગયેલો ક્ષય પણ મટયો છે માટે અમારી ભલામણ માનો તો આજેજ મંગાવી અને મોતના પંજામાંથી છુટો બાટલી ૧ ની કી રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨-૦-૦

## प्रमेह निवारण पील्स

બધુ ! જો તમને આ રોગ—પ્રમેહ-પથરી કે મધુ પ્રમેહ કે પેશાબનો ગમે તે વ્યાધિ થયે હોય, પેશાબે પીળી રસી, કે ધાતુ વહ્યાં કરતી હોય, પેશાબે લાલ કે તસુખ બળતી હોય તો આજેજ અમને પત્ર લખી અને ઉપરની દવા તેના અનુપાન સાથે મગાવો, અને જરૂર આરામ મેળવી સુખી થાવ. ડબી ૧ ની કીમત રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીમત રૂ ૨-૦-૦ પો. ૦-૮-૦ દવા એ માસ ચાલશે. પોસ્ટ પેકીંગ સાથે રૂ. ૪-૮-૦ નું વી. પી. કરી દવા મોકલીશું.

## आनंदवटी

નામની સ્વાદિષ્ટ, ભૂખને કકડીને ઉઘાડનાર, ખાધેલું હજમ કરી, સુખે દસ્ત ખુલાસે લાવી, પેટના વાયુને મટાડનાર દવા મગાવજો આજે તેનો અનેક ઘરોમાં વપરાશ છે. ખાવાની રૂચિ ઉત્પન્ન થઇ મુખ સ્વાદિષ્ટ થાય છે આ બાટલી દરેક ઘરમાં હોવીજ જોઇએ. બાટલી ૧ માં ગોળી ૧૦૦ ની કીમત રૂ ૧-૦-૦. ત્રણ બાટલીની રૂ. ૨-૪-૦

## वातहरगुटी.

આ દવાના સેવનથી ગમે તેવો વા હશે તે મટી જઇ એક મહીનામાંજ શરીર તંદુરસ્ત થશે, અને પછી જીંદગીપર્યંત વા જણાશે નહિ, સંધિવા અને પક્ષાઘાતનો તો તે રામબાણ ઉપાયજ છે. જો તમે તેનાથી સપડાયા હો, અને ઘણા ઉપાયો કરી કરી કંટાળ્યા હો તો જરૂર અમને લખજો અને પછી તમારે સાજા નજ થવુ હોય તો પછી અમારો ઉપાય નથી. ડબી ૧ ની કીંમત રૂ ૨-૦-૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## દવે કેમીકલ વર્કસમાં બનેલા શાસ્ત્રોકત દવાઓ.

### ક્વાથો—ઉકાળા.

અભયાદિ ક્વાથ—ત્રિદોષના તાવ, ઉદરસ, ઉલટી, શ્વાસ ને ઘેન મટી, ઝાડા, પેશાબ ને પવનનો ખુલાસો કરે છે. પાશેરના ૬ પડીકાનો રૂ. ૧-૦

દશમૂળીક્વાથ— સુવાવડીના રોગો-માટે, તાવ, શરદી, ઝાડા, શૂળ, માથાનો દુખાવો ને મુંઝારો મટે છે. પાશેરના ૬ પડીકાનો રૂ ૧-

પથ્યાદિ ક્વાથ—માથાનો દુખાવો, આધાશીશી, દાંતનો દુખાવો, આંખનું પડળ, લમણાનો દુખાવો મટાડે છે. પા રતલના ૮ પડીકાનો રૂ. ૧-

અમારી દવાઓનો બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત અમે ૧૯ ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

પુનર્નવાદિ ક્વાથ—પાંડુરોગ, ઉદરસ, ઉદર રોગ, દમ, શળ અને સોજા મટાડે છે. પા રતલની ૮ પડીકાનો રૂ. ૧–

મહત્‌મંજીષ્ઠાદિ ક્વાથ—વાતરોગો અને ગરમી, અઢાર જાતના કોઢ, ગંઠીયોવા, ઉપદંશ, ચાંદી, શરીરના ચકામાને પક્ષાઘાત મટાડે છે. પા રતલના ૬ પડીકાની કીં રૂ. ૧–૦

મહારાસ્નાદિ ક્વાથ—વાતરોગ, પક્ષઘાત, હાથ પગનું રહી જવું, સંધિવા, હાથીપગું, સારણ ગાંઠ, પેટ ચડવુ, વીર્યના રોગને સ્ત્રીઓના ગુપ્ત રોગો મટાડે છે. પા રતલનાં ૫ પડીકાનો રૂ. ૧–

## ચૂર્ણો.

અજમોદાદિ ચુર્ણ—સંધિવાની પીડા, સોજા, કેડ કે સાથળોનો દુઃખાવો, મટાડે છે, પા રતલની કીં રૂ.૧

અશ્વગંધાદિ ચુર્ણ—કામ વર્ધકને પુરૂષાતન આપે છે. ૭ પડીકાની કીં. રૂ ૧–

ચોસઠ પહોરની પીપર—ઉદરસ, બરોળ, સંધિવા ને દમ મટે છે. ૫ તોલાની કીં. રૂ. ૧–,

જાતિફલાદિ ચુર્ણ—સંગ્રહણી, ઉદરસ, દમ, ક્ષય, અરૂચિને સખેખમ મટે છે ાા શેરની કીં. રૂ. ૧–

પંચસમચુર્ણ—પેટના શળને દુર કરેછે. પેટ ચડવું કે આફરાને મટાડે છે. કીં. રૂ ૧–

ભાસ્કર લવણ ચુર્ણ—પેટનો ગોળો, બરોળ, ઉદરરોગ, ક્ષય, હરસ સંઘરણી, ઝાડાની કબજીયત, સોજા, પેટનું શળ, દમ, ઉદરસ, મુઝારો ને મંદાગ્નિને મટાડે છે. પા રતલનાં ૪ પડીકાની કીં. રૂ ૧—

વૃદ્ધ ગંગાધર ચુર્ણ—મરડો અને સંગ્રહણી મટાડેછે પા રતલનાં ૪ પડીકાની કીં. રૂ. ૧—

શૃંગ્યાદિચુર્ણ—બાળદવા—બાળકોની ઉદરસ, તાવ ને ઉલટીને મટાડે છે. પા રતલની કીં. રૂ.૦–૮–૦

સીતોપલાદિચુર્ણ—દમ, ઉદરસ, ક્ષય, મંદાગ્નિ, પડખાંમાં શળ, અરૂચિ અને તાવને મટાડે છે.કીં.૦ાા

મહાસુદર્શનચુર્ણ—તાવને મંદાગ્નિ, ત્રિદોષના તાવ, દાહ, શોષ, ઉદરસ, પાંડુરોગ, મુઝારો, શળ મટાડે છે તમામ પ્રકારના તાવને મટાડે છે. ાા શેરની કીં રૂ. ૦–૮–૦

હિંગ્વાષ્ટકચુર્ણ—જઠરાગ્નિ ને પ્રદિપ્ત કરી પેટમાંના વાના ગોળાને, શળને, પેટ ચડવું, હેડકી, મુઝારો, પાંડુરોગ, ઉદરસ, સંગ્રહણી અને દમને મટાડે છે. ાા રતલની કીં રૂ. ૧—

## ગોળીઓ.

આરોગ્યવર્ધની—ચામડીનાં દરદ, મેદવાયુ, સોજા, તાવ અને ચામડીને મટાડી, પાચન અને દીપન કરનાર તથા મળનું શોધન કરી અત્યંત ભૂખ લગાડનાર છે ૧ તોલાની કીં રૂ. ૧–.

કૈશોર ગુગળ—કોઢ, સંધિવા, ધારાં, ચાંદી, પાઠું, ગરમીના અને પેશાબના રોગો, ઉદરસ અને પાંડુરોગ મટાડે છે. ૫ તોલાની કીં રૂ. ૧–

ચંદ્રપ્રભા—(લોહ ભસ્મને શીલાજીત વાળી) વીસ પ્રકારના પ્રમેહ, પેશાબ અટકવો, પથરી, કબજીયત, શળ મુઝારો, પાંડુરોગ, કમળો, સારણગાંઠ, દમ, ઉદરસ, હરસ, બરોળ, મંદાગ્નિ અને અરૂચી મટાડે છે. સ્ત્રીઓના રતુના અને પુરૂષોના ધાતુગત રોગો મટે છે. તો. ૧ ની કીં રૂ. ૧–

મહાયોગરાજ ગુગળ—(ભસ્મો સહીત) તમામ પ્રકારના વાના રોગ, ચામડીનાં દરદો, હરસ, સંગ્રહણી, શળ, ક્ષય, ગોળો, દમ, ઉદરસ, અરૂચી ને ધાતુ વિકારને મટાડે છે. સ્ત્રીઓના રતુ દોષને સુધારે છે. તો ૧ ની કી રૂ. ૨–

સંજીવની વટી—અજીર્ણ, કોલેરા, સનેપાત અને સર્પદંશને મટાડી માણસને જીવાડી દે છે. કીં રૂ. ૧

શૃંઙ્ગરસુરણવટી—જઠરાગ્નિને બળવાન કરી, હરસનો નાશ કરે છે. સંઘરણી, દમ, ઉદરસ, ક્ષય, બરોળ, સોજો, હેડકીને મટાડે છે. ૬ તોલાની કી રૂ. ૧—.

મંડુરવટી—કમળો, પાંડુરોગ, પેશાબના રોગો, હરસ, સોજા, ચામડીના દરદ, અજીર્ણ અને બરોળ મટેછે.કીં.રૂ.૧

લવંગાદિવટી—મોઢામાં રાખી રસ ઉતારવાથી બે ઘડીમાંજ ઉદરસને મટાડે છે. ૪ તોલાનીકીં રૂ૧–

શંખવટી—અજીર્ણ, ઉદરરોગ, શળ, કોલેરા, મંદાગ્નિ અને પેટના રોગોને મટાડે છે. કીં. ૦ા

## તેલો.

નારાયણ તેલ—તમામ પ્રકારના વાના રોગ, પક્ષાઘાત, ગળુ પકડું, બ્હેરાપણુ, ધાતુ ક્ષીણતા સાર મુઝારો, શળ, સંઝાપણું, શળો ભાંગવી વીગેરે મટે છે. પા રતલની કીં રૂ ૧–.

॥ જુઓ [illegible] ॥

१६ અમારી દવાઓનો બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત આ ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## बाधिर्य तेल.

કાનનાં તમામ દરદો, કાન પાકવો, સણકા નાંખવા, ગણગણાટ થવો અને બ્હેરાપણું આ તેલના બળે, ટીપાં કાનમાં નાખવાથી મટી જાય છે. આ ૧ ની કી. રૂ. ૧ પણ એજેન્ટ માટે ૦-૮-૦

આંબળાનું તેલ—ચોખા તેલમાંથી બનાવેલું કી. ૦।

## बालारोग्यवटी.

નાના બાળકોને થતા દરદો, ઝાડો, ઉલટી, તાવ, તવા, ઉદરસ, દમ, સસણી, વરાધ અને મથારખી વિગેરે બાળકોને થતા તમામ દરદો આ ગોળી મધ સાથે ચટાડવાથી મટી જાય છે. અને બાળકનું શરીર પુષ્ટ બનાવે છે. દરેક ઘરમાં ૧ બાટલી રહેવીજ જોઇએ. ડબી ૧ ની કી. ૦-૮-૦

ગરમીના રોગો માટે સ્વદેશી

## सारसापरिला.

આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટડી લોહીનો સુધારો થઇ લોહીની વૃદ્ધિ થાય છે. રૂ ૧

## दीलरंजन हेर ओइल.

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી, પરંતુ માથામાં ઠંડક વળે છે કી. ૦-૮-૦

ચંદ્રકળા હેર ઓઈલ કી. ૦-૫-૦

મોહીની હેર ઓઇલ ૦-૮-૦

શાંતા હેર આઇલ ૦-૪-૦

## कफ सीरप.

ઉદરસ, કફ અને દમને મટાડે છે. દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી કી રૂ. ૧.

## टोनीक सीरप.

મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમાં શક્તિ આવી પુષ્ટ થાય છે. કી રૂ. ૧

## द्राक्षासव.

ક્ષય જેવાં જુનાં ઘાસણીનાં દરદોમાં, ૨૬ ધ્રુસોની ઉધના નાશમાં, અરૂચિમાં, મુર્છામાં, રસમાં, અત્યંત નબળાઇમાં, તીવ્ર દરદોની ક્રિતમાં અને કોઈ પણ જાતની મહેનતથી લાગ્યો હોય ત્યારે આ આસવ ઉપયોગી છે. એક બા. ની કી રૂ. ૧-૮-૦

## बालामृत.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ છે. રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર સાથે પીવી. કી. ૦-૮-૦

રામપુરાથી મથુર નાથાલાલ લખે છે કે તમારા બાલામૃતથી અમારા બાળકને ઘણોજ ફાયદો છે. માટે બીજી બાટલી વી. પી. થી મોકલાવ

## कुमार्यासव.

ઉદરસ, દમ, હરસ, આફરો, અને પેટના દર્દમાં, જુનો કબજીયાતમાં અને સ્ત્રીઓના રક્ત દમમાં આ આસવ ગુણ કરે છે. કી. રૂ. ૨-૦

## लोहासव.

—પાંડુમાં, સોજામાં, બરોળના રોગોમાં ખાંસ નબળાઇમાં, અને ધાતુની નબળાઇમાં આ આસવ ગુણ કરે છે કી. રૂ. ૨-

દવે, કેમીકલ વર્કસ—અમદાવાદ

## અવલેહો.

ચ્યવન પ્રાશાવલેહ—શરીર ઘસાઈ જવાનાં દરદો, હાર્ટડીસીઝ, ઉદરસ, શોષ, ધાતુવિકાર પેશાબનાં દરદોને મટાડી શક્તિ આપી, બુદ્ધિ, યાદ શક્તિ, સ્ત્રીઓ ઉપર પ્રીતિ, અને પ્રસન્નતાને વધારે છે. રતલ ૧ ની કીમત રૂ ૧-૮-૦

કુટજાવલેહ—તમામ પ્રકારના હરસ, ઝાડો, સંગ્રહણી, અરૂચિ, પાંડુરોગ, દમ્યા લોહીના ઝાડા લોહીની ઉલટી થવી, ક્ષય, અને મરડા ને મટાડે છે, રતલ ૧ ની કી રૂ. ૨-

ગોક્ષુરાદિ અવલેહ—પેશાબમાં દરદો, પ્રમેહ, પથરી, ધાતુ જવી વીગેરે મટાડી શક્તિ આપે છે. રતલ ૧ ની કી રૂ ૨-

હરીતકયાદિ અવલેહ—ઉદરસ, દમ, ક્ષય, છાતીના રોગોને મટાડે છે, ૧ રતલની કી રૂ. ૨-

# ધનવાન માટે વિદ્વાનો શું કહે છે:

ખેડા જીલ્લાના મે ડીસ્ટ્રીકટ એગ્રીકલ્ચર ઇન્સપેક્ટર સાહેબ, શ્રીયુત ભોગીલાલ પાનાચંદદાસ સોકશી લખેછે કે,—ધનવાનનું પુસ્તક વાંચતાં તે ઘણુંજ ઉપયોગી અને મનન કરવા લાયક જણાયું છે.

અમદાવાદના એસીસ્ટંટ સરજન ડા. રે વર, એલ એમ એન્ડ એસ લખેછે કે; ધનવાન પુસ્તક જોયું છે. તેમા ખરેજ ઘણી મીનાઓ જાણવા જોગ છે. અને જેસખસે આ પુસ્તક વિષે મારો અભીપ્રાય માગ્યો છે તે આદમીને આ પુસ્તક ખરીદવાની હું ભલામણ કરીશ.

ચલોડાથી એક સજ્જન—આપે ધનવાન નામનું પુસ્તક બહાર પાડી દેશીઓને ઉત્તેજન આપી તેઓનાં ચલાયમાન મનને સ્થિર કર્યાં છે. તેમાં પણ મારૂં મન સ્થિર થવાથી હું આપનો આભાર માનું છું, મે તે પુસ્તક વાંચી તેમાના કેટલાક પ્રયોગોનીપુરે પુરી અજમાયશ કરી છે, તેમાં આપની કૃપાથી હું ફત્તેહમંદ નીવડ્યો છું, નેગી અને દેશનું ખરેખરૂં પુસ્તક બનાવી દેશને સચેત કરવા ધાર્યો છે તેથી આપને પ્રભુ યશ આપે એ ઇચ્છા છે.

દવાઓના નવા અભિપ્રાયો.

સુત આવ્યું ને હીસ્ટીરીયા મટ્યો.

પણજથી ભગવાનજી રણછોડજી લખે છે, અમારા ઘરમા એક બાઇને જે હીસ્ટીરીઆ થયેલો હતો તે ઉપર આપની સલાહ મુજબ કુમારીકાસવ સાથે હીસ્ટીરીયા પીલ્સ વાપરવાથી અટવાડીયું નહી થયુ તેવામાં તો આગમ થઇ ગયો છે, જેથી મને નિશ્ચય થયો છે. કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે. મારી સાહેબને એ દવા વાપરવા ભલામણ છે. મારો એવો અભિપ્રાય છે કે તમારી દરેક દરેક દવા સચી નીવડવી જોઇએ. કામ પડ્યે હવે તમારી દવાઓ વાપરવા મેં નિશ્ચય કર્યો છે,

સેજલપુરેથી માસ્તર મનસુખરામ બાપુજી. અફીણ નાશક ગુટીકાથી અફીણ છુટી ગયુ છે માટે બીજી ડબી મોકલવા કૃપા કરશો,

ભંડારીયાથી જવરીશંકર ત્રીભોવન—પ્રમેહ પીલ્સની ગોળીયો ખાવાથી મને ફાયદો થયો છે અને પ્રમેહની જરાપણ અસર નથી તેથી આપને હું ખરા અંતઃકરણથી આશીર્વાદ આપું છું. તમારી દવાઓ ઉપર મને ખરો વિશ્વાસ છે.

એન્જીનીયર છોટાલાલે રણછોડભાઇ પટેલ રાજપુરથી લખે છે કે, દમ નીવારણ ગુટીકાનો ઉપયોગ આપના લખવા મુજબ કરવાથી ઘણો ફાયદો થયો છે. તે માણસને એટલો સખ્ત દમ ચડતો હતો કે શ્વાસોશ્વાસની સાથેજ ચાલુ રહેતો હતો, ને તેમજ તે મરવા પડ્યો હતો, પણ આપની અત્યંત ગુણકારી દવાથી તે માણસને જલ્દીથી આરામ થયો છે તેથી હું ધારૂં છું કે આપની સર્વે દવાઓ શાસ્ત્રસિદ્ધ અને અકસિરજ છે.

મુંબાઇથી શેઠ રામચંદ તીરથરામ લખે છે કે,—મેં "તમારી મેમોરાઇનનો એક ડબો વાપર્યો છે જેથી મને ઘણો ફાયદો થયો છે. જેથી બીજો ૧ ડબો વધુ વી. પી. થી મોકલી આપશો.

નાશીકથી ડુંગરશી દેવજી—દમ શ્વાસ નિવારણ ગુટીકા વાપરતાં રામબાણ ગુણકારી માલુમ પડી છે.

કોઇ પણ રોગ મટાડવાને માટે દવે કેમીકલ વર્કસમાં—અમદાવાદ—લખો

---

Published by Jethalal Devshanker Dave, Panch Kuva, Four Roads, Bhagyodaya office, Ahmdabad and Printed by Sankalchand Harilal Shah. Shri Saty Vijaya Printing Press, Nava Darvaja, Ahmedabad.

પુસ્તક ૫ મું. અંક ૧ લો.

# ભાગ્યોદય.

માહે માર્ચ સને ૧૯૧૭

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક
છોટાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સૂચના.

આરોગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટેજના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે. આફ્રીકા માટે લવાજમ શી ૪ છે લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીય—સુખ વી. પી. કરી મોકલી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. આરોગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે બહાર પડે છે જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવું.

દરેક ગ્રાહકે પત્ર વ્યવહાર કરવા માટે પોતાનો ગ્રાહક નંબર—કે જે દરેક વખતે રેપર ઉપર લખવામાં આવે છે તે લખી અને પત્ર લખવો. ગ્રાહક નંબર સિવાયના પત્ર ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. સિરનામું બદલવા માટે પણ ગ્રાહક નંબર સાથે પત્ર લખવાથી તુરત બંદોબસ્ત થશે.

## નવીન ગ્રાહક થનારને લાભ.

આરોગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ જવું. કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે પાછળથી ભેટ ખુટી ગયે તે મળશે નહીં. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીયસુખ વી. પી. કરી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. ભેટના પુસ્તક.

### સ્વર્ગીય સુખ.

આ આવેલા વિષયોની ટુંક નોંધ નીચે પ્રમાણે છે.

**પ્રથમ પરિચ્છેદ**—સુખ અને ઉન્નતિનું મૂળ સચ્ચરિત્રતાજ છે, સત્યપ્રિયતા એ સાધુ પુરૂષોનો ધર્મ છે, આપણા દોષોને કબુલ કરવા એ મહત્વનું લક્ષણ છે, મનુષ્યતા,

**દ્વિતિય પરિચ્છેદ**—શિષ્ટાચાર, સ્વાર્થી લોકો શિષ્ટાચારી હોતા નથી, સુખી જીવન, સાધારણ લોકોમાં પણ સજ્જનતાનો પ્રકાશ, સ્વભાવિક સહાનુભૂતિ એ સજ્જનતાનું એક અંગ છે, શિષ્ટ વર્તનમાં લોક લજ્જા જેવા કુસસ્કારો ઉપર ધ્યાન ન આપવુ જોઇએ, બાધ્ય બાધક ભાવ,

**તૃતિય પરિચ્છેદ**—સત્ય દાન, દયાથી મોટો કોઇ બીજો ધર્મ નથી, નોકરોની સાથે કેવુ વર્તન રાખવું, સ્વામિત્વ,

**ચતુર્થ પરિચ્છેદ**—ભદ્રમનુષ્ય, પરોપકાર, નૈતિક બળ અને મોટાઇ, સન્માનનું રક્ષણ,

**પંચમ પરિચ્છેદ**—મધુર વચન, વિનય, વિનયનો અવતાર

**ષષ્ટમ પરિચ્છેદ**—અસભ્યતા, મશ્કરી, મધુર તિરસ્કાર

**સપ્તમ પરિચ્છેદ**—જાતિય દુર્બળતા, અશક્તતા, ઉત્સાહ, ઉચ્ચ લક્ષ્યબીંદુ, કર્મ કરવામાંજ મહત્વ છે, કર્મ મહાત્મ્ય,

**અષ્ટમ પરિચ્છેદ**—જન્મ ભૂમિ, આદર્શ પુરૂષ, મહત્તા, દેશોપકાર, રાજ ભક્તિ, સમવયભક્તિ,

આ પ્રમાણે ઉત્તમ વિષયોથી ભરપુર અનેક દ્રષ્ટાંતો સહિત સરળ ભાષામાં—આ પુસ્તક આ વર્ષે આરોગ્યોદયના ગ્રાહકોને ભેટ તરીકે મળશે,

વ્યવસ્થાપક આરોગ્યોદય—અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. માહે માર્ચ. સને ૧૯૧૭ અંક ૧ લો.

## साधन मात्रना मुख्य अंशने सेव्या विना साधन सिद्धि गणाती नथी.

(કોઇ મન મેળાપી હોય તો મનકેરી કહીએ—એ. ઢ.)

આ વિશ્વે સઘળુ એક વિના નકામુ;
મહત્વનું જે રહ્યું સકલમાં, એક તું એવું ગણાતું,
જે વિણ બીજું સિદ્ધ કર્યું તે, અસિદ્ધ જેવું થાતું. આ૦
શરીર વિષે કોઇ અનન્ત શક્તિ, ભલે રહ્યું હોય પામી;
પણ એક દૃઢ જીવનબળ વિણ એ, સઘળી વસ્તુ નકામી. આ૦
ઉપલ પાયલ ઘણી કરે, છો હોય મોટું નામુ;
પણ એક શાખ બજારે, જો ના તો એ સર્વ નકામું; આ૦
ગૃહસ્થ ધર્મી થઇને છોને, મોજ મજા બહુ માણી,
પણ એક સાચી પ્રેમી પ્રિયા વિણ, ગૃહસ્થાઇ ધુળધાણી. આ૦
અનેક રીતે કરી ભલેને, સબંધ જાળવી જાણ્યો,
પણ એમાં નથી આત્મભોગ એક, રતન ન તો એ પ્હાણો. આ૦
ભલે ગુરુની અનેક રીતે, કરી શુશ્રૂષા ભારી;
પણ એક ભક્તિ ન જો તો જાણો, સીતા કાષ્ટની ભારી. આ૦
માનવ હૃદય વિષે છો જાતાં, અનેક બળ ઉભરાઇ;
પણ એક પ્રેમ નથી જો તો એ, હૃદયમાં મામ ન કાંઇ. આ૦
મગજ વિષે છો અનન્ત શક્તિ, હોયે પૂર્ણ ભરેલી,
પણ એક પ્રતિભા શક્તિ નથી, તો જાણો એ ચર્મની થેલી આ૦
અગાધ સૂક્ષ્મ અને છો હોયે, વળી બુદ્ધિ બહુ ઉંડી,
પણ એક ઉદારતા નથી તેમાં, તો તો એ ઘરની ખાળ કુંડી. આ૦
અનેક શાસ્ત્ર વચનને છો દો, બોલે થઇને શાસ્ત્રો,
પણ ના ધૈર્ય વચન વદી જાણે, (તો) પોપટ એ પિંજરાનો જાણો. આ૦
આ વિધિ સર્વ વિષયમાં ખામી, એક વિના જ ગણાયે;
જ્યાં લગી એવું એક ન મળીયું, શત શૂન્યે શું થાયે. આ૦
મર્મ જને વળી મુખ્ય જે, લક્ષણ ગણાય જેનું;
તેને તો જેણે સિદ્ધ કર્યું છે, સાર્થક જીવન તેનું આ૦

(શ્રી. ઉ૦)




( લેખક શ્રીયુત્ હરિલાલ નૃસિંહરામ વ્યાસ. )

( અનુસંધાન ગતાંકથી )

एवमात्मारणौ ध्यान
मथने सततं कृते ।
उदितावगतिर्ज्वाला
सर्वाज्ञानेंधनं दहेत् ॥

એ રીત આત્મા રૂપ અર્ણી મધ્યે,
મંથન કરે ધ્યાન રૂપી જ નત્યે;
તો જ્ઞાન રૂપી પ્રગટી મહાગ્નિ,
અજ્ઞાન કાષ્ટો સૌ દેજ બાળી[1] ૪૧

अरुणेनेव बोधेन
पूर्वं संतमसे हृते ।
तत आविर्भवेत्मा
स्वयमेवांशुमानिव ॥

અરૂણવત્ જ્ઞાન ઉદે થવાથી,
અજ્ઞાન પેલું તમવત્ જવાથી;
પછી ઉદે થેજ રવિ સમાને,
પોતેજ આત્મા પરિપૂર્ણ ભાસે. ૪૨

आत्मा तु सततं प्राप्तोऽ
प्य प्राप्तवद विद्यया ।
तन्नाशे प्राप्त वद्भाति
स्वकंठा भरणं यथा ॥

આત્મા સદા પ્રાપ્ત જ છે છતાં તે,
અપ્રાપ્તવત્ અજ્ઞપણે જણાયે;
તે નાશથી પ્રાપ્ત થયો જણાયે,
સ્વકંઠના ભૂષણની સમાને ૪૩

૧ કાષ્ટમંથનવત્ જેમ બે અરણીના લાકડાં એક બીજા ઉપર ઘસીને અગ્નિ પેદા કરી તેમાં કે વાના સર્વ કાષ્ટોને બાળે છે, તેમ ધ્યાની પુરૂષ અંતઃકરણ અને મન (આત્મા) રૂપી બે અરણી લાકડાંને અન્યોઅન્ય ધ્યાનરૂપ (મનનરૂપ) ઘર્ષણ કરી જ્ઞાનરૂપી અગ્નિ પ્રગટ કરી તેમાં અજ્ઞાનના સર્વ કાષ્ટોને ભસ્મ કરે છે. ૨ જેમ પ્રથમ અરૂણ ઉદય થઇ રાત્રીના અંધકારનો નાશ કરે છે, ને પ સૂર્ય ઉગે છે, તેમ જ્ઞાનરૂપી અરૂણ પ્રથમ અજ્ઞાનનો નાશ કરે છે, ને તે પછી આત્મારૂપ સૂર્ય પ્રકાસે છે. ૩ અજ્ઞાન. ૪ કોઈ (કમી સ્મરણશક્તિવાળો) માણસ પોતેજ પોતાને કંઠે કાંઇ ધરેલું પ થોડી વાર પછી (કંઠે ઘાલ્યાની વાત) ભૂલી જઇ ફરી ઘાલવા જતાં તેને પેટીમાં અથવા દાગ વગેરે ઠેકાણે ખોળવા માંડે છે ઘણીવાર સુધી ઘણે ઘણે ઠેકાણે ખોળે છે પણ તે જડતું નથી તેના મ એમ આવે છે કે તે (જણસ ધરેલું) ખોવાઇ ગયું, અથવા કોઇએ ચોરી લીધું હશે. પણ જો કોઇ માણસની નજર તેની કોટભણી જતાં તેને કહે છે, ત્યારે તે પોતાનાજ ગળામાં પોતાના હાથ સ્પર્શ કરીને તે ખોવાઇ ગએલું ધરેલું પોતાનીજ પાસે હતું, ને મિથ્યા ખોળી ખોળીને થાક્યો (ચોર પોતેજ હતો) એમ જાણી આનંદાશ્ચર્ય પામે છે તેજરીતે અજ્ઞાની પોતાના અજ્ઞાનને આત્માને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે, પણ જ્યારે કોઇ સદ્ગુરૂ તેનું અજ્ઞાન દૂર કરે છે ત્યારે આ જ્ઞાનવાન થઇને હું પોતેજ આત્મા છું એમ જાણી આનંદાશ્ચર્ય પામે છે.

स्थाणौ पुरुषवद्भ्रान्त्या
कृताब्रह्मणि जीवता ।
जीवस्य तात्त्विके रूपे
तस्मिन् दृष्टे निवर्तते ॥

સ્ત્રગ્ધરા વૃત્ત.

અંધારે જેમ કોઇ જન અણસમજે
સ્તંભને ૧ ચોર ધારે; ૨
ભ્રાન્ત એ તેવી રીતે જીવનો ૩
કરી છે કલ્પના બ્રહ્મ માંહિ;
અંધારૂં દૂર થાયે પ્રદીપથી ત્યાં,
ચોરનો ભો જતો રે;
તે રીતે જ્ઞાન પામ્યે ૪ સ્વરૂપ;
સમજતાં જીવતા ૫ નષ્ટ થાયે ૬ ૪૪

तत्त्वस्वरूपानुभवा-
दुत्पन्नं ज्ञानमंजसा ।
अहंममेति चाज्ञानं
बाधते दिग्भ्रमादिव ॥

ઉપજાતી વૃત્ત.

તત્ત્વ સ્વરૂપાનુભવે ૭ થએલા,—
જ્ઞાનાર્કના ૮ તેજથી અજ્ઞતા મ્હા;
અહંમમત્વાદિની દૂર થાયે,
અર્કોદયે દિગ્ભ્રમ ૯ જેમ જાયે. ૪૫

---

૧ થાંભલાને. ૨ ને તેથી ઘણો ભયભીત પણ થાય. ૩ જીવપણાની ૪ સદ્‌ગુરૂના પ્રસાદથી, મહા વાક્યના વિચારથી, અને સત્શાસ્ત્રના શ્રવણાદથી ઉપજતી વિવેક દ્દષ્ટીને લીધે ૫ જીવપણું-અજ્ઞાન. ૬ અર્થાત્ તેથી સર્વ પ્રકારનો ભય પણ નાશ પામે. ૭ (જીવ) અને પરમાત્માની એકતા દૃઢ થવાથી. ૮ જ્ઞાનરૂપી સૂર્યના. ૯ દશાઓનો ભ્રમ પોતાનાજ ઘરમાં પૂર્વાદ દિશાઓનો ક્રમ માણસ ભૂલી જાય છે. રાત્રિમાં (પોતાના ઘરમાં કે બીજે ઠેકાણે) થએલો દગ્ ભ્રમતો દીવો થવાથી અથવા સૂર્ય ઉગવાથી તુર્ત મટી જાય છે પણ પરદેશમાં દિવસે પણ જણાતો આશ્ચર્યકારક દિગ્ભ્રમ ઘણી મુદતે આપોઆપ જાય છે-કેમકે એ ભ્રમ એવો થાય છે કે જાણે સૂર્ય પણ ઉત્તર, દક્ષિણ, કે પશ્ચિમમાં ઉગ્યો છે. આમ સૂર્યથી મટી શકેજ નહિ. એ કેવળ માનસિક વૃત્તિનુંજ લક્ષણ છે, અર્થાત્ એકજ થોડા વખતમાં મનને અમુક જગ્યામાંની દશાઓની ભ્રાન્તિ થાય છે.

(અપૂર્ણ.)

---

# સુખ દુઃખનો સાથી મનોબળ છે.

(લેખક ત્રિભૂવન સવજી મોદી.)

૧ તન્દુરસ્તીનો કાયદો તોડનારને કુદરત શિક્ષા કરે છે.
૨ લખીને વીચારવા કરતાં વિચારીને લખવું તે વધારે બેહેતર ગણાય છે.
૩ પોતાના શરિરને અલંકારોથી શણગારવા કરતાં જ્ઞાનથી શણગારવું તે વધારે સારૂં છે.
૪ જે માણસની બુદ્ધિ તિક્ષ્ણ હોય છે. તેની વિચાર શક્તિ બહુ જબરી હોય છે.
૫ આખા કુટુંબમાં એકજ ડાહ્યો હોય તે તારા મંડળમાં ચંદ્રની માફક પ્રકાશ આપનારો ગણાય છે.
૬ લોભી માણસ પોતાની દોલતનો એક ટ્રસ્ટી તરીકે વહીવટ ચલાવનાર માત્ર ગણાય છે.

---

# आत्म सामर्थ्यनुं महात्म्य.



આત્મશ્રદ્ધાને માટે આત્મસામર્થ્યની ઘણુંજ આવશ્યકતા છે. આત્મસામર્થ્ય વિના આત્મશ્રદ્ધા, એ રસોઇ બનાવવાના વાસણો વગર રસોઇના સામાન જેવી છે. આત્મશ્રદ્ધા વડે એ વાત જાણી શકાય છે કે, આપણામાં શું શું કામ કરવાની શક્તિ છે, અને આપણે શું શું કરી શકીયે છીએ; પરંતુ આત્મસામર્થ્યથી તો જે જે વાતોની ભાવના કરવામાં આવે છે તે તે વાતે કાર્યનું રૂપ ધારણ કરી શકે છે. એક શિલ્પકાર કોઇ પત્થરના ટુકડાને જુવે છે, તે વખતે તેનો આત્મવિશ્વાસ તેને કેવળ એ બતાવે છે કે તેમાંથી એક સુંદર મૂર્તિ બની શકે તેમ છે, પરંતુ આત્મસામર્થ્ય તો તે પત્થરના ટુકડાને તેની હાલતા મૂર્તિનું રૂપ ધારણ કરાવી દે છે પ્રથમ વિશ્વાસ યાને શ્રદ્ધા ઉત્પન્ન થાય છે પછી આત્મસામર્થ્ય પ્રાપ્ત થાય છે. પ્રથમ કોઇ કામ કરવાની ઇચ્છા કરવામાં આવે છે, પછી તે અનુસાર ક્રિયા કરવામાં આવે છે. ઇચ્છા થવી તેનું નામ આત્મવિશ્વાસ છે અને પોતાને માટે તે અનુસાર ક્રિયા કરવી તેનું નામ આત્મશ્રદ્ધા છે. જે મનુષ્ય આત્મસામર્થ્યને પ્રાપ્ત કરી શકે છે, તે કહે છે કે મારી શક્તિયો અને મારી ઇચ્છાઓનું મારા સિવાય કોઇ અનુમાન કરી શકતું નથી. કોઇ મને સારો કે ખોટો બનાવી શકતું નથી. પણ હું પોતેજ પોતાને સારો યા ખોટો બનાવી શકું છું આત્મસામર્થ્યવાળો પુરૂષ પોતાની આર્થિક, સામાજીક, માનસિક, શારીરિક, તથા આત્મિકદશાને પોતેજ સુધારી શકે છે. મનુષ્યનું જીવન કેવું હોવું જોઇયે, એ એક એવો પ્રશ્ન છે કે જેનો પ્રત્યેક વ્યક્તિ પોતેજ વિચાર કરીને નિશ્ચય કરી શકે છે. એને માટે મનુષ્યે પોતાના બળ ઉપર ઉભું રહેવું જોઇયે. બીજાની સહાયની આશા રાખવી અને તેના ભરોસા પર બેસી રહેવું એ નિરર્થક છે. અને તે વાતનું કુદરત એ સાક્ષાત ઉદાહરણ છે. કુદરત પ્રકૃતિ જોશો તો જણાશે કે જે કામ પોતાને કરવાનું છે તે તેને જાતેજ કરવું પડે છે. પોતાની જગ્યાએ બીજાને મોકલવાથી અથવા બીજાની જગ્યાએ પોતે જવાથી કદી પણ કામ ચાલતું નથી. કુદરત હમેશા બતાવી આપે છે કે મનુષ્ય પોતેજ પોતાનો મિત્ર છે અને પોતેજ પોતાનો શત્રુ છે. પછી તે પોતાને પોતાનો મિત્ર બનાવે કે ગમે તો શત્રુ બનાવી દે એ તેના પોતાનાજ હાથમાં છે. સાધારણ ઉદાહરણ કસરતનુંજ લ્યો. શું કોઇ માણસ પોતાની જગ્યાએ બીજાને અખાડામાં મોકલે અને કસરત કરાવે તો તેથી તેનું શરીર પુષ્ટ થઇ શકશે? કદાપિ નહી. જ્યાં સુધી તે પોતે જઇને પોતાના શરીર વડે શ્રમ નહી કરે, અને કસરતના સિદ્ધાન્તો પર પોતાના શરીર અને સમયનો ઉપયોગ નહીં કરે, ત્યાં સુધી તેને કાંઇ લાભ થઇ શકવાનો નથી. તેવીજ રીતે કોઇ રોગ થતાં તે માણસ જાતે દવા ન પીવે તો સંસારની સઘળી ઔષધિયો તેને માટે નિષ્ફળ નીવડે છે. જો કોઇ પોતાના પેટની ભુખ મટાડવાને માટે બીજાને ભોજન ખવરાવે તો શું તેની ભુખ મટી જાય છે? નહીજ. રોગ મટાડવાને માટે તો જાતેજ દવા ખાવી જોઇયે. ધર્મના સંબંધમાં પણ તેમજ છે ધર્મમાં મનુષ્યે સર્વ કામ પોતે જાતેજ કરવું પડે છે. ભલે બીજાની પાસે ગમે તેટલી સહાયતા મળે તોપણ મનુષ્યે પોતાના ઉપર મુખ્ય આધાર રાખવો જોઇએ. તેણે એમ ન સમજવું જોઇએ કે હું ગાડીમાં એક મુસાફર છું; પરંતુ એમ જાણવું જોઇએ કે ગાડીનો ચલાવનારજ હું છું. હું ગાડીનો ડ્રાઇવર યા ઇજનેર છું અને ગાડી મારૂં જીવન છે. આપણે આપણા પોતાના ઉપરજ આધાર રાખવો જોઇએ જો તેમ ન બને તો જીવન વ્યર્થ છે. એવા જીવનથી કાંઇ લાભ નથી જે કંઇ બીજા મનુષ્યો આપણે માટે કરી શકે છે તે એ છે કે તે આપણને તક આપી શકે છે. આપણે તેવી તકને કદી પણ ચૂકવી ન જોઇયે; પણ હમેશાં તેની શોધ કરતા રહેવું જોઇએ.

જીવનમાં ઘણી તકો મળી શકે છે. કહેવત છે કે આવેલી તક ફરી મળતી નથી. જેથી આપણા જીવનને ઉન્નત બનાવવાને માટે આવેલા અવસરને જવા ન દેવો જોઇએ.

જુના જમાનાના રસાયન બનાવનારા કીમીયાગરો કહેતા કે, માત્ર એક આંચની કમી રહી ગઇ, જો તે આપી હોત તો કલઇની ચાંદી અને તાંબાનું સોનું બની શકત. આચરણમાં પણ તેજ વાત છે. અનેક માણસો એવા છેકે જેઓ ઘણે ભાગે ઉત્તમ હોય છે, જેમનામાં જ્ઞાનની પણ કમી હોતી નથી, ધર્મ બુદ્ધિ પણ હોય છે, પરંતુ કેવળ એકજ વાતની તેમનામા ખામી હોય છે. અને તેના ન હોવાથી તેના જીવનમાં સફળતા પ્રાપ્ત થતી નથી. તે ખામી આત્મસામર્થ્યની હોય છે. ગમે તેટલા ગુણ હોવા છતાં પણ આ એક ગુણ વગર સર્વે ગુણો નકામા છે. આત્મસામર્થ્ય હોય છે તોજ સર્વ ગુણ એકત્રિત થઇને એક જીવન શક્તિ પેદા કરી દેછે અને કાર્યની સિદ્ધિ થતાં વાર લાગતી નથી જે મનુષ્યનામાં આત્મસામર્થ્ય હોતું નથી તે નિર્બળ છે. તેને પ્રત્યેક કાર્યમા શંકા ઉત્પન્ન થાય છે અને જે કાંઇ કરે છે તે ડગમગ વિચારથી કરે છે. તેને દરેક કામ કરવામાં ભય જણાય છે. અને રાત દિવસ એજ ચિંતા થયાં કરેછેકે મહેનત નકામી તો નહી જાય. તે હમેશાં એવી વાટ જોતો રહે છેકે કોઇ આવીને પોતાને કયારે મદદ કરે તેનામાં એટલું સાહસ કે આત્મબળ હોતું નથી કે જે જાતે વિચાર કરે અને જે યોગ્ય જણાય તેને કરી શકે એવા માણસો પોતાની કાયરતાને લઇને પ્રત્યેક કાર્ય સિદ્ધ ન થતાં તેમાં બીજાને દોષ દેછે. તેના મનમાં હમેશાં એમ થયાં કરે છેકે, લોક મારૂં મૂલ્ય સમજતા નથી અને મને તુચ્છ સમજે છે તે પોતાના મનમાં સમજે છેકે સમાજ મારાથી પ્રતિકુળ વિચાર કર્યા કરે છે. તે પોતાના દોષ જણાતાં તેનો ત્યાગ કરવાનો કદી પ્રયત્ન કરતો નથી; પણ બીજાને પોતાના દ્વેષી અને શત્રુ હમેશાં માન્યા કરે છે એવા મનુષ્યને શાંતિ પ્રાપ્ત થવી એ દુર્લભ છે. તેને શાંતિ કયાંથી પ્રાપ્ત થાય ? તેને તો હંમેશાં એવી ચિંતા રહ્યાં કરે છેકે, મારા સરખો સંસારમાં કોઇ પણ દુખી નથી, કોઇ પણ દરિદ્ર નથી અને કોઇને મારા જેટલી નિષ્ફળતા પણ નહી મળી હોય. ત્યારે જે મનુષ્યોમાં આત્મ સામર્થ્ય હોય છે, તેના વિચાર જુદાજ પ્રકારના હોય છે તે હમેશાં એ વાત જાણવાની ધુનમાં મડ્યો રહે છેકે મારામાં કયા કયા અવગુણો છે અને હું તેને કેવી રીતે દૂર કરી શકું. તેને તે વાતનો પૂર્ણ રૂપે નિશ્ચય હોય છેકે સંપૂર્ણ બાહ્ય પ્રભાવોને જીતવાની મારામા શક્તિ છે.

જેટલા જેટલા મહાન પુરૂષો થયા છે તે સર્વેએ અનેક દુખો અને આપત્તિયોનું સહન કર્યું છે. આપત્તિયોથી બીવુ એ કાયરનું કામ છે. આવી પડતી આપત્તિયોની સામે થવું અને તેને સહન કરવી એજ વીરતાનું કામ છે. તે સમજે છેકે નિષ્ફળતા એ કાંઇ કાયમને માટે નથી. પણ ક્ષણ માત્રને માટે છે, નિષ્ફળતા મળતાં નિરાશ ન થવુ જોઇએ ઉદ્યોગ કરવો કે જેથી એક દિવસ જરૂર કાર્યની સિદ્ધિ થવાનીજ જેમ રેલ્વેગાડીની મુસાફરીમાં કદી કદી આજુ બાજુના ટેકરાને લીધે થોડો વખત અંધારૂ આવી જાય છે પણ તે ટેકરા દૂર થતાં પ્રકાશ આવી શકે છે. તેજ પ્રકારે આપણા જીવનને માટે પણ સમજવું નિષ્ફળતાનું અંધારૂં માત્ર થોડી ક્ષણને માટેજ હોય છે અને તે ગયા પછી સફળતા રૂપી પ્રકાશ આવી શકે છે.

જેમનામાં આત્મસામર્થ્યનો ગુણ હોય છે, તે સર્વથી અધિક બળવાન હોય છે તે સિવાયના માણસો હમેશાં શત્રુના પંજામાં ડબાયલા રહે છે અને તેમનો નાશ થવામાં વાર લાગતી નથી એવા માણસો સ્વતંત્ર થઇ શકતા નથી. પણ હમેશાં ગુલામગીરીમાંજ દિન વીતાવ્યા કરે છે જે મનુષ્ય વિપત્તિ વખતે ધૈર્યને ધારણ કરીને દૃઢ રહી શકે છે અને આવેલા વિઘ્નોને સાહસ અને વીરતાથી ખમે છે તે પોતાની આન્તરિક શક્તિ ઉપર નિર્ભય રહી શકે છે. તેને બીજાની મદદની જરૂર પડતી નથી. અને તેને કોઇની સહાનુભૂતિની પણ જરૂર પડતી નથી. તે જાતેજ પોતના પગ ઉપર ટકી શકે છે. જો કોઇ માણસ અથવા કોઇ સમાજ બીજાઓના ઉપર આધાર રાખીને કામ કરશે, તો સમજવુ કે તેમની અવનતિનો સમય નજીક આવી જશે. તેમનું પતન થવામાં કાંઇ વાર લાગતી નથી. સર્વને ખબર છેકે, જ્યાં સુધી મુગલ બાદશાહ જાતે કાર્યે તત્પર રહ્યા, ત્યાં સુધી મુગલ સામ્રાજ્યની ચડતી થતી ગઇ, અને મુગલ

દશાહ સંપૂર્ણ રીતના અધિકારી બની ગયા; પરંતુ જ્યાં તેમણે પોતાના કાર્યનો પોતાના શ્રમ ઉપર આધાર રાખ્યો, અને તે જાતે નાચ રંગ અને ખેલ તમાશામાં પડ્યા, એટલે તેમની અવન ચિન્હો જણાવા લાગ્યાં, અને અંતે મુગલ રાજ્યનો નારાજ થઈ ગયો. એજ હાલ રોમ દેશનો પણ

જ્યારથી રોમવાસિયોએ સ્વાવલંબનનો ત્યાગ કર્યો અને પોતાનું કાર્ય યુદ્ધમાં પકડેલા કેદિયોને સો તે વખતથી રોમ દેશનું પતન થવા માંડ્યું અને તેમનામાં આળસ, ભય, દુર્બળતા અને કાયર પ્રવેશ કરવા માંડ્યો. તેનું પરિણામ એ આવ્યું કે રોમ જેવો બળવાન, ક્ષત્રિય, અને વિજયી, દેશ બળ અને સાહસહીન થઈ ગયો. બીજાઓના ઉપર આધાર રાખવાથી મનુષ્ય નિર્ધન અને નિર્બળ થઈ છે. અને પુરૂષત્વના ગુણ તેનામાંથી જતા રહે છે કેમકે આત્મસામર્થ્યને માટે અનેક વિઘ્નોને કરવાં પડે છે; પરંતુ વિઘ્નોને સહન કરવાં એ પુરૂષોનું કામ છે, અને સંસારમાં એજ કર્તવ્યનો છે. ઘણાએ માણસો એવા આળસુ અને દુર્બળ છે કે અડચણોને સહન કરવી એતો બાજુપર રહી પ પોતે જાતે પોતાના શરીરનો ભારપણ ઉપાડી શકતા નથી. અને ઠંડી કે ગરમીની જરાપણ તકલીફ સહન કરી શકતા નથી એવા મનુષ્યો કેવળ ભોગ વિલાસોમાંજ રહી જાય છે, અને તે સંસારમાં પણ કરી શકતા નથી.

જે વખતે ઇરાનનો બાદશાહ નાદિરશાહ દિલ્હી સુધી પહોંચ્યો અને તેણે મારફાડ કરવા મ તે વખતે દિલ્લીનો બાદશાહ મહમદશાહ પોતાના મહેલમાં પડ્યો પડ્યો મોજ ભોગવી રહ્યો હતો. જ હાથ જોડવાથી નાદિરશાહે શાંતિ ધારણ કરી અને તે દિલ્હિના બાદશાહને મળવાને માટે આવ્યો, તે વ બંને બાદશાહોની વચ્ચે જે વાતચિત થઈ તે સાંભળવા જેવી છે. મહમદશાહે ઘણુંજ બારીક કપ પહેરણ પહેર્યું હતું, તેની બંને તરફ પંખા ચાલી રહ્યા હતા, અને ગુલાબજળનો છંટકાવ થઈ હતો. આ પ્રમાણે ઠાઠમાઠથી જ્યારે મહમદશાહ, નાદિરશાહને તેડવા માટે સામો ગયો, ત્યારે ગરમ મોસમ હતી તે છતાં પણ નાદિરશાહે ઘેટાના ચામડાનો કોટ પહેરેલો હતો જ્યારે મહમદશાહે નાદીર ને આ પ્રકારનો કોટ પહેરેલો જોયો ત્યારે તેણે તેને પુછ્યું કે 'આપે આ મોસમમાં પણ આવો મ પહેર્યો છે?' તે સાંભળી નાદિરશાહે કહ્યું કે 'બાદશાહ, મને આ કોટજ ઇરાનથી હિંદુસ્તાન લાવ્યો છે અને આપના આ બારીક પહેરણેતો આપને દિલ્હિના દરવાજા સુધી પણ આવવા દીધા ન તલબ કે વિઘ્નો યા અડચણોને સહન કરનાર મનુષ્યજ સર્વ કાંઇ કરી શકે છે જેથી કોઇ મનુ ઉચ્ચપદે પહોંચવાની અભિલાષા થતી હોયતો તેણે પોતે જાતેજ પોતાના ઉપર આધાર રાખવો જોઈ જે પ્રકારના ઉચ્ચ પદને મેળવવાની ઇચ્છા હોય તે માટે બીજાના ઉપર કદાપિ પણ આધાર રાખવો જોઇએ. સાથે એ પણ સમજવું જોઇએ કે આપણે સર્વ કાંઇ કરી શકીયે છીએ. એવું ખોટું ગુ રાખવું એનું નામ આત્મસામર્થ્ય નથી. આત્મસામર્થ્ય તો પ્રત્યેક કામ જાતે કરવાનું કહે છે.

આત્મસામર્થ્ય પ્રાપ્ત કરવાને માટે એ આવશ્યક છે કે તે મનુષ્યે બીજાને સહાયતા કરવાને તૈયાર રહેવું જોઇએ, પરંતુ પોતે જાતે બીજાની સહાયતા મેળવવાની ઇચ્છા ન કરવી જોઇએ. જીવનના પ્રારંભથીજ તેણે એ વિચાર કરી રાખવો જોઇએ કે જીવન એ એક એવું યુદ્ધ છે કે જેમાં તેને જાતેજ લ જોઇએ, અને જાતેજ યોદ્ધા બનવું જોઇએ, આ યુદ્ધમાં ભાડાની ફોજથી કામ ચાલતું નથી અને બીજ લડવાથી પોતાને વિજય મળતો નથી, અને એવા યુદ્ધથી બચાવ પણ થઇ શકતો નથી આ યુદ્ધથી ભા એ મૃત્યુ તુલ્ય છે જો બચશો તો પણ મરશો અને નાસશો તો પણ મરશો બીજા માણસો તમને નહીં કરી શકે, જેથી તમારે જાતેજ લડવું જોઇએ અને વિજય પ્રાપ્ત કરવો જોઇએ. આ યુદ્ધમાં વિ મેળવવાને માટે કેવળ એકજ ઉપાય છે, અને તે આત્મસામર્થ્યને પ્રાપ્ત કરવું એ છે.

જે બાબતની તમે તમારામાં ખામી દેખો તેને પૂરી કરવાનો ઉદ્યોગ કરો જેમ તમારી ઇ વાતચીત કરવાની ટેવ ન હોય તો તમારે એવા કામમાં જોડાવું કે જેમાં તમારે બોલવુંજ પડે, જો તમને ડર લાગતો હોય અને આનંદમાં તમારો વખત ન વીતતો હોય તો તમારે એવા મનુષ્યોના સમાગમમાં રહેવું જોઇએ કે જેથી તમારે હસવુંજ પડે. એમ કરવામાં તમે જેટલી અડચણો આવે તેની પરવા

રો. જો તમારામાં કોઇ એવી શક્તિ નહોય કે જે શક્તિ બીજાનામાં હોય, તો તમારે તેની કદાપિ પણ ઈર્ષ્યા યા દ્વેષ ન કરવો અને તેને જોઇને કદી પણ પોતાના મનમાં બળાપો ન કરવો. પરંતુ તમારે તેને જોઇને પ્રસન્ન થવુ અને એ વાતનો પ્રયત્ન કરવોકે તે શક્તિ જેથી તેને મળી હોય તે માર્ગ તમને મળી રહે. તમે તમારા આત્મસામર્થ્ય ઉપર શ્રદ્ધા રાખો અને તમારૂં કર્તવ્ય સારી રીતે પાલન કરતા જાવ, એ શક્તિ તમને જરૂર મળશેજ. પ્રત્યેક મનુષ્યે જાણવું જોઇએ કે મારામાં એક ઘણોજ ભારે ખજાનોછે. ખજાનો નહીં પણ એક મોટી ખાણ છે કે જેમાં મોટા મોટાં અમૂલ્ય રત્નો ભર્યા છે. પણ તેને ઉદ્યોગ કરી અને મેળવવાનીજ માત્ર આવશ્યકતા છે. પરંતુ યાદ રાખજો કે તમારા પોતાના હાથ પગ હલાવ્યા વિના તમને તે પ્રાપ્ત થઇ શકશે નહીં.

મનુષ્યે દિવસે દિવસે પોતાની ઉન્નતિ કરતા રહેવું જોઇએ અને આગળ અને આગળ વધ્યા કરવુ જોઇએ. ઘણા માણસો બીજાને આગળ વધવાને માટે કહ્યા કરે છે; પરંતુ એ તેમની મોટી ભૂલ છે. બીજાને આગળ વધવાની સલાહ આપવા કરતા પોતે જાતેજ આગળ વધવાનો ઉદ્યોગ કરવો જોઇએ એમ કરવાથી પોતાની ઉન્નતિ થતી જવાની અને તે જોઇને અન્ય પણ તે માર્ગે આગળ વધી શકે છે. સંસારમાં જેટલા મનુષ્યોએ ઉન્નતિ પ્રાપ્ત કરી છે તે સર્વેએ આ વાત ઉપર પૂર્ણ ધ્યાન આપેલું હોય છે. કે પ્રતિદિન થોડી થોડી પોતાની ઉન્નતિ કરતા જઇ અને આગળ અને આગળ વધ્યા કરવું.

જે સ્થિતિમાં આપણે પરમ દિવસે હતા તેથી કાલે આગળ વધ્યા છીએ, અને જેટલા કાલે હતા તેથી આજે આગળ વધો. અને જેટલા આજ છીએ તેથી કાલે આગળ વધીશુ એ વિચાર સફળતાના મૂળ રૂપ છે. બીજાની સાથે મુકાબલો કરવો અથવા તેનાથી આગળ વધવાનો ઉદ્યોગ કરવો એ જોકે ઉત્તમ છે; તોપણ આપણે દિન પ્રતિદિન આગળ વધવાનો ઉદ્યોગ કરવો તેનાથી વધુ ઉત્તમ નથી. આત્મસામર્થ્યથી એ પ્રાપ્ત થાય છે, અને એથી આત્મસામર્થ્ય પ્રાપ્ત થાય છે. એકનો બીજાની સાથે ગાઢ સબંધ છે. અને તેથી પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય છે કે પોતાની ઉન્નતિમાં હમેશાં મચ્યા રહેવું. અડચણો, વિઘ્નો કે ભયની વખતે નિરાશ ન થવું જોઇએ. ઘણી અડચણો એવી હોય છે કે જ્યાં સુધી તેનો ભય રાખવામાં આવે છે ત્યાં સુધી તો તે મહાન જણાય છે, પરંતુ જ્યાં તેને જીતવાનો પ્રયત્ન કર્યો કે ત્યાં તેનું નામ નિશાન જણાતું નથી

આત્મસામર્થ્ય ઉપર આધાર રાખનારો મનુષ્ય બીજાના યશના આશ્રય ઉપર કદી પણ રહેતો નથી. તે જાતે પોતાને માટે વિચાર કરે છે, જાતેજ ઉદ્યોગ કરે છે, અને પોતાના ઉપરજ પોતાનો આધાર રાખે છે. પરંતુ આથી એમ ન સમજવુ જોઇએ કે આમ કરવામાં આપણે આપણા શુભ ચિંતકોની શીખામણને ન સાંભળવી. જો તે સાચા ભાવથી આપણુન માર્ગ બનાવે તો તે વાત અવશ્ય સાંભળવીજ જોઇએ; પરતુ સાચા મિત્રો સંસારમાં ઘણાજ થોડા મળી આવે છે. સાચામિત્રોની જરૂર ભયના વખતે પડે છે, પરતું ઘણીવાર એવું જણાય છે કે, જે ખરા સુહૃદ મિત્ર બનેલા હોય છે તે ભય યા દુઃખના વખતે આડા અવળા જતા રહે છે. સુખના સર્વે સાથી છે. દુઃખના વખતે મદદ કરનાર તો વિરલજ હોય છે. અને તેથીજ દરેક માણસે વિપત્તિ વખતે પોતાના પગ પર ઉભા રહેવાને યોગ્ય થવું જોઇએ. જેટલો તે વિપત્તિ વખતે સબળ થઇ શકે છે તેટલો તે બીજાને પણ મદદ આપવાને યોગ્ય થાય છે. અને જેથી તેના જીવનથી હમેશાં બીજાને મદદ મળ્યા કરવાની અને તે આત્મસામર્થ્યના મહાત્મ્યનું એક જીવતું ઉદાહરણ બની શકશે

---

માણસ એમ સમજે છે કે, દુ:ખી મનુષ્ય ધન કમાઇ શકતો નથી કારણ કે તે પ્રમાણિક છે, જ્યા બીજો માણસ છળકપટમાં હોંશિયાર હોવાથી ધનવાન છે. એવો નિર્ણય કરવો એ કેવળ મૂર્ખતાજ છે કેમકે એવા નિર્ણયથી એ નક્કી થાય છે કે પ્રથમ મનુષ્ય પ્રત્યેક વાતમાં પ્રમાણિક છે અને બીજો મૂળ થીજ છળ કપટી, અને દુરાચારી છે. પરંતુ ખરી રીતે એમ નથી અનુભવ અને સૂક્ષ્મ મનથી જણાશે કે કપટી મનુષ્યમાં કેટલાક વખાણવા યોગ્ય ગુણો પણ છે અને પ્રમાણિક મનુષ્યનામાં કેટલાક અવગુણો પણ છે. પ્રમાણિક માણસ પોતાના ઉત્તમ વિચાર અને તેના ઉત્તમ કાર્યોના મીઠાં ફળને ચાખી શકે છે, પરંતુ દુર્ગુણોના ફળોને પણ તેને ભોગવવા પડે છે એજ રીતે કપટી મનુષ્ય પણ પોતાના અન્ય સદ્ગુણોથી સુખી થઇ શકે છે, પરંતુ તે સુખ તેના કપટનું હોતું નથી.

મનુષ્ય એટલો બધો ભ્રમજાળમાં ફસાયલો છે કે જે એવો વિચાર કરે છે કે તેના દુ:ખોનું કારણ તેના વધુ સદ્ગુણો છે, પરંતુ જ્યાં સુધી મનુષ્ય પ્રત્યેક દુષ્ટ વિચારને, પ્રત્યેક દુર્ગુણને, અને પ્રત્યેક દુષ્ટ ભાવ પોતાના મનથી દૂર કરીને આત્માને પાપ રહિત અને પૂર્ણ પવિત્ર બનાવી શકતો નથી, ત્યાં સુધી તે એમ નથી કહી શકતો કે તેના દુ:ખોનું કારણ તેના સદ્ગુણો અને સદ્વિચાર છે, કે દુર્ગુણ અને દુર્વિચાર છે. પવિત્રતા અને શુદ્ધતાને પૂર્ણ રૂપે મેળવી લીધા સુધી તે નિસંદેહ આ મહાન નિયમને આધીન ર છે કે જે કદી પણ બદલાતા નથી અને જે અનુસાર, આપણે પૂર્વે કહ્યું કે ભલાઇથી બૂંડાઇ ઉત્પ થતી નથી અને બૂંડાઇથી ભલાઇ મળતી નથી સારા વિચારો અને કાર્ય હમેશાં ઉત્તમજ ફળને મેળ આપનાર છે, જ્યારે ખરાબ વિચાર અને કાર્ય હંમેશાં ખરાબ પરિણામને મેળવી આપનાર છે ઘઉં રોપવાથી ઘઉંનો છોડજ પેદા થાય છે અને જવ ઓરવાથી જવ ઉગે છે, તેવીજ રીતે મ જેવા વિચાર અને કાર્યને કરે છે તેવાજ ફળને મેળવે છે.

અપૂર્ણ.

---

## तत्त्वज्ञान एज सर्वोतम साधन छे.

જ્ઞાનવિના અંધારૂંરે, સદા જીવોને, જ્ઞાન વિના અંધારૂં,
બીજાં બધાં સાધન ખોટાં, છોને ધરે નામ મોટાં,
"મીઠું" નામ પણ એ ખારૂં ખારૂંરે. સદા૦
મુક્તત્વનું નાવ આવે, જીવને પ્રભુ નિકટ લાવે;
ઉઘડે જો જ્ઞાનનું બારૂં બારૂં રે. સદા૦
બીજા સાધન ઉપચારે, રૂઝે ન કોનું લગારે;
ઉંડું જીવત્વનું ઘારૂં ઘારૂંરે. સદા૦
જેને તાપે છે જ્ઞાની, એવો દિવ્ય જ્ઞાનાગ્નિ;
બાળે કર્મોનું છારૂં છારૂં રે. સદા૦
જેમા નથી કોઇ વિકારો, ભેદનો ના અણુસારો,
નથી જેમાં કદાપિ મારૂં તારૂંરે સદા૦
જ્યાં ન અસ્તિત્વ કશાનું, જ્યાં ન કોઇ કર્મનું પાનું;
જેને નથી કાંઇ સારૂં નઠારૂં રે. સદા૦
એવા એ તત્ત્વજ્ઞાને, વિચરો બંધુ ! ગુરુ સાને,
આપે જે અનુભવ ચારુ ચારુ રે સદા૦
સદ્ગુરુથી અહીં કળ છાની, થાજો સાચા તત્ત્વજ્ઞાની,
કરીને આ જીવપદ ન્યારૂં ન્યારૂં રે. સદા૦

(श्री. उ.)

---



# बाल सहचरी.

( અનુસંધાન ગતાંકથી, )

## પ્રકરણ ૧૪ મું.

ખુન.

### કોણ જાણે કેમ આજે આટલો જીવ કેમ ગભરાય છે ?



રતનપુરમાં એક પાકા મકાનના એક ખુબ શણગારેલા ઓરડામાંના એક પલંગ ઉપર એક બાર તેર વરસની બાલિકા બેઠી છે પલગ ઉપર એક સુંદર નવયુવક સુતો છે આ બાલિકાએ યુવકની તરફ જોઇને કહ્યું, કોણ જાણે આજે આટલો જીવ કેમ ગભરાય છે. ઓરડામાં એક ઝીણો દીવો બળે છે રાત અંધારી છે. ચારે તરફ સુનકાર છવાઇ રહ્યો છે. કેવળ પાસેના તળાવમાં કોઇ કોઇવાર શીયાળવાં બોલતાં સભળાય છે.

તે નવયુવક, બાલિકાની વાત સાંભળીને બેઠો થયો, અને પોતાનો ડાબો હાથ તે બાલિકાના ડાબા ખભે નાખી જમણા હાથે તેનું મુખ ઉંચું કરી બોલ્યો, કેમ પ્યારી, શા માટે તારો જીવ ગભરાય છે ?

પ્યારીએ કાંઇ ઉત્તર ન આપ્યો, કેવળ રમેશની છાતી સરસું માથું રાખી ડુસકેને ડુસકે રડવા લાગી.

કેમ, કેમ, શું થયું ? કહી રમેશે તેને ખોળામાં લીધી, પ્યારીએ માથું ઉંચું કરી રમેશના તરફ જોયું, અને રડતાં રડતાં બોલી, મને લાગે છે કે હવે પછી હું તમારૂં મ્હોડું જોઇ શકીશ નહીં, એટલું કહીને પાછી રોવા લાગી. એ જોઇને રમેશની આંખોમાં પણ આંસુ ભરાઇ આવ્યાં. બેએક આંસુ પ્યારીના ગાલ ઉપર પડ્યાં, પ્યારી રમેશને રડતાં જોઇ તેના ગળામાં બને હાથ નાખી બોલી, રડોછો શું, હવે મારી મશ્કરીમશ્કરી જતી રહી, હવે હું નહીં રડું. એમ કહી તેણે હસવાનો પ્રયત્ન કર્યો, પણ હસવું ન આવ્યું, રમેશ દુખિત થઇને આ બાર તેર વરસની બાલિકા પત્નિના અનન્ય પ્રેમને માટે વિચાર કરવા લાગ્યો. તેને દુઃખનું કારણ એ હતું કે તે પ્યારી જેવી સરળ સુંદરીના અથાગ પ્રેમના બદલામાં તે તેવોજ પ્રેમ તેને બતાવી શકતો નહોતો. પ્યારીની સાથે તેને જે કાંઇ સ્નેહ યા સહાનુભૂતિ હતી, તે માત્ર કૃતજ્ઞતા માત્ર હતી પ્રેમતો તેણે એક બીજી વ્યક્તિને માટે—જે ગંગાતટ પર રક્ષણ કરનારી સુંદરી તારાને માટે રાખી મૂકી હતો

આ પ્રકારે વિચાર કરતાં કરતા રમેશનું મન પ્યારીને ભૂલીને બીજી તરફ ચાલ્યું ગયું. ચારે તરફ અંધકાર છવાઇ ગયો, પ્યારી રમેશના ખોળામાં છાની માની સુતી સુતી દીવાના મંદ પ્રકાશમાં તેનું મુખ જોવા લાગી.

એકાએક રમેશને " પ્યારી બેન, પ્યારી બેન, " કહીને કોઇ બારણા આગળથી વ્યાકુળતાની સાથે બુમ પાડતું હોય એમ જણાયું સાદ કોઇ સ્ત્રીનો લાગે છે. આથી રમેશ આશ્ચર્ય સાથે તે તરફ ધ્યાન રાખીને સાંભળવા માંડયો. પ્યારી પણ રમેશના ખોળામાંથી બેઠી થઇ ગભરાતી ગભરાતી રમેશના તરફ જોવા લાગી પાછો તેજ તરફથી અવાજ આવ્યો, આ વખત સાદ બરોબર સંભળાયો. આવા ભયાનક અંધારી રાતમાં આ પ્રકારનો સાદ સાંભળી પ્યારી કંપી ઉઠી, તેના શરીરનાં રૂવાટાં ઉભાં થઇ ગયાં,

રમેશ ઉઠયો અને ઓરડાનું બારણું ઉઘાડી અગાશીમાં આવ્યો, પ્યારી પણ રમેશનો હાથ પકડી સાથે ગઇ, ત્યાંથી રમેશે નીચે જોયુ પણ કંઇ જણાયુ નહી. આકાશ અને પૃથ્વી બનેના ઉપર અનંત અંધકારનો કાળો પડદો પડેલો હતો, રમેશે ફરી ફરી ઘુમ સાંભળી પણ કોઇ માણસ જણાયુ નહી, જેથી રમેશે પુછયુ કોણ ? પણ કંઇ જવાબ ન મળ્યો, કોઇ સ્ત્રી બોલાવે છે એમ સમજી પ્યારીએ કહ્યુ, કોણ છે ? ત્યારે જવાબ મળ્યો કે, " હું છુ તારા, જલદી બારણુ ઉઘાડો ' આ સાંભળી પ્યારીએ કહ્યુ કે આજ કોણ જાણે અમે તે આફત આવવાની છે, નહી તો આજ આટલી રાત્રે બેન કયાંથી આવે ! ' તે પછી પ્યારીએ દાસીને જગાડી બારણુ ઉઘાડવા મોકલી

દાસી આંખો ચોળતી ચોળતી ઉઠી, અને મોટી બેન આ વખતે અહી કેમ આવ્યા, એમ કહી બારણું ઉઘાડવા ગઇ, બારણુ ઉઘડતાંજ તારાએ અંદર આવીને કહ્યુ કે, જલદી આવ, પ્યારી કયાં છે તે બતાવ, દાસીએ કહ્યુ, એવુ શું છે મોટી બેન ? ચાલો બતાવુ, એમ કહી આગળ દાસી અને પાછળ તારા ચાલતાં ઉપર ગયાં, આ ગરબડમાં દાસી બારણું વાસવાનું ભૂલી ગઇ, પ્યારી પણ નીચે આવતીજ હતી તેથી બને ભેગાં થયાં, તારાએ પ્યારીના કાનમાં કાંઇક કહ્યું, પ્યારીએ હાય શું થશે, કહી દોડતી રમેશની પાસે ગઇ અને તેને કહ્યુ કે, નાસો, નાસો, રમેશ આશ્ચર્ય પામી પ્યારી ના મોં સામુ જોવા લાગ્યો, અને બોલ્યો, કેમ શું થયુ ? કેમ નાસવાનું કહોછ ? પ્યારી તેના ગળે બંને હાથ નાંખીને રોતી રોતી બોલી, તમને મારવાને માટે આવી પહોચ્યા છે.

રમેશ—કોણ ?
પ્યારી—તમારો શત્રુ.
રમેશ—નિત્યાનંદ ?
પ્યારી—હા.
રમેશ—તો બીક શી છે ભલે આવે.
પ્યારી—બહુ માણસો છે, માટે નાસી જાવ.
રમેશ—અરે એનો શો હિસાબ છે

આ વખતે રમેશ અને પ્યારીએ પોતાની જુની છાપરીમાં ઓઓનો કોલાહલ સાંભળ્યો. રમેશને પ્યારીએ ઘણો રોકયો, પણ તે તીરની માફક હાથ છોડવી ને નીચે ઉતરી પડયો. તેણે બહાર જઇને જોયુ તો બહારમાં થઇને ઘણા માણસો અંદર આવતા જણાયા જવાનીનું જોર જુદુંજ હોય છે. રમેશના હાથમા પણ એક લાકડી તો હતીજ. તે પતંગીયાની માફક તે અગ્નિકુંડ જેવા લુટારાના દળ પ્રતિ તુટી પડયો, અને એકાદ બે માણસોને પહેલેજ સપાટે પાડી દીધા પણ એક માણસ વીસ પચીસ માણસને કેવી રીતે રોકી શકે ? એકના પડતાં તો અનેક માણસોએ આવીને રમેશને ઘેરી લીધો ઘણીવાર સુધી રમેશે પોતાનો બચાવ કર્યો. પરંતુ વરસાદ હતો, જેથી કાદવ થયેલો હતો, તેમાં પગ લપસાવાથી તે ખસી પડયો અને તેવામાંજ લુટારાઓએ તરવાર કહાડીને મોહનના ઉપર મારી, પણ તરવાર મોહનને ન વાગી, મોહને જોયુ તો પાછળથી આવીને એક સ્ત્રીએ તેને બચાવી લીધો, અને તે તરવાર તે સ્ત્રીના કોમળ શરીરમાં પેસી ગઇ

રમેશે ગભરાઇને પુછ્યું, પ્યારી, તેં આ શું કર્યું ! અભાગી પ્યારી, 'હજુ પણ નાસો' આમ કહેતાં તો તે ગબડી પડી આ બનાવ જોઇને લુંટારાઓ છક થઇ ગયા, ફરીવાર તરવાર મારવાને માટે તેમણે હાથ ઉઠાવ્યો, તેવામાંજ પાછળથી લુટારાઓમાં નાસ ભાગ થવા માંડી, તેમણે પાછા ફરીને જોયું, તો ગામના ઘણા લોકો, અને રમેશના નોકરો લુંટારાઓને પકડવાનો યત્ન કરી રહ્યા છે, અને લુંટારા નાસવાનો રસ્તો શોધે છે. એટલામાંજ કોઇએ પાછળથી આવીને લુંટારાના ઉપર લાકડી ચલાવી જેથી તેના હાથમાંથી તરવાર છટકીને નીચે પડી ગઇ.

રમેશે આશ્ચર્યની સાથે જોયુ તો તેનાજ સમાન ઉમ્મરવાળો અને અત્યંત સુંદર નવજવાન માણસ, કે જે આજેજ આવીને રમેશની રવેશમાં રાત્રે સુતો હતો તે આ વખતે રમેશનુ રક્ષણ કરવાને માટે

આવી પહોંચ્યો છે. તેને ધન્યવાદ દઇને રમેશ પોતાની પ્રેમ પ્રતિમા પ્યારી પત્નીને લઇને સુવાના ઓરડામાં ગયો, ત્યાં તેને પલંગ ઉપર સુવાડી, તેને સાચવવાનું એક દાસીને કહીને તે ત્યાંથી એક તરવાર લઇ અને લુંટારાઓના તરફ નીકળી પડયો.

બારણે આવી જુવે છે તો લુંટારા નાસવા માંડયા છે, અને તેના સીપાઇઓ તેમને પકડવાને માટે પાછળ પડયા છે બારણામાં માત્ર ચાર પાંચ ઘાયલ માણસો અને બે સ્ત્રીઓ પડેલી હતી. તે બેમાં એક સ્ત્રી પેલા નવ જવાન માણસના હાથ ઉપર માથું મૂકીને અચેત પડી છે. રમેશે તેને ઓળખી, તેજ તારા હતી. ઘાયલ થયેલા માણસો સર્વે મોહનના નોકરોજ હતા. એક માણસથી ખબર પડી કે લુંટારાઓ નાસતી વખતે તારાને પકડીને લઇ જતા હતા, પરંતુ તે વખતે આ નવ યુવકે આવીને તારાને તેમના હાથમાંથી છોડાવી છે, એટલામાં લુંટારાની લાકડીથી ઘાયલ થઇને તે યુવક ચક્કર ખાઇ નીચે પડયો અને તારા પણ ભયની મારી બેહોશ થઇ ગઇ.

રમેશે તુરત પાણી મંગાવી તારાના મો ઉપર ધીરે ધીરે છાંટયું. જેથી તારા હોશમાં આવી તારાએ આંખો ઉઘાડી તો રમેશને સામે ઉભેલો જોયો માથે ઓઢી તારાએ પૂછયું, પ્યારી કયાં છે

રમેશે ધીરેથી કહ્યું, પલંગપર સુતી છે. તમને કંઇ વાગ્યું તો નથી ?

તારા—ના, ગબડી પડવાથીજ મારા માથામાં જરા તરછોડ વાગી છે.

એટલું કહીને તારાએ ઉઠવા માંડયું, ઉઠતી વખત જોયું તો પેલો નવયુવક પાસે પડયો છે, અને તેનું માથું તેના હાથમાં હજુ સુધી રાખેલું હતું. તારાએ વિસ્મય અને લજ્જાની સાથે રમેશની તરફ જોવા માંડયું. રમેશ તારાના મનનો ભાવ સમજી ગયો અને બોલ્યો, આ કોણ છે તે મને ખબર નથી આજજ તે બારણે આવીને સુઇ રહ્યો હતો. લુંટારા જ્યારે તમને લઇને નાસતા હતા તે વખતે તેણે આવીને, તમને બચાવતાં લાકડીનો માર પડતાં બેહોશ થઇને ગબડી પડયો છે.

તે પછી તારા ઉઠીને ઉપર પ્યારીની પાસે ગઇ, જતાં જતાં તે અપરિચિત નવયુવક તરફ નજર નાંખતી ગઇ.

અરે પ્યારી ! આજની પ્રચંડ રાત્રીમાં તેનો જીવનદીપ ઓલવાઇ ગયો હતો, આશા અને અભિલાષાને હૃદયમાં રાખીને તે પ્રેમની પ્રતિમા બાલિકાએ પોતાના ઇષ્ટ દેવના આરાધનામાં પોતાનો બળી આપી દીધો હતો; પ્યારી, તને ધન્ય છે ખરો સ્ત્રી ધર્મ તે સાચવ્યો છે. પોતાનો જીવ આપીને તેં તારા પતિનો જીવ બચાવ્યો છે.

---

## પ્રકરણ ૧૫ મું.

### વાડી.

ઉપરનો બનાવ બન્યા પછી એકેક દિવસ બાદ રતનપુરમાં કોલાહલ મચી પડયો. રાતના વખતે માણસનું મો જોવામાં આવતું નહોતું. કંઇ કંઇ સીપાઇઓ રોન ફરતા જણાતા હતા ગામ લોકો લુટારાઓના ભયથી ઘરનાં બારણાં બંધ કરી અંદર બેસી રહેતા, કોઇને બહાર નીકળવાની હીંમત જણાતી નહોતી. કેટલોક વખત તો બજાર પણ બંધ થઇ ગયું. કેટલોક વખત તો ગંગા નદીનો ઘાટ પણ શોભાહીન જણાવા લાગ્યો. એવી અવસ્થામાં એક દિવસ સવારમાં વહેલાં બે સ્ત્રીઓ એક નોકરડીને સાથે ઉતાવળે ગંગાજીની તરફ જવા લાગી. ચાકરડી પાછળ હતી, બંને સ્ત્રીએ ધીરે ધીરે વાતચીત કરવા માંડી.

એક—ગંગા, હજુ બહુ રાત જણાય છે.

બીજી—હા, હજુ બહુ રાત છે, મને તો બીક લાગે છે. જોને હજુ શુક્રનો તારો પણ ઉગ્યો નથી મદન બેન, ચાલો પાછાં જઇએ.

મદન—પાછાં શું જવું તું, બીક શી છે, ચાર વાગવા આવ્યા છે.

ગંગા—( છાનીમાની ) આજ હું મારી મોટી બેનના ઓરડામાં સાદલો લેવા ગઇ હતી, ત્યાં મને એક મોટી મોટી દાઢી મુછેવાળો આદમી જણાયો, ત્યારથી મને ઘણી બીક લાગે છે.

ચંદન—ક્યાં તારાના ઓરડામાં ! ગંગા—હા.

ચંદન—ક્યારે જોયો હતો ! ગંગા—આજરાત્રે.

ચંદન—ઘેર કેમ ના કહ્યું ! ગંગા—તેણે ના કહી દીધું હતું.

ચંદન—ત્યારે હમણાં કેમ કહ્યું !

ગંગા—ના કહું તો મારું પેટ ચઢે, જેથી કહ્યું. તને મારા સમ જો કોઇને વાત કરી તો.

ચંદન—નાના, ગાંડી થઇ, હું તે કહું. ઠીક, તેને તેં ઓળખ્યો કે !

ગંગા—હું તેને ઓળખી શકી નહીં, પણ તેના સામુ જોતાં તો તેને બે કોઇ વખત જોયો હોય એમ લાગે છે.

ચંદન—ઠીક, તેનું રૂપ રંગ કેવો હતો !

ગંગા—ભગવાં કપડાં પહેર્યાં હતાં. છાતી સુધી લાંબી દાઢી હતી. તે મોટી બેનને ઉશીકે બેઠો હતો, અને તેમને માથે હાથ ફેરવતો હતો. મારા જતાંજ તે ઉઠીને બીજે બારણે થઇ જતો રહ્યો.

ચંદન—તારા શું કરતી હતી !

ગંગા—તેનો તાવ હવે કાંઇ નરમ પડ્યો છે. મેં તેને તે સબંધી પૂછ્યું, તો તેણે કહ્યું કે તે એક સંન્યાસી છે. મારી દવા કરે છે તે પછી જ્યારે હું સાદલો લઇને બહાર નીકળી, તો મને બોલાવીને તેણે કહ્યું, કે ગંગા, આ સન્યાસીની વાત કોઇને કહીશ નહી.

ચંદન—આપરે, કહેવાને માટે પણ મના કરી ! આટલું કહીને ચંદન છાની રહી ગઇ, આમ વાતો કરતાં કરતાં બંને જણ ગંગાજી આગળ આવી પહોંચ્યાં, ત્યાં જઇ બંને ઓવારે કિનારા ઉપરથી નહાવાને માટે ધીમે ધીમે નીચે ઉતરી, એટલામાં બીજી બે સ્ત્રીઓ પણ આવી પહોંચી તેમાંની એક આધેડ પણ જવાન જેવી જણાતી સ્ત્રીએ ચંદનને કહ્યું, કેમ ચંદન, તારી પડોશણની શું ખબર છે !

ચંદન—તાવ મટવા આવ્યો છે. તે સ્ત્રી–પેલો નવયુવક હવે કેમ છે !

ચંદન—તે વતની તો ખબર નથી. પણ સાંભળ્યુ છે કે તાવ હજુ આવે છે અને રાત દિવસ બેહોશ પડી રહે છે.

સ્ત્રી–ઠીક, તારાને અને તે નવયુવકને બંનેને એકજ સાથે તાવ કેમ આવ્યો !

ચંદન—તે હું શું જાણું ! તારા પોતાની બેનના મરણના શોકથી માંદી પડી, અને તે જુવાન તો ગુંડારાના હાથનો માર ખાવાથી માંદો પડ્યો છે.

સ્ત્રી–ઠીક, તે જુવાનને તેના ઘરમાં કેમ રાખ્યો છે !

ચંદને કાંઇ જવાબ ન આપ્યો, પણ ગંગા બોલી ઉઠી–તે કાંઇ ખરાબ માણસનો નથી, અમારો સગો છે. અમારા કાશીપુરવાળા કાકાનો ભાણેજ છે. જો અમારા ઘરમાં ન રહે તો બીજે ક્યાં રહે !

સ્ત્રી–ઠીક, મુનીજીનો ભાણેજ છે ! હા, તે પરણેલો છે કે કુંવારો !

ચંદન—હજુ સુધી તો કુંવારો છે, પણ હવે પરણશે.

સ્ત્રી–કોની સાથે ! ચંદન–તારી સાથે.

આ સાંભળી તે સ્ત્રીએ હસીને કહ્યું, તમારા જેવી જવાન સાળીઓ હોવા છતાં મારી સાથે કેમ પરણે ! તારા હવે જુવાન થઇ છે, સુંદર પણ છે, ભણેલી ગણેલી પણ છે. જો તારા તેની સાથે લગ્ન કરે તો તેનો બાપ પણ પાછો આવે અને ચાર લોક સારી ખોટી ચર્ચા કરતા પણ મટે.

ચંદન—તારાની ઇચ્છા હશે તેમ કરશે. તેમાં બીજાને શું.

આમ કહીને ચંદન નહાવા લાગી, ચાકરડીએ ધીમેથી તે સ્ત્રીના કાનમાં કહ્યું, તે કાંઇ આશ્ચર્યની વાત નથી.

તે સ્ત્રીએ ધીરેથી કહ્યું, તેં કેવી રીતે જાણ્યું !

કે "

ચાકરડી—તે જવાન તાવમાં ગત દિવસ તારાનું નામ જપ્યાં કરે છે. અને તાવ પણ તાવ ઉતરે તેની ખબર પૂછે છે.

તે સ્ત્રીએ પાછું ધીરેથી પૂછ્યું, આ ઉપરથી તે શી રીતે જાણ્યું કે તારાનો જ તેની સાથે વિવાહ થશે?

ચાકરડી—તે તમેજ સમજી લ્યો.

તે પછી સર્વેના સાંભળતાં તે સ્ત્રીએ ચાકરડીને કહ્યું, કેમ ગંગા, હવે રમેશને ત્યાં નથી રહેતી?

ગંગા—હવે કોની સાથે રહું? જેની પાસે રહેતી હતી તે તો ભગવાનને ત્યાં ચાલી ગઇ, જેથી જુના શેઠને ત્યાં પાછી આવી. આટલું કહી આંખોનાં આંસુ લ્હોવા લાગી. પ્યારી સાંભળવાથી ગંગાએ રડવા માંડ્યું, તે આધેડ સ્ત્રી પણ આશ્વાસન આપતી કહેવા લાગી કે, પ્યારી કેવી સુંદર છોકરી હતી, કેવું તેનું રૂપ હતું, અને તેવાજ તેનામાં ગુણ હતા. એવી છોડીઓ થોડીજ થશે કે, જેણે પોતાનો જીવ આપીને પોતાના ધણીનો બચાવ કર્યો.

ગંગા—તેવોજ પતિ પણ તેને મળ્યો હતો. રમેશભાઇ ઘણાજ ભલા માણસ છે.

એટલામાં કોઇએ પાછળથી એકદમ બુમ પાડી કહ્યું, ચુપ, હરામજાદી! રમેશ મોટો ભલો માણસ ન જોયો હોય તો? તેને કોણે આવો બનાવ્યો! કોણે આટલી દોલત આપી? સર્વ મારા પ્રતાપ. તે તો પાજી છે! નીમક હરામ છે! મને હવે ઓળખતો પણ નથી! મને ગાંડી કહે છે! શું હું, ગાંડી છું, હા, હા, હા!

આ સાંભળી સઘળી સ્ત્રીઓએ પાછળ જોયું તો કિનારા ઉપર એક સુંદર પણ આધેડ વયની સ્ત્રી ઉભી હતી, ક્રોધથી તેની આંખો લાલ થઇ હતી વિકટ હાસ્ય કરી રહી હતી તેનાં કપડાં ફાટેલાં ચીંથરાં જેવાં અને વાળ વીખરાયલા હતા. જોતાં જણાય છે કે, જુવાનીમાં તે સ્ત્રી ઘણીજ સુંદરી હશે.

એ નદી તટ ઉપર તડકાના અસ્પષ્ટ પ્રકાશમાં તે ગાંડીને જોઇને સર્વ સ્ત્રીયો શરમાઇ ગઇ, ગંગાને તો બીક લાગી જેથી ચંદનની પાછળ લપાઇ ગઇ.

ગાંડીએ પોતાનું વિકટ હાસ્ય બંધ કર્યું, કેટલીક વાર શાંતિ છવાઇ રહી. તે પછી તે ગાંડી અત્યંત મધુર સ્વરમાં ગાવા લાગી,

'આજ હું જળમાં ડુબવા આવી,'

ગાંડીની આવી દશા જોઇ ગંગાને તો બહુ બીક લાગવા માંડી, અને જલદી ઘેર જવાનું ચંદનને કહેવા લાગી ચંદન, ગંગાને સાથે લઇ ઘેર જવા લાગી, જ્યારે ગંગા, ગાંડીની આગળ થઇને જવા લાગી, ત્યારે તેને જોઇને તેણે કહ્યું, આહા, તું ઘણી રૂપાળી છે, સાવધાન રહેજે, તારા ઉપર ઘણીજ ભારે આફત આવવાની છે.

આ સાંભળી ગંગાનું સુકુમાર હૃદય ઘણુંજ જોરથી ધડકવા માંડ્યું. તે પગથીયાં પર ચડતાં ચડતાં તો પડતાં બચી. ઉપર આવીને ગંગાએ, ચંદનને કહ્યું, બેન, કેવી બીવામણી ગાંડી છે? તે જુવાનીમાં તો ઘણીજ સુંદર હશે!

સર્વ સ્ત્રીઓ નદી નાહીને ચાલવા માંડી, કેવળ તે આધેડ સ્ત્રી, કે જેણે તારાના સબંધમાં ચંદનને વાત કરી હતી, તે એકલી રહી, તે આધેડ ધીમે ધીમે ગાંડીની પાસે આવીને બોલી, ઠીક, તેં રમેશને શી રીતે મોટો માણસ બનાવ્યો, તે તો પોતાના બાપની મિલ્કતથી મોટો માણસ થયો છે.

આ સાંભળી, ગાંડી ખડ ખડાટ હસી પડી અને બોલી, તેનો બાપ! તેનો બાપ કોણ છે? અમર નાથ? નહી, નહી! તેનો બાપ કોણ છે તે હું જાણું છું હી, હી, હી!

આધેડ સ્ત્રી ફરી પૂછવા જતી હતી, પણ તેવામાં તો તે ગાંડી ત્યાંથી જતી રહી.

(અપૂર્ણ)

---

# व्यपार धंधामां विजय मेळववा माटे संकल्पनो उपयोग.



દરેક માણસે જાણવું જોઈએ કે પોતાની પેદાશની સાથે પોતાની માનસિક અવસ્થાનો ગાઢ સંબંધ છે એક પ્રકારના વિચાર મનુષ્યને ધનવાન બનાવી દેછે ત્યારે બીજા પ્રકારના વિચારો તેનો સઘળો વ્યાપાર નષ્ટ કરી નાખે છે જેને તે વાતમાં સંદેહ હોય તેણે તેની ખાત્રી કરી જોવી.

કોઈ પણ ધંધામાં સફળતા મેળવવાને માટે નીચેના કારણો મૂખ્ય હોય છે.

૧ પ્રથમ, તે છે કે તેનો નિશ્ચય દૃઢ હોવો જોઈએ, અને જે પ્રમાણમાં તેનો નિશ્ચય દૃઢ હોય છે તેજ પ્રમાણમાં કાર્યસિદ્ધ તેના તરફ ખેંચાઈ આવે છે

૨ બીજો એ કે પોતાના કાર્યની ઉન્નતિ અને વૃદ્ધિને માટે કાંઈ પણ કસર ન રાખવી અને પોતાની વિચારશક્તિને આમ તેમ નમાલી વાતોમાં નષ્ટ ન કરતાં પોતાના કાર્યમાં પરોવવી.

૩ ત્રીજું એ કે પોતાને કરવાના કાર્યમાં પ્રેમ રાખતાં શીખવું તે કાર્ય કરવામાં પ્રસન્નતા રાખવી, અને તે સંબંધી દરેક વાતમાં પોતાના તન, મન અને ધનનો ઉપયોગ કરવો.

અનેક લોક કહેશે કે, મનુષ્યને સફળતા આપનારાં આ કારણો નથી પણ મનુષ્યની અંદર દીર્ઘ દૃષ્ટિ હોવી આવશ્યક છે અને તે ગુણ કાંઈ દરેક માણસમાં હોતો નથી, પરંતુ દીર્ઘદૃષ્ટિને, સ્મરણ શક્તિ તથા સ્નાયુઓની માફક મનુષ્યજ પેદા કરી શકે છે અને પુષ્ટ કરી શકે છે જે મનુષ્ય પોતાની વર્તમાન અવસ્થાથી અસંતુષ્ટ રહે છે, અને જે શુદ્ધ ભાવથી ઉન્નતિના અભિલાષી છે, તેમને માટે કાર્ય સિદ્ધિની પ્રાપ્તિને માટે મહા અટલ અને દૃઢ નિશ્ચય અને તેમાં વચ્ચે આવનાર પ્રત્યેક અડચણોને દુર કરવી, અથવા તેમને તુચ્છ સમજીને તેના પ્રતિ વિશેષ ધ્યાન ન આપવાનો દૃઢ સંકલ્પ હોવો જોઈએ. અર્થાત્ દૃઢ આત્મશ્રદ્ધા હોવી આવશ્યક છે, આ વાત ઉપર સારી રીતે વિશ્વાસ રાખજો કે તમારી પ્રબળ ઈચ્છા દરેક વિઘ્નો અને અડચણોને દુર કરી દેશે અને અંતે તમને તમારા કાર્યની સિદ્ધિ કરાવશે.

કોઈપણ કામ કરવામાં પૂર્ણ વિચાર કર્યા વિના લપલપાટ કે ઉતાવળથી કોઈ કાર્યનો આરંભ કરવો, અને કાર્ય કરતી વખતે ચકડોળ મન રાખવું એ કાર્ય શક્તિને વ્યર્થ નષ્ટ કરવા બરોબર છે, એથી તો ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરવાને બદલે તે ઘણીજ પાછળ પડી જાય છે.

આચાર વ્યવહારમાં એવી વર્તણુક હોવી જોઈએ કે જેથી સંસારને તમારા અસ્તિત્વનો અનુભવ થાય, પરંતુ તેથી મનની શાંતિ અને ચિત્તની સ્થિરતા પ્રકટ થવી જોઈએ, પણ અભિમાની થવું ન જોઈએ. તમારે તમારા આત્માની શક્તિ ઉપર વિશ્વાસ રાખવો જોઈએ કારણ કે તેજ તમને ધારેલે રસ્તે લઈ જઈ શકે છે, આ સ્થળે કોઈ કહેશે જેની શક્તિ માટે મારે વિશ્વાસ રાખવો જોઈએ તે આત્મા કઈ વસ્તુ છે? તો જાણવાનું કે આ માયા વાસ્તવિક મનુષ્ય છે તેજ પ્રાણાધાર છે. તે એક અમર વસ્તુ છે. અને શરીર તેના ઉપર ચઢાવેલ પડ જેવું છે ઘણા લોકો આત્માને પણ કોઈ રહેલી વસ્તુ હશે એમ માને છે, તેમના સમજવા પ્રમાણે તેની સાથે તેમનો કાંઈ સંબંધ નથી એમ માને છે. પણ તેમ નથી. આત્મા એ મનુષ્ય જીવનનું એક શક્તિ શાળી અને આવશ્યક અંગ છે. તેની વડેજ આપણે સર્વ પ્રકારની આધ્યાત્મિક અને માનસિક શક્તિઓનો વિકાસ કરી શકીએ છીએ તેનીજ સહાયતાથી આપણે

સફળતા મેળવી શકીયે છીએ, પરંતુ આપણે માટે તો સરળ માર્ગે ચાલવું અને આપણી શક્તિઓને શુભ કાર્યોમાં લગાવવી એ જરૂરનું છે

આત્મા આપણી પ્રકૃતિનો એક આધ્યાત્મિક અને દિવ્ય ભાગ છે જે લોકોને પોતાની આંતરિક દિવ્ય શક્તિઓનું જ્ઞાન નથી અને જેમની પાસે તેમને જગાડવાનું બળ નથી તેમની અંદર તે ગુપ્ત રીતે રહે છે.

આ અંતરાત્માની સાથે વાર્તાલાપ કરવાને માટે અને તે તરફ ધ્યાન લગાવી સંયમ કરવાને માટે જો તમે દરરોજ અર્ધો કલાક પણ કહાડી શકો તો પછી જતે દહાડે તમે આત્મમય થઇ જશો, અને તમારા સર્વ બંધનો તુટી જશે કેમકે તે પછી તમને જણાશે કે તમે સ્વામી છો, અને સંસારની એક પણ શક્તિ તમારી આગળ, ના કહેવાનું સાહસ નહી કરે તે પછી તમને ખબર પડશે કે તમારા ભાગ્યને રચનાર વિધાતા પણ તમેજ છો; ભૂત કાળમાં જે કાંઇ તમારી પાસે હતું, તે તમેજ મેળવ્યુ હતું, ભવિષ્યમાં જે મળશે તેને પણ તમેજ મેળવી શકશો યા તોડી શકશો. અને જેટલી સુગમતાથી તમને નિષ્ફળતા મળી હશે તેટલીજ સરળતાથી તમારૂં દરેક કાર્ય સફળ થશે. અર્થાત તે પછી સફળતા કે નિષ્ફળતા મળવી એ માત્ર તમારી ઇચ્છાનુસારજ રહેશે તમારા સ્વત્વને જગાડો, અને પછી કાર્ય સિદ્ધ કરવાનું સાહસ કરો, એકની પાછળ એક જેમ ઘેટું ચાલ્યું જાય છે તેવા તમે ન બનો પણ એક સત્તાવાન વ્યક્તિની માફક વિચાર અને કર્મ કરવાનું સાહસ કરો તમારા અસ્તિત્વનો અનુભવ કરો, અને તમારે માટે તમે પોતેજ વિચાર કરી કાર્યનો નિર્ણય કરતાં શીખો. પછી જણાશે કે જેમ સૂર્યના તાપથી બરફના ડુંગરો પીગળી જાય છે તેમ તમારા સામર્થ્ય આગળ વિપત્તિ રૂપી બરફના ડુંગરો પલાયમાન થઇ જશે

વધુ શું, તમારે જાણી લેવુ જોઇએ કે આત્મા એક ચુમ્બક છે જે પદાર્થની સાથે તમારી વિચારની અવસ્થા તેનો સંબંધ કરી દેશે, તેને તે નિરંતર તમારા પ્રતિઆકર્ષણ કર્યા કરશે અર્થાત જો તમારા વિચાર શુભ અને પવિત્ર હશે તો તમને મંગળ કરનાર ઉત્તમ પદાર્થો પ્રાપ્ત થશે, અને જો તમારા વિચારો અશુભ અને મલિન હશે તો નક્કી સમજજો કે તમારી ખરાબી થવાની

સારાંશકે જે વિચારોને મનમાં રાખવાનો તમને અભ્યાસ પડી જાય છે તે વિચારો મૂર્તિમાન થઇ જાય છે આત્માની શક્તિથી તે વિચાર રૂપી મૂર્તિયોમાં જીવન આવી જાય છે અને તે જીવતા પ્રાણિયોની માફક પ્રભાવ પાડી શકે છે.

આ સંસારમાં પરમાત્માએ સર્વ વસ્તુઓ ઉત્તમ અને પ્રાણિયોના સુખને માટે બનાવી છે. મનુષ્યે ઉત્તમ પ્રકારનું જીવન ગાળવુ જોઇએ, આ પ્રકારના ઉચ્ચ વિચારોને હમેશાં મનમાં રાખવાથી આપણે ખરાબ દશામાંથી નીકળી ઉત્તમ દશાને પ્રાપ્ત કરી શકીએ છીએ

વ્યાપારમાં સફળતા મેળવવાને માટે એક સાધન એ છે કે, આપણી ઉન્નતિનું કલ્પનામય ચિત્ર આલેખી તે પર એકાગ્રચિત્ત થઇને તેના વિચાર કર્યા કરવા જોઇએ. પણ તે સાથે તમારૂં તે કલ્પનામય ચિત્ર તમારી વાસ્તવિક અવસ્થા કરતાં ઉચ્ચ હોવુ જોઇએ. જે મળે તેમાં સંતોષ માનવો એવા વિચાર રાખવા વ્યર્થ છે. સંતોષનો બીજો અર્થ અવનતિ છે. હમેશા કોઇ ઉત્તમ વસ્તુને માટે ધ્યાન રાખતા રહો, કેમકે એવા ઉમંગો વડે અને એવા હમેશાં વિચાર કરતા રહેવાથી, તમારી આંતરિક શક્તિ નવિન પ્રયત્ન કરવા માંડશે, સંતોષથી કેવળ ઉન્નતિ રહિત થઇને જ્યાં હો ત્યાંના ત્યાંજ પડયા રહેશો. એતો અધોગતિનું ચિન્હ છે.

" હંમેશાં સાવધાન રહેજો કે કોઇ વિનાશક વિચાર આવીને તમારી સઘળી મહેનતને ધુળધાણી ન કરી દે ઉત્તમ વ્યાપાર, આશા, સાહસ, સફળતા મેળવવાનો દૃઢ સંકલ્પ કરવો, એવા વિચારો ઉત્તમ છે, જ્યારે તેમાં ભયના, નિષ્ફળતાના, મનની સ્થિરતાનો અભાવ કરનારા વિગેરે વિચારો વિનાશક વિચારો છે. માટે તેવા વિચારોને તમારા મનમાં પ્રવેશવા ન દેવા જોઇએ.

અપૂર્ણ.



# अद्भुत योगी.

( અનુસંધાન ગત વર્ષના પૃષ્ટ ૪૩૧ થી, )

૬

---



વૈશાખ પુર્ણિમાના ચંદ્રની શીતળ છાયામાં મેઘની ધારા ચાલી રહી છે, સુલોચનાએ આજે મારી તરફ ખીલકુલ જોયું નથી નહીંતો તે તે ચદનીના પ્રકાશમાં મારી જોડે હમેશાં ઘુમ્યાં કરતી, કદી કદી તે કોમળ લીલોતરી ઉપર બેસીને મારા સામી જોયાં કરતી હતી. પરંતુ આજનો ચદ્ર તો તેને નકામો દુ:ખ દેયા કરે છે આજે તે ઘરમાંથી બહાર પણ નીકળતી નથી.

તેનું કારણ બાળકનો મદવાડ છે અમારા લગ્ન સબંધ પછી મારા સસરાની તમામ મિલ્કત અમને મળી હતી. રહેવાનો સુંદર બંગલો, વસ્ત્રાલકાર, ધૈન, વૈભવ કે કશાની ખામી નહોતી. દુ:ખ શું છે તે હું જાણતો ન હોતો આ જોઇ હું તથા મારી પત્નિ ઘણી વખતે અમારા પૂજ્ય સદગુરૂના સામર્થ્યની વાતો કરતાં હતાં, મારો ચાર વર્ષનો બાળક સુરેંદ્ર માંદો હતો અને તે આંખ પણ ઉંચી કરતો નહોતો, તેની ચિંતામાં મારા અને સુલોચનાના દુ:ખનો પાર રહેતો નહી આપના કરતાં માનું હૃદય કોમળ હોવાથી તેની મા ખાટલા આગળથી ઉઠતી નહીં પદર દિવસથી તાવે બાળકને ઘણું અવસન્ન કરી દીધું છે. આજની રાત ઘણી ભયકર છે કારણ કે ડાકટરે કહ્યું છેકે આજની વાત વિત્યા પછી બાળકની જીવવાની આશા રાખી શકાય ખાટલા પાસે બેસી સુલોચના બાળકના મુખને જોઇ રહી છે. આ વખતે ઘડીઆળમાં બાર ટકોરા વાગ્યા સુલોચનાએ મારા સામુ જોઇ, મધુર વચને કહ્યુ, ' દવા '

મે કહ્યું–" અત્યારે સુરેન્દ્ર ઉંઘમાં છે, માટે જગાડવાની જરૂર નથી ' આ સાંભળી તેણે કાંઇ ન કહેતાં દીર્ઘ નિસાસો નાંખી મુઢ મુઢ બેસી રહી. બહાર ચદ્રની ખિલેલી રાત્રે બાગના નવ પલ્લવમાંથી રાત્રિની નિ:સ્તબ્ધતા તોડનાર કોઇએ ગાવાનો આરંભ કર્યો

" કિને તેરો ગોવિન્દ નામ ધર્યો,
લેન દેન કે તુમ હિતકારી મોમે કછુ ન સર્યો. કિને:
વિપ્ર સુદામા કિયો અજાચી તંડુલ ભેટ ધર્યો
દ્રુપદ સુતાકી તુમ પત રાખી અબર દાન કર્યો. કિને:
સદીપન કે તુમ સુત લાયે વિદ્યા પાઠ વર્યો
સૂરકી વિરિયાં નિઠુર હૈ બૈઠે કાન ન મૂદ ધર્યો કિને

આ વખતે મને તે સાંભળી મારા પુત્રની ઉંઘમાં ખલેલ પહોંચાડનાર ઉપર ઘણુંજ દુ:ખ થયું. આથી બાળક પણ જાગી ઉઠયો અને ને રડવા લાગ્યો વિસ્મિત થઇ સુલોચના ઉભી થઇ, અને આમ તેમ ડાફોરાં મારી બ્હીકથી મારા તરફ જોવા લાગી આથી હું ઝટ ઉઠીને બહાર નીકળ્યો, ગાયન પણ બંધ થયુ હતું.

કમ્પાઉંડમાં આવીને ચારે તરફ જોવા લાગ્યો, પણ ગાનાર નજરે પડયો નહી, પણ ડાબી તરફથી ફરી કોઇએ ગાવા માંડયું.

" કિને તેરો ગોવિન્દ નામ ધર્યો. "

આ અવાજ જ્યાંથી આવતો હતો તે તરફ હું ગયો, અને ત્યાં હાથ જોડીને તે ગાનારને ન ગાવા માટે કહેવા લાગ્યો, જ્યારે ગાયક વળી જરા હસીને ફરી ગાવા માંડયું,–

" સુરકી વિરિયાં નિઠુર હૈ બૈઠે કાન ન મૂંદ ધર્યો, "

આ સાંભળી મને જરા ક્રોધ ચઢયો, જેથી મેં કહ્યું, મહારાજ, ગાવાનું બંધ કરો. તે સાંભળી તેણે ફરી ગાવા માંડયું

" કિન તેરો ગોવિન્દ નામ ધર્યો "

ભગવાં વસ્ત્ર ધારી પ્રચંડ મુખમુદ્રાવાળા અને મોટી જટા ધારી તે યુવક યોગીએ હસીને કહ્યું, કેમ? પાછો ગાવા લાગ્યો ' માધવ ગત તેરી ન જાની. "

મેં કહ્યું, મારૂં નાનું બાળક મોતના મુખમાં પડયું છે. આપ છાના રહો, જો તે જાગશે તો મારૂં સત્યાનાશ વળી જશે.

તેણે વળી ગાવા માંડયું,–' માધવ ગત તેરી ન જાની. "

આથી મેં કહ્યું, તમારા પગે પડીને કહું છું કે તમે ન બોલશો.

સન્યાસીએ હસીને કહ્યું, નહી તો શું પોલીસને બોલાવશો? આ સાંભળી મેં ક્રોધ વશ થઇ કહ્યું, અલબત્ત, હું અહીં જે કરૂં તે થાય તેમ છે આ સાંભળીને સન્યાસીએ કહ્યું, તો ભાઇ, તમારા બાળકને કેમ મટાડી શકતા નથી? તેની વાત સાંભળી હું ક્રોધનો માર્યો બંગલામાં પાછો ગયો. પાછળ જોયું તો મારી પાછળ પાછળ સંન્યાસી પણ આવતો જોયો તેથી મેં ક્રોધમાં આવી કહ્યું, " જરા છાનો રહે. "

આ સાંભળી તેમણે મંદ હાસ્યપૂર્વક કહ્યું, ભાઈ, " अरावप्यु चितंकार्यमातिथ्यं गृहमागते. ' દીકરુ થઇ ને એના ઉપર જરાપણ લક્ષ આપતા નથી.

આથી વિસ્મિત થઇને મેં તેમના તરફ જોયું. ત્રીશેક વર્ષની તેમની ઉમર જણાતી હતી, ભગવાં વસ્ત્ર ધારી પ્રચંડ મુખ મુદ્રાવાન અને તેજસ્વી નેત્રોવાળા યોગીને પાસે આવેલા જોઇ, મને લાગ્યું કે દેખાવ છે તો નરોત્તમ સ્વામિ જેવા, પણ, હશે કે નહી? અત્યારે આટલી રાત્રે તે અહીં ક્યાંથી હોય? આમ વિચાર કરતો હતો તે વખતે તેમણે કહ્યું, ' કેમ શું વિચાર કરે છે? "

મેં કહ્યું, " મારો પુત્ર મૃત્યુની પથારી ઉપર પડયો છે. " યોગીએ કહ્યું—ત્યારે તો બરોબર વખતેજ આવ્યો છું એકવાર તારા પુત્રને જોઉંતો ખરો. નારાયણ! નારાયણ!

આ વખતે સુલોચના પણ વાતચીત સાંભળવાને બારણા આગળ આવીને ઉભી રહી હતી. ત્યાંથી તેણે સંન્યાસીને જોયા, સન્યાસીનો ચ્હેરો જોઇને તેને કાંઇ પરિચિત હોય એમ લાગ્યું. સંન્યાસીની વાત સાંભળીને મેં કહ્યું, પધારો! તેથી મારી સાથે સંન્યાસી પણ ઘરમાં આવ્યો. અને બાળકની શય્યાની પાસે જઇને બેઠો, દુ:ખથી પીડીત બાળક અર્ધા મીંચેલા નેત્રોએ પડયું હતું, શ્વાસ ચાલતો હતો, જોરથી રડવાનું બળ તેનામાં ન્હોતું બાળકની નાડી જોઇને સંન્યાસીએ જાણ્યું કે તાવ ઉતરવા માંડયો છે, તાવ ઉતરતાંજ બાળકનો જીવ પણ જવાનો. મારા સામું જોઇને તેમણે કહ્યું, " તાવ ઉતરવા માંડયો છે, "

સંન્યાસીની સહાનુભૂતિથી મને હવે તે અપરિચિત જણાયા નહી, નરોત્તમ સ્વામીજ હશે, એમ મને લાગ્યું પણ, હોય કે નહી તેની ગડભાંજમાં મારૂં મન ચકડોળે ચડયું. આજે તેમની દરેક પ્રકારની રીતભાતમાં ઘણોજ ફેર જણાતો હતો એટલે હું કાંઇ નક્કી કરી શકયો નહી. મેં ધાર્યું કે, મારા બાળકને બચાવવાને માટે આજે ખરેજ નરોત્તમ સ્વામિજ આવ્યા છે. તે દિવસે કહેતા હતા કે આત્મ જ્ઞાનીને કોઇપણ જગ્યાએ જવામાં કે કોઇપણ જગ્યાનું જ્ઞાન થવામાં, કાંઇ પણ અડચણ પડતી નથી. તેમની વાત સાંભળી હું તથા સુલોચના તેમને પગે પડી કહેવા લાગ્યાં કે પ્રભો, આપ અમારા બાળક ને બચાવો. "

આ પછી સંન્યાસીએ પોતાના ચિત્તને એકાગ્ર કર્યું તેમણે પોતાની ઝોળીમાંથી કાંઇક દવા કહાડી,

દવા બીજી કાંઇ નહોતી પણ ભષ્મનો ગોળો હતો. તે પછી બાળકને પોતાના ખોળામાં લીધું, પછી પોતાના ગળેથી રૂદ્રાક્ષની માળા ઉતારીને તેને ગળે પહેરાવી. તે પછી આંખો મીંચીને એકાગ્ર ચિત્તે ઇશ્વરનું સ્તવન કરવા લાગ્યા, " કંગાળોના ધણી, દુખીઓના સખા, શું તમે આ રૂપમાં જગતના બાળકોનું રક્ષણ કરો છો ! હરિ ! તમેતો પ્રેમના અવતાર છો, તમે રક્ષણ નહી કરોતો બાળકનું રક્ષણ કોણ કરશે. દયાવંત, પ્રાણનાથ, આ બાળકને પ્રાણદાન આપો, એ તમારો જ છે. "

આમ પ્રાર્થના કરતાં કરતા યોગીશ્રીતો ધ્યાનમગ્ન થઇ ગયા. તેમણે ધ્યાનમાં જોયું તો પીળું પીતામ્બર પહેરેલા શ્યામવર્ણ વાળા ઉત્તમ વસ્ત્રાલંકારથી વિભૂષિત થયેલા વનમાળીએ આવીને ધીમેધીમે બાળકને ચુંબન કર્યું તે પછી મધુર મોરલી વાગવામાંડી, બાળકે ઉઠી નાચવા માંડયું તે વખતે બાળકને ઉભી કરીને સન્યાસીએ વનમાળીના ચરણ પકડયાં અહા ? શું સુખ, શું શાંતિ, શું માધુર્ય, અને કેવી તૃપ્તિ હતી, આમ બબડતા સંન્યાસી પાછા ધ્યાન મગ્ન થયા " થોડીવારે બાળકમાં નવું ચૈતન્ય આવ્યું, પોતાના દુર્બળ હાથે સન્યાસીની દાઢી ખેંચવા માંડી બાળકે હસીને પોતાની માને બુમ મારી, બાળકે કહ્યું, મા, આ કોણ છે !

આ વખતે સન્યાસીનું ધ્યાન છુટયું તેમણે આંખો ખોલી, સન્યાસીએ ઉઠીને બાળકને ધીમેથી પલંગમાં સુવાડયો પછી ધીરેથી ચુંબન કર્યું, બાળકે કહ્યું, બાપા, ! આ કોણ છે ! મને તે ઘણાજ વ્હાલા લાગે છે. હવે તેમને અહીં રાખજો આ વખતે હું તથા સુલોચના હર્ષપૂર્વક સ્વામિનાં ચરણે પડયાં, મોતના પંજામાંથી બાળકને બચાવનાર ખરે, આ મધ્યરાત્રિએ ઇશ્વરજ આવ્યા છે એમ માનવા લાગ્યાં.

થોડીવારે તેમણે કહ્યું, "ચિદાનંદ, ગૃહસ્થાશ્રમમાં પડી સુલોચના સાથેના આનંદથી તને હવે કેમ સુખ છે કે દુખ ! પ્રથમની વાત યાદ આવે છે !

મે કહ્યું, પ્રભો ! માફ કરો, આપને હું ઓળખી શકયો નહીં, આપના રૂપ અને ઉગ્ર તપના તેજમાં હું અંજાઇ ગયો. હું મુઢબુદ્ધિ આપની કૃપાનો શો ઉપકાર માનું !

તેમણે કહ્યું, ભાઇ, ઉપકાર, શો ઉપકાર, ઇશ્વરનું સ્તવન કરી સુખમાં દિવસ વિતાવો એ મારી શુભેચ્છા છે. કેમ બેન, સુલોચના ! તારી શું સ્થિતિ છે !

આ સાંભળી સુલોચનાએ કહ્યું, કૃપાળું, આપ વિના અમને કોણ સહાય કરે ! આપ ઘણા વર્ષે આમ અચાનક મળ્યા જેથી અમે આપને ઓળખી શકયાં નહી. અમારા ઉપર આવીજ કૃપા રાખ્યાં કરશો " ખરેખર આ નરોત્તમ સ્વામિજ હતા પણ તેમના તપના પ્રભાવથી અને ઘણા વર્ષે આમ અચાનક મધ્યરાત્રિએ દર્શન થવાથી અમે ઓળખી શકયા નહોતા પોતે આત્મજ્ઞાનના પ્રભાવથી બાળકના મંદવાડની વાત જાણી આમ અચાનક આવી ચઢયા હતા. બાળક સાજો થઇ ગયો. તે પછી એકાદ બે દિવસ સ્વામિજી અમારે ત્યાં રહી પાછા ચાલ્યા ગયા.

દુખીઆથી સુખી બનાવનાર, સદ્‌ગુણી અને રૂપવતી સ્ત્રી,પુત્ર, ધન અને ઐશ્વર્યને મેળવી આપનાર સદ્‌ગુરૂશ્રી નરોત્તમ સ્વામિએતો મારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે.

---

૭ કુદરતના કોપમાં આવી પડેલા માણસની મશ્કરી કરવી કે માઠું લગાડવું એ પડયા ઉપર પાટું મારવા જેવું છે

૮ બન્ને લોકોની વચમાં કોઇને ટકોર આપવો તે એક અદાવતનો અગ્નિ સળગાવવા બરોબર છે.

૯ સ્વભાવ એ સુધરે નહીં, લાખો નહી સુધરેલ, છે ચોરો યુરોપમાં, બહુનર બહુ બહેશ.

૧૦ અહંકારથી વિદ્યાનો જલદીથી નાશ થાય છે.

૧૧ પુસ્તકોમાં રહેલી વિદ્યા અને પારકે હાથે રહેલું ધન એ ખપ પડે કામ આવતાં નથી

૧૨ દુર્જનને સભામાં ગણવી ( કેમકે ) જ્યાં બેસે ત્યાં મુશ્કેલી વેરે.

૧૩ ઇર્ષ્યા રાખનાર મનુષ્યને સંપત્તિ સાંપડતી નથી પણ વિપત્તિ વધે છે.

૧૪ ગરીબના દુખો ટાળ્યા સિવાય મોક્ષ મળતું નથી.

# वखतनो सदउपयोग.

( લેખક શ્રીયુત મોતીલાલ મથુરભાઇ દેસાઈ )
( અનુસંધાન ગતાંકથી. )

પછી હું જમતો, જમ્યા પછી લખવાનાં સાધનો મારી પાસે જેવાં મુકવામાં આવતાં કે હુ મારો સવારનો રીપોર્ટ તૈયાર કરી કાઢતો, આ પછી નોકરી પર હાજર થતા પહેલાં મને એકાદ કલાક વાચવાનો મળતો જ્યારે પલટણને સવારમાં કવાયત કરાવવા જવુ પડતું, અને જ્યારે તે કામ મને સોંપવામાં આવતું ત્યારે હું મારી ટુકડીને સુર્યોદય થતાંજ કવાયતના ક્ષેત્રપર લઇ જતો, જ્યારે ઉપરી સાહેબોને કવાયતમાં જવાનુ હોય ત્યારે આઠ દશ વાગી જાય, દિવસની ગરમીને લીધે સીપાઇઓ પરસેવાથી ઢોરી જાય, તેમનો જમવાનો સમય વિતિ જાય, સર્વ કામના નિયમનો ભંગ થાય, અને સર્વ માણસોનો મીજાજ જાય, જ્યારે હું લશ્કરનો ઉપરી હતો ત્યારે મારા તાબાના માણસોને ફુરસદનો વખત પુષ્કળ મળતો, તેઓ શહેરમાં અને જંગલમાં ફરવા જઇ શકતા અને હરકોઇ ઉદ્યોગ કરી શકતા ”

આ દ્રષ્ટાંતને મનન કરવાથી હરકોઇ જીજ્ઞાસુને જણાશે કે નિયમિત વર્તનથી માણસ કેટલું કરી શકે છે. આ એકજ દ્રષ્ટાંતથી પુરતો બોધ મળી શકે તેમ છે.

વખતનો સદ ઉપયોગ વિદ્યાર્થીઓએ ખાસ કરવાનો છે, અને ધર્મ નીતિના બંધન પ્રમાણે પ્રત્યેક મનુષ્ય વખતનો સદુપયોગ કરવાને બંધાયેલો છે. પછી તે મજુર હોય કે રાજા, ગરીબ હોય કે શ્રીમંત, પણ દરેકની ફરજ છે કે તેણે વખતનો સદઉપયોગ કરવો જોઇએ

ઇંગ્લાંડના રાજા મહાન આલફ્રેડ આઠ કલાક કામ કરતા, આઠ કલાક આરામ લેતા, આઠ કલાક ક્રીડા અને રમત ગમતમાં ગાળતા, એક રાજા આઠ કલાક નિયમસર કામ કરે તે મહત્વની વાત છે.

ક્રીડા અને રમતનાં સાધનો પાછળ એટલા મશગુલ નહી થવુ, કે જે છંદ લાગી કુટેવમાં ખપે, તથા વ્યસન રૂપ થઇ પડે. થોડો વખત આનંદની વૃદ્ધિ ખાતર નિર્દોષ રમત ગમતની જરૂર છે. ઘણા વિદ્વાનો રમતને બદલે વિષયની ફેરફારીથી તેવો આનંદ ઉપજાવી લેતા, કોઇ લેખ લખતાં મન થાકતું, તો કોઈ સારો વિષય વાંચતા મી કોબેટ તો એટલે સુધી કહે છે કે “ ચાળીસ વર્ષ સુધી મે એક કુટુંબનો કારભાર ચલાવ્યો છે, આખા કુટુંબનુ પોષણ કરેલુ છે, લેખો લખ્યા છે, જન સમાજની સેવા કરી છે, ઘણા ખરા લોકોની પેઠે મેં ઘણા મીત્રોની પરોણા ચાકરી કરી છે, અને તેમ છતાં મેં મારા છાપરા નીચે ગંજીફા, પાસા, ચોપાટ, કે રમવાનું બીજું એક પણ સાધન રાખ્યુ નહોતું ” મી. કોબેટ આ. શીવાય આનંદ નહોતો મેળવી શકતો એમ નહોતું, તે નિત્ય આનંદી અને કાર્ય પ્રવૃત રહેતો અને કંટાળતો નહી.

વખતનો સદઉપયોગ કરવાનાં સાધનો ઘણાં છે. જે લોકો એમ બોલે છે કે “ મને વખત મળતો નથી” તેથી મારાથી બનતું નથી, એ બોલવુ એજ તેમનું ‘અનિયમિત વર્તન દર્શાવે છે, કામ’ કરનારને વખતની ખોટ નથી. સાધન વિના પણ કાર્ય કરવાના ઉત્સાહ વાળાઓ કાર્ય સાધે છે, નિયમીત રીતે વખતનો સદઉપયોગ કરનાર પાસે વખત એટલો લાંબો થાય છે કે તે કેમે કર્યો ખુટતો નથી. મી. કોબેટ ચાર આનાના રોજના પગારે સીપાઈની નોકરી કરતો હતો. તે સમયમાં તે વ્યાકરણ જેવો કઠણ અને મહત્વનો વિષય શીખ્યો હતો–રથળમાં–વહાણની અંદર કોટડીની કોર કે, કોતો બીછાનાની કોર હતી–કંઇ ભવ્ય વાંચન ગૃહ નહોતાં, પુસ્તકો રાખવાના કબાટમાં માત્ર તેનો કપડાંનો કોથળોજ હતો, ખોળામાં રાખેલો એક સાદા પાટીયાનો કકડો તેના ટેબલની ગરજ સારતો અને તેના

શબ્દોમાં કહીએ તો " મારી પાસે મીણબત્તી કે દીવેલ ખરીદવાને પૈસા નહતા. શીયાળામાં સગડીના અજવાળા સીવાય રાત્રે બીજો દીવો, વાચવા માટે ભાગ્યેજ મળી શકતો. માબાપ, અથવા મીત્રો તરફના આશ્રય કે ઉત્તેજન વિના આવી સ્થિતીમા જ્યારે હું મારો અભ્યાસ કરી શકયો, ત્યારે ગમે તેવો ગરીબ, ગમે તેવો કામાર્થી, ગમે તેવો સાધન હીન, કે બીજો કોઇ પણ જુવાન ન શીખી શકવાનું શું કારણ આપી શકશે ? કલમ અને કાગળ લેવા પૈસા બચાવતાં અર્ધા ભૂખે મરવુ પડતું એક પણ ક્ષણ મારા સ્વાધિનમા નહોતી હસાહસ, ગાનતાન, સીસકારા ! અને ધાધળ ભર્યું તોફાન કરવા વાળા, ઘણાજ અવિચારી નિરકુશ અને નાદાન સીપાઇઓની ટોળી વચમાં ગમે તેવી રીતે વખત બચાવી મારે ભણવા લખવાનુ કામ કરવુ પડતું, કારણ, કે સારી કલમ માટે એક પૈસો ખરચવો એ મારે માટે લાખ રૂપીઆ જેટલુ મોંઘુ હતુ બજાર ખર્ચ ઉપરાત દરેક સીપાઇને દર અઠવાડીએ દોઢ આનો મળતો, મને સારી રીતે યાદ છે કે એક પ્રસગે જરૂર જોગ તમામ ખર્ચ કરી નાખ્યા પછી એક શુક્રવારે મારી પાસે અર્ધો પેન્સ શીલકમાં બચ્યો હતો અને સવારમાં રાતી માછલી લેવા માટે તે મે રાખી મૂકયો હતો. પણ રાતના એટલી બધી ભૂખ લાગી કે તેથી હું કેવળ અશક્ત બની ગએલો જણાયો. એટલામાં મારા કપડાં ઉતારતી વખતે મે રાખી મુકેલો અરધો પેન્સ ગુમ થએલો મને માલુમ પડયો, મારી ફાટેલી તુટેલી ચાદર કે બનુસમાં મોં ઘાલી એક બાળકની પેઠે હું ખુબ રડયો, આ વખતનો મારી સ્થીતિનો ખ્યાલ આવ્યા વીના રહેશે નહી અને હું ફરીથી કહુ છુ કે આવી દુખદ સ્થિતિમાં હરેક રીતે દુઃખ વેઠી વખતનો બચાવ કરી, હું મારો અભ્યાસ સાધી શકયો, ત્યારે " મારાથી નથી બની શકતું " અને " વખત મળતો નથી " એવુ બોલતાં કયા જુવાન માણસને શરમ નહી ઉપજે "

મી કોબેટના ઉપલા વચનોથી સ્પષ્ટ થાય છે કે માણસ જો ધારે તો ગમે તેવી સ્થિતિમાં વખત મેળવી તેનો સદ ઉપયોગ કરી શકે છે. કોબેટના સજોગો-સ્થાન-સાહીત્ય અને સ્નેહી મડળ કેવુ હતું, છતા તેની વખતનો સદઉપયોગ કરવાની આગ્રહવાળી નિષ્ટના પરીણામે તે કેટલુ કરી શકયો તે વાચક વર્ગથી અજાણ્યુ નથી.

વખતનો સદ ઉપયોગ કરનાર સર્વદા, સર્વ વિષયમાં જયવાન નિવડે છે.

૯. ઇશ્વરની કૃપા, કે જેમાંથી મોક્ષ પર્યંતના સર્વે સુખો મળી શકે છે, તે જોઇતી હોય તો પ્રભુ પ્રેમ વધારવાની તજવીજ કરો.

૧૦. સારું કરેલું કદી પણ વ્યર્થ જતું નથી, અને ભલુ કરનારની કદી પણ માઠી ગતિ થતી નથી.

૧૧. ધર્મને આગળ રાખ્યા વિના કોઇ પણ કામમાં કદી પણ ફત્તેહ મેળવી શકાશે નહિ.

૧૨. ત્યાગ તથા ભોગના માનસિક યુદ્ધમાં જે જય મેળવી શકે તેજ ભાગ્યશાળી છે.

૧૩. જો રોગના પંજામાથી બચવુ હોય તો મનની મજબુતી રાખતાં શીખવુ જોઇએ.

૧૪ ધર્મના બધા ભેદોની કળ પ્રભુ પ્રેમ છે

૧૫ જેને કીર્તી જીવતો રાખે છે તે કદીપણ મરણ પામતો નથી

૧૬ વગર પૈસે પણ અનેક જાતના પરમાર્થ થઇ શકે છે માટે પરમાર્થ કરવામાં પાછા હઠશો નહી.

૧૭ મોતને મિત્ર માનનાર માણસ અવીચારી કામથી દુર રહે છે.

૧૮ એક રૂડુ કૃત્ય કે રૂડો બોલ અખડ હૈયાતી ભોગવે છે. તેના ફળ મેળવતા સુધી આપણે કદાચ જીવીએ નહીં. તોય શુ થયુ

૧૯ કોઇપણ નકામો કે નઠારો શબ્દ નાશ પામતો નથી

૨૦ અને મનન કરો પણ મેહેનતને ધિક્કારી કાઢતા નહીં.

૨૧ અસંતુષ્ટ નિરાશ થયેલા મનને માટે ઉત્તમ ઉપાય કામમાં રોકાવુ તે છે.

૨૨ તમારી શક્તિઓને કદી અધારે પડી રહેવા દેશો તો સુખનું મ્હો તમે દેખનાર નથી

૨૩ મરદનું અંત કરણ બીજાની મેહેનતથી ઉત્પન્ન થયેલા મધ ઉપર બેસનારા ભમરાની માફક ગુજારો કરવાનુ ધિક્કારે છે.

# પ્રૌઢ વિવાહ અને શિક્ષણ.

( લેખક શ્રીયુત મણિલાલ કેશવલાલ પરીખ )

હાલ બાલિકાઓનું લગ્ન પ્રૌઢ વયે કરવા બદલ પુષ્કળ પ્રયત્ન, અને પુષ્કળ સુધારણા ચાલે છે અને ધીમે ધીમે તે સફળ પણ થાય છે. પણ લગ્નની વયની આખરની મર્યાદા સુધારાના હિતેચ્છુઓએ ઠરાવેલી કાંઇપણ જણાતી નથી. હાલમાં લગ્નની મર્યાદા વધતે વધતે ૧૫ વર્ષ પર્યંત અને ક્વચિત તેથી પણ આગળ ગયેલી છે. પણ તેવી કન્યાઓની સંખ્યા ઘણી થોડી છે પણ તે વધતા પહેલાં સમાજની એકંદર રચના માટે તે ઇષ્ટ કિંવા અનિષ્ટ છે, તે વિષેનો વિચાર વખતસર થવો જોઇએ.

કેટલાક વખત પૂર્વે મરાઠી ગ્રંથમાળામાં "સ્ત્રીઓનું ઉચ્ચ શિક્ષણ અને સંતતિનો નાશ" આ વિષય પર ડો. સ્મિથના અંગ્રેજી નિબંધનું મરાઠી ભાષાંતર પ્રસિદ્ધ થયું હતું. તે સર્વ મનુષ્યોએ એક વખત તો અવશ્ય વાંચવા જેવું છે. જો કે તે લેખ અમેરિકાને લગતો છે, છતાં પણ તેમાંની કેટલીક બાબતનો આપણે પણ વિચાર કરવા જેવો છે—તે કહે છે.—" પ્રત્યેક બહુશ્રુત મનુષ્યને જ્ઞાત છે કે જે પ્રમાણે સૃષ્ટીની પ્રત્યેક કોટીમાં છે, તેજ પ્રમાણે મનુષ્યકોટીમાં પણ જીવન કલહ નિરંતર ચાલુ છે. આ જીવન કલહ તે માત્ર કોઇ વ્યક્તિને માટેજ નથી પણ તેની સંતતિ માટે છે. કારણ સૃષ્ટીમાં સંતતિજ ઘણી મહત્વની છે. વ્યક્તિ નષ્ટ થાય તો માત્ર એકનીજ-ખોટ પડે, પરંતુ જો સંતતિ બંધ થાય તો તેથી ભવિષ્યમાં ઉત્પન્ન થનાર હજારોની ખોટ પડે."

સ્ત્રીઓને ઉચ્ચ શિક્ષણ આપવાથી પ્રત્યક્ષ રીતે તેમના શરીર પર થનારા અનિષ્ટ પરિણામને લીધે, અને વળી અપ્રત્યક્ષ રીતે સાધારણ મનુષ્યને શ્રમ કરવાનુ અશક્ય-થવાને લીધે, સંતતિનો શી રીતે નાશ થાય છે તે હું બતાવીશ. ઉચ્ચ શિક્ષણ પ્રાપ્ત કરેલી સ્ત્રીને, પોતાને હાથે માતૃકર્તવ્ય ઉત્તમ પ્રકારે થશે નહિ એવી ખાત્રી હોય એમ જણાય છે. કારણ ક્વચિત કિંવા મોટી ઉંમરે લગ્ન કરે છે; અને જો તે લગ્ન કરે છે તો તેની સંતતિ ઘણી થોડી હોય છે. કેટલીક વખત એવી પણ ખોટી દલીલ રજુ કરવામાં આવે છે કે સાત આઠ બાળકોનું નિષ્કાળજીથી સંગોપન કરવા કરતાં એકજ બાળક હોય અને તેનું કાળજી પૂર્વક સંગોપન કર્યું હોય તો ઘણું સારૂં. કારણ પુષ્કળ બાળકો હોય તો માતાનું લક્ષ સર્વેનાપર સરખું રહી શકે નહિ પરંતુ આ ભ્રમ છે નિર્વિવાદ વાત છે કે શ્રીમંત અને સુશિક્ષિત લોકનાં એકનાં એક બાળક બહુજ લાડપણમાં બગડેલાં અને અશક્ત હોય છે, પરંતુ ગરીબ અને સાધારણ શિક્ષણ મળેલા લોકનાં સાત આઠ બાળકો અતિશય શક્ત અને આનંદી હોય છે

આ હકિકત જોકે મૂખ્યત્વે કરીને પરદેશની બાબતમાં ખરી છે છતાં પણ તેવી સ્થિતિ, તેવો સમય આપણા દેશમાં આવે નહિ, તેટલા માટે અપણે પ્રથમથીજ લક્ષ આપવું જોઇએ; અને તે પ્રકારનું લક્ષ આપી વિચાર કરતાં અમને તો જણાય છે કે આ બાબતનો યોગ્ય સમયે પ્રતિકાર કરવો એ ઘણુંજ ઉત્તમ છે. એટલે સાત આઠ વર્ષની બાળાનાં લગ્ન કરી દેવાં એવો અમારો મત નથી, પણ આ મર્યાદા અનિયમિત વધતી જાય છે તે અમને ઠીક લાગતું નથી. કન્યાનાં લગ્ન પ્રૌઢ વયમાં તેના વિદ્યાભ્યાસના દિવસ પુરા થાય ત્યારે કરવાં જોઇએ. આ કલ્પના પ્રથમ દર્શને જો કે સારી દેખાય છે પણ, પરિણામે તે અહિતકારક ઠરશે, અને ડૉ. સ્મિથના જેવાજ વિચાર પુષ્કળ મનુષ્યના મગજમાં આવશે. કારણ ૨૦-૨૫ વર્ષ સુધી જેનું વય અભ્યાસ કરવામાં અને સખીઓ સગાતે સ્વતંત્ર રમત ગમતમાં જાય છે તેને ૧૫-૨૦ કે ઘણું ઘણું તો ૩૦-૪૦ રૂપિયા મેળવનાર-દાસ બી. એ. થયેલાને સુદ્ધાં આરામ તેટલોજ ઝગાર મળે છે પતિને ત્યાં જઇ એકલાડા કચરો, પુજો, ચીપવું, ગુપવું, અને વળી બાળ ઉછેરવાની કટકટ શી રીતે પસંદ પડે, અને તેમ ન થાય તો સર્વેનેજ પ્રોફેસર-સિવિલ સર્વન્ટ એવા મોટા મોટા દરજ્જાના પતિ ક્યાંથી મળવાના ? અર્થાત્ તેમનામાં અવિવાહિત રહેવાની કલ્પના બળવત્તર થવાની અને તેથી સંસાર સુખનો નાશ થવાનો અને એમ થાય તે કોઇ પ્રકારે ઇષ્ટ નથી.

સ્ત્રીઓને શિક્ષણતો જોઇએજ. જ્ઞાનામૃત કોઇ પણ કાળે, કોઇ પણ સ્થિતિમાં ખોટુ નથીજ, છતાં પણ જેને વિવાહિત સ્થિતિમાં જીવન ગાળવાનું છે તેમને તેમની શારીરિક અને માનસિક શક્તિ સભાળીને શિક્ષણ આપવુ જોઇએ, કારણ ભાવી પ્રજાની તેઓ માતા હોવાથી તે પ્રજા શારીરિક અને માનસિક શક્તિઓમાં સબળ નિવડે એવી ખબરદારી રાખવાની ખાસ આવશ્યકતા છે ડૉ. સ્મિથ કહે છે કે:—

" મારા મત પ્રમાણે તો સ્ત્રીઓની પ્રકૃતિ નાજુક હોવાનુ મુખ્ય કારણ તેમને આપવામાં આવતુ વધારાનુ શિક્ષણ છે— કારણ—(૧) તેમને ઘણો વખત સર્વ પ્રકાશ અને સ્વચ્છ હવા વિના કાઢવો પડેછે. (૨) વૃદ્ધિ પામતાં અવયવોનુ સર્વ લોહી મેંદ તરફ શોષાઇ જાય છે (૩) આમ થવાથી સ્નાયુ અને પચનેંદ્રિયની વૃદ્ધિ બંધ થઇને કેવળ મેદનીજ વૃદ્ધિ થાય છે. (૪) સૃષ્ટિ નિયમ પ્રમાણે ૧૮ વર્ષ સુધી અવિવાહિત રહેવાની જોકે છેવટની મર્યાદા છે છતાં પણ ખાસ શિક્ષણનેજ માટે ૨૬-૨૭ વર્ષ પર્યંત અવિવાહિત રહેવાની ફરજ પડે છે. (૫) આખરે શિક્ષણને લીધે તેની હાજતો એટલી બધી વધી જાય છે કે તેમને સશક્ત પરંતુ તરુણ, દ્રવ્યહીન પુરૂષો સાથે લગ્ન કરવાનું કોઇપણ રીતે પરવડતુ નથી. "

આ પ્રકારે અગવડ ભરેલું તથા મનના તતુઓને શિથિલ કરી નાંખનારૂં શિક્ષણ તો માત્ર જેને દુર્દૈવે સસારથી વિમુખ કરેલા છે તેમનેજ આપવુ જોઇએ એટલે તે સમાજપર નિશ્ચિતપણે ઉપકાર કરી શકે, અને તેમનુ આયુષ્ય તેમને કંટાળા ભરેલું ન લાગતાં તેઓ પરોપકારના કાર્યમાં લાગે, અને પ્રજાને કલ્યાણની કારણ રૂપ બને

---

## युरोपिययादवास्थळी.

( લેખક શ્રીયુત્ ભાઇલાલ નંદલાલ દેસાઇ. બી. એ એલ એલ. બી )

### હિંદે શુ કર્યું છે ?

યુરોપખંડની સુધરેલી પ્રજાઓમાં જે પ્રચંડ વિગ્રહ ચાલી રહ્યો છે, અને અરસપરસ નાશ ... જે ભયંકર અસ્ત્રશસ્ત્રો ચાલી રહ્યાં છે તેમાં યૂરોપિય પ્રજાઓનો ગંભીર નાશ થાય છે એ વાત નિર્વિવાદ છે પરતુ દુશ્મન કરતાં આપણી પાસે માણસ, વિગ્રહનાં સાધનો, તથા પૈસો પુષ્કળ હોવાથી પરિણામે આપણી ફતેહજ થશે એ વાત પણ નિર્વિવાદ છે. અને આપણી મહાન્ ફૉજના શુભ શુકનરૂપ ચારે તરફના ધસારાઓમાં આપણે ધીમે ધીમે દુશ્મનને દબાવીને પાછો હઠાવીએ છીએ એવી હકીકતો વાંચીને આપણા આનંદમાં ઘણોજ વધારો થાય છે. પરંતુ આ પ્રચંડ વિગ્રહમાં હિંદે ઘણો નજીવો ભાગ ભજવ્યો છે એવુ કેટલાક બોલતા જણાય છે જ્યારે સબોધાર્થે ઉત્પન્ન થાય છે, અને તેથી હિંદે શુ કર્યું છે અને કેટલુ ભોગવ્યું છે તેનું સિંહાવલોકન કરવાની જરૂર છે.

યુરોપિય વિગ્રહની શરૂઆતમાંજ નામદાર પ્રિન્સ ઑફ વેલ્સે તથા આપણા માજી વાઇસરોય લૉર્ડ હાર્ડીંગ સાહેબે સ્થાપેલા ફંડોમાં હિંદે પોતાની શક્તિમુજબ ઘણો સારો ફાળો આપ્યો છે અને સદરહુ ફંડો કે જેમાં વિમેન વૉરફંડ એક શાખા છે તે તમામ ફંડોના તત્રવાહકો હજુ પણ મદદને માટે નાટક, તમાશા, તથા ફેન્સી સેઇલ વીગેરે ઘણા પૈસા મેળવવાના ઉપાયો યોજે છે, તેમાં હિંદની આબાલવૃદ્ધ પ્રજા સ્વશક્તિ અનુસાર શહેરના પૈસાદાર તથા ગામડાંના ગરીબ માણસોએ પણ પોતાનો હીસ્સો ઘણી ઉદારતા પૂર્વક આપ્યો છે. અને કેટલાક ગરીબ ગામડીઆઓએ ઉમગમાં આવીને કે બીજા કોઇ કારણસર દદ કરતાં ને ગજા ઉપરાંત રકમો ભરી દીધેલી, તે નામદાર સરકારે પાછળથી કમી કીધેલી, તેજ બતાવી આપે છે કે હિંદની પ્રજા સરકારને મદદ કરવાને કેટલી બધી ઉત્સુક છે

લડાઇના પ્રથમ વર્ષમાં જ્યારે બ્રિટિશ લશ્કરમાં વધારે માણસોની ભરતીની જરૂર જણાઇ, ત્યારે તૈયાર અને તાલીમ પામેલા લશ્કર તરિકે હિંદે પોતાનુ દેશી તથા વિદેશી સૈન્ય ફ્રાન્સની રણભૂમિપર વિદાય કર્યું અને આ પ્રચંડ યાદવાસ્થળી કે જે મહાભારતના યુદ્ધ કે તે અરસાની યાદવાસ્થળી કરતા પ્રમાણ અને સમયમાં ઘણીજ મોટી અને લાંબી છે તેમાં હિંદના વીર નરોએ પોતાનું શૌર્ય તથા ચાપલ્ય બતાવીને હિંદની ઝળકતી કીર્તિને ઘણીજ ઉજ્જવલ બનાવી છે ખાઇઓમાં રહીને લડવામાં

તથા અજાણ્યા મૂલકમાં કડકતી ઠંડીમાં હિંદી સૈન્યે જે અપ્રતીમ વફાદારી બતાવીને ભોગ કટોકટીના સમયે આપ્યો છે તે હકીકત સામ્રાજ્યનો કોઈ પણ માણસ જરા પણ દુર્લક્ષ કરી શકે તેમ નથી

ત્યારબાદ મેસોપોટામીયા, ઇજીપ્ત, દક્ષિણ આફ્રીકા વિગેરે જગાઓએ હિંદી લશ્કર મોકલવામાં આવ્યું ત્યાં ત્યાં પ્રતિકૂળ સંજોગો તથા કેટલીક વ્યવહારિક ખામીઓ છતાં હિંદી સૈનીકોએ જે વફાદારી ભર્યો ભોગ બહાદુરીથી આપીને હિંદની અને હિંદના નામદાર સમ્રાટની ઉજ્જવલ કીર્તિને દીગુણીત કરી છે તેથી હિંદની વફાદારી સંબંધી અને હિંદી સૈન્યના વિરત્વ સંબંધી ખુદ દુશ્મનો પણ આશ્ચર્યચકિત થઈ ગયા છે. તેમજ હિંદી લશ્કરનું પ્રથમ વર્ષનું ખર્ચ હિંદુસ્તાન દેશે માથે લેવામાં જે પોતાની કર્તવ્યગીરી બતાવી છે તે ભૂલી જવા જેવી નથી ભવિષ્યના ખર્ચ તથા ચાલુ ખર્ચ બાબત કોને ભોગવવું પડશે, તેનો કાંઇ નિશ્ચય થયેલો જણાતો નથી; પરંતુ હિંદી લશ્કરનું ખર્ચ કેણ સ્વીકારે છે તે પરિણામે જોવાશે. આ ઉપરાંત હિંદના દેશી રાજાઓ તરફથી મળેલી વિવિધ યુદ્ધ સામગ્રીઓ મોટરો, એમ્બ્યુલન્સ હૅસ્પીટલો સંબંધીની ઉદાર મદદો તેમજ સામાન્ય પ્રજા તરફથી વારવાર એરોપ્લેન વિગેરે માટે જે જે મહાભારત પ્રયત્ન થાય છે તે અને હજુ નેવા પ્રાન્તો નાના તાલુકાઓ પણ એરોપ્લેન આપવા તૈયારી બતાવે છે તે તમામ ઉપરથી શુ વ્યક્ત થાય છે ? એટલું સ્પષ્ટ દેખાય છે કે હિંદના રંક તથા રાજાઓ, બાળકો તથા વૃદ્ધો બ્રિટિશ સરકારની ફતેહને માટે પૈસાનો ભોગ આપે છે અને આપે જશે.

બેલ્જીયમના નિરાધાર બાળકો માટે પ્રત્યેક શહેરની ને ગામ શાળાઓમાં ભણતા બાળકોએ તથા બાળકીઓએ યોગ્ય મદદ કરી છે અને હિંદના બાળકો પાશ્ચિમાત્ય પ્રજાનાં બાળકો માટે આવા સદ્દભાવ પૂર્વક ઉપરાણું કરે એ ઉછરતી પ્રજાનું વલણ અને ઉછરતી પ્રજા પોતાને મુશ્કેલીથી મળતા ચણા મમરા ખાવાના પૈસાનો પણ ભોગ આપવા તૈયાર છે તે શુ બતાવે છે !

હિંદની પ્રજા એક ઘણી ગરીબ પ્રજા છે અને ગરીબીનો ફાંસો દીન પ્રતીદીન વધતો જાય છે છતાં જે ઉદારતા અને સદ્દભાવથી હિંદની પ્રજાએ અસાધારણ મદદ, માણસો, સાધનો ને પૈસાથી કરી છે, તે હિંદની સ્થિતિ જાણનાર હરકોઇ માણસ મહાન લેખશે તે ઉપરાંત લડાઇને લીધે કેટલીક ચીજોના ભાવ ઘણાજ વધી ગયા છે તેનો વધારાનો બોજો પણ હિંદ મુંગે મોઢે ઉપાડે જાય છે. અને હિંદના વેપારને જે સખ્ત ફટકો લાગ્યો છે અને જે ફટકો હજુ જાપાનના આગળ વધવાથી લાગશે તે ખમવા હિંદ તૈયાર છે અને તે ફટકાઓ હિંદ અત્યાર આગમચ ખમવા માંડ્યા છે. નામદાર બ્રિટીશ રાજ્યની આર્થીક દૃષ્ટિ મુજબ દુશ્મનનાં રાજ્યોએ "ફ્રીટ્રેડ"ની નીતીથી હિંદમાંથી જે અસાધારણ નફો ને લાભ મેળવ્યા છે તે પૈસા આજે બ્રીટીશ સામ્રાજ્યના વિરૂદ્ધ વપરાય છે તે બ્રીટીશ અર્થ શાસ્ત્રીઓએ વિચારવા જેવું છે, અને ઘટે ત્યાં આર્થીક નીતિમાં ફેરફાર કરવા જેવુ છે.

હિંદે મદદ કરવામાં તથા મોંઘવારીને અંગે આર્થીક નુકશાન વેઠ્યું છે તે કરતાં ઘણી અમુલ્ય અને સ્તુત્ય સેવા હિંદે પોતાનું સમતોલપણું જાળવી રાખીને સુલેહ ને વફાદારી જાળવી રાખી તે છે. તેનો હીસાબ કાઢવો પ્રત્યેક અર્થ શાસ્ત્રીની ગણના શક્તીની બાહેરની વાત છે. હિંદમાં પ્રચંડ બળવો થશે એવી ધારણા દુશ્મનોએ રાખી હતી અને તે ધારણા પાર પાડવાને દુષ્ટ દુશ્મનો તરફથી સીધા ને આડકતરા યત્નો થયા હતા એમ જણાય છે. છતાં હિંદની પ્રજાએ અણીને વખતે વફાદારીમાં અડગ રહેવાથી ઘણીજ અમૂલ્ય સેવા બજાવી છે એક વખત એવો હતો કે હિંદને સંભાળવાને હિંદમાં ફક્ત દશ હજારનુંજ વિદેશી લશ્કર હતું. છતાં જરા પણ સુલેહનો ભંગ થયો નથી એ હિંદની અડગવૃત્તી સીવાય શું બતાવે છે ?

અમારી સેવાઓની કદર બુજવી એ નામદાર દયાળુ બ્રીટીશ સરકારના હાથમાં છે, અને પ્રત્યેક હિંદીજનને બ્રીટીશ સરકારની ન્યાયદષ્ટીપર વિશ્વાસ છે તેથી હિંદને સારો લાભ મળશે, ફરજ્યાત મફત કેળવણી દાખલ થશે એમ માનવાને સંપૂર્ણ કારણ રહે છે. તેમજ "હિંદે કાંઇ કર્યુ નથી" એવું કહેનાર ગૃહસ્થો આથી કાંઇક સુધરશે, અને બ્રીટીશ સામ્રાજ્યના હિતની ખાતર હિંદને યોગ્ય સ્થાન આપશે એવી આશા છે.



# विश्वामित्र.



વિશ્વામિત્ર એક સમર્થ ઋષિ થઈ ગયા છે. તેમના જીવનમાંના અનેક પ્રસંગો આપણને જ્ઞાન આપનાર થઈ પડશે, એમ ધારી તેમનું જીવનચરિત્ર આપવા યોગ્ય ધાર્યું છે. પૂર્વે ઘણા કાળ પહેલાં ધર્માત્મા વિશ્વામિત્ર એક પ્રતાપી રાજ્ય કર્તા હતા જેમણે શત્રુમાત્રને દમન કરી તથા પ્રજાના હિતમાં તત્પર રહી તેનું પુત્રની માફક પાલન કરતાં અનેક સહસ્ત્ર વર્ષ પર્યંત આ પૃથ્વી નિષ્કંટક રાજ્ય ભોગવ્યું હતું એમના મૂળ પુરુષ પૃથ્વીપતિ કુશ અથવા કુશિક કે જે પ્રજાપતિના વંશજ હતા, તેમનાથી ચોથા પુરુષ આ વિશ્વામિત્ર છે. રાજાએ વર્ષે, બે વર્ષે, કે ત્રણ વર્ષે આખા રાજ્યમાં ફરી તપાસ લેવી જોઈએ, તે પ્રમાણે મહારાજા વિશ્વામિત્ર પણ કોઈ વખતે, હાથી, ઘોડા, રથ વિગેરે વાહને વાળી અક્ષોહિણી સેના સાથે લઈને રાજ્યમાં ફરવા નીકળ્યા, અનેક વન, દેશ, શહેર, નદીઓ, ઘણાક ઋષિઓના આશ્રમોનું અનુક્રમે અવલોકન કરતાં તે એક મહાવનને વિષે જઈ ચઢ્યા પાછળ સેના અને આગળ પોતે, એમ તે વનમાં પોતે ચાલ્યા જતા હતા, એવામાં તેમના માર્ગની બાજુમાં એક અત્યંત સુંદર અને બહુ વિસ્તારવાળો આશ્રમ તેમની નજરે પડ્યો આવો અનુપમ આશ્રમ કોનો હશે, ચાલો જોઈએ તો ખરા ! એમ ધારી પોતાની છડી અશ્વારી સાથે વિશ્વામિત્ર તે આશ્રમ તરફ વળ્યા, આશ્રમ આગળ જઈ, ત્યાં કેટલાક ઋષિનાં બાળકો રમતાં હશે તેમને પૂછવાથી માલમ પડ્યું કે, આ આશ્રમ મહાત્મા બ્રહ્મપુત્ર વસિષ્ઠ ઋષિનો છે. ત્યારે તો તેમના દર્શન કરવાની વિશ્વામિત્રને બહુ ઉત્કંઠા થઈ પછી તે અંદર ગયા તો બહારના કરતાં ઘણીજ અપ્રતિમ શોભા તેમણે જોઈ. અનેક પ્રકારનાં પુષ્પો વાળી લતાઓ તથા વૃક્ષો તેમાં આવી રહ્યાં છે, અનેક કાળાં મૃગો તથા હરિણો તેમાં આમથી તેમ દોડી આનંદ કરી રહ્યાં છે. તથા અનેક પક્ષી ગણો વૃક્ષોપર રહી મનોહર શબ્દ કરી રહ્યાં છે. એવી રીતે અતિ શોભતો અને જાણે બીજું બ્રહ્મલોકજ હોયની એવો પવિત્ર તે વસિષ્ઠ મુનિનો આશ્રમ જોઈ, વિશ્વામિત્ર બહુજ હર્ષ પામ્યા.

આ પ્રમાણે આશ્રમની અતિ સુંદર શોભા નિરખતાં ને મંત્રોના ગાન સુણતાં વિશ્વામિત્ર છેક અંદર ગયા તો બહુ સુશોભિત વૃક્ષ ઘટાથી વિંટાયેલા વસિષ્ઠ મુનિના મઠના દર્શન થયાં તુરત અશ્વપરથી ઉતરી પોતે મઠમાં પ્રવેશ કર્યો, તો ત્યાં ઘણાક તેજસ્વી મહર્ષિઓ અને ગુરૂ સેવા પરાયણ શિષ્યોની વચ્ચે વિરાજેલા મહામુનિ વસિષ્ઠને જોયા તુરત અતિ નમ્રતાથી સાષ્ટાંગ પ્રણામ કરી, વિશ્વામિત્ર તેમના ચરણમાં પડ્યા. એ જોઈ, અહો ! આજે મહારાજા વિશ્વામિત્ર ક્યાંથી ? એમ આશ્ચર્ય પામતા, પ્રીતિથી આદર સત્કાર કરી પોતાના શિષ્ય પાસે વસિષ્ઠે તેમને આસન અપાવી બેસાડ્યા પછી નાના પ્રકારનાં વનફળ, કંદ, મૂળ વિગેરે અર્પણ કરી પરસ્પર કુશળ સમાચાર પૂછવા લાગ્યા, એ પ્રમાણે પરસ્પર કુશળ વાર્તા કરી બન્ને પ્રસન્ન થયા. પછી વિશ્વામિત્રે ઋષિની આજ્ઞા લઈને ચાલવા માંડ્યું, ત્યારે તેમને ઉભા રાખી, વસિષ્ઠે પ્રેમ પુરઃસર મંદહસીને કહ્યું, " હે મહાબળવાન, આજે ઘણે દિવસે તું મારા આશ્રમે આવ્યો છે. માટે હું તારૂં તથા તારી સર્વ સેનાનું આતિથ્ય કરવા ઇચ્છું છું. કારણકે તારા જેવો પ્રયત્નથી આવકાર દેવા જોગ પરોણો મારે ત્યાં ફરી ફરી ક્યાંથી આવે ? એવાં વસિષ્ઠનાં વચન સાંભળી, " હે મહારાજ, આપે મને કહ્યું એટલેજ મારૂં આતિથ્ય થઈ ચૂક્યું " એમ વિશ્વામિત્ર બોલ્યા, એમ કહેતાં છતાં વસિષ્ઠ મુનિએ બહુ આગ્રહ કરી તેમનું આતિથ્ય કરવાનું કહ્યું. એટલે તે વાત તેમણે માન્ય રાખી, અને " આપની ઇચ્છામાં આવે તેમ કરો, " એમ કહી વિશ્વામિત્ર પોતાના સૈન્યમાં ગયા, ને આશ્રમથી થોડેક છેટે પડાવ નાંખ્યો.

ત્યાર પછી મંત્ર ભણાવવામાં કુશળ ઋષિએ પોતાની વિચિત્ર વર્ણવાળી હોમધેનુ ( યજ્ઞનાં સાહિત્ય પુરાં પાડનારી અને ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ કરાવનારી કામદુઘા ગાય ) ને બોલાવીને કહ્યું, " હે શબલા, તું અહીં આવ, ને મારાં વચન સાંભળ, હું આજે આખા સૈન્યસહિત વિશ્વામિત્ર રાજાને છ રસમય ભોજન કરાવી તેનો સત્કાર કરવા ઇચ્છું છું, તો તું મારી એ ઇચ્છા પૂર્ણ કર, હે બાઈ, હે કામદુધા, એ સર્વને જમાડવા માટે મારે લીધે તારે છ એ પ્રકારના રસ, અન્ન, પાન વિગેરે સર્વે જાતના પદાર્થોના કોટ શીઘ્રતાથી ઉત્પન્ન કરવા જોઇએ.

આ સાંભળી કામદુધા શબલા ગાય સર્વ ઇચ્છિત પદાર્થોને ઉત્પન્ન કરવા લાગી, ને જોત જોતામાં તેણે પોતાની દિવ્ય શક્તિથી સઘળી વસ્તુ તૈયાર કરી દીધી; શેરડીનો રસ, ઉત્તમ પ્રકારનું મધ, ભાત ભાતનાં મદ્ય અને સ્વાદિષ્ટ ખાવા પીવાના પદાર્થો, પછી કમોદના ભાતના પર્વત જેવડા કોટ, લાપસી, અનેક પ્રકારના, ખાંડ, સાકર અને ગોળના લાડુ, અનેક પ્રકારનાં પકવાનો, ભાત ભાતનાં શાક, અથાણાં વગેરે પદાર્થો અને સુવર્ણના હજારો પાત્રો પોતાની દિવ્ય શક્તિથી શબલાએ તૈયાર કરી દીધાં. તે પછી ઋષિએ વિશ્વામિત્રને કહાવી મોકલવાથી તે પોતાની સર્વ સેના સાથે સ્ત્રી વર્ગ સહિત જમવાને તૈયાર થઇ ને આવ્યા, ઋષિએ બહુ માન પૂર્વક સર્વને શબલાએ ઉત્પન્ન કરેલાં સુશોભિત સુવર્ણનાં આસનો પર બેસાડી, જેમ ભાવે તેમ તે ઇચ્છિત પદાર્થોને જમાડી બહુ તૃપ્ત કીધા.

આવાં અતિ સ્વાદિષ્ટ ભોજનોથી વિશ્વામિત્ર સહિત સર્વે હૃષ્ટ પુષ્ટ થઈ ઘણો સંતોષ પામ્યા ખરા, પણ વિશ્વામિત્રને મોટું આશ્ચર્ય થવા લાગ્યું કે, અહો! ઋષિએ એટલી વારમાં આ શું કરી દીધું! પોતે તો વિરક્ત જેવા છે અને એટલી વારમાં આ અન્ન સામગ્રી ક્યાંથી તૈયાર કરી દીધી? હું જોઉં તો ખરો કે આ પાક કોણે અને કેવી રીતે તૈયાર કીધો હશે? નિશ્ચે આતો કંઇ ચમત્કાર છે. એમ વિચાર કરતા પોતે ઋષિના ભંડાર આગળ ગયા તો ત્યાં એક દિવ્ય તેજસ્વી ગાય બાંધેલી હતી, અને તેને દોહન કરવા માત્રમાં જે જોઇએ તે સર્વ વસ્તુઓ ઉત્પન્ન થતી હતી. આથી વિસ્મય થઇ તેમણે વિચાર કર્યો કે, " આ તો કામદુધા હશે. અહા! આ દિવ્યધેનુ જેને ત્યાં છે, તેને શાની ખામી હોય? પણ અરણ્યમાં વાસ કરનાર ઋષિને ત્યાં હોવા કરતાં એ ગાય મારે ત્યાં હોય તો કેવું સારૂં?" એમ ધારી પછી ઋષિ પાસે આવી વિશ્વામિત્રે કહ્યું, બ્રહ્મદેવ, આપે મારો યોગ્યતા કરતાં પણ અધિક સત્કાર કર્યો છે, એથી મારા સૈન્ય સહિત હું બહુ સંતોષ પામ્યો છું. પરંતુ મારે એક વિનંતિ કરવાની છે. તે આપ સાંભળો. આપની પાસે જે આ શબલા નામની ધેનુ છે, તે મને આપો તો તેના બદલામાં હું આપને એક લક્ષ ગાયો જેટલું મૂલ્ય આપીશ. કારણ કે, એ શબલા સર્વ ગાયોમાં રત્નરૂપ છે; અને રાજાઓ તો રત્નના ગ્રહણ કરનારાજ હોય છે, ને હે દ્વિજોત્તમ, એનાપર મારોજ હક છે.

રાજાનાં એવાં વચન સાંભળી, વસિષ્ઠ મુનિ બોલ્યા વિશ્વામિત્ર, એ તું શું બોલ્યો? તે શબલાને આપવાનું અને વળી મૂલ્ય લઇને, વિક્રયરૂપે આપવાનું કહ્યું તુંતો એક લક્ષ ગાયો કહે છે, પરંતુ સો લક્ષ, સો કરોડ, કિંવા દસ અબજ ગાયો અથવા સુવર્ણના ઢગલાઓ લઇને પણ હું એ ધેનુ તને આપી શકું નહિ; કેમકે મારાથી એનો ક્ષણભર પણ ત્યાગ થાય તેમ નથી. હે શત્રુઓને દમન કરનારા, રાજ્યોગ્ય વાળાઓની કીર્તિ જેમ તેમના વિદ્યાપરાક્રમ વગેરેથી પ્રાપ્ત થાય છે, તેમ મારી અખંડ કીર્તિ તે માત્ર આ શબલાથીજ ઉત્પન્ન થયલી છે. અને હે રાજર્ષિ, મારા દેહનો નિર્વાહ, દેવકર્મ, પિતૃકર્મ, અગ્નિહોત્ર, બલિદાન, વૈશ્વદેવાદિયજ્ઞ, સ્વાહાકાર તથા વષટ્કારવાળા સોમ યજ્ઞો અને અનેક પ્રકારની વિદ્યા એ સર્વે આ શબલાને આધીન છે. અર્થાત્ મારાથી શબલાને લીધેજ એ સર્વ બની શકે છે. અને મેં જે આખા સૈન્ય સહિત તારૂં આતિથ્ય કર્યું તે પણ શબલાએજ ઉત્પન્ન કરેલા પદાર્થોથી કર્યું છે. માટે હું શપથ પૂર્વક કહું છું કે, મારૂં સર્વસ્વ એ કામદુધા શબલાજ છે; ને પોતાનાં શુભ દર્શનવડે નિરંતર સંતોષ કરનારી એ તેજ છે. માટે હે રાજા, એવાં અનેક કારણોને લીધે હું તને મારી શબલા ગાય આપી શકું તેમ નથી.

વિશ્વામિત્ર જાતે ક્ષત્રિય અને સ્વભાવે ક્રોધી, અને રાજ્ય સમૃદ્ધિનો મદ એટલે અહંકારને લીધે ન્યાય અન્યાયનો કેમ વિચાર રહે? પોતાનો આટલો સત્કાર કર્યો, છતાં વસિષ્ઠ મુનિએ જ્યારે શબલા

આપવા ના પાડી, ત્યારે વિશ્વામિત્રે, બળાત્કારથી તે ગાયને હરણ કરવાનો નિશ્ચય કર્યો. તુરત યોદ્ધાઓને આજ્ઞા કરવાથી તેઓએ તેને ચારે તરફથી ઘેરી, ને ગળેથી બાંધી, જોરથી ખેંચીને સૈન્ય તરફ ઘસડી ચાલ્યો. શબલા કે જે ઇચ્છામાં આવે તેવા પદાર્થો આપનારી હોવાથી કામદુધા કહેવાતી હતી, તે કંઇ બીજા સાધારણ પશુઓ જેવી નહોતી. આ વખતે તેણી પોતાના મનમાં અત્યંત દુઃખી થઇ, મોટા બરાડા પાડી ને રૂદન કરવા લાગી; અને ચિંતન કરવા લાગી કે, શું મહાત્મા વસિષ્ઠે મારો ત્યાગ કર્યો હશે ? કે જેથી આ વિશ્વામિત્રના અનુચરો મને બળે કરીને લઇ જાય છે ! મારાથી શું મહર્ષિ વસિષ્ઠનો કાંઇ અપરાધ થયો છે ? કારણ કે તે મહા ધર્મિષ્ઠ પુરૂષ હોવાથી વિના અપરાધે મારો કદી ત્યાગ કરે નહિ. પરંતુ તે વાતનો નિશ્ચય કર્યા વગર આ યમદૂત સરખા યોદ્ધાઓ સાથે હું કેમ જાઉં ?" એ પ્રમાણે ચિંતવતી ને વારવાર નિશ્વાસ મૂકતી શબલા વેગથી બળ કરીને પોતાના સ્વામી વસિષ્ઠ પાસે જવા માટે પાછી ફરી, ને આયકા મારી વિશ્વામિત્રના સેંકડો બલિષ્ટ યોદ્ધાઓને તરછોડી વાયું માફક વેગથી તેણી મહાત્મા વસિષ્ઠજીના ચરણ સમીપ જઇ ઉભી રહી. પછી મોટેથી આરડતી ને રૂદન કરતી, મેઘ સરખી વાણીથી તે તેમને કહેવા લાગી કે, હે મહા સમર્થ, હે બ્રહ્મપુત્ર વસિષ્ઠ, શું મારા કોઇ અપરાધને લીધે આપ મારો ત્યાગ કરોછો ? કે જેથી આ વિશ્વામિત્રના સૈનિક પુરૂષો મને લઇ જાય છે ? પોતાની પાસે શોકથી ગાભરી થઇ, શ્વાસભેર દોડતી આવેલી શબલાનું આ પ્રમાણેનું કહેવું સાભળી, વસિષ્ઠ મુનિએ તેનું આશ્વાસન કરતાં કહ્યું "હે શબલે, હે વત્સે ! હું તારો ત્યાગ કરતો નથી; ને તેં મારો કશોએ અપરાધ પણ કર્યો નથી, પરંતુ આ બળે કરી મદોન્મત્ત થયેલો વિશ્વામિત્ર રાજા તને પરાણે હરી લઇ જાય છે. હું એને વારી શકતો નથી કેમકે એના સરખું મારૂં બળ નથી. એ મારા કરતાં અધિક બળવાન છે એટલુંજ નહિ, પણ તે ક્ષત્રિય છે, વળી પૃથ્વીનો પતિ છે. વળી અક્ષૌહિણી સેના તેના હાથમાં છે, તો હે વત્સે ! બળવત્તર પુરૂષ ન્યૂન બળવાળા પાસેથી અમૂલ્ય રત્ન ખેંચી લે તેમાં શું આશ્ચર્ય ?

આથી તો વિસ્મય થઇ વાક્યોનો મર્મ જાણનાર શબળાએ તે બ્રહ્મર્ષિને નમ્રતાથી કહ્યું ! અહો ! બ્રહ્મન્ ! અતુલ પ્રભાવવાળા છતાં આપ એ શું કહો છો ? બુદ્ધિમાન પુરૂષો વારવાર ક્ષત્રિય બળ કરતાં બ્રહ્મબળને અધિક ગણતા આવ્યા છે. બ્રહ્મબળ પરમ દિવ્ય છે તેથી તમારા અગણિત બળ કરતાં વિશ્વામિત્રનું બળ ક્યાંથી અધિક હોય ? જોકે વિશ્વામિત્ર મહા વીર્યવાન છે. પરંતુ તેના કરતાં એ અધિક વીર્યવાન તમો છો, તો હે પ્રભુ, જો કદાચ આપની ઇચ્છા સ્વત તેને શિક્ષા કરવાની ન હોય તો આપના પ્રતાપથી હું પણ બ્રહ્મબળ વાળી છું તેથી મને વિશ્વામિત્રના સામે થવાની આજ્ઞા આપો, હું એ દુષ્ટાત્માનાં બળ, ગર્વ અને યત્ન એ સર્વનો નાશ કરીશ. આ પ્રમાણે તેમણે શબલાનાં વચન સાભળી, તેણીને કહ્યું, હે વત્સે ! તારી ઇચ્છામાં આવે તેમ શત્રુના બળનો નાશ કર.

આમ તેઓ વાર્તાચિત કરે છે, એટલામાં તો વિશ્વામિત્રના સૈનિકો જોર શોર દોડતા શબલાની પછવાડે આવ્યા, ને તેને ફરી પકડી હકી જવાનો યત્ન કરવા લાગ્યા, પણ એટલામાં તો એક મહદાશ્ચર્ય થયું તે પછવાડે આવનારાઓનો તો શું, પણ વિશ્વામિત્રના આખા સૈન્યનો સમૂળો નાશ થવા વખત આવ્યો. જેવા તેઓ પકડવા જાય છે તેવામાં તો શબલાએ એકાએક ઘુમરી ખાઇ, પુછ ઉચું કરીને, તેમને દૂરે હડાડી દીધા, ને જોતજોતામાં તેનું રૂપ મહાવિકરાળ થઇ ગયું. શબલા તાડુકો કરી, થર થર ધ્રુજવા લાગી ને તેનાં અંગનાં રોમે રોમ ઉભાં થઇ ગયાં, તેણે હુંભા એવી મોટી ગર્જના કરતાંજ મહાવિકરાળ પહલવ નામના સેંકડો યોદ્ધાઓ ઉત્પન્ન કર્યા, ને તેઓ 'મારો મારો' કરતા તે સૈનિકોની પછવાડે દોડયા. અને તેમનો એકે એકનો વધ કરી બાકીના સૈન્ય પર તુટી પડયા. આવું જોતાં વિશ્વામિત્રના ક્રોધનો પાર રહ્યો નહિ. તેમનાં નેત્ર લાલ ચોળ થઇ ગયાં, ને પ્રલયને લસકારી ભયંકર પ્રહલવોનો નાશ કરવા માંડયો. એ જોઇ શબલાએ ભય પમાડે તેવા હુંભા હુંભા શબ્દથી ઉંચું જોઇ, જાણે બીજા યોદ્ધાઓને બોલાવતી હોય તેવી ઉભી રહી. એટલામાં તો અસંખ્ય યોદ્ધાઓએ આવી અગ્નિ જેમ વનને બાળે તેમ વિશ્વામિત્રના ઘણાક સૈન્યને બાળી ભસ્મ કરી દીધું. ત્યારે વિશ્વામિત્રે અત્યંત ક્રોધિષ્ટ થઇ, પોતાનાજ હાથે તે સર્વ યોદ્ધાઓને અનેક શસ્ત્રો મૂકી વ્યાકુળ કીધા.

આગળ

# त्रिकाल ज्ञानी शीरीत थइ शकाय ?



ત્રિકાળ જ્ઞાનનો અર્થ, ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો જાણવી એવો થાય છે. પહેલાં એવા જ્ઞાનનું સામર્થ્ય ઘણા માણસોને હતું પ્રાચીન ઇતિહાસથી એ વાત જાણી શકાય તેમ છે. ઋષિ, મુનિયોમાં ત્રિકાળ જ્ઞાનનું સામર્થ્ય ઘણે ભાગે હતું વાલ્મીકિએ રામચંદ્રનું ચરિત્ર એજ સામર્થ્ય વડે રામના જન્મ પહેલાંજ લખ્યું હતું. વસિષ્ટને છાનામાના રાતના વખતે મારવાનો ઇરાદો વિશ્વામિત્રે કર્યો હતો, અને એ ઇરાદાને વસિષ્ટે પોતાની પર્ણ કુટીમાં બેઠે બેઠે તેજ સામર્થ્યથી જાણી લીધો હતો સંજયે કૌરવ, પાંડવનું યુદ્ધ એજ સામર્થ્ય વડે જાણી લીધું હતું એ વાત તેમણે ધૃતરાષ્ટ્રને કહી પણ હતી. મહાભારતના સંગ્રામમાં દ્રોણાચાર્યને અશ્વત્થામાના મૃત્યુનું જ્ઞાન એજ સામર્થ્યથી પ્રાપ્ત થયું હતું. એ પ્રકારે ત્રિકાળ જ્ઞાનીનાં એવાં અનેક ઉદાહરણો પ્રાચીન ઇતિહાસોમાં મળી આવે છે. પરંતુ હાલમાં કેટલાકો એ ઉદાહરણોને બનાવટી અને પૌરાણિક ગપ્પાં કહે છે. પણ એ વાતનો વિચાર કરતા નથી કે મનુષ્યનામાં તે સામર્થ્ય હોઇ શકે કે નહીં આવાં ઉદાહરણો માત્ર આપણા શાસ્ત્રોમાંજ છે એમ નહીં, પરંતુ એવાં ઘણાક ઉદાહરણો વિદેશી ઇતિહાસોમાં પણ છે

અમેરિકાના સંબંધમાં સેનેકા નામના તત્વજ્ઞાનીએ, અને પ્રોટેસ્ટંટ મતના સુધારવાના વિષયમાં, દાન્તે નામના માણસે પ્રથમથીજ સૂચના આપી હતી. એ વાત સર્વત્ર પ્રસિદ્ધ છે. વળી એ સામર્થ્ય મિલ્ટન, પિંડાર, કાલિમેકસ નામના કવિયોમાં પણ હતું ઘણા હિબ્રુ પુસ્તકોમાં લખ્યું છે કે આ પ્રકારનું સામર્થ્ય એલિશામાં પણ હતું. સીરીયાના રાજાના સેનાપતિને તેના નોકર ગેહાજીએ જે વખતે ઠગ્યો હતો, તે વાત એલિશાએ જાણી લીધી હતી. ઇજરાયલના રાજાનો સર્વ નાશ કરવાને માટે સીરિયાના રાજાએ ઘણી વાર ગુપ્ત ફોજો મોકલી હતી એ વાતને એલિશાએ જાણી લીધી હતી. અને ઇજરાયલ નરેશને ઘણીવાર ભારે સંકટોથી બચાવ્યો હતો સીરિયાના રાજાએ પોતાના સરદારોને એ વાતનું કારણ પૂછ્યું કે, અમારી સાવધાનતા પૂર્વક કરેલી યુક્તિયો કેમ ફળીભૂત નથી થતી ? ઉત્તરમાં સરદારે કહ્યું કે, મહારાજ, ઇજરાયલમાં એલિશા નામનો એક મહાપુરુષ છે તે આપની ગુપ્ત યુક્તિયો રાજાને બતાવી દે છે એથી આપના સર્વ યત્નો સફળ થતા નથી.

એકવાર એલિશા ડમાસ્કસ જતો હતો તે વખતે તેને બેન હદાદ નામના રાજાનો સરદાર હેજલ મળ્યો. એલિશાએ હેજલને કહ્યું, ભવિષ્યમાં તું ઇજરાયલ નગરને બાળી દઇશ, ત્યાંના રહેવાસીયો, વૃદ્ધો, બાળકો અને બાંધવોની કતલ કરીશ અને સ્ત્રિયોના ગર્ભને પાડી નાખીશ. તે વખતે હેજલે પોતાની સજ્જનતાનું વર્ણન કર્યું અને કહ્યું કે આપના આ ગરીબ સેવકથી તેવું રાક્ષસિ અને નિર્દયયુક્ત કૃત્ય કદી પણ થવાનું નથી એલિશાએ કહ્યું, એ વાત મને ઇશ્વરે આપેલા જ્ઞાનથી જણાય છે કે તું સીરિયાના રાજસિંહાસન ઉપર બેસીશ અને એવાં રાક્ષસી કામો કરીશ. કેટલાક વર્ષ પછી એલિશાની ભવિષ્યવાણી અક્ષરશઃ સત્ય થઇ.

મનુષ્યને ત્રિકાળ જ્ઞાન થાય છે એ વાતનો પિથાગોરસ, સાક્રેટિસ, આપેબ્લિકસ, એલિફાસ લેવી, સ્વીડનબર્ગ પેરેસેલ્સસ વિગેરે અનેક તત્ત્વવેત્તાઓએ સ્વિકાર કર્યો છે. એવાજ સામર્થ્યને રાખનાર એક જર્મન સ્ત્રીનું વૃત્તાંત સ્ટીલિંગ નામના વિદ્વાને લખ્યું છે કે તે સ્ત્રીએ પતિના દૈવી સામર્થ્યથી ફ્રેંચ લડાઇનું પરિણામ પહેલાથીજ બતાવી દીધું હતું. એજ પ્રકારે જોસેફ હોગે અમેરિકાના વિષયમાં ભવિષ્ય વાણી કહી હતી અને તે ખરી પડી હતી.

ત્રિકાળ જ્ઞાનનું સામર્થ્ય મનુષ્યમાં શા રીતે અને ક્યારે આવે છે એ વાત વિચાર કરવા જેવી છે. મનુષ્યને તે જ્ઞાન ચિત્ત-વૃત્તિયોને એકાગ્ર કરવાથી થાય છે. ચિત્ત-વૃત્તિયોની એકાગ્રતાથી આ સ્થુલ શરીરની સ્થુલ ઇન્દ્રિયોએ પણ પોતે ક્રિયા રહિત થવું પડે છે. એવા વખતે એકાગ્ર થયેલું ચિત્ત તે આત્મામાં પ્રવેશે છે કે જે પરમાત્માની સાથે નિકટનો સંબંધ રાખે છે તેવી એકાગ્રતા દ્વારા ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળની વાતો યથાવત્ જાણી શકાય છે કદી કદી દૈવી જ્ઞાન, વિદ્યા જ્ઞાન અને જાણી, અજાણી વસ્તુઓનું જ્ઞાન પણ પ્રાપ્ત થાય છે. વૈદક શાસ્ત્રમાં અનેક ઔષધિયોના સૂક્ષ્મ ગુણ અને પ્રભાવ ઋષિયોએ વર્ણવ્યા છે તેનું જ્ઞાન તેમણે આજ સામર્થ્યથી પ્રાપ્ત કર્યું હતું.

એક વિદ્વાને કહ્યું છે કે, જે શરીરની રાત્રિ છે તે આત્માનો દિવસ છે, અને જે આત્માની રાત્રિ છે તે શરીરનો દિવસ છે. શરીરના દિવસમાં શરીર-પોષણના ઉપાયો કરવામાં આવે છે આત્માના દિવસમાં આત્મજન્ય વિશિષ્ટ જ્ઞાન પેદા થાય છે. પોત પોતાની રાત્રિએ બને પોત પોતાના કર્તવ્યને ભૂલી જાય છે. આ પ્રકારે આ સામર્થ્ય પણ ચિત્ત નિરોધ દ્વારા વિશિષ્ટ જ્ઞાનથી પ્રાપ્ત થઇ શકે છે.

આ સામર્થ્ય આત્મામાંથી ઉત્પન્ન થાય છે આત્મા પ્રત્યેક મનુષ્યમાં વિદ્યમાન છે. જેથી પ્રત્યેક માણસને આજ્ઞાન પ્રાપ્ત થઇ શકે છે પરંતુ ઇન્દ્રિયોના વિષયોમાંનો પ્રેમ આ સામર્થ્યને ઢાંકી દે છે. જ્યારે મનુષ્ય વિષયાસક્તિને ત્યાગીને નિર્મળચિત્તે આત્મામાંથી જ્ઞાનને મેળવે છે ત્યારે તેને આ દૈવિ સામર્થ્ય પૂર્ણ રૂપે પ્રાપ્ત થાય છે, રખ્યાથી ઢાંકેલો દેવતા ઉપરથી જણાતો નથી પણ ઉપરથી રાખોડી કાઢી નાખવાથી તળેનો અગ્નિ ચમકવા લાગે છે અને બરોબર જણાય છે એજ રીતે ત્રિકાળ જ્ઞાની થવાનુ દરેક માણસમાં સામર્થ્ય હોવા છતાં પણ, વિષયાસક્તિ રૂપ રખ્યામા તે ઢંકાઇ રહે છે. જેથી ત્રિકાળજ્ઞાની થવાની ઇચ્છા રાખનારાએ રખ્યારૂપી વિષયાસક્તિનો ત્યાગ કરી આત્માનુસંધાન કરી તે જ્ઞાન પ્રાપ્ત કરવુ જોઇએ.

# खेतीवाडी.

## જમીન.

ખેતીમાં પ્રથમ જમીનની જરૂર પડે છે.

વ્યવહારમાં જેટલા પદાર્થો જણાય છે તે સર્વેનુ ઉત્પત્તિ સ્થાન જમીન છે. ઉદ્‌ભિજ વડે ખાવાપીવાની અને વ્યવહારમા વપરાતી જે વસ્તુઓ આપણને મળે છે તે પણ પૃથ્વિમાંથીજ ઉત્પન્ન થાય છે ખનિજ પદાર્થો પૃથ્વીની અંદરથી મળે છે. પૃથ્વીને ખોદી અને તેને બહાર કઢવામાં આવે છે. નદી અને સમુદ્રમાંથી પ્રાપ્ત થનારી ઉપયોગી વસ્તુઓની ઉત્પત્તિ પણ જમીનમાંથીજ થાય છે કારણ કે નદી અને સમુદ્ર પણ પૃથ્વી ઉપરજ છે તેના તળીયે પણ જમીનજ હોય છે. જો કે નદી, સમુદ્ર, અને પૃથ્વીની અંદરથી મળનારી વસ્તુઓ મનુષ્યના કામમાં આવે છે, તેનો પણ વ્યવહારમાં ઉપયોગ થાય છે, તથાપિ જે વસ્તુઓ પૃથ્વીની ઉપર પેદા થાય છે તેની માણસને વધુ જરૂર પડે છે તેમાં અનાજ એ મુખ્ય છે. અનાજથી મનુષ્યનો જીવનનિર્વાહ ચાલે છે. અને તેનાથીજ મનુષ્યની જીંદગી છે એથી જેના ઉપર આખી મનુષ્ય જાતિના જીવનનો આધાર છે તે અનાજને ઉત્પન્ન કરવાની મહેનત કરનાર ખેડુતોને સર્વેના કરતાં વિશેષ મહત્વ આપવુ યોગ્ય છે સાધારણ કહેવતમાં પણ કહ્યુ છે કે " ઉત્તમ ખેતી, મધ્યમ વેપાર અને કનિષ્ઠ નોકરી ! એ સત્ય છે ખેતી કરવાથીજ અનાજની ઉત્પત્તિ થાય છે, અને અનાજ પાકે તોજ તેને દેશ પરદેશ ચઢાવી વેચવા સાટવાનો ધંધો-વેપાર ચાલે છે. વેપાર પણ ખેતી ઉપરજ આધાર રાખે છે, અને વેપારીઓ હોય તો તેમને સહાય માટે નોકરોની જરૂર પડે છે. એટલે સર્વનો આધાર ખેતી ઉપર છે, એ ખોટુ નથી.

જમીનમાંથી જે વસ્તુઓ પેદા થાય છે તેની પણ હદ હોય છે એક વીઘા જમીનમાં ૧૦૦ મણ ઘઉં ઉત્પન્ન થઇ શકતા નથી કારણ કે તેટલી પેદાશ થવી તે જમીનની ઉત્પાદક શક્તિની હદની બહારની વાત છે. કદાચ એક વીઘામાં ૩૦ મણ ઘઉં પેદા થતા હોય, પણ કદિ ખેડુત એક વીઘામાં ૫૦ મણ પેદા કરવા મંડે અને તે જોઇને કોઇ તેથી વધારે પેદાસ કરવા પ્રયત્ન કરે છતાં પણ વધારે ન પાકે તો સમજવુ કે તે જમીનનો કસ તેથી વધુ પાક થાય તેવો નથી. તેથી જમીનનો કસ વધારવાને માટે પ્રયત્ન કરવો જોઇએ.

જમીનની ઉત્પાદક શક્તિ વખતસર પાણી પાવાથી, સારા ખેડવાના ઓજારોનો ઉપયોગ કરવાથી, અને ખાતર નાખવાથી વધી શકે છે સર્વ જમીન એક સરખી હોતી નથી. કોઇ બહુજ પાક પાકે તેવી હોય છે, કોઇ થોડો પાક થાય તેવી અને કોઇ બિલકુલ પાકે નહિ તેવી હોય છે જે જમીનમાં કદી ખેતી કરવામાં ન આવી હોય અને ઘણી પથ્થરવાળી કે રેતીવાળી હોય છે કે જેમા ખેતી થઇ શકતી નથી, અથવા થાય છે તો તેની પેદાશ ઘણીજ કમ થાય છે તેવી જમીન સ્વાભાવિક રીતે એવી હોય છે કે જેમાં છોડનુ પોષણ થાય તેવાં તત્વો હોતાજ નથી અથવા હોય છે તો ઘણાંજ થોડાં, પરંતુ જે જમીનમાં ખેતી કરતા રહેવાથી કસ જતો રહ્યો હોય, અર્થાત જેમાંના ઝાડ પાનને પોષણ કરનાર તત્વોનો ઉપયોગ વધુ થઇ ગયો હોય તેવી જમીનનો કસ વધારી શકાય છે. તેવીજ રીતે જે જમીન પડતર પડી રહી હોય પણ જે ખેતીને લાયક હોય છે. તેની પણ ઉત્પાદક શક્તિ વધારી શકાય છે. જેમ

મનુષ્યોના જીવનનું પોષણ કરવાને માટે ખોરાકની જરૂર હોય છે તેમ છોડવા અને ઝાડોને પણ ખોરાકની જરૂર હોય છે જેથી છોડવાઓને સારો અને જોઇતો ખોરાક મળે અને જે રીતે તેની શક્તિ વધે તેમ કરવાથી છોડ વધી શકે છે, અને તેમાં પાક પણ ઘણો ઉતરે છે ખરૂં કહીએ તો છોડવાઓનો ખોરાક પુરતો મળે તેવી જમીન બનાવવી તેજ જમીનની ઉત્પાદક શક્તિ છે.

જે જમીનમાં સ્વાભાવિક રીતે કસ વધારે હોય છે, તે જમીનમાં વધુ કસ વધારવાને માટે ખર્ચ અને મહેનત કરવામાં આવે છે તો તેનો કસ વધી શકે છે, પરંતુ જે જમીનમાં તેવો કસ ન હોય તેમાં ખર્ચ અને મહેનત કરવામાં આવે તોપણ તેનો કસ વધી શકનો નથી જમીન જેટલી અધિક કસવાળી હોય છે તેટલો વધુ પાક પાકે છે.

જે જમીનમાં ઉત્પાદક શક્તિ તો હોયં, પણ ઘણીજ થોડી હોય, તેની વૃદ્ધિ કૃત્રિમ ઉપાયોથી થઇ શકે છે. તેમાં પહેલો ઉપાય તો તેમાં યોગ્ય ખાતર સીંચવાથી જમીનની ઉત્પાદક શક્તિ વધારી શકાય છે યુરોપ અને અમેરિકાવાળાઓએ ઉતમ પ્રકારના ખાતરથી જમીનની પેદાશ ઘણીજ વધારી લીધી છે તેમણે રસાયનશાસ્ત્રની મદદથી જાણ્યુ છે કે, કેવી જમીન ને કેવા પ્રકારના કેટલા ખાતરથી તેનો કસ વધારી શકાય છે, ખેતીમાં જે ઓજારો હાલ વપરાય છે તેમાં સુધારો કરવાથી પણ જમીનની ઉત્પાદક શક્તિ વધારી શકાય છે. આપણા દેશમાં તો સેંકડો વર્ષનાં હળ વીગેરે ઓજારો તેનાં તેજ ચાલે છે. જો નવીન પ્રકારના હળનો જમીન ખેડવામાં ઉપયોગ કરવામાં આવે તો ઘણીજ ઉંડી જમીન ખેડી શકાય અને પ્રથમ કરતાં પાક પણ વધુ ઉતરી શકે આ નવિન પ્રકારનાં હળ હવે આપણા દેશમા પણ મળવા લાગ્યાં છે. ઘાસ કાપવાનાં, ભુંસું ઉડાડવાનાં, બીયાં વાવવાનાં વિગેરે અનેક પ્રકારનાં નવિન ઓજારોનો યુરોપ અને અમેરિકામાં ઉપયોગ થવા લાગ્યો છે, જો તેનો આપણા દેશમાં ઉપયોગ કરવામાં આવે તો ખર્ચ ઓછો પડે અને લાભ અધિક થાય તેમ છે જમીનનો જેટલો કસ વધુ વધારવામાં આવે છે તે પ્રમાણમાં પાક પણ વધુ ઉતરે છે.

જે જમીન શહેર કે ગામડાની પાસે હોય છે, જે જમીનમાં કુવો હોય છે કે નહેરનું પાણી લાવવાનું સાધન હોય છે તે જમીન કિંમતી ગણાય છે.

ગામથી દુર આવેલી ઘણી જમીન પડતર રહેલી જણાશે જેથી નજીકની જમીન વધુ કીમતી ગણી શકાય છે. જે જમીન હમેશાં એકજ માણસના માલકીપણામાં હોય છે તે જમીનની ઉત્પાદક શક્તિ વધારવાને ખર્ચ કરવાને તેના માલિકને ઉમંગ થાય છે. હિંદુસ્તાન ખેતી પ્રધાન દેશ છે. જો આપણે બીજા કામોમાં જેટલી મહેનત લઇએ છીએ, તેટલી મહેનત જમીનનો કસ વધારી પાક વધારે પકવવાને માટે કરીએ તો આપણે આપણી સંપત્તિ ઘણીજ વધારી શકીએ તેમ છે.

આજે સર્વ ભણીગણી નોકરી કરવાનું પસંદ કરશે, કદાચ નોકરી નહિ મળે તો વેપારી લાઇનમાં જોડાશે, અને જેનો તે બન્નેમાં ઘડો નહિ થતો હોય, તેવાજ માણસો ખેતી કરવા મંડે છે. આ પડતીનુંજ નિશાન છે. ખેતી ઉપર આપણા સર્વનો આધાર છે. ખાવાને માટે અન્નનો પાક પણ ખેતીમાંથીજ ઉત્પન્ન થાય છે. વસ્ત્રો માટે કપાસ, સુતર વિગેરે પણ ખેતીમાંથીજ થાય છે, કે જે ખેની માણસ માત્રને જરૂર હોય છે. ખેતીમાં જો કે મહેનત છે, પરંતુ જો મહેનતની સાથે બુદ્ધિનો સંયોગ કરવામાં આવે તો તે મહેનત ભારે પડે તેમ નથી અને ખેતીની પેદાશ વધારી શકાય તેમ છે. (અપૂર્ણ.)

## મારે લીલા લહેર છે.

(દેશાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા.)

જગ બોલે ફાવે તેમ, મારે મન વસ્યુ જેમ;
મારે કરવુ તેવુ તેમ, મારે લીલા લહેર છે.
હરીએ આપ્યુ જે સુખ, તેજ મારે સાચુ સુખ;
બાકીનું બધુએ દુખ, મારે લીલા લહેર છે.
દાંત આપ્યા ખાજ આપે, રોજ અંગ રંગ વ્યાપે,
તે તો સૌ પ્રભુ પ્રતાપે, મારે લીલા લહેર છે.
કોઇ મોહ્યા રામા રંગે, કોઇ મોહ્યા વીત્ત સંગે;
હુ મોહ્યો હરિ સૌ અંગે, મારે લીલા લહેર છે.

# सुरंग अर्थात माइन.

આજકાલ વર્તમાન પત્રોમાં ઘણે ભાગે એ વાંચવામાં આવે છે, કે આજે અમુક બોટ સુરંગમાં અથડાઇને ડુબી ગઇ, આજે અમુક ડુબી ગઇ, પણ સાધારણ લોકો સમજતા નથી કે સુરંગ એ શું છે અને એનાથી શત્રુની સ્ટીમરો શી રીતે ડુબાવવામાં આવે છે તેથી તેનું કેટલુંક વર્ણન આપીએ છીએ.

સુરંગ યાને માઇન એ એક પ્રકારનો ધડાકાથી ઉડી જનાર બૉમ્બ છે. સમુદ્રમાં બે પ્રકારની સુરંગોનો ઉપયોગ થાય છે. એક તો આગબોટને અડકવાથીજ ફુટી ઉઠે છે જેને સ્પર્શ-માઇન કહે છે. બીજી એ છે કે જેથી કિનારેથી અથવા કોઇ બોટ ઉપરથી વિજળીદ્વારા લગાવવામાં આવે છે, સ્પર્શ-માઇન ઘણી જાતની થાય છે, પરંતુ સર્વમાં ડાઇના માઇનમાં જલ્દી સળગી ઉડનારા પદાર્થો ભરવામાં આવે છે. તેમાં અગ્નિ સળગાવવાની વિધિ જુદા જુદા પ્રકારની હોય છે કોઇમાં બોટની ટક્કર લાગવાથી અગ્નિ સળગી ઉઠે છે, કોઇમાં ટક્કર લાગતાં વિજળીની ધારા દ્વારા કિનારે ખબર પહોંચે છે, જેથી કિનારા પરનો અમલદાર માત્ર એક બટન દબાવતાની સાથેજ સુરંગમાં અગ્નિ સળગાવીને આથડનાર બોટનો નાશ કરે છે, અથવા તો તેને જવા દે છે.

સ્પર્શ માઇનનો ઉપરનો ભાગ ગોળાકાર હોય છે તેમાં ત્રણ ખુંટીઓ જેવું હોય છે, તેની અંદર કાચની નળીમાં ગંધકનો તેજાબ ભરેલો હોય છે તેની ઉપર સીસાના ગલાસ ઢાંકેલા હોય છે, જે બહુજ નરમ હોય છે સ્ટીમર આવતાં તેની ટક્કર લાગતાં શીશાનો ગલાસ અને કાચની નળી ફુટી જાય છે, ત્યારે ગંધકનો તેજાબ ક્લોરેટ ઑફ્ પોટાશ પર પડે છે જેથી અગ્નિ ઉત્પન્ન થાય છે. અને તે અગ્નિથી સળગી ઉઠનાર પદાર્થને સળગાવે છે અને માઇન-સુરંગ ફાટી જાય છે જ્યાં સુધી એ સુરંગને સમુદ્રમાં મૂકવામાં આવતી નથી ત્યાં સુધી તેની ઉપરની ખુંટીયોની ઉપરના શીસાના ગૅલાસની ઉપર પીતળની ખોળીઓ ચઢાવી રખે છે જેથી તેને ફાટવાનો ડર રહેતો નથી

બીજી જાતની સ્પર્શ-માઇન-સુરંગમાં બંદુકની ટોટીની માફક એક આગ ટોપી લગાવેલી હોય છે, જ્યાં એક સોઇ તે ટોપીને ઘણા વેગથી અથડાય છે ત્યાં અગ્નિ ઉત્પન્ન કરીને માઇન ચાલી જાય છે.

આ પ્રકારે સુરંગને સમુદ્રમાં એક જગ્યા ઉપર પાણીથી પંદર વીસફુટ નીચે રાખવામાં આવે છે. સુરંગની નીચે એક લંગર બોક્સ હોય છે, જેમાં એક ફરકડી ઉપર તારનું દોરડુ વીંટાળેલું હોય છે. જ્યારે સુરંગને સમુદ્રમાં મુકવામાં આવે છે, ત્યારે ગોળાકાર સુરંગ તો તરતી રહે છે, પણ લંગર બોક્સ ડુબી જાય છે સાથે પંદર ફુટ લાંબી દોરીથી બાંધેલા વજનથી તે બૉક્સમાંનો તાર ઉકલતો જાય છે. અને લંગર બૉક્સ નીચે જતું જાય છે. જ્યારે ભાર સમુદ્રના તળીયે પહોંચે છે, ત્યારે વજનની તાણ બંધ પડે છે જેથી તાર ખુલવો એની મેળે બંધ પડે છે એ વખતે લંગર સમુદ્રના તળીયે જઇને અટકે છે અને ઉપર સુરંગ સમુદ્રની અંદર પાણીમાં પંદર સત્તર ફુટ નીચે આવનાર જનાર વહાણોનો નાશ કરે છે.

# વૈદ્યોના અનુભવીઉપાય.

ભાગ ૧ પહેલો.

## (દર્શાવનાર આર્યવૈદ મયારામ સુંદરજી.)

### તાવ ઉપર રેચની ફાકી અને બીજી દવા.

૧. હીંમજ, કડુ, મીંઢીઆવળ, ગુલાબકળી, ગરમાળાનો ગોળ, ને સંચળ એટલાં ઔશડ સરખે ભાગે લઇ, બારીક ખાંડી ચાળી ફાકી કરવી. તેમાંથી પાછલી રાતરે દરદના જોર પ્રમાણે રૂ. ૦॥ થી ૧ ભાર પાણી સાથે લેવી. તેથી બે ચાર રેચ થઇને તાવ મોળો પડશે. પછી તાવની સુદર્શન, શોડશાંગચુર્ણ, નદ-પડી ચુર્ણ વિગેરે કડવી દવાઓ દેવી.

૨. રેવંચીનોગોળ, હરડાંની છાલ, હીમજ, સચળ, ગુલાબની કળી ને મીંઢીઆવળ, એટલાં ઔશડ સમભાગે લઇને ખાંડી ચાળી ફાકી કરવી તેમાંથી રૂા ૦॥ થી ૧ ભાર સુધી રાતરે મોડેથી અથવા પાછલી રાતરે વહેલી જળ સાથે લેવરાવવી. તેથી જોઇતા રેચ થશે ને ઉનીઓ તાવ ઉતરશે. પછી કડવી દવા દેવી. ઉપરના રેચ સાધારણ છે. છતાં પણ ત્રણ કે ચાર વાર લાગે કે ખીચડી કે દાળ ભાત ખાઇ વાળી લેવા.

### તાવ ઉપર પરસેવાની (સ્વાદક) દવા.

૩. ખડસલીઓ પીતપાપડો રૂપીઆ ૨ થી ૪ ભાર લઈ તેને કચરી, અર્ધ શેર પાણીમાં ઉકાળવો અને જ્યારે ઉકળતાં બાકી નવટાંક (બે ઔંશ) ને આસરે પાણી રહે, ત્યારે ઉતારી તેમાં બે ચારવાલ સુરોખાર મેળવી, દરતાં બે ભાગ કરી બબ્બે કલાકને છેટે પી જવું. તેથી પ્રસ્વેદ થશે ને તાવ ઉતરશે. ત્યારે પછી તાવની કડવી દવાઓ દેવી. ખડસલીઆને બદલે કોઇ રૂપીઆ બે રૂપીઆ ભાર ઊંદરકનો ઉકાળો મધ મેળવીને પાય છે, તેથી રેચતે પરશેવો થાય છે ને તાવ ઉતરે છે તે માટે કોઇ રૂા. ૦॥ થી ૦॥ ભાર કડુ ને સચળની ફાકી પાય છે. કેટલીક વાર પાકટ આકડાનાં પાન દેવતા પર શેકી નીચોવી તેના રસનો કેડ સુધી બેઉ પગોને ખરડ કરવાથી તે વડે પરશેવો વળી તાવ ઉતરેછે.

### તાવ મટાડવાની કડવી ફાકી.

૪. લીંબડાનાં પાન, કાંકચીયાનાબીંજ, ગળો કડુ, કરીયાતું, કાળીજીરી, કડામારી અને મરી એ સમભાગે લઇ ખાંડી ચાળી ચુરણ (ફાકી) કરાયછે. તેમાંથી રૂા. ૦॥ ભાર મોટી (૨૦ વર્ષથી ૭૦ વર્ષની) ઉમરનાએ જળ વડે, બબ્બે પોર કે સવાર સાંજ એમ ત્રણ ચાર દિવસ લેવું તેથી તાવ જાય છે ને શક્તિ ભરાય છે.

૫. કાંકચીયા, અતિવિખ ને તીખા (મરી) સમભાગે ખાંડી ફાકી કરવી. તેમાંથી ૩-૪ દિવસ હમેશ તાવ ભરાવા પહેલાં બબ્બે કલાકને છેટે બે ત્રણ વાર પાવલી પાવલી ભાર, મોટી ઉમરનાને જળ સાથે દેવી. અને બાળકોને વર્ષ ડીઠ બબ્બે રતી દેવી કાંકચીયા, લિંબડાની લિંબોળીનાં બીજ, ઇંદ્રજવ કે કાળીજીરીની ફાકી બબ્બે આની ભાર તાવ પહેલાં પોર પોરને છેટે બે વખત ત્રણ ચાર દિવસ લેવાથી પણ તાવ મટાડેછે અથવા કેરડાના મૂળની છાલનું ચાળેલું બારીક ચુરણ રૂા ૦॥ ભાર જળ સાથે બબ્બે પોરે બે ત્રણ દિવસ તાવ ઉપર લેવાથી તે વડે દસ્ત ને સ્વેદ થાય છે ને તાવ જાયછે. અથવા વગડાતલવણીનાં પાન, વગડાઉપોરીયાનાં પાન અથવા ગોરખતંબોળીનાં પાન રૂ ૦। ભાર, ૧૫ મરીદાણા સાથે નિત્ય ત્રણ ચાર દિવસ બબ્બે પોરે પાવાથી તાવ જાય છે; અને શક્તિ ભરાય છે, અથવા કડાછાલ રૂા. ૨॥ ભારનો ઉકાળો ત્રણ દિવસ પીવો.

## મરડાના દરદના અકસિર ઉપાય.

જો લોહી પરૂનો મરડો હોય તો તેના ઉપાય કરતા પહેલાં તેને પ્રથમ એકાદ ઉકાળેલ (કે સિજ્ઞાપતી) એરંડીયુ રૂ. ૨ કે ૨ા ભાર, રૂ. ૦ા ભાર હીમજ ખાંડીને પાશેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ગાળી તે પાણી ઉપર એરંડીયું એક વાટકીમાંથી બીજી હીમજના ઉકાળાવાળી વાટકી ઉપર રેડી, શ્વાસ લેવો જરાવાર બંધ રાખી આંખ્યો મીચી પીય જવું,ને હોઠ તર્ત લુછી નાખી ઉપર એકાદ બે લવીંગ ચાવી જવાં અથવા વરીયાળીની ફાકડી ચાવવી. એટલે એરંડીયાનો અણગમો મટી જશે તેના બે ત્રણ રેચ થશે ને આંતરડામાં જામેલા મળના ગાંઠા નિકળી જશે, તથા અંતરડા મધ્યેના આળાં કુણાં થશે. ત્યારબાદ મરડાના નીચે મુજબ ઉપાય કરવા કે જેથી જલદી ગુણ થાય

૧. આકડાના મૂળની છાલની ઝીણી ભુકી, પ્રથમ રતી બે રતી અફીણ લેવરાવી તે પછી ૧ કલાકે તે બે આનીથી પાવલી ભાર થીણા ઘીમાં મેળવી ગળાવવી, અને તે ઉપર કલાક બે કલાક શોષ પડે તોય પાણી ન પીવુ અને અઢી અઢી ભાર ઘી સાકર ને લોટ એકત્ર કરીને લઇ જઇ પછી જરા પાણી પીવુ ઉપર મુજબ ઉપાય કરવાથી તે જરપત થઇ જાય તોતો એક બબાદ રીને મરડો મટી જાય છે અને કદી કોઇને તેથી જીવ મોળો પડે તો ગભરાવુ નહિ, ઉલટી કે રેચ થાય તોપણ મુઝાવુ નહિ; તેમ થાય તોપણ તેથી ઘણો ગુણ થયો માલમ પડે છે. ત્યારબાદ ઇસબગુલ (ઇસબગુલ) રૂપીઆ પોણા પોણા ભાર બબે પહોરે, સાફ કરી જળ વડે એકાદ દિવસ લેવરાવવુ તથા—

૨ અફીણ ૧ ભાગ અને આકડાના મૂળની છાલનું ચુરણ ૨ ભાગ, તે બેઉને શુંઠના જળવડે કે આદુના રસવડે લઢી તેની વાલ વાલની ગોળીઓ કરવી તેમાથી મરડો મટે તેમ બે ચાર દિવસ તેના જોર મુજબ બબે પહોરે કે સવાર સાંજ એકેક ગોળી મધમા લેવરાવવી, અને કાંઇ વાર જળ ન પીતાં, ઉપર ઘી સાકર ચટાડવુ અને દાળભાત, ખીર, ખીચડી, દુધ, દહિ, જેવુ હલકુ અન્ન જમવાને આપવુ આ ગોળીથી સળેખમ, દમ, ઉધરસ, કફ, અને ઝાહાડાનું દરદ પણ મટે છે

## ઝહાડાના અકસીર ઉપાય.

૧ ચાક ચોખો, હીરાદક્ષણ, શુંઠ અને જાયફળ તેનું સમભાગે ચુરણ બનાવી તેમાંથી મોટાને રૂ. ૦ા ભાર અને નાનાને બે વાલથી બે આની ભાર કે દુકાની, વા પાવલીભાર ઉમર મુજબ દહીં સાકરમાં મેળવીને બે ચાર દિ, બબે પોરે કે સવાર સાંઝ દેવુ તેથી દરેક પ્રકારના ઝાહાડા અને સાધારણ મરડા રક્ત, આમ, જળસ, પીડ વિગેરે મટે છે

૨ ઝાહાડાની ગોળી—ચાક ૫ ભાગ, કાથો ૫ ભાગ, ભાંગ ૧ ભાગ, અફીણ ૧ ભાગ. તેની વાલ વાલની ગોળી કરવી તેમાથી દરદ મુજબ મોટી ઉમરનાએ ૧ થી ૩ ગોળી સુધી બબે પોરે કે સવાર સાંઝ જળવડે લેવરાવવી કે દહિમાં પાવી. પથ્ય હલકુ દુધ ભાત

## ઉધરસના અને દમકફના ઉપાય

૧. સેંધવ, સજીખાર, કાથો મરી, આકડાના મૂળની છાલ અને લવિંગ એ સમભાગે લઇ ખાંડી તેમાંથી બબે આનીભાર મધમાં કે ઘીમાં મેળવી લેવરાવવાથી ઉધરસ, દમ અને કફ મટે છે.

૨. ટંકણખાર ૨ ભાગ ને મરી ૧ ભાગ તેનું ચુરણ કરી તેમાંથી ૩ થી ૭ વાલ બબે પોરે કે સવાર સાંજ દરદ મુજબ મધમાં ચટાડવાથી તેવડે ઉધરસ, ચડેલ દમ, કફ, અને હેડકી વિગેરે મટેછે.

૩. કાથો ૧૦ ભાગ, મરી ૧ ભાગ, અફીણ ૧ ભાગ. તેની વાલ વાલની ગોળીઓ બનાવીને બબે પોરે એકેક મુખમાં રાખી ચુસવાથી ઉધરસ વિગેરે મટેછે મુખપાક, સાદનું બેસવુ, ગળાનો સોજો વિગેરે મટાડે છે. બબે દેતાં ઝાહાડો તથા મરડો પણ મટે છે

## દમના દરદના ઉપાય.

આ દમના ઘણા પ્રકાર છે. તેમાં કાયમ રહેનાર અને સરદી, ગરમીવડે વખતો વખત ઉપડનાર એમ બે મુખ્ય છે.

૧ બાળક ગભરાઇ જાય છે, તેમ વારવાર ઉપડતા દમની ઉપર તે ઉપડી આવે ત્યારે તેને બેસારવા માટે પ્રથમ રૂ. ૦ા ભાર આકડાના મૂળની છાલનું બારીક ચુરણ ઉના જળ વડે લેવું. તેથી ઉલટી

થશે. વળી એકાદવાર ઉનું પાણી પીવું એટલે બીજી એકાદ ઉલટી થશે અને દમ શાંત થઇ બેસી જશે. ધંતુરાની બીડી પીવાથી પણ દમ હાંફણ બેસે છે.

૨, આદુ રૂ. ૧ ભાર, અથવા શુંઠનો ભુકો બારીક રૂ ૦। ભાર, મધમાં ચટાડવાથી પણ ચડેલ દમ તથા હેડકી, ભૂત વા ( હિસ્ટીરીયા ) વિગેરે શાંત કરી મટાડે છે. અથવા રૂ ૦। ભાર ત્રીકટુ ચુરણ મધમાં દેવું અગર મોરપીંછનો ધુપ દેવો ને તેની રાખ, પીંપર ને મધ સાથે ચટાડવી. તેથી શળ પણ મટેછે. સરપખાનાં મૂળની બીડી પીવી.

### કફના રોગના ઉપાય.

૧. ઉધરસ ઉપર કહેલો ઉપાય દેવાથી કફ વિખાયને છુટે છે.

૨. આકડાના મૂળની છાલનું ચુરણ, પરદેશી ( બજારે ગાંધીને ત્યાં મળે છે તે ) જેઠીમધનું ચુરણ, અને કપુર બરાસ, એ ત્રણ સમભાગે મેળવી, તેમાથી એકેક વાલ બબે પોરે, કઈ વાર પાણી ન પીતાં મધમાં કે થીણા ઘીમાં ચાટવાથી કફ પાકી જાય છે ને નિકળવા લાગે છે, અને નવો ઉત્પન્ન થતો બધ પડે છે. આ ઉપાયવડે સળેખમ ને ઉધરસ પણ પાકી જઇ, જરી જઈ, કમી થઇ મટે છે. છાતીએ બંધાણ બાધવા કહેવુ.

૩. અરડુશાનાં પાન રૂ. ૨॥ ભાર કચરી તેનો ઉકાળો કરી મધ મેળવી પાવાથી, અથવા તેને જળમાં લઢી રસ કાઢી ગરમ કરી મધ મેળવી પાવાથી પણ કફ પાકી, ઝરી, કમ થઇ મટે છે. તાવ સાથે કફ ( ન્યુમોનીઆ ) નુ દરદ થઇ આવ્યુ હોય તો તેને માથે ન મારતાં કોઇ હુંશીઆર વૈદ કે દાક્તર પાસે તર્ત ઉપાય કરાવવા કે જેથી તેનો બચાવ થાય. કફ ઉપર સમુદ્રફળ બબે વાલ મધમાં ચટાડાય છે તથા ઝળશી વિગેરેના બધાણ તથા શેક થાય છે, ને ડામ પણ દેવાય છે.

### મહાગ્નિ અને અજીર્ણ ઉપર ઉપાય.

૧ હિંગ્વાષ્ટકની ફાકી-સૈંધવ, સચળ, શુંઠ, પીપર, મરી, અજમો, ચીત્રકમૂળ ને હીંગસેકેલ, સર્વે સમ ભાગે લઇ, ખાંડી ચાળી ચુરણુ બનાવવુ. તેમાંથી મદાગ્નિવાળાએ જમવા વખતે અથવા જમતાં અર્ધે જમ્યા પછી રૂા. ૦। થી ૦॥। ભાર ઘીમાં મેળવી ચાટી જવું. અને પેટના દુખાવા ઉપર ને બાદી પવન ઉપર તે દરદ જણાય ત્યારે ઉપરને વજને ઘીમાં ચાટવું, અથવા સૈંધવ, સાજીખાર, તીખાંને ભાગ એ સમ ભાગ લઇ ખાંડી તેમાંથી વાલ બે વાલ ઘીમાં ચાટવું તેથી બાદી હરાય છે, પેટમાં દુખતુ મટી જાયછે ને અગ્નિ પ્રદિપ્ત થાયછે. અથવા ચોખી-ઉંચી હીંગ ૨ ભાર અને ખુરશાની અજમો ૧ ભાર લઇ ખાંડી તેમાંથી બે આની ભાર લઇ ઘીમાં ચટાડવું તેથી પેટનો દુઃખાવો, બાદી, પવન, મદાગ્નિ, શ્લેષ્મ, દમ, કફ, ઉદરસ ને સરદી, ચરકા, આધાશીશી, શીરપીડા, કળતર, તાવ, ભૂતવા, હેડકી વિગેરે મટેછે, તે બબે પોરે લેવરાવવું. આને " હિંગુખુરસાની ચૂર્ણ " કહેછે. અથવા ૧ વાલ બરાસકપૂર જળવડે લેવુ અજીર્ણવડે બહુ પેટમાં દુઃખતુ હોય તો પ્રથમ ૧ એરંડીયાનો જુલાબ લેવો અને પછી એક રતી અફીણ ને બે રતી બરાસ કપૂર દેવાથી તરતજ પેટમાં દુખતું મટેછે. અપચા વિના પેટમાં દુખતું હોય તો અફીણ ને બરાસ દેવાથી તરતજ મટે છે- તેથી ગુલ્મ, હેડકી અને જુલાબ પણ મટેછે તે ઉમર પ્રમાણે દેવી અજીર્ણમાં શખનટી, કે અજીર્ણકંટકની ગોળી દેવી.

### પિત્ત જમાવ, ગાંઠ, બરલ, સોજા ને જીર્ણજ્વર ઉપર.

૧. એળીઓ ૧ રતી અને પીળીઓ ૨ રતી, એકત્ર મેળવી તેને જળવડે સવારે લેવાથી અમુક પ્રભાતમાં કોઇને એકાદ ઉલટી થઇને ને ઘણાને ઉલટી ન થતાં બે ચાર રેચ થશે, અને પિત્ત કમળો, ગાંઠ બરલનો સોજો એથી ઝરી જશે. પછી ૨ જો ઉપાય જારી કરવો જેમકે હમેશ, ઉપલસરી, ( કાઠિયાવાડમાં તેને ખનેડી કે ખરણેર કહે છે ) તેના મૂળનુ ચુરણ બેઆની ભાર તથા નવસાર વાલ ૧ થી ૨ એમ સવાર સાંજ જળવડે લેવરાવવાથી અથવા જળમાં મેળવીને પાવાથી જીરણ તાવ બરળનો સોજો ( ગાંઠ ) બરલ ગાંઠ, ચેપર તથા કફ જમાવ અને ચામડીના ને ચાંદિના દરેક વિકાર જલદી ને જડ મૂળથી મટી જાય છે. અથવા આકડાનુ મૂળ બેથી ચાર વાલ, અઢી ભાર ઘી ને તેટલી સાકર અને તે બરોબર બાજરાનો કે દાળીઆનો લોટ મેળવીને નિત્ય સવારમાં ખાવાથી અને ઉપર પાણી

ન પીતાં દશ બજ્યા સુધી ભુખ્યા રહેવાથી પણ ઉપર મુજબ સર્વ ગુણ થાય છે. તેમજ એથી ચાર વાલ સુધી તેટલાં મરી સાથે ચમારદુધેલીનાં મૂળ, કે સરપંખાનાં મૂળ વાટીને પીવાથી કે એકલાં વાટી સાકર મેળવી પીવાથી પણ ઉપર મુજબ ગુણ થાયછે. ત્વચારોગ કુષ્ટ, ગાંઠ, કમળો ને બરલ મટાડવામાં સર્વથી ઉત્તમછે. બપોરે એથી ચાર વાલ જવખાર પાવાથી પણ ઉપર મુજબ ગુણ થાય છે.

## વિસુચિકા (કોલેરા) ઉપર ઉપાય.

૧. મોરથુથુ ૧ રતી, અજમો બે તોલા, તેને વાટી એકત્ર કરી આઠ પડીકાં કરવાં. તેમાંથી ઉલટી જાહાડો કમ થાય ત્યાં સુધી કલાક બેકલાકને છેટે એક બેવાર અકેક પડીકુ થીણા ઘીમાં ચટાડવુ અગર જળવડે લેવુ. ૨. બરાસકપૂર વાલ વાલ કલાક બે કલાકને છેટે એકાદ વાર અને પછી જાહાડા ઉલટીને મુઝનુ દરદ કમ થયે પોર બેપોરને છેટે લેવરાવવાથી વિસુચિકા મટેછે. ગડીની ઉપર તેલમાં મેળવી બાહેર પણ કપૂર ચોળવો જારી રાખવો. દરદથી શરીર થંડુ પડી ગયું હોય તો ૦॥ઔંશ ઉંચો દારૂ (રેકટી*ફાઇડ) તેથી બમણા જળમાં મેળવી પાવો. કે તેટલું કોલનવાટર પાવુ. ઉલટી જાહાડા બહુ થતા હોય તો નીચે દર્શાવેલી ગોળી કલાક બેચાર કલાકને છેટે દરદના જોર મુજબ બેચારવાર દઇ જોવી. ૩. અફીણ ૧ ભાગ, મરચાં ૨ ભાગ, કપુર ૩ ભાગ લસણના રસમાં તેની ગોળી વાલ વાલની કરવી ને ઉપર મુજબ દેવી. પેટ અને પીંડી ઉપર રાઇ પાણીમાં લઢીને તેને ભીના કપડાં ઉપર ચોપડીને લગાડવી. તથા શરદી થઇ હોય તો શરીરને સેક પણ કરવો. ખોરાક હલકો–કાંજી વિગેરે. બળતરા થતી હોય તો દહી સાકર પાવામાં હરકત નથી. જો પેટ કબજ થઇ જઇ ચડી આવે ને, દરઅપો વરતાય તો હીગજ રૂ ૧ ભાર ને હીંગ રૂા. ૦। ભારનો ઉકાળો કરીને પાવો. એટલે તેથી એકાદ રેચ થશે ને દરઅપો મટી જશે. શિવાય સારા વૈદ ડાકતરની મદદ મળે તો મેળવવી.

---

# "दहीं खावाना विशेप शोखथी थता लाभ" ?

( લેખક. રા. ત્રિભુવન સવજી મોદી. )

સંસારમાંના પદાર્થ માત્રમાં ગુણ અને અવગુણ બેઉ સમાયલાજ હોય છે. કોઇમાં ગુણ વધારે અને અવગુણ ઓછા, અથવા કોઇમાં અવગુણ વધારે અને ગુણ ઓછા, જેની અંદર ગુણ વિશેષ હોય તેનો અંગીકાર અને જેમાં અવગુણ હોય તેનો ત્યાગ કરવોજ લાભ દાતા છે.

જગતની અંદર નિરદોષ એક શ્રી પ્રભુજ છે દહીમાં ગુણ કરતાં અવગુણ વધારે માલુમ પડે છે. એટલે દહી. વિર્ય વધારનાર, બળને મદદ કરનાર, વાયુને મટાડનાર અગ્નિને પ્રદીપ્ત કરનાર, અને રૂચીને સચેત રાખનાર છે. તેની સાથે કફ, મેદ, શોજા, લોહીવીકાર, પિત્ત, અને કબજીઆત, વધારનાર છે. મતલબકે અવગુણ એકદમ સપડાવી પાડી મનુષ્યને મુઝવી દેછે. એથીજ કહેવુ પડયું છે કે.—

૧ જે માણસ દહીં ખાવાનો વિશેષ શોખ રાખે છે. તેના ઘરમાં ચોર ચોરી કરવા આવી શકતો નથી, કેમકે કફ વધી પડતાં ઉધરસને લીધે ખુ ખુ કરતો તે જાગતો રહે છે જેથી જાગતા રહેનારના ઘરમાં ચોર શી રીતે પેસી શકે ! ( ઉધરશને વધારનાર દહીં છે )

૨ જે માણસ દહીંનો વિશેષ શોખીન બને તેને કુતરૂં કરડતુ નથી; કેમકે ઉધરશની મુઝવણથી દમ ચડવાને લીધે તથા અશક્ત થઇ જવાને લીધે હાથમાં લાકડી રાખ્યા વિના તેનાથી ચાલી શકાતું નથી, તો પછી લાકડી હાથમાં રાખનારને કુતરૂં કેવી રીતે કરડી શકે !

૩ દહીં ખાવાનો વિશેષ શોખ રાખે તેને પરદેશ જવુ પડતુ નથી, કેમકે તે માણસ તન્દુરસ્ત રહેતો નથી. તો પછી પરદેશ કયાંથીજ જઇ શકે !

૪ દહીનો વિશેષ પ્રેમી બને તેને ઘડપણ આવતુંજ નથી, કેમકે તે રોગનો ભોગ થઇ જવાને લીધે નાનપણમાંજ મરી જાય છે, તો પછી ઘડપણ આવેજ કયાંથી !

૫ દહી વિશેષ ખાનારને ધોળા પળીયાં, મોતિયો, દાંત પડવા, પૈસા કમાવવાની પચાત, બી. એ.

વિગેરે ઠીઝી મેળવવાની માથાકુટ, અને કાન ઉપર વાળ ઉગવાની તક પ્રાપ્ત થાયજ નહી, કેમકે તે નાની ઉમરમાંજ આ દુનિઆ છોડી પેલી દુનિયામાં નિવાસ કરી રહે છે !

૬ દહીં ખાવાનો ઘણોજ ઉમંગી રહે તેને સાપ, વિંછી, ઢોર, વિગેરેનો ભય, તથા પાણીમાં ઉતરવાની મુસકેલી નડવાની પંચાત રહેતી નથી, કેમકે સદા લાકડી રાખનાર ને એવી મુસ્કેલીઓ કશુ કરી શકતી નથી.

૭ જે માણસ દહીં ખાવાનો રાગી બને તેને વિદ્વાનોના રસિક નોવેલો વાંચવાં, તથા કોઇ વૈદ્યની શક્તિ વર્ધક દવા કે પાકો ખાવાની પણ જરૂર પડતી નથી, કેમકે મરણનેજ વાયદો આપી વખત ગુજારતો હોવાથો તે બધાં ઉપયોગ વગરનાં હોય છે.

કહો મારા આર્યભ્રાતા, ભગિનીઓ ! દહીં ખાવાના વિશેષ શોખથી થતા લાભ આપે સાંભળ્યા !

દહીં ખાવાની વિશેષ ઇચ્છા રહેતી હોય. તો શરદ, ગ્રીષ્મ અને વસંત એ રૂતુમાં જેની પ્રકૃતિને દહી અનુંકુળ હોય તેણેજ ખાવુ, અને તે પણ મીઠા સાથે પાણી મેળવીનેજ ખાવુ. રાત્રિના વખતે કદી પણ ( ઔષધી પ્રયોગની જરૂર વિના ) દહી ખાવુ નહી, તેમજ, તાવ, રક્તપિત્ત, ખાંસી શ્વાસ, રતવા, પાંડુ, કમળો, સોજા ક્ષય, વાઇ સળેખમ, ચાંમડીના રોગવાળા એટલાએતો દહીં ખાવાનો શોખ રાખવો નહી ! નહી તો ઉપર બતાવેલ લાભો હાજરી આપશે કે આ દુનિયાં છોડી પેલી દુનિયાનો રસ્તો મપાવશે. બસ હાલ એજ.

---

# હિત વચન.

( સંશોધક—વાડીલાલ કાકુભાઈ સંઘવી,—અમદાવાદ. )

સંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાક્યો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે.

૧. વિદ્વત્તાના થોકે થોક હોય, તેના કરતાં સુશિક્ષર સદ્વર્તન હોય, તો તે વિશેષ પસંદ કરવા જોગ છે—જોંર્જ હર્બર્ટ.

૨. સારી સમજ અનુભવની કસોટી ઉપર ચઢી હોય, અને તે સદાચારથી પ્રેરાય તો તેથી વ્યવહારોપયોગી ડહાપણ દેખાઇ આવે છે.

૩. પંડની સઘળી સરસાઇનું મૂળ જુઓ તો સાચવટ છે.

૪. નાનું જાણીને ન ગણકારવુ, એ ભૂલ છે, કેમકે એ નાની વસ્તુને તુચ્છકારી કાઢતાં, એવો વખત આવે કે તેજ આપણા ઉપર કામ વેળાએ સત્તા ચલાવે.

૫ ઇચ્છા-બળના મૂળમાંથી શાણપણ રૂપી સદ્વર્તનનું થડ થાય અને તેનું ઉપયોગી થઇ પડે તેટલું બળ વપરાય, તો જ સારી વાત, નહિ તો આપણી હયાતી અનિશ્ચિત અને નિર્હેતુક થઇ પડવાની.

૬ કોઇ પણ માણસને શ્રીમંત, મહાન્ કે શાણા થવાની ફરજ નથી; પણ તે સાચો અને પ્રમાણિક થવાને તો બંધાયો જ છે. સર બેન્જામિન બ્રુડિયાર્ડ.

૭ કોઇ પણ ચીજ હાંસિલ કરવાની ઇચ્છા કરવી, અને તે મેળવવામાં જે તસ્દી પડે તેનો બોજો ઉપાડવો નહિ, એ નબળાઇની નીશાની છે એ નક્કી જાણવું.

૮ ફુરસદની પહેલા પણ કામ અને પછી પણ કામ હોવું જોઇએ, તોજ ફુરસદ ટકારૂપ થાય છે.

૯ નીચ અને દુર્ગુણી બાબતો ઉપર રૂચિ થતી અટકાવવાનો સૌથી સરસ ઇલાજ એ છે કે કામ કરવા ઉપર મમતા રાખવી.

૧૦. નક્કી માનજો કે બેહદ કામ કરતાં કાંઇ પણ કામજ ન હોય, તે વધારે ખરાબ છે, કેમકે નવરાશ મળવાથી માણસનું મન પંડે પડનો જ શિકાર કરે છે, અને એ ભક્ષ મહા વિકારી ભક્ષ જાણવો.

# તુળશીના ગુણ.



તુળશીને સસ્કૃતમાં—મરાઠી, હીંદી, કર્ણાટક, તેલગી, બગાળી સર્વ ભાષામાં તુલસી કહે છે ફારસીમાં રેહાન, ઇંગરેજીમાં, બ્હાસ્ટસેઝીલ, લાટીનમાં, એમીમમ, ઓલમ્બમ કહે છે તુલસી કફ મટાડનાર, મૂત્ર કારક, મેલેરીયા મટાડનાર, પાચક, ઝેર ઉતારનાર, રક્ત શોધક ઉલટી કરાવનાર અને દાદને મટાડનાર છે. વાત, કફ, શ્વાસ, ખાસી, કૃમિ, વમન, દુર્ગંધ, મૂત્રવિકાર ગુલ્મ, વિષદોષ, મૂત્રકચ્છ, રક્તદોષ, તાવ, હિચકી વિગેરે રોગોમાં તુલસીનો ઉપયોગ આયુર્વેદ અનુસાર બહુ ઉપયોગી છે. વેદના, નિમોનિયા અને શરદીથી ઉત્પન્ન થનાર અનેક પ્રકારના દરદોમાં તુલસીનો પ્રયોગ ઉત્તમ નીવડે છે સળેખમ મટાડવાને માટે તુળસીનો ઉપયોગ ઘણોજ ઉપયોગી છે બંગાળી વૈદો, તાવ, પ્રદર અને સળેખમ વિગેરે રોગો પર તુળસીનો પ્રયોગ છુટથી કરે છે

ટાઢ સાથેના તાવ—ઉપર તુળસીના પાનનો રસ જરા મીઠા સાથે મેળવી ગરમ કરીને પાવાથી બીજી દવાની જરૂરજ પડતી નથી હાલ મલેરિયા તાવમાં ડાકટરો પણ તુળસીનો ઉપયોગ કરવા લાગ્યા છે. અને દરેક ઘેર તુળસીના છોડવાવવાની ભલામણ કરે છે. પાશ્ચાત્ય ચિકિત્સકોને પણ તપાસ કરતા એમ જણાયુ છે કે આયુર્વેદમાં તુલસીના જે ગુણ બતાવ્યા છે તે અક્ષરશ સત્ય છે. અને કહે છે દરેક ઘેર તુળસી રાખવી એ ખાસ જરૂરનું છે

મલેરિયાથી ઘણી હાનિ થયા કરે છે જેને આજે મલેરિયા કહે છે તેને પહેલાં શરત્કાલીન જ્વર કહેતા હતા એ તાવને મટાડવાને માટે તુલસી રોપવાનો ચાલ કવીનાઇનના સીંકોનાના સેવન કરતા પણ ઘણો લાભદાયક છે. તાવમાં તુલસીની આશ્ચર્યકારક શક્તિ જોવામા આવી છે. તુલસીના રસમાં થોડું ક્વિનાઇન મેળવીને પ્રયોગ કરવાથી સારો લાભ થાય છે. તુળસીના પાનનું ચુર્ણ નાસિકા રોગને માટે રામબાણ છે, છીકણીની માફક તેના પાનનું બારીક ચૂર્ણ કરીને તેને સુંઘવાથી, અથવા તો તેનો રસ શ્વાસની સાથે નાક દ્વારા ખેચવાથી નાકના તમામ રોગો મટી જાય છે.

ઝેરી જતુઓના ડખનું દુઃખ મટાડવાને પણ તુળની અતિ લાભ કરનાર છે. વિંછી, કાનપીછોડે વિગેરેના ડખની વેદના મટાડવાને માટે તુળસીના પાનના રસમાં જરા મીઠું મેળવી ચોપડવાથી મટી જાય છે. તેમાં કાળી તુળસી વધુ ગુણકારી છે

બાળકોના કાનમાં દરદ થતાં તુળસીના પાનનો રસ કાનમાં એક બે ટીપાં નાખવાથી મટે છે મધની સાથે તુળસીનોરસ અને મીઠુ પીવાથી ફાયદો થાય છે.

તડકામાં ફરવાથી લુ લાગે છે તે વખતે તુળસીના પાનનો રસ સીધવની સાથે પીવાથી મટે છે મૂર્છા આવી હોય તો તુળસીની મજરીયોનો રસ નાકમાં સુઘવાથી મટે છે. હીરટીરીવા કે મૃગીને માં તુળસીનો રસ અને મીઠું મિશ્ર કરી પીવાથી મટે છે શરીર ઉપર કાળા ડાઘ પડી જાય છે તે પર તુળસીનો રસ ચોપડવાથી મટે છે સરદીમાં તુળસી ને આદાનો રસ સવાર સાંજ પીવાથી મટે છે અજીર્ણમાં-તુળસીની મજરીઓનો રસ અને ગરમ પાણી પીવાથી ફાયદો થાય છે.

એક વખત એક સ્રીના નાકમાથી ઘણીજ ખરાબ ગધ નીકળતી હતી, તેની ઘણી દવા કરી પણ મટી નહી. છેવટે એક મજુરણે તે મટાડવાની હીમત કરી, તેણે તુળસીનો રસ અને સીધવ વાટીને તામાના વાસણમાં ગરમ કરી તેનાં નાકમાં ચાર પાચ ટીપાં નાખ્યાં, બે એક કલાક પછી પાછાં ચાર પાચ ટીપાં નાખ્યાં એ પ્રકારે ચાર વખત નાકમાં દવા નાખવાથી જ્યાં દવાની અસર થઇ કે તે સ્રીના નાકમાંથી અતિ દુર્ગન્ધમય પત્થર જેવો જામેલો કફ જો જોતામાં નીકળી. પડયો. કફ પડતાં, નાક પાતળું થઇ ગયું, દુર્ગંધ જતી રહી, અને ખાસી બધ થઇ ગઇ. માથાનુ દરદ બધ થયું, દરદ મટવાથી નાકમાં જે નાર પડયું હતુ તે પણ મટી ગયુ, આથી વધુ આશ્ચર્યમય શક્તિ બીજી શી હોય !

એક છોકરાના કાનમાં અસહ્ય વેદના થવા માંડી તે વખતે તુલસીનો રસ અને કાચા કપાસના ફુલનો રસ અને ગરમ કરી તેના કેટલાક ટીપાં કાનમાં નાખ્યા એથી એક બે દિવસમા આરામ થઇ ગયો.

તુલસીના પાનનો રસ ૩૦ ટીપાં, કપાસના કાચાં ફુલનો રસ ૨૦ ટીપાં, લસણનો રસ ૩૦ ટીપાં, મધ ૧॥ દ્રામ સર્વ મેળવીને રાખી મૂકવું, જરૂર પડે બે ત્રણ ટીપાં કાનમાં નાખવાથી કાનની અસહ્ય વેદના મટે છે, મધ ન મળે તો એકલો રસ પણ ગુણ કરે છે.

એક માણસને સાપ કરડવાથી બેહોશ થઈ ગયો, ચેતનહીન થઈ ગયો, નાડી બંધ પડી, સ્હેજ ડુંટી આગળ ધબકારો હતો, ડાકટરનો ઉપાય ન ચાલ્યો તેવામાં એક માણસે આવી તુલસીનો નવટાંક રસ કાઢી શરીરે ઘસાવ્યો અને ડુંટી અને મુખમાં જેટલો ભરાય તેટલો ભર્યો. થોડીવારમાં તો રોગી હાલ્યો ને મોં રસ પીવા માટે પહોળું કર્યું થોડો રસ ફરી પાયો. બે એક કલાકમાં તો ઝેર ઉતરી તે માણસ બેઠો થયો અને કહેવા લાગ્યો કે શરીરે દાહ બળે છે તે બળતરા પણ થોડીવારે મટી ગઈ અને ઝેર ઉતરી તે સારો થઈ ગયો આવાજ મહાન ગુણોને લીધે આર્ય મહર્ષિઓએ તેની પુજાની વિધિ ચલાવી છે અને પ્રત્યેક ઘરમાં તેને રોપવાની આજ્ઞા આપી છે. તુળસીનાં ઝાડ આંગણામાં રોપવાથી આરોગ્ય વધે છે. તેના ઝાડમાંથી એક પ્રકારનો વાયુ ઉત્પન્ન થઈ તે આસપાસની રોગ કારક હવાનો નાશ કરી ચોખ્ખી હવા કરે છે. તુળસીની વનસ્પતિ માત્ર હીંદુસ્તાનમાંજ થાય છે એ પરમાત્માની મોટી બક્ષીસ છે. તુળસી જેવી અનેક રોગ હારક અને પૌષ્ટિક ચ્હા મોટા જથામાં અને ફોગટ મળે તેમ છે, છતાં આજે રક્તનું શોષણ કરનારી અને મનુષ્યોને નપુંસક બનાવનારી ચીનાઈ, ને સીલોનની ચ્હાએ ઘેરે ઘેર વાસો કર્યો છે.

આપણા ઘરમાંની હવા શુદ્ધ રહેવા માટે તુળસીનાં ઝાડો કુંડામાં વાવવાં જોઈએ અને તેમાંથી એક બે કુંડાં તો ઘરમાં વપરાશવાળા ભાગમાં દરરોજ રાખવાંજ જોઈએ. તેને સંધ્યાકાળે ખુલ્લી જગ્યામાં આખી રાત મૂકી રાખવાં. આમ કરવાથી ઘરની હવા સારી રહેવાથી પ્રકૃતિ સારી રહે છે અને વાયુ વિગેરેના વિકારો થતા નથી.

વિષમજ્વર—ઉપર કાળી તુળસીનાં પાનનો રસ થોડાં મરીનું ચૂર્ણ નાંખી પીવાથી મટે છે. શીળવા-ઉપર તુળસીનો રસ શરીરે ચોળવો સોજા ઉપર-તુળસીનો રસ મરીની ભૂકી અને ઘી નાંખી પીવાથી મટે છે. ત્રિદોષની ઉલટી-તુલસીના રસમાં એલચીનું ચુર્ણ નાંખી પીવાથી મટે આગંતુકજ્વર-કાળી તુળસીનાં પાન, સુંઠ અને સાકરનો ઉકાળો પીવાથી મટશે. વાયુઉપર-તુળસીનો રસ અને આદાનો રસ મધ નાંખી પાવો, અથવા તુળસીનો રસ, મરીની ભૂકી અને ઘી અથવા મધ નાખી પાવાથી મટે છે. બાળકની ઉલટી અને ઝાડા-ઉપર કાળી તુળસીનાં બી વાટી ગાયના દૂધમાં પાવાં તેથી મટે છે. રતાંધળા ઉપર-કાળી તુળસીના પાનનો રસ રોજ બબ્બે ટીપાં આંખમાં ચૌદ દિવસ સુધી નાખવાથી મટે છે. દાદર-તુળસીના પાનનો રસ ગાયનું ઘી અને ચુનો એ કાંસાના વાસણમાં ખલ કરીને તે મિશ્રણ દિવસમાં બેવાર ચોપડવાથી મટે છે અથવા રાતી માટી અને તુળસીનાં પાન ભેગાં વાટી દાદર ઉપર ચોપડવાથી મટે છે તાવ-કાળી તુળસી, જંગલી તુળસી અને ફુદીનો એ ત્રણેનો રસ ત્રણ કે સાત દિવસ પાવાથી મટે છે ઉંદરનું ઝેર-તુલસીના રસમાં અફીણ વાટી ચોપડવાથી મટે છે, જખમમાંથી લોહી વહેવું-તુળસીનાં પાન વાટી લેપ કરવાથી મટે છે. ધનુર્વાત-કાળી તુળસી, લીલુંલસણ, અને કુંગળીનો રસ, એકત્ર કરી ત્રણ માસા પીવો અને તેમાંનો થોડો રસ શરીરે પણ ચોપડવો જેથી મટે છે. કાન પાકવો તુળસીનો અને ભાંગરાનો રસ એકત્ર કરી કાનમાં પાડવાથી મટે છે. ઝાડે લોહી પડવું-તુળસીનાં બી રાતે પાણીમાં ભીંજવી રાખી સવારે ચોળી પાવાં તેથી મટશે. તુળસીનો ચ્હા-તુળસીનાં પાન એક તોલો, અધાશેર પાણીમાં નાખી તે પાણી અર્ધું અગર ચતુર્થાંશ બળવા દઈ પછી તેમાં તેટલુંજ દૂધ અને બે તોલા સાકર નાખી એક બે એલચીના દાણાનું ચૂર્ણ નાખી ચ્હા તૈયાર કરવો. તે પીવાથી-ચ્હા સ્વાદીષ્ટ થાય છે, અને તાવ, આળસ, સુસ્તી, અરૂચિ, દાહ, વાતવિકાર અને પિત્ત મટે છે તથા શરીર પુષ્ટ બને છે. ચાલુ વપરાતી ચ્હા કરતાં આ તુળસીની ચ્હા હજારો ઘણી શ્રેષ્ટ છે.

## वैदक टुचका.

**પ્લેગ**—અરડુસી, ચીત્રકનુ મૂળ તથા ડુંગરીનો કાંદો ત્રણે વાટી અને પ્લેગની ગાંઠ ઉપર ચોપડવાથી ગાંઠ ફુટે છે અને પ્લેગ મટી જાય છે.

**ઉધરસ**—લવીંગ, મરી, બહેડાંની છાલ, જવખાર એ સર્વે સરખે ભાગે લઇ વસ્ત્ર ગાળ ચુર્ણ કરી તે બધા ચુર્ણની બરાબર ખેરસાર લઇ મેળવી બાવળની છાલના ઉકાળામાં ઘુટી બબે રતીભારની ગોળીયો કરવી રોજ સવાર, બપોર ને સાંજે તેનુ સેવન કરવાથી ઉદરસ મટે છે.

**પ્રમેહ**—જીરૂ ૮ તોલા, ત્રિફળા ( હરડે, બેહડાં, આંબળાં ) ૮ તોલા, કાકડીના બીનો ગર્ભ ૪ તોલા, એલચી ૨ તોલા, નાગકેસર ૧ તોલો, સુખડ ૨ તોલા, અધેડાના બીની મીંજે ૨ તોલો, ચણકબાબ ૧ તોલો સર્વેનું બારીક વસ્ત્ર ગાળ ચુર્ણ કરી તેને મધમાં ઘુટી રૂપીયા રૂપીયા ભારની ગોળીયો કરી રોજ સવાર સાંજ એકેક ગોળી ખાવાથી મટે છે.

**સંગ્રહણી**—કોઠાનો ગર્ભ, ૮ તોલા, સાકર ૬ તોલા, અજમો ૩ તોલા, પીંપર ૩ તોલા, બીલી ગર્ભ ૩ તોના, ધાવડીનાં ફુલ ૩ તોલા, દાડમની છાલ ૩ તોલા, કોકમ ૩ તોલા, સંચળ ૧ તોલો-નાગકેસર ૧ તોલો, ધાણા ૧ તોલો, તજ ૧ તોલો તમાલપત્ર ૧ તોલો, મરી, સુંઠ, ચીત્રકમૂળ, શાહજીરૂ, અજમો પીપરીમૂળ, સુગંધીવાળો, અને એલચી સર્વે એકેક તોલો લેવુ, પછી તે સર્વેને વસ્ત્ર ગાળ ચુર્ણ કરી રોજ ૨ ટાંક ભાર તે ચુર્ણ ગાયની તાજી છાસ સાથે લેવાથી સંગ્રહણી, ઝાડા, ઉદરસનું અને ગોળો મટે છે

**બાળકોના પેટમાં ભાર રહેવો.**—ઇંદ્રવરણીનાં મૂળ ઘસી તેનો પેટપર લેપ કરવો, અને સમુદ્રફળને ગાયના દુધમાં ઘસી શક્તિ પ્રમાણે આપવુ. એથી ઉલટી અને ઝાડા દ્વારા બીમાડ નીકળી જશે.

**ઉપદંશ અને પ્રમેહ**-ઉમરડાના જાડા મૂળ આગળ ખોદી તે મૂળને સાફ કરી તેને વહેરવુ; પછી નીચે વાસણ મૂકવુ તેમાં ચાર પ્હોર સુધી તેનો જે રસ એકઠો થાય તે એક બાટલીમાં ભરી લઇ પછી તેમાંથી રોજ એક તોલો રસ તેમાં જીરૂ ને ખડી સાકર નાંખી પાવાથી ગરમી અને પ્રમેહ મટે છે.

**ગર્ભીણીનો સોજો**—કાળીજીરી, જીરૂ અને કડુનો ઉકાળો કરી પાવાથી સોજા મટશે.

**અંડવૃદ્ધિ અને ગન્ડમાળા**—કણઝીનાં મૂળને ચોખાના ધોવરામણમાં ઘસી અને તેનો લેપ કરવાથી મટે છે.

**કંઠમાળ**--કાંચનારની છાલ ચોખાના ધોવરામણમાં ઘસી ૨ થી ૪ તોલા રોજ સવારમાં પીવુ, આ પ્રમાણે ૪૨ દીવસ પીવાથી, અને કાંચનારનાં મૂળ, ચિત્રક મૂળ અને અરડુસો સર્વેને પાણીમાં વાટી સાત દિવસ સુધી લેપ કરવાથી કંઠમાળની ગાંઠ ફાટીને બેસી જાય છે અને કંઠમાળ મટે છે.

**પેશાબ બંધ થવો**—કેળના કંદનુ પાણી ૫ તોલા, તેમાં ઉનુ ઘી ૨ તોલા મિશ્ર કરી પાવાથી પેશાબ થાય છે

**જીર્ણજ્વર**—સુંઠ, દ્રાક્ષ, ખારેક, સાકર, અને ઘી, દુધમાં નાંખી તે દુધ ઉકાળીને ગાળી પાવાથી જીર્ણ તાવ મટે છે.

**અંધેરાળ**—ધોળાં ફુલવાળી સારોડીનુ મૂળ, કાળીપાટ અને ગળોનું મૂળ, ચોખાના ધોવણમાં એકેક તોલો ઘસીને રોજ પીવાથી મટે છે.

**ખસ**--મોરથુથુ, સીંદુર, મીંઢળ, સુરમો સર્વે સરખે ભાગે ખાંડી તેમાં ૧ ભાગ. ગુગળ મેળવી, સરસીયા તેલમાં ધીમે તાપે પકાવી મલમ કરી ચોપડવાથી ખસ મટે છે.

**પથરી**--બીજોરાનું મુળ રાત્રે રાખી મૂકેલા પાણીમાં સવારમાં ઘસી પીવાથી ત્રણ દિવસમાં પથરી મટે છે.

**હરસ**—ચિત્રક મૂળ, ધોળી મુસળી અને કાળા કણઝનું મૂળ ગૌ મૂત્રમાં ઘસી રોજ પીવાથી એક મહીનામાં હરસ મટે.

---

# ધનવાન માટે વિદ્વાનો શું કહે છે.

પેડા જીલ્લાના મે. ડીસ્ટ્રીક્ટ એગ્રીકલ્ચર ઇન્સપેક્ટર સાહેબ, શ્રીયુત નેરોત્તમ-દાસ પ્રાણજીવનદાસ ચોકશી લખે છે કે,—ધનવાનનું પુસ્તક વાંચતાં તે ઘણુંજ ઉપયોગી અને મનન કરવા લાયક જણાયું છે.

અમદાવાદના એસીસ્ટંટ સરજન ડા. રેગર, એલ. એમ એન્ડ એસ લખે છે કે: ધનવાન પુસ્તક એવું છે. તેમાં ખરેજ ઘણી બીનાઓ જાણવા જોગ છે. અને જેસખસે આ પુસ્તક વિષે મારો અભીપ્રાય માગ્યો છે તે આદમીને આ પુસ્તક ખરીદવાની હું ભલામણ કરીશ

ચલોડાથી એક સજ્જન—આપે ધનવાન નામનું પુસ્તક બહાર પાડી દેશી-ઓને ઉત્તેજન આપી તેઓના ચલાયમાન મનને સ્થિર કર્યાં છે. તેમાં પણ મારૂં મન સ્થિર થવાથી હું આપનો આભાર માનું છુ, મે તે પુસ્તક વાચી તેમાંના કેટલાક પ્રયોગોની પુરેપુરી અજમાયશ કરી છે, તેમાં આપની કૃપાથી હુ ફતેહમંદ નીવડયો છું, તેથી અને દેશનું ખરે-ખરૂં પુસ્તક બનાવી દેશને સચેત કરવા ધાર્યો છે તેથી આપને પ્રભુ યશ આપે એ ઇચ્છા છે

## દવાઓના નવા અભિપ્રાયો.

### ભુત ગયું ને હીસ્ટીરીયા મટયો.

પણજથી ભગવાનજી રણછોડજી લખે છે, અમારા ઘરમાં એક બાઇને જે હીસ્ટીરીઆ થયેલો હતો તે ઉપર આપની સલાહ મુજબ કુમારીકાસવ સાથે હીસ્ટીરીયા પીલ્સ વાપરવાથી અઠવાડીયું નહી થયું તેવામાં તો આરામ થઇ ગયો છે, જેથી મને નિશ્ચય થયો છે. કે હીસ્ટીરીઆ ઉપર તમારી એ દવા રામબાણ નીવડી છે. મારી સૌ કોઇને એ દવા વા-પરવા ભલામણ છે. મારો એવો અભિપ્રાય છે કે તમારી દરેકે દરેક દવા સાચી નીવડવી જોઇએ. કામ પડવે હવે તમારી દવાઓ વાપરવા મે નિશ્ચય કર્યો છે,

સજાણપુરેથી માસ્તર મનસુખરામ બાપુજી. અજીર્ણ નાશક ગુટીકાથી અજીર્ણ છુટી ગયું છે માટે બીજી ડબી મોકલવા કૃપાકરસો,

ભંડારીયાથી ગવરીશંકર ત્રીભોવન—પ્રમેહ પ્રીવસની ગોળીઓ ખાવાથી મને ફાયદો થયો છે અને પ્રમેહની જરાપણ અસર નથી તેથી આપને હુ ખરા અંત કરણથી આશી-ર્વાદ આપુ છું. તમારી દવાઓ ઉપર મને ખરો વિશ્વાસ છે.

એંજીનીયર છોટાલાલ રણછોડભાઇ પટેલ રાજપુરથી લખે છે કે, દમ નીવારણ ગુટીકાનો ઉપયોગ આપના લખવા મુજબ કરવાથી ઘણો ફાયદો થયો છે. તે માણસને એટલો સખ્ત દમ ચઢતો હતો કે શ્વાસોશ્વાસની સાથેજ ચાલુ રહેતો હતો, ને તેમાંજ તે મરવા પડયો હતો, પણ આપની અત્યંત ગુણકારી દવાથી તે માણસને જલદીથી આરામ થયો છે તેથી હુ ધારૂં છું કે આપની સર્વે દવાઓ લાભસિદ્ધ અને આકસીરજ છે.

સુબાઇથી શેઠ રામચંદ તીરથરામ લખે છે કે,—મેં તમારી મેઘ્નોશધનનો એક ડબ્બો વાપર્યો છે જેથી મને ઘણો ફાયદો થયો છે. જેથી બીજો ૧ ડબો વધુ વી. પી થી મોકલી આપશો.

નારાકથી ડુંગરસી દેવજી—દમ શ્વાસ નિવારણ ગુટીકા વાપરતાં રામબાણ ગુણકારી માલુમ પડી છે.

કોઇ પણ રોગ મટાડવાને માટે હવે કેમીકલ વર્કસમાં-અમદાવાદ-લખો

## वैदक टुचका.

**પ્લેગ**—અરડુસી, ચીત્રકનું મૂળ તથા ડુંગરીનો કાંદો ત્રણે વાટી અને પ્લેગની ગાંઠ ઉપર ચોપડવાથી ગાંઠ ફુટે છે અને પ્લેગ મટી જાય છે.

**ઉધરસ**—લવીંગ, મરી, બ્હેડાંની છાલ, જવખાર એ સર્વે સરખે ભાગે લઇ વસ્ત્ર ગાળ ચુર્ણ કરી તે બધા ચુર્ણની બરાબર ખેરસાર લઇ મેળવી બાવળની છાલના ઉકાળામાં ઘુંટી બબે રતીભારની ગોળીયો કરવી રોજ સવાર, બપોર ને સાંજે તેનું સેવન કરવાથી ઉદરસ મટે છે.

**પ્રમેહ**—જીરૂ ૮ તોલા, ત્રિફળા ( હરડે, બેહેડાં, આમળાં ) ૮ તોલા, કાકડીના બીનો ગર્ભ ૪ તોલા, એલચી ૨ તોલા, નાગકેસર ૧ તોલો, સુખડ ૨ તોલા, અઘેડાનાં બીની મીંજે ૨ તોલો, ચણકબાબ ૧ તોલો સર્વેનું બારીક વસ્ત્ર ગાળ ચુર્ણ કરી તેને મધમાં ઘુંટી રૂપીયા રૂપીયા ભારની ગોળીયો કરી રોજ સવાર સાંજ એકેક ગોળી ખાવાથી મટે છે.

**સંગ્રહણી**—કોઠાનો ગર્ભ, ૮ તોલા, સાકર ૬ તોલા, અજમો ૩ તોલા, પીંપર ૩ તોલા, બીલી ગર્ભ ૩ તોલા, ધાવડીનાં ફુલ ૩ તોલા, દાડમની છાલ ૩ તોલા, કોકમ ૩ તોલા, સંચળ ૧ તોલો નાગકેસર ૧ તોલો, ધાણા ૧ તોલો, તજ ૧ તોલો. તમાલપત્ર ૧ તોલો, મરી, સુંઠ, ચીનકમૂળ, શાહજીરૂ, અજમો પીપરીમૂળ, સુગંધીવાળો, અને એલચી સર્વે એકેક તોલો લેવુ, પછી તે સર્વેને વસ્ત્ર ગાળ ચુર્ણ કરી રોજ ૨ ટાંક ભાર તે ચુર્ણ ગાયની તાજી છાસ સાથે લેવાથી સંગ્રહણી, ઝાડા, ઉદરસ અને ગોળો મટે છે.

**બાળકોના પેટમાં ભાર રહેવો.**—ઇદ્રવરણીનાં મૂળ ઘસી તેનો પેટપર લેપ કરવો, અને સમુદ્રફળને ગાયના દુધમાં ઘસી શક્તિ પ્રમાણે આપવુ એથી ઉલટી અને ઝાડા દ્વારા બીગાડ નીકળી જશે.

**ઉપદંશ અને પ્રમેહ**-ઉમરડાના જાડા મૂળ આગળ ખોદી તે મૂળને સાફ કરી તેને વહેરવું; પછી નીચે વાસણ મૂકવુ તેમાં ચાર પ્હોર સુધી તેનો જે રસ એકઠો થાય તે એક બાટલીમાં ભરી લઇ પછી તેમાંથી રોજ એક તોલો રસ તેમાં જીરૂ ને ખડી સાકર નાંખી પાવાથી ગરમી અને પ્રમેહ મટે છે.

**ગર્ભીણીનો સોજો**—કાળીજીરી, જીરૂ અને કડુનો ઉકાળો કરી પાવાથી સોજા મટશે.

**અંડવૃદ્ધિ અને ગન્ડમાળા**—કઝુઝીનાં મૂળને ચોખાના ધોવરામણમાં ઘસી અને તેનો લેપ કરવાથી મટે છે.

**કંઠમાળ**—કાંચનારની છાલ ચોખાના ધોવરામણમાં ઘસી ૨ થી ૪ તોલા રોજ સવારમાં પીવુ, આ પ્રમાણે ૪૨ દીવસ પીવાથી, અને કાંચનારનાં મૂળ, ચિત્રક મૂળ અને અરડુસો સર્વેને પાણીમાં વાટી સાત દિવસ સુધી લેપ કરવાથી કંઠમાળની ગાંઠ ફાટીને બેસી જાય છે અને કંઠમાળ મટે છે.

**પેશાબ બંધ થવો**—કેળના કંદનું પાણી ૫ તોલા, તેમાં ઉનું ઘી ૨ તોલા મિશ્ર કરી પાવાથી પેશાબ વાય છે.

**જીર્ણજ્વર**—સુંઠ, દ્રાક્ષ, ખારેક, સાકર, અને ઘી, દુધમાં નાંખી તે દુધ ઉકાળીને ગાળી પાવાથી જીર્ણ તાવ મટે છે.

**અરોળ**—ધોળાં ફુલવાળી સારોડીનું મૂળ, કાળીપાટ અને ગળોનું મૂળ, ચોખાના ધોવણમાં એકેક તોલો ઘસીને રોજ પીવાથી મટે છે.

**ખસ**—મોરથુથુ, સીંદુર, મીંઢળ, સુરમો સર્વે સરખે ભાગે ખાંડી તેમાં ૧ ભાગ ગુગળ મેળવી, સરસીયા તેલમાં ધીમે તાપે પકાવી મલમ કરી ચોપડવાથી ખસ મટે છે.

**પથરી**—બીજોરાનું મૂળ રાત્રે રાખી મૂકેલા પાણીમાં સવારમાં ઘસી પીવાથી ત્રણ દિવસમાં પથરી મટે છે.

**હરસ**—ચિત્રક મૂળ, ધોળી મુસળી અને કાળા કઝુઝનું મૂળ ગૌ મૂત્રમાં ઘસી રોજ પીવાથી એક મહીનામાં હરસ મટે.

# ભાગ્યોદય.

એપ્રીલ સને ૧૯૧૭

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સુચના.

ભાગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટેજના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે. આફ્રીકા ખાતે લવાજમ રૂ ૪ છે લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે ભેટનું પુસ્તક **સ્વર્ગીય—સુખ** વી. પી કરી મોકલી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. ભાગ્યોદય દર અગ્રેજી માસની ૧ લી તારીખે બહાર પડે છે જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવુ.

દરેક ગ્રાહકે પત્ર વ્યવહાર કરવા માટે પોતાને ગ્રાહક નંબર-કે જે દરેક વખતે રેપર ઉપર લખવામાં આવે છે તે લખી અને પત્ર લખવો. ગ્રાહક નબર સિવાયના પત્ર ઉપર ધ્યાન આપવામાં આવતું નથી શિરનામું બદલવા માટે પણ ગ્રાહક નબર સાથે પત્ર લખવાથી તુરત બદોબસ્ત થશે.

## નવીન ગ્રાહક થનારને લાભ.

ભાગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ જવુ. કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે પાછળથી ભેટ ખુટી ગયે તે મળશે નહીં. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ માટે ભેટનુ પુસ્તક **સ્વર્ગીયસુખ** વી. પી. કરી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. ભેટના પુસ્તક.

### સ્વર્ગીય સુખ.

માં આવેલા વિષયોની ટુંક નોંધ નીચે પ્રમાણે છે.

**પ્રથમ પરિચ્છેદ**—સુખ અને ઉન્નતિનુ મૂળ સચ્ચરિત્રતાજ છે, સત્યપ્રિયતા એ સાધુ પુરૂષોનો ધર્મ છે. આપણા દોષોને કબુલ કરવા એ મહત્વનું લક્ષણ છે, મનુષ્યતા,

**દ્વિતિય પરિચ્છેદ**—શિષ્ટાચાર, સ્વાર્થી લોકો શિષ્ટાચારી હોતા નથી, સુખી જીવન, સાધારણ લોકોમાં પણ સજ્જનતાનો પ્રકાશ, સ્વભાવિક સહાનુભૂતિ એ સજ્જનતાનું એક અગ છે, શિષ્ટ વર્તનમાં લોક લજ્જા જેવા કુસસ્કારો ઉપર ધ્યાન ન આપવુ જોઇએ, બાહ્ય બાધક ભાવ,

**તૃતિય પરિચ્છેદ**—સદય દાન, દયાથી મોટો કોઇ બીજો ધર્મ નથી, નોકરોની સાથે કેવુ વર્તન રાખવુ, સ્વામિત્વ,

**ચતુર્થ પરિચ્છેદ**--ભદ્રમનુષ્ય, પરોપકાર, નૈતિક બળ અને મોટાઇ, સન્માનનું રક્ષણ,

**પંચમ પરિચ્છેદ**—મધુર વચન, વિનય, વિનયનો અવતાર

**ષષ્ટમ પરિચ્છેદ**--અસભ્યતા, મશ્કરી, મધુર તિરસ્કાર

**સપ્તમ પરિચ્છેદ**—જાતિય દુર્બળતા, અશક્તતા, ઉત્સાહ, ઉચ્ચ લક્ષ્યબીંદુ, કર્મ કરવામાંજ મહત્વ છે, કર્મ મહાત્મ્ય,

**અષ્ટમ પરિચ્છેદ**—જન્મ ભૂમિ, આદર્શ પુરૂષ, ગૃહકલહ, દેશોપકાર, રાજ ભક્તિ, ભગવદ્ભક્તિ,

આ પ્રમાણે ઉત્તમ વિષયોથી ભરપુર અનેક દષ્ટાંતો સહિત સરળ ભાષામાં—આ પુસ્તક આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને ભેટ તરીકે મળશે,

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# વાંચજો પુરૂં નહિ વાંચો તો પસ્તાવો થશે. કાંઈક લાભ મેળવશો. પૈસા પૈસા અને પૈસા ! જ્યાં જુવો ત્યાં તેનીજ વાતો !

આજકાલ દરેક માણસ પૈસાને માટે વલખાં માર્યા કરે છે. માણસનું દૃષ્ટિ બિંદુ યાને લક્ષસ્થાન પૈસોજ જણાય છે. તેને મેળવવાને માટે વેપાર કરે છે, ગુમાસ્તી કરે છે, ખેતી કરે છે, નોકરી કરે છે ને છેવટે મજુરી પણ કરે છે, અગત્યનું કામ હોય તો પણ જો પૈસાની વાત આવી તો તેને પહેલું સ્થાન મળે છે કારણ કે વ્યવહારમાં સર્વ પદાર્થો પૈસાથી જ મળી શકે છે અને તેથી તે મળે, તેવી રાત્રથી તે ૧૬ સુધી દરેકને જીજ્ઞાસા રહે છે. પોતે જે કામ ધંધો કરતો હોય તે ધંધામાં વિજયી થાય, અને તેમાં હજારો રૂપિયા પેદા કરે એવી દરેકને આશા હોય છે, અને તે આશા પુરતા જ્ઞાન સિવાય પુરી પડતી નથી.

પૂર્વે આપણા દેશમાં તેવું શિક્ષણ અપાતું હતું અને તેથીજ તે વખતે આપણો દેશ પ્રથમ પંક્તિમાં લેખાતો હતો. આજે તેવા શિક્ષણના અભાવથી જ્યાં જુવો ત્યાં દરિદ્રતાએ પગ પેસારો કરી મુક્યો છે, અને તેથી તેમાંથી ઉદ્ધરવાનો એકજ માર્ગ છે કે જે વડે આપણા શરીર અને મનની શક્તિયો પુષ્ટ. અર્થિક ઉન્નતિ કરી શકે તેવું વ્યવહારિક જ્ઞાન આપવું જોઈએ આથી અમે ઘણા વર્ષ મહેનત કરી, તન, મન, અને ધનના ભોગે હાલમાં જ.

# ધનવાન.

નામનું પુસ્તક બનાવ્યું છે. તે થોડાજ વખતમાં લોકપ્રિય થઈ ખપી જવા આવ્યું છે. જો તમારે તમારાં બાળકને કે સ્નેહીમંડળને સંસારમાં ઉચ્ચ સ્થિતિએ સ્થાપવા ઇચ્છા હોય, જો તેમને ઉત્તમ ચારિત્ર્યવાન, અને વ્યવહાર કુશળ બનાવવા હોય, ભવિષ્યમાં જાતેજ ધન કમાઈ પૈસાવાળાં થાય એવી ઇચ્છા હોય, જ્યાં ત્યાં દારિદ્રતામાં રખડવા દેવાની ઇચ્છા ન હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો.

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગોમાં ધારેલો લાભ ન થતો હોય, ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નર કળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળા કુશળ બનવું હોય, કોઈ પણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલથી કમાઈ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામિ બનવું હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સર્ટીફીકેટ મળ્યાં છે.

તેની અંદર બાર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો, શોધોનો અને કળાઓનો ભંડાર સમાવેશ કરવામાં આવ્યો છે. તેની ટુંક નોંધ નીચે પ્રમાણે વાંચવાથી સમજાશે.

ભાગ ૧ લો—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો—જેમાં ૩૦ પ્રકરણ છે. જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ૩ જો—ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે. ભાગ ૪ થો—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે. ભાગ ૫ મો. વેપાર—જુદી જુદી જાતના વેપારો. ધનવાન થઈ શકાય તેવા. ભાગ ૬ ઠો ખેતી—જમીનનો કસ શી રીતે વધારવો, ખાતર કયા પ્રકારનું કઈ જમીનમાં કેટલું નાખવું વિગેરે ઉપરાંત વરસાદ, પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી, જુદી જુદી જાતનાં અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ગણી વધી શકે વિગેરે ભાગ ૭ મો—ખનીજ પદાર્થોની ધનની વૃદ્ધિ—સોનું, રૂપું વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો. ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર. ભાગ ૯ મો હુન્નર ઉદ્યોગ—રંગનો ઉદ્યોગ, રંગનો, કાચનો, સાબુ બનાવવાનો મીણબત્તીનો, ફોટોગ્રાફરનો ઉદ્યોગ, સાર્મેન્ટનો, વાર્નિસનો, લાખનો.

શાહીનો, બટનનો દીવાસળીઓનો ઉદ્યોગ, સોનું અને રૂપુ બનાવવાના, બનાવટી, કાંસુ, પીતળ વિગેરે જુદી જુદી જાતની ધાતુ બનાવવાના પ્રયોગો, ધાતુઓના ડાઘા, મેલ કાઢવા, ધાતુ ઉપર ગીલેટ કરવો, વીજળીની બેટરી બનાવવી, લાકડાં રંગવાનો. છવ જંતુઓ, સાપ, માંકડ વિગેરે અનેક જંતુઓ દુર કરવાના, કપડાં, ધાતુ, કાગળ, હાથ મોતી, વિગેરે ઉપરથી ડાઘ કાઢવાના, ભેગ પારખવાના પ્રયોગો, અગરબત્તી, સુગંધી બનાવટો, કંકુ વિગેરે પરચુરણ વસ્તુઓની બનાવટ, બનાવટી પથ્થર, હાથીદાંત, ચામડાં, હીરા, મોતી, માણેક, પોખરાજ મદ, હીંગ, કેસર, કસ્તુરી વિગેરે બનાવવી. શરીરને સુંદર બનાવનાર પ્રયોગો, અ ઇસક્રીમ બનાવવો, શરબતો, અત્તરો બનાવવાં, સુગંધી તેલો, હેર ઓઇલો બનાવવાં, લવંડર, કેલનવોટર, ગુલાબજળ વિગેરે બનાવવાં, સોડા, લેમોનેડ વગેરે બનાવવાં બીસ્કીટ છીંકણી, બીસુ કાપડ બનાવવું, પેન્સીલ બનાવવી, ફોડવાનું દારૂખાનુ બનાવવુ, દાટેલું ધન શોધી કાઢવું, ચમત્કારીક પ્રયોગો, જાદુઈ પ્રયોગો, કેટલાક ઉપયોગી હુન્નરો, ખસ, ગેસના દીવા, વીજળીનું તાવીજ, કપુરની માળા, પ્યાલા, શીકરી સોપારી, સોના ચાંદીના વરખ, દંતમંજન વિગેરે બનાવવું. **ભાગ ૧૦ મો—વૈદક—વિભાગ** અંગ્રેજી દવાઓ, જુદી જુદી જાતના અર્કો અને એસેન્સ બનાવવા, અંગ્રેજી પેટન્ટ દવાઓ જેવી કે, કાર્બોનેટ ઑફ એમોનીયા મીક્ષર, નાઈટ્રેટ ઑફ આયર્ન, પોટાસ, ક્વીનાઈન આયર્ન મીક્ષર, ઑકસાઈડ ઑફ કોપર, પેનકીલર, ક્લોરોડાઈન, સાઇટ્રીક એસીડ, કોલ્ડક્રીમ, નાઈટ્રીક એસીડ, કર્બ્યુઆરીક એસીડ, ફ્લેક્ષરસ, એન્ટીમોની, ઉમીયાના ટૉનીક પીલ્સ, ઇગ્નેશસ પીલ-સીરપ-સારસાપરીલા, બાલામૃત, લાઇમ જ્યુસ મેથેલ હેરકાઇ, બાલનાશક ગાપુ, ટેલ, અર્ક, પાવડર વિગેરે, દાદરનો મલમ, ક્લોરોફોર્મ, ક્વીનાઈન આર્ષન પીલ્સ કોમ્પાઉન્ડ આયર્ન ક્વીનાઈન ગોળી, સીરીફ ઑફ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ, વિગેરેની બનાવટ જુદી જુદી જાતના મનમો **દેશી શાસ્ત્રોક્ત દવાઓ**—કવાથો, ચુર્ણો, ગુટિકા ગુગળ, અવલેહ, આસવ, અરિષ્ટ, પરચુરણ ઉપાયો, પાકો, ક્ષાર, મુરબ્બા, અથાણાં, મીઠાઇ વિગેરે. **ભાગ ૧૧ મો ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો, ભાગ ૧૨ મો ગરીબમાંથી ધનવાન થનારા પુરૂષોના જીવન ચરીત્રો** વિગેરે ઘણા પ્રયોગો અને ઉપાયો છે. ગરીબ માણસ પણ ધનવાન થયા સિવાય રહેવાનો નહિ. પુસ્તકની કી. રૂ ૫-૦ પો ૦-૬-૦

અમદાવાદથી ડૉ. રામર એલ. એમ. એન્ડ એસ લખે છે કે ધનવાનનું પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. બેડાથી. ડી. એગ્રીકલચર ઇન્સપેક્ટર સાહેબ જેઠીબનદાસ પી. ચોકશી લખે છે કે. ધનવાનનું પુસ્તક મનન કરવા યોગ્ય છે.

## દ યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકશીર વનસ્પતીમાંથી કેવી રીતે બનાવવાં, તથા કઈ દવા કયા કયા રોગ મટાડે છે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેકધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધુપો, તેલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ, સારંગધર, ભાવપ્રકાશ અને નિઘંટ જેવા મહાન ગ્રંથોમાંથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રૂ। ૫) ના વૈદકના વૈદક પુસ્તકની બરોબરી કરી શકે છે પુસ્તકની કિંમત દરેક ભાગની માત્ર રૂા. ૦-૧૨-૦ પો. રૂ. ૦-૩-૦ બન્ને ભાગ સાથે ખરીદનાર પામશે રૂ. ૧-૦-૦ પો. ૦-૪-૦ પડશે.

## વિનોદચંદ્ર.

એક અતિ રસમય અને બોધક વાર્તા. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, અભિમાનાદિ દુર્ગુણોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ભલે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદ્ગુણી થયા સિવાય છુટકોજ નથી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂ વાંચ્યા સિવાય મુકવુંજ ગમે તેમ નથી. એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનું મન થઇ આવશે. કીં. રૂ. ૧

## શું તમારે ભુત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી છે? શું તમારે તમારા નસીબમાં શું લખ્યું છે તે જાણવું છે?

શું તમારે ભવિષ્યમાં આવી પડનાર સુખ કે દુ:ખ કયારે મળશે તે જાણવું છે? શું તમારે રૂ, ચાંદી, અનાજ વીગેરેના ભાવ તાલ કયારે ચઢશે કે ઉતરશે તે જાણવું છે? શું તમારે તમારા ધંધામાં લાભ થશે કે હાનિ તે જાણવું છે?

જો જાણવુંજ હોય તો આજેજ એક પત્ર લખી—

# ભવિષ્યવેત્તા

## યાને ભવિષ્ય જાણવાની વિદ્યા.

### ( બીજી આવૃત્તિ. )

આ નામનું પુસ્તક મંગાવો જે પુસ્તક ઉપરથી દરેક માણસ ગમે તો થોડું ભણેલો હશે તોપણ ભવિષ્યમાં શું બનશે તે જોઈ અને જાણી શકશે. તમે તમારૂંજ ભવિષ્યનું સુખ દુ:ખ જાણી શકશો ધંધામાં શું લાભ થશે? સુખ કયારે મળશે? હવે પછી કેવા દિવસોમાં દહાડા જશે તે વિગેરે અનેક વાતો તમે તમારી પોતાની તેમજ પારકાની પણ જોઈ અને જાણી શકશો. જન્મોતરી, વર્ષફળ પો બનાવી શકશો અને જોઇ શકશો, વારંવાર જોશીને ત્યાં ધક્કા ખાવા નહિ પડે. તેમ તમે જોશો તે ખાત્રીથી જોશો. તેમાં હાલના હીંદના સાયન્સ ઉપરાંત જૈન, મુસલમાની અને અંગ્રેજી ભવિષ્ય જાણવાના સાયન્સનો સમાવેશ છે. કીંમત માત્ર રૂ. ૩ પો. ૦-૪-૦,

### તેમાં નિચે પ્રમાણે ૪૪ પ્રકરણો છે.

પ્રા. ૧-૨-સંવત્સર, રાક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા. ૩ તે દરેકમાં કરેલા-શુભા શુભ કર્મોનું ફળ, પ્રા. ૪થી ૯, ગ્રહોના ફળ, નાની મોટી પનોતી અશુભ ગ્રહો, મહાદશા, દિનદશા વિગેરે જોવાની રીત પ્રા-૧૦-૧૧ તમામ પ્રકારના મહુરતો જોવાની રીત, પ્રા-૧૨ લેણુદેણી, તારા, નાડી, યોની, ગણ વિગેરે જોવાની રીત, પ્રા-૧૩ ચોરાયેલી વસ્તુ જડશે કે કેમ તથા તે કયાં ગઈ છે, તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધી માટે પ્રશ્નો જોવાની રીત, પ્રા. ૧૫ જન્મ માસ વીગેરેનું ફળ પ્રા. ૧૬ ગ્રહો, અને રાશી, શુભાશુભ, રૂપ, રંગ, મૈત્રી વિગેરે જોવાની રીત પ્રા. ૧૭-૧૮ જન્મોતરીની કુંડળીઓ બનાવવાની તથા જોવાની રીત ૧ લાથી બારે ભાવનું, ગ્રહોનું રાશી વાર ફળ, દ્રષ્ટિનું ફળ, અંગ્રેજી રીતે ફળ, પ્રા. ૧૯ બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, ભિખારીપણું, રોગ, સ્ત્રી સુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ, જીંદગીનું, શરીરનું સુખ, અકસ્માત ધન પ્રાપ્તિ, રાજ્ય લક્ષ્મી, વાહનનું, મકાનનું, માબાપનું, વિદ્યાનું, વંશનું, મિત્રનું, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર, નોકરી, ધનસંપત્તિનું, સુખ દુ:ખ કયારે મળે વિગેરે જોવાની રીત. પ્રા. ૨૦ ગ્રહોની દ્રષ્ટિનું ફળ, પ્રા. ૨૧ સ્ત્રીની જન્મ કુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતિનું. સધવા કે વિધવાનું, સુખ દુ:ખ જોવાની રીત, પ્રા. ૨૮ મું ઓધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ, સ્ત્રી પુરૂષનું મૃત્યુ, ગર્ભવતીને શું જન્મશે, હાથ પગ વગરનું બાળક અવતરવા બાબત. પ્રા. ૨૯-જન્મ વખતે અંધારૂં હતું કે દિવો હતો વિગેરે ખાત્રી કરવાની રીત, પ્રા. ૩૦-રાજયોગ અને તેનું ફળ, પ્રા. ૩૧ થી ૩૩ નાભસ, પ્રવજ્યા, ચંદ્ર વિગેરે યોગો અને તેનું ફળ, પ્રા ૩૪ બાળકનો રીષ્ટ યોગ જોવાની રીત, પ્રા. ૩૫-૩૬. આયુષ્ય જોવાની રીત, કયારે, કયા કારણથી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત, પ્રા ૩૭-૩૮, વર્ષફળ બનાવવાની રીત, પ્રા ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, મસ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત; પ્રા. ૪૦-સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત પ્રા. ૪૧-મું હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ, પ્રા. ૪૨ મું વરસાદ વરસશે કે કેમ;

ાર વરસરો, અનાજના ભાવતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત. પ્રા ૪૩ મુ નાસિ• ના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્રા. ૪૪ મું. રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી શે કે કેમ, જય મળશે કે કેમ, ધંધામાં લાભ થશેકે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત.

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃ• તેમા ઘણોજ સુધારો વધારો કર્યો છે. પાકુ બાઈન્ડીંગ. છતાં કીંમત માત્ર રૂ ૩) પો. ૦-૪-૦ રાખી છે. તેની પેલી આવૃત્તિના સંબંધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે.

વૈદ ઉભીયાશંકર બાપુભાઈ સહેતા—વિરમગામથી લખે છે કે,-આપનું ભવિષ્યવેતા નામે પુસ્તક જોતાં જોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષવિદ્યાને માન આપનાર દરેક પણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવુ છે.

આયુર્વેદનો અતિ ઉત્તમ અને પ્રાચિન ગ્રંથ કે જેની હીંદી. મરાઠી, વિગેરે હીંદુસ્તાનની ભાષાઓ ઉપરાંત પશ્ચિમની ભાષાઓમાં પણ ભાષાંતરો થઇ ગયાં છે. છતાં જેનું હજુ સુધી ગુજરાતીમાં ભાષાંતર થયેલું જ નહોતું, એવો ઉપયોગી ગ્રંથ, કે જેના ઉપરથી વૈદકના હજારો ગ્રંથો ઉત્પન્ન થયાં છે તેવો મહાસાગર રૂપ ગ્રંથ.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેના સંબંધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે. મોટા મોટા એમ ડી.થયેલા ડૉકટરો પણ તેને વખાણે છે તો આપણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે. આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિ• મની શોધોથી અજાણએ છીએ પરંતુ,હાલની તેની ખરી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડૉકટર, હકીમ અને વૈદને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે. તેમજ શરીર સાચવી રાખીને તંદુરસ્ત અને દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હંમેશાં પાસે રાખવો જોઇએ. આપણા આયુર્વેદમાં-દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ ગ્રંથ ઉપયોગીતા છે. કીમત રૂ ૫-૦-૦ પૃષ્ટ સાતસો, જાડા ગ્લેઝ કાગળ પાકુ પુઠું. જુજ કોપી બાકી હોવાથી સ્તવર મંગાવવું ઘણા અભિપ્રાયો મળ્યા છે, જેમાંના માત્ર જુજ વાંચી ખાત્રી કરો.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે. મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કૉલેજવાળા ડૉ પોપટભાઇ પ્રભુરામભાઇ એલ. જે. પી એસ. એમ. એન્ડ એસ. લખે છે કે ચરક સંહિતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે અને દરેક વૈદને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે. કાશિરામભાઇ વિશ્વંદરરામ• જી લખે છે કે શ્રી ચરકસંહિતાનું અવલોકન કરવાથી તે પુસ્તક ઘણુ ઉપયોગી માલુમ પડ્યું છે. આપનો એ પ્યાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહું છું.

જેઠાલાલ દેવશંકર દવે, વ્યવસ્થાપક આરોગ્ય, રીચીરોડ—અમદાવાદ.

## પરસીયન નાઇટસ.

ગૃહસ્થો. આપે અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે ઘણીજ મનોરંજક અદ્ભુત અને જ્ઞાનથી ભરપુર વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે જેનાં હીંદી, બંગાળી, અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુકયાં છે.એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય મુકાતોજ નથી. પાકુ પુઠું, જાડા ગ્લેઝ કાગળો. કીંમત માત્ર રૂ. ૧-૦-૦ પો. ૦-૨-૦

જેઠાલાલ દેવશંકર દવે, તંત્રી આરોગ્ય.દવ—અમદાવાદ.

ગુન્હો કરતાં બચવું, શિક્ષામાંથી મુક્ત થવું, અને કાયદેસર વરતવું એ માણસ માત્રની ફરજ છે. આપણી સરકાર પ્રત્યે શું શું ફરજ અને જવાબદારીઓ છે, સરકારી અમલદારો આપણી સાથે કેવી રીતે વર્તી શકે, અરસપરસ સામતા લેણાની કે ટટા રીસાદના ફોજદારી ગુન્હાઓના સબંધમાં માણસે કઈ રીતે વર્તવું, શું કરવું વિગેરે માટે કાયદાનું જ્ઞાન મેળવવું એ માણસ માત્રની ફરજ છે,

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

**બીજી આવૃતિ નવા-સુધારા વધારા અને અગત્યની ટીકા સાથે.**

જેની પેલી આવૃત્તિની બે હજાર નકલો ઘણુંજ ટુંક વખતમાં ખપી ગઇ એજ તેની લોકપ્રિયતા છે.

આ પુસ્તક દરેક ઘરમાં રાખવાની જરૂર છે. કાયદો જાણનારજ ગુન્હાથી બચી શકે છે અને ગુન્હાથી બચનારજ નિર્ભય રીતે સુખે રહી શકે છે. કોઇપણ ગુન્હો કરી અને કહેવું કે કાયદો જાણતો નહોતો, તો તેથી શિક્ષામાંથી બચી જવાતું નથી તેમજ કાયદો જાણવો અને તે પ્રમાણે વર્તવું એ માણસ માત્રને માટે સરકારની ફરજ છે પણ કાયદાઓની કીમત વધારે હોવાથી તેમજ છુટા છુટા ખરીદવાથી સો બસે રૂપીઆ ખર્ચ થઇ જાય છે જેથી ઘણાને અજ્ઞાન રહેવું પડતું, પણ અમે આ પુસ્તક કે જેમાં નીચે પ્રમાણે તમામ ફોજદારી, દીવાની અને મુલકી કાયદા આવી જાય છે. તેની કીંમત માત્ર રૂ. ૭ જ રાખી છે. વળી તે એટલું બધું ઉપયોગી થઇ પડયું છે કે હજારો અમલદાર વર્ગના સરટીફીકેટ મળ્યાં છે. જો તે પુસ્તક તમારી પાસે ન હોય તો આજેજ મંગાવજો તેથી તમને રૂ ૭ ખર્ચવાથી હજારો રૂપિયાનો ફાયદો થશે અને કોઇ એકજ વખતે તેનાં નાણાં વળી જશે

મુંબઈ ગવર્નમેન્ટના માજી ઓરીએન્ટલ ટ્રાન્સલેટર અને કલેકટર સા મે ખાનબહાદુર સૈયદ સમસુદીન સૈયદમીયાં કાદરી સાહેબ લખે છે કે—

(અંગ્રેજીનુ ભાષાંતર) તમારૂં પુસ્તક નામે કાયદાનો શિક્ષક ઘણુંજ ઉપયોગી છે, મને લાગે છે કે લોકપ્રિય થઇ પડશે, તેની ગુજરાતી ભાષા પણ સાદી અને સમજાય તેવી સરલ છે, અને તેમાં ઘણા જરૂરી કાયદાનો સમાવેશ કરેલો છે.

**તેમાં નીચે પ્રમાણે કાયદાઓનો શમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇન્ડિઅન પીનલ કોડ, ગાંડા માણસનો એક્ટ, ફટકાની શિક્ષા બાબતનો એક્ટ જુગારનો એક્ટ, એક્સ્ટ્રાડીશનએક્ટ, આબકારી એક્ટ, અફીણનો એક્ટ, મીઠાનો એક્ટ, કારીગર અને મજુરોનો એક્ટ, રેલ્વેનો એક્ટ, ફેક્ટરી એક્ટ, જનાવરનો એક્ટ, પોસ્ટનો એક્ટ, ઝેરી જણસોનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એક્ટ, નાટકના ખેલનો એક્ટ, નિર્ધિનિક્ષેપ એક્ટ, આર્મ્સ એક્ટ ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ. વિગેરે

**રેવેન્યુ (મુલકી) તથા સરવઈના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપરથી રૂલ તાલુકાના નમુના, ગામના નમુના, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, જમણીની ક્રમજુતી ઓરીજીનલ સરવેની રૂલો વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનો એક્ટ, વાલીપણાનો એક્ટ, કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલ્ચર એક્ટ, હિંદુ પુનર્લગ્નનો એક્ટ, પ્ર. માણસની મિલકતનો એક્ટ, પારસીલોકોના લગ્ન તથા તલાક બાબતનો અને વારસા બાબતનો એક્ટ, કોર્ટ ફી એક્ટ, પુરાવાનો એક્ટ, કોરટમાં સમખાવાનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એક્ટ, હેચણ કરવાનો એક્ટ, ટ્રાન્સફર પ્રોપરટી એક્ટ, યુરોપીયન વેગ્રનસી એક્ટ, સીવીલ કોર્ટનો એક્ટ,

એકે એક સ્ત્રીને રોગના પંજામાંથી બચાવી શક્તિ આપી પુષ્ટ કરનાર.

# દવેનું સુંદરી સાથી (રજીસ્ટર્ડ.)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર છે. સ્ત્રીઓનાં કોઈપણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ધોળી, પીળી, મળગુગળી અગર લાલ રંગની લોહી જેવી રસી વહ્યાં કરે છે, પેશાબે અગન બળે, હાથ-પગના તળીઆમાં, કેડોમાં, માથામાં અને કોઈ વખતે આખા શરીરમાં સણકા મારે, કાર, સુસ્ત અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, શરીર સુકાઈ-પીળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય, અશક્તિ આવે અને કામ થઇ શકે નહિ, આખો દિવસ કેડો અને માથું ફાટયાં કરે, તાવ ઉધરસ, દમ, ખાંસી સોજા, ઉલટી, અરૂચી, માસિક અટકાવ—દરતાન સંબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા કસુવાવડ, સુવારોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળ યુવાન અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દરતાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે, પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીમત રૂ. ૧ ત્રણ બાટલીના રૂ. ૨-૪-૦ પોષ્ટ ૦-૭-૦.

## સુંદરીસાથીના ખાસ ગુણ.

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે થવા દેતું નથી.
૨ યુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવુ બનાવે છે.
૩ ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે. ૪. સુવાવડ પછી પીવાથી સુવા રોગ થતો નથી, બાળકને પુષ્ટ કરે તેવું તંદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનું શરીર પુષ્ટ કરે છે. ૫ સ્ત્રી રોગ તમામ મટાડે છે, હંમેશાં પીવાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. ૬ વૃદ્ધાવસ્થામાં પીવાથી શરીર પુષ્ટ અને તંદુરસ્ત યુવાન જેવુ રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે.

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઇએ.

સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી અરજણ લખે છે કે, આપના તરફથી સુંદરી સાથીની બાટલી ૬ મગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની તમામ શાંતિ થઈ છે. હવે શરીરમાં તાકાદ આવી છે, અનેક દરદ એથી શાંત થયાં છે. સુંદરીસાથીની દવાના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે હું તનમનથી સરટીફીકેટ આપુ છુ કે આવી દવા આપ ખરા ચીવટવાળી ને ઇશ્વરી સત્તાવાળી દવા બનાવી છે. હજુ મારા મિત્રોને ભલામણ કરૂં છું.

ખરવાસાથી પેશાભાઇ ગીરજાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મે મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત :જનસમુદને સમજાવવામાં આવે છે.

મુંબાઇથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથીની બાટલી મોકલી તેથી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલશો. દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

નોંદાથી મણીલાલ દ્વારકાંદાસ લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદનુ આરામ છે. મારે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો. રોગ મટવાથી તમારા હકમાં દુવા દઇએ છીએ.

ટોંક દરબાર હાઇસ્કુલના માસ્તર છગનલાલ ડાયાભાઇ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયો છે. જે સ્ત્રીનું શરીર સારૂં ન હોય ન ગર્ભનો ખીલાડ હોવ તેને આ દવા ગુણકારક છે.

દવા દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો ચોખાના પોવરામણ સાથે પીવો ચળીકાંઇ નહિ

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ. પાંચકુવા ચારરસ્તા ઉપર.




પુસ્તક ૫ મું. એપ્રીલ સને ૧૯૧૭ અંક ૨ જો.

# वास्तव सत्यना अनुभव काले साधकना उद्गार.

( હવે મને હરિ નામનો નેહ લાગ્યો, —એ લય. )

હવે મને સત્યનો પંથ હાથ લાગ્યો,
મારા અંતરમાં કોઇક જાગ્યો રે; હવે૦
સત્ય જાણીને મેં અસત્યના પંથમાંહિ, આજસુધી પ્રયાણ કીધું;
નેત્રથી દેખતો જે, બુદ્ધિમાં લેખતો જે, તેનેજ સત્ય માની લીધું રે. હવે૦
આજ સુધી હું તો જગતમાં સર્વને, જડ અને જીવરૂપે જોતો;
સત્યના પથે પળતાં જણાયું મને જે એકે, અણુ નથી ચૈતન્ય વિણ હોતો રે.--હવે૦
આજ સુધી મેં તો દૃઢ પણે માન્યું જે, મનુષ્ય છે મર્યાદિત વ્યક્તિ;
સત્યના શિખરે ચઢી જોતાં જણાઇ મહિમા, પ્રભુની અમર્યાદ શક્તિ રે. હવે૦
અદૃષ્ટ હેતુથી બંધાયો જીવ એવું, માન્યું હતું મેં આજ સુધી,
સત્યના અનુભવે જોતાં જાણ્યું જે જીવને, જીવ વિન બંધન કર્તા કો નથી રે.—હવે૦
દુઃખ ભય શોક મૃત્યુ આદિ વિકારોથી, જાણ્યું મેં જગત્ ભરેલું,
સત્યની દૃષ્ટિ વડે જોતાં જાણ્યું જે એમાં, સત ચિત્ આનંદ છે વ્યાપેલું રે--હવે૦
બહિર પ્રદેશના અનુભવમાં છે, જ્ઞાન રહ્યું એમ જાણ્યું;
વાસ્તવ જ્ઞાન તો અંતર્ગુહામાં રહ્યું, સત્યવડે એવું મેં પ્રમાણ્યું રે. હવે૦
આજ સુધી મે જાણ્યું, મનુષ્ય સ્વયત્નથી, સત્યનો માર્ગ શોધી શકતો;
વસ્તુત ગુરૂ સહાય વિણ માર્ગમાં, પડીએ ને પલકે તે અટકતો રે. હવે૦
ઉપેન્દ્ર સદ્ગુરુ અનુગ્રહ થાતાં, વાસ્તવ સત્ય તે લહાયું,
અનુભવવા યોગ્ય અનુભવે આવ્યું અને, જાણવાનું સહુ જણાયું રે. હવે૦

---



# सुख क्यां छे.

## १



દરેક મનુષ્ય સુખને ઇચ્છે છે, સુખની અસ્પૃહા કરનાર ભાગ્યેજ કોઇ મળી શકે છે. રાયથી રંક પર્યંત સર્વ મનુષ્યો સુખ મેળવવાને માટેજ રાત દિવસ પ્રયત્ન કરે છે. તથાપિ તેમને ખરૂં સુખ મળેલું જણાતું નથી. જે મેળવીને તે સુખી થવા ઇચ્છે છે તે મેળવવા પ્રયત્ન કરે છે, અને તે મળતાં ધારેલા સુખનો અનુભવ ન થતાં વળી પાછો કોઇ બીજીજ વસ્તુને મેળવવા પ્રયત્ન કરે છે. અને આ પ્રમાણે રાત દિવસ સુખ મેળવવાનેજ તે મથ્યા કરે છે. ધન મળવાથી સુખી થવાશે એમ માને છે તો તે ધન મેળવવા પ્રયત્ન કરે છે, પરંતુ જ્યાં ધન મળે છે ત્યાં વૈભવની ચિંતા થાય છે, જ્યાં વૈભવ મેળવે છે ત્યાં ઘરબાર મેળવવાની ઇચ્છા થાય છે, ઘરબાર મળતાં, સ્ત્રી મેળવવાની ઇચ્છા થાય છે, સ્ત્રી મળતાં પુત્રની ઇચ્છા થાય છે અને આજ પ્રમાણે એક વસ્તુ મેળવ્યા પછી કોઇ બીજી વસ્તુ મેળવવાની તેની ઇચ્છા વધ્યાજ કરે છે. અને જેથી તેને થતી આ પ્રકારની ચિંતા, તેના સુખમાં હંમેશાં વિઘ્ન નાખ્યાંજ કરે છે. અને તેથી અનેક પ્રયત્ન કર્યાં છતાં પણ તેમને સુખનો અનુભવ નથી અને જ્યાં સુધી સુખનો અનુભવ થતો નથી, ત્યાં સુધી તે સુખ મેળવવાને માટે અનેક પ્રયત્ન કરે છે. આમ હોવાનું કારણ એ છે કે મનુષ્ય જેમાં સુખ માનીને તે મેળવવાને માટે યત્ન કરે છે ખરૂં કહીએ તો સુખ હોતું નથી. અને તેથી ભૂલમાંજ તેનો પ્રયત્ન અને સમય નકામો ગુમાવવો પડે છે. તે ધનમાં સુખ માને છે. પરંતુ હજારો ધનવાન મનુષ્યો રાત દિવસ દુઃખમાંજ રવડ્યાં કરે છે. સ્ત્રી પુત્રાદિ વૈભવમાં સુખ માને છે, તો હજારો સ્ત્રી પુત્રાદિ અનેક વૈભવોને પ્રાપ્ત હોવા છતાં પણ તેમને તેમાં સુખનું કિંચિત્ પણ ભાન થતું નથી. આવીજ રીતે હજારો મનુષ્યો, કે જેમની પાસે ધન સંપત્તિ પુષ્કળ હોય છે, જેમને કોઇ પણ વસ્તુની કમી હોતી નથી, છતાં પણ તે હમેશાં દુઃખમાંજ રવડ્યાં કરે છે, જો કે પ્રયત્નથી ધન, ઐશ્વર્ય, બળ, પુરૂષત્વ, લાંબું આયુષ્ય અને એ પ્રકારે અનેક વસ્તુઓ, મનુષ્ય મેળવી શકે છે, પરંતુ તેથી તેમને સુખનો અનુભવ થતો નથી.

સુખને માટે તો યથાર્થ સુખ જેથી મળી શકે તેવી સ્થિતિ પ્રાપ્ત કરવાની હોય છે. બાહારના કોઈ પણ પદાર્થથી યથાર્થ સુખ કે યથાર્થ શાંતિ મળી શકતી નથી. સાંસારિક જીવનમાં અનેક પ્રકારની ચિંતાઓ તેના સુખમાં વારંવાર વિઘ્નો નાખ્યા કરે છે. અનેક પ્રકારની ઇચ્છાઓને શમાવવાથી અને ચિત્તની એકાગ્રતા કરી વિચારોને યોગ્ય માર્ગે પ્રેરવાથી સુખ મળી શકે છે, અનેક પ્રકારની અનેક લાલસાઓમાંથી ચિત્તને દૂર રાખીને સુખકર વિષયોમાં તેને જોડવું જોઇએ ઘણાને આ સંસાર નિસાર અને દુઃખકર જણાય છે ત્યારે ઘણાને આ સંસાર સાર પૂર્ણ, રમણીક અને સુંદર જણાય છે. આમ જણાવામાં માત્ર દૃષ્ટિનોજ ફેર છે. કોઇ પણ કાર્ય અભ્યાસથી સિદ્ધ થઇ શકે છે, તેવીજ રીતે સુખ પણ નિરંતર ચિત્તની એકાગ્રતા કરવાના અભ્યાસથી મળી શકે છે મનુષ્યે જ્યાં યથાર્થ શાંતિ મળી શકે છે, જ્યાં યથાર્થ આનંદનો અનુભવ થાય છે અને જ્યાં સુખ સિવાય અન્ય કાંઇ પણ હોઈ શકતું જ નથી ત્યાં ચિત્તની એકાગ્રતા પૂર્વક પ્રવેશ કરવો જોઇએ. અને તેવું સ્થળ બહાર કોઇ પણ જગ્યાએ, કે દૂર કે નજીક નથી, પરંતુ મનુષ્યના પોતાનામાંજ છે અને ત્યાંજ સુખ અને શાંતિનો ભંડાર છે.

ઘણા મનુષ્યો જીવનના ભાન પૂર્વક પોતાને પ્રાપ્ત વસ્તુઓના મદમાં અન્યના આગળ પોતાની મહત્વ

તાને દર્શાવે છે. બીજાને પોતાના દોર કે ગુમાનમાં આંજી નાંખવાનો યત્ન કરે છે. પરંતુ આ પ્રકારનો તેનો મદ ( અહંકાર ) તેને દુઃખપ્રતિજ ઘસડી જાય છે. તેણે પોતે વિચાર કરવો ઘટે છે કે આ જગતના અન્ય મનુષ્યોમાં તેની મહત્ત્વતાનો શો હિસાબ છે? હજારો મનુષ્યો તેના કરતાં અનેક પ્રકારની ઉત્તમ સંપત્તિવાળા આ જગતમાં છે અને તે સર્વ આગળ તેની કાંઈજ ગણત્રી હોતી નથી. માટે કુવાના દેડકાની માફક તેણે ગર્વથી ફુલાઇ જઇ દુઃખમાં પડવું એ અયોગ્ય છે. અન્યને પોતાના સમાન જાણવા જોઇએ, અને તેના દુઃખને દુર કરવાને માટે પોતાની મહત્ત્વતાનો ઉપયોગ કરવો એજ યથાર્થ મહત્ત્વતા છે. આ પ્રકારનું વર્તન રાખવાથીજ તેને સુખના માર્ગ પ્રતિ વળવાનું ભાન થાય છે જેમ હસીને પ્રસન્ન રહેવાનો જેનામાં ગુણ હોય છે, તેઓ અન્યને કેવા આનંદ આપનાર જણાય છે. બીજાને હસતા અને પ્રસન્ન રહેતા જોઇ તમને કેવો હર્ષ થાય છે, તમને સહાય આપનાર અથવા તમારા દુઃખમાં મદદ કરનાર તમને કેટલા બધા પ્રીતિપાત્ર જણાય છે ત્યારે તમારા અંતઃકરણને દુઃખ આપનાર તમને કેવા શત્રુ તુલ્ય લાગે છે, તેવીજ રીતે અન્યને પણ તમારા વર્તનથી તેવીજ લાગણી થાય છે. બીજાને ક્રોધ થતાં તમને કેવું લાગે છે, તેવીજ રીતે તમારા ક્રોધથી અન્યને લાગણી થાય છે. જેથી કોઈ પણ પ્રકારે અન્યની લાગણી દુઃખાય એવું કોઇપણ વર્તન યથાર્થ સુખ મેળવવાની ઇચ્છા રાખનારાએ કરવું ન જોઇએ.

કેટલાક મનુષ્યોનો સ્વભાવ એવો હોય છે કે તે જ્યાં ત્યાંથી દોષનેજ શોધ્યાં કરે છે. તેનામાં ગુણને જોવાની ટેવજ હોતી નથી. અન્યની પ્રવૃત્તિ ગમે તેવી ઉત્તમ હોય તોપણ તે તેનામાં દોષજ દેખ્યા કરે છે. આવા માણસોમાં અન્ય પ્રતિ સ્વાભાવિક ઇર્ષ્યાની હોળી લાગ્યાં કરતી હોય છે. પોતાના કરતાં અન્યને ચઢતા કે સુખી જોઇ તેમનું કાળજું કોરાઈ જાય છે, પોતાના આગળ અન્યની સ્તુતિને તે સાંભળી શકતા નથી, અને "સર્વથી બડા હમ," આ ન્યાયે તેઓ હંમેશાં પોતાને સર્વના કરતાં દરેક પ્રકારે સુખી અને ઐશ્વર્યવાળા માન્યા કરે છે, અને અન્યને તેવું મનાવવા પ્રયત્ન પણ કર્યા કરે છે. આવા અસૂયા વાળા મનુષ્યો દરેક વર્ગમાં હોય છે. અને તેમને તેમની અસૂયા કોઇ પણ દિવસે સુખના માર્ગે જવા દેતી નથી. આવા મનુષ્યો બીજાને દુઃખે સુખી હોય છે અને બીજાને સુખે દુખી હોય છે. આ પ્રકારનો ગુણ મનુષ્યને સુખના માર્ગથી દુર રાખનાર છે. તમારામાં કદાચ તેવો ગુણ હોય તો આજથીજ તેને તિલાજલી આપજો. કારણ કે તમે સુખ મેળવવાના અભિલાષિ છો. કારણ કે સુખ મેળવવાની ઇચ્છા જેનામાં થોડે ઘણે અંશે પણ હોય છે, તેજ ભાગ્યોદયના ગ્રાહક હોય છે. તમે ભાગ્યોદયના ગ્રાહક છો અને તેથી તમે સુખ મેળવવાની યોગ્યતા ધરાવો છો, એમ માની આપને આ સૂચન કરવામાં આવ્યું છે. આ પ્રકારની અસૂયા—અર્થાત અન્યનો દ્વેષ કરનારાજ બીજાના દોષને શોધ્યા કરે છે. અને તે ઉપરાંત તેમના દોષોનું કથન અર્થાત અન્યના ગુણને પણ દોષ રૂપે માની રાત દિવસ તેમની નિંદાજ કર્યા કરે છે. અને તેમને અન્યની નિંદા સિવાય બીજું કાંઇ પણ કાર્ય સુઝતુંજ નથી. કેટલાક તો અન્યને રૂબરૂમાંજ જાણે તેમની મજાક-( મશ્કરી ) કરતા હોયની, એવી રીતે તેમના ગુણોનું પણ દોષ રૂપે કથન કર્યા કરે છે. અને આ પ્રકારની પોતાને અધોગતિમાં નાંખવાની ક્રિયાને કરવામાં એટલા બધા મશગુલ રહે છે કે જેથી પોતે પોતાના કર્તવ્યથી પણ વિમૂખ થાય છે. અને અંતે સુખના માર્ગથી ભ્રષ્ટ થઇ આખી જીંદગી દુઃખમાંજ ગુમાવે છે.

કેટલાક મનુષ્યો એવા હોય છે કે, તેઓ ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ સુખીજ રહી શકે છે. તેમની દૃષ્ટિમાં અમી હોય છે, અને તે અમીદૃષ્ટિના યોગે તે સર્વત્ર સુંદરતાજ જોયાં કરે છે. સર્વનામાં ગુણનુંજ દર્શન કરે છે અને તે દરેક મનુષ્ય પ્રતિ સ્નેહની દૃષ્ટિથીજ જુવે છે, જેવી રીતે સૂર્યના પ્રકાશથી ફુલ ખીલી શકે છે, અને ફળ પાકી શકે છે, તેવી રીતે પ્રસન્નતાથી મનુષ્યને આનંદનો અનુભવ થાય છે, તેમ જીવન શક્તિ અને સ્વતંત્રતાના વિચારો ઉદ્ભવે છે. જેમ સૂર્યના પ્રકાશથી અંધકારનો નાશ થાય છે તેમ પ્રસન્નતાના ઉદયથી દુઃખનો ક્ષય થાય છે જેથી દરેક મનુષ્યે પોતાનામાં આ ગુણને સ્થાન આપવું જોઇએ. આપણે જો યથાર્થ સુખ, શાંતિ, અને આનંદનો અનુભવ કરવોજ હોય તો આપણે હંમેશાં પ્રસન્ન રહેતાં શીખવું જોઇએ, એટલુંજ નહીં પરંતુ અન્ય જે જે આપણા સમાગમમાં આવે તેમને પ્રસન્ન રહેતાં શીખવવું જોઇએ. ઘણા મનુષ્યો-એવા હોય છે કે જેમનો અવાજ સાંભળતાં, અથવા

જેમના દર્શન થતાંની સાથેજ અન્ય મનુષ્યો પ્રસન્ન થાય છે ગમે તેવો ઉદાસ થઇ ગયેલો મનુષ્ય હશે તે પણ આવા મનુષ્યોને જોતાંજ આનંદિત થઇ જાય છે. અને તેનું મન પ્રસન્ન થાય છે, આ પ્રકારનો પ્રભાવજ જેનામાં હોય છે, તેમને આપણે મહાત્મા કહીએ છીએ.

જે મનુષ્ય હમેશાં પ્રસન્ન રહી શકે છે તે હમેશાં સુખી રહી શકે છે. પોતે સુખી રહે છે એટલુંજ નહીં પણ તેવા મહા પુરૂષો અન્યને પણ સુખી બનાવી શકે છે. તેનું પ્રસન્ન મુખ હંમેશાં ગુલાબના ફુલની માફક અન્યને આનંદજ આપનાર હોય છે. અને જેમ ગુલાબના ફુલથી સર્વ કોઇ આકર્ષાય છે, તેમ તેવા પ્રસન્નચિત્ત મહાપુરૂષો પ્રતિ અન્ય સર્વ મનુષ્યો આકર્ષાય છે. અને તેમના દર્શન માત્રથી સુખ અને આનંદનો અનુભવ કરી શકે છે. આવા પુરૂષો અન્યને દુખમાંથી તારનાર હોય છે તેઓ હમેશાં બીજાને દુઃખે દુખી અને બીજાને સુખે સુખી હોય છે, આવા મહાપુરૂષોનાં દર્શનથી અનેક રોગીઓના રોગ જતા રહે છે. અને તેની સત્યતા આપણા પુરાણોમાં વર્ણવેલા મહાપુરૂષોનાં દૃષ્ટાંતથી સમજાય તેમ છે.

આપણે આવા મહાપુરૂષોના મુખની પ્રસન્નતાથી આકર્ષાઇએ છીએ. તેઓ હમેશાં બીજાને સુખી અને પ્રસન્ન રાખવાનોજ પ્રયત્ન કરે છે. તેમની પ્રસન્નતા અને સુખનો આધાર બીજાની પ્રસન્નતા અને સુખના ઉપર હોય છે. તેઓ અન્યને હમેશાં પોતાના સમાન માનનારા હોય છે. આપણે પણ જો યથાર્થ સુખને મેળવવાનીજ ઇચ્છા હોય તો આ પ્રકારે આપણી પ્રસન્નતા હમેશાં એક સરખી ટકી રહે તેને માટે પ્રયત્ન કરવો જોઇએ. આ પ્રકારની પ્રસન્નતા ટકાવવાને માટે બહારનું કોઇપણ સાધન કામમાં આવતું નથી, પરંતું તેનો મુખ્ય આધાર આપણા અંતઃકરણની સ્થિતિ ઉપર છે. જેમ ફાનસમાં સળગાવેલો દીવો જે પ્રમાણમાં તેના કાચ અધિક સ્વચ્છ રાખવામાં આવે છે, તે પ્રમાણમાં વધુ અને અધિક તેજસ્વિ પ્રકાશને પ્રસરાવી શકે છે, તેવી રીતે આપણું અંતઃકરણ એવું નિર્મળ હોવું જોઇએ કે જેથી આપણી પ્રસન્નતા હમેશાં એક સરખી કાયમ રહી શકે. આ પ્રસન્નતા તે આપણા અંતરતમ પ્રદેશમાં વ્યાપ્ત આનંદ સ્વરૂપ આત્માની પ્રસન્નતા છે. અને તે જે પ્રમાણમાં અંતઃકરણ નિર્મળ હોય છે તે પ્રમાણમાં વધુ પ્રસરી રહે છે. ઉપર ટપકે કોઇ મારી મચરડીને પોતાના મુખને પ્રસન્ન રાખવા ઇચ્છે છે તો તે પ્રસન્નતા ક્ષણવારને માટે છે. પરંતુ અંતરની પ્રસન્નતા એ કાયમની છે, અને તેજ પ્રસન્નતા અન્યને આનંદનું ભાન કરાવી શકે છે. આ પ્રકારની પ્રસન્નતા જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારેજ મનુષ્યને સુખનો અનુભવ થાય છે. આ પ્રકારની પ્રસન્નતા મેળવવાને માટે, અંતઃકરણને હમેશાં નિર્મળ રાખવું જોઇએ બીજાના દુખને જોઇ તેનું અંતઃકરણ રાજી થતું નથી, પરંતુ અન્યના દુખને ટાળવામાંજ તે સતત્ પ્રયત્ન કરે છે. અન્યના દોષો અને ભૂલોને જોઇ, કે અન્યના અવગુણોને જોઇ તેઓ નિંદા કરી હાસ્ય વિનોદ કરવા મચી પડતા નથી, પરંતુ તેમની તે ભૂલો, દોષો કે અવગુણોને પોતાની પ્રસન્નતા અને સ્નેહમય ઔષધ વડે ત્યાગ કરાવી, અને તેમને સુખ અને આનંદના માર્ગે વાળવામાંજ પોતાની શ્રેષ્ટતા માને છે. આ પ્રકારનું વર્તન એજ તેમનું સુખ મેળવવાનું વર્તન છે. જેમ ફાનસના કાચને હમેશાં સ્વચ્છ રાખવાની અગત્યતા છે, અને તેને બહારના કોઇ પદાર્થનો ડાઘ ન પડે તેની કાળજી રાખવાની જરૂર હોય છે, તેજ પ્રકારે આત્માની પ્રસન્નતાને પણ બહાર ટકાવી રાખવાને માટે મનને અત્યંત નિર્મળ રાખવાની અને તેમાં કામ, ક્રોધ, અસૂયા કે અન્યના દોષ જોવા રૂપ ડાઘ ન પડવા દેવાની અત્યંત સાવધાનતા રાખવાની જરૂર છે. અને આ પ્રકારની સાવધાનતા જ્યાં સ્વભાવ રૂપ થઇ જાય છે, ત્યાં પછી વધુ કાળજી રાખવાની જરૂર હોતી નથી તમારે જો યથાર્થ શાંતિ, યથાર્થ સુખ અને યથાર્થ આનંદનો અનુભવ કરવાની ઇચ્છા હોય, તો આજથીજ સુખ મેળવવાને બાહ્ય પદાર્થ ઉપર આધાર રાખવાનું ભૂલી જાવ, અને તેના યથાર્થ માર્ગે વળવા યત્ન કરો ઘણા મનુષ્યો એવા હોય છે કે જેમનું જીવન ઘાંચીના બળદની માફક રાતદિવસ કામ કરવામાંજ જાય છે. આ પ્રકારના મનુષ્યો ગરીબજ હોય છે એમ નહી, પરંતું અનેક ધનવાન પુરૂષો પણ તેવા રાત દિવસ ધન કમાવાનોજ યત્ન કર્યા કરે છે. તેઓ એક મિનીટ પણ શાંતિથી બેશી શકતા નથી. ઘણા શેઠીઆઓ, ઘણા કારખાના કે મીલના માલીકોની આવીજ દશા હોય છે. બહારથી ભલે અન્યને કદાચ તે દ્રવ્યવાળા અને સુખી જણાતા હોય તથાપિ તેમનું અંતઃકરણ તપાસીયે તો સુખનું સ્વપ્ન પણ તેમને હોતું નથી. રાતદિવસ દ્રવ્યની ચિંતાની

હોળી તેમને બાળ્યાજ કરતી હોય છે. શાંતિ પૂર્વક ભોજન કરવાની પણ તેમને ફુરસદ હોતી નથી રાત્રે નિદ્રામાં પણ તેમને તેમના વ્યવહારની અનેક દશ્યો સ્વપ્ન રૂપે ખડાં થઇ તેમની ચિંતામાં વધારો કરે છે તેમનું જીવન ગરીબ મનુષ્યો કરતાં પણ વધુ ચિંતામય હોવાથી વધુ દુ:ખો હોય છે. ગરીબ મજુરને તો સવારથી સાંજસુધી કામ કરવાથી થાક લાગતાં રાત્રે શાંતિથી નિદ્રા પણ આવે છે, જ્યારે ધનવાનને તો શારીરિક મહેનત કરવાની નહિ હોવાથી, રાત્રે પણ ચેન પડતું નથી મતલબકે ૨૪ કલાકમાં એક મિનિટ પણ તેમના જીવનમાં ચિંતા વિનાની જતી નથી. અને આ પ્રકારે દમ્મતી ચિંતામાંજ તે જેને સુખરૂપ માની મેળવવા યત્ન કરે છે તેજ તેને દુ:ખકર થઇ પડે છે.

આથી મનુષ્યે ધન મેળવવા પ્રયત્નજ ન કરવો એવું કહેવાનો આશય નથી. પરંતુ મનુષ્ય માત્રે ધન મેળવવાને માટે પ્રયત્ન તો કરવો જોઇએ. કારણ કે સુખમાં મદદ રૂપ થઇ પડનાર અનેક પદાર્થો ધ નથીજ મળી શકે છે. અને જ્યાં સુધી મનુષ્યને અન્ન વસ્ત્રની જરૂર પડે છે, અર્થાત પોતાના આયુષ્યને ટકાવી રાખનાર અન્ન વસ્ત્રાદિ પદાર્થોને મેળવવાની જરૂર છે, ત્યાં સુધી તો ધન મેળવવા પ્રયત્ન કરવોજ જોઇએ. પરંતુ તે પ્રયત્ન આવો આપણા અંતકરણને ચિંતા રૂપી હોળીથી બાળનાર હોવો જોઇએ નહિં. પરંતુ જેટલે દરજ્જે આપણા સુખ મેળવવાના કાર્યને સહાયરૂપ થઇ પડે અર્થાત આપણા અંત:કરણને કલુષિત ન કરતાં નિર્મળ રાખી શકે તેટલે દરજ્જે અને તેવા રસ્તે ધન મેળવવાનો પ્રયત્ન કરવો જોઇએ. બીજાના સુખ કે દુ:ખનો વિચાર ન કરતાં, આંધળા થઇને જેમ તેમ રસ્તેથી ધન મેળવવાનો યત્ન કરવો એ આપણને દુ:ખ ઉપજાવનાર થઇ પડે છે. ધન મેળવવાના પણ બે માર્ગો છે, કે જેમાંનો એક માર્ગ આપણને સુખ મેળવવાને સહાયરૂપ થઇ પડે છે, જ્યારે બીજો માર્ગ સુખથી ભ્રષ્ટ કરી દુ:ખના માર્ગે લઇ જનાર છે. જેમાંના સુખમાં મદદરૂપ થઈ પડનાર માર્ગનું અવલંબન કરી ધનોપાર્જન કરવું એ સુખની ઇચ્છા રાખનારને માટે યોગ્ય છે.

જે માર્ગે ધન મેળવવાનો આપણે પ્રયત્ન કરતા હોઇએ, તેથી જો અન્ય વ્યક્તિને હાનિ થવાનો સંભવ હોય, તો તે માર્ગ આપણને આપણા સુખના માર્ગથી ભ્રષ્ટ કરનાર હોય છે અને જે માર્ગથી અન્યને લાભ પણ થતો હોય અને આપણને દ્રવ્ય પણ મળતું હોય, તે માર્ગ આપણને સુખ મેળવી આપવામાં મદદ રૂપ થઇ પડે છે. આંધળા થઇને, ગમે તેવી રીતે, ગમે તો અનીતિથી, અપ્રમાણિકપણાથી, કે અન્યને વિશ્વાસ આપી, છેતરીને કે ઠગાઇ કરીને તેની પાસેથી દ્રવ્ય મેળવવાની ઇચ્છા રાખવી. અર્થાત જેથી અન્યનું દીલ દુ:ખાય તેવો યત્ન કરી અને દ્રવ્ય મેળવવું એ અનીતિ છે. અને તે માર્ગ આપણને કર્તવ્યથી ભ્રષ્ટ કરનાર છે. આવા માર્ગે દ્રવ્ય કમાવાની ઇચ્છા રાખનારને જો કે દ્રવ્ય તો મળે છે પરંતુ તે દ્રવ્ય તેને સુખકર ન થતાં દુ:ખકર થઇ પડે છે જેથી જો સુખનેજ મેળવવાની ઇચ્છા તમે રાખતા હોતો આજથીજ તમે—જે પ્રકારનો પ્રયત્ન કરવાથી દ્રવ્ય મળતું હોય તે પ્રયત્ન એવો કરો કે, જેથી કરીને, તમારા તે પ્રયત્નથી અન્ય મનુષ્યોનું ભલું થાય, તેઓ તમારા પ્રતિ સ્નેહ રાખે, અને તેમની કોઇ પણ પ્રકારે લાગણી ન દુ:ખાય તેવા માર્ગે ધન મેળવવા યત્ન કરો. અને તોજ તમે તમારી પ્રસન્નતાને જાળવી શકશો, તોજ તમે તમારા અંત:કરણ રૂપી કાચમાં ડાઘ નહીં પડવા દો, અને તોજ તમે તમારા પ્રસન્નતાના પ્રકાશને વધુ તેજસ્વી બનાવી, સત્ય સુખનો અનુભવ કરી શકશો.

અપૂર્ણ.

---

પોતાની આદતોને એવી રીતે કેળવવી જોઇએ કે અણીના વખત ઉપર તેને પોતાની જ શક્તિ ઉપર આધાર રાખવાની ટેવ પડે અને તે પોતાની જ હિમ્મત પર ઝુઝે.

કાર્ય—વ્યવહારમાં લીન થઇ જવાની આદત બુદ્ધિને ઉમદા પ્રકારની કેળવણી આપે છે.

પોતાના પગ ઉપરજ આધાર રાખવો અને કંઇક હીંમતવાળા અને જુસ્સાવાળા બનવું, એજ સૌથી સારો અને સલામતી ભરેલો રસ્તો છે.

જો હિમ્મતની સાથે જુસ્સો અને આગ્રહ જોડાયા હોય, તો દેખીતી દૂર ન થઇ શકે, એવી મુશીબતો પણ જીતાય છે.

# श्री स्वामी विशुद्धानंदनुं जीवन चरित्र.

## પ્રકરણ ૧ લું.

### પિતૃ ચરિત્ર.



પરમહંસ પરિવ્રાજકાચાર્ય શ્રીમત્સ્વામી શ્રી વિશુદ્ધાનંદ સરસ્વતીજી નામના એક સમર્થ મહા પુરુષ કાશીમાં થઇ ગયા છે, તેમના જીવનચરિત્રથી વાંચકોને ઘણોજ લાભ થવાનો સંભવ હોવાથી તેને આ સ્થળે આપવાનો વિચાર કર્યો છે.

સત્તરમી સદીમાં જે વખતે દિલ્હીની ગાદી ઉપર બાદશાહ શાહઆલમ પોતાના અંતિમ દિવસો પૂરા કરી રહ્યો હતો, તે વખતે એક અવધ દેશનો રહેનાર યુવક બ્રાહ્મણ કુમાર, જીવન નિર્વાહને માટે દક્ષિણ દેશ તરફ જતો હતો ચાલવાના કષ્ટ અને અનેક ચિંતાઓને લીધે તેનું શરીર કાંઇક દુબળું પડી ગયું હતું, તો પણ તેની સુંદરતામાં કાંઇ ખામી આવી નહોતી. તેને જોવા માત્રથીજ તે બળવાન અને તેજસ્વી હોવાથી કોઇપણ માણસને ખાત્રી થઇ શકે તેમ હતું. આ બ્રાહ્મણનું નામ સંગમલાલ શર્મા હતું. તેમનું નિવાસ સ્થાન અવધ દેશમાં વીઠીગામમાં હતું, તેમના પિતા એક મહાન પ્રતાપી અને વીર પુરુષ હતા, આ વખતે દીલ્હીમાં અરાજકતા ફેલાઇ રહી હતી અને તેથી તેમનાં ઘરબાર સર્વ લુંટાઇ ગયાં હતાં, સંગમલાલની મા નાનપણમાંજ મરી ગઇ હતી, માત્ર પિતાજ તેમને પોષનાર હતા. પરંતુ તે પણ યુદ્ધમાં ખપી જવાથી, સંગમલાલ નિરાધાર થઇ ગયા, અને ગામમાં કોઇ પોતાના તનનું સગું કે વ્હાલું રહ્યું નહિ. આવા દુઃખના વખતમાં સ્વદેશમાં રહેવું એ તેમને ઘણુંજ કઠિન જણાયું તેથી ઉદ્યોગાર્થે અને દેશ ભ્રમણને માટે તેઓ દક્ષિણ તરફ ચાલી નીકળ્યા તે ફરતા ફરતા કલ્યાણીમાં આવી પહોંચ્યા. ત્યાં નવાબના તાબાના એક નાના સરખા નવાબનું રાજ્ય હતું. તે નવાબના તાબામાં એક મહાન પ્રતિષ્ઠિત કાન્યકુબ્જ બ્રાહ્મણ શ્રી લછીરામ દુબેના પુત્ર સખસુખરામજી સૈન્ય વિભાગમાં નોકરી કરતા હતા. તેમનો સ્વભાવ અતિકોમળ અને અતિથિ પ્રિય હતો સંગમલાલ તેમનું નામ સાંભળી તેમને ત્યાં ગયા. તેમણે તેમનો સારો સત્કાર કર્યો અને પોતાની પાસે બેસાડી વાત વાતમાં તેમનું ગોત્ર, વંશ અને દેશ સંબંધી વાતો પૂછી લઇ પ્રસન્ન થયા. આ સ્થળે કહેવું જોઇએ કે આ અતિથિ મહાશય સંગમલાલજ આપણા ચરિત્ર નાયક શ્રી સ્વામી વિશુદ્ધાનંદના ભાવી પિતા હતા.

સખસુખરામના પિતાને ચાર પુત્ર અને એક પુત્રી મળી પાંચ સંતાન હતાં. પુત્રીનું નામ યમુના દેવી હતું. તેમની માતાનો પરલોક વાસ થઇ ગયો હતો. પાંચે ભાઇબેનમાં અત્યંત સ્નેહ હતો. સર્વથી મોટા પુત્રનું નામ સેવકરામ હતું. સખસુખરામ તેમનાથી નાના હતા, તોપણ તેમની બુદ્ધિમત્તા અને કર્તવ્યતાથી સર્વમાં મુખ્ય તે ગણાતા હતા.

યમુના હવે ઉમ્મર લાયક થઇ હતી, જેથી તેના ભાઇ સખસુખરામને તેના વિવાહની ચિંતા થવા લાગી. કાન્ય કુબ્જમાં લાયક વર મળવો કઠિન હતો. આ પ્રમાણે સખસુખરામના મનમાં પોતાની બેનનાં લગ્ન કરવાની ચિંતા થતી હતી તેવા વખતેજ પુણ્યવશાત્ શ્રી સંગમલાલ, એમને ત્યાં અતિથિ તરીકે આવી પહોંચ્યા હતા.

સખસુખરામ ... હતા. તેમજ વ્યવહાર કુશળ હતા. અને તેવી યોગ્યતાથીજ તેમને કલ્યાણીના કીલ્લેદારે ... તો સુખ તે વખતે લખતા વાંચતાજ કામ ચાલતું નહોતું, પરંતુ

શસ્ત્ર વિદ્યામાં પણ કુશળતા મેળવવાની જરૂર હતી. તે વખતે વીરતાનું માન હતું. સખસુખરામને જ્યારે ખબર પડી કે આવેલ અતિથિ શસ્ત્રવિદ્યામાં પણ કુશળ છે, શૈવ ધર્મી છે, અને કાન્યકુબ્જ બ્રાહ્મણ છે, ત્યારે તેમના આનંદની સીમા રહી નહિં અને વળી તેમનું લગ્ન થયું નથી વળી તે સુંદરતા, કુલીનતા અને ગુણમાં પણ સર્વ પ્રકારે યમુનાને લાયક છે, એમ માની પ્રસન્ન થવા લાગ્યા. તથાપિ અજાણ્યા કુલશીલની વાતો ઉપર સહસા વિશ્વાસ કરવો યોગ્ય નથી, એમ વિચારી બુદ્ધિમાન સખસુખરામે તે વખતે પોતાના હૃદયનો ભાવ ગુપ્ત રાખ્યો. અને ગુપ્ત રીતે તેમના ચાલ ચલકત અને કુળ, ગોત્ર વિગેરેની પરીક્ષા કરવા માંડી સંગમલાલને આવે એક વર્ષ થઇ ગયું, તે સખસુખરામના સર્વ કુટુંબ સાથે હળી મળી ગયા. તેમની કુળ, શીળની પરીક્ષા પણ થઇ ચૂકી હતી. વિશ્વાસ પાત્ર મનુષ્યો દ્વારા સખસુખરામને ખબર પડી હતી કે તેમના કુલ ગોત્રમાં કોઇ પણ પ્રકારની શંકા નથી. અને રાતદિવસ ભેગા રહેવાથી એ પણ સમજાયું કે સંગમલાલ યમુનાની સમાન સુંદર અને રૂપવાન છે, એટલુંજ નહી પરંતુ સરળતા, ધૈર્યતા અને દયાળુતા વિગેરે સદ્‌ગુણોમા પણ તે લાયક છે. આથી યમુનાનો સંગમલાલની સાથે લગ્ન સંબંધ કરવાનો સર્વે ભાઇઓએ નિશ્ચય કર્યો. તે પછી સને ૧૭૬૯માં શ્રીયુત સંગમલાલ શુકલની સાથે શ્રીમતી યમુના દેવીનું લગ્ન ઘણીજ ધામધુમથી કરવામા આવ્યું. અને તેથી જેમ શચી ઇન્દ્રને, લક્ષ્મી, નારાયણને, ઉમા, મહેશ્વરને, અરૂંધતી વસિષ્ટને અને સાવિત્રી સત્યવાનને મેળવીને પ્રસન્ન થઇ હતી, તેમ સંગમલાલ જેવા પ્રાણપતિ મળવાથી યમુના પોતાને ધન્ય માનવા લાગી.

ઘણે ભાગે જ્યાં પતિ સુશીલ અને વિદ્વાન હોય છે, ત્યાં તેને એવી કોઇ દુ:શીલ, ચંડિકા રૂપ પત્નિ મળે છે કે જે બિચારાને સુખે ખાવા પીવાનુ પણ મળતું નથી. અને જ્યાં પત્નિ, સુશીલ અને સુંદર હોય છે ત્યાં કોઇ એવો શનિશ્ચર જેવો પતિ મળે છે કે તે બિચારીનુ આખું જીવનજ દુઃખમય બની રહે છે. આવુ ઘણી જગ્યાએ જોવામાં આવે છે અને ઘણી જગ્યાએ આજ હેતુથી સંસાર દુઃખ અને કલેશમય બની રહે છે પરંતુ સંગમલાલ અને યમુનાનુ લગ્ન તો મણિ અને કંચન (સોનુ) સમાન એક બીજાની શોભા વધારનાર થઇ પડયુ. યમુનાનો ભાઇ સખસુખરામ આ લગ્નથી ઘણોજ પ્રસન્ન થયો. સંગમલાલ અને યમુનાને આ વિવાહથી જે આનંદ થયો તેનુ વર્ણન કહી શકાય તેમ નથી. અને આવી રીતે સુયોગ્ય દંપતિએ પોતે સુખમાં દિવસો ગાળવા માંડયા.

---

## પ્રકરણ ૨ જું.

### સ્વામિજીનો જન્મ.



યમુના દેવી પ્રતિ તેમના ભાઇ ભોજાઇ ઘણો સ્નેહ રાખતા હતા, તેનું મુખ્ય કારણ યમુનાનો સરળ સ્વભાવજ હતો. તે પોતાના સરળ સ્વભાવથી કુટુંબિયોમાંજ પ્રીતિપાત્ર ગણાતી એટલુંજ નહી, પણ આડોશી પાડોશી સર્વે સાથે તે સ્નેહભાવ ધરાવતી હતી પાડોશની સ્ત્રીયો તેના પ્રતિ એટલો બધો સ્નેહભાવ રાખતી કે તેને દેવીની તુલ્ય માનતી હતી, અને વારંવાર તેની પાસેથી શિક્ષણ મેળવતી હતી યમુના પણ આડોશી પાડોશી સાથે ઘણો સ્નેહ રાખતી હતી, રડતાને છાનાં રાખતી, ભૂખ્યાને ભોજન આપતી, અને દુઃખિઓ ઉપર દયા રાખતી હતી. ક્રોધને તેના સ્વભાવમાં જરાપણ સ્થાન મળતું નહોતું. નિંદિત આચાર વિચારને તે સહન કરી શકતી નહિ આ પ્રકારના તેઓમાં ઉત્તમ ગુણો હતા અને તેથીજ તે સર્વે જગ્યાએ પ્રીતિના પાત્રરૂપ ગણાતી

લગ્ન પછી બીજેજ વર્ષે તેને એક પુત્ર થયો અથી સંગમલાલના આનંદનો પાર રહ્યો નહિં: સખસુખરામને પણ મામા કહેવરાવવાની અત્યંત ઇચ્છા હતી. આથી પુત્ર જન્મથી સર્વેને આનંદ

થયો, પરંતુ બે ચાર દિવસ જીવી કે બાળક સુવાવડમાંજ પરલોક વાસ થઇ ગયું અને સર્વ આનંદ ધૂળમાં મળી ગયો. જન્મોત્સવને બદલે સર્વત્ર શોક છવાઇ ગયો. આ પછી બીજા વર્ષે ફરી યમુનાને પુત્ર જન્મ્યો પરંતુ તે પણ સુવાવડમાંજ હતો ન હતો થઇ ગયો બે પુત્ર જન્મ્યા પરંતુ સંગમલાલને તો પુત્રનું મુખ જોવા વારો પણ આવ્યો નહિ. અને તેથી આનંદની જગ્યાએ દુઃખ અને શોક છવાઇ ગયો જેને પુત્ર જન્મ્યોજ નથી હોતો, તેને, પુત્ર જન્મીને મરી જાય છે, તેના જેટલું દુઃખ થતું નથી. આથક દુઃખની વાતતો એ હતી કે સખસુખરામ વિગેરે ચારે ભાઇઓને ત્યાં કોઇ સંતાન હજુ સુધી થયું નહોતું, અને તેથી સર્વે ધાર્યું હતું કે, ભાણેજને ઉછેરી પુત્ર સુખનો અનુભવ કરીશું, પરંતુ વિધાતાએ તેમની આશા ધૂળમાં મેળવી દીધી. બબે વખત પ્રસવ વેદના સહેવા છતાં પણ બિચારી યમુના બાળકનું સુખ ભોગવી શકી નહી, અને તેથી તેને ઘણુંજ દુઃખ થતું હતું, પરંતુ તે શરમને લીધે ભાઇ ભોજાઇની આગળ કોઇ કહી શકતી નહિ, મનમાંને મનમાં મુંઝાયા કરતી, આ પ્રમાણે વળી એકાદ બે વર્ષ વિતિ ગયાં ત્યાર પછી ત્રીજીવાર યમુનાએ ગર્ભ ધારણ કર્યો, અને જે દિવસે ભારત વસુધરાનો આર્તનાદ સાંભળીને સનાતન ધર્મના રક્ષણને માટે પ્રભુપુરાણ પુરૂષોત્તમનો અવતાર થયો હતો, અને જે દિવસે નિરપરાધ વસુદેવ, દેવકીજીની એની બેડીજ હાથકડી તૂટી ગઇ હતી, તે ચિરસ્મરણીય જન્માષ્ટમીને દિવસે યમુના દેવીને એક મહાપુરૂષ બાળકનો જન્મ થયો, અને જેનું નામ પાછળથી વિશુદ્ધાનંદ પડ્યું હતું સં. ૧૭૪૨ અથવા સને ૧૮૨૨ ના શ્રાવણ કૃષ્ણ પક્ષની શ્રી કૃષ્ણ જન્માષ્ટમીની અર્ધી રાત્રીએ, જ્યારે ચંદ્રમાનો ઉદય થઇને પૂર્વ દિશાની શોભા વધારી રહ્યો હતો તે વખતે દક્ષિણમાં આપણા આ વિશુદ્ધચંદ્રનો ઉદય થયો હતો.

તે પછી બાળકના જાતકર્માદિ સંસ્કાર સર્વે યોગ્ય સમયે કરવામાં આવ્યા. તેનાં માતા પિતાએ તેનું નામ બંશીધર રાખ્યું. વિશુદ્ધાનંદજીનું પ્રથમ નામ બંશીધર હતું. પરમહંસ રામકૃષ્ણે કહ્યું છે કે, "મને સર્વ અવતારોમાં પ્યારા તો શ્રી કૃષ્ણ લાગે છે, કારણ કે તે બંશીધર છે કોઇ ધનુર્ધર છે, કોઇ ચક્રધર છે, અને કોઇ ત્રિશુળધર છે, પરંતુ મ્હારા વ્હાલા શ્રી કૃષ્ણ તો બંશીધર છે તેમને કેઈ શત્રુનો ડર નથી, આનંદ પૂર્વક બંસી-વાંસળી વગાડી રહ્યા છે. અને એજ નિર્ભય પદ છે. સત્ય છે, બંશીધર નામ એવુંજ પ્રિય છે.

જ્યારે બાળકને એક વર્ષ થયું, ત્યારે તેના જીવવાની આશા સર્વેના મનમાં ઉત્પન્ન થ[illegible] પરંતુ આ વખતે એક ભયંકર રોગ તેને લાગુ પડ્યો તે બાળક મૃગીરોગથી અચાનક પીડાવા લાગ્યો બાળક ઘણોજ સુંદર હતો તેના સુશોભિત લલાટ, દીર્ઘ નેત્ર અને સરળ મુખને જે એકવાર જોતા ફરી તેમનાં દર્શનની ઇચ્છા કરતા જ્યારે કોઇ તેના સામું જોતા, ત્યારે તે બહુજ હસતો હતો. એક દિવ[illegible] તેણે એવું હસવા માંડ્યું કે તેને મૃગીરોગ ઉત્પન્ન થઇ ગયો ક્યાં આ એક વર્ષનું કોમળ બાળક અ[illegible] ક્યાં આ ભયંકર અને કઠોર મૃગીરોગ અનેક ઉપાય કર્યા પણ રોગ મટ્યો નહીં.

---

## પ્રકરણ ૩ જું.

### બાળચરિત્ર.

બાળક રોગથી પીડાતું હોવાથી તેનાં માતા, પિતા, મામા વિગેરે સંબંધી વર્ગને ઘણુંજ દુઃખ થ[illegible] હતું કોઇ વખત દવા કરતાં રોગ દબાતો, વળી થોડા દિવસ પછી પાછો શરૂ થતો. આ પ્રમાણે રોગની પીડા સહન કરતાં કરતાં બાળક ત્રણ વર્ષનો થયો. તેની માતાને આશા ઉત્પન્ન થઇ કે હવે પુત્ર બોલતાં શીખશે, અને મધુર મધુર વાણી સંભળાવશે. સર્વથી પહેલાં ' મામા ' ' કાકા ' કે એવાં નામ બોલશે ઇશ્વરેચ્છાથી માતાની એ અભિલાષા પુરી થઇ. ત્રણ વર્ષના તે રોગગ્રસ્ત બાળકે એક દિવસ અકસ્માત પોતાના ક્ષીણ કંઠ ધ્વનિથી સર્વેને આનંદિત કરી દીધા. પરંતુ પહેલ વહેલાં જે શબ્દો સાંભળવાને તેનાં માતા પિતા ઇચ્છતાં હતાં, અને જગતના દરેક મનુષ્ય બાળકોની પ્રથમ તેવી વાણી સાંભળવાને આતુર હોય છે, તેવી વાણી, મામા કે કાકા વિગેરે શબ્દો બાળકે ઉચ્ચાર્યાં નહીં. પરંતુ તે બાળક જે કાંઇ બોલ્યો તેથી આનંદની સાથે સર્વેના આશ્ચર્યનો પણ પાર રહ્યો નહીં. બાળકે સર્વથી પહેલાં રહની

આપ્રક પોતાના કુટુંબિયોની આગળ કહ્યુ કે " મારૂં પુસ્તક ક્યાં છે ? " આ વખતે ઘરમાં અનેક સ્ત્રી પુરૂષો હાજર હતાં. તે સર્વ બાળકની આ પ્રકારની વાણીથી આશ્ચર્ય પામતાં તેના સામુ ટગર ટગર જોવા માંડયાં, કેટલાંક તો હસવા મંડયાં, વળી કેટલાક કહેવા લાગ્યા કે લગ્ન વિના પુસ્તક કેવુ ? કોઈ કહે કે તેનામાં ભૂત ભરાયું છે. આમ ગમે તેવા વિચાર કરવા લાગ્યાં તેવામાં બુદ્ધિમાન સબસુખરામ એક પુસ્તક લાવ્યા અને કહ્યું કે, " આ લ્યો, તમારૂં પુસ્તક " બાળકે એકવાર સ્થિરદૃષ્ટિથી પુસ્તકની તરફ જોયું અને ખીજવાઈ મામાને કહ્યુ કે, " મારૂ પુસ્તક ક્યાં છે ? આ દિવસે તો બાળકનું બોલવું સર્વને આનંદજનક લાગ્યુ, પરંતુ જ્યારે બીજા દિવસથી બાળકે તે વાતની હઠજ લીધી ત્યારે ઘરના માણસોએ જાણ્યુ કે આ વળી બીજો રોગ ઉત્પન્ન થયો.

એક દિવસ સબસુખરામ વિચાર કરતા એકાંત જગ્યાએ બેઠા હતા, કે અચાનક "મામા" કહેતા બંશીધર આવી પહોંચ્યા અને કંઈ કહેવાનું કરતા હોય તેમ જણાયા, સબસુખરામ મામા કહેવરાવવાને ઇચ્છનારજ હતા, અને આજ બંશીધરે મામા કહી બોલાવવાથી તેમના આનંદનો પાર રહ્યો નહિ. અને તેમણે ભાણેજને એકદમ ખોળામાં ઉચકી લીધા પરંતુ જ્યાં તેમનો રોગ સાંભળી આવ્યો ત્યાં મનમાંને મનમાં ભગવાનનું ધ્યાન કરતાં કહ્યું કે "બંશીને ક્યારે મટશે ? " આ શબ્દો વિચારમાં ને વિચારમાં પ્રગટરૂપે બોલાઈ ગયા. આ પ્રશ્ન સાંભળી બંશીધરે ઉત્તર આપ્યુ કે "જ્યારે તમારી ઇચ્છા હશે ત્યારે "

આ સાંભળી સબસુખરામે કહ્યું કે, હુ તો હમણાંજ તને સારૂં થાય એવુ ઇચ્છું છું.

આ સાંભળી બંશીધરે કહ્યુ કે, " ઠીક, મારૂ પુસ્તક ક્યાં છે તે બતાવો ?

સબસુખરામે કહ્યું કે, પુસ્તકની વાત જવા દો, રોગ ક્યારે મટશે તે કહો ?

બંશીધર—પુસ્તકને જોવાથી મારો રોગ મટી જશે.

સબસુખ—ક્યા પુસ્તકને જોવાથી રોગ મટશે ?

બંશીધર—મારા પુસ્તકને કે જે હું રોજ માગ્યા કરૂં છું.

સબસુખરામ—તારૂં પુસ્તક ક્યાં છે, તેની અમને શી ખબર ? તું બતાવું ત્યાં તપાસ કરીને લાવી આપું.

બંશીધર—પર્ણકુટીની ઉપર છે !

સબસુખરામ—કોની પર્ણકુટી ઉપર છે ?

આનો જ્યારે કાંઈ ઉત્તર ન મળ્યો ત્યારે તેમણે ફરી પૂછ્યું કે, પર્ણકુટી ક્યાં છે ? તેનો ઉત્તર બંશીધરે થોડીવારે એવો આપ્યો કે, તમે તપાસ કરીને શોધી કહાડો, આ પછી સબસુખરામે તે સંબંધી અનેક પ્રશ્ન પૂછ્યા પણ ફરી બંશીધરે ઉત્તર આપ્યો નહિ અને બહુ પૂછતાં બાળકે અતિશય રડવા માંડયું રડવાનો અવાજ સાંભળી ઘરની સર્વ સ્ત્રિયો દોડી આવી અને 'શુ ? બચું, તને કોણે માર્યો' એમ પૂછ-પાછ કરી તેને છાનો રાખવાનો યત્ન કરવા લાગી

આ વખતે સબસુખરામને વિચાર કરતાં જણાયું કે આ કોઈ યોગ ભ્રષ્ટયોગિરાજ છે, તેમનું વય-માન ત્રણજ વર્ષનું છે છતાં વાતો તો વૃદ્ધ જેવી કરે છે અવશ્ય તે પુસ્તક અને પર્ણકુટીમાં કાંઈક ભેદ છે.

કલ્યાણીની ઉત્તરે દશ અગીયાર ગાઉ ઉપર એક 'ઐરાત' નામનું ગામ છે ત્યાં કીર્ણામાં જીરી ગામની બે નદિયોનો સગમ થાય છે. વૈશાખમાસમાં તે સંગમમાં સ્નાન કરવાને માટે ઘણા માણસો ભરાય છે. બાળકની, પુસ્તકની અને પર્ણકુટીની વાતની જે વખતે સબસુખરામના મનમાં ગડમાંજ ચાલતી હતી તે વખતે વૈશાખ મહિનો હતો. જેથી સર્વ કુટુમ્બને સાથે લઈને સબસુખરામ પણ જાત્રા કરવાને માટે ત્યાં ગયા અને સર્વ સ્થળે દેવ દર્શન કરી બંશીધરને સારૂં થાય તેની બાધા રાખવામાં આવી. ત્યાં પાસે જ એક મહાપ્રતિષ્ઠિત મહાપુરુષ યોગીનો આશ્રમ હતો. જે યોગીનાં દર્શન કરવાને ઘણા લોકો આવતા હતા લોક તેને 'યોગાશ્રમના યોગી'ના નામથી માનતા હતા તેમને લોકો દેવ તુલ્ય માની પૂજતા હતા. આશ્રમમાં આવેલા અતિથિયોનો અતિશય સત્કાર જેવી ઉત્તમ રીતે થતો હતો તેથી પણ વધારે સારી રીતે દુખી અને રોગી માણસોનાં દુખ અને રોગો સારા કરવાને માટે યત્ન કરવામાં આવતો હતો. તે આશ્રમપ્રતિ સબસુખરામે, બંશીધરને મુકામે મુકી અને જવાનો વિચર કર્યો, વખતે બંશીધર પોતાની

બાળ હઠથી ત્યાં આવી કંઇ નુકશાન કરે એવા ભયથી તેને સાથે ન લઇ જતાં મુકામપર મુકીને એકલા જવુ એમ તેમણે ધાર્યું. પણ જ્યારે બંશીધરે જાણ્યુ કે મામા, મને આશ્રમે લઇ જતા નથી ત્યારે તેમણે કહ્યુ હતું કે, "મામા, મને સાથે લઇ જાવ હું ત્યાં આવીને કશું પણ નુકશાન નહી કરૂં. મને ત્યાં જવાનું ઘણું મન છે?

આ પ્રકારે બંશીધરનું વિનયવાળું કાલું કાલું બોલવુ સાંભળી સજ્જસુખરામ પ્રસન્ન થયા અને તેને પણ સાથે લેઇ અને આશ્રમે ગયા ત્યાં જઇ મહાત્મા યોગીરાજને નમન કરી હસીને સજ્જસુખરામે બંશીધરને કહ્યુ હતું કે, ભાઇ, જો આ યોગાશ્રમ છે, આ ગુરૂ મહારાજ છે, તેમને પ્રણામ કરો !

મામાનું આવું કહેવું સાંભળી, અને આશ્રમને જોઇ બાળક કાંઇક વિચાર કરવા લાગ્યો જેમ ભૂલે લો પુરૂષ કાંઇ જુની વાતને યાદ કરતી વખતે જેમ કરે છે તેમ બંશીધર પણ કરવા લાગ્યા. કદી તે સજળ દ્રષ્ટિથી આશ્રમની ચારે તરફ જોતા, કદી યોગીના પ્રગલ્ભ અને તેજસ્વિ મુખનું અવલોકન કરતા, અને કદી કદી બન્ને નેત્ર બંધ કરીને યોગીના સમાન થઇને બેસતા તથા ક્ષણમાત્રમાં પાછા ગભરાઇને કંપવા લાગતા. કેટલીકવાર આ પ્રમાણેની બાળ લીલા બતાવીને પોતાના મામાને કહેવા લાગ્યા કે,—

"આ પર્ણકુટીની ઉપર મારા સર્વ રોગને દૂર કરનાર પુસ્તક છે, તેને શોધી અને મને આપો. તેને જોઇશ કે મારો રોગ મટી જશે. અને સર્વ આધિવ્યાધિ શાંત થઇ જશે."

આ સાંભળી મામાને કાંઇ ખાત્રી ન થઇ, તોપણ તેમણે મહના દયાળુ યોગીને તે વાત કહી, અને પુસ્તકની તપાસ કરવાનું જણાવ્યું, જેથી તેમણે પોતાના એક શિષ્યને પર્ણકુટીની ઉપર જઇ અને જો કંઇ પુસ્તક મળે તો શોધી લાવવાની આજ્ઞા કરી. કેટલીકવારે તે શિષ્ય એક જુના ભગવા વસ્ત્રથી બાંધેલું પુસ્તક લઇ અને નિચે ઉતર્યો. આ જોઇ સર્વેને આશ્ચર્ય થયુ. તે મનુષ્યે આવીને તે પુસ્તક બાળકના હાથમાં મૂક્યું, પુસ્તકને જોઇને બાળકના નેત્રોમાંથી બે ચાર આંસુના ટીપાં પડયાં કેટલીકવાર બંશીધર પુસ્તકની તરફ ચૂપકીથી જોઇ રહ્યા, પછી હસીને પોતાના મામાને કહેવા લાગ્યા કે, "આજથી મારો રોગ અને આપનો ક્લેશ બન્ને એક સાથે દૂર થઇ ગયા."

આશ્રમના વિદ્વાન યોગી કે જે અત્યાર સુધી બાળ વિનોદ માનીને ઉદાસીનતાથી સર્વ શાંત રીતે સાંભળ્યા કરતા હતા, તે પુસ્તકને ઓળખીને બાળકની સર્વ વાત પૂછવા લાગ્યા અને બાળકની પાછલી સર્વ વાત સાંભળીને વારવાર તે બાળકના સામું જોતા જોતા સજ્જસુખરામને કહેવા લાગ્યા કે,—

"આજ આપે જે કાંઇ જોયું છે, તે જેવુ આપને માટે આશ્ચર્યજનક છે, તેવુજ મારે માટે પણ છે. આ પવિત્ર યોગાશ્રમના સ્વામી કે જેમની સેવા પૂજા આજકાલ હું કર્યા કરૂં છુ, તે અમાગ મ પુરૂષ, મહાભાગ ગુરૂ દેવ હતા, કે જેમના નામ અને તપના પ્રભાવને આ સર્વ જાણો છો ત્રણેક ઉપર તેમણે પોતાના શરીરનો ત્યાગ કરી યોગાશ્રમના યોગને દૂર કર્યો છે,

શરીર ત્યાગ કરતા પહેલાં મને તેમણે પોતાની પાસે બોલાવ્યો, અને લથડતા અવાજે કહ્યું પર્ણકુટિ ઉપર મારૂં ગીતાનું પુસ્તક મુકેલું છે, તેથી મારી સઘળી પીડા મટી જશે. માટે તેને એકવ મારી પાસે લાવો તેમાંજ મારૂં સર્વસ્વછે, તેમાંજ સંસાર સાગરને તરવાનો ઉપાય છે."

(અપૂર્ણ.)

---

પોતાની જાત ઉપર અમલ ચલાવવો, એજ માણસની સાચી સ્વતંત્રતા જાણવી.

સુંદર સ્વરૂપ કરતાં સુંદર રીતભાત વધારે સારી છે.

મીઠો જવાબ ગુસ્સાને ઉતારી નાખે છે.

જે પોતાની સમજનું ખરૂં રૂપ સમજતો નથી, તે કદી રૂડો દેખાતો નથી.

જે બીજાની પાસેથી શીખતો નથી, અને પોતાને ડાહ્યો સમજે છે, તે કદી કોઇ રૂડું કે મોટું કામ કરવામાં પાર પડવાનો નથી.

# विचार सामर्थ्य.

( અનુસંધાન ગતાંકથી. )



જે મનુષ્યો પોતાની પ્રાપ્ત સ્થિતિને બદલવાની ઇચ્છા રાખતા હોય તેમણે તેની સાથે પોતાના વિચારોને બદલવા જોઇએ. જ્યાંસુધી તે વિચારને બદલતો નથી ત્યાંસુધી તેની સ્થિતિમાં પણ ફેરફાર થતો નથી. કારણ કે તેના જેવા વિચાર છે તે અનુસારેજ તેની સ્થિતિ રચાએલી છે. અશુદ્ધ વિચારથી દુખ અને શુદ્ધ વિચારથી સુખ મળી શકે છે. જો મનુષ્ય પવિત્ર અને શુદ્ધ વિચારનું સેવન કરે છે તો તેની દુખમય સ્થિતિ પલટાઇ જાય છે.

*　　　*　　　*　　　*

દુઃખ મળવામાં અન્યનો દોષ દેવાની જરૂર નથી. કારણ કે તે પોતાની કૃતિથીજ મળેલું હોય છે. જે મનુષ્યો જીવનના નિયમને જાણતા નથી અને ગમે તેવા વિચારો કર્યા કરે છે તેમને દુઃખનો અનુભવ થાય છે. આ પ્રમાણે દુઃખ આવીને તેના અપવિત્ર વિચાર અને અશુદ્ધિને ભસ્મ કરે છે. જેમ સોનું તપાવવાથી તેમાં જે મેલ હોય છે તે બળી જઇ માત્ર શુદ્ધ સોનુંજ રહે છે તેવી રીતે મનુષ્યને દુઃખરૂપી અગ્નિમાં તપાવી ઇશ્વર તેને શુદ્ધ અને પવિત્ર બનાવે છે અને જ્યાં તે શુદ્ધ અને પવિત્ર બને છે ત્યાં પછી શુદ્ધ અને પવિત્ર વિચારોને સેવન કરતાં શીખે છે. અને તેના ફળરુપ સુખને મેળવી શકે છે.

*　　　*　　　*　　　*

મનુષ્ય જેવા વિચારને જાણે કે અજાણે સેવન કરતો હોય છે, તે અનુસારજ તેની બાહ્યસ્થિતિ તેને પ્રાપ્ત થએલી હોય છે. તેને પ્રાપ્ત થયેલ સાંસારિક સંપત્તિ, સુખ કે સમૃદ્ધિ, તેના વિચારને અનુકુળજ હોય છે. તેવીજ રીતે દુખ, કલેશ, કે સાંસારિક સંપત્તિનો અભાવ તે તેના દુષિત વિચારોનું પરિણામ છે ધનની સાથે સુખ કે દુઃખનો સંબંધ નથી, કારણ કે ઘણા મનુષ્યો પુષ્કળ ધન વાળા હોવા છતાં પણ દુખી જણાય છે. ત્યારે કેટલાક ગરીબ અને ધન વગરના મનુષ્યો સુખી હોય છે. ધનનો સદુપયોગ જે માણસો કરે છે, તેમને તે ધન સુખનો અનુભવ કરાવે છે. પરંતુ જ્યારે તેમના વિચારો શુદ્ધ હોય છે ત્યારેજ તેમનાથી ધનનો સદુપયોગ કરી શકાય છે. જે માણસો ધનને એકઠું કરવામાંજ સુખ માને છે તેમને સુખ મળતું નથી પરતુ તે ધનનો જ્યારે બીજાને સુખ આપવામાં બુદ્ધિ પૂર્વક વ્યય કરવામાં આવે છે. ત્યારેજ તે સુખ આપનાર થઇ પડે છે. અને આ પ્રકારનું વર્તન ઉદાર વિચારો વિના થઇ શકતું નથી.

*　　　*　　　*　　　*

અસ્વાભાવિક અને મનોવિકારના ફળરૂપ આપણને બાહ્યસ્થિતિ પ્રાપ્ત થએલી હોય છે. આપણી સ્થિતિ જોઇનેજ આપણે કેવા વિચારનું સેવન કરનારા છીએ તે કહી શકાય તેમ છે. દરિદ્રતા, મમતા, મેલ એ સર્વે દુઃખના મૂળ કારણરૂપ છે અને આપણે જો તેવા વિચારોનું સેવન કરેલું હોય છે, તો આપણને તેવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. જ્યારે સુખ, સ્વાસ્થ્ય અને સમૃદ્ધિ પ્રાપ્ત થાય છે, ત્યારે મનુષ્યને વિકાર રહિત અને શુદ્ધ વિચારનું સેવન કરનાર માની શકાય છે. પરંતુ તે સ્થિતિ મનુષ્યના આંતરિક ભાવ, બાહ્યદશા અને બાહ્યાવસ્થાના પરસ્પર અનુકુળ સંયોગના ફળરૂપ હોવાથી આપણે પ્રથમ તેવા વિચારોનું આપણા અંતરમાં સેવન કરવાની અગત્ય છે. અને જ્યારે આપણે આપણા દુષ્ટ વિચારોનો ત્યાગ કરી આપણા જીવનના ગભિરતમ નિયમોની ન્યાય પરાયણતાને શોધવાનો પ્રયત્ન કરવા લાગીએ

છીએ ત્યારેજ યથાર્થ મનુષ્ય બની શકીએ છીએ. અને જ્યારે આપણે આપણા જીવનના આધારરૂપ તે સત્ય સિદ્ધાન્તને પ્રાપ્ત કરી શકીએ છીએ, ત્યારે પછી આપણે આપણી દુર્દશા અર્થાત ખગ કે દુ ખમય સ્થિતિનો બીજાને દોષ ન દેતાં આપણે આપણોજ દોષ દઇએ છીએ અને જેપ પ્રાપ્ત સ્થિતિને બદલવાને માટે આપણે આપણા જીવનને શુદ્ધ વિચારમાં ગાળીએ છીએ અને તે પછીજ આપણે આંતરિક શક્તિને અને ભવિષ્યની ઉન્નતિને પ્રાપ્ત કરવાને માટે શુદ્ધ વિચારરૂપી હથિઆરનો આશરો લઇએ છીએ.

*    *    *    *

કેટલાક મનુષ્યો ધારે છે કે આપણે મનમાં જે ગુપ્તવિચારોને કરીએ છીએ તેને બીજા માણસો જાણી શકતા નહીં હોય, પરંતુ આ તેમનું ધારવુ ભૂલ ભરેલું છે. મુખ ઉપર કાજળ ચોપડેલું હોય અને તે પોતાને જણાતું ન હોય તોપણ દર્પણમાં જોતાં તો મુખ કાળું મેશ આપણને જણાયા વિના રહેવાનુ જ નહિ તેજ પ્રકારે મનુષ્ય જેવા વિચારનું સેવન કરનાર હોય છે. તે વિચારાનુસાર તેનો સ્વભાવ થઇ જાય છે. અને સ્વભાવ એ બાહ્યાવસ્થામાં પલટાઇ જતો હોવાથી, કોઇ પણ મનુષ્યના આંતરિક વિચાર, નું પ્રતિબિંબ તેની બાહ્યાવસ્થા રૂપ દર્પણમાં પડતું હોવાથી તુરતજ તેની બાહ્યાવસ્થા જોઇ તે કેવા વિચારનું સેવન કરનાર છે તે અન્ય મનુષ્ય કહી શકે છે. જેથી વિચાર ગુપ્ત રહી શકતા નથી. તેનું વર્તનજ તે કેવા વિચાર કરનાર છે તે અન્યને બતાવી આપે છે.

*    *    *    *

વળી પોતે જેવા વિચારનું સેવન કરનાર હોય છે તેવાજ વિચારના અન્ય મનુષ્યો પણ તેની દૃષ્ટિથી ઓળખી શકાય છે. અન્યને સારા જોવાને માટે મનુષ્યે જાતે સારા થવુ જોઇએ અને સારા બનવાને માટે જેમ જેમ તે અન્ય મનુષ્ય પ્રતિના વિચાર બદલતો જાય છે તેમ તેમ અન્ય મનુષ્યો પણ તેના પ્રતિના પોતાના વિચારોને બદલતા જણાશે. આ વાતનું પ્રમાણ દરેક મનુષ્યને પોતાનામાંજ મળી શકે છે માત્ર જીવનના નિયમ અને ધ્યાનપૂર્વક આત્માવલોકનનીજ જરૂર છે. તમારા વિચારને એકદમ બદલી નાખો,તમને આશ્ચર્ય ..ે કે તમારા જીવનની બાહ્યાવસ્થામાં પણ તેથી ઘણોજ ફેરફાર થયેલો તમને જણાશે સુખના વિચારો સુખને મેળવી આપનાર છે, ત્યારે દુ ખના વિચારો દુઃખનો અનુભવ કરાવી શકે છે પાશવિક વિચારના મનુષ્યો વ્યસની સ્વભાવના થાય છે અને જે પાછળથી દુ.ખ અને દરિદ્રતાને ભોગવે છે પ્રત્યેક પ્રકારના નીચ વિચાર હલકા અને છગટગ સ્વભાવમાં બદલાય છે અને તે સ્વભાવાનુસાર બાહ્યાવસ્થા પ્રાપ્ત થાય છે. ભયના, શંકાના, અને ચંચળતાના, વિચારોનું સેવન કરનારાઓ, નિર્બળતા, મનુષ્યત્વ હીનતા અને અસ્થિર સ્વભાવના થાય છે. એને તે સ્વભાવ પડતાં તે નિષ્ફળતા, દરિદ્રતા અને દાસત્વના સ્થૂળ શરીર વાળા બને છે. અર્થાત તેમના વિચારાનુસાર સ્વભાવ પડી જાય છે, અને તે સ્વભાવાનુસાર તેને બાહ્યાવસ્થા પ્રાપ્ત થાય છે. જેમકે ભયના વિચારનું સેવન કરનારા મનુષ્યો દરેક કાર્યમાં શંકા ધરતા હોવાથી તેમના સ્વભાવમાં નિર્બળતા ઉત્પન્ન થાય છે, અને તેના પરિણામે કર્મમાં નિષ્ફળતાને મેળવે છે. તેવીજ રીતે અસ્થિર વિચારવાળા મનુષ્યોનો સ્વભાવ અશુદ્ધતા અને અસત્યતામય થઇ જતાં દુષ્ટતા અને દરિદ્રતાનેજ મેળવે છે બીજાને પોતાના કરતાં હલકા જોવાની અર્થાત અન્યને દ્વેષ કે તિરસ્કારથી જોનારા અને અન્યને નાશ કરવાના વિચારવાળા મનુષ્યો નિંદા કરનારા અને ગુપ્ત દોષોને શોધનારા થાય છે, તેના પરિણામે તેની બાહ્યાવસ્થા તેને નુકશાન કરનારી અર્થાત દુષ્કર્મ કરાવી જેલમાં મોકલનાર નીવડે છે. સ્વાર્થી વિચારનું સેવન કરનારા મનુષ્યો પોતાના લાભની તરફ દૃષ્ટિ રાખનારા હોય છે. જેથી તેની બાહ્યાવસ્થા પણ અન્યને દુ ખ આપનારી થઇ પડે છે. તેઓ પોતાના સ્વાર્થ આગળ આંધળા થઇ અન્યના સુખને હણવાને માટે આંચકો ખાતા નથી. આનું પરિણામ પણ તેને દુઃખરૂપજ ભોગવવુ પડે છે.

*    *    *    *

ઉત્તમ વિચાર કરનારા મનુષ્યોનો સ્વભાવ સુંદર અને મનોહર બને છે. અને તેના પરિણામે તેમને અનુકૂળ અને સુખોત્પાદક બાહ્યાવસ્થા પ્રાપ્ત થય છે. પવિત્ર વિચારથી મનુષ્ય ઇન્દ્રિય સંયમી બને છે. અને તે અનુસાર તેની બાહ્યાવસ્થા તેને રીદ્ધિ, સિદ્ધિ, અને સ્વતંત્રતાને મેળવી આપનાર બને છે. સાહસિક વિચારોથી મનુષ્યનો સ્વભાવ સુખી અને પરિશ્રમી બને છે કે જે તેની બાહ્યાવસ્થાને સુખદા

બનાવે છે. નમ્રતા અને ક્ષમાના વિચારોથી મનુષ્ય નમ્ર અને દયાવાન બને છે જેથી તેની બાહ્યાવસ્થા તેની રક્ષક અને પોષક બને છે. પ્રેમ અને નિ:સ્વાર્થતાના વિચારોથી મનુષ્ય બીજાને માટે પોતાને ભૂલી જાય છે અને જેથી તેની બાહ્યાવસ્થા રીદ્ધિ, સત્યસુખ અને ધનને આપનારી બની શકે છે.

+ + + + +

વિચારોની એક વિશેષ ઉત્પાદક શક્તિ જે નિરંતર મનની અંદર રહ્યાં કરે છે, તે પોતાને અનુકુળ સ્વભાવ અને બાહ્યાવસ્થાને બનાવ્યા વિના રહેતીજ નથી. મનુષ્ય પોતાની બાહ્યાવસ્થાનુ પોતે પોષણ કરી શકતો નથી, પરંતુ વિચારોને પોષી શકે છે. અને વિચારાનુસાર સ્વભાવ, અને સ્વભાવાનુસાર બાહ્ય-સ્થિતિ તે પ્રાપ્ત કરી શકે છે. અને એ રીતે અપરોક્ષ રીતે તે પોતેજ પોતાની બાહ્યસ્થિતિને પ્રાપ્ત કરી શકે છે. મનુષ્ય પોતાના અંતઃકરણમા જે ઇચ્છાઓને પ્રાપ્ત કરવાને સર્વથી વધુ ઉત્સાહિત કરે છે, તે ઇચ્છાઓને સિદ્ધ કરવામા તેને કુદરત સહાય કરે છે. અને તે વખત આવતાં તેના સારા કે ખોટા જે વિચારોનુ તે સેવન કરતો હોય છે, તેને જગતની સન્મુખ રજુ કરી દેછે. તમે જો તમારી બાહ્યસ્થિતિને તમારે અનુકુળ કરવા ઇચ્છતા હો તો તમારા વિચારોને આજથીજ બદલો. તમારે જગતમાંથી મધુરતા મેળવવી હોય, તો તમારે તમારા સઘળા પાપમય વિચારોને તિલાંજલિ આપી દેવી જોઇએ. તે પછી તમને સંસારમાં સઘળી જગ્યાએ મધુરતાજ જણાશે અને સર્વ કોઇ તમને મદદ કરવાને તત્પર થયેલું જણાશે. તમારા નિર્બળ અને રોગ ગ્રસિત વિચારોનો ત્યાગ કરશો તો તમને એવી હજારો તકો મળી શકશે કે જેમાં તમે તમારા ઉદ્દેશને પૂર્ણ કરી શકો. તમે તમારા અંતઃકરણમા શુદ્ધ વિચારોનુંજ સેવન કરશો તો, તે તમને અયોગ્ય ભાગ્ય કે દુઃખના પંઝામાં ફસાવા નહીંજ દે.

+ + + +

તમારે જેવા થવાની ઇચ્છા હશે તેવાજ તમે થઇ શકશો મનુષ્યની ઇચ્છા એ અદૃશ્ય શક્તિ છે. અને જે આત્માની અમૃતરૂપી પુત્રી છે ઇચ્છાશક્તિ કોઇ પણ ઉદ્દેશને સિદ્ધ કરવાને માટે માર્ગ મેળવી શકે છે માર્ગમાં વિઘ્નોરૂપી કંટક આવે તો તેથી ધૈર્યને તજવું નહીં. કારણ ઇચ્છાશક્તિ એ આત્માની પુત્રી છે અને તેનામા આત્માનુ બળ હોવાથી તે કોઇ પણ કામ સિદ્ધ કરવાને સમર્થ છે ઇચ્છા શક્તિને પ્રેરનાર શુદ્ધ વિચાર છે, અને જે મનુષ્ય શુદ્ધ વિચારવડે ધારેલી સ્થિતિ પ્રાપ્ત કરવાની શક્તિ ધરાવે છે તેને કોઇ પણ કાર્ય અસંભવિત નથી. જો તમે તમારી સ્થિતિથી દુઃખી હો, તો સમજજો કે તેમાં તમેજ કારણરૂપ છે. તે સ્થિતિને કાયમ રાખવી કે બદલી ઉત્તમ પ્રકારની સુખ અને ઐશ્વર્યવાળી સ્થિતિને પ્રાપ્ત કરવી એ તમારા હાથમા છે આજથીજ વિચારને બદલો અને ઇચ્છિત સ્થિતિને પ્રાપ્ત કરવાને માટે તેના ઉત્પાદક વિચારોનુ સેવન કરવા યત્ન કરો જે પ્રકારનું બી વાવવામાં આવે છે, તે પ્રકારનું ફળ મેળવી શકાય છે. તેજ પ્રકારે આપણે જેવા વિચારોનુ સેવન કરતા હોઇએ છીએ, તેજ પ્રકારની સ્થિતિને આપણે પ્રાપ્ત કરી શકીએ છીએ. માટે હવે સુખી થવુ કે દુઃખી થવુ એ તમારાજ હાથમાં છે. માત્ર વિચાર બદલવાનુંજ કાર્ય છે. વિચાર બદલતાં સ્થિતિ તો આપોઆપજ પલટાઇ જશે. અપૂર્ણ.

---

ઉત્સાહ ભર્યો મનોવેગ અને કર્તવ્ય એવા ગુણોની બરાબર રીતે જો મેળવણી થઇ હોય, તો કર્તવ્ય આપણને સીધે રસ્તે લઇ જાય છે.

વિઘ્ન, વિપત્તિ અને દુઃખ એ કોઇ માઠી વસ્તુઓ નથી, પણ હોંશિયારી, કસોટીના અને સદ્ગુણના ઉત્તમોત્તમ અંકુરજ એમાંથી ફુટે છે.

ઝબરદસ્ત દુઃખમાંથી પણ સબુરીવાળા વિચારવંત માણસને જે સમજણ અને ડાહ્યાપણુ મળે છે, તે મોજના ખજાનામાંથી કદી મળતાં નથી.

જે સદ્ગુણો માત્ર અંતર્બળ રૂપે અને સ્વભાવ રૂપેજ રહેલા છે, અને કસોટી ઉપર ચઢ્યા નથી તેઓને પ્રભુ મુકુટ પહેરાવતો નથી,

આપણી વર્તણુકને કસવાને અને પોષવાને અડચણ એ હમેશા ઉત્તમ વસ્તુ છે.

ખુશ મિજાજથી નિરંતર ખરે રસ્તે કામમાં મચ્યા રહેવુ, એજ ખરેખર લાભકારક છે,

## ना. गायकवाड सरकारना स्तुत्य विचारो.

### પચરંગી પ્રજાની એકરંગી ભાવના.

ગૃહસ્થો, આજની સભામાં જુદી જુદી ન્યાતજાતના, ધર્મના, ભાષાના અને રંગબેરંગી જુદા જુદાં ઘાટની પાઘડીઓ અને પોશાકવાળા પ્રજાજનો એકત્ર થયા છે. તે શું એમ નથી બતાવતું કે બધા વચ્ચે કંઇ સામાન્ય તત્વ રહેલું છે ? આપણે બધા એકજ દેશના છીએ. બધાનું હિત અને મહત્વાકાંક્ષાઓ સામાન્ય છે અને તે માટે પણ એકત્ર થવું જોઇએ

### જ્ઞાતિબંધારણમાં સુધારો.

ગૃહસ્થો—આપણે ત્યાં જ્ઞાતિ બંધારણ પ્રાચીન સમયથી ચાલ્યું આવે છે. તેની અગત્ય નથી તેમ મારૂં માનવું નથી ખરૂં છે કે, જે વખતે તે બંધાયું તે વખતના સંજોગોને માટે ઘણુંજ ઉત્તમ અને બંધ બેસતું હતું પરંતુ જમાનાના પરિવર્તન સાથે હાલ જે સ્થિતિ સંજોગો બદલાયા છે, તે જોતાં તેમાં પણ બંધ બેસતો સુધારો થવોજ જોઇએ. પરંતુ આપણો દેશ જમાના સાથે રહી શક્યો નથી તેથી જ્ઞાતિ બંધારણનો મુળ હેતુ નષ્ટ થઇ અનુચિત રીતે ભેદ અને વૈમનસ્ય વધી પડ્યાં છે. અને એકત્ર પ્રજાની ભાવના નિર્માલ્ય યા નષ્ટપ્રાય થઇ ગઇ છે. આપણી સમાજ ને ચાર વર્ણ જોઇયે છેજ. આપણને બ્રાહ્મણોની જરૂર છે. ક્ષત્રીઓ, વૈશ્યો અને શુદ્ર વગર પણ ચાલે તેમ નથી. પરંતુ વર્ણાશ્રમના ખ્યાલને હદ બહાર ખેંચી મતભેદ, વિરોધ અને કુસંપ વધારવો તે આત્મઘાતક છે, તેમ સૌ કોઇ કબુલ કરશે. જુદા જુદા બળથી એક તંત્ર ચલાવવાનું રહસ્ય તમે સમજશો તો સામાન્ય હિતાહિતના આશ્રયવડે વર્ણાશ્રમ મજબુત થશે દુનીયાની પ્રજાઓ સુધરતી જાય છે, તે સમયમાં આપણે તદન એવા મુર્ખા નથી કે આપણા હિતમાટે પણ આંધળા બનીને સુધારો કરવા ના પાડીયે હવે આપણા માટે એવા સંજોગો આવ્યા છે કે, આપણે નિરાશ થવાની જરૂર નથી રાજા કે રઇયત, અને જ્ઞાતિ કે વ્યક્તિઓની ફરજ છે કે સામાન્ય ઉન્નતિ માટે સામાન્ય હેતુથી એકત્ર પ્રયત્ન કરવો જોઇયે. જો રાજ્ય આગળ વધે નહી તો રઇયત પણ વધી શકે નહી

### રાજ અને રઇયતની પ્રગતિ.

એક સાથેજ થઇ શકશે. તમે તે સમજશો તોજ તમારૂં, પ્રજાનું, દેશનું અને રાજ્યનું હિત કરી શકશો.

### આપણી અવદશાનું કારણ.

ગૃહસ્થો, આપણે આપણું પ્રાચીન ગૌરવ, આદર્શ અને પ્રજાતત્વની ભાવના ગુમાવ્યાં છે. તેનું મુખ્ય કારણ પરદેશી હુમલાઓ વગેરે છે પણ હાલ જ્યારે સુનેહ શાંતિનો સમય છે, ત્યારે આપણે ગુમાવેલું શા માટે પ્રાપ્ત નહી કરી શકીયે ? આપણા ગત અનુભવોનો લાભ લેઇ ચાલશો તો ભવિષ્યમાં આપણી ઉન્નતિનો માર્ગ સ્તેહમદ થઇ પડશે

### મારી ત્રીસ વર્ષની રાજ્યનીતિ.

એકજ હેતુથી પડાઇ છે કે મારી પ્રજાનું બને તેટલું કલ્યાણ અને ઉત્કર્ષ કરતાં મને જણાવતાં આનંદ થાય છે કે મે પ્રજાની સંસારીક સુધારણા માટે જે યત્નો કર્યા છે તેમાં મારા નામાંકિત મિત્ર અને અમલદાર મી. કાંટાવાળાએ ઘણી કીમતી મદદ આપી છે. પ્રજાને સામાન્ય કેળવણી સાથે ધર્મના શીક્ષણની પણ જરૂર હોઇ, તે માટે મેં સરકાર પાઠશાળાઓ અને નિશાળો સ્થાપી છે. ખરૂં છે કે ધર્મનું શીક્ષણ જોર જુલમ કે ફરજથી નહી પણ બુદ્ધિ અને વિશ્વાસથી આપવું જોઇએ. અને તેથીજ મેં સંસ્કૃત પાઠશાળા અને સ્કુલો કાઢી છે અને તેજ હેતુથી.

### પુરોહિતોની સુધારણા.

માટે કાયદો ઘડ્યો છે. તેમાં મારો હેતુ બ્રાહ્મણોને ત્રાસ આપવાનો નથી, પણ કેળવણીથી તેમનો ઉદ્ધાર કરવાનો છે. આજકાલ દેવા-ભીખ માગે તે કરતાં તેઓ ધર્મતાથી સપન્ન થશે. તો તેમનો નિર્વાહ ચલાવનારા સખી લોકો પણ ઓછા નથી. ગૃહસ્થો, સંસારીક સુધારણાના મારા વિચારો એ પ્રકારના

છે. તમે આપણી ખામીઓ ખુલ્લા દીલથી જોઇ, હીમ્મતથી કમર કસશો તો ખચીત આપણાં સાંસારિક અને સામાજીક દુખો ઓછાં થશે.

### રાજ્ય અને રૈયત એકજ છે.

એ સુત્ર પણ ધ્યાનમાં રાખજો રાજા અને પ્રજા એ ઊભયનું રાજ્ય બનેલું છે. બંને સુધરે અને આગળ વધે તોજ ગાડું આગળ ચાલે માટે તમે પ્રથમ સુધરવા માટે રાજ્ય જે શુભ યોજનાઓ અને ખર્ચ કરે છે તેનો લાભ લેજો. *

---

## વ્યાપાર ધંધામાં વિજય મેળવવા માટે સંકલ્પનો ઉપયોગ.

( અનુસંધાન ગતાંકથી. )



ઉન્નતિશીલ વિચાર એક એવી વસ્તુ છે કે જે તમને પોતાને કાર્યના વિધાતા બનાવી શકે છે. માત્ર તમારે કોઇ પણ કાર્ય સિદ્ધ કરવામાં તે વિચારની સહાયતા લેવી જોઇએ. તમારે તમારા ઉદ્યોગમાં સફળતા મેળવવાને માટે આ વિચારનું આદિથી અંતપર્યંત સેવન કરવુંજ જોઇએ. તે કાર્ય સિદ્ધ કરવાનું પોતાનામાં સામર્થ્ય છેજ એવો દૃઢ સંકલ્પ કરવો, અને પછી તે સિદ્ધ થતાં સુધી તે સંકલ્પાનુસાર પ્રયત્ન કર્યા કરવો જોઇએ

કોઇ પણ કાર્ય કરવામાં નિયમ રાખવો જોઇએ કે આજે આટલા ટાઇમમાં આટલું કામ કરવુ. અને તે પ્રમાણે નક્કી કરેલા સમયે ધારેલા કાર્યને ગમે તેમ કરીને પણ સમાપ્ત કરવુંજ જોઇએ. આ પ્રકારની નિયમસર ધારેલું કાર્ય કરવાની તમારામાં યોગ્યતા છે, તેની તમારા અંતરાત્માને પ્રથમ ખાત્રી થવી જોઇએ. દૃઢ નિશ્ચય કરવો કે મારામાં તેવી કાર્ય કરવાની શક્તિ છેજ. અને ધારેલું કાર્ય હું સિદ્ધ કરીશજ, એવો દૃઢ સંકલ્પ કરવો, ડગમગ વિચારને તેમાં પ્રવેશ કરવા ન દો, પરંતુ આ કાર્યને સિદ્ધ કરવામાં ઉત્સાહ, સાહસ અને દૃઢ આશા, અને તે સિદ્ધ થશેજ એવા દૃઢ સંકલ્પને જરાપણ ડગાવી શકે તેવા વિચારોને પ્રવેશ કરવા ન દેવા. કામ કરવું એજ ઉદ્દેશ રાખો, ક્યારે પુરૂં થાય, કેમ ઝટ સિદ્ધિ નથી મળતી એવા વલોપાતીયા સ્વભાવનો ત્યાગ કરવો. માત્ર નિયમસર કામ કર્યાજ કરવું. અને આ પ્રકારનો કાર્યસિદ્ધિનો દૃઢ સંકલ્પ કરી તદનુસાર તન, મન અને ધનના ભોગે પ્રયત્ન કર્યાજ કરવો જોઇએ.

આ પ્રકારનું કાર્ય સિદ્ધ કરવાનું પોતાનામાં બળ છે જ એવી દૃઢ આત્મશ્રદ્ધા હોવી જોઇએ. અર્થાત એવો દૃઢ નિશ્ચયજ હોવો જોઇએ કે હું તે કાર્યને પુરૂં કરી શકવાની યોગ્યતા ધરાવું છું, અને પરમાત્મા એજ મને તે કાર્ય સિદ્ધ કરવાને માટે ઉત્પન્ન કરી મારામાં તે કાર્ય સિદ્ધ કરી શકાય તેવા બળને આપેલું છે. અને આવો દૃઢ આત્મવિશ્વાસ અર્થાત ધારેલું કાર્ય સિદ્ધ કરવાનો પોતાના આત્મસામર્થ્યમાં પૂર્ણપણે વિશ્વાસ હોવો, એ કાર્ય સિદ્ધ કરવાની ઇચ્છા રાખનાર દરેક મનુષ્યને જરૂરનું છે.

ઘણા મનુષ્યો માને છેકે ઇશ્વરભક્તિ, અને વેપારધંધો કરવો એ એમાં પરસ્પર વિરોધ છે, મતલબ કે જો ઇશ્વરનોજ સાક્ષાત્કાર કરવો હોય તો વેપારધંધાનો ત્યાગ કરવો જોઇએ અને વેપાર ધંધામાં વિજય મેળવવો હોય તો ઇશ્વરની ભક્તિને વેગળી મૂકવી જોઇએ, પણ આ વિચાર એ માત્ર નિર્બળ બુદ્ધિના મનુષ્યોનાજ વિચાર છે. આવા વિચાર કરનારા મનુષ્યો વિનાશક વિચારોનું સેવન કરનારા હોય છે. તેઓ પોતાના કાર્યમાં સ્થળે સ્થળે ભયને, શંકાને, અને નિષ્ફળતાનેજ જોયાં કરે છે. તેમનામાં મનની સ્થિરતા અને સતત પ્રયત્ન કરવાની ખામી હોય છે. આવા મનુષ્યોની સલાહ કાર્યને સિદ્ધ કરવાની ઇચ્છા

* ના. ગાયકવાડ સરકારની જન્મ દિવસે તેમણે આપેલા ભાષણનો સાર.

રાખનાર આત્મવિશ્વાસુ મનુષ્યે સેવાની જરૂર નથી. વળી કેટલાક મનુષ્યો કહેછે કે વેપારમાં સ્થળે સ્થળે અસત્ય અને અન્યને દગો ફટકો કરવાનો હોય છે અને જેથી તે ઉન્નતિને બાધકર્તા છે, પણ તે તેમની ભૂલ છે. પરંતુ જે માણસો નિષ્કપટ વ્યાપાર અને નિર્દોષ કાર્ય ઉપર વિશ્વાસને, રાખનારા હોય છે, અને ગ્રાહકોની પાસે જેટલું ધન મેળવે છે તે ધનના બદલામાં તેને પૂરેપૂરો માલ આપે છે, અર્થાત જે કીંમત તેની પાસે લેછે તે કીંમતના પ્રમાણમાં માલ આપે છે તેવી રીતે વેપાર કરનારા હમેશાં ઇશ્વરની આજ્ઞાને અનુકુળજ ચાલે છે. અને તેમને કોઇ પણ વખતે ઇશ્વરિય શક્તિઓ પ્રાપ્ત કરવાને માટે વિઘ્ન નડતાં નથી. પરંતુ આ પ્રકારનો વ્યાપાર તો તેમને ઇશ્વરિય જ્ઞાન પ્રાપ્ત કરવામાં મદદરૂપ થઇ પડે છે. અને તેથી તેના વ્યાપારની પણ સિદ્ધિ થાય છે અને ઇશ્વરીયસામર્થ્યોને પણ તે પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્ય પોતાના ધંધામાં પ્રેમ રાખે છે તે મનુષ્ય તે વ્યાપારનું મહત્વ વધારી શકે છે. દેશની આબાદાની વધારવાને માટે વ્યાપારીની ઘણીજ આવશ્યકતા છે. અને તેથી વ્યાપાર ધંધો કરવો એ દેશના ઉદ્યોગ ધંધાને આબાદ કરવાનો અને અન્ય મનુષ્યોને તેમની જરૂરીઆતો પુરી કરી તેમની આંતરડી ઠારી, તેમની આશિષ લેવાનો એક માર્ગ છે પરંતુ તે ઉપર કહ્યું તેમ સત્યતા અને નિષ્કપટ વ્યાપાર કરવો તે છે. નહીં કે ગમે તેમ સાચુ જુઠું કહી, અન્યને છેતરી લઇ, ધન પેદા કરવું એવો વ્યાપાર કરવો. આવો કપટી વ્યાપાર તો અંતે અધોગતિનાજ માર્ગે લઇ જનાર હોય છે

જે મનુષ્ય પોતાના વ્યાપારમાં પ્રેમ રાખે છે, અર્થાત પોતાનો ઉદ્યોગ ધંધો ઉત્સાહ, પ્રેમ અને ખંતથી કરે છે, તેને પોતાના વ્યાપારમાં હમેશાં સ્નેહ પ્રકટે છે. તેમાં તેને નીરસતાનું કદાપિ પણ ભાન થતું નથી પરંતુ તેનો તે વ્યાપાર મનોરંજકતાથી ભરપૂર અને પ્રાકૃતિક ચમત્કારોથી પૂર્ણ જણાય છે આવા મનુષ્યો પોતાનો ઉદ્યોગ ધંધો ઉમંગથી કરે છે. વ્યાપારીએ પોતાના ધંધામાં સફળતા મેળવવાને માટે ઉદારતાને ધારણ કરવી પડે છે. તેણે પોતાનું હૃદય હમેશાં ઉદાર રાખવું જોઇએ. કદાચિત પણ નીચ, હલકા અને સંકુચિત વિચારોનો તેણે પોતાના અંતઃકરણમાં પ્રવેશ થવા દેવો ન જોઇએ. પોતાને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ આપનાં સંકોચ ધરવો ન જોઇએ. આમ કરવાથી તમને તેના બદલામાં સર્વોત્તમ પદાર્થો મળ્યા સિવાય રહેવાનાજ નહીં અને આવી ઉદારતા તે પણ પ્રેમયુક્ત હોવી જોઇએ, કોઇ પણ પ્રકારના દબાણથી કે સંકોચથી ઉદારતા બતાવવી એ ખરી ઉદારતા નથી. અને તેવી ઉદારતાથી સર્વોત્તમ ફળ મળવાની આશા રાખવી તે પણ વ્યર્થ છે. પરંતુ માત્ર હૃદયના પૂર્ણ પ્રેમવાળી આદરપૂર્વક ઉદારતા રાખવી તેનું નામજ ખરી ઉદારતા છે અને તેજ તેના બદલામાં સર્વોત્તમ ફળને મેળવી આપનારીછે. વ્યાપારીએ પોતાના કાર્યમાં ઉમંગ રાખવો જોઇએ, એ સિવાય ઉન્નતિની આશા રાખવી વ્યર્થ છે. તમારી આગળ પ્રથમથીજ એક અનુકરણ કરવાયોગ્ય ચિત્રને ખડું કરો, અને તેના પ્રતિ દૃષ્ટિ રાખી તેજ વ્યાપાર વધારતા જવું જે જે મનુષ્યો ધનવાન થયા છે તે દરેક મનુષ્યો આ પ્રકારના ઉત્તમ આદર્શને લક્ષમાં રાખીનેજ પોતાનો વ્યાપાર ધંધો વધારતા ગયા છે અને તેમાં વિજય મેળવતા ગયા છે. આ પ્રકારે ઉમંગથી વ્યાપારને વધારવો જોઇએ ઉમંગરૂપી બીજ વધીને સફળતારૂપી વૃક્ષ બની શકે છે અને તેથી કોઇપણ કાર્યની સિદ્ધિ કરવાની ઇચ્છા રાખનારાએ તે કાર્ય ઉમંગથી કરવું જોઇએ.

કાર્યની સિદ્ધિ મેળવવાની ઇચ્છા રાખનારાએ પોતે પોતાના સામર્થ્ય ઉપર વિશ્વાસ રાખવો જોઇએ સર્વ શક્તિમાન પરમાત્મા કે જે તમારા હૃદયન્તમ પ્રદેશમાં આત્મરૂપે નિવસી રહેલા છે, તેમના પર શ્રદ્ધા રાખો, અને જેમનો સાક્ષાત્કાર કરી જ્ઞાન મેળવવાથી તમારામાં અનંતબળ પ્રાપ્ત થઇ શકે છે કે જેથી તમને કદાપિ કોઈ પણ કાર્યમાં નિષ્ફળતા મળતીજ નથી એવા સામર્થ્યને પ્રથમ પ્રાપ્ત કરો, આજે તમને તમારામાં કદાચ બળ ન જણાતું હોય કોઇ કાર્યમાં અશક્યતા લાગતી હોય તો ગભરાશો નહીં, પરંતુ પ્રથમ તે બળને મેળવવા યત્ન કરો અને પોતાને બળવાન બનાવો, ચેતન મનુષ્ય બનો, જડ પદ થૈનુલ્ય ન રહો, તમારી આત્મશ્રદ્ધાને દૃઢ કરો, નિશ્ચય કરો કે તમે તમારૂં કાર્ય સિદ્ધ કરી શકો તેવું તમારામાં બળ છે જ, કારણ કે તે બળ તમારામાં વ્યાપી આત્મામાં પૂર્ણરૂપે છે અને તેનું જ્ઞાન મેળવતાં અર્થાત ચિત્તની એકાગ્રતા પૂર્વક આત્મસંયમ કરવાથી તે બળ તમારામાં પ્રકટી શકે છે. અને તે પ્રકારની આત્મશ્રદ્ધા અને દૃઢ નિશ્ચય કરીને કાર્ય કરવાનું અને પોતાના પગ ઉપરજ ઉભા રહેવાનું

પ્રથમ શીખો, આમ તેમ છગડગ વિચારને તિલાંજલિ આપો. તેમજ તેવા છગડગીઆ અને સશંયી મનુષ્યોની સલાહ ઉપર ધ્યાન ન રાખો તમારા કાર્યને માટે તમેજ સલાહકાર થાવ તમારા અંતરાત્માની જ સલાહ લ્યો અને તેનીજ સંમતિ પ્રમાણે ચાલો અને એજ માર્ગ તમને સરળ અને સુતર જણાશે, અને એજ તમને તમારા કાર્યની સિદ્ધિ કરાવનાર અને તમને સ્વતંત્ર બનાવી શકશે.

જે મનુષ્ય પોતેજ પોતાનો સ્વામી છે, તે બીજાનો પણ સ્વામી બની શકે છે અને સર્વ પ્રકારની અવસ્થાઓને પાર કરી શકે છે. વ્યાપારની સિદ્ધિ મેળવવાને માટે જીતેન્દ્રિય થવાની ખાસ જરૂર છે, કારણ કે તેમાં ચિત્તની એકાગ્રતાની પ્રથમ આવશ્યકતા છે મન જ્યાં લઇ જાય ત્યાં જવું એ તમારું કામ નથી, પરંતુ તમારું પૂર્ણ સ્વામિત્વ મનના ઉપર હોવું જોઇએ તમે જે રસ્તે લઇ જવા માગો તે રસ્તે તે જાય એવું તમારી ઇચ્છાનુસાર વર્તનાર મનને બનાવવાની કાર્યની સિદ્ધિ કરવા ઇચ્છનારને ખાસ અગત્ય છે. અને તેથી મનની પ્રેરક ઇંદ્રિયોની ઇચ્છાને આધિન થઇ ગમે ત્યાં ફાંફાં મારવા એ અત્યંત અહિતકર છે અને તેને માટે તમારે જીતેંદ્રિય થવું એ પ્રથમ પગથીયું છે. જેથી તમારે નાની નાની ભોગવાસનાઓનો ત્યાગ કરવો જોઇએ કેમકે અને તેવી વાસનાઓ અર્થાત્ ક્ષુદ્ર ઇચ્છાઓ નિષ્ફળતાના કારણરૂપ બની જાય છે. એ સ્મરણમાં રાખજો કે નિષ્ફળતાના વિચારો તમારા જીવનમાં કોઇ પણ વખતે સ્થાન મેળવી શકે નહી. માત્ર એકજ કાર્યસિદ્ધિની ઇચ્છાને સિદ્ધ કરવાના વિચાર કર્યા કરો. તેમાં ભય અને શંકાનો જરા પણ પ્રવેશ થવા ન દો "જો તમે સિદ્ધથી ન ડરવામાં વિજય મેળવશો તો સિદ્ધ પોતેજ તમારાથી ભયને પામશે" એ એક સર્વ સાધારણ નિયમ છે. અને તેથી તમારે તમારી યોગ્યતાનેજ એવી વધારી દેવી કે તમે કોઇપણ પ્રકારના સંકટ કે વિઘ્નના ભય કે શંકાથી ડરી ન જાવ.

તમારો આત્મા, વિચાર, અને ઇચ્છાશક્તિ એ ત્રણેનો સંયોગ થતાં એક ત્રિમૂર્ત્તિ બને છે. જે પ્રમાણમાં તેમનો પારસ્પરિક સંબંધ અધિક કરવામાં આવે છે તે પ્રમાણમાં તે ત્રિમૂર્તિ તમારી અધિક મનોવાઞ્છિત કામનાઓ અને અભિલાષાઓને પૂર્ણ કરે છે. પ્રથમ તમારામાં અભિલાષા અર્થાત્ ઇચ્છા ઉત્પન્ન થવી જોઇએ. એ નક્કી થવું જોઇએ કે તમારે શું જોઇએ છીએ અને કેમ જોઇએ છીએ. અને પછી તે મેળવવાનો દૃઢ નિશ્ચય કરો એટલે પછી કોઇ પણ વસ્તુ તમને તે પ્રાપ્ત કરવાને માટે રોકી શકતી નથી.

બીજું તે અભિલાષાને સ્પષ્ટ મૂર્તિમાન કરવાને માટે અર્થાત્ ઇપ્સિત વસ્તુને પ્રત્યક્ષ મેળવવાને માટે તમારી જે યોગ્યતા છે, તે યોગ્યતામાં તમારો દૃઢ વિશ્વાસ હોવો જોઇએ. કેમકે તમે જાણોછો કે જેટલી માગણી અર્થાત્ ઇચ્છા હોય છે તે પ્રમાણમાંજ વસ્તુ મળી શકે છે.

અને ત્રીજું એ કે તે મેળવવાને માટે તમારે નિરંતર પ્રયત્ન કરવો જોઇએ તેમાં નિરુત્સાહનો વિચાર પ્રવેશ કરી ન જાય તેને માટે સાવધાનતા રાખવાની અગત્ય છે. એવી કોઇપણ વાત કે વિચાર ન કરો કે જેથી તમારી અભિલાષાને પ્રત્યક્ષ થવામાં અથવા તમારી ઇચ્છાને બળવાન હોવામાં કાંઇ સંદેહ ન ઉત્પન્ન થાય.

આ પ્રકારે તમારા આત્મસામર્થ્ય ઉપર દૃઢ શ્રદ્ધા, કાર્યમાં સફળતા મેળવવાની અભિલાષાના વિચાર અને સતત્ પ્રયત્ન કરાવનારી ઇચ્છાશક્તિએ ત્રણેનો સંયોગ કરાવી તમારે તમારામાં આ પ્રકારની એક બળવાન ત્રિમૂર્તિરૂપ શક્તિને ઉત્પન્ન કરવી જોઇએ. અને તેનો સંયોગ એવો હોવો જોઇએ કે તે કોઇ પણ વખતે, ભય, શોક કે નિરુત્સાહના વિચારથી વિખરાઇ ન જાય આ પ્રકારે તે ત્રણેનો સંયોગ કરી અને પછી પોતાના ધારેલા કાર્યને સિદ્ધ કરવાને માટે સતત્ પ્રયત્ન કરવો. અને દરેક વખતે તે કાર્ય સિદ્ધ થશેજ એવા દૃઢ સંકલ્પને સિદ્ધિ થતા પર્યંત ટકાવી રાખવો એ કોઇ પણ કઠિન કાર્યને સિદ્ધ કરાવનાર છે.

અપૂર્ણ.




( શ્રીમતિ માણેકબાઈ કહાનજી કવી રાજકોટ. )



બંગાળાના સુપ્રસિદ્ધ સુધારક, અને સાધુ આત્મુશ્રી બ્રહ્માનંદ કેશવચંદ્ર સેને પેતાની પત્ની સતિ જગન્મોહિનિ દેવીને જુદે જુદે પ્રસંગે બાર ઉપદેશ આપ્યા હતા. એ ઉપદેશનો સાર સમજાવતાં પહેલાં એ મહાપુરૂષ વિષે થોડી હકીકત કહેવી જોઇએ.

### બ્રહ્માનંદ કેશવચંદ્ર અને તેમનો ભગીરથ પ્રયત્ન.

આસરે સો સવાસો વર્ષ થયાં જમાનાનું સ્વરૂપ બદલાતું આવ્યું છે, અને આપણી સાંસારિક તથા ધાર્મિક સ્થિતિમાં મોટો ફેરફાર થયો છે, એ ફેરફારમાંનો એક અતિ અગત્યનો ફેરફાર, જનસમાજમાં સ્ત્રી જાતીની પદ્દિ સબંધી છે. માત્ર આ ભારત વર્ષમાંજ નહી પણ એશીયા, યુરોપ અને પૃથ્વીના સર્વ ખંડોમાં આ નવા યુગનું આગમન થતાંજ જે નવું સ્ત્રીતત્ત્વ દીન પ્રતીદિન ચળકવા માંડયું છે તે દેશ સેવા અથવા સંસાર સેવા બજાવવા કેવળ પરમાર્થ બુદ્ધિથી બહાર પડેલા ઉદાર પુરૂષોના ભગીરથ પ્રયત્નનોજ પ્રતાપ છે એ મહાન નરોમાં બ્રહ્માનંદ કેશવચદ્ર સેનનું નામ સહુથી આગળ પડતું છે, કેમકે એ મહાપુરૂષ આ યુગનાં પુત્ર પુત્રીઓને આધ્યાત્મિક રાજ્યની ઉચી રીતે ચડાવવાનું કાર્ય આરંભી પ્રથમ સ્ત્રી જાતીની ઉન્નતિ કરવાના વિષય પર લક્ષ આપ્યુ, અને " હમેશાં સ્ત્રી જાતીનો આત્મા પૂર્ણ ભક્તિ ભાવ અને સ્વર્ગીય પ્રેમથી ઉન્નત થાય તોજ તેમનો સંસાર સુધરે, " એવા વિચાર કરવા લાગ્યા એટલુંજ નહી પણ આપણી બહેનો દેશી અને વિદેશી કેળવણી પ્રાપ્ત કરી પોતાના તન અને મનને ખીલવે, એ હેતુથી બંગાળામાં તેમણે કન્યાશાળા તથા સ્ત્રીશાળા સ્થાપી, તેમના મનમાં વારંવાર એવા વિચારો આવતા સીતા, સાવિત્રી, દ્રૌપદી વગેરે સતિ કુળમાંથી ઉતરી આવેલી ભારત દેશની આધુનિક આર્ય મહીલાઓ તેઓના પ્રાચીન સતિ કુળને કેમ લાયક થાય અને ગાર્ગી, મૈત્રેયી જેવી ઋષિપત્નિઓની પેઠે બ્રહ્મ સન્યાસ કેસીની અને બ્રહ્મયોગીની શી રીતે થાય ? એ વીચારને પરીણામે તે પછી પોતાની પત્નીને અને બહેનોને બ્રહ્મોપાસનાનું ઉચ્ચ શીક્ષણ આપવાનો આરંભ કર્યો. અને પરીણામે તેથી ઘણી બંગાળી બહેનોને તેથી આધ્યાત્મિક લાભ મળ્યો.

આ ટુંક સમયમાં તેમણે કરેલો ઉપદેશ પોતાની પત્નિને સદ્ધર્મિણી કરવાના પ્રયાસોમાં એક આગળ પડતો પ્રયાસ છે, અને તેમાં સ્ત્રી જાતીતિ પોતા પ્રત્યે, પોતાના પરિવાર પ્રત્યે, પોતાના પાડોશીઓ પ્રત્યે, સકળજનસમાજ પ્રત્યે અને ઇશ્વર પ્રત્યેની મુખ્ય ફરજોનું ઉત્તમ પ્રકારે વિવેચન કર્યું છે, તેમજ પ્રભુ પ્રાર્થના અથવા ઇશ્વરોપાસનના સહજ ધર્મો એવી સહેલી ને રસીલી સૈલીથી દર્શાવ્યા છે, કે જેવા ઉપદેશ આપણી ભાષામાં કરચતજ જોવામાં આવશે.

### ધાર્મિક જીવન અને ઈશ્વરમાં વિશ્વાસ.

મહાત્મા કેશવચંદ્ર પોતાની પત્નીને પ્રથમ ઉપદેશ આપતાં કહે છે કે જ્યારથી તમારી સાથે વિવાહના બંધનથી હું બંધાયો ત્યારથી મારા હાથપર મોટો ભાર આવ્યો છે; પરમેશ્વરે તમને મારા હૃદય સાથે ગુંથી તમારા મંગળનું સાધન કરવા મને પસંદ કર્યો છે, માટે મારે તમારા શરીરને, મનને અને આત્માને સત્યના કલ્યાણ[illegible] નિશ્ચય દોરવાં જોઇએ. જેમ હું મારી પોતાની ઉન્નતિને માટે પ્રયત્ન કરીતો

આવ્યો છું તેજ પ્રમાણે તમારી ઉન્નતિનું સાધન મારે કરવું જોઇએ, એ મહાન્ અને કઠણ કાર્ય માટેજ ધર્મરાજ ઇશ્વરે મારી યોજના કરી છે, એટલે એ કાર્ય સારી રીતે કરી શકું એવી શક્તિ મેળવવા મારી પ્રભુ પ્રાર્થના છે. તમે એ સત્ય સ્વરૂપ તરફ દ્રષ્ટી રાખી, તમારા પોતાના હીતને માટે આ ઉપદેશ ગ્રહણ કરો અને જીવન રહે ત્યાં સુધી તેનું પાલન કરવા લક્ષ રાખો. ઇશ્વર સર્વદા તમારૂં મંગળ કરશે. અને તમારા હૃદયમાં ધર્મ બુદ્ધિ અને ધર્મબળની પ્રેરણા કરશે. તમે સર્વદા હૃદયમાં એવો વિશ્વાસ જાગ્રત રાખો કે આપણું લગ્ન એ કેવળ સંસાર સંબંધ નથી એટલે આ લોકના અનીત્ય ઇંદ્રિય સુખના લાભ અર્થેજ નથી, પરંતુ તેનો હેતુ અતિ મહત્તરનો અને શ્રેષ્ઠ છે. એ સંબંધ ઇશ્વરે પોતે સ્થાપ્યો છે માટે વિશુદ્ધ પ્રેમથી બંધાય, પરસ્પરની ઉન્નતિનું મંગળ સાધન બનાવવું તથા પરબ્રહ્મની ઉપાસના કરવી, અથવા બીજા શબ્દોમાં કહું તો ધન અને માનની દરકાર મુકી તે પરમ પિતાના કાર્ય સાધનમાં મંડયાં રેહેવું કે જેણે આપણને દુરથી સમીપ લાવી લગ્નબંધનથી બાંધ્યા છે તેની ઉપાસના એક રૂપે પ્રસન્ન મનવડે કરીએ, સાથે રહી તેનો પ્રેમરસ પીએ, તેની સેવા કરીએ અને તેનીજ આજ્ઞા પાળીએ તો જીવ્યું સફળ થાય, આથી વધારે આનંદનો વિષય બીજો કયો છે ! આપણો સંસાર ઇશ્વરના મંગળ નીયમથી સુશોભીત, સત્ય જ્યોતીથી ઉજ્વળ અને તેના આનંદરસે રસીક થાઓ.

ધર્મ એજ આપણું લક્ષ છે અને ધર્મ એજ આપણું જીવન કાર્ય છે ધર્મના માર્ગે તમે મારી સહાયક અને સહચરી થાઓ, તમે તો માત્ર એક ઇશ્વર કે જેને બ્રહ્મ બહુએ "બ્રહ્મ" કહી ઉપાસે છે. તેમાં વિશ્વાસ રાખો, કેમકે તે સત્ય સ્વરૂપ, પ્રાણ સ્વરૂપ અને સર્વ સારનો સાર છે. તેના અવલંબન વડે સર્વ જીવ પ્રાણ ધારણ કરે છે, અને ફરે હરે છે. તે મંગળમય પિતામાં કણ જેટલું પણ દુષણ નથી. તેજ સર્વદા આપણું શ્રેય સાધન છે. મહા મોટી વિપત્તિમાં, અનિવાર્ય રોગોમાં અને ન્હાનાં મોટાં સર્વ સુખ દુઃખમાં તે પરમ પ્રભુ આપણી સંભાળ રાખે છે. તે સર્વ શક્તિમાનની શક્તિનો અંત નથી, તેથી ધારે તે કરી શકે છે. અંદર ને બહાર તેનાથી કશું અજાણ્યુંજ નથી ભુત, ભવિષ્ય અને વર્તમાન, ત્રણેને એ જોઈ શકે છે. એકે સ્થાન એવું નથી કે જ્યાં ઇશ્વરનો આવિર્ભાવ ન હોય. અર્થાત્ તે સર્વ વ્યાપક છે. નીત્ય એટલે સર્વ કાળ અને અનંત છે, પુર્વે હતા, અત્યારે અહીં હાજર છે, અને હવે પછી દરેક સ્થળે તે હશે ઇશ્વરને અવયવ નથી અને ઇંદ્રીયોથી ગ્રાહ્ય નથી, પરંતુ જ્ઞાન સ્વરૂપ છે અને જ્ઞાનદ્વારાજ તેને ઓળખી શકાય છે. તેણે આ જગત બનાવ્યું છે, અને તેના નિયમ પ્રમાણે સર્વતંત્ર ચાલ્યાં કરે છે. તે સૃષ્ટીકર્તા, નીયંતા સત્ય સ્વરૂપ, પ્રાણ સ્વરૂપ, મંગળ સ્વરૂપ, સ્વર્યરૂપમાં અચળ વિશ્વાસ કરો, કેમકે વિશ્વાસ એજ ઉન્નતીના શીખર ઉપર ચડવાનું પહેલું પગથીયું છે. ચાહે જીવ જાય તો પણ વિશ્વાસ(શ્રદ્ધા)નો ત્યાગ કરશો નહીં.

## ઇશ્વરમાં પ્રીતિ—ભક્તિ.

વિશ્વાસ પછી પ્રિતી છે. જ્ઞાન વડે ઇશ્વરને ઓળખી વિશ્વાસથી તેની સાથે જોડાઓ અને હૃદયની સર્વ પ્રીતિ તેને અર્પણ કરો, તેના જેવો પવિત્ર મિત્ર બીજો કોણ છે ? એજ પરમ પિતા અને પરમાત્મામાં સંપૂર્ણ પ્રેમભાવ રાખી તમારૂં સર્વસ્વ તેને અર્પણ કરો. તમે જેટલી પ્રીતિ એ માતાપિતા તરફ કરશો તેટલી તેની અધીક કૃપા પામશો. પ્રીતિ વિનાનું જ્ઞાન નીરસ અને નકામું છે, માટે પ્રીતીરસનું સીચન કરી અમૃતફળરૂપી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરો, ઇશ્વર ઉપર પ્રીતી કર્યાથી પ્રાણી માત્ર ઉપર તમારી પ્રીતીનો પ્રવાહ વહેવા લાગશે ધનવાન અને નિર્ધન, સર્વ મનુષ્યોને ભાઇ બહેન, ગણી, નિષ્કપટ ભાવથી પ્રીતી કરો. આપણે જેની સાથે પ્રીતી કરીએ તેને ગમતાં કાર્યો કરવાં જોઇએ, એવો સાધારણ નીયમ છે, માટે ઇશ્વરમાં પ્રીતી કરવી હોય તો તેને પણ ગમતાં કાર્યો કરવાં જોઇએ. શરીર અને મનની સર્વ શક્તિ તેના પ્રીય કાર્યમાં જોડવી જોઇએ, ને તેના આદેશ પાળવા જોઇએ વિશ્વાસ, પ્રીતિ અને અનુષ્ઠાન એ ત્રણે એક કરવાથી બ્રહ્મજીવન થાય છે, અને એજ ઇશ્વર પ્રાપ્તીનો માર્ગ છે.

## આરાધના કૃતજ્ઞતા તથા પ્રાર્થના.

ઇશ્વર પ્રત્યેનું પહેલું કાર્ય એ કે આપણે તેની નિયમિત ઉપાસના કરવી. આ સર્વ જગતને જે સરજી સંભાળે છે, તેની પુજા, પૃથ્વિના છવો અલ્પજ્ઞ છતાં શ્રદ્ધા સહીત કરીને તેના સહવાસમાં જાય છે.

એટલુંજ નહી પણ તેના અખંડ આનંદનો ઉપભોગ કરે છે, વાસ્તે જેટલી તેની ઉપાસના કરશો તેટલાં ઉન્નત થઇ ત્રિતાપથી મુક્ત થશો.

ઉપાસનાનાં મુખ્ય અંગ ત્રણ છે-આરાધના, કૃતજ્ઞતા તથા પ્રાર્થના. ઇશ્વરના નીષ્કલંક ભાવનું સ્મરણ કરી તેને ચરણે શ્રદ્ધા ભક્તિ અર્પણ કરવી તે આરાધના છે, ઇશ્વર આપણા ઉપર અખૂટ કરૂણા જળ વર્ષાવી શાન્તિ પમાડે છે અને માતા કરતાં અધિક પ્રેમથી લાલનપાલન કરે છે, એમ સમજવું તે કૃતજ્ઞતા, અને તેનું નીરંતર ગુણગાન કરવું તે પ્રાર્થના. પ્રાર્થના કર્યા શીવાય કોઈ પણ ધર્મ સિદ્ધ થતો નથી, તેથી સાધકો તેને ધર્મના પ્રાણ સમજે છે, કેમકે મુક્તિ મેળવવાનો પ્રાર્થના વિના એકે ઉપાય નથી. સંસારમાં એટલાં વિઘ્નો અને દુખો છે કે તેનો વીચાર કરતાં પણ હૃદય શુન્ય થઇ જાય. આ સર્વ રિપુની સામે યુદ્ધ કરી, વિજય મેળવવો એ સામાન્ય બળનું કામ નથી. આપણો દુર્બળ આત્મા સેંકડો પાપના ખાડામાં પડી જ્યારે ધર્મભ્રષ્ટ થાય છે, ત્યારે બાળક જેમ ભુખના દુખે વ્યાકુળ થઇ માતાની પાસે રડે છે. તેમ આપણે સંસારના ભયથી ત્રાસ પામી તે પરમપીતાને કરગરતાં તેને પગે પડીએ છીએ, કેમકે સંસારના તાપથી એજ આપણું રક્ષણ કરે છે. કેટલાક કહે છે કે "આપણે ભક્તિ બળેજ કાંઇપણ કરી શકીએ, પરમેશ્વરને ઉપાસવાની કશી જરૂર નથી." આ એક જાતનો ભ્રમ છે, કેમકે ક્ષુદ્ર મનુષ્ય પોતાની તુચ્છ બુદ્ધિને લીધે ઇશ્વરને કદી ચાહી શકે નહી, માટે એ કલ્પના તજી પ્રાકૃતિ પણ પ્રાર્થનાનો તિરસ્કાર કરશો નહી. ધર્મપ્રાપ્તિને માટે શારીરિક અને માનસિક સર્વ શક્તિને કામે લગાડી સન્માર્ગે સિધાવો અને ધર્મબળ માટે પ્રાર્થના કરો. જે ખાલી તર્ક કર્યા કરે છે તે પ્રાર્થનાનો ખરો ભાવ સમજ્યા વગર કહે છે કે "નીત્ય અમુક શબ્દો બોલવાથી શું વળે?" તેણે સમજવું જોઇએ કે માત્ર મુખથી બોલાય તે પ્રાર્થના નથી, પરંતુ પ્રાર્થના તો અંતરમાં છે, જે આત્માનીજ ક્રીયા છે તે આંખે દેખાતી નથી ને કાને સંભળાતી નથી. પ્રર્થનાનો ખરો અર્થ તો એ કે વિનીત ભાવે ઇશ્વરને શરણે જઇ, પોતે ધાર્મિક થવા તેનું અંતરમાં આવાહન કરવું, અને એ અંતરનો આગ્રહ તેજ પ્રાર્થના છે. મનુષ્યને સાંભળવાનો તે વિષય નથી. અંતર્યામિ ઇશ્વરજ તેને ગ્રહણ કરે છે, એ પ્રાર્થના કદી નિષ્ફળ થતી નથી. દુર્બળ આત્મા તેની સહાયતાથી સબળ થઇ ધર્મનું તેજ મેળવી, ઇશ્વરની સમીપ લઇ જાય છે. જેટલા પ્રબળ ભાવથી પ્રાર્થના કરશો તેટલું તમારૂં મન ઇશ્વરમાં પ્રીતિવાળું થશે. પ્રર્થનાની હું શું સ્તુતિ કરૂં? પ્રાર્થના એ અમુલ્ય ધન છે, ધર્મ સંગ્રામનું બખ્તર છે પાપ વિકારનું ઔષધ છે. સ્વર્ગનું સોપાન (પગથીયું) છે, દાઝેલા હૃદયનું શાંતી જળ છે, નિરાશ્રીત આત્માનો પરમ ત્રાતા છે અને આપણું સર્વસ્વ છે. તમે ગમે તેવી સ્થિતિએ પહોંચો તોપણ પ્રાર્થનાનો પરિત્યાગ કરશો નહીં, સુખમાં કે દુઃખમાં, સંપત્તિમાં કે વિપત્તિમાં, ઘરમાં કે બહાર, અનેક યત્નોવડે હૃદયપૂર્વક પ્રાર્થનાની રક્ષા કરો અને પ્રાર્થના કરવા તત્પર થાઓ.

## શરીર નીરોગી રાખો.

શરીર નીરોગી રાખશો અને બુદ્ધિને કેળવી જ્ઞાન પ્રાપ્ત કરશો તો આત્માના સર્વ સદ્ગુણ ખીલવવાથી તમે સાધુ થઇ શકશો. શરીર અસ્થિર અને નાશવંત છે, તથાપિ તેના પ્રતી બેદરકાર રહેશો નહી; કારણ તેમાંજ આત્મા છે ને શરીર સાથે તેનો દૃઢ સબંધ છે. શરીર નિરોગી અને બળવાન હોય તોજ મનની સ્ફુર્તિ વૃદ્ધિ પામે, અને ધર્મના સર્વ આદેશ સંપૂર્ણ ઉત્સાહથી પાળી શકાય. શરીર અશક્ત અને રોગી હોય તો જીવન કેવું બોજારૂપ થઇ પડે તેનો વીચાર કરો. માત્ર સંતોષ અને ઉત્સાહ ઓછાં થાય એટલુંજ નહી, પણ ધર્મ સાધનમાં આપણે આગળ ચાલી શકીએ નહી, માટે શરીરની રક્ષા જેવી સેવા કરો. શરીર જેથી રોગી અને દુર્બલ થાય તેવું કંઇપણ કામ કરશો નહી. ભેલાં વસ્ત્રો પહેરવાથી, મદીરા પાન કરવાથી, રાત્રીના ઉજાગરા કરવાથી, વધારે ખાવાથી તથા આળસુ રહેવાથી શરીરમાં રોગ અને દુર્બળતા આવે છે, માટે આહારમાં, આરામમાં અને મહેનતમાં હમેશાં નિયમસર રહો, પહેરવાનાં વસ્ત્ર અને સુવાની પથારી સ્વચ્છ રાખો. કોઇ પણ જાતની દુર્ગંધવાળી વસ્તુ ઘરમાં રાખશો નહી, શરીર શુદ્ધ રહી ધંધો કામકાજ બરાબર કરશો તેજ તમારૂં આરોગ્ય શુદ્ધ રહી ધર્મના માર્ગે ચાલી શકશો.

### સ્ત્રી કર્ત્તવ્ય.

શરીર સંભાળવાને જેમ પ્રયત્નની આવશ્યકતા છે, તેમ મનને સભાળવા તેને મનથી કેળવી અજ્ઞાન અને અનાચારથી મુક્ત કરવું જોઇએ. આવાં ઉત્તમ આચરણ મેળવતાં તમે "સ્ત્રી" અથવા "અબળા" છો એવો નબળો વીચાર કરશો નહી. વિદ્યા સંપાદન કરવામાં સ્ત્રી પુરૂષનો સમાન અધીકાર છે. અને પરમેશ્વરે જેને બુદ્ધિ આપી છે તેને જ્ઞાન મેળવવાની આજ્ઞા કરી છે એમ સમજવું. મુર્ખ રહેવાથી કોઇ ઠેકાણે માન મળતું નથી, અને અનિષ્ટ ઉપજે છે, માટે આળસ કે મોજશોખમાં વખત ન ગાળતાં જ્ઞાનદાયક પુસ્તકો મન દઇ વાંચો પણ રાતદિવસ તેમાંજ બંધાઇ રહેશો તો તમારી બુદ્ધિ બ્હેર મારી જશે. સાહિત્ય, વ્યાકરણ, ગણીત અને ભુગોળનાં પુસ્તકો જ્ઞાનદાયક છે ખરાં, પણ ધાર્મિક ગ્રંથોજ આત્માનું કલ્યાણકર્તા છે, માટે તે ઉપર જ્યારે નવરાશ મળે ત્યારે વિશેષ લક્ષ રાખી વિદ્યાભ્યાસ કરો કે જેથી તમારી બુદ્ધિ ખીલે પુરૂષોના જેવું કઠીન જ્ઞાન મેળવવાની તમારે જરૂર નથી, પણ ચિત્રણ ગુંથણનું જ્ઞાન સ્ત્રીઓને વધારે ઉપયોગી છે. અને તે ઉપરાંત દરેક ગૃહકાર્ય અવશ્ય શીખવું જોઇએ. વળી ઘરની રાણી થઇ ઘર જેથી સુંદર રહે, ખોટે રસ્તે પૈસા જતા બચે, સતાનોનું યોગ્ય રીતે પાલન થાય તે ઉપર તમારે ખાસ ધ્યાન આપવું ડગલે ને પગલે તમારે ઘર સંસારના જ્ઞાનની જરૂર છે. જો એ વિષયમાં પછાત રહેશો તો સંસાર અવ્યવસ્થિત અને અકલ્યાણનું કારણ થઇ પડશે માટે ચતુર થઇ ગૃહરાજ્ય ચલાવો.

### ચરિત્ર રચના અને સ્વાધિનતા.

સ્ત્રી જાતિનાં કર્તવ્ય સાથે તમારે વિશુદ્ધ ચરીત્ર બનાવવાનો પ્રયાસ કરવો. કેમકે જેનું ચરિત્ર સારૂં નથી તેની અતિ ઉચી અને સુક્ષ્મ બુદ્ધિ પણ કંઇ કામની નથી, ધર્મયુક્ત વિદ્યામાંજ શોભા અને સુંદરતા છે. અને ધર્મના દાસ થવામાંજ જ્ઞાનનું ગૌરવ છે, માટે મનની સર્વે નઠારી વૃત્તિઓને દબાવી પાપથી સર્વદા દુર રહેવું પાપના વિચાર કરવા નહી, પાપી વચન બોલવાં નહી, અને પાપ કર્મ તો કદી પણ આચરવું નહી, મન વચન અને કર્મ એ ત્રણેને શુદ્ધ કરો, સંસારના દરેક દુર્ઘટ પ્રસગમાં મનને શાંત રાખો. વારવાર દુઃખના ઘા વાગે તોપણ અધીરા થઇ ક્લેશ ન કરતાં કર્તવ્ય બુદ્ધિને જાગૃત રાખો; ખોટાં સુખમાં આસક્ત થાઓ નહી આવી રીતે મનને સયમમાં રાખી દેહનું દમન કરવાથી ઘોર પાપથી તમે તમારૂં રક્ષણ કરી શકશો. દરેક વેળા સત્ય, પ્રીય અને કોમળ બોલ બોલવાની ટેવ પાડો, બહુ ધન મેળવવાની આશાએ અથવા સર્વ ધન સંપત્તિ જતી રહેવાની વેળાએ પણ અસત્ય બોલશો નહી, મર્મનાં (મહેણાંનાં) તીદાનાં અને કડવા વેણુ ી જીભને કલંક લાગે છે, અને પ્રિય વચનથી શત્રુ હોય તે મીત્ર થઇ શકે છે, ક્રોધ અને હિંસા એ બે ભયાનક શત્રુ છે વાસ્તે તેને સર્વદા દુર રાખો. ક્રોધથી અંધ થયેલો માણસ પોતાનું કે પારકું હીત સમજી શકતો નથી, તે પોતાનુ હૃદય કુટીલ કામનાઓથી છીન્નભીન્ન કરે છે અને પાપમાં પડે છે, પરાયા દોષ શાંત અને ઉદાર ભાવથી ભુલી જાઓ, ક્ષમા એ આત્માનુ પરમ ભૂષણ છે, અને હિંસા એ નીચતાનું લક્ષણ છે. માટે એ કુટીલ ભાવથી તમારા હૃદયને દુષિત થવા દેશો નહી. બીજાનાં સારાં લુગડાં-ઘરેણાં જોઇ તેનો દ્વેષ ન કરતાં જે તમારૂ પોતાનુ હોય તેમાંજ સંતોષ રાખો. પરમેશ્વરે જેમ તમારા કરતાં અનેક સુખી સંપત્તિશાળી સ્ત્રીઓ સરજી છે, તેમ હજારો સ્ત્રીઓ એવી પણ બનાવી છે કે જે અસહ્ય દુઃખ સહન કરે છે. સુંદર વસ્ત્રો કે ઘરેણાંથી સુશોભીત થઇ ગર્વ કરતાં પોતાને શ્રેષ્ટ માનવું તે ખરી શ્રેષ્ટતા કે મોટાઇ નથી, પરંતુ જ્ઞાન અને ધર્મમાં શ્રેષ્ટ થવું એજ ઉચ ગૌરવ છે, અને તેમાંજ મહત્તા છે. મનની સુંદરતા સાથે બહારના આડંબરની સરખામણી થઇ શકતી નથી, માટે "સર્વે કરતાં હું અધીક પુણ્યવતિ ને ગુણવાન કેમ થાઉં" એજ વિચાર લક્ષમાં રાખો. દરેક સારાં કામમાં ઇશ્વર પ્રીત્યે, ધનનો ખર્ચ કરો. પણ લોકરૂઢીમા દબાઇ ખાલી દ્રવ્ય વેરશો નહી. ઇશ્વરે સ્ત્રી જાતિને કોમળ સ્વભાવવાળી બનાવી છે, માટે તે સ્વભાવ બદલી કઠોર થશો નહી સુશીક્ષત એજ તમારૂં સૌન્દર્ય અને વિનય એજ તમારૂં રૂપક્ષુ છે. માટે, સર્વ સમયે ને સર્વ સ્થિતીમાં શાંત રહી, ચંચળતા નિષ્ઠુરતા, ક્રોધ અને કડુ વચનનો પરીત્યાગ કરો. આ રીતે વર્તવાથી તમારૂં અને તમારા પરીવારનું પરમ મંગળ થશે.

માતા, પિતા, આચાર્ય અને વડીલો પ્રત્યે શ્રદ્ધા રાખવી, પતિ પ્રત્યે એકાંતિક અને નીસ્વાર્થ પ્રેમ કરવો, ભાઇ-બ્હેન પ્રત્યે સદ્‌ભાવ દર્શાવવો, ને પુત્ર-પુત્રી પ્રત્યે માયા રાખવી, એ સઘળુ સબંધ પ્રમાણે કરવાનુ છે, પરંતુ એ ઉપરાંત મનુષ્ય જાતિ પ્રત્યેનાં બે કર્તવ્યમાં તમારૂં એક કર્તવ્ય ન્યાય અને બીજુ દયા છે. કોઇનું પણ અનિષ્ટ ન કરવુ તે ન્યાય કહેવાય છે, માટે પરદ્રવ્ય હરણ કરવું નહી, કોઇનો પણ શરીરને કે મનને કષ્ટ આપવું નહીં, કોઇની નિંદા કરવી નહી, કોઇની ઉન્નતિમાં હરકત નાંખવી નહી, અને કોઇને પણ પાપ પંથે દોરવુ નહી. એજ ન્યાય અને નીતિ છે, માટે તેનું અનુકરણ કરો.

દયા એટલે શું? કોઇ પણ રીતે બીજાનું હીત કરવું તે દયા. પરમેશ્વરે માણસને આ સંસારમાં મુકયાં છે તે એટલા માટે કે એકમેકને ધનથી, ઉપદેશથી, પરીશ્રમથી અથવા જોઇતી વસ્તુ પુરી પાડી ઉપયોગી થવુ, બીજા શબ્દોમાં તે પરોપકાર કહેવાય છે, ભુખ્યાને અન્ન, તરસ્યાને જળ અને રોગીને ઓષધ આપી તેઓનાં શારીરિક દુઃખ દુર કરવાં, સદઉપદેશ દેવા ભ્રમમાં પહેલાં અજ્ઞાન-અગીનિઓને શુદ્ધ જ્ઞાન આપી માનસિક દુખો ટાળવાં અને શરીરની મહેનતથી કોઇનું દુખ કમી કરવું તે દયા કહેવાય છે. માટે તમારૂં બળ, બુદ્ધિ અને ધન દયા ધર્મમાં વાપરી, જીવ્યાનું સાર્થક કરો અને જે કંઇ કરો તે શ્રદ્ધાપૂર્વક તમારી ફરજ સમજીને તથા હ્રદયપૂર્વક કરો. અશ્રદ્ધાથી અથવા યશના લોભે કંઇ પણ કરશો તે સકામ હોવાથી જોઇએ તેવુ ફળદાયક થશે નહી.

ઉપર કહ્યું તેમ સ્ત્રી જાતિનો સ્વભાવ કુદરતિ રીતે કોમળ અને શાંત હોવાથી તેઓએ સંસારના વિકટ માર્ગે આત્મરક્ષણ તરફ વિશેષ દ્રષ્ટી રાખવાની છે. સંસારનો લોભ, પળે પળે પાપ કરવા આગળ ખેંચે છે, ને ભોળા સ્ત્રી પુરૂષોને પાપના ખાડામાં ફેંકી દે છે, માટે યત્નપૂર્વક સ્વાધિનતાની રક્ષા કરો. ખરી સ્વાધિનતા એટલે ઇશ્વરને આધીન થવુ તેમ રાજીખુશીથી પોતાનુ તન, મન, તેના નિયમને તાબે કરવુ તથા સંપૂર્ણ રૂપે તેના દાસ થવું તે છે. સ્વેચ્છાચાર અથવા ફાવે તેમ વર્તવુ તે સ્વાધનતા કહેવાય નહી. જે મનુષ્ય ધર્મની મર્યાદા ઓળંગી કેવળ ઐહીક સુખ ભોગવે અને જગતમાં માન મોટાઇ મેળવવા ફાંફાં મારે તે સ્વાધિન નહી, પણ તે તો મનુષ્યોનો, દુનિયાંનો અને ઇન્દ્રિઓનો ગુલામ કહેવાય; પરંતુ જે પોતાની શુદ્ધ ઇચ્છાથી ઇશ્વરના સત્ય અને મંગળ માર્ગે પોતાનું સર્વસ્વ ખરચે છે, અને અયોગ્ય બંધનો તથા વિપત્તીઓને દુર હઠાવે છે, તેજ ખરો સ્વાધીન અને સ્વતંત્ર છે વળી લોકોના આગ્રહ કે ભયથી ધર્મ તજે નહી અને બીજાના કહેવાથી પોતાના આત્માનુ પ્રભુત્વ છોડે નહી તેજ સ્વાધીન છે. સ્વાધીનતા મેળવવામાં ને જાળવવામાં મનુષ્ય જીવનનું ગૌરવ અથવા મોટાઇ છે સ્ત્રી પુરૂષોનો અધિકાર ઉચ્ચ આચરણ માટે એક સરખોજ છે, સત્કર્મ કરતાં નિંદા સાંભળવી પડે તો સાંભળજો, પરંતુ અસત કર્મને ઓળે પણ જશો નહી લોકોના આદર કે અનાદર તરફ દ્રષ્ટિ રાખશો નહી તેમ સ્વેચ્છાચારીની પેઠે ફાવે તેમ વર્તશો નહી. સત્ય આચરનારનો હમણાં નહી તો અન્તે પણ વિજય જ જાણજો.

### પ્રજાનુ લાલન પાલન.

બાળકોનું તમે નાની વયમાં જે રીતે લાલન પાલન કરો છો, તે રીતે મોટી વય થતાં તેઓનો આત્મા તમારા કોમળ ઉપદેશથી ઉન્નત થાય એવા ઉપાય કરો. માતા પરમ ગુરૂ છે, માતાનો ઉપદેશ સંતાનના હ્રદયમાં સચોટ દ્રઢ થઇ હંમેશને માટે જેવુ શુભ ફળ ઉત્પન્ન કરે છે, તેવુ બીજુ કોઇ કરી શકતું નથી. રોગ, કષ્ટ કે પીડાથી જેમ બાળકોના શરીરનું તમારે રક્ષણ કરવાનું છે, તેમ તેઓના આત્માને સંસારના મોહ અને ભયથી દુર કરવાનો છે એમ કરશો ત્યારેજ તમારી પ્રજા સબળ સધન, નિરોગી અને જ્ઞાની થશે તમારો સ્નેહ, મમતા, અથવા લાડ તેમની ઉન્નતિમાં વિઘ્નરૂપ થઇ પડે નહી, તેનો પેહલો વિચાર રાખજો જ્ઞાની અને ચારિત્રવાન પુત્ર પોતના માતાપીતાનુ મુખ ઉજવળ કરે છે ને સકળ કુટુંબને શોભાવે છે વયે આવતાં પુત્ર વિદ્યા શીખે છે અને પિતા તેને સતમાર્ગે ચઢવાની શીખામણ આપે છે એ સ્પષ્ટ છે, પરંતુ બાલ્યકાળથી સુનીતિનુ સેવન કરવુ એ તો તમારૂં (માતાનુંજ) મુખ્ય કર્તવ્ય છે માતાની હલકી વાતોથી અને માતાના નઠારા સંસ્કારથી બાળકોમાં જે દોષ પ્રવેશ કરે છે તે જીંદગીભર છુટી શકતા નથી. માટે બાળકોને અયોગ્ય લાડ લડાવવાથી અને તેના સેકડો દોષ નજરે જોતાં છતાં તે પ્રત્યે ઇતરાજી નહી બતાવવાથી બાળકોનું હ્રદય પામર થઇ અંતે મહાન

દેષોનો ભોગ થઇ પડે છે, તથા માતાના જ નિર્મળ ઉપદેશથી અનેક બાળકો ધાર્મિક થઇ ઉન્નતિની ટોચે પહોંચે છે. આ બે બાબત ખાસ સ્મરણમાં રાખી, બાળકોને નઠારે માર્ગે જતા અથવા માઠા સંસ્કારોનો ભોગ થતાં બચાવવા જોઇએ. બાલ્યકાળે તેમનામાં જેવા અંકુરો ઉગાડશો તેવા ઉગશે. તેઓને કોઇની પણ સાથે કલેશ અથવા તકરાર કરતાં જુઓ કે તેમાંથી તુરત વેગળાં કરો. અપશબ્દ અથવા કઠોર બોલ બોલતાં અટકાવો, કુસંગતના ચેપથી બચાવો, ઘરેણાં ગાંઠાંના શોખથી વેગળાં રાખો, અને વારંવાર તેમની ઉન્નતિ ઉપર ધ્યાન આપો. બાળકોમાં લેશ પણ દોષ જુઓ કે તુરત તરછોડીને નહીં પણ શાંત પાડી મીઠા શબ્દોથી તે દોષ દુર કરો, અને તેઓના હૃદયમાં સર્વદા પ્રભુ ભક્તિ અને સત્યનિષ્ઠા જાગ્રત કરો.

આ પ્રમાણે વર્તવાથી બાળકો તમારા પ્રત્યે માતા તરીકે પ્રીતિ કરતાં કરતાં ઉંચરૂ જગતકર્તા ઇશ્વરને પણ પરમ માતા માની, સહજ રીતે તેના પ્રત્યે પ્રીતિ કરતાં શીખશે. અને તમારામાંજ ઇશ્વરનો અતુલ્ય સ્નેહ અનુભવશે. આ પ્રમાણે જે કુટુંબમાં પુત્ર પુત્રીઓ માતાના શુદ્ધ સ્નેહને વશ થઇ તેનું ઉદાહરણ લઇ ઇશ્વરરૂપ પરમમાતાની સેવામાં જોડાય છે. તેજ કુટુંબ ખરેખર કૃતકૃત્ય અને ભાગ્યશાળી સમજવું.

---

## સ્નેહમાં સર્વ કાંઇ છે.

(વાલમા આવો સ્નેહથી ભીંજીએ, એ લય.)

સ્નેહમાં કહો શાની ઉણપ છે,
એતો પૂર્ણ અનુપ, એછે પ્રભુનું સ્વરુપ; કહો૦
સ્નેહવડે વિદ્યા ભણાય છે,
સ્નેહે ગુરુ વશ થાય,
માતાપિતા આદિ સંબંધિઓ,
એક સ્નેહતણા તંતુથી જોડાય.—સધાય; કહો૦
સ્નેહથી સંસાર સુધરે,
જીવન દિવ્ય બની જાય,
દાંપત્ય ધર્મ તવ ખીલતાં,
રૂડી રીતે ગૃહસ્થાશ્રમ સોહ્ય—વધાય; કહો૦
સ્નેહવડે દેવો વશ થાય છે,
સ્નેહે વૈરી વશ થાય,
સ્નેહવડે ચિંતન જેનું થતું,
તે પદાર્થ નિકટ આકર્ષાય,—પમાય; કહો૦
ભક્તિ પણ સ્નેહથી સધાય છે,
મંત્ર યોગાનુષ્ઠાન,
સર્વસ્વ સ્નેહથી ત્યજાય છે,
સ્નેહે થાતું તત્વાનુસંધાન,—ધ્યાન;
નિત્ય મુક્ત તેહ પ્રભુ સ્નેહથી,
ઉપાસકથી બંધાય,
સઘળું સધાવનાર સ્નેહને,
સાધો સાધક બહુ સમુદાય,—સદાય, કહો૦

શ્રી. उ.

---

# बालसहचरी.

અનુસંધાન ગતાંકથી.

## પ્રકરણ ૧૬ મું.

### તારા અને રમેશની સ્થિતિ.



તારાના પિતા હરિનાથ સ્ત્રી-શિક્ષા અને સ્ત્રી સ્વતંત્રતાના પૂર્ણ પક્ષપાતી હતા, બાળપણમાં રમેશ અને તારાને ઘણોજ સ્નેહભાવ થયો હતો. બન્ને એકી સાથે રમતાં અને રહેતાં હતાં. મોટી વયે તારા અભયાનંદ સ્વામી પાસે સંસ્કૃતનો અભ્યાસ કરવા લાગી અને રમેશને અંગરેજી ભણવાને માટે કલકત્તે મોકલવામાં આવ્યો હતો. આ તરફ તારાનું લગ્ન કરવામાં આવ્યું, પરંતુ ઇશ્વરેચ્છાએ તે લગ્નનું સુખ ભોગવી ન શકતાં બાળ વિધવા થઇ હતી. હરિનાથે તેનો કોઇ સારો વર શોધિ કાઢી પુનર્વિવાહ કરવાનો વિચાર કર્યો, પરંતુ તારાએ પોતાની માને સ્પષ્ટ કહી દીધુ કે મારે પુનર્વિવાહ કરી મારી જીંદગી નકામી કરવી નથી. હું મારૂં જીવન સમાજસેવા,અને દેશોદ્ધાર કરવામાં તેમજ પ્રભુ ભજનમાં ગાળીશ હરિનાથે ઘણા ઘણા ઉપાય કર્યા પરંતુ તારાએ પોતાની હઠ ન મૂકી આથી હરિનાથ ખેદનો માર્યો કોઇને કાંઇ કહ્યા કથ્યા વગરજ ઘેરથી ચાલી નીકળ્યો હતો. તેપછી તેમનીજ લખેલી એક ચિઠ્ઠીથી ખબર પડી કે હરિનાથ તો સંન્યાસી થઇ ગયા છે.

આ પછી એકાએક સન્યાસિ હરિનાથને પાછા ઘેર આવેલા જોઇ ગામમાં એવી વાત ઉડી કે, તારાનો પુનર્વિવાહ કરવાને માટેજ તે પાછા આવ્યાં છે.

ઘણા માણસોનો અન્યની નિંદા કરવાનોજ સ્વભાવ પડેલો હોય છે, તેવીજ રીતે તારાની પણ લોકોએ નિંદા કરવા માંડી, અને કહેવા લાગ્યા કે તારા સચ્ચરિત્રવાન નથી. અને તેથીજ તે એક માણસ સાથે પુનર્લગ્ન કરી ઠેકાણે ન પડતાં રઝળતી ફરે છે કોઇ કહે અમે પ્રત્યક્ષ તેનો દુરાચાર જોયો છે. આમ જેને ફાવે તેમ ગપ્પાં ઉરાડવા લાગ્યા. કેટલાક કહેવા લાગ્યા કે હરિનાથ આવ્યા છે તો હવે જરૂર તારાનું પુન લંગ્ન કરશે જ આમ ગામમાં ઠેકાણે ઠેકાણે વાતો થવા લાગી.

હવે વાચકોના ધ્યાનમાં આવ્યુ હશે કે ગંગાએ ચંદનને તારાને ત્યાં કોઇ સંન્યાસી હોવાની વાત કહી હતી, તે તારાના બાપ હરિનાથજ હતા

હરિનાથ આવ્યા છે એમ માની રમેશે તેમને મળવાનો વિચાર કર્યો જેથી તે હરિનાથને ત્યાં ગયો, હરિનાથ ઘેર નહોતા પણ પાસેના બાગમાં ફરવા ગયા છે એવી ખબર મળવાથી તે બાગમાં ગયો. ત્યાં જઇ જોયું તો એક નહેરની સામે મુખ કરી એક બાંકડા ઉપર બે માણસો બેઠે બેઠે વાતો કરતાં જણાયાં, તેથી તેણે જરા પાસે જઇ એક ઝાડને ઓથે રહી જોયુ તો તેમાં પોતાને ત્યાં લુંટારાએ તોફાન મચાવ્યુ ત્યારે જે નવયુવકે આવી તારાને બચાવી હતી તે નવયુવક હતો અને તેની સાથે તારા બેઠી હતી. આ દેખાવ જોઇ રમેશ તો ઝાડની ઓથે પથ્થરના પુતળાની માફક ઉભોજ રહ્યો, ને તેમની વાતો સાંભળીને દીંગજ બની ગયો. તે નવયુવક વારવાર તારાને પ્રશ્નો પૂછતો હતો પણ તારા કાંઇ જવાબ આપી શકતી નહોતી

તે નવયૂવકે, તારાને કહ્યુ, "તો તેં મને દુ ખમાંથી બચાવ્યો કેમ ? તને ખબર નથી કે આ તારી ભૂવન મોહિની મૂર્ત્તિને જોઇને મનને વશમાં રાખવુ એ ઘણુંજ કઠિન કામ છે ? હું તારા ઉપર મોહિત થયો છુ તેમાં તુંજ કારણભૂત છુ. બોલ, એકવાર જવાબ આપ કે તું મને તારો બનાવીશ કે નહી ?"

કાંઇ ઉત્તર ન મળ્યુ, તારા માત્ર જમીન ઉપર દષ્ટિ રાખી બેસીજ રહી હતી. તે નવ યુવકે પાછું ફરી પુછ્યુ, તારા, મારી માત્ર બાવીસ વર્ષનીજ ઉમર છે, જો તુ મને ત્હારો નહીં બનાવે તો મારૂં જીવન ધૂળમાં મળી જશે, એકવાર કહે કે હું સંસારમાં રહું કે ન રહું આ સાંભળી તારાના મનમાં લાગ્યું કે આ તો આપઘાત કરવાનો વિચાર રાખે છે, અને જો તે આપઘાત કરશે તો તેના પાપની ભોગી હું થઇશ. એમ ધારી તારાએ ઘણાજ ધીમા સ્વરથી કહ્યુ કે, "રહો" અને આજ વખતે તેણે ધાર્યું કે, એકાંત જગ્યામાં કોઇ પણ સ્ત્રીએ પુરુષની સાથે રહેવુ એ અનીતિ ભરેલું છે. સ્ત્રી અને પુરૂષને-એકાંતમાં એકલા ભેગાં થવુ એ અગ્નિ અને ઘીના સંયોગ જેવું છે ગમે તેવા દઢ વિચારના મનુષ્યો તો શુ પણ મહા સમર્થ મહાપુરુષો અને સતી સ્ત્રીઓ પણ એકાંતનું સેવન કરતાં ભ્રષ્ટ થઇ જાય છે. તેમના વિચારો ગમે તેટલા પવિત્ર હોય છે, છતાં પણ તેનું વેગણુ ઉલટણ થઇ જાય છે અને અનીતિમાં ફસાય છે. માટે એકાંત જગ્યામાં મારે હવે આ નવયુવક સાથે મળવું એ મને અપવિત્ર કરનાર છે, એમ ધારીને શરમાતી ત્યાંથી ઉઠી અને ચાલતી થઇ. પેલો નવયુવક, જાણે તારાના આશ્વાસનથી ઉંધા વિચારમાં દોરાઇ ખુશી થતો થોડીવાર ત્યાંજ બેસી રહ્યો, અને પછી બીજે રસ્તે થઇ બાગની બહાર ચાલ્યો ગયો

આ તરફ રમેશ કે જે તારાની સર્વ વાતો ઝાડને ઓથે રહી સાંભળતો હતો, તે પણ આ સાંભળી ત્યાંથી ચાલતો થયો પરંતુ રસ્તામાંજ તારા મળી ગઇ તેને જોઇ તે ઉભો રહ્યો, તારા રમેશને જોઇ હસતાં હસતાં તેની પાસે આવી અને કહ્યું કે પુજ્ય બનેવી, કેમ છો, ચાલો ઘેર, એટલું કહીને રમેશનો હાથ પકડી લીધો. પરંતુ આ વખતે રમેશને તારાના હાથનો સ્પર્શ થતાંજ તે કંપવા લાગ્યો. જેથી તારાએ પુછ્યું, કેમ ? કાંઇ તબીયત ખરાબતો નથી થઇ ? આટલા બધા કંપો છો કેમ ? એ સાંભળી રમેશે કહ્યું, નહિં, તબીયત તો સારી છે. તારાએ કહ્યું, ત્યારે કંપો છો કેમ ? રમેશે કહ્યું, તારા, શું કહું, મારી વાત તું સમજી શકશે ? તું તો કદી સ્ત્રિયોના રુપ અને ગુણના મહિમાને જોઇ મોહિત તો નથી થઇ ! જો તું કોઇ જન્મમાં પુરુષરૂપે સ્ત્રીના ઉપર મોહિત થઇ હોત, અને તેને તારા હૃદયનું સર્વસ્વ સમજી તેને ઇષ્ટ દેવ બનાવી, તેની મૂર્ત્તિનું રાત દિવસ ધ્યાન ધર્યું હોત, તો હું કેમ કંપુછું તે તું સમજી શકત. આ સાંભળી તારાએ હસીને કહ્યું, બનેવીજી, જે લોકો કોઇ સ્ત્રીના રુપગુણ ઉપર મોહિત થાય છે, તેમનું શરીર અને હાથ શુ આપની માફક કંપતા હશે ? શું આપનો હાથ પણ તેથી કંપે છે ? રમેશે કહ્યું, હા. આજ કેટલાક મહીનાથી હું જે સ્ત્રીના રૂપને જોઇને તેના ઉપર મોહિત થયો છું, જેની મનોહર મૂર્ત્તિનું ધ્યાન, રાતદિવસ ધર્યા કરૂં છું તેણેજ હર્ષથી આજે મારો હાથ પકડ્યો છે. હવે તું સમજીજ હશે કે મારો હાથ શાથી કંપી રહ્યો છે. હાથ તો શું પણ મારૂં હૃદય કંપી ઉઠયુ છે.

આ સાંભળી તારાએ મોહનનો હાથ મુકી દીધો, અને શરમને લીધે તેનું મોં લાલ ચોળ થઇ ગયું. તે ઘેર જવાને માટે ત્યાંથી ચાલવા માંડી, પણ રમેશ આગળ આવીને ઉભો અને કાંઇ કહેવા જતો હતો પણ તારાએ તેને બોલવાની તક આપી નહિં. પરંતુ તેણે અત્યંત, મધુર, સ્થિર અને ગંભીર સ્વરમાં કાતર દૃષ્ટિથી કહ્યું, તમે મારા બનેવી થાવ છો, માટે આવી વાત મારા મોં આગળ ફરી જો કદિ પણ કહેશો તો હું તમારાજ સામે મારી જીભ કરડીને મરી જઇશ તમે જાણોજ છો કે હું વિધવા છું. અને પુનર્લગ્ન કરવા ઇચ્છતી નથી. એક વિધવા સ્ત્રીને આ પ્રમાણે દુરાચારમાં પ્રવર્તાવવી એ તમારા જેવા બુદ્ધિમાન અને નીતિ નિપૂણ પુરુષને છાજતું નથી. હું તમારી સાથે માત્ર બનેવી તરીકેજ સબંધ રાખું છું. માટે આવું બોલવુ એ તમને ઘટિત નથી.

આ સાંભળી રમેશે કહ્યું, ઠીક, મ્હને તારે બેતરવોજ હોય અને ત્હારા પ્રેમનો પાત્ર ન બનાવવો હોય તો ચિંતા નહિ હું જાણું છુ કે, તેં પુનર્લગ્ન કરવાનો નિશ્ચય કર્યો છે, અને તેથીજ હરિનાથ બાબુ સંન્યાસી થઇ ગયા હતા, છતા પાછા સંસારી બન્યા છે. મારા કરતાં તેં પેલા નવયુવકને અધિક પ્રીતિનો પાત્ર બનાવ્યો છે. અને તું તારો પ્રેમ તેને આપવા ઇચ્છા રાખે છે.

આ સાંભળી તારાના હૃદયમાં આઘાત થયો, તેણે જાણ્યું કે અમારી વાતો કોઇના જાણવામાં નથી

પણ રમેશે બધી વાતો સાંભળી હોય એમ લાગે છે એમ વિચાર કરી તેણે કહ્યું, હું હવે તમારી વાત સાંભળવા માગતી નથી. આજથી તમારે મને કોઇ પણ દિવસ મળવુ નહિ. આટલું કહી રમેશની સામે તિરસ્કાર ભરી દૃષ્ટિથી જોઇ તારાએ ઘર તરફ ચાલવા માંડયું, પણ રમેશે આગળ આવી કહ્યુ, તારા, તેં આજથી મારી આશા ધુળમાં મેળવી છે. મારા વર્તનથી તને દુ:ખ થયુ, જાણી દિલગીર છું, અને હું પ્રતિજ્ઞા કરૂં છુ કે, હવે કોઇપણ દિવસ હું વગર બોલાવ્યે તારા આગળ આવીશ જ નહી, તારી ગર્ભિત ઇચ્છા જાણીનેજ હું તારા પ્રેમમાં ફસાયો હતો દેવિ, તે મને બચાવ્યો છે અને કુવળે રસ્તે દોરાઇ જતો આ વ્યભિચારમય અઘોર પાપના ખાડામાં પડતાં બચાવ્યો છે. તુંજ મારી શિક્ષા ગુરુ છે આજથી મારો તારા પ્રતિનો અયોગ્ય પ્રેમ બેન પ્રતિ ભાઇના પ્રેમના જેવો થઇ ગયો છે. બેન ! હું મારી ભૂલની ક્ષમા માગુ છુ. આટલું કહી રમેશ પસ્તાવો કરતો ત્યાંથી ચાલતો થયો તારા પણ આ સાંભળી પોતે રમેશનું ઘણુજ અપમાન કર્યું એનો પસ્તાવો કરતી ત્યાંજ ઉભી થઇ રહી.

## પ્રકરણ ૧૭ મું.

### આશ્ચર્યજનક કથની.

હવે રમેશ તારાને ઘેર બિલકુલ જતો નથી. તારાને મળવાનો વિચાર પણ માંડી વાળ્યો.તેના વિચાર બધા બદલાઇ ગયા. તે પાપ પંકમાં જતો બચ્યો હવે ઇશ્વર ભજન કરવા તરફ તેનું મન વળ્યું તે એકાંતમાં યોગિયોની માફક ઘણો કાળ ગાળતો, જેમ બને તેમ સ્ત્રીઓની સંગતિ ન થાય તેને માટે ચેતતો રહેતો. તારાને ભૂલવા ઘણો પ્રયત્ન કરતો, તેવીજ રીતે તારાના મનમાં પણ રમેશે કરેલું અપમાન સાંભળી આવતું અને પસ્તાવો કરતી એક વખત તારા બાગમાં એકલી બેઠી બેઠી રમેશ સંબંધી વિચારો કરી રહી હતી તેવામાં પાછળથી કોઇના આવવાનો ભણકારો થયો. તેથી તારાએ પાછળ જોયુ તો પેલી ગાંડી જરા દુર ઉભી રહી તારાને હાથના ઇશારાથી બોલાવતી હતી

આ જોઇ તારાએ કહ્યુ કે શુ છે ?

ગાંડીએ આનો કાંઇ જવાબ આપ્યો નહિ, પણ પોતાની પાછળ પાછળ આવવાનું કહ્યુ. તેથી તારાએ પુછયું, શુ છે, તારી સખીપણી તો સારી છે ને ? ગાંડીએ માથું હલાવી કહ્યુ કે 'ક્યહું' તારાએ ગાંડીનો હાથ પકડી અને પુછયુ કે શુ રોગ વધી ગયો છે ? ગાંડી કાંઇ બોલતી નહોતી પણ તેને પોતાની પાછળ પાછળ આવવાનું ઇસારાથી જણાવતી હતી તેની પાછળ પાછળ એક નાના મકાનમાં ગઇ ગાંડી બીજી તરફ ગઇ, તે મકાનના એક ખુણામાં એક માટીના કોડીયામાં ધીમો દીવો બળતો હતો, તેની પાસે એક ભાગલી તુટલી ખાટલીમાં એક રોગી સ્ત્રી પડી હતી. તેની દશા આજે કાંઇક ખરાબ છે તારાએ જઇને જોયું તો તે સ્ત્રી મૃત્યુની તૈયારી કરી રહી છે,એવુ લાગ્યું. તારાએ તેના મોંપર થોડું પાણી છાંટી તેને સચેત કરી, તે સ્ત્રીએ આંખો ઉઘાડી તારાના સામુ જોયું, અને ઘણાજ ધીમા અવાજે બોલી, બેટા, તને મારે એક વિનતિ કરવાની છે. તેટલા માટે બોલાવી છે. હું ઘણેજ દૂરથી મરતાં મરતાં પણ જેનું મુખ જોવાને આવી છુ તેને તું અહી બોલાવી લાવ.

તારાએ પૂછયું, કોને બોલાવી લાવુ.

તે સ્ત્રીએ કહ્યું, હું તને પ્રથમ મારી પૂર્વાવસ્થાની વાત કહેવાનું યોગ્ય ધારૂં છુ તેથી તને સમજાશે કે કોને બોલાવવાનો છે હા, થોડું પાણી—આમ કહેતાં કહેતાં તો તે સ્ત્રી બેહોશ થઇ ગઇ, તારાએ પાણી આણી અને તેના મુખ ઉપર થોડુ છાંટયુ અને ભાન આવતાં થોડુ પાયું, તે પછી તે સ્ત્રીએ કહેવાનું શરૂ કર્યું.

" આ ગામમાં રહેતા અમરનાથની પહેલી સ્ત્રી જ્યારે મરી ગઇ ત્યારે તેણે મારી નાની બહેન

ભગવતીની સાથે લગ્ન કર્યું મારાં માબાપ ગરીબ હતાં, બ્હેન નાની હતી, જેથી હું પણ મારી બ્હેનની સાથે અમરનાથને ત્યાં રહેવા લાગી. મારૂં લગ્ન થઇ ગયું હતું મારો પતિ પણ જીવતો હતો. પરંતુ તે એક અભણ અને મુર્ખ કુળવાન બ્રાહ્મણ હતો કુળના મદમાં તેણે અનેક સ્ત્રીઓને પરણવું અને પઇ-ઠણના રૂપિયા લેવા એજ પોતાનો રોજગાર માન્યો હતો મારા જેવી દશ વીસ સ્ત્રીયો તેને હતી અને દિન પ્રતિદિન તે સંખ્યા વધતીજ હતી, જેથી તે મને પોતાને ત્યાં તેડતો નહોતો. પરંતુ જ્યારે તેને ખબર પડી કે હું મારી બેનની સાથે રહું છું, ત્યારે તે ત્યાં વારંવાર આવવા લાગ્યો અને મારી સાથે રહેવા લાગ્યો. હું પણ મારી બેનને ત્યાં સુખથી રહેતી હતી ઘરમાં મારૂં ચલણ હતું, અને વળી મારો પતિ ત્યાં આવી વારંવાર થોડા થોડા દિવસ રહી જતો, તેથી તે સુખ પણ મળતું હતું મારી બેન એમ કરતાં કરતા વીસ વરસની થઇ તે વખતે ઇશ્વર કૃપાથી તેને ગર્ભ રહ્યો, અમરનાથને પ્રથમ સ્ત્રીને ત્રણ પુત્રીઓ હતી. દૈવયોગે મારી બેનને પુત્રનો પ્રસવ થયો અને તેજ દિવસે સંધ્યાકાળે મને પણ એક પુત્રનો જન્મ થયો, આથી અમો બંને બેનોના આનંદની સીમા રહી નહિ. અમરનાથ પણ આનંદ માનવા લાગ્યો. વધુ અજાયબ તો એ હતું કે અમારા બંને પુત્રોનાં રૂપ એક સરખાજ હતાં, અને ઘણીવાર તો અમે પણ ભૂલાવામાં પડી જતાં થોડાક મહીના પછી ભગવતીને તાવ આવવા માંડ્યો. ઘણી દવાઓ કરી પણ આરામ થયો નહી, પણ રોગ વધતોજ ચાલ્યો, જેથી મેં તેમને હવા ફેર કરવા મારા પીયરમાં જવા કહ્યું, અમરનાથ પણ તૈયાર થયા અને અમે સર્વે ત્યાં ગયાં, ત્યાં જવાથી ભગવતીને આરામ થયો. આ વખતે અમારા બાળકો ચાર માસના થયા હતા. એક વખત ગામમાં વાત ઉડી કે બહારથી કોઇ એવી સ્ત્રીયો આવી છે કે જે નાનાં છોકરાંને પકડી જાય છે. અને જ્યારે તે છોકરાં પાંચ છ વર્ષનાં થાય છે ત્યારે તેને વેચી દે છે આથી ભગવતિ પોતાના પુત્રની ચિંતાથી તેની બરોબર સંભાળ રાખવા લાગી. એક દિવસ હું ભગવતીના પુત્રને લઇ ખડકીની પાસે પલંગ ઉપર સુતી હતી. અને ત્યાં શીતળ પવન આવવાથી ઉંઘી ગઇ, જ્યારે થોડી વારે મારી આંખ ઉઘડી અને જોયુ તો પાસામાં બાળક ન મળે. જેથી હું એકદમ ગભરાતી, ગભરાતી ઉઠી, અને આમ તેમ શોધતી બાળકનો પત્તો ન લાગતાં બુમો પાડવા લાગી આ પ્રમાણે બુમ થવાથી અમરનાથ આવી પહોંચ્યો તેને મે રડતાં રડતાં સર્વ હકી-કત કહી સંભળાવી તેણે તરતજ પોતાના નોકર ચાકરોને ગામમાં અને આજુ બાજુ શોધ કરવા મોકલ્યા, અને પછી મારી પાસે આવી કહ્યુ કે, જો, મેં આ લોકોને બાળકની શોધ કરવા મોકલ્યા છે તે હમણાંજ શોધી લાવશે માટે શાંત થા, તારી બેન અહીં પડોશમાં કંઇક ગઇ છે, તે હમણાં ઘેર આવશે અને પોતાના પુત્રને નહી જુવે તો તે તરતજ પોતાના પ્રાણ ખોઇ નાંખશે. માટે તેનો જીવ બચાવવો તારા હાથમાં છે. જેથી તારે થોડીવારને માટે કહેવુ કે મારો બાળક ખોવાઇ ગયો છે, અને તારો પુત્ર તો આ રહ્યો, એમ કહી તારો પુત્ર તેને આપવો બંને બાળકો રૂપ રંગમાં એક સરખા હોવાથી રહેજમાં તારી બેનનો જીવ બચી જશે. અને તને કાંઇ નુકશાન નથી

" મે આ વાત ખરી માની તેનું કારણ કે મારી બેન પ્રતિ મારો અપ્રતિમ સ્નેહ અને બીજું આ બનાવ બનવામાં હું જ કારણભૂત હતી. મેં ધાર્યું કે એમાં મારૂં શુ જવાનુ છે, જ્યાં સુધી ભગવતીનો પુત્ર નહીં જડે ત્યાં સુધી મારો પુત્ર તેની પાસે રહેશે. મેં તે વખતે મારા પુત્રની ધાય ચમ્પા કે જે આજે ગાંડી થઇ ગઇ છે અને બધા ગાંડી તરીકે ઓળખે છે તે તે વખતે ડાહી હતી,અને તેથી મે તેને બોલાવી અને આ વાત કહી તેથી તેણે મારા પુત્રને છાનો માનો લઇ જઇને પલંગ ઉપર સુવાડ્યો. ભગવતી કે જે બાળક ખોવાયાની વાત સાંભળી બે બાકળી આવતી હતી, તેણે ઘરમાં આવીને મારા બાળકને પોતાનો પુત્ર સમજી ખોળામાં લીધો, અને ગાંડીની માફક ઘડી હસવા અને ઘડી રડવા લાગી. આ પછી સર્વએ જાણ્યુ કે મારો પુત્ર ખોવાઇ ગયો છે, અને તે ચોરાયલો બાળક ફરી ન મળ્યો. આ બનાવ બન્યા પછી થોડા મહીના બાદ. જ્યારે ભગવતીને સારી રીતે મટ્યુ ત્યારે અમરનાથ તેને લઇને રતનપુર જવા તૈયાર થયા ત્યારે હું પણ તેમની સાથે જવા તૈયાર થઇ, પણ તેણે મને તેડી જવાનું ના કહ્યું અને કહ્યુ કે તારાં ઘરડાં માબાપ કાશીએ યાત્રા કરવા જાય છે તો તેમની સેવા ચાકરી કરવા તારે તેમની સાથે જવુ જોઇએ. હું તમામ ખર્ચ તને આપીશ

માટે તું તેમની સાથે જા. આ સાંભળી મેં કહ્યું કે મારો પુત્ર મને પાછો આપો તો હું તમારી સાથે નહી આવતાં તેમની સાથે જઈશ ત્યારે તે દગાબાજે કહ્યું કે, તારો છોકરો તો ચોરાઈ ગયો, હું તેને ક્યાંથી લાવી આપું ? મે કહ્યું તમેજ મને ખોટું સમજાવી તેને લઈ લીધો છે તેણે કહ્યું, હવે તારી એવી વાતપર કોણ વિશ્વાસ કરશે કે મે તારો છોકરો છિનવી લીધો છે ? જેને કહીશ તે તને ગાંડી બનાવશે. આથી મારી આંખોમાં આંસુ આવી ગયાં, મેં રડતાં રડતાં કહ્યું, ઠીક, તો હું તમારે ત્યાં આવી દાસી થઈને રહીશ, અને મારા પુત્રને રોજ જોઈનેજ ખુશી થઈશ પણ તે નીચ માણસે તે વાત કબુલ ન કરી હું આ વખતે તેને શું કરી શકું તેમ હતી ? તે જમીનદાર અને આબરૂદાર હતો, અને હું તો અનાથ ગરીબ સ્ત્રી, મારૂં માને પણ કોણ ? આખરે નિરાશ થઈ હું મારા માબાપ સાથે કાશીએ જવા તૈયાર થઈ અમરનાથ મારા પુત્રને લઈ રતનપુર ચાલ્યો ગયો અને સાથે બાળકને ઉછેરવા માટે ચંપા પણ રતનપુર ગઈ.

કાશી જતાં પહેલાં એક પોલીસ અમલદારે મારા બાપને આવી કહ્યું કે, કેટલીક સ્ત્રીઓને શક ઉપરથી પોલીસે પકડી છે તેની પાસે બે છોકરાં છે. તમારો બાળક ચોરાઈ ગયો છે, તો ત્યાં આવી ઓળખો, અને જો તમારો છોકરો નીકળે તો લઈ આવો મારા બાપ આ સાંભળી ઘણાજ પ્રસન્ન થયા, અને પોલીસ થાણામાં જઈ ભગવતીના છોકરાને ઓળખી તે લઈ આવ્યા, હું પણ તેને જોઈ ઘણીજ ખુશી થઈ, અને તે પુત્રને મારા પુત્રની માફક છાતીએ ચાંપી હર્ષાશ્રુ પાડવા લાગી. તે પછી મેં અમરનાથને તે ખબર લખી જણાવી, અને લખ્યું કે હવે તમે મારા પુત્રને પાછો મોકલી દો, કે હું નિશ્ચિંત થઈ કાશીએ જઈ શકું, તેના જવાબમાં તેણે લખ્યું કે, તમારો પુત્ર મળવાથી અમે ખુશી થયા છીએ, પરંતુ પુત્રને પાછો મોકલવાની વાત તમે લખી તેથી મને લાગે છે કે તમે ગાંડાં થઈ ગયાં હશો ? મે રડતાં રડતાં તે પત્રને ઠેકાણે મૂકી દીધો અને મનની વાત મનમાંજ સમજીને રહી. આ પછી અમે ...વતીના પુત્રને લઈ કાશીએ ગયાં. ત્યાં મે તેને ભણાવા માડ્યો, એવામાં ચંપા ભગવતીને ત્યાંથી ...રી પાસે આવી. મે જોયું તો તે ગાંડા જેવી બની ગઈ હતી, અમરનાથનું નામ સાંભળીને તો તે ...જ ચીડાતી હતી, મને લાગ્યું કે મૂર્ખ અમરનાથે તેને ધર્મભ્રષ્ટ કરી હશે. જે થયું હોય તે ખરૂં, પણ ...પા ગાંડી થઈ ગઈ. ભગવતીનો પુત્ર ભણી ગણીને હોંશિયાર થયો. તે પછી કાશીના રામનાથ શુકલની પુત્રીની સાથે મેં ભગવતીના પુત્ર શ્યામસુંદરનો વિવાહ કરી દીધો. અપૂર્ણ

---

## જન્મ સાર્થક.

( દેસાઈ મોતીલાલ મથુરભાઈ મહુધાવાળા

જગતમાં જનમીને, જદુપતિ જપ્યા નહીં,
માનવિનો દેહ જે તે, ધર્યો તે ન ધર્યો છે
પર દુઃખ દેખી પાઈ, ખર્ચીને ફર્યો નહી,
ફક્કડ બનીને ફુલી, ફર્યો તે ન ફર્યો છે
કુકર્મ કરતાં કદી, પાછો ફરી ડર્યો નહી.
ઋણુની ધરીને બીક, ડર્યો તેજ ડર્યો છે.
પ્રપંચ કરીને ભવ, ઉનરીને તર્યો કદી,
પ્રભૂ પદ નાવ ગ્રહી, તર્યો તેજ તર્યો છે.

---

# अष्टम वैद्य संमेलन.

અષ્ટમ વૈદ્ય સંમેલન પુના ખાતે તા ૨૫ થી ૨૭મી ફેબ્રુઆરીના રોજ આ વર્ષે ભરાયું હતું. સમેલનના અધ્યક્ષ કોચીનના મહારાજા સર રામવર્મા જી. સી. આઇ. ઇ જી સી એસ આઇ તા ૨૩ ફેબ્રુઆરીના રોજ રાત્રે મદ્રાસ મેલ મારફતે પુના ખાતે આવી પહોંચ્યા હતા તેમને સ્વાગત મંડળના પ્રમુખ ડૉ નાના સાહેબ, દેશમુખ, વૈ. પં. કૃષ્ણશાસ્ત્રી કવડે વિગેરે સદ્‌ગૃહસ્થોએ સ્ટેશન ઉપર આવકાર આપ્યો હતો તે પછી શનીવારે સવારે સાત વાગે સ્ટેશન ઉપરથી અધ્યક્ષને શહેરમાં મોટી ધામધુમથી આણવામાં આવ્યા હતા.

તેજ દિવસે સધ્યાકાળે પાા વાગે પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા મદ્રાસના પ્રસિદ્ધ વૈદ્ય વિદ્યારત્ન પ. ડી ગોપાળાચાર્લુંને હસ્તે કરી હતી. તે વખતે ઘણા સદ્‌ગૃહસ્થો હાજર હતા પ્રદર્શનમાં ઉદ્‌ભિજ વિભાગ પૈકી વૃક્ષ, મૂળ વિગેરે હતાં તેમજ જુદી જુદી જાતિનાં વનસ્પતિનાં આશરે ૩૫૦ કુંડા મૂકેલાં હતાં દ્વિદલ, ત્રિદળ, કાંટેરી, વેલ વિગેરે જુદી જુદી વનસ્પતિના ગુણ વિગેરે સહિત તેનાં ગુજરાતી, મરાઠી, હિંદી, સંસ્કૃત વિગેરે પ્રચલિત નામ લખેલાં કાર્ડ દરેક વનસ્પતિનાં કુંડાં ઉપર લટકાવેલાં હતાં. દશ મૂળ, દિકામાળી, લવીંગ, ભોંયઆંબની, સાતીણ, આસન, સાટોડી, વિગેરે અનેક પ્રકારની વનસ્પતિ મૂળ સ્વરૂપમાં જોવામાં આવતી હતી ઉપરાંત આયુર્વેદ પદ્ધતિથી તૈયાર કરેલ રસાયનો, માત્રા, ગુટિકા, અવલેહ, પાક, ભષ્મો તેલ, મલમ વિગેરે જુદી જુદી જાતના ઔષધો, જુદા જુદા કબાટમાં યોગ્ય રીતે ગોઠવેલાં હતાં. તેમાં અષ્ટવિધ પારો, પારાનું લિંગ, સતપુટી કે સહસ્ત્ર પુટી અભ્રક, સમામૃત લોહ, રૌપ્ય, શંખ, પારદ સોમલ સુવર્ણ વિગેરેની ભષ્મો, નવગ્રહ, સ્વર્ણશેખર, વિશ્વમૂર્તિ, ક્ષયાંતક, રાજમૃગાંક, વિગેરે મૂલ્યવાન રસાયનો પણ હતાં, ટેની જોડે બીજા ભાગમાં તાડપત્ર પર હાથે લખેલા જુના ગ્રંથો ગોઠવેલા હતા, તેજ પ્રમાણે મહારાષ્ટ્રના જુના પ્રસિદ્ધ વૈદ્યોની છબીઓ વિગેરે હતી ત્રીજા ભાગમાં સર્વ પ્રકારની ભષ્મો તથા અભ્રક, સોમલ હરતાળ, પ્રવાળ, પારો, શિલારસ, વિગેરે ખનીજ દ્રવ્યો હતાં શરીરના ડોળા, આંતરડાં, રક્ત વાહિનીઓ. કાળજું વિગેરે શરીરના જુદા જુદા અતર્ભાગ અવયવોના નમુના પદ્ધતિસર રીતે મૂકેલા હતા. ફિનઇના આયુર્વેદિક કેમીકલ ફાર્મસી તરફથી અર્ક કાઢવાનાં ઉર્ધ્વંગતિ નલિકાયત્ર, તથા વનસ્પતિમાં ક્ષાર દ્રવ્યો કાયમ રાખીને અર્કો કાઢવાનાં અધોગતિ નલિકાયત્ર તથા ઔષધિ રસાયનો તૈયાર કરવાના જુદી જુદી જાતનાં પાત્રો મૂકેલાં હતાં. આ પ્રમાણે વૈદ્યોને જોવા અને અનુભવવા લાયક પ્રદર્શન હતું

બીજે દિવસે સવારે પ્રદર્શનના સ્થળે ડૉ વામનરાવ દેશાઇએ ઔષધિ વનસ્પતિના ગુણદોષ સંબંધી ભાષણ આપ્યું હતું. તા. ૨૫-૨-૧૭ દિવસે બપોરે ૨ાા વાગે સમેલનનું કામકાજ શરૂ થયું હતું શરૂઆતમાં સ્વાગત આપનારૂં ગાયન થયું હતું તે પછી સ્વાગત મંડળના અધ્યક્ષ ડૉ ભોરેશ્વર ગોપાળ ઉર્ફે નાના સાહેબ દેશમુખનુ સ્વાગત ઉપર નિચે પ્રમાણે ભાષણ થયું હતું.

આપણું એકજ કાર્ય છે કે પ્રાચીન આયુર્વેદ વિદ્યાની હીન દશા દૂર કરવાના ઉપાયો શોધી કાઢી તેનો ઉપયોગ કરવો તેમાં આયુર્વેદની હીનતા થવાનાં અનેક કારણ છે. તેમાં રાજ્ય આશ્રયના અભાવે અધ્યયન, અધ્યાપનની પદ્ધતિ નષ્ટ થઇ ગઇ; જુના વિદ્વાનો પ્રતિ શ્રદ્ધા કમી થઇ ગઇ, પરદેશી રોગ નિવારણનાં શસ્ત્રો તથા શસ્ત્રોનો દેશમાં ઉપયોગ થવા લાગ્યો અને તેથી કામ થતાં તેપર લોકો મોહિત થતાં ગયાં. તેમ તેમ આપણાં પ્રાચીન રોગ નિવારણનાં શાસ્ત્રો તથા શસ્ત્રોમાં અશ્રદ્ધા થવા લાગી. પરંતુ, પ્રાચીન શાસ્ત્રો મજબુત પાયા ઉપર છે અને શસ્ત્રો ખરી ધાતુનાં છે. તે ઘસાયલાં હોય તો સાફ કરી તેને નવી ધાર કાઢી ઉપયોગ કરવો જોઇએ. માટે પ્રથમ આયુર્વેદ વિદ્યાનુ પઠન પાઠન ક્રમ સારા પાયા ઉપર પાછો શરૂ થવો જોઇએ, પ્રાચીન ગ્રંથોનો અભ્યાસ ઉત્તમ રીતે થવો જોઇએ. અને ચિકિત્સાનું

યથા યોગ્ય જ્ઞાન અને પ્રત્યક્ષ અનુભવ મેળવવો જોઈએ. અને તેમાં પૌર્વાત્ય તથા પાશ્ચાત્ય જ્ઞાનનું યોગ્ય રીતે સંમેલન કરવું તેમજ આર્ય વૈદ્યોના રાજકિય તથા સામાજીક અધિકાર જે હોય તે સંભાળવા અને અધિક મેળવવા. અને તે ઉત્પન્ન કરવા નવીન યોજના કરી તે ઉપાયો અમલમાં આણવા એ અતિ ઉપયોગી છે. વિગેરે કહી તેમણે પોતાનું ભાષણ પુરૂં કર્યું હતું તે પછી વે. શા. કાશીનાથ શાસ્ત્રી લેલે, કૃષ્ણ શાસ્ત્રી દેવધર, કવિરાજ ગણનાથસેન, પંડિત ગોપાળાચાર્લુ, વિગેરે વૈદ્યોએ મહારાજા સર રામવર્માને પ્રમુખપદ લેવાની સૂચના કરી હતી. તે પછી અધ્યક્ષે પ્રમુખપદ લઈ પોતાનું ભાષણ કર્યું હતું

ભાષણ થઈ રહ્યા પછી હિંદુસ્થાનના રાજા રજવાડાએ આર્ય વૈદકને ઉત્તેજન આપવા માટે આયુર્વેદ મહા વિદ્યાલય તથા વનસ્પતિ બાગ કાઢવાના કાર્યમાં મદદ કરવી એ બે ઠરાવ પ્રમુખે મૂક્યા હતા. તે પાસ થયા પછી વિષય નિયામક મંડળ નિમાયું હતું. તે પછી બીજા દિવસ ઉપર સંમેલન મુલતવિ રહ્યું હતું  તા. ૨૬ ૨-૧૭.

સોમવારે સવારે ૮ વાગે અધ્યક્ષ સર રામવર્મા કાંઈ કારણસર હાજર ન રહેતાં મદ્રાસના પં. ડી. ગોપાળા ચાર્લુના પ્રમુખપણા નીચે સંમેલનનું કામ શરૂ થયું હતું. પ્રથમ ચાલુ લડાઈમાં બ્રિટિશ સામ્રાજ્યનો વિજય થાવ એવો ત્રીજો ઠરાવ મૂક્યો હતો તે પાસ થયો તે પછી મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડો જેમ લોકોનાં આરોગ્ય સંરક્ષણ સંબંધી પોતાનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવવા માટે પાશ્ચાત્ય વૈદકના દવાખાનાં કાઢે છે તેવી રીતે આયુર્વેદ ચિકિત્સા ગૃહો સ્થાપવા એવો ચોથો ઠરાવ પાસ કરવામાં આવ્યો હતો. તે પછી વૈ. પ્રભાશંકર નાનાભાઈએ સુશ્રુતોક્ત શલ્યચિકિત્સા એ વિષય પર ભાષણ આપ્યું હતું. તે પછી બપોરે બે વાગે સંમેલનનું કામ શરૂ થયું હતું. જેમાં દવાઓ બનાવવાને માટે ઝેરી પદાર્થો સહજ મળી શકે તેવી કાયદામાં સવડતા આપવાનો પાંચમો ઠરાવ સર્વાનુમતે પસાર થયો હતો. તે પછી પંડિત ડી. ગોપાળાચાર્લુએ દક્ષિણ હિંદુસ્થાનમાં આયુર્વેદ પદ્ધતિ, એ વિષય પર નિબંધ વાંચ્યો હતો તે પછી સંમેલન મુલતવી રહ્યું હતું  તા. ૨૭-૨-૧૭ મંગળવાર.

તે પછી મંગળવારે બપોરે બે વાગતાં સંમેલનનું કામ શરૂ થયુ હતું તેમાં પ્રથમ વે. શા. કાશીનાથ શાસ્ત્રી લેલે એ વેદમાં આયુર્વેદ એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યુ હતું. તે પછી નિચેના ઠરાવ પાસ થયા હતા.

૬ અષ્ટે ગામમાં મ્યુનીસીપાલિટીએ આજે પચીસ વર્ષથી ચાલતું દેશી દવાખાનું ગયા વર્ષે બંધ કર્યું તેનો આ સભા નિષેધ કરે છે, અને તે દવાખાનુ ફરી ચાલુ કરવા તે ગામના લોકોએ ચળવલ કરવી એવી આ સભાની તેમને વિનંતિ છે તેવો ઠરાવ પાસ થયો હતો.

૭ ખા. બા અસદ અલીખાને વાયસરોયની કૌંસિલમાં દેશી વૈદક સંબંધી જે ઠરાવ મૂક્યો હતો તે બદલ આ સભા તેમને અભિનંદન આપે છે. તેમજ આયુર્વેદની યોગ્યતા અને તેની ઉપયોગિતા કૌંસિલના સભાસદોને સમજાવવાને માટે કોચિનના મહારાજા સર રામવર્મા, ડૉ. મોરેશ્વર ગોપાળ દેશમુખ, કવિરાજ ગણનાથસેન વિગેરે સદ્‌ગૃહસ્થોની એક કમીટી નીમવી એવો ઠરાવ પાસ થયો હતો.

૮ આયુર્વેદ મહાવિદ્યાલય સ્થાપન કરવાને માટે દ્રવ્યની મદદ મેળવવાને માટે તેમને વિદ્યાલયની નિયમાવલી તથા અભ્યાસ ક્રમ નક્કી કરવાને માટે કોચીનના મહારાજા સર રામવર્મા પં. ડી. ગોપાળાચાર્લુ, સર રામકૃષ્ણ ગોપાલ ભાંડારકર, લક્ષ્મીરામ સ્વામી, લો. બાળગંગાધર તિલક, દિ. બા વિ. પી. માધવરાવ વિગેરે ગૃહસ્થોની એક કમીટી નીમવાનો ઠરાવ પાસ થયો હતો.

૯. ભારતિય વૈદ્ય સંમેલનનું કામ અધિક પદ્ધતિસર રીતે ચલાવવાને માટે હિંદુસ્થાનની ભાષા વાર પ્રાંતિક વૈદ સભા નિમવી તેમાં ગમે તે વૈદ્ય સભાનો સભાસદ થઈ શકશે.

તે પછી કવિરાજ ગણનાથસેને ત્રિદોષ વિજ્ઞાન એ વિષય ઉપર વ્યાખ્યાન આપ્યુ હતું. તે પછી સંમેલન મુલતવી રહ્યુ હતું.  ૨૮-૨-૧૭.

૧૦ તે પછી ચોથે દિવસે પ્રથમ પ્રમુખે "હિંદુસ્થાનના જુદા જુદા પ્રાંતોમાં સંસ્કૃત તથા દેશી ભાષામાં લખેલા જે વૈદક ગ્રંથો હોય તે મેળવવા અને તેનું સંશોધન કરવું એ કામ દરેક પ્રાંતના વૈદ્યોએ કરવું એવો ઠરાવ મૂક્યો હતો.

૧૧ તે પછી " વાઇસરૉયની કાયદા કૌંસિલમાં દેશી વૈદ્યોની તરફથી એક સભાસદ નીમવાની આ સભા વિનતિ કરે છે એવો ઠરાવ પાસ થયો હતો. તે પછી ૧૨ આયુર્વેદ પદ્ધતિથી શીખેલી સ્ત્રી વૈદ્યોની ઘણીજ જરૂર છે, તેવો તેમજ પુણાના સ્ત્રી વિદ્યાલયમાં કીવા હિંદુસ્થાનમાંના બીજા ઠેકાણાના સ્ત્રિવિદ્યાલયોમાં આવા શિક્ષણની વ્યવસ્થા કરવી એવી આ સભાની તેતે સંસ્થાના વ્યવસ્થાપકોને વિનતિ છે એવે ઠરાવ ઘણા વાદવિવાદ પછી પાસ થયો હતો.

તે પછી ભારતીય આયુર્વેદ વિદ્યાપીઠે ઠરાવેલા જુદા જુદા વૈદ્યક વિષયોનુ અધ્યયન કરવાને માટે પ્રત્યેક પ્રાંતની દેશી ભાષામાં ગ્રંથો હોવાની જરૂર છે માટે તે ગ્રંથો તૈયાર કરવા માટે હિંદુસ્થાનના સદ્વૈદ્યોએ પ્રયત્ન કરવો એવી આ સભા વિનંતિ કરે છે. એવો ઠરાવ પાસ થયો હતો, તે પછી " લેફ્ટેનટ કર્નેલહુટનના પ્રમુખપણા નીચે પૂના મેડીકલ સોસાયટીએ તા. ૧૫ જુલાઇ ૧૯૧૬ ના રોજ ભરાયલી સભામાં આયુર્વેદ શાસ્ત્ર એ ભ્રાંતિમૂળક તત્વો ઉપર સ્થાપહ્યું છે એવા આશયનો વિચાર શૂન્ય ઠરાવ પસાર કર્યો તેને માટે આ સભા અત્યંત જોરથી તેનો નિષેધ કરે છે. આ ઠરાવ પાસ થયો હતો. તે પછી મૈસુરના આયુર્વેદીય વિદ્યાલયમાં મૈસુર વિશ્વવિદ્યાલયમાં સમાવેશ કરવો એવી આ સભાની મૈસુર સરકારને વિનંતિ છે એવો ઠરાવ પાસ કર્યો હતો. પછી આવતું સંમેલન લાહોરમાં ભરવાનું નિમંત્રણ પં. ઠાકુરદત્તે કર્યું હતું તે પછી સંમેલનનું કામ સમાપ્ત થયું હતું

---

# वाळकोनी मावजत.

## બાળકોનું રક્ષણ અને પોષણ.

બાળકોની પ્રારંભિક અવસ્થામાં માતાનુ દૂધજ (ધાવણ) તેનો સ્વભાવિક ખોરાક છે. જે માતા પોતાના [illegible] બરોબર ધવરાવતી નથી તે તેની ખરી માતા નથી. જાનવરોનાં બચ્ચાંપણ તેની માના ધાવણથી [illegible]પણમાં ઉછરી શકે છે. જોકે મનુષ્યો કૃત્રિમ ઉપાયોથી કે બીજું દુધ પાઇને બાળકોને ઉછેરી શકે તથાપિ તેવાં બાળકોનુ પૂર્ણ આરોગ્ય હોતુ નથી માના ધાવણની બરોબરી જગતનો કોઇપણ પદાર્થ [illegible]રી શકતો નથી માતાનુ ધાવણ નજ મળી શકે તો તેના કરતાં ધાય (પાલક સ્ત્રી)નું ધાવણ અધિક પસં[illegible] પણ ધાય પૂર્ણ આરોગ્ય હોવી જોઇએ કેમકે ધાય અસ્વસ્થ કે રોગી હોય છે તો તેના રોગી જંતુઓ ધાવણ દ્વારા બાળકના શરીરમાં પ્રવેશ કરીને તેને રોગી બનાવી દેછે. જેથી ધાય પણ આરોગ્યવાળી હોય તો ઠીક. પરંતુ માતા ન હોય તોજ એવી ધાય રાખીને બાળકને ધવરાવવુ એ યોગ્ય છે

કૃત્રિમ દુધમાં ગાયનું દુધ પણ માતાના ધાવણની બરોબરી કરી શકતું નથી તેવીજ રીતે અનેક પ્રકારના કૃત્રિમ દુધ-વિલાયતી દુધના ડબ્બા વિગેરે બજાર પદાર્થોથી બાળકની પાચન શક્તિ થોડાજ દિવસોમાં કમજોર થઇ જાય છે, અને તેથી બાળક રોગી થઇ જાય છે. આ પ્રાકૃતિક ખાનપાન અને હવાથી જાદે ખવરાવવાથીજ બાળકો માંદા પડે છે.

ઘણીવખત બાળકોને ગાયનું દુધ ઉનું કરીને પાવામાં આવે છે, તેમજ ઘણા વિલાયતી તૈયાર દુધના ડબ્બાં આવે છે તેમાંથી પાવામાં આવે છે. પરંતુ દરેક પ્રકારનું ઉનું કરેલું દુધ બાળકને હાનિ કરનાર છે. માતાનું ધાવણ બાળકોને માટે સર્વોત્તમ પૌષ્ટિક પદાર્થ છે, કારણ કે બાળક તેને સ્તનોએ ધાવીને પીવે છે, જેથી તેમાં હવાનો પ્રવેશ થઇ શકતો નથી. પરંતુ પરબાર્યું માતાના સ્તનોમાંથી દુધ તેના મુખમાંજ જાય છે. જ્યારે કોઇપણ જાનવરના દુધમાં હવાનો પ્રવેશ થતાંજ તેમાં વિકાર ઉત્પન્ન થાય છે. જો કે તે વિકાર આપણા જોવામાં આવતો નથી, પરંતુ તેના ગુણમાં જરૂર ફેરફાર થઇ શકે છે. 'દૂધને જો થોડો વખત હવામાં રાખવામાં આવે તો તે પચવું કઠિન થઇ જાય છે. તોપણ ઉના કરેલા દુધ જે ટલું તે વિકારી નથી. ઉકાળેલું તો શું પરંતુ જરા ઉનું કરેલું દુધ પણ પચવામાં ભારે થઇ પડે છે એથી તેવુ દુધ બાળકોને માટે અયોગ્ય છે. દુધને ઉનું કરવાથી તેનું સત્વ જતું રહે છે જેથી તે ગુણ કર્તા રહેતું નથી. જોકે ઉનું કરેલું દુધ કેટલાક કલાક સુધી ખાટું થઇ જતું નથી, તોપણ દુધને ગરમ કરવાથી તેમાંના સૂક્ષ્મ જંતુઓ [illegible] જાય છે, જોકે તેમ થવાથી વાસ્તવમાં લાભ થાય છે કે કેમ [illegible] જુદી વાત છે. પરંતુ એ [illegible] દુધને ઉનું કરવાથી તે ગુણ અને સ્વાદમાં બદલાઇ જાય

છે. તે ધારોષ્ણુ કાચા દુધના કરતાં ગુણમાં ઘણુંજ નિકૃષ્ટ થઇ જાય છે. જેમની પાચન શક્તિ ઉત્તમ હોય છે તેમને સૂક્ષ્મ જંતુઓથી કાંઇ હાનિ થતી નથી. પેટમાં જતાંજ તે નષ્ટ થઈ જાય છે. એથી બાળકોને હલકામા હલકો પરંતુ પૈષ્ટિક પદાર્થ એવો આપવો જોઇએ કે તેની પાચનશક્તિ જરાપણ ખરાબ થઇ જાય નહિં.

જો ગાયનું દુધ પાવું હોય તો તેમાં થોડું પાણી મેળવીને ઉનું કર્યા સિવાયજ તે દુધ પાવું જોઇએ. જેવી રીતે અસ્વાભાવિક ખાનપાનથી ધાયનુ દુધ ખરાબ થઈ જાય છે, તેવીજ રીતે ગાયનું દુધ પણ બગડે છે. જેથી તંદુરસ્ત ગાયનુ દુધ મળી શકે તો તે પાવામાં કાંઈ હાનિ નથી. રોગી કે અશક્ત ગાયનું દુધ કદાપિ પાવું નહી. કારણકે તેથી ગાયનો રોગ બાળકને પણ માંદા પાડે છે. દુધને નાકથી સુંઘતા જો જરાપણ દુર્ગંધ આવે તો સમજવું કે તે દુધ હાનિકારક છે. જેથી એવુ દુધ બાળકોને ન પાવુ જોઇએ.

જે બાળકોને ઉનું કરેલું કે ઉનું કરી રાખી મુકેલું દુધ પાવામાં આવે છે તે બાળકોનું પેટ વધી જાય છે. તેનું શરીર,હાથ પગ દોરડી ને પેટ ગાગરડી તુલ્ય બને છે. અને તેથી જાણી શકાય છેકે તેની પાચનક્રિયા ખરાબ થઈ ગઇ છે તેવાં બાળકો ઘણાં ચીડીયાં-રડરડ કરનારાં અને કમજોર થાય છે. બાળકોને બહુ ખાંડ કે મિઠાઇઓ આપવી એ ઘણુ ખરાબ છે, તેવીજ રીતે મીઠું કે કાંજી આપવી તે પણ હાનિકારક છે. તે બાળકની કોમળપાચન ક્રિયાને ઘણુંજ નુકશાન કરે છે. અને તેનાં આંતરડાં ને બગાડી જલ્દી રોગી બનાવી દેછે

બની શકે તો ખાંડ બાળકોને બિલકુલ ખવરાવવી નહિ, ખાંડ ખાવાથી બાળકોને તરસ ઘણી લાગે છે તેમજ કૃત્રિમ દુધ પણ બાળકોને ઘણુંજ હાનિકારક છે. દુધમાં પણ ખાંડ ન નાંખવી એ ઉત્તમ છે. તેમજ બાળકને મોટી ઉમ્મરમાં રોટલી કે રોટલામાં પણ ખાંડ ન આપવી જોઇએ, એવી રીતે બાળકોને અતિશય ખવરાવવાથી પણ નુકશાન થાય છે. બાળકને વધુ ખવરાવવું એ જેટલું નુકશાનકારક છે છે તેના કરતાં ભૂખ્યુ રાખવુ એ વધુ નુકશાનકારક નથી. બાળક બરોબર ભૂખ્યુ ન થાય ત્યાં સુધી તેને ખાવા આપવું નહી. આરોગ્યવાળા બાળકને ૩ માસનું થયા પછી રાત્રે ખવરાવવાની કાંઇ જરૂર હોતી નથી. બાળકોને આરોગ્ય રાખવાને માટે તેને પચે તેવો ખોરાક આપવો જોઇએ જે માતા બાળકને ધવરાવવાને અસમર્થ હોય, તે માતા તદુરસ્ત હોતી નથી. ઉકળ્યા વગરનું દુધ પાવાથી બાળક મજબુત થાય છે, એટલુંજ નહી પણ મોટું થાય છે, તેનું પેટ વધતું નથી. તે બાળક દસબાર મહીનાનું થતાં તો ચાલવા માંડે છે કુદરતને અનુકૂળ ચાલવું એજ બાળકના પોષણનો મૂળમંત્ર હોવો જોઇએ, જેથી ઘણાં બાળકો નાનપણમાં માંદા પડવાનુ કારણ તેમને અસ્વાભાવિક ખાનપાન છે બાળકને માતાની પાસે રાખવાની ખાસ અગત્ય છે કારણ કે તેથી બાળકને ગરમી પ્રાપ્ત થાય છે. અને જે ગરમી તેના પોષણને માટે અતિ જરૂરની છે. આ ગરમીથી તેની પાચનશક્તિ ઘણી વધે છે. કદાચ ખોરાકમાં કોઇ વખતે ફેરફાર થઇ જાય તો પણ માતાની ગરમીથી બાળકને કાંઇ હાનિ થવા પામતી નથી. પરંતુ બાળકનું આરોગ્ય સારૂં હોવુ જોઇએ અને તેને ખાવાનો ખોરાક પણ હલકો અને પૈષ્ટિક હોવો જોઇએ. બાળકોને રોગમાથી બચાવવાને માટે માતાની ગરમી ઘણીજ સહાયરૂપ થઇ પડે છે,એથી બાળકને માની ભેગા-તેની પથારીમાંજ સુવાડવાં જોઈએ, રાત્રે તો ખાસ છોકરાને માએ પોતાની સોડમાંજ સુવાડવો જોઇએ કેટલાક કહે છે કે માની જોડે બાળકને સુવાડવાથી તેનો શ્વાસ બાળકના લીધામાં આવે છે તેથી હાની થાય છે, પણ તે ભૂલ છે. માતા કમજોર હોય કે માંદી હોય ને બાળકને પાસામાં ન સુવાડી શકે તો તે કોઇ બીજા પાસે અથવા તેના પિતા પાસે બાળકને સુવાડવુ જોઇએ.તેમ પણ ન બને તો તેને ગરમ કપડું પાથરી અને તેના ઉપર સુવાડી કૃત્રિમ ગરમી તો આપવીજ જોઇએ. બાળકનું શરીર સ્વાભાવિક રીતે ગરમ અને ત્વચા નરમ રહેવી જોઇએ. કેમકે તેમ હોવાથી તે શાંતિપૂર્વક નિદ્રા લઈ શકે છે. પ્રારંભિક અવસ્થામાં તો ખાસ કરીને આથી અને યોગ્ય ખાનપાનથી બાળકનુ આરોગ્ય સચવાઇ શકે છે. ઘણાં કહે છે કે બાળકના રડવાથી ફેફસાંનો સુધારો થાય છે, માટે તેને રડવા દેવું, પણ આ તેમની માન્યતા ભૂલ ભરેલી છે. બાળક બેચેન હોય છે તોજ રડે છે. જો તે તદુરસ્ત હોય છે તો આનંદમાં રમ્યાં કરે છે. ઘણાં બાળકોને તેની મા લેછે કે તરત રડતાં બંધ થાય છે. ઘણા બાળકો, તરસ્યાં થવાથી કે ક્રમ,

સાફ ન થતો હોવાથી રડે છે. તે વખતે તેને પાણી પાવું જોઇએ, અને જો દસ્તની કબજીયત રહેતી હોય તો તેને દવા પાવી તે હાનિ કર્તા છે તેથી તો પાચનશક્તિ વધુ બગડે છે સાધારણ રીતે બાલસ્નાન કરાવવાથી અને પેટ ઉપર બીનુ ગરમ કપડું બાંધવાથી દસ્તની કબજીયત તુરત દુર થઇ જાય છે. બાળકને તાજી હવામા રાખવું જોઇએ, ઘણા કહે છે કે બાળકને ખુલ્લી હવામાં રાખવાથી શરદી થઈ જાય છે, પણ તે અયોગ્ય છે બાળકોને તો નાનપણથીજ જેમ બને તેમ ખુલ્લી હવામાં રાખવાનો અભ્યાસ પાડવો જોઇએ.પરંતુ શીયાળામાં ટાઢની મોસમમાં બાળકને પહેરવાનાં કપડાં બીજી રૂતુ કરતાં ગરમ હોવાં જોઈએ. બાળકનાં કપડાં સ્વચ્છ રાખવાં એ પણ તેને નિરોગ રાખનાર છે. બાળકને દીવસમાં એક વખત સારી રીતે સ્નાન કરાવવુ જોઇએ. વધુ વખત સ્નાન કરાવવું હાનિકારક છે, બાળકોના શરીર લુગડા વતી બરોબરી લુંછી સાફ કરવાં જોઇએ.

અપુર્ણ.

---

## " जर्मनीमां रसायणीक उद्योगो. "

લગભગ સઘળા રસાયણીક પ્રયોગોનો મુખ્ય આધાર સલફરીક, એસીડ ( ગંધકનો તેજાબ ) અથવા કેટલીક સોડા ઉપર હોય એમ માલુમ પડે છે. સલફરીક એસીડની મદદ સીવાય એક પણ એસીડ બનતો નથી. આ સલફરીક એસીડની મુળ બનાવટ ઇંગલેંડને આભારી છે અને એ રીતે સલફરીક એસીડના આધાર સાથે જે રસાયણીક જુદી જુદી ચીજો જરમનીમાં બનાવવામાં આવે છે તેને માટે તેને ઇંગલૅન્ડ ઉપર મુખ્યત્વે આધાર રાખવો પડે છે. આમ છતાં રસાયણીક પ્રયોગો સાથેની બનાવટમાં જરમનીએ ઘણી મોટી ફત્તેહ મેળવી છે, બલકે જાણે તેવી દવા એક હાથ કર્યા જેવુ કર્યુ છે બીજી બાબત લઇએ તો કાચના ઉદયોગમાં પણ તેવુજ છે, રસાયણીકો જેને સાયનટીફીક કાચો તરીકે પણ ઓળખાવવામા આવે છે, તે જરમની બનાવે છે અને લડાઇ છી જાગ્રતી આવતાં તેની બનાવટ માટે જો કે બીજા દેશો પ્રયાસ કરે છે, પણ તેમાં કાંઇ ફતેહ મળી થી. ખાંડના વેપારના સબંધમાં પણ તેવુજ છે. ખાંડનો મોટો ભાગ દુનિયાને જરમની પુરો પાડે છે. મા અર્ધો અર્ધ જથો કંદમાંથી બનાવેલી જાતની ખાંડ હોય છે. આ ઉદયોગ આપણા દેશમાં ખીલવી કાય તેવા પુરતા સંજોગો છે, પણ તે બાબતમાં કાંઇ વહેવારૂ ધ્યાન આપવામાં આવ્યુ નથી પણ જની હવે કદાચ તે માર્ગ છોડે એમ લાગે છે. તેણે અંબાડો પોતાને ત્યાં ઉગાડવાનો અખતરો કર્યો છે. અને તેમાં તેને ફતેહ મળેલી જણાવવામાં આવે છે. જો આ વાત ખરી હોય તો, હાલ અંબાડાનો વેપાર ખાંડ કરતાં વધારે નફાકારક જણાય છે, અને તેથી જરમની, તેણે હાલ ખાંડ માટે કંદ ઉગાડવા પાછળ જે જમા રોકી હોય તેનો હવે પછી અંબાડા માટે પુરેપુરો ઉપયોગ કરે એ કેટલીક રીતે સંભવીત દીસે છે. ગળી પણ તે મોટા જથામાં નિપજાવે છે. અને તેની મદદથી તે જુદી જુદી જાતના રંગો પેદા કરે છે. જરમનીનો રંગનો હુન્નર લગભગ એકહાથ હોવાનું આપણે અનુભવ્યું છે. તેના રંગો જો કે ટકાઉ ઘણા નથી હોતા પણ ખેંચાણ કરે તેવા હોય છે, અને તેથી તે દેશ તે ઉદયોગથી ઘણો લાભ ઉઠાવે છે. એક વધુ જાણવાજોગ બીના એ છે કે રૂનો કચરો " કોટન વેસ્ટ " અહી નકામો માનવામાં આવે છે તેમાંથી તે ફેશનેબલ રૂમાલો બનાવે છે અને એ રીતે પુષ્કળ નાણું મેળવે છે. કોલસામાંથી બનાવવામાં આવતા કોલ તારનો ઉદ્યોગ પણ ત્યાં ઘણા મોટા પ્રમાણમાં ચાલે છે, અને બીજા કોઇ પણ દેશ કરતાં એ દેશ એ ઉદ્યોગમાં આગળ વધ્યો છે તેમાંથી જુદી જુદી બનાવટો જે રીતે બનાવે છે તે આપણને હેરત પમાડે છે.આ ઉદયોગોના સબંધમાં તે થકવી નાખે તેવી જેહમત ઉઠાવે છે. અને એકવાર જે ઉદયોગ પાછળ લાગ્યા તેને ફતેહ વીના કદી છોડતા નથી દીવાસળીના ઉદયોગમાં પણ તેણે સારી હોંશીયારી કરી બતાવી છે અને બીજા ઘણાક ઉદયોગોમા તેણે હરીફાઇ કરી તેમાંથી લાભ મેળવ્યો છે જરમની આ બાબત માટે દોઢસો વરસ થયા જાગૃત થયું હતું અને એટલી ઝડપે, વધી હાલ તેણે એવું સ્થાન મેળવ્યુ છે કે તેને દુનીયાનાં બજારમાંથી આપણે એક બે વરસમાં મહાત કરી શકીયે તેમ નથી. તે માટે આપણે ધીરજ અને ખંતથી મંડ્યા રહેવું જોઇએ અને તોજ મોડે વેહલે આપણે લાભ મેળવીશું.

જે સુંવાનો રસાયણ વિજ્ઞાના સામા આગળ વધતા હોય તેમણે દેશના આવા ઉદયોગો કે જેની દેશમાં ખરતી હોય છતાં સુધારણને અભાવે મરવા પામે છે, અને તે માટે દેશની પ્રજાને પરદેશી પ્રજા ઉપર આધાર રાખવો પડે છે, તેનો અભ્યાસ કરી દેશ માહિનાજ તે ઉદયોગમા ઘટતો સુધારો કરી તેની ખીલવણી કરવાને મન લગાડવું જો તેમ થશે તો થોડા વરસોમાં આપણે ઘણીક બાબતમાં પરાધીનતામાંથી મુકત થઇશુ અને દેશની ઉદયોગીક અને આરથીક હાલત પણ સુધરશે.

## જાપાન ચીન સાથેનો વેપાર કેમ ખીલવે છે ?

લડાઇની શરૂઆતથી જાપાને હીંદુસ્તાન સાથેનો પોતાનો વેપાર ઘણી સારી રીતે ખીલવવા માંડયો છે, એ તો હવે સ્વીકારાયલી બીના છે. હમણાંજ જાપાનને મુંબઇમાંથી ૨૫૦૦૦ ગાંસડી કાપડ બનાવવાનો ઓરડર મલ્યો છે. પણ તે સાથે જાપાનને ચીનની પણ મોટી માંગણીઓને પહોંચી વળવાનું હોવાથી જાપાન ચીનપર વધુ ધયાન આપશે એમ જણાય છે, અને તે એટલા ઉપરથી ખરૂં સાબીત થાય છે કે હમણાં જાપાનીસ વેપારીઓ ચીન ઉપર હીંદુસ્તાન કરના વધુ ધ્યાન આપવા લાગ્યા છે. અને કેટલીક મીલોએ તો ચીનને સુતરનો માલ આપવાનું અને હીંદુસ્તાનને નહીં આપવાનું નક્કી કર્યું છે. આ મહીનાના પહેલા દશ દીવસ દરમિયાન ગયા વરસના એ દીવસો કરતાં જાપાને ૧૫ લાખ જેટલો વધુ માલ નીકાશ કર્યો હતો અને એટલું છતાં પણ બધી માંગણીઓને જાપાનીઓ પુરા પડી શકતા નહીં હોવાથી અને ઇંગ્લાંડથી સાંચાકામ આવતાં ઢીલ થતી હોવાથી, તેઓ અમેરીકાથી સાંચાકામ મગાવવા લાગ્યા છે.

અગાઉ જે લાખો રૂપિયાનો માલ હીંદ ખાતે જરમની અને ઓસ્ત્રીઆ મોકલતા હતા તે હવે જાપાને મોકલવા માંડયો છે, અને જે લાખો રૂપીઆ ઇગ્લેંડને મળવા જોઇતા હતા, તે હવે જાપાન લઇ જાય છે જાપાન વળી જે માલ મોકલે છે, તે જરમન, ઓસ્ત્રીઅન અને ઇગ્લીશ માલ કરતાં વધુ સસ્તો અને દેખાવમાં પણ સારો હોય છે. રમકડાઓની એનજીનગાડીઓ, ઢીંગલીઓ, કલર્ડ પોસ્ટ કાર્ડો, રેશમી મોજાંઓ, ફોટોફ્રેમો, રૂમાલો, સુતરાઉ કપડાઓ, દીવાસળીઓ, ટાઇઓ, વાજાંઓ, હેરબ્રશો અને દરેકે દરેક ચીજ જાપાન હીંદમાં પુરૂં પાડે છે.

## ઉપયોગી ટુચકા.

સફેદ ફ્લેનલપર ડાઘો પડેલા હોય તે કાઢી નાંખવા માટે ક્રીમ ઓફ તારતાર અને પાણી અથવા આલ્કોહોલનો ઉપયોગ કરવો. જો બારીક સુતરની મઝલીનપર આ ડાઘ જણાય તો થોડું ટારમત ચોપડીને તે કાઢી નાંખો. પણ જ્યાં સુધી ડાઘ ઝાંખા પડે ત્યાં સુધી તે ભાગો ઢાંકેલા રાખવા.

* * * * *

જો ચીનીકમ ભાગ્યુ હોય તો તેને ફરીથી સાંધવા માટે વાઇટલેડનો રંગ ભાંગેલા ભાગોની કોરને લગાડી તે ભાગ બરોબર વાસણમાં બેસાડવો ને પછી તેને બહુ ટાઇટ રીતે દાબીને સુકવવા મુકવો આ રીતની સાંધ પાણીથી ગળશે નહી તેમજ ગરમીથી પીગળશે પણ નહીંજ.

* * * * *

દાંત સખત દુખતો હોય તો તેનો એક ઘરગતુ ઇલાજ નીચે મુજબ છે:-એક નાના કપમાં ઉકળતો સરકો નાંખીને તેને ભરો, પછી એક રૂનું પુમડું લઇને સરકામાં બોળીને તે વતી દાંતના પાસાને ઘસવો, એ સરકો તમારાથી જેટલો ગરમાગરમ લઇને ચોળાય એવો વાપરવો ત્યાર પછી તે દુખતા દાંતમાં તેનું પુમડું ખોસી રાખવું. પાંચ મીનીટના અરસામાંજ પેનુ દરદ જતું રહેશે. કોઇ કોઇવાર તે છતાં દાંતને બે વખત ચોળવો પડે છે.

* * * * *

હાથી દાંત પીળો પડી ગયો હોય તો તેની જલેહ પાછી લાવવા સારૂ ચુનાની લાહી એક વાસણમાં બનાવી તેને ચુલાપર મુકીને ગરમ કરી તે વાસણમા હાથીદાંતની ચીજો નાંખવી ને તે ચીજો જ્યાં સુધી સફેદાઇ પકડે ત્યાં સુધી તેજ વાસણમાં નાખી મુકવી પછી બહાર કાઢી સાફ ને સુકી બ-

નાવી એક ફેલ્ટ વતી તુરતજ ચોળવી આ ફેલ્ટને તે માટે બ્યુટી પાઉડર અને પાણીથી બનાવેલી લાહીમાં બોળવાની જરૂર છે.

*　*　*　*　*

જો કસબી લેસ ઝાંખી પડી જઇ કાટના જેવાં દેખાવવાળી થઇ ગઇ હોય તેની અસલ ઝળેહ-વવા સારૂ ૧ પાઇંટ પાણીમાં ૨ ચાહની ચમચી સરકો નાંખી તેને બીજવી રાખવી. એ પછી પાણ નીચોવી નાખી ફલેનલ અથવા દીલ લુગડાના પડ વચ્ચે તે મુકી ઉપરથી અસતરી મારવી.

*　*　*　*　*

ઘડીનું વાવેતર કરવા અગાઉ સડેલા ઘડીને જંતુ રહીત બનાવવા માટે ૧૦ ) ગેલન પાણીમાં ૪ ઔઉંસ ફોરમેલીન મેળવી ઘડી ઉપર તેનું પાણી બરોબર છાંટીને તે ઉપર ઘાસળી કે કોથળા ઢાંકવા.

**ભુખ તરસ ન લાગે તેનો ઉપાય.** ( ૧ ) તાલમખાનાના બીજ, ભાંગના બીજ, નાગર વેલ મૂળ તથા ઘી મિશ્રિત કરી બકરીના દુધમાં ઘસી ગોળી બનાવવી. આ ગોળી સવારે ઉઠીને ભક્ષણ કરે તો ભુખ તરસ ન લાગે

**ક્ષુધા નાશ કરવાનો ઉપાય** ( ૨ ) કમળકાકડી તથા ઝીણા ચોખા એ બંનેને બકરીના દુધમાં રાંધી તેમાં ઘી મેળવી બાર દિવસ ભોજન કરવાથી ક્ષુધાનો નાશ થાય છે.

ઉપર પ્રમાણે આ ઉપાય અનુભવ કરેલ નથી જેને જરૂર હોય તેણે અનુભવી જોવો.

## वैदोना अनुभवी उपाय.

( લે. આર્યવૈદ મયારામ સુંદરજી )

( અનુસંધાન ગતાંકથી )

### અમ્લપિત્ત ઉનવા અને પ્રમેહ ઉપર ઉપાય.

શંખભસ્મ જુની અથવા છીપભસ્મ, અથવા સાજીખાર અથવા જુનો જવખાર, તેમાંથી કોઇ પણ દવા બબ્બે આની ભાર બબ્બે પહોરે કે સવાર સાંજ ઝીણી કરી જળ સાથે લેવરાવવી. તેથી ઉનવા, અમ્લ પિત્ત, શીળસ, ત્વચારોગ, ધાધરકા વિકાર વિગેરે જલદી જડમૂળથી મટેછે. તેથી પ્રમેહ, પ્રદર ને જુનો અજીરો પણ મટેછે. અથવા બે છાણાં સળગાવી તે બે વચ્ચે હાથીદાંત પાથરી તે મધ્યે ખાડામાં મુકે ખાર રૂપીઆ બેરૂપીઆભાર પખતો પાથરી પકવી લેવો. તે પાકી ધોળો ખાર થઇ રહેશે. તે બે વાલ, તેટલા ચણકબાબના ભુકામાં દેવો. તેથી ઉનવા, બળતરા, પ્રમેહ, પ્રદર ( વાધું ) અમ્લપિત્ત ત્વચારોગ અને શીળસ વિગેરે જલદી ને જડમૂળથી મટેછે.

### હરસના દરદના ઉપાય.

૧. શીશુ છીપર ઉપર ઘીમાં ઘસીને તે હરસ ઉપર લગાડવાથી શાંત થઇ મટેછે ચણા જેટલું ચોખી રસવતી નિત્ય બે વખત ખાવાથી તથા લગાડવાથી સર્વ પ્રકારના હરસ મટેછે. ૧ રતી અફીણ ૧ વાલ કોકમ ઘી મેળવી લગાડવાથી પણ મટેછે. જઠરાગ્નિ પ્રદિપ્ત કરવાથી હરસ મટેછે. જેમકે મરી ચણકબાબ વિગેરે બબ્બે ચચાર વાલ સવાર સાંજ થોડા દિવસ હમેશ મધમાં ચાટવા. જાહાડો કબજ રહેતો હોય તો તે સાથે તેથી ત્રમણી મીંઢીને મધમાં કે સાકરમાં રાતરે લેવી, ઉપડતા હરસપર ૧ રૂપી આભાર કાથી હીંમજ જાર જેવા કરી જળવડે લેવાથી તેવડે રેચ થાયછે અને હરસની પીડા મટી જાયછે. કે બોદાર ઘીમાં કાલવી ચોપડવો.

### ચાંદીના દરદ ઉપર ઉપાય.

૧. પારો ૧ ભાગ, ભેસનું ઘી ૨ ભાગ, અને કોકમનું ઘી ૩ ભાગ લઇ પ્રથમ ખરલમાં કોકમનું ઘી નાખી વાટી તેમાં પારો નાંખવો અને લટવુ. અને તેમાં જરા જરા ભેંસનું ઘી સમારે જતું એમ કાંઇ વખત ઘુટવાથી તેમાં પારો અને ભેંસનુ ઘી એક રૂપ થઇ કાળો આસમાની મલમ બની જશે. વાટતાં પારાના કણ દષ્ટીમાં ન દેખાય તેવો બારીક એકરૂપ થઇ જાય એટલે તેને છરીથી એકઠો કરી એક ડબીમાં ભરી લેવો. તેમાંથી ચાંદી ઉપર, બદ ઉપર, ફુટેલાં કે જામેલાં તથા અરિષ સાંધાના ઉપર એમ હળવે હળવે મસળી લગાડવાથી તેવડે ચાંદીનાં સર્વ દરદ મટે છે. ૨. પારો ૧ ભાગ, જેઠીમધ

ચુરણ ૧ ભાગ,ગુલાબફુલ ૨ ભાગ,અને સાકર ૩ ભાગ લઈ પ્રથમ ખરલમાં સાકર વાટી તે સાથે ગુલાબનાં લીલાં ફુલ વાટવાં પછી પારો તેમા નાંખી વાટવો તે અદૃશ્ય થઇ જાય એટલે તેમા છેવટ પરથી જેઠીમધના મૂળનુ બારીક ચુરણ મેળવવું ને ઘુટી ઘુટી કરી ડબી કે નાની બાટલીમાં ભરી રાખીને તેમાંથી હમેશ ૧ વાલની ગોળી કરી સવાર સાંજ ગળાવે જવી તેથી અમુક દિવસમાં મોઢું આવશે એટલે તે થોડા દિવસ ગોળી દેવી બંધ કરી ને મુખ ધીમું પડવા દેવુ. કોઇને કદિ પ્રકૃતિફેરે બહુ ગોઢુ આવે તો એકાદ, મીઠા ને વિલાયતી મીઠાનો રેચ દેવો તથા તુરાસના કોગળા કરાવવા એટલે તે મોળું પડી જશે. અથવા ખુરાસાની અજમો બંબે પોરે વાલ વાલ દેવાથી પણ મોઢું આવેલું કમ થઇ જાયછે, ને પેઢાનો સોજો મટી જાયછે, આ ઉપાયથી કાંઇ કસર રહી જણાય તો વળી ફરીને એકાદ વાર ફુલ મોઢાની અસર જણાય ત્યારે બંધ કરાય તેમ તે આપવો. આ ગોળી ગળાવવી. ચવરાવવી નહી. ૩. જેને કાઠિયાવાડમા ખનેડી કે ખરખોર કહેછે, તેને સસ્કૃતમાં ઉપલસરી કહેવાયછે. અને અંગ્રેજીમાં તેને "હેમીડેસ્મસ" કહેછે તે સારસાપરેલાની પેઠે ગુણ કરનાર દવા છે. અને સારસાપરેલાનાથી પણ સારૂં કામ કરેછે અને ખરચ કમ થાયછે. તેમ વળી કાષ્ટ દવા હોવાથી પારા જેવી સખત નથી. તેથી, ચાંદી રોગના દરદો ઉપર, પ્રથમ નીચે મુજમ એ દવાને અજમાવી જોવી. જેમકે, તેના મૂળનો બારીક ભુકો બબેઆની ભાર બબે વાલ જવખાર સાથે મેળવી, સાકર સાથે મેળવીકેટલાક દિવસ, દિવસમાં બે ત્રણવાર હમેશ લેવો. તેથી સર્વે પ્રકારના ચાંદીના રોગ, અને ત્વચા રોગ મટેછે, તથા લોહી સુધરી શરીરમાં શક્તિ પણ આવે છે.

## ખસ ધાધર ને ખરજવા ઉપર ઉપાય.

ગંધક, મોરથુથુ ટંકણખાર, રાળ, સાકર, ગુગળ ને બાવચી; એ સર્વે સરખાં, અને તેની બરોબર ઘીમાં તળેવી હીમજ. પછી સર્વ પ્રથમ બારીક કચરી એકત્ર મેળવી રાખવુ. તેમાંથી ધાધર ઉપર ને ખરજવા ઉપર લીંબુના રસમાં લઈને ચોપડવુ. અને ખસ ઉપર તેલમાં ઘુંટીને ચોપડવું તેથી જલદી ને જડમૂળથી ખસ, ધાધર ને ખરજવાં વિગેરે કુષ્ટરોગ મટે છે. વળી બહુ બળતું નથી કે ડાઘ પડતા નથી. અથવા જસતની ભસ્મ ( ઓકસાઇડ ઓફ ઝીંક ) ઘીમાં ચોપડવી ઘણા દિવસની અને બહુ ખસ ધાધર હોય તો સોધેલ ગંધક બબે વાલ સવાર સાંજ સાકરમાં થોડા દિવસ ખાવો.

## માથાના દુ:ખાવા ઉપર અને કળતર ઉપર ઉપાય.

૧. ધતુરાના પાનનો રસ કાઢી, તેટલા તેલમાં મેળવી માથામાં મસળવાથી માથું દુખતુ મટે છે. અને પિંડીને મસળવાથી કળતર મટે છે. ધંતુરાના પાનનો રસ કાઢી પકવી તેનો માવો કાઢી સુકવી રાખવાથી તેને, ખપ પડયે પાણીમાં મેળવવાથી તેના રસનું કામ સારે છે. આ દવા ઝેરી હોવાથી સાચવવી.

૨. ધોળી કણેરનાં પાન છાંયે સુકવી બારીક કરી સુંઘાડવાથી છીંકો આવી માથું દુખતું મટે છે. તેનું બારીક ચુરણ તેલમાં મેળવી મસળવાથી કળતર ને ખસ પણ મટે છે.

૩. અઘાડાળાની રાખ ૩ ભાગ, મરી ૧ ભાગ મેળવી તેને ૧ આકડાના પાનના રસનો પટ દઈ સુકવી બારીક કરી તેમાંથી જરા જરા સુંઘવાથી છીંકો આવી માથુ દુખતું મટે છે. બહુ છીંકો આવે તો ઘી સુંઘવાથી મટે છે. તેમજ નાક છીકણી દવાનો ભુકો સુઘે છીંકાય છે.

૪. મરી ને ધતુરાનાં પાન વાટી મરી જેવડી ગોળીઓ કરી બબે પોરે એકેક ખાવાથી શીર પીડા આધાશીશી ૩ દિવસમાં મટે છે.

## આંચકી ઉપર ઉત્તમ ઉપાય.

૧ ઝાડો કબજ હોય તો પ્રથમ ૧ રેચ દેવો પછી ૧ રતી અફીણને ૧ રતી ગાંજો એકત્રવાટી દઈ દેવો અથવા ધોળી કણેરની શીંગમાંથી જીરા જેવા ઇંદ્રજવના સરખા "વિષજવ" નિકળે છે તે, તેથી બમણુ અફીણ સાથે વાટી તેની ઘઉં ઘઉ ભારની ગોળીઓ કરવી. તેમાંથી બબે પોરે એકેક, એકાદ દિવસ દેવી અથવા ધોળી કણેરનું મૂળ રતી ૧ તથા અફીણ રતી ૧ વાટીને પાવુ.અથવા પતાળ તુંબડી વાલ ૧, પીપળાની વડવાઇ વાલ ૧, કેસર રતી ૧, અફીણ રતી ૧ અને કસ્તુરી રતી ૧ એ સર્વ એકત્ર કરી વાટીને બબે પોરે કે સવાર સાંજ દરદના જોર મુંજબ પાવુ બહુ જોર હોય અથવા ધા. ચ. મક-ધનુર હોય તો સારા વૈદ-દાકતરની મદદ લેવી. તાવથી થાય તો માથે ઠંડાં પોતાં મુકવાં.

### અળાઈઓ ઉપર ઉત્તમ ઉપાય.

કેરીના રસનો થોડીવાર ખરડ કરીને પછી નહાવું. તેની ગોટલી દુધમાં ઘસીને ચોપડવી. આંબળાં ૩ ભાગ, ટોપરૂં બે ભાગ ને કપુરકાચલી ૧ ભાગ, ખાંડી પલાળી, વાટીને તેનો ખરડ કરી તથા મ ચોળી ન્હાવાથી અળાઇ ગડાઇને વિગેરે મટે છે વાળ વધે છે ને સુગંધી થય છે.

### ગુમડાની આગળી ને મલમ.

૧. મીણ, તેલ ને બેરજો સમભાગે ઉનો કરી ઢાળવાથી આગળી બને છે. મીણ ૨ ભાગ ને તેલ ૧ ભાગ ઓગાળી ઠારવાથી સાદો મલમ બને છે. તે કપડા ઉપર લગાડી ઘા, આળાં ને ગુમડાં ઉપર મલાય છે. નાળનાં ગુમડાં ને ભરનીગળ ઉપર મનુષ્યનું બળેલું અસ્થિ બારીક કરી ઘીમાં ચોપડવું અ- થવા જરખનાં લીંડાંની રાખ ઘીમાં ચોપડવી, અથવા ચાંદી ઉપર કહેલો પારાનો મલમ લગાડતા રહેવું. તેથી હાથ પગની તળાગરમી પણ મટે છે વ્યાઓ પણ મટે છે.

### આવેલી આંખોના ઉપાય.

પ્રથમ ગરમી સમાવા એક રેચ લેવો. પછી ચીમેડ પલાળી વાટી તેને કપડાથી નીચોવી તેનો જાડો લુઆબ આંખમાં આંજવો. અને બાહેર રસવતી ચોપડવી. સરગવાના પાનના રસમાં મધ મેળવી અંજન કરવું, મોરથુથુ, ટંકણખાર, જેઠીમધનું સત્વ, ને કપુર. સમભાગે લઇ, જુદાં જુદાં વાટી એકત્ર મેળવી તેમાંથી જાર જેટલું દુધના ટીપામાં મેળવી નિત એક વખત દિવસે ને એક વખત રાતરે આંજવું. તે તાજું ફુલું પણ મટાડે છે, તાજા વાવલાં, ધતુરાના પાનનો રસ અથવા દારૂડીનું ચીર નિત એકવાર જરાજરા આંજવાથી મટે છે,

---

## वैद्यक टुचका.

દાંતનાં પેઢાં—સુજેલાં રહેતાં હોય તો—કપુર ½ તોલા, રૂમી મસ્તકી ૧ તોલો, હીરા બોળ ૧ તો, ચાક ૪ તોલા અને ગેરૂ ૪ તોલા મિશ્ર કરી વાટી, ચળી મંજન બનાવી દાંતે ઘસવાથી મટે છે.

પાંડુરોગ—લોહભસ્મ, છીપ ભસ્મ, પીપર તથા ગળોસત્વ સરખે ભાગે લઇ એકેક વાલ દિવસમાં ૩ વખત મધ સાથે આપવાથી મટે છે.

અજીર્ણ ચુંક અને કરમીયા—કાકચીયો તથા સુંઠ એકેક તોલો, સચળ તથા સેકેલી હીંગ અધો તોલો ચૂર્ણ કરીને તેની સરગવાના રસમાં ગોળી વાળવી તે ગોળી એકેકી ખાવાથી ચૂંક કરમીયા અને અજીર્ણ મટે છે.

સુખ પ્રસવ માટે—કેળનો કંદ કમરે બાંધવો, પ્રસવ થયા પછી કાઢી નાંખવો

ૠતુ પ્રાપ્તિ માટે—ધોળા ધરોના રસમાં દાડમની મોટી મોટી કળીઓ વાટી તે રસ ચંડી કાંજીમાં સાત દિવસ પાવો એટલે ૠતુ ન આવતું હોય તે સ્ત્રીને ૠતુ આવશે.

સર્પદંસ—નાગરવેલનાં મૂળ પાનમાં ઘાલી ખાવાં, એટલે ઉલટી થઇ વિષ ઉતરશે, જ્યાં ઉલટી ન થાય તો બે ત્રણ ખાવાથી ઉલટી થઇ વિષ ઉતરશે.

વાળો—આખા નારીયેળને કોરી તેમા નવસારની ભુકી રાત્રે નાંખવી અને સવારે તેમાંનું પાણી પીવું અને કોપરૂં કાઢી ખાઇ જવું, અને સાંજ સુધી કાંઇ ખાવું કે પીવું નહી સૂર્ય આથમ્યા પછી દહીં ને ભાત ખાવાથી વાળો મટી જશે.

ધાતુપુષ્ટતા—આંબળાના લીલા પરડાને કચરી રસ કાઢી તેમાં એક હાથ લાંબુ પહોળું કપડું પલાળી સુકવવું, એ કપડાને ફરી પાછુ પરડાના રસમાં પલાળી સુકવવુ, એ પ્રમાણે ૧૪ પુટ આપવા પછી તે કકડાના ૧૪ ભાગ કરવા તેમાંથી રોજ ૧ કકડો પા શેર દુધમાં ઉકાળી તેમાં સાકર નાંખી તે દુધ પીવાથી ધાતુ પુષ્ટતા થાય છે.

ગોળા—ભોંયરાના રસમાં મરીની ભુકી નાંખી તે રસ પાવો અને અંગે પણ ચોળવાથી મટી જાય છે.

ખરજવું—બીલામું અને [illegible] ઘી તેલમાં કઢી તે તેલ ચોપડવું.

પ્રમેહ—બોવ આંબલી, [illegible] એલચી, તમાલપત્ર, અને ૨૦ મરી એકત્ર વાટી પીવા એ પ્રમાણે સાત દિવસ પીવાથી અસાધ્ય [illegible] નાંખવો મટે છે

ઉલટી—મકાઇના દાણા [illegible] કણુસલાં બાળી તેની રાખ કરી તેને મધમાં વાલ દોઢ વાલ આપવાથી ઉલટી મટે છે.

બાળકોના ઝાડા અને સંગ્રહણી—માયાં અને સુંઠ ઘીમાં ઘસી ચટાડવાથી મટે છે.

એ ખરેખર જીવનજ છે આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ પુષ્ટ થઇ બુદ્ધ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વોત્તમ હોવાથી આજે સર્વ કોઇના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયુ છે તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકસાન ન કરનાર છે, ખાવામાં સ્વાદિષ્ટ, હેજતદાર અને આરોગ્યને જાણુને માટે ફાયદો બક્ષનાર છે. નબળાઇ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારનાં દરદોમાં તેનો ગુણ અનુભવ સિદ્ધ છે અમે બીજાઓની માફક હલકા ભારી જુદા દર ન રાખતાં માત્ર ભારે કે જેમાં ભસ્મો અને કિંમતી માત્રાઓ પડે છે તેવી એકજ જાત બનાવીએ છીએ. અને જેનો જનસમૂહ છુટથી લાભ લઇ શકે તે માટે તેની ૧ રતલના ડબાની કીંમત રૂ ૧-૮-૦ રાખી છે ત્રણનો કીંમત રૂ ૪-૦-૦ પોસ્ટેજ જુદું. વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃત તુલ્ય છે. એકવાર વાપરી ખાત્રી કરવી. તેનો ચાલુ ઉપયોગ કરવાથી શરીર નિરોગી અને તંદુરસ્ત રહી લોહી અને વિર્યનો વધારો થાય છે. બુદ્ધિ અને યાદદાસ્ત વધે છે કોઇ પણ પ્રકારના શ્રમને મટાડનાર છે. ખડરોલથી કામેશ્વર નથુરામ લખે છે કે, જીવનથી ઘણો ફાયદો થયો છે.

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાંજ દવાખાનું.

# અમૃત જીવન. (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ રોગો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે રાખવાથી કોઇ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે આ દવા જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો હમેશ પાસે રાખજો. તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉધરસ, ગરમી, ઉલટી, વા, કમળો, પેટનો દુઃખાવો, બંધરોગ, નબળાઇ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચડવો, સુંક, તાવ દમ, દાંતનો દુખાવો, દાદર, નપુંસકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, અળાઇ, પ્લેગ, માથાનો દુખાવો, મધુપ્રમેહ, ક્ષય, રતવા, સણકો, વીર્યવધેક, વાળો, સંગ્રહણી, વરાધ, સળેખમ, સુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, શળો, હીસ્ટીરીયા, વછ, દાંત, નાક, કાનના, દરદ, સોજા, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગેરે લગભગ તમામ દરદો મટે છે, અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લેતા થયા છે. બાટલી ૧ ની કીમત રૂ ૧-૦-૦

આંબલીયારાના—નામદાર ઠાકોર સાહેબ લખે છે કે, અમૃતજીવનનો અજમાયશ કરતાં જુદા જુદા રોગો તે બહુજ ખાત્રીથી મટાડે છે; અને તેથી તે પ્રશંસા પાત્ર અને ઉપયોગી છે.

ગમે તેવા હરસને માટે રામબાણ દવા.

# हरस नाशक गुटिका.

આ દવા સુકા કે દુઃખતા, અને ફુટતા હરસને મટાડવામાં રામબાણ કામ કરે છે, ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ દિવસમાં બંધ કરી દે છે. બહાર નીકળેલા ખુંટા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દઇ સુકાવી દે છે. "ઓપરેશન" કરવાની જરૂર રહેતી નથી, તેમ મટયા પછી ફરી થતા નથી. દસ્ત હમેશાં સાફ આવે છે, ભૂખ ઉઘડીને લાગે છે અને શરીરને શક્તિ આપે છે. કી. રૂ ૨-. અનુપાનના ડબાની કીંમત રૂ ૨) બંનેની કીમત રૂ. ૪-. ) સાથે મલમ મફત.

દવાઓનો બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત અમે ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## संग्रहणी पीलस

નામની અમારી બનાવટની દવા સંગ્રહણીને માટે વિજળી નીવડેલી છે તેનો ઉપયોગ કરો, ઘણાએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. આપને કદાચ તે રોગ લાગુ પડ્યો હોય તો જરૂર આ દવા મંગાવી ખાત્રી કરો અને નવુ જીવન મેળવો. તેથી અન્ન ખવાશે, ભૂખ ઉઘડશે, ખાધું પચશે, વારવાર ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે. શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે. અજમાવી જોવા અમારે આપને ખાસ ભલામણ છે. ડબી ૧ ની કીમત રૂ. ૧–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨–૦–૦

## क्षयहरपीलस.

ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવીજ જોઇએ. પછી ન વાપરે અને ક્ષયના પંઝામાં સપડાય, તો તેના નશીબનોજ વાંક સમજવો. ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે. તેનાથી અમે તેવો જામી ગયેલો ક્ષય પણ મટયો છે. માટે અમારી ભલામણ માનો તો આજેજ મંગાવી અને મોતના પંઝામાંથી છુટો બાટલી ૧ ની કીં રૂ. ૨–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨–૦–૦

## प्रमेह निवारण पीलस

બંધુ ! જો તમને આ રોગ—પ્રમેહ–પથરી કે મધુ પ્રમેહ કે પેશાબનો ગમે તે વ્યાધિ થયો હોય, પેશાબે ધોળી રસી, કે ધાતુ વહ્યા કરતી હોય, પેશાબે લાલ કે તણખ બળતી હોય તો આજેજ અમને પત્ર લખી અને ઉપરની દવા તેના અનુપાન સાથે મંગાવો, અને જરૂર આરામ મેળવી સુખી થાવ. ડબી ૧ ની કીમત રૂ ૨–૦–૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨–૦–૦ પો. ૦–૮–૦ દવા એક માસ ચાલશે. પોસ્ટ પેકીંગ સાથે રૂ. ૪–૮–૦ નું વી. પી. કરી દવા મોકલીશુ.

## आनंदवटी

નામની સ્વાદિષ્ટ, ભૂખને કકડીને ઉઘાડનાર, ખાધેલું હજમ કરી, સુખે દસ્ત ખુલાસે લાવી, પેટના વાયુને મટાડનાર દવા અમારાથી આજે તેનો અનેક ઘરોમાં વપરાય છે. ખાવાની રૂચિ ઉત્પન્ન થઇ મુખ સ્વાદિષ્ટ થાય છે આ બાટલી દરેક ઘરમાં હોવીજ જોઇએ. બાટલી ૧ માં ગોળી ૧૦૦ ની કીમત રૂ. ૧–૦–૦. ત્રણ બાટલીની રૂ. ૨–૪–૦

## वातहरवटी.

આ દવાના સેવનથી ગમે તેવો વા હશે તે મટી જાય એક મહીનામાંજ શરીર તંદુરસ્ત થશે, અને પછી જીંદગીપર્યંત વા જણાશે નહિ, સાંધવા અને પક્ષાપાતનો તો તે રામબાણ ઉપાયજ છે. જો તમે તેનાથી સપડાયા હો, અને ઘણા ઉપાયો કરી કરી કંટાળ્યા હો તો જરૂર અમને લખજો અને પછી તમારે સાજા નજ થવુ હોય તો પછી અમારો ઉપાય નથી. ડબી ૧ ની કીમત રૂ. ૨–૦–૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## દવે કેમીકલ વર્કસમાં બનેલા શાસ્ત્રોક્ત દવાઓ.

કવાથો—ઉકાળા.

**અમૃતાદિ કવાથ**—ત્રિદોષના તાવ, ઉદરસ, ઉલટી, શ્વાસ ને પેટ મટી, ઝાડા, પેશાબ ને પવનનો ખુલાસો કરે છે, પાશેરનાં ૬ પડીકાનો રૂ. ૧–૦

**દશમૂલીકવાથ**— સુવાવડીના રોગો–મારે, તાવ, શરદી, ઝાડા, શુળ, માથાનો દુખાવો ને મુંઝારો મટે છે. પાશેરનાં ૬ પડીકાનો રૂ ૧–

**પથ્યાદિ કવાથ**—માથાનો દુખાવો, આધાશીશી, દાંતનો દુખાવો, આંખનું પાણી, કમળાનો દુખાવો મટાડે છે. પા રતલનાં ૮ પડીકાનો રૂ ૧–

**અમારી દવાઓનો બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત અમે ૧૯ ચાલુ માસથી ખાસ ઘટાડી છે.**

પુનર્નવાદિ કવાથ—પાંડુરોગ, ઉદરસ, ઉદર રોગ, દમ, શૂળ અને સોજા મટાડે છે. પા રતલનાં ૮ પડીકાંનો રૂ. ૧–

બૃહદ્ મંજીષ્ઠાદિ કવાથ—વાતરોગો અને ગરમી, અઢાર જાતના કોઢ, ગંડીપોવા, ઉપદંશ, ચાંદી, શરીરનાં ચકામાંને પક્ષાઘાત મટાડે છે. પા રતલના ૬ પડીકાંની કીં રૂ. ૧–૦

મહારાસ્નાદિ કવાથ—વાનારોગ, પક્ષઘાત, હાથ પગનું રહી જવું, સંધિવા, કાંપીપણું, સારણ ગાંઠ, પેટ ચડવુ, વીર્યના રોગને સ્ત્રીઓના ગુપ્ત રોગો મટાડે છે. પા રતલનાં ૫ પડીકાંનો રૂ. ૧–

## ચૂર્ણો.

અજમોદાદિ ચુર્ણ—સંધિવાની પીડા, સોજા, કેડ કે સાથળનો દુઃખાવો, મટાડે છે, પા રતલની કીં રૂ.૧

અશ્વગંધાદિ ચુર્ણ—કામ વર્ધકને પુરૂષાતન આપે છે. ૩ પડીકાંની કીં. રૂ ૧–

ચોસટ પહોરની પીંપર—ઉદરસ, બરોળ, સંધિવા ને દમ મટે છે. ૫ તોલાની કીં. રૂ. ૧–

જાતિફલાદિ ચુર્ણ—સંગ્રહણી, ઉદરસ, દમ, ક્ષય, અરૂચિને સળેખમ મટે છે. આ શીશીની કીં. રૂ. ૧–

પંચસમચુર્ણ—પેટના શૂળને દુર કરેછે. પેટ ચડવું કે આફરાને મટાડે છે. કીં. રૂ ૧–

ભાસ્કર લવણ ચુર્ણ—પેટનો ગોળો, બરોળ, ઉદરરોગ, ક્ષય, હરસ સંઘરણી, આંતરી કમળીપત, સોજા, પેટનું શૂળ, દમ, ઉદરસ, મુઆરો ને મંદાગ્નિને મટાડે છે. પા રતલનાં ૪ પડીકાંની કીં. રૂ. ૧–

વૃદ્ધ ગંગાધર ચુર્ણ—મરડો અને સંગ્રહણી મટાડેછે પા રતલનાં ૪ પડીકાંની કીં. રૂ. ૧–

શૃંગ્યાદિચુર્ણ—બાળદવા—બાળકોની ઉદરસ, તાવ ને ઉલટીને મટાડે છે. પા રતલની કીં. રૂ.૦–૮–૦

સીતોપલાદિચુર્ણ—દમ, ઉદરસ, ક્ષય, મંદાગ્નિ, પડખામાં શૂળ, અરૂચિ અને તાવને મટાડે છે.કીં ૦ા

મહાસુદર્શનચુર્ણ—તાવને મંદાગ્નિ, ત્રિદોષના તાવ, દાહ, શોષ, ઉદરસ, પાંડુરોગ, મુઆરો, શૂળ મટાડે છે. તમામ પ્રકારના તાવને મટાડે છે. આ શીશીની કીં રૂ. ૦–૮–૦

હિંગ્વાષ્ટકચુર્ણ—જઠરાગ્નિ ને પ્રદિપ્ત કરી પેટમાંના વાના ગોળાને, શૂળને, પેટ ચડવું, હેડકી, મુઆરો, પાંડુરોગ, ઉદરસ, સંગ્રહણી અને દમને મટાડે છે. આ રતલની કીં રૂ. ૧–

## ગોળીઓ.

આરોગ્યવર્ધની—ચામડીના દરદ, મેદવાયુ, સોજા, તાવ અને આમાંતિ મટાડી, પાચન અને દીપન કરનાર તથા મળનું શોધન કરી અત્યંત ભૂખ લગાડનાર છે ૧ તોલાની કીં રૂ. ૧–

કૈશોર ગુગળ—કોઢ, સંધિવા, ધારાં, ચાંદી, પાકું, ગરમીના અને પેશાબના રોગો, ઉદરસ અને પાંડુરોગ મટાડે છે. ૫ તોલાની કીં રૂ ૧–

ચંદ્રપ્રભા—(લોહ ભસ્મને શીલાજીત વાળી) વીસ પ્રકારના પ્રમેહ, પેશાબ અટકવો, પથરી, કમળીપત, શૂળ આર્શ, પાંડુરોગ, કમળો, સારણગાંઠ, દમ, ઉદરસ, હરસ, બરોળ, મંદાગ્નિ અને અરૂચી મટાડે છે. સ્ત્રીઓના રૂતુની અને પુરૂષોના ધાતુગત રોગો મટે છે. તો. ૧ ની કીં રૂ. ૧–

મહાયોગરાજ ગુગળ—(ભસ્મો સહીત) તમામ પ્રકારના વાના રોગ, ચામડીનાં દરદો, હરસ, સંગ્રહણી, શૂળ, ક્ષય, ગોળો, દમ, ઉદરસ, અરૂચી ને ધાતુ વિકારને મટાડે છે. સ્ત્રીઓના રૂતુ દોષને સુધારે છે. તો ૧ની કીં રૂ. ૨–

સંજીવની વટી—અજીર્ણ, કોલેરા, સનેપાત અને સર્પદંશને મટાડી માણસને જીવાડી દે છે. કીં રૂ. ૧

બૃહત્સુરણવટી—જઠરાગ્નિને બળવાન કરી, હરસનો નાશ કરે છે. સંઘરણી, દમ, ઉદરસ, ક્ષય, અજીર્ણ, સોજા, હેડકીને મટાડે છે ૨ તોલાની કી રૂ ૧–

મંડુરવટી—કમળો, પાંડુરોગ, પેશાબના રોગો, હરસ, સોજા, ચામડીનાં દરદ, અજીર્ણ અને બરોળ મટેછે.કીં.રૂ.૧

લવંગાદિવટી—મોઢામાં રાખી રસ ઉતારવાથી બે ઘડીમાંજ ઉદરસને મટાડે છે. ૪ તોલાનીકીં રૂ૧–

શંખવટી—અજીર્ણ, ઉદરરોગ, શૂળ, કોલેરા, મંદાગ્નિ અને પેટના રોગોને મટાડે છે. કીં. ાા

## તેલો.

નારાયણ તેલ—તમામ પ્રકારના વાના રોગ, પક્ષાઘાત, ગળુ પકડું, બ્હેરાપણું, ધાતુ ક્ષીણતા ધાર ખુંધ, શૂળ, લંગડાપણું, શૂળો સોકાવી વગેરે મટે છે. પા રતલની કીં રૂ ૧–

થાલુ માસથી ખાસ ઘટાડી છે.

**શીઘ્ર પ્રસુતી.** આ દવા દરેક કુટુંબમાં હોવીજ જોઇએ સ્ત્રીઓને સુવાવડ વખતે ઘણીજ પીડા પડે છે વખતે તેમાથી ઘણી સ્ત્રીઓનાં મરણ પણ થય છે. માટે આ મરણની ઘાંટી અને અસહ્ય દુઃખની વેદનાથી છુટવા માટે આ દવા વાપરવી, પ્રસવ થવાના સમયે આ દવા ખાવાથી વગર કષ્ટે પ્રસવ થાય છે; અને બીલકુલ પીડા જણાતી નથી, અને શરીર આરોગ્ય રહે છે દરેક પાસે આ દવા રાખી મુકવીજ જોઇએ. ડબા ૧ કીમતે રૂ. ૧-૦-૦

ગોળો ચઢયો-અમારી ગોળા મટવાની દવાથી ગમે તેવા ગોળા ચઢતા હશે તે મટશે. જુના દરદ ખાત્રીથી મટશે રૂ. ૧

**ઉદરસ** ગમે તેવી જુની ખાસી, ઉધરસ કે કફ પડતો હોય, કોઇ ઉપાયે ન મટતો હોય તો મંગાવો અમારી ઉધરસ નીવારણ પીલ્સ. તેથી ગમે તેવા ઉદરસ બીજાજ દીવસથી મટે છે. રૂ ૧-૦

**सर्व व्याधिहरगुटीका-** આ એકજ દવા જુદાં જુદાં અનુપાનમાં લેવાથી હજારો વ્યાધિઓને મટાડી શક્તિ આપે છે. કી. રૂ. ૩-૦

## दमहर गुटिका

નો ઉપયોગ કરવાથી ગમે તેટલા વર્ષની જુની દમ હશે કોઇ પણ ઉપાયે નહી મટી હોય તો પણ તે આ દવાથી મટશે. ખાત્રી રાખજો કે તમારા પૈસા બરબાદ ન કરતાં આરોગ્ય મેળવવું હોય તો આજે જ એક પત્ર લખી અને મંગાવો. ડબી ૧ ની કીમત રૂ. ૨-૦ અનુપાનના ડબાની કીમત રૂ ૨-૦

## અમે ભષ્મોની ખાસ કીમત ઘટાડી છે અજમાવવા ભલામણ છે.

### अभ्रक भष्म.

( હજાર પુટી ).

ક્ષયમાં આ ભષ્મ બહુ વપરાય છે. નબળાઇમાં અને ધડપણની નબળાઇમાં તથા દમમાં આ ભષ્મ સારો ગુણ આપે છે. ધાતુની નબળાઇ મટાડી પુષ્ટ કરે છે. ૧ તો. ની કી. ૨૦-૦-૦.

### प्रवाल भष्म.

પાહામાં, પેશાબમાં થતા વીર્યશ્રાવમાં, ઉદરસમાં, ગરમીના બાકી રહેલા વિકારમાં, ક્ષયમાં, વંધ, પીલછા અને સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે. તોલા ૧ ની કી. ૦-૮-૦

### बंग भष्म-કલાઇની ભષ્મ

પેશાબના રોગો અને નબળાઇમાં, સ્વપ્નમાં ધાતુનું જવુ તથા ધાતુનું પાતળું થવુ તેમાં ગુણ કરે છે. તો. ૧ ની કી. રૂ. ૧

### लोह भष्म-ગજવેલ ભષ્મ.

પાંડુ, સ્ત્રીઓનો પાંડુરોગ, રતવા, મુત્રપીડ, હૃદરોગ, ગંડમાળ, ક્ષય, સાધારણ નબળાઇ અને ધાતુની નબળાઇ મટાડે છે. માત્રા ૦॥ થી ૩ રતી જમ્યા પછી દિવસમાં બે વખત મદ કે ઘી સાથે લેવી, ઉપર દુધ પીવું. તોલા ૧ ની કી. રૂ. ૨-૦

### मंडुर भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાંડુમાં, સાધારણ નબળાઇમાં, ધાતુની નબળાઇમાં અને માટી ખાનારા બાળકોની પાંડુવાળી અશક્તિમાં બહુ ઉપયોગી છે. તો. ૧ ની કી. રૂ. ૦-૮-૦

### नाग भष्म-શીસાની ભષ્મ.

પેશાબના રોગોમાં તથા સાધારણ નબળાઇમાં આ ભષ્મ ઉપયોગી છે. તો. ૧ ની કી. રૂ. ૧.

### चंद्रोदय.

ધાતુની નબળાઇ ઉપર આ ભષ્મ અકસિર છે. માત્રા ૧ થી ૩ રતી, મદ સાથે ખાઇ ઉપર દુધ પીવુ. તો, ૦ ની કી. રૂ.-૫૦)

### मुक्ता भष्म-સાચાં મોતીની ભષ્મ.

સાધારણ નબળાઇ, ઉદરસ, ક્ષય, અને દમમાં આ ભષ્મ ઘણો ગુણ કરે છે. કી. તો. ૧ ની રૂ. ૧૫

### सुवर्ण माक्षीक भष्म.

પાંડુમાં, સ્ત્રીઓના પાંડુમાં, હૃદરોગમાં, ગંડમાળામાં, સાધારણ નબળાઇમાં, અને ધાતુની નબળા

ઉમીં આ ભષ્મ ગુણ કરે છે તો. ૧ ની કી. રૂ ૧

## શૃંગ ભષ્મ—સાબરસીંગાની ભષ્મ.

શ્વાસ, શળ અને કફ મટાડી પુષ્ટ કરે છે તો. ૧ ની કી. ૦-૮-૦

## સુવર્ણ વસંત માલત્તિ.

ઉદરસ અને ખાસ કરીને ક્ષય તથા દમમાં બહુ-જ ગુણ કરે છે. રૂચિ વધારે છે શક્તિ આપે છે. ધાતુને સુધારે છે, જીર્ણજ્વરને મટાડે છે ધાતુગત જ્વર, વાયુ, ગોળા, લોહિવિકાર અને દુબળાપણાને મટાડી, બાળક, વૃદ્ધ, સુતિકા અને ગર્ભિણી સ્રીના દરદોને મટાડે છે માત્રા ૧ થી ૪ રતી. ૧ તોલાની કી રૂ. ૧૨—૦—૦

## વિષ્ફોટક પીલ્સ.

આ ગોળીઓથી વિસ્ફોટક, મસા, ચાંદી શરીર ઉપર ગરમીનાં ચાદામાં પડી જવાં, ઉપદંશ અને ગરમીના તમામ રોગ તથા પેત પરૂ મટે છે ગમે તેવી દવા કરી કરીને થાક્યા છતાં ન મટે તો તુરત મંગાવો હજારો દરદીને ફાયદો થયો છે, ડબી ૧ ની કી. રૂ. ૧. સવારમાં બે ગોળી મધ ઘી સાકર સાથે ખાવી,

## પ્રદર પીલ્સ.

સ્રીઓનાં અસાધ્ય પ્રદર, શ્વેત અને રક્ત પ્રદર, લોહીવા અને ધાત જવી તુરતજ મટી શરીર પુષ્ટ કરે છે કી રૂ ૨—૦

## વરીળની ગોળીઓ.

આ દવાથી બરોળ, પંડુરોગ, શરીર પીળુ પડી જાય ધોળી પુણી જેવું થવું, કમળો, કમળી, કલેજામાં થયેલા લોહીનો જમાવ, મંદાગ્નિ, અને કેરોળના બીજા રોગો તથા હૃદયપગ ને પેટના સોજા મટે છે. કી. રૂ. ૧.

## રાજવંશી યાકુતિ.

ધાતુગત તમામ રોગો મટાડી, ખરૂં પુરૂષાતન અને શક્તિ આપી, વીર્યનો વધારો કરી, ગુહ્યેંદ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમ છે નપુંસકપણાને પ્રાપ્ત મનુષ્યોને આશિર્વાદ સમાન છે ડબી ૧ ની કી. રૂ ૨.

## નપુંસકત્વારિ લેપ.

આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેંદ્રિય સતેજ થય છે અને નપુંસકપણું મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે. કી ડબી ૧ ની રૂ. ૧.

## વધરાવળ પીલ્સ.

સારણ ગાંઠ, વધરાવળ, અંત્ર કુ ઉતરવું, રેગળ—આ દવાનો ચાલુ ઉપયોગ રાખવાથી ૧ મ માં મટે છે. રૂ. ૧

## વધરાવળ લેપ.

આ લેપ વધરાવળ કે સારણગાંઠ ઉપર ચોપવાથી મટે છે ડબી ની કી. ૦—૮—૦

## ટોનીક પીલ્સ.

ધાતુગત વિકારો મટાડી, વીર્યની વૃદ્ધિ કરી પુરૂષત્વ આપે છે. હાથ પગનું કળતર, ધાતુનું માથાનો દુ ખાવો, કેડ ફાટવી અને ઇંદ્રિયની શિથિલતાને મટાડી જુવાન જેવું બળ આપે છે દવા માસ ચાલશે. ડબી ૧ ની કી રૂ.

## અફીણનાશક ગુટિ.

અફીણીઓને આ દવા એક માસ ખાવા અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવા જરૂર રહેતી નથી, અફીણમાં પૈસા બરબાદ શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર દવા વાપરી અફીણ છોડવા લક્ષમણ છે, ડબી ૧ ની કી રૂ ૧ શ્રી ગુવાડાથી રામઅવતાર વખતરામ લખે આ દવાથી દસ વરસનું અફીણનું બંધારણ પચીસ દીવસમાં છુટી ગયું છે.

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

“ દવે કેમીકલ વર્કસ ચાર રસ્તા અમદાવાદ. ”

 અમારી દવાઓના બહોળા ફેલાવા થવા સારૂ અમારા દવાઓની કીંમત અમે ચાલુ ભારાથી-ખાસ ઘટાડી છે.

## फीवर पीलस.

ગમે તેવા ટાઢીઆ ઉનીઆ, એકાંતરીઆ, રોજના, અને ચોથીઆ તાવને માટે આ દવા ઉત્તમ કી. ૧-૦-૦. ગમે તેવો જુનો અગર નવો તાવ ૨૪ કલાકમાંજ આ દવાથી મટી જાય છે.

## जय गुटिका.

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ-અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે. અનિયમિત અટકાવ આવતો હોય, અને વખતે દુઃખ થતું હોય તે નિયમસર અટકાવ લાવે છે, અને પીડા મટાડે છે. કી. રૂ. ૧.

## कोलेरा पीलस.

ગમે તેવો કોલેરા, ઝાડા, ઉલટી, અને ગોટલા ચડતા હોય, માતાનું પ્રકોપ હોય તેને આ દવા દુર કરે છે. કી. ૧-૦-૦.

## नेत्र फुलहर पीलस.

આંખમાં પડેલું ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં, રતાંધળાપણું અને મોતીઓ, પડયો હોય તો વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે. આંખના કોઇ પણ રોગ, ખીલ પડવા, આંખ દુખવી, પાંપણો ગળી જવી, વિગેરે વ્યાધિ આ દવાથી મટી તેજને વધારે છે. ડબી ૧ ની કી.૧-૦-૦

## एग्युमीकिचर.

કોઈ પણ પ્રકારના રોજના, ટાઢીઆ એકાંતરીઆ કે ચોથીઆ તાવને માત્ર ૨૪ કલાકમાંજ મટાડે કી. રૂ. ૦-૮-૦

## वंन्ध्या पीलस.

ગમે તેવી વંન્ધ્યા સ્ત્રીને-જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા થઇ જીવતી ન હોય તેવી વંન્ધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરાવવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે. ડબીની કી. રૂ. ૪ પણ અજમાયશ માટે રૂ.૨ પ્રાંતીજથી સોની દલસુખરામ અમથારામ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નહોતી તે તમારી વન્ધ્યા પીલ્સથી થઇ છે. તેથી તમારો આભાર માનીએ છીએ.

## अमृत पान.

આ દવાથી ગરમીના રોગો મટે છે. અને લોહીની શુદ્ધી થાય છે. અને તાવ, ઉનવા, પ્રમેહ વિગેરે ગરમીના રોગો મટાડી શરીર પુષ્ટ કરે છે. કી. રૂ. ૧.

## हेराग्रो ओइल.

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતિની દવાઓ નાંખી બનાવેલું છે. અત્યંત સુગંધદાર હોવા છતાં તે લગાવવાથી, વાળ-ખરી પડતા નથી, વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તો ઉગાડે છે. કી.રૂ.૧

## वाल नाशक तेल.

આ તેલ વાળ ઉપર લગાડવાથી વગર બળતરા કે ચામડી કાળી પડયા વીના વાળ એક મીનીટમાં ખરી પડે છે. કી બા ૧ ની ૦॥

## सुखशांति लेप.

ગમે તેવું ગડગુમડ, અરનીગળ થયું હોય કશાથી ન મટતું હોય તો તુરતજ આ લેપ મંગાવો તેનાથી ગમે તેવાં ગુમડાં અને હાથ પગનું પાકતું તુરતજ મટી જઇ સોપ આવે છે. ડબી ૧ ની કી.૦-૪-૦

એડનથી ભાણજી માધવજી લખે છે કે તમારી સુખશાંતિ લેપથી ફાયદો છે માટે ફરી ૦॥ ડઝન મોકલો.

## दीलपसंद वोटर.

આ સુગંધીદાર વોટર મુખ પર લગાવવાથી, મો ઉપરના ખીલ, ફોલ્લીઆ વિગેરે મટાડે છે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે. બા. ૧ ની કી. ૦-૮-૦

## हिस्टीरीआ उन्मादहर पीलस.

આ દવાથી ગમે તેટલા જુના વખતથી હીસ્ટીરીઆ આવતો હશે તે તથા વાઇ, આવવી, મૂર્છા, ગભરામણ અને ભૂતનો વળગાડ મટે છે કી રૂ ૨-૦

## बीछीनी दवा.
ગમે તેવો વીછી કરડયો હશે તો પણ આ દવાનું એક ટીપું ડંખપર મુકતાંની સાથેજ વીછી ઉતરી જશે. કી. ૦-૪-૦

## खसनी दवा.
ગમે તેવી ખસ, ફોલા અને સુખસ આ દવા ચોપડતાંજ મટી જાય છે, ડબી ૧ ની કીં. ૦-૪-૦

દવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

## दाझ्यानो मलम.
દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી પાકતુ નથી ને તુરત રૂઝ લાવે છે. કી. ૦-૪-૦

## जुलाबनी गोळीओ.
આ ગોળીઓથી પગામાં લાહ્ય કે ગરબડી બળતી નથી, વીસ્રાયુંટા થતા નથી અને બેચેની વગર જેટલી ગોળી ખાય તેથી બમણા જુલાબ થાય છે, અને મળ સાફ થાય છે. મોટાને ૧ થી ૪ ગોળી પાણી સાથે આપવી. નીના છોકરાંને ૧ થી ૨ ગોળી, ડબી ૧ ની કી. ૦-૮-૦

## माथानो पावडर.
આ પાવડરથી દુ:ખવા આવેલું માથું, આધાસીસી અને મગજનો તર્પારો માત્ર એક ચપટી સુંઘતાંની સાથેજ મટે છે. ડબી ૧ ની કી ૦-૮-૦

## खरजवानो मलम.
ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા દાદ ગંભીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કી. ૦-૪-૦ શા. છગનલાલ જેચંદ ઓડનથી લખે છે કે, તમારી ખરજવાની દવાથી મારું ખરજવું મટી ગયું છે, માટે બીજી ના ડઝન મોકલો.

## आइ ड्रोप्स.
દુખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે. આ ૧ ની કી. ૦-૪-૦ બબે ટીપાં આંખમાં નાખવાં.

## झाडा ने मरडानी गोळी.
ઝાડા અને મરડો આ ગોળીઓથી મટે છે. ગમે તો લોહી, કે પરૂ ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તો પણ આ દવાથી તુરતજ ઝાડા અને મરડા મટી જાય છે. માત્ર ૨ થી ૩ ગોળી છાશ સાથે ખાવી કી. ડબી ૧ ની રૂ. ૦-૮-૦

## दंत मंजन.
દાંત દુખતા હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાખતા હોય, અવાળું ફુલ્યું હોય, અને દાંત પહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતના તમામ દરદો, સણકા અને અવાળો મટાડી, દાંતને મજબુત કરે છે. ડબી ૧ ની કીં. ૦-૪-૦

## दादरनो मलम.
ગમે તેવી, લાલ કે કાળી દાદર, ઘણા ઘણા ઉપાય કરવા છતાં ન મટતી હોય તો પણ તે આ મલમથી માત્ર એકજ દિવસમાં મટે છે. આ મલમ દાદરને માટે રામબાણ છે, લાહ્ય કે બળતરા બળતી નથી કે ચામડી કાળી પડતી નથી. મલમ ચોપડવાથી ઠંડક વળે છે. કી. ૦-૪-૦ એકવાર મટયા પછી ફરી દાદર થતી નથી

## पेनहर बाम.
વા, સંધિવા, પક્ષઘાત ઉપર ચોપડવાથી મટે છે. માથું ચડેલું તુરત ઉતરી જાય છે. ૦-૮

## ब्लेक हॅरऑइल.
આ તેલ લગાવવાથી ધોળા વાળ કાળા થાય છે ડાઘ પડતા નથી કી. રૂ. ૧-૦-૦.

## साचा मोतीनो सूरमो.
આંખનું તેજ વધારી આંખોનાં દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે. તોલા ૧ ની કી. ૦-૮-૦

## घा तेल.
વાગવાથી કે પડી જવાથી ગમે તેવા ઘા પડયા હોય, લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલદી રૂઝ આવી જાય છે. આ. ૧ ની કી. ૦-૮-૦

૧૬ અમારી દવાઓના બહોળો ફેલાવો થવા સારૂ અમારી દવાઓની કીંમત અને ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## वाधिर्य तेल.

કાનનાં તમામ દરદો, કાન પાકવો, સણકા નાખવા, ગણગણાટ થવો અને બહેરાપણું આ તેલનાં બબે, ટીપાં કાનમાં નાખવાથી મટી જાય છે. બા. ૧ ની કી. રૂ. ૧ પણ અજમાયશ માટે ૦-૮-૦

આંબળાનું તેલ-ચોખા તેલમાંથી બનાવેલું કી. ૦|

## बालारोग्यवटी.

નાના બાળકોને થતાં દરદો, ઝાડા, ઉલટી, તાવ, રતવા, ઉદરસ, દમ, સસણી, વરાધ અને મચારખી વિગેરે બાળકોને થતાં તમામ દરદો આ ગોળી મધ સાથે ચટાડવાથી મટી જાય છે. અને બાળકનું શરીર પુષ્ટ બનાવે છે. દરેક ઘરમાં ૧ બાટલી રહેવીજ જોઈએ. ડબી ૧ ની કી ૦-૮-૦

ગરમીના રોગો માટે સ્વદેશી

## सारसापरिला.

આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટડી લોહીનો સુધારો થઈ લોહીની વૃદ્ધિ થાય છે. ૧

## दीलरंजन हेर ओइल.

આ તેલ અત્યંત ખુશબોદાર હોવાથી માથામાં નાખવાથી તેની સુગંધ બે ત્રણ દિવસ સુધી જતી નથી, વાળ ચીકણા થતા નથી, પરંતુ માથામાં ઠંડક રાખે છે કી. ૦-૮-૦

ચંદ્રકળા હેર ઓઈલ કી. ૦-૫-૦

મોહીની હેર ઓઇલ ૦-૮-૦

શાન્તા હેર ઓઇલ ૦-૪-૦

## कफ सीरप.

ઉદરસ, કફ અને દમને મટાડે છે. દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી. કી. રૂ. ૧

## टॉनीक सीरप.

મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમાં શક્તિ આવી પુષ્ટ થાય છે. કી રૂ. ૧

## द्राक्षासव.

ક્ષય જેવાં જુનાં ધાસણીનાં દરદોમાં, વૃદ્ધ મનુષ્યોની ઉધના નાશમાં, અરૂચિમાં, મૂર્છામાં, ઉદરસમાં, અત્યંત નબળાઈમાં, તીવ્ર દરદોની અશક્તિમાં અને કોઈ પણ જાતની મહેનતથી થાકી ગયા હોય ત્યારે આ આસવ ઉપયોગી છે.

એક બા. ની કી રૂ ૧-૮-૦

## बालामृत.

બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે. રોજ બબે ટીપાં દવા દીવસમાં બે વાર દુધ સાથે પાવી. કી: ૦-૮-૦

રામપુરાથી મથુર નાથાભાઈ લખે છે કે તમારા બાલામૃતથી અમારા બાળકને ઘણોજ ફાયદો થયો છે. માટે બીજી બાટલી વી. પી. થી મોકલાવશો.

## कुमार्यासव.

ઉદરસ, દમ, હરસ, આફરો, અને પેટના રોગોમાં, જુની કબજીયાતમાં અને સ્ત્રીઓના રક્તગુલ્મમાં આ આસવ ગુણ કરે છે. કી. રૂ. ૨-૦-૦

## लोहासव.

પાંડુમાં, સોજામાં, બરોળીનાં રોગોમાં સાંધાના નબળાઈમાં, અને ધાતુની નબળાઈમાં આ ગુણ કરે છે કી. રૂ ૨-.

દવે, કેમીકલ વર્કસ—અમદાવાદ

## અવલેહો.

ચ્યવનપ્રાશાવલેહ—શરીર ઘસાઈ જવાનાં દરદો, હાર્ટડીસીઝ, ઉદરસ, શોષ, ધાતુવિકાર, પેશાબનાં દરદોને મટાડી શક્તિ આપી; બુદ્ધિ, યાદ શક્તિ, સ્ત્રીઓ ઉપર પ્રીતિ, અને પ્રસન્નતાને વધારે છે. રતલ ૧ ની કીમત રૂ. ૧-૮ ૦

કુટજાવલેહ—તમામ પ્રકારના હરસ, ઝાડા, સંગ્રહણી, અરૂચિ, પાંડુરોગ, કમળો લોહીના ઝાડા કે લોહીની ઉલટી થવી, ક્ષય, અને મરડાને મટાડે છે, રતલ ૧ ની કી રૂ ૨-.

ગોક્ષુરાદિ અવલેહ—પેશાબનાં દરદો, પ્રમેહ, પથરી, ધાતુ જવી વીગેરે મટાડી શક્તિ આપે છે. રતલ ૧ ની કી રૂ ૨-.

હરીતક્યાદિ અવલેહ—ઉદરસ, દમ, ક્ષય, છાતીના રોગોને મટાડે છે, ૧ રતલની કી રૂ. ૨-૦

## ગ્રાહકોને સુચના.

**ગ્રાહકોને વિનંતિ**—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાનાં કાર્ડ દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યા છે, તે ઉપર ધ્યાન આપી આશા છે કે એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશેજ અને જ્યાં સુધી નવિન ગ્રાહક ત્યાં સુધી તે કાર્ડ પોતાની પાસે રાખી મૂકશે

ભાગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટેજના ૦-૨-૦ સ.થે, રૂ ૨-૨-૦ છે. આફ્રીકા માટે શી ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ પુસ્તક **સ્વર્ગીય—સુખ** વી પી. કરી મોકલી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી. ૪નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ કારણ ત્યાં વી. પી. થતુંજ નથી ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે બહાર પડે છે. જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી

**આફ્રીકાના**—જે ગ્રાહકોનું લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૪ નો પી. ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામાં જેમનું લવાજમ નહીં આવે તેમનાં કમી કરવમાં આવશે. જેથી આ અંક મળેથી તુરતજ શી. ૪ નો પી. પો. ઓર્ડર મોકલી દેવો.

## નવીન ગ્રાહક થનારને લાભ.

ભાગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે ભેટ છુટી ગયે તે મળશે નહીં. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ ભેટનું પુસ્તક **સ્વર્ગીયસુખ** વી. પી. કરી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ આવે છે. ભેટના પુસ્તક.

### સ્વર્ગીય સુખમાં નિચે પ્રમાણે વિષયો છે.

**પ્રથમ પરિચ્છેદ**—સુખ અને ઉન્નતિનું મૂળ સચ્ચરિત્રતાજ છે, સત્યપ્રિયતા સાધુ પુરૂષોનો ધર્મ છે. આપણા દોષોને કબુલ કરવા એ મહત્વનું લક્ષણ છે,

**દ્વિતિય પરિચ્છેદ**—શિષ્ટાચાર, સ્વાર્થી લોકો શિષ્ટાચારી હોતા નથી, સુખી સાધારણ લોકોમાં પણ સજ્જનતાનો પ્રકાશ, સ્વભાવિક સહાનુભૂતિ એ એક અંગ છે, શિષ્ટ વર્તનમાં લોક લજ્જા જેવા કુસસ્કારો ઉપર ધ્યાન ન આપવું

**તૃતિય પરિચ્છેદ**—સત્ય દાન, દયાથી મોટો કોઇ બીજો ધર્મ નથી, નોકરો સાથે કેવું વર્તન રાખવુ, સ્વ.મિત્ર,

**ચતુર્થ પરિચ્છેદ**—ભદ્રમનુષ્ય, પરોપકાર, નૈતિક બળ અને મોટાઇ, સન્માનનું ર

**પંચમ પરિચ્છેદ**—મધુર વચન, વિનય, વિનયનો અવતાર,

**ષષ્ટમ પરિચ્છેદ**—અસભ્યતા, મશ્કરી, મધુર તિરસ્કાર,

**સપ્તમ પરિચ્છેદ**—જાતિય દુર્બળતા, અશક્તતા, ઉત્સાહ, ઉચ્ચ લક્ષ્યબીંદુ કરવામાંજ મહત્વ છે, કર્મ મહાત્મ્ય,

**અષ્ટમ પરિચ્છેદ**—જન્મભૂમિ, આદર્શપુરૂષ, ગૃહકલહ, દેશોપકાર, રાજભક્તિ, સમયસૂચકતા

આ પ્રમાણે ઉત્તમ વિષયોથી ભરપુર અનેક દષ્ટાંતો સહિત સરળ ભાષામાં પુસ્તક આ વર્ષે ભાગ્યોદયના ગ્રાહકોને ભેટ તરીકે મળશે, માટે નવિન ગ્રાહકોએ તુરત ઓર્ડર મોકલવા.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ

# વાંચજો પુરૂં નહિ વાંચો તો પસ્તાવો થશે. કાંઈક લાભ મેળવશો. પૈસા પૈસા અને પૈસા ! જયાં જુવો ત્યાં તેનીજ વાતો !

આજકાલ દરેક માણસ પૈસાને માટે વલખાં માર્યા કરે છે. માણસનું દૃષ્ટિબિંદુ યાને લક્ષસ્થાન પૈસોજ જણાય છે. તેને મેળવવાને માટે વેપાર કરે છે, ગુમાસ્તી કરે છે, ખેતી કરે છે, નોકરી કરે છે ને છેવટે મજુરી પણ કરે છે, અગત્યનું કામ હોય તો પણ જો પૈસાની વાત આવી તો તેને પહેલું સ્થાન મળે છે કારણ કે વ્યવહારમાં સર્વ પદાર્થો પૈસાથી જ મળી શકે છે અને તેથી તે મળે, તેની રાજાથી તે રંક સુધી દરેકને જીજ્ઞાસા રહે છે. પોતે જે કાંઇ ધંધો કરતો હોય તે ધંધામાં વિજયી થાય, અને તેમાં હજારો રૂપિયા પેદા કરે એવી દરેકને આશા હોય છે, અને તે આશા પુરતા જ્ઞાન સિવાય પુરી પડતી નથી.

પૂર્વે આપણા દેશમાં તેવું શિક્ષણ અપાતું હતું અને તેથીજ તે વખતે આપણો દેશ પ્રથમ પંક્તિમાં લેખાતો હતો આજે તેવા શિક્ષણના અભાવથી જયાં જુવો ત્યાં દરિદ્રતાએ પગ પેસારો કરી મૂકેલો છે, અને તેથી તેમાંથી ઉદ્ધરવાનો એકજ માર્ગ છે કે જે વડે આપણા શરીર અને મનની શક્તિઓ સુધરે આર્થિક ઉન્નતિ કરી શકે તેવું વ્યવહારિક જ્ઞાન આપવું જોઇએ આથી અમે ઘણા વર્ષ મહેનત કરી, તન, મન, અને ધનના ભોગે હાલમાં જ.

# ધનવાન.

નામનું પુસ્તક બનાવ્યું છે તે થોડાજ વખતમાં લોકપ્રિય થઇ ખપી જવા આવ્યું છે. જો તમારે તમારાં બાળકને કે સ્નેહીમંડળને સંસારમાં ઉચ્ચ સ્થિતિએ સ્થાપવા ઇચ્છા હોય જો તેમને ઉત્તમ ચારિત્ર્યવાન, અને વ્યવહાર કુશળ બનાવવાં હોય, ભવિષ્યમાં જાતેજ ધન કમાઇ પૈસાવાળાં થાય એવી ઇચ્છા હોય, જયાં ત્યાં દારિદ્રતામાં રખડતા દેવાની ઇચ્છા ન હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો.

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, ખેતીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નર કળાનું સર્વોત્તમ જ્ઞાન મેળવી કળા કુશળ બનવું હોય, કોઇ પણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલથી કમાઇ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામિ બનવું હોય તો આજેજ આ પુસ્તક મંગાવી ઉપયોગ કરજો આ પુસ્તકના ઉપયોગીપણા માટે હજારો સર્ટીફીકેટ મળ્યાં છે.

તેની અંદર બાર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના ધનનો શોધો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે તેની ટુંક નોંધ નીચે પ્રમાણે વાંચવાથી સમજાશે.

**ભાગ ૧ લો**—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણે છે **ભાગ ૨ જો**—જેમાં ૩૦ પ્રકરણ છે જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. **ભાગ ૩ જો**—ધંધાની શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે. **ભાગ ૪ થો**—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે **ભાગ ૫ મો વેપાર**—જુદી જુદી જાતના વેપારો ધનવાન થઇ શકાય તેવા. **ભાગ ૬ ઠો ખેતી**—જમીનનો કસ શી રીતે વધારવો, ખાતર કયા પ્રકારનું કઇ જમીનમાં કેટલું નાખવું વિગેરે ઉપરાંત વરસાદ, પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી, જુદી જુદી જાતનાં અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર ક્યારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે **ભાગ ૭ મો**—ખનીજ પદાર્થોની ધનની વૃદ્ધિ-સોનું, રૂપું વિગેરે ધાતુ, સંબંધી પ્રયોગો. **ભાગ ૮ મો**—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર. **ભાગ ૯ મો હુન્નર ઉદ્યોગ**—રંગનો ઉદ્યોગ, કાગળનો, કાચનો, સાબુ બનાવવાનો મીણબત્તીનો, ફોટોગ્રાફરનો ઉદ્યોગ, સીમેન્ટનો, વાર્નિસનો, લાખનો,

શાહીનો. બટનનો દીવાસળીયોનો ઉદ્યોગ, સોનું અને રૂપુ બનાવવાના, બનાવટી, કાંસુ, પીતળ વિગેરે જુદી જુદી જાતની ધાતુ બનાવવાના પ્રયોગો, ધાતુઓના ડાઘા, મેલ કાઢવા, ધાતુ ઉપર ગીલેટ કરવું વીજળીની બેટરી બનાવવી, લાકડાં રંગવાનો. છત્ર જતુંઓ, સાપ, માંકડ વિગેરે અનેક જંતુઓ દુર કરવાના, કપડાં, ધાતુ, કાગળ, કાચ મોતી, વિગેરે ઉપરથી ડાઘ કાઢવાના, ભેગ પારખવાના પ્રયોગો અગરબત્તી, સુગંધી બનાવટો, કંકુ વિગેરે પરચુરણ વસ્તુઓની બનાવટ, બનાવટી પથ્થર, હાથીદાંત, ચામડાં હીરા, મોતી, માણેક, પોખરાજ મદ, હીંગ, કેસર, કસ્તુરી વિગેરે બનાવવી. શરીરને સુંદર બનાવવાના પ્રયોગો, આઇસક્રીમ બનાવવો, શરબતો, અત્તરો બનાવવાં, સુગંધી તેલો, હેર ઓઇલો બનાવવા, સવંડર કોલનવોટર, ગુલાબજળ વિગેરે બનાવવાં, સોડા, લેમોનેડ વગેરે બનાવવાં બીસ્કીટ છીંકણી, બીજુ કાપ: બનાવવું, પેન્સીલ બનાવવી, ફોડવાનું દારૂખાનુ બનાવવુ, દાટેલું ધન શોધી કાઢવુ, ચમત્કારીક પ્રયોગો જાદુઇ પ્રયોગો, કેટલાક ઉપયોગી હુન્નરો, ગ્યાસ, ગેસના દીવા, વીજળીનું તાવીજ, કપુરની માળા, પ્યાલા, ચીકણી સોપારી, સોના ચાંદીના વરખ, દંતમંજન વિગેરે બનાવવુ. **ભાગ ૧૦ મો—વૈદક—વિભાગ** અંગ્રેજી દવાઓ, જુદી જુદી જાતના અર્કો અને એસેન્સ બનાવવા, અંગ્રેજી પેટન્ટ દવાઓ જેવી કે, કાર્બોનેટ ઑફ એમોનીયા મીકચર, નાઇટ્રેટ ઑફ આયર્ન, પોટાસ, કવીનાઇન આયર્ન મીકચર, ઑક્સાઇડ ઑફ કોપર, પેનકીલર, કલોરોડાઇન, સાઇટ્રીક એસીડ, કોલ્ડક્રીમ, નાઇટ્રીક એસીડ, ફલ્યુઆરીક એસીડ, ફૅાસ્ફરસ, એન્ટીડોમ્નીયા, ડેમીયાના ટૅાનીક પીલ્સ, ધરટન્સ પીલ-સીરપ-સારસાપરીલા, બાલામૃત, વાઇમ જયુસ મેથોલ હેરડાઇ, બાલનાશક સાબુ, તેલ, અર્ક, પાવડર વિગેરે, દાદરનો મલમ, કલોરોફાર્મ, કવીનાઇન આર્યન પીલ્સ કોમ્પાઉન્ડ આયર્ન કવીનાઇન ગોળી, સીરીફ ઑફ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ, વિગેરેની બનાવટ જુદી જુદી જાતના મલમો. **દેશી શાસ્ત્રોક્ત દવાઓ**—કવાથો, ચુર્ણો, ગુટિકા, ગુગળ, અવલેહ, આસવ, અરીષ્ટ, પરચુરણ ઉપાયો, પાકો, ક્ષાર, મુરબ્બા, અથાણાં, મીઠાઇ વિગેરે **ભાગ ૧૧ મો** ...ન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો, **ભાગ ૧૨ મો** ગરીબમાથી ધનવાન થનારા પુરૂષોના જીવન ચરીત્રો વગેરે ઘણા પ્રયોગો અને ઉપાયો છે. ગરીબ માણુસ પણ ધનવાન થયા સિવાય રહેવાનો નહિ. પુસ્તકની કીં. રૂ. ૫-૦ પો. ૦-૬-૦

અમદાવાદથી. ડૉ. રોમર. એલ. એમ. એન્ડ એસ લખે છે કે ધનવાનનુ પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. ખેડાથી. ડી. એગ્રીકલચર ઇન્સ્પેકટર સાહેબ જેઠીશનદાસ. પી. ચોકશી લખે છે કે. ધનવાનનું પુસ્તક મનન કરવા યોગ્ય છે

## વૈદ્યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવા ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યા છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાથી તે શી રીતે બનાવવાં, તથા કઈ દવા કયા કયા રોગ મટાડેછે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેકધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધૃતો, તેલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તે પ્રમાણે ગુજરાતી ભાષામાં ચરક, સુશ્રુત, વાગભટ, સારંગધર, ભાવ પ્રકાશ અને નિઘંટ જેવા મહાન ગ્રંથોમાથી લખવામાં આવ્યું છે. આ પુસ્તક રૂા ૫ા ના વૈદકના મોટા પુસ્તકની બરોબરી કરી શકે છે પુસ્તકની કિમત દરેક ભાગની માત્ર રૂા. ૦-૧૨-૦ પો. ર. ૦-૩-૦ બંને ભાગ સાથે ખરીદનાર પાસેથી રૂ. ૧-૦-૦ પો. ૦-૪-૦ પડશે.

## વિનોદચંદ્ર.

એક અતિ રસમય અને બોધક વાર્તા આ પુસ્તકમા સત્યનો જય અને અસત્ય, પ્રપંચ, અભિમાનાદિ દુર્ગુણોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદ્ગુણી થયા સિવાય છુટકોજ નથી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂ વાચ્યા સિવાય મુકવુંજ ગમે તેમ નથી. એકવાર વાચ્યા પછી વારંવાર વાંચવાનુ મન થઇ આવશે. કી. રૂ. ૧

ક્યાર વરસશે, અનાજના ભાવનાભાવની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત પ્રા ૪૩ મુ નાસિકના સ્વર/ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત પ્રા ૪૪ મુ રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલા ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધધામાં લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્ય વાર જોવાની રીત.

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃતિમાં ઘણોજ સુધારો વધારો કર્યો છે. ૫ કુ બાઈન્ડીંગ છતાં કીમત માત્ર રૂ. ૩) પો. ૦-૪-૦ રાખી છે. તેની પેલી આવૃતિના સંબધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે.

વૈદ્ય દલીચાશંકર બાપુભાઈ સહેતા—વિરમગામથી લખે છે કે,-આપનું ભવિષ્યવેત્તા નામે પુસ્તક જોતાં જોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષવિદ્યાને માન આપનાર દેહ પણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવુ છે.

---

આયુર્વેદનો અતિ ઉત્તમ અને પ્રાચિન ગ્રંથ કે જેના હીંદી, મરાઠી, વિગેરે હીંદુસ્તાનની ભાષાઓ ઉપરાંત પશ્ચિમની ભાષાઓમાં પણ ભાષાંતરો થઈ ગયાં છે. છતાં જેનું હજુ સુધી ગુજરાતીમાં ભાષાંતર થયેલુ જ નહોતું, એવો ઉપયોગી ગ્રંથ, કે જેના ઉપરથી વૈદકના હજારો ગ્રંથો ઉત્પન્ન થયાં છે તેવો મહાસાગર રૂપ ગ્રંથ.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેના સબધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે. મોટા મોટા એમ ડી. થયેલા ડૉકટરો પણ તેને વખાણે છે તો આપણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે. આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા છે તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિમાત્ય શોધોથી અજાઇએ છીએ પરતુ હાલની તેની ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઈ જાય છે.

દરેક ડૉક્ટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે. તેમજ આરોગ્ય સાચવી શરીરને તદુરસ્ત અને દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હમેશાં પાસે રાખવુજ જોઇએ. આપણા આયુર્વેદમાં-દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે કીમત રૂ ૫-૦-૦ પૃષ્ટ સાતસો, જાડા ગ્લેઝ કાગળ પાકુ પુઠું. જુજ કોપી હોવાથી સત્વર મંગાવવું ઘણા અભિપ્રાયો મળ્યા છે, જેમાંના માત્ર જુજ વાંચી ખાત્રી કરો.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે. મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કૉલેજવાળા ડૉ. પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે. પી એલ એમ. એન્ડ એસ. લખે છે કે ચરક સહિતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે અને દરેક વૈદ્યને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે. કીર્તિદરામભાઈ વિશ્વદરરામભાઇ લખે છે કે શ્રી ચરકસહિતાનું અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડયું છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહુંછુ.

જેઠાલાલ દેવશંકર દવે, વ્યવસ્થાપક આર્યોદય, રીચીરોડ—અમદાવાદ.

## પરસીયન નાઈટસ.

ગૃહસ્થો. આપે અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે ઘણીજ મનોરંજક અકલ અને જ્ઞાનથી ભરપુર વાર્તાઓનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. જેનાં હીંદી, બંગાળી, અંગ્રેજી વિગેરે ઘણી ભાષામાં ભાષાંતરો થઇ ચુકયાં છે. એકવાર હાથમાં લીધા પછી વાંચ્યા સિવાય છુટકોજ થતો નથી. પાકું પુઠું, જાડા ગ્લેઝ કાગળ. કીમત માત્ર રૂ ૧-૦-૦ પો. ૦-૨-૦

જેઠાલાલ દેવશંકર દવે, તંત્રી આર્યોદય—અમદાવાદ.

तीर्त्वा मोहार्णवं हत्वा
रागद्वेषादि राक्षसान् ।
योगी शान्ति समायुक्तो
ह्यात्मारामो विराजते ॥

મોહાબ્ધિની પાર જઈ પછી હણી,
રાગાદિ સર્વે અસુરો મહા પછી;
શાન્તિ સમાયુક્ત થઈ વિરાજતો,
આ આતમારામજ યોગી તો થશો.[1] ૪૯

उपाधिस्थोऽपितद्धर्मै-
र्न लिप्तो व्योमवन्मुनिः ।
सर्वं विन्मूढ वत्तिष्ठेत्
असक्तो वायुवच्चरेत् ॥

ઉપાધિમાંહે[2] મુનિ તોય તેહના,
ધર્મોથી ના લિપ્ત જ વ્યોમની[3]સમો;
જાણે બધું તોપણ મૂઢવત્ રહે,
ફરે અનાસક્ત જ વાયુની પેઠે.[4] ૫૦

बाह्यानित्य सुखासक्ति
हित्वात्म सुख निर्वृतः ।
घटस्थ दीपवत्स्वच्छः
स्वान्तरेव प्रकाशते ॥

બાહેરનાં સર્વે અનિત્ય સુખની,
આસક્તિ છોડી સુખ આત્મનું લહી;
એ સ્વચ્છ દીપે નિજ અંતરે[5]જતે,
દીવો ઘડામાંહી પ્રકાશતો જ્યમે. ૫૧

उपाधि विलयाद्विष्णौ
निर्विशेषं विशेन्मुनिः ।
जलेजलं वियद्व्योम्नि
तेजस्तेजसिवायथा ॥

ઉપાધિ નષ્ટે[6] મુનિ બ્રહ્મની વિષે,[7]
પોતે મળી જાય અશેષ[8] સત્વરે;
જ્યમે નીરે નીર[9] ખએ[10]ખને વળી,
તેજે મળી તેજ જ લીન રે[11]થઈ. ૫૨

यल्लाभान्ना परोलाभो
यत्सुखान्नापरं सुखं ।
यज्ज्ञानान्ना परंज्ञानं
तद्ब्रह्मेत्यवधारयेत् ॥

જે લાભથી શ્રેષ્ઠ ન અન્ય લાભતે,
જે સુખથી શ્રેષ્ઠ ન સુખ કે મળે;
જે જ્ઞાનથી શ્રેષ્ઠ ન જ્ઞાન કો બીજું.[12]
તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણવું. ૫૩

૧ આ શ્લોક દ્વી અર્થી છે. (જેમ) સમુદ્રપાર જઈ રાવણાદિક રાક્ષસોને હણી સીતાયુક્ત થઈ આત્મારામયોગી ( રામ એજ યોગી ) ગાદીએ બેશી શોભે છે. (તેમ) મોહરૂપી સમુદ્રની પાર જઈ રાગદ્વેષાદિ રાક્ષસોને હણી શાન્તિરૂપ સીતાયુક્ત થઈ આત્મારામયોગી ( આત્માને વિષે રમી રહેલા યોગી ) મોક્ષરૂપ ગાદીએ બેશી શોભે છે. ૩ સાક્ષીરૂપે રહે છે. ૨ આકાશની પેઠે. એટલે આકાશ સર્વત્ર છતાં અબાધિત છે તેમ જ્ઞાની ઉપાધિમાં રહ્યા છતાં અબાધિત છે. ૪ વાયુ જેમ સર્વત્ર ગતિ કરતો છતાં કોઇ પણ સ્થળે કંઇ પણ આસક્તિ રાખતો નથી, તેમ જ્ઞાની પણ સર્વત્ર ફરતાં છતાં અનાસક્તજ રહે છે. ૫ પોતાના અનુભવનું સુખ પોતાનેજ ખબર પડે છે, બીજા જાણતા નથી, તેમજ તે બીજાને કહી શકાતું નથી. ૬ પ્રારબ્ધ દેહને ( સ્થૂળાદિનો ) ક્ષય થયા પછી. ૭ સર્વત્ર વ્યાપક બ્રહ્મમાં. ૮ કેવળ લીન થાય. ૯ પાણીથી ભરેલો, ઘડો પાણીમાં ફૂટી જવાથી ઘડામાંનું પાણી કુવાના પાણીમાં મળી જાય તેમ. ૧૦ ખાલી ઘડો ફુટવાથી ઘટાકાશ ( ઘડા માંહિનું-ઘડાના આકારનું આકાશ ) મહાકાશમાં (ઘરમાંના આકાશમાં ને (ઘર પડી જવાથી ) મઠાકાશ મહાકાશમાં મળી જાય તેમ. ( ખ એટલે આકાશ). ૧૧ તેજ તેજમાં મળી જાય છે. એટલે સૂર્યના તેજમાં ચંદ્રનું તેજ,તથા મોટા દિવાના તેજમાં નાના દીવાનું તેજ મળી જાય છે તેમ. ૧૨ અર્થાત્ જેમ હાથીના પગનું તળીયું સર્વ પ્રાણીના પગના તળીયા કરતાં શ્રેષ્ઠ છે તેમ, બ્રહ્મ સાક્ષાત્કારનો લાભ, સુખ, અને જ્ઞાન અનુક્રમે બીજાં સર્વ લાભ, સુખ, અને જ્ઞાન કરતાં શ્રેષ્ઠ છે. સંપૂર્ણ.




# सुख क्यां छे ?

( અનુસંધાન ગતાંકથી )



સુખ મેળવવુ એ સર્વને પ્રિય લાગે છે. દુઃખથી સર્વ કોઇ કંટાળે છે. માટે દુઃખનો ત્યાગ કરવાને પ્રયત્ન કરવો એ પણ મનુષ્યનું કર્ત્તવ્ય છે દુ:ખનો અનુભવ ન કરવાની ઇચ્છા વાળાએ દુ:ખની ચિંતા કરવી ન જોઇએ, હવે શું થશે! મને દુ:ખ પડશે તો હું શું કરીશ! એવા અનેક દુઃખોત્પાદક વિચારો, દુ:ખને આપનાર છે, માટે તેની ચિંતા કરવી ન જોઇએ. આપણને દુ:ખના વિચારો સતાવે નહિ, તે માટે આપણે તે વિચારો તરફ બિલકુલ લક્ષ આપવુ ન જોઇએ. પરંતુ મનનો એવો સ્વભાવ છે, કે તે વિચાર કર્યા વિના બેસી રહેતુંજ નથી. જો તેને સારા વિચારો કરવાને વળવામાં આવે છે તો તે સારા વિચારો કરે છે. પણ જો તેના ઉપર દેખરેખ ન રાખીએ તો અનેક પ્રકારના સારા કે ખોટા વિચારો કર્યા કરે છે. અને તેના વિચારાનુસાર આપણને અસર થયાજ કરે છે. માટે મન કેવા વિચાર કરે છે તે ઉપર ખાસ લક્ષ આપવું જોઇએ, અને તેને દુ:ખના વિચારોથી વિમૂખ કરી તેને બદલે તે સુખના અને ઉન્નતિના વિચારો કરે, તેવી તેના ઉપર સાવધાનતા રાખવી જોઇએ જરા સરખુ દુ:ખ આવતા તેને તે મ્હોટું પહાડ જેવુ બનાવી દે છે. જરા પૈસાની તંગી પડી તો વિચાર કરશે કે હવે શી વલે થશે! શું ખાઇશું, આવાને આવા દિવસો આવશે તો જન્મારો શી રીતે જશે. એવા દુ:ખદ વિચારો કરી તે પોતાની સ્થિતિ કફોડી કરી દે છે. તેવીજ રીતે સ્હેજ માથું દુખ્યુ હોય તો તેને મહાભારત મંદવાડનું રૂપ આપી દે છે આવી રીતે જરા સરખા દુ:ખને મ્હોટુ રૂપ આપી આખરે મહાન દુ:ખમા સપડાવનાર પણ તે વિચારો છે. તેમજ તેવા દુ:ખનું વિસ્મરણ કરવાથી, અને તેની જગ્યાએ સુખના, આરોગ્યના, અને ઉન્નતિના વિચારોનું સેવન કરવાથી આવેલા દુ:ખનો નાશ થાય છે અને સુખનો અનુભવ થાય છે. એ સર્વ વિચાર ઉપર આધાર રાખે છે. સ્વર્ગને નર્ક બનાવવુ કે નર્કને સ્વર્ગ બનાવવુ એ પણ વિચારને આધિન છે. માટે પ્રાપ્ત દુઃખનો ત્યાગ કરવા માટે તે દુ:ખ જાણે આવ્યુંજ ન હોય તેવી રીતે તેનું વિસ્મરણ કરી દેવુ, અને તેને સ્થાને જાણે સુખમાંજ હોઇએ હવે પણ આપણા દિવસો ઉન્નતિમાં અને આનંદમાંજ જવાના એવા શુભ વિચારોનું સેવન કરવું જોઇએ

ખરૂ કહીએ તો મનુષ્યના મૂળ સ્વરૂપપ્રતિ લક્ષ આપતાં દુ:ખ સરખી કોઇ વસ્તુજ નથી. સંસાર એ એક ઘટમાળ રૂપ છે જેમ એક દિવસ પછી બીજો દિવસ આવે છે, દિવસ પછી રાત્રિ અને રાત્રી પછી દિવસ આવે છે, તેવીજ રીતે કેટલાંક માણસો મરે છે, વળી કેટલાંક નવા જન્મે છે, તેમજ એક પછી એક એમ અવર નવર ઘટમાળ ચલ્યાજ કરવાની, તેમ સુખ પછી દુઃખ અને દુ:ખપછી સુખ આવવું એ સ્વભાવિક છે મનુષ્યને દુ:ખ આપનાર લોભ અને તૃષ્ણા છે આ બેનો ત્યાગ કરવાથી દુઃખ એવી કોઇ વસ્તુ રહેતીજ નથી કારણ કે સર્વ દુ:ખને ઉત્પન્ન કરનાર તેજ છે. આ બેને લીધેજ મનુષ્ય સ્વર્ગ તુલ્ય સુખ હોવા છતા પણ તેને તુચ્છ માની દુ:ખનો અનુભવ કરે છે પ્રાપ્ત વસ્તુનો ઉપભોગ ન કરવા દેનાર, પ્રાપ્ત સંપત્તિના સુખનો લાભ ન લેવા દેનાર આ બેજ વસ્તુઓ છે. અનેક ચિંતાઓમાં મનુષ્યને હમેશાં બાળનાર આ બે વસ્તુઓજ છે. ઘણા મનુષ્યો સાંસારિક વસ્તુઓમાં એટલા બધા આસક્ત હોય છે કે તે સ્વર્ગના સુખને પણ આ વસ્તુઓની આગળ તુચ્છ સમજે છે આ પ્રમાણે લોભ અને તૃષ્ણા

વશ થઈ આવી સાંસારિક વસ્તુઓમાં આસક્ત થવું એ સુખનું કારણ નથી પણ દુઃખદાયકજ છે. જો તમારે સુખનો કાંઈક અનુભવ કરવો હોય, આનંદમાં મગ્ન થવું હોય, અને પ્રાપ્ત પદાર્થોના ઉપભોગથી સુખ મેળવવું હોય તો લોભ અને તૃષ્ણા આ બેનો ત્યાગ કરજો. જ્યાં સુધી તમારામાં આ બે હશે, ત્યાં સુધી તમને જંપીને બેસવા નહીંજ દે, ત્યાંસુધી તે તમને સુખ અને શાંતિનો અનુભવ થવા નહીજ દે.

જો તમે નોકરી કરતા હશો તો તમને પગાર વધવાની ચિંતા થયા કરતી હશે, પગાર દશબાર રૂપિયા મળતો હશે તો, વીસપચીસ ક્યારે થાય તેની ચિંતા રહ્યાં કરવાની, અને જ્યાં વીસપચીસ થયા કે પચાસ રૂપીયા ક્યારે થાય તેની ચિંતા થયાજ કરવાની આવીજ રીતે જો તમે સ્કુલ માસ્તર હશો તો ડીપોટી ક્યારે થવાય, જો તમે કારકુન હશો તો, મામલતદાર ક્યારે થવાય, અને મામલતદાર હશો તો ડીપોટી કલેક્ટર ક્યારે થવાય, તેની ચિંતામાં રહ્યા કરવાનાજ. અને તે ચિંતા એટલે સુધી રહેવાની કે પ્રાપ્ત સુખનો યથાર્થ ઉપભોગ કરી શકવાના નહીં અને ચિંતા રૂપી હોળીમા સદા બળવાનાજ. એટલુંજ નહિ, પરંતુ આ પ્રમાણે પ્રમોશનો મેળવવા કે જો કોઈ વેપાર કરતા હોય તો તેમાં વધુ કમાણી કરવાની તૃષ્ણા અને લોભના માર્યા તેઓ બીજાને ત્રાસ આપવા, બીજા લોકોને અપ્રમાણિકપણે કનડવા, અને કદાચ તે કરીને પણ ઉપરીને કે શેઠને પ્રસન્ન કરવા અને એકદમ ટોચે પહોંચી જવા, તેઓ પોતાના અમૂલ્ય મનુષ્યત્વને પણ ભૂલી જાય છે, આ સર્વ કરાવનાર અને દુઃખમાં રવડાવનાર લોભ અને તૃષ્ણાજ છે. માટે જો કોઈપણ મનુષ્યે સુખ, શાંતિ અને આનંદનો અનુભવ કરવો હોય તો, આ બેનો ત્યાગ કરવો જોઈએ કારણ કે તે સર્વ સુખનો, સર્વ શાંતિનો અને સર્વ આનંદનો નાશ કરનાર છે.

સુખ એ કાંઈ એવી વસ્તુ નથી કે જે ધનથી ખરીદી શકાય, અથવા સત્તાથી પ્રાપ્ત કરી શકાય. રાજાઓ પણ બહારથી કદાચ સુખી જણાતા હશે, તો પણ તેમને અનેક ચિંતાઓ એવી વળગેલી હોયછે કે તેઓ ભાગ્યેજ સુખનો અનુભવ કરી શકે છે, આપણે બહારથી ઠાઠમાઠ વાળા અને ધન વૈભવમાં રહેતા મનુષ્યોને સુખી માનીએ છીએ, પણ તે ખોટું છે તેવા લોકોમા કેટલાક તો એક મજુર કરતાં પણ ઘણા દુઃખી હોય છે સાધારણ માણસને સુખ મળી શકે છે, પણ તેમને મળવું દુર્લભ હોય છે. કારણ કે તેમને અનેક ચિંતાઓ વળગેલી હોય છે અને તે ચિંતાઓ જ્યાં સુધી દુર ન થાય, ત્યાં સુધી સુખ મળવું એ અસંભવિત છે ખરૂં કહીએ તો મનુષ્યને દુઃખ પ્રતિ દોરી જનાર અને પ્રાપ્ત સુખનો લાભ ન લેવા દેનાર એ ચિંતા પિશાચિની છે. તે મનુષ્ય માત્રને દુઃખ દેનાર છે. અને તેને ઉત્પન્ન કરનાર લોભ અને તૃષ્ણા છે જેથી સુખને ઇચ્છનાર મનુષ્યે તેનો ત્યાગ કરવો જોઈએ.

એવું કોઈ કામ નથી કે જેને કરવાથી સુખ ન મળે, તેમજ એવી કોઈ લાલસા નથી કે જેના સેવનથી દુઃખ ન મળે. જો આપણે દુઃખી હોઈએ તો તેનું કારણ આપણે પોતેજ છીએ. અને તેથી તેનો ત્યાગ કરવાને પણ આપણામાં સામર્થ્ય છે, મનુષ્યમાં ઇચ્છાઓ ત્રણ પ્રકારની ઉત્પન્ન થાય છે એક કુદરતી, અને જરૂરી, બીજી કુદરતી કે જરૂરી નથી તે, અને ત્રીજી કુદરતી પણ નહીં અને જરૂરી પણ નહીં. તેમાં જે કુદરતી અને જરૂરી છે તે તો કોઈ પણ પ્રકારના વ્યય કે કષ્ટ વિનાજ પુરી થાય-છે. અને જે કુદરતી છે પણ જરૂરી નથી તેને માટે પણ અધિક મહેનતની આવશ્યકતા નથી, કારણ કે પ્રકૃતિ પોતેજ તેને પુરી પાડે છે. પરંતુ જે ઇચ્છાઓ કુદરતી પણ નથી અને જરૂરી પણ નથી તે બિલકુલ નકામી છે. તેની કોઈ હદ કે સંખ્યા હોતી નથી, એક પછી એક ઉત્પન્ન થયાજ કરે છે. અને તેથી તેની હદી પ્રાપ્તિ પણ થઈ શકતી નથી, કારણ કે એક ઇચ્છા પુરી થતાં તો બીજી ઉત્પન્ન થવાનીજ અને તેનો કોઈ કાળે અંત આવવાનો પણ નહિ અને જ્યાં સુધી અંત ન આવે ત્યાં સુધી મનુષ્ય ઠરી ઠામ બેસવાનો પણ નહિ, અને તેને સુખ મળવાનું પણ નહીં.

મનુષ્ય જીવનમાં પૂર્ણ આનંદ મેળવવાને માટે પોતાની ઇચ્છાઓને મંદ કરવી જોઈએ, ઇંદ્રિયોનું દમન કરીને સ્વાર્થની આહુતિ આપવાને માટે તૈયાર થવું જોઈએ ઇંદ્રિયોના સુખ કરતા ઇંદ્રિયોના નિરોધમાં અધિક સુખ છે આપણે આપણી ઇંદ્રિયોને વશ કરવી જોઈએ. જો આપણે તેને આપણા વશમાં રાખી શકીશું નહિ, અને તેમને સ્વતંત્ર વધવા દઈશું તો આ તો જરૂર આપણી શુદ્ધિને દુઃખ સાગરમાં

પડવાનાજ અને તેથી તેનો નિરોધ કરતાં શીખવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. અને જ્યાં સુધી વૃત્તિયોનો નિરોધ થવાનો નહિ, ત્યાં સુધી લોભ, અને તૃષ્ણા, તેમજ તેની ઉત્પાદક ચિંતા ઘટવાનીજ નહીં, અને જ્યાં સુધી તે ઘટે નહી ત્યાં સુધી સુખની આશા રાખવી એ વ્યર્થ છે.

સુખને પ્રાપ્ત કરવાને માટે આપણે આપણા કામને શાંતિ અને ધૈર્યથી કરતા જવું જોઇએ. ઉતાવળ કે લપલપાટ દુઃખના કારણ રૂપ છે. કોઈ પણ કામ ઉતાવળ કે લપલપાટ કરવાથી સિદ્ધ થઇ શકતું નથી. તેની સાથે સાથે આપણે આપણું ચારિત્ર્ય પણ સુધારતા જવું જોઇએ અને યથાર્થ મનુષ્યત્વ પ્રાપ્ત કરવા યત્ન કરવો જોઇએ. એથી એમ ન સમજવું કે કેવળ ખાનપાનના વિષયમાંજ આપણે સાવધાન અને સંયમી રહેવું જોઇએ. પરંતુ આપણા સંપૂર્ણ વિચાર, શબ્દ, અને કાર્ય, શુદ્ધ અને નિર્દોષ હોવાં જોઇએ. જે વિષયો પાપમય હોય તેના વિચાર શુદ્ધાં પણ આપણે ન કરવા જોઇએ. આપણે આપણા કર્તવ્યનું ઘણીજ સાવધાનીથી પાલન કરવું જોઇએ જો આપણે તેમ નહી કરીએ તો આપણે જરૂર આપણા હાથેજ આપણા ચરિત્રને બગાડી દઇશું આપણે માટે અન્યને હરકત કે દુઃખ પડે તેવી કોઇ પણ ક્રિયા ન કરવી, કદાચ કોઇ આપત્તિ આવી પડે તો તેને ધૈર્ય અને હીંમતથી સહન કરી તેને ટાળવાના ઉપાયો કરવા જોઇએ. પણ તેમાં "હાય હવે શું થશે!" એવા નિરાશા ભર્યા વિચારોથી ગભરાઇ જવું ન જોઇએ

આપણે પરસ્પર અન્ય સાથે વાર્તા વિલાપ કરીશું તો તેમાં ઘણા કહેશે કે 'મારે તો ભાઇ ધનની જરૂર છે.' "મારાથી ભાઈ હવે આ નોકરીનું ધુંસરું તણાતું નથી. કોઇક સ્વતંત્રતા મળે તો સારું," કોઇ કહેશે કે ઇશ્વરે બધુંય આપ્યું છે, પણ માત્ર એક બાળક વગર સર્વ નકામું છે, કોઇ કહેશે કે શું કરીએ ભાઇ, બધુંય છે, પણ મિત્ર કે સંબંધિયો વગર એકલવાયા પડ્યા છીએ." આ પ્રમાણે સર્વ કોઇ પોતાને ફાવે તેવા ઉદ્‌ગારો કાઢી પોતાને જે અપ્રાપ્ત વસ્તુ છે, તેનું વિવેચન કરે છે. પણ એવા તો ઘણાજ થોડા હોય છે કે જે એમ કહેતા હોય કે 'ભાઇ આ બધુંય ખરૂં, પણ માત્ર હવે મારે શાંતિનીજ જરૂર છે" આવું કહેનાર ભાગ્યેજ મળી આવશે કારણ કે સર્વ કોઇએ સુખ મેળવવાને માટે બાહ્ય પદાર્થો ઉપર આધાર રાખેલો હોય છે. પરંતુ જાણતા નથી કે સુખ મેળવવાને માટે પ્રથમ શાંતિની જરૂર હોય છે. શાંતિ પ્રાપ્ત થયા વિના સુખ મળી શકતું જ નથી. જેમ ચિંતા એ દુઃખને ઉત્પન્ન કરાવનાર છે, તેમ શાંતિ એ સુખને મેળવી આપનાર છે. માટે સુખની ઇચ્છા વાળાએ જે રસ્તે યથાર્થ શાંતિ મળી શકે તે રસ્તે વળવું જોઇએ, અને પોતાની શાંતિનો ભંગ થાય એવું એક પણ કામ કરવું ન જોઇએ.

શાંતિ પ્રાપ્ત કરવાના બે ઉપાય છે. એ તમારા પોતાના હાથમાં છે, તે એ છે કે, જેથી આપણે આપણામાં ઉત્તમોત્તમ શુભ વિચારોનું ઘર બનાવી દેવું જોઇએ ઘણા જાણતા નથી કે વિચારોથી એવા સુંદર મહેલ અને કિલ્લા બની શકે છે કે, જેની આગળ દુઃખ કે આપત્તિ વિગેરે શત્રુઓનું કાંઇ પણ ચાલી શકતું નથી. આપણા આત્માને નિવાસ કરવાને માટે આપણા અંતરમાં આપણે ઉત્તમોત્તમ નીતિના શિક્ષણનો, ઐતિહાસિક બનાવોનો, અને મનોરંજક વાર્તાઓનો અનુપમ મહેલ બનાવી દેવો જોઇએ, કે પછી કોઇ પણ વખતે ચિંતા આપણી શાંતિનો ભંગ કરી શકશે નહિ, નિર્ધનતા દુઃખ આપશે નહી, અને નિરાશાથી આપણે બળીવાનું રહેશે નહિ જેમ બને તેમ અનેક ઇચ્છાઓને ઓછી કરો, અને જેમ જેમ ઇચ્છાઓ કમી થતી જશે તેમ તેમ ચિંતા મટતી જશે, અને શાંતિ મળતી જશે. ચિંતા અને શાંતિને પરસ્પર વિરોધ છે એક બીજાને તે કાળરૂપ દેખે છે. જો તમારામાં પૂર્ણ રૂપે ચિંતાનું સામ્રાજ્ય સ્થપાયલું હશે તો તમને શાંતિ મળવી મુશ્કેલ છે તેવીજ રીતે જો તમારામાં શાંતિનું સામ્રાજ્ય પૂર્ણ સ્થપાયેલું હશે, તો પછી ચિંતાનો ભાર નથી કે તે તેની અંદર પ્રવેશી શકે. માટે તમારે સુખને માટે તમારામાં શાંતિનું સામ્રાજ્ય પૂર્ણરૂપે સ્થાપી દેવું જોઇએ અને તે સામ્રાજ્યના ફળ રૂપ આનંદ, અને સુખનો અનુભવ કરવો જોઇએ.

ગમે તેટલું ધન વૈભવ હોવા છતાં પણ જો શરીર સ્વસ્થ ન હોય તો તે સર્વ નકામું છે, તેથી

શરીર આરોગ્ય હોવું એના કરતાં ઉત્તમ કોઇ ધન નથી અને હમેશાં પ્રસન્ન ચિત્તે રહેવું તેથી વધુ કોઇ આનંદ નથી મનુષ્યે યથાર્થ આનંદનો અનુભવ કરવાને માટે પ્રસન્ન ચિત્ત રાખવું જોઇએ અને તે શાંતિના સામ્રાજ્યમાંજ રહી શકે છે. જ્યાં સુધી યથાર્થ શાંતિ હોતી નથી, ત્યાંસુધી પ્રસન્નતા હોવી અસંભવિત છે. અને પ્રસન્નતા વિના આનંદનો પણ અભાવજ હોય છે. તેથી યથાર્થ આનંદને માટે ચિત્ત પ્રસન્ન રાખવું જોઇએ, અને તેને માટે શાંતિને ધારણ કરવી જોઇએ

આપણે આપણા સુખને માટે બહાર જવાની જરૂર નથી, પરંતુ આપણા પોતાના અંતરમાંજ તેની શોધ કરવાની જરૂર છે, સ્વર્ગીય રાજ્ય આપણા અંતરમાં છે, જો આપણને અહીંજ સુખ મળી શકતું નથી તો ફરી સ્વર્ગમાં શી રીતે મળવાનું ? જો આપણે અહીં શાંતિને ધારણ કરી શકતા નથી તો પછી ત્યાં ક્યાંથી મળવાની ? જે મનુષ્યને આ જગતમાં સુખ મળતું નથી, તેને સ્વર્ગનું સુખ શી રીતે મળવાનું ? માટે પ્રથમ આપણી વર્તમાન સ્થિતિમાંજ સુખ અને શાંતિ મળે તેવા ઉપાયો કરવા જોઇએ. અને તે ન મળવાનું કારણ શોધી કાઢી તેનો ત્યાગ કરવો જોઇએ. અને સુખ મળે તેવા ઉપાયો કરવા જોઇએ. સુખ ન મળવાનું કારણ ક્રોધ, માનની લાલસા, સાંસારિક પદાર્થોમાં માયા વિગેરે છે. જો આપણે તેનો ત્યાગ કરી શકીશું તો આપણને સુખ મળવું મુશ્કેલ નથી પરંતુ જ્યાંસુધી તે આપણામાં ઘર ઘાલીને બેઠાં હોય છે ત્યાંસુધી સ્વર્ગમાં પણ સુખ મળવું મુશ્કેલ છે અને તેથી આપણે સુખ મેળવવું હોય તો તેમનો ત્યાગ કરવો જોઇએ બાહ્ય પદાર્થો, ધન, ધાન્ય, પુત્ર પૌત્રાદિકમાં સુખ નથી સુખ મેળવવાને માટે તેની લાલસાનો ત્યાગ કરવો જોઇએ.

આપણે હંમેશાં પાછળ બની ગયેલી સારી વાતોનું સ્મરણ કરવું જોઇએ, વર્તમાન સ્થિતિમાં સારી વાતોઓને નજર સામે રાખવી જોઇએ, અને ભવિષ્યને માટે સારી આશા રાખવી જોઇએ નિરાશ કે ઉદાસ કદીપણ થવું ન જોઇએ જેજે સારી સ્થિતિને આપણે પ્રથમ જોઇ હોય તેને ફરી જોવાને માટે આશા રાખવી જોઇએ જગતમાં ક્ષણેક્ષણે બદલાનારા બનાવોથી આપણે નિરૂત્સાહ કે અધીરા થવું ન જોઇએ વસ્તુઓમાં ફેરફાર થવો એ પ્રકૃતિનો નિયમ છે. તેમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી જેથી આપણે સદા પ્રકૃતિમાં પ્રેમ રાખવો જોઇએ, અને જે કાંઇ બનાવ બને તેને અનુકૂળ બનાવીને તેમાં સંતોષ અને આનંદ માનવો જોઇએ જ્યારે તમારી તેવી સ્થિતિ થશે ત્યારે તમારૂં ઘર સ્વર્ગના સુખેથી ઉભરાઇ જશે, અને દેવતા પણ તમારે ત્યાં આવવાનું ઇચ્છશે. આત્મા અને શરીર એ બેનો ગાઢ સબંધ છે સુખને માટે શરીરે આત્માને આધિન રહેવું જોઇએ શરીરની પ્રધાનતાથી સુખ મળવું મુશ્કેલ છે જેથી સુખ મળવાને આત્માની ઉન્નતિ થાય તેવાં કાર્ય કરવાં જોઇએ પ્રત્યેક મનુષ્ય પોતાના જીવનને આનંદમય બનાવી શકે છે પણ તે તેના હાથમાં છે મનને સુખી અને શાન્ત રાખવાને માટે ઉત્તમોત્તમ ગુણો ત્રિઓનું સેવન કરવું જોઇએ, નીતિ શુદ્ધિ, ઉદાર ભાવ અને ભલાઇથી આત્માની ઉન્નતિ થઇ શકે છે પરંતુ તેથી વિરૂદ્ધ અનીતિ, મૂર્ખતા અને દુષ્ટતાથી અવનતિ જ થાય છે જે માણસ પોતાને પૂર્ણ બનાવવાને માટે પ્રયત્ન કરે છે, જે પોતાના યથાર્થ મનુષ્યત્વનો અનુભવ કરવા યત્ન કરે છે તેજ સુખી થઇ શકે છે મનુષ્યે સુખ મેળવવાને માટે હમેશાં સાવધાનતા રાખવી જોઇએ, કે તેનામાં દુઃખોત્પાદક અનીતિ પ્રવેશ કરી શકે નહી માણસે જે કરવાનું છે તે એટલુંજ છે કે તે જેટલું જાણે છે કે માને છે તેને વર્તનમાં ઉતારવાનું છે અને જ્યાં સુધી તે પોતાના વર્તનને શુદ્ધ બનાવી શકતો નથી ત્યાં સુધી તેનાથી આગળ વધી શકાતું નથી સુખ મેળવવાને માટે હમેશાં અંતરની શાંતિ પ્રાપ્ત કરવાને મથ્યા રહેવું જોઇએ. અને જેથી તે શાંતિમાં જરા પણ વિક્ષેપ થાય તેમ હોય તેવા કાર્યથી દુર રહેવું જોઇએ.

અપૂર્ણ.



# आत्मस्वरूप.

(અનુવાદક—કસ્તુરી નંદલાલ વનેચંદ.)

આત્મા જ્યોતિ સ્વરૂપ છે, સર્વ વસ્તુઓ પ્રકાશે છે તેનું કારણ આત્માજ છે. આત્મારૂપી દી ધુમાડા વિના બળે છે તેને તેલ અથવા દીવેટની જરૂર પડતી નથી. છતાં તે ત્રણે જગતને પ્રકટ કરે છે પર્વતોને પણ ચળાવી નાખે તેવો વાયુ આ આત્મપ્રદીપ બુઝવવા સમર્થ થતો નથી એક કોટી સૂર્ય કર પણ આત્મપ્રકાશ અધીક છે આ જગતમાં અરણીના લાકડામાં દેવતા સળગાવવામાં આવતો હતો તે પ કોડીયાના દીવા થયા ત્યાર બાદ ગ્યાસલેટના દીવા વાપરવામાં આવ્યા, પછી કીટસન લાઈટ દેખાતી આવી. તે પછી વીજળીની શોધની કરવામાં આવી અને તે કરતાં પણ રેડીયમ વધારે પ્રકાશ આપે છે. સર્વ કૃત્રીમ પ્રકાશવાળા સાધનો કરતાં ચંદ્રનો પ્રકાશ સ્વાભાવિક અને વિશેષ છે પણ ચંદ્રમાં ક્ષય વ ગ્રહણો કરે છે, માટે તે કરતા સૂર્ય વધારે પ્રકાશવાળો છે, સૂર્ય પણ રાત્રીએ પ્રકાશ આપતો નથ પરંતુ ત્રણે કાળમાં અવિચ્છીન પ્રકાશ આપનાર તો આત્મસૂર્ય છે, તેને વાદળ ઘેરી શકતું નથી, તેને ગ્રહણ કરી શકતો નથી. તે સર્વદા પ્રકાશે છે, અનંત સૂર્ય કરતાં પણ તેનો પ્રકાશ વિશેષ છે આપ સર્વ વસ્તુ જોઈ શકીએ છીએ તે આત્માનોજ પ્રતાપ છે.

વળી આત્મા અનેક ગુણોના આધારભૂત છે, જ્ઞાન, દર્શન અને ચારીત્ર વગેરે ગુણો રહેવાનું સ્થ આત્મા છે, તે ગુણો અને આત્માનો અવિનાશી સબંધ છે. આત્માગુણી છે જેમાં આ ગુણો રહેલા છે તે ગુણો એક રીતે ગુણીનું સ્વરૂપ દર્શાવવામાં અત્યંત ઉપયોગી થાય છે. તે આત્મા જ્ઞાનગમ્ય છે તેનું સ્વરૂપ જાણવાને ઉત્તમોત્તમ ઉપાય જ્ઞાન છે. આત્માનું સ્વરૂપ ઓળખવાને આત્મજ્ઞાનની જરૂર છે ધાર્મીક ક્રીયાઓથી હૃદય શુદ્ધ થાય છે અને હૃદય શુદ્ધી એ જ્ઞાન મેળવવાનું ઉત્તમ સાધન છે પણ કેવ ધાર્મીક ક્રિયાથીજ આત્મ જ્ઞાન થશે એમ માની શકાય નહીં, સાધન અને સાધ્ય તરફ લક્ષ રાખી કરવા આવેલી ધાર્મીક ક્રીયા ઇન્દુજ ઉપયોગી નીવડે છે, પણ તેનેજ કેવળ વળગી રહેવાથી આત્મજ્ઞાન પ્ર થશે નહિ. વળી આત્માને નિરક્ષર કહેવામાં આવ્યો છે, તેનો ભાવાર્થ એ છે કે આત્મા શબ્દાતી છે, શબ્દોદ્વારા આત્મસ્વરૂપનું ગમે તેટલું વર્ણન કરવામાં આવે, તોપણ આત્મસ્વરૂપનું જ્ઞાન તેથી થઈ શ નહીં; કારણ કે સ્વરૂપનો અનુભવ થઈ શકે તોપણ તે શબ્દો દ્વારા કદાપિ દર્શાવી શકાય તેમ નથ શબ્દો દ્વારા તેનો ઝાંખો આભાસ આપી શકાય, પણ ખરૂં સ્વરૂપ તો તેના અનુભવીઓજ જાણી શકે છે. મ તે શબ્દાતીત અથવા નિરક્ષર કહેવાય છે આત્મા સ્વભાવે શુદ્ધ અને સ્વચ્છ છે એ વિશેષણોની ઘ કતા આપણે વિચારવી જોઈએ, આ સબંધમાં વિશેષ નહીં લખતાં એટલુંજ જણાવીશું કે જગતમાં કોઈ પણ નિર્મળ વસ્તુ કરતાં પણ આત્મા અધીક નીર્મળ છે. જડ વસ્તુ આત્મા ઉપર પોતાની અ ચલાવી શકે નહિ, છતાં અજ્ઞાનને લીધે આત્મા પોતાનું સ્વરૂપ ભુલી ગયો છે. અને જડ વસ્તુને પોત માને છે જ્યાં સુધી જડ વસ્તુમાં મારાપણાનો ભાવ છે ત્યાંસુધી તે વ્યવહારથી જડાધીન કહેવાય નહ પણ જ્યારે આત્મા વિશેષ અનુભવ મેળવતો જાય છે, અને કર્મ રૂપને વિખેરી નાખે છે, ત્યારે તે ભાન થાય છે કે આ જડના તરંગો તેના આત્મારૂપી ખડકને અગર કરવા સમર્થ થતો નથી તેજ વ તે વસ્તુના જડાતીત બને છે. આત્મા લોકાલોક પ્રકાશક છે આ લોકની પેલીપાર જે પ્રદેશ આવે છે તેને અલોક કહે છે, આ લોકાલોકનું જ્ઞાન આત્મા મેળવી શકે કે જેમ નિર્મળ દર્પણમાં વસ્ યથાર્થ છાયા પડે છે અને તે ઉપરથી તે વસ્તુનું આપણને જ્ઞાન થાય છે, તેમ આત્માના શુદ્ધ પ્રદેશ લોકાલોકના સર્વ દ્રવ્યનું તેઓના પર્યાયો સહીત પ્રતિબીંબ પડે છે, અને તેથી આત્મજ્ઞાની એકજ સ્ થળમાં રહેવા છતાં જગતમાત્રના સર્વ પદાર્થનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જેના નિર્મળ દર્પણમાં જ તનું પ્રતિબીંબ પડે છે, એવું વિશેષણ આપવામાં આવે છે કોઈપણ બાબત તેનાથી ગુપ્ત રહેતી ન વસ્તુ માત્રના ધર્મને તે સમજે છે, આ અપેક્ષ આત્માનો સ્વભાવ છે.

શુદ્ધ નયનથી વિચારીએ તો આત્મા જન્મતો તેમજ મરતો પણ નથી જ્યાં સુધી જીવ સંસારમાં રખડે છે ત્યાંસુધી જન્મમરણ તેને છે, પણ જ્યાં તેનું શુદ્ધ સ્વરૂપ તેના જાણવામાં આવ્યું તેજ વખતે જન્મ મરણની પરંપરા તેને વાસ્તે બંધ થઇ જાય છે જન્મ મરણનું ચક્ર આત્મજ્ઞાનના અનુભવી પર પોતાનું સામ્રાજ્ય ચલાવી શકતું નથી સત્તામાં રહેલા અવશેષ કર્મબળથી તેને કેટલોક સમય આ સંસારમાં ભલે કાઢવો પડે પણ તે હવે ફરીથી તે ચક્રમાં બંધનમાં આવતો નથી. જો જન્મ અને મરણ એ આત્માનો સ્વભાવ માનીએ તો સિદ્ધ જીવોને પણ જન્મ લેવાનો પ્રસંગ આવે જેને જન્મ હોય તેને બાલ્યાવસ્થા, યુવાવસ્થા, પ્રૌઢાવસ્થા અને છેવટે વૃદ્ધાવસ્થા આવે છે. પણ જેને જન્મ નથી તેને જરા શી રીતે હોય ? પુદ્ગળનો સ્વભાવ સડણ પડણ વિધ્વંસન છે. તે ન્યાયે વૃદ્ધાવસ્થા દરેક પદાર્થને આવે છે ઘટ વગેરે કેવળ જડ વસ્તુઓ પણ કાળક્રમે જીર્ણ થાય છે તો પછી મનુષ્યના શરીરને જરા આવતાં શી વાર લાગે ! જરાપછી મરણ આવે છે પણ આત્માને તો મરણ પણ નથી તે તો ત્રણે કાળમાં અખંડીત રહે છે

આત્મા જ્યોતિર્મય છે, ગુણાધાર છે. જ્ઞાનથી જણાય તેમ છે, નિરક્ષર છે, સ્વચ્છ છે શુદ્ધ છે, નિરાકાર અંગરહીત અને તેજમય છે, અને લોકાલોકનો પ્રકાશક છે.

---

# શ્રી સ્વામી વિશુદ્ધાનંદનું જીવનચરિત્ર.

---

( ગયા અંકથી ચાલુ )



---

( પ્રકરણ ત્રીજું ચાલુ. )

---



ગુરુદેવની આજ્ઞાનુસાર અમે આખા મઠમાં શોધી વળ્યા પણ પુસ્તકનો પત્તો ન લાગ્યો. તેમણે તત્કાળ બતાવેલા સંકેતને અમે સમજી શક્યા નહી, જ્યારે પુસ્તક ન જડયું ત્યારે અમે ગુરુદેવની પાસે આવીને કહ્યું કે,—" અમે આખો મઠ શોધી વળ્યા પણ પુસ્તક કંઇ જડ્યું નહિ " આ સાંભળી ગુરુના મુખપર ગ્લાનિ છવાઇ ગઇ. અને દીર્ઘશ્વાસ લેવા મંડયા, કંઠ શુષ્ક થઇ ગયો અને થોડી વારમાંજ હમેશને માટે નેત્ર બંધ કરી દીધાં, નશ્વર શરીર નષ્ટ થયું, પરંતુ શરીર ત્યાગ કરતી વખતે તેમણે જે છેલ્લા શબ્દો કહ્યા હતા, તેને હું હજુ પણ ભૂલી ગયો નથી. કદી ભૂલીશ કેમ તે પણ કહી શકું તેમ નથી. તેમનું છેલ્લું વાક્ય એ હતું કે, " હા ! પુસ્તક ! "

આજે તમારા આ મહાપુરુષ બાળકમાં અગમ્ય પુસ્તકમાંના દૃઢ સંસ્કારને જોઇને મારો નિશ્ચય થયો છે કે, અમારા મહાત્મા ગુરુદેવના એજ પવિત્ર આત્માએ આ શરીર સાથે સબંધ જોડયો છે. પૂર્વજન્મે આજ મહાપુરુષ અમારા આ મઠના સ્વામી હતા. તેમાં કાંઇપણ શંકા નથી. "અંતે મતિઃ સા ગતિઃ" આ વાત કેવળ લોકોમાંજ પ્રસિદ્ધ છે, એટલુંજ નહિ પરંતુ શાસ્ત્રકારોનો પણ સિદ્ધાંત છે કે, અંતકાળ વખતે જે પુરુષ જે વિષયનું સ્મરણ કરે છે, તેના દૃઢ સંસ્કાર તદનુરૂપ જન્મના કારણરૂપ છે, જેના ચિંતનમાં તે પ્રાણ ત્યાગ કરે છે, તે વિષય તેને બીજા જન્મમાં મળ્યા વગર રહતોજ નથી

ઠીક, આપનું કલ્યાણ થાવ. યતિરાજના મનોરથો સિદ્ધ થાવ, તેમનો લાંબા વખતનો રોગ નષ્ટ થયો, પણ હવે અમારો રોગ દુર થાય છે કે કેમ તે જોઇશું છીએ! હવે આ વિષયમાં શોક કરવા જેવું નથી. જાવ, તેમને ઘેર લઇ જાવ. પરંતુ યાદ રાખજો કે, " અંતે આ બાળક પોતાના પરમપ્રિય યતિન્દ્ર પંથનુ અનુસરણ કરશેજ."

યોગીનુ આ વાક્ય સાંભળીને સર્વ લોક ખુશી થયા. માત્ર તેમની માતાને એ જાણી દુ:ખ થયું કારણ કે "પુત્ર વધુનુ મુખ જોતું દુર્લભ છે" એમ તેમને સમજાયું. પરતું હવે એક તો નિશ્ચયજ થયો કે પુત્રના આયુષ્યને માટે હવે શંકા નથી આ સુખના સમુદ્રમાં આ ક્ષુદ્ર દુઃખનો પત્તો પણ ન જણાયો કે તે ક્યાં છે.

કેટલાક માણસોને ઉપરની હકીકત કવિ કલ્પના જેવી જણાતી હશે, પણ તેમ નથી તે હકીકત સત્ય છે પરમ પ્રતાપી મહારાજા ભરત કે જેમના નામ ઉપરથી આ દેશનું નામ ' ભારત ' પડયુ છે, તેમને મરતી વખતે હરણના બચ્ચાનું સ્મરણ થયુ હતું, અને તેથી તેમને બીજા જન્મમાં હરણનો અવતાર લેવો પડયો હતો. તેવીજ રીતે આ વાત પણ સત્ય છે. ગત જન્મના દૃઢ સસ્કારો સર્વ પુરૂષોના હૃદયમાં પડેલા હોય છે, અને તે સમય આવતાં પ્રકટ થાય છે. કેટલીક વાતનુ આપણને શિક્ષણ પણ મળ્યું હોતુ નથી, જેનુ જ્ઞાનપણ હોતું નથી તેવી ઘણી બાબતોનુ જ્ઞાન આપણા અંતઃકરણમાં અકસ્માત પ્રકટ થાય છે. તે અનેક જન્મના સસ્કારથી સંચિત થયેલા કર્મના ફલરૂપ છે, અને તેજ નિયમાનુસાર સ્વામીજીને મરતી વખતે પુસ્તક પર પ્રકટ થયેલી અભિરૂચીથી તેમને ફરી જન્મ ધારણ કરવો પડયો હતો

## પ્રકરણ ૪ થું

### વિદ્યારંભ.



જ્યારે સ્વામીજી ની ઉમ્મર ચાર વર્ષની થઇ, ત્યારે શ્રીયુત સગમલાલને ત્યાં બીજા પુત્રનો જન્મ થયો. તેમનું નામ અયોધ્યાપ્રસાદ પાડયુ. મા અને બાપ સરખા ભાવથી પુત્રો ઉપર હેત બતાવતાં હતાં, અને તેમનાથી પોતાના વંશનો વિસ્તાર વધવાની આશા રાખતાં હતાં. યમુના દેવીને બીજા પુત્રનો જન્મ થવાથી અધિક આનંદ તો એને મારે થયો હતો કે કદી, પ્રથમ પુત્ર યોગાશ્રમના યોગીની ભવિષ્ય વાણી અનુસાર જો સન્યાસી થઇ જશે, તો આ પુત્ર ગૃહસ્થ થશે તેથી વંશની વૃદ્ધિ થશે તે બિચારીને ક્યાં ખબર હતી કે તેનો યશ પ્રતાપ વધારવામાં પ્રથમ પુત્રજ કારણ રૂપ થશે. બંશીધરજ વંશ પરંપરાના રક્ષક થશે, તેના નામથીજ તેનું નામ સંસારમાં અમર થશે, અને જે અયોધ્યાપ્રસાદથી વંશની વૃદ્ધિ અને કુળના રક્ષણની આશા રાખે છે, તે પોતાનુંજ રક્ષણ કરી શકશે નહિ. ગમે તેમ થાય, તોપણ હાલ તો જેવી રીતે અયોધ્યાપ્રસાદના જન્મથી યમુનાના સુખની વૃદ્ધિ થઇ તેવીજ બીજા કુટુંબના માણસોની પણ થઇ પરંતુ થોડાજ વખતમાં અયોધ્યાપ્રસાદ બાલ્યાવસ્થામાંજ કંઇક જતા રહ્યા કે શું થયુ, તેનો આજ સુધી કાંઇ પત્તો મળ્યો નથી, સ્વામીજીના મામા સબસુખરામે પાંચ વર્ષની ઉમ્મરે તેમને વિદ્યાનો આરંભ કરાવ્યો, અને તેઓ કણ્વાણીની પાઠશાળામાં મરાઠી અને ફારસી શીખવા લાગ્યા તેમની વિદ્યાનો પ્રકાશજ એક વખત પંડિતવર રાઘવેન્દ્રાચાર્ય અને મહાત્મા ગૌડસ્વામીજીની અનુકૂળતાના કારણ રૂપ થયો હતો, તેજ મહાત્મા તેમને બાળપણમાં પણ શિક્ષક તરીકે મળ્યા હતા જેના વડે તેમની વિદ્યાનો આરંભ થયો હતો તે એક મહારાષ્ટ્ર બ્રાહ્મણ હતા. ઉમ્મર ઠેકી વર્ષની હોવા છતાં પણ તે કર્તવ્ય પાલનમાં જુવાન કરતાં પણ ચઢતા હતા. તેમને પાઠશાળામાં સર્વે ભટજીના ઉપનામથી ઓળખતા હતા.

સ્વામીજી નાનપણથીજ નિર્ભય અને ઉદ્ધત પ્રકૃતિના બાળક હતા, અને જેથી પાઠશાળાના મુસલમાન મહેતાજીઓને વારંવાર નીચા નમીને સલામ કરવાની રીતને તે વખોડતા હતા, એથી તેમના પ્રતિ મુસલમાન મહેતાજીઓની અપ્રસન્નતા થવા લાગી. તેમની વધુ શ્રદ્ધા માત્ર ભટજી ઉપર હતી અને ભટજીનો પણ તેમના પ્રતિ વધુ સ્નેહ હતો. બીજા મહેતાજીઓ જ્યારે ભટજીને કહેતા કે, "બંશીધર તો પોતે સાંભળેલી પુરાણની કથાને યાદ રાખે છે, અને બીજા બાળકોને એકાંતમાં લઇ જઇને તેમને તેનો ઉપદેશ પણ કરે છે, અને ફારસીનું નિયમિત પણે અધ્યયન કરતા નથી." ત્યારે ભટજી તેમની પરીક્ષા લેતા અને સર્વ મહેતાજીઓ તે જોઇને આશ્ચર્ય પામતા કે, જે વિષય તે શીખેલા ન હોય તે પોતાની પ્રખર બુદ્ધિને લીધે ઝટ યાદ કરી લેતા અને પાઠશાળાના સઘળા વિદ્યાર્થીઓમાં તે ઉપરના નંબરે આવતા. તેમના આ ગુણથી મોહિત થઇને, ભટજી તેમને બંશીધર ના કહેતાં ઉમંગથી 'શ્રુતધર' (અર્થાત સાંભળેલી વાત યાદ રાખનાર) કહી બોલાવતા હતા.

નાનપણમાં બાળકો જે શિક્ષણ ગ્રહણ કરે છે, તેને વૃદ્ધ થયા છતાં પણ ભૂલતા નથી. અર્થાત બાળકોના મન ઉપર નાનપણમાંથીજ જે સંસ્કારોને ઠસાવવામાં આવે છે, તે હમેશને માટે તેમનામાં કાયમ રહે છે. બાળપણમાં પડેલા દૃઢ સંસ્કાર ગમે તેવી રીતે ભૂલવા જાય કે કોઇ ભૂલાવા જાય તો તે જતા નથી. બાળકનું હૃદય નાનપણમાં કચા ઘડા સરખુ છે. તેના ઉપર ગમે તેવા લીટા કે " પાડવામાં આવે છે તો તે પડી શકે છે, અને તે, તેને પકવ્યા પછી પણ કાયમ રહે છે. તેવીજ રીતે બાળકના હૃદયમાં નાનપણમાં સારા કે ખોટા જેવા સંસ્કારો પાડવામાં આવે છે, તે ગમે તે થાય પણ મોટી વયે જતા નથી. એનેજ લીધે આપણા મહર્ષિઓએ નાનપણમાંજ બાળકને ધર્મનું શિક્ષણ આપવાની વ્યવસ્થા કરી છે. એજ કારણથી દેવર્ષિ નારદે, ધ્રુવ, અને પ્રલ્હાદને સર્વથી પ્રથમ ભગ ભક્તિનો ઉપદેશ આપ્યો હતો. કે જેમના તે દૃઢ સંસ્કારો અનેક પ્રકારની વિપત્તિઓમાં પણ કાયમ હતા. આપણા સ્વામીજી, આ વખતે બીજાં બાળકો જેટલો પરિશ્રમ ભણવામાં કરતા હતા, તેટલો નહોતા, તેમનું મન રમવા કુદવામાં અને પુરાણના ઇતિહાસને સાંભળવામાં વધુ ચોટતું હતું. ( પુસ્તકોમાં તેમનો જોઇએ તેટલો ઉત્સાહ નહોતો. પુરાણની કથા સાંભળવાને તે ભટજીની પાસે વારંવાર જતા હતા, અને તેમને અનેક પ્રકારના પ્રશ્નો પણ કરતા હતા. કદી કદી તો તે એવા કઠિન પ્રશ્નો હતા, કે જેનો ઉત્તર ભટજી પણ આપી શકતા નહોતા. છેવટે તેમની અનુસંધાન કારિણી બુદ્ધિની પ્રશંસા કરીને આશિર્વાદ આપતા કે, "વત્સ ! શાસ્ત્રાર્થ કરવામાં કોઇ તને જીતી શકશે નહી." સં. ૧૮૮૫ માં જ્યારે સ્વામીજીની ઉમ્મર સાત વર્ષની હતી, ત્યારે તેમના મહાત્મા પિતા સંગમલાલજીનો ગૈવાસ થયો. કાળની ગહન ગતિ અનુસાર બંશીધર પિતૃહીન થઇ ગયા, જે પિતાએ પુત્ર પ્રાપ્તિને માટે અનેક પ્રકારના દુઃખને સહન કર્યાં હતાં, કેટલાય પ્રકારનાં વ્રત અને જપ કર્યાં હતા, તે પિતા, પ્રતાપને જોવાને ભાગ્યશાળી ન થયા જે અંતમાં ને મનમાં પુત્ર બંશીધરની શુભ કામના તથા તેના વ સુખ પ્રાપ્તિની આશા રાખતા હતા, તે સંગમલાલ પુત્ર સુખથી રહિત થઇ ચાલ્યા ગયા.

પુત્ર સુખનું સૌભાગ્ય કેવળ સંગમલાલને પ્રાપ્ત ન થયું એટલુંજ નહીં, પરંતુ સંસારમાં જેમને જેમને પ્રતાપી પુત્રો થયા છે, તે સર્વે તેમની માફક પુત્રના પ્રતાપને જોવાને ભાગ્યશાળી થયા નથી મહારાજા દશરથે ભગવાન રામચંદ્રને માટે શું નહોતું કર્યું ? પરંતુ તેઓ તેમના પ્રતાપને જોઇ શક્યા હોતા. મહારાજા પાંડુ જો કદી પોતાના પાંચ મહાવીર પુત્રોના પ્રતાપને જુવત તો તેમના આનંદનો કંઇ પાર રહેત ખરો કે ? અનેક જપ તપ કરવાથી "શંકરાચાર્ય" જેવા પુત્રને મેળવ્યા છતાં પણ 'શીવગુરૂ' તેમનો પ્રતાપ જોવાને ભાગ્યશાળી થયા નહોતા અસહિષ્ણુ વિધાતાની લીલા ઘણી [illegible] છે. તેવીજ કૃતિથી સંગમલાલનો સર્વ લોક સાથેનો સંબંધ છુટી ગયો. પતિવ્રતા યમુના દેવીની પતિદેવન સાથેજ ચિતારોહણ કરવાની ઇચ્છા હતી, ( આ વખતે સતિ થવાનો રીવાજ હતો. ) આ વાત સંગમલાલ પ્રથમથીજ જાણતા હતા, તેથી તેમણે મરતી વખતે યમુનાને પાસે બેસાડીને કહ્યું કે:—

"પ્રિય ! આજે આપણો છેવટનો મેળાપ છે ! આજસુધી તેં મારી સર્વે આજ્ઞાનું પાલન કર્યું તો આજે એક છેલ્લી આજ્ઞાનુ પાલન કરીશ !

યમુનાએ હા કહ્યા પછી તેમણે પાછું કહ્યું કે, "સ્ત્રીનો પરમધર્મ પતિની આજ્ઞાનું પાલન કરવું એજ છે. સ્ત્રીને માટે જીવતાંજ મનને મારીને રહેવું, અને મૃત પતિની આજ્ઞાનું પાલન કરવું એ જેવું કઠિન કાર્ય છે, તેવું કઠિન કાર્ય ચિતામાં બળીને મરવું એ નથી, દેવી ! તું ચિતારોહણ કરીને મારી સહગામિની થવા ઇચ્છે છે, એથી મને પણ ઘણોજ હર્ષ છે, જ્યાં તારા જેવી પતિવ્રતા સ્ત્રી ન હોય, ત્યાં સ્વર્ગપણ નકામુંજ છે, પરંતુ પુત્ર નાનો છે, એ ઘણુંજ મોટું દુઃખ છે, આપણા પછી તેનું લાલન પાલન કોણ કરશે ! જેથી મારી એવી આજ્ઞા છે કે તારે સતિ થવાના સંકલ્પને છોડી દેવો, પાંડુપતિ કુંતી દેવીની માફક પુત્રનું પાલન કરીને પતિવ્રત ધર્મને પાળજે." જો કે યમુનાને માટે આ આજ્ઞા ઘણીજ કઠોર હતી, તે પતિવ્રત ધર્મને બરોબર પાળતી હતી, તે જાણતી હતી કે, સ્ત્રી પુરુષનો સંબંધ હંમેશને માટે છે. પુરુષનું મૃત્યુ થયા પછી સ્ત્રીનું જીવવું વ્યર્થ છે. તથાપિ તેણે પતિની અંતિમ આજ્ઞાનું જીવતાં સુધી પાલન કર્યું, અને પતિ વિયોગરૂપી અસહ્ય અગ્નિમાં જીવતાં જ બળવાનો સ્વિકાર કર્યો સધવાનો સુંદર શણગાર વિધવાના મલિન વેશમાં બદલાઇ ગયો. તેને વિલાસ વૈભવ વિગેરે સર્વ સુખ સ્વપ્ન તુલ્ય થઈ ગયું. ચંદ્રમા વિનાની અંધારી રાત્રિની જેવી દશા બદલાઇ જાય છે, તેવીજ પ્રાણપતિ વિનાની પતિવ્રતા સ્ત્રીની બદલાઇ ગઇ. થોડાજ દિવસમાં પતિ વિયોગથી યમુનાનું રૂપ બદલાઇ ગયું, અને જોતાં ઓળખી શકાય તેવું પણ ન રહ્યું, તે જેમ તેમ કરીને જીવન ગાળવા લાગી, તે પોતાને માટે જીવતી નહોતી, પરંતુ પોતાના સ્વર્ગવાસી પતિને માટે જીવતી હતી તે ભોજન કરતી તો તે પણ માત્ર શરીર ટકાવી રાખવાને માટેજ કરતી તે પ્રતિદિન અશ્રુપાત કરતી હતી. આ પ્રમાણે કષ્ટમાં તેને અધિક દિવસો કાઢવા એ કઠિન થઈ પડ્યું. જળ વિનાનું માછલું કેટલો વખત જીવી શકે ? તેણે યથાર્થ રીતે પતિની આજ્ઞાનું પાલન કર્યું. ત્રણ વર્ષ પછી જ્યારે સ્વામી (મૂળશંકરજી)ની ઉમ્મર અગીઆર વર્ષની થઇ, ત્યારે ભોળાનાથને ભરોસે મૂકી પોતાના પિતૃહીન પુત્રને માતૃહીન કરીને તેપણ ચાલતી થઇ યમુનાના સ્વર્ગવાસથી અંબીધર માબાપ વગરના બાળક જેવા થઇ ગયા. જેના યત્ન અને આદરથી અંબીધરને પિતાનું મરણ સાલ્યું નહોતું, તે દયામયી જનનીનું પણ આજે મૃત્યુ થઇ ગયું આજ સુધી રડવું એ શું, છે, તે જાણતા નહોતા, તે માતાના વિયોગથી રડતાં શિખ્યા.

સ્વામીજી વારંવાર કહ્યા કરતા હતા કે, મને જેટલાં મારાં મામા મામી લાડ લડાવતાં હતાં, તેટલાં માબાપ લડાવતાં નહિ, મારા બાપ મારી સાથે ઘણુંજ થોડું બોલતા હતા, ગમે તો તેમનો સ્વભાવજ થોડું બોલવાનો હોય, કે પછી કુટુંબીઓના દેખતાં શરમાતા હોય, ગમે તેમ હોય, હું પણ તેમને બોલાવતો નહી, તેમના મરણ વખતે મને રડવું આવ્યું નહોતું, પણ મારી માતાના મરવાથી મને ઘણુંજ દુઃખ થયું જો કે મારે જોઇએ તે સર્વ વસ્તુઓ મારી મામીજ મને લાવી આપતી હતી અને તે મને પોતાની સાથેજ ખવરાવી પીવરાવી ઉછેરતી હતી, તથાપિ, માતા તે માતાજ, મારી માના મરવાથી મને કેટલાક દિવસ તો ખાવાનું પણ ન ભાવ્યું, પિન્ડ દાન વખતે મારૂં હૃદય ઘણુંજ દ્રવિત થયું હતું. મને જ્યારે ખુબ રડવું આવતું તે વખતે મારા મામા મને સમજાવતા, પણ તેથી મારૂં મન શાન્ત ન થતું. એક દિવસ મારા મામાએ મને પૂછ્યું કે, "બચ્ચા તું કેમ રડે છે ? તને શી વાતનું દુઃખ છે ?" "મેં કહ્યું કે મને કશી વાતનું દુઃખ નથી, પરંતુ હવે હું મા કહી કોને બોલાવીશ ? મને બેટા કહીને કોણ બોલાવશે ?" મામા કહે અમે છીએ "અને પછી તારે શું દુઃખ છે." પરંતુ હૃદયના દુઃખને ગુપ્ત રાખી શક્યા નહિ, આંખમાંથી ચોધાર અશ્રુ ખરવા લાગ્યાં."

માબાપના મરી જવાથી મામા મામીએ તેમને જરાપણ ઓછું આવવા ન દીધું, એ તેમની સાથે ઘણોજ સ્નેહ રાખતાં. એથી તેમણે તેમને ભણાવવાનો આગ્રહ પણ છોડી દીધો પ્રથમ જે ભણવા માટે ધમકાવવામાં આવતા તે પણ બંધ કર્યું, જે ઇચ્છા થતી તે તુરત મામા પુરી પાડતા ૧૨ વર્ષની ઉમ્મર થઇ એટલે કાંઇ લખવા વાચવાનું છોડી દઇ સ્વામીજીએ કુસ્તી કરવી, ડંડા પીલવા, પટા ખેલવા અને ઘોડેસ્વારી કરવી વિગેરે સૈનિક તાલીમમાં ચિત્ત પરોવ્યું આ વખતે તેમનો મરાઠી અને ફારસીમાં સારો અભ્યાસ થઇ ગયો હતો આઠવર્ષની ઉમ્મરે જ્યારે તેમને જનોઇ દીધું હતું ત્યારે બાપુજીએ તેમને માત્ર

સમ્ભા ભણાવી હતી પુરાણિક કથાઓ અને ઐતિહાસિક વાતોમાં તેમના હૃદય ઉપર સારો પ્રભાવ પડ્યો હતો. ભગવદ્ભક્ત ધ્રુવ, પ્રલ્હાદ વિગેરેની કથા અને પુણ્યશ્લોક નળ, યુધિષ્ટર, વિગેરે રાજાઓના ઇતિહાસ તે ઘણાજ સ્નેહથી સાંભળતા હતા.

આપણે પહેલાં જણાવ્યું છે કે, સ્વામીજીના મામા, સમસુખરામ કલ્યાણીના નવાબ રૂમ્તા જુલમુલ્ક ( લોક પ્રસિદ્ધ મોહનાશાહ) ને ત્યાં તે એક પ્રતિષ્ઠિત અમલદારના પદ ઉપર હતા. નવાબની તેમના ઉપર ઘણીજ કૃપા હતી. એ કૃપાનું કારણ સમસુખરામનું સૌભાગ્ય હતું, એટલુંજ નહી, પરંતુ તેમની કાર્ય કુશળતા એ પણ મુખ્યકારણ હતું. કહે છે કે, એક વખત હૈદ્રાબાદના નિઝામ કેટલાક કારણથી ત્યાંના નવાબ ઉપર અપ્રસન્ન થયા હતા, અને પ્રસિદ્ધ વિદરના કિલ્લામાં તેમને પુરી મૂકયા હતા, તે વખતે મોહનાશાહની પાસે નવાબના હિતેચ્છિઓનો સંદેશો તેમને તેમણે ગમેતેમ કરીને પણ પહોંચાડયો હતો, અને તેનો ઉત્તર કલ્યાણીમાં પોચાડીને પ્રભુભક્ત સમસુખરામે પોતાના કર્તવ્યને બજાવ્યું હતું નવાબ ઉપર જ્યારે નિઝામ પ્રસન્ન થયા અને તેમણે કલ્યાણીમાં પાછા ગાદીએ બેસાડયા ત્યારે તે સમસુખરામના આ ઉપકારને ભૂલ્યા નહોતા, તેમણે તેમને માનપૂર્વક પોતાના કિલ્લેદાર બનાવ્યા હતા. આ વખતે પહેલાં જેવો દક્ષિણમાં ઉપદ્રવ નહોતો, બાજીરાવના પ્રતાપથી શાંતિ ફેલાઇ હતી અને પીંડારા લોકો પણ અંગ્રેજી રાજ્યની જવાલામાં ભષ્મ થઇ ગયા હતા, છતાં પણ આ વખત કરતાં તે વખતે ઘણોજ ફેરફાર હતો. સર્વ લોકો વસ્ત્રોની માફકજ શસ્ત્રોને ધારણ કરીને ફરતા હતા મરવા મારવાથી ડરતા નહોતા, એથી પટા ખેલવા, શસ્ત્ર ચલાવવાં અને ઘોડેસ્વાર થવુ એ તે વખતના લોકોને આવશ્યક સમજાતું હતું. મહાપુરષો જાણતા હતા કે કલિયુગમાં વીર્ય રક્ષાને માટે યોગવિદ્યાના ઉપાય કરતાં કુસ્તી વા વ્યાયામનો અભ્યાસ કરવો એજ સર્વોત્તમ અને સમયાનુકુળ છે એથી વખતને અનુસાર સ્વામીજી પણ આ વખતે બળ અને શક્તિ વધારનાર આ માર્ગના અનુયાયી થયા હતા.

કલ્યાણીના નવાબને પોતાના ભાઇના બે પુત્રો હતા, તેમની ઉમ્મર પણ સ્વામીજીના જેટલીજ હતી, તેમને ઘોડેસ્વારનો ઘણો શોખ હતો, સમસુખરામે સ્વામીજીનો તેમની સાથે પરીચય કરાવ્યો હતો, તે સર્વે સાથે ભણતા, સાથે રમતા, તથા સાથે સવાર થઇ સેલ કરવા જતા હતા. જો કે તે નવાબના પુત્રો હતા, અને આ બ્રાહ્મણના પુત્ર હતા. તેમની બરોબરી કરવી એ ભૂલ ગણાય, છતાં પણ બાલસ્વભાવની, સુલભતા અને સરળતાને લીધે તેમનામાં પરસ્પર ગાઢ મૈત્રિ અને સ્નેહ બંધાયેલ હતો બાળકોના હૃદયમાં સ્વર્ગીય ભાવ રહે છે. તેમનામાં મૂર્તિમાન પ્રેમ હોય છે. નાના મોટાનો ભાવ હોતો નથી. તેમને નીચ અને ઉચ્ચ સર્વે સરખાંજ છે.

ધ્રુવ જો પોતાનામાં અને ઉત્તમમાં ભેદ સમજતા હોત તો ઉત્તાનપાદના ખોળામાં ન બેસત. દરિદ્ર દ્રોણ જો રાજકુમાર-દ્રુપદને પોતાના સમકક્ષ ન જાણતા હોતતો અશ્વત્થામાને માટે ગાય લાવવા ન જાત, અને જો નિર્ધન સુદામા, લક્ષ્મિપતિ શ્રીકૃષ્ણ અને પોતાનામાં નાના મોટાનો ભેદ જુવત, તો તેમને મિત્ર કહેવાનું સાહસ ન કરત. બાળકપણાના આ પવિત્ર ભાવનું અંત સુધી પાલન કરનાર માત્ર કોઇ વિરલ મહાપુરૂષોજ હોય છે. નાનપણમાં નિર્ધન મિત્રોને મિત્ર કહી બોલાવનાર અને તેમનાં દુઃખ દરિદ્રોને દૂર કરનાર માત્ર મહાપુરૂષોજ હોય છે. સંસાર સઘળો સ્વાર્થ પરાયણ છે. મનુષ્યો જેમ જેમ મોટાં થતા જાય છે, તેમ તેમ તેમના ઉદાર વિચારો સંકોચાતા જાય છે, અને તે જતે દહાડે અહંકારના પુતળા રૂપ બની જાય છે.

( અપૂર્ણ. )

કદાચ કોઇ કામ કરવાને એકવાર આરંભ કર્યા પછી તમે સિદ્ધ ન-કરીશકો, તો તેની કાંઇ ચિંતા નહીં તેથી નિરાશ થઇ તમારા સાહસનો ત્યાગ કરો નહીં. તમારે તે કામ ફરી કરવાનો આરંભ કરવો. ધૈર્ય રાખો કે પરમાત્મા, સર્વ વ્યાપક અને તમારા સહાયક છે, અને તેથી દૃઢ નિશ્ચય રાખો કે હું તે કામ જરૂર સિદ્ધ કરી શકીશજ. તે કામ કરવાનુ મ્હારામાં સામર્થ્ય છેજ. અને તેથી કદાચ વચ્ચે વિઘ્ન રૂપી કંટકો આવીજાય, તોપણ તે ઉપર લક્ષ ન રાખો, તેનો પરાજય કરવાનું તમારામાં સામર્થ્ય હોવાથી તમારે તેથી ડરવાની કે નિરુત્સાહ થવાની કાંઇ જરૂર નથી તમારૂં લક્ષ્યસ્થાન તે કામ સિદ્ધ થવા પ્રતિ રાખો, તમારૂ ધ્યાન અને તમારા વિચારો તે કાર્ય સિદ્ધ થયુજ છે, તે પ્રતિ જોડી રાખો. તમારા ઉપર અને તમારી યોગ્યતાના વિષયમાં તમારા ઉત્તમ વિચારો હોવા જોઇએ. અને દૃઢ નિશ્ચય રાખો કે તમે ઉત્તમમા ઉત્તમ વસ્તુના અધિકારી છો.

સરળપણે કાર્ય સિદ્ધ થઇ જાય, અને વચ્ચે કાંઇ વિઘ્ન આવે નહી, તો પછી આપણને આપણું આપણા સામર્થ્યનું ભાન થવાનું નથી. પણ જ્યારે વચ્ચે વિઘ્નો આવી અડચણ કરે છે, અને તેનો જ્યારે આપણે પરાજય કરીએ છીએ ત્યારેજ આપણને આપણા સામર્થ્યનું ભાન થાય છે. જેમ કોઇ માણસ મહા બળવાન હોય, પરતું જ્યારે તેની સામે લુંટારા મળે ત્યારેજ તેના બળની કસોટી થાય છે, અને ત્યારેજ તેને પણ ખબર પડે છે કે આપણામાં કેટલુ બળ છે. જેમ કોઇ બ્રહ્મચર્યનો દાવો રાખતો હો પરંતુ તે જ્યારે સ્વરૂપવતી સ્ત્રી મળવા છતાં પણ પોતાના નિશ્ચયને વળગી રહે છે, ત્યારેજ તેની કસોટી થાય છે તેવીજ રીતે કોઇપણ કાર્ય કરવાનું આપણામાં સામર્થ્ય છે કે કેમ, તેની કસોટી તે કાર્યમાં જ્યારે વિઘ્ન આવે છે ત્યારેજ થાય છે. તમારે આત્મનિગ્રહ દ્વારા બળવાન બનવુ જોઇએ, કેમકે આત્મસંયમથીજ આર્થિક સિદ્ધિને પ્રાપ્ત કરનારી માનસિક શક્તિ પ્રાપ્ત થઇ શકે છે. અને વ્યક્તિગત આકર્ષણશક્તિનું પણ તેજ રહસ્ય છે. સંકલ્પશક્તિ ત્યારેજ તમારામાં જાગ્રત થાય છે. અને ત્યારેજ તમે તમારૂં ધારેલું તેવુ કઠિનમાં કઠિન કાર્ય પણ સિદ્ધ કરી શકોછો. સંકલ્પશક્તિ–આત્મનિગ્રહ વિના પ્રાપ્ત થઇ શકતી નથી. જે પ્રમાણમાં તમે આત્મનિગ્રહ કર્યો હશે, જે પ્રમાણે તમે આત્મસંયમનો અભ્યાસ પાડયો હશે તેજ પ્રમાણમાં તમારામાં સંકલ્પશક્તિનો ઉદય થવાનો અને ત્યારેજ તમે તમારૂ કાર્ય સિદ્ધ કરવા સંકલ્પશક્તિનો ઉપયોગ કરી શકવાના. જે માણસે પોતે પોતાના ઉપર વિજય મેળવ્યો હોય છે, તે માણસના પ્રતિ લોહચુંબકની માફક અન્ય મનુષ્યો આકર્ષાય છે. અને તે તેમને મદદ કરવાને યા તો તેમના સાથે સબંધ રાખવાને ઉત્સુક રહે છે. અને પોતાની ઉત્તમ વસ્તુ તેમને આપવાની ઇચ્છા રાખે છે. અને જેમ લોહચુંબક પ્રતિ લોઢું સ્વભાવિક રીતે આકર્ષાય છે તેજ પ્રમાણે આવા પુરૂષોની સંકલ્પ શક્તિથી અન્ય મનુષ્યો તેમના પ્રતિ આકર્ષાય છે. તે પોતાની સંકલ્પશક્તિથી દ્રવ્યને પણ આકર્ષિ શકે છે અને બીજી રીતે પોતાનો ઉદ્યોગ યા તો ધાર્યું કામ ઘણીજ સ્હેલાઇથી સંકલ્પશક્તિની મદદવડે સિદ્ધ કરીશકે છે માટે દરેક મનુષ્યે તે શક્તિને પ્રાપ્ત કરવાને માટે આત્મસંયમ કરવાની ખાસ જરૂર છે. જો મનુષ્ય યથાર્થ રીતે આત્મસંયમ અને વૃત્તિનો નિરોધ કરતાં આવડયો, તો પછી તેનામાં આપોઆપ તે દિવ્યશક્તિ પ્રાપ્ત થઇ શકે છે. જેથી તે શક્તિવડે તે મહાન કાર્યો સિદ્ધ કરી શકે છે. અને વચ્ચે આવી પડનાર મહાન વિઘ્નોમાંથી તે દુઃખતરામાં વિજયી નીવડે છે

અપૂર્ણ

---




( અનુસંધાન ગતાંકથી. )

તે સ્ત્રીની આ પ્રકારની વાત સાંભળી તારા એકદમ અજાયબ પામી, અને પૂછવા લાગી કે શું ભગવતીના પુત્રનું નામ શ્યામસુંદર છે?

તે સ્ત્રીએ કહ્યું, હા, આજકાલ તે તારે ત્યાં છે. તારાએ કહ્યું, ઠીક, પછી શું થયું?

સ્ત્રીએ કહેવા માંડયું કે,–તે પછી વીસ વરસની ઉમ્મર થવાથી શ્યામ સુંદર નોકરી શોધવા કલકત્તે ગયો. તેનો સાળો પણ કાંઈક કામને માટે કલકત્તે જતો હતો તેની સાથે તે પણ ગયો. મારી સાથે કે અમરનાથની સાથે શ્યામ સુંદરનો સબંધ છે, તે વાત મેં તેને કહી નહોતી, કેમકે મારો સબંધ તો કાંઈ હતોજ નહિ, અને અમરનાથનો સબંધ જતાવવો એ વ્યર્થ હતું. શ્યામ સુંદરના ગયા પછી, કેટલેક વખતે મારાં વૃદ્ધ માબાપ ગુજરી ગયાં, અને મને પણ રોગ લાગુ પડયો આ વાતની અમરનાથને ખબર પડી ગઇ, તેથી તેણે હું મરી ગઇ એવી વાત ઉડાડી મારો રોગ રાત દિવસ વધવા લાગ્યો, જેથી ધાર્યું કે હવે હું બચી શકીશ નહિ, તેથી એક વાર મારા પુત્રને મળવાની ઇચ્છાથી આ ગાડીને સાથે લઇને હું અહીં આવી અહીં આવ્યા પછી અમરનાથ અને ભગવતીના મરી ગયાની વાત સાંભળી. અને રમેશ તો તેનો ખરો વારસ થઇને બેઠો છે એક વખત રમેશની સાથે ગાડીની મુલાકાત થઇ હતી. રમેશ તેને ઓળખતો નહોતો, પણ રમેશનો શત્રુ નિત્યાનંદ તેને ઓળખતો હતો, હવે મારી શી ઇચ્છા છે તે તું સમજી ગઇ હઇશ બેન, એક વાર મારા રમેશને અહીં બોલાવી લાવ, કેમકે મરતા પહેલાં હું તેને મળી શકું

આ સઘળી વાતો તારા પથ્થરના પુતળાની માફક અજાયબ રીતે સાંભળતી હતી. આ સ્ત્રી ઘણી વાર બોલવાથી બે ભાન થઇ ગઇ, શ્વાસ જોરથી ચાલવા માંડયો, તારાએ તેને ભાનમાં લાવવાને ઘણા ઉપાય કર્યા પણ સર્વ નિષ્ફળ નિવડયા. જોતજોતામાં તેનો પ્રાણ ચાલ્યો ગયો તારા ઘણીજ ગુંચવણમાં પડી, તારા તેની કાંઇ સગી થતી નહોતી, પણ માત્ર અનાથ અસહાય અને દુઃખીને મદદ કરવાની ઇચ્છાથી તે તેની પાસે બેસીને તેની સેવા કરતી હતી. તેથી તેની ઉપર તેની મમતા થઇ હતી. આ પ્રકારે આ દુખી સ્ત્રીની વાત સાંભળી અને તેનું મરણ થવાથી તારા રડવા લાગી, એટલામાં ગાડી અને તેની સાથે રમેશ ત્યાં આવી પહોંચ્યા. તેને જોઇ તારા ઉભી થઇ

રમેશે પૂછ્યું—આ કોણ મરી ગયુ છે?

તારાના મોમાંથી એકાએક નીકળી ગયુ કે–તમારી મા, રમેશે એકાએક વિસ્મયતાથી પૂછ્યું કે, એ સત્ય શી રીતે મનાય! તું જાણે છે કે હું તો અમરનાથનો પુત્ર છું.

તારા—તમે જાણતા નથી કે તેનો પુત્ર તો કોઇ બીજો જ છે? રમેશે આશ્ચર્યતાથી કહ્યું. કોણ?

તારા—શ્યામસુંદર.

રમેશે તિરસ્કારથી કહ્યું, જેની સાથે તારું લગ્ન થવાનું છે તે શ્યામસુંદર કેમ?

આ પ્રકારના તિરસ્કારથી તારાની લજ્જા જતી રહી, તેણે અત્યંત ક્રોધી થઇને પુરૂષની તીવ્ર દ્રષ્ટિથી રમેશના સામુ જોયુ, પરંતુ, પાછી સ્ત્રિયોની માફક નીચી નજર ઢાળીને રડવા માંડી. આથી રમેશ ઘણોજ શરમાઇ ગયો, તેણે કહ્યું, મેં તને દુખ થાય તેટલા માટે આવું કહ્યું નથી. હું તારી વાતની કાંઇ મતલબ સમજી શકતો નથી.

તારાએ કહ્યું, તમે મ્હારા કહેવા ઉપર વિશ્વાસ રાખશો?

રમેશે કહ્યું, હા, કેમ નહિ ? મેં તારી વાત ઉપર ક્યારે વિશ્વાસ નથી રાખ્યો. તમારી વાત ઉપર શ્રદ્ધા અને વિશ્વાસ હોવાથી જ હાલ હું તારી આગળ આવતો નથી. તારાએ આ સાંભળી પોતાની નજર નીચી ઢાળી અને કહ્યું, તમે વિશ્વાસ રાખો કે ન રાખો, તો પણ મારૂં જે કર્તવ્ય છે તે હું કહું; સાંભળો સારે, એમ કહી તેણે આ અંધારી રાતે આ નિર્જન મકાનમાં આવીને તે મરણ પથારીએ પડેલી સ્ત્રી પાસેથી જે વાત સાંભળી હતી તે આબેહૂબ કહી સંભળાવી. વાત કરતાં કરતાં ફરી તારાની આંખોમાંથી ઝરઝરીયાં આવી ગયાં.

---

## પ્રકરણ ૧૮ મું.

### રમેશનું નિર્ધન થવું.

તારાની વાત રમેશ સત્ય માનતો હતો. પોતાની પાસે જે સંપત્તિ હતી તે પોતાની નથી પણ શ્યામ સુંદરનીજ છે, એ તેના જાણવામાં આવ્યું. અને તે સંપત્તિ તેના ખરા હકદારને સોંપી દેવી, એજ પ્રમાણિક માણસનું કામ છે એમ માન્યું. સત્ય અને પ્રમાણિકપણે મેળવેલું ધનજ પોતાનું છે અન્યની અપ્રમાણિક પણે મળેલી મિલકત પોતાને અધોગતિમાં લઇ જનાર છે, એમ માન્યું. મનુષ્ય માત્રે અન્યની કોઇપણ વસ્તુને અપ્રમાણિકપણે મેળવવી એ મહા પાપ છે તેના અંતઃકરણને ઠગવા તુલ્ય છે, અને તેથી પારકી વસ્તુનો ઉપભોગ કરવાની આશા રાખવી એ પણ મૂર્ખતાજ છે, એવા વિચારો રમેશના મનમાં આવ્યા. તેણે જાણ્યું કે ગમે તો સ્ત્રી કે ધન ગમે તે પદાર્થ હોય છતાં પણ જો તેના ઉપર બીજાનું સ્વામિત્વ થઇ ચુકયું હોય, યા માલીક તેનો જુદો હોય તો પછી તેની પાસેથી તે છિનવી લેવાનો યત્ન એના જેવું બીજું પાપ નથી. જેમ મારી પાસે હાલ જે મિલકત છે તે અન્યની હોવાથી હવે તેને મારી પાસે રાખવી એ પાપ છે, તેવીજ રીતે તારા એ અન્ય પુરૂષની સ્ત્રી થઇ ચુકી છે, તેને મેળવવાની આશા રાખવી એ પણ મહાપાપ છે. માટે હવે મારે આ ધન પણ ન જોઇએ, તારાની પણ આશા ન રાખવી જોઇએ. એમાંજ મારૂં પ્રમાણિકપણું છે, અને એમાંજ ખરૂં મનુષ્યત્વ છે. આવા વિચારો કરી બીજેજ દિવસે, શ્યામસુંદરને બોલાવી, પોતાની પાસે જે જે મિલકત હતી, અને જે પોતાની છે એમ આજ સુધી માનતો હતો, તે અનર્ગળ સંપત્તિ તેને સોંપી દીધી. અને પોતે જે બંગલામાં રહેતો હતો તે સુદ્ધાં પણ તેને સોંપી, માત્ર એક પહેરેલા વસ્ત્રે બહાર નીકળી ગયો. માત્ર એક સત્યની ખાતર અને અન્યની મિલકત તેનો ખરો હકદાર જાણે તો તેને ન આપવી એ મહા અન્યાય છે, તેમ જાણી તેણે એક ક્ષણવારમાં સઘળી સંપત્તિ શ્યામસુંદરને સોંપી દીધી અને પોતે ગામની બહાર એક નાનાસરખા ઝુંપડામાં ભાડે રહેવા લાગ્યો. હવે રમેશ આ ગામમાં પણ રહેવા ઇચ્છતો નહોતો. પરંતુ શ્યામ સુંદરની સાથે હવે તારા પુનર્લગ્ન કરે છે કે કેમ એ જોવાને માટે તે ત્યાં રહ્યો હતો.

શ્યામસુંદર સઘળી સંપત્તિનો માલીક થયા પછી, તારાની સાથે લગ્ન કરવાને માટે હરિનાથ પાસે જઇ અને તેનું માગું કર્યું, હરિનાથે કહ્યું, મારો વિચારતો છે, પણ તે વાત તારાની મરજી ઉપર છે. માટે જો તે કહે તો હું તમારૂં તેની સાથે લગ્ન કરીશકું. આ સાંભળી શ્યામસુંદર તારાની પાસે ગયો, તારાએ તેને જોયો એટલે પૂછ્યું, કેમ શ્યામસુંદર, કેમ આવ્યાછો ? કાંઇ કામ છે ?

શ્યામ—હા, હવે મારા ગરીબ ઉપર ક્યારે કૃપા કરશો ?

તારા—શું ! તમારૂં કહેવું હું સમજી શકતી નથી.

શ્યામ—તમે બાગમાં મને જે વાયદો કર્યો હતો, તે હવે ક્યારે પૂર્ણ કરશો ?

તારા—એટલે ?

શ્યામ—હું લગ્ન કરવા ઇચ્છુંછું.

તારા—કોની સાથે ?

શ્યામ—જેણે મને કામિની બાગમાં સંસારમાં રહેવાની આજ્ઞા આપી હતી તેની સાથે.

આ સાંભળી તારાના મુખનો ભાવ બદલાઇ ગયો, તેણે જાણ્યું કે તે મનેજ પૂછે છે. એમ વિચારી કહ્યું, શ્યામસુંદર, તમને ખબર છે કે હું બાળ વિધવા છું, અને તેની આગળ તમે જે માગણી કરોછો તેની તમને શરમ આવતી નથી?

આ સાંભળી શ્યામસુંદર પુનર્વિવાહ શાસ્ત્રસિદ્ધ છે તેની સાબિતી કરવા લાગ્યો. પણ તારાએ તેને ધુધકારી કાઢયો, અને કહ્યુંકે, જો તમે ફરી આવી અયોગ્ય માગણી કરશો તો, કંઇ સાંભળવુ પડશે.

શ્યામસુંદરે કહ્યુ, કેમ તારા! શું તું મને જીવથી મારવા ઇચ્છે છે? આજસુધી તો હું ગરીબ હતો, તેથી કદાચ તું મારીસાથે વિવાહ ન કરવાનું ધારતી હોઇશ, અને રમેશ પૈસાદાર હોવાથી તેની સાથે લગ્ન કરવાનો વિચાર થતો હશે, પરંતું હવેતો હું ધનવાન થયો છું. તને સર્વ સુખ આપીશકું તેમછું. માટે મારી આશાને પૂર્ણ કરી અને સુખી કર.

તારાએ ફરી ક્રોધવશ થઇ કહ્યું, જાવ, એક વખત કહ્યું કે મારી સાથે આવી વિંદક વાત ન કરવી તે છતાં ફરી તેની તેજ વાત કરતાં શરમ આવતી નથી, બ્રાહ્મણની છોકરી વિધવા થયા પછી, પુનર્લગ્ન કરશે, તો પછી તેનામાં અને ઘાંચી, મોચી, હજામ, કુંભાર જેવા શુદ્ર જાતિના લોકોમાં ફેર શો રહેશે! આ પ્રમાણે એક બાળ વિધવાને ફસાવવાની વાત જવાદો. તમારામાં અને રમેશનામાં તો આભ અને જમીન જેટલો ફેર છે. તે ભલેને ધનવાન મટી ગરીબ થયો, છતાં પણ તેના જેવુ ઉચ્ચ અને નિર્મળ હૃદય તમારૂ ક્યાં છે! જાવ, હવેથી આવી વાત કરવી હોય તો મારે ત્યાં કદીપણ આવવું નહિ

આ સાંભળી શ્યામસુંદર નિરાશ થઇ ત્યાંથી ચાલતો થયો. તેણે જાણ્યુ કે તારા લગ્ન તો કરવાનીજ છે, પણ રમેશની સાથે, મારી સાથે નહિ, ઠીક છે! રમેશ કેવો તેની સાથે લગ્ન કરે છે તે પણ હું જોઉછુ. આવા વિચાર કરતો રમેશપ્રતિ ઇર્ષ્યા હોળી પ્રકટાવતો ત્યાંથી તે ચાલતો થયો, જેણે તેને ગરીબમાંથી ધનવાન બનાવ્યો તેનોજ નાશ કરવાના વિચારો-ઉપકારને બદલે અપકાર કરવાના વિચારો તેને થવા લાગ્યા.

## પ્રકરણ ૧૯ મું.

### રમેશનું ચાલ્યા જવું.



એક દિવસે તારાના ઘરની પાસે બે સ્ત્રીઓ અજવાળી રાત્રીમાં બેઠે બેઠે વાતો કરતી હતી કે, ભાગ્ય શું કરે છે! રમેશ જે કાલે લક્ષાધિપતિ હતો, તે આજે ગરીબ બની ગયો, અને જે શ્યામસુંદર કાલે ગરીબ હતો તે આજે લક્ષાધિપતિ બની બેઠો છે.

બીજી સ્ત્રીએ કહ્યું, એમાં દોષ કોનો છે? રમેશે જાતેજ તેમ કર્યું છે. પોતાની સઘળી સંપત્તિ શ્યામસુંદરને આપી પોતે ભીખારી બની બેઠો છે. ખરેખર તે મનુષ્ય નહીં પણ દેવ છે. માત્ર મરતી વખતે તેની માએ કહેલી વાત કોઇને મોઢે સાંભળીને તેના ઉપર વિશ્વાસ રાખી સઘળી સંપત્તિ શ્યામસુંદરને આપી દીધી. ન આપી હોત તો કોઈ શું કરનાર હતું! પરંતુ ખરેખર તે કોઇ દેવ પુરુષ જ હોવો જોઇએ. ખરેખર તેની દશા જોઇને છાતી ફાટી જાય છે. લાખો રૂપિયા આપી દેઇ પાસે એક પૈસો પણ ન રાખ્યો. વળી સાંભળ્યુ છે કે તે આજકાલ માંદો પણ છે. એટલામાં ત્યાં તારા આવી, અને તેમની વાતો સાંભળી, બોલીકે, કોણ માંદું છે?

બીજી સ્ત્રી—તમારો બનેવી, તમે તેની ખબર પણ નથી લેતાં. આજ બે દિવસથી તેને તાવ આવે છે. તેને કોઇ દવા આપનાર પણ નથી તેમ તેની ખબર લેનાર પણ કોઇ ન મળે! તમે તેને તમારે ત્યાં બોલાવી કેમ દવા કરતાં નથી?

કરવા રૂપી ચળી પાળતો નથી, ત્યાં સુધી તેને ખરો લાભ મળતો નથી જે માણસ પોતાના શુદ્ધ કરી શકે છે, તે પછી અશુદ્ધ કે રોગ કરનાર ભોજનની ઇચ્છા કરતાજ નથી શુદ્ધ વિચાર ભાવને પણ શુદ્ધ બનાવે છે, જે માણસો પોતાના શરીર એકલાનેજ શુદ્ધ રાખે છે તે સાચું પુરુષો ગણાતા નથી. પરંતુ જે માણસોએ પોતાના વિચારોને શુદ્ધ અને દૃઢ કરી લીધા છે, તે જ ખરા પુરુષો છે. તેમને પછી કોઈ દુ ખદાયક જંતુઓની ચિંતા કરવી પડતી નથી

માટે જો તમે શરીરનુ રક્ષણ કરવાની ઇચ્છા રાખતાં હો તો તેની સાથે મનનું પણ રક્ષણ કરતાં શીખો. જો તમે તમારા જીવનનો વિકાસ કરવાનું ઇચ્છતા હો તો, સાથે સાથે મનને પણ સુંદરતા આપો મત્સરતા, દ્વેષ, નિરુત્સાહ, અને નિરાશાનો વિચાર શરીરના સ્વાસ્થ્ય અને સુંદરતાનો નાશ કરનાર છે ઘણા માણસો ઘણાજ ચીડીયા સ્વભાવના હોય છે, સ્હેજ બાબતમાં કંટાળી જઇ અન્યને ચીડીયાં કરવા મંડી પડે છે. આવો સ્વભાવ કાંઇ અકસ્માત પડી જતો નથી પરંતુ ચીડીયા વિચારોનું સેવન કરવાથીજ પડી જાય છે. ચ્હેરાનો ખરાબ દેખાવ એ મૂર્ખતા, ઇન્દ્રિય લોલુપતા અને અભિમાનથી જ બને છે. જેનું હૃદય, વિચાર અને મન પાપ રહિત હોય છે, તેમનુ મુખ વૃદ્ધાવસ્થામાં પણ કાંતિવાળું, તેજસ્વી અને પવિત્રતાથી ઝળહળી રહેલું હોય છે. જ્યારે જેના મનમાં પાપ, ક્રોધ અને ઇન્દ્રિયલોલુપતા ભરેલી હોય છે, તેમનું શરીર જુવાન વયમા પણ દુર્બળ અને શરીરે કરચલીયો પડેલી તથા ચ્હેરો ઉદાસ અને દીલગિરી ભરેલો હોય છે. જેવા રીતે ઘરમા પ્રકાશ અને શુદ્ધ પવન આવતો હોય છે, તો તે ઘર રહેવા યોગ્ય અને સ્વચ્છ રહે છે, તેવીજ રીતે સુખ, આનંદ, શાંતિ, પરોપકાર અને અન્યનું ભલુ કરવાના વિચારો કરનાર મનુષ્યની મુખાકૃતિ દૃઢ, સુંદર, આનંદપ્રદ અને શાંત હોય છે. જેમણે ધાર્મિક, પરોપકારી અને પુણ્યમય જીવન વ્યતીત કરેલુ હોય છે, તેઓ વૃદ્ધાવસ્થામાં પણ શાંત, મધુર અને અસ્ત થતા સૂર્યની માફક કાંતિમાન હોય છે.

× × × ×

શરીરના રોગોને દુર કરવાને માટે, આનંદપ્રદ અને સુખમય વિચારોથી અધિક લાભકારક ઔષધ બીજી કોઇ નથી. શોક અને ક્લેશને મટાડવાને માટે સત્ય વિચારોથી અધિક કોઇ પ્રભાવશાળી ઉપાય . ' શત્રુતા, શંકા અને દ્વેષ તથા અન્યનો દ્રોહ કરનારા વિચારો જે મનુષ્યો નિરંતર કર્યા કરે છે, તે પોતે પોતાનાજ બનાવેલા કારાગારમાં કેદી થઇને પડી રહે છે. પરંતુ જે મનુષ્ય જગતના સારા ગુણોને જુવે છે, જગતના સર્વ મનુષ્યોની સાથે પ્રસન્નતા પૂર્વક અને ધૈર્યથી સર્વમાં શુભ ગુણોને જોવાનો યત્ન કરે છે, તે જરૂર પોતાને માટે સ્વર્ગનું દ્વાર ખોલી શકે છે. જે પ્રાણિમાત્ર પ્રતિ પ્રેમ રાખે છે, અને શાંત ભાવ પૂર્વક વર્તન કરે છે, તેને જરૂર અન્યના પ્રેમ અને શાંતિનો ભંડાર મળી શકે છે. મનુષ્ય પોતાના શુભ વિચારોથી, પોતાનું જીવન બદલી શકે છે. અને સુખ અને શાંતિનો અનુભવ કરી શકે છે.

× × × ×

પોતે કેવા વિચારો કરે છે તેની મનુષ્ય માત્રે સાવધાનતા પૂર્વક દેખરેખ રાખતા રહેવું જોઇએ. એકે એક વિચાર ઉદ્દેશ વાળો હોવો જોઇએ, જ્યાં સુધી ઉદ્દેશવાળા વિચારો કરવામાં આવતા નથી, ત્યાં સુધી મનુષ્ય તે વિચારોના યથાર્થ ફળને મેળવી શકતો નથી. જગતમાં ઘણા મનુષ્યો પોતાના વિચારોને જીવન રૂપી સમુદ્રમાં વહેવા દે છે ઉદ્દેશ રહિત થવું એ મોટામાં મોટો અવગુણ છે. જે મનુષ્યોને આ સંસારરૂપી સમુદ્રની નાશકારક લહરીઓમાંથી પાર ઉતરવાની જરૂર છે, તેમણે તો પોતાના વિચારોને ગમે તેમ પથરાવા દેવા ન જોઇએ જે મનુષ્યના જીવનનો કોઇ એક ધારેલો ઉદ્દેશ હોતો નથી, તે માણસ સહજમાં જ શોક, ભય, કઠિનતા અને દુઃખમાં ફસાઇ જાય છે. જેથી જણાય છે કે જેમનો આત્મા ઘણોજ દુર્બળ છે, તેમની આત્મિક દુર્બળતા, જાણી જોઈને કરેલા પાપોની માફક નિષ્ફળતા, હાનિ અને ક્લેશના કારણરૂપ થઇ પડે છે, કેમકે આ શક્તિ સંપન્ન થતાં પોતે પોતાની મેળેજ વિનાશમાં આવી શકે છે જ્યારે જગતમાં નિર્બળતાને લીધે કોઇપણ જગ્યાએ તેનું ઠેકાણું પડતું નથી. મનુષ્ય પોતે જે વિચારોને કરે તે એકપણ વિચાર ઉદ્દેશ વગરનો હોવો ન જોઈએ. અને તેને માટે ખાસ સાવધાનતા

ખવાની જરૂર છે. મનુષ્યે વિચારના દ્રષ્ટા થવુ જોઇએ. અને તે કેવા વિચારો કર્યા કરે છે તે જોતા રહેવુ જોઇએ.

× × × ×

દરેક મનુષ્યે પોતાના મનમાં પ્રથમ કોઇ ઉત્તમ ઉદ્દેશને નક્કી કરવો જોઇએ, અને પછીજ તે ઉદ્દેશમય વિચારો કરી, અને તેને સિદ્ધ કરવાને યત્ન કરવો જોઇએ, તેણે તેજ ઉદ્દેશને પોતાના વિચારોના કેન્દ્રસ્થાન રૂપ બનાવી દેવો જોઇએ.-પછી તે ઉદ્દેશ સાંસારિક ઇચ્છાઓને પૂર્ણ કરવાનો હોય, કે આત્મિક સત્તાને બળવાન્ બનાવવાનો હોય, ગમે તેવો હોય તો પણ તેણે તેને પોતાના વિચારચક્રના કેન્દ્રસ્થાન પર ધ્યાન રાખવુ જોઇએ તેણે તે ઉદ્દેશને પોતાના પરમ કર્તવ્યરૂપ બનાવી દેવો જોઇએ. અને પછી તેને સિદ્ધ કરવાને માટે પૂર્ણ ધ્યાન આપવુ જોઇએ. અને પોતાના વિચારોને અન્ય ભ્રમાત્મક કલ્પનાઓ અને તુચ્છ ઇચ્છાઓ તથા મિથ્યા સંકલ્પ વિકલ્પોનો ત્યાગ કરીને તે ઉદ્દેશપર સ્થિર કરવા જોઇએ આ પ્રકારનો આત્મ સંયમજ, યોગ અને વિચારોની ચંચળતાને રોકવાનો એક માત્ર સર્વોત્તમ ઉપાય છે. જ્યાં સુધી મનુષ્ય પોતાની નિર્બળતાના ઉપર વિજય પ્રાપ્ત ન કરી શકે, ત્યાં સુધી પોતાના ઉદ્દેશને સિદ્ધ કરી શકતો નથી. જે માણસ આત્મિકબળને પ્રાપ્ત કરે છે, તેને તેજ આત્મિક બળ સફળતાનો માર્ગ બતાવી શકે છે, કદાચ તેને નિષ્ફળતા મળે છે તો તે નિષ્ફળતા ઉપરાંત નવીન બળ પ્રાપ્ત કરીને તે ફરી યત્ન કરે છે ત્યારે તેનામાં તે કાર્ય કરવાનું બમણુ બળ આવે છે. અને તે તે કાર્ય ઉત્તમ રીતે સિદ્ધ કરી શકે છે માટે મનુષ્યે આત્મિકબળ મેળવવાને માટે શુદ્ધ વિચારોનું સેવન કરવું જોઇએ અને વિચારો ઉપર પણ એવો અંકુશ મેળવવો જોઇએ કે એકપણ વિચાર ઉદ્દેશ વિનાનો થવો ન જોઇએ. ઉદ્દેશ વગરનો વિચાર એકડા વિનાના મીંડા જેવો છે. જ્યારે આપણે માનીએ છીએ કે મનુષ્ય જેવા વિચારનું સેવન કરનાર છે, તેવીજ સ્થિતિને તે મેળવી શકે છે તો પછી તેણે શા માટે ઉત્તમ ઉદ્દેશવાળા શુભ વિચારોનું સેવન કરી અને ઉત્તમ સ્થિતિને ન મેળવવી ! જો આપણે આ વાત માનીએજ છીએ, તો પછી આપણે તેનો ઉપયોગ કરીને ઇપ્સિત સ્થિતિને મેળવી સુખ અને આનંદનો અનુભવ કરવો એ આપણું પરમકર્તવ્યજ છે.

---

## पोताना अंतरमां रहेला बळप्रति लक्ष करावनार वचनो.

( નથી નથી મેં કશું કહ્યું, એલય. )

સીદને દીન થવું પડે જો અંતરમાં બળ ભરીયું રે હાં,
શોધી ખોળી કરી હસ્ત ગત, તેનો કરી ઉપયોગ,
સઉના સ્વામિ થઇ કાં ન રહીએ.
તેને આપણુ અધમ કહીએ, ઘરમાંહિ ધન હોયરે હાં,
છતાં દુખી રહે અને કરે નહિ,તેનો કદી ઉપભોગ સઉના
તેને પણ આપણુ કેવળ મૂઢમતિ માનીએ છઇએ રેહાં,
ઉત્તમ ઔષધ પ્રાપ્ત છતા નવ ખાઇને ટાળે રોગ; સઉના૦
તેને તો વળી મૂર્ખ શિરોમણિ આપણુ જ્યાં ત્યાં કહેતા રેહાં,
અનંત વૈભવ પ્રાપ્ત છતાં જે લે નહિ તેના ભોગ; સઉના૦
પણ આપણને ડાહ્યા ગણીએ, દુખદુખ દુખ ગાવા મારે હાં,
જો કે આપણો દુખહર વસ્તુથી છે નિત્ય સંયોગ, સઉના૦
પ્રયત્ન કરવાનો બીજાને પ્રબોધ આપણ કરતા રેહાં,
તે પ્રબોધને ગ્રહી આપણે, કરવો ઘટે ઉદ્યોગ; સઉના૦
નિજ આત્મામાં શમીને ત્યાંથી અપૂર્વ બળને ગ્રહેવું રેહાં,
સઘ થશે સર્વાર્થ સિદ્ધિ આચરતાં એહ પ્રયોગ; સઉના૦

શ્રી. ઉ,

---



# ❀ सति सुलोचना देवी. ❀

## પ્રકરણ ૧ લું.

### નવલ કિશોરનો ગૃહસ્થાશ્રમ.



બપોરના બારેક વાગ્યાનો સમય છે ખરો તડકો પડે છે, નીચેથી પૃથ્વી અને ઉપરથી સૂર્ય પોતાનાં પ્રખર કિરણોથી અગ્નિના વર્ષાવી રહ્યા છે. તે વખતે એક બારેક વર્ષની બાળા, માથે પાણીનું બેડું લઇ કુવેથી જળ ભરીને ઘેર જતી હતી. આ બાળા તાપથી તપતી, બાફ થતી હાંફની હાંફતી, ઘર તરફ દોડતી હતી. પગમાં જોડીઓ પણ નહોતી. એવામાં સામેથી ઢોરનું ટોળુ લડતું લડતું તેની તરફ આવ્યુ, તેની અડફટ વાગવાથી તે બાળા ગબડી પડી અને પાણીનું બેડું નીચે પડી ભાગી ગયું આથી તેના દુખનો પાર રહ્યો નહિ એક તો પગે દાઝતી હતી, માથે ભાર હતો ને ભેંસે ગોથું મારવાથી વાગ્યુ હતું, અને પાણીનું બેડું ફુટી ગયુ, તેથી ઘેર સાસુ શું કહેશે? તેની મોટી ચિંતા થવા લાગી તે ઉઠી, રડતી રડતી ઘેર ગઇ તેની સાસુએ જાણ્યું કે રાંડ પાણીનું બેડું ભાંગી આવી છે એટલે રડે છે. તેને આવતાંજ તેની સાસુએ ઉધડી લીધી, અને એક બેડું ભાગ્યું તેને બદલે તેના ભાઇ અને બાપને હજારો ગાળો ભડી, ને કહેવા લાગી કે, "આતું અહીં નહીં ચાલે, કામ ન થાય તો બાપને કહેવુ હતું કે સાથે લુંડી મોકલે, જો મોટી શેઠાણી ન જોઇ હોય તો, હવે મગાવ તારા બાપને ત્યાંથી બેડું," આવાં અનેક મ્હેણાં ટુણાં મારવા લાગી, પણ તેને પૂછતી નથી કે બેડું શાથી ફુટ્યુ, અને તે કહે તેના તરફ લક્ષ પણ આપતી નહોતી, તે બાળાએ કહ્યું, બા! મારો વાંક નથી, હું આવતી હતી અને સામેથી ભેંસો લડતી લડતી આવી તેમાં એક ભેંસે ગોથું મારવાથી હું પડી ગઇ, મને વાગ્યું, અને આ બેડું ફુટી ગયું છે. એમાં હું શું કરૂં, છતાં જો મારો વાંક હોય તો માફ કરો, હવેથી હું સાચવીને ચાલીશ આટલું કહેતામાં તો સાસુએ તેને ઉધડી લીધી, ને કહેવા લગી કે, મેર રાંડ ફાટી, પાછી, સામુ બોલતાં શરમાય છે, એમ આંખો મીંચીને શું કરવા ચાલતી હતી, કે મારે આનાનું નુકશાન કર્યું, અને કહીએ છીએ ત્યારે સામુ રડીને ઓશીયાળા કરે છે, જરા આબરૂ રાખ આબરૂ, હજી છું તો નખ જેટલી અને આટલાં બધી ફાટે છે શું આ પ્રમાણે અનેક પ્રકારે તેને સતાવવા માંડી. બીચારી બાળા છાની માની બેસી રહી, અને સાસુની ગાળોના વરસાદથી પોતાની વાગ્યાની વેદના પણ ભૂલી ગઇ.

આ બાળાનું નામ સુલોચના હતું. તેનો બાપ સુરતમાં એક પ્રતિષ્ઠિત વકીલ હતો જાતે બ્રાહ્મણ અને આબરૂદાર હતો. તેણે કુળવાનના લોભમાં સુલોચનાને પાસેના એક ગામડાના બ્રાહ્મણ નવનીતરામના પુત્ર નવલકિશોર સાથે પરણાવી હતી તેનું લગ્ન થયા ને બે એક વર્ષ થયાં હતા નવનીતરામ હતો તો ગૃહસ્થ પણ ઘણોજ કંજુસ હતો તેની સ્ત્રી દીવાળી પણ તેને લાયકજ હતી જો એનામાં લક્ષ્મી પડતી તેણે કોઇ દિવસ નવનીતરામને ઝંપીને ખાવા દીધું નહોતું. પરંતુ કામકાજ કરવાનેજ છોકરાને પરણાવી વહુ લાવવામાં આવે છે એવી તેની માન્યતા હતી. છોકરાની વહુ તે તો ઘરની ચુંથણ

પ્રમજની તેણે આખા ઘરનું કામકાજ કરવુંજ જોઈએ, વળી બીજાનાં દરણાં ખાંડણાં કરી બે પૈસા પણ મેળવવાજ જોઈએ. આવા તેના હલકા વિચારો હતા તે પોતાના છોકરાની વહુ સુલોચનાને ઘણુંજ ધમકાવતી અને દુઃખ દેતી હતી. એક પણ દિવસ તેનો શાંતિમાં જતો નહોતો, કલેશ તો તે તેના જન્મ સાથેજ લાવી હતી. નવલકીશોર અંગ્રેજી ભણતો હતો મેટ્રીકમાં તેનું બીજું વર્ષ હતું. તે ભણવા માટે સુરત રહેતો હતો કોઈ કોઈ વખતે રજા હોય ત્યારે ઘેર આવતો. જ્યારે તે ઘેર આવતો ત્યારે તેની મા દીવાળી તેને કહેતી કે, જો રડ્યા, આ તારી વહુને કહેવું હોય તો કહે, એ હવે અમને ગાંઠતી નથી, અને જરા કાંઈ કહીએ છીએ તો તડતડ સામું બોલે છે, આવું જુઠું જુઠું ભરમાવી સુલોચનાને પુષ્પાંજળી અપાવતી, ત્યારે તેને ઝંપવળતી. આ પ્રમાણે નાનપણમાં સુલોચનાને ઘણું જ દુઃખ પડતું. પરતું તે ઉચ્ચ કુળની અને સારાં માબાપની છોકરી હોવાથી કોઈને એક અક્ષરે સામો કહેતી નહિ, અને બધું સહન કરતી. તે જાણતી કે પતિ એજ મારૂં જીવન છે. તેનાજ સુખે હું સુખી થવાની છું. તેમ જ તેમનાં સગાં સબંધીઓને પણ મારે તેમના કરતાં અધિક ગણવાં જોઈએ. તેમજ પતિ ગમે તે કહે પણ કોઈ દિવસ પોતાની સાસુનો વાંક કહાડતી નહિ; આ પ્રમાણે તેણે નાનપણમાં ગમે તેમ કરી દાહાડા કાઢવા માંડ્યા.

નવલકીશોર બીજે વર્ષે મેટ્રીકમાં પાસ થયો. તેજ સાલ તેણે સ્કુલ ફાઈનલની પરીક્ષા પણ પાસ કરી. હવે તેણે આગળ ભણવાનું છોડી દીધું અને રેવન્યુ ખાતામાં બાર રૂપીઆના પગારની કારકુનની નોકરી લીધી. થોડા દિવસ તો તે એકલો રહેતો, પણ એકલા રહેવાથી ખાવા પીવાની અડચણ પડવા લાગી એટલે સુલોચના પણ તેની સાથે રહેવા લાગી મોંઘવારીમાં બાર રૂપીઆમાં બે જણનું મહા મુશીબતે પુરૂં થતું. વળી રેવન્યુ ખાતાનો કારકુન એટલે તો મોટા મામલતદાર જેટલો રોફ રાખવો પડે, અને ઘરની બૈરીએ કાંઈ કામકાજ થાય નહિ. તેમજ તેને કચેરીમાં ઇન્કમટેક્ષ અને ફોજદારી દફતરનું કામ કરવાનું હતું. એટલે ગામમાં પણ જ્યાં જાય ત્યાં તેને સારૂં માન મળતું. અને મોટા મોટા પૈસાદાર લોકો પણ તેને સલામો ભરતા હતા. બીજા કારકુનો તો ગમે તેમ કરી નિભાવ કરતા. પણ નવલકીશોર કાંઈક નીતિ વાળો હતો પૈસા લેવાનું મન થતું, પણ તેનું અંતઃકરણ તેને ના પાડતું. જ્યારે સાંજે ઘેર આવે ત્યારે સુલોચના તેની એવી સેવા ચાકરી કરી આનંદ આપે કે તે આખા દિવસનો થાક ભૂલી જતો. સુલોચનાને નાનપણમાંથી ઉંચી કેળવણી મળી હતી તેના માબાપ કેળવાયલાં હતાં, વળી ઇશ્વર ઉપર તેમની પૂર્ણ શ્રદ્ધા હતી. તેની માનું નામ શાંતાબેન હતું અને તેના બાપનું નામ પ્રસન્નવદન હતું. આ બે સ્ત્રી પુરૂષોનો ગૃહવ્યવહાર એવો ઉત્તમ રીતે ચાલતો હતો કે, તેમના સહવાસથી તેમનાં છોકરાં પણ શુદ્ધ ચારિત્ર્યવાળાં નીકળ્યાં હતાં. શાંતાબેન કોઈ પણ દિવસ પ્રસન્નવદનનો બોલ ઉથામતાં નહિ, તે હમેશાં પોતાના પતિને પ્રસન્ન રાખવાનો યત્ન કરતાં હતાં. કલેશ શું છે, કે સ્ત્રી પુરૂષનો કલહ એ શું ? તે કોઈ આ ઘરમાં સમજતું નહોતું બોલવું ચાલવું તે પણ શાંતિથી અને ધીમેથી. જો કદાચ છોકરાંથી કાંઈ નુકશાન થતું તો તે તેમને ધમકાવતાં નહી કે મારવા મચી પડતાં નહીં, પણ ધીરેથી કહેતા કે, "ભાઈ તું હવે મોટો થયો, તારા જેવા સમજણા અને ડાહ્યા માણસે આમ કરવું એ સારૂં નહીં" પણ આમ ધીમેથી કહેતા એટલે છોકરાં શરમાઈ જતાં, અને પછી કોઈ વખત તેવું નુકશાન કરતાં નહિ બોલવા ચાલવામાં પણ ઘણી જ મર્યાદા રાખતાં. પ્રસન્નવદન અને શાંતાબેનની મૂળ સ્થિતિ ઘણીજ ગરીબ હતી. તે વખતે પણ શાંતાબેને કોઈ વખત કોઈ પણ વસ્તુની પોતાના પતિ આગળ માગણી કરી નહોતી. અને જે રીતે પોતાના પતિ પ્રસન્ન થાય તેમ કરતી. તેના મનમાં એજ ઇચ્છા હતી કે મારા પતિ કેમ પ્રસન્ન થાય, એમને શું આપું, કે એમની કેવી રીતે સેવા કરૂં, કે તે મારા ઉપર રાજી રહે, આવી રીતે નાનપણથીજ પતિને પ્રસન્ન કરવાના ઉપાયો તે શોધતી. જો કોઈ વખત કાંઈ કારણ વશ થઈ પ્રસન્નવદન તેના ઉપર ક્રોધે ભરાઈને કાંઈ કહેતા, તો તેને તે સહન કરતી, અને કોઈ પણ દિવસ એક પણ અક્ષર સામો બોલતી નહીં નીતિ અને ધર્મ ઉપર બન્ને જણને પૂર્ણ શ્રદ્ધા હતી. અને અન્યાયથી કોઈ પણ વસ્તુ મેળવવાની તેમને કોઈ પણ દિવસે વૃત્તિ થતી નહોતી. આ પ્રકારના વર્તનથી આગળ જતાં તેમની સ્થિતિ સુધરી અને બે પૈસા કમાયા પણ ખરા.

સુલોચના એ સર્વથી મોટી પુત્રી હતી. તેનામાં નાનપણમાંથીજ પોતાના માતા પિતાના સંસ્કારો પડયા હતા. જેથી તે પણ તેની માતા જેવું વર્તન શીખી હતી. અને દુઃખમાં પણ પતિની સેવા શી રીતે કરવી તે, તે સારી રીતે સમજતી હતી. તેની પડોશના બીજા કારકુનોની સ્ત્રીઓ છડા પંચાં ઉડાવતી હતી સારાં સારા લુગડાં અને ઘરેણાં પહેરતી હતી અને પૈસા ઉડાવતાં પણ અચકાતી નહિ. તે જોઇ સુલોચનાનું મન કોઇ કોઇ વાર ચળતું કે જો મારા પતિશ્રી પણ પગાર ઉપરાંત કાંઇ મેળવતા હોય તો, દ્રવ્યની કસર પડે નહિ કોઇ કોઇ વખત તે પોતાના પતિ નવલકીશોરને કહેતી કે, વ્હાલા ! બાર રૂપીઆમા આપણું મહા મુશીબતે પુરૂં થાય છે. આપણી પડોશના મોતીભાઇ ને મગનલાલને સારો પગાર મળતો હશે કેમ ? ઘણીવાર ગામડેથી અનેક ચીજો તેમને ત્યાં આવે છે. વળી વર્ષે દહાડે અમુક જણસ તો કરાવવીજ એવો તેમનો ઠરાવ હોય છે તો એ પૈસા કયાંથી લાવતા હશે ? આ સાંભળી નવલકીશોર કહેતો કે, વ્હાલી ! નીતિથી પૈસા મેળવવા હોય તેણે તો આસ સ્થિતિમાં સંતોષ માનવો જોઇએ તેઓ કોઇનું કામ કરી અને બે પૈસા મેળવતા હશે, મને પણ તે ઘણીવાર કહે છે કે, "ભાઇ, આમ બાર રૂપીઆમાં તો પૂરૂં નહીં થાય, એમાં કાંઇ વાંધો નહીં કોઇનું કામ કરીને બે પૈસા મળે, તે લેવા તેમાં અડચણ નહીં વળી વાસણ લાકડાં, કઠોળ વિગેરે વસ્તુઓ તો ગામડેથી મગાવતા શીખો, તો કમાશો, નહીં તો આતો રેવન્યુ ખાતું છે. પાંચે વર્ષે પંદર થશે અને પચીસ વર્ષે પાંત્રીસ કે ચાલીસ થશે આ કાંઇ એવી નોકરી નથી કે, સો સોહસો કમાતા થશો આમ ન કરીએ તો પુરૂં શી રીતે થાય" આવું ઘણી વાર કહે છે, પણ તેમનું એ માનવું ભૂલ ભરેલું છે. આપણને સરકાર પગાર આપે છે, તે કામ કરવા માટેજ, અને જો તે કામ પ્રમાણિકપણે ન બજાવીએ તો એક બાજુ સરકારના અને બીજી બાજુ પરમેશ્વરના ગુન્હેગાર થઇએ પૈસા કાંઇ જન્મારો પોંચવાના નથી. આપણે અનીતિના માર્ગે જઇ દ્રવ્ય મેળવ્યું તેથી શું નીતિભ્રષ્ટ થઇ ઇશ્વરથી વેગળા જવું એ તને ગમે છે ? આપણો ઇશ્વર ઉપરજ આધાર છે પ્રમાણિકપણે નોકરી કરવી, અને તેમાં જે મળે તેમાં સંતોષ માની, તેટલી રકમમાંજ આપણું ખર્ચ નીભાવવું જોઇએ ઇશ્વર કોઇનું અડયું રાખતા નથી. શામાટે આપણે ઇશ્વરનો આધાર છોડી દઇ અનીતિના માર્ગે જવું જોઇએ આપણે અનીતિના માર્ગે જઇએ છીએ તો પછી, ઇશ્વર આપણો હાથ મૂકી દે છે. અને પછી જે આવી પડે તે સહન કરવું પડે છે. માટે ગમે તેમ થાય, તોપણ અનીતિ કે અન્યાયથી પૈસો નજ મેળવવો, એ મારો નિશ્ચય છે આ સાંભળી સુલોચનાએ કહ્યું, વ્હાલા, સત્ય છે આપનું કહેવું મને સમજાયું. આ લોકો અનીતિના માર્ગે પૈસો મેળવતા હોવાજ જોઇએ હશે, વ્હાલા, આપણને જે નીતિના માર્ગે મળશે તેમાંજ આપણે ચલાવીશું પણ તેવા અનીતિના પૈસા ન લેશો. મ્હને ભરતાં ગુંથતાં આવડે છે. આખો દિવસ ઘેર બેસી રહું છું. તમે કચેરીમાં જાવ છો, ત્યાર પછી હું એકલી અમસ્ત્ર કરી, બેઠી બેઠી ભામીનીભૂષણ વાંચુ છું. સ્ત્રીઓને માટે તેમાં કેવો બોધ ભર્યો છે. જણે અમૃતનાજ ઘુંટડા મનોહરભટ અને વિજયાદેવીના સદ્વાસમાં તો અનેક લડવાડીયણ સ્ત્રીઓ અને અનેક છલે પાટલ બેઠેલા પુરષો પણ સુધર્યા છે. તો આપણે પણ તેમની માફક અન્યને સુધારવા, અને જેમ બને તેમ બીજા માણસોને સુખી કરવા પ્રયત્ન કરીએ તો કેવું ? આપણી પડોશણો તેમના પતિના ગયા પછી બારણે ટોળું વળી બેસે છે, અને આખા ગામની નિંદા કર્યા કરે છે. શું સ્ત્રીઓને અન્યની નિંદા કરવાને માટેજ સરજાવી હશે ? આ મગન ભટ્ટને ત્યાં તો ચચળા છે તે તો પ્રભુતોબા ! જુવોને બીચારાને ઝંપીને બેસવાય દેતા નથી આવાં માણસોને સુખી કરવા, જો આપણે પ્રયત્ન કરીએ, તો હું ધારૂં છું કે કાંઇક કર્તવ્ય કર્યું ગણાશે વળી બપોરે બેઘડી નવરાશ મળે છે, તે વખતે જો આપ મને થોડું મખમલ અને થોડા કસબ લાવી આપશો, તો સાચી ટોપીઓ ભરીશ. તેથી બે પૈસાની પ્રાપ્તિ થશે અને કામમાં મન પરોવાયલું રહેશે વળી ઘડીવાર તેમની સાથે બેસી ભામીનીભૂષણ વાંચી તેમને સમજાવીશ. તેથી તેમને પણ તેમાં રસ પડશે, તો બીજું તો નહીં, પણ આપણું ફળીયું તો સુધરશેજ કહો, પ્રભો ! આપના શા વિચાર છે

નવલકિશોર કે જે અત્યાર સુધી સર્વ સાંભળતોજ હતો, તે તો પોતાની સ્ત્રીના આવા ઉત્તમ વિચારો જોઇ ઘણોજ ખુશી થયો. અને કહ્યું કે, વાહ ! વ્હાલી ! તારા ઉત્તમ વિચારો સાંભળી મારા હર્ષનો પાર

રહો અથી મને પૈસામાં મદદ કરવાની તારી ઇચ્છા, વળી સાથે સાથે દુ:ખીઆરી બીજી સ્ત્રીઓને સુધારવાની અને તેમને સુખી કરવાના તારા વિચારો ઘણાજ ઉમદા છે ખરેખર સ્ત્રીઓ હોય તો તારા જેવીજ હજો. હજુ તારી ઉમ્મર તો ઘણીજ નાની છે, છતાં આવા વિચારો ખરેખર પ્રશંસા કરવા જેવા છે. આ પ્રમાણે બંને જણા વાર્તાલાપ કરતાં રાત્રે સુઇ ગયાં.

બીજે દિવસે નવલકીશોર કચેરીમાં ગયો. તે દિવસે મુંબાઇ ખજાનો મોકલવાનો હોવાથી, મામલતદારે તેને ખજાનો લઇ મુંબાઇ જવાનો ઓર્ડર આપ્યો. નવલકીશોરને જે કામ કરવાનો હુકમ થાય તે, તે ખુશીથી કરતો, અને ઉપરીની પ્રસન્નતા, કામ કરીને મેળવવાનું ઇચ્છતો. જેથી તે ખુશીથી બીજે દિવસે મુંબાઇ ગયો. સુલોચના ઘેર એકલી રહી. તેને તે દિવસે ઘણુંજ લાગી આવ્યું. પતિ વિના તેનું ઘર તેને ખાવા ધાતું. અને જરા પણ ગમતું નહિં ચાર દિવસ થયા પણ નવલકિશોર આવ્યો નહિ. પાંચમે દિવસે ખબર મળી કે મુંબાઇથી નીકળેલી ગાડી રસ્તામાં પુષ્કળ વરસાદને લીધે, તાપી નદીના પુરમાં પુલ તુટવાથી ગરકી પડી. આજ ગાડીમાં નવલકીશોર હતો, તે બાબતનો મામલતદાર ઉપર, તાર આવ્યો. અને તેમણે તેની ખબર તેને ઘેર સુલોચનાને પહોંચાડી. આ ખબર સાંભળી સુલોચનાના દુ:ખનો પાર રહ્યો નહીં, છાતીફાટ રડવા લાગી અને પછાડો ખાવા લાગી.

અપૂર્ણ.

# केटलाक गुरुओ खराब थइ जाय छे तेनुं कारण शुं ?

( લે. શ્રીયુત અમૃતલાલ સુંદરજી પરિહાર. )

શાસ્ત્રોમાં એમ કહેલું છે કે ગુરૂપણું બહુ દુર્લભ છે, કારણકે ગુરૂની ફરજ બહુજ મ્હોટી છે. ગુરૂની જવાબદારી બહુ મ્હોટી છે અને ગુરૂની લાયકાત પણ બહુ મ્હોટી હોય છે. અને એ બધી વસ્તુઓ એવી કિંમતી હોય છે. કે તે કાંઇ ઠેકાણે ઠેકાણે હોતી નથી એતો કોઇકજ ઠેકાણે હોય છે, માટે ગુરૂપણું દુર્લભ કહેવાય છે, કારણકે ગુરૂએ પ્રથમ પોતે તરવાનું હોય છે અને પછી બીજાઓને તારવાના હોય છે, માટે ગુરૂપણું શ્રેષ્ટ કહેવાય છે.

આ જગતમાં જેટલી જાતના દરજ્જા છે તે બધા દરજ્જામાં ગુરૂનો દરજ્જો સૌથી મ્હોટો છે. આ જગતમાં જેટલી જાતનાં માન છે તે બધાં માનમાં સૌ કરતાં ગુરૂપણાનું માન શ્રેષ્ટ છે, અને આ જગતમાં જેટલી જાતની સત્તા છે, તે બધી સત્તામાં ગુરૂની સત્તા સૌથી મ્હોટી છે, માટે ગુરૂપણું શ્રેષ્ટ ગણાય છે.

જગતમાં રાજ્ય સત્તા બહુ મ્હોટી ગણાય છે, અને ઘણા લોકો એ સત્તાથી અંજાઇ જાય છે, છતાં પણ સૌ કોઇ કહે છે કે એ સત્તા માત્ર બહારથીજ છે, એ સત્તા કાંઇ અંતરની નથી પણ ગુરૂઓની સત્તા તો અંતઃકરણ ઉપર ચાલે છે, માટે ગુરૂનો મહિમા ઉત્તમ ગણાય છે.

આવી આવી ઘણી રીતે જુદી જુદી જોતાં પણ તે દરેક બાબતમાં બીજા સૌના કરતાં ગુરૂમાં બળ વધી જાય છે, માટે ગુરૂ બનવાનું ઘણા માણસોને મન થઇ જાય છે, અને તેથી કોઇક કોઇક માણસો સાધારણ પ્રકારના ગુરૂ થઇ જાો તેવા પણ હોય છે, છતાં પણ એવા ગુરૂ બની ગયેલા માણસોની

બાબતમાં પાછળથી એમ બને છે કે તેઓ ગુરૂપણાને સાચવી શકતા નથી અને તેમાંથી ઉલટા પડી જાય છે, ને નીચે ઉતરી જાય છે, અને આવું કાંઇ કોઇકજ ઠેકાણે બને છે એમ નથી પણ ઠેકાણે ઠેકાણે વધુ ભાગે એમજ બને છે, તેથી જુદે જુદે ઠેકાણે જુદા જુદા ગુરૂના જુદાં જુદાં ભોપાળાં વારં વાર સભળાયાં કરે છે, આમ કેમ થાય છે ? તેનું કારણ આપણે જાણવું જોઇએ એ માટે એક સંત એમ કહેતા હતા કે.

એક તો પ્રથમથીજ માણસને દેહનું અભિમાન હોય છે, તેમાં વળી વિદ્યાનું અભિમાન મળે એટલે એકડા ઉપર મીડું ચડે છે, અને તેમાં વળી ગુરૂપણાનું અભિમાન મળે એટલે તેની ઉપર પાછું બીજું મીડું ચડે છે, એટલે પછી એકને બદલે સોગણું અભિમાન થઇ ગયું, પછી તેમાં શું બાકી રહે ? કારણકે એકલું દેહનું અભિમાન પણ ઘણા માણસોથી જીરવાતું નથી, એ અભિમાનને લીધે પણ ઘણી જાતની ખરાબી થાય છે, તેમાં જ્યારે વિદ્યાનું અભિમાન ભળે ત્યારે અભિમાન દશ ગણું વધી જાય છે કારણ કે વિદ્યાને જો જીરવતાં ન આવડે તો એનો મદ પણ બહુ મ્હોટો હોય છે, અને થોડી ઘણી વિદ્યા વિના, વાચાળપણા વિના, કલ્પનાશક્તિ વિના, અને બુદ્ધિની મદદ વિના, આજના જમાનામાં કાંઇ ગુરૂપણું મળતું નથી. અસલના વખતમાં તપને લીધે ગુરૂપણું મળતું હતું, પવિત્રપણાને લીધે ગુરૂપણું મળતું હતું, યોગને લીધે ગુરૂપણું મળતું હતું, ત્યાગને લીધે ગુરૂપણું મળતું હતું, પોતાનાં બંધનો છુટી જાય તેને લીધે ગુરૂપણું મળતું હતું, પ્રેમ લક્ષણા કે આત્મનિવેદન ભક્તિને લીધે ગુરૂપણું મળતું હતું અને ઇશ્વરી જ્ઞાનના સાક્ષાત્કારપણાને લીધે ગુરૂપણું મળતું હતું પણ આજના વખતમાં કાંઇ એ બધું નથી. હાલના વખતમાં તો વાતોડીઆપણાને લીધે, તર્કશક્તિને લીધે અને અમુક જાતની વિદ્યાને લીધે ગુરૂપણું મળી જાય છે, એટલે એવા ગુરૂપણાથી અભિમાન વધી જાય છે, કારણકે ગુરૂપણું આવે તેની સાથે ઘણી જાતની સગવડો આવે છે, ઘણી જાતના વૈભવો આવે છે, ઘણી જાતનું માન આવે છે, અને ઘણા લોકોનો વિશ્વાસ તેમની ઉપર બેસે છે, એટલે તેઓને કેટલીક જાતનાં અભિમાન આવી જાય છે. કારણકે મહાત્માઓ એમ કહે છે કે સંસારની ઘણી બાબતો બહુ સહેલી છે. અને ધર્મની કેટલીક બાબતો પણ બહુ સહેલી છે પણ અંતરમાંથી અભિમાનને કહાડવું એ બહુ મુશ્કેલ છે, અભિમાન એ બહુ મ્હોટામાં મ્હોટો ને ઉંડામાં ઉંડો દુર્ગુણ છે, ને તેથી તે સહેલાઇથી નીકળી શકતું નથી, સેંકડો ગુરૂઓમાંથી કોઇકજ મહાત્મા તેને કહાડી શકે છે. અને જેને સત્ય જ્ઞાન થયું હોય, સાચી ભક્તિ થઇ હોય, અગર બહુ મહાન તપ થયેલું હોય ત્યારેજ ગુરૂપણાનું અભિમાન નીકળી શકે છે, પણ એ બધી અમૂલ્ય વસ્તુઓ હાલના લે ભાગુ ગુરૂઓમાં હોતી નથી તેથી તેઓ ગુરૂ બન્યા પછી ઉલટા વધારે અભિમાનમાં સપડાઇ જાય છે, તેથી એવા અભિમાનને લીધે તેઓની ખરાબી થાય છે માટે બંધુઓ અમારી તમને એવી ભલામણ છે કે ગુરૂ બનતા પહેલાં વિચાર કરજો કારણકે ઉંચે ચડીને પછી ત્યાંથી પડી જવાથી ઉલટી ઘણીજ વધારે ખરાબી થાય છે માટે જ્યારે દેહનું અભિમાન મટે, વિદ્યાનું અભિમાન મટે, અને ગુરૂપણાનું અભિમાન મટે ત્યારેજ ગુરૂ થવાની મહેરબાની કરજો. એ ત્રણે જાતના અભિમાન મટયા અગાઉ જો ગુરૂ બનવા જશો તો જરૂર પડી જશો અને એમાંથી બહુ મ્હોટી ખરાબી થઇ જશે. માટે સંભાળજો. અને ગુરૂ કરનારા હરિજનોએ પણ વિચારવું જોઇએ કે જે ગુરૂમાં પોતાની અંદરજ અભિમાનનું બંધન હોય તે ગુરૂ બીજાઓનાં બંધનો ક્યાંથી તોડાવી શકે ? માટે જેનામાં અભિમાન હોય તેને ગુરૂ બનાવવા પહેલાં બાને એટલો વિચાર કરજો, નહિતો પસ્તાવું પડશે માટે જોઇ તપાસીનેજ ગુરૂ કરજો એજ અમારી વિનંતી છે.

---

# रसायन शास्त्र.



સામાન્ય રીતે જે માણસને નવા નવા હુન્નરો શોધી કાઢવા હોય, અને તે તે હુન્નરો કે કળાઓનો ઉપયોગ કરી વ્યાપાર ઉદ્યોગને વધારવા હોય તેમણે પ્રથમ આ શાસ્ત્રનું જ્ઞાન મેળવવું જોઇએ જર્મનીએ રસાયનશાસ્ત્રના અભ્યાસથીજ હુન્નરઉદ્યોગમાં આગળ પડતો લાભ લીધો છે. આ વિદ્યાનો આપણામાં હાલ લોપ થએલો લાગે છે. આજકાલ લડાઇના મામલાને લીધે આપણું ધ્યાન હુન્નરોને ખીલવવા પ્રતિ વળેલું છે. અને સાધારણ રીતે લડાઇને લીધે રંગ વિગેરે રસાયન શાસ્ત્રના પ્રયોગોથી થતા પદાર્થો કે જે ઘણું ભાગે જર્મનીથી અહીં આવતા હતા તે આજે નહીં આવવાથી ઘણાજ મોંઘા થઇ પડયા છે જો આપણે પ્રથમથીજ આ વિદ્યાનું જ્ઞાન સંપાદન કરી આપણા દેશમાંજ હુન્નરોને ખીલવ્યા હોત, તો આવી મોંઘવારી સહન કરવી પડત નહી. પહેલાં આપણા દેશમાં આ વિદ્યા જાણીતી હતી. તે વખતે આ વિદ્યામાં વનસ્પતિના છોડમાંથી કાઢવામાં આવતું મિશ્રણ ઉપયોગમાં લેતા. આ રસાયનિક મિશ્રણોથી ઘણી જેવા આશ્ચર્યકારક દવાઓ બનાવતા અને મનુષ્યની જીંદગીમાં અસાધારણ ફેરફાર કરી શકવાનું સામર્થ્ય ધરાવતા હતા. પતંજલી ભગવાને કહ્યું છે કે, રસાયન વડે મોક્ષ પ્રાપ્ત કરી શકાય છે. ઇ. સ. ૯૫૦ માં નાગાર્જુન નામે એક સિદ્ધ પુરૂષે રસાયન શાસ્ત્ર ઉપર એક ગ્રંથ રચ્યો હતો. તેમજ વિક્રમાદિત્યના સમયમાં પણ વિયાદિ નામે એક મહાન શોધક થઇ ગયો હતો. તેણે તો પોતાની તમામ જીંદગી આ શાસ્ત્ર પાછળ ગુમાવી પોતાની લાખોની મિલ્કતની ખુવારી કરી હતી પરંતુ છેવટે તેણે પોતાની મેળે આકાશમાં ઉડી શકાય તેવા રસાયનિક મિશ્રણની શોધ કરી હતી. અને તે મિશ્રણ ખાવાથી પોતે જે જગાએ થુંકતો તે જગ્યા સોનું થઇ જતી. વળી તે પોતાની સ્ત્રી સાથે આકાશમાં ઉડી શકતો હતો આવી ઘણી શોધો આપણા પૂર્વજોએ કરી હતી. પરંતુ આજે તેનો લોપ થયો છે.

- બે અથવા વધારે પદાર્થના એક બીજા ઉપર કાર્ય થતાં તેમાંથી જ્યારે એવો નવો પદાર્થ ઉત્પન્ન થાય છે, કે તેનો મૂળ ધર્મ તેના મૂળ પદાર્થ ધર્મથી તદન જુદો હોય છે; ત્યારે આ કાર્યને રસાયન કાર્ય કહે છે. તેમજ એકજ પદાર્થને વિશેષ સ્થિતિમાં લાવતાં તેનાથી અને તેના મૂળ ધર્મથી તદન ભિન્નધર્મના એવા બે કે વધારે પદાર્થ ઉત્પન્ન થાય છે, તે કાર્યને પણ રસાયન કાર્ય એ સંજ્ઞા અપાય છે.

કેમિસ્ટ્રી આ શબ્દ આલકમી અથવા કિમીયા, એ શબ્દ ઉપરથી બનેલો જણાય છે. કિમીયાની વિદ્યા પ્રાચીનકાળમાં પૂર્વે બધીના દેશોમાં ત્રાંબુ, કલાઇ વિગેરે હલકી ધાતુમાંથી સોનું રૂપું બનાવવા માટે શીખતા હતા, ચેમયા અથવા શેમયા, આ શબ્દ મિસર દેશને માટે યોજતા તેથી કિમીયાની વિદ્યા મિસર દેશની હશે એમ અનુમાન થઇ શકે છે. આ પૃથ્વી ઉપર અનેક પદાર્થો છે, અને તેના ગુણ ધર્મ જુદા જુદા હોય છે; તેથી કરીને તે પરસ્પરથી ઓળખી શકાય છે. એ વિશે શોધ કરતા તેના અંગે બે પ્રકારના ધર્મ મળે છે. તેમાં એક સ્વાભાવિક ( ફીઝીકલ ) અને બીજો રસાયનિક ( કેમીકલ ) આ બે ધર્મના ચમત્કારનું નિરૂપણ કરવા બે શાસ્ત્રો પ્રવૃત્ત થયાં છે. એક પદાર્થ વિજ્ઞાન શાસ્ત્ર, (નેચરલ ફીલોસોફી) અને બીજું રસાયન શાસ્ત્ર ( કેમીસ્ત્રી ) પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રમાં દ્રવ્યોની ( જે પદાર્થ જગ્યા રોકે છે અને ...થી આકર્ષિત થાય છે તે. ) આકૃતિ, ગતિ, સ્થિતિ, રંગ, રૂપ વિગેરેનું નિરૂપણ કરેલું હોય છે. દાખલા તરીકે વહાણનું ચલન, તોપ યા બંદુકની ગોળીની ગતિ, યંત્રની બનાવટ, ઇમારતની બાંધણી, વિગેરે. આ કાર્ય માત્ર યાંત્રિક તારથીજ થઇ શકે છે; પરંતુ રસાયન શાસ્ત્રનો વિષય તદન જુદોજ છે. તેમાં પદાર્થના

પરમાણુનો વિચાર જણાવેલો હોય છે, અને એક જાતિય પદાર્થના પરમાણુ, વિજાતિય (બીજી જાતની) પદાર્થના પરમાણું નજીક નજીક લાવી ગોઠવતાં પરસ્પર કયાં કયાં અને કેવી કેવી ક્રિયા થાય છે તે જણાવ્યું હોય છે. રસાયનશાસ્ત્રમાં બે વિધિનો અનેક રીતે ઉપયોગ કરવામાં આવે છે, તે વિધિ આ મુજબ છે,—

૧ પૃથક્કરણ—એટલે જે બે અથવા અધિક મૂળ તત્ત્વોમાંથી એકાદ પદાર્થ રસાયનાકર્ષણથી ઉત્પન્ન થયેલો હોય છે, તે મૂળ તત્ત્વો જુદાં કરવાં, જેમકે હિંગળોકને નિર્મૂળ કરીને તેમાંથી ગંધક અને પારાને જુદાં કરવાં, એ હીંગળોકનું પૃથક્કરણ છે.

૨ સંયોગીકરણ—બે અથવા વધારે મૂળ તત્ત્વો એક ઠેકાણે આણી તેમાંથી એક ત્રીજો પદાર્થ ઉત્પન્ન કરવો તેને સંયોગીકરણ કહે છે. દાખલા તરીકે પારો અને ગંધક નિયમિત પ્રમાણથી મિશ્ર કરીને તેવડે સિંદુર ઉત્પન્ન કરી શકાય છે એકાદ પદાર્થનું પૃથક્કરણ કર્યાથી તે બરાબર છે કે નહિ, તે જોવા માટે સંયોગીકરણ ઉપયોગી થઈ પડે છે. આ રસાયન શાસ્ત્રના સંબંધમાં પદાર્થના મુખ્ય વર્ગ બે થાય છે, એટલે મૂળ તત્ત્વો અથવા શુદ્ધ પદાર્થ તેનો એક વર્ગ અને અનેક મૂળ તત્ત્વો રસાયનાકર્ષણથી સંયોગ પામી બનેલા પદાર્થ, એ બીજો વર્ગ, એ દાખલાથી સ્પષ્ટ કરવું જોઈએ. સોનું એ પદાર્થ, મૂળ તત્ત્વ, અથવા શુદ્ધ પદાર્થ છે. એટલે તે બે અથવા વધારે મૂળ તત્ત્વોના સંયોગથી બનેલો નથી અને પાણી એ પદાર્થ સંયોગ જન્ય છે. આથી તેનાપર વીજળીનો પ્રયોગ કરતાં તેમાં જે બે વાયુ સમાયલા છે, તે જુદા પડી પાણી અલોપ થઈ જાય છે. એટલે કે તેમ કરવાથી પાણી એવી કોઈ વસ્તુ રહેતીજ નથી.

મૂળ તત્ત્વોના બે વર્ગ આ પ્રમાણે છે. ૧ લો વર્ગ, ધાતુ એટલે જડ, ચળકાટદાર, ઉષ્ણતા વાહક, વિદ્યુતવાહક, અને પ્રસરણશીલ એવાં જે મૂળ તત્ત્વો તે. તેમાં સોનું, રૂપું, ત્રાંબુ, કલાઈ, લોઢું, પારો વગેરેનો સમાસ થાય છે બીજો પદાર્થ, તે અધાતુ એટલે આ પ્રકારની ધાતુ નહીં એવાં તત્ત્વો. તેમાં પર જણાવેલા ગુણો હોતા નથી. આ અધાતુ તત્ત્વ માંહેનાં કેટલાક નિચે પ્રમાણે છે.

ઑક્સિજન—આ મૂળ તત્ત્વ વાયુ રૂપ છે પ્રાણીની જીંદગી બચાવનાર અને અગ્નિ પ્રજ્વાલિત રાખનાર આ મુખ્ય પદાર્થ છે આથી આ વાયુને પ્રાણવાયુ કહે છે આ પૃથ્વી ઉપરના વાતાવરણમાંના ૧૦૦ ભાગમાં ૨૦ ભાગ આ પ્રમાણથી છે. સિંદુરને એ બરાબર તાપ આપ્યો હોય તો, તેમાંથી આ વાયુ ઉત્પન્ન થાય છે. એ ખુદ હવામાં બળતો નથી, પણ વાયુથી ભરેલા વાસણમાં જો તણખો નાખીએ તો તે તરત સળગે છે. તેમજ લોઢાનો તાર અંદર નાંખતાં તે તુરત બળવા માંડે છે એટલે આ પદાર્થને ઑક્સિજન વાયુમાં મિળવતાંજ રસાયનાકર્ષણના યોગે તે બન્નેમાં સંયોગ ઉત્પન્ન થાય છે ગરમી તથા પ્રકાશ ઉત્પન્ન થાય છે. ઑક્સિજન એ ઘણું કરીને તમામ મૂળ તત્ત્વો સાથે સંયોગ પામે છે. તે ગંધક સાથે સંયોગ પામતાં, જેમ દિવાસળી સળગાવતાં નાકમાં ઝણકારો દાખલ થાય છે તેમ ઉત્પન્ન થાય છે, તે કોઈએક પ્રમાણથી લોઢા સાથે સંયુક્ત થતાં લોઢા ઉપર કાટ ચઢે છે. આ તમામ સંયોગ થતી વેળા ગરમી ઉત્પન્ન થાય છે. સંયોગ એકાએક થતાં બેહદ ગરમી ઉત્પન્ન થાય છે. જેમકે કળીચુના ઉપર પાણી નાંખતા તે ઉકળવા માંડે છે તેમ, અને લોઢને કાટ ચઢતી વખતે સંયોગ ધીમે ધીમે થાય છે, આથી ઝાઝી ગરમી જણાતી નથી પદાર્થમાં કહોવાટ, કાટ કે ખટાશ વધવો એ તમામ ક્રિયા હવા માંહેના ઑક્સીજનનું કારણ છે.

નાઈટ્રોજન—હવામાંનો વીસ ભાગ ઑક્સિજન (પ્રાણવાયુ) બાદ કરતાં જે વાયુ રહે છે તેને નાઈટ્રોજન કહે છે. નાઈટ્રોજનમાં પદાર્થ બળતો નથી અને તે પોતે પણ બળતો નથી.

હાઈડ્રોજન—આ મૂળ તત્ત્વ પણ વાયુરૂપ છે. એ પાણીમાંથી જડે છે. ગંધકના તેજાબમાં જો જસતના કકડા નાંખીએ તો આ વાયુ ઝટ બહાર નીકળવા માંડે છે, અને તેજ પ્રમાણે શુદ્ધ કરેલા તેજાબને પાણીમાં નાંખતાં અને તેમાં જસતના કકડા નાંખી દેવતા ઉપર થોડી આંચ આપતાં હાઈડ્રોજન વાયુ ઉત્પન્ન થાય છે. વિજળીક પ્રવાહથી પાણીમાંથી હાઈડ્રોજન અને ઑક્સિજન જુદા પાડી શકાય છે. આ વાયુ જેટલો હલકો પદાર્થ બીજો કોઈ આ દુનિયામાં નથી એ હવામાં બળે છે. એટલે તેનો અને હવા માંહેના ઑક્સિજનનો સંયોગ થાય છે. અને તેથી પાણી ઉત્પન્ન થાય છે.

કાર્બન—શાકડું બાળતાં જે કાળો પદાર્થ રહે છે તે (કોલસા) પણ કરીને શુદ્ધ કાર્બન છે. રસાયન શાસ્ત્રના અભ્યાસના પ્રતાપે નવા નવા પ્રકારની અનેક શોધો થઇ છે. મનુષ્યનું સુખ અને સામર્થ્ય વધ્યું છે લોઢામાંથી પોલાદ બનાવવાની સ્હેલી રીતો નીકળી છે. તે જ પ્રમાણે જુદા જુદા રંગ પાકા બનાવવાના કામમાં રસાયન શાસ્ત્રનો બહોળો ઉપયોગ જર્મની વિગેરે દેશોમાં થાય છે. રસાયન શાસ્ત્રના આધારે અમેરીકાની ખેતીવાડીની હાલત ચઢતે દરજ્જે પહોંચી છે વૈદક અને શારીરિક શાસ્ત્રમાં તો રસાયન શાસ્ત્રનો સબંધ ઘણો જ નિકટનો થઇ પડયો છે. પ્રકાશના યોગે ચિત્રો પાડવાની યુક્તિ જેને ફોટોગ્રાફી કહે છે, તે રસાયન શાસ્ત્રનુંજ મૂળ છે રસાયનની કૃતિથી જુદી જુદી જાતના પદાર્થોના સંયોગ વિયોગ બની તેમાંથી નવાજ રૂપના પદાર્થો ઉત્પન્ન થાય છે. તે વખતે ગરમી, પ્રકાશ અને વીજળી એમાંથી એક અથવા કદી તમામે એકી વેળા પ્રયોગદ્વારે પ્રગટ થાય છે, જેમકે કોલસા બાળતાં તેના અને હવાના પરમાણુમાં રસાયન ક્રિયા થાય છે, અને તેના યોગે કોલસો નાશ પામી તેની રાખ થાય છે, અને તેની આસપાસની હવામાં નવો ફેરફાર ઉત્પન્ન થાય છે. તે આ પ્રમાણે કે, પ્રથમ પ્રાણી માત્રના જીવને ઘાતક બને છે, અને બીજી જ્વલન ઉત્પન્ન કરવા અસમર્થ થાય છે. આ ચમત્કાર કોલસા અને હવાના પ્રમાણુનો સંયોગ થવાથી થાય છે. અહીં કોલસાના પૂર્વ સ્વરૂપનો નાશ થઇ, નવોજ અને વાયુ રૂપ પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે પદાર્થના ધર્મ ફેરવવા એ રસાયન શાસ્ત્રની ક્રિયાનું મુખ્ય સ્વરૂપ છે.

અપૂર્ણ

---




આપણા દેશમાં પૂર્વે રંગ બનાવવામાં આવતો હતો પરંતુ આજકાલ જર્મનીથી સસ્તો અને સારો રંગ આવવા માંડવાથી આપણા દેશનો તે હુન્નર ભાગી પડયો છે. પરંતુ હાલ જ્યારે લડાઇ ફાટી નીકળી અને પરદેશી માલ આવતો બંધ થયો, ત્યારે આપણને રંગ બનાવવાના હુન્નરના થયેલા નાશનું ભાન થવા લાગ્યું. આપણા દેશમાંની કપડાં રંગવાની કળા પ્રાચીન કાળથી જાણીતી છે અને હાલ પણ જો આપણે તેનો હુન્નર ખીલવવા માગીએ તો તે ખીલવી શકાય તેમ છે. રંગમાં ફટકડીનો ઘણો ઉપયોગ પડે છે. ફટકડી આપણા દેશની પેદાશ છે તે કચ્છમાં ઉત્પન્ન થાય છે પૂર્વે આપણા દેશમાં એકજ રંગમાંથી અનેક રંગો બનાવતા હતા. જેમકે કસુંબાના રંગમાંથી જુદા જુદા રંગ બને છે, જેમકે પ્રથમ મોતીયો રંગ, પછી પ્યાજી, પછી, ગુલાબી, ધેરો, ગુલાબી, નારંગીઓ, ગુલેનારી, લાલ, કસુંબી, અને તેલીઓ વિગેરે રંગો બને છે.

જર્મનીમાં રસાયનીક રીતે રંગ બનાવાય છે. આપણા દેશના રંગનું કામ કરનારાઓને તેનું જ્ઞાન હોતું નથી.

**રંગનાં મિશ્રણ**—લાલ, પીળો અને આસમાની આ ત્રણ મૂળ રંગ છે. બાકીના રંગો આ ત્રણના મિશ્રણથી થય છે. જેમકે આસમાની અને પીળાને મેળવવાથી લીલો બને છે લાલ અને પીળો મેળવવાથી નારંગીઓ બને છે એવી રીતે અનેક રંગો એક બીજાના વધુ ઓછા મિશ્રણથી બને છે.

**જુદા જુદા રંગ ચઢાવવાની દેશી રીત.**

મજીઠનો રંગ લાલ રહે છે. તેને કપડા ઉપર ચઢાવવા માટે પ્રથમ કપડાને પાપડખારના પાણીમાં ૧૨ કલાક પલાળી રાખી પછી નીચે પ્રમાણે કરી રંગ ચઢાવે છે.

## રંગની બનાવટ.

બ્લ્યુ રંગ—બે ભાગ ગંધક અને એક ભાગ સુકો કાર્બોનેટ ઑફ્ સોડા એ બન્નેને એકી સાથે બરાબર મેળવી લીધા પછી તેમને ધીમે આંચે તપાવી, લાલચોળ બનાવવા તથા તેપછી તે ઉપર સીલીકેટ ઑફ્ સોડા તથા ઍલ્યુમિનેટ ઑફ્ સોડાનું મિશ્રણ છાંટી બીજો એક કલાક તે સર્વને તપાવવું.

બીજી રીત—૩૭ ભાગ ચીનાઈ માટી, ૧૫ ભાગ સલ્ફેટ ઑફ્ સોડા, ૨૨ ભાગ કાર્બોનેટ ઑફ્ સોડા, ૧૮ ભાગ ગંધક, અને ૮ ભાગ કોલસો, એ સર્વને ૨૫ થી ૩૦ કલાકસુધી ધાતુનાં વાસણમાં તપાવવાં તથા પછી કાસ્ટ આયર્નની પેટીમાં તેમને મધ્યમ આંચે પાછાં તપાવવાં.

ત્રીજી રીત—સેક્ષન બ્લ્યુ ૧ ઔંસ,"સલ્ફેટ ઑફ્ આયર્ન" તથા ૮ ઔંસ ફટકડીને ૧ ગૅલન પાણીમાં ઓગાળીને તેમાં પ્રુસીએટ ઑફ્ પોટાસ તથા પીવરલાશનું મિશ્રણ ઉમેરવું.

એવી રીતે કરતાં એકઠા થયેલા પદાર્થને ઠંડા પાડી પાછળથી ધોઈ, વાટીને સુકવવાથી આ પાવડર તૈયાર થાય છે.

લાલ—લાલ હીરાકસીને ફુલાવીને તે મધેનું પાણી બાળી નાંખવું અને પછી તેને ભઠીમાં સખત ગરમીમાં જ્યાંસુધી તેમાંથી એસીડની વરાળ નીકળતી બંધ પડે ત્યાંસુધી તપાવવી. પછી ઠંડી પાડી તેને પાણીમાં ધોઇ નાંખી સુકાવા દેવી, અને સુકાયા પછી તેને વાટીને ઝીણો પાવડર બનાવવો. આ પાવડર જે રંગ આપે છે તે લાલ રંગ થાય છે.

કીરમજી રાતો—કીરમજના ભૂકાને એમોન્યાના પાણીમાં એક અઠવાડીયાસુધી પલાળી રાખવો. પછી તેમાં થોડું પાણી ઉમેરીને જ્યાંસુધી એ મિશ્રણ પ્રવાહી મધેની રજકણો નીચે બેસે ત્યાંસુધી તેમાં ફટકડીનું પાણી રેડતા જવું. બાદ નીચે જે થર બાઝે તે સુકવી દઇને પછી વાટીને બારીક પાવડર બનાવવો તે કીરમજી રાતો રંગ છે. અપૂર્ણ.

---

# पाचनक्रिया—Digestive Procees.

( શ્રીયુત-મોતીલાલ મથુરભાઇ દેસાઈ.—મહુધાવાળા. )

શરીરના બંધારણનો, આરોગ્યતાનો અને દીર્ઘાયુષ્યનો મુખ્ય આધાર, પાચન ક્રીયાની-ઉત્તમતા ઉપર છે. પાચન ક્રીયા બરાબર ચાલે નહીં, તો આખા શરીરના સઘળા અવયવો મંદ પડી જાય છે. આ મહત્વના વિષય વિષે ઘણું જાણવાની જરૂર છે. અત્રે ટુંકામાં અને મુદ્દાસર જણાવવા યત્ન કર્યો છે. પાચનક્રીયા ઉપર પુરતું લક્ષ આપવામાં આવે, અને તે પ્રમાણે આચરવામાં આવે તો શરીરમાં કંઈ પણ વિક્રયા થવા સંભવ રહેતો નથી. આટલો ટુંકો ઉપોદ્ઘાત કરી વિષય ઉપર આવું છું.

ખોરાક ખાવા લાયક તૈયાર થયા પછી જે કોળીઓ મોંમાં દાખલ થાય છે. ત્યાં તેના ઉપર જે ક્રીયા થાય છે. તથા ખોરાકનો રસ થઇ શરીરના પોષણ લાયક બને છે, તે સઘળી ક્રીયાને પાચન ક્રીયા કહે છે.

અન્નનો રસ થયા વિના તેમાંથી રૂધીર—અસ્થી, સ્નાયુ, આદી ધાતુઓ થતી નથી. માટે પ્રથમ તો અન્નનો રસ કેવી રીતે થાય છે તે જાણવાની જરૂર છે.

અન્નનો રસ થવાની ક્રીયા ત્રણ સ્થળે થાય છે. (૧) મોઢામાં. (૨) હોજરીમાં (૩) આંતરડામાં.

(૧) મોઢામાં જે ક્રીયા થાય છે તેને ચર્વણ ( ચાવવાની ) ક્રીયા કહે છે. પ્રવાહી ખોરાકને ધીમે ધીમે લેવાથી અને મોંમાં મમળાવી ગળે ઉતારવાથી મોંની અંદરનું થુક તે સાથે સારી રીતે મળે છે. અને રસ થવામાં થુક ઘણી મદદ કરે છે. પ્રભુએ મોંમાં દાંત આપ્યા છે તેની મદદથી ખોરાકને સારી રીતે ચાવવાથી ખોરાકનો ઝીણો બારીક લચકો તૈયાર થઇ. થુંક સાથે જલદીથી ગળે ઉતરી જાય છે. મોંની અંદરનું થુંક ખોરાકને ગળે ઉતારવામાં ઘણી મદદ કરે છે. ખોરાક જેમ વધારે ચાવવામાં આવે. તેની સાથે જેમ વધારે થુક મળે, તેથી પાચન ક્રીયાની રસાયણીક ક્રીયામાં તે ઘણી મદદ કરે છે. પાચન ક્રીયામાં થુંક પણ એક મહત્વની વસ્તુ છે. તેથી તે વિષે થોડી માહિતી અત્રે અસ્થાને નહીં ગણાય.

થુંક બનાવનારી નાની મોટી ગાંઠો જેને. ( Salirary Glands ) થુંક બનાવનારી ગાંઠો કહે છે. તેમાંની એક કાનની નજીક, બીજી જીભની નીચે અને ત્રીજી જડબાંની નીચે આવેલી છે. આ ત્રણ મુખ્ય ગાંઠો શિવાય પુષ્કળ નાની ગાંઠો મુખમાં પ્રસરેલી છે. આ સઘળી ગાંઠો પોતામાં પેદા કરેલું પ્રવાહી ( થુંક ) બારીક નળીઓ દ્વારા મોંમાં પ્રસારે છે. દિવસના બીજા વખતમાં મોં ભીનુ રહે તેટલુંજ થુક હોય છે. પણ ભોજન ક્રીયા વખતે પુષ્કળ થુક નળીઓ દ્વારા મુખમાં આવે છે. અને ચાવવાની-ક્રીયાને, ગળે ઉતારવાની ક્રીયાને, અને અન્નનો રસ થવાની ક્રીયાને મદદ કરે છે.

થુંક (ટ્રાન્સપરન્ટ) પારદર્શક, ખારના ગુણનું મેવાદી છે, અને પાણી કરતા કેટલેએક અંશે ઘટ છે. તેના ૧૦૦૦ મા ભાગમાં—

પાંણી. ૯૮૮ ભાગ,

થુંકનું તત્વ ૨ ભાગ,

બાકી પરચુરણ પદાર્થો ૧૦ ભાગ છે.

થુંકનું તત્વ—એ તેનો ખાસ પદાર્થ છે. બાકીના પદાર્થોમાં એલ્બ્યુમીન, ચરબી, અને ક્ષાર આવેલા છે

થુંકમાં "સલ્ફોસાયાજન" નામના ઝેરી પદાર્થને પણ કંઈક અંશ છે મુખમાં સારા જથામાં થુંક તૈયાર થય માટે તેની ઉત્પાદક ગાંઠોને તનદુરસ્ત રાખવાની જરૂર છે. જેની પાચનક્રીયા સારી હોય છે તેની ગાંઠો તન્દુરસ્ત રહે છે સવારમાં સારૂં તાજું દાતણ કરવાથી, જમ્યા પછી, ઉંઘી ઉઠયા પછી, મુખને બરાબર પ્રક્ષાલન કર્યાથી તથા સ્વચ્છ રાખવાથી મોટા જથામા થુંક તૈયાર થવા માટે ગાંઠો પ્રદિપ્ત રહે છે.

મુખ દ્વાર શિવાય, પેટમા પરબાર્યો ખોરાક નાંખવામાં આવે તોપણ—ખોરાક પેટમાં ગયા પછી નાની ગ્રંથીઓમાંથી છુટીને પેટની અંદર વહન કરે છે.

હોજરીમાં થુંકનું જવું બંધ કરી જો ખોરાક (હોજરીમાં) મુકવામાં આવે તો પાચન ક્રીયા બરાબર થતી નથી. સબબ થુંક સાથે મળેલાં બીજાં તત્વો (પાણી શીવાયનાં) ખોરાક પચાવવામાં ઘણાં ઉપયોગી છે.

એક દિવસમાં કેટલું થુંક થાય છે તેનો ચોકસ નિયમ બંધાયેલો નથી, પણ તેનો આધાર ખોરાકની જાત ઉપર અને પાચનક્રીયાની શક્તિ અને શરીરની તનદુરસ્તી ઉપર છે.

ઉપર જે થુંકનો ઉપયોગ કહ્યો તે ઉપરાંત તેનાથી જીભને, બીનાથ અને જોઈતી ચીકાશ પણ મળે છે. અને તેથી કરીને જીભનું ચલન—હલન સુગમતાથી થાય છે. અને બોલવામાં પણ મદદ મળે છે જીભનું સુકી જવું, મોંમાંની અમી (થુંક)નું ઓછું થવું તથા ગાંઠોની શક્તિનું મંદ પડવું એ અનારોગ્યની નિશાની છે.

કોઈ પણ પદાર્થનો ખરો સ્વાદ, કે. મીઠાશ વીગેરે જ્યાં સુધી તે પદાર્થ બરાબર બારીક ચવાતો ના, ત્યાં સુધી બરાબર જાણવો મુશ્કેલ છે. આહારનો બરાબર રસ થાય નહીં, ત્યાં સુધી તે ખાધો તેના ખા જેવો છે. બરાબર રસ થવામાં થુંકની મોટી અગત્ય છે, અને તે સાથે ખોરાકને બરાબર બારીક ચાવાની પણ તેટલીજ અગત્ય છે.

પૂરતા પ્રમાણમાં થુંક ના મળેતો મોમા નાંખેલો ખોરાક બરાબર નરમ બને નહી—અને ગળે ઉતરવો પણ મુશ્કેલી પડે અને જો રસ થવામા તેની (થુંકની) ગેરહાજરી હોય તો. હોજરીને તે કામ કરવું પડે. અને હોજરીને ઘણો શ્રમ પડે ને કેટલાક પ્રસંગે હોજરી અશક્ત હોય તો તે કાર્ય યથાર્થ તે કરી શકે નહીં. ટુંકામાં ખોરાક પચાવવામાં થુંક એ ખરેખરી અગત્યની વસ્તુ છે.

ખોરાક બરાબર ચાવવા માટે, પ્રભુએ દાંત મોઢામાં બનાવ્યા છે. પણ કંઈ હોજરીમાં બનાવ્યા નથી. એ વાત ખુબ યાદ રાખવા જેવી છે. જો ખોરાક મોંમાંથી, બરાબર ચવાયા વિના હોજરીમાં ગયો તો. ત્યાં તે પચવો મુશ્કેલ છે.

તમાકુ ખાવાથી, પીવાથી, મોંની અંદરની થુંક બનાવનાર ગાંઠો નરમ પડી જાય છે. અને પૂરતા પ્રમાણમાં થુંક ઉત્પન્ન કરવા અસમર્થ નિવડે છે, તથા દાંત ઢીલા પડી જાય છે, વહેલા પડી જાય છે, અને પોતાનું કાર્ય કરવા અસમર્થ બને છે.

(૨) હોજરીમાં થતી ક્રીયા

હોજરીમાં થતી પાચનક્રીયા વિષે જાણતા પુર્વે હોજરીની રચના તથા તેની અગત્ય વિષે જાણવું જરૂરનું છે હોજરીની અગત્ય વિષે એક વિદ્વાન લખે છે કે—

Thore is no organ within human ceonomy that does not receive its order, labour and food from the Stomach The stomach is to the other organs, what the steam and boiler is to the engine"

જેમ એનજીન ચલાવવાને માટે બોઈલર અને સ્ટીમની જરૂર છે તેમ શરિરની ગતિ ચાલુ રાખવાનો અવયવ હોજરી અને પાચન શક્તિ છે. શરિરનો કોઈપણ અવયવ એવો નથી, જે પોતાનું પોષણ હોજરી શિવાય કોઈ બીજા અવયવથી મેળવી શકે." (અપૂર્ણ)

# अर्श-हरस.

હરસના-પ્રકારો—વાયુથી, પિત્તથી, કફથી, ત્રણે દોષોથી, રૂધિરથી અને સ્વભાવથી એમ છ પ્રકારના હરસ થાય છે. અજીતેંદ્રિય લોકોને ક્રોધ, શોક, બળવાનની સાથે વિરોધ, તથા દિવસની નિંદ્રા વિગેરેના પ્રકોપણોથી અને વિરૂદ્ધ ભોજન, અધ્યશનમાં ભોજન કરવાથી, અત્યંત સ્ત્રીસંગ કરવાથી, ગુદાને પગની પાનીથી દબાવીને બેસવાની ટેવથી, અથવા ઉભેડુ બેસવાથી, ઘોડા કે ઉંટ ઉપર બેસવાના મહાવરાથી અને મળ મૂત્રના વેગને રોકવાથી પ્રકુપિત થયેલા એક એક દોષ અથવા બેઉ ત્રણે દોષો અથવા પિત્ત જેવાજ પ્રકારવાળુ દોષોથી સંયુક્ત થયેલું રૂધિર વધવાપૂર્વક પ્રસાર પામી, વિષ્ટાનું વહન કરનારી, ધમનીઓમાં પ્રાપ્ત થઈ, નીચે જઇ, ગુદામાં આવી, ગુદાની વળીઓને દુષિત કરી માંસના અંકુરોને ઉત્પન્ન કરે છે. એ અંકુરો મંદ અગ્નિવાળા પુરૂષોને અત્યંત થાય છે એ માંસના કંદ જેવા અંકુરો તૃણનો, નો, પથરનો ઢેફાંનો કે વસ્ત્રો વિગેરેનો સંયોગ થવાથી કે શીતજળનો સ્પર્શ થવાથી વૃદ્ધિ પામે છે. અને તે અંકુરોને અર્શ-યાને હરસ કહે છે.

સ્થૂળ આંતરડું કે જે ગુદાયંત્ર કહેવાય છે, તેની સાથે ગુદા જોડાએલી છે. અને તે સાડાચાર ગળના પ્રમાણવાળી કહેવાય છે. એ ગુદામાં પ્રવાહણી-( વિષ્ટાને બહાર કહાડવા માટે જોર કરનારી જે છે તે ) વિસર્જની, ( વિષ્ટાને બહાર કહાડનારી ) અને સંવરણી ( વિષ્ટા નીકળી ગયા પછી સંકોચી દેનારી જે વળી છે તે ) એ ત્રણ નામની વળીઓ છે. અને તેઓ એક એકની ઉપર રહેલી છે. ગુદાનો હોઠ કે જે રોમાવલીના અંતની ઉપર અરધા આંગળનો છે, તેની ઉપર એક આંગળને પહેલી વળી છે. એ વળીની ઉપર દોઢ આંગળને છેટે બીજી વળી છે. અને તે બીજી વળીની ઉપર આંગળને છેટે ત્રીજી વળી છે. ગુદાના હોઠનું અને ત્રણ વળીઓનું એકંદર અંતર સાડાચાર આંગળનું કે જેથી ગુદા સાડાચાર આંગળની કહેવાય છે સઘળી વળીઓ ચાર આંગળ લાંબી છે. એક આંગ આડી ઉંચાઇ વાળી છે. શંખના આવર્તાના જેવા આકારવાળી છે. અને હાથીના તાળવાના જેવા વાળી છે. પહેલી વળી ગુદાના હોઠથી એક આંગળ દુર છે.

અર્શોનાં પૂર્વ રૂપ તથા સામાન્ય લક્ષણ—હરસ થવાના હોય ત્યારે અન્ન ઉપર અરૂચિ છે. ખાધેલું અન્ન મહા મૂશિબતે પચે છે, ખાટા ઓડકાર આવે છે, સાથળોમાં ગ્લાનિ થાય છે, પેટમાં ગડગડાટ થાય છે, શરીર દુબળું થઇ જાય છે. ઓડકાર ઘણા આવે છે. આંખોમાં સોજો આવે છે. આંતરડાંમાં ગુડગુડાટ જેવો અવાજ થાય છે ગુદામાં વાઢ કાપ થતા જેવી પીડા થાય છે, ખાંસી આવે છે સ્વાસ થાય છે, ભ્રમ થાય છે, તંદ્રા થાય છે, નિંદ્રા વધે છે, ઇંદ્રિયોનું નબળાપણું વધે છે, અને પાંડુરોગ ગ્રહણી દોષ, તથા શોષ એ ઉત્પન્ન થવાની શંકા થાય છે. જ્યારે અર્શો ઉત્પન્ન થાય છે ત્યારે સઘળાં લક્ષણો અત્યંત સ્પષ્ટ થાય છે.

વાયુથી થએલા હરસનાં લક્ષણો. વાયુથી થએલા હરસો શ્રાવ વગરના હોય છે. કાંઇક રાતા વર્ણવાળા હોય છે, નીચાં ઉંચાં મથ્થો વાળા હોય છે, અને કદંબનાં પુષ્પો- જેવી, જંગલી કપાસની ડાંડલીના મુખ જેવી કે સોયના જેવી આકૃતિઓ વાળા હોય છે. એ હરસોથી પીડાતા માણસોને થ નીકળી નીકળીને ધારો દસ્ત થાય છે. કમર, પીઠ, પડખાં, લીંગ, ગુદા તથા નાભિમાં વેદના થાય છે. હરસને લીધે ગોળાનું, બરોળનું દરદ તથા ઉદર રોગના ઉપદ્રવો થાય છે. અને એ માણસની નખ, નેત્ર, દાંત, મ્હોડું, મૂત્ર અને વિષ્ટા શ્યામ થેઇ જાય છે.

પીત્તથી થએલા હરસનાં લક્ષણો—પિત્તથી થએલા હરસ શ્યામ અગ્રવાળા, મૂળમાં તથા ગળથી પાતળા, પ્રસાર પામનારા, પીળા અવભાસવાળા, જમણા પડખાની ગાંઠ જેવા વર્ણવાળા, પો જીભ જેવી, આકૃતિવાળા. જવની માફક વચ્ચેથી જાડા, જળોના જેવા મ્હોવાળા હોય છે. એ હરસવા માણસને બળતરા થઇ થઇને લોહીવાળો પાતળો ઝાડો આવ્યા કરે છે, તાવ, બળતરા, પાણીનો શો તથા મૂર્ચ્છા એ ઉપદ્રવો થાય છે. અને એ માણસની ત્વચા, નખો, નેત્રો દાંત, મહોડુ, મૂત્ર તથા પીળાં થઇ જાય છે.

કફથી થએલા હરસનાં લક્ષણો—કફથી થએલ હરસ શ્વેત હોય છે. મોટા મૂળવાળા હોય

કઠણ હોય છે, ગોળ હોય છે, સ્નિગ્ધ હોય છે, ધુસર વર્ણવાળા, કેરડાના જેવા, ફણસના ઠળીયા જેવા કે ગાયના આંચળ જેવા આકારવાળા હોય છે, તે ભેદાતા નથી, સવતા નથી, અને ઘણી ખરજવાળા હોય છે. એ અરશોથી ઉપહત થએલા માણસને કફવાળો, ઘાટો તથા માંસના ધોણ જેવો પાતળો ઝાડો આવ્યાં કરે છે, એ હરશોને લીધે સોજા, શીતજ્વર, અરુચિ, અન્નનું નહીં પચવું, અને માથાનું ભારે પણું એ ઉપદ્રવો થાય છે. એ માણસની ત્વચા, નખો, નેત્રો, દાંત, મહોડું, મૂત્ર તથા વિષ્ટા સફેદ વર્ણ વાળાં થઇ જાય છે.

**રૂધિરથી થએલા હરશોનાં લક્ષણો**—રૂધિરથી થએલા હરશો, વડવાઇઓ જેવા, પરવાળાં જેવા કે ચણોઠી જેવા રંગના હોય છે. અને ઉપર પિત્તથી થએલા હરશોનાં જે લક્ષણો કહ્યાં છે તે લક્ષણોવાળાં હોય છે. એ હરશો, જ્યારે દઢ વિષ્ટાથી દબાય છે, ત્યારે જલદીજ અત્યંત દુષ્ટ તથા ઘાટા રૂધિરનો સ્રાવ કરે છે. એ રૂધિરની અત્યંત પ્રવૃત્તિ થતાં તે માણસને રૂધિરના અતિસ્રાવથી થનારા આક્ષેપક વિગેરે ઉપદ્રવો થાય છે.

**ત્રણે દોષથી થએલા હરશોના લક્ષણો**—સન્નિપાતથી એટલે વાત, પિત્ત અને કફ એ ત્રણે દોષોના સંયોગથી થએલા હરશો ઉપર કહેલા ત્રણે દોષોનાં લક્ષણોવાળા હોય છે.

**સ્વભાવથી એટલે શરીરના જન્મની સાથેજ થએલા હરશોનાં લક્ષણો**—સ્વાભાવિક એ. ટલે શરીરના જન્મની સાથેજ થએલા હરશો, માતાના રજના દોષથી, અને પિતાના વીર્યના દોષથી થએ લા હોય છે. માટે તેમની ચિકિત્સા રજના તથા વીર્યના દોષ ઉપર અથવા તેઓમાં પોતામાં જે દોષ જોવામાં આવતો હોય, તે દોષ ઉપર ધ્યાન આપીને કરવી. વિશેષે કરી આ સ્વાભાવિક હરશો અંદરના વિદ્રધિઓની પેઠે જોવાને અશક્ય, કઠણ, ભૂખરા વર્ણવાળા, અત્યંત દુઃખ દેનારાં અને અંદર મહોડાંવાળાં હોય છે, આ હરશોથી પીડાએલો માણસ કૃશ શરીરવાળો, અલ્પ જમનારો, નસોથી વ્યાપ્ત થએલા શરી. રવાળો, અલ્પ મજ્જાવાળો, ક્ષીણ વીર્યવાળો, ક્ષીણ સ્વરવાળો, ક્રોધી, અલ્પ અગ્નિવાળો અને નાકના, મા. થાના, નેત્રોના તથા કાનના રોગો વાળો હોય છે. એ માણસ આંતરડાઓનો અવાજ, પેટનો ગડગડાટ, છાતીનું કફથી લેપાઇ જવું, અને અરોચક-અરૂચી જેવા રોગોથી હમેશાં પીડાય છે.

**હરશોનું સાધ્ય તથા અસાધ્યપણું**—હરશો સંવરણી કે વિસર્જની નામની વળીઓમાં રહ્યાં ાય તો ઉત્તમ વૈદે તેઓની ચિકિત્સા કરવી. પણ જો પ્રવાહણી નામની વળીમાં રહ્યાં હોય તો તેઓ ાણું કરી અસાધ્ય છે. એટલા માટે ચિકિત્સા કરવાની ના પાડવી. પછી રોગીનો આગ્રહ જ. તો કરવી.

**લિંગમાં થએલા હરશોનાં નિદાન તથા લક્ષણ**—પ્રકુપિત થએલા દોષો લિંગમાં આવી, ાંસને તથા રૂધિરને દૂષિત કરી ખરજને ઉત્પન્ન કરે છે. ખરજને લીધે ખંજવાળવાથી લીંગમાં ક્ષત ાય છે. અને તે ક્ષતમાં દુષ્ટમાંસના અંકુરો થાય છે. મણીની અંદર કે બહારની ચામડીમાં ઉત્પન્ન ાએલા એ અંકુરો ચીકણા લોહીનો સ્રાવ કરે છે, અને ઝીણા તથા લાંબા તંતુઓવાળા હોય છે. આ મંકુરો લીંગનો નાશ કરે છે, અને પુરૂષપણાનો પણ ઘાત કરે છે.

**યોનિમાં થએલા હરશોનાં નિદાન તથા લક્ષણ**—પ્રકુપિત થએલા દોષો યોનિમાં આવી, કોમળ, ર્ગંધવાળા, ચીકણા તંતુઓવાળા, રૂધિરને સ્રવનારા, અને છત્ર જેવા આકારવાળા દુષ્ટમાંસના અંકુરોને ત્પન્ન કરે છે.

**કાન, નાક, નેત્રો તથા મુખમા થએલા હરશોનાં નિદાન તથા લક્ષણ**—પ્રકુપિત થએલા ોષો ઉંચે આવી કાનમાં, નેત્રમાં, નાકમાં તથા મુખમાં હરશોને ઉત્પન્ન કરે છે. હરશો કાનમાં થયા હોય ા બહેરાપણું થાય છે ને કાનમાં શૂળ નીકળે છે. અને કાન દુર્ગંધ યુક્ત થઇ જાય છે. હરશો નેત્રોમાં થય. ાય તો તેથી પાંપણો રોકાઇ જાય છે, નેત્રોમાં વેદના થાય છે. સ્રાવ થાય છે. અને નેત્રોથી જોવાની ક્તિ ભંધ પડી જાય છે. હરશો નાકમાં થયા હોય તો પ્રતિશ્યાય, પ્રબળ ક્ષવથુરોગ, ઉચ્છ્વાસનું પરાણે ાવાનું, ગુંગળું બોલાવું, અને માથાનું દુઃખ ઉત્પન્ન થાય છે. હરશો મુખમાં થવા હોય તો કંઠ, હોઠ, કે ાળનું એઓમાથી એક સ્થાનમાં રહેલા તે હરશોથી બોલવામાં ગદ્ગદપણું થાય છે. રસની ખબર પડની ાી. અને મુખના રોગો ઉત્પન્ન થાય છે.

**ચર્મકીલ નામના હરશનાં નિદાન તથા લક્ષણ**—પ્રકુપિત થએલા વ્યાન વાયુ, કફને સાથે લઇને ગુદાના હોઠથી બહાર તથા બીજા પ્રદેશોમાં પણ ત્વચાથી બહાર કઠણ અને ખીલા જેવા આકારવાળા હરશોને ઉત્પન્ન કરે છે.

**ચર્મકીલમાં વાતાદિ દોષોની પ્રબળતાનાં લક્ષણો**—ચર્મકીલમાં જો વાયુ પ્રબળ હોય તો તેમાં સોયથી ભોંકાયા જેવી વેદના થાય છે, જો કફથી પ્રબળ હોય તો ચર્મકીલનો વર્ણ શરીરના વર્ણ જેવોજ થાય છે, અને તે ગ્રંથી જેવો થાય છે. જો પિત્ત કે રૂધિર પ્રબળ હોય તો ચર્મકીલમાં રૂક્ષપણું, શ્યામપણું, શ્વેતપણું, તથા અત્યંત કઠણપણું થાય છે.

**ઔષધીની કલ્પના માટે હરશોમાં ઇતરદોષોના સંસર્ગનું નિરૂપણ**—અરશોમાં જો બે દોષનાં લક્ષણો જોવામાં આવે તો, બે દોષનો સંસર્ગ થએલો સમજવો. એ સંસર્ગ વાતપિત્ત સંસર્ગ, વાતકફ સંસર્ગ, પિત્તકફ સંસર્ગ, વાતરૂધિર સંસર્ગ, પિત્તરૂધિર સંસર્ગ અને કફરૂધિર સંસર્ગ એ રીતે ૭ પ્રકારનો થાય છે.

**હરશોનું યાપ્યપણું, કષ્ટસાધ્યપણું અને અસાધ્યપણું**, હરશો ત્રણે દોષોના ચિન્હોવાળા છતાં પણ જો તેઓમાં એ ચિન્હો અલ્પ હોય તો તે હરશોને યાપ્ય કહેવા. બે દોષોના સંસર્ગથી થયેલા જે હરશો, બીજી વળીમાં રહ્યા હોય તેઓને તથા જેઓની ઉત્પત્તિને એક વર્ષ વીતી ગયુ હોય તે હરશોને કષ્ટસાધ્ય કહેવા. જે હરશો ત્રણે દોષોનાં પૂરેપૂરાં ચિન્હોવાળા હોય અથવા સ્વભાવિક હોય તેઓને તે અસાધ્ય સમજીને છોડી દેવા જોઇએ. જે માણસોની ત્રણે વળીઓ હરશોથી ઘેરાએલી હોય, તે માણસોને અપાનવાયુ હરશોથી પ્રતિઘાત પામીને બહાર નીકળતો નથી, અને પછી વ્યાનની સાથે મળીને જઠરાગ્નિનું મર્દન કરી નાખે છે. અપૂર્ણ.

# रोगनी अष्टविध परीक्षा.

(લે. વૈદ્ય જયશંકર કાનજીભાઇ).

**નાડી પરીક્ષા**—જમણા હાથના અંગૂઠાના મૂળને ઠેકાણે જે નાડી છે તેની ચાલવાની રીતિથી શરીર સંબંધી સુખ દુઃખનું જ્ઞાન થાય છે. અંગુઠાના મૂળ તરફથી ક્રમે કરીને પ્રથમ વાયુ, મધ્યે પિત્ત અને છેવટે કફ જાણવો. સર્પ કે જળોની ચાલ પ્રમાણે વાંકી ચાલતી હોય તો વાયુની નાડી જાણવી; દેડકા, કાગડા અને ચકલા જેવી જલદી ચાલે તે પિત્ત નાડી, કબૂતર, મોર અને કુકડાના જેવી મંદ મંદ ચાલે તે કફ નાડી; તેતર પક્ષીની ચાલ પ્રમાણે ચાલે તે સન્નિપાત નાડી, હળવે હળવે અને પાછી તુરતજ જલદી ચાલવા લાગે તે ત્રિદોષ નાડી, અને જે સ્થાનકથી તુટેલી, રહિ રહિને ચાલતી, ઘણીજ સૂક્ષ્મ, ઘણીજ ઠંડી એવી ચાર પ્રકારની નાડી પ્રાણને હરનારી જાણવી. પુરૂષનો જમણો અને સ્ત્રીનો ડાબો હાથ લાંબોને સીધો કરી અંગૂઠાના મૂળ આગળ તર્જની, મધ્યમા અને અનામિકા આંગળીઓનાં ટેરવાં મૂકી વાયુ પિત્ત અને કફ એ દોષો અનુક્રમે જાણવા. સવારમાં દશ ઘડી સુધી કફની, બપોરે દશ ઘડી સુધી પિત્તની અને સાંજે દશ ઘડી સુધી વાયુની નાડી જાણવી. એ પ્રમાણે રાત્રીની નાડી સમજવી. નાડી વારંવાર પકડી, આવે છોડીને પરીક્ષા કરવાથી સ્વસ્થ માણસની નાડી સારી સમજાય છે માટે સવારમાં ઉઠી એક ઘડી સ્વસ્થ બેઠેલા માણસની નાડી જોવી.

**મૂત્ર પરીક્ષા**—કાચ કે કાંસાના વાસણમાં પરોઢિયા પહેલાં રોગીનું મૂત્ર, પહેલાં અને આખરની ધાર ટાળી વચલી ધારનું લેવું તેમાં તેલનું ટપકું ઘાસની સળી વતે નાખવું, ટપકું નાખતાંજ પસરી જાય તો વાયુનું જોર જાણવું; તે મૂળ રાતા રંગનું અને ચકુ હોય, પિત્તનું જોર હોય, તો તેના બિંદુમાં પરપોટિયો વળે અને મૂત્ર પીળું, કફના પ્રબળમાં મૂત્ર ઉપર તેલના જેવી છારી વળે; અને તે બરફ જેવું ધોળું દેખાય. સન્નિપાતમાં તેલનું બિંદુ નાંખતાંજ તે તળીએ જઇને બેસે તો રોગી અસાધ્ય જાણવો; તેમજ બિંદુ તરે અને પસરે તો સાધ્ય અને તરે પણ પસરે નહિ તો કષ્ટ સાધ્ય જાણવો.

**મળ પરીક્ષા**—વાયુના કોપથી મળ ફીણ યુક્ત, લુખો, કાળાશ પડતો અને ધુવા પાણી જેવો હોય

છે, પિત્તકોપથી મળ લીલાશ પડતો, પીળો, દુર્ગંધવાળો, લોચા પડતો, અને ઉનો હોય છે; અને કફ કોપે ધોળો, કાંઈ સુકો અને કાંઈ લીલો હોય છે. બે કે ત્રણ લક્ષણ યુક્ત હોય તો દ્વિદોષ કે ત્રિદોષ જન્ય જાણવો

**જીભ્હા પરીક્ષા**--વાયુ કોપથી જીભ ઠાકરવાળી; પિત્ત કોપથી રાતી અને જરા કાળાશ પડતી અને કફ કોપથી ધોળી, ભીની, લીસી હોય છે

**નેત્ર પરીક્ષા**--વાયુના પ્રકોપમાં નેત્ર લુખાં અને ધુમાડાના રંગના દાહ યુક્ત તથા ચંચળ હોય છે, પિત્તમાં પીળાં હળદર જેવાં તથા દાહ યુક્ત અને દીવો કે બીજું અજવાળું જોવાને અસમર્થ હોય છે-કફના રોગથી નેત્ર ધોળાં, તેજહીન, ગળતાં અને ચીકણાં હોય છે.

**રૂપ પરીક્ષા**--રૂપ પરીક્ષા ઘણું કરીને પરોઢિયામાં કરવી-વાયુના કોપથી શરીરની કાંતિ તેજ વિનાની અને જરા કાળાશ પડતી થાય છે, પિત્ત કોપથી મુખ પીળું અને જરા કાળું પડતું થાય છે અને કફ કોપ પામ્યો હોય તો મુખ કાંતિ વગરનું અને તેલ જેવું જરા ચીકણું દેખાય છે

**શબ્દ પરીક્ષા**--જે શબ્દ કંઠમાંથી નીકળે અને હલકો હોય તે વાયુનો, સ્પષ્ટ નીકળે તે પિત્તનો અને જાડો તથા ખર ખરીવાળો નીકળે તે કફનો જાણવો.

**સ્પર્શ પરીક્ષા**--વાયુના કોપથી શરીર લાગ-કે ખાખરાના પાંદડાં જેવું કકરૂં લાગે; પિત્તના કોપથી ઉનું લાગે; તથા કફના કોપથી ટાઢું છતાં જરા ભીનું હોય એવું લાગે.

---

# उदर कृमीरोग—पेटना जीवडा.

( લે. આર્યવૈદ્ય મયારામ સુંદરજી. )

કોઈ વખત મોટાને અને ઘણે ભાગે નાના બચ્ચાઓને પેટના કરમનો આજાર મુખ્યત્વે થવા પામે છે. તે મોટાના કરતાં બાળકોનો જઠરરસ મંદ હોવાથી તેમાં તે વધુ કરી ઉછરવા પામે છે. તે મુખ્યત્વે પેટ અથવા આંતરડામાં ઉછરે છે. પરંતુ આ સિવાય મનુષ્યના લોહી અને માંસ આદિમાં પણ અમુક રોગ કારક સુક્ષ્મ જન્તુઓ નોખા નોખા પ્રકારનાં ઉછરતાં જોવામાં આવે છે. અને સ્નાયુમાં ઉછરતો વાળો પણ એક પ્રકારનો કૃમીજ છે. પરંતુ અત્રે તો બીજા કૃમી રોગની બાબત પડતી રાખી આ લેખમાં તો ઉદર કૃમીનીજ બાબત ચર્ચીશું

મનુષ્યના આંતરડામાં મુખ્યત્વે કરીને ત્રણ પ્રકારનાં કૃમી જોવામાં આવે છે. **ગોળકૃમી** (કરમા,-જે ચારથી દશ બાર ઈન્ચ તથા ગોળ કરીને પેન્સીલ જેટલા જાડા તથા શ્વેત રંગના હોય છે. તે બાળકોમાં સાધારણ જોવામાં આવે છે અને મોટી ઉમરના કોઈ કોઈને પણ હોય છે. તે નાના આંતરડામાં ઉછરે છે ને રહે છે, તે કોઈવાર ઝહાડા વાટે અને કોઈને કોઈવાર ઉલટી વાટે પણ બાહેર પડે છે ઉલટી કે નિકળતાં જો તે શ્વાસ માર્ગમાં પ્રવેશ કરે છે તો તેથી મોટી હાની પહોંચે છે. પણ તેમ કોઈકવારજ બને છે ગોળ કરમની માદા, નર કરતાં જરા મોટી હોય છે.

**બીજા પ્રકારનાં ઝીણાં તંતુ-કરમ**--કે જેને લોકો **સુતરીયા** કરમ કહે છે. આ તાંતણા જેવા કરમ નાના કે મોટાના ઝાડાડામાં કોઈ કોઈવાર ઘણા વધેલા જોવામાં આવે છે. તે ઘણું કરી મોટા આંતરડામાં તથા મળાશય (સફરા) માં ઉછરે છે ને રહે છે. તે પાથી અરધો ઈન્ચ લાંબા હોય છે. તેના નર માદા પણ ભિન્ન ભિન્ન હોય છે તે ગુદા ભાગમાં જ્યારે આવી ભરાય છે, ત્યારે તેનાથી ગુદામાં ક્લેશ થાય છે અને તેમાં ચળ અને બળતરા વિગેરે થતા દરદના જેવી વ્યાધી ઉપજે છે, જેથી તેને ચેન પડતું નથી

**ત્રીજા પ્રકારના કરમ**--ઘણા લાંબા હોય છે. તેને ચપટા કરમ કહે છે. તે કોઈવાર આખા આંતરડામાં ૧૫ થી ૩૦ ફીટ લંબાઈમાં વધેલા જોવામાં આવેલ છે, તે ઘણું કરી મોટી ઉમરના મનુષ્યમાં જોવામાં આવે છે તે દાસાંકળીના વેલા પ્રમાણે નાના સેંકડો ચોરસ ચપટા કટકાથી જોડાયેલ હોય છે. આ કટકા તેના મોઢા આગળ નાના હોય છે, અને આગળ જતાં મોટા થતા જાય છે. તેના

મોટા આંમળ જળો પેઠે આંતરડામાં ચોટી રહેવાનાં સાધન હોય છે, તે સાધારણ જુલાબથી ઉખડતા નથી. જ્યારે ઓશડનું ઝેર તેને પહોચે છે, ત્યારે તે અશક્ત થવાથી આંતરડાથી ઉખડવા પામે છે. તેના નોખનોખા સાંધા છુટા થઇ ઝાડા વાટે નિકળી જાય છે, અને તેના મોંઢાનો ભાગ અંદર રહે તો પાછો આ " ચપટો કરમ " ( ટેપવર્મ ) પાછો પૂર્વવત્ વધીને પહેલા પ્રમાણે વિસ્તાર પામે છે. જેથી તિવ્ર જુલાબવડે તેના મોઢાનો ભાગ ઝાડામાં નિકાલ થયો જણાય ત્યારેજ તેનો પેટમાંથી ખરો નિકાલ થયો ગણાય છે આ કરમનાં નરમાદા નોખનોખાં હોતાં નથી. તેના દરેક ચોરસ કટકામાં નરમાદાના અવયવો સાથેજ હોય છે. આ કટકા ઝાડામાં ઘણીવાર આપોઆપ પડે છે. આ ચપટા કરમની બે ત્રણ જાત હોય છે, આ સર્વ પ્રકારના કરમનાં ઇંડાં પાણી સાથે પેટમાં જવાથી ત્યાં તેની વૃદ્ધિ તથા પૂર્ણતા થવા પામે છે. જેના કોઠામાં આવા કરમ હોય તેની વિષ્ટામાં આ કરમનાં અસંખ્ય સુક્ષ્મ ઇંડાં હોય છે તેવી વિષ્ટા કોઇપણ પ્રકારે નદી નાળાં આદિના પીવાના પાણીમાં મળવાથી તે મનુષ્યના કોઠામાં જવાથી તે ત્યાં ઉછરે છે, તેમજ વિષ્ટા ઉપર માખીઓ બેસી તે ખાવાની ગીડાઇ કે ખોરાક ઉપર આવી બેસવાથી પણ તેનાં ઇંડાં, કોલેરાના જંતુઓની પેઠે પેટમાં જવા સંભવ છે. આવાં ઇંડાં સૂક્ષ્મ દર્શક યંત્રવડે ખુલ્લાં જોઇ શકાય છે. પીવાના પાણીના જળાશયોમાં-જ્યાં પીવાનું પાણી ભરવામાં આવતું હોય તેને કાંઠે કે તેની ઉપર કે તેમાં વિષ્ટાળાં બાળોતીયાં કે લુગડાં ધોવાની મુનીસીપાલીટીઓએ જ્યાં જ્યાં બંધી કરેલી છે ત્યાં ત્યાં આવા કરમના ઉપદ્રવ બહુજ કમ થએલા છે.

ચિન્હ--કરમનાં ચિન્હ એક સરખાં હોતાં નથી કોઇ મુખ્ય ચિન્હ એવું નથી કે જેથી પેટમાં કરમ છે તેમ ખાસ કહિ શકાય, કેટલીકવાર ઘણા કરમ પેટમાં હોવા છતાં તેઓ કાંઇ ઇજા દેતા માલમ નથી. મળની સાથે એકાદ કરમ અથવા તેનો કટકો પડે એજ ફક્ત પેટના કરમની ચોક્કસ નિશાની છે. તોપણ બીજાં તેનાં લક્ષણો ઉપરથી કરમનું અનુમાન કરી શકાય છે. બચ્ચાના પેટમાં દુઃખે છે, પેટ જરા મોટું ને ચડી આવેલું લાગે છે કેટલીકવાર કરમને લીધે તાવ આવે છે, કોઇવાર ખોરાક ઉપર અરૂચી થાય છે, કોઇવાર બચ્ચું ખાખા કર્યા કરે છે અને અનાજ બરાબર પચતું નથી ઝાડો કબજ હોય છે અગર ઝાડો થઇ આવે છે, બાળક ઉલટી કરે છે, નાક ચોળે છે, હાથ પગ ચડા તથા પેટ ગરમ હોય છે. મળદ્વારની આસપાસ ચળ આવે છે, ઉંઘમાં દાંત કરડે છે, તથા ઝબકી ઉઠે છે. કરમને લીધે માથું દુખે છે, કોઇને તાવ આવે છે, આંચકી થઇ આવે છે તથા બચ્ચું બેહોસ પણ થઇ જાય છે. મુખ ઉપર નિસ્તેજ દેખાય છે, પાંડુ રોગી જેવું રક્તહીન બને છે. ચપટા કરમથી મોટા માણસને પણ ખાતાં પિતાં શરીર ઉપર તેજ રહેતું નથી, કરમને લિધે કેટલીકવાર એવાં તો તરેહવાર ચિન્હ થાય છે કે તે વૈદને પણ વિસ્મય પમાડે છે, અને ગુંચવણમાં નાંખે છે. કરમથી કોલેરા, અપસ્માર (વાઇ) અને દિવાનાપણાનાં ચિન્હ થાય છે

ઉપાય—ગોળ કરમના ઘણા ઉપાયો છે, રાતરે બચ્ચાંની ઉમર મુજબ ૧ થી તે ૩-૪ ગ્રેન સેંટોનાઇન-દવા, સાકરના ભુકા સાથે આપવી તથા સવારમાં ઉકાળેલા (વિલાયતી) એરંડીએલ તેલ ચાહામાં કે દુધ અગર સુવાના પાણીમાં પાવું તેથી જેટલાં કરમ હશે તેટલાં ઝાડા વાટે બાહેર નિકળી જશે. સેન્ટોનાઇન ગોળ કરમ ઉપર રામબાણ છે. બે દિવસ પછી જરૂર પડે તો, ઉપર પ્રમાણે ફરી એકવાર લેવા દેવી. સેંટોનાઇનની કરમની ગોળીઓ મળે છે તેનો પણ ઉપર પ્રમાણે ઉપયોગ થઇ શકે છે. સેન્ટોનીનથી પેશાબ પીળો આવે છે. કયાલોમેલ, સોડા ને સાન્ટોનીન ઉમર પ્રમાણે વજનથી રાતરે આપતાં સવારે દસ્ત થઇ કરમ બાહેર પડે છે. કરમની બીજી દવા કુસો અથવા કપિલો ઉમર પ્રમાણે આપીને પછી એરંડીયું આપવાથી પણ કરમ પડે છે. ટરપીન્ટાઇનનું તેલ પણ કરમ કાઢે છે. પુરી ઉમરનાને ટરપીન્ટાઇન તેલ ૪ ડ્રામ, ગુંદરનું પાણી ૪ ડ્રામ, એરંડીયુ તેલ ૪ ડ્રામ, સુવાનું પાણી ૧ ઔંશ મેળવીને અપાય છે. દાડમનાં મૂળની છાલની ભુકી ૧ તોલો લઇ તેના બે ભાગ કરી સવાર સાંજ એકેક ભાગ સાકર સાથે કે મધમાં મેળવી લેવો અને બીજે દિવસે મીઠાના ચહા સાથે વિલાયતી મીઠાનો જુલાબ આપવો. કયાલોમેલ, જાલપ, સ્કામની અને નસોતર જેવા તિવ્ર જુલાબથી પણ કરમ પડેછે. તે ઉમરે પ્રમાણે વજનથી અપાય છે. ( અપૂર્ણ. )

# वैदक टुचका संग्रह.

**બાળકની ઉધરસ**—કાગદી, પંજાવની નંગ ચાર લઇને તેને ઘીની અંદર લાલ થઇ જાય ત્યાંસુધી તળી કાઢવી, પછી ઠંડી થયે પથ્થર ઉપર બારીક વાટી, તેમાં સીંધવ ખાર ૨ વાલ, અને સચળ ૨ વાલ, મેળવી અને વાટી નાખી એકત્ર થયે તેમાં ૨ તોલા મધ મેળવી ઘુટવુ. પછી તે તમામ દવા કલાઇ કરેલા વાસણમાં રેડી ગરમ કરવી, પછી તેને પકવી હેઠે ઉતારી ઠંડી પડે ત્યારે કાચના વાસણમાં ભરી લેવી. તેમાંથી ૧॥ વરસના બાળકને ૩ વાલ, ૨ વરસનાને ૪ વાલ અને ૩ વરસનાને ૫ વાલ અને મોટા માણસને એક ચમચી દવા રોજ રાત્રે બાર વાગે ચટાડવી. આ પ્રમાણે આ દવા સાત દિવસ સુધી ચટાડવાથી ઉદરસ અને હાંસો મટે છે.

**નાસુર**—સારોડીનાં પાંદડાને કુટીને તેની લુગદી નાસુર ઉપર અવાર નવાર મુકવાથી રૂઝ આવે છે.

**પરમીયો**—વડનું દુધ ૦ા તોલો સાકર મેળવીને રોજ ચાટવુ, અને ઉપર ૦॥ શેર દુધ પીવું. સાત દિવસ સુધી આ દવા પીવાથી પરમીયો મટે છે. ગરમ પદાર્થો ખાવા નહી.

**પથરી**—કબુતરની અઘાર ૧ વાલ અને ધોળાં મરી ૫ વાલ લઇ, બંનેને ઝીણાં વાટી તેમાં જરા મધ નાંખી ઘુંટીને તેની ૩ ગોળીઓ વાળવી. પછી તે ગોળીઓ દીવસમાં ૩ વખત દરદીએ સવાર બપોર ને સાંજે ગળવી. એમ રોજ દવા બનાવવી ને ખાવી તેથી પથરી ઓગળી જશે.

**પાકુ**—લીંબડાની છાલને વાટી ૭ દિવસ સુધી અવાર નવાર લુગદી કરી પાકા ઉપર બાંધવાથી પાકું બેસી જાય છે.

**ઝાડા થવા**—હરડાછાલ, અતિવીષ, બીલાનો ગર્ભ, અને મોથ સર્વે સરખે ભાગે લઇ બારીક વાટી-ચાળીને તેમાંથી ૦ા તોલો સવારે અને સાંજે ૦ા તોલો ચુર્ણ, સાકર સાથે ફાકી ઉપર પાણી પીવાથી મટે છે.

**આમણ નીકળવી**—દેવડાની જડ કે મૂળને છુંદી, તેનો માવો એક કપડામાં નાંખી નીચોવી રસ કાઢવો, તેમાંથી ૧ ચમચો રસ લઇ તેટલું ઘી ઉમેરી અને બંનેને કાલવી મલમ બનાવવો. તે, મલમ આમણને લગાવવાથી આમણ મટી જશે અને નીકળતુ બંધ થશે.

**આદા શીશી**—મરીના ૩ દાણા અને તુળસીનાં ૪ પાનાં લઇ બંનેને વાટી એક ઝીણા કપડામાં બાંધી, તે પોટલી પાણીમાં બોળી સુંઘવાથી આદાશીશી મટે છે.

**આંખનું ફુલ**—લીંબુના રસમાં ચીનાઇ સાકર તથા સાબરશીંગુ ઘસીને રોજ આંખમાં આંજવાથી ફુલ કપાઇ જાય છે.

**ઉલટી**—૦ા તોલા તુલસીના રસમાં બેઆની ભાર ગોપીચંદન ઘસીને તે પાવાથી ઉલટી મટશે. મટતા સુધી દર ત્રણ ત્રણ કલાકે પાવુ.

**છાતીએ બળતરા બળવી**—ધોળાં મરી ૦ા તોલો, ધાણા ૦ા તોલો, સુકો ફુદીનો ૧ તોલો સઘળાંને વાટી પછી ૨ શેર પાણીમાં ઉકાળી ૦ા શેર પાણી રહે ત્યારે બાળી પછી ઉતારી ઠંડુ થયે ગાળી લેઇ એક શીશીમાં ભરી લેવું. તેમાંથી સવારે ૧ ભાગ, અને સાંજે ૧ ભાગ સાકર સાથે પીવાથી છાતીએ બળતરા બળતી હોય તો તે મટે છે. છાતીએ પીત્ત થયું હોય તો તે પણ મટે છે.

**ધનુરવા**—કેટલાકને વાગ્યા પછી પરેજી બરોબર ન પાળવાથી કે એવાજ કારણથી ધનુર થાય છે. તેથી માણસ અકડી જાય છે, દાંત બંધ થઇ જાય છે અને મોંમાંથી ફીણ નીકળે છે. તેને ૦॥ તોલો કાળી તુળસીના પાનનો રસ, ૦॥ તોલો લસણનો રસ, ૦॥ તોલો આદુનો રસ, ૦॥ તોલો કુંવરીનો રસ-સર્વે એકત્ર કરી તેમાંથી ૦॥ તોલો રસ પાવો અને થોડો રસ શરીરે ચોપડવો એથી મટે છે.

**પેશાબે ધાતુ જવી**—૫ તોલા ગોખરૂ, ૫ તોલા શતાવરી, ૫ તોલા એખરો ત્રણેને વાટી કપડે ચાળીને તેમાંથી ૧ તોલો ચુર્ણ ૦ા શેર દુધ સાથે રાત્રે સુતી વખતે પીવાથી ધાતુ જતી બંધ થાય છે.

**ઝેર**—૪ તોલા આસોપાલવની છાલ, ૩૨ તોલા બકરીનુ દુધ, ૩૨ તોલા પાણી સર્વને, પાણીનો ભાગ બળી જતાં સુધી ઉકાળવું. અને દુધ રહે ત્યારે તે દુધ પીવાથી દરેક જાતનાં ઝેરોનાં ઝેર મટે છે.

**ઉલટી**—ભમરીના ઘરની માટીને પાણીમાં ઝમકારી પાવાથી ઉલટી મટે છે. માખીની હગાર મધ સાથે ચટાડવાથી ઉલટી મટે છે.

**હેડકી**—મોરના પીંછાના ચાંદલાની રાખ મધ સાથે ચાટવાથી હેડકી અને ઉલટી મટે છે.

**કમળો**—કબુતરની અઘાર ૧૨ વાલ લઇ ગોળમાં ગોળી કરી ખાવાથી કમળો મટે છે.

કીમત છુ ઘણીજ । દાધા છે.

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ બક્ષી મગજને પુષ્ટ કરનાર,

# જીવન.

એ ખરેખર જીવનજ છે આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ પુષ્ટ થઇ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે. ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વોત્તમ હોવાથી આજે સર્વ કોઈના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયુ છે તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકસાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ, લ્હેજતદાર અને આરોગ્યને જાળવીને માટે ફાયદો બક્ષનારુ છે. નબળાઈ, પાંડુ, ખાસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારનાં દરદોમાં તેનો ગુણ અનુભવ સિદ્ધ છે. અમે બીજાઓની-માફક હલકા ભારી જુદા દર ન રાખતાં માત્ર ભારે-કે જેમાં કસ્મી અને કિંમતી માત્રાઓ પડે છે તેવી એકજ જાત બનાવીએ છીએ. અને જેનો જનસમુહ છુટથી લાભ લઇ શકે તે માટે તેની ૧ રતલના ડબાની કીંમત રૂ ૧-૮-૦ રાખી છે. ત્રણની કીમત રૂ ૪-૦-૦ પોસ્ટેજ જુદું વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃત તુલ્ય છે. એકેક વાપરી ખાત્રી કરવી. તેનો ચાલુ ઉપયોગ કરવાથી શરીર નિરોગી, અને તંદુરસ્ત રહી લોહી અને વિર્યનો વધારો થાય છે. બુદ્ધિ અને યાદદાસ્તિ વધે છે કોઇ પણ પ્રકારના શ્રમને મટાડનાર છે. ખડરોથી કામેશ્વર, નથુરામ લખે છે કે, જીવનથી ઘણો ફાયદો થયો છે.

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ઔસ્સામાંજ દવાખાનું.

# અમૃત જીવન. ( રજીસ્ટર્ડ

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ રોગો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે રાખવાથી કોઈ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણકે તે શરીરમાં થતા અંદરના અને બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે આ દવા જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો હંમેશ પાસે રાખજો. તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમળો, પેટનો દુખાવો, બંધકોશ, નબળાઇ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક, તાવ, દમ, દાંતનો દુખાવો, દાદર, નપુંસકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, બરોળ, પ્લેગ, માથાનો દુખાવો, મધુપ્રમેહ, ક્ષય, રતવા, લકવો, વીર્યભ્રંશ, વાળો, સસણી, વરાધ, સનિપાત, સુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, શુળો, ડીસ્ટીરીયા, વધ, દાંત, નાક, કાનના, દરદ, સોજા, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગેરે સઘળાં તમામ દરદો મટે છે, અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લેતા થયા છે. બાટલી ૧ ની કીમત ૧-૦-૦

આંબલીયારાના—નામદાર ઠાકોર સાહેબ લખે છે કે, અમૃતજીવનનો અજમાયશ કરતાં જુદા જુદા રોગો તે બહુજ ખાત્રીથી મટાડે છે; અને તેથી તે ભરોંસા પાત્ર અને ઉપયોગી છે.

ભુખે લેવા હરસને માટે રામબાણ દવા.

## હરસ નાશક ગુટિકા

આ દવા સુકા કે દુખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કામ કરે છે ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને, તો તે એકજ દિવસમાં બંધ કરી દે છે. બહાર નીકળેલા ખુંટા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દેઇ સમાવી દેછે. ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી, તેમ મટયા પછી ફરી થતા નથી દસ્ત હમેશાં સાફ આવે છે, ભુખ કકડીને લાગે છે, અને શરિરને શક્તિ આપે છે. કી. રૂ. ૨– અનુપાનના ડબાની કીંમત રૂ. ૨) બન્નેની કીમત રૂ. ૪–. ) સાથે મલમ મફત.

ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## फीवर पील्स.

ગમે તેવા ટાઢીઆ, ઉનીઆ, એકાંતરીઆ, રોજના, અને ચોથીઆ તાવને માટે આ દવા ઉત્તમ છે. કીં. ૧-૦-૦. ગમે તેવો જુનો અગર નવો તાવ ૨૪ કલાકમાંજ આ દવાથી મટી જાય છે.

## जय गुटिका.

આ દવાથી જે સ્ત્રીઓને ઋતુશ્રાવ-અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે. અનિયમિત અટકાવ આવતો હોય, અને વખતે દુઃખ થતું હોય તેને નિયમસર અટકાવ લાવે છે, અને પીડા મટાડે છે. કી. રૂ. ૧.

## कोलेरा पील्स.

ગમે તેવો કોલેરા, ઝાડા, ઉલટી, અને ગોટલા ચઢતા હોય, મોતાતું થયુ હોય તેને આ દવા તુરતજ મટાડે છે. કી. ૧-૦-૦

## नेत्र फुलहर पील्स.

આંખમાં પડેલું ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં, રતાંધળાપણું અને મોતીઓ પડયો હોય તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટે છે. આંખના કોઇ પણ રોગ, ખીલ પડવા, આંખ દુઃખવી, પાંપણો ગળી જવી, વિગેરે વ્યાધિ આ દવાથી મટી તેજને વધારે છે ડબી ૧ ની કી.૧-૦-૦

## एग्युमीक्चर.

કોઈ પણ પ્રકારના રોજના, ટાઢીઆ એકાંતરીઆ કે ચોથીઆ તાવને માત્ર ૨૪ કલાકમાંજ મટાડે છે કીં. રૂ. ૦-૮-૦

## वंन्ध्या पील्स.

ગમે તેવી વન્ધ્યા સ્ત્રીને-જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી પ્રજા થઇ જીવતી ન હોય તેવી વન્ધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે. ડબીની કીં. રૂ. ૪ પંચુ ભેજાના મધ માટે રૂ ૨ ઓતીજ્યા સોની દલસુખરામ અમથાલાલ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને ઘણા કુલ પ્રજા થતી નહોતી તે તમારી વન્ધ્યા પીલ્સથી થઇ છે તેથી તમારો આભાર માનીએ છીએ.

## अमृत-पान.

આ દવાથી ગરમીના રોગો મટે છે. અને લોહીની શુદ્ધી થાય છે. અને તાવ, ઉનવા, ખસ વિગેરે ગરમીના રોગો મટાડી શરીર પુષ્ટ કરે છે. કી. રૂ. ૧.

## हेरग्रो ओइल.

આ તેલ તલના તેલમાં દેશી વનસ્પતિની દવાઓ નાંખી બનાવેલું છે. અત્યંત સુગંધદાર હોવા છતાં તે લગાવવાથી, વાળ ખરી પડતા નથી, વાળ કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તો ઉગાડે છે. કીં. રૂ.

## वाल नाशक तेल.

આ તેલ વાળ ઉપર લગાડવાથી વગર બળતરે કે ચામડી કાળી પડવા વીના વાળ એક મીનીટમાં ખરી પડે છે. કીં બા ૧ ની ০॥

## सुखशांति लेप.

ગમે તેવું ગડગુમડ, બરનીગળ થયુ હોય કશાથી ન મટતું હોય તો તુરતજ આ લેપ મંગાવો તેનાથી ગમે તેવા ગુમડાં અને દાય પંગતું પાકતું તુરતજ મટી જઇ સોય આવે છે. ડબી ૧ ની કી.૦-૪-૦ એડનથી લાલજી માધવજી લખે છે કે તમારી સુખશાંતિ લેપથી ફાયદો છે માટે ફરી ০॥ ડઝન મોકલો

## दीलपसंद वोटर.

આ સુગંધીદાર વોટર મુખ પર લગાવવાથી, મોં ઉપરના ખીલ, ફોલ્લીઓ વિગેરે મટાડે છે. અને મુખની કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે. બા ૧ ની કી. ૦-૮-૦

## हिस्टीरीआ उन्मादहर पील्स.

આ દવાથી ગમે તેટલા જુના વખતથી હીસ્ટીરીઆ આવતો હશે તે તથા વાઇ, આંચકી, મૂર્છા, ગભરામણ અને ભૂતનો વળગાડ મટે છે. કીં રૂ ૨-૦

ચાલુ માસથી ખાસ ઘટાડી છે.

## વીંછીની દવા.

ગમે તેવો વીંછી કરડ્યો હશે તો પણ આ દવાનું એક ટીપું ડંખપર મુકતાની સાથેજ વીછી ઉતરી જશે. કી. ૦–૪–૦

## ખસની દવા.

ગમે તેવી ખસ, ફોલા અને લુખસ આ દવા ચોપડતાંજ મટી જાય છે, ડબી ૧ ની કીં. ૦–૪–૦

હવે કેમીકલ વર્કસ—અમદાવાદ.

### દાઝયાનો મલમ.

દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી પાકતુ નથી ને તુરત રૂઝ આવે છે. કી. ૦–૪–૦.

### જુલાબની ગોળીઓ.

આ ગોળીઓથી ગળામાં લાય કે ગરમી બળતી નથી, વીણાચુંટા થતા નથી અને એમેની વગર જેટલી ગોળી ખાય તેથી બમણા જુલાબ થાય છે, અને મળ સાફ થાય છે. માત્રા ૧ થી ૪ ગોળી પાણી સાથે આપવી. નાના છોકરાને ૧ થી ૨ ગોળી; ડબી ૧ ની કી. ૦–૮–૦

## માથાનો પાવડર.

આ પાવડરથી દુઃખવા આવેલું માથું, આધાશીસી અને મગજનો તપારો માત્ર એક ચપટી સુંઘતાંની સાથેજ મટે છે. ડબી ૧ ની કી. ૦–૮–૦

## ખરજવાનો મલમ.

ગમે તેવું સુકું કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા દાદ ગંભીર આ દવાથી મટે છે. ખરજવાની દવા કરી કરીને થાકેલા હોય તેમને અજમાવવા ભલામણ છે. ડબી ૧ ની કી. ૦–૪–૦ શા. છગનલાલ જેચંદ એડનથી લખે છે કે તમારી ખરજવાની દવાથી મારૂં ખરજવું મટી ગયું છે, માટે બીજી ૦॥ ડઝન મોકલો.

## આઇ ડ્રોપ્સ.

દુઃખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે, બા ૧ ની કીં. ૦–૪–૦ બબ્બે ટીપાં આંખમાં નાખવાં.

## ઝાડા ને મરડાની ગોળી.

ઝાડો અને મરડો આ ગોળીઓથી મટે છે. ગમે તો લોહી, કે પરૂ ઝાડે પડતું હશે કે, પાતળા ઝાડા થતા હશે તો પણ આ દવાથી તુરતજ ઝાડા અને મરડા મટી જાય છે. માત્ર ૨ થી ૩ ગોળી દહી સાથે ખાવી કી. ડબી ૧ ની રૂ. ૦–૮–૦

## દંત મંજન.

દાંત દુખતાં હોય, હાલતા હોય, દાંતમાં સણકા નાખતા હોય, અવાળું કુલ્યું હોય, અને દાંત વહેલા પડી જતા હોય તો આ દંતમંજન દાતણ કરતી વખતે દાંતે ઘસવાથી દાંતનો તમામ દરદો, સણકા અને અવાળાં મટાડી, દાંતને મજબુત કરે છે. ડબી ૧ ની કીં. ૦–૪–૦

## દાદરનો મલમ.

ગમે તેવી લાલ કે કાળી દાદર, ઘણા ઘણા ઉપાય કરવા છતાં ન મટતી હોય તો પણ તે આ મલમથી માત્ર એકજ દિવસમાં મટે છે. આ મલમ દાદરને માટે રામબાણ છે, લાહ્ય કે બળતરા બળતી નથી કે ચામડી કાળી પડતી નથી. મલમ ચોપડવાથી ઠંડક વળે છે. કી ૦–૪–૦ એકવાર મટયા પછી ફરી દાદર થતી નથી.

## પેનહર બામ.

વા, સંધિવા, પક્ષઘાત ઉપર ચોપડવાથી મટે છે. માથું ચડેલું તુરત ઉતરી જાય છે. ૦–૮

## બ્લેક હૅરઓઇલ.

આ તેલ લગાવવાથી ધોળા વાળ કાળા થાય છે. ડાઘ પડતા નથી કીં. રૂ. ૧–૦–૦.

## સાચા મોતીનો સુરમો.

આંખનું તેજ વધારી આંખોનાં દરદો મટાડી આંખોમાં ઠંડક આપે છે. તોલા ૧ નીકી. ૦–૮–૦

## ઘા તેલ.

વાગવાથી કે પડી જવાથી ગમે તેવો ઘા પડ્યો હોય, લોહી બંધ ન થતું હોય અને અત્યંત વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલદી રૂઝ આવી જાય છે. બા ૧ ની. કી. ૦–૮–૦

" હવે કેમીકલ વર્કસ ચાર રસ્તા અમદાવાદ. "

# दवे केमीकल वर्कसनी घरगतु अनुभव सिद्ध दवाओ.

## દરેક ઘરમાં હંમેશાં રાખવા યોગ્ય દવાઓ.

દવા. ગુણ. ડબીની કીંમત નવુ ડબીની કીંમત

**તાવનો પાવડર**-ગમે તેવો રોજનો, ટાઢીઓ એકાંતરીઓ, ઝેરી, ચોથીઓ, તાવ એકજ દિવસમાં મટે છે. માથું ઉતરે છે ને શક્તિ આપે છે. ૦-૮-૦ ૧-૦-૦

**दंतमंजन.**-દાંતના તમામ રોગ, સણકા કળતર, સોજો, દાઢ દુ:ખવી, અવાળુ ફુલવું, તમામ મટે છે ને દાંતને મજબુત બનાવે છે. ૦-૮-૦ ૧-૦-૦

**માથાનો પાવડર**-ગમે તેવું માથુ ચડેલું, સળેખમ હોય, આદાશીશી, ઝાંમરવા, દાંત હાલી જવા વિગેરે એક ચપટી સુંઘવાથીજ મટે છે. ૦-૮-૦ ૧-૦-૦

**मोतीनो ठंडो सुरमो**-આંખના રોગ, ઓછુ દેખાવું, ઝાંખ પડવી, લોચા વળવા, આંખો આવવી, વીગેરે મટાડી આંખોનું તેજ વધારે છે. શીશી ૧ ની કીં. ૦-૮-૦ ૧-૦-૦

**जुलाबनी वडी**-જેટલી ગોળી ખાય તેથી ડબલ જુલાબ થાય, ગરબડી બળે નહીં કે પીળાચુંદા થાય નહીં. સ્વાદિષ્ટ છે. ૧૦૦ ગોળીની ડબીની કીં. ૦-૮-૦ ૧-૦-૦

**बालागोळी**-બાળકોની વરાધ, ઉલ્ટી, દુધ ન પચવું, ઝાડા થવા, તાવ, ઉદરસ શરીર ગળી જવુ વીગેરે મટાડે છે. ને શક્તિ આપી પુષ્ટ બનાવે છે. ૦-૮-૦ ૧-૦-૦

**टोनीकपील्स**-શરીરની શક્તિ ઘટી જવી, કેડો ફાટવી, માથું ચડેલું રહેવું, દસ્ત સાફ ન થવો, બેચેની, ધાતુની નબળાઇ વિગેરે મટાડી શરીરમાં શક્તિ આપી, ધાતુને વધારી ઘટ બનાવે છે ને શરીર પુષ્ટ બનાવે છે. ૧-૦-૦ ૨-૪-૦

**आनंदचटी**-ખાધુ ન પચવું, ભૂખ ન લાગવી, ઝાડાની કબજીયાત રહેવી, માથું ચડવું, બેચેની વીગેરે મટાડી, ભૂખ ઉઘાડે છે. ખાધું હજમ કરી દસ્ત સાફ થાય છે. મુખ સ્વાદિષ્ટ થાય છે. ચુંકને બદહજમી મટે છે. ૧-૦-૦ ૨-૪-૦

**बालनाशक पावडर**-પાણી સાથે મીશ્ર કરી વાળ ઉપર લગાવવાથી એક મિનીટમાં વગર બળતરા કે ઇજા થયા વગર વાળ ખરી પડે છે. ચામડી સુંવાળી રેશમ જેવી નરમ રહે છે. ડાઘ પડતા નથી. કે બળતરા બળતી નથી. એક ડબીમાંથી એક ડઝન ઉપરાંત સાબુ બની શકે છે. આખું વર્ષ ચાલે તેટલી દવા એક ડબીમાં આવે છે.

વળી વીંછીના ડંખ, ઉપર ચોપડવાથી ઝેર તરત ઉતરે છે. ડબીની કીં. ૦-૮-૦ ૧-૦-૦

**दादरनी दवा**-ગમે તેવી કાળી કે લાલ દાદર આ દવા લગાવતાની સાથે જ મટે છે. બળતરા બળતી નથી, ખંજવાળ મટે છે, માત્ર ૨૪ કલાકમાં જ ફાયદો થાય છે. એક વાર મટયા પછી ફરી થતી નથી. ૦-૪-૦ ૦-૮-૦

**अमृतजीवन**-કોલેરા, ચુંક, ગભરામણ, ઝાડા થવા, પ્લેગ, ઉદરસ, વાયુ વીગેરે અનેક રોગ ઉપર આ એકજ દવા અત્યંત ગુણકારી છે કીં. ૧-૦-૦ ૨-૪-૦

વેપારીઓને પુરતું કમીશન મળે છે. એક વાર મંગાવી ખાત્રી કરવી.

૧ ડબીનું અને ૩ ડબીનું પોસ્ટેજ ખર્ચ ૦-૪-૦ પડે છે. માટે વી. પી થી મંગાવનારે ૩ ડબી મંગાવવી કે કીમતમાં તેમ પોસ્ટેજમાં પણ ફાયદો થાય.

અમને લખેલા પત્રો ખાસ ખાનગી રહે છે. એકવાર અજમાવી જોવા ભલામણ છે.

દવે કેમીકલ વર્કસ. અમદાવાદ.

Published by Jethalal Devshanker Dave, Panch Kuva, Four Roads, Bhagyodaya office Ahmedabad, and Printed by Sankalchand Harilal Shah. Shri Saty Vijaya Printing Press, Naya Darvaja, Ahmedabad.

પુસ્તક ૫ મું    અંક ૪ થો.

# ભાગ્યોદય.

જુન સને ૧૯૧૭

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનંતિ—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાના સબબ અંકમાં દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યા હતા. જેમાંના ઘણાએ નવા કરી મોકલ્યા છે, પણ હજુ સુધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યા ન હોય તેં છે કે સત્વર નવા એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશોજ. અને જ્યાં નવિન ગ્રાહકો ન થાય ત્યાં સુધી તે કાર્ડ પોતાની પાસે રાખી મૂકશે.

ભાગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માંર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક રૂ ૨—૦—૦ ભેટના પોસ્ટેજના ૦—૨—૦ સાથે રૂ ૨—૨—૦ છે. આફ્રીકા શી ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે પુસ્તક સ્વર્ગીય—સુખ વી પી કરી મોકલી લવાજમ રૂ ૨—૨—૦ વસુલ આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી ૪ નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ કારણ ત્યાં વી. પી. થતુંજ નથી. ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે બહાર પડે છે. જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી

આફ્રીકાના—જે ગ્રાહકોનુ લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૪ નો બ્રી. ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામાં જેમનું લવાજમ નહી આવે તેમનાં નામ કમી કરવામાં આવશે. જેથી આ અંક મળેથી તુરતજ શી. ૪નો બ્રી. પો. ઓર્ડર મોકલવો.

## નવીન ગ્રાહક થનારને લાભ.

ભાગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ જવું. કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે પાછળથી ભેટ ખુટી ગયે તે મળશે નહીં. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીયસુખ વી. પી. કરી લવાજમ રૂ ૨—૨—૦ વસુલ કરવામાં આવે છે.

## નવા અભિપ્રાયો.

કકરોડીઆથી શેઠ નાથાલાલ દલસુખ લખે છે કે,—ભાગ્યોદયમાં આવતા આપના દરેક વિષયો અમૂલ્ય છે. અને તે સારા વિદ્વાન ગુરૂની ખોટ પુરી કરે છે. દરેક માણસ આપના ભાગ્યોદયની નકલ ખરીદશે તેને તન, મન, અને ધનની ઉન્નતિ કરવામાં બીજી સલાહની જરૂર પડશે નહિ. હું મારા કુટુંબી તથા મીત્ર મંડળમાં આપના માસીક વાસ્તે ખરીદવાની મારાથી બનતું કરવા ચુકીશ નહીં.

આપના ધનવાન નામનું પુસ્તક વાંચવાથી તેમાં આપના વિષય સંકટ સમયમાં તેમજ બુડતા નાવને તારવામાં આશીર્વાદરૂપ બને છે. આ પુસ્તકમાં આપના પ્રમાણ અમને લીધે હું આપનો આભારી છું ધનવાનના કેટલાક પ્રયોગો લખવા પ્રમાણે સિદ્ધ થયા છે.

ગોંડલથી વૈદરાજ રાઘવજી માધવજી જોશી લખે છે કે—આપનું ભાગ્યોદય નામનું માસીક વાંચી અત્યાનંદ થયો છે કે તેમાં આત્મજ્ઞાતિનું નિરૂપણ સારૂં કર્યું છે. પરમાત્મા તમારૂં દીન દીન ભાગ્યોદયની ચડતી રાખે, એવું પરમાત્મા પાસે માગું છું કે જેથી સંસાર તરવાનો રસ્તો મળે

મુંબાઇ—જ્ઞાન વર્ધક માસીકના અધિપતિ મી. જાગીરજી એન પોલીસવાળા લખે છે કે,— ઘણાં માસીકો મારા વાંચવામાં આવે છે તેમાં આજ થોડા માસ થયાં આપના માસિકમાં આવતા વિષયો અતિ ઉપયોગી, રસિક, અને જ્ઞાન રસથી ભરપૂર મને માલમ પડયા છે. એમ વગર માગવે આપને મારૂં મત જણાવવાની હું કૃપા સમજું છું. ખાસ કરીને જીંદગીની ઉચ્ચ નેમ વિષે આત્મબોધના જે લખાણો આ માસિકમાં છેલ્લાં ૩—૪ માસ થયાં ખાસ મારૂં ધ્યાન ખેંચે છે, તે મારા વાંચનાર ભાઇઓના વાંચવામાં વધુ આવે એમ હું ઇચ્છું છું મારા તરફથી પ્રગટ થતાં જ્ઞાન વર્ધક અને માસિક મિત્રમાં એ વિષે કંઇક નોંધ લેવાનો વિચાર રાખું છું.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

## ભુત ભવિષ્ય અને વર્તમાન કાળની વાત જાણવી હોય તે

# ભવિષ્યવેત્તા.

( બીજી આવૃત્તિ )

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મંગાવો. જે પુસ્તક ઉપરથી દરેક માણસ ભણે તો થોડું ભણેલો હશે તોપણ, ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તમે તમારૂંજ ભવિષ્ય ને સુખ દુઃખ જાણી શકશો. ધંધામાં શું લાભ થશે? સુખ ક્યારે મળશે? હવે પછી કેવા દિવસોમાં દહાડા જશે તે વિગેરે અનેક વાતો તમે તમારી પોતાની તેમજ પારકાની પણ જોઇ અને જાણી શકશો. જન્મોતરી, વર્ષફળ ઘેર બનાવી શકશો. અને જોઇ શકશો. વારવાર જોશીને ત્યાં ધક્કા ખાવા નહિ પડે. તેમ તમે જોશો તે ખાત્રીથી જોશો તેમાં હાલના હીંદના સાયન્સ ઉપરાંત જૈન, મુસલમાની અને અંગ્રેજી ભવિષ્ય જાણવાનાં સાયન્સનો સમાવેશ છે. કીંમત માત્ર રૂ. ૩–પો. ૦–૪–૦

### તેમાં નીચે પ્રમાણે ૪૪ પ્રકરણો છે.

પ્રા. ૧–૨–સંવત્સર, શક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા. ૩ તે દરેકમાં કરેલા શુભા શુભ કર્મોનું ફળ, પ્રા. ૪ થી ૯, ગ્રહોનાં ફળ, નાની મોટી પનોતી અશુભ ગ્રહો, મહાદશા, દિનદશા, વિગેરે જોવાની રીત, પ્રા–૧૦–૧૧ તમામ પ્રકારના મહુરતો જોવાની રીત, પ્રા–૧૨ લેણાદેણી, તારા, નાડી, યોની, ગણ વિગેરે જોવાની રીત, પ્રા–૧૩ ચોરાયેલી વસ્તુ જડશે કે કેમ તથા તે ક્યાં ગઇ છે તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવાની રીત, પ્રા. ૧૫, જન્મ માસ વીગેરેનુ ફળ, પ્રા. ૧૬ ગ્રહો, અને રાશી, શુભાશુભ, રૂપ, રંગ, મૈત્રી વિગેરે જોવાની રીત, પ્રા. ૧૭–૧૮ જન્મોતરીની કુંડળીઓ બનાવવાની તથા જોવાની રીત. ૧ લાથી બારે ભાવનું, ગ્રહોનું, રાશી પર ફળ, દ્રષ્ટિનું ફળ, અંગ્રેજી રીતે ફળ, પ્રા ૧૯ બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, બધિરાપણું, રોગ, સ્ત્રીસુખ, લગ્નનું સુખ, પ્રજાનું સુખ, જીંદગીનુ, શરીરનું સુખ, અકસ્માત ધન પ્રાપ્તિ, રાજ્ય લક્ષ્મી, વાહનનું, મકાનનું, માબાપનું, વિદ્યાનું વસ્તુ મિત્રનુ, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર, નોકરી, ધનસંપત્તિનું, સુખ દુઃખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. પ્રા. ૨૦ ગ્રહોની દ્રષ્ટિનું ફળ, પ્રા. ૨૧ સ્ત્રીની જન્મ કુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતિનું. સધવા કે વિધવાનુ, સુખ દુઃખ જોવાની રીત પ્રા ૨૮ મું ગ્રોધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ, સ્ત્રી પુરૂષનું મૃત્યુ, ગર્ભવતીને શું જન્મશે, હાથ પગ વગરનું બાળક અવતરવા બાબત. પ્રા ૨૯–જન્મ વખતે અંધારૂં હતું કે દીવો હતો વિગેરે ખાત્રી કરવાની રીત, પ્રા. ૩૦–રાજયોગ અને તેનુ ફળ, પ્રા ૩૧ થી ૩૩ નાભસ, પ્રવ્રજ્યા, ચદ્ર વિગેરે યોગો અને તેનું ફળ, પ્રા. ૩૪. બાળકનો રીષ્ટ યોગ જોવાની રીત, પ્રા. ૩૫–૩૬. આયુષ્ય જોવાની રીત, ક્યારે ક્યા કારણથી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત, પ્રા. ૩૭–૩૮, વર્ષફળ બનાવવાની રીત. પ્રા. ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, માંસ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત, પ્રા. ૪૦–સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત પ્રા. ૪૧ મું હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ, પ્રા. ૪૨ મુ વરસાદ વરસશે કે કેમ. ક્યારે વરસશે, અનાજના ભાવતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત. પ્રા. ૪૩ મું નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્રા ૪૪ મું રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધધામાં લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત.

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃતિ કરતાં આ આવૃતિમાં ઘણોજ સુધારો વધારો કર્યા છે. પાકુ બાઇન્ડીંગ. છતાં કીમત માત્ર રૂ ૩) પો. ૦–૪–૦ રાખી છે. તેની પેલી આવૃત્તિના સંબંધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે.

વૈદ ઉમીયાશંકર બાપુભાઇ મહેતા—વિરમગામથી લખે છે કે,–આપનું ભવિષ્યવેત્તા નામે પુસ્તક જોતાં જોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જેનાર ધાજકો અને જ્યોતિષવિદ્યાને માન આપનાર કોઇપણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવું છે.

જેઠાલાલ દેવશંકર દવે ભાગ્યોદય ઓફીસ અમદાવાદ.

અત્યાર સુધીમાં નહિ બહાર પડેલ આયુર્વેદનો અતિ ઉત્તમ અને પ્રાચિન ગ્રંથ.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેના સંબંધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે. મોટા મોટા એમ. ડી. થયેલા ડૉક્ટરો પણ તેને વખાણે છે. તો આપણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી. આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા છે. તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિમાત્ય શોધોથી અજાણ્યે છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડૉક્ટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે તેમજ આરોગ્ય સાચવી શરીરને તંદુરસ્ત અને દીર્ધાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેક તેને હમેશાં પાસે રાખવુંજ જોઇએ. આપણા આયુર્વેદમાં-દવાઓને માટે સર્વેથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે. કીંમત રૂ. ૫-૦-૦ પૃષ્ટ સાતસો,જાડા ગ્લેઝ કાગળ પાકું પુંઠું.

-માત્ર જુજ અભિપ્રાય બસ થશે. મુંબાઇ પ્રશુરામ આયુર્વેદ કૉલેજના પ્રોન્સીપાલ સાહેબ ડૉ પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે. પી એલ. એમ એન્ડ એસ લખે છે કે ચરક સંહિતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે.અને દરેક વૈદ્યને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે કૈશિકરામભાઇ વિઘ્નહરરામભાઇ બી એ. લખે છે કે શ્રી ચરકસંહિતાનુ અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડયુ છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહું છું.

## પરસીયન નાઇટસ

—રહસ્યો. અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે. કી રૂ ૧—

## સરવૈ, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

ત્રીજી આવૃત્તિ—આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ, ગામના ને તાલુકાના નમુના સરવાઇની રૂલ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, અફીણનો એક્ટ,આબકારી એક્ટ, મીઠાનો એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે કી રૂ ૨—

## ઘરનો વૈદ્ય

—આ એક અતિ ઉત્તમ વૈદકનું પુસ્તક છે જેના દસ ભાગ છે. તેમાં લગભગ ૫૦) પ્રકરણો છે. જેમાં શરીરનું ને તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન,ઇંદ્રિયોનું જ્ઞાન, અને તેની ક્રિયા,વનસ્પતિ કોષ, કુદરતી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણ, અને તેના ઉપાયો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. કી. રૂ, ૨-૦-૦ પણ હાલ મંગાવનાર પાસે માત્ર ૦-૮-૦

## વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

'આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીઓથી તે શી રીતે બનાવવાં, તથા કઇ દવા કયા કયા રોગ મટાડેછે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધૃતો તેલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. તે બને ભાગ સાથે ખરીદનાર પાસેથી રૂ ૧-૦-૦

## વિનોદ ચન્દ્ર

—એક અતિ રસમય અને બોધક વાર્તા. આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ,વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદગુણી થયા સિવાય છુટકોજ થશે નહી. 'એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂવાંચ્યા સિવાય મુકવુંજ ગમે તેમ નથી. એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનું મન થઇ આવશેજ. રૂ. ૧

# आत्मबोध.

( લેખક શ્રીયુત હરિલાલ નૃસિંહરામ વ્યાસ. )

( અનુસંધાન ગતાંકથી )

यद्दृष्ट्वा न परं दृश्यं
यद्भूत्वा न पुनर्भवः ।
यज्ज्ञात्वा न परंज्ञेयं
तद्ब्रह्मेत्यवधारयेत् ॥

જે જોઇને એથી ન દશ્ય[1] રે જોવું,
જે રૂપ થૈને ફરી રે' ન જન્મવું;
જે જાણ્યે રે' એથી ન અન્ય જાણવું,
તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણવું. ૫૪

तिर्यगूर्ध्वमधः पूर्णं
सच्चिदानंदमद्वयं ।
अनंतं नित्यमेकंयत्
तद्ब्रह्मेत्यवधारयेत् ॥

ત્રાંસુ[2] ઉંચુ[3] નીચું[4] બધે ભરેલું છે,
જે સચ્ચિદાનંદ જ અદ્વયી રૂપે;
ને નિત્ય ને એક અનંત જેહ છે,
તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણજે. ૫૫

अतद्व्यावृत्तिरूपेण
वेदान्तैलक्ष्यतेऽव्ययं ।
अखंडानंदमेकंय-
त्तद्ब्रह्मेत्यवधारयेत् ॥

જેને અનાત્માથી રહીત[5] રૂપનું,
વેદાન્ત જાણે વર્ણી વિકૃતિ હિણું,[6]
ને પૂર્ણ આનંદ જ રૂપ એક જે,
તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણજે. ૫૬

अखंडानंदरूपस्य
तस्यानंदलवाश्रिताः ।
ब्रह्माद्यास्तारतम्येन
भवन्त्यानंदिनोऽखिलाः ॥

તે પૂર્ણ આનંદ પયોધિ માંહીંના,
બિન્દુ જને[7] આશ્રય[8] જે રહ્યા[9] બધા,
બ્રહ્માદિ ન્યૂનાધિકતા વડે જ તે,
આનંદ વાળા થઇ રે'તા પ્રિને.[10] ૫૭

तद्युक्त मखिलं वस्तु
व्यवहार तदन्वितः ।

ને તેહથી[11] યુક્ત બધીય[12] વસ્તુ છે,
વેવાર સર્વે પણ છે તદાશ્રયે,[13]

---

૧ દેખવા યોગ્ય. ૨ આસપાસ. ૩ સ્વર્ગાદિકને વિષે. ૪ સર્વ પાતાળને વિષે. ૫ નામરૂપ જે જે વસ્તુઓ છે તે તે સર્વ મિથ્યા છે. અસ્તિ, ભાતિ, અને, પ્રિયરૂપ આત્મા છે તેજ સત્ય છે, એવું. ૬ વિકારથી રહિત. ૭ બ્રહ્માનંદરૂપી પૂર્ણ સમુદ્રમાના આનંદના એક બિંદુ જ માત્રને ૮ આશ્રયે. ૯ રહેલા છે. ૧૦ અર્થાત્ બ્રહ્માનંદમય પરિપૂર્ણ જે સમુદ્ર છે તેનો એક લેશ ( લવ-બિંદુ ) માત્ર આનંદ બ્રહ્મામાં છે, ને તેટલા આનંદથી પણ બ્રહ્મા જાણે પૂર્ણ આનંદી હોય તેવા જણાય છે ( વળી બ્રહ્મા કરતાં સો ગણો ઓછો આનંદ બૃહસ્પતિમાં છે, બૃહસ્પતિથી સોગણો ઓછો આનંદ ઇંદ્રમાં છે, ઇંદ્રથી સોગણો ઓછો આનંદ બીજા દેવોમાં, દેવોથી સોગણો ઓછો પિતૃઓમાં, તેમનાથી સોગણો ઓછો, કર્મ પિતૃઓમાં, તેમનાથી સોગણો ઓછો દેવ ગાંધર્વમાં, અને તેથી સોગણો ઓછો આનંદ ચાવર્તિ રાજામાં છે. એ રીતે સોમાં ઓછો ઓછો આનંદ છે, અને તે બ્રહ્માનંદના મહાસાગરના એક બિંદુથી સો સોગણો ઓછો છે, તો પણ બધા સદા આનંદી રહે છે. અર્થાત એ બધું પાત્ર પરત્વે છે. એ બધો એક લેશ બ્રહ્માનંદનો પ્રતાપ છે. માટે બ્રહ્માનંદ સમાન બીજો કોઇ આનંદ છે નહિ.

૧૧ આત્માથી. ૧૨ દેહાદિક જે અનાત્મ વસ્તુઓ છે તે અર્થાત્ સર્વ અનાત્મ વસ્તુઓ પણ આત્માથી [illegible]

| | |
|---|---|
| तस्मात्सर्वगतं ब्रह्म<br>क्षरे सर्पिरिवाखिले ॥ | ને તેથી સર્વત્રજ[1] વ્યાપ્ત બ્રહ્મ છે,<br>જેવું રહ્યું છે ઘૃત[2] ક્ષીરમાં[3] મધે. ૫૮ |
| अनण्व स्थूलम ह्रस्व<br>मदीर्घमजमव्ययं । | ના સૂક્ષ્મને સ્થૂળ ન, હ્રસ્વયે નથી,<br>ના દીર્ઘ, છે જન્મ રહિત અવ્યયી: |
| अरूप गुण वर्णाख्यं<br>तद्ब्रह्मेत्यवधारयेत् ॥ | ને રૂપ છેના, ગુણવર્ણે હીન છે,[4]<br>તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણજે. ૫૯ |
| यद्भासा भासतेर्कादि<br>र्भास्यैर्यत्तुन भास्यते । | જેના પ્રકાસે રવિ આદિ[5] ભાસતું,[6]<br>બીજા[7] પ્રકાશોથી ન જે પ્રકાસતું; |
| येन सर्व मिदं भाति<br>तद्ब्रह्मेत्य वधारयेत् ॥ | જેને લીધે આ સકુ[8] ભાસી છે રહ્યું,<br>તે બ્રહ્મ છે નિશ્ચય એમ જાણવું. ૬૦ |

## उन्नति शिखरे कोइ विरलनी स्थिति होय छे.

( ચિદાકાશ વિણ કોઇ અન્ય નથી, એ લય. )

ઉન્નતિ કેરા ગિરિ શૃંગ પર વિરલ કોઇ રાજે,
વર્ષ કોટિ વહી જાય તોય મથ ગવાય તેના આજે; શૃંગ પર૦
મોટે ભાગે તો પરી રહેતા, જીવ પૃથ્વી તલમાં,
સ્વલ્પ યત્ન કરી આવી અટકે. કોઇક મધ્યસ્થળમાં,
વિશ્વ વિરોધી થાય ભલે પણ, સુયત્ન ના ત્યજવો,
એવો આગ્રહ, તેને ખુલ્લો, ઉન્નતિ માર્ગ સમજવો;
પ્રસંગ ચલિત થવાના છોને, અવધિ રહિત આવે,
તો પણ ચલિત ન થાય તેહ, વિજય ધ્વજ ગગન ઉડાવે;—
ભક્તિથી પ્રત્યક્ષ કરી પ્રભુ અનુગ્રહ જે પામે,
ભલે ધરે તે કીટ શરીર પણ, દેવો તેને નામે,—
અથવા પ્રાણાયામ વડે ષટ્ ચક્રોને વેધી,
મુર્ધ્ન વિષે જે સ્થીર થાતો તે, જાય ગગનને ભેદી;—
ઉત્તમ તત્ત્વ વિચાર તણા માર્ગે જે જન જાતો,
તત્ત્વ અનુભવ પામી રહેતો, શિખર વિષે જ સુહાતો;—
જીવન તત્ત્વે ભર્યું દશ દિશમાં, કો વિધિ ઓળખવું,
હસ્ત કરી લે, એ વિધિ તેનું, થાય શિખર પર ચઢવું;—
શિખર ઉપર જઇ રહેતા જેને, સહાયક પરમાત્મા,
સહજે શિખરે સ્થિતિ અનુભવતા, વિશ્વવંદ્ય સમ મહાત્મા—

શ્રી ૩.

છે. તેજ કારણથી તે સર્વ વહેવાર પણ અત્યંત પ્રિય લાગે છે. ૧ ને તેથી સર્વત્ર ( ન્યૂનાધિક ) પ્રિયતા વ્યાપક રહેલ છે. ૨ ઘી - ૩ દૂધમાં ૪ જન્મ રહિતને અવ્યયી છે માટે સૂક્ષ્માદિ નથી. તેમ જ રૂપ, ગુણને વર્ણથી પણ રહિત છે કારણ એ સર્વ ધર્મ જન્મનારને છે. ૫ વહેવારમાં જણાતી સ્વપ્રકાશિત વસ્તુઓ પણ વસ્તુત: જડ છે-અચૈતન્ય છે, માટે તેમાં જે પ્રકાશ છે તે આત્માનો જ છે. ૬ પ્રકાશક છે, ૭ સૂર્યાદિના પ્રકાશથી ૮ આ સર્વ વિશ્વ.



# सुख क्यां छे.

( અનુસંધાન ગયા અંકથી ).



મનુષ્યનું જેવું હૃદય હોય છે તેવુંજ તેનું જીવન હોય છે. અને જેવું જીવન હોય છે તેવીજ તેની સ્થિતિ હોય છે અને તેજ અનુસાર તેને સુખ કે દુઃખનો અનુભવ થાય છે. તેથી મનુષ્યે જો યથાર્થ સુખને મેળવવુંજ હોય તો તેણે પોતાનું હૃદય ઉચ્ચ પ્રકારનું બનાવવું જોઇએ. જે હૃદયમાં હોય છે, તેજ ધીમે ધીમે બહાર આવે છે. હૃદયની કોઇપણ વાત પ્રગટ થયા વિના રહેતી નથી. જે વાત હૃદયમાં છુપાયલી છે. તે વાત પણ થોડે થોડે બહાર આવતી જાય છે. જગતમાં દરેક વસ્તુની ચાર અવસ્થાઓ હોય છે. બીજ વૃક્ષ, પુષ્પ અને ફળ. એ જગતનો નિયમ છે. મનુષ્યના હૃદય અનુસારજ તેના જીવનની અવસ્થા હોય છે. તેના વિચાર અનુસારજ કાર્યરૂપી પુષ્પ નીકળે છે અને તેમાં ચરિત્ર અને ભાગ્યરૂપી ફળ ઉત્પન્ન થાય છે.

મનુષ્યનું જીવન હમેશાં જેવું અંદર હોય છે તેવુંજ બહાર પ્રગટ થાય છે. જે વિચાર હૃદયમાં ઉત્પન્ન થાય છે તેજ વખત આવતાં શબ્દોરૂપે બહાર પ્રગટ થાય છે અને અંતે તેજ કાર્યરૂપે જણાય છે. જેવી રીતે ગુપ્ત ટાંકીમાંથી જળનો ફુવારો બહાર પ્રગટ થાય છે, તેવીજ રીતે મનુષ્યના હૃદયરૂપી ગુપ્ત ગુફામાંથી જીવન ઉત્પન્ન થાય છે. મનુષ્ય હાલ જે સ્થિતિમાં જણાતો હોય, યા તે જે કંઇ કામ કરે છે, તે સર્વ તેના હૃદયમાંથી ઉત્પન્ન થાય છે. અને જે કાંઇ તેને ભવિષ્યમાં મળશે તે પણ તેના હૃદયમાંથીજ ઉત્પન્ન થશે.

શોક અને હર્ષ, દુઃખ અને સુખ, આશા અને ભય, રાગ અને દ્વેષ, જ્ઞાન અને અજ્ઞાન સર્વ હૃદયની-બીનાઓજ છે. બીજી કોઇપણ જગ્યાએ નથી. તે કેવળ મનની અવસ્થાઓજ છે. મનુષ્ય તો માત્ર પોતાના હૃદયનો રક્ષક, પોતાના મનનો નિરીક્ષક અને પોતાના ગઢરૂપી જીવનનો દ્વારપાળ છે આ દશામાં તે ગમે તો સાવધાનીથી શ્રમ કરે કે, ગમે તો અસાવધાનીથી આળસુ બની પડી રહે એ સર્વ તેનાજ હાથમાં છે. બંન્ને માર્ગ ઉઘાડા છે જ્ઞાન અને આનંદના માર્ગને જાણવાની ઇચ્છા હોય તો તેણે પોતાના હૃદયને ઉચ્ચ બનાવવું પોતાના મનને સ્વચ્છ અને પવિત્ર બનાવવું. અને નીચ અને હલકા વિચારોનું સેવન ન કરવું જોઇએ. અને જો તેણે અજ્ઞાન અને દુઃખના માર્ગપરજ જવું હોય તો પછી ભલેને અસાવધાનીથી રહે અને કોઇપણ પ્રકારના નિયમ વિના જીવન વ્યતિત કરે બને વાત દરેક માણસ કરી શકે છે. તેનું જીવન ઉત્તમ પ્રકારનું બનાવવું કે હલકું બનાવવું એ તેના પોતાના ઉપર આધાર છે.

દરેક મનુષ્યે જાણવું જોઇએ કે તેના જીવનનો વિકાશ તેના મન વડેજ થાય છે. અને આ જાણ્યા પછી પરમાનંદનો માર્ગ તેને માટે ઉઘાડો થાય છે, કારણ કે તે પછી તેને જ્ઞાન થાય છે. કે મારામાં મારા મનને વશમાં રાખવાની શક્તિ છે. અને મનને હું મારા ધારવા પ્રમાણે બનાવી શકું છું. અને જો તે પ્રમાણે ચાલે છે તો પછી તેનું જીવન એક સુંદર અને પવિત્ર વસ્તુરૂપ બની જાય છે. અને ધીમે ધીમે તે પોતાની સઘળી વ્યથા અને ચિંતાને પોતાના હૃદયમાંથી બહાર ધકેલી દે છે તેનું સઘળું દુઃખ અને અજ્ઞાન દૂર જતું રહે છે. કારણ કે, પછી તે પોતાના હૃદયમાં તે ન પ્રવેશ કરી જાય તેની બરો-

ભર કોળજી રાખે છે. અને આખરે તેને સુખ, જ્ઞાન, શાંતિ અને આનંદ પ્રાપ્ત થાય છે. સાચું સુખ મેળવવાનો માર્ગ હૃદયમાંજ છે. અને જો હૃદય ઉચ્ચ પ્રકારનું બનેલું હોય છે તો પછી તેને સુખ મેળવવું એ કઠિન જણાતું નથી.

સુખને પ્રાપ્ત કરવાને માટે હૃદયમંદિરમાં પ્રવેશ કરીને ચિત્તવૃત્તિનો નિરોધ કરવાની જરૂર છે. અને તે નિરોધની સિદ્ધિ થતાં હૃદયમંદિરમાં પછી દુઃખ ક્લેશાદિને ઉત્પન્ન કરનાર કામ, ક્રોધાદિ વાસનાઓનો પ્રવેશ થઇ શકતો નથી. સુખમય જીવન ગાળવાને માટે આજ ઉત્તમ રસ્તો છે. જ્યારે ઉત્કૃષ્ટ અવસ્થા પ્રાપ્ત થઇ જાય છે. ત્યારે જીવન આનંદમય થઇ જાય છે. એવા મનુષ્યો હમેશાં સુખનો ભોગ કર્યા કરે છે. અને બાહ્ય દુઃખ અને કષ્ટ, કે જેને લીધે સાધારણ રીતે મનુષ્યો હંમેશાં દુઃખી રહ્યા કરે છે. તેને તે સુખમાં પલટાવી શકે છે.

જે શાંત ચિત્ત છે, જેનું હૃદય વિશુદ્ધ છે, અને જે દયાવાન છે, તેવા ઉત્કૃષ્ટ ગુણોવાળા મનુષ્યનેજ સુખની પ્રાપ્તિ થઇ શકે છે. ઉત્કૃષ્ટ ગુણો માણસને કેવળ સુખ માર્ગની તરફજ લઇ જાય છે એટલુંજ નહિ, પણ તે સાક્ષાત્ સુખ છે. ઉત્કૃષ્ટ ગુણવાળા મનુષ્યોને માટે દુઃખ એવી કોઇ વસ્તુજ નથી. સુખને માટે સ્વાર્થનો ત્યાગ કરવો પડે છે. કદાચ કોઇ મનુષ્યમાં ગુણ હોય છતાં તે દુઃખી હોય એ કદાચ બની શકે. પણ જેમનામાં ઇશ્વરીય ગુણો હોય તેવા મનુષ્યો કદાપિ પણ દુઃખી હોઇ શકતાજ નથી. માનુષી ગુણોમાં કેટલેક અંશે સ્વાર્થ ભળેલો હોય છે, તેથી કદાચ તેને દુઃખ જણાઇ શકે છે, પરંતુ ઇશ્વરીય ગુણોમાં તો સ્વાર્થની ગંધ પણ બિલકુલ હોતી નથી અને તેથી તેને દુઃખ પડી શકતુંજ નથી. મનુષ્ય બીજાઓની સાથે લડાઇમાં જીત મેળવી શકવાને માટે કે પોતાનું રક્ષણ કરવાને માટે ભલેને સિંહ જેવી શક્તિ અને વીરતાને પ્રાપ્ત કરે. તોપણ તેનામાં એટલી શક્તિ હોવા છતાં પણ તેને સુખ મળી શકતું નથી. કારણકે તેની શક્તિ તો માનુષી છે. પરંતુ જે મનુષ્યમાં ઇશ્વરીય ગુણ છે, જેની શક્તિ ઇશ્વરીય છે. તે કઠિનથી કઠિન આપત્તિના વખતે પણ સુખી રહી શકે છે. અને કદાચ કોઇ તેના ઉપર આક્રમણ કરે છે તો પણ તે શાંત અને સરલ સ્વભાવનો રહી શકે છે. એટલુંજ નહીં પરંતુ તે પોતાના ઉપર આક્રમણ કરનારાના હૃદયમાંના ક્રુર ભાવને પણ બદલાવી શકે છે. આથી ઉત્કૃષ્ટ ઇશ્વરીય ગુણોને ધારણ કરવા એ પરમાનંદ અને સુખને મેળવવાનો સરળ રસ્તો છે.

પ્રાણીમાત્ર પ્રતિ પ્રેમ રાખવો, તેમના પ્રતિ નિષ્પક્ષ ભાવ રાખવો, સ્વાર્થને તિલાંજલી આપી અત્યંત નમ્રતા રાખવી, મન અને શરીરને અત્યંત વિશુદ્ધ અને પવિત્ર રાખવું, કોઇપણ પ્રકારના ખરાબ વિચારોને મનમાં સ્થાન ન આપવું અને તેની કલ્પના પણ ન કરવી, કઠિનમાં કઠિન આપત્તિમાં ધૈર્ય અને સંતોષ રાખવો, મનને હમેશ શાંત રાખવું, ગમે તેવું ક્રોધ કે ક્લેશ જનક કારણ બને. તો પણ તેવી દશામાં પણ પોતાના હૃદયમાં અશાંતિનો પ્રવેશ ન થવા દેવો, અન્યનું ભલું કરવાનો ભાવ રાખવો, અન્યનું અશુભ કરવાનો સ્વપ્ને પણ ખ્યાલ ન રાખવો. પ્રાણીમાત્ર પ્રતિ દયા અને કરૂણા રાખવી, તેમના દુઃખોને દુર કરવા યત્ન કરવા, નિર્બળ અને અનાથને મદદ કરવી, સર્વ પ્રાણીપ્રતિ અપરિમિત પ્રેમ અને સહાનુભૂતિ રાખવાં, તેમના સુખે સુખી, અને દુઃખે દુઃખી બનવું. જેઓ સુખી હોય તેમના હર્ષથી હર્ષિત થવું અને જે જીવો દુઃખી છે તેમને મદદ આપવી, દરેક વાતમાં શાંતિ રાખવી કદીપણ અપ્રસન્ન ન થવું એ સર્વ ઇશ્વરીય ગુણો છે. તેને ધારણ કરવાથી મનુષ્યને પછી સુખ શોધવા જવાનું રહેતુંજ નથી મતલબ કે સુખ તો પછી આપોઆપ તેમને મળીજ શકે છે. આ ગુણોને પ્રાપ્ત કરવા એજ સત્ય અને ઇશ્વરીય માર્ગને ગ્રહણ કરવા તુલ્ય છે.

જે મનુષ્યે આ ગુણોને પ્રાપ્ત કરીને પોતાના મનને પોતે વશ કરી લીધું હોય છે તેઓ સદા પાપ પુણ્યને શોકથી, દુઃખ અને સંતાપથી, ક્લેશ અને આપત્તિથી સુરક્ષિત રહે છે. અને આ પરમ પવિત્ર આનંદ અને અક્ષય અનંત સુખમાં મગ્ન રહે છે કે જેની સ્વાર્થી મનુષ્યો કલ્પના પણ કરી શકતાં નથી. આવા જ્ઞાની મહાપુરૂષોએ વાસનાનો બિલકુલ ત્યાગજ કરેલો હોય છે. અને હંમેશને માટે શાંતિ પ્રાપ્ત કરી લીધી છે. જેવી રીતે તોફાનના વખતે સમુદ્રની મોટી મોટી ભયંકર છોળો પણ મેરૂ પર્વતને ગમ-

ટાળી શકતી નથી તેવી રીતે આવા મહાપુરૂષોનાં હૃદય પણ વાસનાઓથી ચલાયમાન થતાં નથી તે તે હંમેશાં પ્રસન્નચિત્તવાળા અને શાંત હૃદયવાળા રહે છે અને અક્ષય અનંત સુખનો ઉપભોગ કર્યા કરે છે

મનુષ્યના સુખ અને શાંતિનો નાસ કરી તેને દુ:ખમાં ગબડાવી પાડનાર તેની વાસનાઓ છે. જ્યાં વાસના છે ત્યાં શાંતિ હોતી નથી. વાસના અને શાંતિ બને એક સાથે રહી શકતાં નથી જે મનુષ્યો સુખ અને શાંતિને ધ્રુચ્છે છે તેમણે વાસનાનો ત્યાગ કરવોજ પડે છે. જો કે આપણે શાંતિ મેળવવા માટે, સ્વર્ગીય સુખ મેળવવા માટે અને આનંદની પ્રાપ્તિને માટે વાતો કર્યા કરીએ, છીએ પરંતુ વાસનાથી ઉત્પન્ન થતા નજીવા ઝઘડા ટંટાથી મુક્ત થઇ શકતા નથી. એ અજ્ઞાનતા છે. શાંતિ અને દુઃખકર રાગદ્વેષ બંનેનો એક સાથે મનુષ્યના હૃદયમાં વાસ થતો નથી; જ્યાં તેમાં એકનું રહેઠાણ છે ત્યાં બીજું એની મેળેજ જતું રહે છે. જે મનુષ્ય બીજાઓને તુચ્છ દૃષ્ટિથી જુવે છે ત્યાં બીજાઓ પણ તેને તુચ્છ દૃષ્ટિએ જુવે છે.

નિઃસંદેહ તે મનુષ્ય વીર છે કે જે બીજાઓના પર વિજય પ્રાપ્ત કરી શકે છે, પરંતુ જે સાચા વીર પોતે પોતાને વશમાં રાખી શકે છે અને જે પોતાના ઉપર વિજય મેળવી શકે છે તેમના જેવા વીર તે હોતા નથી. બીજાઓના ઉપર વિજય મેળવતારાનો પરાજય થવાનો સંભવ છે, પણ જેમણે પોતાની ઇંદ્રિયોને વશ કરી લીધી હોય છે. અને પોતાના ઉપર વિજય મેળવી લીધેલો હોય છે તેઓનો કદાપી પણ પરાજય થઇ શકતો નથી.

પૂર્ણ અને પરમ શાંતિ, સુખ અને આનંદ મેળવવાને માટે પોતાના ઉપર વિજય મેળવવાની દરેક માણસને ખાસ અગત્ય છે. જે મનુષ્યો સંસારની બાહ્ય વસ્તુઓના ઘોર યુદ્ધનો ત્યાગ કરવાની પરમ આવશ્યકતાને સમજતા નથી તેઓ પરમશાંતિ કે સુખને મેળવી શકતા નથી. સંસારમાં શત્રુ એ મનુષ્યની અંદર-છે. પણ બહાર નથી, તેનાજ અશુભ વિચાર એ અશાંતિ અને વ્યગ્રતાના કારણરૂપ છે અને તેનીજ અપવિત્ર વાસનાઓ તેમની તથા સંસારની શાંતિનો ભંગ કરનારી છે.

જે મનુષ્યે કામ, ક્રોધ, દ્વેષ, અહંકાર, સ્વાર્થ અને લોભને જીતી લીધા છે તેઓએ સંસારને પણ જીતી લીધો છે,એમ સમજવું શાંતિ અને સુખના તે શત્રુઓ છે,અને તેમને નષ્ટ કરવાથી શાંતિ મળી શકે છે.

જે મનુષ્યને જોર જુલમથી વશ કરવામાં આવે છે, તે મનુષ્ય ખરા દિલથી વશ થતા નથી પરંતુ તે પ્રથમ કરતાં કદાચ વધુ શત્રુતા રાખે છે. પરંતુ જે મનુષ્યને શાંતિથી વશ કરવામાં આવે છે તે ખરા દીલથી વશ થઇ જાય છે. પછી તે શત્રુને બદલે મિત્ર બની જાય છે. જોર અને દબાણ, જ્યારે વાસનાઓ પર અસર કરે છે, ત્યારે પ્રેમ અને શાંતિ અંતઃકરણને સુધારી શકે છે કોઇપણ મનુષ્યને વશ કરવાને માટે જેટલો તેના પ્રતિ સ્નેહ અને પ્રેમ દર્શાવવામાં આવે છે, તે પ્રમાણમાં તે આપણો આજ્ઞા પાલક બની શકે છે.

પવિત્ર અને બુદ્ધિમાન મનુષ્યોના હૃદયમાં શાંતિ હોય છે. તે તેના કાર્યથી જણાઈ આવે છે તેનો તે પોતાના જીવનમા ઉપયોગ કરે છે તેનામાં ઘણીજ વધુ શક્તિ હોય છે. જ્યાં શારીરિક બળથી કામ થઇ શકતુ નથી ત્યાં તે કામ કરી શકે છે જ્યારે મનુષ્યમાં યથાર્થ શાંતિ પ્રાપ્ત થાય છે, તેનું જ્ઞાન થઇ જાય છે અને તે વ્યવહારમાં આવવા લાગે છે, ત્યાં શોક અને પશ્ચાતાપ, પાપ અને નિરાશા, લોભ અને સ્વાર્થ, ઇર્ષ્યા અને મનના સંપૂર્ણ કલેશ, એ સર્વે સ્વાર્થરૂપી ઉંડા કુવામાં પડી રહે છે. જ્યાંથી તે આગળ આવી શકતાં નથી. શાંત મનુષ્યનામાં ઇશ્વરીય આનંદનો દેદીપ્યમાન પ્રકાશ,ઇશ્વરીય પ્રકાશથી પ્રકાશિત રહે છે. તે વાસના અને દુર્ગુણોમાંથી બહાર નીકળી શાંતિના પરમ પવિત્ર વિશાળ મંદિરમાં પહોંચી શકે છે. જ્યાં સર્વ પ્રકારનાં સુખ તેને મળી શકે છે આ સ્થાનમાં વાસનાઓનો સદા અભાવ છે માન અને અહંકારનો નાસ થઈને તેનું જ્ઞાન અને બળ અનંત થઇ જાય છે.

જેથી દરેક મનુષ્યે સુખ, શાંતિ અને આનંદને માટે પોતાના હૃદયની શાંતિને પ્રથમ મેળવવી જોઇએ. શાંતિ મળવાથીજ તેની પાછળ પાછળ સુખ અને આનંદ તણાઇ આવશે ગમે તેવું અશુભમેલું કે કલેશ ઉત્પન્ન કરાવનારૂં કાર્ય બને તોપણ પોતાના હૃદયની શાંતિનો ભંગ થવા ન દેવો એ તેનું કર્તવ્ય છે.

# श्री स्वामी विशुद्धानंदनुं चरित्र.

( ગયા અંકના પૃ. ૧૯૭ થી ચાલુ )

## પ્રકરણ ૫ મું.

### સ્વામીજીનું કેદ થવું.

એકજ વખતે વરસાદનાં ટીપાં જુદી જુદી જગ્યાએ પડવાથી જુદા જુદા પ્રકારના ગુણને પેદા કરે છે, એકજ પ્રકારનાં બી હોય છે પણ જમીનના ગુણદોષને લીધે જુદી જુદી જાતના ફળને પ્રગટાવે છે. સ્વામી વિશુદ્ધાનંદ અને બંને નવાબજાદા જો કે એક સાથે કળાકૌશલ્યનું જ્ઞાન મેળવતા હતા,અને શિક્ષણ આપનાર પણ પોતાના કાર્યમાં નિપુણ હતા છતાં સ્વામીજી પોતાની બુદ્ધિ વૈભવથી ઘણીજ જલદીથી શિક્ષણનો મર્મ સમજી જતા હતા ત્યારે નવાબજાદા ઘણો યત્ન કરવા છતાં પણ તેમના જેટલું જ્ઞાન પ્રાપ્ત કરી શકતા નહોતા. તેમને જેટલો સ્વામીજીની બુદ્ધિની પ્રખરતાનો ખેદ થતો હતો. તેટલો પોતાની બુદ્ધિની દુર્બળતા માટે થતો નહોતો. શસ્ત્ર પરીક્ષા વખતે સ્વામીજીનું નિશાન જેમ લક્ષ્ય સ્થાનને ચુકતું નહિં, તેવીજ રીતે ઘોડદોડની વખતે તેમનો સાધારણ ઘોડો પણ, નવાબજાદાના, કિંમતી ઘોડાની આગળ નીકળી જતો. કોટ કે ખાઈને કુદી જવું એ એક સાધારણ વાત હતી. પટા ખેલવામાં તેમજ તીરંદાજીમાં પણ પોતે નિપુણ થઇ ગયા હતા. તેમની આ નિપુણતા તેમના બરોબરીયા મિત્ર નવાબજાદા અબ્બરહુસેનના દ્વેષને પાત્ર થઇ પડી. ગમે તેમ કરીને પણ વિશુદ્ધાનંદને હલકા પાડવાનો તેનો વિચાર થયો. અને તેમનાં છિદ્રો જોવા લાગ્યો પારકી સંપત્તિના ઉત્કર્ષથી હલકા મનુષ્યોને દુ:ખ ઉત્પન્ન થાય છે, આવાં ઘણાં દૃષ્ટાંતો જણાઈ આવે છે. તેણે પોતાના મોટા ભાઇ મેહદીહુસેનને પણ પોતાના પક્ષમાં લેવાને પ્રયત્ન કર્યો, પણ ગુણગ્રાહી મેહદીહુસેન તેના અનર્થે ભરેલા વિચારમાં સમ્મત થયો નહીં. એટલુંજ નહીં, પણ તેને ઠપકો આપવામાં પણ તેણે કસર રાખી નહિ. મેહદીહુસેન, સ્વામીજીના ગુણોનું હમેશાં સમ્માન કરતો હતો, અને સ્વામીજીને પોતાના મિત્ર તરીકે સમજતો હતો પરંતુ અબ્બરહુસેનનું આચરણ એથી વિપરિત હતું.

આ વખતે નવાબને તેના એક મિત્રે એક મોટો અને સુંદર અરબી ઘોડો ભેટમાં આપ્યો કે જેનું મૂલ્ય પાંચ હજાર રૂપીયા કરતાં પણ વધુ હતું. જોનાર લોકો તેના સૌંદર્ય અને ગુણોની પ્રશંસા કરતા હતા. નવાબે તેના ઉપર સવાર થઈ પોતાના મનની ઉમેદ પાર પાડવાનું વિચાર્યું, પરંતુ અશ્વની ચપળતા અને તોફાન જોઇને તેને લાગ્યું કે વખતે પાડીનાખે, માટે પ્રથમ તેને ચાબુક સવારને સોંપી સીધો કરાવ્યા પછીજ બેસવું. તેથી તે ઘોડાને ચાબુક સવારને સોંપ્યો.

ઇનામની લાલસાથી ચાબુકસવાર જ્યાં તેના પર સ્વાર થયો ત્યાં તો તે પવન વેગથી દોડયો અને પોતાના સવારને એક ખાડામાં જઇને નાખી દીધો પણ તેના સારા નસીબે તે જીવતો રહ્યો. ઘોડાને સ્વામી વિશુદ્ધાનંદજીની સહાયતાથી પકડવામાં આવ્યો જ્યારે ચાબુક સવાર ઘોડા ઉપર સવાર થયો હતો ત્યારે, કૌતુક પ્રીય સ્વામી વિશુદ્ધાનંદજી પણ અશ્વારૂઢ થઇ તેની પાછળ ગયા હતા. તેમણે ચાબુક સવારને કહ્યું, મિયાં, જરા ઘોડો મને આપો, પછી જુવો કે તેનું તોફાન મટે છે કે નહીં? હું તેને હમણાં એક ચક્કર ફેરવીનેજ પાણી પાણી બનાવી દઉં છું.ચાબુક સવારે હા કહ્યું કે તરત સ્વામીજી ઘોડાની પીઠપર ચઢી બેઠા, નવાબજાદા અબ્બરહુસેન તેટલામાં ત્યાં આવ્યો અને જોયું તો બરાબર નવા ઘોડાને ચક્કરમાં ... કરે છે. તે તોફાની ઘોડો જે પહેલાં પોતાના વેગની આગળ વાયુના વેગને પણ તુચ્છ સમજતો

હતો અને સારામાં સારા સવારને પણ પીઠપર ટકવા દેતો નહોતો તે બંસીધરનો ઇસારો પતાંજ લાકડાના પુતળાની ગાફક નાચી રહ્યો હતો. આ જોઇ બખરહુસેનને ઇર્ષા ઉત્પન્ન થઈ,અને નવાબ સાહેબના સવારીના ઘોડપર એક સામાન્ય હિંદુને સવાર થયેલો જોતાં તે સહન કરી શક્યો નહિ.

કોણુ જાણતું હતું કે આ બનાવ સ્વામીજીના જીવન વિશેષ ઘટના બની જશે ? કોણુ જાણતું હતું કે ઘોડાપર સવાર થવું એજ બંસીધરના જગત્પ્રસિદ્ધ સન્યાસના કારણુ રૂપ થઇ પડશે ? કોણુ જાણતું હતું કે બાળક ધ્રુવનો તિરસ્કારજ તેને ઉચ્ચાધિકાર પ્રાપ્ત કરાવશે ? કોણુ જાણતું હતું કે દ્રૌપદીનું હસવું એ મહાભારતના ઘોર યુદ્ધના કારણુરૂપ થઇ પડશે ? કોણે વિચાર્યું હતું કે નિરપરાધ બ્રહ્મણુ-પ્રસિદ્ધ મીમાંસક કુમારિલ ભટ્ટકે જેમણે વૈદિક ધર્મને બૌધ્ધોના હાથમાંથી બચાવ્યો છે. (એક દિવસ તે છુપા વેશમાં બૌધ્ધોની સાથે એકલાજ શાસ્ત્રાર્થ કરી રહ્યા હતા પોતાની તીવ્ર યુક્તિયોથી પ્રતિવાદિયોની યુક્તિ જાણીને છિન્ન ભિન્ન કરી દીધી શાસ્ત્રાર્થમાં કુમારિલને પરાજિત કરવા અસંભવિત જણાયાથી તેમણે તેમને ઉપરથી નીચે ઢકેલી દીધા તે સમજતા હતા કે આટલા ઉંચા મહેલપરથી પાડી નાંખવાથી કુમારિલ મરી જશે, પરંતુ ભગવાનની દયાથી કુમારિલ જીવતા રહ્યા) તેમને ગબડાવી દીધા. એજ વૈદિક ધર્મના અભ્યુત્થાનના હેતુ રૂપ બનશે ? કોણુ જાણતું હતું કે અનાથ રઘુનાથ ( પ્રસિદ્ધ નૈયાયિક પંડિત રઘુનાથ શિરોમણિ એક દુર્દશા ગ્રસ્ત વિધવા બ્રાહ્મણીના પુત્ર હતા, તેમના પિતા તેમનું મુખ જોવાને પણ ભાગ્યશાળી થયા નહોતા તેમની માતા ભીખ માગી લાવીને ગમે તેમ કરી ગુજરાન ચલાવતી હતી. એક દિવસ માતાએ કહ્યું કે બેટા, પાઠશાળાના વિદ્યાર્થીયોની પાસેથી દેવતા માગી લાવો. પાંચ વર્ષના બાળક રઘુનાથે એ પૂછ્યું નહિ કે અગ્નિ કયા પાત્રમાં લાવું. ત્યાં વિદ્યાર્થીએ કહ્યું કે, દેવતા શામાં લઇ જશો ? ત્યારે થોડીવાર વિચાર કર્યા પછી તેમની વિલક્ષણ પ્રતિભાએ તેમને જણાવ્યું કે હાથમાં રેતની પોશ ભરી તે ઉપર દેવતા લેવાથી દઝાશે નહીં. પાઠશાળાના અધ્યાપકે તેમની આવી ચતુરાઇ જોઇને તેમને પોતાની પાસે રાખી લીધા અને એવા પંડિત બનાવ્યા કે તેમના વડે ન્યાય શાસ્ત્રે એક નવું શરીર ધારણુ કરી દીધું ) નું દેવતા માગવો એજ ન્યાય શાસ્ત્રના બુઝાયલા દીપને ફરી પ્રદીપ્ત કરવાના કારણુ રૂપ થશે ? આજ પ્રકારે મહાપુરુષોના જીવન ચરિત્રમાં સાધારણુ બનાવજ તેમના અસાધારણુતામાં વિશેષ કારણુ રૂપ થાય છે. એજ વાત સ્વામી વિશુદ્ધાનંદજીના જીવન ચરિત્રમાં પણુ જણાઇ આવે છે.

અશ્વવિદ્યામાં નિપૂણુ સ્વામીજીએ ઘોડાને ખુબ ચક્કર ફેરવ્યા તેના શરીરમાંથી જ્યાં પરસેવાના ઝેરે છુટ્યા કે તેની ચપળતા જવા માંડી અને તોફાન બંધ પડ્યું. જ્યારે તેમને લાગ્યું કે હવે ઘો તોફાન કરશે નહીં ત્યારે તેને ચાબુક સવારને સોંપી દીધો. તે પછી ચાબુક સવાર તેને નવાબ સાહેબના અશ્વ શાળામાં લઇ ગયો. અને તેની સેવા ચાકરી કરી ઘાસ દાણો પણ ખવરાવ્યો. પરંતુ અકસ્માત રાત્રે ઘોડો માંદો થયો અને થોડીજ વારમાં તે મરી ગયો. ઘોડો મરી જવાથી નવાબ સાહેબને ઘણુંજ દુઃખ થયું. તેમણે તપાસ કરી કે તે શાથી મરી ગયો ? તેમાં કોઇએ કહ્યું કે તેને કોઇ ઝેરી જનાવર કરડ્યું હશે, કોઇએ કહ્યું કે જંગલી ઘાસમાં કોઇ ઝેરી છોડ ખાવામાં આવ્યો હશે કોઇએ કહ્યું કે તેમાં ચાબુક સવારનો દોષ હશે, પણુ છેવટે બખરહુસેને કહ્યું કે સઘળો દોષ બંશીધરનો છે. તપાસ કરતાં જણાયું કે તેનાપર બંશીધરજ સવાર થઇને તેને ખુબ ચક્કર ફેરવતા હતા. સત્યવાદી બંશીધરને બોલાવી તેમને પૂછતાં તેમણે તે વાત કબુલ કરી, પણુ કહ્યું ઘોડો મરી જવાનો દોષ મારે માથે નથી, જો ઘોડો દાણોપાણી ન લીધુ હોત તો કદાચિત હું દોષિ ઠરત પણુ જ્યારે તેણે દાણો પાણી બરોબર લીધો છે. અને માંડા સુધી સાજો હતો, છતાં અકસ્માત તેનું મરણુ થયું તેમાં મને અપરાધી ઠરાવવો એ ભૂલ છે. સ્વામીજીની આ વાત ઉપર ધ્યાન આપવામાં આવ્યું. અને બખરહુસેનના આગ્રહથી તેમને અપરાધી ઠરાવી, હાથમાં હાથકડી નાંખીને કેદીની માફક જેલમાં પુરી દીધા.

આ વખતે સ્વામીજીના મામા સખસુખરામ ઘેર નહોતા પણુ કાંઇ સરકારી કામને માટે હૈદ્રાબાદ ગયા હતા. બંશીધરને કેદખાનામાં પુરી દેવાની વૃદ્ધ નવાબ મોહનાશાહની ઇચ્છા નહોતી, પણ થોડો ભય

ખર્તાવી તેમને પછીથી છોડી દેવાની ઇચ્છા હતી. પણ અખરહુસેને તેમને છોડ્યા નહીં. અને તે જ્યાં સુધી તેમના મામાને ઘેર આવ્યા નહીં, ત્યાં સુધી બંસીધર હજુ કેદમાંજ છે તે વાત નવાબ સાહેબના જાણવામાં પણ ન આવી. સ્વામીજી નવાબસાહેબને પોતાના મુરબ્બી સમજતા હતા. અખરહુસેન અને પોતે એકજ પ્રકારના મનુષ્ય છે એમ એ જાણતા હતા પણ આ બનાવથી તેમનાં નેત્ર ઉઘડ્યાં. અને સમજવામાં આવ્યું કે, રાજપુત્ર અને પ્રજામાં એક મોટો ભેદ છે. જે સ્નેહમાં પક્ષપાત છે, જ્યાં આ પ્રકારની જુદાઇ છે ત્યાં સ્નેહ નથી, સંસારમાં સર્વ લોક સ્વાર્થ પરાયણ છે. તેમનો સ્નેહ સ્વાર્થથી ભરેલો છે, જ્યાં સુધી સ્વાર્થ છે ત્યાં સુધીજ પ્રેમ છે એવા પ્રેમિઓની પ્રીતિમાં ફસાવું એ બુદ્ધિમાનનું કામ નથી.

આખા દિવસના ભૂખ્યા સ્વામીજી જેમ જેમ પોતાની દશા ઉપર પશ્ચાતાપ કરતા હતા તેમ તેમ તેમની મર્મવેદના વધતી જતી હતી. તેમની દૃષ્ટિમાં સંસારનો ત્યાગ કરી અને એક માત્ર જગદીશ્વરનાજ ચરણારવિંદની સેવા કરવી એજ યોગ્ય જણાયું આ વખતે ધ્રુવ, પ્રલ્હાદ વિગેરેનાં પૌરાણિક ઉપાખ્યાન કે જે તેમણે ભટજી પાસેથી ઘણીવાર સંભળ્યાં હતાં. તે યાદ આવ્યાં. અને તેથી તેમના ગભરાયલા મનને ઘણીજ ધીરજ આવી.

બીજે દિવસે સબસુખરામે આવીને તેમને છોડાવ્યા નવાબસાહેબે આ બનાવ બનવાથી દિલગીરી જણાવી. અખરહુસેન ઘણોજ શરમાયો પણ આ કૃત્રિમ શિષ્ટાચારથી સ્વામીજીના મનમાં કાંઇપણ સંતોષ થયો નહિં, સબસુખરામને પણ આથી ઘણો ખેદ થયો, પણ સંતોષ માન્યા સિવાય છુટકોજ નહોતો.

સ્વામીજી કેદમાંથી છુટા થઇને પોતાને ઘેર જતાં ભટજીને ઘેર ગયા, પણ તે મળ્યા નહિં. તેજ દિવસે વૃદ્ધ મહાત્મા ભટજીએ અચાનક દેહ ત્યાગ કર્યો હતો. ભટજીના મરણથી તેમને ઘણોજ ખેદ થયો એમને પોતાના બાપના મરવાથી જેટલું નહોતું લાગ્યું, તેટલું પોતાના કૃપાળુ શિક્ષકના મરવાથી લાગી આવ્યું અને ચોધાર અશ્રુ જવા લાગ્યાં.

કલ્યાણીમાં તેમના મકાનથી થોડે દુર એક “ મહાદેવ વાવડી ” હતી. વાવ ઉપર મહાદેવજીનું મંદિર હતું. એથી તેનું નામ મહાદેવ વાવડી પડ્યું હતું. તેનું પાણી ઉત્તમ હતું. આજુબાજુનાં વૃક્ષોની છાયાથી ત્યાંનો દેખાવ મનોહર લાગતો હતો. ભટજીના સ્થાનપરથી સ્વામીજી ત્યાં ગયા જો કે તે આખ દિવસ અને રાતના ભૂખ્યા અને તરસ્યા હતા, અને તેમને ઘેર લઇ જવાને સબસુખરામે ઘણો આગ્રહ કર્યો પરંતુ વિધાતાએ તેમનો એ મનોરથ પૂર્ણ ન કર્યો વાવડીપર આવીને પોતે સ્નાન કર્યું અને પોતાન સંતપ્ત હૃદયને શીતળ કર્યું.

આ વખતે ત્રણ ચાર ઘડી રાત ગઇ હતી. શીતલ, મંદ અને સુગંધિત વાયુ આ વખતે વાતો હતો આ વખતે સ્વામી વિશુદ્ધાનંદ સ્થિર દૃષ્ટિથી એક તરફ વૃક્ષની ઘટામાં કાંઇક જોઇ રહ્યા હતા. થોડી વારે તેમને જણાયું કે જેમના પાસે માત્ર કૌપીન એકલુંજ પાસે હતું તેવા એક હૃષ્ટ પુષ્ટ સંન્યાસી ગાતા ગાતા તેમના તરફ આવવા લાગ્યા. આ ગીતને તે ધ્યાનપૂર્વક સાંભળવા લાગ્યા—

હરિસે લગા રહો રે ભાઇ,
તેરી બનત, બનત, બન જાઇ;—હરિસે૦
દૌલત દુનિયાં માલ ખજાના, બનિયાં બૈલ ચરાઇ,
એક વાતસે ઠંડા પડ ગયા, ખોજ ખબર ના પાઇ, હરિસે૦
ખાસી ભક્તિ કરે ઘટ ભીતર, છોડ કપટ ચતુરાઇ,
સેવા બન્ધન અરૂ અધિનતા, સહજ મિલે રઘુરાઇ હરિસે૦

અપૂર્ણ.

# व्यापार धंधामां विजय मेळववा माटे संकल्पनो उपयोग.

( અનુસંધાન ગયા માસના પાન ૯૧ થી ),



આખા બ્રહ્માંડમાં બળવાનમાં બળવાન વસ્તુ વિચાર છે; અને ઇચ્છા એજ મનુષ્ય છે. તેમ આપણું મન એ એક લોહચુંબક જેવું છે. જેમ લોહચુંબક લોઢાને પોતાના પ્રતિ આકર્ષિત કરી શકે છે. તેમ જો આપણે આપણા મનનો લોહચુંબક તરીકે ઉપયોગ કરતાં શીખીએ - તો પછી તેનો યોગ્ય પ્રયત્ન થતાં પ્રકૃતિના સાર્વભૌમ ભંડારમાંથી આપણી સર્વ ઇચ્છિત વસ્તુઓ આપણા પ્રતિ ખેંચાઇ આવે છે. માત્ર આપણે તેનો યોગ્ય ઉપયોગ કરતાં શીખવું જોઇએ. મનુષ્યે પોતાના મનના આ પ્રકારના સામર્થ્ય પ્રતિ પૂર્ણ વિશ્વાસ રાખવો જોઇએ. અને આપણે જે કરવાને ઇચ્છતા હોઇએ તે કરવાનું આપણામાં સામર્થ્ય છેજ એ પ્રકારની દ્રઢ શ્રદ્ધા આપણા આત્મ સામર્થ્યને માટે હોવી જોઇએ. અને તેમાં કદાચિત પણ ભય કે સંદેહનો પ્રવેશ થવા દેવો ન જોઇએ જે માણસે પોતાના ઉદ્યોગ ધંધામાં વિજય મેળવવો હોય તેમણે કદાપિ પણ તેમાં નિરૂત્સાહના, ચાયના, કે શંકાના વિચારોનો પ્રવેશ થવા નજ દેવો જોઇએ. તે કામ કરવાની આપણામાં યોગ્યતા છેજ, તે કામ કરવાનું આપણામાં પૂર્ણ સામર્થ્ય છેજ અને કામ સિદ્ધ થવુંજ જોઇએ, એવા વિચારો રાખવા. ધારેલા ધંધામાંથી અમુક ટાઇમમાં અમુક લાભનો થવોજ જોઇએ અને તે થશેજ એ પ્રકારની પૂર્ણ શ્રદ્ધા રાખવી જોઇએ. પછી કોઇ ગમે તે કહે પણ તે ઉપર ધ્યાન ન આપતાં એમ નક્કીજ માન્યા કરવું કે અમુક વખતમાં તો અમુક ઉત્પન્ન થવુંજ જોઇએ. અને જ્યાં આ પ્રકારનો તમારો દ્રઢ નિશ્ચય બંધાઇ ગયો કે પછી એમ નક્કીજ સમજજો કે ધન મળવું એ હવે બિલકુલ અસંભવિત નથી. સર્વ સ્થાનેથી ધન તમારા પ્રતિ આકર્ષાઇ આવવાનુંજ અને તેનાં દ્વાર એને મેળેજ આપો આપ ખુલ્લાં થઇ જવાનાં. તમારે જેટલા ધનની જરૂર હોય કે જે પ્રકારનો લાભ મેળવવાની ઇચ્છા હોય તેનું એક માનસિક કલ્પનામય ચિત્ર કલ્પવું અને પછી પોતાના સામર્થ્યમાં પૂર્ણ શ્રદ્ધા રાખી, તે ધન કે લાભ તમને મળવાનોજ. એ પ્રકારના દ્રઢ વિચારને વળગી રહો અને તે મળવાની પૂર્ણ આશા રાખો. આ વખતે જો કે તમારી પાસે કોઇ સાધન નહોય અથવા કયા માર્ગે થઇને તે ધન મળશે, એ તમારા જાણવામાં નહોય તો ચિંતા નહિં. તમારે તો માત્ર પૂર્ણ શ્રદ્ધા પૂર્વક આશા રાખવાની છે. જેમ નદીનો ધોધ પડે છે અથવા વરસાદનું પાણી પડે છે. તેને જવાનો માર્ગ તે આપો આપ ખાડા ટેકરાને સીધા દોર બનાવીને કરી લે છે. અને સમુદ્ર પ્રતિ વહ્યાં કરે છે તેવી રીતે તમારી શ્રદ્ધા અને તિવ્ર ઇચ્છા એ તમને ધન મેળવી આપનાર માર્ગોને ખોલી દેશે. અને ધન મળી શકે તેવા હજારો માર્ગ તમને બતાવી દેશે. માત્ર તમારે તો તેમાં ભય કે સંશય રહિત થઇને સ્થિર ચિત્તે તેના પ્રતિ ધ્યાન રાખવાનું છે. અને જ્યાં તમે આ પ્રકારે તેના પ્રતિ એકાગ્ર થાવ છો, અને તેમાં શંકાનો પ્રવેશ થવા દેતા નથી, ત્યાં ધન તમારા પ્રતિ આકર્ષાઇ આવે છે. અને તમારા ઉદ્યોગ ધંધામાં ધારેલો વિજય તમે મેળવી શકો છો. માત્ર તમારે તમારો અંતરાત્મા તમને સ્ફુરાવે તે માર્ગે પ્રયત્ન કરવાનો છે. જો ઇચ્છા શક્તિ ઉપર તમારી દ્રઢ શ્રદ્ધા હશે, અને તમને પૂર્ણ વિશ્વાસ હશે કે તે તમારૂં કાર્ય સિદ્ધ કરી શકશેજ, તો જરૂર તમને ધારેલો લાભ કે ઇચ્છા હશે તેટલું ધન ધારેલા વખતમાં મળવાનુંજ. તમારા આ પ્રકારનો નિશ્ચય જ્યાં સુધી દ્રઢ હશે, ત્યાં સુધી તમારી આવક ધાર્યા પ્રમાણેજ રહેવાની. પણ જ્યાં તેમાં જરાપણ શંકા પેઠી કે જરૂર તેમાં નિષ્ફળતા મળવાનીજ.

જે માણસોને ધનવાન થવું હોય યા પોતાના ધંધામાં ધારેલો લાભ મેળવવો હોય તેમણે કેટલાક ઉત્તમ ગુણોને ધારણ કરવાની પણ જરૂર હોય છે.

તમારે સર્વોત્કૃષ્ટ પદાર્થ મેળવવાજ હોય તો પછી તમારી ઉત્તમમાં ઉત્તમ વસ્તુ બીજાને આપવાને માટે જરાપણ શંકા રાખવી નહીં. હંમેશાં તમારે ઉદાર રહેવું. કૃપણતા એ દરિદ્રતાનું ચિન્હ છે. જ્યાં ઉદારતા હોય છે ત્યાંજ લક્ષ્મિ હોય છે. ધર્મ કાર્યોમાં કે દાન આપવામાં, ગરીબોને સહાય આપવામાં વિદ્યાદાન આપવામાં, અન્નવસ્ત્ર વિનાના અનાથોને અન્નવસ્ત્ર આપવાને જરાપણ સંકોચ ધરશો નહિ. પરંતુ તમારે તમારૂં દીલ ઉદાર રાખવું. ઇશ્વર તમને આપે છે-તો તમારે અન્યને આપવુંજ. જો આ પ્રકારનો ઉદાર ભાવ તમે ધારણ કરી શકશો અને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ કોઇને આપવી પડે તો તે પણ સંકોચ વિના આપી શકશો તો સમજવું કે તમે ધનવાન થવાનાજ. ઉડાઉપણું અને ઉદારતામાં ઘણો ફેર છે,

કેટલાક આ વાંચી કદાચ એ આક્ષેપ કરશે કે શું અમારે અમારી પાસે હોય તે ઉડાવી દેવું ! નહીં. ઉડાઉપણું એ ધનની હાનિ કરનાર છે પણ ઉદારપણું તેતો આવકમાં વધારો કરી આપનાર છે. મોજ શોખની વસ્તુઓમાં ગમે તેમ પૈસા બ્હોળે હાથે ઉડાવી દેવા એનું નામ ઉદારતા નથી પણ ઉડાઉપણું છે. માટે તમારે તેવા ઉડાઉ થવાનું નથી પણ ઉદાર થવાની જરૂર છે. તમારે તમારી સ્થિતીના પ્રમાણમાં ઉદારતાને ધારણ કરવાની છે. અને અન્યને સહાય આપવામાં જ્યાં તમે જરાપણ સંકોચાતા નથી, ત્યાં તમારી ખરી ઉદારતા છે. અને આ પ્રકારનો ભાવ જ્યાં તમે ધારણ કરો છો ત્યાં પછી તમને દ્રવ્યનો જરા પણ સંકોચ જણાતો નથી, કારણ કે તે હજાર રસ્તેથી તમારી પાસે આવીજ રહે છે દ્રવ્ય જ્યાં તેનો સદુપયોગ થાય છે ત્યાં આકર્ષાઇ આવે છે. તેનો સદુપયોગ કરતાં શીખો કે તુરત તમારા પ્રતિ દ્રવ્ય એની મેળેજ આકર્ષાઇ આવવાનુંજ.

તમારે તમારા રક્ષક તરીકે સર્વ શક્તિસંપન્ન પરમાત્માનો આશરો લેવાની જરૂર છે, અને જ્યાં પરમાત્માજ તમારૂં રક્ષણ કરનાર છે ત્યાં પછી તમારે કોઇનો ભય રાખવાની જરૂર નથી પરમાત્મા નિર્ભય સ્વરૂપ છે. તે તમને નિર્ભય બનાવશે અને તમારા યોગ અને ક્ષેમનું વહન કરશેજ. તમારો સઘળો આધાર તમારે પરમાત્મા ઉપર રાખવો.

તમારૂં જીવન તમારા સ્વભાવિક વિચારોને બહાર પ્રકટ કરનાર દર્પણ છે એ યાદ રાખજો. તમે કેવા વિચારને સેવનારા છો, તથા તમે મનમાં કેવા વિચાર કરો છો તે તમારા જીવનનું નિરક્ષણ કરનાર માણસ જાણી શકે છે, જેમ દર્પણમાં મુખ જોવાથી મુખ ઉપરનો ડાઘ આપણે જાણી શકીએ છીએ, તેવી રીતે જો આપણે અશુભ વિચારોનું સેવન કરનારા હોઇશું, તો તે વિચારો ભલેને આપણે ગુપ્ત કરતા હોઇએ તોપણ તે આપણા જીવનનું નિરિક્ષણ કરનારથી છુપા રહી શકતા નથી. માટે હમેશાં શુભ વિચારોનુંજ સેવન કરીને ઉત્તમ જીવન ગાળવું જોઇએ

દરેક માણસે આત્મનિગ્રહ કરવાની જરૂર છે. અને તેને માટે હમેશાં સત્ય બોલવું, અને બોલેલા કે આપેલા વચનને પાળવું. વચનની કીમત ગણતાં શીખો, આજે આમ બોલ્યા, કાલે વળી બીજુંજ બોલ્યા એ અવનતિમાં લઇ જનાર છે. વચનને પાળવાથી આત્મનિગ્રહની શક્તિ વધે છે. અને જેઓ એક વચની હોય છે તેમના ઉપર લોકોની શ્રદ્ધા પણ રહે છે. જો તેઓ વેપાર કરતા હોય છે તો તેમની ઘરાકી વધે છે, કારણ કે જેમજેમ લોકોને તેના એક વચનીપણાની ખાત્રી થતી જશે, તેમતેમ તેઓની તેના પ્રતિ શ્રદ્ધા વધવાની. જેથી તે માલ લેવા બીજે ન જતાં તેને ત્યાંજ જશે, કારણ કે તેમને ખાત્રી પડવાની કે ત્યાં છેતરાવાનો કે ઠગાવાનો ભય નથી. અને તેથી જેમજેમ ઘરાકી વધવાની તેમતેમ આવક પણ વધવાનીજ. આ પ્રકારે એક વચની થવામાં ઘણોજ લાભ સમાયલો છે જેથી માણસ માત્રે એક વચની થવું જોઇએ. અને જે કહેવું તે સત્યજ કહેવું. અને જે પ્રમાણે કહેવું તે પ્રમાણે વર્તવું, તેમજ બોલેલું વચન પાળતાં શીખવું જોઇએ. જેમજેમ વચન પાળતાં શીખતા જશે, તેમતેમ તેમની સંકલ્પશક્તિ વધતી જશે અને સંકલ્પ શક્તિનો વિકાસ થતાં તે તેનાવડે કઠિનમાં કઠિન કાર્યો પણ સાધી શકે છે.

કોઇપણ કામ કરતા પહેલાં તે કામ કેવી રીતે કરવું તેનું પ્રથમ જ્ઞાન મેળવવું જોઇએ. જેમ કોઇપણ ગામ જવાને માટે જે ગામ જવું હોય તે ગામ જવાનો રસ્તો જાણવાની પ્રથમ જરૂર હોય છે, અને પ્રથમ રસ્તો જાણ્યા પછીજ જો પ્રયાણ કરવામાં આવે છે, તો ધારેલે સ્થળે સ્હેલાઇથી પહોંચી શકાય છે, તેમ કોઇપણ કામ કરવાને માટે પ્રથમ તે કામ શીરીતે કરવું તેનું જ્ઞાન મેળવવાની જરૂર છે. અને જ્યાં સુધી તે કામ શી રીતે કરવું તેનું જ્ઞાન ન થાય ત્યાં સુધી તે કામનો કદાપિ પણ આરંભ ન કરવો. પરંતુ તે કામ શી રીતે કરવું તેનો માર્ગ શોધી કાઢવા પ્રયત્ન કરવો જોઇએ.

તમને જે કંઇ મળે તેને માટે તમારે ઇશ્વરનો ઉપકાર માનવો જોઇએ. અને આ પ્રકારના વર્તનથી તમારૂં હૃદય ઉચ્ચપ્રકારનું થવાનું. અને તમારો ભક્તિભાવ ઇશ્વર પ્રતિ વધવાનો અને ભક્તિભાવ વધતાં તેમના પ્રતિ તમારી શ્રદ્ધા વધવાની અને જેમજેમ શ્રદ્ધા વધતી જશે, તેમતેમ તમે તેથી પણ અધિક મેળવી શકવાને શક્તિમાન થઇ શકશો.

જે મનુષ્યે દ્રવ્યને મેળવવું છે. તેમણે તો આ પ્રકારનું વર્તન રાખવુંજ જોઇએ. અને જેમજેમ તેમનું વર્તન અને વિચાર આ પ્રકારના થતા જશે તેમતેમ તેમની આવક વધતી જવાનીજ.

અપૂર્ણ.

# सतिसुलोचना देवी.

( અનુસંધાન ગયા અંકના પાન ૧૦૭ થી )

## પ્રકરણ ૨ જું.

### આફતનું પરિણામ.



નવલ કિશોર મુંબાઇથી આવતો હતો તે રાત્રે પુષ્કળ વરસાદ પડયો. અને એકદમ તાપી નદીમાં પુર આવવાથી પૂલનો થોડો ભાગ તુટી જતા ગાડી ઉંધી વળી ગઇ. નવલ કીશોર તેજ ટ્રેનમાં હતો. પરંતુ સારા ભાગ્યે પુલ તુટવા તુટવામાં તો ટ્રેને નદી પાર કરી દીધી. પાછળના અને માત્ર બે ચાર લગેજના ડબાજ પાણીમાં પડયા બાકી પેસેન્જરો જેમાં બેઠેલા હતા તે ડબા જમીન ઉપર પડયા. આથી જો કે ઘણા માણસોનું નુકશાન તો થયું, તો પણ ઇશ્વરેચ્છાથી આખી ગાડી નદીના મહાજળમાં જતી બચી. નવલ કીશોર જે ડબામાં બેઠો હતો તે ડબો સર્વથી આગળ હતો. તેની જોડે એક રજવાડાનું સલુન હતું. તે પણ ઉંધું વળી પડયું હતું. નવલ કીશોર ડબામાંથી સાચવી ને બહાર નીકળ્યો, તેણે પાસેના સલુનમાં દૃષ્ટિ નાખી તો તેમાંથી કોઇ નીકળી શકયું નહોતું. અને અંદરથી બુમો પડતી હતી. નવલ કીશોર સાચવીને તે ડબા પાસે ગયો અને બારણાં ઉઘાડી નાખ્યાં. અને પોતે સાચવીને તેમાંથી એકે એકે માણસને બહાર કાઢવા પ્રયત્ન કરવા લાગ્યો. તેણે પ્રથમ જે દરવાજો ઉઘાડયો તેમાંજ રાજા પોતે હતો તેને તેણે સાચવીને બહાર કાઢયો. રાજાને આ વખતે આ કોઇ અજાણ્યા માણસને આ પ્રકારે પોતાને મદદ કરતો જોઇ તેના પ્રતિ ઘણીજ લાગણી થઇ આવી, તરત તો તેણે એકે કાંઇ કહ્યું નહીં. પરંતુ જ્યારે આ પ્રકારે તેના તમામ માણસો બહાર નીકળ્યા. ત્યારે તેણે નવલ કિશોરને કહ્યું કે, ભાઇ, તમે કોણ છો ? તમે અમને આ વખતે જીવના જોખમે મદદ કરી છે તેથી અમે સર્વ તમારા આભારી છીએ.

નવલ—સાહેબ, હું બ્રાહ્મણ છું. જો આપ થોડી વાર આ પ્રમાણે આ ડબામાં રહ્યા હોત તો ગુંગળાઇને મરી જાત, તેથી મે જાણ્યું કે જે થવાનું હોય તે થાય પણ આપ સર્વેને બારણાં ઉઘાડી બહાર કાઢવાજ, જેથી મેં આપને બહાર કાઢયા છે. આપ કયાં રહો છો ?

આ સાંભળી તેમણે કહ્યું હું રજપુતાનામાં કિશોરગઢ કરીને એક નાનું રાજ્ય છે ત્યાંનો રાજા છું. તમે અમારા ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. માટે અમે આપના આભારી છીએ, જોકે એનો બદલો વાળી શકવાને તો હું અશક્ત છું, તોપણ મારી એવી ઇચ્છા છે કે આપ અમારી સાથે ચાલો, અને હું ત્યાં આપને સુખી કરીશ.

નવલ કીશોરે—આ સાંભળી તેમની ઇચ્છાને માન્ય કરી, અને કહ્યું કે, આપની તેવીજ ઇચ્છા છે તો હું ઘણીજ ખુશીથી આપની સાથે આવીશ. પણ હાલ મારે ઘેર જવું જોઇએ કારણ કે આ અકસ્માતની મારે ઘેર ખબર ગઇ હશે તેથી ત્યાં જવું જોઇએ. જો હું ન જઉં તો એ સર્વે એમજ જાણશે કે અકસ્માતમાં મારો પણ કાળ થયો હશે જાણી ઘણાંજ દુખી થશે.

આથી તેમણે ઘેર જઇને પછી પોતાના રાજ્યમાં આવવાને કહ્યું અને પોતાની પાસેથી એક હજાર ગીનીની એક થેલી તેને આપી. આ મળતાં નવલ કિશોરનો હર્ષ માયો નહીં તેણે તેમનો ઘણોજ ઉપકાર માન્યો. આ પછી થોડી વારે બીજી ટ્રેન ઉતારૂને લેવા માટે ત્યાં આવી, તેમાં બેસી રાજા પોતાને ત્યાં જવા રવાના થયો અને નવલ કિશોર પણ પોતાને ઘેર જવા રવાના થયો.

સુલોચનાને નવલકિશોરની ખબર મળ્યા પછી તેણે નક્કીજ જાણ્યું હતું કે, જરૂર તે અકસ્માતમાં તેમનો પણ ભોગ થયો હશે તે જાણી તેણે પોતાનાં માબાપ તથા સાસુ સસરાને તે વાતની તારથી ખબર આપી. અને સર્વ જગ્યાએ રડા રોળ થઇ રહ્યું. બીજે દિવસે નવલ કિશોર રાતનો ઘેર આવીને જોયું તો પોતાને ઘેર રડારોળ થઇ રહી છે. તેણે તે સર્વને શાંત કર્યાં અને તમામ હકીકત કહ્યા બતાવી, જેથી સર્વ શાંત થયાં.

ફર છે.

બીજે દિવસે નવલ કિશોર કચેરીમાં ગયો. ત્યાં મામલતદાર સાહેબને મળી બનેલી સર્વે હકીકત કહી સંભળાવી. ખજાનો મોકલી આપ્યાની પહોચ વીગેરે આપી. અને તે પછી કીશોર ગઢ જવા માટે તેણે પોતાની નોકરીનું રાજીનામું આપ્યું. તેનો આ પ્રકારે એકાએક અકસ્માતમાંથી બચાવ થયો અને તેમાં વળી અચાનક લાભ થયેલો જાણી કેટલાક માણસો ખુશી થવા લાગ્યા, ત્યારે કેટલાક દ્વેષે બળવા લાગ્યા. ત્યાર પછી રાજીનામું મંજુર થતા સુધી નવલ કીશોરે નોકરી કરી અને પછી છુટો થયો. આમાં લગભગ પંદરેક દિવસ વિતિ ગયા.

તે પછી ત્યાંથી સુરત ગયો, અને ત્યાં પોતાનાં માબાપ તથા સાસુ સસરાને મળી થોડાક દિવસ ત્યાં ગાળ્યા. પોતાને મળેલી એક હજાર ગીનીમાંથી તેણે એકાદ સારૂં મકાન ખરીદ્યું, અને થોડાક સારાં વસ્ત્રો કરાવ્યાં તથા કેટલાક દાગીના કરાવ્યા અને બચેલી રકમ બેંકમાં જમા મૂકી. અને વ્યાજમાંથી માબાપને ઉપજ લેવાનું કહ્યું.

આમ વ્યવસ્થા કરવામાં લગભગ એકાદ મહીનો વિતિ ગયો. છતાં પણ તે કિશોરગઢ ન ગયેલો હોવાથી રાજાનો અરજંટ તાર આવ્યો કે 'એકદમ આવો.' આથી તે કિશોર ગઢ જવા તૈયાર થયો. સાથે સુલોચનાને મોકલવા તેના માબાપે ના પાડી, અને કહ્યું કે એકવાર તારૂં ત્યાં ઠેકાણું પડે ત્યાર પછી તેડીજજે. આથી સુલોચનાને નવલ કિશોરે કહ્યું કે, હાલ તો હું એકલોજ જઉં છું, પછી તને તેડાવીશ. એથી સુલોચના રડવા લાગી, અને કહ્યું, હે નાથ, ભલે દુઃખ કે સુખ આવે પણ હવે તો હું તમને એકલા જવા દેવાની નથી. હું તમારી સાથેજ આવીશ અને મને તેડી જાવ. તેણે ઘણો આગ્રહ કર્યો પણ નવલ કિશોરનું તેની મા આગળ કાંઇ ચાલતું નહોતું. તેથી તે કાંઇ કરી શક્યો નહી. અને મુકરર કરેલા દિવસે નવલકિશોર એકલોજ જવા તૈયાર થયો. સુલોચનાએ ઘણુંજ કહ્યું પણ તેની વાત માન્ય ન થઈ. અને તે ઘેર રહી.

---

## પ્રકરણ ૩ જું.

## સુલોચનાની કસોટી.

સુલોચનાને હવે સાસુના તાબામાં રહેવાનો વખત આવ્યો. તેને નાનપણનું દુઃખ સાલતું હતું. પણ શું કરે ! નિરૂપાયે હવે તે પણ સહન કર્યા વગર છુટકોજ નહોતો.

સુલોચનાને તેની સાસુ રોજ તાવ્યાં કરતી, ઘણાં કઠિન વચનો સંભળાવતી. પણ તે બિચારી સર્વ સહન કરતી. આમ એકાદ વર્ષ વિતિ ગયું, પણ નવલકિશોર આવ્યો નહીં. પતિ વિના એક વર્ષ ગાળવું તેને ઘણુંજ મુશ્કેલ પડ્યું. ઉમ્મરે આવી હતી. જુવાન વય, સુરતી લાલામાં ફરવું, અને સાસુનો ત્રાસ ! નદીએ કપડાં ધોવા જવાં પડે, રસ્તામાં કેટલાક જુવાનીઆઓ એકઠા થઇ કોઇ કંઇ ગાઇ અને કોઇ કંઇ બોલે, તે સહન કરવું પડતું.

સુલોચનાનું યૌવન અત્યારે ખીલેલું હતું. તેનું રૂપ ગમે તેવા મનુષ્યને આકર્ષિ શકે તેવું દિવ્યાંગના જેવું હતું.

સુરતમાં કેટલાક ઉચ્છૃંખળ યુવાનોની એક ટોળી તે વખતે હતી આ ટોળીનો ધંધો હલકાં કામ કરવાનોજ હતો જો કોઇ રૂપવંતી સ્ત્રી રસ્તે થઇ જતી હોય તો તેની મશ્કરી કરવી, કાંકરી નાખવી, કે છેવટે ધક્કો મારી ચાલ્યા જવું, આમાંજ તે આનંદ માનતા. સુલોચનાને તેની સાસુ જરા પણ સંકોચ વિના ગમે ત્યાં મોકલતી, કેટલીક વખતે તો કાંઇ કામ હોય કે કંઇ લાવવા મુકવાનું હોય તો અસુર સવાર મોકલવાને પણ તે ચૂકતી નહિ.

એક વખત તેની બેનને ત્યાં જમવાનું હતું. તેની સરભરા કરવા આગલે દિવસે સુલોચનાને ત્યાં મોકલી હતી તેની સાસુની બેનનું નામ જમના હતું. તેને બે ચાર છોકરા હતા જેમાંનો સર્વથી મોટા છોકરાની સ્ત્રી ગુજરી ગઇ હતી તેની ઉમ્મર હજુ જુવાન હતી સ્ત્રી ગુજરી ગયે બે ત્રણ વર્ષ થયેલાં હતાં, છતાં તેને હજુ કન્યા મળી નહોતી. તેનું નામ મદનલાલ હતું. તે જાતે દરેક વાતે પૂરું હતો. વ્યસનમાં તો પહેલો નંબર, જુગારમાં તો પણ તેવો, અને પર સ્ત્રી સાથે કુદૃષ્ટિ કરવામાં પણ ચુકતો નહિ, તે સુલોચનાને રોજ જોતો અને તેના રૂપને જોઇ બળી જતો. નવલ કિશોરની ગેરહાજરીનો લાભ

લઇ સુલોચનાને પોતાના હાથમાં લેવા તે ઘણા વખતથી પ્રયત્ન કરતો હતો. પણ અત્યાર સુધી તે ફાવી શક્યો નહોતો. મદનલાલ, નવલ કિશોરથી નાનો હતો. એટલે સુલોચનાને ભાભી ભાભી કહેતો. અને સાધારણ દીયેર ભોજાઇ તરીકે મશ્કરી ઠઠ્ઠા કરવાને પણ ચૂકતો નહી. સુલોચનાને આ વાત પસંદ ન હોતી. તેથી તેનાથી દૂર રહેવા ઇચ્છતી. તોપણ જે દિવસે સુલોચના ન મળે તે દિવસે તેનો જીવ સુકાઇ જતો. છેવટે નવલ કિશોર ને ઘેર જઇને પણ, તેની માશીને મળવાનું બાનું કાઢી થોડીવાર સુલોચનાની સાથે વાત ચિત કરી આવતો.

મદનલાલ જ્યારે, નવલ કિશોરને ત્યાં આવે ત્યારે, સુલોચનાને તેની સાસુ કહેતી કે, "વહુ, ક્યાં ગઇ, જો ભાઇ આવ્યા છે, જરા પાન તબાકુ તો આપ, આમ રાંડ નમેરી શું થઇ જાય. તારા બાપને ત્યાં કોઇને ખવરાવ્યું હોય ત્યારે ખવરાવે ને" આમ કહેતી.તેથી ન છૂટકે બિચારી સુલોચનાને મદનલાલને પાન તંબાકુ આપવાની ફરજ પડતી તે વખતે, મદનલાલ તેને કહેતો હતો કે,"કેમ ભાભી ! ખુશી તો છો ને ! મારા ભાઇ હજુ તો ન આવ્યા, જુવોને તે તો ત્યાં સાહ્યબી ભોગવે છે. તમારી સંભાળ પણ લેછે ? હોય, ગભરાશો નહિ. કામકાજ હોય તો મને કહેજો" આમ કહી બે ત્રણ મશ્કરીયો કરે ત્યારે તેને ઝંપ વળતો. સુલોચના તેની આ સર્વ ચેષ્ટા જોઇ સમજી ગઇ હતી પરંતુ મોઢેથી તેને એક અક્ષર પણ કહી શકતી નહીં. અને હાજીહા કહી, મદનલાલની સાથે બે ચાર મિનીટ વાતચિત કરી તેને પ્રસન્ન કરતી આથી મદનલાલ સમજ્યો હતો કે જરૂર સુલોચના પોતાના પર આસક્ત તોછે. જ્યારે હું જઉં છું કે, તુરત ગમે તે કામ પડ્યું મૂકી મારી સાથે બેસી આનંદ વાર્તા કરે છે ત્યારેજ તેને ઝંપ વળે છે. આથી તે પોતાના વિચારને દૃઢ માની હવે સુલોચનાને માત્ર ફસાવવાની તક શોધવા મંડ્યો.

આજે સુલોચના પોતાને ઘેર આવવાની છે. વળી કાલનો દિવસ પણ રહેવાની છે. ઠીક લાગ આવ્યો છે. આમ વિચાર વમળમાં ગુંચાવા લાગ્યા. આમ મદનલાલ વિચાર કરે છે કે, સુલોચના આવી પહોચી. ઘરમાં પેસતા જ પોતાના માસીજી વીગેરેને યોગ્ય રીતે બોલાવી ચલાવી સ્ત્રીઓના ટોળામાં બેઠી, મદનલાલે જાણ્યું કે, સુલોચના આવી છે, એટલે તે મેડેથી નીચે ઉતર્યો. અને સુલોચનાને જોઇ હર્ષથી તેની સાથે વાત ચિત કરવા લાગ્યો.

આજે આખો દિવસ સુલોચના મદનલાલ ને ત્યાં છે. મદનલાલને સુવા બેસવાનો એક ખંડ જુદોજ છે. તેની પાસેનાજ ખડમાં દાણા, મશાલો, વિગેરે કેટલોક ઘર સામાન ભરેલો હતો. મદનલાલના ખંડમાં થઇને ત્યાં જઇ શકાય તેમ હતું સુલોચનાને ઘણીવાર તે ખંડમાં કાંઇ લેવા મૂકવાને આવવુ પડતું. મદનલાલતે વખતે તેને " ભાભી ! શું લાવ્યાં, જરા ચખાડો તો ખરાં, જરા પાણી પાશો " વિગેરે વિગેરે કહી બોલાવ્યા વિના રહેતો નહી, સુલોચના પણ સમજી ગઇ હતી કે આ દુષ્ટ આજે જરૂર મને ફસાવવા ધારે છે માટે મારે પણ સાવચેત રહેવુંજ જોઇએ. તે ઘણુંય ઉપર જવાની આનાકાની કરે, પણ સાસુ અને માશીજીનો ઓર્ડર, બજાવ્યા વિના છુટકોજ નહોતો.

આજે બીજા દિવસની રસોઇની સર્વ સામગ્રી તૈયાર થઇ ગઇ. સુલોચના તથા તેની સાસુને તે દિવસે પણ ત્યાંજ જવાનું હતું એટલે રાત્રે ઘેર જવાની તસ્દી પણ ન લીધી

મદનલાલના બીજા ભાઇઓ જુદા રહેતા હતા. આ ખંડમાં તો માત્ર મદનલાલ અને તેની રંડેલ મા બેજ હતાં.

સંધ્યા કાળે મદનલાલ ફરવા ગયો. ત્યાર પછી થોડીવારે તેની મા તથા સુલોચનાની સાસુ બે જણ એક બીજા પડોશીને ત્યાં બેસવા ગયાં. સુલોચનાએ સાથે જવા કહ્યું પણ ઘર સુનું છે માટે તું ઘેર બેસ અમે આવીએ છીએ, કહી, તેને સાથે લઇ ન ગયાં સુલોચના એકલી ઘરમાં રહી

મદનલાલ પછાડીમાંજ બહાર ગયો હતો. થોડીજ વારે તે પાછો આવ્યો, અને બારણું ઉઘાડી અંદર ગયો. રાતનો પહોર, એકાન્ત વાસ અને આ વખતે આખા ઘરમાં સુલોચના અને મદનલાલ બે એકલાંજ. અગ્નિ અને ઘી બંને સાથે. મદનલાલે ધાર્યું કે ઠીક લાગ આવ્યો છે, એમ ધારી,તે સુલોચના સાથે થોડી વાત ચિત કરી ઉપર ગયો અને પાંચેક મિનિટ પછી સુલોચનાને ભાભી, પાણી લાવો કહી ઉપર બોલાવી. સુલોચના પાણી મૂકી અને જ્યાં ચાલવા માંડી કે તુરતજ તેનો હાથ પકડ્યો. અને જતી અટકાવી

અપૂર્ણ.

# महावीर स्वामीए श्रेणीक राजाने आपेलो उपदेश.

( લેખક શ્રીયુત શીવજી દેવચંદ વડાલીઆ. કોચીન. )



હે ! શ્રેણીક ! વયને અને સામર્થ્યને કંઈ સંબંધ નથી. તું ગમે તેવી સ્થિતિમાં હોય તોપણ અખંડ સુખ મેળવવાને તને હક છે. અને તે અખંડ સુખ(મોક્ષ)મેળવવાનું તારામાં બળપણ છે. પરંતુ જેમ પડી રહેલું(વપરાશમાં નહી આવતું એવું)હથિયાર કટાઈ જાય અને નીરૂપયોગી જેવું થઈ જાય છે. તેમ તારા ઉપર પડેલા નઠારા સસ્કાર રૂપી કાટથી તને ભ્રમણા થાય છે, માટે હિંમતથી તે નઠારા સંસ્કાર દૂર કરી મારૂં સ્મરણ કર.તોતું ધારીશ એવું સામર્થ્ય તારામાં આવશે.

હે શ્રેણીક ! જે માણસને યોગ્ય ઉપદેશ મળે છે, તે મનુષ્ય તે ઉપદેશના પ્રભાવે જગતમાં મહાકાર્ય્યો કરવાને ભાગ્યશાળી થાય છે. અને તે ઉત્તમ ઉપદેશ તેને અખંડ સુખનો રસ્તો બતાવે છે અને તેને દીવ્ય ચક્ષુ આપે છે માટે જો તારે વિજય મેળવવાની એટલે અખંડ સુખ મેળવવાની જીજ્ઞાસા હોય તો તે માર્ગનું જ્ઞાન જે હું આપું છું તે બરાબર સાંભળ, અને તે મુજબ પ્રયત્ન (કર્તવ્ય)કર કર્મ (કર્તવ્ય)કર્યા વગર ફળ મળી શકતું નથી.

હે શ્રેણીક ! જે માણસ કલ્પવૃક્ષ સમ જ્ઞાનને છોડી દઈને મનુષ્યના બાહ્ય ભપકામાં કે પ્રપંચતાની જાળમાં ફસાઈ તેવા પ્રપંચી મનુષ્યને ગુરૂ માની પૂજે છે, તેવા જીવનું કલ્યાણ થતું નથી, પરતુ ઉલટો તે નીચી ગતીનો અધિકારી બને છે.

જેણે મમત્વનો ત્યાગ કર્યો નથી. જેના હૃદયમાં ક્રોધ ભરેલો છે. જેને શાસ્ત્રની ખબર નથી અને જે ધર્મનું ખરૂં રહસ્ય સમજ્યો નથી, તેવા મનુષ્યોએ ભગવાં વસ્ત્ર પહેર્યા તો તેથી કરીને શું ? તેનું કલ્યાણ જ્યાં સુધી તેણે મમત્વનો ત્યાગ કરેલો નથી, અને ધર્મનું ખરૂં રહસ્ય બરાબર સમજ્યો નથી. અને અભેદવૃત્તિ રાખતો નથી, ત્યાંસુધી થતું નથી. માટે હે શ્રેણીક ! તું તારા મમત્વનો ત્યાગ કરી અભેદવૃત્તિ રાખી યથાર્થ સુખ પ્રાપ્ત કરવા માટે તારા અંતરાત્માની ઉચ્ચ પ્રેરણા પ્રમાણે મ્હારા વચન ઉપર પૂરી શ્રદ્ધા રાખી (કર્મ)કર્તવ્ય કરીશ તોજ તને કલ્યાણનો રસ્તો મળશે

હે શ્રેણીક ! તારા કર્તવ્ય(કર્મ)ઉપર તારા સુખદુઃખનો આધાર રહેલો છે આ રાજ્ય, પુત્રાદિ વગેરે ઐશ્વર્ય એ ક્ષણિક સુખોને અખંડ સુખ માની, અખંડ સુખથી વીમુખ રહેવું અથવા તો અખંડ સુખ મેળવવા માટેના પ્રયત્નો ન કરવા અને ઇંદ્રીયોને સ્વેચ્છાનુસાર વર્તન કરવા દેવું એજ દુખનું કારણ છે. માટે અંતરાત્માને ઇંદ્રિયોના ક્ષણિક સુખોથી વિરકત કરીને આત્માની સ્વેચ્છા પ્રમાણે વર્તીસ તો બધા સુખો આ અતરબળના પ્રભાવે આવશે

હે શ્રેણીક ! તું જીવ નથી પણ અનંત શક્તિમાન આત્મા છે, પરંતુ તે તું અનુભવવા પ્રયત્ન કર. તેં જે મારી પાસેથી જાણેલું છે, કે સાંભળેલું છે તે અનુભવ એટલે તારૂં કલ્યાણ થાય કેમકે એકલું જાણવાથી કે વાતો કરવાથી અનંત સુખ (મોક્ષ)મળતું નથી. પરંતુ તે પ્રમાણે અંતર જીવનમાં અનુભવવાથી અને કર્તવ્ય કરવાથીજ તેનું કલ્યાણ થાય છે. પ્રયત્ન કરનારને હું સહાયતા આપું છું એમ તું જાણ પ્રયત્ન કરનારને નિષ્ફળતા મળે છે, તેનું કારણ તેણે કર્મ (કર્તવ્ય)બરાબર કરેલ નહિ તે છે

હે શ્રેણીક ! જો તારે તારા આત્માનું કલ્યાણ કરવું હોય તો સકળ જીવમાં હું રહેલો છું એમ માની તેની સેવા કર. તેમના પ્રત્યે પ્રેમ રાખ તેમના પ્રત્યે દયા રાખ, તેમના દુઃખો પ્રયત્ન કરી મટાડ, અને ધૈર્ય તથા ક્ષમા રાખી નિર્બળ, મૂર્ખ, દુરાચારી અને નિર્ધન માણસને પણ સમાન ગણી તેમની સેવા કરવા પ્રયત્ન કર. ને સમભાવ રાખ તો તું મારા રૂપ થશે

હે ! શ્રેણીક ! કોઈપણ જાતની આશા રાખ્યા શિવાય, મેં તને જે જ્ઞાન આપેલું છે તે મુજબ વર્તન કર તો તને અખંડ સુખ (મોક્ષ)આપો આપ મળશે.

# भक्तिना अधिकारी कोण ?

( લેખક,–શ્રીયુત જયંતિલાલ મંગળજી ઓઝા. બી. એ. )

( અનુસંધાન એપ્રીલના પાન ૭૨ થી— )

જે પ્રમાણમાં ભક્ત મા ની પ્રાર્થના કરે છે તે પ્રમાણમાં મા પોતાનું સ્વરૂપ તેની પાસે પ્રકટ કરે છે. માના આવિર્ભાવથી ભક્તના હૃદયમાં જ્ઞાન ભંડાર ઉઘડી જાય છે. વૈષ્ણવગ્રંથમાં એક અતિ મધુર શ્લોક છે.-

व्याधस्याचरणं ध्रुवस्य च वयो विद्या गजेन्द्रस्य का
कुब्जायाः किमुनाम रूप मधिकं किं तत् सुदाम्नो धनम्
वंशः को विदुरस्य यादवपते रुग्रसेनस्य किं पौरुषम्
भक्त्या तुष्यति केवलं न च गुणं भक्तिप्रियो माधवः

વ્યાધનું આચરણ કેવું હતું ? ધ્રુવની ઉમ્મર શી હતી ? ગજેન્દ્ર શી વિદ્યા ભણ્યા હતા ? સુદામાની પાસે ધન કેટલું હતું ? વિદુરનો વંશ કેવો હતો ? તેમજ યાદવપતિનાં પરાક્રમ શાં હતાં ? તથાપિ માધવે આ બધા તરફ વિશેષ કૃપા દર્શાવી છે. ભક્તિપ્રિય માધવ કેવળ ભક્તિદ્વારા જ સંતુષ્ટ થાય છે. તેઓ ગુણની અપેક્ષા રાખતા નથી. સરલ વિશ્વાસ સહિત જે તેને ચાહે છે, તેજ તેને મેળવી શકે છે. કઠોર સાધના પણ તેને મેળવી શકતી નથી. આ વિશે એક ન્હાની વાર્તા છેઃ—એક દિવસ નારદ ગોલોકમાં મહા વિષ્ણુનાં દર્શન કરવા જતા હતા. રસ્તામાં તેમણે એક યોગીને દીઠા. રાફડામાં અર્ધું ઢંકાયેલું તેનું શરીર બિલકુલ ક્ષીણ થઈ ગયું હતું. યોગીએ ઉંચે સ્વરે નારદને બોલાવી કહ્યું.—"ભગવન્, આપના મહારાજાને પૂછજો કે હું તેમને માટે આ પ્રમાણે ઘોર તપશ્ચર્યા કરૂં છું તો મને કેટલા દિવસમાં સિદ્ધિ લાભ થશે ?" દેવર્ષિ નારદ પ્રશ્ન પૂછવાનું વચન આપી થોડે દૂર ગયા તો પાગલ શાન્તિરામને સાનન્દ ગાજે કૂદતા દીઠા. દેવર્ષિને જોઈને શાન્તિરામે પૂછ્યું–"મહારાજ, ક્યાં જાઓ છો ?" દેવર્ષિએ કહ્યું કે હું વિષ્ણુ ભગવાનનાં દર્શન કરવાની ઇચ્છાથી વૈકુંઠમાં જાઉં છું. શાંતિરામે કહ્યું–"વારૂ, તો એકવાર એ બેટાને પૂછજો કે ભજન પૂજન અને સાધન વિના એ અમારો ગજો ભીંજવશે કે નહીં ?"

નારદ ઋષિએ બન્નેની પ્રાર્થનાનો સ્વીકાર કર્યો અને પ્રભુની પાસે આવી પ્રશ્ન પૂછ્યા. શાંતિરામનું નામ સાંભળતાં જ મુકુન્દની આંખમાંથી ચોધાર અશ્રુ વ્હેવા લાગ્યાં ભગવાન બોલ્યા–"વત્સ નારદ, શાંતિરામના જેવો ભક્ત દુનિયાપર બીજો કોઇ નથી, પરન્તુ ત્હેં જે યોગીની વાત કરી તેને હું ઓળખતો નથી." નારદે પાછા ફરતી વખતે બધી વાત શાંતિરામને કહી સંભળાવી શાંતિરામ નાચતા નાચતા બોલવા લાગ્યા.—"શાંતિરામ ! આનન્દથી કાછડી કૂદ, ગોલોકમાં ( વૈકુંઠમાં ) ત્હારો ગજો ભીંજશે."

સરલ વિશ્વાસવાળાનો ગજો હજી પણ આ રીતે ભીંજાય છે.

ભક્તિ ઉપાર્જન કરવામાં જાતિ, કુળ, વય, ધન, કે વિદ્યાનો જરાપણ વિચાર કરવાનો નથી. ભક્તોમાં પણ જાતિ, કુળ કે વિદ્યા જનિત ભેદ હોતા નથી. ભગવાન પાસે તો બધા સરખા છે.

नास्ति तेषु जाति विद्यारूप कुल धन क्रियादि भेदः

ભક્તોમાં જાતિ, વિદ્યા, રૂપ, કુળ, ધન, ધંધો ઇત્યાદિ ભેદ હોતો નથી. તેઓમાં બ્રાહ્મણ કોણ શૂદ્ર કોણ ? મ્લેચ્છ કોણ ? ચંડાળ કોણ ? જો તેઓ સુરૂપ, કુરૂપ, પંડિત, મૂર્ખ, ધની, દરિદ્ર એવા ભેદ પાડે તો પછી બીજું શાંતિનું સ્થળ કયું રહેશે. ? જેવો ઉપાસ્ય તેવા ઉપાસક હોય છે. ભગવાનની દૃષ્ટિમાં બધા સમાન તો પછી ભક્ત બધાને સમાન ગણે એમાં નવાઇ શી ?

કોઇ કહેશે કે ભક્ત બનવાનો અમારો અધિકાર જ નથી. આ સંસારમાં જે જીવ, પાપથી, મોહથી આકુળ છે તે ભક્ત કેવી રીતે થઈ શકે ?

સંસારમાં રહ્યા છતાં ઘણાં માણસો ભક્ત થઇ શક્યા છે, રામાનન્દરાય દિવાન હતા, મ્હોટા રાજ્યનો

ભાર તેમના માથા ઉપર હતો, પણ શ્રેષ્ઠ ભક્ત તરીકે ગૌરાંગે તેમને કેટલો આદર આપ્યો છે। નિત્યાનન્દ પણ ગૃહસ્થી હતા. પુંડરીક વિદ્યાનિધિને મળવાને માટે મુકુન્દ (નિત્યાનન્દના શિષ્ય) એકવાર ગદાધરને લઇ ગયા. પુંડરીક અર્ધા હાથ ઉંચાઇની એક દુધ જેવી સફેદ ગાદીપર બેઠા હતા. વિવિધ પ્રકારનાં અત્તરથી ઘર સુગંધમય હતું. ગદાધરે જોયું કે ઘર અનેક પ્રકારની ભોગવિલાસની સામગ્રીથી ભરપૂર છે આ દેખાવ જોઇને ગદાધરના મનમાં પુંડરિક પ્રત્યે થોડી અભક્તિ ઉત્પન્ન થઇ મુકુન્દ સઘળું સમજી ગયા. તેમણે હરિ કીર્તનનો આરંભ કર્યો કે તરતજ પુંડરીક વિહ્વળ થઇ ગયા, તેમના હૃદયમાં એવી ભાવની લહરી ઉઠી કે તેને તેઓ દબાવી શક્યા નહી. થોડા વખત પછી તેઓ જમીનપર બેશુદ્ધ પડ્યા ગદાધર આ જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગયા કીર્તન પૂર્ણ થયા પછી બતાવેલી અવજ્ઞાને માટે ગદાધરે પુંડરીકની ક્ષમા યાચી અને પ્રાયશ્ચિત તરીકે તેમને ગુરુપદે સ્થાપિત કર્યા.

સંસારી શામાટે ભક્ત થઇ શકે નહી ? આ સંસાર શું ભગવાને સર્જ્યો નથી ? શું અહીં શયતાનનું (satan) સામ્રાજ્ય છે ? ભગવાને માતાપિતા આપ્યાં છે, પરિવાર આપ્યો છે તો ભગવાનને ચરણે પ્રાણ સમર્પણ કરી સંસારનાં સઘળાં કાર્યો આપણે કરવા જોઇએ. આ સંસારમાં કરવાનાં સઘળાં કાર્યો ભગવાનનાં છે એમ ગણીને જો આપણે આપણું આચરણ રાખીએ તો આપણને પાપ કદિ સ્પર્શ કરી શકશે નહીં, આપણી બુદ્ધ સત્ય પંથથી કદિ વિચલિત થશે નહીં, અને આપણું જીવન સદા અમૃતપૂર્ણ રહેશે. આમ હોવાથી ભગવાનની ઇચ્છા વિરૂદ્ધનાં સંસારી કામો આપણે ન કરવાં જોઇએ. ગમે તે સ્થિતિમાં પ્રાણનું આકર્ષણ સદા ભગવાન તરફજ રાખવું જોઇએ.

पुंसानु पुंखविषयानुपसेवमानो
धीरो नमुंचति मुकुन्द पदारविन्दम्
संगीत वाद्यकतितान वशंगताऽपि
मौलिस्थ कुम्भ परिरक्षण धी नैटीव. ॥

જે પ્રમાણે નટી સંગીત, વાદ્ય અને તાન પ્રમાણે ચાલતી છતાં, જુદી જુદી જાતના ભાવવાળાં નૃત્યો કરતાં છતાં, મસ્તક પરના કુંભને પડવા દેતી નથી, તેવી જ રીતે ધીર પુરૂષ સમસ્ત વિષયોપભોગ કરતાં છતાં મુકુન્દના પદારવિન્દનો ત્યાગ કરતો નથી.

શુકદેવ જ્યારે જનક રાજા પાસે યોગાભ્યાસ કરવાને ગયા ત્યારે જનકનું ઐશ્વર્ય જોઇને તેમને સંશય થયો કે 'આવો સંસારી શી રીતે યોગી થઇ શકે ?' જનક તેનો મનોગત ભાવ જાણી ગયા. શુકદેવને એક તેલપૂર્ણ પાત્ર આપીને તેમણે કહ્યું—" આ પાત્ર લઇને તમે મ્હારી આખી રાજધાની જોઇ આવો, પણ ધ્યાન રાખજો કે તેલનું એક બિન્દુ પણ પૃથ્વી પર ન પડે." શુકદેવે તે પ્રમાણે સમસ્ત રાજધાની જોઇને તે પાછા આવ્યા જનકે તેમને ક્યાં ક્યાં, શું, શું, જોયું વગેરે પ્રશ્નો પૂછ્યા. તેમણે રાજધાનીનું સંપૂર્ણ વર્ણન આપ્યું. તેલ પાત્રમાંથી એક બિંદુ પણ તેલ જમીનપર પડ્યું ન્હોતું. કેમ, પડયું ન્હોતું ? શુકદેવે જવાબ આપ્યો—" મ્હેં ચારે તરફ દ્રષ્ટિ ફેરવી છે પણ મ્હારૂં મન તો સદા પાત્ર તરફજ હતું, તેથી તેલનું એક ટીપું પણ જમીનપર પડી શક્યું નહીં." જનકે કહ્યું—" મ્હારો વિષયભોગ પણ આવો છે. સંસારનાં બધાં કામો હું કરૂં છુ પણ મ્હારૂં મન તો સદા ભગવાન તરફજ છે. હમેશાં મ્હારા મનને હું કાળજી પૂર્વક ભગવાનના ચરણ પદ્મમાંજ જોડી રાખું છુ."

સંસારમાં રહેવા છતાં આવા ભક્ત થઇ શકાય છે. સંસારનાં સર્વ કાર્ય કરતાં છતાં જે તેને ભુલી શકતો નથી તેજ તેનો ખરો ભક્ત. તેને બ્હીક કોની હોય ? સંપત્તિમાં તેનું મન ફુલાઇ જતું નથી, અને વિપત્તિમાં "હા, હતાऽस्मि' એમ તે કરતો નથી આપણે માથે નજીવું દુઃખ આવી પડે તો પણ આપણને અત્યંત શોક થાય છે, તેમને માથે હિમાચલ પર્વત ધસી પડે તોપણ તેઓ અસ્થિર થતા નથી. જનકે કહ્યું છે.—

अनन्तं वत मे वित्तं यस्य मे नास्ति किंचन
मिथिलायां प्रदीप्तायां न मे दह्यति किंचन.

આ મ્હારા અઢળક ધનમાંથી વાસ્તવિક રીતે મ્હારૂં કંઇ નથી. આખી મિથિલા નગરી બળી જાય

તો પણ મ્હારૂં કંઇ બળી જતું નથી.' આવા સ્થિર ચિત્તવાળા એક બે માણસો મ્હેં પણ જોયા છે, જેમનું મન

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः

દુઃખમાં ઉદ્વિગ્ન ન્હોતું, સુખમાં સ્પૃહાવાળું ન્હોતું.

હું એક ગૃહસ્થ મહાત્માને ઓળખું છું. તેમના જ્યેષ્ઠ ચિરંજીવી ઘણા બુદ્ધિમાન હતા અને મેડિકલ કૉલેજમાં ઉંચા વર્ગમાં અભ્યાસ કરતા હતા. પરીક્ષામાં તેમણે ઘણા મેડલ મેળવ્યા હતા. વૃદ્ધ એક વિસામા રૂપજ આ પુત્રરત્ન હતું. આ પુત્રનું લગભગ પચ્ચીશ વર્ષની વયેજ મૃત્યુ થયું. જે દિવસે તે પુત્રનુ મૃત્યું થયું તેજ દિવસે અમારી એક સભા તેમને ત્યાં મળવાની હતી. મ્હારા એ સહાધ્યાયી સંધ્યાકાળ પ્હેલા થોડે સમયે ત્યાં ગયા. વૃદ્ધ પુરૂષ કોઇ વ્યક્તિની સાથે ઘરના આંગણામાં કંઇ વાત કરી રહ્યા હતા. અમે જણ તેમની પાસે એક આસન પર બેઠા. તેમાંથી એક જ ઘરમાં અમારી સભા મળવાની હતી તે તરફ એકાદ ડગલું ગયા. વૃદ્ધે પૂછ્યું—" એ તરફ શા માટે જાઓ છો ? " તેમણે જવાબ આપ્યો—' એજ્યુકેશન ગેઝેટ લાવવા માટે ! ' વૃદ્ધે સ્થિર ભાવે કહ્યું—" એ ઘરમાં જશો નહીં. એ ઘરમાં આજ ચાર વાગતાં મ્હારા જ્યેષ્ઠ પુત્ર ન..... નું મૃત્યુ થયું છે. મ્હારા સહાધ્યાયી તો અવાક થઇ ગયા, આવા યોગ્ય પુત્રનું મૃત્યુ થયા છતાં તે વૃદ્ધ પુરૂષનું મન કિંચિત્ માત્ર પણ ચલાયમાન થયું નહીં ! આવું દૃશ્ય ક્યાંય જોવામાં નહી આવે. મ્હારા સહાધ્યાયી ચૂપચાપ બેઠા. વૃદ્ધ બોલ્યા—" ચાલો, આજ આ દેવળ પાસેના મ્હારા મકાનમાં સભાનું કામ કરીએ." આ વ્યક્તિ સબંધી આપણે શું કહીશું ! પ્રાણ સર્વદા ભગવદ્ભક્તિમાં ડુબેલ ન હોય તો આવું સ્થૈર્ય ક્યાંથી આવે !

એમનાજ સંબંધમાં મ્હેં એક બીજી વાત સાંભળી છે. એક બીજા પુત્રનું મૃત્યુ થતાં તેમનાં સંબંધીઓએ તેમને પ્રશ્ન પૂછ્યો—" આપ, કેવી રીતે આમ સ્થિર રહી શકો છો ? " તેમણે જવાબ આપ્યો—" દાન ઉપર આપણો શું દાવો હોઇ શકે ? " ભગવાને આપ્યું છે અને ભગવાન લઇ લે છે. તેના ઉપર આપણો કંઇ હક નથી. ભગવાન ઉપર ક્યા ક્યા ઉપકાર કરીને તેનું અર્જન કર્યું છે ? આપણે તે હક તરીકે માગી શકીએ ? વિદેશમાં તેમની કન્યાનું મૃત્યુ થતાં તેમની પત્ની ક્રંદન કરવા લાગી. એ વખતે તેઓ પાસે જઇને કહેવા લાગ્યા —" તું શા માટે રડે છે ? એમ જ ધારી લે તે ત્હારી કન્યા ભાગલપૂરમાં જ છે. કદાચ તું કહીશ કે ભાગલપૂરમાં હોત તો મને વર્ષમાં એકાદવાર મળી જાત; પણ થોડી રાહ જો થોડા દિવસ પછી તું તેને નક્કી જોઇ શકીશ અને પછી તમે કદી જૂદા પડશો નહીં. " કેવો સરલ વિશ્વાસ !

એક બીજા મહાપુરૂષને પણ મ્હેં જોયા છે. તેમના પુત્ર મૃત્યુ શૈય્યાપર પડેલા અને તેમની સ્ત્રી પાસે બેઠી બેઠી ક્રંદન કરતી હતી, તેજ વખતે તેમણે કહ્યું—" જો, ઇશ્વરમાં અવિશ્વાસને લઇને ત્હારી આંખમાંથી વ્હેતા આંસુથી મને જેટલું દુઃખ થાય છે, તેટલું પુત્રના મૃત્યુથી થતું નથી. " એ વખતે હું તેમની પાસે બેઠો હતો. મ્હારી આંખો પણ ફાટી રહી.

આવાં દૃષ્ટાન્તો જોતાં છતાં કોણ કહી શકશે કે સંસારમાં રહીને ભક્ત થઇ શકાય નહીં. જે ભક્ત થવાની ઇચ્છા રાખે છે તેને ઇશ્વર સહાય થાય છે. ભક્તની વાંછા જરૂર પૂરી થાય છે. કોઇએ મનમાં પણ ન લાવવું કે સંસારમાં રહીને ભક્ત થવાનો માર્ગ નથી, એમ બોલવાથી આપણે ભગવાનમાં દોષારોપણ કરીએ છીએ. આ સંસારના કર્તા પણ ભગવાન અને " गृहीणां गृहदेवता " પણ તેજ.

આગળ કહ્યું છે કે તામસ ભક્ત ક્રમે ક્રમે મુખ્યાભક્તિને પ્રાપ્ત કરી શકે છે. દુરાચારી પણ જો ભગવાનને અનન્ય ભાવે ભજે તો થોડા દિવસમાં ધર્માત્મા બને છે, અને નિત્ય શાંતિ મેળવે છે માટે ચાલો આપણે છાતી કાઢીને આગળ ચાલીએ, ભગવાન બધાને કૃતાર્થ કરશેજ. આપણામાંના દુષ્ટમાં દુષ્ટનો પણ ઉદ્ધાર થશેજ. કારણ ગીતાજીમાં કહ્યું છે કે*

अपिचेत् सुदुराचारो भजते मामनन्यभाक्
साधुरेव समंतव्य सम्यग् व्यवसिति हिसः
क्षिति स्वति धर्मात्मा शाश्वत् शान्ति निगच्छति
कौंतेय परिजानीहि नमे भक्तः पणश्यति.

ॐ शान्तिः शान्तिः शान्तिः

---

* શ્રીયુત અશ્વિની કુમાર દત્તના એક બંગાળી ભાષણ ઉપરથી.

# લડાઇ પુરી થયા પછી દુનીયાનું ભવિષ્ય

( લે–શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

હાલમાં યુરોપમાં જે બહુ ભયંકર લડાઇ ચાલે છે તે લડાઇમાં થતી અતિશય ખરાબી જોઇને ઘણા સારા માણુસો બહુજ દીલગીર થાય છે, કારણ કે હાલની રાક્ષસી લડાઇથી દુનિયાની એટલી બધી સમૃદ્ધિનો નાશ થાય છે કે એ જોઇને કોઇપણ સજ્જનને અફસોસ થયા સિવાય રહે નહિ. દર મહિનામાં ઘણી આગબોટો બુડે અને દારૂગોળા પાછળ દરરોજ લાખો નહિ પણ કરોડો રૂપીઆ ખરચાય, એ વાત ધાર્મિક માણુસોને કેમ પાલવી શકે ? વેપારીઓનો જીવ ઉચક રહે, કોઇપણ ચીજના ભાવનું ઠેકાણું રહે નહિ, કોઇ કોઇ ચીજના ભાવ બેવડા, ચોવડા અને દસવીશ ગણા થઇ જાય, લડાઇના કરજના બોજામાં ઘણાવરસ સુધી ઘણી પ્રજાને કચરાવું પડે અને પૈસાની તંગીને લીધે અથવા માણુસોની તંગીને લીધે જગતને આગળ વધારનારા દવાના, પરમાર્થનો, તથા લોકોના કલ્યાણના કામોને અટકાવી રાખવા પડે તે નુકશાની કંઇ જેવી તેવી નથી. તે સિવાય જ્યાં લડાઇ થાય ત્યાં સેંકડો ગામો ઉજડ થાય, લાખો માણુસોને ઘરબાર તજીને ભાગવું પડે અને ઘણાએ ઇતીહાસિક સુંદર મકાનો ત્થા ધર્મના મકાનોના નાશ થાય–એ બધી ખરાબી જોઇને સારા માણુસોના દીલ કંપે તેમાં કંઇ નવાઇ નથી.

બંધુઓ ! આ જગતની અંદર મનુષ્યનું જીવન કેટલું બધું કીમતી છે. એવા અમુલ્ય જીવનોનો પળવારમાં નાશ થાય અને તે પણ સો બસો નહિ, હજાર બે હજાર નહિ, લાખ બે લાખ નહિ, પણ લાખો અને કરોડો માણુસો તોપના ગોળાથી મરી જાય તે કરતાં વધારે ભયકર ખરાબી બીજી કઇ ? તદ્દન નિર્દોષ માણુસની ઉપર બોમ્બ ફેંકાય, અને વેપારીના વહાણો ઓચિંતા દુશ્મનોની સબમેરીનના જુલમથી થોડી મુદતમાં દરિયાના તળીએ જઇને બેસે એ બતાવો શુ દુઃખદાયક ન કહેવાય ? લાખો માતાઓ આંસુની નદીઓ વહેવરાવ્યા કરે. લાખો વિધવાઓ એકાંતમાં નિસાસા નાંખ્યા કરે અને લડાઇ ઉપર શ્રાપ નાંખ્યા કરે, તથા લાખો વૃદ્ધ માણુસો પોતાના જુવાન દીકરાઓને મરેલા જોઇને પોતાનું જીવતર ધૂળ થઇ ગયું એમ સમજ્યા કરે, ને એ ઘાને લીધે તેઓની જીંદગીમાંથી રક્ત ઉડી જાય, એ બનાવ શું ત્રાસ દાયક નથી ? અરે આટલેથીજ ક્યાં છુટકો છે, પણ હજી તો હજારો વિદ્વાન ગણાતા માણુસો અનેક જાતની શોધ કરવામાં મચેલા છે કે દુશ્મનોના વધારેમાં વધારે માણુસોને સહેલામાં સહેલી રીતે કેમ મારી શકાય અને દુશ્મનોના મુલકની સમૃદ્ધિનો બહુ જલદીમાં જલદી અને ઘણામાં ઘણો નાશ કેમ કરી શકાય–એ શોધ ઉપર તેઓ રાતદિવસ મંડેલા છે. આ કરતાં રાક્ષસીપણું બીજું કયું ? આવી આવી લડાઇની અનેક જાતની ભયકર ખરાબીઓ જોઇને એક મહાત્મા અતિશય દીલગીર થતા હતા અને હિમાલયના એકાંત જંગલોમાં જુદાજુદા રૂપેરી ત્થા સોનેરી મંદીરોના જેવા લાગતા બરફના શીખરોની સામે જોઇને તેઓ પ્રાર્થના કરતા હતા કે–હે પ્રભુ ! હે, દિનદયાળુ ! હે સર્વ શક્તિમાન ! અલ્લાબેલી બચાવ, બચાવ, બચાવ. આ ભયંકર લડાઇની મહાદુઃખદાયક આફતમાંથી દુનિયાને બચાવ બચાવ, હે પ્રભુ ! તારી લીલા અમને સમજાતી નથી. હાલની લડાઇમાં થતા અનર્થથી અમારા હૃદયો કંપી જાય છે. લડાઇમાં સપડાયેલા દુઃખો અમારાથી જોઇ શકાતા નથી. ઘણા વરસોમાં જેટલી સમૃદ્ધિ ન મેળવી શકાય તેટલી સમૃદ્ધિનો થોડા દિવસમાં નાશ થઇ જાય છે, એ આફતમાંથી હે પ્રભુ ! દુનિયાને બચાવ, બચાવ, માણુસોને મારી નાંખવાનો હુનર ઘણી પ્રજાઓને ખાસ શીખવો પડે, અને હુનરમાં જે આગળ વધે એટલે કે જેને વધારેમાં વધારે માણુસ મારી નાંખતાં આવડે તે માણુસ મોટો ગણાય, અને તેને મોટા મોટા ઇનામો મળે છે, એટલુંજ નહિ પણ લાખો માણુસોને પોતાની મરજી વિરૂદ્ધ ફરજીયાત રીતે લડવું પડે છે, એ દુઃખ શું થોડું છે ? અને દેશમાં સમર્થ વિદ્વાનોને, સમર્થ અમલદારોને અને સમર્થ રસાયણ શાસ્ત્રીઓને માણુસોના નાશ કરવા સાધનો શોધવા પડે ત્થા જગતની સમૃદ્ધિનો નાશ કરવાની શોધ કરવા પાછળ રહેવુ પડે એ કરતાં વધારે ત્રાસ દાયક બીજી સ્થીતિ કઇ ? ગરીબોની રોટલી મોંઘી થઇ જાય, મુડદાઓ ઠેકાણે પડ્યા વગરના સડ્યા કરે, અને ખાઇઓની અંદર મહિનાના મહિના સુધી પુરતા સાધનો વિના લાખો સિપાઇઓને ગમેતેમ ચલાવી લેવુ પડે, તે શું દુઃખદાયક સ્થીતિ નથી ? આવી આફતોમાંથી તું જગતને બચાવ, બચાવ, બચાવ. હે પ્રભુ, તું ન્યાયી છે, તું ઇનસાફી છે, તું મંગલકારી છે, તું તારા સૌ બાળકોનું ભલુ ઇચ્છનારો છે, તને સારા કામો ગમે છે તને સારા વિચારો ગમે છે અને તું લોકોને સારે રસ્તે દોરવા માટે હંમેશાં અગ્રુધારી શુભ

મદદ કર્યા કરે છે તેમ છતાં આવી ભયંકર લડાઇને કેમ ચાલવા દે છે, તે અજાયબ જેવું છે. હે નાથ! મને આ લડાઇથી થતી ખરાબીનો ખુલાસો સમજાતો નથી માટે હે નાથ! દયાકર, દયાકર દયાકર, અને મને તેનો ભેદ સમજાવવાની કૃપા કર, હે પ્રભુ! હે નાથ, હે દીનદયાળુ! હવે તારી અમિદ્રષ્ટિ જગત પર ફેંક અને આ ખાના ખરાબી કરનારી લડાઇ બંધ પડે તેવી કૃપા કર, તેવી કૃપા કર, તેવી કૃપાકર." આ પ્રમાણે તે મહાત્મા વારવાર પ્રાર્થના કરતા હતા. એમ પ્રાર્થના કરતે કરતે ઘણી મુદત વિતી ગયા બાદ એક દિવસ તેને કંઇક અદ્ભુત દર્શન થઇ ગયાં હતાં. તેની હકીકત જાણવા જેવી છે.

એક દિવસ એ મહાત્મા જ્યારે ઉપર મુજબની પ્રાર્થના કર્યા પછી ધ્યાનની સ્થિતિમાં બેઠા હતા ત્યારે તેમને 'સર્ચલાઇટ' ના જેવો કંઇક મહાન્ તેજસ્વી સફેદ પ્રકાશ દેખાઇ ગયો, અને પોતાની ઉપરથી એ તેજ જાણે પસાર થતું હોય એમ લાગ્યું અને એ પછી જાણે પોતે એ તેજની અંદર બેઠા હોય અને પોતાની આસપાસ તેજ છવાઇ રહેલું હોય એમ લાગ્યું. એ તેજ અજબ જેવું હતું, તેનો ખરો ખ્યાલ કંઇ ઘણા લોકોને આવી શકે નહિ પણ સર્ચલાઇટનું તેજ ઘણા લોકોએ જોયેલું હોય માટે એ તેજનો ખ્યાલ આપવા સારૂ કંઇક ધબી ધબી અને અધુરી અધુરી સરખામણી કરવામાં ઉપયોગી થઇ શકે એમ ધારી સર્ચલાઇટના તેજનો દાખલો આપવામાં આવ્યો છે. બાકી એ મહાત્માને દેખાયેલું તેજ તો અજાયબ જેવું હતું. તેની સરખામણી કંઇ જગતની બીજી કોઇપણ ચીજ સાથે થઇ શકે નહિ

એવું તેજ દેખાયા પછી 'વાયરલેસ' ટેલીગ્રામના સંદેશાની પેઠે, એટલે કે બહારથી દેખાઇ શકાય એવા કોઇપણ સાધનોની મદદ વગર તેના અંતરમાં સંદેશા આવવા લાગ્યા. અને પછી સંકેતિક સંદેશા વધારે સ્પષ્ટ રૂપમાં ખુલ્લા થાય અને જેમ ફોટોગ્રાફ કે ગ્રામોફોનથી ચોકખો અવાજ સંભળાય છે તેમ તે સંદેશાનો અવાજ સંભળાવા માંડ્યો.

તે પછી 'એક્સરેઝ' કીરણોની મદદથી, દરેક વસ્તુની આરપાર જોઇ શકાય છે તેમ ઘણા દેશો, ઘણી વસ્તુઓ તથા ઘણા બનાવોની આરપાર જોવાની શક્તિ તે મહાત્માને મળી ગઇ, એટલે જગતમાં હાલમાં બનતા બનાવો તથા હવેપછી થોડા વરસમાં બનવાના બનાવોનું તેને ભાન થઇ ગયું.

એ પછી 'સીનેમેટોગ્રાફ'માં જેમ જીવતા જેવી પ્રત્યક્ષ ચીજો દેખાય છે, અને ઘણી જાતની હીલચાલ કરતી સમજાય છે તેમ લડાઇ પછી જગતમાં જે ઉથલપાથલ થવાની છે, જે ફેરફારો થવાના છે તે જે બનાવો બનવાના છે તેના અતિસ્પષ્ટ ચિત્રો અને અતિસુંદર ચિત્રો તે મહાત્માને દેખાવા લાગ્યા. ઘણુંએ સીનેમેટોગ્રાફના ચિત્રોથી જ્યારે આપણે અજાયબ થઇએ છીએ અને મનુષ્યની એવી કળાથી આપણે ખુશીખુશી થઇ જઇએ છીએ ત્યારે યોગના અભ્યાસથી, પ્રભુની પ્રેરણાથી કે કુદરતના ચમત્કારથી જેને કુદરતના અદ્રશ્ય ચિત્રો, અવનવા ચિત્રો, ભેદી ચિત્રો, અને રંગ બેરંગી ચિત્રો, ચમત્કૃતિવાળા ચિત્રો સ્પષ્ટ થાય, તેને કેટલું બધુ નવુ નવુ જોવાનું તથા જાણવાનું મળે એ વિચારવું કંઇ મુશ્કેલ નથી.

એ પછી એવી સ્થીતિમાં એ મહાત્માને સંભળાયું કે "બેટા વિશ્વાસ રાખ, વિશ્વાસ રાખ, કે કુદરત કદી પણ ભુલ કરતી નથી. અને પ્રભુ કદીપણ જગતનું અમંગળ કરતા નથી. તેનો ઉન્નતિનો ક્રમ કદીપણ બદલાતો નથી. તે જે કરે છે તેના પરિણામો સારાજ હોય છે હમણાં તું લડાઇના દુઃખો સામે જોઇને ગભરાય જાય છે પણ એ દુઃખોની પાછળ જે કંઇક નવુ નવુ તત્વ રહેલું છે, નવી જાગૃતિ રહેલી છે અને નવુ જીવન રહેલું છે તે જરા જોવો ખરો.

બેટા! આ લડાઇ કોના જેવી છે તે તું જાણે છે? શુકલપક્ષની તેરસની રાતનો પ્રાતઃકાળ તેં જોયો છે? એ વખતે ત્રેવીશ ઘડી સુધી ઘણું અજવાળું હોય એ પછી થોડીક ઘડી અંધકાર આવે છે અને પારબાદ પ્રાત કાળમાં અંધકાર દુર થઇ જાય છે. અને પૂર્વ દિશામાં વાદળામાં નવો નવો રંગ દેખાય છે. અને સૂર્યના સોનેરી કીરણો પછી પ્રકાશિત થાય છે, તેમજ આ લડાઇનો જે અંધકાર છે તેતો જરા વારનો છે. હમણાં દુક વખતની અંદર લડાઇના વાદળાઓ વીખરાઇ જશે અને પ્રાતઃકાળના સુંદર રંગ બેરંગી વાદળાઓ દેખાવા લાગશે અને થોડા વખતમાં બાળસૂર્યનું આનંદદાયક તેજ ફેલાઇ રહેશે અને પછી તો દરેક ક્ષણે ક્ષણે એ તેજ વધતું જશે માટે જોઇ લે બેટા! એ પ્રકાશને જોઇ લે, એ આશાના પ્રકાશને જોઇ લે, એ રૃદ્ધિના મહાન પ્રકાશને જોઇ લે, એ શાંતિના અલૌકિક રશ્મીને જોઇ લે અને એ કોઇકનેજ દેખાય તેવા કુદરતના મહામુલ્યવાળા તેજને તું જોઇ લે, નિરાંતે જોઇ લે, બુદ્ધિપૂર્વક જોઇ લે અને લડાઇ પછી દુનિયામાં જે જે બનાવો બનવાના છે, તેનું એ તેજમાં દર્શન કરી લે.

એ સાંભળીને તે મહાત્મા અજબ થયા, જરાવાર સ્તબ્ધ થયા, એ પછી "ૐ શાંતિ" નો જપ કરી, અંતઃકરણ સ્થિર કરી લડાઇ પછીના બનાવો જોવા લાગ્યા તેમાં તેમને એમ દેખાયું કે.—

અપૂર્ણ.

# बाल सहचरी.

( અનુ સંધાન ગતાંકથી. )

## પ્રકરણ ૨૦ મું.

### રમેશનો પત્તો.



નિર્ણય કરેલા દિવસે હરિનાથ પોતાના પરિવારને લઇને કાશીએ યાત્રા કરવા માટે ગયા શ્યામસુંદરે યાત્રાની વ્યવસ્થા કરવાનું કહ્યું હતું પણ તે બિલકુલ જણાયોજ નહીં, જેથી ધાર્યું કે તે કલકત્તે ગયો હશે, ત્યાંથી બીજે દિવસે તે પ્રયાગ ગયા ત્યાં હરિનાથે રહેવાને માટે એક ભાડે ઘર રાખ્યું અને ત્યાં પોતાના કુટુંબ સાથે રહેવા લાગ્યા. મકાન બરોબર સડક ઉપર હતું એટલે રસ્તે આવતી જતી ગાડીઓ સારી રીતે જોઇ શકાતી હતી. એક દિવસ સાયંકાળે તરા અને ગંગા છજામાં બેસીને સડકની શોભા નિરખી રહ્યાં હતાં. કદી શહેરની વસ્તી અને શોભા નિહાળતી હતી. કદી મોટરો, સાયકલો અને ગાડીઓમાં બેઠેલા સ્ત્રી પુરૂષો, અને મેમસાહેબોના વિચિત્ર વેશ અને તેમને સાહેબની સાથે બેસી વગર સંકોચે વાત કરતાં જોઇ આશ્ચર્ય પામતી હતી. ગંગા હજી બાળક હતી, તે બોલી, જો, બેન, હું ગાડિયો ગણું છું, કે કેટલી થઇ, જુવો, એક, બે, ત્રણ, જુવો જુવો પેલી કેવી સુંદર મેમ છે, રંગ કેવો સુંદર છે, જો આંખોની પુતળી અને વાળ કાળા હોત તો કેવી સુંદર દેખાત ? વળી પાછી ગણવા લાગી, પાંચ, છ, જુવો જુવો કેવી સુંદર ગાડી છે, કેવા સુંદર બને ઘોડા છે, આ આપણાં દેશી જણાય છે. એવામાં ગંગાએ એકદમ આશ્ચર્યથી કહ્યું, જો બેન આ કોણ છે ? જણાય છે કે તેમને મેં ક્યાંક જોયેલા છે. એમ કહી તારાને ગંગાએ એક ગાડી બતાવી. તારા તે તરફ જોતાંજ બોલી ઉઠી, એતો આપણા રમેશ છે ગંગાએ તે તરફ જોઇ કહ્યું, કોણ રમેશ બાબુ ! હા એતો એજ. દાઢી રખાવી છે તેથી ઓળખાયા નહીં. આટલું કહેતાંજ ગંગા દોડતી પોતાનાં માબાપ પાસે ગઇ, ને રમેશની વાત કહી. આ તરફ તારાએ એ ગાડી ક્યાં જાય છે તે તરફ ધ્યાન લગાવીને જોવા માંડ્યું તો તેને જણાયું કે તે ગાડી તેમના મકાનથી થોડેજ દુર, તેમના મકાનમાં રહીને જોઇ શકાય તેવા એક સામી લાઇનમાંના બંગલા પાસે ઉભી રહી. બંગલો તેમના મકાનની બરોબર સામે હતો. તેની શોભા જોઇ ઘણીવાર તારાને થતું કે આ કોનો બંગલો હશે !

ગંગાએ જઇ હરિનાથને તે વાત કહી અને તેમને બંગલો પણ પોતાના મકાનમાં રહીનેજ બતાવ્યો. જેથી હરિનાથ તેજ વખતે તે બંગલા તરફ ગયા. રાતના દસ વાગતાં સુધી તારા અગાસોમાં બેસીને તે બંગલામાં શું થાય છે તે જોતી હતી એટલામાં ગંગા પાછી દોડતી આવી અને કહ્યું, બેન, ચાલો રમેશ બાબુ આપણે ત્યાં આવ્યા છે. તારાએ કહ્યું, તું જા હું આવું છું. એથી ગંગા ગઇ, પછી તારા પણ ઉઠી, અને રમેશ જે ખંડમાં હતો તેની પાસેના ખંડમાં આવી અને તેને જોવા લાગી.

રમેશ ત્યાંથી અગાશીમાં ગયો, ત્યાં ગંગા અને રમેશ અજવાળી રાત્રે જમના નદીની શોભા જોતાં વાતો કરવા લાગ્યાં

ગંગાએ રમેશને કહ્યું, તમે અહીં શું નોકરી કરો છો ?

રમેશ—હા

ગંગા—કેટલા રૂપીઆ પગાર મળે છે !

રમેશ—કાંઇ નહિ

ગંગા—એ વળી કેવી નોકરી !

રમેશ—એ વળી નવા પ્રકારની નોકરી છે.

ગંગા—એ૦ ગારી કોની છે ?

રમેશ—મારી છે.

ગંગા—શું રૂપિયા આપીને ખરીદી છે ?

રમેશ—તો શું મફત મળી હશે.

ગંગા—રૂપિયા ક્યાંથી લાવ્યા ?

રમેશ—રસ્તામાં પડેલા મળ્યા.

ગંગા—હા, હવે સમજી તમે તો ચોર છો ?

રમેશ—કેવી રીતે ?

ગંગા—જે રૂપીઆ પડેલા જડયા તે શું તમારા હતા ?

રમેશ—ઠીક, જા હવે હું હાર્યો.

થોડીવાર બંને જણ છાનાં રહ્યાં, પછી થોડીવારે ગંગાએ પૂછ્યું, તમે શું ફરી લગ્ન કર્યું છે ?

આ સાંભળી એકદમ રમેશનો રંગ બદલાઇ ગયો, થોડીવાર પછી રમેશે કહ્યું, ના, હવે કરીશ.

ગંગા—કોની સાથે ?

રમેશ—એ પછી જાણશો.

ગંગા—છોકરીની ઉમ્મર કેટલી છે ?

રમેશ—તમારા જેટલી હશે.

ગંગા—કેવી, કાળી કે ગોરી છે ?

રમેશ—ઘણીજ રૂપવાન છે.

ગંગા—એવી કોઇવાર જોઇ નહીં હોય એવી રૂપાળી છે ?

રમેશ—હા એવી છે કે જેને કદી પણ કોઇએ જોઇ નહીં હોય એવા રૂપવાળી છે.

ગંગા—તમે તેને કદી જોઈ છે ?

રમેશ—હા.

ગંગા—તમે તેને ચ્હાવ છો ?

રમેશ—હા.

ગંગા—ને પણ તમને ચ્હાય છે ?

રમેશ—એ કેવી રીતે જાણી શકું ?

ગંગા—ઠીક, એવી સુંદર બાળકી તમને ક્યાંથી મળી ગઈ ?

રમેશ—તમારાજ ગામમાં રતનપુરમાં

ગંગા—અમારા ગામમાં ! કોની છોડી ! એનું નામ શું ?

રમેશ—હરિનાથ શુકલની, ગંગા.

આ સાંભળી ગંગા શરમાઇ ગઇ, અને થોડીવાર નિચું ભાળી અને પછી તરત ત્યાંથી નાસી ગઇ તેને જતાં જોઇ રમેશે હસ્તાં હસ્તાં એકવાર કહ્યું, " દોડો નહી, પડી જશો, " અને તે પછી રમેશ પણ ત્યાંથી નીચે ઉતર્યો.

આ સઘળી વાત તારાએ પાસેના ખંડમાં રહી સાંભળી લીધી.

રમેશે નીચે જઇ તારાની માની આજ્ઞા માગી, તેણે કહ્યું, બેટા, સવાર સાંજ અહીં આવ્યા કરજો. અને જમવાનું પણ અહીંજ રાખજો.

રમેશે જમવાનો તો ઇન્કારજ કર્યો પણ આવવાનું કહી ત્યાંથી ચાલતો થયો. આ પછી અવાર નવાર ત્યાં આવતો જતો હતો. તેનું મન ગંગા પ્રતિ ચોટયું હતું. ગંગા પણ હજુ કુંવારી હતી. ગંગા પણ તેને ચ્હાતી હતી. સાધારણ મળતાં તે વખતે તે વાત કર્યા વિના રહેતાં નહીં.

હરિનાથ કેટલાક દિવસ ત્યાં રહી પછી કુટુંબ સહિત રતનપુર આવ્યા. રમેશ હજુ ત્યાંજ રહ્યો હતો.

---

## પ્રકરણ ૨૧ મું.

### ગંગાનું હરણ.

હરિનાથ ઘેર આવ્યા પછી તારા અને રમેશનો બદલો લેવાનો નિત્યાનંદ અને શ્યામ સુંદરે વિચાર કર્યો. નિત્યાનંદે શ્યામસુંદરને કહ્યું કે જો તું મને તારી તમામ મિલ્કત આપે તો હું તને તારા લાવી આપું. શ્યામ સુંદરે જો કે તમામ મિલ્કત તેને લખી આપવાનો વિચાર કરેલોજ હતો પણ તારા મેળવી આપે તોજ તેના નામનું વીલ તેને આપવું એવું નક્કી કરવાથી બન્ને વચ્ચે મૈત્રિ થઇ. હરિનાથનું કુટુંબ ઘેર આવ્યું ત્યાર પછી કેટલાક વખતે રાત્રે ગંગા તેની સહીપણી ને બોલાવા ઘેરથી બીજા ફળીઆમાં જતી હતી. તેવામાં ત્યાં, તારાનું હરણ કરવા નિત્યાનંદે મૂકેલા માણસો તેને તારા જાણી એકદમ બેહોશ કરીને મોમાં કપડું બાંધી ત્યાંથી ઉંચકી ગયા.

ગંગાને જ્યારે ભાન આવ્યું ત્યારે જોયું તો એક જંગલમાં તેને બે આદમી ઉંચકી જાય છે. એવામાં તેને નિત્યાનંદના માણસોએ માતાના મંદિર આગળ ઉતારી, કે જે મંદિરના સંબંધમાં ઘણી વાર આ વાર્તામાં વર્ણન આવી ગયું છે. એક માણસે તેને મંદીરની અંદર આવવા કહ્યું, પરવશ પડેલી બિચારી અનાથ ગંગાએ ઘુંઘટો કાઢી મંદીરમાં પ્રવેશ કર્યો

અંદર જઇ ગંગાએ ઘણા આશ્ચર્યથી જોયું તો એક તરફ શ્યામ સુંદર અને દેવદત્ત પાઠક બેઠા છે. અને બીજી તરફ એક બ્રાહ્મણ પૂજા વિગેરેનો સામાન લઇ ઉભો રહ્યો છે, શ્યામ સુંદર આ લોકોમાં ભળી ગયો છે તે વાત તે જાણતી નહોતી તેથી તેને જોઇ તેને કાંઇ ધીરજ આવી.

શ્યામ સુંદરે ધાર્યું કે તારાજ આવી છે.તેથી તે ત્યાંથી ઉઠી માથું ખંજવાળતો ખંજવાળતો ગંગા પાસે જઇ અને તેને કાનમાં કહેવા લાગ્યો કે, તને આ પ્રમાણે ઉંચકી આણી છે,તેથી ખોટું ન માનવું. તું મારા જીવનનું સર્વસ્વ છે. જો તું મને તારો નહી બનાવે તો મારૂં જીવન નકામું જશે. જો તું મારી સાથે રહીશ તો હું તારો ગુલામ થઇને રહીશ અને મારૂં જીવન તને અર્પણ કરીશ.

ગંગાએ જાણ્યું કે, આનું નસીબ ફરી ગયું જણાય છે, એકવાર ગાંડો થઇ ગયો હતો, વળી આ વખત બીજી રીતે ગાંડો થઇ ગયો હશે.

શ્યામ સુંદરે તે બોલી નહીં, એટલે કહ્યું, તારા, કેમ મારા ઉપર હજી પણ દયા આવતી નથી ?

આથી ગંગા સમજી કે આતો મને હજુ તારાજ સમજે છે તેથી તેણે કહ્યું, હું તો તારા નથી પણ ગંગા છું.

આ સાંભળી શ્યામ સુંદરનો તમામ દર્પ ઉડી ગયો તેણે લથડતી જીભે કહ્યું, શું તું ગંગા છે ?

ગંગા—હા, ગંગા, ઓળખતા નથી ?

શ્યામ સુંદરે કહ્યું, હા. ઓળખી.

ગંગા—તો ઠીક, આતો તમારી ભૂલ થઇ, હવે મારી શી જરૂર છે ? મને ઘેર મોકલી આપો.

શ્યામ સુંદરે કહ્યું, ચાલો.

બન્ને જણ મંદિરમાંથી નીકળી જવા માંડયાં ત્યાં પાછળથી કોઇએ બુમ પાડી તેથી, શ્યામ સુંદર ઉભો રહ્યો. પાછળથી નિત્યાનંદ દોડતો આવતો હતો. પાસે આવીને નિત્યાનંદને કહ્યું, તું તો દગાબાજ જણાય છે, કામ થયું કે ચાલ્યા, કાંઇ ગરજ રહી ?

શ્યામ—દગાબાજ તું કે હું ?

નિત્યાનંદ—જરે સમજી વિચારીને બોલ, હું તારૂં વીલ હજુ પણ જબર દસ્તીથી લઇ શકું તેમ છું.

શ્યામ—શું હું મીણનું પુતળું છું કે તું મારી પાસેથી વીલ ખુંચાવી શકું ? વીલ મારી પાસે આ રહ્યું, પણ તારા જ્યાં સુધી મને ન મળે ત્યાં સુધી તે તને મળી શકશે નહી.

નિત્યાનંદ પણ ગંગાને તારા સમજતો હતો, તેથી કહ્યું, તારા તો તારી પાસે આવી ગઇ, હવે જો હું વીલ લઇ લઉં છું કે નહીં. એમ કહી બન્ને જણા સામ સામે બાથબાથા કરવા લાગ્યા

ગંગા જરા દૂર ઉભી ઉભી તમાસો જોવા લાગી.

અપૂર્ણ.

---

# ग्रामोफोन.



આજ કાલ ગ્રામોફોનને કોઇ નહી ઓળખતું હોય તેવું નથી.ગ્રામોફોનમાં કયા વિજ્ઞાનિક નિયમોના આધાર ઉપર મનુષ્યોના શબ્દોને જેવાને તેવા રૂપમાં સાંભળી શકાય છે તેમજ ઘણા પ્રખ્યાત ગવૈયાનાં અને નાટકનાં ગાયનો ગ્રામોફોનમાં શી રીતે ગવાઇ શકતાં હશે તેની આજે ઘણાને ખબર પણ નથી.ખરેખર તે આશ્ચર્ય જનક છે. પરંતુ વિજ્ઞાન તરફ ધ્યાન આપતાં તે એક સાધારણવાત માલુમ પડે છે.

મનુષ્યના શબ્દોને ગ્રહણ કરનારા અને તે શબ્દોને પાછા જેવાને તેવા રૂપમાં ઉચ્ચારણ કરનારા ગ્રામોફોન નામના યંત્રની બનાવટને ચાલુ ઉપયોગી રૂપમાં અમેરિકાના પ્રખ્યાત વિજ્ઞાનવેત્તા એડિસને સને ૧૮૯૭ માં બહાર પાડી હતી. તેની બનાવટ અને તેના જન્મદાતા બંનેનો ઇતિહાસ ઘણોજ રોચક અને વિચિત્ર છે. તાર માસ્તર તરીકે તારની ખબર પહોંચાડનાર એક સાધારણ મનુષ્ય એડિસન-કેવી રીતે ત્રીસ વર્ષની ઉમ્મરમાં સંસારમાં ખળભળાટ બનાવી દેનાર વૈજ્ઞાનિક શોધોને બહાર પાડનાર બની ગયો, કેવી રીતે વિજળીના દીવા, તાર અને ટેલેફોન, વિજળીની રેલગાડીએ, મનુષ્યના અવાજ ઉત્પન્ન કરનારા ગ્રામોફોન અને મનુષ્ય તથા અન્ય જીવજંતુઓને હરતાં ફરતાં બતાવનારી શોધો તથા કેટલીય અચંબો ઉત્પન્ન કરનારી શોધો તેણે કરી તેની વાર્તા ઘણી લાંબી છે. તેની હકીકત પછી આવશે, પરંતુ આજે ગ્રામોફોન અને તેની સાથે સંબંધ રાખનાર બાબતો ઉપર વિચાર કરીશું.

યુવક એડિસન એકવાર પોતાની તાર ઓફિસમાં બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો કે કેવી રીતે તારની ખબરો, કોઇ મનુષ્યની મદદ સિવાય પોતાની મેળેજ બીજે ઠેકાણે પહોંચી શકતી હશે ! એમ વિચાર કરતાં તેને એમ લાગ્યું કે લોઢાની કલમ અથવા પીન, ફરતા હલકા ચીકણા કાગળ ઉપર ઘસાવાથી શબ્દ ઉત્પન્ન થાય છે કાગળ જેટલો ઉપસેલો હોય યા નીચે દબાયલો હોય તે અનુસાર શબ્દ-અવાજ એટલોજ મોટો અથવા ધીમો થાય છે. આ પછી તેણે નિશ્ચય કર્યો કે જો કાગળના ઉપર થોડી થોડી દૂર જગ્યા ઉપર કોઇ વસ્તુ એક લાઇનમાં એ પ્રકારે ચોટાડવામાં આવે કે જેથી કાગળ થોડી થોડી દૂર જગ્યા ઉપર ઉપસે અને ફરી દબાઇ જાય, અને પછી તે કાગળ એક ચરખી ઉપર મૂકીને ચરખી ફેરવવામાં આવે તો તે ઉંચી નીચી કાગળની ધારોપર ઘસાનારી લોઢાની પીન, તેજ અને ધીમો અવાજ કરી શકશે. આટલું જણાયા પછી તેણે વિચાર કર્યો કે કાગળને બદલે જો કોઇ અન્ય ધાતુનું ચિકણું પતરૂં મૂકવામાં આવે અને પોલાદની પીનથી ઘસાઇને થનાર ધીમા અવાજ બહુ તેજ કરવાનો કોઇ ઉપાય કરવામાં આવે તો સહેજ કામ થાય તેમ છે. વળી જો તે ધાતુના ચિકણા પત્રા ઉપર ગમેતેમ ઉંચાઇ નીચાઇ ન રાખતાં મનુષ્ય પાસે અવાજ કરાવીને તે પીન વડે જોઇએ તેટલી ઉંચાઇ નીચાઇ કરાવીએ તો પછી તે પતરાં ઉપર પીન ચલાવવામાં આવે તો તેમાંથી મનુષ્યનો તેજ અવાજ નીકળે તેમ લાગે છે. તે પછી તેણે એક પેચ વાળી રેકર્ડ બનાવીને તેને ચક્કર ઉપર મૂકી, પછી રેકર્ડ ઉપર કાગળથી પણ પાતળું ટીનનું એક પતરૂં સુંદર ચોપડીને તેના ઉપર મૂક્યું, બીજી તરફ તેણે મુખનળી બનાવીને તેની નીચેની બાજુએ પાતળા ચામડાનો પડદો લગાવીને તેની વચ્ચો વચ્ચ પોલાદની એક બારીક પીન લગાવી દીધી. જો તે પીન રેકર્ડના આગલા પેચમાંની ધાર ઉપર ટીનના પતરાને અડાડીને ફેરવવામાં આવે અને પછી કોઇ મનુષ્ય એક તરફ તે રેકર્ડને હાથથી ફેરવતો જાય અને બીજી તરફથી સાથે મુખનળીમાં બોલતો જાય તો તેના મોંમાથી ઉચ્ચારેલા શબ્દો તે મુખનળીમાં વાયુની લહરીઓ પેદા કરે. અને લહરીઓ નળીની બીજી તરફ જઇને ત્યાં લગાવેલા ચામડાના બારીક પડદામાં અથડાવાથી તેને ધક્કા મારે છે.

શબ્દ વિજ્ઞાનનો નિયમ છે કે, મનુષ્ય જુદાજુદા પ્રકારના શબ્દ ઉચ્ચારણ કરતી વખતે પોતાની જીભ વડે મોંની અંદર ભરેલા વાયુમાં જુદાજુદા પ્રકારના ઉંડા યા હલકા ધક્કા મારે છે તે ધક્કા અન્ય

સાંભળનાર મનુષ્યના કાનની અંદરના પડદામાં જઇને અથડાય છે, જેથી તે જુદાજુદા પ્રકારના શબ્દનું જ્ઞાન તેને થાય છે અને તે સમજી જાય છે કે બોલનારા મનુષ્યે શું કહ્યું એજ નિયમ અનુસાર જ્યારે મુખ નળીમાં જુદાજુદા પ્રકારના શબ્દો બોલવામાં આવે છે, ત્યારે તેને બીજે છેડે જડેલા ચામડાના પડદાની ઉપર જુદાજુદા પ્રકારના હલકા ધક્કા લાગે છે. આ ધક્કાથી તે પડદાને લીધે તેની પાછળ જડેલી પીન કમ યા વધુ તે ધક્કા અનુસાર નીચેની તરફ દબાય છે. પીનના દબાવાથી ફરતી રેકર્ડ ઉપર મઢેલા ટીનના પતરા ઉપર કમ યા વધુ ઉંડાં નિશાન, પીનના દબાણના હિસાબથી થતાં જાય છે આ પ્રકારે તે પીન ટીનના પતરા ઉપર એક છેડાથી બીજા છેડા સુધી નિશાન બનાવી દેછે. નિશાન પડી જતાં તે ટીનનું પતરૂં ગાઇ શકાય તેવું રેકર્ડના રૂપે બની જાય છે.

આ પ્રકારે રેકર્ડ બની ગયા પછી આપણે તેમાં ભરેલા અવાજને તેને વગાડતાં સાંભળી શકીએ છીએ. એમ કરવાને માટે આપણે ટીનના પતરાને પાછું ફરીથી ચક્કર ઉપર મૂકવુ પડે છે, પછી તેને પ્રથમની માફક હાથથી ફેરવવુ પડે છે, અને મુખ નળીને કાનમાં લગાવવી પડે છે ત્યારે તે ફરતા ટીનના પતરા ઉપર પીનના ઘસાવાથી મુખ નળીના પડદાપર મઢેલો ચામડાનો પડદો ઉપરની તરફ કમ યા વધુ, ટીનના પતરા ઉપર બનેલા નિશાનોની માફક ઉંચો નીચો થાય છે. પડદો વારંવાર ઉંચો નીચો થતાં મુખ નળીની અંદરના વાયુમાં પડદાના ઉંચા નીચા થવાના પ્રમાણમાં કમ યા વધુ ધક્કા લગે છે, જેથી વાયુની જેમ પ્રથમ બોલવાથી થતી હતી તેવીજ લહેરો ઉત્પન્ન થાય છે. તે લહેરો તે વખતે સાંભળનાર મનુષ્યના કાનના પડદામાં અથડાય છે. અને તે અનુસાર જે શબ્દો પ્રથમ રેકર્ડ ઉપર ભરવામાં આવ્યા હતા તેજ શબ્દો સાંભળવામાં આવે છે. એ નિયમના આધારે તમામ ગ્રામોફોન તૈયાર થઇ શકે છે.

એડીસને આ પ્રકારે આ ટીનનો પતરાં અને ચામડાના પડદાવાળાં ગ્રામોફોન બનાવીને સને ૧૮૭૭માં જગતની દૃષ્ટિ આગળ રજુ કર્યું મનુષ્યની બોલી પેદા કરનારૂં આવુ વિચિત્ર યંત્ર બહાર પડતાંજ જગતમાં ઘણી હીલચાલ મચી રહી, અમેરિકા તથા યૂરોપ દેશોમાં આ બનાવવાને માટે મોટાં મોટાં કારખાનાં ખુલ્યાં તેમાં ગ્રામોફોનની નકલો કે જેને આ વખતે ફોનોગ્રાફ કહીએ છીએ તે બનાવવા માંડી કારખાનાવાળાઓએ એડિસન પાસેથી તે બનાવવાનો અધિકાર મેળવી લીધો અને તેના બદલામાં એડિસનને ધન પણ પુષ્કળ મળ્યુ. ફોનોગ્રાફ નીકળ્યા તે વખતે હિંદુસ્તાનમાં પણ ઘણી જગ્યાએ તેને વગાડવાના ખેલ થતા હતા. હાલ તો તેની નકલોમાં પણ ઘણી ઉન્નતિ થઇ ગઇ છે તેથી હાલ આપણે તેને ગ્રામોફોનના રૂપમાં આપણા ઘરમાં રાખીને દુનિયાના મોટા મોટા નાટકોમાં ગવાયેલા ગાયનોને આપણા ઘરમાંજ સાંભળી શકીયે છીએ

આ ટીનના પતરાવાળા રેકર્ડને એક મશીન ઉપરથી કાઢીને બીજી ઉપર ચઢાવવામાં પ્રથમ ઘણી અડચણ પડતી હતી. એથી ઘણોજ વિચાર કર્યા પછી એડીસને મીણ જેવો એક નવો પદાર્થ તૈયાર કરીને તેની રેકર્ડ તૈયાર કરી પછી મુખ નળીમાં અવાજ કરી તે તે, રેકર્ડ ઉપર નિશાન કરવને માટે પીનની જગ્યાએ, હજામની નરેણીના જેવુ એક ચામડાનું યંત્ર બનાવ્યું અને તેને પડદાની પાછળ લગાવ્યું. તે મીણ જેવા પદાર્થથી બનેલી રેકર્ડને આપણે સહેલાઇથી એક મશીનમાંથી કાઢીને બીજા મશીન ઉપર મૂકી શકીયે છીએ. વળી આ રેકર્ડ વડે એક ગાયન સાંભળતાં જ્યારે આપણે થાકી જઇએ, છીએ ત્યારે આપણે તિક્ષ્ણધારવાળા ચાકુથી તેના આકાપર પડેલા નિશાનોને કાઢી નાખી બીજુ ગાયન તેમાં ભરી શકશે છીએ. આ પછી મશીનની વાત બાકી રહી, પ્રથમ તેને હાથથી ફેરવવુ પડતું, તેથી મશીનની ચાલ ઓછી કદી વધુ થતી હતી. જેથી કમ યા વધુ અવાજ નીકળવાથી ગાયન બે સુરે થઇ જતું હતું. એથી ફોનોગ્રાફ ચલાવવાને માટે એક પેટી બનાવવામાં આવી, જેની અંદર ઘડીઆળ ચલાવનાર ચાવીની માફક ચાવી જડવામાં આવી. તે ચાવી ચઢાવવાથી ઉપરની રેકર્ડ ચક્કરની માફક સરખી ચાલથી બરોબર ફર્યા કરે છે, એ પ્રકારે આ અદ્ભુત યંત્ર બનીને તૈયાર થઇ ગયુ તેથી રેકર્ડમાં કોઇપણ ગાયનમાં કોઇપણ શબ્દ ભરી શકીયે છીએ. અને પાછા તે રેકર્ડને મશીન ઉપર મૂકીને આપણે તે ગાવાના શબ્દને

વારવાર સાંભળી શકીયે છીએ. થોડા દિવસથી આ મશીનનો વ્યાપાર અને તેની તરફ લોકોની ઘણીજ રૂચિ પેદા થઇ. ત્યારે વિચાર થયો કે એક ગાયનને માટે નો રેકર્ડ ભરવાને માટે ગવૈયાને જોઇઆર ગાવાની જે જરૂર પડે છે તે ઠીક નહીં, ત્યારે એક એવી રેકર્ડ બનાવવામાં આવી કે જેથી મીણ જેવા પદાર્થની ઉપર ઘણુંજ પાતળું સોનાનું પતરૂ ચ્હઢાવવામાં આવ્યું તે પતરૂ એટલું પતળું હોય છે કે જો એવાં ત્રણ લાખ પતરાંને એક બીજા ઉપર રાખવામાં આવે તો તેની ઉંચાઇ માત્ર એક ઇંચ જેટલી થાય. આ સોનાનાં પતરાંપર મઢેલી રેકર્ડમાં એકવાર ગાયન ભરવામાં આવે તો પાછી તે રેકર્ડમાંથી હજારો વાર તે ગાયન જેમનું તેમ કહાડીને બીજી રેકર્ડોમાં પણ ભરી દેવામાં આવે છે. એથી ગાનારાઓની મહેનત પણ બચી અને કંપનીનું ખર્ચ પણ કમી થયું આ પ્રમાણે આજે તેમાં ઘણો સુધારો કરવામાં આવ્યો છે.

મધુર અને મનોહર ગાયનોને સાંભળવા ઉપરાંત ગ્રામોફોનથી ઘણુંય બીજું કામ લેવામાં આવે છે

(૧) અમેરીકામાં વખતની તંગી અને વ્યાપારની તેજી હોવાથી ત્યાં ફોનોગ્રાફવડે નોકરનું કામ લેવામાં આવે છે. જ્યારે કોઇ વ્યાપારીને કોઇ પત્રનો ઉત્તર લખવો હોય છે ત્યારે તે અવાજ વગરની એક સાદી રેકર્ડને મશીન ઉપર ચઢાવીને તેમાં ઉત્તર ભરી દે છે. જ્યારે અનેક પત્રોના અનેક ઉત્તરો ભરેલી ઘણી રેકર્ડો એકઠી થાય છે, ત્યારે એક ટાઇપ રાઇટીંગ કરનારી છોકરી તે સર્વને પોતાની રૂમમાં લઇ જાય છે, અને ત્યાં રેકર્ડોને એક પછી એક ફોનોગ્રાફના મશીન ઉપર ચઢાવીને અને તેની મુખ્ય નળીને પોતાના કાનમાં લગાવીને તે પોતાના ટાઇપરાઇટર ના સામે બેસીને ફોનોગ્રાફ ચલાવે છે. અને જેમજેમ રેકર્ડમાંથી શબ્દો બોલાય છે તેમતેમ તે જલ્દીથી ટાઇપ કરી લે છે આથી કામ ઝપાટાબંધ થાય છે અને વ્યાપારીનો અમૂલ્ય સમય બચી જાય છે પછી તે રેકર્ડ દફતરમાં રાખી લેવામાં આવે છે.

(૨) રેકર્ડમાં મોટા મોટા વિદ્વાનોનાં લખેલાં પુસ્તકો ભરવામાં આવે છે, જેથી આંધળા મનુષ્યો પણ તેનો લાભ લઇ શકે છે.

(૩) મહાન વ્યાખ્યાન કરનારાઓનાં વ્યાખ્યાનો સર્વના સાંભળવામાં આવતાં નથી, પરંતુ તેમનાં વ્યાખ્યાનો અને ઉપદેશોને રેકર્ડમાં ભરવાથી સર્વ કોઇ સાંભળી શકે છે

(૪) પોતાના વંશજોના ઉપદેશો અને વસીયતનામાં વિગેરે પણ રેકર્ડોમાં ભરવાથી બાળકો તેનો ગમે ત્યારે લાભ લઇ શકે છે.

(૫) અમેરીકામાં એવી ઘડીઆળો બનાવેલી છે કે તેમાં રેકર્ડ એવી રીતે જડેલી હોય છે કે કલાક વાગતાં તે મનુષ્યની માફક અવાજ કરીને કેટલા વાગ્યા તે કહી શકે છે. આ પ્રમાણે એડીસને ઘણી શોધો કરી છે. પરંતુ સીનેમેટોગ્રાફ કે જેમાં હાલતાં ચાલતાં માણસોનો દેખાવ બતાવી શકાય છે તે તથા ગ્રામોફોનની શોધથી તો જગત ઉપર ઘણોજ ઉપકાર થયો છે.

જગન્નાથ પ્રજા.

# रसायन शास्त्र.

( અનુસંધાન ગતાંકથી )



સૃષ્ટિ જન્ય પદાર્થોના ત્રણ વિભાગ કલ્પે છે, તે આ પ્રમાણે ખનીજ પદાર્થ, ઉદ્ભિજ પદાર્થ અને પ્રાણિજ પદાર્થ. આ વિભાગમાના પદાર્થને રસાયનવેત્તા તપાસીને જુવે છે કે તે એ પદાર્થ એકજ જાતના પદાર્થમાંથી બનેલો છે કે અનેક પ્રકારના દ્રવ્યોમાંથી થએલો છે? એમની શોધ ખોળ કરતાં જણાયું છે કે, કેટલાક પદાર્થ એકજ દ્રવ્યથી બનેલા છે, અને કેટલાક અનેક દ્રવ્યથી બનેલા છે. આ ઉપરથી રસાયન શાસ્ત્રીઓએ પદાર્થના બે વિભાગ કલ્પેલા છે. એકાકી ( સીંપલ ) અને સંયુક્ત ( કંપાઉન્ડ ) એકાકી પદાર્થમાં એકજ પ્રકારનું દ્રવ્ય હોય છે. દાખલા તરીકે, સોનું, રૂપું, ત્રાંબુ વિગેરે. સંયુક્ત પદાર્થમાં એક કરતાં વધારે પ્રકારનાં દ્રવ્યો હોય છે. દાખલા તરીકે પાણી એમાં બે તત્ત્વ છે. ખાંડમાં ત્રણ, ફટકીમાં ચાર કોઇ એક પદાર્થ એકાકી ( સિંપલ ) છે. યા સંયુક્ત છે. તે સિદ્ધ કરવા રસાયન વેત્તા અનેક ઉપાય યોજે છે જેમકે, ગરમી આપવી એ એક ઉપાય; કે જેના વડે તમામ ઉદ્ભિજ અથવા પ્રાણિજ પદાર્થ અનેક દ્રવ્યોથી બનેલા છે એમ સિદ્ધ કરી શકાય છે. તેમજ વીજળી, પ્રકાશ, રસાયનિક ફેરફાર વિગેરેની યોજના કરવાથી પદાર્થના ઘટકાવયવ જૂદા જૂદા કરી શકાય છે આવા ઉપાય યોજવાથી કોઇ પણ પદાર્થમાંથી જ્યારે બે અથવા વધારે દ્રવ્યો જૂદાં કાઢી શકાય છે, ત્યારે તે પદાર્થને સયુક્ત ( કંપાઉન્ડ ) પદાર્થ કહે છે. કોઇ પણ પદાર્થને ઉપલા ઉપાયથી અથવા હરકોઇ બીજી રીતે તપાસી જોતાં ભિન્ન દ્રવ્ય નહિ નીકળતાં તે તેવીજ હાલતમાં રહે છે, ત્યારે તેને એકાકી પદાર્થ અથવા મૂળ તત્ત્વ ( એલિમેન્ટ ) કહે છે. જે ક્રિયાથી કંપાઉન્ડ પદાર્થનાં તત્ત્વ જુદાં પાડી શકાય છે, તેને પૃથક્કરણ કહે છે દરેક સયુક્ત પદાર્થનું પૃથક્કરણ બને છે; એટલે તે પદાર્થ બે અથવા ત્રણ તત્ત્વોથી બનેલા હોય છે તેમનાં તત્ત્વો જુદાં પાડી બતાવી શકાય છે. મૂળતત્ત્વ વાળા પદાર્થ એકજ પ્રકારના તત્ત્વથી બનેલા હોવાને લીધે તેની પર પૃથક્કરણની ક્રિયા લાગુ પડતી નથી, દાખલા તરીકે પીતળ લેતાં તેનું પૃથક્કરણથી તાંબુ અને જસત નિકળશે પણ તાંબા અથવા જસત ઉપર પૃથક્કરણની ક્રિયા લાગુ કર્યા છતાં તેમાંથી તેમની મૂળ ધાતુજ નિકળશે. તે ઉપરાંત બીજું કશું નીકળતું નથી, પૃથક્કરણથી જેમ તત્ત્વોની શોધ થાય છે તેમ બીજી એક ક્રિયા આ શાસ્ત્રમાં છે તેના પ્રતાપે ભિન્ન જાતિનાં તત્ત્વોનું મેલન કરી નવો સંયુક્ત પદાર્થ બનાવી શકાય છે; તેને સયોગીકરણ ( સિંથેસીસ ) કહે છે. આ ક્રિયા પૃથક્કરણ વિરૂદ્ધ છે. દાખલા તરીકે જો વિજળીક પ્રવાહને પાણીમાં છોડીએ તો પાણીનું પૃથગ્ભવન બની તેમાંના ઑક્સિજન અને હાઇડ્રોજન આ તત્ત્વો જુદાં પડે છે; એ પૃથક્કરણનો દાખલો થયો. પણ ઑક્સિજન તથા હાઇડ્રોજનનાં મિશ્રણમાંથી વિજળીક પ્રવાહ છોડ્યો હોય તો તેનું સંયોગીકરણ બની પાણી ઉત્પન્ન થાય છે, એ સયોગી કરણનો દાખલો છે.

આ મુજબ અનેક મુળ તત્ત્વો એકત્ર કરી રસાયન શાસ્ત્રના આધારે તરેહવાર સયુક્ત પદાર્થ ઉત્પન્ન કરી શકાય છે. પૃથક્કરણ અને સમ્યોગીકરણ આને બંન્ને ક્રિયા રસાયન વેત્તા પૂર્વી મહિમા તમામ પદાર્થ ઉપર યોજી નવાં તત્ત્વો અને નવા સયુક્ત પદાર્થ ઉત્પન્ન કરી તેના તમામ ધર્મ નિરખી તેને આધારે નવી શોધ ખોળ જાહેર કરી શકે છે.

દાખલા તરીકે ગંધકનો ભૂકો અને તાંબાનો કાનસ વડે ઘસીને બનાવેલો ભૂકો એકત્ર કર્યો હોય તો ગંધકનો પીળો રંગ અને તાંબાનો લાલ રંગ નિર્મૂળ બની લીલો રંગ માલમ પડશે. પણ સુક્ષ્મ દર્શક યંત્ર વડે જોતાં તાંબાની રજકણ અને ગંધકની રજકણ નજદીક રહેલી ખુલ્લી જણાય છે. એટલુંજ નહિ પણ ગંધકની હલકી રજકણોને પાણીથી ધોઇ નાખતાં ત્રાંબાનાં જાડાં રજકણ પાછળ રહે છે. સારાંશકે આ ઠેકાણે તેમનું પરસ્પર ઉપર રસાયન કાર્ય નહિ થવાથી તેમાંથી નવો પદાર્થ ઉત્પન્ન થયો નહિ. પણ જો તેજ મિશ્રણનો થોડો ભાગ લઇ તેમને ગરમી આપી હોય તો તેજ જલદીજ ચળકવા માંડે છે અને ગોળો બને છે, તેની પરીક્ષા કરતાં એવું અનુભવે છે કે, તાંબુ અને ગંધક એ બંન્ને પદાર્થ

અનદીઠ બન્યા છે. અને અત્યંત શક્તિમાન એવા સૂક્ષ્મદર્શક યંત્ર વડે પણ તે મિશ્રણમાંના જુદા જુદા પદાર્થ ઓળખાઈ આવતા નથી પણ તે બન્નેની જગાએ એક નવીજ કાળો પદાર્થ બને છે તેના ધર્મ તાંબુ અને ગંધક આ બન્નેના ધર્મથી તદન ભીન્ન હોય છે. આ ઠેકાણે રસાયનિક કાર્ય પડતાં તાંબુ અને ગંધક એમનો રસાયન સંયોગ બની એક સંયુક્ત પદાર્થ બનેલો રસાયન કાર્યનો સંયોગ વિયોગ થઇ જે પદાર્થ બને છે. તેમની સૂક્ષ્મ રીતે પરિક્ષા કરતાં એવું સિદ્ધ કરી શકાય છે કે, ચીજનો કદી નાશ થતો નથી અને દ્રવ્ય એ અવિનાશી છે. રૂપાંતર થએલા જુદા જુદા પદાર્થનું વજન કરી જોતાં દ્રવ્યનો નાશ થયો નથી એવું જાણી શકાય છે તેમનું વજન રસાયન કાર્ય થયા પછી પણ રહે છે એવી પ્રત્યક્ષ પ્રયોગ દ્વારે અનુભવ મેળવી રસાયન શાસ્ત્ર માંહેલા આ મહત્ત્વના સિદ્ધાંતની સચ્ચાઇ સ્થાપિત કરવામાં આવી છે પદાર્થના સૂક્ષ્મ રીતે વજન તોળવા માટે રસાયનિક ત્રાજુ નામે યંત્રનો ઉપયોગ કરવામાં આવે છે. દરેક પદાર્થ લઇ તેમનાં કાર્ય પરસ્પર ઉપર કેવી રીતે થડે છે અને તે કાર્યને લીધે મૂળ પદાર્થમાંથી તદન ભિન્ન એવા પદાર્થ કેવી રીતે ઉત્પન્ન થાય છે એ જોવા અને એ સંબંધમાં તેમના ધર્મ શા છે, તે કાઢવાનું કામ રસાયન વેત્તાનું હોય છે. આ ધર્મ સયોગ જાણવા માટે તેમને પ્રયોગ કરવા પડે છે. એટલે જે પદાર્થના ધર્મની તેમને પરિક્ષા કરવી હોય તેમને જોઇએ તેવો અને જોઇએ ત્યારે ફેરફાર કરી શકાય તેવી અવસ્થામાં સ્વાભાવિકપણે સૃષ્ટિમાં હોતા નથી. આથી રસાયન શાસ્ત્રને પ્રયોગસિદ્ધ શાસ્ત્ર પણ કહે છે. આ પ્રમાણે તેમના જોવામાં આવે તેવા તમામ મળે છે એમનું પૃથક્કરણ કરતાં શરૂઆતમાં મૂળ પદાર્થ જેટલા વજનનું લીધું હતું તેજ પ્રમાણમાં તે ફરી મળે છે.

જ્યારે મીણબત્તી હવામાં બળે છે, ત્યારે આજ પ્રકારના રસાયન કાર્ય તે પર થાય છે. જો કે મીણબત્તી ધીમે ધીમે બળી જાય છે છતાં જે પદાર્થમાંથી તે બનેલી છે, તેમનો નાશ થતો નથી. માત્ર તે દ્રવ્યોનું રૂપાંતર બની તે એવી સ્થિતિએ પહોંચે છે કે તેઓ આપણી નજરે પડતાં નથી. પણ તેમનું અસ્તિત્વ બીજાં સાધનોથી સ્થાપિત કરી શકાતું નથી. હવાથી ભરેલી સ્વચ્છ બાટલીમાં જો મીણબત્તીને થોડી મિનિટ સુધી બાળી હોય, અને પછી તે બાટલીમાં ચુનાનું નિતર્યું પાણી નાખ્યું હોય તો તે શુદ્ધ હવામાં જેવું સ્વચ્છ હતું તેવું નહિ રહેતાં, તદન ગરબું અને દુધ જેવું બને છે. આ ઉપરથી જણાશે કે મીણબત્તી બળવાથી એક અનદીઠ એવો વાયુ રૂપી પદાર્થ ઉત્પન્ન થયો, અને તેના અંગે શુદ્ધ હવાના ધર્મથી ભિન્ન ધર્મ છે. એમ સિદ્ધ થાય છે. મીણબત્તી બળતાં તે નિર્મુળ બને છે. અને તેથી નજરે દેખાતા દ્રવ્યનો નાશ થતો જણાય છે પણ એક સાધારણ પ્રયોગથી સિદ્ધ થઇ શકે છે કે. દ્રવ્યોનો ખરેખર નાશ નહિ થતાં ઉલ્ટા તેઓ વજનમાં વધે છે હવામાં ભેળાએલો જે ઑક્સિજન વાયુ છે, તેની સાથે મીણબત્તીનું મીણ અથવા ચરબી એમનાં તત્ત્વોનો સયોગ થતાં તેનું વજન વધે છે. પદાર્થનો પછી તે ઘન-દ્રવ્ય, અથવા વાયુ રૂપ હોય, પૃથ્વીમાં સમુદ્રમાં અગર હવામાં હોય, પ્રાણિજ અથવા ઉદ્‌ભિજ હોય તે તમામ દ્રવ્યના ધર્મનો શોધ કરવા માટે રસાયન વેત્તાઓને પદાર્થને બે મોટા વર્ગમાં વિભાગ પાડવા પડે છે

ઉપર જણાવ્યું તેમ એક વર્ગમાંના પદાર્થને સંયુક્ત પદાર્થ કહે છે. એટલે જે પદાર્થનું પૃથક્કરણ કરી તેમાંથી ભિન્ન એવા બે અથવા વધારે પદાર્થ કાઢી શકાય છે તે સંયુક્ત પદાર્થ તથા જે પદાર્થનું તેમનાથી ઉપર મુજબ પૃથક્કરણ કરી શકાતું નથી અને જેમાંથી મૂળ પદાર્થથી ભિન્ન એવો પદાર્થ નીકળતો નથી તેને મૂળતત્ત્વ કહે છે

પાણી એ સંયુક્ત પદાર્થ છે તેનું પણ પૃથક્કરણ કરી તેમાંથી ઑક્સિજન અને હાઇડ્રોજન આ બે વાયુ જુદા કાઢી શકાય છે તેમજ ક્લોરિન નામનો વાયુ અને સોડીયમ નામની ધાતુ આ બન્નેનો સંયોગ થઇ સાદું લિમક નામે સંયુક્ત પદાર્થ બનેલો છે ચુનો, ખડી, ચીકણી માટી, ખાંડ, મીણ આ તમામ પણ સંયુક્ત પદાર્થનાજ દાખલા છે. અને ફોસ્ફરસ, લોઢું, પારો અને સોનું એ પદાર્થ મૂળ તત્ત્વ પદાર્થનાજ દાખલા છે.

અપૂર્ણ

# રંગનો હુન્નર.

( અનુસંધાન ગતાંકથી. )

પીળોરંગ—સુગર લેટનાં ફિલ્ટર કરેલાં સૉલ્યુશનમાં ક્રોમેટ પોટાશનું સૉલ્યુશન ઉમેરી આ મેળવણીની નીચે થરો બાઝવા દેવો તથા એ થરાને એકઠા કર્યા પછી પાણીથી ધોઇ કાઢી સુકવવો. પણ સુકવવાની જગ્યાની હવામાં ગંધકની અસર પસરેલી ન હોય તેની સંભાળ રાખવી. (૨) સુગરલેડને ગરમ પાણીમાં પીગળાવી તેમાં યોગ્ય પ્રમાણમાં સલ્ફ્યુરીક એસિડ ઉમેરી એ મેળવણી મધેનું પાણી કાઢી નાખી નીચેના થરને ગરમ પાણીથી ધોઇ નાખી તેમાં " ક્રોમેટ ઑફ્પોટાશનું સોલ્યુશન ઉમેર્યાથી પણ લીલા રંગની ભૂકી ઉપજાવી શકાય છે.

સફેદરંગ—સફેતો–શીશાને માટીના વાસણમાં એસેટીક એસીડના સમાગમમાં લાવી, એ વાસણોને એ હાલતમાં અઠવાડીયાંઓ સુધી રહેવા દેવાં તેટલા વખતમાં પેલું શીસું સંપૂર્ણ રીતે કાર્બોનાઇઝ થઇ જાય છે. બાદ એ ' કાર્બોનેટ ઑફ્ લેડ ' ને દળીને સુકવવો.

ઝીંકવાઇટ—સલ્ફેટ ઑફ્ ઝીંકયા કલોરાઇડને સોડિયમ સલ્ફાઇડ યા બીજી જાતના સલ્ફાઇડની મદદથી પીગળાવી તથા નીચે બંધાયલા થરને ભેગા કરી સુકવીને ભૂકો થઇ જાય એવી હાલતમાં આવે ત્યાં સુધી ભુંજવો તથા ગરમ હોય તેટલાજ થંડા પાણીના વાસણમા ઝીંક નાખી, ધોઇ કાઢી સાફ કરી સુકવવો.

લીલોરંગ—પ્રશિયન બ્લ્યુ તથા રેવંચીનું મીશ્રણ એકત્ર કરવાથી બને છે. (૨)જી રીત એક ભાગ જમાલને ખપખળના પાણીમાં ઘટ બનાવી, તેને ચારણીમાંથી ગાળી કાઢવું તથા પછી ૧ ભાગ આર્સિનિયસ એસીડ તથા ૧૦ ભાગ પાણીનું ખપખળતું મિશ્રણ તેમાં ઉમેરવું ને હલાવતા જવું નીચે જાડી થરી થાય, એટલે કેલીકોના કકડામાથી તે મેળવણીને ગાળી કાઢવી ને સુકવવી (૩)ત્રીજી રીત ૭ રતલ સલ્ફેટ ઑફ્ કૉપર તથા ૩ રતલ ' સુગર ઑફ્લેડ ' એ દરેકને પાયપેંટ પાણીમાં જુદાંજુદાં પીગળાવીને બંનેને પછી ભેગા કરવાં તથા તેમાં ૨૪ રતલ વાહીટીંગ નાખી એ મેળવણીને સુકવવાથી થાય છે.

કપડાં રંગવાનો રંગ—

ગુલાબી—એમાં ખારણી અને હરડો રદ્દાવવા માટે એને લાલ રંગ પ્રમાણે બનાવવો પડે છે પછી રંગ પાકો ચડાવવાં ફટકડી અને લોધર એમનું પાણી એક શેર લઇ તેમાં એક શેર ચોખું પાણી નાંખે છે અને તેમાં કપડું ડુબાડી સુકવે છે. બીજી સર્વ કૃતિ લાલ રંગ પ્રમાણે છે.

જાંબુડો—ફટકડીને લોધર એમનું પાણી એકશેર લઇ તેમાં એક શેર કાળો રંગ ડુબાડે છે, અને તેમાં કપડું ડુબાડી તેમની ઉપર લાલ રંગ ચઢાવે છે એટલે જાંબુડો રંગ બને છે ને એનો કાળો રંગ પણ બને છે. મજીઠમાંથી બનાવેલો કાળો રંગ—હરડો ચઢાવેલું કપડું કાળારંગમાં ડુબાડી સુકવવું સુકાયા પછી મજીઠના રંગના લાલરંગ પ્રમાણે ચોપે છે. આ રંગ લોઢાના કાટ જેવો ઝાંખો લાલાસદાર કાળો રંગ પકડે છે.

સુરંગીરંગ—સુરંગીનો લાલરંગ. સુરંગી રંગ પાકો પણ મજીઠ કરતાં ફીકો હોય છે અને તે ચઢાવતા કપડાંને પકવવું પડતું નથી, થંડા પાણીમાં પણ તે ચઢે છે.

અપૂર્ણ.

# पाचन क्रिया. Digestive Process.

( લે. શ્રીયુત મોતીલાલ મથુરભાઇ દેશાઇ. )

( અનુસંધાન ગતાંકથી. )

હોજરીને જઠર પણ કહે છે. તે પેટની અંદર ડાબી બાજુએ, છેલ્લા પાંસળાની નીચે આવેલ છે. તેનો આકાર પાણી ભરવાની પખાલના આકારને મળતો છે તેને બે દ્વાર છે. એક દ્વાર ડાબી બાજુએ અને બીજુ જમણી બાજુએ આવેલું છે. ડાબી બાજુના દ્વારથી અન્ન અંદર દાખલ થાય છે. અને જમણી બાજુના દ્વારમાં થઇને અન્ન આંતરડામાં દાખલ થાય છે. હોજરી માંસના લોચા ની બનેલી છે. અને તે લોચા હોજરીમાં ચારે બાજુએ ગોઠવાયલા છે તેની અંદર એક આચ્છાદાન છે. તેને " રસપડ " કહે છે. તે જ્યારે ઢીલું હોય ત્યારે તેની કરચલી વળી શકે છે. જો તેને યંત્રથી જોયુ હોય તો તે મુધપુડા જેવું દેખાય છે. તેમાં દરેક છીદ્રની તળે બારીક છીદ્ર પણ હોય છે સદરહુ છીદ્ર એ, એક બારીક નળીનું નાતું મોં હોય છે આ નળીએ રસપડમાં દટાયલી હોય છે અને તેની અંદરની બાજુએ બારીક રજકણો જડેલાં હોય છે તે " જઠર રસ " પેદા કરે છે જે જઠર રસ હોજરીમાં કીયાનું મુખ્ય કામ કરે છે.

અન્નનો મુખ્ય હેતુ પોષણ કરવાનો છે. પણ તેમાંથી પોષક દ્રવ્ય નિરાળાં પાડવા કેટલીક ક્રીયા તેના ઉપર કુદરતી થાય છે અને તેથી તેમાંનું પોષક તત્વ નિરાળુ પડે છે. આ કાર્ય જઠરમાં થાય છે. હોજરીની અંદર જે રસપડ આવેલું છે તે જ્યારે જઠર મંદ હોય છે ત્યારે-અગર-નવરૂ હોય છે ત્યારે ફીકુ અને ભિનાશ વાળુ રહે છે પણ જ્યારે હોજરીમાં ખોરાક દાખલ થાય છે ત્યારે તુર્ત લાલચોળ થઇ જાય છે. અને તે ( રસપડ ) માંથી જઠર રસ ઝરવા માંડે છે. આ રસ અનાજને પચાવે છે. દરરોજ પ્રત્યેક માણસ કેટલો જઠર રસ ઉત્પન્ન કરે છે, તેનો આધાર-ખોરાકના પ્રમાણુ અને ખોરાકની જાત તથા તેની જઠરાગ્નિની શક્તિ ઉપર છે. પણ સામાન્ય ધોરણે ૧૦ થી ૨૦ રતલ સુધી. ( જઠર રસ ) પેદા થાય છે જઠર રસમાં ગરમી ૧૮૦ ડીગ્રી જેટલી રહે છે. મરી-મીઠું. તથા ક્ષાર જાતિના પદાર્થો તેની નિપજમાં વધારો કરે છે, થોડો બરફ ખાવાથી પણ જઠરરસ ઉત્પન્ન થવામાં મદદ કરતા છે. પણ જાસ્તી બરફ ખાવાથી કેવળ નુકશાન કરે છે. જઠર રસ અન્નને પચાવે છે. અર્થાત અન્નને ભાગી નાંખી એક રસ બનાવે છે

જઠરરસ—એક રંગનો, પારદર્શક. અરક ( અર્ક ) ની જાતીનો પ્રવાહી છે. પાણીમાં જલદી મીશ્ર થઇ જાય છે.

જઠર રસના ૧૦૦૦ ભાગ લઇએ તો તેમાં —

| | |
|---|---|
| ૯૯૪-૪ | પાણી. |
| ૫-૬ | બીજા પદાર્થો છે. |
| ૧૦૦૦ | |

બીજા ૫-૬ પદાર્થોમાં નીચે પ્રમાણે તત્વો આવેલા છે.

| | |
|---|---|
| પેપસીન | ૩-૨૦ |
| મીઠું, | ૧-૫૦ |
| બીજા ક્ષાર | —૬૫ |
| હાઇડ્રો ક્લોરીક એસીડ. | —૨૫ |
| | ૫-૬ |

હોજરીમાં ખોરાક પાચન થયા પછી જે રૂપ બને છે તેને કાઇમ કહે છે, કાઇમમાં પાચન થએલા તથા પાચન નહી થએલા પદાર્થો મિશ્ર હોય છે-ખોરાકને પચવા માટે જેટલો વખત લાગે છે

તેનો આધાર ખોરાકની જાતી ઉપર છે. કયા પદાર્થો કેટલા કલાકમાં પચે છે તે માટે જુદા જુદા વિદ્વાનોનો ભિન્ન ભિન્ન અભીપ્રાય છે પણ સરાસરી નીચે મુજબ છે.

| | |
|---|---|
| ચોખા–તથા પાણી વાળા દાળ ખીચડી–અને તેવા પદાર્થો. | ૧ કલાક |
| કોળા–બાપનું દુધ. | ૨ કલાક |
| ખાંડ મીશ્રી દુધ તથા તેવા પદાર્થો. | ૨॥ કલાક |
| કાબીજ, શેકેલી રોટલી. પુરી. | ૩ કલાક |
| બટાકા. માંખણ. મલાઇ, ચોપડી રોટલી. શેવ–શીરો, માવો, વીગેરે. | ૩॥ કલાક |

કેટલાએક પદાર્થો હોજરીમાં પચી શકતા નથી તે પદાર્થો આંતરડામાં દાખલ થયાપછી ત્યાં પચે છે. સાકર તેલ અને ચરબી વીગેરે

હોજરીનો રસ થએલો ખોરાક, જે કેટલેએક ક્રયા પછી પેપટોનનું રૂપધારણ કરે છે, તેનું શોષણુ હોજરીમાંજ રક્ત નળીઓ કરી લેછે. અને ત્યાંથી શરિરમાં જાય છે. બાકીના પાચન નહી થએલા અને અપક્વ ભાગો આંતરડામાં જાય છે. અને તેની પાચનક્રીયા ત્યાં થાય છે–આંતરડાનું દ્વારપણ હોજરીમાં આવેલું છે.

હોજરીમાં જ્યારે પાચન ક્રીયા ચાલે છે ત્યારે તેના દ્વાર બંધ રહે છે. ખોરાક જઠરમાં ઉથલ પાથલ થયાં કરે છે. અને જઠર રસ સાથે મળી તેનો રસ બને છે.

ખોરાક પૂરેપૂરો પચ્યાપછી આંતરડાનું દ્વાર ઢીલુ પડે છે અને હોજરીમાં પચતાં બાકી રહેલો ખોરાક આંતરડામાં જાય છે ખોરાકને પચતાં જે વખત લાગે છે તેની થોડી હકીકત ઉપર દર્શાવેલી છે તે વખત દરમ્યાન ખોરાક લીધાથી અગર ભોજન લીધાથી પ્રથમનો ખોરાક બરાબર પચી શકતો નથી.

દિવસમાં એકવાર ભોજન લેવાનો પ્રાચિન આર્યોનો અપુર્વ નિયમ–તથા હાલમાં બે ટંક જમવાનો નિયમ ઘણોજ હીતકર છે ઠંડી રૂતુમાંના રહેવાશીઓની રીતનું અનુકરણ કેટલેએક અંશે અત્ર થવા લાગ્યું છે. પણ તે રીવાજ આ દેશને બંધ બેસતો નથી

પક્ષિઓની હોજરી ઘણી મજબુત છે. તેઓ આખા દાણા અને કાંકરા ગળી જાય છે. તે હોજરીમાં એમાં હાલવાથી દાણાના ચુરા થઇ જાય છે. અને પચે છે. જ્યારે માણસને દાંતવડે ચાવી ખોરાકને લોચા પડતા કર્યા પછી હોજરીમાં મોકલવાની જરૂર છે

હોજરી—Vermiculer–કીડાની માફક હાલ્યા કરે અને તેના વારંવાર હાલવાથી અંદરનો ખોરાક પચી જાય છે. જેમ ખોરાક વધારે વલોવાય તેમ ક્રીયા ઉત્તમ થાય છે.

હોજરી જે ગતીમાં હાલે છે તે ગતિને મદદ મળવા માટે, આપણા પુર્વજો જમી ઉઠયા પછી પેટે હાથ ફેરવતા હતા. અને હજી પણ ઘણા વૃધ્ધો તે ક્રીયાથી જ્ઞાત છે પેટ ઉપર ધીમા દબાણથી અમુક મંત્ર બોલી તેઓ હાથ ફેરવતા હતા અને ખોરાક પચાવવાં માટે તે મંત્રની જરૂર અને તેનું બળ સ્વિકારતા હતા.

अगस्तं कुंभ कर्णंच शनिश्चवडवानलम् ।
आहार परिपक्वार्थं स्मरेभ्दीमंचपंचमम ॥

આ મંત્ર. ઇ. સ. ૧૮૯૬ માં ઓડ (ઉ–ખેડા)ના પંડયા નરદેવભાઇ પાસેથી સાંભળ્યો હતો. અને સ્મૃતિ અનુસાર લખ્યો છે. મી. હોમીયાર નામના એકપારસીએ એક ગ્રંથમાં સદરહુ માટે નીચે પ્રમાણે લખ્યું છે.

" આપણા બાપ દાદાઓ તથા અસલના હિંદવાનો ભોજન લીધા પછી પેટપર જમણો હાથ ગોળ અને ગોળ ફેરવીને, ઓડકાર ખાઇને મજાહ મેળવતા હતા જે રૂઢી આજે પણ, ભાટીઆ, પુરબીયા,—મુસલમાન. હિંદુઓની કેટલીએક જ્ઞાત તેમજ અસલી રીવાજના પારસી બુઢ્ઢાઓ કરે છે. જે સામે આપણે શીખેલામાં ખપતા જુવાનીઆઓ ધિક્કારની નજરથી જોઇને બબડીએ છીએ પણ તેમાં આપણી ઘણીજ મોટી ભુલ છે "

" સત્ય ( Science )ને આધારે તપાસ કરતાં આ કટંગી રૂઢી માનવી તે કુદરતી આશીરવાદ

સમાન છે. એ રૂઢી ( પેટે હાથ ફેરવવાની રૂઢી )હાલમાં જેમ વપરાસમા લેવામાં આવે છે, તે કઢંગી અને બે સમજથી તથા તેના ફાયદાના જાણ્યા વિના કરવામાં આવતી હોવાથી. તેનો ઘણો ફાયદો મળી શકતો નથી. ”

મી. હોમીયાર-જમ્યાપછી પેટે હાથ ફેરવવાની રૂઢીની તરફેણમાં છે અને તેઓ Mental healing ( મેન્ટલ હીલીંગ )દ્વારા અમુક (ટ્રીટમેન્ટસ)ઈલાજ કરવાની ભલામણ કરે છે તેવો અખતરો તેમણે લાંબા અનુભવથી સિદ્ધ કરેલો છે, એ તેઓ જણાવે છે મીં૦ હોમીયારના વિચાર જેમને વિગતે જાણવા હોય તેમણે તેમનું રચેલું પ્રેક્ટીકલ સાયકોલોજી ( પાનું. ૮૧ ) જોવું. અને તે જોવાની હમે ભલામણ કરીએ છીએ.

તેઓ પણ પેટે હાથ ફેરવવાની ભલામણ નીચે પ્રમાણે કરે છે

“ પેટની જમણી બાજુ કલેજા આગળથી શરૂ કરી, પાછું તેજ જગ્યાએ હાથ આવે તેવી રીતે ગોળ અને મોટા કુંડાળામાં પચાસથી સો વખત હાથ ફેરવવો, ગણત્રીની ખાસ જરૂર નથી પણ આશરે તેટલી વખત જમણા હાથથી કુંડાળું ફેરવવું આ પ્રમાણે હાથ ફેરવતી વખતે તેઓ (Mental suggestion) મનો વાસનાથી તથા ( Will power )ઇચ્છા શક્તિ (સકલ્પબળ)થી એમ ભાવના કરવા જણાવે છે કે અંદરનો ખોરાક પચી જાઓ,અને તે પચે છેજ એવી ભાવના તેઓ સતત ચાલુ રાખવા જણાવે છે.

આપણી પ્રાચિન રિતિ પણ એજ દિશા અને ક્રીયાનું સુચન કરે છે, ઉપર જે પાચન ક્રીયાનો આર્યોનો પ્રાચિન મંત્ર જણાવ્યો છે તેનું રહસ્ય પણ તેજ છે. તે મંત્રમાં જે વીર નરોના નામ આપ્યાં છે તેઓએ પાચન શક્તિમાં અપુર્વ વિજય મેળવેલો છે તેથી માત્ર તેમના નામ સ્મરણથી આપણી પાચન ક્રીયાની ભાવનાને મદદ મળે તે અર્થે તેમના નામ સ્મરણની યોજના આપણા વિદ્વાન પુર્વજોએ મંત્રમાં કરેલી છે. એમ સહજ સમજાય છે

- મી. હોમીયાર કહે છે કે —

“ પેટમાં એક બાજુએ કલેજુ ( Liver ) અને બીજી બાજુએ તલ્લી ( Spleen ) તથા વચમા નાના મોટા આંતરડાં અને ઉપર હોજરી એ રીતે સર્વ ગોઠવાયેલાં છે, જે સર્વ અવયવોને ખાસ, પાચન શક્તિથી ખોરાક પાચન કરવાને કામ કરે છે. તેથી એ ચારે અવયવો ઉપર એક સરખી રીતે ચાલુ કુંડાળામાં હાથ ફર્યા કરવાથી તે માંહે ફ્રીક્શનળ ( Fricitional ) ગરમી ઉત્પન થાય છે. જેથી કલેજા માંહેલું પીત ( Bile ) આંતરડામાં પડે છે જેથી ખોરાકને પાચન કરી તેનો કુચો ઝાડા તરફ ધસડી જઇ ઝાડો લાવે છે. ખોરાક ખાતાં હવા, ખોરાક તથા પાણી એ ત્રણે ચીજ આંતરડાના વળેલા ખાચાઓમાં જુદી જુદી ભરાઇ રહે છે. તે એવી રીતે (પેટઉપર)હાથ ફેરવવાથી. એક મેકમાં ભેળાય છે. ખોરાક પાણી અને હવા એ ત્રણે ભેગાઇ તેમાં જે ગરમી ઉત્પન થાય છે. તેથી પાચન શક્તિ તેજ થાય છે આંતરડામાં ભરાઇ રહેલી ઝેરી હવાઓ ( Gas )ને પેટમાં બધે દોડે તથા દુખાવો થાય છે તે નીકળી જઇ પાણી ખોરાક સાથે મળી જાય છે અને ખોરાક પાચન થઇ જરૂર ઝાડો આવે છે. ”

જમ્યા પછી પેટ ઉપર હાથ ફેરવવાની રૂઢી આપણા પુર્વજોએ પણ સાયનટીફીક (શાસ્ત્ર) ધોરણે દાખલ કરી હતી. એવું સ્પષ્ટ રીતે સાબિત થાય છે આ ક્રીયામાં જમણો હાથ પેટ ઉપર ફેરવવો વધારે અનુકુળ છે તથા જમણી બાજુથી ગોળ કુંડાળામાં ફેરવવાનું કારણ જણાવતાં મી હોમીયાર-અમેરીકન ડોકટરોના આધારથી કહે છે કે —

“ આ ટ્રીટમેનમાં જમણોજ હાથ ફેરવવાનું તથા જમણીબાજુથી ડાબી તરફ ગોળ (કુંડાળામાં) હાથ ફેરવવાનું કારણ એ છે કે આંતરડાં જમણી તરફથી ડાબી બાજુ તરફ ઢળેલાં છે અને ગુચળુ વળેલાં હોય છે જેથી ગ્રેવીટીના કાયદા પ્રમાણે જમણી તરફથી ડાબી તરફ હાથ ફેરવવાથી કલેજામાંનુ પીત આંતરડામાં પડી ત્યાંથી તહીં વાટે થઇ આંતરડાના છેડા ( Rectum ) તરફ પાચન ...ા ખોરાકનો કુચો લઇ આવે છે જેથી તે ઝાડા વાટે બહાર પડે છે ”

આપણે આગળ વાંચી ગયા છીએ કે હોજરી પોતાની ક્રીયા ગોળ ( Vermicular ) કીડા માફક ફરીને કરે છે એટલે હોજરી ને પોતાની ગતિમાં મદદ આપવા હાથપણ તેજ દિશામાં અને,તેજ પ્રમાણે

(પેટઉપર)ફેરવવાનું ધોરણ સ્વીકાર્યું છે, એમ સમજાય છે. હાથ ફેરવવાથી ગરમી ઉત્પન્ન થાય છે-અને ગેસ. (હવા)ને છુટી પાડવામાં તે મદદ કરે છે. તે પણ સહજ સમજાય તેમ છે.

હાથ ફેરવવાની ક્રીયા વખતે મંત્ર શા માટે બોલવો જોઇએ તે પણ સહજ સમજાય તેમ છે. શુદ્ધ સંકલ્પ બળ, અને વિચારની દૃઢતા રાખવાનુ આર્ય શાસ્ત્રો સ્વીકાર કરે છે. અને પાશ્ચાત્ય શાસ્ત્રો પણ સ્વીકાર કરે છે. તેના સમર્થનમાં મી હોમીયાર લખે છે કે.—

" શોટ પ્રોજેક્શનના કાયદા પ્રમાણે ક્રીયા ચાલું કરતી વખતે એક વિચાર મનમાં વમાસ્યા (ચિંતવન) કરવાથી, તે વિચાર એકામ દૃઢ થાય છે, કે જેમ થવાથી શરીર માહેલી જીવન શક્તિ (The Vital force.) તથા કુદરતનું બહારનુ ઇન્ટેલીજન્સ (The force The Intelligence.) તે જગ્યાઉપર એકઠું થઇ તનદુરસ્તીને તે જગ્યાએ આકર્ષિ ધારેલી ઇચ્છાપૂર્ણ કરે છે"

વાતાવરણમાં પહેલા સજાતીય સંકલ્પબળને મદદ કરે તેવા તત્વોનું આકર્ષણ કરવું એ માનસિક શક્તિ યાને સંકલ્પબળ ઉપર વધુ આધાર રાખે છે. વિચારની દૃઢતા એ સંકલ્પ સિદ્ધીની કુંચી છે, તેજ ધોરણે મી. હોમીયારે ઉપરા પેરાગ્રાફમાં લખેલી હકીકત આપણા આર્યોની માન્યતાને મળતી છે.

પેટ ઉપર હાથ ફેરવવાથી જે અણદીઠ ફાયદો થાય છે તેનું ધોરણસર ધ્યાન કરતાં મી. હોમીયાર કહે છે કે—

"હાથ અને પેટની ચામડી, એક મેક સાથે ચાલુ ઘસાવાથી, તે માહેલું લોહી ગરમ થઇ (પ્રાઇમસ ચુલામાં જેમ તેલ ગરમ થાય છે, તે પ્રમાણે હવા રૂપ પકડી હાથના પહોંચા અને આંગળાના ટેરવે, ઝમઝમાટ કરતું અણદીઠ રીતે બહાર પડે છે. તે હવાઇ રૂપી લોહીની શક્તિ (The energy or Vitalforce )પાછી પેટમાં દાખલ થવાથી લોહીનાં તાજાં તત્વો ઉત્પન્ન કરે છે, કે જે તનદુરસ્તીને વધારે ઉપયોગી છે."

સામાન્ય રીતે શરીર પર ગમે તે સ્થિતિમાં હાથ ફેરવવાથી સારૂ લાગે છે અને તેમાં દરદીને ઘણું સારૂ લાગે છે એ વાત અજાણી નથી. હાથ ફેરવવાથી ગરમી લાગે છે. અને તેથી અંદરની ગરમીને પુષ્ટી મળી લોહીની ફરફર સારી ચાલે છે. તે સહજ સમજાય તેમ છે. સાદા અને સરળ ઉપાયો જેટલા હિતકર છે, તથા સુગમ છે તેટલા બીજા ઉપાયો નથી કહેવત છે કે સાદાઇ એજ સદગુણ. Simplicity has its own vertue. પેટ ઉપર હાથ ફેરવવાની ક્રિયા વાંચનારને પ્રથમ દર્શને હાસ્યરસ લાગ્યા વિના રહે નહી, પણ જ્યારે તેઓ વિચારપુર્વક મનન કરે ત્યારે તેનું રહસ્ય અને ફળ સમજાયા વિના રહે તેમ નથી.

હોજરીમાં થતી ક્રીયાના વર્ણનને ઘણું લંબાવવા જેવુ છે પણ અત્રે મુદ્દાસર ટુંકાણમાં લખવાનો હેતુ હોવાથી હવે આંતરડામાં થતી ક્રીયા વિષે લખવું ઉચીત છે. અપુર્ણ

૨ આંતરડામાં થતી પાચનક્રીયા

## अर्श हरस.

### હરસની—ચકિત્સા.

**હરસોને નષ્ટ કરનારા ચાર ઉપાયો અને તે ઉપાયોની જુદા જુદા પ્રકારના હરસોની ઉપર યોજના.**

હરસોને નષ્ટ કરવાના, ઔષધ, ક્ષાર, અગ્નિ, અને શસ્ત્ર એ ચારે ઉપાયો સુશ્રુતમાં કહ્યા છે જે હરસો થોડા વખતથી ઉત્પન્ન થએલા હોય, દોષોના અલ્પ ચિન્હોવાળા અને અલ્પ ઉપદ્રવોવાળા હોય છે. તે ઔષધોથી ટાળી શકાય છે. જે હરસ કોમલ ફેલાએલા, ઉંડા તથા ઉંચા હોય છે તેઓ ક્ષારથી ટાળી શકાય છે. જે હરસો ખરસટ, સ્થિર, પહોળા તથા કઠણ હોય છે તે અગ્નિથી ટાળી શકાય છે અને જે હરસો સૂક્ષ્મ મૂળવાળા ઉંચા તથા કલેદવાળા હોય છે તેઓ શસ્ત્રથી ટાળી શકાય છે. એઓમાં જે હરસો ઔષધોથી સાધ્ય હોય તથા અદૃશ્ય( જોવામાં ન આવે તેવા )હોય તેઓને મટાડવાને માટે ઔષધોજ કરવાં કે જે ઔષધો આ લેખમાં પાછળ આપવામાં આવશે. જે હરસો ક્ષારથી, શસ્ત્રથી કે અગ્નિથી ટાળી શકાય એવાં જણાયાં છે તે આ પ્રમાણે છે

## હરસોને ક્ષારથી દાહ કરવાનું વિધાન.

હરસોથી પીડીત થએલો માણસ બળવાન હોય, અર્થાત્ વૃદ્ધપણાથી રહિત હોય, અને અત્યંત નિર્બળ ન થઇ ગયો હોય તથા સત્વવાળો હોય, તો તેને સારી રીતે સ્નેહન તથા સ્વેદન સંસ્કારો આપ્યા પછી. વાયુ સંબંધી વેદનાઓની વૃદ્ધિની શાંતિને માટે સ્નિગ્ધ, ગરમ તથા ઘણા દ્રવવાળું અલ્પ અન્ન જમાડી, સ્વચ્છ પ્રદેશમાં સપાટ પાટીઆ ઉપર અથવા શય્યા ઉપર બેસાડી તેની ગુદાને સૂર્યની સામે રખાવી; તેનો નાભિથી ઉપરનો શરીરનો સઘળો ભાગ બીજા કોઇ માણસના ખોળામાં રહે, કમર કાંઇક ઉંચી રહે અને તે માણસ પોતે ચત્તો રહે એવી સ્થિતિ કરાવી, ગુદાની નીચે વસ્ત્રની ઉંઢાણી કે ગાલમસુરીયું રાખી, બાંધવાના વસ્ત્રથી તેની ડોકને તથા સાથળોને યોગ્ય રીતે બાંધી, તે માણસને પરિચારક લોકોના હાથથી મજબૂત રીતે પકડાવી રાખી, તેનું શરીર જરા પણ હાલે ચાલે નહિ એવી ગોઠવણ કરવી. પછી જેવું મલોત્સર્ગ કરવાના સમયમાં જોર કરવામાં આવે છે, તેવું જોર તે માણસની પાસે ધીરે ધીરે કરાવતાં ઘીથી ખરડેલું, સરલ તથા સક્ષ્મ સહોટાવાળું યંત્ર તેની ગુદામાં દાખલ કરી, યંત્ર બરાબર પેસે તથા હરસ દાખલ થાય ત્યારે હરસને જોઇ તે હરસને શલાકા યંત્ર વતે ઉંચું દબાવી રાખી પુમડાથી કે વસ્ત્રથી લુંછીને તે હરસની ઉપર ક્ષાર પાડવો અને ક્ષાર પાડયા પછી યંત્રના દ્વારને હાથ વતી ઢાંકી રાખીને સો લઘુ અક્ષરોનું ઉચ્ચારણ થાય તેટલા સમય સુધી બીજું કશું નહીં કરતાં બેસી રહેવું. પછી હરસ ઉપરથી ક્ષારને લુંછી નાંખી ક્ષારના બળને તથા હરસના બળને જોઇને જો યોગ્ય જણાયતો તે હરસ ઉપર બીજીવાર પણ ક્ષાર લગાડવો. પછી હરસ પાકેલા જાંબુ જેવું વીખાયલું તથા કંઇક નમી ગયેલું જોવામાં આવે તો તેને બરાબર દગ્ધ થએલું જાણીને સ્થાનક ઉપરથી મરડી નાંખવું. પછી ધાન્યામ્લથી અથવા દહીંનું પાણી, કાંજી કે દાડમ વિગેરે ખાટાં ફળોના રસ એઓથી ક્ષારને ધોઇ નાંખી, દાહવાળી જગ્યાને જેઠીમધથી મિશ્રીત કરેલા ઘીના યોગથી ઠારી, શાંત કરી, યંત્રને ગુદામાંથી કહાડી લઇ, રોગીને ઉઠાડી, ઉના પાણીમાં બેસાડીને તેના ઉપર શીતળ જળનું સેચન કરવું. કેટલાક કહે છે કે ઉનાપાણીનું સેવન કરવું. પછી રોગીને પવન વગરના ઘરમાં દાખલ કરીને તેને આહાર વિહારાદિકની પદ્ધતિ બતાવી દેવી. જે ઋતુ અતિ શીતલ પણ ન હોય અને અતિઉષ્ણ પણ નહોય, તે ઋતુમાં જે સમયે વાદળાં વગેરેનો ઘમઘોર ન હોય તે સમયમાં આ દાહ ક્રિયા કરવી.આ ક્રિયા કર્યા છતાં પણ અરશ જો કાંઇક બાકી જણાયતો તેને ફરીવાર ક્ષારથી બાળવા. એક હરસનો દાહ કર્યા પછી સાતરાત વીતી જાય, ત્યારે બીજા હરસને બાળવા આ પ્રમાણે સાત સાત રાત વિત્યાપછી એક એક હરસની ચિકિત્સા કરવી. જો ઘણા હરશો હોય તો પ્રથમ જમણી તરફના હરસને બાળવો, પછી પાછળના ભાગના હરસને બાળવો અને તે પછી આગળના ભાગના હરસને બાળવો.

જે હરસો વાયુથી કે કફથી થયેલાં હોય તેમને અગ્નિથી અથવા ક્ષારથી બાળવા. અને જે હરસો પિત્તથી કે રૂધિરથી થએલા હોય તેઓને કોમળ ક્ષારથીજ બાળવા.

જો હરશો સમ્યગ્દગ્ધ(બરાબર રીતે દગ્ધ)થયાં હોય તો વાયુની અનુકુળતા થાય છે. અન્ન ઉપર રૂચિ થાય છે, જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે, શરીરમાં હલકાપણું થાય છે, બળની તથા સારા વર્ણની ઉત્પત્તિ થાય છે અને મનની પ્રસન્નતા થાય છે. જો હરશો અતિદગ્ધ થયા હોય તો ગુદા ફાટી જાય છે. બળતરા થાય છે, મૂર્છા આવે છે, જ્વર ઉત્પન્ન થાય છે.અને લોહિના અતિશ્રાવથી જે ઉપદ્રવો થાય છે.તેવા ઉપદ્રવો થાય છે જો હરશો હીન દગ્ધ થયા હોય તો મસ્સાનું શ્યામપણું તથા અલ્પપણું થાય છે, ખરજ આવે છે, વાયુનું પ્રતિકુલપણું થાય છે, ઇંદ્રિયોની અપ્રસન્નતા થાય છે અને વિકારની શાંતિ થતી નથી.

જો હરસ વાયુ વિગેરે દોષોથી ભરપુર થઇ, હરશો ગુદાથી બહાર નીકળેલાં હોય તો યંત્રનો ઉપયોગ ન કરતાં સ્વેદનોથી, અભ્યંગોથી સ્નેહનોથી, અવગાહોથી, લોહીના આવણોથી, આલેપોથી ક્ષારથી, અગ્નિથી અને શસ્ત્રથી તેઓની ચિકિત્સા કરવી.

### હરસવાળાએ કેવું ભોજન કરવું.

હરસવાળાએ ઘી ચોપડેલા રાતા ચોખા, સાઠી ચોખા, જવ તથા ઘઉં એઓના અન્નનું દુધની સાથે અથવા લીંબડાની કાંજી સાથે અથવા પરોળની કાંજીની સાથે સેવન કરવું અથવા જે દોષ હોય તેને ટાળે એવાં તાંદળજો, ડોડી, મેથી, નાના મૂળા, ચીલ વટાણા કે કારેલાંના શાકો સાથે સેવન કરવું. બીજું જે અન્ન સ્નિગ્ધ તથા અગ્નિને પ્રદિપ્ત કરનાર હોય, અને હરસને મટાડનાર અને મળમૂત્રનો ખુલાસો કરનાર હોય તેનું સેવન કરવું.

હરસવાળાઓએ સેવવાનો ચિકિત્સા માર્ગ—હરશોને બાળવામાં આવ્યા હોય કે ન હોય તોપણ રોગીએ અજીર્ણથી મુક્ત રહીને જઠરાગ્નિને પ્રદીપ્ત કરવા માટે અને વાયુનો પ્રકોપ ન થવા દેવા માટે હરશોને છેડનારા સ્નેહનાદિક સામાન્ય ચિકિત્સા માર્ગનું સેવન કરવું અને વિશેષે કરીને તો આ લેખમાં કહેલા ચિકિત્સા માર્ગનું સેવન કરવું. જેને વાયુ સબંધી હરશ હોય તે રોગીએ અગ્નિને પ્રદીપ્ત કરનારા પીપ્પલ્યાદિ ગણના અને વાયુનું હરણ કરનારા બદદારુ આદિ દ્રવ્યોના કવાથથી, તથા કલ્કથી સિદ્ધ કરેલા ઘૃતોનું હિંગ્વાદિ ગણનાં ચૂર્ણોનો સંયોગ આપીને પીવા વીગેરેથી સેવન કરવું.

જેને પિત્ત સંબંધી હરશ થએલા હોય તે રોગીએ પૃશ્નિપર્ણી વિગેરેદ્રવ્યોના કવાથની સાથે, અગ્નિને પ્રદીપ્ત કરનારા દ્રવ્યોના, પ્રતિવાપવાળા અને બદ દારૂ આદિ દ્રવ્યોના તથા પિપ્પલ્યાદિગણના કવાથાદિકથી પકાવેલા ઘીના પીવા વિગેરેનું સેવન કરવું.

જેને રૂધિર સબંધી હરશ થએલા હોય તે રોગીએ મજીઠ અને વરણાદિગણના પેટાનાં રાતા સરગવા આદિ દ્રવ્યો એઓના કવાથમાં તથા કલ્કમાં પકાવેલા ઘીનું પીવા વિગેરેથી સેવન કરવું.

જેને કફ સંબંધી હરસ થએલા હોય તે રોગીએ સુરસાદિ ગણના કવાથમાં તથા કલ્કમાં પકાવેલા ઘીનું પીવા વિગેરેથી સેવન કરવું.

આ પ્રમાણે કરવા ઉપરાંત હરસના ઉપદ્રવોની પણ તે તે દોષોના અનુસારથી ચિકિત્સા કર્યા કરવી. ગુદામાં ક્ષારના, અગ્નિના કે શસ્ત્રના પ્રયોગો કરતાં વૈદે પુરી સભાળ રાખવી જોઈએ. કારણ કે એ પ્રયોગમાં જો દૂષિત થાયતો નપુંસકપણું, સોજો, બળતરા, મદ, મૂર્છા, પેટમાં ગડગડાટ, આનાહ, અતિસાર, પ્રવાહિકા થાય છે અને વખત પર મરણ પણ થઇ જાય છે.

## હરશો ઉપર કરવાના લેપો.

હવે હરશો ઉપર થોરના દુધમાં કાલવેલું હળદરનું ચુર્ણ એ પહેલો લેપ છે. કુકડાની અઘાર, ચણોખડી, હળદર, અને પીપર એઓનું ગાયના મૂત્રથી વાટેલું ચુર્ણ એ બીજો લેપ છે, શુદ્ધ નેપાળો, ચિત્રકમૂળ, સાજીખાર અને દૂધીયો વછનાગ એનો, ગાયના મૂત્રથી વાટેલો કલ્ક એ ત્રીજો લેપ છે. પીંપળ, સીંધવ, કઠ અને સરસડીયાનાં ફળ એને થારના દુધ કે આકડાના દુધથી વાટેલો કલ્ક એ ચોથો લેપ છે. આ દરેક લેપ હરસ ઉપર ચોપડવાથી હરસને પાડી નાખે છે અને એક કરતાં બીજો એમ અનુક્રમે બળવાન છે.

## હરસોને કાપી નાંખનાર અભ્યંગ.

હીરાકસી, હરતાલ, સીંધવ, કણેર, વાવડીંગ, ગુગ્ગળ, કરંજ, કડવી ઘીસોડી, જાંબુ, આકડો, અમારદમીડી, નેપાળો, ચિત્રકમૂળ, ધોળા આકડાનું દુધ અને થોરનું દુધ એઓથી પકાવેલા તેલને હરસ ઉપર ચોપડવાથી હરસને કાપી નાખે છે

## અદૃશ્ય ( ન દેખાય એવા ) હરશોને પાડી નાંખવાના યોગો.

તેવો દરદીએ બ્રહ્મચર્ય પાળવુ અને રોજ સવાર સવારમાં ગોળ સાથે હરડેનું સેવન કરાવવું, અથવા તો સો હરડેને એક હજારને ચોવીસ તોલા ભાર ગોમુત્રમાં પકાવી તેઓમાંથી રોજ એકએક હરડે રોજ સવારમાં મધ સાથે ખવરાવવાથી મટે છે.

અથવા અઘેડાનાં મૂળને વાટી તેને ચોખાના ધોવણમાં મેળવી મધની સાથે રોજ ઉપયોગ કરવાથી મટે છે.

શતાવરીના મૂળના કલ્કનો દૂધની સાથે નિત્ય ઉપયોગ કરાવવો. ( વાયુ, પિત્ત કે રૂધિરથી થએલા હરશ ઉપર આ ઉપયોગ કરાવવો. )

કફથી મંદ અગ્નિવાળા તથા સખત વિષ્ઠાવાળા હરશ ઉપર—અતિ ઉત્તમ મદને એક તોલા ચિત્રકના ચુર્ણ સાથે મિશ્ર કરીને તેનો રોજ ઉપયોગ કરવાથી મટે છે.

સોળ તોલાભાર જવના સાથવાના મંથમાં એક તોલા ભાર શુદ્ધ કરેલા ભીલામાંનું ચુર્ણ નાંખીને મીઠું નહીં નાંખતાં છાસની સાથે નિત્ય પાવાથી મટે છે

અથવા માટીનાં કોરા ઘડાની અંદર ચિત્રકના મૂળના કલ્કથી લીંપીને તેમાં છાસ રેડી તે ખાટી કે ખટાસવિનાની છાસનો પીવામાં તથા ભોજનોમાં ઉપયોગ કરાવવો અથવા ભારંગી, ઉપલસરી કે ગરણી,

પવાન, આમળાં, તથા ગળો એ સર્વના કલ્કથી માટીના ઘડાને અંદરથી લીંપી તેમાં છાશ રેડી તે ખાટી કે ખટાશ વગરની છાશને પીવામાં તથા ભોજનમાં ઉપયોગ કરવાથી મટે છે.

પીંપળ, પીંપળીમૂળ, ચવક, ચિત્રક, વાવડીંગ, સુંઠ તથા હરડેના કલ્કની માટીના ઘડાને અંદરથી લીંપીને તેમાં છાસ રેડી તે ખાટી કે ખટાશ વગરની છાસનો પીવામાં કે ભોજનોમાં એક મહીના સુધી ઉપયોગ કરાવવો. અથવા જમવા પહેલાં પીવામાંજ ઉપયોગ કરાવવો.

સુંઠ, સાટોડી અને ચિત્રકના કવાથમાં પકાવેલા દૂધનો રોજ ઉપયોગ કરવાથી મટે છે. કડાના એટલે ઇંદ્રજવના ઝાડના મૂળની અને છાલની રાખ કરી તેમાં પિપલ્યાદિગણનો અતિતાપ નાખી મધ સાથે તેનું રોજ સેવન કરવાથી મટે છે.

જવખાર નાખીને ખારી કરેલી કે ચિત્રકના મૂળના ક્ષારના જળમાં પકાવેલી ઘઉં કે રાતા ચોખાની ઘુઘરી રોજ ખાવાથી મટે છે

ચિત્રકના મૂળના ક્ષારમાં પકાવેલા દૂધનો રોજ ઉપયોગ કરાવવાથી મટે છે.

ખાખરાના ક્ષારથી પકાવેલી ઘઉં વિગેરેની ઘુઘરી રોજ ખવરાવવી. તેથી મટશે.

પાડલ, અઘેડો, ભોરીંગણી, અને ખાખરાના ક્ષારને સવાશી ઘીથી મિશ્ર કરીને તેનો રોજ ઉપયોગ કરવાથી મટે છે.

ચિત્રક, કરંજ અને સુંઠના કલ્કને ગુચ્છ કરંજના ક્ષારની સાથે પાવો તેથી મટે છે

---

## उदर—क्रुमीरोग—पेटना जीवडा.

### ( લે. શ્રીયુત આર્યવૈદ્ય મયારામ સુંદરજી ).

( અનુસંધાન ગતાંકથી )

ચપટા કરમને કાઢવા સારૂ પ્રથમ જુલાબ આપવો અને કોઠો સાફ થયા પછી મેલફર્ન તેલના ૩૦ થી ૪૦ ટીપાં, સુંઠના પાણી—સાથે આપી પછી ૪ કલાક પછી એરંડીએલ અગર જલાપ કે કાળા દાણાનો જુલાબ દેવો.

તંતુકૃમી ( સુતરીઆં કરમ ) ના ઉપાય—ઉપર લખેલો કયાલોમેલનો જુલાબ આપવો. આ કરમ ફરીને થાય છે તેને માટે મીઠાના, ચુનાના અગર-કવાશીયાના પાણીની અથવા લોટના અર્ક ( ફેરીવાર્ધન ) ના પાણીની બસ્તી પુઠેથી મારવાં, એટલે કરમ હશે તે એથી ધોવાઇને નિકળી જાય છે અને ફરીને થતા નથી. તેમજ લિંબડાના પાન કોઈ દિવસ રૂ. ૧ ભાર જળમાં વાટી પીવા જારી રાખ્યે થકી પણ સુતરીઆ કરમ ફરીને થતાં નથી અને હોય તેનો નાશ થાય છે.

ગોળ કરમ પણ બાળકોને ફરીને થાય છે તેમ ન થવા લોઢાના અર્કના, ઉમર મુજબ ૨ થી ૮ ટીપાં સુધી પાણીમાં પાડી કોઇ દિવસ આપવા

#### કરમના સ્વદેશી ઉપાય

૧ ઉમર મુજબ, ખાખરાનું બીજ ( પિત્ત પાપડો ) વાવડીંગ ૧| તોલા સાથે જળમાં વાટીને સવાર સાંજ પાવાથી અને વળતે દિવસે એરંડીયાનો જુલાબ દેવાથી કરમ પડે છે ૨ ભેરવ શીંગ એટલે કૌવચ કાંટાવાળી શીંગનાં રૂંવાં આપણા શરીરને ન લાગે તેવી રીત દહીંમાં ખેરીને તે દહીં હલાવી પાવાથી અને વળતે દિવસ એરંડીયાનો જુલાબ દેવાથી કરમ પડે છે. ૩ ખાખરાનો પિત્ત પાપડો ને કાળી જીરી સમ ભાગે લઈ ખાંડી તે ચુરણ સવાર સાંજ ઉમર મુજબ બે, ચાર કે છ કે આઠ વાલ આપવાથી અને વળતે દિવસે રેચ લેવાથી કરમ પડે છે, ૪ હીડામારી ને છાપે કે તકડે-મરી તેનું ચુરણ ઉમર મુજબ ચાર, છ કે આઠ વાલ સાકરના કડકા સાથે જળ વડે લેવાથી ૩ દિન તાવ અને કરમની બિમારી મટે છે ને કરમ પડે છે. ૫ આંબાની કાચી ગોટલીનું ચુરણ સવાર

સાંજ ૪ થી ૮ વાલ જળવડે કે દહીં સાથે લેવાથી, ને વળતે દિવસે એરંડીયાનો જુલાબ દેવાથી કરમ પડે છે. ૬. કપિલો ( અસલ તાજો જેને દાકતરીમાં કમાલા કહે છે. તેનો ભુકો ઉમર મુજબ ૪-૬ કે ૮ વાલ, ને કમાલોમેલ ૩ થી ૪ ગ્રેન સાથે મેળવી ગોળ સાથે ભેગવીને દેવાથી તેનો રેચ થાય છે ને કરમનો નિકાલ થાય છે.

ચપટા કરમ ગાડરનું કાચુ માંસ ખાનારને ઘણું કરી થાય છે.

**ટ્રીકીનોશીસ**—ટ્રીકાના નામના જન્તુ માંસાહાર કરનારને થાય છે, તે જનાવરના માંસમાં હોય છે તે મારફત મનુષ્યના પેટમાં જાય છે અને ત્યાંથી શરીરના માંસમાં પ્રસરે છે. એક સુક્ષ્મ થેલીમાં તેનુ ઘુંચળું વળેલું હોય છે. તેને લિધે તાવ આવે છે. તથા શરીરનો દુખાવો અને ક્ષીણતા થાય છે. તેનો ચોક્કસ ઉપાય હાથ નથી લાગ્યો. પરંતુ પારાની દવા-કેસરાદિ-કે રસકપુરનું પ્રવાહી કોઇ દિવસ લેતા તે ઉપર કાપે કરી તેનો નાશ કરે છે. તેમજ ગીનીવર્મ ( વાળા ) ને માટે પણ સમજવું.

**આંકી સ્ટોલો માયાસીસ**—કેટલાક દેશમાં જમીનમાં આ સુક્ષ્મ જંતુની ઇંડાળ હોય છે તે વનસ્પતિ વિગેરે મારફત પેટમાં જવાથી તે તેમાં ઉછરી વૃદ્ધિ પામી ઘણે ભાગે ડુઓડીનમૂમાં તે મળી આવે છે, તે સુતરીયા કરમ જેવા હોય છે. તેને લીધે જ્વર, રૂધીરનો નાશ, અને વિપારી પાંડુરોગ જેવાં ચિન્હ જણાય છે. તે દૂર થવા પ્રથમ **થાઇમોલ** ૩૦ ગ્રેન દઇ પછી કોઇવારે જુલાબ અપાય છે.

---

**પ્લેગનો ઉપાય**—પ્લેગના દરદીઓ ઉપર નિચેની દવાનો ઉપયોગ કરવાથી ફાયદો જણાયો છે સવાર સાંજ મધની સાથે અભ્રકભસ્મ અને બપોરના અને રાતના વખતનો ભાગ હોયતો ચોસઠ પહોરી પીંપર મધની સાથે પીવી ને પહેલે દહાડે આઠ કટોરી પાણી જેની અંદર બીજુ કાંઇ નહિ એવી રીતે ચોસઠ કટોરી પાણી સુધી પીવાનુ છે. ગાંઠ ઉપર એક્સટ્રાબેલાડોનાની પટી અગર અફીણનો લેપ કરીને ઉપર શેક કરવો. એવી રીતે આપતા ઘણાને ફાયદો થએલ છે. ( જે. એમ. પીતાંબર. )

## ક્ષયરોગ ન થાય, તે માટે શું કરવું ?

( લખનાર મિ. લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કુર. )

હાલમાં હિંદમાં મેલેરીઆથી દર વરસે દશ લાખ માણસો મરે છે. આમાં કોઇ નવાઇ પામવા જેવું લાગશે નહિ, કારણકે આપણા દેશમાં મેલેરીઆથી થતા મરણોનો આંકડો દર વરસે ભારે આવે છે, તેથી એ આંકડો સામાન્ય જેવો થઇ પડયો છે, પણ ક્ષયરોગ જે પહેલા કવચિતજ નજરે પડતો હતો, તે હાલમાં સામાન્ય જેવો થઇ પડયો છે, અને તેથી દર વરસે મેલેરીઆના જેટલાજ દશ લાખ માણસો મરવા લાગ્યા છે, એ બહુ ચોંકાવનારૂં દરેકને લાગશે નામદાર હિંદી સરકારને પણ તેમ લાગ્યું છે, તેની તપાસ કરવી બહુ જરૂરની લાગવાથી તેમણે ડાકટર લેંકેસ્ટરને એ કામ માટે ખાસ નિમ્યા હતા, તેઓએ આખા હિંદુસ્તાનમાં મુસાફરી કરી મ્યુનિસિપલ સભાઓમાં હાજર થઇ તે રોગ ન થાય, માટે શું કરવું, અને તે રોગનાં કારણો સમજાવ્યાં હતાં. તેમણે ક્ષય રોગ સંબંધી ખાસ તપાસ કરી તેનાં કારણો શોધી કાઢેયાં હતાં. આજે ક્ષયરોગ ન થાય; માટે તેમના ભાષણમાંની કેટલીક સૂચનાઓ નીચે રજુ કરીશું.

(૧) બની શકે તો બારીઓ રાત દિવસ ઉઘાડી રાખવી, અને ઘરમાં સ્વચ્છ હવા પૂરતા પ્રમાણમાં દાખલ થવા દેવી. ક્ષય એ ફેફસાંનો રોગ છે, તેથી બંધીઆર જેવાં મકાનની અસ્વચ્છ હવા ફેફસાંમાં જાય છે, એટલે વખત જતાં એ રોગ પ્રકટી નીકળે છે; વળી માણસોના પ્રમાણમાં ઘર લેવું, તે પણ ઘણું જરૂરનું છે. દરેક માણસદીઠ ૪૮ અડતાળીસ ચોરસ ફૂટ જગા વસવા સારૂ જોઇએ. આમ હોય,તોજ રાત્રે અસ્વચ્છ હવાનો જમાવ ન થાય, અને બધાને ઉંઘમાં સ્વચ્છ હવાથી પૂરતું રક્ષણ મળે. મુંબઇમાં સાંકડી ઓરડીમાં ઘણાં માણસો એક સાથે રહે છે. તે બધા રાત્રે એ સાંકડી ઓરડીમાં સુએ છે, ત્યારે તેમની ફારેલી અસ્વચ્છ હવાથી ઓરડી ભરાઇ જાય છે, એવે વખતે બારીઓ ઉઘાડી હોય, અને તે પૂરતા પ્રમાણમાં હોય સુનાર માથે મોઢે ઓઢીને ન સુતો હોય, તો તો કાંઇક રક્ષણ મળે છે, પણ જો બારી બારણાં બંધ કરી બધાં સાથે સુએ, અને મોઢે માથે ઓઢે, તો એ ઓરડીમાંની અને સોડમાંની અસ્વચ્છ હવા બહુ પ્રમાણમાં તેમનાં ફેફસાંમાં દાખલ થાય છે. ઘણું કરીને શિયાળામાં ટાઢને લીધે ગરીબ કુટુંબો તેમ કરે છે.

પણ આવી રીતે ચાલુને ચાલુ અસ્વચ્છ હવા તેમના ફેફસાંમાં જાય, તો ફેફસાંનો રોગ ફાટી નીકળ્યા વગર રહે નહિ. મતલબકે વખત જતાં ક્ષય રોગ થાય. મુંબઈ અમદાવાદ વગેરેમાં ક્ષયરોગ વધવાનું આ એક મુખ્ય કારણ છે એ સબંધમાં ત્રીજું એ જરૂરનું છે કે, ઉઘાડા મોંઢાના કેરોસિનના ડબા,રહેવાના ઘરમાં વાપરવા નહિ. આવા ઉઘાડા મોંઢાના કેરોસિનના ડબામાંથી પુષ્કળ ધુમાડો નીકળે છે, તેથી ઓરડાની હવા એ ઝેરી ધુંમાડાવાળી થઇ જાય છે, તે ચાલુ ને ચાલુ લેવાથી– ફેફસાંનો રોગ–ક્ષય વગેરે જલદી થવાનો સંભવ છે. એકતો ગીચોગીચ જગામાં સાંકડું ઘર હોય, માણસના પ્રમાણમાં ઘરમાં જગા નહોય, તેથી અસ્વચ્છ હવાનું પ્રમાણ વધી જતું હોય, શિઆળામાં મોઢે માથે ઓઢીને બારણાં બંધ કરીને સુવાની ટેવ હોય, અને અધુરામાં પૂરૂં કેરોસિનના ઉઘાડા મોંઢાના ડબા સળગાવી તેના ધુમાડાથી ઘરની હવા મિશ્રિત થઇ ગઇ હોય, ત્યાં પછી ફેફસાંના ક્ષય, વગેરે રોગ થાય, એમાં કશી નવાઇ નથી. ફેફસાંમાં ચાલુને ચાલુ અસ્વચ્છ હવા જાય, એટલે આહાર તેવા ઓડકાર એ કહેવત મુજબ તેની હાલત અવશ્ય બગડે છે, અને પછી ક્ષય જેવા રોગ થાય છે, એ સારી રીતે સાબીત થયુ છે.

આ સંબંધમાં ચોથી વાત એ ધ્યાનમાં રાખવાની છે કે બીડી પીવાથી ક્ષય રોગને ઘણું ઉત્તેજન મળે છે, બીડીનો ધુમાડો શ્વાસ નળી મારફતે થોડો ઘણો પણ ફેફસામાં જાય છે, અને એ ઝેરી ધુમાડો ધીરેધીરે શ્વાસનળી અને ફેફસાંને બગાડે છે, અને વખત જતાં ક્ષયરોગ પેદા કરે છે. અંધીઆર જેવા મકાનમાં રહેનારને એ અસર જલદી થાય છે. ક્ષય વધવાનું એક કારણ બીડીનો ચડસ છે, પ્રત્યેક પિતાએ પોતે બીડીના વ્યસનથી મુક્ત થઇ પોતાની સંતતિ ઉપર સારો દાખલો પાડવો. એથી ક્ષયને ઉત્તેજન મળતું જરૂર અટકશે.

ડાક્ટર લેકેસ્ટર વળી બીજી નીચેની સૂચનાઓ કરે છે.

(૨) સાંજ સવાર ફરવા જવું, એ ફેફસાં બળવાન બનાવવાનું સાધન છે તેટલા માટે જે માફક હોય, તે થોડી કસરત પણ નિયમિત રીતે કરવી. કાંઇ ન બને, તો ચાર પાંચ મૈલ સ્વચ્છ હવામાં ઝડપથી નિત્ય ફરવું, એથી સ્વચ્છ હવા બહુ પ્રમાણમાં ફેફસામાં દાખલ થશે, અને એથી તે બળવાન બનશે. ઊંડા શ્વાસ લઇ ફેફસાંમાં અમુક વખત ખુબ સ્વચ્છ હવા ભરવી, એ પણ બહુ અગત્યનું છે.

(૩) માખીઓ ગમે ત્યાં ચેપ મૂકી ન જાય, માટે ખાવા પીવાની વસ્તુ ખુબ સંભાળથી ઢાંકવી; નહિ તો ક્ષય રોગીના બલગમ ઉપર બેસી ખાવાની ચીજ ઉપર તે મૂકી જાય, એવો તેનો સ્વભાવ છે મેલાં ઉપર બેસવું, એ તેનો સ્વભાવ છે, અને પછી ઉડતી ઉડતી ખાવા પીવાની ચીજ ઉપર એ ચેપ મૂકી દેવો, એ પણ તેનો સ્વભાવ છે.

માખીઓ ક્ષય, કોલેરા વગેરે અત્યંત પ્રમાણમાં ફેલાવે છે. એ નામદાર હિંદી સરકારે પોતાના સુખાકારી વિષયકના ઠરાવમાં પણ જણાવ્યું છે, માટે એના વડે સાવચેત રહેવાની જરૂર છે

(૪) ઘરમાં ગમે ત્યાં થુકીને ભીંતો બગાડવી નહિ. ઘરના એક માણસને ક્ષય રોગની અસર થઇ હોય, અને તે કોઇને ખબર ન હોય, તે માણસ ગમે ત્યાં થુંકે, તો તેનો ચેપ માખીઓ આખા ઘરમાં ફેલાવે. એ ક્ષય રોગના જંતુવાળા થુંક ઉપર માખી બેસી પીવાના પાણીના લોટા ઉપર અગર ખાવા પીવાની ચીજ ઉપર ચેપ મૂકી દે, અને બીજાને પણ-એ અસર પેદા કરે છે.

(૪) ઘરમાં ગોળામાંથી પાણી કાઢવાનો એક ખાસ તાંબાનો લોટો રાખવો તે વતી બધા પાણી કાઢે, અને ચોખ્ખા લોટામાં પાણી પીએ આવી ગોઠવણથી ગોળાનું પાણી એંઠું થઇ જતું નથી, અને રોગનો ચેપ ફેલાતો નથી. ગમે તેણે પાણી પીધું, અને પછી એ લોટો ગોળામાં નાંખી બીજો માણસ મોઢે અડાડીને પાણી પીએ, એ જંગલી રિવાજથી રોગનો ચેપ ઘણો ફેલાય છે, અને ધર્મ ભ્રષ્ટતા થાય છે.

(૫ ક્ષયરોગી માણસને ગામ બહાર ઝુપડામાં વસાવવા, એ તેને બચાવવાનું મોટું સાધન છે શહેર હોય, તો બાગમાં અગર કોઇ ગામડાના ખેતરમાં પૂરતી ગોઠવણ સાથે રાખવાથી સ્વચ્છ હવાને લીધે તેની તબીઅત સુધરી જવાનો ઘણો સંભવ છે. બની શકે, તો ક્ષયરોગીને સેનેટેરિયમમાં મોકલી આપવો.

(૬) સદાઇ સુઘડાઇ જાળવવાથી પણ ક્ષયરોગને દબાવી શકાય છે. ઘરમાં અને ચોકમાં સ્વચ્છતા

હોય, તો માખીઓ, મચ્છરો વગેરે રોગ અને પીડા આપનારાં પ્રાણીઓ ન થાય. મન આનંદમાં રહે. ખાળકે ઉપર સારી છાપ પડે, અને ઘરની હવા શુદ્ધ રહે; માટે ઘર અને ચોક વાળી ઝાડીને ખૂબ સ્વચ્છ રાખવા નિયમિત કાળજી રાખવી, એ અત્યંત જરૂરનું છે, અંદર કે બહાર બીનું ન રહે, તે બાબત પણ બહુ સંભાળ રાખવી.

(૭) દૂધ સંબંધી બહુ સંભાળ રાખવી ક્ષયરોગી ઢોરનું દૂધ ખાવામાં આવે, અગર તે લાવ્યા પછી તેમાં માખો વગેરેની મારફતે ક્ષયનો ચેપ આવે, તો ઘરના કોઇમાણસને ક્ષય વખત જતાં જરૂર થાયછે.

આ સિવાય ક્ષયરોગ ન થાય, માટે બીજી સૂચનાઓ પણ કરવાની છે આમાં કેટલીક ડાકટર લે-કેરટની છે, અને કેટલીક અનુભવની છે. બાકીના સૂચનાઓ આવતા અંકમાં લખીશું.

## ( अनुभवेला उपायो ).

### ( લે. વૈદ્ય દુર્લભદાસ હરજીવન )

### ૧. પેટની અંદરના સોઝા તથા આંતરડાનું ફુલવું.

હીંગ ટાંક ૦॥, વજ ટાંક ૧, વાવડીંગ ટાંક ૧, સંચળ ટાંક ૨, સુંઠપીપર ટાંક ૬, ઉપલેટ ટાંક ૪, હલદર ટાંક ૪, ચીત્રાછાલ ટાંક ૫, અજમો ટાંક ૫, ગોળ શેર ૦I, સર્વ ઔષધોને ખરલ કરી ટાંક ૨ ની ગોળી કરવી. તે એક ગોળી રૂપીઆ અઢીભાર ગૌમૂત્ર સાથે ખાવી.

### ૨. કાનમાં વેગ તથા ચસકા મટે.

સીંભડાના પાન રૂ. ૦॥ ભાર, અફીણ ૦ ભાર, આકડાના પાનના રસમાં વાટી ચેપલી બનાવી તેલમાં ઉકાળવી તે તેલનું ટીપું એક કાનમાં નાખવું.

### ૩. પેટનાં કૃમીનું દરદ મટે.

પારો ટાંક ૧ ગંધક ટાંક ૨ વાવડીગ ટાંક ૪ પીતપાપડો ટાંક ૫, કૌચા શીંગા ટાંક ૫, ઝેરકોચલા ટાંક ૨ ટંકણખારીઓ ટાંક ૫ એરંડીના બીજ તોલા ૫ સર્વે એકત્ર કરી વાલ ૧ ની ગોળી કરવી. આ ગોળી ૧ સવારે તથા સાંજે ખાવી.

### ૪. મુઢ ગુમડું ફોડવાની પટી.

જમાલગોટાની જડ, ચીતરાછાલ, થોરનું દુધ, આકડાનું દુધ, ગોળ, હીરાકશી, સીધાલુણ, સાબુ, પારેવાની (હોલા) ચરક, અળશી, પારો, સર્વે સરખે ભાગે લઇ/વાટી ઉનું કરી ચોપડવું.

### ૫. ધચરકા વિકાર.

ઝેરી નારીએર ૧ પૈસાભાર, ગોળાધરી લાકડું પૈસા ૧ ભાર, ઇંદ્રામણાની જડ પૈસા ૧ ભાર, ધોળાં મરી પૈસા ૧ ભાર, સરપંખાનું મૂળ ૩ પૈસાભાર, એ સર્વે ઔષધો ખાંડી ચૂર્ણ કરવુ તે રૂ. ૦I ભારની ઉના પાણી સાથે ફાકી લેવી.

### ૬. ઝાડા અફીણીઆનો.

કોકમડી ૧ ભાર, જાયફળ નગ ૧, ચણા ૧ ભાર, અફીણ એ સર્વે ગાયના દહીંમાં પાવું.

### ૭. દમનો ઉપાય.

કુકડાના ઇંડાના ખોખા નગ ૧૫ તેના બરાબર આંબળસારા શુધ કરેલો ગંધક, તેમાં સોમલ તોલો ૦॥ મનશીલ તોલો ૧ સર્વે ખુબ ખરલ કરી એક લોટકામાં નાખી કપડમટી કરી ગજપુટ અગ્ની આપી શીતળ થયે ખરલ કરી ચોખા ૪ ભાર ગોળમાં ગોળી કરી આપવી.

### ૮. તાવ સર્વે પ્રકારના ઉતરે.

હરણનાં નાનાં શીંગડાં નંગ ૨ લાવી, તેને ઝીણા ઝીણા કટકા કરી એક હાંડલામાં તેમાં વછનાગનો રસ તોલા ૫, સોમલ તોલો ૧, હડતાળ-તોલો ૧, તામ્રભષ્મ તોલો ૧, પારો તોલો ૧, હીંગળોક તોલો ૧, એ સર્વે હાંડલામાં નાંખી ગજપુટ અગ્ની આપવી શીતળ થયે કાઢી લઇ ખરલ કરી તે ઔષધથી આઠ ગણું ત્રીકટું ચૂર્ણ મેળવીને રાખવુ તેમાંથી અડધો વાલ નાગરવેલના પાનમાં મેલી ચાવી જવુ.

### ૯. ઉધરસનો ઉપાય.

સાબરશીંગ શેર ૦॥ લઇ તેના ઝીણા ઝીણા કટકા કરી આકડાના દુધમાં, ત્રણ દીવસ પલાળી રાખી, ત્રીજે દીવસે દુધ તથા કટકા ધંતુરાના જીંડવા નગ ૫૦, આકડાના પાન નંગ ૧૦૦, જવખાર શેર ૦॥, અજમો શેર ૦I, મીઠું શેર ૧॥, આ સર્વે એક મટકુડામાં નાખી કપડમટ કરી ગજપુટ આપવો, શીતળ

થયે દાઢી લઇ ખરલ કરવું તેમાંથી વાલ ૧ નાગરવેલના પાનમાં રાતે સુતી વખતે આવી જવું ઉપર શેર ૦। દુધ ઉનું કરેલું પીવું સર્વે પ્રકારની ઉધરસ મટી જશે.

### ૧૦. ક્ષય મટે.

ખુરસાણી, થોરનું લાકડું હાથ ૧। લઇ વચમાંથી કોરી તેમાં મીઠું શેર ૧, આકડાનું દુધ શેર ૧ એરંડીનાં બીજ શેર ૧ સર્વે વટી લાકડાની પોલમાં ભરી કપટ મટી કરી ગજપુટ લાકડાને દેવો તેક્ષાર વાલ ૧ ક્ષયવાળાને દેવો (અનુભવેલ નથી).

### ૧૧. માથાના દુખાવાનો મારો.

જરખ જનાવરના લીંડા શેર ૦॥ જવનો લોટ શેર ૦। અજમો ખુરસાણી શેર ૦। માલકાંકણી નવટાંક, કુબાનાં પાન, રેંગણીના પાન, કડવી તુંબડીના પાન, ત્રણે પાનને ભેગા કરી તે રસમાં ઉપરનાં ઔષધ બાંધી માથે મસ્રિ બાંધવાથી માથાનાં ઝામરવા જેવા દરદો મટાડે છે.

## हुन्नर टुचका.

**ટાઇપરાઇટરની શાહી**—ઉકળતા પાણી ઉપર પેટ્રોલીઅમને મેલીને પીગળાવવું, પછી તેમાં સમાઇ શકે તેટલી મેશ ઉમેરતા જવી. આ મેળવણી બરોબર ઉકળી ગયા પછી તેને નીચે ઉતારી ઠંડી પાડીને તેમાં પેટ્રોલીઅમ, બેન્ઝાઇન તથા ટરપેન્ટાઇનનું તેલ એક સરખા પ્રમાણમાં લઇને બનાવેલી મેળવણી થોડી થોડી નાખતા જઇને એક રસ કરવી. અને તરત બનાવેલા તેલના રંગના જેવી જાડી મેળવણી બનાવવી આ શાહીને જો રંગીન બનાવવી હોય તો તેમાં મેશને બદલે એનીલાઇન રંગ નાખવો.

૦॥ ઔંસ એનીલાઇન બ્લેક રંગને ૧૫ ઔંસ આલકોહોલમાં પીગળાવીને તેમાં ૧૫ ઔંસ ગ્લીસરાઇન ઉમેર્યેથી કાળી શાહી બનાવી શકાય છે.

**દંત મજનો** ૧ દાંતના કળતર માટે—કપુર ૧ ભાગ, હીરાબોળ ૧ ભાગ, રૂમીમસ્તકી ૧ ભાગ, અને ૫ ભાગ ચાક મેળવી વાટી ચાળી તૈયાર કરવું. તે દાંતે ઘસવાથી કળતર મટે.

૨ દાંતના ખવાઇ ગયેલા પારાને મજબુત બનાવનાર મજન. કાથો, અને માંમાં સરખે ભાગે લઇ તેથી ૫ ઘણો ચાક ઉમેરી વાટી ઘુટી તૈયાર કરવુ.

૩ દાંતની દુર્ગંધી દુર કરવા માટે—કોલસો, રૂમીમસ્તકી, કપુર, એ ત્રણે એકેક ભાગ અને બ્લીચીંગ પાવડર કે ચાક પાચ ભાગ એકત્ર કરી વાટી ઘુટી ચાળી તૈયાર કરવુ.

૪ હરડેનો પાવડર ૧૦૦ ભાગ, હીરાકસીનો ભૂકો ૨૦૦ ભાગ, ફટકડી, ૩ ભાગ માંમાં ૧ ભાગ, જાયફળ ૫ ભાગ આ સર્વે પદાર્થોને બારીક વાટી, લુગડે ચાળી તેમાં થોડું કપુર મેળવી ઘુટીને તૈયાર કરવુ.

૫ ૧૦૦ ભાગ ચાક, ૫ ભાગ સોડા, ૧ ઔંસ પીપરમેંટનું તેલ, અને ૦। ઔંસ બરગામેટ ઓઇલને મિશ્ર કરી તૈયાર કરવુ.

૬ ૧૦૦ રતલ ચાક, કારબોનેટ ઑફ મેગેનીજ ૩ ભાગ, સોડા ૧ ભાગ, અને કારબોલીક એસીડ ૧૦ ભાગ આ મંજન બનાવતી વખતે પ્રથમ ચાક વગેરેનો ભૂકો બનાવી તેમાં સુગંધીત તેલ કે એસીડ ઉમેરી ખુબ મેળવવું. પછી ઉપયોગમાં લેવું. આ મજનથી દાંતમાં થતી કીડ તથા કહોવાટ મટે છે.

### પરચુરણ ટુચકા.

કપડાપર બળેલા ભાગો સાફ કરવા સારૂં તેમને પહેલાં ગરમ પાણીમાં બોળી કાઢવા પછી લીંબુ ને મીઠું તે ઉપર લગાડવું અથવા ચોળવું અને સુરજના તડકામાં કપડાને વખાતું નાખવુ જો પહેલે સપાટે ફતેહ ન મળે તો આ કીયા એકબે વખત ફરી કરવી.

* * * * *

પ્લેટ ગ્લાસપર જરા જેટલા ઘસારા પડ્યા હોય તો પહેલાં તે કાચપર રૂનું પુમડું આસ્તે આસ્તે ચોળીને સાફ કરવુ. ત્યાર પછી તે રૂના પુમડાપર મલમલ વીંટાળી લઇને પેછી Jeweller's fine rough જવેર સાફ કરવા માટે જે પેસ્ટ વપરાય છે તે મખમલને લગાડી તે વતી કાચને સાફ કરવો તેથી ડાઘા નીકળી જઇ કાચ સરસ રીતે સાફ થશે.

* * * * *

એક ડાકટરે ખોરાક સાથે પુરતા પાણીનો જથ્થો પીવા ફરમાવીને એક ૨૨) વરસના જવાનમાં દીવસમાં બે રતલ માંસનો વધારો કરી બતાવ્યો. પણ શરત માત્ર એટલીજ કે ખોરાક તદન ચાવી ચાવીને ખાવો.

એકે એક સ્ત્રીને રોગના પંઝામાંથી બચાવી શક્તિ આપી પુષ્ટ કરનાર.

# સુંદરી સાથી. (રજીસ્ટર્ડ)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર છે. સ્ત્રીઓના કોઇપણ દરદ જેવાં કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ખાટી, પીળી મળગુગળી અમર લાલ રંગની લોહી જેવી રસી વહ્યાં કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડોમાં, માથામાં અને કોઇ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, શરીર સુકાઇ ધોળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઇ બેહાલ થાય. અશક્તિ આવે અને કામ થઇ શકે નહિ, આખો દિવસ કેડો અને માથું ફાટયાં કરે, તાવ ઉધરસ, દમ ખાંસી સોજા, ઉલટી, અરૂચી માસિક અટકાવ–દસ્તાન સંબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા, કસુવાવડ. સુવારોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી. એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળ, યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ત્રણ બાટલીના રૂ ૨-૪-૦ પોષ્ટ ૦-૭-૦. **સુંદરીસાથીના ખાસ ગુણ.**

**૧ નાની બાળકીઓને** પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી.
**૨ યુવાન સ્ત્રીઓને** પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવું બનાવે છે.
**૩ ગર્ભ વખતે** પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે. **૪. સુવાવડ પછી** પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવું તંદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનું ને તેની માતું શરીર પુષ્ટ કરે છે. **૫ સો રોગ તમામ મટાડે છે.** હમેશાં પીવાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. **૬. વૃદ્ધાવસ્થામાં** પીવાથી શરીર પુષ્ટ અને તંદુરસ્ત યુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે. આ માટે હજારો અભિપ્રાયો મળ્યા છે ને હજારો સ્ત્રીઓ તેનો ચાલુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે.

દરેક સ્ત્રીએ બાળપણથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઇએ.

**સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી** અરજણ લખે છે કે, આપના તરફથી સુદરી સાથીની બાટલી ૬ મંગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની તદ્દન શાંતિ થઇ છે. હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયાં છે. સુદરીસાથીની દવાના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે હું તનમનથી સરટીફીકેટ આપું છું કે આવી દવા આપ ખરા ગુણવાળી ને ઇશ્વરી સત્તાવાળી દવા બનાવી છે. હવુ મારા મિત્રોને ભલામણ કરૂં છું.

**ખરવાસાથી મેલાભાઈ ગીરજાશંકર** લખે છે કે, તમારી સુદરીસાથી દવા મે મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

**મુંબાઇથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર** લખે છે કે, તમારી સુંદરીસાથીની બાટલી મોકલી તેથી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલશો. દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

**નોંઢાદથી મણીલાલ દ્વારકાદાસ** લખે છે કે, આપની સુદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદનું આરામ છે માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો. રોગ મટવાથી તમારા હકમાં દુવા દઇએ છીએ.

**ટોંક દરબાર હાઇસ્કુલના માસ્તર** છગનલાલ કાલાભાઇ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયો છે. જે સ્ત્રીનું શરીર સારૂં ન હોય ને ગર્ભનો બીગાડ હોય તેને આ દવા ગુણકારક છે.

દવા દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો ચોખાના ધોવરામણ સાથે પીવી. ચળી કાંઇ નહિ.

**સગ્રહણી પીલ્સ**—આ દવાથી સંગ્રહણી મટે છે.તેથી અન્ન ખવાશે,ભૂખ ઉઘડશે,ખાધું પચશે, વારંવાર થતા ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે. શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે ડબી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીંમત રૂ. ૨-૦-૦.

**ક્ષયહર પીલ્સ**—ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવીજ જોઇએ. ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે. તેનાથી ગમે તેવો જામી ગયેલો ક્ષય પણ મટયો છે. બાટલી ૧ ની કી. રૂ. ૩-૦-૦ અનુપાનના ડબાની કી. રૂ. ૨-૦-૦.

**પ્રમેહ નિવારણ પીલ્સ**—આ દવાથી પ્રમેહ–પથરી કે મધુ પ્રમેહ કે પેશાબનો ગમે તે વ્યાધિ હોય, પેશાબે ધોળી રસી, કે ધાતુ વહ્યાં કરતી હોય, પેશાબે લાહ્ય કે તણુખ બળતી હોય તો તે મટે છે ડબી૧ ની કીમત રૂ ૨-૦-૦ અનુપાનની કીં રૂ ૧॥

**વાતહરગુટી**—આ દવાથી ગમે તેવો વા મટે છે.એક મહીનામાંજ તદુરસ્ત થશે,અને પછી જીદગીપર્યંત વા જણાશે નહિ, સંધિવાને પક્ષાઘાતતોતુરત મટે છે કીં રૂ ૨

**ગોળો ચઢ્યો**—આ દવાથી ગમે તેવો ગોળો ચઢતો હશે તે મટશે. જુનાં દરદો ખાત્રીથી મટશે રૂ. ૧

**ઉદરસ** ગમે તેવી જુની ખાસી, ઉધરસ કે કફ પડતો હોય, કોઇ ઉપાયે ન મટતો હોય તો મગાવો અમારી ઉદરસ નીવારણ પીલ્સ તેથી ગમે તેવી ઉદરસ બીજાજ દીવસથી મટે છે. રૂ ૧-૦

**सर्व व्याधिहरगुटीका**—આ એકજ દવા જુદા જુદા અનુપાનમાં સેવાથી હજારો વ્યાધિઓને મટાડી શક્તિ આપે છે. કી રૂ. ૩-૦.

**દમહર ગુટિકા**—ગમે તેટલા વર્ષની જુની દમ હશે ને કોઇ પણ ઉપાયે નહીં મટતી હોય તો પણ તે આ દવાથી મટશે. કીમત રૂ ૩-૦ અનુપાનની કી-રૂ.૨-૦

**વિષ્ફોટક પીલ્સ**—આ ગોળીઓથી વિષ્ફોટક, મસા, ચાંદી શરીરપર ગરમીના ચકામાં પડી જવાં, ઉપદંશ અને ગરમીના તમામ રોગ તથા પત પણ મટાડી ને લોહીને સુધારે છે હજારો દરદીને ફાયદો થયો છે, ડબી ૧ ની કીં. રૂ. ૨

**પ્રદર પીલ્સ**—સ્ત્રીઓના અસાધ્ય પ્રદર, શ્વેત અને રક્ત પ્રદર, લોહીવા અને ધાત જવી તુરતજ મટી શરીર પુષ્ટ કરે છે કીમત રૂ ૨-૦

**બરોળની ગોળીઓ**—આ દવાથી બરોળ, પાંડુરોગ, શરીર પીળું પડી જઇ ધોળી-પુણી જેવુ, થવુ, કમળો, કમળી, કલેજામાં થયેલા લોહીનો જમાવ, મદાગ્નિ, અને કલેજાના બીજા રોગો ને સોજા મટે છે. કીં. રૂ. ૧

**રાજવંશી યાકૂતિ**—ધાતુગત તમામ રોગો મટાડી, ખરૂં પુરૂષાતન અને શક્તિ આપી, વીર્યનો વધારો કરી, ગુહ્યેંદ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ દવા સર્વોત્તમછે. નપુંસકપણાને પ્રાપ્ત મનુષ્યોને પુરૂષત્વ આપી બળવાન બનાવે છે ડબી ૧ ની કી. રૂ.૫.

**નપુંસકત્વારી લેપ**—આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેંદ્રિય સતેજ થાય છે અને નપુંસકપણું મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે. કીં. ડબી ૧ ની રૂ. ૩.

**ટાનીક પીલ્સ**—ધાતુગત વિકારો મટાડી, વીર્યની વૃદ્ધિ કરી, પુરૂષત્વ આપે છે હાથ પગનું કળતર, ધાતુનું જવુ, માથાનો દુખાવો, કેડ ફાટવી અને ઇંદ્રિયની શિથિલતાને મટાડી યુવાન જેવુ બળ આપે છે દવા એક માસ ચાલશે. ડબી ૧ ની કી. રૂ ૧-૦-૦.

**અફીણનાશક ગુટિ**—અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી, અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા ભલામણ છે, ડબી ૧ની કી રૂ. ૨ ઝીંઝુવાડાથી રામબ્રહ્મતાર વખતરામ લખે છે આ દવાથી દસ વરસનું અફીણનું બધારણ માત્ર પચીસ દીવસમાં છુટી ગયુ છે

**ફીવર પીલ્સ**—ગમે તેવા ટાઢીઆ ઉનીઆ, એકાંતરીઆ, રોજનો અને ચોથીઆ તાવને ૨૪ કલાકમાંજ મટાડે છે. કીં. ૧-૦-૦.

**જય ગુટીકા**—આ દવાથી જે સ્ત્રીઓને રતુશ્રાવ-અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે, અનિયમિત અટકાવ અને દુખ થતુ હોય તેને નિયમસર લાવેછે,કી.રૂ ૧.

**કોલેરા પીલ્સ**—કોલેરા, ઝાડા, ઉલટી, અને ગોટલાં ચઢતા હોય,તે ૨૪ કલાકમાંજ મટાડે છે. ... થયું. હોય તે મટે છે. રૂ. ૧.

**નેત્ર ફુલહર પીલ્સ**—આંખમાં પડેલ ફુલ, ઝાંખ, છારી, પડળ, પરવાળાં, રતાંધળાપણું મલ, આંખો દુખતીને પાંપણો ગળી જવી અને મોતીઓ હોય તો તે વગર વાઢકાપે આ ગોળીઓ આંજવાથી મટાડે છે રૂ. ૧

**એગ્યુમીક્યર**—કોઇ પણ પ્રકારના રોજના, ટાઢીઆ એકાંતરીઆ કે ચોથીઆ તાવ ૨૪ કલાકમાંજ મટે છે. ૦॥

**વંધ્યા પીલ્સ**—ગમે તેવી વન્ધ્યા સ્ત્રી કે—જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી જીવતી ન હોય તેવી વન્ધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ ધારણ થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે, ડબીની કી. રૂ. ૪ પ્રાંતીજથી સોની દલસુખરામ અમથારામ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નહોતી તે થઇ છે.

**અમૃત પાન**—આ દવાથી ગરમીના રોગો મટે છે. અને લોહીની શુદ્ધી થાય છે. અને તાવ, ઉનવા, ખસ વિગેરે ગરમીના રોગો મટાડી શરીર પુષ્ટ કરે છે. રૂ. ૧.

**હેરગ્રો ઓઇલ**—આ તેલ અત્યંત સુગંધદાર છે. તે લગાવવાથી, વાળ ખરી પડતા નથી,ને કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તે ઉગે છે. ને લાંબા વધે છે. રૂ. ૧.

**દીલપસંદ વોટર**—આ સુગંધીદાર વોટર મુખ પર લગાવવાથી, મોં ઉપરના ખીલ, કરોળીઆ, કાળાશ મટાડી ખુબસુરત લાલાસ આપે છે. કી. ૦-૮-૦.

**હિસ્ટીરીઆ ઉન્માદહર પીલ્સ**—આ દવાથી હીસ્ટીરીઆ મૂરછા, ગભરામણ અને ભૂતનો વળગાડ મટે છે કી. રૂ. ૨-૦.

**ખરજવાનો મલમ**—ગમે તેવું સુકુ કે લીલું ખરજવું ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા હાડગંભીર આ દવાથી મટે છે. રૂ. ૦-૮-૦

**ઝાડા ને મરડાની ગોળી**—ઝાડો અને મરડો આ ગોળીઓથી ગમે તો લોહી, કે પરૂ ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તે મટે છે. ૦॥

**ઘા તેલ**—ગમે તેવો ઘા પડ્યો હોય, લોહી બંધ ન થતું હોય અને અસહ્ય વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલદી રૂઝ આવે છે ૦-૮-૦.

**બાધિર્ય તેલ**—કાનના તમામ દરદો, કાન પાકવો, સણકા નાંખવા, ગણગણાટ થવો અને બ્હેરાપણું આ તેલના બળે, ટીપાં કાનમાં નાખવાથી મટી જાય છે. કી રૂ ૧

**સારસાપરિલા**—આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટાડી લોહીનો સુધારો થઇ લોહીની વૃદ્ધિ થાય છે. સ્વદેશી વનસ્પતિમાંથી બને છે. રૂ. ૧

**કફ સીરપ**—ઉધરસ, કફ અને દમને તુરતજ મટાડે છે, દવા દુધ સાથે દિવસમા ત્રણ વખત પીવી. કી. રૂ ૧.

**કુટજાવલેહ**—તમામ પ્રકારના હરસ, ઝાડો, સંગ્રહણી, અરૂચિ, પાંડુરોગ, કમળો લોહીના ઝાડા કે લોહીની ઉલટી થવી,ક્ષય, અને મરડા ને મટાડે છે, રતલ ૧ ની કીં, રૂ.

**હરીતકિઅવલેહ**—ઉધરસ, દમ, ક્ષય, છાતીના રોગોને મટાડે છે, ૧ રતલની કીં. રૂ. ૨-૦-૦

**ટોનીક સીરપ.**—મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમાં શક્તિ આવી શરીર પુષ્ટ થાય છે. કી. રૂ. ૧

**દ્રાક્ષાસવ.**—ક્ષય જેવા જુના શ્વાસખાંસીના દરદોમાં, વૃદ્ધ માણસોની ઉધના નાશમાં, અરૂચિમાં, મૂર્છામાં, ઉધરસમાં, અત્યંત નબળાઇમાં, તીવ્ર દરદોની અશક્તિમાં અને ઘણુ જાતની મહેનતથી થાક લાગ્યો હોય ત્યારે આ આસવ ઉપયોગી છે કીં રૂ. ૧-૮-

**બાલામૃત**—બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે ધાવણ કે દુધ પચાવે છે. વરાંધ વીગેરે રોગો થતા નથી. થયા હોય છે તો તરત મટે છે કીં. ૦-૮-૦

**કુમાર્યાસવ.**ઉધરસ, દમ, હરસ, આફરો, અને પેટના શુળમાં, જુની કબજીયાત અને સ્ત્રીઓના રક્તગુલ્મમાં આ આસવ ગુણ કરે છે કી રૂ ૧-૦-૦

વીંછીની દવા—વીંછી કરડ્યો હોય તે ડંખ ઉપર આ દવાનું એક ટીપું મુકતાની સાથેજ ઉતરી જશે.કીં ૦।

ખસની દવા ગમે તેવી ખસ, કોલા અને લુખસ આ દવા ચોપડતાંજ મટી જાય છે,કી ૦-૪-૦.

ફોલ્લાનો મલમ દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી પાકતું નથી ને તુરત રૂઝ લાવે છે. કીં. ૦-૪-૦.

આઇડ્રોપ્સ દુખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે ૦-૪-૦

પેનહર બામ-વા, સંધિવા, પક્ષાઘાત ઉપર ચોપડવાથી મટે છે. માથું ઉતરી જાય છે રૂ ૦-૮-૦.

મુખશાંતિ લેપ ગડગુમડ મટે છે ને રૂઝ ઝટ આવે છે. ૦-૮-૦

અંક ૫ મો.

# ભાગ્યોદય.

જુલાઈ ૭ મે ૧૯૧૯.

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક
મોહનલાલ દેવશંકર ત્રવે.
અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનંતિ—ભાગ્યોદયમાં નવિન ગ્રાહક કરી મોકલવાના પોસ્ટ કાર્ડ એના અંકમાં દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યા હતા, જેમાંના ઘણાએ નવાં ગ્રાહકો કરી મોકલ્યાં છે, પણ હજુ સુધી જેમણે નવાં ગ્રાહકો કરીને મોકલ્યા ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવાં એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશોજ. અને જ્યાં સુધી નવિન ગ્રાહકો ન થાય ત્યાં સુધી તે કાર્ડ પોતાની પાસે રાખી મૂકશો.

ભાગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટેજના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે. આફ્રીકા ખાતે લવાજમ શી ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીય-સુખ વી પી કરી મોકલી, લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી ૪નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોંધાવવું કારણ ત્યાં વી પી. થતુંજ નથી ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસરજ બહાર પડે છે જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવું

આફ્રીકાના—જે ગ્રાહકોનું લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૪ નો બ્રી. પો ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામાં જેમનું લવાજમ નહીં આવે તેમનાં નામ કમી કરવામાં આવશે. જેથી આ અંક મળેથી તુરતજ શી. ૪નો બ્રી. પો ઓર્ડર મોકલવો.

## નવીન ગ્રાહક થનારને લાભ.

ભાગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ જવું. કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે પાછળથી ભેટ ખુટી ગયે તે મળશે નહી. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીયસુખ વી. પી. કરી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે.

ભાગ્યોદયના ગ્રાહકોને શ્રી ચરકસંહિતા-કીં. રૂ ૫-નું રૂ ૪-માં જ મળશે. ઘરનો વૈદ કીં રૂ ૨-પણ તે ૦-૮-૦ મા મળશે

## નવા અભિપ્રાયો.

હકરોડીઆથી શેઠ નાથાલાલ હસમુખ લખે છે કે,-ભાગ્યોદયમાં આવતાં આપના દરેક વિષયો અમુલ્ય છે. અને તે સારા વિદ્વાન ગુરૂની ખોટ પુરી કરે છે. દરેક માણસ આપના ભાગ્યોદયની નકલ ખરીદશે તેને તન, મન, અને ધનની ઉન્નતિ કરવામાં બીજી સલાહની જરૂર પડશે નહિ. હું મારા કુટુંબી તથા મીત્ર મંડળમાં આપના માસીક વાસ્તે ખરીદવાની મારાથી બનતું કરવા ચુકીશ નહીં.

આપના ધનવાન નામનું પુસ્તક વાંચવાથી તેમાં આપના વિપદ સંકટ સમયમાં દેમજ દુઃખના નાવને તારવામાં આશીર્વાદરૂપ બને છે આ પુસ્તકમાં આપના અગાધ શ્રમને લીધે હું આપનો આભારી છું ધનવાનના કેટલાક પ્રયોગો લખવા પ્રમાણે સિદ્ધ થયા છે.

ગોંડલથી વૈદરાજ રાઘવજી માધવજી જોશી લખે છે કે—આપનું ભાગ્યોદય નામનું માસીક વાંચી આનંદ થયો છે કે તેમાં આત્મજ્ઞાનનું નિરૂપણ સારૂં કર્યું. જે પરમાત્મા તમારૂં દીન દીન ભાગ્યોદયની ચડતી રાખે, એવું પરમાત્મા પાસે માગું છું કે જેથી સંસાર તરવાનો રસ્તો મળે.

મુંબાઇ-જ્ઞાન વર્ધક માસીકના અધિપતિ શ્રી જહાંગીરજી એન પોચીસવાળા લખે છે કે,

ઘણાં માસીકો મારા વાંચવામાં આવે છે તેમાં આજ પેહલા મેં સ ગયા આપના માસિકમાં આવતા વિષયો અતિ ઉપયોગી, રસિક, અને જ્ઞાન રસથી ભરપુર મને માલમ પડ્યા છે. એમ ખબર આપવે આપને મારૂં મન જણાવવાની હું કૃપા સમજું છું, ખાસ કરીને સ્ત્રીઓની ઉચ્ચ નેમ વિષે આત્મબોધના જે લખાણો આ માસિકમાં છેલ્લા કેટલાક માસ થયાં ખાસ મારૂં ધ્યાન ખેંચે છે, તે મારા પારસી બાઇઓના વાંચવામાં વધુ આવે એમ હું ઇચ્છું છું મારા તરફથી પ્રગટ થતાં જ્ઞાન વર્ધક અને માસિક મિત્રમાં એ વિષે હું કંઇક નોંધ લેવાનો વિચાર રાખું છું.

વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ.

# ધનવાન.

જો તમે ઘણા ઘણા ધંધા કરવા છતાં પણ દમડી દેખતા ન હો, વેપાર ધંધા કે બીજા ઉદ્યોગમાં ધારેલો લાભ ન થતો હોય, એનીમાં વીસ પચીસ ઘણું પકવવાની ઇચ્છા હોય, હુન્નર કળાનુ સર્વોત્તમ જ્ઞાન મેળવી કળા કુશળ બનવું હોય, કોઇપણ ધંધાની સાથે હજારો રૂપિયા સહેલથી કમાઇ શકાય એવી શોધોને શીખવાની ઇચ્છા હોય, અને આજ જન્મમાં લાખો અને કરોડો ધનના સ્વામી બનવું હોય તો આજેજ આ પુસ્તક મગાવી ઉપયોગ કરજો. આ પુસ્તકના ઉપયોગીપણાનાં હજારો સરટીફીકેટ મળ્યાંછે.

તેની અંદર બાર ભાગમાં અને ૧૬૦ પ્રકરણોમાં તમામ પ્રકારના જ્ઞાનનો, શોધોનો અને કળાઓનો ક્રમવાર સમાવેશ કરવામાં આવ્યો છે. તેની ટુંક નોંધ નીચે પ્રમાણે વાંચવાથી સમજાશે.

ભાગ ૧ લો—ધનનું મહત્વ જેમાં ૨૦ પ્રકરણ છે. ભાગ ૨ જો—જેમાં ૩૦ પ્રકરણ છે. જેમાં ધનવાન થવાને કેવી યોગ્યતા પ્રાપ્ત કરવી તે છે. ભાગ ત્રીજો—નવી શોધ અને કયા ધંધાથી ધનવાન થવાય છે તે વિષે ભાગ ૪ થો—જુદા જુદા પ્રકારની નોકરી કેવી રીતે પ્રાપ્ત કરવી તે વિષે. ભાગ ૫ મો વેપાર—ધનવાન થઇ શકાય તેવા જુદી જુદી જાતના વેપારો ભાગ ૬ ઠો ખેતી—જમીનનો કસ શી રીતે વધારવો, ખાતર કયા પ્રકારનું કઇ જમીનમાં કેટલું નાંખવુ વિગેરે ઉપરાંત વરસાદ, પાણીની તંગાશ શી રીતે પુરી પાડવી, જુદી જુદી જાતનાં અનાજ, તથા મરી મસાલા વિગેરેનું વાવેતર કયારે કેવી રીતે કરવું કે જેથી પેદાશ દર વરસ કરતાં દસ કે વીસ ઘણી વધી શકે વિગેરે ભાગ ૭ મો—ખનીજ પદાર્થોથી ધનની વૃદ્ધિ—સોનું, રૂપુ વિગેરે ધાતુ સંબંધી પ્રયોગો ભાગ ૮ મો—ઝવેરાતનો વેપાર, હીરા, માણેક, મોતી વિગેરેનો વેપાર. ભાગ ૯મો હુન્નર ઉદ્યોગ—રંગનો ઉદ્યોગ, કાગળનો, કાચનો, સાબુ બનાવવાનો, મીણબત્તીનો, ફોટોગ્રાફરનો ઉદ્યોગ, સીમેન્ટનો, વાર્નિસનો, લાખનો, શાહીનો, બટનનો, દીવાસળીઓનો ઉદ્યોગ, સોનું અને રૂપુ બનાવવાના પ્રયોગો બનાવટી, કાંસુ,પીતળ વિગેરે જુદી જુદી જાતની ધાતુ બનાવવાના પ્રયોગો, ધાતુઓના ડાઘા કે મેલ કાઢવા, ધાતુ ઉપર ગીલેટ કરવો, વીજળીના બેટરી બનાવવી, લાકડાં રંગવાનો, જીવ જંતુઓ, સાપ, માંકડ વિગેરે અનેક જંતુઓ દુર કરવાના, કપડાં, ધાતુ, કાગળ, કાચ મોતી, વિગેરે ઉપરથી ડાઘ કાઢવાના. ભેગ પારખવાના પ્રયોગો, અગરબત્તી, સુગંધી બનાવટો, કંકુ વિગેરે પરચુરણ વસ્તુઓની બનાવટ, બનાવટી પથ્થર, હાથીદાંત, ચામડાં હીરા, મોતી, માણેક, પોખરાજ મદ, હીંગ, કેસર, કસ્તુરી વિગેરે બનાવવી શરીરને સુંદર બનાવનાર પ્રયોગો, આઇસક્રીમ બનાવવો, શરબતો, અત્તરો બનાવવાં, સુગંધી તેલો, હેર ઓઇલો બનાવવાં, લવંડર, કોલનવોટર, ગુલાબજળ વિગેરે બનાવવાં, સોડા લેમોનેડ વીગેરે બનાવવાં. બીસ્કીટ છીકણી, મીણ કાપડ બનાવવુ, પેન્સીલ બનાવવી ફોડવાનું દારૂખાનું બનાવવું. દાટેલું ધન શોધી કાઢવું, ચમત્કારીક પ્રયોગો, જાદુઇ પ્રયોગો, કેટલાક ઉપયોગી હુન્નરો, ખસે, ગેસના દીવા, વીજળીનું તાવીજ, કપુરની માળા પ્યાલા, ચીકણી સોપારી,-સોના ચાંદીના વરખ, દંતમંજન વિગેરે બનાવવું. ભાગ ૧૦ મો—વૈદક—વિભાગ અંગ્રેજી દવાઓ, જુદી જુદી જાતના અર્કો અને એસેન્સ બનાવવા, અંગ્રેજી પેટન્ટ દવાઓ જેવી કે, કાર્બોનેટ ઑફ એમોનીયા મીક્ચર, નાઇટ્રેટ ઑફ આયર્ન, પોટાસ, કવીનાઇન આયર્ન મીક્ચર, ઑકસાઇડ ઑફ કોપર, પીનકીલર, કલોરોડાઇન, સાઇટ્રીક એસીડ, કોલ્ડક્રીમ, નાઇટ્રીક એસીડ, હાઇડ્રોક્લોરિક એસીડ, ફોસ્ફરસ, એન્ટીફેબ્રીનીયા, ડેવીચાના ટૉનીક પીલ્સ, ઇસ્ટર્ન્સ પીલ-સીરપ-સારસાપરીલા, બાલામૃત સાઇટ્રસ જ્યુસ, મેન્થોલ, હેરડાઇ, ખાલનાશક સાબુ, તેલ, અર્ક, પાવડર વિગેરે, દાદરનો મલમ, કલોરોફોર્મ, કવીનાઇન આયર્ન પીલ્સ, કોમ્પાઉન્ડ આયર્ન કવીનાઇન ગોળી, સીરીપ ઑફ હાઇપોફોસ્ફેટ ઑફ લાઇમ, વિગેરેની બનાવટ. જુદી જુદી જાતના મલમો દેશી શાસ્ત્રોક્ત દવાઓ—કવાથો, ચુર્ણો, ગુટિકા ગુગળ, અવલેહ, આસવ, અરીષ્ટ, પરચુરણ ઉપાયો, પાકો, ક્ષાર, મુરબ્બા, અથાણાં, મીઠાઇ વિગેરે ભાગ ૧૧ મો ધન પ્રાપ્તિના આધ્યાત્મિક ઉપાયો, ભાગ ૧૨ મો ગરીબમાંથી ધનવાન થનારા પુરૂષોનાં જીવન ચરીત્રો વિગેરે ઘણા પ્રયોગો અને ઉપાયો છે ગરીબ માણસ પણ ધનવાન થયા સિવાય રહેવાનો નહિ. કી.રૂ.૫-૦

અમદાવાદથી ડૉ. રોમર. એસ. એમ એન્ડ એસ લખે છે કે ધનવાનનું પુસ્તક ઘણુંજ ઉપયોગી છે. ખેડાથી, ડી. એગ્રીકલચર ઇન્સ્પેકટર સાહેબ જેઠીશંકરદાસ. પી. ચોકશી લખે છે કે. ધનવાનનું પુસ્તક મનન કરવા યોગ્ય છે.

જેઠાલાલ દેવશંકર દવે ભાગ્યોદય ઓફીસ અમદાવાદ.

## ગ્રાહકોને સુચના.

**ગ્રાહકોને વિનંતિ**—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાના પોસ્ટ કાર્ડ મેના અંકમાં દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યાં હતાં. જેમાંના ઘણાએ નવા ગ્રાહકો કરી મોકલ્યાં છે, પણ હજુ સુધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યા ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવા એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશેજ. અને જ્યા સુધી નવિન ગ્રાહકો ન થાય ત્યાં સુધી તે કાર્ડ પોતાની પાસે રાખી મૂકશે.

ભાગ્યોદયનું પાંચમુ વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયુ છે. તેનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટેજના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે. આફ્રીકા ખાતે લવાજમ શી ૪ છે લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે ભેટનુ પુસ્તક સ્વર્ગીય—સુખ વી પી કરી મોકલી, લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામ આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી. ૪નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોંધાવવુ કારણ ત્યાં વી. પી. થતુંજ નથી ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસર બહાર પડે છે જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવું

**આફ્રીકાના—જે ગ્રાહકોનું લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૪ નો બ્રી** પો ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામાં જેમનું લવાજમ નહી આવે તેમનાં નામ કમી કરવામાં આવશે. જેથી આ અંક મળેથી તુરતજ શી ૪નો બ્રી. પો ઓર્ડર મોકલવો

## નવીન ગ્રાહક થનારને લાભ.

ભાગ્યોદયના નવીન ગ્રાહક થનારે તુરતજ અમને પત્ર લખી ગ્રાહક થઇ જવું કારણ પછીથી ગ્રાહક થનારને પાછલા અંકો મળી શકતા નથી. તેમ આ વર્ષે પાછળથી ભેટ ખુટી ગયે તે મળશે નહી. હાલમાં ગ્રાહક થઇ નામ નોંધાવનારને લવાજમ માં ભેટનું પુસ્તક સ્વર્ગીયસુખ વી. પી. કરી લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે

ભાગ્યોદયના ગ્રાહકોને શ્રી ચરકસંહિતા-કીં. રૂ ૫-નુ રૂ ૪-માં જ મળશે ઘરનો વૈદ કી રૂ ૨-૫ણ તે ૦-૮-૦ માં મળશે

## નવા અભિપ્રાયો.

કકરોડીઆથી શેઠ નાથાલાલ દલસુખ લખે છે કે,—ભાગ્યોદયમાં આવતા આપના દરેક વિષયો અમૂલ્ય છે. અને તે સારા વિદ્વાન ગુરૂની ખોટ પુરી કરે છે. દરેક માણસ આપના ભાગ્યોદયની નકલ ખરીદશે તેને તન, મન, અને ધનની ઉન્નતિ કરવામાં બીજી સલાહની જરૂર પડશે નહિ. હું મારા કુટુંબી તથા મીત્ર મંડળમાં આપના માસીક વાંચવા ખરીદવાની મારાથી બનતું કરવા ચુકીશ નહીં.

આપના **ધનવાન** નામનું પુસ્તક વાંચવાથી તેમાં આપના વિષય સંકટ સમયમાં તેમજ બુડતા નાવને તારવામાં આશીર્વાદરૂપ બને છે આ પુસ્તકમાં આપના અગાધ શ્રમને લીધે હું આપનો આભારી છુ ધનવાનના કેટલાક પ્રયોગો લખવા પ્રમાણે સિદ્ધ થયા છે.

**ગોંડલથી વૈદરાજ રાધવજી માધવજી જોશી લખે છે કે**—આપનું ભાગ્યોદય નામનુ માસીક વાંચી અત્યાનંદ થયો છે કે તેમાં આત્મશાંતિનુ નિરૂપણ સારૂં કર્યું છે પરમાત્મા તમારૂં દીન દીન ભાગ્યોદયની ચડતી રાખે, એવુ પરમાત્મા પાસે માગું છું જેથી સંસાર તરવાનો રસ્તો મળે.

મુંબાઇ—જ્ઞાન વર્ધક માસીકના અધિપતિ મી જહાંગીરજી જૈન પોથીસવાળા લખે છે કે ઘણાં માસીકો મારા વાંચવામાં આવે છે તેમાં આજ થોડા માસ ગયા આપના માસિકમાં આવતા વિષયો અતિ ઉપયોગી, રસિક, અને જ્ઞાન રસથી ભરપૂર મને માલમ પડયા છે. એમ વગર માગવે આપને મારૂં મત જણાવવાની હું કૃપા સમજું છું. ખાસ કરીને જીંદગીની ઉંચ નેમ વિષે આત્મબોધના જે લખાણો આ માસિકમાં છેલ્લા ૨-૩ માસ થયાં ખાસ મારૂં ધ્યાન ખેંચે છે, તે મારા પારસી ભાઇઓના વાંચવામાં વધુ એમ હું ઇચ્છું છુ મારા તરફથી પ્રગટ થતા-જ્ઞાન વર્ધક અને માસિક મિત્રમાં એ વિષે કાંઇક નોંધ લેવાનો વિચાર રાખું છું.

**વ્યવસ્થાપક ભાગ્યોદય—અમદાવાદ**

ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. જુલાઈ. સને ૧૯૧૭-અષાઢ-સંવત ૧૯૭૩ અંક ૫ મો.

## શ્રી ઇષ્ટનું સન્નિહિત દર્શન.

( અમને લાગી સ્વરૂપ શું તાળી, એ લય. )

જય જય અગમરૂપ અવિનાશી;
જ્યાં ત્યાં આપજ રહ્યા પ્રકાશી; જય૦
આપને અંતર્ બહિર્ નિરખીએ, તો શીદ જઇએ કાશી,
ઘર બેઠે જ્યાં પ્રાપ્ત રહો ત્યાં, થાવું શીદ પ્રવાસી, જય૦
મૂર્ધ શિખરપર આપને જોઇએ, (તો) શીદ થવું ગિરિ નિવાસી,
હેમ ગુહામાં* શું છે? આપ તો હૃદય ગુહાના વાસી; જય૦
આજ સ્થિતિમાં પ્રાપ્ત જ હો ત્યાં, થઈએ શીદ સંન્યાસી,
સહજ સ્વભાવે પ્રકટ રહો ત્યાં, થવું શીદ યોગાભ્યાસી; જય૦
ખુલ્લાં નેત્ર જણાઓ ત્યાં શીદ, શોધીએ નેત્રો વાસી,
અંધ બની ગતિમંદ થઈ કાં, કરાવીએ અમ હાંસી; જય૦
પથ્થરના દેવળમાં છો એમ શીદને લઇએ ક્યાસી,
દેહ દેવળે સુસ્પષ્ટજ છો, જોકે વિશ્વ વિલાસી; જય૦
હે નરહરિ ગુરુ! અમેજ દેવલ, આપ-કૃપાભિલાષી,
અમિત કૃપા વૃષ્ટિ કરજો નિજ હૃદયાકાશ વિકાસી; જય૦

મી. ઊ.

---

* હિમાલયની ગુહામાં.

## धीर वीर प्रति कर्तव्य शासन.

ધીર વીર! પાય તુજ માર્ગમાં સ્થાપજે, અચલને અધિક સુધડ દઢાવી,
તિમિરમય હોય કે માર્ગ ખાડા ભર્યો, તેંય પણ ચાલ ધરણી ધ્રુજાવી.
ધીરવીર! તારી પાસેથી શંકા અને નિરાશાને ત્વરિત દે ઉડાવી,
એક ઉદાત્ત ને ભવ્ય સલ્લક્ષણઃ (તારા) દષ્ટિ કેન્દ્રે તું લે ઉપજાવી
ધીરવીર! વ્યતીત જીવન તણા, દુઃખમય, પ્રસંગો દે તું ઉરઃ વિસાવી,
વહી જવા દે વ્યતીત ક્લેશને, પાપને, દાબી તે ઉભોરે અગ્ર આવી.
ધીરવીર! જીવનનો ભાર જે હોય તે, સહન કરજે તું સ્કંધે ચઢાવી,
જીવનનો ભાર જોઇ વિકળતા પામીને, જો! રખે જીવન સુખ દે ગુમાવી.
ધીરવીર! ખેદ તું વિસરી જા, જીવનમાં અફળતા જેહ આવી.
નવીન દિવસ ઉગ્યે નવીન જીવન લહી, નવીન તું બની નવીન લે વધાવી.
ધીરવીર! દુઃખ પર તું હસી તાહરા, બંધુ સમુદાયને દે હસાવી,
પ્રભુ કૃપાથી વિજય તું વરી લે સહજ, વિજયની આણને તું વર્તાવી.

ધી. દ.

---

## स्वाश्रयने धारण करी पछी इश्वरने सहाय अर्थे विनवनार मनुष्य इश्वरनी सवळ सहाय पामे छे.

પ્રિય વીર! પ્રથમ સ્વાશ્રયી થજે, નિજ બળ ઉપર તું ઝઝુમજે,
તુજ બળ પૂરેપુરૂં તું વાપર, આધાર તારો તું ઉપર—
રાખ્યા છતાં થાકે આખર, તો પછી પ્રભુને પ્રાર્થજે— પ્રિય૦
સામર્થ્ય શેષ ન રાખતાં, પૂરેપુરૂં અજમાવતાં,
પામે કદી તું વિફળતા, તો તે ક્ષણે પ્રભુને સ્મરજે— પ્રિય૦
તારીજ દષ્ટિ વાપરી, ગંતવ્ય માર્ગ તું જો જરી,
તુજ માર્ગ તમ રહે આવરી, તો પછી પ્રભુને પૂછજે— પ્રિય૦
તુજ અર્થ કરીને વિચારણા, તુજ કાર્યની કર યોજના,
સિદ્ધ ન થતાં કર શોચ ના, પ્રભુ અભિમુખ તવ તું બનજે— પ્રિય૦
સંકલ્પ તું દઢ સેવજે, નિગ્રહ તણી દઢ ટેવ જે,
તેને અખંડ તું ધારજે, સંશય ઉરથી વિસરજે— પ્રિય૦
બળ પ્રકટને અપ્રકટ જે, તેને અધિક વિકસાવજે,
પુરુષાર્થ દઢ પ્રકટાવજે, સાથે પ્રભુ સંભારજે— પ્રિય૦

ભી. ઉ.

---

# दैवी बळ प्राप्त करवानी कळा.



મનુષ્ય ઉન્નતિને ઇચ્છે છે, ઉન્નતિ કરવાને માટે દૈવિ બળની જરૂર હોય છે. દૈવિ-બળને પ્રાપ્ત કરવાને માટે આપણા બળને એકત્ર કરવું જોઇએ. મનુષ્ય પોતાનું બળ બીજું અનેક નજીવાં કાર્યોમાં ગુમાવી દે છે. અને તેથીજ તે ઘણે ભાગે નિર્બળ રહે છે. ઘણા માણસો કામ કરતી વખતે કહે છે "એ કામ મારાથી થઇ શકશે ? કદાચ મને લાગે છે કે એ કામ મારાથી નહીં બની શકે." આ પ્રકારની શંકા ઘણા માણસો કરે છે. તેમને તેમના બળમાં વિશ્વાસ હોતો નથી જે મનુષ્યે આ જગતમાં જન્મી પોતાના મનુષ્યાવતારને સાર્થક કરવો હોય છે, તેમણે તો પોતાનામાં બળનો સંગ્રહ કરવોજ જોઇએ જ્યારે આપણે ઘણું કામ કરીએ છીએ, ત્યારે આપણે થાકી જઇએ છીએ એટલે તે વખતે આપણામાં બળ રહેતું નથી. કારણકે આપણે આપણા બળનો ઉપયોગ કરી નાખેલો હોય છે, અને બળ ન રહેવાથી જ થાકીને ઢીલા થઈ જઇએ છીએ. અને તે પછી બીજું બળ મેળવવાને માટે વિશ્રાંતિ લેવાની જરૂર હોય છે.

જે માણસો પોતાને કરવાના ખરા કાર્યમાં પોતાના બળનો ઉપયોગ ન કરતાં, બીજા આડાં અવળાં કામમાં ઉપયોગ કરીને પોતાના બળને ગુમાવી દે છે. તે માણસો પછી કરવાનાં ખરાં કામ કરી શકતા નથી. જેમ મનુષ્યો પોતાના શારીરિક બળનો દુરૂપયોગ કરી પોતાના બળને ગુમાવી બેસે છે, ને શક્તિહીન થઇ રહે છે, તેમ ઘણા માણસો પોતાની માનસિક શક્તિયોનો અવળે રસ્તે ઉપયોગ કરીને માનસિક નિર્બળતાને મેળવે છે. પણ જો તે શક્તિયોને અવળે રસ્તે જતી અટકાવી એકાગ્ર કરવામાં આવે અને પછી તેમનો કોઇ અગત્યના કામમાં ઉપયોગ કરવામાં આવે તો તે કાર્ય તે સરળતાથી સિદ્ધ કરી શકે છે.

દરેક મનુષ્યને શારીરિક બળની સાથે દૈવિ બળ પ્રાપ્ત કરવાની જરૂર છે. દૈવિબળ પ્રાપ્ત કરવા માટે આપણે આપણી માનસિક શક્તિયોનો દુરૂપયોગ ન કરતાં તેને એકાગ્ર કરતાં શીખવું જોઇએ. આત્મસંયમ કરવાથી તે શક્તિયો એકાગ્ર થઇ શકે છે. અને આત્મસંયમથીજ દૈવિબળ પ્રાપ્ત થઇ શકે છે. આત્મ સંયમનો અર્થ ઇંદ્રિયોનો નાશ કરી દેવો એવો થતો નથી. પણ આત્મસંયમનો ખરો અર્થ બળવાન અને શક્તિશાળી બનવું એવો થાય છે. આત્મ સંયમ એ આધ્યાત્મિક અને પરમેશ્વરીય પરિવર્તન છે કે જેથી નિર્બળતા, સબળતામાં, કુરૂપતા સૌંદર્યમાં, અધમતા શ્રેષ્ઠતામાં, પાપ પુણ્યમાં, અને મનની સમસ્ત માનસિક વૃત્તિયો, સાત્વિક વૃત્તિયોમાં બદલાઇ જાય છે.

જે મનુષ્યો પોતાનાં આચરણો અને વર્તનને, બીજાના આગળ પોતે સારા અને સદ્‌ગુણી છે એ બતાવવાની ખાતર છુપાવેછે, અને ધર્મનો આડંબર કરે છે તેઓ ખરી રીતે કહીએતો આત્મસંયમ કરતા નથી, પણ કપટ કરી અન્યને છેતરે છે. મનુષ્ય જેટલો આત્મસંયમી થશે તેટલો તે સુખી, બુદ્ધિમાન અને મહાન થશે પરંતુ જો તે પાશવિક વૃત્તિયોને પોતાના વિચાર અને વર્તન ઉપર સત્તા જમાવા દેશે તો દુઃખી, મૂર્ખ અને પામર બનશે. જે મનુષ્યો પોતાની

ઇન્દ્રિયો અને પોતાની ચિત્તવૃત્તિયોના ઉપર પોતાનો અધિકાર જમાવી શકે છે, તે મનુષ્યો પોતાના જીવનને, પોતાની સ્થિતિને અને પોતાના ભાગ્યને બનાવી શકે છે. અને તે જ્યાં જાય છે ત્યાં તેને આનંદ અને સુખ જ મળે છે. જે મનુષ્યો પોતે પોતાને વશ કરી શકતા નથી તેઓ હમેશાં કામ ક્રોધાદિથી દબાયલાજ રહે છે. અને તે દુર્ગુણોનાજ તાબામાં ફસાઇ જાય છે, તેની સ્થિતિ અથવા ભાગ્યનો આધાર તેના દુર્ગુણો અનુસારજ હોય છે. તે મને ક્ષણિક સુખો ન પ્રાપ્ત થતાં દુઃખી અને કલેશિત બને છે અને પોતાના નિઃસાર સુખોને મેળવવા માટે બાહ્ય પદાર્થો ઉપર આધાર રાખે છે.

આ જગતમાં દરેક વસ્તુનું રૂપાંતર થયાં જ કરે છે, તેમ મનુષ્યની શક્તિયોમાં પણ રૂપાંતર થયાં કરે છે. કોઇ પણ શક્તિનો નાશ થતો નથી, પણ તેનું રૂપ બદલાઇ જાય છે. દુર્ગુણો અને દુર્વ્યસનનો ત્યાગ કરનાર સદ્દગુણોનું આવાહન કરે છે. બીજનો આત્મ ત્યાગ થતાં વૃક્ષ ઉત્પન્ન થાય છે દરેક પ્રકારની ઉત્પત્તિની પૂર્વે ત્યાગની આવશ્યકતા હોય છે. જે મનુષ્ય અનેક પ્રકારની ભૂડાઇ, અનેક પ્રકારનાં ક્ષણિક પાપમય સુખ, અને અનેક પ્રકારના નિંદનિય અશુભ વિચારોનો નાશ કરે છે, તે મનુષ્યનામાં તેને સ્થાને સુંદરતા અને સુખદ સદ્દગુણો ઉત્પન્ન થાય છે. જ્યાં નિર્બળ બનાવનાર ક્ષણિક આનંદનો નાશ થાય છે, ત્યાં સબળ કરનાર સુખનો આર્વિભાવ થાય છે. જેમકે વીર્ય પતનના ક્ષણિક સુખનો નાશ કરનારનામાં બ્રહ્મચર્યના તેજનો પ્રકાશ ઉદય થાય છે. અને બીજનો નાશ થતાં સુંદર ફુલની ઉત્પત્તિ થઇ શકે છે. કોઈ કાર્ય યથાર્થ સિદ્ધ થવાને માટે પ્રયત્ન અને ધૈર્યની ઘણીજ જરૂર હોય છે અને તેમાં આવી પડનાર વિઘ્નોની સાથે વિજય મેળવવાના બળની પણ જરૂર પડે છે. તેવી રીતે આપણામાં ઘણા વર્ષના જામી ગયેલા સંસ્કારો અને પડી ગયેલી ટેવોને ઉખેડવાને માટે જરા કષ્ટ તો વેઠવું પડે છે પણ જ્યાં તેમાં ફેરફાર થાય છે કે પછી તે મનુષ્યનામાં ધૈર્ય અને સહન શક્તિ વધે છે. જે મનુષ્યો આત્મસંયમી છે તેમનેજ દૈવિબળ અને ચિરસ્થાયી આનંદ મળે છે. જે મનુષ્યો પોતાના મન ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપી શકતો નથી તે મનુષ્ય દૈવી બળને પ્રાપ્ત કરી શકતો નથી પણ આ વ્યવહારના વિષય ભોગનો ઉપભોગ કરી પશુની માફક જીવન પુરૂં કરે છે.

જે મનુષ્યને આત્મસંયમ અને વાસ્તવિક સુખ એકજ છે એવું જ્ઞાન થાય છે, તે પછી આનંદમાં વિક્ષેપ કરનાર વૃત્તિયોને રોકવા યત્ન કરે છે. અને તેથી તેને પોતાના હૃદય તરફ દૃષ્ટિ નાખી મન શું શું કામ કરે છે તેના દૃષ્ટા થવું પડે છે. જે મનુષ્યો આત્મસંયમ યથાર્થ રીતે સાધી શકે છે તે સ્થિર આનંદને પ્રાપ્ત કરીને સુખ અને દૈવિ બળનો અનુભવ કરી શકે છે. પૂર્ણ આત્મસંયમી મનુષ્યને આનંદ અને સુખની સીમા રહેતી નથી. અને તેજ મોક્ષ પદને મેળવી શકે છે,

મનુષ્ય પોતાની અણસમજમાં બોલેલા શબ્દોથી, કટુ વાક્યોથી, વ્યર્થ અભિમાનથી અને દુરાગ્રહ તથા મૂર્ખતાને લીધેજ દુઃખને પોતાના તરફ આકર્ષે છે. નિયમાનુસાર જીવનમાં, આત્મસંયમી જીવનમાં અથવા વિજયી જીવનમાં શોકાદિ દુઃખદ સ્થિતિનું કંઇ કામ હોતું નથી જે મનુષ્ય આત્મસંયમી છે તે તો નિત્ય નવીન દશાને પ્રાપ્ત કરે છે. અને પરમાનન્દની પ્રાપ્તિને માટે તે હંમેશાં નવીન પ્રકારની દૈવી અને આત્મિક શક્તિયોનો પ્રયોગ કરે છે. તેને પશ્ચાત્તાપ કરવાનો હોતો નથી કારણ કે તે ખોટાં કાર્ય કરી શકતા નથી તેને ચિંતા સતાવતી નથી કારણ કે તેને પોતાનો સ્વાર્થ હોતો નથી. તેને શોક દુઃખી કરી શકતો નથી કારણ કે તેનું પ્રત્યેક કાર્ય

સત્યના ઉપર આધાર રાખનારૂં હોય છે' ઘણા મનુષ્યો 'અનેક' કાર્યને માટે અત્યંત પ્રયત્ન કરવા છતાં પણ તેને સિદ્ધ કરી શકતા નથી, અને તેને માટે રાત દિવસ બેચેન રહે છે કારણ કે આત્મસંયમ વિના તે તેને સિદ્ધ કરી શકતા નથી. તેજ કામ આત્મસંયમી મનુષ્ય કાંઇ પણ પ્રકારના વધુ શ્રમ કર્યા વગર સિદ્ધ કરી શકે છે કારણ કે તે ધૈર્યથી ઇન્દ્રિય નિગ્રહ પૂર્વક પોતાનું કાર્ય કરવામાંજ પોતાના સમય બળનો ઉપયોગ કરે છે.-દ્વેષ, દ્રોહ, અધૈર્ય લોભ, મોહ, નિંદા, અને દુનિયામાં મોટા ગણાવાની ઇચ્છા એ ખરાબ દુર્ગુણો છે. કે જે મનુષ્યને તેનું જીવન અનિયમિત બનાવવામાં કારણરૂપ થઇ પડે છે. તેનો તો મૂર્ખ અને અજ્ઞાની માણસોજ ઉપયોગ કરી શકે છે. માટે મનુષ્યે તેવા દુર્ગુણોનો ત્યાગ કરવો જોઇએ. પ્રેમ, દયા, ધૈર્ય, ઇન્દ્રિયનિગ્રહ, ઉચ્ચાભિલાષાઓ અને પવિત્ર ઇચ્છાઓ એ ઉત્તમ શસ્ત્રરૂપ છે. કે જેનાવડે સંયમી જીવન બની શકે છે.

શીઘ્રતા, લપસપાટ અને સ્વાર્થી ઇચ્છાઓથી જે વાત મુશ્કેલીથી પ્રાપ્ત થાય છે તે શાંતિ, ધૈર્ય અને આત્મત્યાગથી જો જોતામાં પ્રાપ્ત થાય છે. ઉતાવળીઆ સ્વભાવથી પ્રાકૃતિક નિયમોની ગતિને વધારી શકાતી નથી. કુદરતિ નિયમો તો ધારેલા સમયે જ ધારેલું કાર્ય પૂર્ણ કરે છે. સત્યતાને તમે તમારી ઇચ્છાનુસાર ચલાવી શકશો નહી. પણ મારે સત્યતાની આજ્ઞા પ્રમાણે ચાલવું પડશે. ક્રોધ અને ઉતાવળીયો-( લપસપાટીયો ) સ્વભાવ એ બે ઘણાં અનિષ્ટ કર્તા છે. મનુષ્ય બહારના પદાર્થો ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપિ શકતો નથી પણ પોતાના ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપિ શકે છે. તે બીજાઓને પોતાની ઇચ્છાનુસાર વર્તવાની ફરજ પાડી શકતો નથી, પણ પોતાની ઇચ્છાઓને પોતાને વશ કરી શકે છે અને જરૂર જણાતાં ધારેલા માર્ગે વર્તવાને ફરજ પાડી શકે છે. પરંતુ જે સત્યતાના સેવક છે તેમનીજ બાહ્ય પદાર્થો સેવા કરી શકે છે. જે મનુષ્ય ઇન્દ્રિયનિગ્રહી, આત્મસંયમી અને પોતાના ઉપર જેણે સ્વામિત્વ સ્થાપેલું હોય છે તે મનુષ્યોને, અન્ય મનુષ્યો પોતાના નેતા તરીકે સ્થાપી શકે છે.

બહારના પદાર્થો ઉપર કે બીજાઓને પોતાની ઇચ્છાનુસાર વર્તવાની ફરજ પાડવા કરતાં પ્રથમ દરેક મનુષ્યે પોતે પોતાની ઇચ્છાઓને વશ કરી પોતાના ઉપર સામ્રાજ્ય સ્થાપવું જોઇએ. જે મનુષ્ય સ્વભાવિક રીતે, શંકાશીલ, કે ક્રોધી હોય છે તે અન્ય વસ્તુઓનો સ્વામિ થવાને અયોગ્ય છે. એવા મનુષ્યો સાધારણ વ્યાપાર કે ગૃહવ્યવસ્થાનાં કાર્યો પણ કરી શકતા નથી તો મોટાં મોટાં કાર્યોને શું કરી શકે ? આત્મસંયમીજ અન્યના સ્વામિ થવાને યોગ્ય છે. જે મનુષ્ય પોતાના ચંચળ, અસ્થિર અને અવ્યવસ્થિત વિચારોને પોતાને વશ કરવાનો યત્ન કર્યા કરે છે તે બુદ્ધિમાન થઇ શકે છે અને અંતે આનંદ, સુખ અને શાંતિનો અનુભવ કરે છે. આત્મસંયમમાંજ બુદ્ધિમતા છે અને બુદ્ધિમતામાંજ સુખ અને શાંતિ છે. જે પ્રકારે આત્મસંયમી ઇન્દ્રિય નિગ્રહી મનુષ્ય વાસ્તવિક જીવનના આનંદ અને દૈવીબળને પ્રાપ્ત કરે છે, તેજ પ્રકારે મનને, વિચારોને અને આત્મિક વિકારોને વશમાં રાખનારા મનુષ્યો આધ્યાત્મિક આનંદ અને બુદ્ધિમુક શક્તિને પ્રાપ્ત કરે છે. આત્મસંયમથી કેવળ સુખ એકલુંજ મળતું નથી પણ તેની સાથે જ્ઞાન અને વિદ્યા પણ પ્રાપ્ત થાય છે. જ્યારે મૂર્ખતા અને સ્વાર્થપણું મનુષ્યતામાંથી દુર થાય છે ત્યારે વિદ્યા, જ્ઞાન અને પરમાર્થનાં દ્વાર ઉઘડી શકે છે પુણ્યને પ્રાપ્ત કરનાર મનુષ્ય જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. મનુષ્યનું મન જે પ્રમાણમાં પવિત્ર હોય છે, તે પ્રમાણમાં તે જ્ઞાની હોય છે. જે મનુષ્ય પોતે પોતાની રક્ષા કરી શકે છે, તે મનુષ્ય જ કુશલ છે, આત્મસંયમી મનુષ્ય હમેશાં આગળ વધતો જ રહે છે આત્મસંયમના માર્ગમાંજ વિજયનો આનંદ છે,

આત્મસંયમના માર્ગમાંજ ઉચ્ચ શક્તિઓનું જ્ઞાન હોય છે તે માર્ગે વળનાર મનુષ્યતામાં શક્તિનો પ્રાદુર્ભાવ થાય છે અને તે વડે તે કોઇપણ કાર્ય સિદ્ધ કરી આનંદનો અનુભવ કરી શકે છે. દરેક મનુષ્યને દૈવિબળ પ્રાપ્ત થયા પછીજ યથાર્થ સુખ, યથાર્થ શાંતિ અને યથાર્થ આનંદને મેળવી શકાય છે. દૈવિબળ પ્રાપ્ત કરવાને માટે તેણે, આત્મસંયમી થવુ જોઇએ. અને પોતાની ચિત્તવૃત્તિઓને અન્ય માર્ગે જતી અટકાવી તેને આત્માભિમુખ કરવી તેનું નામ આત્મસંયમ છે. ચિત્તવૃત્તિનો નિરોધ કરવાથીજ મનુષ્ય પોતાના મનને પોતાની ઇચ્છાનુકુળ પ્રવર્તાવી શકે છે. અને જે મનુષ્ય પોતાની ઇચ્છાઓને વશ કરી શકે છે, યા પોતાના મનને વશ કરી તેની પાસે પોતે ધારેલું કાર્ય કરાવી શકે છે. તેજ મનુષ્ય દૈવિ બળને પ્રાપ્ત કરી શકે છે.

પોતાની વૃત્તિઓનો એકજ જગ્યાએ નિરોધ કરવાથી તમામ મનોવૃત્તિઓનું બળ એક જ જગ્યાએ એકઠુ થાય છે. અને તેથી કાર્ય પણ ઉત્તમ પ્રકારે કરી શકાય છે. દરેક મનુષ્યે દૈવિ બળ પ્રાપ્ત કરવાને માટે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો જ જોઇએ. જો તે ચિત્તવૃત્તિનો નિરોધ કરે છે તો જ તેની ભટકતી વૃત્તિઓ સ્થિર થાય છે. અને અનેક દિશામાં ભટકતુ અને વ્યર્થ બળને ગુમાવતું મન એક જગ્યાએ સ્થિર થઇ શકે છે. અને જો મન એક જગ્યાએ સ્થિર થાય છે તો જ પછી આપણે તેને સાવધાનતાથી તાબે કરી શકીએ છીએ. માટે દરેક મનુષ્યે પ્રથમ-દૈવી બળ પ્રાપ્ત કરવાને માટે પોતાના મનને વશ કરવા યથાપ્રટિત પ્રયત્ન કરવાની જરૂર છે.

-અપૂર્ણ

---

# સરળ સુત્ર સંગ્રહ.

( દેસાઇ મોતીલાલ મયુરભાઇ મહુધાવાળા )

કોણ ક્યાં તત્પર રહે છે:—

લોભી માણસો લક્ષ્મી મેળવવામાં તત્પર રહે છે,
કામી પુરૂષો ભોગ વિલાસમાં તત્પર રહે છે;
દુષ્ટ અમલદારો રંકને રંજાડવામાં તત્પર રહે છે,
અવિચારી જનો ક્રોધ કરવામાં તત્પર રહે છે.
જ્ઞાની પુરૂષો ક્ષમા ધારણ કરવામાં તત્પર રહે છે,
વિદ્યા વિલાસીઓ સાહિત્યમાં તત્પર રહે છે;
સાધુજનો તત્ત્વ ગ્રહણમાં તત્પર રહે છે,
તત્વાભ્યાસીઓ મોક્ષ મેળેવવા તત્પર રહે છે.

કોને સાચો જાણવો—

પંડીત તેનેજ જાણવો, કે, પરહિતમાં વિદ્યાનો ઉપયોગ કરે;
સાધુ તેનેજ જાણવો, કે, સંસારના રાગનો ત્યાગ કરે,
શ્રિમંત તેનેજ જાણવો, કે, પરોપકારમાં પૈસો વાપરે,
સદાચર્ણી તેનેજ જાણવો, કે, પ્રાણાન્તે પણ અધર્મ ના આદરે.
મીત્ર તેનેજ જાણવો, કે, ખરા કષ્ટમાં પ્રાણાર્પણ કરે,
સ્ત્રી તેને જ જાણવી, કે,—પતિને પ્રભુ ગણી પુંજા કરે.

---

# श्री स्वामी विशुद्धानंदनुं चरित्र.

(અનુસંધાન ગતાંકથી.)

## પ્રકરણ ૬ ઠું.

બંશીધર સંન્યાસીનું ભજન સાંભળી મંત્ર મુગ્ધવત્ તેમના તરફ જોઇ રહ્યા હતા. તેમના પવિત્ર હૃદયમાં નવાબના આચરણ અને ભટ્ટજીના મરણથી જે વિચારો ઉત્પન્ન થયા હતા તે આ અવધૂત સાધુનાં દર્શનથી વધુ પુષ્ટ થયા. જ્યારે તેમણે જોયું કે આ મહાત્માની પાસે કાંઇ પણ શરીરને ઉપયોગી સાધન નહોતું, કે તેમનો કોઇ સંગી કે સોબતી નહોતું. છતાં પણ તે સંસારી મનુષ્યો કરતાં હૃષ્ટ પુષ્ટ અને સંતોષી જણાય છે. "અહા, તેમનો આનંદ કેવો હશે! આમ બોલતા બંશીધર તે અવધૂતની પાસે ગયા અને તેમને જઇ ભક્તિ ભાવથી પ્રણામ કર્યા.

તે સાધુએ ભગવાનનું નામ લઇ આશિર્વાદ આપ્યો અને કહ્યું કે, કહો, કયા ચાહતે હો?

બંશીધર—સંન્યાસ.

બંશીધરના મુખમાંથી સંન્યાસનું નામ સાંભળી સાધુને ઘણુંજ આશ્ચર્ય થયું અને તેમણે કેટલોક વખત તેમના સામું જોઇને કહ્યું કે, "યુવાવસ્થામેં સંન્યાસ લેનેકી ઇચ્છા કયોં હુઇ?

બંશીધર—સંસારિક દુઃખો જોઇને.

સાધુ—સંન્યાસ લેકર ભી સંસારસે ભાગ કર કહાં જાવોગે?

બંશીધર—ત્યારે શું કરવું? આપ બતાવો કે સંસારનાં દુઃખ અને કલેશ શી રીતે દૂર થઇ શકે?

સાધુ—વાસના ક્ષયસે.

બંશીધર—વાસનાનો ક્ષય શી રીતે થાય?

સાધુ—બ્રહ્મજ્ઞાન સે.

બંશીધર—બ્રહ્મજ્ઞાન શી રીતે મેળવવું?

સાધુ—ભગવાનકી પ્રસન્નતા સે.

બંશીધર—ભગવાન શી રીતે પ્રસન્ન થાય?

સાધુ—સત્કર્મસે.

બંશીધર—તેને માટે કયા સત્કર્મનું અનુષ્ઠાન કરવું જોઇએ?

બંશીધરજીની જીજ્ઞાસા જોઇને મહાત્માએ પ્રસન્ન થઇને કહ્યું કે, "વત્સ! અભી તુમ સંન્યાસકે અધિકારી નહીં હુએ હો. યદ્યપિ તુમ્હારી આ કૃતિસે તુમ્હારે બ્રહ્મચારી હોનેમેં મુઝે કિસી પ્રકારકા સંદેહ નહીં હૈ, કિન્તુ વિધિ પૂર્વક બ્રહ્મચર્ય ગ્રહણ કર ઔર ગુરૂકુલમેં વાસ કર

જબતક વેદાદિ શાસ્ત્રો કા અધ્યયન ન કિયા જાય; તબતક બ્રાહ્મણ ઇતર આશ્રમકા અધિકારી નહીં હો સકતા. બ્રાહ્મણકા પરમ તપ વેદાધ્યયન હૈ. ઉસીસે ભગવાન્ પ્રસન્ન હોતે હૈ. ઉનકા અવતાર ભી વર્ણાશ્રમ ધર્મકી રક્ષાહી કે લિયે હોતા હૈ".

આ પ્રકારે તે મહાત્મા ઉપદેશ દેઈને થોડી વાર ઉભા રહ્યા. અને ઘણા હેતથી બંશીધરના નેત્રો સામુ જોઇ તેમણે પોતાનો હાથ તેમને માથે મૂકીને કહ્યું,—

"લો અબ મૈં જાતા હું. દેખતા, આજ તુમસે કહા હૈ. ઉસે ભૂલના મત. ફિર ભી મૈં તુમ્હેં નાસિક ઔર હરિદ્વાર મે યથા સમય મિલૂગા. મંગલમય તુમ્હારી મંગલ કામના પરિપૂર્ણ કરેગે".

"હર હર મહાદેવ"ના ધ્વનિથી દિશા ગાજી રહી અને જોતે જોતામા તે મહા પુરુષ અંતર્ધ્યાન થઇ ગયા. આમ જો જોતામાં તે ક્યા ચાલ્યા ગયા તે કાંઇ સમજવામાં ન આવ્યું. તે મહાત્મા વૈશ્નવ હતા કે શૈવ, દણ્ડી હતા કે પરમહંસ, કયા સંપ્રદાયના હતા તેનો કાંઇ નિશ્ચય ન થઇ શક્યો.

બંશીધરજીની મામી, બંશીધરને નવાબ સાહેબે કેદ કર્યાના અપમાનને લીધે તે ઘેર આવ્યા નહીં તે જાણી ઘણીજ ગભરાઇ ગઇ, અને વખતે તે બારોબાર ક્રોધના માર્યા કાંઇ નાશી ન જાય તે માટે પાછા સબસુખરામને તથા બીજા માણસોને તેમને શોધી લાવવા મોકલ્યા.

સબસુખરામ તેમને શોધતા શોધતા બંશીધર જ્યાં આ આશ્ચર્યકારક બનાવના વિચારમા ગરક થઇ ગયા હતા ત્યાં આવી પહોચ્યા. બંશીધરને ચિંતામગ્ન જોઇ સબસુખરામને દુખ થયું તેમણે તેમને કહ્યું, બંશી! અહીં શું કરે છે? ચાલ ઘેર, જમવાનો વખત થયો છે.

સબસુખરામનું આવું કહેવું સાંભળી બંશીધર પ્રસન્નતા પૂર્વક તેમની સાથે ઘેર ગયા ઘેર આવી રોજની માફક પ્રસન્ન ચિત્તે જમ્યા. અને સર્વની આગળ ઘોડાની બનેલી હકીકત કહી સંભળાવી અને પોતે નિર્દોષ હતા તે સિદ્ધ કરી બતાવ્યુ. તેમ છતાં પણ નવાબના પ્રતિ ક્રોધ કે ખેદ ન બતાવ્યો. પરંતુ તેમણે પ્રસંગ આવતાં કહ્યું કે, "મને નવાબ સાહેબના વર્તનથી ખેદ થતો નથી પણ ભટજીના મરણ સમાચાર સાંભળીને ખેદ થાય છે. સંસારનો સબંધ અનિત્ય છે. એક દિવસ પહેલાં જે મને પુત્ર તુલ્ય ગણીને સ્નેહથી ભણાવતા હતા, અને પિતાની માફક મને ઉપદેશ આપ્યા કરતા હતા, તે ભક્તિ ભાજન દેવોપમ અધ્યાપક ભટજી હાલ ક્યાં ગયા? મામા! શું કોઇ મરી ગએલા માણસો પાછા પોતાના મનુષ્યો ને મળી શકતા હશે? જો હું આજ સ્વર્ગમાં જઇ શકત તો જરૂર ત્યાં જઇને ભટજીનાં દર્શન કરત. અને સાથે મારાં માતાપિતા..."

આ સાધારણ વાત કરતાં એકલા બંશીધરનુંજ હૃદય ભરાઇ આવ્યું એમ નહીં પણ સાથે સાથે તેમના મામા, મામી પણ વ્યાકુલ થઇ ગયાં. કેટલીક વાર તો બિલકુલ નિસ્તબ્ધતા છવાઇ રહી. કોઇના મોંમાંથી કાંઇ ન નીકળ્યુ. થોડી વારે તેમણે દીર્ઘશ્વાસ લઇ બીજી વાતનો પ્રસંગ કાઢ્યો. બંશીધરે પણ તેમાં મન પરોવ્યુ. આમ આમોદ પ્રમોદમાં અર્ધી રાત વીતી ગઇ. અહા! કોઇએ પણ ન જાણ્યું કે બંશીધરની આ પ્રસન્નતા અને આમોદ પ્રમોદ એ સર્વ છળથી ભરેલાં છે. બુઝાતા દીવાના ક્ષણિક પ્રકાશની માફક આ ચમત્કાર પણ ક્ષણસ્થાયી છે, આ સર્વ કૌતુકતા તેમને ભૂલાવામાં નાખનાર છે. જેણે એક વાર પણ માતા પિતાને આજ સુધી સંભાર્યાં નહોતાં, તે આજ શા માટે તેમનાં દર્શનને માટે વ્યાકુલ થઇ રહ્યા છે, તેનો કોઇએ વિચાર ન કર્યો.

બંશીધરની સાથે હસતા હસતા સબસુખરામ સુતા હતા. તેમને શું ખબર કે બંશીધરનું

આજનું હસવું તે છેવટનું હસવું હતું. અને જીવતા સુધી પછી તેમનાં દર્શન થવાનાં નથી. એક દેશ અને એક કાલમાં જીવતા રહેવા છતાં પણ આ જન્મમાં તે ફરી બંશીધરને જોવા નહી પામે. સૂર્ય ઉદય થવા છતાં પણ તેના ઉઘડતાં પ્રકાશને સ્થાને સર્વત્ર અંધકાર છવાઇ જશે!

બંશીધર સર્વેને ગાઢ નિંદ્રામાં સુતેલાં જોઇ ધીરે ધીરે પથારીમાંથી ઉઠયા,. અને બધે તપાસ કરી તો કોઇ જાગતું નહોતું. એટલે તેમણે પોતાનાં કપડાં ઉતારી એક કૌપીન માત્ર ધારણ કરીને સદાને માટે તે ઘેરથી બહાર નીકળી પડયા. જે કલ્યાણીમાં જન્મ થયો હતો, જ્યાં માતા પિતાનાં ખોળામાં બાલ્ય જીવન ગાળ્યું હતું, જ્યાં મામા મામીની છાયામાં સુખથી યૌવન પદ મેળવ્યું હતું અને જેના સિવાય બીજે કોઇ તેમનું મન ચોટતું નહોતું આજે, તે સ્વર્ગાદપિગરીયસી જન્મભૂમિનો પરિત્યાગ કરતાં, તેમને રડવું ન આવ્યું, ખેદ ન થયો કે દુઃખ ન થયું. કેવળ પ્રસુપ્તવત્ નિસ્તબ્ધ નગરીમાંથી બહાર નીકળી સ્થિર દૃષ્ટિથી કેટલીક વાર તે તરફ જોઇ રહ્યા અને કાંઇક વિચાર કરવા લાગ્યા। તે પછી, શિખાસૂત્રધર, કૌપીન માત્રને ધારણ કરી બંશીધર, એકલા કલ્યાણીથી ઉત્તર તરફ ચાલી નીકળ્યા.

---

## પ્રકરણ ૭ મું.

### સ્વામીજીનું વેદાધ્યયન,

સવાર થતાં જ્યારે સુખસુખરામના ઘરનાં ઉઠયા ને જોયું કે બંશીધર નથી, ત્યારે સર્વે ગભરાઇ ગયાં સુખસુખરામે પહેલાંતો જાણ્યું કે કંઇ આમતેમ સુઇ ગયો હશે પણ જ્યારે તેમનાં પહેરવાનાં વસ્ત્ર પણ ખુંટી ઉપર જેમનાં તેમ ભરવેલાં હતાં ત્યારે તેમના દુઃખની સીમા રહી નહીં તે સમજ્યા કે ખરે કાંઇ દાળમાં કાળું છે કંઇ તેણે કાલના દુઃખથી નદી કુવો તો નહીં કર્યો હોય? કંઇ રોષને લીધે જન્મ ભૂમિનો ત્યાગ કરી કંઇ ચાલ્યો તો નહીં ગયો હોય! કંઇ રોષને લીધે જન્મભૂમિનો ત્યાગ કરી કંઇ ચાલ્યો તો નહી ગયો હોય? સુખસુખરામે વિગેરે સર્વે ઘરનાં માણસો મુખ મલિન મણિહીન સર્પની માફક નિસાસા નાંખવા મંડયાં. અને તેની માતા વાછરડા વિનાની ગાયની માફક વ્યાકુલ થઇ ગઇ હતી સુખસુખરામે વસ્ત્રો જોયાં તો તેને પહેરવાનાં સર્વે કપડાં હતાં. તેને તપાસતાં તેમને એક પત્ર મળી આવ્યો કે જે બંશીધરે ઘેરથી જતી વખતે લખી અને મૂકયો હતો તે પત્રમાં આ પ્રમાણે લખ્યું હતું

"મામા!

"જે પ્રકારે હું આ ઘરમાં ખાલી હાથે એક દિવસ આવ્યો હતો તેજ પ્રકારે આજ ખાલી હાથે જઉંછું. આપ મારી ચિંતા ન કરશો. કેમકે વિશ્વંભર સર્વેના રક્ષક છે। સંસારમાં જે આવે છે તે સર્વે સૌકોને જવુંજ પડે છે. આપ મારી શોધ ન કરશો હું જે માર્ગનો પ્રયોજ મોટો વિસ્તાર છે અને જે માર્ગે ગયેલો ફરી પાછો આવતો નથી તેવા માર્ગે જઉંછું. આશા છે કે મારા જવાથી આપ અપ્રસન્ન નહીજ થાવ."

પત્ર વાંચવા છતાં પણ સંદેહ દૂર ન થયો. મમતાને લીધે સુખસુખરામે બધે તપાસ કરાવી પણ કંઇ પત્તો ન મળ્યો પરંતુ દશ પંદર દિવસ પછી એક પ્રતિષ્ઠિત મનુષ્યે કહ્યું કે, "મને બંશીધર રસ્તામાં મળ્યા હતા. મેં પુછયું કે કયાં જાવછો, તો તેણે કહ્યું કે, ઉત્તર દેશમાં જઇને પોતાનાને કરવાનું જે કામ છે તે કરીશ બ્રહ્મચારી થઇને વેદ વેદાંગનું અધ્યયન કરી અને સંન્યાસી થઇશ. સંસારમાં ફસાવાથી શો લાભ છે?" આ સંદેશો કહેનાર સ્વામીજીના મિત્ર હતા. તેમનું નામ 'માનક પ્રભુ' હતું. આ સાંભળી ઘરનાં માણસોને તે જીવના

જ છે એમ લાગ્યું, અને જીવતા હશે તો ફરી મળશે એવી આશા બંધાઈ, અને નિશ્ચય થયો કે બ્રહ્મીધર આનંદમાં છે. તે ભણવા ગયા છે, માટે કાંઇ ચિંતા નથી. ખબર મળતાં સમજાવીને બોલાવી લાવીશું.

સ્વામીજી કલ્યાણીથી નીકળી પતિત પાવની ગોદાવરીના તટપર નાસિક ક્ષેત્રમાં પહોંચ્યા. જ્યાં સંસ્કૃતના મોટા મોટા વિદ્વાનો હતા. માર્ગમાં તેમને ઘણું કષ્ટ પડ્યું પણ તે ગભરાયા નહિ કેમકે, " कार्यं वा साधयेयं, शरीरं वा पातयेय " એ એક તેનો મુળ મંત્ર હતો.

આ વખતે સ્વામીજીની ઉમ્મર સત્તર વર્ષની હતી. છતાં તેમનું સુંદર સુડોલ અને બલિષ્ટ શરીરને જોઇને લોક તેમને પચ્ચીસ વર્ષના જુવાન સમજતા હતા. આજ કાલ હૈદ્રાબાદથી મનુષ્યને નાસિક જવું એ કાંઇ બહુ દુર નથી રેલ્વે થતાં ત્યાં જવુ ઘણુંજ સુતર થઇ ગયું છે પરંતુ આજના વખતમાં અને તે વખતમાં ઘણુંજ અંતર હતું તે વખતે રેલ્વે, તાર કે સીધી સડક પણ નહોતી. તે સિવાય તે વખતે મારફાડની પણ બીક રહેતી હતી. આ વખતે ઈસ્વી સન ૧૮૩૫ ની સાલ હતી. તે વખતે ભારત વર્ષના ગવર્નર જનરલ તરીકે લોર્ડ અકલેન્ડ હતા. અને પ્રતિદિન અંગ્રેજી રાજ્યનો વિસ્તાર થઇ રહ્યો હતો.

આ વખતે સ્વામીજીનું એકાકી નાસિક ક્ષેત્ર સુધી જવું એ કાંઇ સાધારણ વાત નહોતી. જે આજ સુધી કઇ પણ એકલા ગયા નહોતા તે પુરૂષ આજે પોતાના દૃઢ વ્રતને લીધે નદી, નદ, પર્વતોને ભેદી ધારેલા સ્થળે પહોંચી ગયા. આ વખતે નાસિક ક્ષેત્રમાં પણ કાંઇક વિલક્ષણતા હતી ત્યાં **પંડિત સ્વામી** જેવા અનેક વિદ્વાનો વિદ્યાનું દાન કરી રહ્યા હતા. નાસિકમાં અગ્નિહોત્રના પવિત્ર ધુમાડાથી આકાશ મંડલ આચ્છાદિત અને સુગંધિત થઇ રહ્યું હતું, તેજ પ્રકારે ત્યાંનાં વનસ્થલો બ્રહ્મચારિઓના વેદ ધ્વનિથી ગુંજાર્વ થઇ રહી હતી. અને તેથી તે વખતે દક્ષિણમાં નાસિકને કાશી તુલ્ય સમજવામાં આવતું હતું.

પંડિત સ્વામીજ પ્રસિદ્ધ યતિરાજ ગોડસ્વામી છે. તેજ મહા પુરૂષના વિશુદ્ધાનંદ જેવા અનેક વિદ્વાન શિષ્યો હતા. તેમનું ગુરૂએ પાડેલું નામ સ્વામી તારક બ્રહ્માનંદ સરસ્વતિ હતું. પરંતુ એ વખતે દક્ષિણ દેશના સંન્યાસિયોમાં તેમના જેવા બીજા પંડિત નહોતા. જેથી તેમને સર્વ વિદ્વાનો ' પંડિત સ્વામી ' ના ઉપનામથી બોલાવતા હતા. સ્વામી વિશુદ્ધાનંદજીએ તે વખતે તેમની પાસે ન ભણતાં ગૃહસ્થ વિદ્વાનની પાસેથી વિધિ પૂર્વક બ્રહ્મચર્ય દિક્ષા ગ્રહણ કરી વેદ ભણવા લાગ્યા. ત્રણ વર્ષ સુધી નાસિકમાં રહી ' સંહિતા ' વિગેરેને કંઠસ્થ કરીને પછી વ્યાકરણમાં મન જોડ્યું.

અપૂર્ણ.

---

દુધ પાઇ ઉછેરેલો નાગ બદલામાં વિષ આપે છે
ઉપકારથી દબાયા છતાં દુર્જન દુઃખનેજ આપે છે.
સુવર્ણ અતિધે તપાવાય તેમ તેમ અધિક કીમત આપે છે.
સજ્જન સંકટમાં સપડાય તોપણ સર્વને સુખ આપે છે.

---

ઉપ તપનું ભૂષણ ક્ષમા છે.
યોગનું ભૂષણ સમાધી છે.
ચારિત્રનું ભૂષણ સદાચાર છે.
સર્વનું ભૂષણ વિનય છે. ( મો. મ. દેશાઇ. )

---

# उत्कृष्ट जीवन शीरीते प्राप्त करवुं ?



આ જગતમાં દરેક માણુસને એક એવી ઇચ્છા રહ્યા કરે છે કે જે પ્રાપ્ત કરવાને માટે તે હંમેશાં પ્રયત્ન કર્યાજ કરે છે. ઉત્તમ પ્રકારનું સુખી અને આનંદમય જીવન ગાળવું એ દરેક માણુસને ગમે છે. જગતમાં જન્મ્યા પછી તેના તમામ દિવસો સુખમાંજ જાય તેવું તે ઇચ્છે છે અને આ પ્રકારના ઉત્કૃષ્ટ જીવનની એકેએક માણુસને લાલસા રહ્યાજ કરેછે, હંમેશાં કોઈપણ પ્રકારનું ફળ મેળવવાને માટે પ્રયત્ન કરવાની જરૂર છે. અને જે માણુસ જેવો પ્રયત્ન કરે છે તે તેવા ફળનેજ મેળવે છે હાલ તમો જે પ્રકારનું જીવન ગાળતા હો. તે તમારા પ્રયત્નનુંજ ફળ છે તેથી ઉત્તમ પ્રકારનું જીવન ગાળવાને માટે તમારે તમારૂં વર્તન સુધારવું જોઇએ અને જે પ્રકારના વર્તનથી તમારૂં જીવન ઉત્તમ બને તે પ્રકારના વર્તનનું સેવન કરવું જોઇએ

ઉત્તમ જીવન ગાળવાને માટે મનુષ્યે ધર્માત્મા બનવું જોઇએ, અને સત્ય વૃત્તનું સેવન કરવું જોઇએ ધર્મ અને જ્ઞાનનો માર્ગ એકજ છે પ્રથમ જ્ઞાન સંપાદન કર્યા સિવાય કોઇ માણુસ ધાર્મીક જીવન ગાળી શકતો નથી સ્વાભાવિક સત્યનું પાલન કરવાને માટે અને જ્ઞાન બળને મેળવી ધાર્મીકજીવન ગાળવાને માટે પ્રથમ દરેક મનુષ્યે તેમાં જે જે વિઘ્નો આવી પડતાં હોય તેને ટાળવા જોઇએ ઉત્તમ પ્રકારનું જીવન ગાળવાને માટે દરેક મનુષ્યે પોતાના શરીરના અને મનના દુર્ગુણોનો નાશ કરી તે બંનેના ઉપર પોતાનું સ્વામિત્વ સ્થાપવું જોઇએ.

શરીરને વશ કરવાને માટે આળસનો ત્યાગ કરવો જોઇએ અને સ્વાર્થની ખાતર અનીતિ કરવા લલચાવું ન જોઇએ. તેમજ જીભ્હા વિગેરે ઇંદ્રિયોને વશ કરવી જોઇએ. બીજાના દોષ જોવા, કઠોર ભાષા કાઢવી, અસભ્ય ભાષણ કરવું એ સર્વે જીભ્હાના દોષ છે. સત્ય, પ્રિય, અને હિતકર વાણીનો ઉપયોગ કરવો જોઇએ. એ જીભ્હાનો સદુપયોગ છે.

મનને વશ કરવાને માટે કર્તવ્યને નિઃસ્વાર્થ પણે પાલન કરવું જોઇએ સત્ય ઉપર અડગ રહેવું જોઇએ ખરૂં કહીએ તો શરીરના દોષનું મૂળ કારણ જોઇએ તો મન છે. કારણ કે હૃદયની ખરાબ વાસનાઓ રૂપી દુર્ગુણો પ્રથમ મનમાંજ ઉત્પન્ન થઇને શરીર દ્વારા કાર્યરૂપમાં બહાર દેખાય છે. જ્યાં સુધી મનને જીવનના વાસ્તવિક ઉદ્દેશ અને અર્થનું જ્ઞાન થએલું હોતું નથી ત્યાં સુધીજ તેનામાં ખરાબ સંસ્કારો પ્રવેશ કરી શકે છે માટે પ્રથમ તેને તેનું ભાન કરાવી તેમાં દુર્ગુણોનો પ્રવેશ ન થવા દેવા માટે મનુષ્યે સાવધાન રહેવું જોઇએ.

શરીરની મન ઉપર અને મનની શરીર ઉપર અસર થયાજ કરેછે મનને ઉચ્ચ બનાવવાને માટે શારીરિક વર્તન પણ ઉચ્ચ કરવાની જરૂર છે તેમાં મનુષ્યે પ્રથમ આળસનો ત્યાગ કરવો જોઇએ. જે મનુષ્યનામાં આળસે પ્રવેશ કરેલો હોય છે તે કોઇ પણ કાર્ય ઉત્તમ પ્રકારે સાધી શકતો નથી. માટે દરેક માણુસે સર્વથી પહેલાં આળસનો ત્યાગ કરવો જોઇએ શરીરવડે કરવાનાં કાર્યમાં આળસ રાખવી એ શરીરને જડ બનાવનાર છે દિવસે સુઇ રહેવું, કામ-કાર્ય

વગર બેસી રહી શરીરને આરામ આપવો, જરૂરી કામો મુલતવી રાખી ને તે ન કરતાં સમય નકામો ગુમાવી દેવો એ સર્વ આળસનાં લક્ષણ છે.

કામ કરવાની ઇચ્છા વાળાએ કે ઉત્કૃષ્ટ જીવન ગાળવાની અભિલાષીએ આળસનો ત્યાગ કરવોજ જોઇએ પ્રિયભાઇ ! તમારામાં જો આળસે પ્રવેશ કર્યો હોય તો જરૂર તેનો ત્યાગ કર ચુકશો નહિ. કારણ કે આળસ એ શરીરને રોગી બનાવનાર છે, વ્યવહારનાં કાર્યો સિદ્ધ ન થવા દેનાર છે, મનને અવળે રસ્તે લઇ જનાર છે, અને પરમાર્થના માર્ગથી ભ્રષ્ટ કરનાર છે જેમ લોઢું વાપર્યા વગર, પડયુ પડયુ ખવાઇ જાય છે, તેમ આ આપણું શરીર અને મન પણ આળસથી રોગના ઘર રૂપ બની કોઇપણ કાર્યની સિદ્ધિ ન મેળવતાં ખવાઇ જાય છે. માટે ઉત્તમ જીવન ગાળવાની અભિલાષા રાખનાર દરેક માણસે આળસનો ત્યાગ કરવોજ જોઇએ.

આળસનો ત્યાગ કરવાને માટે સવારમાં વહેલા બ્રાહ્મ મુહુર્ત્તમાં ઉઠવાની ટેવ રાખવી જોઇએ. સવારમાં વહેલા ન ઉઠવા દેનાર અને મોડા સુધી સુવાની ઇચ્છા કરાવનાર આળસજ છે કદાચ તમારી ચાર કે પાંચ વાગે ઉંઘમાંથી આંખ ઉઘડી જાય છતાં પણ પાછા તમે સુઇ જવાનું ઇચ્છો છો અને તે પછી સવાર થતાં પણ ઉઠવાનું મન થતું નથી આનું કારણ કે આળસે તમારા ઉપર પોતાનું સામ્રાજ્ય સ્થાપી દીધેલું હોય છે. અને તેથી તમે તમારી ઇચ્છા વહેલું ઉઠવાની હોવા છતાં પણ વહેલા ઉઠી શકતા નથી. હવે સવારના પહોરમાંથીજ જેણે તમારા ઉપર સામ્રાજ્ય ચલાવી દીધું હોય છે તે પછી ખસેજ કેમ ? આખો દિવસ તમને તે ખરા મનથી કામ કરવા દેતું નથી માટેજ તમે દિવસે કોઇ કામ આવી પડતાં, થાક લેઇ કરી બીજુ કાલે કરીશુ એમ ધારી મુલ્તવી રાખો છો જો તમારામાં આળસ ન હોય તો "આજનું કામ આજેજ થવુ જોઇએ, કાલ ઉપર કેમ મુલ્તવી રાખવુ જોઇએ ?" એવા વિચારો કામ કરવામાં ઉત્સાહના વેગને વધારનાર છે.

શરીરને આરોગ્ય રાખવાને માટે જેટલા વખત સુધી સુવાની જરૂર હોય તેથી અધિક ન સુવું જોઇયે પણ આળસને લીધે ઘણા માણસો સવારમાં જાગવા છતાં પણ અમુક વખત સુધીતો પથારીમાં પડયા પડયા આળોટયા કરે છે. અને ઉઠયા પછી પણ આખો [illegible]

માત્ર ખાવાને માટેજ જીવતા હોય તેવા હોય છે. અધિક સ્વાદુ ભોજન અધિક ખાય છે. તેઓ માત્ર પાશવિક ઇચ્છાઓને સંતુષ્ટ કરવાને માટેજ ખાય છે. ભોજન કરવાનો ખરો ઉદ્દેશ્ય તેઓ જાણતા નથી, પણ માત્ર સ્વાદેંદ્રિયને તૃપ્ત કરવાની ખાતરજ તે ખાય છે. તેઓ જરૂર કરતાં પણ વધુ ખાય છે. અને મિષ્ટાન્ન ઉપર ઘણી પ્રિતિ રાખે છે. તિર્થ ક્ષેત્રોમાં-ડાકોર, મથુરાં કે અંબાજી માતામાં તો ઘણીવાર એક બ્રાહ્મણ દિવસમાં માત્ર દક્ષિણાની લાલચે એક વખત ધરાઇને જમ્યા છતાં પણ ફરી બે ત્રણ વાર તરતને તરત ખાવાને માટે આચકો ખાતા નથી. તેમનું જીવનજ જાણે ખા, ખા, કરવાને માટે હોય તેમ જમવામાંજ સર્વસ્વ માને છે. જે માણસોને આ પ્રકારે જરૂર કરતાં માત્ર ભોજન સ્વાદિષ્ટ થવાથી, જીહ્વેદ્રિયને તૃપ્ત કરવાની ખાતર વધુ ખાવાની ટેવ પડી હોય તેમણે તેનો ત્યાગ કરવો જોઇએ. કારણ કે જરૂર કરતાં વધુ ખાવાથી આળસ વધે છે, શરીર જડ બને છે અને અજીર્ણ થઇ-કોલેરા જેવાં ભયંકર દરદો થાય છે. આજ કાલ ઘણા માણસો દુબળા અને રોગી જણાય છે તેમાં ઘણે ભાગે અધિક ખાવાની રૂચિ એજ ઘણા રોગોનું કારણ હોય છે.

ઉત્તમ જીવન ગાળવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર આ ટેવને છોડવી જોઇએ. અને અધિક ખાવાની ઇચ્છાને રોકવી જોઇએ. અને જે ભોજન કરવુ તે માત્ર શરીરના પોષણ જેટલું જ અને સ્વચ્છ કરવુ જોઇએ. જેમ દરેક કામ નિયમિત કરવાની જરૂર છે તેમ દરેક માણસે ભોજન પણ નિયમિત વખતેજ કરવુ જોઇએ. કારણ કે રાત્રે અધિક ખાવાથી ચિત્ત ભારે રહે છે અને શરીરમાં આળસ વધે છે આ પ્રકારે નિયમાનુસાર જમવાથી વધુ જમવાની ઇચ્છા એની મેળે ઓછી થતી જશે અને જેમ જેમ આ ઇચ્છા ઓછી થતી જશે તેમ તેમ આપણું મન આપણે વશ થતું જશે. મન વશ થવાથી સાત્વિક ભોજન જમવાની સ્વભાવિક રીતેજ ઇચ્છા થવાની. આમ ભોજનમાં ફેરફાર થવાની સાથેજ મનમાં પણ ફેરફાર થાય છે. જરૂર જેટલું જમવુ અને તે નિયમસરજ જમવુ, કારણ કે તેથી હૃદયની શુદ્ધિ થાય છે અને અધિક ભોજન કરવાની ઇચ્છા કરાવનારી ચિત્તની વૃત્તિનો ત્યાગ થાય છે.

આ પ્રકારે જ્યારે મનુષ્ય પ્રથમ પોતાના શરીર ઉપર અધિકાર મેળવે છે, કર્તવ્યનું દૃઢતા પૂર્વક પાલન કરે છે, કોઇ પણ કાર્ય આવી પડતાં તેને કરવામાં વિલંબ કરતો નથી કે બીજા દિવસ ઉપર મુલતવી રાખતો નથી, સવારમાં વ્હેલા ઉઠવામાં તેને આનંદ લાગે છે, શીલ, સંયમ, મિતવ્યયિતા વિગેરે ગુણો તેનામાં સ્વભાવરૂપ બની રહે છે, અને જરૂર કરતાં વધુ જમવાની ઇચ્છા બિલકુલ થતી નથી, ત્યારે તે ઉચ્ચ જીવનનો અધિકારી થવાને માટે બે પગથીયાં ઉંચે ચઢે છે. અને સત્યનો પહેલો પાઠ શીખી રહે છે. આ પ્રકારે હૃદયમાં ઉત્તમ જીવન પ્રાપ્ત કરવાની જડ મજબુત જામતી જાય છે.

આ પછી તેણે સત્ય વાણી બોલતાં શીખવું જોઇએ. તેમાં પ્રથમ "આની વાત આને કહેવી અને આની વાત આને કહેવી" આ પ્રકારની એક બીજાની ચાડી કરવાની ટેવ છોડી દેવી જોઇએ. બીજાઓને દોષ આપવો અથવા તો તેના સંબંધમાં મિથ્યા ભાષણ કરવાં અને તેના અવગુણોને શોધી તેનું મોટું રૂપ આપીને બીજાની આગળ કહેવાં, યા તેની ખરાબ વાતો ને અન્યના આગળ પ્રકટ કરવી એનું નામ ચાડી છે. દરેક પ્રકારના મિથ્યા ભાષણમાં નિર્દયતા, કપટ અને અસત્યનો અંશ તો હોય છેજ. જે મનુષ્યનો ઉદ્દેશ ઉત્કૃષ્ટ જીવન પ્રાપ્ત કરવાનો છે, તેણે તો મિથ્યા, નિંદક, અને ક્રુર શબ્દોને બોલતા પહેલાંજ જીભને રોકી દેવી જોઇએ. અને પછી અશુભ વિચારોને દુર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ કે જેને લીધે આવા શબ્દોને ઉચ્ચા

રવાનુ મન થઇ આવે છે. તેવા માણસોના મોમાંથી એવો એક પણ શબ્દ ન નીકળવો જોઇએ કે જેથી કોઇની નિંદા થાય તેનું અન્યનું ખરાબ ઇચ્છવું ન જોઇએ. પરંતુ અન્યની કીર્તિ અને ચરિત્રને સત્કારની દૃષ્ટિથી જોવી જોઇએ અને મિથ્યા આપણુ કરવાની ટેવનો ત્યાગ કરવો જોઇએ. તેવીજ રીતે નકામાં ગપ્પાં મારવાની ટેવનો પણ ત્યાગ કરવો જોઇએ. બીજાની ખાનગી કે ગુપ્ત વાતોના વિષયમાં વાતચિત કરવી, માત્ર વખત વિતાવવાને માટે વાતો કરવી, તથા કાંઈ પણ મતલબ વગરની નકામી વાતો કર્યા કરવી તેનું નામ ગપ્પાં છે. આવી નકામી વાતો કરવાની ટેવ અનિયમિત, આળસુ અને અશિક્ષિત મનમાંથીજ ઉત્પન્ન થાય છે. ધર્માત્મા, સદાચારી મનુષ્ય પોતાની જીભને પોતાના વશમાં રાખે છે, અને નકામા ગપ્પાં મારવાની વાતો કરતા નથી. તે પોતાની વાણીને દઢ અને શુદ્ધ બનાવે છે. તેઓ કાર્ય પુરતુંજ બોલે છે. નહી તો વાણીનો નિરોધ કરી છાના માના બેસી રહે છે. વાણીનો નિરોધ જે માણસો કરી શકે છે તેઓ વાકય સિદ્ધિને મેળવી શકે છે. આપણે શાસ્ત્રમાં અનેક મહાન ઋષિ મુનિયોનાં જીવન ચરિત્રો વાંચ્યાં છે. તેઓએ વાણીના નિરોધથીજ સંકલ્પ શક્તિને પ્રાપ્ત કરેલી હતી. આજ પણ જે મનુષ્યો વાણીનો નિરોધ કરી શકે છે, તેમને થોડે ઘણે અંશે પણ સંકલ્પ શક્તિ પ્રાપ્ત થઇ શકે છે. માટે દરેક મનુષ્યે વાણીનો નિરોધ કરતાં શીખવું જોઇએ.

વાણીનો દુરૂપયોગ કરવો એ પોતાના સામર્થ્યને નકામું ગુમાવી દેવા તુલ્ય છે. અપશબ્દો કે કઠોર શબ્દો બોલવા એ પણ એક અવગુણ છે. જે મનુષ્ય બીજા મનુષ્યને ગાળ દે છે કે બીજાને દોષ આપે છે તે સત્યમાર્ગથી ભ્રષ્ટ થાય છે. બીજાને ગાળો દેવી એ ઘોર મૂર્ખતાજ છે, તેવા મનુષ્યોએ તે ટેવને રોકવી જોઇએ. સચ્ચરિત્ર અને સદાચારી મનુષ્યો અન્યને ગાળ દેતા નથી અને તકરાર કે ટંટા ફીસાદ કરતા નથી. તેઓ કેવળ એવા શબ્દોનો પ્રયોગ કરે છે કે જે ઉપયોગી, આવશ્યક, સત્ય અને પવિત્ર હોય છે. નીચ અને તુચ્છ શબ્દો બોલવા, હદપાર ઠઠ્ઠા મશ્કરી કરવી, નિર્લજ્જ વાતો કરવી એ સર્વે મૂર્ખ માણસોનુંજ કામ છે. બીજાને આપણા કરતાં સુખી જોઇને તેના પર દ્વેષ કરવો, અન્યને માટે અનુચિત વાતો કહેવી એ કાંઈ સત્ય પ્રિય અને સદાચારી મનુષ્યોનું કામ નથી જ્યાં અન્ય મનુષ્યોનો આદર સત્કાર કરવામાં આવતો નથી ત્યાં ધર્મ અને સદ્ગુણનો અભાવજ હોય છે, જ્યાં વાણી અને વર્ત્તનમાંથી વિનય, ગંભીરતા, અને મહત્ત્વ જતું રહે છે ત્યાં સત્યનો પણ નાશ થઇ જાય છે. સચ્ચરિત્ર મનુષ્ય હંમેશાં ગંભીર અને આદર પૂર્ણ વાણીનો પ્રયોગ કરે છે. તે કદાપિ પણ વિચાર શૂન્ય વાતો કરતા નથી તેઓ વાણીનો ઉપયોગ કરતાં હમેશાં સાવધાનતા રાખે છે કે વખતે ક્ષણિક આનંદને માટે કોઇની મશ્કરી કરતાં પણ પોતાના પદને ન છાજતી વાત ન થઇ જાય. તેમને શુદ્ધ અને નિષ્પાપ વાર્તાલાપ કરવામાંજ આનંદ મળે છે. તેમની વાણી મધુર અને અન્યને મીઠી લાગે છે. જેમ જેમ તેમને દિવ્ય જીવનની પ્રાપ્તિને માટે સફળતા મળતી જાય છે તેમ તેમ તેમનો આત્મા શાંત અને પવિત્ર થતો જાય છે.

અપૂર્ણ.

---

શેરડી પીલાય તેમ તેમ સુરસ આપે છે  
ચંદન વૃક્ષ છેદાય તેમ તેમ સુગંધ આપે છે.  
પુષ્પો ઉકાળાય તેમ તેમ સુવાસ આપે છે.  
અત્તરો મર્દાય તેમ તેમ ફોર આપે છે. (મો. મ. દેશાઇ.)

# सति सुलोचना देवी.

( અનુસંધાન ગયા અંકના પાન ૧૩૪ થી ).

## પ્રકરણ ૩ જું.

### નવલકિશોર કેદમાં.



નવલકિશોર કિશોરગઢ ગયો. ત્યાં રાજા સાહેબે પોતાના કુમાર યશવંતસિંહના શિક્ષાગુરૂ તરીકે તેની નિમણુંક કરી, અને દરમાસે રૂ ૨૦૦) નો પગાર બાંધી આપ્યો. યશવંતસિંહ પાટવી કુમાર હતો તેની ઉમ્મર બાર તેર વર્ષની હતી. ગુજરાતી અને હીંદીનો અભ્યાસ પુરો કરી અંગ્રેજી શીખતો હતો. તેના બાપ પ્રતાપસિંહની ૬૦ વર્ષની ઉમ્મર હતી તેઓ સ્વભાવે નમ્ર અને શાંત હતા. નવલકિશોરે કીધેલા ઉપકારમાં તેને હાલ બસે રૂપિયાનો પગાર બાંધી આપ્યો. અને ભવિષ્યમાં સારો લાભ આપવાનું વચન આપ્યું.

નવલકિશોરે, યશવંતસિંહને ભણાવાનું તેમજ તેનું ચારિત્ર્ય સુધરે તેવા તેનામાં સંસ્કારો નાંખવાનું તથા રાજાના ઉત્તમ ગુણો તેનામાં દિપી નીકળે તેવું શિક્ષણ આપવાનું કામ કરવાનું હતું નવલકિશોરે આ નોકરી ખુશીની સાથે સ્વિકારી. તેને રહેવાનું મકાન તથા અન્ન વસ્ત્રનો તમામ ખર્ચ રાજ્ય તરફથી અપાતો.

નવલકિશોરના સહવાસથી યશવંતસિંહના વિચારો ઉચ્ચ થવા માંડયા, અને એક બીજામાં પ્રીતિ વધી. નવલકિશોરને સુલોચના સાંભળતી હતી. હવે તેને અહીં તેડી લાવવી એવા વિચારો તેના મનમાં થતા હતા.પોતાની માનો સ્વભાવ તે જાણતો હતો,અને તેથી સુલોચનાને ઘણું દુઃખ સહન કરવું પડતું હશે તે પણ તે સમજતો હતો.જ્યાં જ્યાં અજ્ઞાન સ્ત્રીઓ હોય છે ત્યાં ત્યાં સાસુઓ વહુને વિતાડે છે, અને મોટી ઉમ્મરે તેજ વહુઓ પોતાની અજ્ઞાનતાને લીધે, પોતાને સાસુએ નાનપણમાં દુઃખ દીધું હોય છે તો તે સાસુની વૃદ્ધાવસ્થામાં દુઃખ દે છે. આ પ્રકારે સાસુ અને વહુમાં જન્મારા સુધી કુસંપ પહોંચે છે. આ સર્વ સ્ત્રીઓને યોગ્ય શિક્ષણ ન આપેલું હોવાથીજ બને છે. તેનું પ્રત્યક્ષ દ્રષ્ટાંત તેના ઘરમાં તેની મા હતી. તેની મા આગળ તેનું કશું ચાલતું નહી. સુલોચનાને પોતાના બાપના કેળવાયલા કુટુંબના સંસ્કારો પડેલા હોવાથી તે સર્વ દુઃખ સહન કરતી. પણ બીજી અજ્ઞાન વહુઓની માફક સાસુની સામે લડવા તૈયાર થતી નહી.

સુલોચના ભણેલી હતી. પણ કાગળ પત્ર લખવાની સાસુને લીધે ઘણી બીક લાગતી. નવલકિશોર પણ પત્ર લખી શકતો નહોતો. માત્ર ખુશી આનંદનો પત્ર લખતો. બે ચાર મહીના એમ કરતાં કરતાં કિશોર ગઢમાં વિતિ ગયા. રાજપુત્ર સાથે હરવા ફરવાનું, અને રાજાની સ્વા-

ભાવિક રીતે તેના ઉપર પ્રીતિ હોવાથી તે સુખ માનતો નવલકિશોરના ગુણો અને વિનયને લીધે રાજાની પ્રીતિ તેના ઉપર વધવા માંડી. તેની સાથે પગાર પણ વધીને ત્રણસોનો થયો હતો રાજાનું રાજદરબારનું કેટલુંક અંગત કામ કરવામાં પણ તે મદદ કરતો. આથી રાજાની સાથે પણ તેનો સહવાસ વધતો ગયો. રાજપુત્રનો શિક્ષક, નાની ઉમ્મર એટલે તેને રાજમહેલ માં પણ જવા આવવાની છુટ હતી. એમ કરતાં કરતાં એક વર્ષ વિતિ ગયું. એટલે જેમ જેમ વધુ પરિચય થતો ગયો, તેમ તેમ તેના ગુણની પણ પરીક્ષા થવા લાગી. એટલે રાજમહેલમાં રાણીઓ સાથે બોલવા ચાલવામાં કે તેમની પાસે જવા આવવાનો પડદો રહ્યો નહોતો.

હાલ તેને રાજપુત્રને અભ્યાસ કરાવવા ઉપરાંત, રાણીઓના પ્રાઇવેટ સેક્રેટરી તરીકે કામ કરવાનું કામ પણ સોંપ્યુ હતું. એટલે તેને રાણીઓના વધુ પરિચયમાં આવવુ પડતું રાણીઓની સાથે જેમ જેમ પરિચય વધતો ગયો, તેમ તેમ રાણીઓની પ્રીતિ પણ તેના ઉપર વધી ગઇ અને એ રીતે નવલકિશોરનું રાજ્યમાં માન પણ વધવા માંડ્યુ. જેના ઉપર રાજા, રાણીઓ અને રાજપુત્રની પ્રીતિ, તેનું માન બીજા નોકર ચાકરો સાચવે તેમાં કાંઇ નવાઇ જ નહીં. તેવી રીતે નવલ કિશોરનો આજ કાલ આ રાજ્યમાં ઉદય થવા મંડયો આપણામાં ઘણા માણસો એવા હોય છે કે જે બીજાના દુખે દુખી અને સુખે સુખી થાય છે, ત્યારે કેટલાક સામાનું સુખ જોઇ અને બળ્યાં કરે છે, અને કેટલાક સામાને દુ:ખી જોઇને સુખી થાય છે. આ પ્રમાણે નવલકિશોરને સુખ મળતું જોઇ ઘણા કામદારો તેનો દ્વેષ કરવા લાગ્યા. અને તેના વિરૂદ્ધ ખોટી હિલચાલો શરૂ કરવા માંડી. રાજ્ય ખટપટ દરેક રાજ્યમાં તો હોય જ છે. અને આ રાજ્ય પણ તેથી બચી ગયુ નહોતું. રાજાના કેટલાક ભાયાતો પોતાનુ માન ન જળવાતા કે પોતાને મળતો દરમાયો ઓછો પડવાથી રાજ્યપ્રતિ અપ્રિતિ ધરાવતા હતા. તેમના તરફથી રાજ્યમા ઘણા માણસો જાસુસ તરીકે રાજાની, રાણીની અને રાજ્ય વહીવટની ખામીઓ શોધવા રાજ્યની નોકરીમાં પણ રહ્યા હતા તે આ રાજ્યના પગાર ખાતા અને રાજ્યની છુપી બાતમી તેના દુશ્મનોને આપતા. આ કામ પુરુષોજ કરતા એમ નહિ પણ સ્ત્રીઓ પણ કરતી. રાણીની રહેનાતમાં રહેનારી દાસીઓ પૈકી પણ કેટલીક એમાંની હતી. રાજ્યકારભાર એક જાલમસિંહ કરીને રાજાનો કાંઇક નજીકનો સગો કહેવાતો માણસ ચલાવતો હતો રાજાની ભલાઇનો લાભ તે બરોબર લેતો હતો. આખા રાજ્યમાં તેનું સામ્રાજ્ય પ્રવર્ત્તી રહ્યુ હતું. રાણીની સાથે ભાઇ બેન તરીકેનો સંબંધ હોવાથી રણવાસમાં પણ તે આવતો જતો હતો તેણે જ્યારે નવલકિશોરનો ઉદય થતો જોયો ત્યારે સ્વભાવિક રીતે તેને તેના પ્રતિ દ્વેષ ઉત્પન્ન થયો, અને રાજ્યમાં એક હ્રાસ ઉત્પન્ન થઇ તેમ તે માનવા લાગ્યો.

જાલમસિંહ સર્વે ગુણ સંપન્ન ગણાતો હતો અનીતિ કરવામાં ઇશ્વરનો ડર રાખતો નહિ. વળી રાજાનો સાળો એટલે રાજાનો પણ માનિતો, તેમ ઉંચા હોદ્દા ઉપર એટલે તેનું નામ લે તેવુ કોઇ આ જગ્યાએ નહોતું. ગમે તેવા સારા આબરૂદાર માણસની મા દીકરી જો રૂપવતી હોય અને એની દ્રષ્ટિએ પડે તો તેની આબરૂ લેવા પણ તે ચૂકે તેમ નહોતું. તેની દાદ ફરિયાદ ઇશ્વર વગર કોઇ સાંભળી શકે તેમ નહોતું

એક વખત નવલકિશોર તથા રાજપુત્ર યશવંતસિંહ ઘોડેસ્વાર થઇ બહાર ફરવા ગયા હતા, ત્યાંથી આવતાં રસ્તામાં ઉજજડ જગ્યામાં એક ખંડેર તેમના જોવામાં આવ્યુ. આ ખંડેર હવડ હતું છતાં તેમાં એક નાની સરખી પગવાટ જતી હતી તેથી ત્યાં માણસનો અવરજવર છે એમ જોનારને સ્વભાવિક રીતે જણાયા વિના રહેતું નહિ આ વખતે સંધ્યાકાળ થઇ હતી છતાં પણ

આ ખડેર જોવાની રાજપુત્રની હઠને માન આપી બન્ને જણ ત્યાં જઇ ઘોડા ઉપરથી નીચે ઉતરી અંદર ફરવા લાગ્યા આગળ જતા એક મહેલ જેવું જણાયું ત્યાં જઇ જોયું તો તે મહેલ અંદરથી બંધ જણાયો એટલે કોઇ ત્યાં છે એમ તેમને લાગ્યુ. થોડીવાર ત્યાં ઉભા રહ્યા, તેવામાં અંદરથી એક કારમી ચીસ તેમના સાંભળવામાં આવી, નવલકિશોર બ્રાહ્મણ હોવા છતાં પણ હિંમત અને ધૈર્ય વાળો હતો. વળી રાજ્ય ખટપટનો પણ પુરો ભોમીયો થઇ ગયો હતો. થોડી વારે તેમણે કાન દઇ શું બને છે તથા કોણ ચીસો પાડે છે તે સાંભળવા ધ્યાન દઇને શાંત થઈ ઉભા. એવામાં ફરી તેવીજ બીજી ચીસ પડી અને તે કોઇ દુઃખમાં સપડાયલી સ્ત્રીનો સ્વર હોય તેમ તેમને લાગ્યું ત્રીજી વાર ચીસ પડી તેમા સ્પષ્ટ સંભળાયુ કે "હે દુષ્ટ, અઘોર કર્મના કરનાર મને મુક્ત કર, મારી સાથે અનીતિ કરવા ઇચ્છનાર, એક આર્ય કુલિન બાળાને ધર્મથી ભ્રષ્ટ કરવા ઇચ્છનાર, ચંડાળ, ઇશ્વરનો ડર રાખ અને મને મુક્ત કર.' આ સાંભળી યસવંતસિંહ અને નવલકિશોરનાં રૂવાડા ખડા થઇ ગયા. તેમણે જાણ્યું કે ખરેખર કોઇ આર્યબાળા કોઇ દુષ્ટના પંઝામાં સપડાઇ હોય તેમ જણાય છે આ બાળાને દુઃખમાંથી છોડાવવી એ ધર્મનું કામ છે. એમ સમજી બન્ને જણાએ દ્વાર ઠોક્યાં પણ કાંઇ ઉઘડ્યાં નહિ. એટલે તેમણે બારણું ઉતારી નાંખી અંદર પ્રવેશ કર્યો. તો પાસેજ એક હથિયાર બંધ દ્વારપાળ ઉભો હતો. તેણે તેમને અંદર જતાં રોક્યા. ઘણી ખેંચતાણ કરી પણ તેણે તેમને અંદર જવા ન દીધા. આ વખતે અંદરથી કારમી ચીસો વધુને વધુ સંભળાવા લાગી, અને "હે ઇશ્વર! તેં દ્રૌપદીની લાજ રાખી પોતાના નામને દીપાવ્યુ હતું. તો શું આ ઘોર કળીકાળમાં આ પ્રકારે આર્યબાળાના સતિત્વનું રક્ષણ નહીં કરે? અરે!! દુષ્ટ, તું મને મુકી દે નહીંતો હું મારો જીવ તને આપીશ, સતિ સ્ત્રીઓ પોતાના પ્રાણ કરતાં પણ સતીત્વને વધુ ગણે છે. હે! દુષ્ટ, સમજ, આ વખત મને મુક્ત કર, આ વખતે મારૂં કોઇ નથી એક ઇશ્વરજ છે! હે ઇશ્વર!" આમ પોકારતી ચીસો પાડતી હતી, તે સાંભળી નવલકિશોર અને યશવંતસિંહનાં હૃદય ચિરાવા માંડ્યાં તેમણે ધાર્યું કે આનાકાનીમાં ત્યાં નહી પહોંચીએ તો કોઇ પવિત્ર બાળા ધર્મ ભ્રષ્ટ થશે. માટે એક સતિ સ્ત્રીના સતિત્વના રક્ષણને માટે દુષ્ટ અને નીચ માણસોનો નાશ કરવો તે કાંઇ પાપ નથી. એમ ધારી જબર જસ્તીથી તે અંદર ઘુસવા લાગ્યા પણ દ્વાર પાળે ન જવા દીધા. એટલે કુમાર યસવંતસિંહે ગુસ્સે થઇ મ્યાનમાંથી તરવાર કાઢી દ્વારપાળના શિરને ઉડાવી દીધું. અને બન્ને જણ અંદર ગયા અંદર થોડો કંપાઉન્ડ હતો. અને તેની વચ્ચોવચ્ચ એક નાના ઘાટનો મ્હેલ હતો. તે મ્હેલના મેડા ઉપરથી આ ચીસો સંભળાતી હતી. તેઓ મ્હેલ પાસે પહોંચ્યા અને જ્યાં મેડાઉપર ચઢે છે કે વળી ત્યાંના પેરાવાળાએ રોક્યા. આ વખતે અંદરથી કોઇ પુરૂષનો અવાજ સંભળાયો. "કુમુદ, વ્હાલી, માન, તું મારે તાબે થઇ મારી/થા. અને રાજ્યસુખનો અનુભવ કર, ભિક્ષુક બ્રાહ્મણને પરણી શું લ્હાવો લેવાની છુ. આવુ સુખ, અને આવો રાજ્યવૈભવ ત્યાં નહીં મળે! માટે માન અને રાજીખુશીથી મારે તાબે થઇ મારી ઇચ્છા પુરી કર, જો તું રાજીખુશીથી નહીં માને તો જબર જસ્તીથી પણ આ વખતે મારે મારી ઇચ્છા પુરી કરવીજ પડશે માટે ખુશીથી માનીશ તો મારી તારા ઉપર પ્રીતિ વધશે". આ સાંભળી તે સ્ત્રીએ કહ્યુ, "ક્રુર પ્રાણી, તારી હઠ છોડી દે, ઇશ્વરનો ડર રાખ, અને આ આર્યબાળાના પતિવ્રતનો ભંગ કરતાં ડર રાખ, તારૂં સુખ તુંજ ભોગવ, આર્યબાળા કદાપિ પણ લાલચને વશ થઇ પોતાના સતિત્વનો ત્યાગ નહીં કરે, તું મને છોડી દે. હું કદાપિ પણ તારે તાબે થવાની નથી. જો તું મારા ઉપર જુલમ કરશે તો હું તને મારો જીવ આપીશ" આ સાંભળી તે પુરૂષે

કહ્યું, ઠીક, તું રાજીખુશીથી મારી ઇચ્છા પુરી નહીજ કરે, ચાલ ત્યારે તૈયાર થા, અરે ! કોણ છે ? પકડો એ રાંડને, અને પલંગ સાથે તાણી બાંધો " આ સાંભળી નીચે રાજકુમાર તથા નવલને ત્યાં જઇને તે સ્ત્રીને છોડાવવાનો તિવ્ર વેગ પ્રકટ્યો અને તે દ્વારપાળમાંના એકનું જ્યાં યસવંતસીંહની તરવારથી ધડ ઉડી તડાક લઇને જુદું પડ્યુ કે ભયના માર્યા બીજા પેરાવાળા તો ત્યાંથી પલાયન કરી ગયા. આ વખતે અંદરથી ચીસ આવી કે, "હે ! પ્રભો ! છેવટે આજ કર્યું સતિત્વના રક્ષણની ખાતર એક આર્યબાળાને મરતી બચા." આ વાક્ય જ્યાં પુરૂં થાય છે કે ત્યાં બહારથી " સબુર, હે દુષ્ટ સબુર, તારો જીવ બચાવવાની ઇચ્છા કરતો હોય તો એ આર્યબાળાને છોડી દે ' એ વાક્યો સંભળાયાં. તે સાંભળી અંદરનો પુરુષ ગભરાયો અને તે સ્ત્રીને પડી મુકી, કોણ આવે છે એ જાણવા બહાર જાય છે ત્યાં તો નવલ અને રાજપુત્રને અંદર આવતા જોઇ તેના ગભરાટનો પાર રહ્યો નહી. તેણે જાણ્યુ કે ઘણા દિવસનું સાચવેલું આજે પ્રકટ થઇ ગયું. તેને જોઇ યસવંતસિંહ બોલ્યો, અરે ! મામા, તમે ક્યાંથી ? ઉત્તર મળ્યો, ભાઇ તમે અત્યારે આ ઉજ્જડ વનમાં ક્યાંથી ? આમ સામસામે પ્રશ્ન કરી બન્ને જણ આશ્ચર્ય પામ્યા. અને જાણ્યુ કે આનો જાલમસિંહજ. તેની સાથે વધુ વાત ન કરતાં રાજપુત્ર તથા નવલ અંદર આવ્યા, પણ અંદર કોઈ મળે નહીં. એ જોઇ તેઓએ જાલમને પૂછ્યું કે અમે હમણાં જ જેની બૂમ સાંભળી છે તે સ્ત્રી ક્યાં છે ? જાલમે કહ્યું, તેનું તમારે શું કામ છે ? તમે તમારે આવ્યા તે રસ્તે ચાલ્યા જાવ. રાજપુત્રે કહ્યું, નહી, તે ક્યાં છે તે બતાવો. એવામાં એક ઓરડામાંથી અવાજ આવ્યો, " હે ! પ્રભો ? મારી અબળાનું કોઇ બેલી નહીં ?" આ સાંભળી બન્ને જણ તે તરફ ગયા અને ઓરડો ઉઘાડી જુવે છે તો ત્યાં પલંગ સાથે એક પંદર સોળેક વર્ષની ભર યુવાન બાળાને બાંધેલી છે. તેને જોઇ રાજપુત્રને પોતાના મામા ઉપર ઘણોજ ગુસ્સો આવ્યો. જાલમસિંહ પણ આ વખતે પોતાનું પોગળ ફુટી ગયેલું જોઇ ઘણોજ શરમાઇ ગયો અને હવે શી વલે થશે એના વિચારમાં પડ્યો. થોડી વારે કાંઇક સુઝી આવતાં ઉભો થયો, અને બોલ્યો. " સિપાઇઓ, આ બંન્ને જણને પકડી ગુપ્ત દ્વારમાં લઇ જાવ. " આ સાંભળી વીસ પચીસ હથિયાર બંધ માણસોએ આવી નવલ અને યસવંતસિંહને પકડી લીધા. આ બને જણ સામા તો થયા. પણ સામે વધુ માણસો હોવાથી તેમનું કાંઇ ચાલ્યુ નહીં.

અપૂર્ણ.

---

ક્રોધી માણસ કદી સુખ ન પામે,
સત્યવાન કદી દુઃખ ન પામે;
અભિમાની કદી જય ન પામે,
રાગી કદી પાર ન પામે.

---

ક્રોધને અપયશ વરે,
વ્યસની ને દીનતા વરે,
સદાચારીને લક્ષ્મી વરે,
જ્ઞાનીને મુક્તિ વરે.

---

( મો. મ. દેસાઇ. )




# विश्वामित्र.

( અનુસંધાન માર્ચ માસના પૃષ્ઠ ૨૮ થી ).



એ પ્રમાણે વિશ્વામિત્રે અસ્ત્રવડે યોદ્ધાઓને મોહ પમાડયા જોઇ ફરી શસ્ત્રધાએ અનેક શસ્ત્રધારી યોદ્ધાઓને ઉત્પન્ન કીધા, જેમણે એકાએક તુટી પડી વિશ્વામિત્રનું સર્વ સૈન્ય નાશ કર્યું. આ જોઇ વિશ્વમિત્રના સો પુત્રો અનેક પ્રકારનાં આયુધો લઇ, વસિષ્ટ મુનિ ઉપર ધસ્યા. પણ તેમણે તો માત્ર હુંકારાથીજ તેમના રથ અશ્વ સહિત બાળી દીધા.

આ પ્રમાણે વિશ્વામિત્રનું આખું સૈન્ય અને સો પુત્રોનો નાશ, એ માત્ર થોડાજ સમયમાં બન્યું. પરંતુ એથી હવે મહાયશસ્વી વિશ્વામિત્ર તો અતિલજ્જાયુક્ત થઇને ચિંતા કરવા લાગ્યા, ને મુહૂર્ત માત્રમાં પોતાનું સર્વસ્વ નાશ થવાથી તે વેગ વિનાનો સમુદ્ર હોય તેવા શાંત, દાંત પડી ગયલા નિર્વિષ સર્પ જેવા, ગર્વ રહિત અને દીન થઇ ગયા. અને તેમના ખેદનો પાર રહ્યો નહિ. પછી ઘેર આવી તેમના જીવતા રહેલા એક પુત્રને ક્ષત્રિય ધર્મે કરી, પૃથ્વીનું પાલન કરવાની શિક્ષા દઇ, પટ્ટાભિષેક કરી, રાજ્યસિંહાસનપર સ્થાપિત કર્યો, ને પોતે મનમાં ઉત્પન્ન થએલા આવેશને લીધે, હિમવત પર્વતની તળેટીમાં આવેલા કિન્નર તથા ઉરગોએ સેવેલા રમણીય તપોવનમાં શંકરને પ્રસન્ન કરવા માટે તપશ્ચર્યા કરવા ચાલી નીકળ્યા.

ઘણાક કાળ સુધી તપ કરવાથી દેવેશ્વર સદાશિવ પ્રસન્ન થયા. તે રાજર્ષિ વિશ્વામિત્રને દર્શન આપીને બોલ્યા કે, "હે રાજા, તું શા અર્થે તપ કરે છે ? હું તારા આ તપથી સંતુષ્ટ થયો છું, માટે તારી ઇચ્છા હોય તે વરદાન માગ હું વરદાન આપનારો છું." ત્યારે મહાતપસ્વી વિશ્વામિત્રે શંકરને નમસ્કાર કરીકહ્યું, "હે પ્રભો, જો આપ પ્રસન્ન થયા હો તો મને અંગ, ઉપાંગ, મંત્ર તથા રહસ્ય સહિત ધનુર્વેદ આપો; અને આપની કૃપાથી દેવ, દાનવ, મહર્ષિ, ગંધર્વ, યક્ષ તથા રાક્ષસોનાં જે અસ્ત્રો, તે પણ સર્વ મને પ્રાપ્ત થઇ, મારા હૃદયમાં સ્ફુરાયમાન થાઓ. હે દેવોના દેવ ! મારી એ ઇચ્છા પૂર્ણ કરો." એ સાંભળી, "અસ્તુ—તે તારી ઇચ્છા પ્રમાણે થાઓ," એટલું કહી શંકર અદ્રશ્ય થઇ ગયા.

મહાદેવજી પાસેથી સમગ્ર અસ્ત્રોની પ્રાપ્તિ થવાથી તો હવે વિશ્વામિત્રનો ગર્વ ત્રણલોકમાં પણ ન માવા માડયો, અને તે એમજ માનવા લાગ્યા કે, હું ઋષિવર વસિષ્ઠને સર્વથા જીતી ચૂકયો છું. પણ તે જાણતા નહોતા કે, એ મહામુનિનો અધિકાર અને પ્રતાપ કેવડો મોટો છે ! તપોવનથી નીકળી પોતાના નગરમાં પણ ન જતાં વિશ્વામિત્ર પરબાર્યા મુનિના આશ્રમે ગયા ને અનેક અસ્ત્રો મૂકી, વસિષ્ઠ મુનિનું આખું તપોવન બાળી મૂક્યુ. એથી ભય પામી આશ્રમમાં વસનારા શતાવધિ મુનિઓ, વસિષ્ઠ મુનિનાં શિષ્યો અને હજારો મૃગો, તથા પક્ષીઓ દશે દિશે નાસવા મંડયા. "અરે તમે કોઇ પણ વાતે ભય ધરશો નહિ, જેમ સૂર્ય ઝાકળનો નાશ કરે છે તે રીતે હું એ ઋષિપુત્ર

વિશ્વામિત્રનો નાશ કરીશ." આમ વસિષ્ઠ મુનિના કહેવા છતાં પણ તે આશ્રમ કેવળ સૂનો થઇ ગયો. અને તે નિર્જન જણાવા લાગ્યો. આથી ક્રોધાવિષ્ટ વસિષ્ઠ મુનિએ બહાર આવી વિશ્વામિત્રને આ પ્રમાણે કહ્યું "દુરાચારી મૂઢ, મેં ઘણા કાળ સુધી રક્ષા કરી વૃદ્ધિ પમાડેલા મારા આશ્રમનો તું નાશ કરે છે, માટે તારો પણ નાશ થવાજ બેઠો છે. હે અવિચારી, તારા મનમાં જો યુદ્ધજ કરવાનું છે તો લે હવે તત્પર થા." એટલું કહી તે ધૂમ વગરના કાલાગ્નિ સરખા મહર્ષિ, ક્રોધે કરી પોતના હાથમાંનો બ્રહ્મ દંડ વિશ્વામિત્ર સામે ઉગામી ઉભા રહ્યા.

વસિષ્ઠ મુનિના આવાં સક્રોધ વચન સાંભળી વિશ્વામિત્ર તૈયાર થયા ને પોતાના ધનુષમાં અગ્ન્યાસ્ત્ર યોજીને ઋષિ પ્રત્યે "ઉભા રહો," એમ બોલ્યા. મુનિ તો તે વખતે કાલ દંડ સરખા બ્રહ્મદંડને ગ્રહણ કરી ઉભાજ હતા. તે ફરી ક્રોધથી બોલ્યા, "હે ક્ષત્રિઓમાં અધમ ગાધિ પુત્ર, હું તો ઉભેલોજ છું. નિઃશંકપણે તારૂં જેટલું બળ હોય તેટલું મારી ઉપર મૂક આજે હું તારાં અસ્ત્રોનો તેમજ શંકર પાસેથી થયેલી પ્રાપ્તિથી તને ઉપજેલા ગર્વનો સમૂળ નાશ કરીશ વળી ક્ષત્રિય બળ અને બ્રહ્મબળને સરખાંજ માનવાની તારી દુષ્ટ મતિને આજે બ્રહ્મબળની અધિકતાથી ચકિત અને ભ્રમ કરીશ અને તને, તેમજ તારા સરખા બીજાઓ, જેઓ બ્રહ્મબળના પ્રતાપ નથી જાણતા, તેમને દિવ્ય બ્રહ્મબળના તેજવડે અજવી નાખીશ."

આ મહા પરાક્રમી વિશ્વામિત્ર અને બ્રહ્મર્ષિ વસિષ્ઠનો પ્રસંગ જોવાને, અનેક ઋષિગણો તેમજ આકાશ માર્ગે દેવતાઓ એકઠા થયા હતા. તે બ્રહ્મબળ તથા ક્ષત્રિય બળની તુલના કરવાની અમૂલ્ય તક જોઇ, બહુ ઉત્કંઠિત થઇ ઉભા હતા વસિષ્ઠ મહામુનિના હાથમાં તો માત્ર એક ખાખરાનો બ્રહ્મ દંડજ હતો. આથી સર્વને આશ્ચર્ય થતું કે જોઇએ શું થાય છે, ને કોણ જીતે છે? પોતે યોજી રાખેલું ભયંકર અગ્ન્યસ્ત્ર હવે વિશ્વામિત્રે છોડ્યું, ને તે સુસવાટ કરતું વેગભેર ઋષિ તરફ ગયું ખરૂં, પરંતુ સરોવરમાં ફેંકેલો ધગધગતો અંગારો તેમાં પડતાંજ જેમ એકાએક શાંત થઇ જાય તેમ સર્વના આશ્ચર્ય વચ્ચે તે અસ્ત્ર મુનિના દંડ આગળ આવતાંજ નમન કરી તદ્દન શાંત થઇ ગયું આથી વિશ્વામિત્ર અતિશય ખીજવાઇ ગયા ને અગ્ન્યાસ્ત્ર જેવું ભયંકર બાણ શાંત થયાથી એક પછી એક બીજાં અનેક અસ્ત્રો તેમણે ઋષિ ઉપર મૂક્યાં, પરંતુ તે સર્વેની એજ ગતિ! ગાધિ પુત્રે તે પછી ઘણાં અસ્ત્રો મૂક્યાં પણ તે સર્વેને બ્રહ્મપુત્ર વસિષ્ઠે માત્ર એક બ્રહ્મદંડ ઉગામીને નિવારણ કીધાં. આ જોઇ સર્વ લોક પરમ આશ્ચર્ય ચકિત થઇ ગયા, પણ વિશ્વામિત્રના ખેદનો પાર રહ્યો નહિ. પોતાનાં સર્વ અસ્ત્ર શાંત થયાં, ત્યારે નિરૂપાયે તેમણે પોતાના ધનુષમાં મંત્ર ભણી, બ્રહ્માસ્ત્ર નામનું બાણ યોજ્યું. કે જે અસ્ત્ર મૂકવાથી આખા બ્રહ્માંડનો લય થઇ જવાનો મોટા ધનુર્ધારીઓને પણ સદા ભય રહે છે, એના તેજથી સર્વ દિશાઓ ભયંકર થઇ, ને અગ્નિ વિગેરે સર્વ દેવતાઓ, દેવર્ષિઓ, ગંધર્વો તથા મોટા નાગોસહિત ત્રણલોક ત્રાસ પામવા લાગ્યા. આ વખતે મહાત્મા વસિષ્ઠનું પણ ત્રણલોકને મોહ પમાડે તેવું અતિ[illegible], ભયંકરરૂપ થયું. તેમનાં રોમ છિદ્રોમાંથી ધૂમ સહિત અગ્નિની જ્વાળાઓને તણખા નીકળવા લાગ્યા ને તેમના હાથમાંનો દંડ પણ કાલાગ્નિ સમાન પ્રજ્વલિત થઇ ગયો. વિશ્વામિત્રના ધનુષમાંથી છુટેલું બ્રહ્મઅસ્ત્ર, આખા બ્રહ્માંડને દીપાવતું, ને વિદ્યુત સમાન [illegible] કરતું ઋષિ તરફ સડસડાટ આવ્યું, પણ સમીપ આવતાં, જેમ અગ્નિમાં અગ્નિ એક રૂપ થઇ જાય પણ તેને ભાળી શકે નહિ. તેમ તે ઋષિના જાજ્વલ્યમાન બ્રહ્મદંડમાં સમાઇ ગયું. આથી તો ઉલટું ઋષિનું તેજ દ્વિગુણ વૃદ્ધિ પામ્યું અને તેથી વિશ્વામિત્ર વિગેરે ઘણા ભય પામવા લાગ્યા પછી આકાશમાંથી દેવતાઓના અને ભૂમિપરથી ઋષિઓના એક સામટા જયજયકારના પોકારો થવા લાગ્યા,

ને હે મુનીશ્વર આપને ધન્ય છે, આપનું બ્રહ્મબળ અમોઘ છે, આપના બ્રહ્મબળની તુલનાએ કોઇ પણ બળ આવે તેમ નથી. આપે મહા બળવાન વિશ્વામિત્રને, તેના બ્રહ્માસ્ત્રનો ગ્રાસ કરી, નષ્ટ સામર્થ્યવાન્ કીધા છે, માટે હવે ક્ષમા કરો, ને કૃપાળુ થઇ આપના ભયંકર સ્વરૂપને શમાવી દો." એમ સર્વેએ મુનિને પ્રાર્થના કરી જેથી વસિષ્ટે પોતાનું પ્રથમનું સ્વરૂપ ધારણ કર્યું.

પોતાનું સમગ્ર બળ નાશ પામેલું જોઇ વિશ્વામિત્રના મનની સ્થિતિ નિસ્તેજ થઇ ગઇ, તેમનો સર્વ ગર્વ સમૂળ શાંત થઇ ગયો. ને નિશ્વાસપર નિશ્વાસ નાખતા તે સૌ સાંભળતાં મોટેથી કહેવા લાગ્યા કે, અહો! ધિક્કાર છે. આ ક્ષત્રિયના નિર્બળ બળને, બ્રહ્મ તેજરૂપ બળજ પ્રશંસા કરવા યોગ્ય છે. માત્ર એક બ્રહ્મદંડે, મારા ત્રૈલોક્યને પણ ક્ષણમાં ભસ્મ કરી નાખે એવાં સર્વ દિવ્યાસ્ત્રોનો નાશ કર્યો; તો એ બ્રહ્મત્વજ મુખ્ય કારણ છે, તેથી તે મેળવવાને માટે હવે હું મારી ઇંદ્રિયો તથા મનને પ્રસન્નપણે એકાગ્ર કરીને મોટું તપ આચરીશ."

એ પ્રમાણે વસિષ્ઠ મુનિ સાથે વિશ્વામિત્રે ત્યારથી વેર બાંધ્યું. ને તે અપમાન થવારૂપ તાપને લીધે વ્યગ્ર અંતઃકરણવાળા વિશ્વામિત્ર પોતાના થયેલા પરાજયને સંભારી, વારંવાર નિશ્વાસ મૂકવા લાગ્યા પછી પોતાની સ્ત્રીસહિત દક્ષિણ દિશાએ આવેલા અરણ્યમાં જઇ, ફળ તથા મૂળનો આહાર કરી, અતિ ઘોર તપનો આરંભ કર્યો, ત્યાં આગળ તેમને હવિષ્પદ, મધુષ્પન્દ, દૃઢનેત્ર અને મહારથ નામે ચાર પુત્રો થયા જેઓ પરમ સત્ય તથા ધર્મમાં પરાયણ અને પરાક્રમમાં અપૂર્વ હતા. આ ઉગ્ર તપશ્ચર્યા કરતાં વિશ્વામિત્રને પૂર્ણ એક સહસ્ર વર્ષ થઇ ગયાં ત્યારે સર્વ લોકના પિતામહ બ્રહ્મા એમના પર પ્રસન્ન થયા, ને પ્રત્યક્ષ થઇ તેમણે મધુર સ્વરથી કહ્યું, "હે રાજર્ષિ! હે કુશિક પુત્ર, વિશ્વામિત્ર, તેં ઉગ્ર તપ કર્યું. ને તેના પ્રભાવથી સર્વ લોકને તું જીતી ચૂક્યો છું. વળી તારા તે તપે કરી તું રાજર્ષિ થયો છે, માટે હવે તપ સમાપ્ત કર.

એટલું કહી બ્રહ્મદેવ સત્ય લોકમાં ગયા, ત્યારે વિશ્વામિત્રને એથી બહુ ખોટું લાગ્યું. ને લજ્જાથી નીચું મુખ કરી ક્રોધ ઉત્પન્ન થવાને લીધે કહેવા લાગ્યા કે, "અરે, મેં દીર્ઘ તપ કર્યું, છતાં દેવતાઓ તથા ઋષિ ગણસહિત બ્રહ્મદેવ મને હજુ રાજર્ષિજ જાણે છે, માટે એ તપનું ફળ મને કાંઇ મળ્યું નહિ. હવે મારે બ્રહ્મર્ષિપદાની પ્રાપ્તિને માટે અધિક તપ કરવું જોઇએ." એવો નિશ્ચય કરીને મહા ધૈર્યવાન્ ધર્માત્મા તપસ્વી વિશ્વામીત્ર ફરીને દૃઢ અંતઃકરણથી મહા કઠિન તપ કરવા લાગ્યા.

એ નિશ્ચયથી તેમણે હજારો વર્ષ સુધી મહા તીવ્ર તપશ્ચર્યા કરી, અને તે બ્રહ્મર્ષિપણું પામવાને યોગ્ય થયા; પરંતુ તેની પ્રાપ્તિ થવા પહેલાં તો તેમણે એ તપોબળનો જુદોજ ઉપયોગ કર્યો,—

તે વખતે અયોધ્યા નગરીમાં ઇક્ષ્વાકુ રાજાના કુળમાં ત્રિશંકુ નામે પરમ સત્યવાદી તથા જીતેંદ્રિય રાજા રાજ્ય કરતો હતો. તેને એક વખતે એવી ઇચ્છા ઉત્પન્ન થઇ કે, "હું અતિ શ્રેષ્ઠ યજ્ઞ કરું, અને તેના પુણ્યબળથી આ શરીરે (આ દેહેજ) સ્વર્ગે જાઉં" આ પોતાનો વિચાર તેણે પોતાના પુરોહિત વસિષ્ઠ મુનિ પ્રત્યે કહી સંભળાવ્યો. ત્યારે તેમણે તેમને કહ્યું કે, હે ત્રિશંકુ, તારી આ ઇચ્છા સફળ થવી તદન અશક્ય છે, માટે તું તેને માટે મિથ્યા પ્રયત્ન કરીશ નહિ. આથી અસંતોષ માની ત્રિશંકુએ, પોતાની ઇચ્છા સંપૂર્ણ થવીજ જોઇએ, કેમકે પુરુષ પ્રયત્નથી સઘળું સિદ્ધ થાય છે, એ વિચારથી વસિષ્ઠ મુનિના પુત્રો પાસે જવાને તેણે વિચાર કર્યો, ને દક્ષિણ દિશા પ્રત્યે જ્યાં તે ઋષિના મોટી કાંતિવાળા સો પુત્રો તપ કરતા હતા ત્યાં ગયો.

ત્યાં જઇ મહા તેજસ્વીઓની પાસે જઇ સર્વેને યથાક્રમ નમસ્કાર કરી, કરજોડીને વિનતિરૂપે તેણે કહ્યું કે, "હે ગુરુ પુત્રો, તમારૂં કલ્યાણ થાઓ. તમે મારા ગુરુના પુત્રો હોવાથી ગુરુ તુલ્યજ છો, માટે હું તમારે શરણે આવ્યો છુ મને આ દેહેજ સ્વર્ગમાં જવાની ઇચ્છા છે; ને તેનું માટે તે ઇચ્છા પરિપૂર્ણ થાય, એવો મહાયજ્ઞ કરાવવા સારૂ હું મહાત્મા ગુરુ વસિષ્ઠની આગળ ગયો હતો, પરંતુ તેમણે તેમ કરવાની મને ના કહી તેથી હું અહીં આવ્યો છું. તો આપ તે યજ્ઞ કરાવવાનું મનપર લઇ મને યજ્ઞ સાહિત્યો તૈયાર કરવાની આજ્ઞા આપો. હે સર્વ માન્ય, હે તપસ્વીઓ, હું તમને વારંવાર પ્રણામ કરી તમારી પાસે યાચના કરૂં છું કે, જેમ કરતાં હું સદેહે સ્વર્ગ પ્રત્યે જાઉં, તેવી રીતે તમે સર્વ સ્થિર ચિત્ત થઇને મને યજ્ઞ કરાવો. કારણ કે ગુરૂએ ના કહી તો ગુરૂ પુત્ર વિના હુ બીજા કોની પાસે જાઉં ? કેમકે અમારા ઇક્ષ્વાકુ કુળની પરમ ગતિ અને દૈવત પુરોહિતજ છે.

ત્રિશંકુના આ રીતનાં વચન સાંભળી વસિષ્ઠ પુત્રોએ તેને બહુ ક્રોધ કરી કહ્યું, "હે દુર્બુદ્ધિ, સત્યવાદી ગુરુ વસિષ્ટે તને ના કહી છતાં, શામાટે તું તેને તજી અમારી પાસે આવ્યો ! ઇક્ષ્વાકુ વંશીઓના પુરોહિત વસિષ્ઠજ છે, માટે તારે તેમનાં વચન ઉલ્લંઘવાં એ કેવળ અયોગ્યજ છે. જે યજ્ઞ કરાવવાની અમારા પિતાએ ના કહી, તે કરાવવાને અમે કેમ સમર્થ થઇએ ? હે નરશ્રેષ્ઠ ત્રિશંકુ, સ્વર્ગ તો શું, પણ ત્રણે ઉત્તમ લોકની જેથી પ્રાપ્તિ થાય, એવો યજ્ઞ કરાવવાને મહા મુનિ વસિષ્ઠજ સમર્થ છે; છતાં તેમણે તને ના કહી, ત્યારે તું ગુરુવાક્યને ન ગણકારતાં અમારી કને કેમ આવ્યો ? અને તેથી શું અમે તને યજ્ઞ કરાવીને, અમારા પિતા ગુરુ, મહાત્મા વસિષ્ઠને અપમાન પહોંચાડવા સમર્થ થઇએ એમ હતું ? માટે મિથ્યા માથાકુટ છોડી દઇ, બાળકની પેઠે અજ્ઞાની ન થતાં પોતાના પુર પ્રત્યે પાછો જા". આ સાંભળીને પણ કંઇ ત્રિશંકુ મનભંગ થયો નહિ ફરીને તેણે સર્વને કહ્યું, "ગુરુ પુત્રો, તમે તેમજ તમારા પિતાજીએ મને યજ્ઞ કરાવવાની ના કહી, તો તેથી હવે કોઇ અન્ય પુરોહિતનો આશ્રય લેવો પડશે; તમારૂં કલ્યાણ થાઓ. ને તમે સુખેથી તપ કરો". એ પ્રમાણે કુળગુરની અવગણના કરવા રૂપ ત્રિશંકુનાં વચન સાંભળી વસિષ્ટ પુત્રોને અતિશય ક્રોધ ચડયો, તેને લીધે તેઓએ તેને શાપ દીધો કે, "હે દુષ્ટ તું તારી દુર્બુદ્ધિને લીધે ચંડાળપણું પામીશ, માટે અહીંથી શીઘ્ર ચાલ્યો જા.

(અપૂર્ણ)

---

## સાભાર સ્વિકાર.

નીચેનાં પુસ્તકો વાર્તાવારિધિ ઓફીસ તરફથી પ્રસિદ્ધ થએલાં અમોને રા. અંબાલાલ શંકરલાલ દવે. ઠે. ખાડીયા શ્રીરામજીની શેરી અમદાવાદ તરફથી મળેલાં છે આ પુસ્તકો ત્યાંથી લીલીક દરે ત્યાં સુધી અરધી કીંમતે મળશે.

દિવ્ય રંભા.—એક અપૂર્વ ડીટેકટીવ વાર્તા.—લેખક મણુપતિરામ ઉત્તમરામ ભટ્ટ અમદાવાદ રોયલ
૧૬ પેજી પૃ ૧૭૪ ૨૬ કાગળ બોર્ડ પરીનું મજબુત પુંઠું કીમત ૦॥.

ચિન્તામણિ—એક હિતબોધક વાર્તા—લેખક શ્રીયુત નગીનદાસ પુરશોત્તમદાસ સંઘવી—અમદાવાદ.
રોયલ ૧૬ પેજી પૃ ૧૪૪ ગ્લેઝ કાગળ બોર્ડ પરીનું મજબુત પુંઠું કીમત ૦॥.

કમળકુંજ:—રસમય સુબોધક વાર્તાઓનો અપૂર્વ સંગ્રહ ભાગ ૧ થી ૪ દરેક ગ્લેઝ કાગળ તથા મજબુત બોર્ડ પરીના પુઠાનાં અનુક્રમે પૃ ૭૮, ૧૩૪, ૧૦૪, ૭૦ કીંમત દરેક ભાગની ૦॥.



# बाल सहचरी.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૨૨ મું.

### રમેશ–મરણના મુખમાં.



નિત્યાનંદ અને શ્યામ સુંદર ઝપાઝપી કરતા હતા ત્યાં એક માણસે આવી બંનેને છુટા કર્યા અને પુછ્યું કે, "ગંગા ક્યાં છે ?" નિત્યાનંદ અને શ્યામસુંદરે આવનાર માણસને ઓળખી લીધો તે રમેશ હતો. રમેશ પ્રયાગથી થોડા દિવસ ઉપર ઘેર આવ્યો હતો. તેણે હવે તારાની સાથે લગ્ન કરવાનો વિચાર છોડી દીધો. પણ હવે ગંગા ઉપરે તેની પ્રીતિ વધી હતી. ગગા કુંવારી હતી તેમજ ભોળી પણ હતી. તેણે પોતાના સ્નેહથી રમેશનું મન જીતી લીધું હતું. તે ઘેર આવ્યા પછી બીજે ત્રીજે દિવસે હરિનાથને ત્યાં જતો હતો. તારાએ પણ હવે તેના ઉપરની પ્રિતિ ઓછી કરી હતી. પણ તેનું લગ્ન ગંગા સાથે થાય તેવું તે ઇચ્છતી હતી. ગંગા ગુમ થઇ અને જ્યારે ગામમાં ચારે બાજુ તપાસ કરતાં તેનો પત્તો ન મળ્યો ત્યારે રમેશે જાણ્યું કે તેનું હરણ નિત્યાનંદેજ કર્યું હશે. એમ ધારી તેની શોધ કરી લાવવાનું કહી પોતે દેવીના મંદીર તરફ વળ્યો હતો ત્યાં જ્યારે તેણે ગંગાને અંધારામાં ઉભી રહેલી ન જોઇ એટલે નિત્યાનંદ તથા શ્યામ સુંદરને લડતા જોઇ તેમને ઉપરનો પ્રશ્ન કર્યો હતો. રમેશને જોતાં જ, નિત્યાનંદ અને શ્યામસુંદર અંદરો અંદર લડવાનું મૂકી દઇ તેના ઉપરજ તુટી પડયા. રમેશ પણ તેની સામે થયો પણ તે બે જણ અને રમેશ એકલો તેથી તેમને પોંચી શક્યો નહી, એટલામાં નિત્યાનંદે રમેશને મારવાને પોતાની લાકડી ઉગામી. અને જેવો મારવા જાય છે તેવો રમેશ પાછો હટી ગયો. પણ પાછળ એક ઝાડઝાંખરાંવાળું ઉંડું કોતર હતું તેમાં પડયો. અને પડવાની સાથેજ સખત વાગવાથી બેભાન થઇ ગયો.

થોડીવારે, રમેશની આંખો ઉઘડી, ત્યારે તેણે પોતાને એક ઝુંપડીમાં તુટેલા ખાટલામાં સુતેલો છું એવું ભાન થયું. સવાર થવા આવ્યું હતું. અને સામે ઝાડઉપર પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં. રમેશે આંખો ઉઘાડી ચારે તરફ જોયું તો પાસે થોડે વેગળે એક હલકી જાતીની સ્ત્રી સુતેલી હતી ને તેનાં નાક બોલતાં હતાં. સામે એક ઝરો વહેતો હતો અને મંદમંદ શીતળ પવન અંદર આવતો હતો. પોતાની પાછળ એક સ્ત્રી બેઠી બેઠી જ્યાં જ્યાં વાગ્યું હતું ત્યાં ત્યાં કાંઇક ચોપડતી હતી. તે સ્ત્રી કોણ છે તે જોવા પાછળ ફરવાની ઇચ્છા કરી - પણ ફરી શકાયુ

નહી. તેના આખા શરીરમાં ઘણીજ પીડા થતી હતી. અને માથું ફર્યા કરતું હતું.

રમેશને પાછળ ફરવાની ઇચ્છા જોઇ, તે સ્રીએ કહ્યું, "આપ સુઇ જાવ" આ સાંભળ વળી રમેશે પાછળ જોવા વધુ જોર કર્યું પણ ફરી શકાયું નહી. અને વધુ જોર કરવાથી તે ધીમે ધીમે બેભાન થતો ગયો. તે દિવસે બપોરે રમેશને ઘણોજ તાવ ચઢયો હતો. આખ રાત તેજ દશામાં ગાળી બીજે દિવસે પાસેના ગામનો એક વૈદ્ય આવ્યો. તેણે નાડી જોતાંજ મોં મરડી, માથું હલાવ્યું.

આ જોઇ ગંગા કાંઇક ભયથી બોલી, કેમ તવ બહુ છે?

વૈદરાજ કાંઈક ઓછુ દેખતા હતા જેથી ઝુપડીમાં જોતાં ગંગાને જોઇ શકયા નહોતા, પણ આ અવાજ સાંભળી તે સારી રીતે આંખો ફાડી ફાડીને તેના સામું જોવા લાગ્યા. તેમણે જોયુ, કે આતો વાદળની વચ્ચે ચદ્રમાની માફક ઝુપડીને સુશોભિત બનાવી રહી લાગે છે.

આ જોઇ વળી ગગાએ પૂછ્યુ, કેમ તાવ બહુ છે? વૈદરાજે કહ્યુ, હા, બહુ છે. ગાયો જશે. ગગા, આ સાંભળી ગભરાઇ, અને જેની આ ઝુપડી હતી, અને જે ડોશી વૈદને બોલાવી લાવી હતી તેને બોલાવી કહ્યુ કે આ વૈદ્ય શુ કહે છે?

તે ડોશીએ આવી વૈદ્યનુ કહેવુ સાંભળી કહ્યુ કે, "તાવ છે, તાવ મારો જશે. એટલે દવાથી તાવ મટશે" એમ તે કહે છે.

આથી ગંગાને કાંઈક ધીરજ આવી વૈદ્ય કાંઇક ગોળીયો આપીને ગયા. તે ગોળીયો ખવ-રાવી પણ કાંઇ રમેશને ફાયદો થયો નહીં. પણ તાવ વધતોજ ગયો ગગા પાસે ત્રણ ચાર જણુસો હતી તેમાંથી એક બે તો પ્રથમજ વેચવા માટે ઝુંપડી વાળી ડોશીને આપી હતી. અને બાકી હતી તે પાછી તેને આપીને કહ્યું કે, કોઇ સારો વૈદ્ય હોય તો તેને બોલાવી લાવો. અગે આ જણુસો વેચી તેને પૈસા આપીશુ.

રમેશના મંદવાડને આજે સાત દિવસ થઇ ગયા હતા સાતમે દિવસે સવારે બીજા વૈદ-રાજને બોલાવી આવ્યા. તેણે રમેશની નાડી જોઈ કહ્યું, "રોગ બહુજ વધી ગયો છે, સન્નિપાતનાં લક્ષણ જણાય છે. આજ ઘણું કરી રાત્રે તાવ ઉતરતાં બચવાની આશા નથી. પણ જો દૈવયોગે તે વખતે જીવ બચી ગયો તો પછી કાંઇ ચિંતા નથી આ ત્રણ ગોળીયો હું આપુંછું. તેને આદા-ના રસમાં, એક હમણાં, બીજી બપોરે ને ત્રીજી સાંજે આપજો. તેથી આરામ થઇ શકશે. હવે હું કાલે આવીશ"

એમ કહી વૈદરાજ ગયા દિવસ ચઢવા લાગ્યો. રમેશ વચમાં વચમાં આંખો ઉઘાડી ગં-ગાના તરફ જોઇ કાંઇ કહેવા જતો હતો પણ કહેવાતું નહોતું. ગગા પોતાના ખોળામાં તેનુ માથું મૂકીને બેસી રહી હતી.

ધીરે ધીરે સૂર્ય અસ્ત થયો અને રાત પડી. પણ રાત્રે એક આફત આવી પડી, ઝુંપડી વાળી ડોશીએ આવી કહ્યું, "હું તો ગરીબ છુ, ને જો આ માણસ રાત્રે મરી જાય ને ભૂત થાય તો પછી હું કયાં રહું, માટે તમારે તેને લઇ અહીંથી બહાર જવુ પડશે." આ સાંભળી ગંગાના દુ:ખનો પાર રહ્યો નહી તેણે ઘણુંય કહ્યું, પણ ડોશી એકની બે થઇ નહીં આખરે નિરાશ થઇ ગંગાએ તે ડોશીની મદદથી રમેશને ઉચકીને સામેના ઝરા પાસેના એક ઝાડ તળે લઇ ગઇ અને ત્યાં બેઠી, તેણે બે કામળીઓ મગાવી હતી, જેમાંની એક જમીન ઉપર પાથરી અને એક રમેશને ઓઢાડી, તેનું માથું પોતાના ખોળામાં લઇ તે બેઠી, આજે અમાસની અંધારી

રાત્રી હતી. આકાશમાં તારા પ્રકાશી રહ્યા હતા આ વખતે અંધારી રાત્રીના વખતે 'નિર્જન અરણ્યમાં, બિચારી ગંગા એકલી રમેશનું માથું પોતાના ખોળામાં લઇ, રડયા કરતી હતી. અને ચોધાર આંસુ ચાલ્યાં જતાં હતાં. રાત્રે ભયંકર પશુઓના શબ્દો તે સાંભળતી હતી, વળી કેટલાક હિંસક પશુઓ ત્યાં પાણી પીવા તેની પાસે થઇને જતાં આવતાં હતાં. આ સર્વે એક નિસહાય અબળાના દુઃખમાં વધારો કરતાં હતાં.

ગંગા વારંવાર રમેશની નાડી જોતી હતી નાડી ધીરે ધીરે ક્ષીણ થતી જતી હતી. ગંગાએ મોહનના માથે હાથ મૂકયો, તો બરાબર પરસેવો છુટી રહ્યો હતો.

આ જોઇ ગંગાના ગભરાટનો પાર રહ્યો નહી! તેણે ધાર્યું કે સમય થયો છે. અડધી રાત થઇ છે. "અરે ભગવાન! છેવટે આજ દશા!" એમ કહી ચોધાર આંસુએ ગંગા રડવા લાગી, અને તેના હોશ કોશ ઉડી ગયા.

અપૂર્ણ.

---

## बोधात्मक हास्यमाळा.

(૧)

### ચકુભાઇ શેઠના ઘડીયાળનો ઇતિહાસ.

( લેખક દેસાઇ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા ).



ચકુભાઇ શેઠના પીતાએ સટ્ટામાં દ્રવ્ય સંપાદન કરેલું તેનું વ્યાજ તથા દુકાનોનું ભાડું અને જમીનોની ઉપજ સારી આવતી હતી. તેથી ચકુભાઇ શેઠ એક નાના શેઠ અને મોટા અમલદાર જેવા રહેતા હતા

ચકુભાઇ શેઠ શોખીન હતા. કપડાં ફેન્સી અને અપટુડેટ ફેશનના પહેરતા. જેટલાં નાટકો થાય, જલસા થાય, સીનેમા આવે, કે જાદુના તમાશા થાય તે સર્વેમાં તેમની હાજરી તો હોયજ. અને સાથે બે ચાર પૂછડાં ( દોસ્તો ) પણ હાજરજ.

એક રીતે તેઓ શોખથી કે હાતો પરોપકાર!!! વૃત્તિ!!થી, કાપડીઆને, ગજીફરાક મોજો વાળાને, દરજીને, ધોબીને, મોચીને, પાન બીડીવાળાને, અને ચાહવાળાને–હોટલવાળાને–અને ઘડીઆળવાળાને સારૂ ખટાવતા હતા. અને સરગ્હુ વેપારીઓમાં તેમનાં ( ચકુભાઇનાં ) માન પીછાન–સારાં હતાં.

ચકુભાઇને ઘેર તેમના એક પીછાનવાળા મળવા આવ્યા. અને ચકુભાઇના હાથે બંડીમાં ચોરસ ઘડીઆળ બાંધેલું જોઇ બોલ્યા–અરે!! વાહરે!!! શેઠ!! થોડા દિવસ ઉપર તો તમારા હાથે ચામડાના પટામાં ગોળ ઘડીઆળ હતું, અને, વળી કયારે આ નવીન ફેશન લાવ્યા? ઠીક દેખાય છે હો!! શું મઝાનો ગીલીટ છે!! ( જો પુરૂષનો ડ્રેસ અને દેખાવ ન હોય, અને એકલો

હાથ દેખાય તો શેઠ પણ શેઠાણી જેવાં દેખાય—એમ મનમાં બરબડયો ).

મીસ્તર નાનુભાઇ મને ઘડીઆળનો શોખ છે તે વાત તમારી ક્યાં જાણ બહાર છે. મારે પાસે તરેહ તરેહનાં, ઘણી જાતનાં, ઘડીઆળ આવી ગયાં. અને આવશે. શેઠે બડાઇ હાંકી.

આ સ્થળે નાનુભાઇની ઓળખ ટુંકામાં; પણ કરાવવી જરૂરની છે નાનુભાઇનાં પગે ચક ચકતા, પણ જરા ફાટેલા, અને મોટા પડતા બુટ હતા, ટોપી પણ મેલી પણ મહા મેહનતે સાફ કરેલી દેખાતી હતી તે જરા નાની પડતી હતી. હાફકોટની બાંહ્યો જરા લાંબી ત્યારે શરીરે તંગ બેસતો હતો આ સઘળુ જોતાં—જોનાર તર્કશક્તિને તસ્દી આપે તો સઘળી ચીજો તેમને બક્ષીસ મળેલી છે એટલી કલ્પના કરી શકે નાનુભાઇ જાતે નાગર હતા કાંઇક પીતાનું દ્રવ્ય હતું તે પરવારી ગયા હતા. માસ્તરને મારી નિશાળેથી ઉઠયા પછી જે વાંચતાં લખતાં આવડયુ હતું તેમાં બીજો વધારો કરવા તેમણે તસ્દી લીધી નહોતી. પણ પરીચયને લીધે તેમને ઘણા અંગ્રેજી શબ્દો આવડતા હતા હાલમાં તેમનો ધંધો નાટક મંડળીઓ આવે તેમાં અગર સ્થાનિક મંડળીઓના ખેલ હોય ત્યારે ડોરકીપર તરીકે રહેવાનો, મોટાઓની દોસ્તી કરી,ચાહ—પાન,બીડી, નાસ્તો કરવાનો અને ઘરવટ વધારી—કપડાં લત્તાં—સેટ—ઘડીઆળ ઇનામ મેળવવાનો ( ધંધો ) હતો હજારો રૂપીઆ હોય ત્યારે નાગરી ન્યાતમાં પરણવાનું મળે તેમાં પોતે પત્થરના ભમરડા અને ધંધાથી પંકાયલા એટલે કન્યા મળવાની આશા ઓછી જણાતાં તેમણે પોતેજ તે વિચારને તિલાંજલિ આપેલી અને એકલી જીંદગીનો અનુભવ કરતા હતા. હોટલોનો ભરપુર જમાવ થયા પછી તેઓ ભાગ્યેજ ખાવાનું પેર કરતા . કોઇને કોઇ સ્નેહી મળી રહેતા. એટલે ચાહ, નાસ્તા ઉડતા અને દિવસમાં ચાર છવાર ચાહ, એક બે વાર સોડા વોટર તથા આઇસક્રીમ અને નાસ્તા મળી રહ્યા પછી જમવાની જરૂર પડે ખરી ? ! ! અલબત જરૂર પડતી નહી. અને તેમને ચાહ—રોટી—થી ચલાવી લેવાનો મહાવરો પણ હતો. તેમનો પીવાની બીડીનો ખર્ચ મામલતદારની ઓફીસના છેલ્લા કારકુનના પગાર જેટલો હતો બલકે વધારે પણ ઓછો નહી.

આટલું ટુકું ઓળખાણુ કરાવી હવે આપણે ટુકી વાતના ટુંકા મૂદ્દા ઉપર આવીએ.

શેઠ સાહેબ હું આપના શોખ અને ઉદારતાથી ક્યાં અજાણ્યો છુ. આપે મને જે ઘડીઆળ ઇનામમાં આશરે ૫ દરેક દીવસ ઉપર આપ્યુ હતું તે સારૂં ચાલતું હતું પણ નટવર દેશાઇને ત્યાં તાનીજનનો નાચ હતો. મને ત્યાં જરા ઝોકુ આવ્યુ એટલે કોઇ ઉસ્તાદે આબાદ રીતે મારા ગજવામાંથી ઘડીઆળ કાઢાડી લીધુ, એતો આપની મહેરબાની છે, તો મને તો મળી રહેશે. પણ સાહેબ જુવો તો ખરા કે નાચપાર્ટીઓમાં સ્નેહીના દાવે આવનાર પણ સાળા ચોર હોય છે.

નાનુભાઇએ શેઠને મસકો લગાડતાં ભેગી અરજ પણ કરી દીધી.

'મી. નાનુભાઇ જુવો સાંભળો. પ્રથમ હું એક ટાઇમપીસ ડબ્બો લાવેલો તે થોડા દિવસ ઠીક ચાલ્યો, પછી બે ત્રણ વાર દુરસ્ત કરાવ્યા છતાં કંટાળો આપતું હતું. તેથી એલાર્મવાળુ ચોરસ નીકલના ફ્રેમવાળુ અને ચારે બાજુ કાચવાળુ ટેબલ અગર ભીંતે પણ રહી શકે તેવુ ઘડીઆળ જયાનંદ ઘડીઆળીને ત્યાંથી લીધુ. આ ઘડીઆળ ટેબલ ઉપર રહેતું હતું. અને એલાર્મવાળું હતું તેથી તેમાં ધુળ ભરાતાં તથા માણસોએ વારવાર એલાર્મ વગાડવાથી થોડા દીવસમાં તે ઘડીઆળને રીપેર અને સાફ કરાવ્યા છતાં સાળુ બગડી ગયુ અને બજારમાં પૂછતાં તેનું કાંઇ ઉપજશે નહી એમ જણાતાં. કાચના કબાટમાં રહે તેવું ઘડીઆળ લેવા ઘડીઆળીએ કહ્યુ તેથી હું દેવળ ઘાટનું ઘડીઆળ લાવ્યો, તે પણ થોડા દીવસ રેગ્યુલર ચાલ્યુ પછી ટાઇમમાં ફેર પડવા માંડયો અટકવા લાગ્યુ. એની એ રકાકુટ થતાં તેને કાઢી નાંખી બીજું ફ્રેન્ચી ઘાટનું ટાવરવાળું આણ્યું, પણ વિલાયતી માલ તકલદી હોવાથી તે પણ ન ચાલ્યુ પછી સો-

તેરી ચીપનું ગોળ આવ્યું. પછી તરેહ તરેહના ઘાટ આવતાં આવ્યો ફેરવનાર, ચાવીની ઘંટડી વાળું-દાંત કાઢતી ઓવાળું, તારીખ વાર બતાવનાર, પેનડ્યુલમમાં બાળક હિંચકો ખાતું, એમ કેટલાએ ઘડીઆળનો બદલો કરતાં અને કેટલાએક વેચાતાં આવ્યા હાલ આ લટકાવ્યું છે તે તારીખ વારનું એન સોનીઆ A રેગ્યુલેટર એ.ફીસ કલાક આવ્યુ છે. દેખાય છે પણ મઝાનુ ને.હાલમાં ચાલે છે તો ઠીક. શેઠે બડાઇનું બ્યુગલ ફુકતાં ટુકામાં ઘડીઆળનો ઇતીહાસ પણ બતાવ્યો.

અરે સાહેબ આપને ઘડીઆળનો શોખ છે તેવો કોઇને નથી જો એક કારખાનું હોય તો રોજ નવા નમુના કરાવો. પણ સાહેબ! તમારા હાથે આ બ્રસલેટ વોચ છે એટલે પેલું પહેલાંનું ગજવાનું ઘડીઆળ તો આપ વાપરતા નહી હશો. વાહ!! હાથનું ઘડીઆળ શું મઝાનું છે. દેખાવમાં પણ ફક્કડ છે હો. નાનુભાઈએ શેઠને વખાણી ઘડીઆળ મેળવવા પેતરો રચ્યો.

અરે યાર ગજવાનાં પણ ઘડીઆળ બદલાવ્યાં, પ્રથમ જીનોવા વોચ આવ્યું. તે ઝીણું હોવાથી રીપેર ખર્ચ ઘણું ખાધું. અને કદમાં ઝીણું હોવાથી તે ગમ્યું નહી, એટલે તેનો બદલો કરી. રેલવે રેગ્યુલેટર આવ્યું, પછી તો તે નયુ લઈ ગયો એટલે ગાર્ડવોચ આવ્યું, તે તુરત બગડ્યું પછી "રોસકોપ આવ્યુ તે ઠીક ચાલ્યુ પછી ચાંદીનુ આવ્યું અને સોનાનું આવ્યું. તે ચોરાઇ ગયું એટલે રોસકોપ સીસ્ટવોચ આવ્યુ કોઇ માગે તો સાળું મારાથી ના કહેવાય નહી. માટે પછી તો કેટલી એક જાતનાં બે બે ઘડીઆળ લાવ્યો. એકન્દરે મારી પાસે-રોસકોપ પેટન્ટ-ફુલજ્વેલ્ડ લેડીવોચ-રેડીયમવોચ, લેટરવોચ, ફીગરવોચ, રીસ્ટવોચ, સ્ટાર સાઇટવોચ માસ્તરવોચ, સીઝનવોચ, હેલીફેક્સ, મેટલકેસ, મેટલકેસવોચ ગનમેટલ કેસવોચ, નીકલકેસવોચ, ગીલોટમશનવોચ, વેસ્ટવોચ, મીલીટરીવોચ, ઇંગલીશ એપ્લવોચ, ચીડીયાવોચ, આયંગલવોચ, લાંલવાવટાવોચ, મદીનાવોચ, લુકાએન્ડ ડાયના વોચ, વીગેરે ઘણી જાતનાં ઘડીઆળ આવી ગયાં ફેશન નવી નીકળે કે મને વોચ ખરીદવાનું મન થાય. રેડીયમવોચ તો મે તમને પ્રથમ એક આપ્યુ હતું. લેડીવોચ તમારી મારફત અમીનાને ભેટ આપ્યુ હતું. સ્ટીસમેપ્ડ વોચ આપણે ભાડાની ગાડીવાળાને ભેટ આપ્યું હતું. હાલમાં આ મારે હાથે છે તે બ્રસલેટ સીલવર વોચ લાવ્યો છુ. જે હાથે બાંધવાનુ ગોળવોચ ચામડાના પટાવાળું હતું તેના ઉપર ખુરશીનો પગ આવવાથી ભાગી ગયું છે. રીપેર કરનારને પૂછતાં તે રીપેર થાય તેવુ છે. એમ કહ્યું છે માટે રીપેર થઇ આવે એટલે તમે લેજો. શ્રી. નાનુભાઇ તમારૂં ઘડીઆળ ચોરાયું છે. અને તમારી પાસે નથી. માટે ભલે તે તમે રાખજો. શેઠે અભિમાનની ઉંચી ટોચે ચડી. ફુલાતાં ફુલાતાં ઘડીઆળનો ઇતિહાસ કહેતાં નાનુભાઇને ઘડીઆળની નવાજેશ કરી

થેંક્યુ શેઠ સાહેબ! આપની તો મહેરબાની છે. અને આપનોજ આશરો છે. વારૂ! સાહેબ આજે સુધરેલી સીતાનું નાટક છે તે જોવા પધારશો સાહેબ? નાનુભાઈએ ઉપકાર માનતાં-વિનતી કરી.

શેઠે ઘડીઆળ તરફ જોયું અને કહ્યું નાનુભાઇ તમારે વહેલા જવું પડશે વાળું તૈયાર છે તે ઉપર મંગાવો અને તમે વાળુ કરી જાઓ હું બરાબર ટાઇમસર આવીશ. મારે માટે બોક્ષ રીઝર્વ કરાવી રાખજો અને ગનુ ગાડીવાળાને કહેજો કે કોઇનું ભાડું કરે નહી.

નાનુભાઈ વાળુ કરી નાટકમાં ગયા અને શેઠ પણ ટાઇમસર નાટક જોવા ગયા છે.

પ્રીય વાંચનાર—ઉપરનો ઘડીઆળનો ઇતિહાસ તમે વાંચ્યો છે. તે ટુંકામાં બતાવ્યો છે તેના રીપેર ખર્ચ, તથા ખરીદી ખર્ચનો આંકડો મળ્યો તેટલો શેઠની ડાયરીમાંથી અને બાકીનો

ઘડીઆળીના હિસાબ ઉપરથી તથા જરૂર પડતો અનુમાનથી નક્કી કર્યા છે.

એકંદરે ખર્ચનો નેટ આંકડો રૂ ૯૯૯-૧૫-૧૧ થાય છે (આમાં આપેલાં ખોવાયલાં ચોરાયલાંનો હિસાબ આવી જાય છે) હાલ ચકુભાઇની ઉમર ૨૭ વરસની છે ચકુભાઇ ૧૭ વરસની ઉમરથી સ્વતંત્ર થયા છે એટલે ૧૦ વરસમાં રૂ. ૧૦૦૦-૦-૦ઘડીઆળો પાછળ ખર્ચ્યું છે. તેઓની ઉમરનું પ્રમાણ માત્ર ૬૭ વરસ જોશીઓ કહે છે અને ચાલુ શોખ ઠેઠ સુધી કાયમ રહે તો એકન્દરે તેઓ ૪૦૦૦૦ રૂપીઆની ઘડીઆળની ખરીદી કરી બોર મુકે ખરા ! !

ચકુભાઇ શેઠને હવે પછી જો ઘડીઆળનો શોખ જોવાને તેવો ચાલુ રહેશે તો ઉપરના આંકડા ખરા પડશે. પ્રીય વાંચનાર તમે પણ જોતા રહેજો કે તેમનો શોખ કાયમ રહે છે કે નહી

## लडाइ पुरी थया पछी दुनियानुं भविष्य.

(લેખક—શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર).

(અનુસંધાન ગતાંકથી)

૧. દુનિયાની દરેક પ્રજાઓમાં નવું જીવન આવેલું છે, નવો ઉત્સાહ આવેલો છે, નવું ચેતન આવેલું છે અને જ્યાં જોઇએ ત્યાં જાગૃતિ, જાગૃતિ અને જાગૃતિજ દેખાય છે.

લાપલાંડના બરફની અંદર સુંદર બગીચાઓ બની ગયા છે અને જે ઠેકાણે હજારો વ[...] થતાં ખેતી નહિ પણ સદાય બરફજ પડયું રહેતું તે ઠેકાણે કીંમતી ઝાડો અને કીંમતી ફળે લચીપચી રહેલાં છે.

૨. આસ્ટ્રેલીયાના ઉજડ ભાગો આબાદ થઇ ગયા છે, તેની વસ્તીની સંખ્યા ઘણી વધા[રે] થઇ ગઇ છે અને જે જંગલો માત્ર ઝાડોથી અને જંગલી જનાવરોથી ભરપુર હતાં તે જગ્યાએ મોટી વસ્તીવાળાં સુંદર શહેરો બની ગયેલાં છે.

૩. ટિબેટનો વેપાર વધી ગયો છે, ટિબેટમાં રેલ્વે દોડે છે, અને એ ઉચ્ચ પ્રદેશના લો[કો] દુનિયા સાથે બહુ છુટથી ભેળાઇ ગયા છે અને દુનિયાના ઘણા ભાગના લોકો હવે હવા ખા[વા] માટે ટિબેટના પહાડો ઉપરના હોટેલો ઉપર ઉતરી પડે છે.

૪. આફ્રિકાના રેતીના રણોની સ્થીતિ પણ બદલાતી જાય છે. કેટલેક ઠેકાણે રેતીના રણો[માં] નવી નવી જાતની ધાતુઓની ખાણો મળેલી છે, અને કેટલેક ઠેકાણે રેતીના જંગલોમાં કપાસ રબ્બર અને આફુસના આંબાની ખેતી થાય છે.

૫ અરબસ્તાનમાં હજારો વર્ષે થયાં લાખો માણસો ખારા પાણી પીધા કરતા હતા તેઓ ઘેર ઘેર મીઠા પાણીના નળ ચાલતા થઇ ગયા છે અને આરબોનું જુના વખતનું ધર્મનું ઝનુ[ન] જગતની ઉન્નતિના કંઇક નવાજ રૂપમાં વપરાવા લાગ્યું છે.

૬. હિંદુસ્તાનના ગામડાઓ જો તમે જુઓ તો તમને અજાયબી લાગશે, અને એમ થાય છે કે આ તે શું થઇ ગયું? આવા ગંદિલા ગામડાઓમાં આટલી બધી સફાઇ ક્યાંથી? આવા આળસુ લોકોમાં આટલો બધો ઉત્સાહ ક્યાંથી આવી ગયો? અને જે ઠેકાણે ઘાસના સડેલા ઝુંપડાઓ હતા ત્યાં નવી બંગલીઓ ક્યાંથી બની ગઇ?

૭ રૂશિઓના ઉજડ વેરાન ભાગો આબાદ થતા જાય છે વીજળીવાળા દોડાદોડ કરી રહ્યા છે અને નવી નવી જાતના કારખાના ચાલુ થઇ ગયાં છે અને તેમાંથી નીકળેલો માલ દુનિયાના ઘણા બજારોમાં વેચાયા કરે છે.

૮. તાતારના રણોમાં સોનાની ખાણો નીકળી પડી છે અને જે ઠેકાણે મુશ્કેલીથી મેંઢાઓ જઇ શકતા અને જ્યાં મુસાફરો પાણી વિના તરફડતા હતા તે ઠેકાણે સુંદર નહેરો વહે છે અને ભવ્ય શહેરો આકાશની સાથે વાતો કરતાં હોય તેવી ઉંચી હવેલીવાળા ઉભેલાં છે અને એ જોઇને એમ લાગી જાય છે કે આ તે શું, જાદુનો ખેલ છે કે સાચી વાત છે?

૯. અફ્ઘાનના પહાડોની દિશા બદલાઇ ગઇ છે, તેઓના પોશાકો બદલાયા છે અને ત્યાંના પહાડો મેવાથી ભરપુર થઇ ગયા છે. અફ્ઘાની લોકોની બુદ્ધિથી દુનિયા ઉપર સારી અસર થઇ છે. અફ્ઘાન લોકો પોતાના જુના ઝનુન અને વંશપરંપરાની હમેશની લુંટમાંથી છુટીને શાંત પ્રકૃતિના અને બહુ કેળવાયેલા બની જાય તે શું નવાઇની વાત નથી? આ બધી બાબતો લડાઇ પછી થોડા વરસની અંદર બનવાની છે.

૧૦. આયર્લેન્ડ સ્વરાજ્ય ભોગવે છે અને ત્યાંની પ્રજા બ્રીટીશ શહેનશાત માટે ઉંચું માન ધરાવે છે.

૧૧. ઇંગ્લાંડનો વેપાર ધંધો અતિશય વધી ગયો છે. ૧૯૧૫ માં ઇંગ્લાંડમાં જેટલો વેપાર હતો તે કરતાં ૧૯૪૫ માં ચાર ગણો ઇંગ્લાંડનો વેપાર વધશે, અને તે પ્રમાણમાં આબાદી પણ વધશે.

૧૨. દુનિયાના ઘણા ભાગમાં નવી નવી ગોદીઓ બંધાય છે, નવાં નવાં બંદરો ખુલતાં જાય છે અને નવી નવી જાતની આગબોટો બનાવવા માટે દોડાદોડ થઇ રહી છે. જ્યાં જુઓ ત્યાં આગબોટ, આગબોટ, આગબોટ, એવી બુમ પડી રહી છે.

૧૩. ચિનાઓની સુસ્તી ઉડી ગઇ છે. અફીણ નાબુદ થયુ છે, લશ્કરી કળામાં ચીનાઓ સારો દેખાવ કરી શકે છે અને બીજા મુલકોમાં નવાં સંસ્થાનો વસાવવાની ચીનાઓ તજવીજ કરે છે. ચીનની વસ્તી તેમાં સમાઇ શકે તેમ નથી.

૧૪. જર્મની લડાઇમાં કરજમાં દબાયેલું છે છતાં પણ એ દબાણને લીધે તેને ઘણું વધારે કામ કરવું પડે છે અને તેના એ કામથી ઘણી જાતની નવી નવી શોધોનો લાભ જગતને મળતો જાય છે.

૧૫ વિમાનની કળા બહુ ખીલી ગઇ છે. તેની ઉપર માણસોનો બરાબર કાબુ આવી ગયો છે અને ધંધો રોજગાર વધારવામાં તથા મુસાફરીના સાધનોમાં બલુનો ઉપયોગી થઇ પડેલા છે. જ્યાં જુઓ ત્યાં આકાશમાં બલુનો ઉડતાં દેખાય છે.

૧૬ છેલા ઘણા વર્ષોમાં દુનિયામાં જેટલી નવી શોધો નથી થઇ શકી તેટલી શોધો લડાઇ પછીના બે વર્ષની અંદર થવાની છે અને તેનો બેહદ લાભ જગતને મળવાનો છે.

૧૭ ઇરાનમાં જાગૃતિ આવી ગઇ છે. ત્યાંની પાર્લામેન્ટ સારૂં કામ બજાવે છે. અને ઇરાનનાં બજારો દુનિયાના વેપારને માટે બહુ ઉપયોગી થઇ પડયા છે.

૧૮. સ્ત્રીઓના એઝલ પડદા દૂર થઇ ગયા છે. તેઓ જગતની નવી રોશની હવે જોઇ શકે છે અને કેળવણીનો લાભ ભોગવી શકે છે

૧૯. ફ્રેન્ચોનું વધારે પડતું મોજીલાપણું દૂર થયું છે. તેઓ હવે ડહાપણથી કામ લે છે અને લડાઇની મુશ્કેલીઓમાંથી ઉદ્ધાર થઇને વધારે જોરથી કામ કરે છે. આફ્રીકામાં તેવાં સંસ્થાનો બીજાઓની મદદથી આબાદ થતાં જાય છે.

૨૦. કેળવણીનું જોર દુનિયાના દરેક ભાગમાં બહુ વધી ગયું છે અને કેળવણીના ધોરણોમાં પણ ઘણી ઉથલપાથલ થઇ છે.

૨૧. દુનિયાની બધી પ્રજાઓને લશ્કરી તાલીમ લેવી પડે છે અને વોલેન્ટીયર્સ તરીકેની ફરજ બજાવવી પડે છે

૨૨. ઘણા દેશના કાયદામાં ઘણી જાતના ફેરફાર થઇ ગયા છે. અને હજી જેમ જેમ સંજોગો બદલાતા જશે તેમ તેમ વધારે વધારે ફેરફાર થતા જશે.

૨૩. નીતિના ધોરણોમાં હવે પછીના વરસમાં ઘણી ઉથલપાથલ થવાની છે. જુના કાળમાં જે જાતની નીતિ મનાતી હતી તેવી નીતિ લડાઇ પછીના જમાનામાં માની શકાશે નહિ..નીતિના ધોરણોમાં થયેલી ફેરબદલીના ચિત્રો જોઇને એ મહાત્મા બહુજ અજબ થયા હતા પણ એવાતો હમણાં વિસ્તારથી કહેવાની તેમણે ના પાડી છે.

૨૪. જગતમાં ખેતીની પેદાશ ઘણી વધશે. અને જે ભાગમાં જે ચીજો હાલ સુધી પેદા થતી નહોતી તે ભાગમાં તે ચીજો હવે પછી ઉત્પન્ન થવા લાગશે.

૨૫. જીંદગી ટકાવી રાખવા માટે રહેવાની જગ્યા, કપડાં, ખોરાક વગેરે વસ્તુઓ મોંઘી થશે અને મોજશોખની વસ્તુઓ સોંઘી થશે.

૨૬. દારૂગોળામાં, કાચની જાતોમાં અને ધાતુઓની બનાવટમાં રસાયણ શાસ્ત્રની મદદથી બહુ મોટી ઉથલપાથલ થશે.

૨૭. જાનવરોની સખ્યા ધીમે ધીમે ઘટતી જશે. ઓગણીસમી સદીમાં જેટલાં જાનવરો હતાં તેટલાં વીસમી સદીમાં રહેશે નહિ.

૨૮. યન્ત્ર કળા હજી ઘણી વધશે ઠેકાણે ઠેકાણે નવાં નવાં કારખાનાં સ્થપાશે અને નાનાં નાનાં ગામડાંઓમાં પણ કોઇ કોઇ જાતનાં યન્ત્રો ચાલતાં થયેલાં તમે જોઇ શકશો.

૨૯. ઇજીપ્તની સ્થીતિ સુધરી જશે અને બહુજ આબાદીવાળી થઇ જશે નીલ નદીનાં પાણી મીસર દેશને બહુ મોટો લાભ કરી આપશે અને ત્યાંનું ર દુનિયાનું બહુ ધ્યાન ખેંચશે.

૩૦. આફ્રીકાની જુની જંગલી જાતોના સ્વરૂપ પણ બદલાશે અને તેઓનાં રૂપ વધશે, ગુણો વધશે અને ખીલશે અને તેઓની સ્થીતિ પણ સુધરશે.

૩૧. બર્મા અને સીઆમમાંથી હજી ઘણું ખનીજ મળવાનું છે. થોડા વરસની અંદર એ મુલકોમાં ઘણી રેલ્વે વધશે. ઘણી નહેરો થશે અને દુનીયાના વેપારમાં એ મુલકની વસ્તુઓ ઘણો ઉપયોગી ભાગ ભજવશે.

૩૨. ગોબીનારણમાં મીઠા પાણીના સરોવરો થશે એમ સાંભળીને હમણાં તમે અજબ થશો. પણ યાદ રાખજો કે એ તદ્દન સાચી વાત છે. વિદ્યાહુન્નર અને કળાકૌશલ્યથી જગતમાં મોટી ઉથલપાથલ થવાની છે અને એવી ઉથલપાથલ જલદીથી થઇ શકે અને ઉન્નતિનું ચક્ર જલદીથી ફરી શકે તે માટે એક મહાન લડાઇના દુઃખોની સામે ન જુઓ પણ તેના પરિણામથી અન્તે જે મહાન ફેરફારો થવાના છે તેની સામે જુઓ.

અપૂર્ણ.

# ક્ષયરોગ ન થાય, તે માટે શું કરવું?

લખનાર—મિ. લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કુર.

(૨)



આ વિષે ગયા અંકમાં કેટલુંક લખાઇ ગયું છે. બાકીનું આ અંકમાં લખવામાં આવે છે.–કેટલાક ડાક્ટર લેંકેસ્ટરના મતના આધારે અને કેટલુંક બીજાના આધારે લખવામાં આવશે. કેટલુંક અનુભવથી લખાશે.

(૧) પ્રસુત સ્ત્રીને શીખેલી સુયાણીનો લાભ આપવો. તે વેળા સ્વચ્છતા ખૂબ રાખવી. **અંધારામાં હવા વગરના સ્થળમાં પ્રસુતાને રાખવી.**

(૨) હોટેલોમાં ચાહ અગર બીજા પદાર્થને ખાનાપીવા જનારાઓ ચેપ લઇને આવે, એવો સંભવ છે. એક ક્ષયરોગી ચાહનો પ્યાલો મુખે માંડીને પીવે, એ પ્યાલો પાણીમાં બોળાયા પછી બીજાના હાથમાં ચાહ ભરાઇને આવે. આવી રીતે ચેપ ઊડે, એવો મજબુત સંભવ છે, કારણ કે ચેપ કાઢવા જોઇએ તેવી સાફસુફી હોટેલોમાં થતી નથી.

(૩) ગીચોગીચ લતામાં રહેવું નહિ. ગયા વખતે પૂરતા હવા અજવાળા વગરના ઘરમાં નહિ રહેવા બાબત સૂચના લખી હતી. વધારામાં કરવાનું એટલુંજ કે જ્યાં સાંકડી ગલીઓ હોય, સ્વચ્છ હવા જથાબંધ ન આવી શકતી હોય, અને વસ્તી પુષ્કળ આજુબાજુ હોય, એવા ગીચ લતામાં નહિ રહેવાથી અસ્વચ્છ હવાના ભોગ થઇ પડવાનો સંભવ રહેશે નહિ.

(૪) પોતાના બાળકને સારા મકાનવાળી નિશાળમાં મોકલવો પણ ગલીમાં આવેલી અને પૂરતા હવા અજવાળા વગરની નિશાળમાં મોકલવો નહિં.

(૫) ભેળસેળવાળી વસ્તુઓ ખરીદવી નહિ. ખાસ કરીને દૂધ, ઘી ખરીદવામાં બહુ સંભાળ રાખવી ભેળસેળવાળો લોટ, ભેળસેળવાળો ગોળ, દૂધ, કે ઘી કદી ખરીદવાં નહિ.

(૬) ચાહ જેવાં પરિણામે કબજો કરનારાં અને જ્ઞાનતંતુને નિર્બળ બનાવી ભૂખને ઓછી કરનારાં વ્યસનો કરવાં નહિ. હોય તો મૂકી દેવાં.

(૭) અમે સારે ગમે તે ખાખા કરવું નહિ, પણ નિયમિત રીતે ચાવીને બેવાર જમવું; ખોરાક જે માફક હોય, તે લેવો. એકાદશીનો ઉપવાસ જરૂર કરવો, નાના કોળીએ જમવાથી અંદાજ કરતાં વધારે ખાઇ લેવાતું નથી અને સારી રીતે પચી જાય છે.

(૮) વારંવાર રેચ (જુલાબ) લેવા નહિ; અને દવાના રમકડા પાછળ લાગલાગ કરવું નહિ. પણ રોગનું જે કારણ હોય, તેજ દૂર કરવું, એટલે આપોઆપ રોગ મટી જશે. જેમકે અપચા જેવું લાગે, તો એકાદ ટંક ન ખાવું, એટલે ઓસડ વગરજ આરામ થશે.

(૯) બેઠાડુ માણસોએ બહુ કઠોળ અને ઘી ખાવા કદી લાલચ કરવી નહિ.

(૧) આપણા દેશમાં પ્રસુત સ્ત્રીને સારી સુયાણીની ગેરહાજરીમાં ઘણું ખમવું પડે છે. કોઇ વખત સુયાણીની મૂર્ખાઇથી સુવારોગ જેવા રોગ પ્રસુત સ્ત્રીને મળે છે; માટે બને ત્યાં સુધી

કોઇ શીખેલી અને સારા મનવાળી સુયાણીને એવે પ્રસંગે બોલાવવી પ્રસુતાને શીરાપુરી જેવો ભારે ખોરાક આપવાનો રિવાજ પણ ભયકર છે. એવે પ્રસંગે હલકો ખોરાકજ તેને ઠીક થઈ પડે છે. પ્રસુત સ્ત્રીનો ઓરડો અંધારાથી ભરપુર, અને પૂરતી હવા વગરનો પસંદ કરવામાં આવે છે. આ અજ્ઞાનથી થાય છે, પણ તે અતિ ભયંકર છે. પ્રસુતાને સ્વચ્છ હવાની ઘણી જરૂર છે, અને અજવાળાની ગેરહાજરીમાં તે ફીકી પડી જાય છે, માટે તેને સીધો પવન ન લાગે, પણ આડકતરી રીતે સ્વચ્છ હવા અને અજવાળું મળ્યા કરે, એવી ગોઠવણ જરૂર કરવી આવી ગોઠવણ કરતાં અજ્ઞાન માણસો મારી સામે થયાં હતાં, અને અંધારાવાળો અને હવા વગરનો ઓરડોજ તેને માટે સારો છે, એમ મૂર્ખાઇથી તેમણે મને જણાવ્યું હતું, પણ તેમને સમજાવીને યોગ્ય માર્ગે વાળવાં પડયાં હતાં. અસ્વચ્છ હવાથી ઘણી નબળી પોચી સ્ત્રી ફેફસાંના વ્યાધિવાળી થાય છે, કારણું કે અસ્વચ્છ હવા ફેફસાંમાં જાય, એટલે ફેફસાંને લગતું દરદ થવાનુંજ, એમ એમાંથી ક્ષય પણ થાય.

(૪) પોતાના બાળકને જે નિશાળ સારી હવા અને અજવાળાવાળી હોય, ત્યાંજ મોકલવો. ખીચોખીચ છોકરાં જ્યાં બેસતાં હોય, અને પૂરતી હવા અજવાળાની ગેરહાજરી હોય, ત્યાં બાળકો વખત જતાં ફેફસાંના રોગના ભોગ થઇ પડે છે, અને એમાંથી કોઇ કોઇને મોટી વયે ક્ષયરોગ પણ થાય છે. આમાં બીજાં સંજોગો પણ કારણભૂત હોય છે, પણ મૂળ નિશાળમાં રોપાય છે. એવી નિશાળથી દૂર રહેવું—થોડી અગવડ વેઠીને સારી નિશાળમાં મોકલવો

એ બહુ જરૂરનું છે. હવા અજવાળુ પૂરતું આવતું હોય, અને બાળકને ખીચોખીચ બેસાડવામાં આવતાં ન હોય, તેવે ઠેકાણે ભણવા મોકલવાથી સ્પર્શથી થતા રોગથી પણ બચી શકાય છે.

(૫) ભેળસેળવાળી વસ્તુઓ દૂધ, ઘી, લોટ, ગોળ વગેરેથી બહુ ચેતતા રહેવુ. દૂધ, ઘી અસ્વચ્છ અને ભેળસેળવાળાં હોય, તો કદી વાપરવાં નહિ, દૂધ દોવાયા પછી તેમાં જંતુ ઉત્પન્ન થાય છે, અને દર કલાકે હજારોની સંખ્યામાં વધતાં જતાં હોય છે. ઘણા કલાક પછી તેથીજ દૂધ બગડી જાય છે. એ પ્રમાણે સારા દૂધમાં પણ જંતુ વિકારતો હોય છેજ. મેલેરીઅલ તાવના સમયમાં મેલેરીઅલ જંતુઓ દૂધમાં હોય, એવો સંભવ ઘણો છે. તેમજ ક્ષય રોગી ગાય હોય, અગર કોઇ વરસમાં ક્ષયનો ચેપ દાખલ થાય, એવો સંજોગ બને, તો એ દૂધ ક્ષય ઉત્પન્ન કરે છેજ. માટે સ્વચ્છ અને સારૂં દૂધ, ઘી મળે, તોજ તે વાપરવુ, નહિ તો તે વગરજ ચલાવી લેવુ. દુધ સારાં સ્વચ્છ વાસણમાં દોવેલું જોઇએ.

(૬) ચાહથી ભૂખ ઓછી થાય છે ઉંઘ પણ ઓછી થાય છે, અને વ્યસન થયા પછી ચાહ ગ્રાનતંતુ એવા તો નબળાં પાડી દે છે કે, ચાહ પીધા વગર માણસ મુડદા જેવોજ વખત થતાં થઇ જાય છે, અને વખત થતાં ચાહ પીએ, ત્યારેજ કામકાજ કરવાને લાયક બને છે; નતંતુ નબળાં પડી જવાના કારણને લીધેજ તેમ બને છે.

ચાહથી કાંઇ ક્ષય રોગ થતો નથી, પણ તેમાં ખાંડ આવે છે, રોજ રોજ ખાંડ પીવી, અને ચાહનો ઉકાળો પી શરીર યંત્રને થોડું ઘણું બગાડવુ, એ ક્ષયને આડકતરો ટેકો આપે છે એટલે કે ક્ષય, જેવી હાલત હોય, અને વળી આવાં વ્યસનને લીધે શરીર યંત્ર રોજ રોજ થોડુ ઘોરવાનું હોય, તો ક્ષયને આડકતરો ટેકો મળે છેજ. રોજ ખાંડનો ઉપયોગ વૈદક શાસ્ત્ર નાપસંદ કરે છે.

(૭) ગમે ત્યારે ગમે તે ખાખા કરવાથી પાચનક્રિયા બગડી જાય છે, અને વખત જતાં કબજીઆતનું દરદ લાગુ થાય છે, માટે બે વખત નાના કોળીએ સારી રીતે ચાવીને જમવું. ખોરાક માફક આવતો હોય, તેજ લેવો. ઘી અને કઠોળ ખટાસ માણસોએ થોડાજ પ્રમાણમાં વાપરવાં, કારણ કે તે પચે તેને માટેજ ઠીક છે, અને ઉદ્યોગ વગર તે પચી શકે નહિ, માટે એનાં પરિણામ વખત જતાં અપચો આવે છે, માટે રીતથી બહાર જવું નહિ.

આ પ્રમાણે પાચનક્રિયા સારી રાખવાની ગોઠવણ હોય, અને નાનપણથી ઉટવેદાં કરીને આંતરડાં વગેરે બગાડી દરતનો નિકાલ કરવાને નાલાયક બનાવ્યાં ન હોય, તો ક્ષયથી બચવામાં ઘણી મદદ મળે છે. સારી પાચનક્રિયા અને દરત વગરનાં સ્વચ્છ આંતરડાં એ અનેક રોગથી બચાવે છે. જેના આંતરડામાં મળ ઠરી ન બેસતો હોય, અને બરાબર નિકાલ થયા કરતો હોય, ત્યાં ક્ષયતો શું પણ કોઇ રોગ ભાગ્યેજ થાય, માટે એ બાબત ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ.

એકાદશીને રોજ એક નકોરડો ઉપવાસ કરવો, એટલે કાંઇ ખાધા વગરજ ઉપવાસ કરવો, આવી ટેવતા હોય, તો આંતરડાં અને પાચનક્રિયા કદી બગડશે નહિ, અને રોગ પણ થશે નહિ. એકાદશીને રોજ કાંઇ ખાધું નહિ હોય, તો આંતરડાં, પાચનક્રિયા વગેરેમાં જે કાંઇ અસંતોષકારક થયું હશે, તે દૂર થશે, અને તેની નવા જેવી હાલત થશે.

(૮) વારંવાર જુલાબ લેવાથી આંતરડાં બહુજ નબળાં પડી જાય છે, માટે જરૂર પ્રસંગે બાર મહિનામાં એકાદ બેવાર એરંડીઆ જેવા હલકા અને સુખરૂપ જુલાબનો ઉપયોગ કરવો, પણ તેની પાછળ લાગ્યા રહેવું નહિ. દવાના રગડા પી પી કરવાથી પણ ભારે ખરાબી થાય છે, માટે થોડા દહાડા જરૂર હોય, તો સારા વૈદનું ઔષધ લેવું. આંતરડાં સારાં રહેશે, તો દરેક રોગથી બચી શકાશે.

---

# अमृता (ગળો).

લેખક. વૈદ્ય જયશંકર કાનજીભાઈ ગોંડળ.

---

उत्पत्तिः ।अथ लंकेश्वरोमानी रावणोराक्षसाधिपः । रामपत्निंबलात् सीतां जहारमदनातुरः ॥
ततस्तंबलवान् रामोरिपुंजायापहारिणम् । युतो वानर सैन्येनजघान रणमूर्द्धनि ॥
हतेतस्मिन् सुरारातौ रावणे बलगर्विते । देवराजः सहस्राक्षः परितुष्टस्तुराघवे ॥
तत्रये वानराकेचित् राक्षसैर्निहतारणे । तान्हिंद्रोजीव यामासर्सिचित्वामृत दृष्टिभिः ।
ततो येषु प्रदेशेषु कपिगात्रात्परिच्युताः । पीयूषबिंदवः पेतुस्तेभ्यो जातागुडूचिका ॥
नामानिःगुडुच्यमृतवल्ली च कुण्डली चक्रलक्षणा।मधुपर्णि सोमवल्ली विशल्या तंत्री निर्जरा॥

ગળોની ઉત્પત્તિ માટે એવી દંત કથા છે કે જ્યારે મદનાતુર માની લંકેશ્વર રાક્ષસાધિપ રાવણે રામપત્નિ સીતાને બલાત્કારથી હરણ કર્યું, અને તેને લીધે બલવાન્ રામચંદ્રજીએ આને

હરણ કરનાર શત્રુને વાનર સૈન્ય સહિત રણાંગણમાં તેને હણ્યો. તેના અવસાનથી દેવરાજ સહસ્રાક્ષ ( ઇંદ્ર ) રાઘવ ( રામચંદ્ર ) પ્રતિઘણા પસન્ન થયા. તેથી જે જે વાનરો રાક્ષસોથી રણભૂમિમાં મરાયા હતા. તે બધાને ઇંદ્રે અમૃત વૃષ્ટીથી પુન જીવિત કર્યા, ત્યારથી જે જે પ્રદેશોમાં કપિ ગાત્રથી પડેલાં પીયુષ ( અમૃત ) બિંદુઓ નિચે પડ્યાં તેમાથી ગુડુચિ ( ગળો )ની ઉત્પત્તિ થયેલી મનાયેલી છે, અને તેથીજ આ વનસ્પતિ વર્ગમાં ગુડુચ્યાદિવર્ગમાં પ્રથમ કહી તેનો નામનો વનસ્પતિનો એક વર્ગ આપ્યો છે; તેના નામો સંસ્કૃતમાં ગુડુચી. અમૃતવલ્લી. કુંડલી ચક્રલક્ષણા. મધુપર્ણિ, સોમવલ્લી, વિશલ્યા, તંત્રી,નિર્જરા, તેમજ, વત્સાદની, છિન્નરૂહા,અમૃતા,જીવન્તીકા વાત રક્તારિ, પામરોદ્ધારા, પિતઘ્ની, ઉદ્ધારા, વરા, જ્વરારિ, શ્યામા. સુરકૃતા મધુપર્ણિકા, છિન્નોદ્ભવા અમૃતલતા, રસાયની, છિન્ના, સોમલતિકા, ભિષક્પ્રિયા, કુણ્ડલિની, વયસ્થા નાગકુમારિકા, છદ્મિકા ચન્દ્રહાસા, અમૃતસંભવા, સોમા, ધીરા, નાગકન્યા, દેવનિર્મિતા, ચક્રાંગી, વિગેરે ઉપનામો છે. હીંદીમાં ગિલોય, મહારાષ્ટ્રમાં ગુળવેલ ગુજરાતમાં ગળો, અને લેટીનમાં, Cocculuscordi folious. અને ફારસી, તથા અરબીમાં ગિલોઇ વિગેરે નામથી પ્રસિદ્ધ છે.

## गुण.

ज्ञेयागुडुची गुरुरुष्ण वीर्यातिक्ता कषाया ज्वरनाशिनी च ॥ दाहार्तितृष्णा वमिरक्त वातप्रमेह पाण्डुभ्रम हारिणी च॥(रा.नि.)गुडूचिग्राहिणी वल्यात्रिदोषघ्नीरसायनी। दीपनीज्वरतृस छर्दि कामलावात पित्तनुत् ॥

## अन्यच.

गुडूचितुवरातिक्ता वीर्येचोष्णा च उपणा । ग्राहीरसायनी वल्या मधुराचाग्नि दीपनी ॥ लघ्वी हृद्यायुः प्रदाच ज्वरदाह तृष्णाहरी । रक्तदोषं वमिवातं भ्रमंपाण्डुं प्रमेहकम् ॥ त्रिदोषं कामलांचामं कासं कुष्टं तथा क्रमीन् ॥ रक्तार्शवातरक्तंच कण्डुमेदं विसर्पकम् ॥ पितं कफं नाशयति घृतेन सहवातहा । गुडेनवद्ध विट्कत्वं । सीतया पित्तनाशका ॥ मधुनाकफहामोक्ता वातवातारितैलको शुंठ्यामवात रामनीमुनिभिः परिकीर्तिता॥

## अपिच. ॥

गुडूची मधुरातिक्ता कृच्छ्हृद्रोग वातनुत् ॥ अस्याःशाक पत्रगुणाः ॥

गुडूचीपर्णशाकातुतुवरोष्णा लघुस्मृता । कटुस्तिक्तां पाककाले मधुरा च रसायनी॥ ...ीति करीवल्या ग्राहिणी च त्रिदोषहा । वातरक्तं तृषांदाहं मेहंकुष्टं च कामलाम् ॥ पांडुरोगं नाशयतीत्ये वमाचार्य भाषितम् ॥ (नि. र.)

## सत्वगुणाः ॥

गुडुचिसत्वं मुस्वादुपथ्यं लघुच दीपनम् । चक्षुष्यं धातुकृन्मेध्यं वयःस्थापन कारकम् ।वरक्तं त्रिदोषं च पाण्डुं तिव्रज्वरं तथा वमिजीर्णज्वरंपित्तं कामलांच प्रमेहकम् ॥ अरि-

चिश्वास कासौ च हिक्कां चारंक्षियं तथा । सदाहंमूत्र कृच्छं च प्रदरं सोमरोगकम् ॥ नाश येदिति संमोक्तं पित्तंमेहंसरार्करम् ॥

ગળો—ગુરુ, ઉષ્ણવીર્ય, કડવી, તુરી, જ્વરથી દાહ, તૃષા, ઉલટી, વાતરક્ત, પ્રમેહ, પાંડુ, ભ્રમ, વિગેરેનો નાશ કરનારી છે; વળી તે ગ્રાહક, બલ્ય, દોષત્રયના વ્યાધિને હણનારી તેમજ રસાયન ગુણવાળી છે. દીપનકર્તા છે. જ્વર, તરશ, વમન, કમળો તેમજ વાતાપિત્તને શમન કરે છે. (નિ. ર.) માં વળી તેમના વિશેષ ગુણો નીચે પ્રમાણે દર્શાવ્યા છે.

ગળો—તુરી; કડવી, ઉષ્ણવીર્ય, ઉષ્ણ, ગ્રાહી, રસાયન (વાજીકર) બલ્ય, મધુર, અગ્નીને પ્રદીપ્ત કરનારી, લઘુ (પચવામાં) હૃદયને હિત કર્તા, આયુષ્યને વધારનારી, તાપ, દાહ, ને હરનારી, તેમજ રક્ત દોષ, આમ દોષ. ઉલટી. વાયુ. ભ્રમ, પાંડુ, પ્રમેહ,ત્રિદોષ કમળો, ઉધરસ, કુષ્ટરોગ, કૃમી, રક્તાર્શ (હરસમાં લોહી પડવુ) વાતરક્ત (પત્ત) કંડુ (ખરજના રોગ) મેદોરોગ રતવા વિ. ને દૂર કરે છે. પિત્તના તથા કફના રોગોને હરે છે. ઘી સાથે લેવાથી વાયુનો રોગ દૂર થાય છે. ગોળ સાથે દેવાથી બંધકોષ મટે છે. સાકર સાથે લેવાથી પિત્ત શાન્ત થાય છે. મધ સાથે લેવાથી કફરોગ મટે છે, વળી એરંડીઆ તેલ સાથે લેવાથી વાયુના વ્યાધિઓ દૂર થાય છે. અને સુંઠ સાથે લેવાથી આમવાત શાન્ત થાય છે; આ પ્રમાણેનો ઋષીમુનીઓનો અનુભવ લેખદ્વારા પ્રસિદ્ધ છે. તેમજ ગળો જરા, મધુરા, તથા કડવી છે. મૂત્રકૃચ્છ,હૃદયના રોગ, તથા વાયુના રોગનો નાશ કરનારી છે.

ગળોના પાનનું શાક તુરૂ ઉષ્ણ અને હલકું કહેલું છે. અને તે પાકકાળે વધારે કડવું છે. પણ મધુર રસાયન ગુણવાળુ છે. અગ્ની પ્રદીપ્ત કર્તા છે. બલપ્રદ છે. ગ્રાહક તેમજ ત્રીદોષનું શમન કરે છે. વાતરક્ત, તૃષા, દાહ, પ્રમેહ કુષ્ટ, કમળો, પાંડુ વિગેરેનો નાશ કર્તા છે એમ વૈદ્યાચાર્યોનું કહેલું છે.

अमृतासत्व—ગળોનું પાણી જમાવી તૈયાર કરેલું સત્વ પીળું, તેમજ બહુ શુદ્ધ ન હોય તો કાળાશ પડતું બને છે, તે સ્વાદે સારૂં, પથ્ય, લઘુ, દીપનકર્તા, નેત્રને હિતકર, ધાતુને ઉત્પન્ન કરનારૂં મેધ્ય (બુદ્ધિવર્ધક) વયઃ (આયુષ્ય) ને ટકાવનાર વાતરક્ત (પત્ત) ત્રિદોષ; પાંડુ, તેમજ નિત્ય જ્વર, ઉલટી, જીર્ણજ્વર, પિત્તરોગ, કમળો, બધા પ્રકારના પ્રમેહ રોગ, અરૂચી, શ્વાસ, ઉધરસ, હેડકી સુકા તથા દુઝતા હરશ, ક્ષયરોગ, બળતરાવાળો મૂત્રકચ્છ છે,સ્ત્રીઓમાં પ્રદરરોગ, તેમજ સોમરોગ તેમજ પિત્ત પ્રમેહ અને મધુપ્રમેહનો સત્વર નાશ કરે છે.

ગળોની જાણ તથા ઉપયોગ.

ગળોના વેલા ઘણાખરા પ્રાંતોમાં થાય છે. અને એ વેલા વૃક્ષો તેમજ વાડોના આશ્રયે થાય છે. (આપણામાં કહેવત છે કે-વાડ વિના વેલા ચઢે નહિં) કેટલેક સ્થળે ખડકોના આશ્રયે તેવું વધે છે, ગળોની અંતરછાલ લીલા રંગની હોય છે. તેને ઝીણા ફુલોના ગુચ્છા આવે છે. બહુ કાળે પકવ ગળોના વેલા સ્થૂળ હોય છે. તેમાંથી સત્વ પુષ્કળ થાય છે; વિષ ગુણવાળા વૃક્ષોપર ચઢેલી ગળો વાપરવી શાસ્ત્ર નિષેધ છે. તેથી ઔષધમાં ખાવાના ઉપયોગમાં તે લેવી નહિં, ગળોની ઉપલી છાલ પીળાશ પડતી હોય છે.

૧ વિષમજ્વર તથા બધા રોગમાં ગળોનું ચૂર્ણ (ઝીણું) સો ભાગ,ગોળ અને મધ સોળ ભાગ અને ઘી બીશ ભાગ લઇ એકત્ર કરવું હમેશ અગ્ની બળ જોઇ સવાર સાંજ આપવું. પરિમિત અને હિતકર અન્ન લેવું, તેથી કોઇ પણ વ્યાધિ થવા પામતો નથી, એટલું જ નહિં

પણ વાળનું ધોળાપણું, વૃદ્ધત્વ, તાવ, વિષમજ્વર, પ્રમેહ, વાતરક્ત, નેત્ર રોગ થતા નથી. આ રસાયન જરાવસ્થા દૂર કરનાર, બુદ્ધિપ્રદ, અને બલપ્રદ છે.

૨ સર્પદંશ—ખાકપર થનારી ગળોનો કંદ સારી દુધમાં બારી રાખી મેલવો તે ઠંડા પાણી સાથે અરીઠાનાંમીંજ સાથે પીવા આપવો.

૩ સર્વ પ્રકારના પ્રમેહ ઉપર—ગળોના અંગરસ અથવા કવાથ સાથે તેમાં પાષાણ ભેદનું ચૂર્ણ મધ સાથે આપવુ. ૪ કમળામાં, ગળોના પાનનો રસ છાશમાં પાવો. ૫ તિમિરાદિનેત્રવ્યાધિ. ગળોનો અંગરસ અથવા કવાથ તો ૨ મધ તો ૦ા તથા સીંધવ તો૦ાનાખી પાવો. ૬ આમવાત–ગળો તથા સુંઠનો કવાથ પાવો, સાથે એરંડીયું તેલ પ્રકૃતિ અનુકુળ ઉમેરવું. ૭ પિત્તરોગ—ગળોનો કવાથ સાકર સાથે આપવો. ૮ કફરોગમાં મધ સાથે કાઢો પાવો. ૯ અમૃતાદિ કવાથ ૩ ગળો, અરડુસી, એરંડાના મૂળ સમભાગ લેવા, કવાથ કરી તે કવાથ એરંડીઆ તેલ તો ૨ સાથે પાવો વાતરક્ત નાશ પામે છે. ૩ા ગળો અને ત્રીફળાનો કવાથ મધ સાથે પીવાથી નેત્ર વ્યાધિ દૂર થાય છે ૪ ગળો સુંઠ આવળકંટી આસોધ તેમજ ગોખરૂનો સમ ભાગ કાઢો પીવાથી મૂત્રકૃચ્છ શાન્ત થાય છે. ૬. ગળો, અરડુસી, કડવા પરોળ, નાગરમોથ, સાતિવણ, છાલ, ખેર, લીંબડાના પાન, હલદર, દારૂ હલદરનો સમભાગ કાઢો, પાવાથી વિષરોગ, વિસર્પ, કુષ્ટ, વિસ્ફોટક, કંડ, મસુરિકા, જ્વરશીત પિત્તવિ, દૂર થાય છે. ૩, ગળો, સુંઠ, હલદર, ધમાસોનો કરો, પિપર મેળવી પાવો તેથી ઉપરના રોગો નાબુદ થાય છે ૪, ગળો અને દસ મૂળના કવાથથી વિષમજ્વર તથા તેર પ્રકારના સન્નીપાત દૂર થાય છે, ૫, ગળો સુંઠ ભારંગ મૂળ ભોરંગણીનો કાઢો મધમાં પાવો. બધી જાતની કાસ વ્યાધિ, શ્વાસ, વિ.માં સારો લાભ આપે છે. ૬, ગળો સુંઠ, કાંટા સેરીઓ, બળદાણા, પંચમૂળ, નાગરમોથના કવાથમાં મધ સાથે આપવાથી સૂતિકા રોગ શાન્ત પામે છે. ૭, મૂત્રકૃચ્છ તથા મધુર જ્વરમાં ગળોનો કવાથ એકલા મધમાં પાવો. ૮, ગળોનો કવાથ દૂધમાં પાવાથી સ્તનમાં દુધ આવે છે. અને વધે છે ૯ કૃમિ ઉપર ગળો, ગુગળ, એરંડાના પાનપર લેપ કરી પેટપર લગાડવુ ૫ે જીર્ણજ્વરમાં ગળોનું ચૂર્ણ મધ પીપરમાં ચટાડવુ તથા હિમ કરી પાવુ. ૧ં પ્રદરમાં ગળોનો કવાથ મધમા આપવો. ૧ૌ સર્પવિષમા લીંબડાની ગળો તો ૧૦ લાવી. ૧૦ તોલા પાણીમાં વાટી બધી પાવી. ઉલટી થઇ ઝેર ઉતરશે ૧ં સર્વ જ્વર ઉપર અમૃતાદિ કવાથ–ગળો ધાણા લીંબડાની અંતરછાલ, પદ્મકાષ્ટ, રતાંજળી, તેનો સમભાગ કવાથ પાવો; તાવમાં દાહ મટે છે તૃષા શાન્ત થશે ઉલટી મટશે અને અગ્ની પ્રદીપ્ત થશે. ૩, ઉલટી ઉપર ગળોનો કવાથ મધમાં આપવો ૪ શીત પિત્ત (શીળસ)પર ગળોને મરી વાટી પાવા, ૫, સર્વ પ્રકારના વાત વ્યાધિપર–ગુડુચ્યાદિ કવાથ–ગળો એરંડમૂળ, સુંઠ, દેવદાર, રાસ્ના, દરડે, તેનો કવાથ પ્રાતઃકાલે જરૂર પડતા એરંડીઆ તથા મહાયોગરાજ ગુગળ સાથે પાવો ૬ હૃદય શુળ વાયુનું શુળ હોય તો ગળો અને પિપરનું સમભાગ ચૂર્ણ ઉષ્ણોદકથી પાવું. ૭. ગળોનું સત્વ તે બનાવવાની કૃતિ તથા તેનો વ્યાધિ પરત્વે અનુપાન સાથે ઉપયોગનો લેખ હવે પછીના અંકમાં પ્રકટ થશે. વિસ્તારના ભયથી અપૂર્ણ રાખ્યો છે તોપણ થોડું વિવેચન ઉપર આપવામાં આવ્યુ છે.—

(અપૂર્ણ)

# दगडी पाषाणभेद (उर्फे) धापाणभष्म.

तेनी

## जूदी जूदी बनावटो.

લેખક વૈદ્ય દુર્લભદાસ હરજીવન.

---



આ એક પથ્થરની જાત છે તે અભ્રખની માફક જાડા પડવાળા ચક ચકીત કટકા આવે છે એ જીભને લગાડવાથી ચિકટાય છે; એને "પષાણભેદ" એમ પણ કહે છે તે ધોળો અને રાતો એવી બે જાતિ છે. તે બજારમાં બે આના શેર જોઈએ તેટલો વેચાય છે, તે લાવી લાકડાના કોલસા સળગાવી તે કટકાઓ વચમાં એક કલાક સુધી રહેવા દેવાથી સહેત પતરે પતરાં જૂદે જૂદાં પડી જશે, તે જાળવીને લઈ લેવો. ખરલથી ઝીણું બારીક કરી લુગડાથી ચાળી રાખવું.

પાષાણ ભેદઃ—હિમ; સ્વાદુ, ઉષ્ણ, પૌષ્ટીક, અને પ્રમેહ, પ્રદર, મૂત્રરોધ અશ્મરી, શૂલ, પિત્ત, ક્ષય. કંજર દુખવી, અસ્થિભંગ, ઉધરસ વ્રણ, ધાતુપુષ્ટિ, બદ, વિગેરે કામમાં વપરાય છે.

### ભિન્ન ભિન્ન બનાવટો.

૧ ધાપાણ ભષ્મ રતલ ૧ ખુબ ઝીણી કરી તેમાં ગુલાબ રોઝ તોલો ૦ાા ગુલાબી રંગ જોઈતા પ્રમાણમાં આછો મેળવી ડબ્બીઓ ભરવી.

ગુણ—મોઢા ઉપરના ખીલ, ફરેળાઓ. મટે છે. આ પાઉડર મોઢા ઉપર શોખીન સ્ત્રી અને પુરૂષો ખુબસુરતી લાવવા માટે ઉપયોગ કરે છે.

૨ ધાપાણ ભષ્મ રતલ ૦ાા, પ્રવાલ ભષ્મ તોલા ૨. આમરસીઆની ભષ્મ તોલા ૨. જવખાર તોલા ૨,સર્વે એકત્ર કરી તેમાં જોઈતા પ્રમાણમાં મદ્ય મેળવી સીરપ બનાવવો ગુણ—કફ. રસ, ખાંસી ઉપર રોજ તોલો ૦ાા સવારે અને સાંજે ચાટવુ. ઉપર ગરમ દુધ શેર ૦ાા પીવું.

૩ ધાપાણ ભષ્મ રતલ ૦ાા, સાણુ ચોખાનો ઝીણો કરેલો લોટ તોલા ૭, સાકરનો ભુકો તોલા ૫ એ સર્વે એકત્ર કરી ડબા અથવા બાટલીઓ ભરવી. ગુણ—દુબળા અને (ગળી ગયેલા) હાડપીંજર જેવા બાળકોને રોજ સવારમાં દુધ તોલા ૨૦ માં તોલો ૧ મેળવી ગરમ કરી પાઈ દેવું તેથી (મેલીન્સફુડ) ખોરાક જેવોજ ગુણ કરે છે.

૪ ધાપાણ ભષ્મ રતલ ૦। કલાઈનગ,ભષ્મ તોલો ૧,પારાની ભષ્મ તોલો ૧ સર્વે ભેગુ કરી સૌભાગ્ય સુંદરીના રસની ત્રણ ભાવના આપી તેની ગોળીઓ વાલ. ૧ ની કરવી.

ગુણ—પ્રમેહ, પ્રદર, ધાતુપુષ્ટી મગજની નબળાઈ માટે રોજ ગોળી ૨.

૫ ધાપાણ ભષ્મ રતલ ૦।, ખાપરીઓ તોલો ૧,ભીમસેની કપુર વાલ ૨,અફીણ તોલો ૦।, મોતી તોલો ૦।, અજમેલાંફુલ વાલ ૪ સર્વે એકત્ર કરી ગુલાબજળની ભાવના ત્રણ આપવી.

ગુણઃ—આંખની રતાશ, ફુલાં, પડળ, છારી, ખીલ, વિગેરે મટાડે છે.

૬ ધપાણ ભષ્મ રતલ ૦। તેમાં જોઈતા પ્રમાણમાં માખણ મેળવી ડબ્બીઓ ભરવી.

ગુણ—દાઝેલાને ચોપડવાથી ટાઢક થાય છે, પાકવાળા ગુમડા ઉપર ચોપડવાથી આરામ થાય છે, ચાંદા, પરુ વાળા ઘારા ઉપર કોરો ભુકો દાબવાથી ભીંગડા વળી આરામ કરે છે.

૭ ધાપાણ ભષ્મ રતલ ૧, મીઠું વડાગર રતલ ૧, બન્ને એકત્ર કરી. કાળીપાટ,ખડકાસીઓ

પીનપાપડો, કરીઆતું, ત્રીકટું, ત્રીફળા આ સર્વેની બબે ભાવના આપી ભઠ્ઠી-કરવી. છેવટે ૧ પુટ મનસીલનો આપવો.

ગુણ;—દરેક જાતના તાવ મટાડે છે. તથા ઝાડો સાફ લાવે છે. પેટના દુ:ખાવા વાળાને ફાયદો કરે છે તોલો ૦। ફાકવું.

૮ ધાપાણુ ભષ્મ રતલ ૧, લવીંગ શેકેલાં તોલા ૨, ફટકડી ફુલાવેલી તોલા ૫,મોરથુથુ તોલો ૧, કપુર તોલો ૧, સર્વે એકત્ર ઝીણું કરી ડબ્બીએ ભરવી.

ગુણ—અવાળુ આવવા, દાઢ દુખવી. પેઢાના સોજા ઉપર ઘસવું.

૯ ધાપાણુ ભષ્મ તોલા ૧૦, અભ્રખ તોલો ૧, લોહ તોલો ૧, જાયફલ નગ ૪,અકલકરો તોલો ૧,કેશર તોલો ૦॥, એ સર્વે એકત્ર કરી તેનું ગુંદીના પાંદડાંના રસની ત્રણ ભાવના આપવી. પછી વાલ ૧ ની ગોળી કરવી.

૧૦ ધાપાણુ ભષ્મની અંદર કોઇપણ જાતની લીલી લીલી ગોળીઓ રાખી નાંખવાથી ગોળીઓની ઓળખાણુ પડતી નથી.

૧૧ ધાપાણુ ભષ્મ તોલા ૨ ચીત્રાછાલ તોલો ૧, જવખાર તોલો ૧, પારો તોલો ૧,મીણુ તોલા ૪, તે સર્વે એકત્ર કરી ઇંડાંની સફેતીના રસ ખુબ ઘુંટવુ નહીં ફુટતા હોય તેવા-ગુમડા ઉપર પટી મારવાથી તુરત ફેડી નાખે છે

---

# पाचनक्रीया, Digesetive Process.

લેખક દેસાઈ મોતીલાલ મથુરભાઇ મહુધાવાળા.

( ગતાંક પાને ૧૫૩ થી ચાલુ ).

### ૩ આંતરડાંથી થતી પાચનક્રીયા.

આ વિષે જાણુતા પૂર્વે આંતરડાંની રચના અને તેને લગતી હકીકત જાણુવી જરૂરનું છે. આંતરડાં મોઢાથી તે ઠેઠ મળદ્વાર સુધીના અન્નનળની લંબાઇ આશરે ૩૫ ફીટ છે. પરંતુ મુખથી તે જઠર સુધીની લંબાઇ પાંચ ફીટ બાદ કરતાં ખરેખરી લંબાઇ ૨૦ ફીટ છે એટલો લાંબો નળ ( આંતરડુ ) વીંટા ( ગુચળુ ) પડેલો હોવાથી તે પેટમાં સમાઇ શકયો છે. આંતરડાં એ ફક્ત પોકળ નળ છે તેના બે વિભાગ છે. એક મોટાં આતરડાં અને બીજા નાનાં આંતરડાં, નાનાં આંતરડાંની લંબાઇ મોટા આંતરડાં કરતાં ઘણી છે તે દેખાવમાં નાનાં છે તેની છેલ્લી ગુચ મળ દ્વાર ઉપર આવેલી છે. નાનાં આંતરડાના ત્રણુ વિભાગ પાડેલા છે તેમાં અંદરનું આચ્છાદાન રસપડ ( Mucous membrane )નું છે અને બહાર ( Serous membrane ) નું છે. અને વચમાં માંસના લોચાનો થર આવેલો છે એનું રસપડ ઠેક ઠેકાણે કરચલી વળી બે પડ થઇને પડદાની માફક ઉભુ રહેલુ છે. આ રસ પડની અંદર અતિશય સૂક્ષ્મ ગાંઠો આવેલી છે જેને લીધે જુદી જુદી જાતના રસ નિર્માણુ થાય છે.

મોટાં આંતરડાને પણુ ત્રણુ પડ હોય છે. બહારનુ સીરસ, વચલું માંસમય અને અંદરનું રસપડ. રસપડમાં [illegible] તની ગાંઠો મળી આવે છે, માટે આંતરડાં ૪ થી ૬ ફીટ લાંબાં હોય છે તેના ત્રણુ વિભાગ [illegible] અને રેકટમ તેઓ ખોરાકની પાચન ક્રીયાને નિયમિત

આંતરડાંની અંદર વિવિધ પ્રકારની ગાંઠોથી થતા અનેક પ્રકારના રસ એવા તો ભેળસેળ થયા હોય છે કે તે દરેકની શી-અસર થાય છે તે ચોક્કસ કહી શકાતું નથી, પણ જે જે ફેર-ફારો( મિશ્રણ થવાથી)થાય છે. તે આગળ જણાવવામાં આવશે. જઠરમાં પાચન થતાં બાકી રહેલો ભાગ આંતરડામાં જઇને પચે છે, તે માટે આગળ પણ કહ્યું છે હવે તે વિષે થોડું વિસ્તારથી કહેવામાં આવે છે.—

આંતરડામાં પાચન કરનારાં જુદાં જુદાં સાધનો છે. આંતરડામાં ઉત્પન્ન થતા તરેહવાર રસ શિવાય બીજા ગાંઠોમાંથી પેદા થએલા રસ એમાં વહે છે, અને ખોરાક ઉપર અસર કરે છે એ ગાંઠો કલેજુ અને પાંદીયાક નામની (બે) છે, કલેજુ ( Liver ) શરિર મહિલી મોટામાં મોટી ગાંઠ પેટની અંદર પડદાની નીચે, જમણી બાજુના પાંસળાની હેઠે રહેલી છે, એનું વજન સુમારે બેથી-ત્રણ રતલનું છે. એની લબાઇ એક ફુટ અને પરોળાઇ ૭ ઇંચની છે. કલેજુ બાજરીના દાણા જેવા પદાર્થનું બનેલું છે. પ્રત્યેક દાણો સુક્ષ્મ પરમાણુંનો બનેલો છે. અને પ્રત્યેક પરમાણુમાં બારીક ભૂકી જેવો પદાર્થ તથા ચરબીનો અંશ જણાય છે, એ દરેક પરમાણુની શક્તિથી પીત્ત ( Bile ) પેદા થાય છે. કલેજામાં પેદા થએલું પીત્ત નળી વાટે એકઠું થઇ પીત્તાશયમાં જાય છે. અને ત્યાંથી, જ્યારે પાચન ક્રીયા ચાલતી હોય ત્યારે જઠરમાં અને આંતરડામાં વહે છે અને ખોરાકને પચાવવામાં મોડી કરે છે. પીત્ત પેદા કરવા શિવાય કલેજું બીજાં પણ કેટલાએક કાર્ય કરે છે. પીત્ત ( Bile ) એ થોડું ચીકણું અને પીળા રંગનું છે એનો સ્વાદ કડવો છે. તાજુ હોય છે ત્યાં સુધી વાસ વિનાનું રહે છે અને તે વધારે વખત રહેવાથી કાળા રંગનું તથા વાસ યુક્ત થઇ જાય છે. પીત્તના પૃથકરણનું પરિણામ નીચે પ્રમાણે જણાયુ છે.

૧૦૦૦ ભાગ પીત્તમાં.

૮૮૦ ભાગ પાણી.
૯૦ બાઇલીન જેમાં ગ્લાયકો કોલેટ ઑફ સોડા. તથા ટારો કોલેટ ઑફ સોડા.
૧૪ કલરીંગ મેટર.
૧૫ ખાર મીઠું.
૨ પરચુરણ.

૧૦૦૦

બાઇલીમ એ પીત્તનું તત્વ છે અને તે ઉપર લખેલા-પદાર્થો ( Glyco cholate of Soda and Taro cholate of Soda )નું બનેલું છે. જ્યારે કેટલાએક રોગોમાં કલેજું બરાબર કામ કરી શકતું નથી ત્યારે આ ( બાઇલીન ) પદાર્થ લોહીમાં રહી જાય છે અને તેની સાથે મીશ્ર થઇ શરીરમાં ફરે છે અને તેથી કરીને શરીરના કોઇક પ્રસંગે સઘળા સઘળા ભાગોને પીળાર ગ આપે છે જે રોગ કમળાના નામથી પ્રસિદ્ધ છે.

ખોરાક લીધા પછી ધીરજ કરતાં કલેજામાં પીત્ત બનવાનું કામ ઝડપથી ચાલે છે અને ભૂખ વખતે તે ક્રીયા મંદ પડી જાય છે.

દરરોજ સાધારણ શક્તિના માણસમાં પીત્ત કેટલુ નીપજે છે તેને વાસ્તે કોઇ ચોક્કસ ધોરણ જણાયું નથી. ખોરાક વધારે લેવામાં આવે તો પીત્ત જાસ્તી નીપજે. અને થોડો લેવામાં આવે તો કમી પેદા થાય. પરંતુ સાધારણ રીતે સરાસરી બેથી અઢીશેર પીત દરરોજ નીપજે છે.

પીત્તના ઉપયોગીપણા અને નિરોપયોગીપણા માટે જાણવા જેવું ઘણું છે પણ વિસ્તારના ભયથી માત્ર મુખ્ય મુખ્ય જાણવા જેવી હકીકત અત્રે દર્શાવી છે કલેજાનુ કામ પીત્તને ઉત્પન્ન કરવાનુ છે તે ઉપરાંત બીજાં કાર્યો પણ તે (કલેજું) કરે છે "આલબ્યુમીન" ની જાતિનાં જે પદાર્થો હોજરી અને આંતરડામાંથી રક્ત સાથે મીશ્ર થાય છે તે પહેલાં કલેજા (Liver) માં ફરવા જાય છે અને કલેજામાં જવાથી તે પદાર્થો લોહીનુ રૂપ ધારણ કરવા યોગ્ય બને છે આ શિવાય બીજે ઠેકાણે લોહીમા આલબ્યુમીન મીશ્ર કરવામાં આવે તો તે તરતજ પીશાબને રસ્તે બહાર પડે છે. પણ જો તે કલેજામાં એક વખત ફરી આવે તો તેનું લોહી બને છે. તેમ જ સાકર અને સ્ટાર્ચાદી પદાર્થોથી શરીરમાં ગરમી પેદા થાય છે અને તે ફેફસા વાટે બહાર પડે છે. આ ક્રીયામાં પણ કલેજું મુખ્ય ભાગ ભજવે છે જો આ પદાર્થ કલેજામાં જાય નહી તો તેમનો ઘણો ભાગ પેસાબ વાટે બહાર વહી જાય છે. પણ જો તે કલેજામાં ફરી આવે તો તે પદાર્થના ગુણ-ધર્મ યથાર્થ રીતે સિદ્ધ થાય છે.

કલેજામાં એક તો પીત્ત પેદા થાય છે.અને બીજી સાકર પેદા થાય છે. પીત. આંતરડામાં જઇ ખોરાક ઉપર અસર કરી કાંઇક ભાગ મળ દ્વારાયે બહાર પડે છે અને કાંઇક ભાગ ફેફસાં વાટે જાય છે અને ગરમી પેદા કરવામાં ઉપયોગી થઇ પડે છે—

બીજું જે સાકર પેદા થાય છે તે શરીરમાં ગરમી પેદા કરવાનું કામ કરે છે આ સાકર લોહીમાંથી પેદા થાય છે અને તેની જરૂર તથા ઉપયોગ શરીરમાં ઘણો છે.

નાના આંતરડામાં થતી ક્રીયા અને ફેરફાર.

હોજરીની અંદર ખોરાકની કાઇમ થાય છે જે વિષે આગળ પ્રસારો કરવામાં આવ્યો છે. આ કાઇમ આંતરડામાં આવી એટલે તુર્તજ તેના ઉપર જુદી જુદી જાતના રસ અસર કરે છે.- 'સુખરકાન '-કલેજાનુ પીત-અને પાંક્રીયાનો રસ-આ પદાર્થો ખાસ. કરીને-ચરબી મીશ્ર પદાર્થો જે ખોરાકમાં આવેલા હોય તેની પાચન ક્રીયા, આંતરડામાંજ થાય છે આંતરડામાં ચરબી ગળી જઇ તેનું રૂપાંતર થવા માડે છે અને તે ક્રીયા કરવામાં પીત અને પેંક્રીયાઝનો રસ મદદ કરે છે.

અપૂર્ણ.

## वैदक नुसखा संग्रह.

**જુ**—જાય-નાગરવેલના પાનના રસમાં પારાને ઘુટી મળી જાય એટલે કપડાં ઉપર ચોપડવુ એ કપડુ માથે બાંધવાથી બધી જુવો પડી જાય છે.

**કાનનું પરૂં**—કાનમાંથી પરૂ નીકળતુ હોય તો ચમેલીનાં કુણાં પાન વાટીને રસ કાઢી કાનમાં પુરવો. અથવા ગૌમુત્ર પુરવું તેથી એકદમ પરૂ નીકળતુ બંધ થઇ જાય છે.

**આંખ આવવી**—અંધેડાનુ મૂળ તાંબાના વાસણમાં ઘસી તેમાં જરા સીંધાલુણ અને બે ટીપાં મદ નાખી એકત્ર કરી આંખમાં આંજવાથી આંખ સારી થાય છે.

**ભગંદર**—ત્રીફળાના ઉકાળામાં પાવલી ભાર શોધેલો ગુગળ નાખી ઉકાળવુ. પીગળી જાય એટલે ઠારી પી જવુ આમ રોજ કરવાથી ભગંદર મટે છે.

**વધરાવળ**—ઇંદ્રવાણાના મૂળને બારીક કપડે ચાળવાં. પાવલી ભાર ચુર્ણમાં અર્ધો તોલો એરંડીયું તેલ મેળવી ગાયના ગરમ દુધમાં નાંખી રોજ પીવાથી વધરાવળ મટે છે.

**પથરીને મુત્રકૃચ્છ**—શિયાળામાં ચમેલીનુ મૂળ લાવી ૨ તોલા. સમ કચરી ૩૦ તોલા, બકરીના દુધમાં નાખી તેમાં બે તોલા સાકર નાખી ઉકાળી પીવાથી ૩ દિવસમાં મૂત્રની અટકાયત અને પથરી મટે છે

એકે એક સ્ત્રીને રોગના પંજામાંથી બચાવી શક્તિ આપી પુષ્ટ કરનાર.

# સુંદરી સાથી. (રજીસ્ટર્ડ)

**મંગાવો**—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર છે. સ્ત્રીઓનાં કોઇપણ દરદ જેવાં લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ધાટી, પીળી મળગુગળી અગર લાલ ની લોહી જેવી રસી વહ્યા કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડોમાં, માથામાં ને કોઇ વખતે આખા શરીરમાં સણકા મારે, ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, ર સુકાઇ ધોળી પુણી જેવુ થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઇ બેહાલ થાય. શક્તિ આવે અને કામ થઇ શકે નહિ, આખો દિવસ કેડો અને માથુ ફાટયા કરે, તાવ ઉધરસ, દમ સી સોજા, ઉલટી, અરૂચી, માસિક અટકાવ-દસ્તાન સંબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા, કસુવાવડ. રોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી. એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળી, યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હંમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના મામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાશયને ગર્ભ ધારણ ી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ણ બાટલીના રૂ ૨ ૪-૦ પોષ્ટ ૦-૯-૦. **સુંદરીસાથીના ખાસ ગુણ.**

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી.
૨ યુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધિઓથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવું બનાવે છે.
૩ ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટ પ્રસવ થાય છે ૪. સુવાવડ પછી પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવું તંદુરસ્ત ધાવણ નાવે છે અને બાળકનું ને તેની માતું શરીર પુષ્ટ કરે છે. ૫ સો રોગ તમામ મટાડે છે. હમેશાં વાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. ૬. વૃદ્ધાવસ્થામાં પીવાથી શરીર ટ અને તદુરસ્ત યુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે. આ માટે હજારો અભિપ્રાયો મળ્યા ને હજારો સ્ત્રીઓ તેનો ઘણુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે.

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઇએ.

**સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી** અરજણ લખે છે કે, પના તરફથી સુદરી સાથીની બાટલી ૬ મંગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની મામ શાંતિ થઇ છે. હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયાં છે. સુંદરીસાથીની રોના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે હું તનમનથી સરટીફીકેટ આપું છુ કે આવી સ આપ ખરા ગુણવાળી ને ક્વરી સત્તાવાળી દવા બનાવી છે. હજુ મારા મિત્રોને ભલામણ કરૂં છું.

**ખરવાસાથી ઘેલાભાઈ ગીરજાશંકર** લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મેં મંગાવી વાપરી તી. તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

**મુંબાઇથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર** લખે છે કે, તમારી સુદરીસાથીની બાટલી મોકલી થી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલશો દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

**નોંઘાદથી મણીલાલ દ્વારકાદાસ** લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદનુ આરામ છે. માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો. રોગ મટવાથી તમારા હકમાં દુવા દઇએ છીએ.

**ટોંક દરબાર હાઇસ્કુલના માસ્તર** છગનલાલ કાલાભાઇ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયો . જે સ્ત્રીનું શરીર સારૂં ન હોય ને ગર્ભનો બીગાડ હોય તેને આ દવા ગુણકારક છે.

દરરોજ દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો ચોખાના ધોવરામણ સાથે પીવી. ચળી કંઇ નહિ.




સીના માથાનો
નરમ-સુંવાળા
બલ કઇ આને વા
બરથારને નહી ગમેશે !
એવા બાલ બનાવનાર
તેલ છે અને તે
કામીનીઆ ઓઇલ
સીના શણગારને માટે
જરૂર તેટલુંજ મગજગીરી
પુરૂષો અને અભ્યાસી ઓ
માટે અગત્યનું છે.
આ તેલ લગાડતાંજ તપેલું
ઠંડુગાર થાય છે-માથાનો
દરદ થાય છે અને ખોડાની
રહેતીજ નથી.
ઉત્તમ વસાણુંઓની બનાવટ છે-
સોનાનો ચાંદ મળ્યો છે-અને
દેશમાં પ્રસિદ્ધ છે.
અરધા આનાની ટીકીટ
થી નમુનો મફત
આવશે.
ધી એંગ્લો ઇંડીઅન ડ્રગ
કેમીકલ કું-જુમામસીદ-મુંબાઇ

સેંટનો

# ઓટો
# દીલ બહાર
## (રજીસ્ટર્ડ.)

દીલને આનંદ આપનારૂં, મનને પ્રફુલ્લિત કરનારૂં, અસંખ્ય, ફુલોના અર્કની સુગંધીથી ભરેલું છેલ્લામાં છેલ્લી બનાવટનું સ્પીરીટ વગરનુ સર્વોત્તમ સેંટ છે. ફક્ત પંચ ટીપાં કપડાં અથવા રૂમાલ ઉપર છાંટવાથી વાપરનારને તથા તેની આસપાસમાંહી ખુશકારક સુગંધીમાં મૂકી દે છે, બીજુ કોઇપણ જાતનું સેંટ ખરીદતા ઓટો દિલબહાર માં સ્પીરીટ નહી હોવાથી અત્તર તરીકે પણ વાપરી શકાય છે.

કીમત નાની બાટલીના ૮ આના, વચલી બાટલીના ૧૨ આના, મોટી ઓમની બાટલીના રૂ. ૨, નમુનાની બાટલીના ૨ આના. સુગંધી કાર્ડનો એક આનો.

સોલ એજન્ટ:-

ધી એંગ્લો ઇંડીઅન ડ્રગ એન્ડ કેમિકલ કું.--મું

પુસ્તક ૫ મું.                    અંક ૬ ઠો.

# ભાગ્યોદય.

ઑગષ્ટ સને ૧૯૧૭.

## વિષયાનુક્રમણિકા.




અધિપતિ અને પ્રકાશક
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ.


વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનંતિ—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાના પોસ્ટ કાર્ડ મેના અંકમાં દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યા હતા, જેમાંના ઘણાએ નવાં ગ્રાહકો કરી મોકલ્યાં છે, પણ હજુ સુધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યા ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવા એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશેજ.

ભાગ્યોદયનું પાંચમું વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનું વાર્ષિક લવાજમ રૂ ૨—૦—૦ ભેટના પોસ્ટેજના ૦—૨—૦ સાથે રૂ ૨—૨—૦ છે. આફ્રીકા ખાતે લવાજમ શી ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતેજ લેવામાં આવે છે. અને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીય—સુખ વી. પી કરી મોકલી, લવાજમ રૂ ૨—૨—૦ વસુલ કરવામાં આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી. ૪ નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોંધાવવું. કારણ ત્યાં વી. પી. થતુંજ નથી. ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસરજ બહાર પડે છે. જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવું

આફ્રીકાના—જે ગ્રાહકોનું લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૪ નો બ્રી. પો. ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામાં જેમનું લવાજમ નહીં આવે તેમનાં નામ કમી થશે.

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે ભાગ્યોદય મંજુર થયું છે માટે લાયબ્રેરીઓએ તાકીદે નામ નોંધાવવાં. જે લાયબ્રેરી ચાલુ માસમાં ભાગ્યોદયના ગ્રાહકમાં નામ નોંધાવશે તેમને શ્રીચરક સંહિતા રૂ. ૫. ની કીમતનું પુસ્તક માત્ર રૂ. ૩—૦—૦ માંજ મળશે.

ભાગ્યોદયના ગ્રાહકોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી હોવાથી પાછલા અંકો ખુટી પડે છે. આ વરસે પણ માર્ચ અને એપ્રીલના અંકો ખુટી પડવાથી નવિન ગ્રાહકોને મે માસથીજ અંકો મોકલવામાં આવે છે, હવે તે પણ ખુટી જવા આવ્યા છે. માટે નવીન ગ્રાહક થવા ઇચ્છનારે તાકીદે નામ નોંધાવવાં, કારણ કે પાછળથી અંકો ખુટી પડતાં તે મળી શકતા નથી.

### નવિન ગ્રાહકોને રૂ. ૨. લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે?

દર માસે ૪૦ પાનાનું ઉત્તમ વાંચન ઉપરાંત—'સ્વર્ગીય સુખ' નામના પુસ્તક ઉપરાંત

| | કીમત. | ગ્રાહકોને ઓછી કીમતે. |
|---|---|---|
| શ્રીચરક સંહિતા. | ૫—૦—૦ | ૩—૦—૦ |
| ઘરનો વૈદ્ય. | ૨—૦—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય અને વૈદક ભાગ ૧ | ૦—૧૨—૦ | ૧—૦—૦ |
| વૈદ્ય અને વૈદક ભાગ ૨ | ૦—૧૨—૦ | |
| વિનોદચંદ. | ૧—૦—૦ | ૦—૮—૦ |

ઉપરનાં પુસ્તકો ખાસ ઓછી કીમતે મળે છે. માટે તાકીદે ગ્રાહક થઇ, મળતો લાભ મેળવવો.

ભાગ્યોદયના ગ્રાહકને તેમજ જે ચાલુ માસમાં નવા ગ્રાહકો થશે તેમને અમારા તરફથી

## શ્રી ચરક સંહિતા.

ભાગ ૧ લો મૂળ સહિત ગુજરાતી ભાષાંતર—નામનો વૈદકનો પ્રાચિન ગ્રંથ જેની કીંમત રૂ. ૫—૦—૦ છે તે માત્ર રૂ. ૩—૦—૦ માંજ મળશે. આ લાભ માત્ર ચાલુ માસમાં પુસ્તક મંગાવી લેનારનેજ મળશેજ. અથવા તો જેઓ ચાલુ માસમાં નવા ગ્રાહકો થશે તેમનેજ મળશે મુદત વહી ગયા પછી તે ઓછી કીમતે ગ્રાહકોને પણ મળશે નહીં.

આ પુસ્તક આયુર્વેદનું ઉત્તમમાં ઉત્તમ પુસ્તક છે. અને તેનું આજ સુધી ગુજરાતીમાં ભાષાંતર થયેલુંજ નહોતું દરેક વૈદ્યે, ડૉકટરે, હકીમે તેમજ દરેક માણસે તેનો લાભ લેવો જોઇએ. જેઓ ભાગ્યોદયના ગ્રાહક નહીં હોય તેમની પાસેથી આ પુસ્તકની રૂ. ૫ કીમત લેવાશે. જો તેઓ ભાગ્યોદયના ગ્રાહક હશે તો તેમની પાસે રૂ. ૩—૦—૦ કીંમત લેવાશે.

શ્રાવણ માસ પછી આ લાભ નહીં મળે. વ્યવસ્થાપક ભાગ્યોદય અમદાવાદ.

# ભવિષ્યવેત્તા.

( બીજી આવૃત્તિ )

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મગાવો. જે પુસ્તક ઉપરથી દરેક માણસ ગમે તો થોડું ભણેલો હશે તોપણ, ભવિષ્યમાં શુ બનશે તે જોઇ અને જાણી શકશે. તમે તમારા ભવિષ્યને સુખ દુખ જાણી શકશો. ધધામાં શુ લાભ થશે ? સુખ ક્યારે મળશે ? હવે પછી કેવા દિવસો દહાડા જશે તે વિગેરે અનેક વાતો તમે તમારી પોતાની તેમજ પારકાની પણ જોઇ અને જાણી શકશો. જન્મોતરી, વર્ષફળ ઘેર બનાવી શકશો અને જોઇ શકશો. વારવાર જોશીને ત્યાં ધક્કા ખાવા નહિ પડે તેમ તમે જોશો તે ખાત્રીથી જોશો તેમાં હાલના હીંદના સાયન્સ ઉપરાંત જૈન, મુસલમાની અને અંગ્રેજી ભવિષ્ય જાણવાના સાયન્સનો સમાવેશ છે. કીંમત માત્ર રૂ. ૩-પો. ૦-૪-૦

**તેમાં નીચે પ્રમાણે ૪૪ પ્રકરણો છે.**

પ્રા ૧-૨-સંવત્સર, શક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા. ૩ તે દરેકમાં કરેલા શુભાશુભ કર્મોનું ફળ, પ્રા ૪ થી ૯, ગ્રહોનાં ફળ, નાની મોટી પનોતી અશુભ ગ્રહો, મહાદશા, દિનદશા, વિગેરે જોવાની રીત, પ્રા-૧૦-૧૧ તમામ પ્રકારના મહુરતો જોવાની રીત, પ્રા-૧૨ લેણાદેણી, તારા, નાડી, યોની, ગણ વિગેરે જોવાની રીત, પ્રા-૧૩ ચોરાએલી વસ્તુ જડશે કે કેમ તથા તે ક્યાં ગઇ છે તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવાની રીત, પ્રા. ૧૫ જન્મ માસ વીગેરેનુ ફળ, પ્રા. ૧૬ ગ્રહો, અને રાશી, શુભાશુભ, રૂપ, રંગ, મૈત્રી વિગેરે જોવાની રીત પ્રા ૧૭-૧૮ જન્મોતરીની કુંડળીઓ બનાવવાની તથા જોવાની રીત. ૧ લાથી બારે ભાવનું, ગ્રહોનુ રાશી વાર ફળ, દ્રષ્ટિનુ ફળ, અંગ્રેજી રીતે ફળ, પ્રા ૧૯ બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, બુધિ ખાનું, રોગ, સ્ત્રીસુખ, લગ્નનુ સુખ, પ્રજાનું સુખ, જીંદગીનુ, શરીરનુ સુખ, અકસ્માત ધન પ્રાપ્તિ રાજ્ય લક્ષ્મી, વાહનનુ, મકાનનું, માબાપનું, વિદ્યાનું વંશનું મિત્રનુ, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર નોકરી, ધનસંપત્તિનું, સુખ દુખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. પ્રા ૨૦ ગ્રહોની દ્રષ્ટિનું ફળ, પ્રા ૨૧ સ્ત્રીની જન્મ કુંડળી ઉપરથી સ્ત્રીનુ, તેના પતિનું, સધવા કે વિધવાનુ, સુખ દુઃખ જોવાની રીત પ્રા ૨૮ મું ગર્ભાધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ, સ્ત્રી પુરૂષનું મૃત્યુ, ગર્ભવતીને શું જન્મશે, હાથ પગ વગરનું બાળક અવતરવા બાબત. પ્રા ૨૯-જન્મ વખતે અંધારૂં હતું કે દીવો હતો વિગેરે ખાત્રી કરવાની રીત, પ્રા. ૩૦-રાજયોગ અને તેનું ફળ, પ્રા ૩૧ થી ૩૩ નાભસ, પ્રવ્રજ્યા, ચંદ્ર વિગેરે યોગો અને તેનું ફળ, પ્રા. ૩૪. બાળકનો રીષ્ટ યોગ જોવાની રીત, પ્રા. ૩૫-૩૬. આયુષ્ય જોવાની રીત, ક્યારે ક્યા કારણથી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત, પ્રા ૩૭-૩૮, વર્ષફળ બનાવવાની રીત. પ્રા. ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, માંસ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત, પ્રા. ૪૦-સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત પ્રા. ૪૧ મુ હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ, પ્રા ૪૨ મુ વરસાદ વરસશે કે કેમ. ક્યારે વરસશે, અનાજના બારતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત પ્રા. ૪૩ મુ નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત પ્રા. ૪૪ મું રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, કાર્ય મળશે કે કેમ, ધધામાં લાભ થશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત.

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં મનોજ સુધારો વધારો કર્યો છે. પાકું બાઇન્ડીંગ. છતાં કીંમત માત્ર રૂ ૩) પો. ૦-૪-૦ રાખી છે. તેના પેલી આવૃત્તિના સંબંધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે

વૈદ ઉમીયાશંકર બાપુભાઇ શહેતા—(વદરગામથી લખે છે કે,—આપનું ભવિષ્યવેત્તા નામે પુસ્તક જોતાં જ્યોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષવિદ્યાને માન આપનાર દરેક સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવુ છે.

જેઠાલાલ દેવશંકર દવે ભાગ્યોદય ઓફીસ અમદાવાદ.

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

બીજી આવૃતિ. પુરેપુરા કાયદા નવા-સુધારા વધારા અને અગત્યની ટીકા સાથે.

જેની પેલી આવૃત્તિની બે હજાર નકલો ઘણીજ ટુંક વખતમાં ખપી ગઇ એજ તેની લોકપ્રિયતા

**તેમાં નીચે પ્રમાણે પુરેપુરા આખા કાયદાઓનો સમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇંડિઅન પીનલ કોડ, ગુમ માણુસનો એક્ટ, ફટકાની શિક્ષા બાબતનો એક્ટ, જુગારનો એક્ટ, એક્સ્ટ્રાડીશનએક્ટ, આબકારી એક્ટ અફીણનો એક્ટ, મીઠાનો એક્ટ, કારીગર અને મજુરોનો એક્ટ, રૈલ્વેનો એક્ટ, ફેકટરી એક્ટ, રેલ માર્ગનો એક્ટ, પોરટનો એક્ટ, ઝેરી જણુસોનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એક્ટ નાટક ખેલોનો એક્ટ, નિધિનિક્ષેપ એક્ટ, આર્મ્સ એક્ટ, ડબા એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, ડીસ્ટ્રીક્ટ પોલીસ એક્ટ વિગેરે.

**રેવન્યુ ( મુલકી ) તથા સરવાઈના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદારોની કોર્ટોનો એક્ટ, સર્કલ ઇન્સ્પેક્ટરની રૂલ, માપણીની સમજુતી ઓરીજીન સરવેની રૂલો વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ (નવો) વારસાનો એક્ટ, વ નીમવાનો એક્ટ કોર્ટ ઓફ વોર્ડસ એક્ટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એક્ટ, હિંદુ પુનર્લગ્નનો એ ગાંડા માણસની મિલકતનો એક્ટ, પારસીલોકોના લગ્ન તથા તલાક બાબતનો અને વારસા બાબત એક્ટ, કોર્ટ ફી એક્ટ, પુરાવાનો એક્ટ, કોરટમાં સમજાવવાનો એક્ટ, કરારનો એક્ટ, રજીસ્ટ્રેશન એ વહેંચણ કરવાનો એક્ટ, ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એક્ટ, યુરોપીયન વેગ્રનસી એક્ટ સીવીલ કોર્ટોનો એ પ્રોબેટ તથા વહીવટ ચલાવવાની સનદો આપવાનો એક્ટ, નાદારીનો એક્ટ, વારસાનો એક્ટ, દિ લો, વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એક્ટ, મુસલમાની શરેહ, સહીલગીરી વિષે, સહીલના બાબત, સ્ટામ્પ એક્ટ વિગેરે.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એક્ટ, લોકલ ફન્ડ એક્ટ, ઇનકમટેક્ષ મતાદાર એક્ટ, તાલુકદારનો એક્ટ, બંદરોનો એક્ટ, વહાણોનો એક્ટ, નરવાનો એક્ટ, મ્યુ સીપ એક્ટ, જમીન લેવાનો એક્ટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એક્ટ, જંગલી પક્ષી, તથા શિકાર રક્ષણનો એક્ટ, હિંદુસ્તાનનો ચલણી નાણાનો એક્ટ, હિંદુસ્તાનનો તારીફનો એક્ટ, જળમાર્ગની કર મની ઝપુટી લેવાનો એક્ટ, જંગલનો એક્ટ, વતનએક્ટ, ઇરીગેશન એક્ટ, શિતળા કાઢવાનો એ જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એક્ટ, સેનીટરી એક્ટ, પ્રેસો તથા વર્તમાનપત્રોનો એક્ટ, દવા તથા દ્રવ્ય સામગ્રીનો એક્ટ, ફટકાની શિક્ષા કરવાનો એક્ટ વિગેરે વિગેરે.

**બીજી આવૃત્તિમાં આવેલા નવા કાયદાઓ નીચે પ્રમાણે:—**

ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટના વિશેષ સત્તા બાબત. રાજદ્વારી કેદીને દેશપાર બાબત, બજારો તથા મેળા બાબત, ભાડાના વાહન બાબત, મુંબઇમાં શીતળા કઢાવવા બાબત, ટ્રામવેનો એક્ટ, વેપારના માલ ઉપર દગાબાજીથી નિશાનિઓ કરવા બાબત, સ્ટીમ બાયલર તપાસવા બાબત, મોટર વાહનનો એક્ટ, વિજ જનો એક્ટ, ગુન્હેગાર જાતોનો એક્ટ, રાજદ્રોહી સભા અટકાવવાનો, કારખાનાનો એક્ટ, વિમાની મંડ ળીઓનો એક્ટ, વીમા કંપનીઓનો એક્ટ, ઘોડ દોડની શરતોની જગ્યાનો એક્ટ, ચંદાનો એક્ટ, કોરોના વિશેષ અધિકારનો એક્ટ, દેશની સાર્વતીનો એક્ટ, લશ્કરના કુચ કરવાથી નુકશાન થાય તે બાબત હિંદુ લોકોના વસીયત નામનો એક્ટ, વિશેષ-માપનો એક્ટ, ટ્રસ્ટ એક્ટ સુખાધિકાર ઇઝમેન્ટ બાબતનો એક્ટ, દંડની બાબતનો એક્ટ, રૂજરી સેટલમેન્ટ, એક્ટ, તાલુકગીરાસનો એક્ટ, ઇરીગેશન એક્ટ, તંબાકુનો એક્ટ સાર્વજનિક રોડી ઘાટનો એક્ટ, રસ્તા તથા પુલો ઉપરના વેરાનો એક્ટ. દસ્તાવેજને અને ફોજદારી, દીવાની ને મુલકી કોર્ટોમાં આપવાની અરજીઓ તથા જવાબના નમુના. વિગેરે. પુસ્તકની કીં. રૂ. ૭

જેઠાલાલ દેવશંકર દવે ભાગ્યોદય ઓફીસ અમદાવાદ.

ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. અગષ્ટ. સને ૧૯૧૭—શ્રાવણ—સંવત ૧૯૭૩ અંક ૬ ઠો.

## प्रगाढ शांतिना अनुभव करनारना अनुभवोद्गार.

( રમતી હરિમાં વૃત્તિ સહાય, એ લય. )

વૃત્તિ આ સહસા એક દિન ઉંડી ઉંડી ચાલી,
બાહ્ય શાંતિથી કોઈ શાંતિ નિરાળી;
અધિક ઉંડે જતાં અનુભવે નિહાળી. વૃત્તિ૦
ઉંડાણુ જાતાં લહ્યું, પડ પહેલું ઘનરૂપ;
વ્યાકુળ જળ સરખું લહ્યું, ત્યાં શાંતિનું સ્વરૂપ.
ક્ષણે ક્ષણે બુદ્ બુદ્ સરખી, થાતી અળપાતી,
એવી શાંતિ જોઈ અસ્થિરતા વાળી. વૃત્તિ૦
સંતોષિત વૃત્તિ ન થઈ, ત્યાંથી સૂક્ષ્મ પ્રદેશ;
વિષે ગઈ આગી ઉંડી, જોવા શાંતિ વિશેશ.
પ્રદેશ જણાયો ત્યાંતો, દ્રવતા ભરેલો;
તેમાં શાંતિ કંઈ ગાઢી થતી ન્યાળી. વૃત્તિ૦
હજી પણ અધિક ઉંડે વહી, આવ્યો અન્ય પ્રદેશ;
પ્રકાશ જ્યાંહિ સભર ભર્યો તેમાં કર્યો પ્રવેશ.
વિક્ષેપનું બલ તેમાં દુર્બલ દીઠું,
ને ગંભીર ભાળી શાંતિ રસાળી. વૃત્તિ૦
ક્રમે ક્રમે શમતા ગયા, ત્યાં સંકલ્પ વિકલ્પ;
તેમ તેમ શાંતિ પ્રબલપણે, વધતી ભાળી અનલ્પ.
નિર્મલ જલમાંથી જાણે સ્ફટિક પ્રકાશે,
તદ્વત્ ત્યાં ચૈતન્ય સ્ફુર્તિ નિહાળી. વૃત્તિ૦
અનાયાસ ત્યાંથી સહજ, વૃત્તિ ઉંડે વહી,
પ્રગાઢ શાંતિમાં ભળી, એકરૂપ થઈ ગઈ.
પૂર્ણ ચૈતન્યમય એહ પ્રદેશે,
શાંતિ શાંતિ શાંતિ શાંતિ ભાળી. શ્રી. ઉ. વૃત્તિ૦

# विचार भेदथी विग्रह न प्रकटाववा हित वचन.

( शामां तुज हित छे रह्युं, ए लय. )

ઉંચાં મન સંસારમાં, એક બીજાનાં થાય,
વ્યવહારે પરમાર્થમાં, દુ ખ દુઃખ દુઃખ લહાય.
વિચારનો ભેદ પડતો તોય સાવધ નિત્ય રહીએ;
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
વિચાર ભેદ વધારતાં, મનસંકુચિત થાય;
સંકુચિત મનથી કદી, નિજ પરહિત ન લહાય.
ન હિત જે જણાવતો, તે માર્ગ માંહિ શીઘ્ર વહીએ;
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ? થાવા દઇએ.
મન ઉદ્વેગ વિષે રહે, મનનો સાત્વિક ભાવ;—
ટળતો, ઉરમાં વાધતો, અખંડ ઉગ્ર સ્વભાવ.
જણાયે દોષ અન્યે, જોવા છહીએ કે ન ચહીએ;
હોયે મત ભેદ છતાં મનો ભેદ ન બંધુ ? થાવા દઇએ.
એક બીજાના છિદ્રને, એક બીજાના દોષ;
વિચાર ભેદ થતાં જુએ, વધારી મનનો રોષ.
વિચારના ભેદ અર્થે, સ્નેહઉપર છીણી ન દઇએ;
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
સહજ સહજ વાતો વિષે, પાડી વિચાર ભેદ;
ઉરના વિશુદ્ધ ભાવનો, કરશો ન વિચ્છેદ.
વિચાર ભેદ જણાય કંઈ, તોપણ બંધુ ગણાય;
ક્ષુદ્ર કાર્યને કાજશું, બંધુભાવ હણાય ?
કરી મનને વિશાળ, ધરી ઉપેક્ષા બુદ્ધિ, સહીએ;
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.
નીચી ભૂમિમાં રહ્યા, જણાય જ્યાં ત્યાં ભેદ;
શિખરે સ્થિતિ કરતાં નથી, કશા ભેદ કે છેદ.
નૃહરિ કરુણાવડે તે સ્થિતિ વિષે શીઘ્ર આરૂઢ થઇએ,
હોયે મતભેદ છતાં મનોભેદ ન બંધુ ! થાવા દઇએ.

श्री. उ.

# दैवीबल प्राप्त करवानी कला.

( અનુસંધાન ગયા અંકના પાન ૧૬૬ થી. )



દૈવી બળ પ્રાપ્ત કરવાને માટે દરેક મનુષ્યે પોતાના મનની એકાગ્રતા કરી શાંત થતાં શીખવું જોઇએ. એકાગ્રતાવાળા પવિત્ર મન અને શાંત જીવનમાં ચિંતા કે ભયનું નામ નિશાન હોતું નથી. એકાગ્રતાથી આત્માનુસંધાન થાય છે. અને આત્મ વિજયથી શાંતિ અને ધૈર્ય પ્રાપ્ત થાય છે શાંતિ એ સમસ્ત સદ્ગુણોના મુકુટ રૂપ છે. મહાત્માઓના મુખમંડલની પ્રતિભાની માફક શાંતિ એ મનુષ્યોના સદ્ગુણોને પ્રકાશમાન કરે છે. શાંતિ વગરના મનુષ્યનું સર્વથી મહાન બળ પણ નિર્બળતાને ધારણ કરે છે. જે મનુષ્યો બાહ્ય જગતના થોડા ઘણા ગરબડાટથી પોતાના મનની શાંતિને ખોઇ દે છે તેઓનામાં આત્મિક શક્તિ તો શું પણ સાધારણ મનુષ્યની પણ શક્તિ હોતી નથી. જે મનુષ્યો પાપયુક્ત વ્યસનોને માટે અથવા આવેશ કે વિશેષે કરીને અયોગ્ય વસ્તુ મેળવવાને માટે ક્રોધાન્ધ થઇ જાય છે, તેમનામાં શાંતિનો પ્રભાવ અને દૈવીબળ હોતાંજ નથી, સદ્ગુણી અને ધર્માત્મા મનુષ્યો જે. પોતાને વશમાં રાખી શકે છે અને આવેશ અને મનના તરંગો ઉપર દૃષ્ટિ રાખે છે. અને વારવાર પોતાના મનના ઉપર સ્વામિત્વ પ્રાપ્ત કરીને શાંતિનું રક્ષણ કરી શકે છે, જે મનુષ્યો શાંતિને પ્રાપ્ત કરી શકે છે તેઓ પ્રભાવ, બળ, મહત્વ, સ્થિર સુખ અને જીવનની પૂર્ણતાને પણ પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્યો પોતે પોતાને વશ કરી શકતા નથી તેઓ પોતાની ઇંદ્રિયો અને મનના તરંગોના દાસ બની રહે છે.

જે મનુષ્યો પાપમય સુખોને મેળવવાને માટે પ્રયત્ન કર્યા કરે છે તેઓ વિજયી જીવનના આનંદનો ઉપભોગ કરી શકતા નથી. તેમજ શાંતિના સૌંદર્ય પૂર્ણ રત્નને ન સમજવાથી તેને પ્રાપ્ત કરી શકતાં નથી. શાંત જીવનમાં પાપમય વિચારો ઉત્પન્ન થતાજ નથી. અને તેથી તેના પરિણામ રૂપ દુઃખ અને પશ્ચાતાપનો પણ તેમને અનુભવ થતો નથી. શાંત જીવનમાં હંમેશાં સુખનો પ્રવાહ વહ્યા કરે છે. શાંત જીવનમાં વ્યર્થ ધનનું અભિમાન હોતું નથી, કે જેથી શોક થાય. તેમજ અધમતા પ્રાપ્ત કરાવનાર કાર્યો થઇ શકતાં નથી કે જેથી આત્મસન્માનનો નાશ થાય. એ સર્વ તુચ્છ વાતોનો શાંત જીવનમાં હંમેશાને માટે લય થઇ જાય છે. અને કેવળ 'સત્યતા'જ બાકી રહે છે કે જેથી મનુષ્ય શાંત સ્વરૂપ થઇ શકે છે. સંયમ હીન મનુષ્યને જે કર્તવ્ય કઠિન અને દુઃખકર જણાય છે તેજ કર્તવ્ય શાંત મનુષ્યને આનંદ આપનાર થાય છે. સંયમહીન મનુષ્યને કર્તવ્ય કરવું એ કઠિન, ભયાનક દુઃખકર સુખનાશક વસ્તુ રૂપે લાગે છે, જ્યારે શાંત ચિત્ત મનુષ્યને કર્તવ્ય કર્મ કરવુ એ સુખ અને આનંદજનક લાગે છે. સંયમહીન મનુષ્યને બ્રાહ્મ મૂહુર્તમાં પ્રાત કાલે ઉઠવું દુખકર લાગે છે. ત્યારે તે સંયમી અને શાંત મનુષ્યને સુખ રૂપ લાગે છે. શાંત અને જ્ઞાની મનુષ્યો સુખ અને કર્તવ્યને જુદાં પાડી શકતા નથી. પરંતુ અસ્થિર સુખોના દાસ બની રહેલા મનુષ્યોજ આવેશ અને તરંગોને વશ થઇને સુખ અને કર્તવ્યને ભિન્ન માને છે.

શાંતિને પ્રાપ્ત કરવી એ કાંઇ સરળ કાર્ય નથી. કેમકે મનુષ્ય પોતાના મનના અધમ ઉમંગોને વશ બની રહે છે. આ ઉમંગો એક રીતે તુરતમાં સુખ દેતા જણાય છે, પરંતુ આ સુખ થોડા વખતને માટે હોય છે. કેટલીક વખત તો મનુષ્યો દુખોને પણ એક પ્રકારના આનંદજનક માનીને પ્રાપ્ત કરવા મચી પડે છે.

શાંતિને પ્રાપ્ત કરવી જરા કઠિન તો છે પણ જે માર્ગે પ્રયત્ન કરવાથી શાંતિ પ્રાપ્ત થઇ શકે છે તે માર્ગ ઘણોજ સરળ અને સહેલો છે. શાંતિને પ્રાપ્ત કરવા માટે જે આવેશો અને વિકારો શાંતિને પ્રાપ્ત થવામાં મુશ્કેલી આપે છે તે આવેશો અને વિકારોનો ત્યાગ કરવો જોઇએ. પરંતુ પોતે એવા સદ્ગુણોને પોતાનામાં દૃઢ કરી લેવા કે જેના વિરૂદ્ધ કોઇપણ શક્તિ ટકી શકે નહિ. એમ કરવાનો અભ્યાસ પાડવાથી અને પોતાનામાં સદ્ગુણો દૃઢ કરવાને માટે સતત પ્રયત્ન કરવાની જરૂર છે. જ્યાં તે સ્વભાવ રૂપ થઇ જાય છે, પછી તમારા મનમાં પૂર્ણ સંતોષ અને શાંતિ ઉત્પન્ન થાય છે અને ત્યારે જ તમે બહારથી પણ શાંત બની શકો છો.

જે મનુષ્યો પોતે પોતાને જીતી શકે છે, અને જે પ્રતિદિન અધિક આત્મસંયમને માટે ગંભિરતાને માટે કે મનને જે શાંત કરવાને માટે યત્ન કરે છે તેમનેજ શાંતિનું યથાર્થ સુખ અને આનંદ મળી શકે છે. મનુષ્યનામાં જેટલી આત્મશ્રદ્ધા હોય છે તેટલુંજ તેને આત્મસુખ મળી શકે છે. અને તે અનુસારજ તે બીજાઓને સુખ આપી શકે છે. આ આત્મશ્રદ્ધા નિરંતરના અભ્યાસથી પ્રાપ્ત થાય છે. દરરોજ યત્ન કરીને મનુષ્યે પોતાની નિર્બળતાનો ત્યાગ કરવો જોઇએ. મનુષ્ય જો નિયમસર નિત્ય પ્રયત્ન કર્યા કરે તો તે ધીમે ધીમે વિજય મેળવી શકે છે, અને અને જેમ જેમ વિજય મળતો જાય છે તેમ તેમ તેને શાંતિ પ્રાપ્ત થતી જાય છે આ પ્રમાણે કરવાથી મનુષ્ય અંતે બળવાન, યોગ્ય અને સુખી બની શકે છે.

આત્મવિજયી મનુષ્ય પોતાના મનની ગુંચવણોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે તે પછી તે જાણી શકે છે કે, આવેશ કેવી રીતે ઉત્પન્ન થયો અને તે શું કરવા માગે છે આ રીતે આત્મજ્ઞાન અને પૂર્ણ શાંતિને પ્રાપ્ત કરીને જ્ઞાનના પ્રકાશને પોતાનામાં સ્થાપી શકે છે. આત્મજ્ઞાન વિના મનમાં સ્થિર શાંતિ આવી શકતી નથી. જે મનુષ્ય આવેશ અને કામ ક્રોધાદિના ચપળ તરંગોમાં વહ્યાં કરે છે તે આ પવિત્ર સ્થાનને પ્રાપ્ત કરી શકતા નથી, કે જ્યાં શાંતિ દેવીનું રાજ્ય છે.

શાંતિ એ જીવતનો મણિમય મુકુટ છે કે જે સંસારમાં સુખ, શાંતિ અને આનંદ આપવામાં કારણ રૂપ છે. જે મનુષ્ય નિર્બળતા, ભય અને શંકામાંજ ડુબી રહેલા હોય છે તે મનુષ્યો શાંત જીવન પ્રાપ્ત કરવાથીજ પોતાની દુખીત અવસ્થાને બદલીને શાંતિ અને સુખ પ્રાપ્ત કરી શકે છે. જે મનુષ્યની શાંતિ કોઇ રીતે ચલાયમાન થતી નથી, જે કષ્ટ, આપત્તિ, શોક, નિંદા અને અન્ય મનુષ્યોથી દૂષિત ઠરાવવામાં આવ્યા છતાં પણ અચળ રહે છે, અને તેનો ભંગ થતો નથી. તે શાંતિ આત્મિક શક્તિ વડેજ ઉત્પન્ન થાય છે. તે શાંતિ, જ્ઞાન, અને આત્મિક ઉન્નતિને પ્રાપ્ત કરાવનાર છે. શાંત મન ઉન્નત મન છે. જેમ મનુષ્યો પોતાની સૌમ્યતા અને ગંભિરતાનો ત્યાગ કરી શકતા નથી, અને જેમના ઉપર મિથ્યા દોષ દેવામાં આવે કે જેમનું અપમાન કરવામાં આવે તો પણ જે મનની શાંતિનો ત્યાગ કરી શકતા નથી. તે મનુષ્યો ધાર્મિક, પરમેશ્વરીય, બદ્ધ અને શક્તિ શાળી મનુષ્ય છે આ પ્રકારની શાંતિ તે આત્મસંયમનું સર્વથી સુંદર ફળ છે. આ ફળ, ધૈર્ય ઉત્સાહ અને સતત પ્રયત્નથીજ મળી શકે છે

શાંત મનુષ્ય પોતાના અંતઃકરણમાં સુખ અને જ્ઞાનના અખંડ ઝરાને જોઇ શકે છે, કે જે ઝરા પાણીથી કદી સુકાતાજ નથી. તેની શક્તિઓ તેને વશ હોય છે તે પોતાની શક્તિઓને

જે તરફ દોરે છે તે તરફ તે નવિનતા, સૌંદર્ય અને બળનો અનુભવ કરી શકે છે શાંત મનુષ્યનું મન સ્વચ્છ દર્પણના જેવું હોય છે. કે જેમાં જીવન અને વસ્તુઓનું વાસ્તવિક પ્રતિબિમ્બ પડે છે, અશાંત અને ચંચળ મનુષ્યનું મન પણ પદાર્થોના ભાગ્યા તુટયા રૂપને જણાવે છે. પોતાના મન રૂપી મુકુરને સ્વચ્છ કરીને શાંત અને આત્મ સંયમી મનુષ્ય ધ્યાનાવસ્થિત થઇને તેમાં સંપૂર્ણ બ્રહ્માંડના વાસ્તવિક સ્વરૂપને જોઇ શકે છે, તે આ સૃષ્ટિમાં પૂર્ણતા જોઇ શકે છે. આ પ્રકારે શાંતિ તેના મનમાં અસીમ દૈવીબળ અને જ્ઞાનનો સંચાર કર્યા કરે છે જે કાર્ય કરવામાં ક્રોધી અને સંયમહીન મનુષ્યોને નિષ્ફળતા મળે છે તેજ કાર્ય શાંત મનુષ્ય પૂર્ણ રીતે સાધી શકે છે. જે મનુષ્યોએ પોતાના મનના અગમ્ય અને અજ્ઞેય તરંગો અને વિકારોની ઉથલ પાથલને વશ કરી લીધી હોય છે. તે બાહ્ય કઠિનતાઓને પણ પોતાને વશ કરી શકે છે, જે પોતાના હૃદયમાં વિચારોની વ્યવસ્થા કરી શકે છે, તે બહાર પણ કાર્ય કરી શકે છે શાંત મનુષ્ય કઠિનતાના દરેક માર્ગને જાણી તેને સુલભ બનાવી શકે છે અશાંત મન જ્ઞાન શૂન્ય હોય છે. તે આંધળા માણસ જેવું હોય છે કે જે ક્યાં જવું તે જાણી શકતા નથી. પણ દુઃખ અને ભયનેજ સ્થળે સ્થળે જુવે છે, શાંત મનુષ્યને કોઇ પણ ખરાબ બનાવ બનશે તો તે પણ ગભરાવી શકશે નહિ, અને કોઇ પણ આપત્તિ તેના ઉપર પોતાનું જોર કરી શકશે નહિ, અને કોઇ પણ પ્રબળ શક્તિ એવી નથી કે જે તેના પણને તોડી શકે છે. તેને દરેક કાર્યમાં તેનું સ્થિર અને શાંત મન પોતાના બળથી મદદ કરી શકે છે. આત્મિક કે સંસારિક જે કાર્યમાં તે પોતાનું મન જોડે છે તે, સિદ્ધ કરી શકે છે.

યથાર્થ દૈવીબળ મનને શાંત અને સ્થિર કરવાથી જ પ્રાપ્ત થઇ શકે છે. જેમ નદીના પ્રવાહો એક ઠેકાણે સમુદ્રમાં એકત્ર થતાં તે મહાસાગરનું રૂપ ધારણ કરે છે. તે મનની તમામ શક્તિઓને એકાગ્ર કરી શાંત ચિત્ત થવાથી પછી બળને આપણે જે કાર્યમાં ઉપયોગ કરીએ છીએ તે કાર્ય સિદ્ધ થઇ શકે છે.

મનના પ્રત્યેક ભાગ-પ્રત્યેક વિચારને એકત્ર કરવા, અને અંતઃકરણની પ્રત્યેક વૃત્તિયોના સુરને પરસ્પર એક લય કરવા અને ચિત્તને પૂર્ણ તથા સ્થિર કરી દેવું તેનું નામ જ યથાર્થશાંતિ છે. જુદી જુદી મનોવૃત્તિઓ કે જે પ્રથમ પરસ્પર વિપરીત દિશાઓમાં વહન કરતી હોય છે. તે સર્વને એકત્ર કરી અને એક મહાન ઉદ્દેશને સિદ્ધ કરવા તરફ વાળવી એ એકાગ્રતાને સિદ્ધ કરવાની અને દૈવિ બળ પ્રાપ્ત કરવાની કુંચી છે, જેથી નિરંકુશ મન અને આવેશો વશ થઇ શકે છે. બુદ્ધિ નિર્મળ થઇ જાય છે અને ઇચ્છા શક્તિનો ઇશ્વર ઇચ્છામાં લય થઇ જાય છે.

જ્યાં સુધી મનુષ્ય પૂર્ણ વિજયી પણ થઇ શકતો નથી જ્યાં સુધી તેને નાની નાની બાબતો પણ દુઃખકર જણાય છે ત્યાં સુધી તેના હૃદયમાં અશુદ્ધતા હોય છે જ્યાં સુધી મનુષ્ય આત્મપ્રશંસા અને પોતે પોતાને છેતરવાનો ત્યાગ કરતો નથી ત્યાંસુધી તે વિજયી જીવન પ્રાપ્ત કરી શકતો નથી. તેને મળેલા દુઃખ તેનાજ કૃત્યના ફળ રૂપ હોય છે તેનો ત્યાગ કરવો તે તેનાજ હાથમાં હોય છે. મનુષ્યોએ શાંતિ મેળવવાને યત્ન કરવો જોઇએ. અને જેમ કૃપણ દ્રવ્યને માટે યત્ન કરે છે તેવી રીતે તેણે શાંતિ ન મળે ત્યાં સુધી વિશ્રામ ન લેવો આ પ્રમાણે સતત પ્રયત્ન કરવાથી તે જ્ઞાન, શક્તિ, શાંતિ અને વિશ્રામને પ્રાપ્ત કરી શકે છે,

જ્યાં શાંત મન છે ત્યાંજ બળ અને વિશ્રામ છે. ત્યાંજ પ્રેમ, અને જ્ઞાન છે. માટે મનુષ્યે દૈવિ બળ પ્રાપ્ત કરવાને માટે પોતાના મનને એકાગ્ર કરી અને યથાર્થ શાંતિને પ્રાપ્ત કરવા

યત્ન કરવો જોઇએ. વ્યવહાર અને પરમાર્થ બન્ને શાંત મનુષ્યજ ઉત્તમ પ્રકારે સાધી શકે છે, કોઇપણ કામ કરવાનો યથાર્થ માર્ગ ન જડતો હોય તો મનને એકાગ્ર કરી શાંત થાવ અને જ્યાં તમે શાંતિને ધારણ કરશો કે થોડીજ વખતમાં તમને તે કાર્ય કરવાના અનેક સહેલા માર્ગો સ્ફુરી આવશે. કે જે માર્ગે યત્ન કરતાં તમે તે કાર્ય ઉત્તમ પણે સિદ્ધ કરી શકશો.

જેમ જેમ મનુષ્ય શાંતિને મેળવતો જાય છે તેમ તેમ તેનામાં બળ જામતું જાય છે, અને આ બળ પ્રાપ્ત થતાં તે ગમે તેવાં કઠિનમાં કઠિન કાર્ય પણ ઉત્તમ રીતે સાધી શકે છે. આત્માનું સંધાન પણ શાંત મનુષ્યો કરી શકે છે. જે મનુષ્યો શાંત થઇ શકે છે તે મનુષ્યોજ આત્માના દિવ્ય સ્વરને સાંભળી શકે છે. મનુષ્ય જો પોતાની આર્થિક ઉન્નતિ કરવા ઇચ્છતો હોય, વ્યવહારમાં ઉત્તમમાં ઉત્તમ સુખોને મેળવવાની ઇચ્છા રાખતો હોય કે પોતાની સ્થિતિને પોતાની ઇચ્છાનુસાર બદલવા ઇચ્છતો હોય તો તેણે પ્રથમ શાંત થતાં શીખવું જોઇએ.મનને એકાગ્ર કર્યા વગર યથાર્થ શાંતિ મળી શકતી નથી માટે તેણે ધીમે ધીમે અભ્યાસથી મનના વેગોને એકત્ર કરવા યત્ન કરવો જોઇએ. અને જેમ જેમ અભ્યાસ વધતો જશે તેમ તેમ એકાગ્રતા પ્રાપ્ત થતાં મન સ્થિર અને શાંત થશે. અને આ પ્રમાણે એકાગ્રતાની સિદ્ધિ થતાં દૈવી બળનો પ્રવાહ તેનામાં ઉભરાયા વગર રહેવાનોજ નહિ કે જેની વડે તે ગમે તેવા કઠિન કાર્યો પણ સાધી શકે છે.

---

# ધૈર્ય.

( લેખક. શ્રીયુત મણિલાલ નથુભાઇ દોશી. બી. એ. અમદાવાદ ).

ક્યાં ભયકે જોખમ નથી ? સર્વત્ર ભયકે જોખમ સિવાય શું માલુમ પડે છે ? જન્મ જોખમ ભર્યો છે. બાલ્યાવસ્થા જોખમથી ભરેલી છે. આપણે કલ્પીએ તેના કરતાં પણ અનંતગણાં જોખમો ચારે બાજુએ નજરે પડે છે. બધાં જોખમો જો આપણે આપણી કલ્પના શક્તિની મદદથી આપણી નજર આગળ ખડાં કરીએ તો જીંદગી જીવવા યોગ્ય નથી એમ કદાચ આપણે માનવાને દોરાઇએ. જો માતાપિતા નીચે પ્રમાણે વિચાર કરે કે જન્મનાર બાળક બેડોળ કે અપંગ નીવડશે તો, જન્મ્યા પછી તેના મિત્રો સાથે રમતાં મિત્રના ધક્કાથી પડી જાય તો, અથવા તો તેને રમતાં બોલ વાગે અને તેની આંખ ફુટી જાય તો, અથવા તો તેને કોઇ અસાધ્ય રોગ લાગુ પડે અને તેનું શરીર કરમાઇ જઇને મરી જાય તો, અથવાતો તેને ઉછેરવાને અનેક પ્રકારના ભોગ આપતા છતાં તે માતપિતાનું નામ બદનામ કરે એવો નીકળે તો આવા અનેક પ્રકારના જોખમોનો જો માતપિતા વિચાર કરે તો, જગતમાં એક પણ બાળક જન્મવા પામે નહિ. છતાં દરરોજ લાખો બાળકો પૃથ્વીપર જન્મે છે, તે સાબીત કરે છે કે દરેક જોખમો અને ભયના પ્રસંગો વચ્ચે પણ પોતાનાં કર્તવ્ય બજાવે જાય છે.

જો કોઇ પ્રવાસી એમ વિચાર કરે કે હું રેલ્વે ટ્રેઇનમાં મુસાફરી કરૂં છું, એવામાં પાટાપરથી ટ્રેઇન નીચે ઉતરી પડે તો, રસ્તામાં પુલ તુટી જાય તો, શીગ્નલ આપનાર ભુલ કરે ને ટ્રેન બીજે પાટે ચડી જાય અને સામી આવતી ટ્રેન જોડે અથડાય તો, અથવા ટ્રેઇનમાં પાટાસાથે

ચક્ર ઘસાવાથી અગ્નિ સળગી ઉઠે તો—આવા આવા વિચાર કરનાર કદાપિ પ્રવાસ કરી શકે નહિ—છતાં હજારો અને લાખો મનુષ્યો દરરોજ રેલવે દ્વારા દેશાન્તર ગમન કરી રહ્યા છે.

આપણે જે પૃથ્વીપર ચાલીએ છીએ તે પૃથ્વીના પાતળા પડની નીચે ધમધમતો અગ્નિ આવી રહેલો છે. આપણે જે હવા લઇએ છીએ તેમાં ઝેરી જંતુઓ આવવાનો દરેક સંભવ છે. આપણા માથાપર લટકતા ગ્રહો અને તારાઓ પોલાણમાં અદ્ધર રહ્યા છે. તે કદાચ પડે તો પૃથ્વીનું અને પૃથ્વીપર વસતા જીવોનું શું થઇ જાય ? આવા આવા અનેક પ્રકારના ભયના અને જોખમના વિચારો જો મનુષ્ય કરવા બેસે તો તેનાથી એક પગલું ચલાય નહિ, કે તેનાથી કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરી શકાય નહિ. આ બધાની વચમાં પ્રભુએ આપણને મૂકયા તેનો હેતુ એજ કે આપણે ધૈર્યનો—નિર્ભયતાનો—અભયનો ઉમદા પાઠ શીખીએ. શ્રીકૃષ્ણે પણ દૈવીસંપતને લાયક ગુણોમાં અભયને પ્રથમપદ આ કારણથીજ આપ્યું હશે.

ત્યારે હવે કરવું શું ? કેટલાક એવા પણ મનુષ્યો હોય છે કે જેઓ એમ માને છે કે દુખમાં નઠોર થવું. કેટલાક લાગણી વગરના નઠોર મનુષ્યો હોય છે કે જેમને ભય લાગતોજ નથી, કારણ કે તેમનામાં ભય કલ્પવાની શક્તિ હોતી નથી. તેઓ બહાદુર નહિ પણ મૂર્ખ હોય છે, અને તેઓમાં જણાતું ધૈર્ય એ ધૈર્ય નહિ પણ નિષ્ઠુરતા છે.

આ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પોતાની ગણત્રીમાં જે ન આવી શકે તેવા ભયોની સામે થવામાં ખરૂં ધૈર્ય નથી. છતાં જગતમાં આવા મનુષ્યોને લોકો હિમ્મતવાળા તરીકે ગણેછે. એક મનુષ્ય લડાઇમાં ધસેછે, સામેથી તોપમાંથી ગોળાનો વરસાદ વરસે છે, લડતાં આ પહેલવાન મનુષ્ય જરાપણ ડર્યા વિના કે આંખને ડગમગાવ્યા વિના તે ગોળાના વરસાદમાં પૂર્ણ જોસથી હાથમાં એક લોઢાનો મોટો ખીલ્લો લઇ ધસે છે. અને તોપના મોઢામાં તે ખીલો મારે છે, અને વાગેલા ઘાથી ત્યાં ને ત્યાં મરણ પામે છે, તેની હિમ્મત પ્રશંસાપાત્ર છે. પણ આ સર્વમાં તેના મનોબળ કરતાં તેના શારીરિક બળ અને તેના મજબુત સ્નાયુઓનો વધારે મોટો ભાગ હતો. બીજો એક મનુષ્ય છે તે પણ તેજ તોપના મારા સામે ધસે છે, તેનો શરીરનો બાંધો બહુ મજબુત નથી, તે હજુ લડાઇમાં પ્રથમજ દાખલ થએલો છે. તેનું વદન ફીકું પડી જાય છે. પ્રેક્ષક લોકો તિરસ્કારયી તેના સામે જુએ છે, અને કહે છે કે આ મનુષ્ય બીકણ છે. તે બીકણ નથી તે ખરો વીર પુરૂષ છે. તે પોતાનું બધું આત્મબળ એકઠું કરે છે, અને નિર્બળ શરીર પાસે આત્માના ધૈર્યને અનુરૂપ કાર્ય કરાવવા મથે છે. પ્રથમના મનુષ્યને સો વર્ષમાં પણ જે દુખનો અનુભવ ન થયો હોત તેવો અનુભવ આ બીજા મનુષ્યને તો દશ પળમાં થાય છે, અને અસાર શરીર પાસે વીરત્વનાં કાર્યો કરાવે છે. શારીરિક ધૈર્ય ખરેખર પ્રશંસા પાત્ર છે પણ નિર્બળ શરીરવાળો આત્મિક ધૈર્યથી નિર્બળ શરીર પાસેથી જે કામ લઇ શકેછે, અને શરીરને સાધન તરીકે વાપરી આત્માનો તેનાપર પૂર્ણ કાબુ બેસાડે છે— એ જોવાથી માનસિક અને આત્મિક ધૈર્યનું શું મહાત્મ્ય છે, તેનો આપણને કાંઇક ખ્યાલ આવ્યા વગર રહેશે નહિ.

થોડાં વર્ષ ઉપર લંડનના એક ડૉક્ટરે એક દરદીના રૂધાઇ ગએલા ગળાને સાફ કરવાને તેનો સુજી ગએલો ભાગ ચૂસ્યો, જેના પરિણામે તે મરણ પામ્યો. આ ડૉક્ટર જુવાન હતો ભવિષ્યમાં બહુજ ઝળકતી કારકીર્દી નીવડે તેવાં દરેક ચિન્હ તેનામાં જોવામાં આવતાં હતાં છતાં પોતાની જીંદગીનું જોખમ છે, એવું જાણવા છતાં દરદીની ખાતર અને વિજ્ઞાન શાસ્ત્રની ખાતર તેણે નિરપાયે આ ઉપાય લગાડ્યો અને મરણને શરણ થયો આ તેનું ધૈર્ય અનુપમ અને ઘણુંજ ઉચ્ચ પ્રકારનું હતું.

જે મનુષ્યો અપકીર્તિ કરતાં મરણને વધારે પસંદ કરે છે અને કર્તવ્ય બજાવવામાં ન આવે અને તેથી જે નામોશી લાગે, તે નામોશીને જે મોટામાં મોટા કલંક સમાન લેખે છે તેવા મનુષ્યોમાંનો એક આ ડૉક્ટર હતો. ધર્મશાસ્ત્રોએ આપેલા ઉપદેશો સર્વથા નિષ્ફળ ગયા નથી. લોકો જીંદગીની ક્ષણિકતા કરતાં અમુક તત્ત્વના અમરપણાને વધારે માન આપતાં શીખ્યા છે. અને નિર્બળ થવાની કસોટીના પ્રસંગોમાં આત્માનું ધૈર્ય બનાવતાં શીખ્યા છે.

પોતાનું કર્તવ્ય—ફરજ—ધર્મ બજાવતાં આવી પડતાં શારીરિક સંકટો વેઠવાં એની કોઈ ના પાડી શકશે નહિ. પણ વસ્તુ સ્થિતિ જૂદા પ્રકારની છે. સુધારો વધતો જાય છે તેમ તેમ લોકોનાં મગજ અને જ્ઞાનતંતુઓ વધારે લાગણી વાળાં થતાં જાય છે. જંગલી મનુષ્ય કરતાં હાલનો સુધરેલો મનુષ્ય સુખ તેમજ દુઃખ થોડા સમયમાં બહુ ભોગવે છે. ભય એ સામાન્ય અવગુણ છે તેને દૂર કરી તેનું સ્થાન ધૈર્યને આપવું જોઇએ અને બીજા સદ્ગુણોની માફક તેને ખાસ કેળવવા પ્રયત્ન કરવો જોઇએ. આપણે બધા જીવનના દરિયામાં આવતાં કલ્લોલો અને તોફાનોની સામે થવાને બદલે જ્યાં તે મોજાંઓ અને તોફાનો ન નડે તેવા ખુણાઓ શોધતાં ફરીએ છીએ પણ તેથી શું જીંદગીના તોફાનોમાંથી આપણે બચીએ છીએ પાશ્ચાત્ય મહાપુરૂષે કહ્યું છે, He who saves life loses it જે જીંદગી બચાવે છે તે ખુએ છે. જગતમાં જાણી જોઇને નિર્બળ બનવું તેના જેવું અધમ બનાવનારૂં બીજું એક પણ કામ નથી. નિર્બળ મનુષ્ય વિષે કહેવામાં આવ્યું છે કે The coward dies a hundred deaths; the brave man dies but once નિર્બળ મનુષ્ય સોવાર મરે છે ત્યારે વીર પુરૂષ એકવાર મરે છે આ ભાવના હૃદયમાં રાખી કલાપિએ પણ લખેલું છે કેઃ—

જખમથી જે ડરી રહેતા વગર જખમે જખમ રહેતા
અમે તો ખાઇને જખમો ખુશી ત્યાં માનનારાઓ,

જીવનજ દુઃખમય છે, માટે સંકટોથી નાસવામાં લાભ નથી. તેમાંથી જે લાભ મળે તે મનુષ્ય તરીકે મેળવો. વળી જીવનનો ક્રમજ એવા પ્રકારનો છે કે નિર્બળો કોઈ બચતા નથી. અને લડાઇમાં લોકો ગોળીઓથી મરે તેના કરતાં વધારે હોંસ ઉડી જવાથી મરણ પામે છે, વળી રોગથી જેટલા મરણ પામે છે, તેના કરતાં રોગના ભયથી વધારે સંખ્યામાં મરે છે. માટે જે નિર્ભય અને ધૈર્યયુક્ત જીવન ગાળે છે તેજ ખરૂં જીવન ગાળે છે. આપણે જીવનમાં જે અનેક શત્રુઓની સામે થવાનું છે, તેમાં અડચણો, નિરાશા અને નાહિંમત મુખ્ય છે, જ્યારે મનુષ્ય નિર્બળતાનું સ્થાન ધૈર્યને આપે છે, અને સંશયને સ્થાને અમુક ચોકસ નિશ્ચયપર આવે છે, ત્યારે તેનું જીવન બદલાવા લાગે છે. તેજ સ્થિતિને શુદ્ધ ધર્મગ્રન્થો मनोद्वारा वञ्जनं 'મનનાં દ્વાર ખુલ્લાં થવાં'—એ સ્થિતિ કહે છે. સંશય સમાન દુઃખ નથી. માટે સંશયને ટાળી અમુક દૃઢ નિશ્ચયપર આવવું એ ઘણુંજ હિતકારી છે. આ બાબતને લગતા કેટલાક ઐતિહાસિક દૃષ્ટાંતો આપણે તપાસીએ.

એક વખત પ્રખ્યાત લેખક કાર્લાઇલને મરણનો ભય લાગવા માંડ્યો. લખવું સુઝે નહિ, કોઇ સાથે વાત કરવી રૂચે નહિ, શરીર નિર્બળ થવા લાગ્યું. એક વખત તે નિશ્ચયતાથી બોલી ઉઠ્યો "Death! "Well death! let it come then, and I will meet it and defy it." મરણ! ભલે તે આવે તેની હું સામે થઇશ અને તેની અવગણના કરીશ" આ નિશ્ચય થતાંજ તેના માનસિક આકાશપર આવી ચડેલું વાદળ અદૃશ્ય થઇ ગયું અને ફરી તે નવું જીવન પ્રાપ્ત કર્યું હોય એમ લખવા, વાંચવા અને મિત્રો સાથે આનંદ કરવા લાગ્યો.

વીર નેલ્સનને ટ્રફાલગરના દરિયાઈ યુદ્ધમાં હફાવનાર નૌકાધિપતિ નેલ્સન એક સમયે અત્યંત નિરાશામાં પડયો મને કોઈ ઉત્તેજન આપનાર નહિ, મારા કામની કદર જાણનાર નહિ—આ વિચારથી તેનું માનસિક આકાશ કાળાં વાદળાંથી ઘેરાવા લાગ્યું. તેવામાં "મારો દેશ અને મારો રાજા, એતો મારા મુરબ્બી છે" એ ભાવનારૂપી તારો તે કાળા વાદળમાં ઝળકવા લાગ્યો અને તે બોલી ઉઠયો "I, Will be a hero." "હું પણ એક વીર થઈશ" અને ઇતિહાસ આપણને સાક્ષી આપે છે કે તે ખરો વીર પુરૂષ થયો અને 'England expects every man to do his duty 'ઇંગ્લાંડ દરેક મનુષ્ય પોતાનો ધર્મ બજાવશે એવી આશા રાખે છે' એ મહાસૂત્ર તેણે બ્રિટિશ પ્રજાને શીખવ્યું એકજ વધારે દાખલો આપણે તપાસીશું ડિઝરાએલીએ જે વખતે આમની સભામાં પ્રથમ ભાષણ કર્યું અને લોકો તેના ભાષણપર હસવા લાગ્યા, તે વખતે તેણે સ્વમાનથી કહ્યું કે "You will not hear me now, but the day will come when you will hear me." તમે હાલ મને નહિ સાંભળો, પણ ભવિષ્યમાં એક દિવસ એવો જરૂર આવશે કે જ્યારે તમે મારાં વચનો સાંભળશો" ધૈર્ય એ આવા જીવાત્માઓનું મુખ્ય લક્ષણ હતું. દરેક મહાન્ આત્માનું ધૈર્ય એ લક્ષણ હોવું જોઇએ. બીજાઓ જે વિષે વિચાર કરતા હતા તે બાબતો આવા પુરૂષોએ પોતાના જીવનમાં ઉતારી એક યુનાઇટેડ સ્ટેટસના પ્રમુખ રૂઝવેલ્ટને તેના વિજયની ચાવી વિષે પૂછવામાં આવતાં તેણે જણાવ્યું કે જ્યારે બીજાઓ વાતો કરે છે, ત્યારે મને જે સત્ય લાગે છે. તેહું અમલમાં મૂકું છું. તેઓ પરાભવ એ શું તે સમજતા નથી તમે અમે તે મહાપુરૂષોના જીવનચરિત્રો વાંચો અને તમને જણાયા વગર રહેશે નહિ કે ધૈર્ય એ તેમના અનેક ગુણોના આધારભૂત સૂત્ર હતું માટે અમુક નૈતિક ભાવના—દિવ્યજીવન ઉદ્દેશ—હૃદયમાં રાખી આસપાસના સંયોગો અથવા પરિસ્થિતિથી ડરી નહિ જતાં તેતે સંયોગોને ધૈર્યનો સદ્ગુણ ખીલવવાના સાધન તરીકે વાપરવા અને પ્રભુ તથા આત્માપર વિશ્વાસ રાખી સત્યને માર્ગે અડગ રીતે અને ધૈર્યથી ચાલવું.

---



# श्री स्वामी विशुद्धानंदनुं चरित्र.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૮ મું.

---

### સ્વામીજીને ઝેર દેવું.



બ્રહ્મચારી બંસીધરજીની સર્વથી પ્રથમ અવધુત મહાત્માના ઉપદેશથી વિદ્યાવ્યાસંગમાં પ્રવૃત્તિ થઈ હતી. વિદ્યાને માટે તે વિદ્યાનું ઉપાર્જન કરવા લાગ્યા નહોતા, પણ શાન્તિને માટે તેમનો આ યત્ન હતો. વિદ્યોપાર્જન કરી ધનોપાર્જન કરવાનો વિચાર તો તેમને સ્વપ્ને પણ નહોતો. કેમકે ધન અને ધનવાન પુરૂષોને તે ઇચ્છતા નહોતા બાલ્યાવસ્થામાં અધ્યયનના આરંભમાં પાઠ મોઢે કરવો એ જેટલો સહેલો છે તેટલોજ તેનો અર્થ સમજવો એ

કઠિન છે. સ્વામીજીએ સંહિતાને કંઠસ્થ કર્યા પછી અષ્ટાધ્યાયી અને અમરકોશને પણ મોઢે કર્યા હતાં, તેમને વ્યાકરણ શાસ્ત્ર ભણવાની ઘણી ઉત્કંઠા હતી. જો કે દક્ષિણમાં વૈયાકરણીઓનો અભાવ નહોતો, તથાપિ દક્ષિણ કરતાં વ્યાકરણાદિ અર્થસંગ્રહોમાં ઉત્તર દેશ સર્વદા ઉત્તમ હોય છે, જેથી વિશુદ્ધાનંદનું પણ તે તરફ ધ્યાન ગયું. તેમણે પોતાના સહપાઠિયોને કહ્યું કે "આજ કાલ ભણનારને ઉત્તરમાં જેટલી અનુકુળતા મળી શકે છે તેટલી બીજે મળતી નથી. જે રીતે આ દેશના વેપારીઓ ત્યાં થોડો વખત જઇ આવ્યા પછી વેપારમાંથી ઘણું ધન એકઠું કરીને અહીં લાવી શકે છે, તેવી રીતે અહિંના વિદ્યાર્થીઓ ત્યાં જઇને થોડાજ વખતમાં મહાન વિદ્વાન થઇ શકે છે જેથી વિદ્વાન થવું હોય તેમણે તો મારી સાથે ઉત્તર તરફ આવવું' જોઇએ આ પ્રમાણે સ્વામીજીએ ઘણા વિદ્યાર્થીઓને સમજાવ્યા પણ કોઇ તેમની સાથે જવા તૈયાર થયું નહિ અને તેમને પણ ત્યાં જવાનું ના કહ્યું. અને કહ્યું કે ક્યાં નાસિક અને ક્યાં કાશી ! ઘણોજ ભયંકર રસ્તો છે. તેમાં ઠગ અને લુંટારાઓના હાથમાંથી બચવું એ ઘણુંજ મુશ્કેલીનું કામ છે. ઘણા મુસાફરો તે રસ્તે ગુમ થઇ જાય છે. અને તેમને ક્યાં મારી નાખ્યા તેનો પણ પત્તો મળી આવતો નથી આવું કહેવા છતાં પણ વિશુદ્ધાનંદને કાંઇ ભય થયો નહિ, એક દિવસ એક જગ્યાએ બેઠા બેઠા તે કાશીએ જવું કે ન જવું એ સબંધી વિચારમાં વ્યાકુલ થઇ રહ્યા હતા કે શું કરવું. એવામાં અકસ્માત કોઇનો અવાજ સાંભળવામાં આવ્યો તેથી તેમની સઘળી ચિંતા જતી રહી આંખોમાં આંસુ ભરાઇ ગયાં, હૃદય પ્રેમથી ઉછળવા માંડયું અને પોતે પોતાને ભુલી ગયા. આ શબ્દ બીજો કોઇ નહોતો પણ પોતે પહેલા સાંભળેલો "હર હર શંકર મહાદેવ." નો હતો

સ્વામીજીના ભક્તિ પૂર્ણ હૃદયે, આ શબ્દ સાંભળીને જ જાણી લીધું હતું કે તે શબ્દ તેં પરમહંસનો મધુર સ્વર છે, પણ જ્યારે તે પરમહંસજીની પાસે ગયા અને તેમને જોતાંજ તે ઓળખી ગયા ત્યારે તે પોતે ઘણા જ પ્રસન્ન થઇને, પોતાને ભાગ્યશાળી માનવા લાગ્યા. પરમહંસ તેમને જોઇ હસિત વદને બોલ્યા, " વત્સ ! અકેલે આયે ઔર અકેલે જાએંગે. ફીર સાથ કિસિકા હોના હૈ ! જો કુછ કરના હો કરો, અબ યહાં ઠહરના ઉચિત નહીં' ... ......."

પરમહંસ સ્વામી જે પ્રકારે "હર હર મહાદેવ!' કહેતા કહેતા આવ્યા હતા તેજ રીતે ત ચાલ્યા ગયા પ્રથમવાર જ્યારે તેમનાં દર્શન વિશુદ્ધાનંદજીને થયાં હતાં. ત્યારે તે તેમની સાથે વધુ વાત ચિત કરી શક્યા નહોતા. તેથી પરમહંસજી કોણ છે ! કયા સમ્પ્રદાયના છે ' તેમનું નામ શું છે ! અને તે ક્યાં રહે છે વિગેરે હકિકત જાણવાની આ વખતે ઘણીજ જીજ્ઞાસા હતી, પરંતુ જ્યાં સુધી તે તેમની પાસે ઉભા હતા ત્યાં સુધી તો આ વાતો તેમને સાંભળી નહિ, અને જ્યારે સાંભરી ત્યારે તો પરમહંસજી ચાલ્યા ગયા.

નાસિકથી મુસાફરો ઔરંગાબાદ જતા હતા. તેમની સાથે વિશુદ્ધાનંદે પણ પ્રયાણનો આરંભ કર્યો. તેમણે તેમની સાથે સાથે કેટલાક ગાઉ સુધી મુસાફરી કરી, પણ કેટલેક દુર ગયા પછી તે મુસાફરોને શંકા ઉત્પન્ન થઇ કે આ કોઈ ઠગોનો બાતમીદાર તો નહિ હોય ! એમ ધારી તેમને પોતાની સાથે આવવાની મના કરી દીધી જેથી સ્વામીજી એકલા પડયા. તેથી તેમણે દૌલતાબાદથી ૭ માઇલ ઉપર આવેલા ઇલુર યા ઇલોરાના માર્ગમાં ૮૫૦ ફુટ ઉંચા પહાડના ઘાટપર કે જ્યાં ઇલોરાનું જગત્ સિદ્ધ મંદિર પહાડમાં કોતરીને બનાવેલું છે, તે જેની કારીગરી જોવાને ઘણે દુરના લોકો આવ્યાં કરે છે. ત્યાં જવાનો વિચાર કર્યો.

જ્યારે તે ઇલોરાથી દૌલતાબાદ તરફ જતા હતા ત્યારે એકજ દિવસમાં ઔરંગાબાદ પહોંચ્યા અને ત્યાંથી આગળ જતા હતા, તેવામાં રસ્તામાંજ તેમને તાવ આવ્યો. જેથી રસ્તામાંજ એક ખડેર મળી આવ્યું ત્યાં તે ત્રણ દિવસ સુધી તાવે ફફડતા પડી રહ્યા. જ્યારે ત્રીજે દિવસે જરા

તાવ ઉતર્યો ત્યારે ધીમે ધીમે પાસેના નાળામાંથી પાણી લાવી અને પીધું પણ ખાવાનું કાંઇ મળ્યું નહિં.

એક દિવસ સંધ્યાકાળે બે હિંદુ મુસાફરો આવ્યા તે સ્વભાવે સીધા અને સરળ જણાતા હતા. તેમણે ત્યાં આવી તે ખંડેરમાં રસોઇ બનાવી અને ખાઇ લીધું. અને થોડું ઘણું ખાવાનું સ્વામીજીને પણ આપ્યું. આ પ્રકારે ત્રણ દિવસના ફાકા પછી કાંઇક ખાવાનું મળવાથી સ્વામીજી ખુશી થયા અને કાંઇપણ વિચાર કે પરપૂછ કર્યા વગર ખાઇ લીધું. આ વખતે તે શું જાણે કે ખોરાકમાં ઝેર ભેળવેલું હતું ? અને આ ભલા જણાતા માણસો ઠગ હશે ? કે જે સ્વામીજીને પૈસાવાળા સમજીને અહીં આવ્યા હતા. પણ સ્વામીજીની પાસે તો કાંઇ પૈસા ટકા નહોતા પણ ભણવાનાં પુસ્તક, ઓઢવા પાથરવાનાં વસ્ત્ર, અને એક બે વાસણ હતાં,જેથી તેમને કાંઇ ભય રાખવાનું કારણ નહોતું પણ આ બંને ઠગો તો ધારતા હતા કે આજ કાલ કેટલાક મોટા મોટા પૈસાવાળા માણસો માર્ગમાં ઠગોના ભયથી,બ્રહ્મચારી કે સન્યાસિયોના રૂપમાં પોતાના માણસોની સાથે માલમતા એક ગામથી બીજે ગામ મોકલે છે. કારણ કે તેમને નિર્ધન સમજીને તેમનું કોઇ નામ લેતું નથી. આ બ્રહ્મચારી પણ તેમાંનો એક હશે, અને આ પુસ્તકોની પોટલીમાં પણ કાંઇને કાંઇ દર દાગીના મળી આવશેજ.

ઝેર પેટમાં જતાં સ્વામીજીનો કંઠ સુકાવા લાગ્યો, આંખો બંધ થઇ ગઇ, રગો ખેંચાવા માંડી આટલું છતાં પણ તે ઠગોને તૃપ્તિ ન થઇ. તેમણે એક દોરડાથી તેમના હાથ પગ બાંધીને મોમાં ડુચો માર્યો, અને વસ્ત્રો તથા પુસ્તકોની પોટલીમાં મિલ્કત છે એમ સમજી, તે લઇને ચાલતા થયા નિ:સંદેહ સ્વામીજીના પુસ્તકોમાં ધન છુપાયલું હતું, પણ તે એવું ધન નહોતું કે જેને કોઇ ઠગ કે ચોર ગ્રહણ કરી શકે તે તો વિચિત્ર ધન હતું કે જેની કુંચી હંમેશાં સ્વામીજીની પાસેજ રહેતી હતી વિદ્યાધન એવું નથી કે તેને કોઇ અનધિકારી ગ્રહણ કરી શકે ઠગ લોકો તો પોતાના વિચાર પ્રમાણે સ્વામીજીને મારીને ચાલ્યા ગયા, પણ દૈવની ગતિ ન્યારી છે. જ્યારે તેમને ભાન આવ્યું, ત્યારે તેમણે પોતાને એક સુંદર સ્થાનમાં કોમળ શય્યામાં સુતેલા દીઠા.

વિશુદ્ધાનંદે આંખો ઉઘાડી તો ખરી, પણ થોડીવારે બંધ કરી દીધી. અને વિચારવા લાગ્યા કે આ સર્વ સુખ સ્વપ્નું છે. માટે જ્યાં સુધી ટકી રહે ત્યાં સુધી ઠીક છે. હાલ તાવ પણ નથી કે પેટમાં પણ કાંઇ વ્યાધિ જણાતો નથી. પણ જ્યારે કોઇના બોલાવવાનો અવાજ તેમના સાંભળવામાં આવ્યો, ત્યારે તેમને સંદેહ પડ્યો, આંખો ઉઘાડીને જોયું તો પોતાની પાસે બે પુરૂષોને બેઠેલા જોયા કે જે તેમના દુ:ખને માટે ચિંતા કરી રહ્યા હતા તેમાં એક યુવાન હતો અને બીજો વૃદ્ધ હતો. યુવાનનો સૈનિકના જેવો અને વૃદ્ધનો પંડિતના જેવો દેખાવ હતો. તેમના સામું સ્વામીજી ઘણીવાર જોઇ રહ્યા, પણ ઓળખવામાં ન આવ્યા. ને પ્રથમદિવસની વાત યાદ આવતાં તે ગભરાઇ ગયા. બંને ઠગોનું સર્વ કામ તેમણે જોયું હતું અને બોલવાની શક્તિ નહોતી. તોપણ તેમની વાતો તેમણે સાંભળી હતી જેથી તેમણે ધાર્યું કે શું તે ઠગ તો મને અહીં નહી લાવ્યા હોય ? માણસ તો સારા જણાય છે. ઠગ હોય એવું લાગતું નથી, ત્યારે તે કોણ હશે ? એમ કલ્પના કરવા લાગ્યા વળી કેટલીક વારે આંખો ઉઘાડી અને પૂછ્યું કે "હું ક્યાં છું ? અહીં મને કોણ લાવ્યું ? અને આપ કોણ છો ?

આ સાંભળી યુવકે પ્રેમથી કહ્યું હતું કે, " આપ દોલતાબાદમાં છો. આ મારૂં મકાન છે. હું અહીંનો પટેલ છું અને આ અમારા વૈદ્ય છે. આજ ત્રણ દિવસ થયા ઇલોરાના માર્ગમાં એક લુંટ થઇ હતી અર્ધી રાત્રે લુંટારાઓ મુસાફરોનો માલ લુંટીને નાસી ગયાની ખબર મળતાંજ અહીંના અમલદારે મને કેટલાક સવારોને લઇને તેમને પકડવા માટે મોકલ્યો. લુંટા-

રાઓ લુંટ કરીને આજુ બાજુના ખડેરોમાં છુપાઇ જાય છે, એવા ખ્યાલથી હું જે ખડેરમાં આપ હતા ત્યાં ગયો. અને જોયુ તો બે માણસો હાથમાં કંઇક લઇને તે ખડેરમાંથી નિકળીને, નાસતા દીઠા. તેમને બુમ મારીને મેં કહ્યું કે, જો તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો ઉભા રહો, પણ તેમણે મારૂં કહેવુ માન્યુ નહિ. જેથી અમે ગોળી ચલાવી જેથી તે બને જણ મરણ પામ્યા મરતી વખતે એક ઠગે અમને કહ્યું કે, " એ ખડેરમાં એક બ્રહ્મચારી પડયો છે કે જેને અમે ઝેર દીધુ છે, તેને બચાવો. " આમ કહેતાં કહેતાં તો તેનો જીવ ચાલતો થયો. તેથી ઉતાવળે ઉતાવળે અમે તે ખંડેરમાં ગયા તો આપને તરફડતા જોયા. આપ બચશો એવી અમને આશા ન લાગી. કારણ કે મરતી વખતે માણસને જે ચિન્હો જણાય છે, તે સર્વે ચિન્હો આપને થતાં જણાયાં. તોપણ ઇશ્વર ઉપર ભરોસો રાખી અમે આપને અહીં ઉચકી લાવ્યા, અને આ વૈદરાજની દવા કરાવી કે જેથી તમને હાલ શાંતિ છે. કેટલીક વખત ઉલટી અને ઝાડા કરાવી પછી આપને એવી દવા આપી કે જેથી ઝેરની સર્વ અસર જતી રહી. ત્રણ દિવસે આજ અમને લાગ્યુ કે અમારી મહેનત સફળ થઇ છે અને આપનો જીવ બચી ગયો છે. એક બ્રહ્મચારી બ્રાહ્મણના પ્રાણને બચાવ્યો છે એથી વધુ આનંદની વાત અમારે માટે બીજી કઇ હોઇ શકે ! આપનાં પુસ્તકો અને વસ્ત્ર સર્વે અહીં મૂકયાં છે. હવે આપ આ ઘરને આપના ઘરતુલ્ય સમજી અને અહીજ રહો. હવે કોઇ પણ જાતનો ભય નથી.

## પ્રકરણ. ૯ મું.

### ફેરી પ્રયાણ.

પરેલનુ નામ ગંગાધર હતું, તે જાતે ક્ષત્રીય અને સ્વધર્મનિષ્ટ હતો. તે ગૌબ્રાહ્મણની સેવા અને રક્ષા કરવાને માટે ઘણીજ પ્રીતિ ધરાવતો હતો. સ્વામીજીને તે વખતે જલ્દુ પાશમાં ફસાયલા જોઇ તે ઘણોજ દુઃખિત થયો હતો. અને તેમને હાલ આરામ થયેલો જોઇ તેમના આનંદની કાંઇ સીમા રહી નહોતી હાલ તેમની ઉમ્મર ત્રીસ વર્ષે કરતાં વધુ નહોતી સ્ત્રી મરી ગઇ હતી, પણ બીજીવાર લગ્ન કર્યું નહોતુ. પ્રથમ સ્ત્રીને બે સંતાન હતાં એક પુત્ર અને એક કન્યા તે પોતાનીવૃદ્ધ માતા સાથે પોતાના બાળકોનુ પ્યારથી પાલન કરતો હતો; બીજી સ્ત્રી સાથે લગ્ન કરવાથી રખેને બાળકોને દુઃખ આવે, એ વિચારથી તે બાળક વત્સલ પિતા બીજી વાર લગ્ન કરતો નહોતો.

કેટલાક દિવસ પછી જ્યારે સ્વામી વિશુદ્ધાનંદજીને આરામ થઇ ગયો અને શરીરની નિર્બળતા દુર થઇ ગઇ, ત્યારે તે પોતાના પુસ્તકોનો અભ્યાસ કરવાની સાથે પોતાના જીવન રક્ષક આશ્રયદાતા દયાળુ ગંગાધરગવના પુત્ર તથા પુત્રીને ભણાવવા લાગ્યા. કોઇ કોઇ વાર ગંગાધરની સાથે દેવગઢના પ્રસિદ્ધ ડુંગરમાં પણ જતા હતા. તેમની વાતચિતથી કિલ્લેદાર તેમના ઉપર ઘણાજ ખુશી થયા હતા, અને અનેક પ્રકારના સાધુ સજ્જનોના પ્રસંગ સાંભળતા હતા. સાયકાળે પોતાને ઘેર ગંગાધર અને તેની માતાને 'ભક્તમાળ' ની કથા સંભળાવતા હતા. અને કોઇ કોઇ વાર વૈદરાજની પાસે જતા હતા કે જેમણે તેમનો જીવ બચાવ્યો હતો. આમ પરિચય વધતાં સ્વામીજીનો તે સર્વેની સાથે એક કુટુંબ જેવો પ્રેમ બંધાયો

દોલતાબાદના કિલ્લાને જોઇને સ્વામીજી કાળના મહિમાનો વિચાર કર્યાં કરતા હતા આ દોલતાબાદ પ્રથમ દેવગઢના નામથી પ્રસિદ્ધ હતું. પહાડની ટોચ ઉપર હાલ જ્યાં નંનોબનુ નિશાન છે, ત્યાં એક વખતે ક્ષત્રિયોનો વિજય ધ્વજ ઉડી રહ્યો હતો ચૈદમી સદીના આરંભમાં મહમદ તગલખશાહ હિંદિ ઉજડ કરીને ત્યાંથી સર્વ દેવગઢ વસાવવાને લાગ્યો હતો. પણ અંતે તેને નિરાશ

થઇને દિલ્લીજ પાછું જવું પડ્યું હતું.

દેવગઢના દુર્ગને જોઇને સંદેહ થાય છે કે આ મનુષ્યોનો બનાવેલો હશે કે દેવ નિર્મિત હશે, એવો સુંદર અને દુર્ગમ દુર્ગ મનુષ્યનો બનાવી શકેજ નહીં, તે દેવનિર્મિત વસ્તુ આ પ્રકારે શું દુર્દશામાં પડતી હશે? જે હોય તે ખરૂં "આ કિલ્લો મહાદેવની પીંડીની માફક એક ઉભા પહાડ ઉપર બનાવેલો છે. તે ૫૦૦ ફુટ ઉંચો અને ચારે તરફથી કાંઇ પણ લાગ વગરનો છે. આ પહાડની નીચેનો ભાગ ઘણે ભાગે એક રીતે છોલી છોલીને ભીંતની માફક સીધો કરી દીધો છે. અને તે પછી ખાઇ અને તે પછી દીવાલ. આ ત્રણે દીવાલોની બહાર શહેર વસે છે અને શહેરની બહાર પાછું શહેર છે, અંદર જવાને માટે સુરંગની માફક પહાડની અંદરને અંદર પત્થર કોતરીને સાંડીઓ બનાવેલી છે, અને મશાલ સળગાવીને તે રસ્તે જઇ શકાય છે. પ્રથમ તો તે રસ્તો એટલોજ સાંકડો છે કે માણસને તેમાં નમીને જવુ પડે છે, પણ આગળ જતાં ત્રણ ગજ પહોળો અને ત્રણ ગજ ઉંચો છે. વચમાં વચમાં એક માણસ જઇ શકે તેવો પાણી લાવવાને ખાઇ સુધીનો રસ્તો બનાવેલો છે. કિલ્લાની અંદર ૧૬૦ ફુટ ઉંચો મિનારો છે. પહાડની ટોચ ઉપર એક પીતળની તોપ ૧૮ ફુટ લાંબી અને બાર ગોળા વાળી છે, કિલ્લાની અંદર અનેક પાણીના કુંડો છે. આ કુંડ કોણે ક્યારે બનાવ્યા હશે તેનો કાંઇ પત્તો મળી આવતો નથી, પણ જ્યારે પહાડને છોલી સરખો કરવાની તથા સુરંગો કોતરવાની મહેનતનો ખ્યાલ કરીએ છીએ, તો અક્કલ પણ કંઇ કામ કરતી નથી."

દોલતાબાદમાં રહેતાં સ્વામીજીને બે મહીના થઇ ગયા છે, ગમે તો પરસ્પર પ્રેમ પરાયણતાને લીધે કે ગમે તેમ પણ સ્વામીજી અહીં આવી મોહજાળમાં ફસાયા હતા. જો કે તે પોતે ભણેલી વિદ્યા કે બ્રહ્મચર્યના નિયમોને ભૂલ્યા નહોતા તથાપિ કાર્ય તત્પરતામાં શિથિલતા આવી ગઇ હતી, એક દિવસ સંધ્યાકાળે કથા સંભળાવતા હતા અને આખા દિવસનો થાકેલો ગંગાધર, પોતાની માતા તથા બાળકોની સાથે કથા પ્રસંગથી મનના થાકને દુર કરતા હતા, તે વખતે રાજર્ષિ ભરતનું ઉપાખ્યાન ચાલતું હતું. ચક્રવર્તી મહારાજ ભરત કે જેના નામથી આ દેશનું નામ ભારત કહેવાય છે. તે પોતાના સમગ્ર રાજ્યનો અને પુત્ર કલત્રનો ત્યાગ કરવા છતાં પણ દયાવશ થઇ એક મૃગલીના બચ્ચાને પાળીને જે પ્રકારે તપો ભ્રષ્ટ થયા હતા. એ સર્વ ઉપાખ્યાનને સ્વામીજી પ્રીતિ પૂર્વક સંભળાવતા હતા. સહસા આ કથાએ તેમના હૃદયપર આઘાત કર્યો કે જેથી તેમની મોહનિંદ્રા તુટી ગઇ

આ વખતે તેમને જણાયું કે જે દશા ભરતની થઇ હતી તેજ દશા હવે મારી થઈ ગઇ છે. ભરત રાજ્ય અને પુત્રાદિને છોડી એક હરણીના બચ્ચામાં પ્રેમથી ફસાયા હતા. તેમ પોતે પણ પોતાના મામા, મામી,કુટુંબનો ત્યાગ કર્યા છતાં પણ આ નવા કુટુંબમાં આવી ફસાયા છે. ભગવાનની માયા વિચિત્ર છે. જે ધન અને ગૃહસ્થીનો સ્નેહ એકવાર બાંધ્યો હતો. તેનો ત્યાગ કર્યા છતાં પણ પાછો ફરી વળી બીજું કુટુંબ બાંધીને રહ્યો? તો તેજ કુટુંબમાં રહેવું હતું ત્યાં શું દુઃખ હતું કે તેનો ત્યાગ કર્યો?

કથા થઇ રહ્યા પછી ગંગાધર સાથે સ્વામીજી હમેશાં કાંઇને કાંઇ વાર્તાલાપ કરતા હતા, પણ આજે કાંઇ બોલ્યા નહિ જેથી ગંગાધરે પૂછ્યું કે આજ કેમ ઉદાસ છો! તે ઉપરથી સ્વામીજીએ સર્વે વાત કહી સંભળાવી અને કહ્યુ કે હવે મારે અહીંથી સત્વર પ્રયાણ કરવું જોઇએ હું જે કાર્યને માટે નીકળ્યો છુ તે કાર્ય કરવાને માટે હવે મારે સત્વર અહીંથી ચાલ્યા જવું જોઇએ. એજ વિચાર કરતો હતો. અપૂર્ણ.

# उन्नतिना मार्गो.



સંસારમાં દરેક વસ્તુનું પરિવર્તન થયાં જ કરે છે. આપણે આજે જે જોઇએ છીએ, તે સર્વમાં નિરતર રૂપાંતર થયાજ કરે છે ભૂગર્ભ શાસ્ત્રવેત્તાઓ કહે છે કે, હિમાલયના સ્થાને પ્રથમ સમુદ્ર હતો, જ્યોતિષ શાસ્ત્રો કહે છે કે, સૂર્યની ગરમી હાલ કમી થઇ ગઇ છે. પદાર્થ વિજ્ઞાનના વિદ્વાનો કહે છે કે, કોયલામાંથીજ હીરાઓ બને છે. આપણે જોઇએ છીએ તો નદીયો પણ એક વર્ષ આ તિરે વહે છે, તો બીજે વર્ષે વળી બીજે તિરે જાય છે. તે સિવાય શહેરો, અને મનુષ્યોનાં નિરંતર રૂપાંતર થયાજ કરે છે. પ્રાકૃતિક જગતની માફક માનસિક જગતમાં પણ હંમેશાં પરિવર્તન થયાજ કરે છે. મનુષ્યજાતિના આચાર વિચાર, વ્યવહાર, વિદ્યા, બુદ્ધિ, ધર્મ, વિશ્વાસ, જ્ઞાન, અજ્ઞાન, રીત, ભાત, નિતિ, સભ્યતા વિગેરે સર્વમાં ફેરફાર થતોજ રહે છે. મનુષ્યની સાંસારિક અવસ્થા બદલાઇ જવાથી કોઇને કોઇ એક વખતે તેને ખરાબ દિવસોમાંથી પસાર થવુ પડે છે એજ રીતે જાતિ, સમાજ, દેશ યા ભૂખન્ડની કદી કદી અવનતિ થાય છે. અને એ વાત સર્વ દેશના ઇતિહાસોથી સિદ્ધ થાય છે.

જગતમાં દરેક વસ્તુનું રૂપાંતર થયાજ કરે છે, એક વખત જે ઉન્નતિના શિખરે પહોંચી ગયેલ હોય છે તે બીજી વખતે અવનતિના ઉંડા ખાડામાં ગબડી પડે છે, જે એક વખતે મહાસાગરના ઉંડામાં ઉંડા તળીયામાં હોય છે, તે ઉંચા પર્વતના શિખર ઉપર વિરાજમાન થઇ શકે છે. દીર્ઘ દ્રષ્ટિથી વિચાર કરતાં સમાજની અવનતિનાં ત્રણ મુખ્ય કારણો જણાઇ આવે છે.

૧ પ્રથમ કારણ **પરતંત્રતા** બીજુ ઉદાસીનતા, અને ત્રીજું ઉત્સાહહીનતા.

**પરતંત્રતા**—યુરોપમાં મધ્યયુગમાં રોમન કેથેલિક ધર્મ પ્રચલીત હતો, તે વખતે સમાજના ઉપર તેની ઘણી સત્તા હતી. યુરોપના રહેવાસીઓ ઘણાં વર્ષોથી તેમના અનુયાયી હતા, જેથી જે ધર્મની વિરૂદ્ધ જો કોઇ બોલે કે ચાલે તો તેના ઉપર નાસ્તિકતા અને ધર્મભ્રષ્ટતાનો દોષ મુકી સખતમાં સખત શિક્ષા કરવામાં આવતી. ઘણા માણસોને કેવળ સ્વતંત્રતાથી પોતાના વિચારોને પ્રકાશિત કરવાને માટે જીવતાજ બાળી દેવામાં આવ્યા હતા, યુરોપના ઇતિહાસમાં એવાં ઘણાં ઉદાહરણ મળી આવે છે. આ પ્રકારના બળાત્કારોની વિરૂદ્ધ જ્યાં સુધી યુરોપ જાગ્રત થયું નહિ ત્યાંસુધી તેને અંધકારમાંજ પડી રહેવુ પડયું હતું.

ઘણા માણસો કહે છે કે પ્રાચીન સમયમાં બીજી વર્ણના ઉપર બ્રાહ્મણોનું જે પ્રભુત્વ હતુ તેજ આપણી અવનતિનું કારણ છે, પણ તેમનું આ કહેવુ સાચું નથી. જો કે બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણને વેદનો અભ્યાસ કરવાની મના છે, બ્રાહ્મણો પોતે ઉંચા અને બીજાને ઉતરતા ગણે છે, પરંતુ માત્ર એક સામાજિક બંધન સિવાય એવી કઇ શક્તિ તેમની પાસે હતી કે જે વડે તે લોકો તે પ્રમાણે યુરોપની માફક અત્યાચાર પ્રવર્તાવી શકે? મુસલમાની બાદશાહોના વખતમાં હિંદુ રાજાઓના ઉપદેશકો બ્રાહ્મણ હતા. વિરતામાં ક્ષત્રિયો પ્રસિદ્ધ હતા. પરતુ તેમને વ્યવસ્થા કરી આપનાર ઘણે ભાગે બ્રાહ્મણોજ હતા બાદશાહોના દરબારમાં હિંદુ વિદ્વાનોનું મુસલમાનોના જેવુજ માન સચવાતુ હતુ

બીજું કારણ **ઉદાસીનતા** છે. અંધયુગમતિ મનુષ્યો એક પ્રકારે ક્રીયાશીલ પણ રહેતા હતા ધર્મોન્માદ તેમની રગેરગમાં ભર્યો હતો લડવાને માટે તે હંમેશાં તૈયાર રહેતા હતા. તેમના યુદ્ધ સંબંધી ઉત્સાહ ઉપર તો અનેક નાટક, કેટલીય નવલ કથાઓ અને કેટલીય કવિતાઓ સુ-

પ્યાઇ છે. તે વિષયમાં તો ઘણીજ ઉન્નતિ કરી લીધી છે, પરંતુ જે સાંસારિક ઉન્નતિથી મનુષ્ય જાતિનું કલ્યાણ સમજી સહાય છે તેની આવશ્યકતાએતો તેમના મનમાં સ્થાન પણ મેળવ્યું નથી.

સુખ બે પ્રકારનું હોય છે. એક સાંસારિક, બીજું આધ્યાત્મિક, જે આધ્યાત્મિક સુખને ઇચ્છે છે તેને માટે સાંસારિક હાનિ કે લાભ કરનાર કોઇ વસ્તુ નથી તે જે કાંઇ કરે છે તે પરાર્થને માટેજ કરે છે. જે મનુષ્ય સાંસારિક સુખની અભિલાષા રાખે છે તે સમજે છે કે, હું સંસારમાં થોડા દિવસોને માટે આવ્યો છુ, અને તેમાં સુખ પૂર્વક રહેવાને માટે આવ્યો છું; જેથી મારૂં ખરૂ કર્તવ્ય તો એ છે કે હું પોતે સુખ મેળવું તથા અન્યને આપી શકું તેવો પ્રયત્ન કરવો જોઇએ.

મારે પોતે સ્વતંત્ર અને શક્તિમાન થવું અને મનુષ્ય માત્રનું ભલું કરવાને માટે, તેમને સુમતિ આપવાને માટે, તેમના સુખને માટે, તેમની ઉન્નતિને માટે, તેમના જ્ઞાનની વૃદ્ધિને માટે અને તેમની શક્તિની વૃદ્ધિને માટે મારા હાથ, પગ અને શરીરના સર્વ અવયવોનો બને તેટલો ઉપયોગ કરવો જોઇએ.

આ પ્રકારના જે ભાવ છે તેને મનુષ્યભાવ ( Humanism ) કહેવા જોઇએ. અભ્યુદયને માટે મનુષ્યભાવ હોવાની અત્યંત આવશ્યકતા છે. અર્થાત જ્યાં મનુષ્ય ભાવ નથી ત્યાં અભ્યુદયની આશા રાખવી વ્યર્થ છે. ઇશ્વર કૃપાથી અવનત જાતિ જ્યારે આ પ્રકારની મનુષ્ય ભાવનાની પ્રેરણાથી સચેત થાય છે, ત્યારે તેની જાગૃતિનું, તેના અભ્યુદયનું સૂત્રપાત થાય છે. અવનતિ યા અધઃપતનનું ત્રીજું કારણ ઉત્સાહ હિનતા છે. જ્યાં ઉત્સાહ નથી ત્યાં કર્તવ્ય પાલન પણ નથી અને જ્યાં કર્તવ્ય પાલન નથી ત્યાં અધઃપતન થયા વિના રહેતું નથી જેમ ઉત્સાહ વધારે તેમ અભ્યુદય નજીક અને ઉત્સાહ ઓછો તેમ અવનતિ વિશેષ સમજવી.

કોઇ પણ કાર્યને પૂર્ણ કરવાને માટે તે કાર્યના ઉદેશને લક્ષમાં રાખીને પ્રયત્ન કરવો જોઇએ. પોતાના વિચારોને સાધારણ દોષ રહિત કર્તવ્યો પ્રતિ પ્રેરવા જોઇએ. સાવધાનતા અને ધૈર્ય પૂર્વક અભ્યાસ કરવાથી શારીરિક નિર્બળતા વાળા મનુષ્યો પોતાને બળવાન બનાવી શકે છે. અને નિર્બળ વિચારોના મનુષ્યો શુભ વિચાર કરવાના અભ્યાસથી પોતાના વિચારોને સબળ બનાવી શકે છે.

ભય, હીનતા અને નિર્બળતાનો ત્યાગ કરવાથી અને એક વિશેષ ઉદેશને સ્થિર કરવાથી મનુષ્ય શ્રેષ્ઠ બની શકે છે. જે પોતાની નિષ્ફળતાને સફળતાના માર્ગમાં બદલી શકે છે, ને પ્રત્યેક આસપાસના સંજોગને પોતાના દાસ બનાવી લે છે અને જે દ્રઢતાથી વિચાર કરે છે, તે નિર્ભય થઇને યત્ન કરે છે અને પોતાના વિજય માર્ગે વળે છે તેજ શ્રેષ્ઠ પુરૂષનું સ્થાન ભોગવી શકે છે. કોઇ પણ પ્રકારના ઉદેશને સ્થિર કરીને મનુષ્યે તેને પૂર્ણ કરવાને માટે એક સીધો માર્ગ શોધી અને તે રસ્તે ચાલ્યા જવું, પછી બીજી તરફ ફાંફાં ન મારવાં, પછી તેમાં ભય કે શંકાને રાખવી નહી. ભય અને શંકા રાખનાર કોઇએ આજ સુધી કાર્યને સિદ્ધ કર્યું નથી, તે જ્યાં હોય છે ત્યાં નિષ્ફળતા હોવાનીજ. કારણ કે જેના મનમાં ભય કે સંશય રહે છે તેમનો ઉદેશ ડગ મગે છે કામ કરવાની શક્તિ, બળ અને દ્રઢતા વિગેરે ઉત્તમ ગુણો તુરતજ ત્યાંથી પલાયન થઇ જાય છે. કોઇપણ કામ કરવાની ઇચ્છાના, ભય અને શંકા, એ ભારે શત્રુ છે. જે મ-

નુષ્યો ભય અને શંકા ઉપર પોતાનો વિજય મેળવી શકે છે તે નિષ્ફળતાપર પણ વિજય મેળવી શકે છે. તેના પ્રત્યેક વિચારમાં શક્તિ ભરેલી હોય છે અને તે સઘળા વિઘ્નોને દુર કરી શકે છે

જે વિચાર નિર્લેપતાની સાથે ઉદેશને જોડી શકે છે, તે મનુષ્ય ઘણીજ ઝડપથી બળવાન શ્રેષ્ટ અને યશસ્વી થઇ જાય છે. તે પછી ચંચળ વિચાર વાળો, અસ્થિર આવેશ અને મિથ્યા સંકલ્પ વિકલ્પોના પુતળા જેવો રહેતો નથી તે મનુષ્ય જે આ પ્રકારે પોતાના એક ઉદેશને પકડી રહે છે, તે પોતાની આત્મિક શક્તિયોને જાણનાર સ્વામી બની જાય છે, અને પછી જ્યાં તેને તે શક્તિઓનું જ્ઞાન થયુ ત્યાં તે શક્તિઓને પોતાનાં બીજા કામોમાં લાગી શકે છે.

મનુષ્યે કોઇ પણ કાર્યમાં સફળતા મેળવવી એ તેના વિચારો ઉપર આધાર રાખે છે. મનુષ્ય જેવા વિચારનું સેવન કરે છે તેવોજ તે થાય છે. આજ સુધીમાં તેણે જેવા વિચારો કર્યા હોય છે તેવી સ્થિતિને તેણે હાલ મેળવેલી હોય છે, હવે પછી જેવા વિચારો કરશે તેવી સ્થિતિને મેળવશે તેને હાલ જે કાંઈ સુખ કે દુઃખ પ્રાપ્ત હોય તે તેના વિચારનુંજ ફળ છે. મનુષ્ય પોતેજ પોતાના વિચારના ફળરૂપ છે. મનુષ્ય પોતેજ પોતાના વિચારો ફેરવીને પોતાને ઉચ્ચપદ ઉપર ચઢાવી શકે છે, વિજયી થઇ શકે છે, અને સફળતાને પ્રાપ્ત કરી શકે છે. એ પ્રકારે જે માણસો પોતાના વિચારો બદલી શકતા નથી. તેઓ હંમેશાં દુઃખી, નિર્બળ અને અન્યના દાસ બનીને રહે છે.

મનુષ્ય જે પ્રમાણમાં પોતાની વિકાર યુક્ત પાશવિક વિચારોનો સંહાર કરશે અને પોતાના પ્રયત્નો અને ઉપાયોપર સ્થિર કરશે અને જે પ્રમાણમાં પોતાના વિચારોને ઉન્નત બનાવશે તેજ પ્રમાણમાં અધિક મનુષ્યતા, દઢતા અને ધર્મ પરાયણતા તે પ્રાપ્ત કરી શકે છે. જગત, લાલચુ, અસત્યવાદી, કપટી, ઠગ કપટી અને દુષ્ટને મદદ આપી શકતું નથી, પણ સત્યવાદી, ધાર્મિક અને પરોપકારી મનુષ્યને મદદ આપી શકે છે.

જે મનુષ્યોએ નિર્બળતાને જીતી લીધી છે અને પોતાના સ્વાર્થોને તિલાંજલી આપી છે તેઓ ખરા સ્વતંત્ર છે. જે મનુષ્યો નિર્બળ વિચારો વાળા અને સ્વાર્થવાળા છે, તેમ જેમની મનોવૃત્તિયો પશુઓની માફક કોઇ કોઇ વિચાર નિયમ પૂર્વક અને સ્પષ્ટ રાખી શકતા નથી તે પોતાની ગુપ્ત શક્તિયોનો વિકાસ કરી શકતા નથી તેવા માણસોના દરેક કાર્ય નિષ્ફળ નીવડે છે. સ્વાર્થ ત્યાગ કર્યા સિવાય કોઇ પણ પ્રકારની ઉન્નતિ અને કોઇ પણ પ્રકારની સફળતા પ્રાપ્ત થઇ શકતી નથી

આત્મિક ઉન્નતિ કેવળ પવિત્ર તથા મહાત્માઓથીજ થાય છે, જે મનુષ્ય હંમેશા ઉચ્ચ અને ઉન્નત વિચારોમાં ભ્રમણ કરે છે, જેના હૃદય, આત્મા અને મનમાં સર્વદા શુદ્ધ અને નિઃસ્વાર્થ વિચારો ભરેલા રહે છે, તે બપોરના સૂર્ય કે પૂર્ણિમાના ચંદ્રની માફક માધુર્ય પૂર્ણ હોઇ શકે છે. તે જ્ઞાનવાન અને સદાચારી થઇને એવા સ્થાનને પ્રાપ્ત કરે છે કે જ્યાંથી જગતના અન્ય પ્રભાવશાળી મનુષ્યો પ્રકાશ પાડી શકે છે અને અમૃતનો વરસાદ વરસાવી શકે છે. આત્મસંયમ, દઢતા, શુદ્ધતા, પવિત્રતા અને શુભ વિચારોને પ્રવર્તાવનારા મનુષ્યો ઉન્નત અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

સદ્વિચારોથી પ્રાપ્ત કરેલો વિજય કેવળ શુદ્ધિદ્વારા રક્ષણ કરવા છતાં પણ સ્થિર રહી શકે છે, વ્યાપાર, બુદ્ધિ, વિદ્યા અને આત્મિક જગતમાં પ્રાપ્ત કરેલી દરેક પ્રકારની સફળતા એ સદ્વિચારોનાજ ફળરૂપ છે.

---



# यशोमति.

પ્રયોજક—ભાસ્કકવિ—જામનગર.

---



ઇસ્વીસન ૧૨૨૦ નું વર્ષ શરૂ થયાને એક-દોઢ માસ થયો હતો. આ સમય ભારત વર્ષને અત્યંત અસ્વસ્થતાનો હતો. દિલ્હીના તખ્તપર ગુલામ વંશનો બાદશાહ આલ્તમશ અધિષ્ઠિત હોઇને, તેણે અસાધારણ બુદ્ધી સામર્થ્ય અને બાહુબળથી ઘણો મુલક કબજે કર્યો હતો, બહારવટીઆઓના પત્તા મેળવી તેમને જેર કરી સર્વત્ર શાન્તીનું સામ્રાજ્ય વર્તાવવા તે રાત્રિ દિવસ શ્રમ લેતો હતો.

અન્યત્ર દેશોમાં તેની આશા ફળીભૂત થતી ગઇ. પરંતુ સિન્ધુદેશમાંના બડખોરો માત્ર શાંત થયા નહતા. બાદશાહી લશ્કર ત્યાં હોય ત્યાં સુધી તેઓ માથું ઉચું કાઢતા નહિ, પણ તેમણે જરા પગ પાછા વાળ્યા કે તુરત પાછી મારામારી લુંટફાટ અને બખેડાઓ શરૂ થતા. હિન્દુ અને મુસલમાનોની પણ ઝપાઝપી ચાલુજ રહેતી, અને તેમાં લુંટારાઓની બીનીથી પ્રજા બહુ ઉદ્વિગ્ન રહેતી. અને આવી અશાન્તીના પરિણામે ઘણા આબરૂદાર કુટુંબોએ વિદેશ સ્વીકાર્યો હતો.

શિશીર રૂતુમાં માઘમાસના દિવસ ચાલુ હતા. ચંડ રશ્મીનો પ્રખરતાપ કમી થઇને ધીરે ધીરે રાત્રીનું શીતળ-સુખદ સામ્રાજ્ય પ્રસરતું હતું. આ વેળાએ સિન્ધુ નદીના કાંઠે કાંઠે એક ઘુરખાવાળી ગાડી દ્રષ્ટી ગોચર થતી હતી. ગાડી પાછળ હથીઆરોથી સજ્જ એવા ચાર સ્વારો હતા. આ સઘળું ઝંડ અધીરતાથી પોતાનો રસ્તો કાપતું જતું હતું. તુરતમાંજ સંધિ પ્રકાશ દુર થઇને ભગવાન શીતરશ્મી સિન્ધુ નદીના ચંચલ તરંગ ઉપર શુભ્ર સુધામય ચંદ્રિકાનો વર્ષાવ કરવા લાગ્યો, જેથી વહેનારો વાયુ વૃક્ષ વલ્લરીઓને કંપતી કરીને પ્રવાસીઓપર જલબિંદુઓનું વર્ષણ કરતો હતો. આકાશ પ્રદેશ નિર્મળ હોઇને તેમાં સ્વચ્છ તારકાઓ ચમકતી હતી. આ વખતે ગાડી અને તેના રક્ષકો નદીતીર ઉપર આવ્યા અને એક ઘડીકામાં નદીનો ઉતાર ઉતરીને ગાડી તદન પાણીના પ્રવાહ પાસે આવી પહોંચી.

"અહમદ હુસેન!" ગાડીમાંની સૌંદર્ય સંપન્ન રમણીએ પોતાના અંગ રક્ષકને હાક મારી કહ્યું.

"શું હુકમ છે બા સાહેબ?"

"અહી બે ત્રણ ઘડી રોકાઇ શકાશે કે?"

"બા સાહેબ! એક ઘડી તો શું પણ એક અરધી પળ પણ અહી વિલંબ કરવો એ બહુ ભીતિવાળું છે. એકવાર નદી ઓળંગીને આપણે પેલી પારના ગામે પહોંચ્યા એટલે પછી તેવી ભીતિ નથી. આપણાપર અત્યારે કેવો પ્રસંગ ગુજર્યો છે, તે વિષે મારે કાંઇ આપને વધારે કહેવાની અગત્ય નથી."

યુવતીએ એક દીર્ઘ નિશ્વાસ મુકી ખેદ પામતાં કહ્યું–" ઠીક ત્યારે નદી ઉતર્યા પછી પણ થોડો વખત આપણે રોકાવું જોઇએ."

અહમદ હુસેને તુરત ખલાસીઓને બોલાવીને હોડીઓ તૈયાર કરાવી, એક હોડીપર ગાડી ચલાવી માણસો બેઠા. સિન્ધુના વિશાળ પાત્રમાં હોડી સપાટાથી ચાલવા લાગી. જળ લહરીઓપર નાચતાં ચંદ્રિકાના રમ્ય કિરણો હોડીમાંના માણસોને બહુ આનંદ ઉપજાવનારાં થઇ પડયાં, થોડાજ વખતમાં હોડીઓ સામે તિરે પહોચી. માણસો નીચે ઉતર્યા, આગળના પ્રવાસની તૈયારીમાં સવારો ગુંથાયા. એટલે તે બન્ને તરૂણીઓ બેસીને જકડાએલા પગને મોકળા કરવા ટહેલતાં આપસ આપસમાં વાતો કરવા લાગી.

"યશોમતિ ! હવે બે ચાર ઘડી પછી તું તારા પતિ પાસે જઇ પહોંચીશ. તે પછી ફરી આપણો મેળાપ કે દીવસ થશે તે કોણ જાણે ? એ ગમેતેમ હો, પણ બાપુજી સાહેબે ઉડતી વાત પર વિશ્વાસ રાખી તને આમ મોકલી આપવામાં ઉતાવળ કરી છે, એમ મને તો લાગે છે."

"શા ઉપરથી તું ઉડતી વાત કહે છે ? તને શી ખબર છે ! ખોરાસાન અને સમરકંદનો રાક્ષસ જેંગીસખાન ખરેજ આપણા દેશમાં આવ્યો છે, મને એ ચોક્કસ ખબર છે, બાપુજીએ અમસ્તી ઉતાવળ કરી નથી, સમજી ! ચંદા ! આવા સંકટ સમયે પ્રત્યેક હિન્દુ સ્ત્રીએ પોતાના પતિ સાથેજ રહેવું જોઇએ તરૂણ કુમારીકાઓ અને પ્રૌઢા સ્ત્રીઓપર આ રાજ્યમાં ક્યારે કેવો પ્રસંગ આવી પડશે એ કોણ કહી શકે ? આજનો દિવસ આવતી કાલ કરતાં સારો છે એમ કહેવું પડે છે, પ્રભુની મરજી શું છે છે કોણ જાણે ?"

"તું કહે છે તે તદન સાચું છે. જેને કાંઇ થોડીપણ અક્કલ છે તેતો રાત્રી દિવસ ચિંતાથી બળ્યાજ કરે છે, ગયો દિવસ તે પત્યો બાકી આવતા દિવસનો ભરૂસો નથી પડતો કેવી બ ભયંકર સ્થિતિ ! યશોમતિ ! જો તારાપર આ પાપીઓની નજર ફરી તો તારી શી દશા થવની ! બહ્યું, ત્યારે તું તારા પતિ સાથે પીયર આવીને રહેજે થયું "

યશોમતીએ હસીને પોતાની સહચરીને કહ્યું–" ચંદા ! તું તો બહુ બીકણ છે, પોતાના પતિ સાથે હોતાં જો મરણ આવે તો તેમાં કઇ આર્ય સ્ત્રીને બીતી કે દુઃખ લાગશે ! અરે ! પણ સામેથી બે માણસો કોણ આપણા તરફ જ ધસ્યા આવે છે !"

ખરેજ. નદી કિનારા ઉપરથી કૃષ્ણ વસ્ત્રોથી ઢાંકેલ બે મુર્તિઓ તેમના તરફ આવતી હતી, તેમના તરફ આ બન્ને સ્ત્રિયો બીતી અને શંકિત હૃદયે જોવા લાગી.

"હાયરે ! બહેન એ કોણ હશે !" ચંદાએ એકદમ બુમ મારી " ચાલ–ચાલ જલદી આપણે આપણા માણસો ભેળા ભળી જઇએ, અહમદ–એ અહમદ !"

ચંદાની બુમ સંભળી સઘળા માણસો આગળ દોડી આવ્યા, તોપણ એ અચાનક આવેલ બન્ને રાક્ષસી મુર્તિઓ હઠી નહિં. પોતાની તલવારો મ્યાનમાંથી બહાર ખેંચીને તે બન્ને જણાઓ તે યુવતીઓ પાસે આવ્યા, અને એક તે સઘળાને દુર રહેવા કઠોર સ્વરે તાકીદ આપી.

તેમના હુકમનું વજન રહ્યું નહિ. શિપાઇ પ્રત્યેક રક્ષક તેથી ગભરાયો, અને પોત પોતાની તરવારો મ્યાન બહાર કાઢીને તે શત્રુઓપર તુટી પડવાની તૈયારીમાં ઉભા રહ્યા. એ બન્ને તરૂણીઓ બીતાથી કંપતી હતી, વેર કોની સાથે હશે એ વિચારમાં તેઓ ગભરાઇ, અપરિચિત આવેલી બન્ને વ્યક્તિઓનો પોષાક મુગલ પદ્ધતિનો હતો. મુસલમાનો સાથે વેર કરનારની કેવી દશા થાય છે તે સઘળા જાણતા હતા, અહમદમેન યશોમતિ પાસે ઉભો રહ્યો. તેણે સાથેના બીજા સિપાહીઓને એ અપરીચીત આવેલા બન્ને દુષ્ટોપર હુમલો કરવા કહ્યું સપાઇઓની તરવારો એ વિરૂદ્ધ

ચંદ્રપ્રકાશમાં ચમકવા લાગી, અને દરેક લડાઇ-માટે આગળ પગલું ભર્યું. પણ એટલામાં એક મોટો શબ્દ સંભળાયો. સઘળાની નજર તે તરફ ખેંચાઈ.

તેમને શું જણાયું ? એક મુગલ કે જે આ આવનાર બન્નેમાંનો નદીના કિનારાપર ઉભો હતો, તે એકદમ સિન્ધુના પ્રવાહમાં ઘસડાઇ ગયો. તેને એક પ્રચંડ મગર ખેંચી જતો હતો. તે જોતાંજ તે બેમાંનો એક મુગલ નદીના પ્રવાહમાં કુદી પડયો અને પોતાના મિત્રને મદદ આપવા માટે તે ઉરદુ ભાષાથી નદી તટપરના બીજાઓને દીનતાથી વિનવવા લાગ્યો.

શાન્ત અને સ્થિર વહેતા જલપ્રવાહ ઉપર તે બન્ને માણસો મગર સાથે ઝપાટા કરવા લાગ્યા. પણ આ ધાકધક વધારે વખત નભી નહિ એકને છોડાવવા જતાં બીજો એ મૃત્યુના મુખમાં સપડાયો. મગરે બન્નેને પોતાના મોંઢાના જડબામાં લીધા. બીચારા એ મુગલોને હવે બુમ પાડવાની પણ શક્તિ રહી નહિ. પોતાને બચાવવા માટે હવે પાણીપર હાથ પછાડીને તીરપરના માણસોને નમ્ર સૂચના આપવા લાગ્યા.

આ દયાજનક દેખાવ જોઇ ક્રુર માણસનું પથર સમાન હૃદય પણ પીગળી જાત ! મરણના દ્વારે પોંચેલા ક્રુર મગરના જડબામાં સપડાએલા એ બે હતાશ માણસને પાણીમાં ડુબતા જોઇ તેમને બચાવવાનો કયો સદય માણસ પ્રયત્ન કર્યા વિના રહે ? તો પછી જાતિપુષ્પના સારસર્વસ્વથી જેનું હૃદય નિર્માણ થયું છે, એવી સહૃદયા યશોમતિ દયાથી દ્રવતિ થાય તેમાં શું આશ્ચર્ય ? તે દિવ્ય રમણી અહમદના હાથમાંથી તરવાર ખેંચી લઇ એકદમ નદીના પ્રવાહમાં કુદી પડી અને એક ઝપાટા સાથે એ દીન મુગલો પાસે જઇ પહોંચી. અને એ તરવાર મગરના અંગના કોમળ ભાગમાં એકદમ હુલાવી દીધી.

પાણી એક બે વાર ઉછળી આવ્યું અને તે મગરનો મૃતદેહ પાણીમાં અદ્રશ્ય થયો. એટલામાં યશોમતિના સેવક પણ તરતા તરતા ત્યાં આવી પહોંચ્યા. અને તે અર્ધમૃત મુગલોને કીનારાપર આણી મુકયા. યશોમતિ બહાર લાળ લુંછતી આવતી હતી તેણીને જોઇ અહમદે કહ્યું—"બા સાહેબ ! આજે આપે આ શું કર્યું ? આપનો કિંમતી પ્રાણ નાહક સંકટમાં ઉતારી મુકયો. આ મુગલો તો આપણને નુકશાન પહોંચાડવા આવ્યા હતા. ખરું પુછોતો આજે આપે સર્પને દુધ પાવા સરખું કર્યું છે !"

"અહમદ ! ગમે તેમ હોય તોપણ તેઓ પ્રભુના ઘરના પ્રાણી છે, આવી દશામાં તેમને મરવા દેવા એ આપણા જેવાને ઉચીત નથી. આવે સંકટ વખતે તેમને મદદ ન કરવી, એ આપણા ધર્મને અને હિંદુત્વને શરમાવનાર છે. ફાયદો થયો ત્યારેજ ઉપકાર કરવો-દયા કરવી એ કયા ધર્મમાં કહ્યું છે ? અહંમદ ! દયા એ શું કંઇ વેપારની વસ્તુ છે વારૂ ?" ચંદાએ આણી આપેલ કોરી સાડી પહેરતાં યશોમતિ બોલી.

એ મુગલોને સાવધ થતાં વખત વીત્યો એટલામાં યશોમતિના રક્ષક સ્વારો થયા. અને વેળાસર ગાડીમાં બેસવા અહમદે યશોમતિને ઉતાવળ કરવા માંડી. પણ તેણે નિશ્ચય પૂર્વક કહ્યું—"નહિ. અહંમદ ! જ્યાં સુધી આ બન્ને માણસો પુરી શુદ્ધીપર આવ્યા નથી ત્યાં સુધી આપણે અહીંથી જવું ઉચીત નથી"

અહંમદ ઉતાવળ કરતો બોલ્યો—"બા સાહેબ ! આવી ખોટી હઠ નહિ પકડો. રાત્રી હવે વ્યતિત થવા આવી છે. અમારે અત્યાર સુધીમાં આગળ કેટલોએક રસ્તો કાપી જવાની જરૂર હતી. આપણાપર કેવું સંકટ છે તે શું આપ વિસરી ગયાં ? આગળનો રસ્તો પણ સલામતી વાળો

હજુ નથી. આ મુગલો લુંટારા છે, તે બચે કે મરે તેમની સાથે તમારે શું પડયુ છે ! આ ખલાસીઓને કહીએ. ગમે તો તેમની વ્યવસ્થા કરશે. તે નરાધમો માટે આપણે ખોટી થવાની કોઇ જરૂર નથી."

યશોમતિ એક શબ્દ પણ બોલી નહિ, તે એકાગ્રતાથી એ મુગલોને શુદ્ધીપર આણવાની ખટપટ કરતી હતી. થોડીવારે એકજણ તેમાંથી કાંઇક હાથપગ હલાવવા લાગ્યો, ઘડી જતાં તે ઉઠયો, બીજો પણ સાવધ થયો, બન્ને આશ્ચર્યથી ચોમેર જોવા લાગ્યા. પણ તેમની ભાષા કોઇ સમજી શક્યું નહિ થોડીવારે એક ઉર્દુ ભાષામાં કહ્યુ–"પેલી અમને જીવીતદાન આપનારી સ્વર્ગની પરી કયાં છે ! ખુદા તેનું કલ્યાણ કરે. અમારે તેને એકવાર સલામ ભરવી છે. ખુદાતાલા અલ્લા રસુલની ખાતર અમારાપર મહેરબાની કરો અમને તેનો ઉપકાર માનવા દો.

કોઇ કાંઇ બોલ્યુ નહિ, યશોમતિ ગભીર સ્વરે બોલી–" મારો ઉપકાર તમારે માનવાનું કાંઈ કારણ નથી, પ્રભુના દરબારમાં સઘળાં પ્રાણી સરખાંજ છે, એક બીજાને સહાય આપવી એતો માણસનું કર્તવ્યજ છે, તમે બન્ને અમને હેરાન કરવા આવ્યા હતા, પણ પ્રભુની ઇચ્છા તેવી નથી. વિશ્વનિયંતા તમને તમારા અપરાધની ક્ષમા કરે, તમારે જવુ હોય ત્યાં જાઓ. અમે પણ અમારે રસ્તે પડીએ."

આટલું કહિને યશોમતિ પોતાની ગાડીમાં આવી બેઠી. ગાડી ચાલુ થવાની એટલામાં તે મુગલમાંથી એક સરદાર જેમ તેમ કરી ઉભો થયો અને એક રત્ન જડિત કટાર કેડેથી કાઢી આગળ ધરી રૂંધાતે સ્વરે તે કાંઇક બોલ્યો–બીજાએ તેનું કહેવું સમજાવતાં કહ્યું–" બા સાહેબ ! આ અમારા સરદાર સાહેબ આપે કરેલ ઉપકારની નીશાની દાખલ આ તેમની અમૂલ્ય કટાર આપને ભેટ કરે છે તેનો સ્વીકાર કરશો, તમારાપર ગમે તેવુ સંકટ આવે તોપણ આ કટાર આપ વેગળી કરશો નહિ."

થોડીવાર વિચાર કરીને યશોમતિએ તે કટાર પોતાના નોકર પાસેથી લેવરાવી. અને ગાડી ચલાવવા કહ્યું.

કેટલીક વારે પેલા બન્ને મુગલો પણ ત્યાંથી પસાર થઇ ગયા.

(૨)

ઉપરના બનાવને બે માસ વીત્યા છે. પણ આ બે માસ સિન્ધ દેશને બહુજ ભીતીના અને ત્રાસદાયક થઈ પડયા હતા. ખુરાસાનનો બાદશાહ જેંગીસખાન પોતાના દશ હજાર તાર્તાર સવારો સાથે પશ્ચિમના ડુંગરાળ પ્રદેશમાંથી હિંદુસ્તાનમાં ધુસ્યો હતો. તેના અત્યાચારથી સિન્ધમાં લોહીની નીકો વહેવા માંડી હતી. તેની સાથેના તાર્તાર સિપાઇઓમાં, દયાનું તો સ્વપ્નજ ન હતું, તે સ્વભાવે અત્યંત ક્રુર–જંગલી અને શીકારના શોખી હતા. માણસનો જીવ લેવો એ તેમના મનમાં કાંઇજ નહતું, પણ કોઇ અનાથ સ્ત્રિઓ બાળકો અથવા વૃદ્ધ માણસોની કતલ કરવાનો વખત આવતાં તેમને ઘણો આનંદ થતો, તાર્તાર સિપાઇઓ ઉંચાઇમાં પૂરા હોઈ, છાતીએ મજબુત હોય છે, શરીરે કદાવર હોય શક્તીમાં પણ સતેજ હોય છે, તેમનો પોશાક ચામડાનો અથવા જાડી ભરડી ઉનના કપડાંનો હોય છે. તેમનાં શરીર ગંધાતાં હોય છે આવી આ રાક્ષસી ટોળી આ વખતે સિન્ધમાં હાહાકાર વર્તાવી રહી હતી, તેમનાં નાનાં મોટાં ટોળાં આજુ બાજુના ગામપર પોચતાં અને બધા સ્ત્રી પુરૂષોને હથીયારથી જેર કરતાં, પછી તે ગામનો પૈસો, સુંદર વસ્તુ, અને જુવાન સ્ત્રીઓના માલક તે પોતેજ બનતા ?

બાદ આ તેમનું ક્રુર ટોળું ગામમાંથી ગયાબાદ લોહીનો કીચડ અશ્રુના વર્ષાદથી ધોવાતો. જે ગામના માણસો આ અત્યાચારીઓને પ્રથમથીજ નમતા નહિ, અને પોતાના બચાવ માટે કાંઇ પ્રયત્ન કરતા, તો એ સઘળા ગામના માણસોની કતલ કરીને આખરે તે ગામ બાળી મુકતા. કોઇના મુખપર આનંદ નહિ! હાસ્ય નહિ! સર્વત્ર ચિંતા, દુઃખ, શોક, અને બીનીનું સામ્રાજ્ય નજરે પડતું! જ્યાં ત્યાં અગ્નીના ધુંવાડા, દીન માણસોનું કરૂણ આક્રંદન, અને રક્તના પ્રવાહ એ નજરે પડતું, આ રાક્ષસોના હાથમાંથી છુટવા માટે ગરીબ બિચારા અનાથ માણસો રાત બે રાત જંગલમાં નદિ કિનારે ભટકતા, અને આશ્રય મેળવવા દોડધુમ કરી રહેતા નજરે પડતા હતા.

ચૈત્ર મહિનાના એક સુંદર પ્રભાત સમયે સિન્ધુના કિનારા પરનુ એક નહાનકડું ગામ આ મુગલ સીપાઇઓના રાક્ષસી ક્રોધને ભોગ થઇ પડ્યું છે. પ્રભાતના શીતળમંદ વાયુની મીઠી નિંદ્રામાંથી ગામમાંના યુવાન બાળક અને વૃદ્ધ માણસો જાગૃત થતાં હતાં, એટલામાં સર્વત્ર દોડાદોડી થવા લાગી, મુગલ લુંટારાઓએ પોતાના ગામને ઘેરો ઘાલ્યો છે, એવી ખબર સાંભળતાં પ્રત્યેકના અંતરમાં ઉંડો ધ્રાસકો પડયો.

થોડીવારે ગામ દરવાજાની ચોકીપર એક મુગલ સીપાઇ પોતાના જમાદારનો સંદેશો લઇ આવ્યો—"જેને પોતાના પ્રાણુની પરવા હોય તેણે ખુદાતાલાના પવિત્ર ધર્મનો સ્વીકાર કરવો. નહિ તો પ્રત્યેકને રીબાવી રીબાવીને ઠાર કરવામાં આવશે"

આ સંદેશાથી ગામમાં બહુજ ગડબડ મચી રહી. તોપણ ગામમાંના કેટલાએક વીરાઓએ હિંમતથી પ્રત્યુત્તર આપ્યો કે—"પોતાના ક્ષુદ્ર પ્રાણ માટે કોઇપણ માણસ પોતાનો પરમપ્રીય પવિત્ર એવો સનાતન ધર્મ છોડશે નહિ.

આ જવાબનું પરિણામ શું આવશે તે પ્રત્યેકના ખ્યાલ બહાર ન હતું. તુરત તેમાંથી કેટલીક ટોળીઓ બંધાઇ લડાઇ માટે તૈયાર થઇ. અને ગામમાં નાકે સજ્જ થઇ ઉભી, ગામ બહાર લુંટારા પણ પળસજ્યા હતા, તેમણે એકદમ છાપો મારવાની તૈયારી કરી. ક્ષણવારમાં શસ્ત્રાસ્ત્રોના ખનનાટથી તે ભૂપ્રદેશ ચમકવા લાગ્યો. બાલ રવિના આરક્ત કિરણોમાં ચમકતી તરવારો લોહીથી આરક્ત દેખાવા લાગી. ચોતરફથી કાપાકાપી અને મારામારી શરૂ થઇ. જખમી માણસોની વિવ્હલતા, અને ક્રુર તાર્તાર લોકોના અહંકાર યુક્ત શબ્દોથી વાતાવરણ ગાજી રહ્યું હતુ. અર્ધા કલાકમાં દરવાજાનું એક બારણું ઉઘડી જતાં શત્રુઓએ પાણીના પ્રવાહનાવેગ પ્રમાણે ગામમાં પ્રવેશ કર્યો,

નિરાધાર સ્ત્રી પુરૂષોની કતલ શરૂ થઇ. અને ગામપર મૃત્યુની ભીષણ કૃષ્ણ છાયા પ્રસરવા લાગી, બીજા દરવાજાપરના હિન્દુ વીરોને આ વાતની ખબર પડતાં, તે ત્યાં દોડી આવ્યા. પણ તેનો ઉપયોગ થવાને બદલે ઉલટી વધારે પાયમાલી થઇ! ગામની અંદર તાર્તારનાં ટોળાં દાખલ થયાં અને હિન્દુઓ સપડાવા લાગ્યા, ઘણા મરી ગયા, કેટલાક જખમી થયા, બાકીના બધા કેદ પકડાયા ક્ષણવારમાં બસો કમનસીબ પુરૂષ અને ચારસો સ્ત્રીઓ દોરીની માફક રસીથી જકડી બાંધીને તાર્તાર લોકોએ તેમને ગામ બહાર કાઢયાં. સ્ત્રીઓની આંખમાંથી ચોધાર અશ્રુઓ ચાલ્યાં હતાં! કેટલીકના પતિ, બંધુ, પુત્રોની કત્તલ તેમની દ્રષ્ટી સામે થઇ હતી. પરંતુ પોતાના પ્રીય માણસોનું હવે શું થશે! મૂંગે ક્રુર તાર્તાર સીપાઇઓની લાતો ખાતા પુરૂષો વગર બોલે આગળ ચાલતા હતા!

સઘળા ગામને આગ મુકી કમનસીબ કેદીને લઇ તે છાવણી તરફ ચાલતા થયા.

અપૂર્ણ.

# व्यापार धंधामां विजय मेळववा माटे संकल्पनो उपयोग.

( અનુસંધાન ચાલુ વર્ષના જુનના પાન ૧૩૧ થી )



જો તમને તમારા આત્મ સામર્થ્ય ઉપર વિશ્વાસજ હોય તો પછી, તમારે બીજાના ઓશીયાળા થવાની જરૂર નથી તમે તમારી માત્ર એક શ્રદ્ધાનેજ વળગીને સતત ઉત્સાહથી યત્ન કરો. તેમાં તમને જરૂર લાભ થવાનો જ. જે માણસો બીજાના સામર્થ્ય ઉપર વિશ્વાસ રાખી વેપાર ધંધો કરે છે, તેઓને ઘણી વખતે ખોટ જવાનો સંભવ રહે છે. પરંતુ જે પોતાના ઇશ્વરીય સામર્થ્યના વિશ્વાસે કાર્ય કરે છે તેને તેમાં લાભ થયા સિવાય રહેતોજ નથી. જો તમારે ધન મેળવવાની ઇચ્છા હોય તો, તમારી ઇચ્છા તમારે તમારા આત્માસંમુખ રજુ કરવી જોઇએ. અને તે તમને સહાય કરશેજ. એવી તમારે તેમના પ્રતિ દૃઢ શ્રદ્ધા રાખવી જોઇએ, જો આ પ્રમાણે તમારી શ્રદ્ધા ટકી રહેશે તો તમને ઇશ્વર ધન મેળવી આપનારા હજારો દ્વારો બતાવી દેશે. અને એક વખત તમે જે વિચાર કરતા હતા કે પૈસા શી રીતે મેળવવા. તેને બદલે તમારા આગળ પૈસા મળવાના હજારો દ્વાર ખુલ્લાં '' જશે.

તમે જે કાંઇ વેપાર ધંધો કરો તેની યોજનાના સંબંધમાં બીજાના આગળ વાતો કરવી નહિ. આપણી યોજના ખરી છે કે નહિ તે, આપણે જ નક્કી કરવું અને જો તેમાં આપણું અંતઃકરણ કબુલ કરતું હોય તો પછી તેજ યોજનાનુસાર પ્રયત્ન કરવો જોઇએ. આપણે જ્યારે તેવી વાતો બીજાના આગળ કહીએ છીએ ત્યારે, તેઓ તેમાં સલાહરૂપે ન નીવડતાં, વિઘ્નકર્તા થઇ પડે છે, અથવા તો આપણી તે યોજનાને ભય અને શંકાના વિચારોથી દબાવી નાંખે છે. અને જેથી આપણે તે કામ આગળ ન કરતાં ત્યાંથીજ અટકીએ છીએ. માટે જો તે યોજનાને આપણો અંતરાત્મા કબુલ કરે તો પછી તેમાં બીજાની સલાહ લેવાની જરૂર નથી. તમે કોઇપણ કામમાં જેટલા વધુ તમારા આત્મસામર્થ્ય ઉપર વિશ્વાસ કે શ્રદ્ધા રાખશો તે ટલુંજ વધુ તે કામ કરવાને તમારામાં સામર્થ્ય આવેલું તમને જણાશે.

તમે જે ઉદ્યોગ કરતા હો તેમાં પ્રેમ રાખતાં શીખો. અથવા તે ઉમંગથી કરો. કોઇપણ ધંધો, પ્રયત્ન કર્યા વગર સિદ્ધ થતો નથી. તમે ધારો કે બેઠે બેઠે માત્ર સંકલ્પ જ કરવાથી ધન કે સોનું ઉગીને તમારા ખોળામાં પડે અને તમે પૈસાદાર થઇ જાવ એ બનવું અસંભવિત છે. તમે સંકલ્પથી ધન મળવાનાં દ્વાર ખુલ્લાં કરી શકો તેમ છો. અને તે પ્રમાણે પ્રયત્ન કરશો તોજ તમને ધન મળશે. નહિ તો માત્ર વાતો કરેથી કાંઇ વળવાનું નહિ તેમાં વળી જો કાંઇ વિઘ્નો આવે તો તે વખતે નાસીપાસ થઇને તમારી આત્મશ્રદ્ધાને ડગમગાવી નાખશો તો ત્યાંથીજ ગબડયા સમજજો. તમારી શ્રદ્ધાની કસોટી, જ્યારે તમારા કાર્યમાં વિઘ્ન આવે છે ત્યારે જ થાય છે, મોઢે કહેવું કે મને મારા આત્મસમર્થ્ય પ્રતિ પૂર્ણ વિશ્વાસ છે. અને પછી

કોઇ વિઘ્ન આવતાં, તે વિશ્વાસાનુસાર આત્મસામર્થ્ય તે વિઘ્નને દૂર કરી જ દેશે એવી વધુ શ્રદ્ધા ન રાખતાં, હવે શું કરીશું એમ ધારી નાસીપાસ થવું એ યથાર્થ શ્રદ્ધા નથી. જો તમને વિશ્વાસ જ હોય તો પછી તમારે વિઘ્નોથી ગભરાવાની જરૂર જ નથી તમને જો તમારા આત્મસામર્થ્ય કરતાં આવી પડેલા વિઘ્નોનું બળ વધુ જણાતું હોય તો ભય કે શંકા રાખવાનું કારણ છે, પણ જો તમારા આત્મસામર્થ્ય ઉપર તમને સંપૂર્ણજ વિશ્વાસ હોય તો પછી તે સામર્થ્યના પ્રભાવે તમે ગમે તેવા વિઘ્નોને હઠાવી તમારા કાર્યની સફળતા કરી શકશોજ.

તમારે તમારા કાર્યમાં સફળતા મેળવવીજ હોય તો તમે જે કાર્ય કરો તે ઉમંગથી કરો, તમારૂં સર્વ ધ્યાન તેમાંજ આપવું અને તેના પ્રયત્નની સિદ્ધિનાજ વિચારોમાં તન્મય થઇ જવું. અને પ્રેમ પૂર્વક જરા પણ શિથિલતા કે અસતોષ પામ્યા વગર તે કાર્યને કર્યા કરવું. જ્યાં સુધી તે કાર્ય સિદ્ધ ન થાય ત્યાં સુધી બીજી વાતોમાં લક્ષ ન આપો માત્ર જાણે તે એકજ કામ કરવાનું હોય તેમ તમારે તેનેજ વળગી રહેવું. અને જ્યાં સુધી તે સિદ્ધ ન થાય ત્યાં સુધી તે કાર્યની પાછળ ઉત્સાહ પૂર્વક મંડયા રહેવું.

તમારૂં કામ સિદ્ધ થશેજ એવો દૃઢ નિશ્ચય રાખો, જો તેવો તમારો નિશ્ચયજ બંધાઇ જશે કે "કામ જરૂર સિદ્ધ થશેજ" તો તે સિદ્ધ થવાનું જ.વળી તે કામ તમારાથી થઇ શકશે જ. એવો પૂર્ણ વિશ્વાસ રાખો અને તે કરવાને તમારામાં પૂર્ણ શક્તિ છે જ, અને તે પ્રતિ પળે વધતી જ જાય છે. જેમ વધુ અંધારૂં તેમ વધુ પ્રકાશની જરૂર પડે છે, તેમજ તમારા ઉચ્ચ સંકલ્પને દૃઢ નિશ્ચયવાળો કરવાની જરૂર છે. અને જો સંકલ્પાનુસાર દૃઢ નિશ્ચય થઇ જાય છે તો પછી તે કાર્ય જરૂર સિદ્ધ થઇ જ શકે છે.

પ્રથમ ઉત્તમ વસ્તુને પ્રાપ્ત કરવી જોઇએ અને તે પ્રાપ્ત થયા પછી તે વડે દ્રવ્ય મેળવવા માટે તે વસ્તુની ઉત્તમતાનું જ્ઞાન બીજાને થાય તે માટે તેને પ્રસિદ્ધિમાં લાવવી જોઇએ. જ્યાં સુધી તમે ઉત્તમ વસ્તુ પ્રાપ્ત ન કરી હોય ત્યાં સુધી તેની પ્રસિદ્ધિ કરવી નકામી છે. માટે પ્રથમ પ્રયત્ન કરી અને ઉત્તમ વસ્તુને પ્રાપ્ત કરવી જોઇએ.

તમારી ઉન્નતિ અને સફળતાનો આધાર તમારાજ પુરૂષાર્થ અને ઉદ્યોગનું ફળ છે. એવો વિચાર ન રાખવો. તમારે તો માત્ર તમારા તન, મન અને ધનને ખર્ચી કર્તવ્ય કરવાનું છે. જો તમે શુદ્ધ અંતઃકરણ પૂર્વક તમારા તન અને મનની એકાગ્રતા પૂર્વક તે કાર્ય કરતા હશો તો તે કાર્ય સિદ્ધ કરવાનું કામ ભગવાનનું છે.તમારા પ્રયત્નનું ફળ આપવું એ ઇશ્વરીય કામ છે તમારે તો ફળની આશામાંને આશામાં "કેમ ફળ મળતું નથી, કેમ ફળ મળતું નથી," એવી આશા રાખી ગુંચાયા કરવાનું નથી. તમારે તો માત્ર નિયમિત પ્રયત્નજ કર્યા કરવો અને તેનું ફળ ઇશ્વર આપશેજ એવી દૃઢ આશા રાખ્યા કરવી. તેથી તમારા કાર્યમાં ઇશ્વરનો અલૌકિક પ્રેમ તમને મદદ કરશે જ. અને તેજ તમને આવી પડતી વિપત્તિઓના વખતે તમારૂં બળ વધારી અને તમારૂં રક્ષણ કરશેજ. તમારૂં કાર્ય માત્ર ઇશ્વરિય શક્તિમાં દૃઢ વિશ્વાસ રાખવાનું છે. અને તેથી તમારે કદી પણ નિરાશ થવુ પડશેજ નહીં

તમારામાં કદાચ કોઇ સદ્‌ગુણ ન હોય તો તે સદ્‌ગુણ તમને સ્વાભાવસિદ્ધ ન થાય ત્યાં સુધી તેને માત્ર બહારથી બતાવવાને માટે પણ તમારે ગ્રહણ કરવો. અને જ્યાં તેનો તમારામાં આ પ્રમાણે વાસ થશે અને વધુ ને વધુ વખત તમારામાં રહેશે તેમ તેમ તે સદ્‌ગુણ તમારો સ્વભાવ સિદ્ધ સદ્‌ગુણ થઈ શકશે

તમારે જે વસ્તુની જરૂર હશે તે વસ્તુ તમારો આત્મા તમારા સંમુખ લાવી શકે છે,

માટે જો તમારે સ્વાસ્થ્ય, સમ્પત્તિ, સુખ અને જ્ઞાન કે જેની ઇચ્છા હોય તો તે મેળવવાને માટે તમારે તમારા આત્મા પાસે માગણી કરવી, અને તે પછી જરૂર વિશ્વાસ રાખજો કે તે વસ્તુઓ તમને તમારો આત્મા મેળવી આપશેજ. માત્ર તમારે યોગ્ય રીતે માગણી કરવી અને તે પછી તે મળશેજ એવી આશા રાખવી જોઇએ.

કોઇપણ વ્યવહારમાં જે શુભ હોય તેનુંજ અવલંબન કરો, સીધા અને સરળ માર્ગેજ ચાલો અશુભ માર્ગે કે અયોગ્ય માર્ગે જવાથી તેનું પરિણામ ખરાબજ આવે છે. જો તમે છળ કરતાં શીખશો, તો તમારી આત્મિક શક્તિયો તમને કાંઇ પણ મદદ કરી શકશે નહિ, તમારે તમારા કાર્યની સિદ્ધિ કરવાને માટે જો આત્મિક સામર્થ્યની મદદ મેળવવાની ઇચ્છા જ હોયતો જેમ આત્મા પવિત્ર અને છળકપટ રહિત છે, તેમ તમારે પણ પવિત્ર અને છળ કપટ રહિત રહેવું જોઇએ, સર્વ પ્રાણિ માત્ર પ્રતિબંધુભાવને જાગૃત કરવો અને કોઇપણ પ્રાણિના અંતઃકરણમાં તમારા જે વર્તનથી ઉદ્વેગ થવાનો સંભવ હોય તેવા એક પણ વર્તનને ન કરો. તમે જે પ્રમાણમાં આત્માના ગુણો તમારામાં ધારણ કરી શકશો તેપ્રમાણમાં તમારા કાર્યની સિદ્ધિનો અનુભવ કરી શકશો,કારણ કે આત્મા,પોતાના જેવા ગુણોને ધારણ કરનારનેજ મદદ કરી શકે છે, તમારે તમારૂં કાર્ય સિદ્ધ કરવાને માટે તેની મદદની જરૂર જ હોય તો પછી તેના જેવા સબળા, સીધા વિચારના, છળ પ્રપંચ રહિત, પ્રાણિમાત્રને પોતાના આત્મતુલ્ય ગણતાં શીખો અને જેમ જેમ તમારામાં આ ગુણોના ભાવ સિદ્ધ થતા જશે તેમ તેમ તમારા કાર્યની પણ સિદ્ધિ થવાનીજ, કારણ કે પછી ઇશ્વર તમને મદદ કરી શકે છે.

અપૂર્ણ.

---

## ×भारत वर्ष हमारो छे.

( દેસાઈ મોતીલાલ મયુરભાઇ મહુધાવાળા. )

—સવૈયાની ગત—

(૧)

મહિ મંડળમાં સુંદર તર આ ભારત વર્ષ હમારો છે,
હમે કોકીલાં એ ઉપવનના એજ ઉદ્યાન હમારો છે;
જ્યારે અતિપથ વિચલીત થૈ એ, માતૃભૂમિમાં રહે છે મન,
જ્યાં મન ત્યાં તન નિશ્ચે રહે તું મનથી દેહ ન ન્યારો છે.

(૨)

મહિ મંડળમાં ઉચો પર્વત નભથી જે વાતો કરતો,
એજ હિમાલય માર્ગે પુરાતન, રક્ષક હેતુ હમારો છે,
અગણિત નદિયો વહે પર્વતથી, હમનિય તિરે કરે કલ્લોલ;
એ કારણથી નંદન વન સમ, ભારત વર્ષ હમારો છે.

( ૩ )

પવિત્ર જળ ધારિણી હે ગંગે ? શું ગતદિન છે યાદ તને ?
પવિત્ર તટપર વદી વિચરતા ભારત વર્ષ હમારો છે,
મિશ્ર રોમ યુનાન નિવાસી, ત્યજી વિચર્યા સૌ અન્ય દિશે,
પ્રભુ કૃપાથી પવિત્ર ભૂપર, યદ્યપી વાસ હમારો છે.




# પ્રકરણ ૪ થું.

## સુલોચનાનું સંકટ.

( અનુસંધાન ગતાંકથી. )



એકાંત વાસ કે જ્યાં કોઇ ઓથ કે ઉપરાણું લઇ શકે કે દાદ ફરિયાદ સાંભળી શકે તેવું કોઇ બીજું નહોતું. ત્યાં મદનલાલ જેવા દુષ્ટના પંઝામાં સુલોચના સ સપડાઇ ગઇ. મદનલાલે મેડીનાં બારણાં અડકાવી દીધાં અને સુલોચનાને કહ્યું કે, વ્હાલી ! તું જરા પણ ગભરાઇશ નહિ. આજે તારી અને મારી ઘણા દિવસની ઉમેદ પુરી થવાની છે. નવલે તો તને સુની મૂકી, પણ આ મદન તારા પ્રેમની ચાહના કરતો ઉભો છે હું ઘણા વખતથી તારા સહવાસની આશા રાખું છું. તારી પણ ઇચ્છા છે તો હવે આથી બીજો કયો ઉત્તમ પ્રસંગ મળવાનો છે તારી સર્વ મનકામના હું પૂર્ણ કરીશ. માટે તારે ગભરાવાનું જરા પણ કારણ નથી. આવ, અને સ કોચ છોડી દે. મારામાં અને નવલમાં જુદાઇ ન ગણ. આ સાંભળી સુલોચનાના દુઃખનો પાર રહ્યો નહિ. તે થર થર ધ્રુજવા/માંડી. પાછળ જોયું તો બારણું અટકાવી સાંકળ દીધેલી હતી. છતાં તે ત્યાંથી નાસવાનો લાગ શોધવા લાગી. " તેણે કહ્યું, ભાઇ ! તમે તો મારા ધર્મના ભાઇ છો. મારા ઉપર કુદૃષ્ટિ કરવી એ તમારા જેવા સમજુ માણસનું કામ નથી. માટે આ વાત જવા દો. અને મને રોકો નહિ. "

મદન—વ્હાલી સુલોચના ! " હું તારો ભાઇ નથી. અને તારે મને ભાઇ ગણવો એ અન્યાય છે. તું હવે મારી સાથે સ્ત્રી તરીકેનો સંબંધ બાંધ, અને જરા પણ સંકોચ રાખ્યા વગર સુખી થા. "

આ સાંભળી સુલોચનાને ઘણોજ ક્રોધ ચડ્યો. તે લાલ પીળી થઇ ગઇ, તેણે કહ્યું મદનલાલ, તમે આ શું બોલો છો, એક આર્ય બાળા, હું તમારા ભાઇની પત્નિ છું સ્ત્રીઓને માટે પતિવ્રત જેવો બીજો કોઇ ઉત્તમ ધર્મ નથી. સતિ સ્ત્રી પ્રતિ કુદૃષ્ટિ નાંખવી, એ મહા પાપનું કામ છે. તમે સમજો, અને મને જવા દો. તમે એમ માનતા હશો કે અત્યારે મારૂં કોઇ અહીં નથી. પણ એ તમારી મોટી ભૂલ છે. ઇશ્વર સર્વ જગ્યાએ છે તે સતિ સ્ત્રીની વ્હારે દરેક વખતે આવે છે અને આવશે. માટે આ પાપ કાર્ય કરવાનો વિચાર છોડી દો. અને મને જવા દો " એમ કહી સુલોચના ઉતાવળી અને ગાભરી બની બારણા તરફ દોડી અને જેવી સાંકળ ઉઘાડી બારણું ઉઘાડવા જાય છે કે પાછળથી દુષ્ટ મદનલાલે તેને અટકાવી. અને

બારણે તાળુ દીધું અને સુલોચનાને પકડી પોતાના પલંગ પાસે ઘસડી ગયો. આ જોઇ હવે સુલોચના પણ પોતાની જાત ઉપર ગઇ, અને તેણે પોતાનું ખરૂં રૂપ પ્રકટ કરવા માંડયું તેણે હીંમત આણી મદનનો હાથ તરછોડી નાંખ્યો અને કહ્યું, દુષ્ટ ! ખબરદાર જો મને અડકયો તો. જરા શરમ આવતી નથી ! તારા ભાઇની પત્નિ કે જે હું • તારે બેન બરોબર છુ. તેની આબરૂ ઉપર હાથ નાંખવા તૈયાર થતાં તને શરમ નથી આવતી ? નીચ ! મને જવા દે નહિ તો હવે હું તારી માની કે તારી માસીની કોઇની પણ શરમ રાખનાર નથી અત્યાર સુધી હું તારૂં માન જાળવું છું પણ હવે તું તારી જાત ઉપર જાય છે ખબરદાર જો હાથ અડકાડયો તો ! હજુ પણ ચેત ! મૂર્ખ ! એક સતિ સ્ત્રીની લાજ લેવાનો વિચાર કરતાં તારૂંજ બગડવા બેઠું છે. જો ! જે જે માણસોએ સતિ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ નાંખી છે તેમને શું શું વિત્યું છે તે સાંભળ. અને જરા સમજ. રાવણ જેવો રાજા પણ સતિ સીતા ઉપર કુદૃષ્ટિ કરીને હતો નહતો થઇ ગયો. રાજ ગયું, પોતે ગયો, અને પોતાનો પરિવાર પણ ગયો વળી દ્રૌપદિ જેવી સતિ સ્ત્રી ઉપર કુદૃષ્ટિ કરનાર દુર્યોધન તથા કેચકીચકની શી વલે થઇ તે યાદ લાવ. એવા મોટા ચક્રવર્ત્તિ રાજાઓ પણ માત્ર સતિ સ્ત્રી પર કુદૃષ્ટિ કરવાને લીધે પાયમાલ થઇ ગયા છે. અને આ જગતમાં હતા ન હતા થઇ ગયા છે, તો તારો શો હિસાબ ? જ્યારે બગડવા કાળ થાય છે, ત્યારેજ દુષ્ટ પુરૂષોને સતિ સ્ત્રીઓ પ્રતિ કુદૃષ્ટિ કરવી સુઝે છે તારી પણ મારા પ્રતિ જે કુદૃષ્ટિ થઇ છે, તેમાં તારૂંજ બગડવા કાળ થયું છે તું એમ ધારતો હશે કે અહીં અત્યારે મારૂં કોઇ નથી,અને તેથી જબરજસ્તીથી તું મારી આબરૂ ઉપર હાથ નાંખવાને શક્તિમાન થઇશ. પણ તેમાં તું ભૂલ કરે છે. જ્યાં સુધી મારા ખોળીઆમાં પ્રાણ છે, ત્યાં સુધી તો હું મારા સતિ ધર્મથી ભ્રષ્ટ નહિજ થઉં. અને તું જાણે છે કે સતિ સ્ત્રીઓ પોતાના પ્રાણ કરતાં પણ પોતાના પતિવૃત્તને વધારે ગણે છે. આ જગતમાં સ્ત્રીઓને માટે પતિવૃત્ત એ ઉત્તમમાં ઉત્તમ વૃત છે. જે જે સ્ત્રીઓએ પોતાના પતિવૃત્તને અનેક લાલચોમાં પણ ન સપડાતાં, અને દુખી હાલતમાં રહીને પણ સાચવી રાખ્યું છે. તે સ્ત્રીઓ આજે જગતમાં દેવી તરીકે પૂજાય છે. તું ધારતો હશે કે હું અબળા છું. પણ તે તારી ભૂલ છે. અત્યારે હું સબળા છુ. પતિવૃત્તા સ્ત્રીના બળ આગળ ભલ ભલા યોદ્ધાઓનું પણ બળ ચાલી શકતું નથી, તો તારા જેવા મગતરાનો શો હિસાબ હજુ પણ હું તને ચેતાવુ છુ કે તું સમજ અને તારા હીતની ખાતર મને જવા દે. અને નહિ તો તારૂં અને મારૂં મોતજ સમજજે.

આ સાંભળી મદને કહ્યુ, વ્હાલી ! આકળી ન થા. અને નાહક હવે લાંબાં લાંબાં ભાષણ આપવાનું જવા દે, હું અત્યારે તને કોઇપણ ઉપાયે છોડનાર નથી, અને મારા હાથમાં આવેલા શીકારને છટકવા દેનાર નથી. માટે બધી વાતો જવા દઇ, અને પતિવૃત્તનો ફિકર મુકી દે. અને રાજી ખુશીથી મારી ઇચ્છાને પુરી કર જો તું રાજી ખુશીથી તાબે નહિ થાયતો, હું જોર જુલમથી પણ તને મારા કબજામાં લઇ શકીશ. માટે ખુશીથી તાબે થવામાં મારૂં મન રાજી રહેશે, અને હું તને સુખી કરીશ. હાલ તારી ઇચ્છા પુરી કરનાર મારા સિવાય કોઇ નથી, તું ધારતી હઇશ કે નવલ જીવતો હશે પણ તે ખોટું છે હવે હું તને જણાવું છું કે આજે પાંચ વાગે મને ટપાલમાં એક પત્ર મળ્યો છે. અને તેમાં લખ્યુ છે કે નવલ કિશોર ત્યાં કોઇ દુષ્ટ હત્યારાઓના પંજામાં સપડાયો હતો અને તેનો ત્યાંજ કાળ થયો છે. માટે હવે તુ વિધવા થઇ છે. આ વાત હું તને અત્યારે જણાવું છું. માટે હવે તું મારે તાબે થા અને આપણે બને રાજી પુનર્વિવાહ કરીશું. એટલે પછી કોઇ જાતનો વધો કે શક રહેનાર નથી, વળી આપણા શહેરના તપીદાર

અને માણેકશંકર કાકાને લઇ જઇને વાત કરી દઇશું કે જો પછી વાજતે ગાજતે સુધારાના પુન વિવાહના હોલમાં આપણું ધમધોકાર લગ્ન થઇ જશે. એટલે પછી આપણે પતિપત્નિ તરીકે નિશ્ચિંતતાથી રહી શકીશું. અને તારો અને મારો જન્મારો સફળ થશે, જો ના માનતી હોઉ તો લે આ કાગળ અને વાંચ ! એમ કહી એક બીડેલો પત્ર મદનલાલે સુલોચનાને આપ્યો.

આ સાંભળી સુલોચનાના દુ:ખનો પાર રહ્યો નહિ નવલ કિશોરનું મૃત્યુ અને પોતે વિધવા થઇ આ વાત મદનલાલે જ્યારે તેને જણાવી ત્યારે તેને માથે જાણે આભ તુટી પડયું હોય તેનું દુ:ખ લાગ્યું પણ મદનલાલ જેવા કપટી માણસનું ખરૂં માનવુ કે કેમ તે તેને ગડભાંજ થતી હતી. તેણે કાગળ હાથમાં લઇ અને વાંચ્યો તો તેમાં આ પ્રમાણે લખેલું હતું.

કિશોરગઢ,

તા.

રાજેશ્રી મહેતાજી નવનિતરામ !

દિલગીરી સાથે જણાવવાનું કે તમારા પુત્ર નવલકિશોર જે અહીં અમારા રાજ્યમાં મહારાણા સાહેબના હુકમથી નોકરી કરવા આવેલા હતા તે થોડા દિવસ ઉપર લુંટારાઓના ભોગ થઇ પડવાથી મરણ પામ્યા છે. અને તેથી તમારે આની તેમની મિલ્કત સભાળી જવી.

હુકમથી.

જાલમસિંહ,

મુખ્ય કારભારી. કિશોરગઢ.

આ પત્ર વાંચી સુલોચના ઘણાજ વિચારમાં પડી ગઇ. પત્ર સાચો કે જુઠો તે કાંઇ નક્કિ કરી શકી નહી. તેની આંખમાંથી ચોધારાં આંસુ જવા મડયાં છુટી પોક મુકી રડવા લાગી.

આ જોઇ મદનલાલે કહ્યું કે, વહાલી હવે રડવાથી શું વળવાનું છે ? તેં નવલનું સુખ જોયું નથી. એટલે હવે તારે શોક કરવાનું કારણ નથી. કાલ આપણે પુનર્વિવાહ કરીશું જેથી પાછી તું સધવા બનશે. માટે રડ નહી અને હવે ખુશીથી મારે તાબે થા.

આ સાંભળી પાછી સુલોચનાની આંખો લાલ પીળી થઇ ગઇ. અને ક્રોધથી બોલી ! દુષ્ટ હજુ પણ તું એનીએજ વાત કરે છે. શું સતિ સ્ત્રીઓ પુનર્લગ્ન કરતી હશે ! એતો જે સતિત્વ ધર્મને ન જાળવી શકે તેવી વિષયાસક્ત વ્યભિચારીણીઓનુંજ કામ. આર્ય શાસ્ત્રો શું કહે છે. સ્ત્રી તે પતિનું અર્ધાંગ છે, તેતો મન, વચન, અને કર્મથી પતિનું ધ્યાન ધરે છે. મને તું ફસાવા માગ નહિ અને હવે તું મને જવા દે આ પત્ર તેજ બનાવટી બનવ્યો છે. અને તેમ કરી તું મને ફસાવા માગે છે હવે જો તારૂં ભલુ ઇચ્છતો હોય તો તું મને તારી ધર્મની બેન સમજી જવા દે.

મદને કહ્યુ—આજે તો ગમે તે થાય તોપણ હું તને મારી ઘણા દિવસની જે ઇચ્છા છે તેને પુરી કર્યા વગર છોડવાનો નથી. માટે જો ઝટ જવું હોય તો મારી ઇચ્છાને તાબે થા નહિ તો દિલગીરી સાથે મારે તને જબર જસ્તીથી તાબે કરવી પડશે.

સુલોચનાએ જાણ્યું કે હજુ આ દુષ્ટ કાંઇ માનતો નથી. માટે હવે મારે શું કરવુ ! હે ઇશ્વર ! હેં સતિ સ્ત્રીઓની લાજ રાખી છે અને તુંજ મારી લાજ રાખવાને શક્તિમાન છે. એમ પ્રાર્થના કરી બોલી "નિચ ! હવે તારી નિચ બુદ્ધિ છોડી દે. અને તારે જો પરસ્ત્રીનો સંગજ કરવો હોય કે પુનર્લગ્ન કરવુ જ હોય, તોપછી તારી મા તારા ઘરમાં જ વિધવા છે તેની સાથે કેમ પુનર્વિવાહ નથી કરતો. હવે મને વધુ ન બોલાવીશ. એમ કહી એકદમ બારણા તરફ દોડી બારણું ઉતારવા મડી તેવામાં તો પાછળથી તેને મદનલાલે પકડી લીધી અને ખમેડીને મોં માં ડુચો મારી પોતાના પલંગ ઉપર ઘસડી ગયો.

સુલોચનાએ જાણ્યું કે જરૂર દુષ્ટ મારી આબરૂ લેશે. માટે હવે મારો પ્રાણ ત્યાગ કરવો જ જોઇએ. એમ ધારી જેવી જીભ દાંત તળે ધાલે છે કે બારણેથી બૂમ પડી " સબુર " સતિ ! હજુ તારૂં આયુષ્ય છે માટે સાહસ ન કર " આ વાક્ય સંભળાયું. તે સાંભળી સુલોચનાને જેવી ધીરજ આવી તેવીજ મદનલાલને ધ્રુજાટ વછુટયો ! બહારથી ફરી ગંભિર અવાજ સંભળાયો. " દુષ્ટ મદન ! તું એ સતિ ઓને મૂકી દે અને બારણું ઉઘાડ." મદને જાણ્યું કે બારણું ઉઘાડીશ તો ભોગ મળશે. માટે તેણે બારણાં ઉઘાડયાં નહિ. પણ તેવામાં તો અંદરની સાંકળ તુટી પડી અને બારણાં ઉઘાડી બહારથી એક સિપણ મૂર્તિ અંદર આવી. તેણે ભગવાં વસ્ત્ર પહેરેલાં હતાં. હાથમાં કમંડળ હતું. પગે પાદુકા હતી. મુખમુદ્રા સૌમ્ય અને ગંભિર જણાતી હતી. તેણે અંદર આવી કહ્યું, દુષ્ટ મદન ! આવાં નીચ કૃત્ય કરતાં જવા દે. આજે તો હું તને અભયદાન આપુ છુ.પણ હવે પછી જો તારૂં ભલુ ઇચ્છતો હોય તો કોઇ પણ ઓને ફસાવા યત્ન કરીશ નહિ. આટલું કહી સુલોચનાને પોતાની પાછળ આવવા જણાવ્યું. તેને જોઇ મદનલાલ તો વાઘને જોઇ જેમ બકરી થથરે તેમ થથરવા મંડયો, અને એક અક્ષર પણ બોલ્યો નહિ અને સુલોચના પણ પૂછયા ગાછયા વગર,જેમ ભાન વગર તેની પાછળ જાય તેમ તેની પછવાડે પછવાડે ચાલી.

થોડીવારે મદનલાલે બહાર જઇ જોયું તો ન મળે સંન્યાસી કે ન મળે સુલોચના. તે જોઇ એ તો મહા વિચારમાં પડી ગયો કે આ સંન્યાસી સુલોચનાને કયાં લઇ ગયો હશે ? લાવ જઇ મારી માસીને તો ખબર આપુ. તે નીચે ઉતરી બારણું અડકાવી તેની માસી તથા તેની માને તેડી લાવ્યો અને કહ્યું કે, એક સન્યાસી આવ્યો હતો તે સુલોચનાને લઇ ગયો.

આ સાંભળી દીવાળીને અને તેની માને ગભરાટ પેદા થયો. મદનલાલે તથા તેમણે બધે તપાસ કરી પણ પત્તો ન ખાધો. છેવટે સુલોચનાના બાપ પ્રસન્ન વદનને ખબર આપી, તેણે પણ ઘણો શોધ કરાવ્યો પણ પત્તો ન લાગ્યો. વળી અધુરામાં પુરો નવલકિશોરના મરણનો પત્ર મદનલાલે સર્વને વંચાવ્યો, એટલે તે સર્વના દુઃખનો પાર રહ્યો નહિ. એક બાજુ નવલકિશોર મરણ પામ્યાના અને બીજી બાજુ સુલોચનાના ગુમ થયાના સમાચારથી બંને કુટુંબોમાં શોક અને દુઃખનું વાદળ છવાઇ ગયું.

અપૂર્ણ.

---

અભિમાન સમાન શત્રુ નથી. ઉદ્યમ સમાન બંધુ નથી.
માયા સમાન ભય નથી. વિરાગ સમાન અભય નથી.
લોભ સમાન કંપ નથી. સંતોષ સમાન જંપ નથી.
શુન્ય હૃદયને વાત કરવી વિલાપ તુલ્ય છે.
ગઈ ગુજરી સંભારવી એ પ્રલાપ તુલ્ય છે.
અસત્યમાં મોહ કરવો એ વિષ તુલ્ય છે
આત્મામાં વિશ્વાસ કરવો એ અમૃત તુલ્ય છે.
શીલવંત સંસારી આભુષણ રહીત, પણ શોભે છે.
પ્રમાણિક વેપારી દ્રવ્ય રહીત, પણ શોભે છે.
સદાચરણી સ્ત્રી. અલંકાર રહીત, પણ શોભે છે.
જ્ઞાનવાન સદ્‌ગુણી, અધિકાર રહીત, પણ શોભે છે.

# लडाइ पुरी थयां पछी दुनियांनुं भाविष्य.

( અનુસંધાન ગતાંકથી. )

( લેખક—શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર. )



૩૩. યુરોપની ભયંકર મોટી લડાઈ આ જમાનાની છેલ્લી લડાઇ છે હવે પછી ઘણા વરસો સુધી એવી મોટી લડાઇ દુનિયામાં થશે નહિ, જો કે થોડા વરસોમાં એશિઆમાં હજી કેટલીક નાની નાની લડાઇઓ થશે અને તે પણ ઉન્નતિના હેતુને ખાતરજ થશે, પણ તે લડાઇઓ હાલની લડાઇ જેવી ભયંકર થશે નહિ.

૩૪. અમેરિકાની દોલત ઘણી વધી જશે પણ એ દોલતની નદીમાંથી ઘણાએ નાના મોટા ઝરણાંઓ બીજા મુલકોમાં પણ વહેવા લાગશે.

૩૫. સમુદ્રમાં કેટલાક નવા ટાપુઓ મળી આવશે અને હાલમાં ઉજડ પડેલા કેટલાક નાના નાના ટાપુઓ આબાદ થશે.

૩૬. બે કીંમતી સામુદ્રધુની આબાદ થશે. ત્યાં મોટાં બંદરો થશે અને તેની ગોઠીઓ જોવા લાયક થઇ પડશે.

૩૭. સીલોનની ઉપજ વધશે. સીલોનના પહાડોમાંથી હજી ઘણો વધારે ખજાનો નીકળી પડશે અને ત્યાંની જમીનમાં બીજા પણ ઘણી જાતના પાકો ઉત્પન્ન થશે.

૩૮ માછલાંનો વેપાર વધશે. માછલાં પકડવાની કળામાં સુધારો વધારો થશે અને માછલીઓને સાચવવાની રીતોમાં પણ ઘણો સુધારો થશે.

૩૯. સ્પેઇનના રાજ્ય મંડળમાં ફેરફારો થશે. સોની આડોની સુસ્તી ઉડશે અને દુનિયાના બજારોમાં ઠેકાણે ઠેકાણે સ્પેન લોકો પણ દેખાવા લાગશે.

૪૦. દુનીયાના બધા ધર્મનું બળ ઢીલું પડશે. ધર્મની બહારની ક્રિયા ઉપરથી લોકોની શ્રદ્ધા ઓછી થશે. ધર્મગુરૂઓની મહત્તા ઓછી થશે, અને ધર્મના બહારના કર્મ કાંડો કરતાં અંતરના ધર્મ ઉપર વધારે ભાર મુકાશે.

૪૧. જાપાન દુનિયાની આંખે ચડશે અને કંઇક મુશ્કેલીમાં આવશે પણ બચી જશે અને જાપાનની ઘણી અસરો યુરોપ તથા એશિયામાં થશે.

૪૨. સ્વીડનના પહાડોમાંથી કીમતી ચીજો નીકળશે ને તેનાં બંદરો આબાદ થશે.

૪૩. સહરાના રણનો ઘણો ભાગ લીલોછમ બની જશે અને ત્યાં વસ્તી વધતી જશે.

૪૪. ઘણા દેશોની પ્રજાઓ વચ્ચે પોતાપોતાના સ્વાર્થ સારૂ મતભેદ થશે પણ અંતરે સમાધાનીમાં તેનું પરિણામ આવશે.

૪૫ પોર્ટુગાલના સરખાનો ખીલવા લાગશે. તેની ઉપજ વધશે અને પોર્ટુગાલની પ્રજામાં હાલના કરતાં વધારે ડહાપણ આવશે.

૪૬. ઇટાલીઅનો તરફથી પણ વખાણવા લાયક કામો થશે અને રોમની સહેલ કરવા

# रसायन शास्त्र.

( અનુસંધાન ચાલુ વર્ષના જુનના અંકના પાન ૧૪૮ થી. )



રસાયન શાસ્ત્રના અભ્યાસથી તરેહવાર શોધ ખોળનું જ્ઞાનપ્રાપ્ત થાય છે.

રસાયન શાસ્ત્રીઓએ સગવડ થવા મુળતત્વ પદાર્થના ધાતુરૂપ અને અધાતુરૂપ એવા બે વર્ગ બનાવેલા છે. પહેલા વર્ગમાં સોનું, લોઢું, ચાંદી, સીસું, પારો, કલઇ વિગેરે મૂળ તત્વો હોય છે; અને ઓક્સિજન, હાઇડ્રોજન વિગેરે સાધારણ ઉષ્ણ માન ઉપર વાયુ રૂપમાં રહેનારા વાયુરૂપ મૂળતત્વો અને ગંધક, કોલસો, વિગેરે કેટલાંક ઘનરૂપમાં રહેનારાં મૂળતત્વો બીજા વર્ગમાં આવેછે.

અધાતુરૂપ તત્વોની સંખ્યા કરતાં ધાતુરૂપ તત્વોની સંખ્યા ઘણી મોટી છે, હમણાં સુધીમાં ધાતુરૂપ ૫૪ તત્વોની શોધ થઇ છે જ્યારે ફક્ત ૧૫ અધાતુરૂપ તત્વો જણાયલાં છે. આ ૬૮ થી ૬૯ મૂળ તત્વના પાયાપર રસાયન શાસ્ત્રની તમામ ઇમારત રચાયલી છે.

જે જે જાતના દ્રવ્યો આપણને જણાયલાં છે. અને જેમની પરિક્ષા કરવામાં આવી છે તે, તમામ દ્રવ્યો આ મૂળ તત્વોનાં બનેલાં છે. અને કેટલાંક તેવાજ અસંયુક્ત અવસ્તામાં છે. આ મૂળ તત્વનું અને તેમનાં સંયુક્ત પદાર્થના વર્ગ શા શા છે, અને તેમનો સંયોગ એકમેક સાથે કયા નિયમથી થડે છે એ પ્રયોગદ્વારે શોધી કાઢવાનું કામ રસાયનશાસ્ત્ર ભણેલાઓનું હોય છે. હુન્નરઉદ્યમમાં અને અનેક પ્રકારના ધંધામાં રસાયનશાસ્ત્રનાં તત્વોનો જે વ્યવહારિક ઉપયોગ થાય છે, તે અત્યંત મહત્વનો હોઇ તેના પ્રતાપે માનવી જાતનું ભારે કીત શાળો પણ સંસ્થાના "ઘરા પત્રનું આમળ વધારવા આજ શાસ્ત્ર મ...

નિયમના વ્યવહારુ ઉપરની માણસોનો કાબુ વધશે, નૌકા વિદ્યામાં સુધારો થશે, અને હાલના કરતાં વધારે જોરથી અને વધારે યુક્તિથી સમુદ્ર ખેડાશે

૫૬. સ્કોટલેન્ડના પહાડોમાંથી થોડા વરસોમાં નવી ખાણો નીકળશે અને સમૃદ્ધિને વધારશે.

૫૭ અમેરિકાનું લશ્કરી ખર્ચ વધશે પણ તેના બદલામાં અને તે ખર્ચ વધારવાને લીધેજ તેની તરફથી કેટલીક ઉપયોગી શોધો થશે

૫૮. ઇંગ્લાંડના રાજ્યના અધિકારોમાં ઘણાએ સુધારા વધારા થશે અને ઘણાએ નવા નવા કાયદાઓ થશે.

૫૯. સમુદ્રની અંદરથી, અને સમુદ્રના તળીયામાંથી ઘણો ખજાનો મેળવી શકાશે અને સમુદ્રમાં રત્નનો ભંડાર છે માટે તેનું નામ રત્નાકર છે તે અને કવિઓ-મુનિઓની વાતો સાચી પડવાનો વખત આવશે.

૬૦. સોનુ રૂપું, ત્રાંબુ અને હીરાની ખાણો વધશે.

૬૧. મોતીની પેદાશ વધશે અને કાબુ માછલીને ઉછેરવાની રીતોમાં ઘણાએ સુધારા વધારા થશે.

૬૨. સમુદ્રના પાણીમાંથી રસાયણ પ્રયોગો મારફત ઘણી ચીજો મેળવી શકાશે. તેમાંથી ઘણી દવાઓ બનશે, ઘણી વેપારની વસ્તુઓ બનશે અને સમુદ્રના પાણીમાંથી મળતા ક્ષારો હુન્નરકળામાં ઘણા ઉપયોગી થઇ પડશે.

અપૂર્ણ.

પ્રયોગ ૨ જો—ખાંડ ૨ રતીભાર ને પોટેશીયમ ક્લોરેટની ૪ રતી ભૂકી કરી તેમાંથી થોડી છરીના પાનાપર લઇ તેની પાસે સલ્ફ્યુરીક એસીડમાં કાચની સળી બોળી તેને નજદીક લાવીયે તો પણ સ્પર્શ થયા સિવાય તેનું કાર્ય ભૂકી ઉપર થતું નથી. પણ સળી ભૂકીને લાગતાં જ તે મિશ્રણ સળગે છે. એટલે સન્નિધ પણ સ્વીકાર્ય કાર્ય થતું નથી.

૩ સુકુ સોડીયમ કારબોનેટ અને સુકુ 'ટારટરિક' એસીડને ખલમાં નાખી એકત્ર કરતાં તેમનું મિશ્રણ પરસ્પર ઉપર નાખી તેમાં પાણી રેડતાં જ મિશ્રણમાંથી ઉભરો થઇ કારબો-નિક એસીડગ્યાસ નીકળે છે

૪ એક નળીયા પર ફોસફરસના ૪ કટકા રાખી તે પર આયોડીનની થોડી પત્રી મેળવતાં બંન્નેનો સાક્ષાત સંયોગ થતાં ફોસ્ફરસ સળગી જાબુડો ધુમાડો નીકળશે.

૫ રસ પુષ્પનો (પારાનો ઉંચો ક્લોરાઇડનો) સહજે દ્રવ ટેસ્ટ ટ્યુબમાં લઇ તેમાં પોટેશિયમ આયોડિનના દ્રવના ટીપાં નાખતાં દ્રવમાં લાલ રજકણ પ્રથમ પ્રસરે છે, ને છેલ્લે તે તળીયે ઠરે છે. એ પારાના આયોડીનની ભૂકી હોય છે, અત્રે પોટેશિયમ અને પારો એમની અદલા બદલી થાય છે.

૭ પારાનો ઓક્સાઇડ લઇ ગરમ કરતાં તેનું પ્રથકરણ થઇ પારો અને ઓક્સિજન જુદાં પડે છે. સંપૂર્ણ.

---

# રંગનો હુન્નર.

( અનુસંધાન ચાલુ વર્ષના જુનના પૃષ્ટ ૧૪૯ થી. )



એરંડીયાનું તેલ અને પાપડખારનું પાણી એક જીવ કરી તેમાં એક રાત કપડું બીજવી બીજે દીવસે કાઢી નીચોવ્યા કે ધોયા સિવાય સાત કલાક સુધી તડકામાં સુકવવું. પછી તે ઉપર પાણી છાંટી લાકડાના કુંદાથી છાંટવું. આઠ દિવસ સુધી તેમ કરવું નવમે દિવસે કપડું ધોઇ સુકવે છે એટલે તે રેશમ પ્રમાણે નરમ બને છે.

રંગની તર્હે—એકજ પ્રકારના અનેક રંગ ચઢાવવાની બે રીત છે. એક બીબામાંથી છાપવાની અને બીજી છાપણી. ત્રણ પ્રકારની છે, ૧ અનેક તરેહના રંગ લઇ તેમાં બીબાંની મદદથી કપડાંપર છાપવાં ૨ કપડા પર ચીકણા પદાર્થની નક્ષીનાં બીબાં છાપી તે પર સોનેરી તથા રૂપેરી વરખ ચોંટાડે છે. ૩ ખડી નામનો એક પ્રકારનો ચીકણો રંગ બનાવી તેની નક્ષી કપડાંપર છાપે છે અથવા તદન સફેદ ખડીથી છાપી તે ઉપર અબરખની ભૂકી ચોપડે છે.

બાંધણી—નખ વડે કપડાની કરચલી બનાવી ચપટીથી પકડી તે પર સુતર વીંટાળી તર્હેવાર તર્હે કાઢી કપડું રંગી બાંધેલી જગા છોડી નાખતાં ચિત્રામણ ઉઠે છે.

## રેશમી કપડા ઉપર રંગ ચઢાવવો.

રેશમ ઉપર ચીની લોકો ઘણા ઉત્તમ રંગ ચઢાવે છે, તેવાજ રેશમી કપડા ઉપર મુખ્ય કરી નીચે લખેલા સાદા રંગ ચઢાવે છે,—સફેદ—કીરમજી લાલ અને લાલના જુદા જુદા પ્રકાર ૩ લીલો કાચો પાકો. ૪ પીળો. ફક્ત પીળો અને નારંગીયો કે કેશરીયો ૫ કાળો તદન કાળો અને ગળીનો કાળો રંગ ૬ સફેદ પાપડખારનો રંગ.

સાબુ અને પાણી ઉકાળી તેમાં રેશમી કપડું ડુબાડે છે. તેમને કેટલી આંચ લગાડવી એ અનુભવી રંગારા જાણે છે, આંચ વધારે લાગતાં રેશમ ખરાબ બને છે, રેશમ ઉકાળી તૈયાર કરી તેને ધોઇ સુકવે છે. અને તેમને ગંધકનો ધુમાડો આપે છે.

લોહી રંગ—ચઢાવવો હોય તો સાજીખાર અને કળીચુનો એમને પાણીમાં પીગળાવી ઉકાળે છે. અને તે પાણી લઇ તેમાં રેશમ નાખી ઉકાળે છે પછી ધોઇ ફટકડી નાખી ઉકાળેલા પાણીને ઠંડુ પાડી તેમાં તેને એક રાત ડુબાડી રાખે છે, બીજે દિવસે સવારે કીરમજી દાણાને બુજ ગુજ આ બે પદાર્થની ભૂકી નાખી પાણી ઉકાળે છે, અને તેમાંજ ફટકડીના પાણી-

માંથી કાઢેલું રેશમ ભીનું હોય ત્યારેજ ડુબાડી ઉકાળે છે જોઇએ તેટલો રંગ ચઢતાં વાસણ નીચે ઉતારી ઠંડુ પાડે છે, અને ફરી ધોઇ સુકવે છે. પણ જો તેનો રંગ કાળો જણાય તો તેમાં લીંબુનો રસ નાખી ફરી સુકવે છે.

**નારંગી અથવા કેશરી રંગ**—લાલ રંગ પ્રમાણેજ બનાવવામાં આવે છે. પણ તેમાં હળદરની ભુકી નાંખવામાં આવે છે.

**લીલો રંગ**—ચઢાવવા માટે પાપડખાર અને સાબુનું પાણી તૈયાર કરે છે તેવુંજ તૈયાર કરી તેમાં રેશમ ઉકાળી ગળી મીઠાં પીપમાં ડુબાડી નીચોવે છે અને છેવટે લીંબુનો રસ નાખેલાં પાણીમાં ભીંજવી સુકવે છે.

**પાકો પીળો રંગ**—હરપાર્ક-નામના ઝાડની સળીમાંથી બને છે. કાચુ રેશમ પાપડખારના અને સાબુના પાણીમાં ફટકડીનાં પાણીમાં એક રાત ભીંજવવા મેલી ધોઇ કાઢવું. હરપાર્કની સળીનો કાવો બનાવી તેમાં પાપડખાર નાંખી, પાણી ઉકળતું હોય ત્યારે ગાળી લેવું. આ પાણીમાં ફટકડીનાં પાણી પાએલા રેશમને ડુબાડવું અને ખુબ હલાવવું એટલે તેની ઉપર લીંબુ જેવો રંગ આવે છે, આ રંગ કદી નીકળી જતો નથી. પાકો લીલો રંગ બનાવવો હોય તો એજ પીળું કપડુ ગળીના મીઠા પીપમાં ડુબાડી કાઢી તેને ધોયા વિના સુકવવું.

**આસમાની**—રંગ ચઢાવવો હોય તો પાપડખારના અને સાબુના પાણીમાં પકાવવું અને ફટકડીના પાણીમાં ભીંજવવું રેશમી કપડું ગળીના પીપમાં ડુબાડવું અને ધોયા વિના સુકવવું.

**લાખનો લાલ રંગ**—અગાઉ રેશમ ઉપર લાલ રંગ ચઢાવવા લાખનો ઉપયોગ કરતા કેમકે પહેલાં એક રતલ કીરમજ દાણાની કીંમત ૪૦ રૂપીયા હતી. પણ હવે સસ્તી થઇ છે. જેથી લાખનો રંગ ચઢાવવાનું સર્વે કોઇ ભૂલી ગયા જણાય છે.

લાખનો રસ બનાવવા માટે ૧॥ રતલ કાચી લાખ અને પાંચ તોલા "પુલીચો ખાર" એક રીતે તે ભીનાં થાય તેટલું તે પર પાણી રેડી બીજે દીવસે પાણીમાં છુટે છે. એટલે તેનો રંગ પાણીમાં મિશ્ર બને છે. આ પાણીને ગાળી લઇ તેમાં લોધરની ભુકી મેળવી ઉકાળે છે. ઉકાળતાં ઉપર ફીણ આવે છે, તે કાઢી નાખી, તેમાં રેશમ બોળી ઉકાળે છે, રંગ જેટલો લાલ બનાવવો હોય તેટલું આંબોશીનું પાણી નાંખવું જોઇતો રંગ ચઢતાં રેશમવાળું વાસણ ચુલા ઉપરથી ઉતારી ઠંડુ પાડે છે. અને પાછી કાઢી ધોઇ સુકવે છે. અપૂર્ણ

## अनुभव सिद्ध-उपचारो. प्लेगनी अजमावेली दवा.

આ. વિષયમાં-દરેક માણસ પોતે-પ્લેગ, કોલેરા, હરસ, પ્રમેહ, સંધિવા, પક્ષઘાત, સંગ્રહણી ભગંદર, વીગેરે દરદો-ઉપર જે જે પ્રયોગો અજમાવી જોયા હોય તે અમને લખી જણાવશે તો તે લોકોના હિતને માટે પ્રસિદ્ધ કરવામાં આવશે. એક સુપ્રસિદ્ધ ડૉક્ટરે ઘણા રોગીઓ ઉપર અજમાવેલો અને તેમના અનુભવ પ્રમાણે ઘણે ભાગે સફળ થએલો એક સુલભ અને સર્વેથી ઘેર બેઠાં થઇ શકે એવો પ્લેગનો ઉપાય સંવત ૧૯૫૪ ના વર્ષમાં શ્રી મહાકાલના કાર્તિકના અંકમાં પરમ પુજ્ય સદ્ગુરુ પરમાત્મા શ્રીમન નૃસિંહાચાર્યજીના એક ગ્રંથિ યુક્ત જ્વર સંતાપશમન નામના લેખમાં પ્રસિદ્ધ થયેલો જે ઉપાય સહજ થઇ શકે તેવો અને અજમાવેલો હોવાથી વાચકોના લાભાર્થે અત્રે આપવામાં આવ્યો છે, આ ઉપાય સહજ હોવાથી "જાણ્યો કોપડો કોડીનો" એમ સમજી તેમાં બહુ ગુણ નહિ હોય એવી શંકા કરવી યોગ્ય નથી, એ વિદ્વાન ડૉક્ટર લખે છે કે,—

"આ ગ્રંથી યુક્તજ્વર (પ્લેગ) કે આ ઋતુમાં ચાલતા કોઇ પણ જ્વરના ચિન્હ શરીરમાં દેખાય કે તરતજ વગર વિલંબે આપણે પાનમાં જે ભીંજવેલો કળીચુનો ખાઇએ છીએ તે પલાળેલો થોડો કળીચુનો લેવો (કોરો નહિં પણ જે પાનમાં અને તમાકુમાં ખવાય છે ને પાણી નાંખેલો ભીનો ચુનો લેવો) તે ચુનાને ૨૫-૨૭ લુગડાના પડમાં દાબીને તેમાંથી પાણી કાઢી નાંખવું આ ઘટ થયેલા ચુનામાંથી એક કચુકા ભાર ચુનો લઇ તેનું તેટલા જ ચોખા ઘી સાથે સારી રીતે મિશ્રણ કરવું તે મિશ્રણમાંથી ચણા જેવડી ત્રણ ગોળીઓ કરવી. આવી ત્રણ ચણા જેવડી ગોળીઓને ઘીમાં પુન. કાલવીને (પ્લેગનો) તાવ આવેલા મનુષ્યને આપવી. જો તેને ગળે તે ગોળીએ ન ઉતરે તો થોડા ઉના પાણી સાથે તે ગોળીઓ તેના પેટમાં જાય તેમ કરવું. પછી તાવના બળ

પ્રમાણે કલાકે કલાકે અથવા અર્ધા કલાકે ત્રણ ત્રણ ગોળીઓ ઘી સાથે આપ્યા કરવી. ગોળીઓ સામટી કરી નહિ મૂકવી પણ પ્રત્યેક વખતે નવી ગોળીઓ કરી તાજીજ આપવી, તાવનું બળ ઓછું થયે પછી ગોળી બે બે કલાકે અથવા ત્રણ ત્રણ કલાકે આપવી, આ ગોળીથી બીલકુલ નુકશાન થનાર નથી, પણ ગમે તેવો સખ્ત તાવ પણ બહુમાં બહુ આશરે બારેક વાર ગોળી આપવાથી શમી જાય છે, તાવમાં કોઈ પણ જાતનું ખાવાનું આપવું નહિ. દુધ, કાંજી કે કશુંજ ન આપવુ પણ તાવ ઉતરી ગયા પછી જો રોગીને સારી ભૂખ લાગી હોય તોજ દુધ,કાંજી વિગેરે હલકો ખોરાક આપવો.

ગાંઠ—પ્લેગના તાવમાં ગાંઠ નીકળે છે, તો તે ગાંઠના ઉપર ભીલામાંનું તેલ લગાડવું,અને તેલ લગાવી ઉપર રેતી કે ઇંટનો ભૂકો અભરાવી, ઉની ઇંટથી શેક કર્યા કરવો. ભીલામાંનુ તેલ લગાડવાનું તથા શેક કરવાનું કામ પણ ગાંઠ બેસી જાય ત્યાં સુધી અંતરે અંતરે કર્યાજ કરવું. ભીલામાંનુ તેલ ફોલ્લો ઉઠવાની કે ઉઠવાની ધાસ્તીથી લગાડતાં જરા પણ ડરવું નહિ, કારણ કે કદાચ તેલ ઉડે તો તેના ઉપર કોરો કળીચુનો વસ્ત્રગાળ કરી તલના તેલમાં કાલવીને ચોપડવાથી થયેલી વિક્રિયા તરત શમી જાય છે ભીલામાંનુ તેલ કાઢવાની રીત આ પ્રમાણે છે, ભીલામાને સહજ અગારા ઉપર થોડું તપાવવુ. પછી એક તબેથા ઉપર મૂકી તેના ઉપર બીજો તબેથો મુકી ઉપર ઉભા રહો એક બે આંટા તબેથાને ફેરવવા એટલે પુષ્કળ તેલ નીકળશે.

આ ઔષધ અનુભવથી સિદ્ધ કરેલું છે. માટે કશી પણ શકા વિના તેને વાપરવું. અને ગુણ થયે અમને જણાવવુ.

---

## अमृता सत्व ( ગળોનું સત્વ )

( લી૦ વૈદ્ય જયશંકર કાનજીભાઇ ચંડીપ્રસાદ. ગોંડલ )

અનુસંધાન ગયા અંકથી

સત્વ બનાવવાની કૃતિ—આંબા ઉપરની અથવા લીંબડા ઉપરની ગળો લાવી, તે સારી અને જાડી ઉતારવી. તેના ચાર ચાર અગુલ પ્રમાણ કકડા કરી; તેને પાણીથી ધોવાં તેને સારી પેઠે કચરી કલાઇવાળા મોટા વાસણમાં પાણી નાંખી પલાળવા. બીજે દિવસે અગર ત્રિજે દિવસે તેને ખુબ ચોળવાથી વલોવવાં. અને હાથથી ચોળવાં, કુચા કાઢી લઇ પાણી જુદું ગાળી લેવું. કેટલીક વારે તેમાંહેનું સત્વ પાણી નિતરી જવાથી તળે બેસે છે; તે બે પાંચ વાર ધોવાથી શુદ્ધ શ્વેત રંગનું સુકાવાથી બને છે. તે સારૂં ગણાય છે. તેમાં તિક્તતા હોતી નથી.

ઉપયોગ

૧. પ્રમેહમાં—ગાયના ધારોષ્ણ દૂધમાં બે માસા નાંખી પાવુ. અગર ત્રિફલા અને સાકરના ચૂર્ણ તોલા ાા સાથે તેટલુંજ દૂધ સાથે પાવુ.

૨. જીર્ણજ્વરમાં, ઘી સાકર સાથે. અગર મધ પિપર વાલ ાા સાથે ઉપરની માત્રા અથવા ગોળ અને સાકરે તો ૦)ના ચૂર્ણ સાથે આપવુ સવાર સાંજ.

૩ પાંડુરોગ પર ઉપલી માત્રાથી ઘી સાથે આપવુ, બાળકને પણ તેથી અરધી માત્રામાં અપાય છે. ૪ દાહ રોગમાં જીરા તથા સાકરના તોલા ાા ભારના ચૂર્ણ સાથે. ૫. પિત્તજ્વરમાં એકલી સાકર સાથે. ૬ કફ રોગમાં મધમાં આપવું ૭, રક્તપિત્તમાં એરંડીયા તેલમાં. ૮. આમવાયુ તથા ઉદર રોગમાં સુંઠ કે આદુના રસમાં આપવું ૯. સર્વ જ્વરમાં મધ સાથે આપવું. ૧૦ શક્તિ આવવા માટે ગાયના ધારોષ્ણ દૂધમાં આપવુ, ૧૧. ઉલટીમાં ડાંગરની ધાણી સાથે બે માસા આપવું ૧૨ અરૂચીપર દાડમના રસમાં આપવું. ૧૩. અર્શ ઉપર માખણમાં આપવું. ૧૪. હિક્કોપર મધમાં આપવુ. ૧૫ કમળામાં દ્રાક્ષમાં આપવું. ૧૬ ક્ષય રોગમાં ઘી સાકર તથા મધમાં આપવુ. ૧૭. મૂત્રકચ્છમાં દૂધમાં આપવુ. ૧૮. પેશાબમાં ધાતુ જતી હોય તો સોંદર સાથે. ૧૯. મર્મસ્થાનના રોગમાં છાશમાં ૨૦. સર્વે અનુપાન બધા રોગમાં સુંઠ સાથે આપવુ. ૨૧. કુષ્ટ ઉપર તુલસીના રસમાં. ૨૨. ગુલ્મરોગમાં આદુના રસ સાથે. ૨૩. નેત્ર રોગમાં તાજા ભેંસના ઘી સાથે આપવુ. ૨૪. કાળા વાળ થવા ભાંગરાના રસમાં. ૨૫ મંદાગ્નિપર ગોરખમુંડી સાથે આપવું. ૨૬ ધાતુ સ્તંભન માટે જાયફળમાં આપવુ.

---

# सूक्ष्मीक् जंतु–बॅकटरीआ.

( લેખક આર્યવૈદ મયારામ સુંદરજી )

વર્તમાન સમયમાં સુક્ષ્મદર્શક યત્રની સહાયથી નકરી આંખે નહિં જણાય એવા અસંખ્ય અક્કરણ સુક્ષ્મીક જંતુઓની જાતો માલમ પડેલી છે, અને હજુ તેની શોધ ખોળ ચાલુજ છે. પ્રથમ કેટલાક રોગનાં મૂળ કારણ અટકળથી અનુમાનવામાં આવતાં, અને તે પ્રમાણે રોગનાં નિદાન અને ચિકિત્સા નિર્માતી હતી પરતુ અધુના વિદ્વાનોમાં સાયન્સ વિદ્યાની ઉંડી તપાસોથી મનાવા લાગ્યું છે, એનું કારણ બીજું કાંઇજ નહિં, પણ આવા ઉદ્ભિજ કે પ્રાણીજ–સુક્ષ્મ જીવીત રજકણો છે. આથી આગલામાં જે કેટલાક રોગોનાં કારણો અનુમાનવામાં આવતાં તે મિથ્યા ઠરી તેને બદલે આ સુક્ષ્મીક જીવો એ રોગનાં મૂળ કારણ સાબીત થએલાં છે જેથી રોગનાં મૂળ કારણોમાં આજની વૈદકસાયન્સથી વૈદકશાસ્ત્રમાં મોટો ફેરફાર થતો જાય છે. અને તે કેટલી હદ સુધી થશે તે કહી કે કલ્પ શકાતું નથી.

આ સુક્ષ્મીક જંતુ બહુજ બારીક–નરી આંખે ન જણાય તેવા હોય છે. તેને ઇંગ્રેજી બૅકટીરીઆ નામથી પિછાનાય છે. અને તે સંબધી વિદ્વાનો બૅકટીરીયોલોજી કહે છે તે જંતુઓ પોતાનો આકાર હમેશાં કાયમ રાખે છે. તેની વૃદ્ધિ અને વિભાગ ( Division )થી અગર ઉપસીને ( Spores ) છુટા પડવાથી થાય છે. અને એક પ્રકારના બૅકટીરીઆથી એક જ જાતના રોગ પેદા થાય છે. એકથી વધારે રોગનું કારણ ભુત, એકજ બૅકટીરીઆની જાત હોતી નથી; પરંતુ વિવિધ રોગનું કારણ નોખનોખા બૅકટીરીઆની જાતી હોય છે.

બૅકટીરીઆની ઉત્પત્તિ શરીરના તન્દુરસ્ત ભાગમાં થાય છે, કે તેને લીધે એ ભાગમાં સોજો ( વરમ ), સડો અને નાશ થવાના ચિન્હ પેદા થાય છે અને તેથી જ્ઞાનતંતુ, મગજ કે સ્નાયુ એ ક્ષોભાયમાન થઇ શરીરમાં પીડા વિગેરે ઉપજે છે અને શરીર વેપારમાં ફેરફાર થવા પામે છે અને ત્યારે તેનાથી અમુક રોગ થયો તેમ જણાય છે. જાતપર એકેય ઉદ્ભીજ કે પ્રાણીજ પદાર્થ પાધરોજ બગડતો–સડતો નથી, પરંતુ હવા, ગરમી ને ભેજની સહાય મળતાં આવા સુક્ષ્મીકોથી જ બગડે–સડે છે.

ડૉકતર કોખ આ સુક્ષ્મ સક્કરણ જંતુના ચાર ભેદ પાડે છે, ૧ ગોળાકાર જંતુઓ ( Mierococei ) ૨ ટુકી રૉડ ( Short-rod-Bactorinm ). ૩ લાંબી રૉડ (Long rod-Basoili or vipriodes ) ૪. મરોડીઆ ( Spirilld ) આ પ્રમાણે મુખ્ય, તેમના ચાર પ્રકારના ભેદ હોય છે

૧. પહેલા પ્રકારના માઇક્રોકોકસી માત્ર ગોળાકાર પરમાણું રૂપે એક ઇન્ચના ૨૫૦૦૦ મા ભાગ જેટલા વ્યાસ ( કદ ) ના હોય છે, પેશાબ જ્યારે ગંધાય છે ત્યારે તેમાં આ સુક્ષ્મીક જંતુઓની ઉત્પત્તિ થાય છે, અને એથી ગુરીઆનો આગોનીઆ બને છે. જ્યાં પાકીને પરૂ થાય છે તે પરૂમાં આ સુક્ષ્મીક જંતુઓ પુષ્કળ હોય છે, અને તે અવયવમાં પરૂ થવાનું મૂળ કારણ પણ તેજ સુક્ષ્મીકો હોય છે, રતવા, જામરો, તથા ફેફસાના અને મગજના વરમ તથા ( સોજા ) માં આ જાતનાજ સુક્ષ્મીકો પુષ્કળ જોવામાં આવે છે શીળી, રાતો તાવ, મોટી ઉધરસ અને મરડાના વ્યાધીમાં આ માઇક્રોકોકસી–જાતના સુક્ષ્મીક જતુઓજ જાણવામાં આવેલા છે. આવા જંતુઓ પારાના ક્ષારવાળા ( ૧૦૦૦ ટીપાં અર્કોદકમાં ૧ ગ્રેન પ્રમાણ) પ્રવાહીમાં મુકવાથી ઉછરતા બંધ પડે છે એટલુંજ નહિં પણ તેમનો સમૂળો નાશ થાય છે. અને તેથીજ જખમોમાં તેવા ક્ષાર જળ ( એસ. પી લોશન ) વાપરવાથી તેમાં રસેક પરૂ ન થતાં તે પાધરા એમેને એમ રૂઝાય છે આને મળતો ગુણ ટંકણખારમાં, કુયનાઇનમાં, કાર્બોલીક્ હને, બોરાસીક એસીડ, વિગેરેમાં પણ હોય છે

આ બેકટીરીઆ નામના સુક્ષ્મ જતુઓ લબગોળ અથવા નાની સળીઓ જેવા હોય છે, તે સીધા અગર જરી વાકા સુંઢા અને મરોડદાર એવા પ્રકારના હોય છે. તેવા તેના નોખનોખા આકાર ઉપરથી તેને બૅકટીરીઆ, બેસીલી અને સ્પીરીલા વિગેરે નામ મળેલાં છે. આવી નોખનોખી જાતો નોખનોખા પ્રકારના રોગને ઉત્પન્ન કરે છે. અને તે તેને લાગુ પડતાં

નોખનોખી દવાઓ વડે તે ઉછરતા અટકી નાશ પામે છે અને એથી તેનાથી પેદા થનાર રોગમાંથી મુક્ત થવાય છે

રોગ થવાનું મુખ્ય મૂળ બૅસીલસ જાતના સુક્ષ્મીકો છે એમ માનવાને નીચે મુજબ આધાર છે.

૧ રોગમાં, શરીર, લોહી અગર રોગીષ્ટ ભાગમાં અમુક પ્રકારના બૅસીલસ મળી આવે છે.

૨. શરીરમાંથી તેને જૂદા પાડી તેની ઉત્પત્તિ અને વૃદ્ધિ જારી રાખી ફરીથી તેને શરીરમાં દાખલ કરવાથી પાછા તેજ રોગને ઉત્પન્ન કરે છે

૩. જે પ્રાણીના શરીરમાં તે સુક્ષ્મીકો દાખલ કરવામાં આવે તેમાં તેજ બૅસીલસ મળી આવે છે. તથા જથાબંધ-અસંખ્ય હોય છે.

કંઠમાળ, કોલેરા, ટાઢીઆ તાવ, ટાઇફોઇડ ફિવર, મરકી ( પ્લેગ ) ધનૂરવા ડિફ્થીરીયા ( ઘુરીઓ ) વાત રક્ત-પિત્ત, રતવા, પ્રમેહ, ઉપદંશ, સેપટીસીમીયા, ઉલટતો તાવ, પાકું ઇત્યાદિ રોગનાં મૂળ કારણ સુક્ષ્મીક જંતુઓ છે, એમ અધુના આ સમયના વૈદકી સાયન્સના શોધોથી સાબીત થએલ છે. તેમાંના કેટલાક રોગ-જેમકે-ટાઢીઆ તાવ, ઉપદંશ, વાતરક્ત-પિત્ત અગર ગળાકુષ્ટ, ઇત્યાદિના સુક્ષ્મીકજંતુ માત્ર સુક્ષ્મદર્શક યંત્રથી જોવામાં આવે છે; પરંતુ તે જંતુઓને શરીરથી જૂદા પાડી તેને બીજાના શરીરમાં દાખલ કરીને તે રોગની નવીન ઉત્પત્તિ કરવાનો પૂરો શોધ હજુ મનમાનતો હાથ લાગ્યો નથી. પરંતુ કંઠમાળ, કોલેરા, ડીફ્થીરીયા, ધનુરવા, પ્લેગ વિગેરેના સુક્ષ્મીક જંતુઓ ઓળખવામાં આવ્યા છે એટલુંજ નહિં પણ તે જંતુની જાતને બીજા પ્રાણીના શરીરમાં દાખલ કરીને તેવા રોગ કૃત્રિમ રીતે ઉત્પન્ન કરવાના અખતરા પણ ફતેહમંદ નિવડયા છે.

અપૂર્ણ

---

# ગરીબોના ગામડીઆ ઉપાય.

( લે. વૈદ્ય દુર્લભદાસ હરજીવન પારેખ રાણપુરવાળા )

કેટલાક ગામડાઓમાં વૈદો તથા ડાક્ટરો જ્યાં નથી હોતા તેવા ઠેકાણે ડોશી વૈદ્ય તરીકે ગામડાઓમાં નીચે વર્ણવેલા ઉપચારો બહુ સહેલ થઇ પડયા છે અને મોટા શહેરોમાં તેવા ઉપચાર ઉપર અભાવ થઇ પડેલો છે. વળી શહેરોમાં હૉસ્પીતાલની દવાઓના પાણીના રગડા (ડોઝ) અને નામાંકિત જાહેર ખબરીઆની ઉત્તમ રસાયન દવાઓ કરતાં બંધારણ, બાફ, નાસ, ખરડ, લેપ, શેક, ચાટણ, વિગેરે ઉપચારો બહુજ સહેલ થઇ પડેલ છે અને મોટા મોટા ડાક્ટરો અને વૈદોથી નહી મટે તેવા દરદો સુખ સાધ્ય થઇ પડેલ છે અને આવા અનુભવો ગામડામાંની ડોશીઓ પાસે અકશીર જોવામાં આવે છે.

## જુદી જુદી જાતના શેક.

૧ અજમો અને બાજરીના ડુંડાનો શેક—ખુબ ઉકળતા પાણી ઉપર ફલાલીનનું અથવા કામળાનું લુગડું બાંધી તે ઉપર પોટલીઓ વારા ફરતી ગરમ કરી ત્રિદોષ વાળાને શેક કરવાથી ફાયદો થાય છે.

ગધેડાનાં લીંડાં તથા બકરીની લીંડીનો શેકઃ—વધરાવળ ઉપર મુજબ શેક કરવાથી ફાયદો થાય છે.

૨ છાણનો શેક—છાણનો ભુકો કરી પોટલી બાંધવી તે વરાળ ઉપર રાખવી, છાતી ઉપર શેક કરવાથી ત્રિદોષની ઉધરસ મટી જાય છે

૩ તાંબાની લોટીનો શેક—તાંબાની લોટીમાં ગરમ પાણી ભરી ઉપર મોં બાંધી દેવું, પેટ ઉપર ફેરવવી તેથી સ્નિગ્ધ અને રૂચીકર છે તેથી તે પેટના દરદો ઉપર બહુ સારો ફાયદો કરે છે.

૪ નળીઆનો શેકઃ—નળીઉ કોલસા ઉપર તપાવી તે ઉપર બેસી શકાય તેવું તપાવવું પુંઠની ફુલડી સંગ્રહણી વખતે અથવા ટળાતી હોય તો તે શેકથી મટી જાય છે.

૫ ઇંટનો શેક—ઇંટને કોલસા ઉપર તપાવવી ત્યાર બાદ બદ, બરોળ, પ્લેગની ગાંઠ, ઉપર શેક કરવો આ શેક બહુ ઉત્તમ છે અને તેથી વાત રોગ; કચર, નળબંધ વાયુ, બદ, ગાંઠ, પ્લેગ, જેવા કષ્ટ સાધ્ય દરદોને મટાડનાર છે.

૫ લુગડાના દડાનો શેક—લુગડાના દડાથી થતો શેક તે ગોટા શેક કહેવાય છે, અને તેથી કચર દુખાવો તથા પાંસળામાં નીકળતા શુળને હીતકારક છે.

૬ છાણાનો શેક—આ શેક તાપવાથી કોઈ જાતનાં દરદનો ભાગ તેના ઉપર થોડી થોડી વારે (ધીરે ધીરે) આછો શેક લેવાય છે ખસ, ખરજવાં, પછાડ, મુરડ, વિગેરેમાં તે શેક છે.

૭ કચરાની લોટીનો શેક—આ શેક ઇંટ અને નળીઆને મળતોજ છે તથા રૂક્ષ છે, અને તેથી ઉદરરોગ જલોધર, પેડુનો દુખાવો, આંતરડાનો રોગ વિગેરેમાં બહુ ફાયદો કરે છે અને પેટના ઘણા ખરા રોગ તુરત મટી જાય છે.

૮ ગરમ પાણીની ભરેલી બાટલીનો શેક—સ્નિગ્ધ અને રૂચીકર છે તેથી તેનો પેટના દરદો ઉપર બહુ સારો ફાયદો જણાય છે.

૯ ઘીના દીવાથી થતો શેક—ઘીનો દીવો જરા મોટો કરી • તે ઉપર ઝીણા સાર વાળી ચારણી રાખી તે ઉપર નાની કપડાની પોટલી મુકી બાળકોને આ શેક કરે છે તેથી ભરાઈ આવવુ, સસણી, ઘોડીઆમાંથી પડી જવુ, વિગેરેમાં આ શેક બાળકને બહુજ ઉપયોગી છે.

૧૦ રબરની વિલાયતી કોથળીનો શેકઃ—ઉદરરોગ, તથા વાયુથી પકડાએલ સાંધામાં આ શેક બહુ ઉત્તમ છે આ શેક સ્નિગ્ધ બાફ આપનાર છે.

બકરાના પાતળા ચામડાની મસકથી થતો શેક—A. બકરાનાં પાતળા ચામડાની નાની મસકથી અમારા નજીકના સગાનો છોકરો ઉમ્મર વરસ દોઢની હતી, તે ભૂલથી અફીણ ખાઇ ગયો હતો તે છોકરાને મેં કપાસીઆનો કવાથ પાયો હતો. અને જાગ્રતિ રાખવા માટે તેના શરીર ઉપર મસક ફેરવવામાં આવતી હતી. તેથી તે છોકરો બચી ગયો હતો.

૧૧ રેતીની પોટલીનો શેકઃ—આ રેતીને માણેક રેતી કહે છે તે સોની લોકો વાપરે છે તેની પોટલી બાંધી અગર ઉપર ચારણી ઢાંકી, તે ઉપર પોટલી વારા ફરતી ગરમ કરી સંધિવા, બદ ખ્લેગની ગાંઠ, ગડ, કમર, શરીરનો કોઇ ભાગ ઠંડો થઇ જવો પગનાં તળીઆં ઉપર વિગેરે કામમાં આ શેક બહુજ ફાયદો આપે છે.

૧૨ સાબુનો શેક—સાબુનો ભુકો કરી તેમાં અજમો મેળવી, એક લુગડાના કટકામાં બાંધી પોટલી કરવી તે અંગારા ઉપર ચારણી મુકી તે ઉપર પોટલી વારે ફેરે ગરમ કરી શેક કરવાથી સાંધાનુ ઝલાઇ જવુ, ને ગડ, તુરત બેસી જાય છે.

૧૩ પોટલી શેક—આ પોટલી આંખો દુખવા આવવા ઉપર બનાવાય છે તેમાં ઘણી તરેહથી બનાવાય છે પણ, અફીણ વાલ. ૧ ફટકડી વાલ. ૫. મોરથુથુ રતી ૦॥, હલદર તોલો ૦॥, કુંવરનો રસ તોલો ૧. લીંબુનો રસ તોલો. ૧ શાકમાં નાખવાનું જીરૂ તોલો ૦।, આ સર્વે એકત્ર કરી પોટલી બાંધવી, તે પોટલી દુખતી આંખો ઉપર ઘડીએવારે રાખવાથી આંખની રતાશ. ખટકો વિગેરે મટાડી પીડા શાન્ત કરે છે.

૧૪ ગરમ કપડાનો શેક—ફલાલીન અથવા ધાબળાનો કટકો અનુમાન એક હાથ લેવો, તે ગરમ કરેલ પાણીમાં બોળી નીચોવી, અથવા ઉકળતા પાણી ઉપર ચારણી રાખવી, અથવા એક કપડુ બાંધવુ તે ઉપર તે ગરમ કટકો મુકી તે બફાય કે તુરત શેક વારેફેરે કડા પહોરમાં કરવામાં આવે છે તે શેક ત્રિદોષને પકવે છે. સંધિવા, આંતરડાનો શોથ, સન્નિપાત, ઉધરસ, શરીરનું શીતળતા પણું થવું, તેવા અરસામાં આવો કરેલો શેક ઘણોજ ઉત્તમ છે. ઉકળતા પાણીની અંદર બાજરો, અજમો, ખસખસનાં ડોડવા વિગેરે નાંખવાં

## वैद्क नुसखा संग्रह.

પ્રમેહ—હળદરનો ભૂકો તો ૦ મધ સાથે ચાટી ઉપર લીલાં આંમળાનો રસ અથવા તે ન મળે તો સુકાં આંમળાનો કવાથ તો ૫ પીવાથી બધી જાતના પ્રમેહ મટે છે.

ઝાડા—બાવળનાં પાન સવાર સાંજ બબે તોલા પાણીમાં વાટી પાવાથી ગમે તેવા ઝાડા બે દિવસમાં મટી જાય છે.

હેડકી—લીંડી પીપરને અધેડાનાં પાનની રાખ સરખે ભાગે મેળવી મધ સાથે ચાટવાથી હેડકી અને વધેલો શ્વાસ મટે છે ને પેશાબ સાફ આવે છે.

**હરસ**—બેઆનીભાર સુરણનો ભૂકો અને બેઆનીભાર કડા છાલને છાસમાં વાટી પીવાથી અથવા કડવા તુંબડાને બાળી ભૂકો કરી ગોળ મેળવી વાટ કરી ગુદામાં રાખવાથી બધા હરસ મટે છે.

**ભૂખ લાગે**—સીંધાલુણ, લીંડીપીપર, હરડે, ચીત્રક સર્વે સરખે ભાગે ખાંડી સવારમાં ૦। તોલો ભૂકો ઉના પાણી સાથે ફાકવાથી માણસને અસહ્ય ભૂખ લાગે છે.

**ઉલટી**—ગળોનો ઠંડો કરેલો ઉકાળો પીવાથી અથવા બીલીના ગર્ભનો ઉકાળો મધ સાથે પીવાથી અથવા ધરોને ચોખાના ધોવેણ સાથે વાટી પીવાથી ઉલટી શાંત થાય છે.

**તાવ**—ખડસલીયા, પીતપાપડાના કાઢામાં સુંઠનો ભૂકો નાંખી પાવાથી બધા તાવ ઉતરે છે.

**સાંનપાત જ્વર**—ધરાખ, અરડુસાની છાલ, ગરમાળાનો ગોળ, જવાસો, કરીયાતું, સુખડનો ભૂકો, બધાનો ઉકાળો, ત્રિદોષમાં પાવો તેથી તત્કાળ ફાયદો થાય છે.

**સંધીવા**—ઘણા વર્ષના લીંબડાના મૂળની છાલ પાણીમાં વાટી પાવાથી સંધીવા મટે છે.

**હીસ્ટારીઆ-વાઇ**—શંખના જીવડાનો ભૂકો અને કાળાં મરીનો ભૂકો સરખે ભાગે મેળવવો તે બબેઆનીભાર ચૂર્ણ ઘી સાથે ચાટી ઉપર બકરીનું મૂત્ર તો. ૧૦ પાવું તો વાઇ મટે.

**પગફાટવા**—મેળ, ગુગળ, રાળ, ગેરૂ, સીંધાલુણ એ સર્વે સરખે ભાગે ખાંડી તેમાં મીણ અને મધ મેળવી ચોપડવાથી અને સરસવ અને જેઠી મધના શિરામાં ઘી મેળવી ચોપડવાથી પગ ફાટતા નથી.

**ગાંઠ-કંઠમાળ**--રાંચનારનું મૂળ રાતવાસો પાણીમાં વાટી ચોપડવાથી કંઠમાળ ને રસોળી મટે છે.

**દાઝયાનોમલમ**— ૧ શેર ઘીમાં ૫ તોલા જીરાનો ભૂકો નાંખી, કકડાવવું, જીરૂ લાલ થઇ જાય એટલે તેમાં ૫ તોલા મીંઢળનો ભૂકો અને પાંચ તોલા રાળ મેળવી ઠારી મલમ જેવું કરવું, ચોપડવાથી વગર પરિશ્રમે તુરતમાંજ પીડા શાંત થાય છે.

**નાસુર**—આવળના મૂળ, હળદરનો ભૂકો, બંન્ને ચીજોમાં તલનું તેલ પકાવવું એ તેલ ચોપડવાથી નાસુર મટે છે.

## જંગલની જડીબુટી.

### ઉખરાડ.

ઉખરાડ આ વનસ્પતિ તળાવોની અંદર જમીન સાથે બહુફલી માફક તેનુ છાટલા માફક ઉગે છે તે તેની લાંબી લાંબી ડાળીઓ ભોંય ઉપર પથરાઇ જાય છે તેનો ઉપયોગ ગમે તેવા કચ કચતા ધારા ઉપર વાટી થેપલી મુકવાથી ગુમડાં માહિથી રસી ખેંચી મટી ગયા બાદ બીંગડું ઉખડી પડે છે.

---

## कोलेराना उपायो.

( સંગ્રહ કરી લખનાર વસનજી દુ. નાયક )

(૧) કોલેરાવાળા માણસે હમેશાં લીંબુનો રસ ચુસ્યા કરવો.

(૨) લસણ, જીરૂ, સિંધવ, સુંઠ, સંચળ, મરી, અને હીંગ સમભાગે લઇ તેનું ચુરણ કરવું, તે ચુરણ દરેક વખતે તોલો ૦। દીવસના ત્રણ વખત લીંબડાના રસ સાથે લેવું.

(૩) લવિંગાદી ચુરણ તોલો ०। દીવસના ત્રણ વખત છાસ સાથે લેવું.

(૪) હિંગ, બિડલવણ, ધોડાવજ, સુંઠ, અજમો, અને હરડેનુ સમભાગે ચુરણ કરવું તે ચુરણ ૭ માસા, પાંચ તોલા છાસ સાથે લેવું.

(૫) આણંદભૈરવરસ દરદીને વારંવાર આપવો, પાણીનો સોસ પડે તો લવિંગ અથવા કાયફળ તથા નાગરમોથનો ઉકાળો આપવો.

(૬) આશરે અર્ધા રૂપીઆભાર કાળીજીરી તથા તલનું તેલ ०। રૂપીઆભાર આ બે વસ્તુનું મિશ્રણ કરી ફાકડો મારવો.

સુચના—કોલેરા વાળા સ્થળે ફરનારે એ વસ્તુનો પ્રસંગોપાત ઉપયોગ કરવો.

૯ " લસણાદી ગોળી " કોલેરાના દરદીને (ચણા જેવડી) કલાક કલાકને અંતરે બે, બે આપવી.

સુચના—લસણાદીગોળી બનાવવાની રીત.—લસણ, જીરૂ, ગંધક, સીંધાલુણ, સુંઠ, મરી, પીપર, ને હીંગ સરખે વજને લઇ લીંબુના રસમાં ગોળી વાળવી.

(૮ કપુરનો અર્ક ખાંડમાં અગર પતાસામાં ચાર પાંચ ટીપાં આપવાં.

સુચના—રેકટી ફાઇડ સ્પીરીટ ૧ ઔંસ અને કપુર તોલો ૦॥ બન્ને મેળવવાથી કપુરનો અર્ક બને છે

(૯) અજમેર ચોકા ( પીપરમીંટનાં ફુલ ) ૪૮ ગ્રેન, કપુર ૭૨ ગ્રેન, અજમાના ફુલ,૬ ગ્રેન, મેળવી મીક્ચર કરી કાચની શીશીમાં ભરી ચોકસ બુચ મારી રાખવુ.

વાપરવાની રીત:—બે ત્રણ ટીપાં દવા લગાર ગોળ અથવા ખાંડ સાથે એક ઔંસ (અધોર) પાણીમાં દર બે અથવા ત્રણ કલાકે દરદીને આરામ થતાં સુધી આપવાં. કોલેરા ન થવા માટે દરરોજ સારાં માણસોએ પણ ૧ ટીપું દવા ગોળ અગર ખાંડ સાથે ૧ ઔંસ પાણીમાં લેવું.

સુચના—મિક્ચર સારા ચોકખા ખલમાં કરવું અને બુચ બંધ રાખવા ખાસ ધ્યાન રાખવું

(૧૦) ડુંગળી, આદુ, અને અજમો એ સર્વેનો રસ સિંધાલુણ નાંખી પીવો.

(૧૧) કોલેરાના વખતમાં દરરોજ સવારના પહોરમાં તુલસીનાં પાન ચાવી ખાવાં જેથી એનો ભય રહેતો નથી.

(૧૨) લસણ, જીરૂ, સિંધવ, સુંઠ, પીપર, મરી, હીંગ અને સુદ્ધ કરેલો ગંધક સર્વે ભેગી માત્ર ૧ તોલો લઇ ચુરણ કરી ૪ તોલા લીંબુના રસમાં ઘુંટી મરી જેવડી ગોળી વાળી દર ત્રણ ત્રણ કલાકને અંતરે બે બે ગોળી આપવી.

(૧૪) લીંબડાનાં, પાન, કપુર અને હીંગની ગોળ સાથે ગોળી દરરોજ ત્રણ ત્રણ લેવી.

(૧૪) દશ પંદર વરસના જુના કેરડાના ઝાડનાં મૂળ શેર એકને, પાણી ત્રણ અધોળ ઉકાળવાં ઉકાળતાં પાણી શેર બે રહે ત્યારે તેને કપડાંથી ગાળીને શીશીમાં ભરી મજબુત બુચ મારવી. પછી તે પાણી કોલેરા વાળાને બે આનીભાર, અડધા રૂપીઆભાર સુધી જુના દેશી ગોળના પાંચ રૂપીઆભાર પાણીમાં દીવસના મળી ૭ થી આઠ વખત પાવું ગોટલા ચઢેલા ગરમ પાણીમાં ધાબો શેક કરવો. ફીણમારી શીશીને માંપે બાંધી શેક કરવો. લોબાન પંચાગ વગેરેનો ધુપ દરદીથી આસપાસ કરવો. ગંદકી તરતજ દુર કરવી. કાળી દ્રાક્ષ ને ધાણાને ઉકાળાનું પાણી વગેરે પાતુ ખોરાક આપવો નહી ડુંગળી કે લસણના અર્કનાં બે ત્રણ ટીપાં આપવાં.

(૧૫) કોલેરા થએલા માણસને " પોટાસ પરમેંગનટસ " ની બે ગ્રેનની ગોળી જે સરકાર તરફથી આપવામાં આવે છે. તે કેમ વાપરવી તે શીશી ઉપર લખેલું હોય છે. જ્યારે કોગળા ચાલવા માંડે કે (ઝાડા ઉલટી થવા માંડે કે) એ ગોળી લેવી વધારે માંદગી થાય તોપણ વધારે પ્રમાણમાં લેવી. " પોટાસ પરમેંગનંટસ " દવામાં નાંખવાથી પાણી રંગરંગ થાય છે. " પોટાસ પરમેગનંટસ " ની બે ગ્રેનની ગોળી ઘરમાં વપરાતા પાણીના ગોળામાં નાખવી જેથી કોલેરા થતો અટકે છે.

ઉપર મુજબના ઉપાયો પ્રગટ કરવા મહેરબાની કરશો કે જેથી કરીને જે ગામમાં કોલેરા થતો હોય તે માણસો વાપરે તો બંધ થઇ શકે એવી મારી ખાત્રી છે. એજ

સર્પદંશ વિષે જુના ઉપાય—કે મોરારજી સુંદરજી મરેચા જામનગરથી જણાવે છે કે, મારી પાસે આજ બસો વરસની અંદરના એટલે સંવત ૧૭૯૬ ના માધ વદી ૦)) શુક્રવારના દિવસના એક જુના કાગળમાં સર્પદંશ વિષે આ સાત પ્રકાર લખેલા છે;—(૧) મોરસુગુની આછ કરી પાય તો સર્પ વીખ જાય, (૨) ફટકડી ટાંક ૩ ગૌમુત્ર સાથે પાય તો સર્પ વાખ જાય, ( ૩) નેપાળો પાણી સાથે ઘસી અંજન કરે તો સર્પ વીખ જાય, (૪) ટંકણખાર ટાંક ૧ આકડાના દુધમાં ઘસી ડંખેલા પર લેપ કરવાથી સર્પ વિખ જાય, (૫) અરીઠા પાણી સાથે ભીંજવી પાય તો સર્પ વીખ જાય, (૬) કપાસીઆ પાન, ૧ ખાટી છાશ સાથે પાય તો સર્પ વીખ જાય. ( ૭ ) દંતાણી મૂળ, પાણી સાથે ઘસી પાય તો સર્પ વિખ જાય. ઉપલા સાત પ્રકારના ઉપાય કોઇ માણસ અજમાવેશ કરી જાહેરમાં મુકશો તો દુખી લોકોના આશિર્વાદરૂપ થશો.

**સંગ્રહણી પીલ્સ**—આ દવાથી સંગ્રહણી મટે છે.તેથી અન્ન ખવાશે,ભૂખ ઉઘડશે,ખાધું પચશે, વારંવાર થતા ઝાડા મટી પચીને ખુલાસે દસ્ત થશે. શરીરમાં ફરી લોહી અને શક્તિ વધશે ડબી ૧ ની કીંમત રૂ. ૨-૦-૦ અનુપાનના ડબાની કીમત રૂ. ૨-૦-૦.

**ક્ષયહર પીલ્સ**—ક્ષયથી બચવાની ઇચ્છા રાખનારાએ તો જરૂર વાપરવીજ જોઇએ. ક્ષયને માટે અતિ ઉત્તમ અને ગુણકારી દવા છે તેનાથી ગમે તેવો જામી ગયેલો ક્ષય પણ મટયો છે. બાટલી ૧ ની કી રૂ. ૩-૦-૦ અનુપાનના ડબાની કી. રૂ. ૨-૦-૦

**પ્રમેહ નિવારણ પીલ્સ**—આ દવાથી પ્રમેહ—પથરી કે મધુપ્રમેહ કે પેશાબનો ગમે તે વ્યાધિ હોય, પેશાબે ધોળો રસી, કે ધાતુ વહ્યા કરતી હોય, પેશાબે લાહ્ય કે તણખ બળતી હોય તો તે મટે છે.ડબી૧ ની કીમત રૂ ૨-૦-૦અનુપાનની કી રૂ ૧॥

**વાતહરગુટી**—આ દવાથી ગમે તેવો વા મટે છે.એક મહીનામાંજ તદુરસ્ત થશે,અને પછી જીંદગીપર્યંત વા જણાશે નહિ, સંધિવાનેપક્ષાઘાતતોતુરત મટે છે.કીં રૂ. ૨

**ગોળો ચઢવો**—આ દવાથી ગમે તેવો ગોળો ચઢતો હશે તે મટશે જુના દરદો ખાત્રીથી મટશે રૂ. ૧

**ઉદરસ** ગમે તેવી જુની ખાંસી, ઉધરસ કે કફ પડતો હોય, કોઇ ઉપાયે ન મટતો હોય તો મંગાવો અમારી ઉદરસ નીવારણ પીલ્સ. તેથી ગમે તેવી ઉદરસ બીજાજ દીવસથી મટે છે, રૂ ૧-૦

**સર્વ વ્યાધિહરગુટીકા**—આ એકજ દવા જુદા જુદા અનુપાનમાં લેવાથી હજારો વ્યાધિઓને મટાડી શક્તિ આપે છે. કી રૂ. ૩-૦.

**દમહર ગુટિકા**—ગમે તેટલા વર્ષની જુની દમ હશે ને કોઇ પણ ઉપાયે નહીં મટતી હોય તો પણ તે આ દવાથી મટશે. કીમત રૂ ૩-૦અનુપાનની કી રૂ.૨-૦

**વિષ્ફોટક પીલ્સ**—આ ગોળીઓથી વિષ્ફોટક, ગસા, ચાંદી શરીરપર ગરમીનાં ચકામાં પડી જવાં, ઉપદંશ અને ગરમીના તમામ રોગ તથા પત પણ મટાડી ને લોહીને સુધારે છે હજારો દરદીને ફાયદો થયો છે, ડબી ૧ ની કી. રૂ ૨

**પ્રદર પીલ્સ**—સ્ત્રીઓનાં અસાધ્ય પ્રદર, શ્વેત અને રક્ત પ્રદર, લોહીવા અને ધાત જવી તુરતજ મટી શરીર પુષ્ટ કરે છે કીમત રૂ. ૨-૦

**બરોળની ગોળીઓ**—આ દવાથી બરોળ, પાંડુરોગ, શરીર પીળુ પડી જઇ ધોળી પુણી જેવુ થવુ, કમળો, કમળી, કલેજામાં થયેલા લોહીનો જમાવ, ..., અને કલેજાના બીજા રોગો ને સોજા મટે છે. કી. રૂ. ૧

**રાજવંશી ચાંકૃતિ**—ધાતુગત તમામ રોગો. મટાડી, ખરૂં પુરૂષાતન અને શક્તિ આપી, વી ર્યનો વધારો કરી, ગુહ્યેન્દ્રિયની શિથિલતા મટાડી સતેજ કરવામાં આ સર્વોત્તમછે નપુષકપણાને પ્રાપ્ત મનુષ્યોને પુરૂષત્વ આપી બળવાન બનાવે છે ડબી ૧ ની કી. રૂ.૫.

**નપુષકત્વારી લેપ** —આ લેપ ગુહ્ય ભાગ ઉપર લગાવવાથી ગુહ્યેંદ્રિય સતેજ થાય છે અને નપુષકપણું મટી ખરી જુવાની પ્રાપ્ત થાય છે કી ડબી ૧ ની રૂ. ૩-

**ટોનીક પીલ્સ**—ધાતુગત વિકારો મટાડી, વીર્યની વૃદ્ધિ કરી, પુરૂષત્વ આપે છે હાથ પગનું કળતર, ધાતુનું જવુ, માથાનો દુખાવો,પેશાબ ફાટવી અને ઇંદ્રિયની શિથિલતાને મટાડી જુવાન જેવું બળ આપે છે દવા એક માસ ચાલશે ડબી ૧ ની કી. રૂ ૧-૦-૦

**અફીણનાશક ગુટિ**—અફીણીઓને આ દવા એક માસ ખાવાથી અફીણ છોડાવે છે ફરી દવા કે અફીણ ખાવાની જરૂર રહેતી નથી, અફીણમાં પૈસા બરબાદ કરી શરીરને નુકશાન કરવા ઇચ્છતા મનુષ્યોએ જરૂર આ દવા વાપરી અફીણ છોડવા. બલામણ છે, ડબી ૧ની કી રૂ. ૨ ઝીંઝુવાડાથી રામભરતાર વખતરામ લખે છે આ દવાથી દસ વરસનું અફીણનુ બંધારણ માત્ર પચીસ દીવસમાં છુટી ગયુ છે

**ફીવર પીલ્સ**—ગમે તેવા ટાઢીઆ ઉનીઆ, એકાંતરીઆ, રોજના, અને ચોથીઆ તાવને ૨૪ કલાકમાંજ મટાડે છે કી ૧-૦-૦.

**જય ગુટીકા**—આ દવાથી જે સ્ત્રીઓને ઋતુસ્રાવ—અટકાવ ન આવતો હોય, તેને અટકાવ આવે છે, અનિયમિત અટકાવ અને દુખ થતું હોય તેને નિયમસર લાવેછે,કી રૂ.૧.

**કોલેરા પીલ્સ**—કોલેરા, ઝાડા, ઉલટી, અને ગોટલા ચડતા હોય,તે ૨૪ કલાકમાંજ માતનું થયું હોય તે મટે છે. રૂ. ૧.

**નેત્ર ફુલહર પીલ્સ**—આંખમાં પડેલુ ફુલ, ઝાખ, છારી, પડળ, પરવાળા, રતાંધળા પણ ખલ, આંખો દુખતી પાંપણો ગળી જવી અને મોતીઓ

**એગ્યુમીક્ચર**—કોઇ પણ પ્રકારનો રોજનો; ટાંઢીઆ એકાંતરીઆ કે ચોથીઆ તાવ ૨૪ કલાકમાંજ મટે છે. ०॥

**વંધ્યા પીલ્સ**—ગમે તેવી વન્ધ્યા સ્ત્રી કે-જે સ્ત્રીને પ્રજા થતી ન હોય, એકવાર પ્રજા થઇ પછી જીવતી ન હોય તેવી, વન્ધ્યા સ્ત્રીને આ દવાનું સેવન કરવાથી ગર્ભ રહે થાય છે અને પ્રજા થાય છે તે દીર્ઘાયુ થાય છે. ડબીની કીં. રૂ ૪ પ્રાંતીજથી સોની દલસુખરામ મમયારામ લખે છે કે તમારી વન્ધ્યા પીલ્સથી મારી સ્ત્રીને બીલકુલ પ્રજા થતી નહોતી તે થઇ છે.

**અમૃત પાન**—આ દવાથી ગરમીના રોગો મટે છે. અને લોહીની શુદ્ધી થાય છે. અને તાવ, ઉનવા, ખસ વિગેરે ગરમીના રોગો મટાડી શરીર પુષ્ટ કરે છે. રૂ. ૧.

**હેરગ્રો ઓઇલ**—આ તેલ અસંત સુગંધદાર છે. તે લગાવવાથી, વાળ ખરી પડતા નથી, ને કાળા થાય છે, વાળ ન ઉગતા હોય તે ઉગે છે ને લાંબા વધે છે, રૂ. ૧.

**દીલપસંદ વોટર**—આ સુગંધીદાર વોટર મુખ પર લગાવવાથી, મોં ઉપરના ખીલ, કરોળીઆ, કાળાશ મટાડી ખુબસુરત લાલાશ આપે છે કી. ०-૮-०

**હિસ્ટીરીઆ ઉન્માદહર પીલ્સ**—આ દવાથી હીસ્ટીરીઆ મૂર્છા, ગભરામણ અને ભૂતનો વળગાડ મટે છે કી રૂ. ૨-०.

**ખરજવાનો મલમ**—ગમે તેવું સુકુ કે લીલું ખરજવુ ગમે તેટલું જુનું હશે તોપણ તે તથા દાદરબીર આ દવાથી મટે છે. રૂ. ०-૮-०

**ઝાડા ને મરડાની ગોળી**—ઝાડો અને મરડો આ ગોળીઓથી ગમે તો લોહી, કે પરૂ ઝાડે પડતું હશે કે પાતળા ઝાડા થતા હશે તે મટે છે. ०॥

**ઘા તેલ**—ગમે તેવો ઘા પડયો હોય, લોહી બંધ ન થતું હોય અને અસહ્ય વેદના થતી હોય તો આ તેલનો પાટો બાંધવાથી લોહી બંધ થઇ જલદી રૂઝ આવે છે. ०-૮-०.

**બાધિર્ય તેલ**—કાનમાં, તમામ દરદો, કાન પાકવો, સણકા નાખવા, ગણગણાટ થવો અને બ્હેરાંપણું આ તેલના બળે, ટીપાં કાનમાં નાખવાથી મટી જાય છે કી રૂ ૧

**સારસાપરિલા**—આ દવા દુધ સાથે પીવાથી ગરમીના રોગો મટાડી લોહીનો સુધારો થઇ લોહીની વૃદ્ધિ થાય છે. સ્વદેશી વનસ્પતિમાંથી બને છે રૂ. ૧

**કફ સીરપ**—ઉદરસ, કફ અને દમને તુરતજ મટાડે છે, દવા દુધ સાથે દિવસમાં ત્રણ વખત પીવી. કી. રૂ ૧.

**કુટજાવલેહ**—તમામ પ્રકારના હરસ, ઝાડો, સંગ્રહણી, અરૂચિ, પાંડુરોગ, કમળો લોહીના ઝાડા કે લોહીની ઉલટી થવી, ક્ષેય, અને મરડા ને મટાડે છે, રતલ ૧ ની કીં. ૨.

**હરીતકિઅવલેહ**—ઉદરસ, દમ, ક્ષય, છાતીના રોગોને મટાડે છે, ૧ રતલની કીં. રૂ. ૨-०-०

**ટોનીક સીરપ.**—મંદવાડની અશક્તિ પછી આ દવા પીવાથી શરીરમાં શક્તિ આવી શરીર પુષ્ટ થાય છે. કી. રૂ. ૧

**દ્રાક્ષાસવ.**—ક્ષય જેવાં જુના ધાસણીનાં દરદોમાં, વૃદ્ધ માણસોની ઉઘના નાશમાં, અરૂચિમાં, મૂર્છામાં, ઉદરસમાં, અત્યંત નબળાઇમાં, તીવ્ર દરદોની અશક્તિમાં અને ગમેપણ જાતની મહેનતથી થાક લાગ્યો હોય ત્યારે આ આસવ ઉપયોગી છે કી રૂ ૧-૮-

**બાલામૃત**—બાળકોના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે ધાવણ કે દુધ પચાવે છે. વરધ વીગેરે રોગો થતા નથી. થયા હોય છે તો તરત મટે છે કી. ०-૮-०

**કુમાર્યાસવ.**—ઉદરસ, દમ, હરસ, આફરો, અને પેટના ગુલ્મમાં, જુની કમજોરી અને સ્ત્રીઓના રક્તગુલ્મમાં આ આસવ ગુણ કરે છે કી રૂ ૧-०-०

વીંછીની દવા—વીંછી કરડયો હોય તે ડંખ ઉપર આ દવાનું એક ટીપુ મુકતાંની સાથેજ ઉતરી જશે. કી ०।

ખસની દવા ગમે તેવી ખસ, ફોલા અને લુખસ આ દવા ચોપડતાજ મટી જાય છે, કી ०-૪-०.

દાઝ્યાનો મલમ દેવતાથી દાઝેલા ભાગ ઉપર લગાવવાથી પાકતુ નથી ને તુરત રૂઝ લાવે છે. કી. ०-૪-०.

આઇડોપ્સ દુખવા આવેલી આંખોને આ દવા એકજ દિવસમાં મટાડે છે ०-૪-०

પેનહર બામ-વા, સધિવા, પક્ષાઘાત ઉપર ચોપડવાથી મટે છે કિંમતી ... -

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ બક્ષી મગજને પુષ્ટ કરનાર.

# જીવન.

એ ખરેખર જીવનજ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વો હોવાથી આજે સર્વ કોઇના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયુ છે. તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિ અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ, લ્હેજતદાર અને આરોગ્યને જાણુને માટે ફાયદો બક્ષનાર નબળાઇ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારના દરદોમાં તેનો ગુણ ભવ સિદ્ધ છે. અમે બીજાઓની માફક હલકા ભારી જુદાં દર ન રાખતાં માત્ર ભારે-કે જેમાં બ કિંમતી માત્રાઓ પડે છે તેવી એકજ જાત બનાવીએ છીએ. અને જેનો જનસમુહ છુટથી લાભ શકે તે માટે વધુ નફો ન લેતાં ખર્ચ જોગજ તેની ૧ રતલના ડબાની કીમત રૂ.૧-૮-૦ રાખી છે. કીમત રૂ ૪-૦-૦ પોસ્ટેજ જુદું. વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસિક ક કરનારને તો તે અમૃત તુલ્ય છે. ખડરોથી કામેશ્વર નથુરામ લખે છે કે, જીવનથી ઘણો ફાયદો થયો

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાંજ દવાખાનું.

# અમૃત જીવન. (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે ર વાથી કોઇ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતાં અંદરના બહારના રોગોને માટે રામબાણ ઉપાય છે આ દવા જો **તમારી જીંદગીનો ખપ કરતા હો હંમેશ પાસે રાખજો.** તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, ક કેડોનો દુ ખાવો, બંધકોશ, નબળાઇ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુક, તાવ દમ, દુ.ખાવો, દાદર, નપુષકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, બરોળ, પ્લેગ, માથાનો દુ ખાવો, મધુપ્રમેહ, ક્ષય, લકવો, વીર્ય, દોષ પાળો, સસણી, વરાધ, સંધિવા, સુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, થઓ, હીસ્ટી વઇ, દાંત, નાક, કાનના, દરદ સોજા, વીછી, સાપ, ઉદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, લગભગ તમામ દરદો મટે છે, અને તેથી તેનો હાલ દરેક માણુસ લાભ લેતા થયા છે. કીં. રૂ ૧

હરસ નાશક ગુટિકા—આ દવા સુકા કે દુ:ખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કરે છે. ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ સમાં બંધ કરી દે છે. બહાર નીકળેલા ખુરા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દેઇ દે છે. ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી, તેમ મટયા પછી ફરી થતા નથી દસ્ત હંમેશાં સાફ છે. ભૂખ કકડીને લાગે છે. અને શરીરને શક્તિ આપે છે. કી. રૂ. ૦-. અનુપાનના ડબાની કીમત

Published by Jethalal Devshanker Dave, Panch Kuva, Four Roads Bhagyodaya office Ahmedabad and Printed by Sankalchand Harilal Shah Shri Saty Vijaya Printing Press, Nava Darvaja, Ahmedabad.

# ભાગ્યોદય.

સપ્ટેંબર, સને ૧૯૧૭.

## વિષયાનુક્રમણિકા.



અધિપતિ અને પ્રકાશક,

જેઠાલાલ દેવશંકર દવે.

અમદાવાદ.

વાર્ષિક લવાજમ રૂ. ૨-૦-૦

## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનંતિ—ભાગ્યોદયનાં નવિન ગ્રાહક કરી તેમ્લવાના પોસ્ટ કાર્ડ મેના અંકમા દરેક ગ્રાહક ઉપર મોકલવામા આવ્યા હતા જેમાના ઘણાએ નવાં ગ્રાહકો કરી મોકલ્યા છે, પણ હજુ સુંધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યાં ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવાં એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશે.

ભાગ્યોદયનું પાંચમુ વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયું છે. તેનુ વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પેસ્ટના ૦-૨-૦ સાથે રૂ. ૨-૨-૦ છે આફ્રીકા ખાતે લવાજમ શી ૪ છે લવાજમ વર્ષની શરૂઆતે લેવામાં આવે છે અને લવાજમ માટે ભેટનુ પુસ્તક સ્વર્ગીય-સુખ વી. પી. કરી મોકલી, લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામાં આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી. ૪ નો બ્રીટીસ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોધાવવું. કારણ વી. પી. થતુંજ નથી. ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસરજ બહાર પડે છે. જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવુ.

આફ્રીકાના જે ગ્રાહકોનું લવાજમ બાકી છે, તેમણે તુરતજ શી. ૩ નો બ્રી. પી. ઓર્ડર અમને મોકલી આપવો. આ મહીનામા જેમનું લવાજમ નહીં આવે તેમનો નામ કમી થશે.

વડોદરા રાજ્યની લાયબ્રેરીઓ માટે ભાગ્યોદય મંજુર થયું છે માટે લાયબ્રેરીઓએ તાકીદે નામ નોધાવવા. જે લાયબ્રેરી ચાલુ માસમાં ભાગ્યોદયના ગ્રાહકમા નામ નોધાવશે તેમને શ્રીચરક સંહિતા રૂ. ૫ ની કીમતનુ પુસ્તક માત્ર રૂ ૩-૦-૦ માં મળશે.

ભાગ્યોદયના ગ્રાહકોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી હોવાથી પાછલા અંકો ખુટી પડે છે આ વરસે પણ માર્ચ અને એપ્રીલના અંકો ખુટી પડવાથી નવિન ગ્રાહકોને મે માસથી જ અંકો મોકલવામા આવે છે, હવે તે પણ ખુટી જવા આવ્યા છે. માટે નવીન ગ્રાહક થવા ઇચ્છનારે તાકીદે નામ નોધાવવા, કારણ કે પાછળથી અંકો ખૂટી પડતા તે મળી શકતા નથી.

**નવીન ગ્રાહકોને રૂ. ૨ લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે ?**

દર માસે ૪૦ પાનાનું ઉત્તમ વાચન ઉપરાંત—'સ્વર્ગીય સુખ' નામના પુસ્તક ઉપરાંત

| | કીમત | ગ્રાહકને ઓછી કીમતે. |
|---|---|---|
| શ્રીચરક સંહિતા | ૫—૦—૦ | ૩—૦—૦ |
| ઘરનો વૈદ્ય | ૨—૦—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય અને વૈદક ભાગ ૧ | ૦-૧૨—૦ | ૧—૦—૦ |
| વૈદ્ય અને વૈદક ભાગ ૨ | ૦-૧૨—૦ | |
| વિનોદચંદ્ર. | ૧—૦—૦ | ૦—૮—૦ |

ઉપરનાં પુસ્તકો ખાસ ઓછી કીમતે મળે છે, માટે તાકીદે ગ્રાહક થઇ, મળતો લાભ મેળવશો

વ્યવસ્થાપક—ભાગ્યોદય, અમદાવાદ

---

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. સપ્ટેંબર સને ૧૯૧૭, અધિક ભાદ્રપદ સંવત ૧૯૭૩ અંક ૭ મો.

## आंतर शांतिनो अनुभव करवा सुबोध.

(મારૂ પ્રભુની પ્રમાણે બને છે-એ લય.)

પરમ શાંતિની આ જુઓ રેલ જાતી, કહો કોણ વૃત્તિ મહીં ઉપજાતી,
વિવિધ જાતિની છે લહરિ એ નદીમાં, નથી જેહની કાંઇ સામર્થ્ય સીમા;
શરીરના વિવિધ વ્યાધિઓને નિવારે, કદી બેસી જો ન્હાય શાંતિ કિનારે;
કરે શુભ અંતર નિવારી વિકારો, મહિં જો કદી ડુબકી એક મારો,
પ્રકટ આત્મજ્યોતિ થતી તેહ માહિં. પરમ શાંતિમાં જે રહે નિત્ય નાહી,
વહે આંગણે એ નથી કાંઇ છેટી, હૃદયમાં જુઓ બાહ્યવૃત્તિ સમેટી,
હૃદય પદ્મ અભ્યંતરે મધ્યમાંહિ, પરમ શાંતિ કેરી લહરી છે છવાઇ,
ગુરુમંત્રથી શબ્દ વૃત્તિ જગાડો, પછી લક્ષણા વૃત્તિ અંતર લગાડો;
જુઓ ત્યાં વહેતા સુશાંતિ પ્રવાહો, શમાવે ત્રિતાપો તણા સર્વ દાહો,
અલૌકિક જીવન તદા થઇ રહેતું, યદા ચિત્ત શાંતિ તણું ભાન લેતું,
સ્મરી શ્રીહરિ દિવ્ય જીવત્વ ભ્રાંતિ, લહો બંધુઓ! આ પરમ શાંતિ શાંતિ.

(શ્રી ઉ.)

---

## परमात्म विभूति प्रति आरंभक जय ध्वनि.

(પ્રભુ સચ્ચિત સુખ સાગર છો-એ લય.)

જય જય પરમાત્મ વિભૂતિ! સાધક સહુ આરાધતા;
અગમ્ય પટમાંહિ વિરાજી, જગજીવનું હિત સાધતા.
ત્યજી બધો, આજ રમતા તત્ત્વમાં.
સૂર્ય સમા ગગને વિલસી, તિમિર હૃદયનું બાધતા;
આપ રશ્મીરૂપ સૂત્રનો, અહીં સબલ આધાર,
કરીએ આજ નૃહરિ વિષે, મનમતિ એકાકાર,
આપ પ્રભુરૂપ સ્પર્શી પામીએ પ્રભુત્વને;
મર્યાદિત છે શક્તિઓ, આ અંતરની માંહ્ય,
અમર્યાદ તેને થવા, પ્રેરીએ આપની સહાય,
ત્યાગીને જીવત્વ આજ, પામીએ વિભુત્વને

(શ્રી. ઉ.)

## निरुपाधिपदमा स्थित साधकना उद्गार.

(ઉડી ઉડી પંખીરાજ-એ લય.)

મીઠી મીઠી નિંદમાંથી મુજને ના કોઇ જગાવો,
જગાવો, ડગાવો, ન તાવો, ન આવો,
વાયુની લહરિ ઠંડી આવતી ન કોઈ અટકાવો; મીઠી.
આ કરવું આ મેળવુ, ભોગવવા આ ભોગ,
એહ ઉપાધિ ના ગમે, ત્યજી નિંદ્રાનો યોગ;
જેમાં નથી કોઈ કાળનું ભાન,
થાતું ન જ્યાં અણુછતું અભિમાન,
ત્યાંથી ન મુજને બોલાવો. મીઠી.
આ ખોટું ને સારૂં આ, આ હાનિ આ વૃદ્ધિ,
આ મારૂં આ પારકું, આ દુઃખ આ સમૃદ્ધિ;
જેમાં ઉદય અને અસ્ત જણાય,
ભાગે ઘરો એવા જેમા ચણાય,
તેમાં ન મુજને ભ્રમાવો— મીઠી.
રાજસ્ તામસ્ જ્યાં રહ્યા, વિવિધ ભાતિ વ્યવહાર,
બંધન દાતા જીવને, જ્યાં છે વિવિધ વિકાર,
અજ્ઞાનનો જેમાં રહેતો પ્રકાશ,
એવા દિવસનો ન ઇચ્છું હું ભાસ,
એને સમૂલ વિલાવો. મીઠી.
જેમાંથી સંસ્કારનું, કાજળ નીકળે નિત્ય,
જેનો પ્રકાશ દાખવે, એકજ વસ્તુ અનિત્ય,
પીતા જે નિત્ય જીવન બળ તેલ,
સળગાવી દે કદી વિધ વિધ 'મહેલ'[1]
એવા દીવાને બુઝાવો. મીઠી.
અન્ય એવુ જ્યા છે નહિ, હું જ્યાં એવું ન ભાન,
અહં દ્રષ્ટિથી ન્યારૂં જે, અગમ્ય એવું સ્થાન,
મસ્ત બની ત્યાં હું પોઢુ અખંડ,
કારણ માંહિ વિલાવી બ્રહ્માંડ,
આનંદ બીજે ન આવો[2].

(ઓ૦ ઉ.)

---

૧. સ્થૂલ સૂક્ષ્માદિ શરીર. ૨ આના જેવો.—

# संसारमा दुःख उपजावनार शुं छे?



મનુષ્યને આ સંસારમાં સર્વ વસ્તુઓ પ્રાપ્ત હોવા છતાં પણ ઘણી વખત આપણે તેને દુઃખમાં રર્ખડતો જોઇએ છીએ. આમ જ્યાં જ્યાં દૃષ્ટિ નાંખીશુ ત્યાં ત્યાં સઘળે ઘણા મનુષ્યો સર્વ વાતે સુખી હોવા છતાં પણ દુઃખી જણાયાં કરે છે. આનુ કારણ તપાસીશુ તો જણાશે કે મનુષ્યના અંતરમાં એક પ્રકારની એવી વાસના તેને ડખ્યાં કરે છે કે જે તેને જંપીને બેસવા દેતી નથી. મનુષ્ય જન્મમાંથી નીચામાં નીચી યોનિમાં જન્મ આપનાર પણ આ વાસનાજ છે સર્વ વસ્તુઓ પ્રાપ્ત હોવા છતા પણ સુખે તેનો ઉપયોગ ન કરવા દેનાર તેજ વાસના છે. મનુષ્ય જીવનમાં સર્વથી નીચામાં નીચી અને ખરાબ વસ્તુ જો શોધશુ તો આપણને આ વાસનાજ જણાશે મા ણસ માત્રે વાસનાનો ક્ષય કરવો જોઇએ આપણાં ધર્મ શાસ્ત્રોમાં પણ વાસનાનેજ દુઃખના સૂત્ર રૂપ ગણ્યું છે અને તેથીજ તેનો ક્ષય કરવા યત્ન કરવાનું પણ જણાવ્યુ છે

વાસનારૂપી નરકકુંડમાજ રાગ, દ્વેષ, કામ, ક્રોધ, મોહ, લોભ, માન, માયા, દ્રોહ, માત્સર્ય, પ્રતીકાર, મિથ્યા અપવાદ, મિથ્યા ભાષણ, હિંસા, ચોરી, નિર્દયતા, સંદેહ, ઇર્ષ્યા, આદિ દુર્ગુણોનો વાસ રહેલો હોય છે આ દુર્ગુણ મનુષ્યના મનરૂપી મનમા હમેશાં ભ્રમણ કર્યાજ કરે છે, અને તેને લીધે શોક, દુઃખ, સંતાપ અને પશ્ચાતાપની બીપણ અને ભયંકર મૂર્તિઓ પણ મન ઉપર હમેશાં પોતાનો અધિકાર જમાવ્યાં કરે છે.

વાસના આ પ્રમાણે મનુષ્યને દુઃખમાં રગડાવનાર છે ખરી, પરંતુ તે અજ્ઞાની મનુષ્યનેજ સતાવી શકે છે. જેમણે શાંતિની પવિત્રતા અને પરમાત્મ પ્રકાશના પરમાનંદની ઝાંખી કરી હોય છે તેમને તે કાંઇ કરી શકતી નથી માટે વાસના દુઃખ ન આપી શકે તે માટે તેના ઉપર જય મેળવવો જોઇએ, અને પરમાત્માના દિવ્ય આનંદમય પ્રકાશનું અનુસંધાન કરતાં શીખવું જોઇએ.

જ્ઞાની પુરુષો ઉંચે શિખર ઉપર રહી આનંદનો અનુભવ કરે છે. તેમને વાસનારૂપી જગતમાં સંતોષ થતો નથી. તે ઉપરના શાંતિમય જગતમાં આનંદ માને છે તેનો પ્રકાશ અને વૈભવ પ્રથમ તો તેમને ઘણોજ દુર જણાય છે. પણ જેમ જેમ તે ઉપર ચડે છે તેમ તેમ તે નિકટ અને નિકટ જણાય છે

વાસનાનો પ્રદેશ એ નીચામા નીચી જગ્યાએ છે તેનાથી નીચું એક પણ સ્થાન નથી. તેમા પડેલા જીવોને ઘણું દુઃખ સહન કરવું પડે છે જેમને પોતાનું હિત કરવુ હોય છે, તેમણે તો તેના બંધનમાંથી છુટીને ઉચ્ચ સ્થાન પ્રતિ વળવું જોઇએ. ઉન્નતિ માર્ગ કાંઇ કઠિન કે દૂર નથી. તે તમારાથી સહજ સિદ્ધ થઇ શકે તેમ છે અને તમારી પાસેજ છે તમે તમારા પોતાના ઉપર વિજય મેળવી લ્યો, તમારી ઇંદ્રિયોને તમારા વશમાં કરી લ્યો, કે પછી ઉન્નતિમાર્ગ તમારા હાથમાંજ આવી પડશે જે મનુષ્યના મનમાંથી સ્વાર્થની ગંધ નીકળી ગઇ છે, જેણે પોતાની ઇચ્છાઓને વશ કરવાનું અને પોતાના ચંચળ મન ઉપર અધિકાર પ્રાપ્ત કરવાનું શરૂ કરી દીધું છે તેણે ઉન્નતિ માર્ગને પ્રાપ્ત કરી લીધો છે એમ સમજજો.

વાસના એ મનુષ્ય જાતિના શત્રુરૂપ છે. શાંતિ અને આનંદનો નાશ કરનાર છે. વાસનાને વશ થઇને મનુષ્ય નીચામાં નીચું, અને અધમમાં અધમ કામ કરવા તૈયાર થઇ જાય છે. વાસના એ દુઃખનું મૂળ છે અને પાપની ખાણરૂપ છે.

ઈશ્વરીય નિયમો અને પરમાત્માના ગુણોના અજ્ઞાનથી અને શાંત અને પવિત્ર માર્ગના અજાણપણાથીજ મનુષ્યનામાં સ્વાર્થ બુદ્ધિ ઉત્પન્ન

થાય છે. વાસનાં અંધકાર રૂપ છે જ્યાં બ્રહ્મજ્ઞાનનો અભાવ છે ત્યાંજ તેની વૃદ્ધિ થાય છે. જ્યાં બ્રહ્મજ્ઞાન હોય છે ત્યાં તેનો પ્રવેશ થઇ શકતો નથી. જ્ઞાની પુરુષના મનમાંથી અજ્ઞાનરૂપી અંધકારનો નાશ થાય છે, વિશુદ્ધ હૃદયમાં વાસનાનો અભાવજ હોય છે માટે મનુષ્ય માત્રે જો વાસનાના ત્રાસથી બચવું હોય તો અજ્ઞાનરૂપી અંધકારનો નાશ કરવા માટે જ્ઞાનને મેળવવું જોઇએ. અને પોતાના હૃદયને વિશુદ્ધ અને સરળ બનાવવુ જોઇએ.'

વાસના પ્રત્યેક રૂપ અને પ્રત્યેક અવસ્થામા દુખ, આપત્તિ અને અશાંતિના કારણરૂપ છે. જેવી રીતે દેવતા—મોટી મોટી મહાન ઇમારતોને જોતજોતામાં ખાખ બનાવી દે છે, તેજ પ્રમાણે વાસનારૂપી અગ્નિ પણ મનુષ્યને અને તેના કાર્યોને નષ્ટ ભ્રષ્ટ કરી નાખે છે જેથી જે માણસોને સુખની, શાંતિની અને આનંદની જરૂર હોય તેમણે તો વાસનાનો ક્ષય કરવા યત્ન કરવોજ જોઇએ

વાસનાનો ક્ષય કરવાને માટે મનુષ્યે શાંતિને ધારણ કરવી જોઇએ તેમજ મતીષને પણ પોતાનામાં સ્થાન આપવુ જોઇએ. જ્ઞાની પુરુષ વાસનાનું શમન કરી શકે છે પણ મૂર્ખ માણસો વાસનાને વશીભૂત થઇ રહે છે. જે મનુષ્યોને જ્ઞાન અને બુદ્ધિ મેળવવાની ઇચ્છા રહે છે, તેઓ મૂર્ખતા અને અજ્ઞાનતાથી દૂર રહે છે શાંતિની ઇચ્છા રાખનારો શાંતિના માર્ગનું ગ્રહણ કરે છે અને જેમ જેમ તે માર્ગે પ્રયાણ કરતો જાય છે તેમ તેમ વાસના, દુખ અને નિરાશાને અંધારા ગુપ્ત સ્થાનમા પાછળ પડી મૂકતો જાય છે.

જ્ઞાન અને શાંતિને પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે પ્રથમ વાસનાના સ્વરૂપનુ જ્ઞાન મેળવવુ જોઇએ. જે જ્યારે તેનુ વાસ્તવિક જ્ઞાન થઇ જાય છે ત્યારે તેનો ત્યાગ કરીને તેનાથી મુક્ત થવાનું ઘણુંજ સરળ લાગે છે પણ જ્યા સુધી મનુષ્ય સ્વાર્થ અને વાસનામા લિન રહ્યા કરે છે ત્યા સુધી તેને વાસનાના સ્વરૂપનુ જ્ઞાન થતું નથી. વાસનાથી મનુષ્ય ક્રોધી અને લોભી થાય છે, એટલુંજ નહિ પણ તેને વશ થએલો મનુષ્ય પોતાને ઉચ્ચ અને બીજાને તુચ્છ સમજવા માંડે છે. તે પછી તે બીજાઓમાં દોષ અને અવગુણને જોવા માંડે છે અને અન્યને સ્વાર્થી માનતાં શીખે છે બીજા મનુષ્યોને સ્વાર્થી જણાવવાથી કે અન્યની નિંદા કરવાથી મનુષ્ય પોતાના સ્વાર્થનો ભોગ આપી શકતો નથી સ્વાર્થથી બચવાને માટે પોતાને પવિત્ર બનાવવાની મનુષ્યને પ્રથમ જરૂર છે. બીજાઓના દોષ જોવાથી અથવા તેમનામાં દોષારોપણ કરવાથી આપણને શાંતિના માર્ગનું જ્ઞાન થતું નથી.

શાંતિનો માર્ગ હાથ કરવાને માટે આપણે પ્રથમ સ્વાર્થ ત્યાગ કરવો જોઇએ, પછી ઇંદ્રિયોને વશ કરવી જોઇએ અને આત્મ—સંયમનો અભ્યાસ નિરંતર રાખવો જોઇએ. અન્યને સ્વાર્થાદિ અવગુણોથી મુક્ત કરવા પહેલાં પ્રથમ આપણામાંના વાસનાદિ અવગુણોનો ત્યાગ કરતાં શીખવુ જોઇએ. જેમ શુદ્ધ જળ હોય છે તેજ શરીરનો મેલ ધોઇ શકે છે, પણ ગંદુ ને મલિન જળ તો શરીરમાં ઉલટો મેલ વધારે છે. તેવી રીતે આપણે પણ પ્રથમ નિર્દોષી બનવું જોઇએ. આપણે બીજાને કોઇ વાતની શીખામણ દેવા તૈયાર થઇ જતા હોઇએ, પણ તે દોષ આપણામાં છે કે કેમ તેની પ્રથમ તપાસ કરવી જોઇએ, અને જો હોય તો પ્રથમ આપણેજ તેનો ત્યાગ કરી અને પછીજ અન્યને શિખામણ દેવાની પ્રવૃત્તિ કરવી જોઇએ.

આપણેજ બીડી પીતા હોઇએ અને અન્યને કહીએ કે ભાઇ, બીડી પીવાથી નુકશાન છે, બીડી પીવાથી હોજરી બગડે છે, અને તેથી જઠરાગ્નિ મંદ પડી જાય છે. લોહી ઉડી જઇ ફીકું પડી જાય છે, માટે બીડી પીની નહિ. પણ આ સિખામણ બીજા મનુષ્યના માન્યામાં આવતી નથી. પણ પ્રથમ આપણેજ બીડી પીવાની બંધ કરી અને તેનાથી મળતો લાભ મેળવી પછી બીજાને કહ્યું હોય કે 'બીડી ન પીશો' તો તે વખતે તેના માન્યામાં તે વાત આવી શકે છે. તેવીજ રીતે પ્રથમ માણસે અન્યના દોષો જોવાની ટેવ છોડી દઇ આપણાજ દોષો સુધારવા યત્ન કરવો જોઇએ. આપણે આપણા અવગુણોનો પ્રથમ ત્યાગ કરવોજ જોઇએ અને તે પછી બીજાને બોધ કરતાં શીખવું જોઇએ.

જે મનુષ્યો પોતે પોતાને વશ કરી શકે છે, તેજ મનુષ્ય બીજાના ઉપર જય મેળવી શકે છે અને અન્યને પોતાને વશ વર્તાવી શકે છે. એવા મનુષ્યો બીજા મનુષ્યોને વાસનાથી અર્થાત્ ક્રોધ, માન, માયા, કે લોભથી વશ કરવા ચાહતા નથી પણ માત્ર પ્રેમ અને સ્નેહથી અન્યને વશ કરી શકે છે. જેથી મનુષ્યે પ્રથમ પોતાનેજ વશમાં રાખી શકાય તેવું સામર્થ્ય મેળવી પોતાને વશ કર્યા પછીજ અન્યના ઉપર અધિકાર મેળવવાની આશા કરવી.

મૂર્ખ માણસો પોતાની પ્રશંસા અને બીજાની નિંદા કર્યા કરે છે; પરંતુ બુદ્ધિમાન મનુષ્ય પોતાની નિંદા અને બીજાની પ્રશંસા કર્યા કરે છે. મનુષ્યને માટે શાંતિ મળવાનું સ્થાન બાહ્ય જગતમાં નથી પણ વિચારોના અંતરંગ સંસારમાં છે. બીજાનાં કાર્યોમાં ફેરફાર કરાવવાથી શાંતિ માર્ગની પ્રાપ્તિ થતી નથી, પણ તેની પ્રાપ્તિ તો પોતાનાજ કાર્યોને વિશુદ્ધ અને પવિત્ર બનાવવાથીજ થઈ શકે છે.

જે માણસો વાસનાના રજથી ખરડાયલા હોય છે, તેઓજ પ્રથમ બીજા મનુષ્યોને સુધારવા માટે યત્ન કરે છે. પરંતુ જ્ઞાની પુરુષો તો પ્રથમ પોતાનેજ સુધારવા માટે યત્ન કર્યા કરે છે જે મનુષ્યોને બીજાને સુધારવાની ઇચ્છા હોય તેમણે તો પ્રથમ પોતાને સુધાર્યા પછીજ અન્યને સુધારવાનો માર્ગ ગ્રહણ કરવા જોઇએ. માત્ર વિષયવાસનાઓનો ત્યાગ કરવાથીજ મનુષ્ય સુખી થઇ શકતો નથી, પરંતુ તેની સાથે સ્વાર્થનો ભોગ આપવો પડે છે અને હૃદયને વિશુદ્ધ અને સરળ બનાવવું પડે છે.

મનુષ્યનું જીવન એક પહાડમય છે. જેની તળેટીએ વાસનાનું અને શિખર ઉપર શાંતિનું નિવાસ સ્થાન છે. વાસનાનો ક્ષય કરતાં કરતાંજ મનુષ્ય શાંતિના ઉચ્ચ શિખર સુધી પહોંચી શકે છે. વાસનામાં કોઇક શક્તિ તો હોય છેજ પણ તે નિરયસ્થાન પ્રતિ લઇ જનાર હોય છે કે જેનું પરિણામ દુઃખમય હોય છે. મનમાં હમેશાં ઇચ્છાઓ તો ઉત્પન્ન થયાંજ કરે છે. જો તે શુભરૂપ હોય છે તો તે સુખકર નિવડે છે, અને અશુભ હોય છે તો તે દુઃખકર નિવડે છે. ઇચ્છાઓ એક પ્રકારની સળગતા અગ્નિ જેવી છે કે જે સ્વર્ગના દ્વાર ઉપર રક્ષકનું કામ કર્યા કરે છે. મૂર્ખોને બાળીને તે અધવચ ભસ્મ કરી નાખે છે જ્યારે બુદ્ધિમાનોને સ્વર્ગમાં દાખલ કરાવી શકે છે.

જે મનુષ્ય પોતાની અજ્ઞાનતાની હદને જાણી શકતો નથી તે મૂર્ખ હોય છે. તે હમેશાં પોતાના વિચારોનો ગુલામજ હોય છે કે જે સદા પોતાની ઇચ્છાઓ અનુસાર કામ કર્યા કરે છે તેથી ઉલટો જે મનુષ્ય પોતાની અજ્ઞાનતાને જાણી શકે છે, તે મનુષ્ય બુદ્ધિમાન છે, કે જે પોતાના વિચારોની નિરર્થકતાને સમજી શકે છે અને પોતાની વાસનાઓનું શમન કરી શકે છે.

મૂર્ખ મનુષ્ય અજ્ઞાનતાને લીધે નીચામાં નીચા કુવામાં ગબડયાં કરે છે પરંતુ બુદ્ધિમાન મનુષ્ય જ્ઞાનના ઉંચામાં ઉંચા ક્ષેત્રમાં પ્રવેશ કરી શકે છે. મૂર્ખ મનુષ્ય ઇચ્છાઓને વશ થઇને દુઃખમાંજ રવડયાં કરી અંતે મરણને શરણ થાય છે, ત્યારે બુદ્ધિમાન મનુષ્ય ઉચ્ચ અભિલાષા રાખે છે અને શાંત રહી સુખમાંજ જીવન વ્યતિત કરે છે.

આત્મોન્નતિના અભિલાષી પુરુષો દુઃખના કારણરૂપ વાસનાઓનો ક્ષય કરીને ક્રમિક ઉન્નતિ કરતાં કરતાં જ્ઞાન પ્રાપ્તિમાં લીન થઇ શાંતિના ઉચ્ચતમ શિખરની તરફ એકાગ્રતા સાધી ઉંચે ઉંચે વધ્યાં કરે છે અને અંતે અભીષ્ટ સ્થાનમાં પહોંચી પરમાનંદનો ભોગ કરી શકે છે.

---

તિરસ્કાર કરતાં દયા એ વધારે સબળ સુધારક તત્ત્વ છે.

પસંદગી સિવાયનું વાચન સારી વર્તણુંક ઉપજાવે એ ધારવું વ્યર્થ છે.

વ્યાયામની અન્તે આરામની જરૂર છે, તેમ કર્તવ્યની અન્તે ગમ્મતની પણ જરૂર છે.

કલ્પનાના પ્રમાણમાં પ્રેમ જોઇએ, જો આમ હોય તો કોઇ પણ કલ્પના અન્તે નિષ્ફળ જતી નથી.

આશાનું ક્ષેત્ર વિસ્તીર્ણ રાખનારને નિષ્ફળતા બહુ ઓછી મળે છે.

સત્યના દિવ્ય મંદિરમાં સત્યને સત્ય તરીકે શોધનારજ પ્રવેશ કરે છે.

# ग्राहकोने. लाभकारक सूचना.

अने

# भाग्योदय प्रीन्टींग प्रेस.

प्रिय बंधु ! आप जाणीने खुशी थशो के, आपना भाग्योदय मासीक माटे अमोए हालमांज श्री सत्यप्रकाश प्रीन्टींग प्रेस-के जे रा. डाह्याभाइ शंकराभाइ गांधीना मालीकीपणानुं छापखानुं अमदावादमां खाडीआमां हतुं. ते अमोए वेचाणु राखी तेनुं नाम,

" श्री भाग्योदय प्रीन्टींग प्रेस. "

एवुं राख्युं छे. अने तेथी हवे पछी भाग्योदय मासीकने नीकळवामां जे थोडी घणी अनियमितता कोइ कोइ वखते थती हती ते मटी गइ छे, अने हवेथी दरमासे नियमसरज ते बहार पडी तमने संतोष आपशे.

वळी केटलांक पुस्तको के जे छपाववामां घणो वखत जतो हतो—दाखला तरीके कायदानो शिक्षक—याने फोजदारी रेवन्यु अने दीवानी कायदाओनुं ,जुथ-के जे छापवानुं काम जानेवारी मासमां शरू कर्युं हतुं. ते आज सुधीमां जुदां जुदां त्रण छापखानामां छपाववा छतां पण पुरूं थयुं नहोतुं. ते हवे आपणा प्रेसमां छपावी पुरूं करी दीधुं छे, अने बंधावतां पंदर वीसेक दिवस लागशे जेथी ते पछी तैयार थइ जशे.

तेमज प्रेसनी पडती अगवडोने लीधेज—स्त्रीहीत शिक्षा, त्रिकाळदर्शक दर्पण अने मास्टरं ऑफ् नॉलेज के जे छपाव्या वगरज पडी रह्यां छे ते थोडा वखतमां हवे आपणा प्रेसमां छपाइ तैयार थशे.

आ उपरांत अमारा भाग्योदयना ग्राहकोने आ प्रेसमां छपाववानुं काम करी आपवानो प्रथम लाभ मळशे अमारी पासे अंग्रेजी, संस्कृत, हींदी, मराठी ने गुजराती तमाम जातना टाइप होवाथी दरेक भाषामां काम सारूं सफाइदार, सस्तुं अने मुद्दतसर करी आपवामां आवशे.

तेमज कार्ड, कवर, छुटक हेन्डबीलो, नोटपेपर, लेटर पेपर, वीझीटींग कार्डो, कंकोतरीओ विगेरे तमाम काम टुंक वखतमां करी आपवामां आवशे रंगबेरंगी शाहीमां पण काम उत्तम प्रकारे थइ शकशे अन्य मासीको पण आ प्रेसमां छापवा माटे अमे वधु सवड राखी छे माटे हवे जे घणां मासीको त्रण त्रण चचार महीने अनियमित नीकळतां होय तेओ जो अमारा प्रेसमां पोतानां काम आपशे तो तेमनी नियमितता सचवाशे अने काम सारूं थतां ग्राहकोनी पण वृद्धि थशे

आवा मोंघवारीना वखतमां अमे प्रेस चलाववानुं एक खरेखरूं साहस माथे ओढ्युं छे पण तेथी जो भाग्योदय मासीकनी नियमितता सचवाशे, तथा मनपसंद काम थशे तो ग्राहकोने संतोष थतां अमे अमारो श्रम सफळ मानी लइशुं तेमज अमारा ग्राहक बंधुओ पण अमने काम आपी अमारा साहसने उत्तेजन आपशे तो अमे संतोष मानीशुं.

तंत्री.

---

मोटा थवानी इच्छा होय तो प्रथम नाना थवुं. नाना थया विना मोटा कदापि थवातुं नथी.

जेटलुं जाणीए तेटलुं ज्यां त्यां ने ज्यारे त्यारे जणावीए ए मानसिक अधमता छे

भूली जतां शीखो भूली जवामां उदारता छे, संभाळवामां नीचता छे

उत्साह जे दिशामां जाय ते दिशानां सुखो जोइ जाओ, श्रेय तेमांज छे.

# उत्कृष्ट जीवन शी रीते प्राप्त करवुं.



ઉત્કૃષ્ટ જીવન પ્રાપ્ત કરવાને માટે મનુષ્યે પોતાની વાણી ઉપર કાબુ રાખતાં શીખવું જોઇએ. પોતાની વાણી એવી ન હોવી જોઇએ કે, જેથી તેમાં બીજાનો દોષ કાઢવાનું કારણ મળી આવે. પોતાની વાણીથી બીજાનું હૃદય શાંત થાય, આપણા પ્રતિ પ્રેમ બંધાય અને તેનું હિત થાય તેવીજ હોવી જોઇએ. વાણીમાં અસત્યનો જરા પણ અંશ હોવો ન જોઇએ. તેમજ ગમે તે વખતે ગમે તેમ મિથ્યા ભાષણ કરવું ન જોઇએ.

માણસ માત્રે પોતાની વાણીની અને વચનની કીંમત ગણતાં શીખવું જોઇએ. નાહક ગમે તેમ આડું અવળું આલ વગરનું બોલ્યા કરવું, કે જેમાં કાંઇ પણ તાત્પર્ય ન હોય તેવા માર્ગે વાણીનો વ્યય ન કરવો.

અન્યના સ્હેજસાજ દોષોને પણ વધારી વધારીને અન્યના આગળ ગાયા કરવા, અને તેની નિંદા કરવી એ અધોગતિમાં લઇ જનાર છે.

આધાર વગરની જુઠી કલ્પનાઓ કરવી. વિશ્વાસ અને સંમતિઓ ઉપર વ્યર્થ તર્ક વિતર્ક કરવા એ સર્વ વાણીના અવગુણો છે.

દરેક મનુષ્યે જાણવું જોઇએ, કે આ જગતમાં આપણા જીવનની મર્યાદા ઘણીજ ટુંકી છે અને ટુંક સમયમાં કરવાનું કરતાં અથવા જે પ્રાપ્ત કરવાનું હોય તે પ્રાપ્ત કરતાં તેને બીજાના દોષોને ખોળી કાઢવામાં ગુમાવી ન દેવું જોઇએ.

જગતનાં પાપ, દુઃખ, અને શોક બીજાના દોષો ખોળવાથી કે તેને માટે વાદવિવાદ કરવાથી દૂર થઇ શકતાં નથી. જે મનુષ્યો બીજાના દોષો શોધવામાં મશગુલ રહે છે તેઓ પવિત્ર જીવનનો સ્વાદ ચાખી શકતા નથી. તેઓને માટે તો આત્મ-સંયમનો વાસ્તવિક માર્ગ શોધવાનો બાકીજ હોય છે. જે મનુષ્ય પોતે પોતાના શબ્દોને નમ્ર અને પવિત્ર બનાવે છે તે જરૂર ઉચ્ચતમ માર્ગ અને પવિત્ર જીવનને પ્રાપ્ત કરી શકે છે. તેજ પોતાની શક્તિઓને સુરક્ષિત રાખી શકે છે. અને તેજ પોતાના મનને શાંત બનાવી શકે છે. તે મનુષ્યનામાં સત્યનો ભાવ હંમેશાં જાગ્રતજ રહે છે. જ્યારે મનુષ્ય પોતાની વાણીનો નિરોધ કરતા અને પોતાની વાણીને વશ કરતાં શીખી શકે છે ત્યારે સ્વાર્થી ઇચ્છાઓ અને અયોગ્ય વિચાર તેનામાં પ્રવેશ કરીને શબ્દો રૂપે બહાર આવી શકતા નથી જ્યારે વાણી સર્વથા પ્રિય, મધુર, પવિત્ર અને ઉપયોગી થઇ જાય, જ્યારે સત્ય અને યથાર્થ શબ્દો સિવાય કોઇ શબ્દ મુખમાંથી ન નિકળે, જ્યારે તે સર્વ વાતો થઇ જાય ત્યારે સદ્ભાવનાના તમામ પગથીયાં પૂરાં થઇ રહે છે અને તે પછીજ સત્યનો ભાવ જાગ્રત થાય છે.

કોઇ પણ કાર્ય, પછી તે આર્થિક હોય કિંવા ગમે તેવું હોય તોપણ તે ઉત્તમ પ્રકારે ઉદ્યોગ અને સતત પ્રયત્ન કર્યા સિવાય સિદ્ધ થઇ શકતું નથી.

જ્યાં સુધી નાની નાની વાતોનું જ્ઞાન મેળવવામાં આવતું નથી ત્યાં સુધી મોટી મોટી વાતોનું જ્ઞાન થતું નથી. મનુષ્ય પોતાના શરીરના દાસત્વને દૂર કર્યા વગર પોતાના મનને સત્યના માર્ગે વાળી શકતો નથી. જેમ, જ્યાં સુધી કોઇ ભાષાના અક્ષરોનું અને શબ્દોનું પ્રથમ જ્ઞાન થતું નથી ત્યાં સુધી તે ભાષાની બારીકાઇઓને જાણી શકાતી નથી. તેજ પ્રકારે જ્યાં સુધી સચ્ચરિત્ર અને સદાચારની વર્ણમાળાનો બોધ થતો નથી ત્યાં સુધી મનની શુદ્ધ અવસ્થાઓ અને ભાવનાઓનું જ્ઞાન થઇ શકતું નથી. તેમાં યથાર્થ ઉદ્યોગ કરવાની જરૂર છે. પ્રત્યેક મનુષ્યને નવીન કામ શીખવાને માટે ઉદ્યોગ કરવોજ પડે છે, અને તે શીખવાને માટે તેને પોતાના ગુરૂની આજ્ઞાઓનું પાલન કરવું પડે છે. તોજ અંતે પોતાના ગુરૂ તુલ્ય જ્ઞાનવાન તે બની શકે છે. જ્યારે સાધારણ વિષયોનું જ્ઞાન મેળવવાને માટે મહેનત કરવી પડે છે તો આત્મજ્ઞાન

કે જે સર્વોત્તમ છે તેનું જ્ઞાન પ્રાપ્ત કરવાને માટે તો ખરી મહેનત કરવીજ જોઇએ. જે મનુષ્ય વગર મહેનતે કે વગર ઉદ્યોગે મોક્ષને ઇચ્છે છે તે કદાપિ દુઃખો અને પ્રપંચોથી બહાર નીકળી શકતો નથી. તેનું મન કદાપિ પણ શાંત અને સુરક્ષિત થઇ શકતું નથી અને તેનું જીવન કદાપિ પણ નિયમિત બની શકતું નથી તેમને કેવળ ભોગ ભોગવવામાજ પ્રેમ હોય છે, પણ સત્યમાં હોતો નથી. જે હૃદયથી સત્યના ઉપાસક છે, અને તેને જાણવાની અભિલાષા રાખે છે તેમને પરિશ્રમનો હિસાબ હોતો નથી. તે ધૈર્યની સાથે સાથે પ્રસન્નતાથી પ્રયત્ન કરતો જાય છે, અને એ પ્રમાણે સતત્ પ્રયત્ન કરતાં અંતે સત્યને મેળવી શકે છે.

બહારની સઘળી અનુચિત દશાઓ એ કેવળ હૃદયની અનુચિત દશાઓના પરિણામ રૂપ છે. જો શરીરમાં આળસ ભરાય છે, તો મન પણ આળસુ બને છે. ઉભ વશમાં રહેવી એ મન નહિ હોવાની સૂચના આપનાર છે અને દશાઓની ચિકિત્સા કરવી એ ખરું તો આન્તરિક દશાની ચિકિત્સા કરવા છે. અસત્યથી બચવું એ સત્યના તરફ લઇ છે. જેમ જેમ મનુષ્ય આળસ અને સ્વાર્થપરતાને છોડવા લાગે છે, તેમ તેમ તેનામાં શૌચ, સંયમ, નિયમ, શિષ્ટતા અને આત્મ સમર્પણ વિગેરે ગુણોને ગ્રહણ કરી શકે છે અને તે પછી તે બળ, સાહસ અને દૃઢતા ઉત્પન્ન કરી શકે છે કે જે મહાન કાર્યો કરવાને માટે જરૂરના છે. જેમ જેમ તે વાણીના દોષોને દૂર કરી શકે છે તેમ તેમ તે પોતાનામાં સત્યતા, નમ્રતા, દયાળુતા અને આત્મબળ આદિ ગુણોને વધારી શકે છે. અને માનસિક દૃઢતા અને સ્થિરતાને પ્રાપ્ત કરી શકે છે કે જેના વગર માનસિક વૃત્તિયો ઠીક અને નિયમિત થઇ શકતી નથી. અને ચરિત્ર અને જ્ઞાનની ઉચ્ચતર અવસ્થાઓ સુધી પહોંચી શકતી નથી. એવીજ રીતે તે જેમ જેમ બરોબર કામ કરતાં શીખે છે તેમ તેમ તેને તેનું જ્ઞાન વધતું જાય છે. અને તેની સૂક્ષ્મ દૃષ્ટિ તેજ થતી જાય છે. જે પ્રકારે જેમ વિદ્યાર્થી પોતાના પાઠને યાદ રાખી શકે છે તો પછી તેને ઘણો આનંદ થાય છે તેજ પ્રકારે જ્યારે સદાચારી ધર્માત્મા મનુષ્ય અવગુણો ઉપર વિજય પ્રાપ્ત કરી લે છે તો પછી તેને એવો આનંદ પ્રાપ્ત થાય છે કે જે વિષય વાસનોમાં લુબ્ધ મનુષ્યને કદાપી થઇ શકતો નથી.

દરેક મનુષ્યે દરરોજ ત્રણ વિશેષ ગુણોનો અભ્યાસ કરવો જોઇએ. ૧ પોતાના કર્ત્તવ્ય કર્મનું નિઃસ્વાર્થપણે પાલન કરવું. ૨ સત્ય ઉપર અટલ રહેવું. અને ૩, અનંત ક્ષમાશીલ રહેવું. સત્ય અને સદાચારના અભિલાષિ મનુષ્ય ઉચ્ચતર અને કઠિનતર કાર્યો કરવાને માટે અને હૃદયના શુદ્ધ ભાવોને સંયમમાં લાવવાને અને શુદ્ધ કરવાને માટે તૈયાર રહે છે. જ્યાં સુધી મનુષ્ય પોતાના કર્ત્તવ્યનું બરોબર પાલન કરી શકતો નથી ત્યાં સુધી ઉત્તમ ગુણો જાણી શકતો નથી અને સત્યનું જ્ઞાન પણ થઇ શકતું નથી. કર્ત્તવ્યનું પાલન કરવું એને કેટલાક લોક દુઃખમય કાર્ય સમજ્યાં કરે છે. તે સમજે છે કે કર્ત્તવ્ય એક બલા છે માટે તેમને જેમ તેમ કરીને પુરૂ કરવું. આ પ્રકારે કર્ત્તવ્યનું હલકું મૂલ્ય આંકવું એ સ્વાર્થ યુક્ત વૃત્તિથી જીવનના વાસ્તવિક રહસ્યને ન સમજવાનુંજ કારણ છે.

કર્ત્તવ્યને ઉચ્ચ અને પવિત્ર કાર્ય સમજવું જોઇએ. અને તેનું પૂર્ણ રૂપથી નિઃસ્વાર્થ થઇને પાલન કરવું એ મનુષ્યના જીવનનો એક મુખ્ય નિયમ છે. કર્ત્તવ્યનું પાલન કરતી વખતે સંપૂર્ણ વ્યક્તિગત ભાવો અને સ્વાર્થયુક્ત વિચારોને દૂર કરવા જોઇએ. અને પછી જ્યારે તેમ થાય છે ત્યારે કર્ત્તવ્ય એ પછી દુઃખ ઉપજાવનાર નહિ પણ સુખનાં કારણરૂપ સમજાય છે. જે માણસ સ્વાર્થ અને લોભની આશા રાખે છે તેજ માણસને કર્ત્તવ્ય દુઃખ આપનાર સમજાય છે. જે કર્ત્તવ્યને દુઃખમય માનનાર મનુષ્ય પોતાના તરફ જોશે તો તેને જણાશે કે તેને કર્ત્તવ્યથી દુઃખ નથી, પણ કર્ત્તવ્યથી બચવાની સ્વાર્થયુક્ત ઇચ્છામાં દુઃખ છે. જે મનુષ્ય પોતાના કર્ત્તવ્ય કર્મનું બરોબર પાલન કરતો નથી તે ધર્મ માર્ગથી ગબડી પડે છે, જેનું હૃદય કર્ત્તવ્ય કર્મની વિરૂદ્ધ છે તે ધર્મ અને સદ્ગુણના વિરોધી છે. પોતાને કરવાનું કામ ગમે તો થોડું હોય કિંવા

વધારે હોય, પોતાનું હોય કે પારકું હોય તો પણ તેનું ઉત્તમ રીતે પાલન કરવું જોઇએ. જ્યારે કર્ત્તવ્ય પ્રેમની વસ્તુ થઇ જાય છે અને પ્રત્યેક કર્ત્તવ્યનું બરોબર ખરા અંતઃકરણથી પાલન કરવામા આવે છે ત્યારે હૃદયમાંથી ઘણે ભાગે સ્વાર્થતા નીકળી જાય છે, અને સત્યના શિખર તરફ મનુષ્ય વળે છે.

સચ્ચરિત્ર મનુષ્ય પોતાના કર્ત્તવ્ય કર્મને બરોબર કરવાને માટે મનને એકજ દિશા તરફ જોડી રાખે છે. અને બીજાના કાર્યોમા વચ્ચે માથુ ઘાલતો નથી પોતે પોતાનુજ કાર્ય એક ચિત્તે કર્યા કરે છે આપણું કામ ગમે તો તુચ્છ હોય કિંવા કઠિન હોય તોપણ તે બીજાના કામ કરતાં ઉત્તમ છે એમ સમજવુ. અને પોતાના કામમા પણ સત્ય માર્ગ ઉપર અટલ રહેવુ સત્યનો ગુણ હૃદયમા દૃઢતાથી જામી જવો જોઇએ. અને દરરોજના તમામ કામમાં તેનો પ્રવેશ થએલોજ હોવો જોઇએ. સર્વ પ્રકારના અસત્ય-પ્રપંચ, અને પાપમય આચારનો હમેશાને માટે ત્યાગ કરવો જોઇએ.

સત્યના માર્ગથી જરા પણ ડગવુ ન જોઇએ સત્ય માર્ગમાંથી ડગ્યા તો સદાચારમાંથી પણ ડગી જવાના. કોઇ પણ વાત કહેવી તે જેવી હોય તેવીજ સત્ય કહેવી પોતાના ક્ષુદ્ર સ્વાર્થ કે લોભને માટે છળ, કપટ ન કરવાં જોઇએ.

સચ્ચરિત્ર અને સદાચારી મનુષ્ય માત્ર પોતાના શબ્દોના વિચારો અને કાર્યોમા પ્રમાણિકપણાનોજ ઉપયોગ કરે છે એટલુંજ નહિ પણ તે જે કાંઇ કહેશે તે સત્ય અને ખરૂંજ કહેશે. તેમાં અસત્ય કે છળપ્રપંચનો અંશ તે ઉમેરી શકતો નથી. આ પ્રકારે જે પોતાના મનને સત્યના સિદ્ધાંતને અનુસાર બનાવીને ધીરે ધીરે લોકોની સાથે ન્યાયનો ઉપયોગ કરવા લાગે છે અને ન્યાયને સામે રાખીનેજ કાર્ય કરે છે. તેનામા સ્વાર્થ, વાસના કે પક્ષપાતનો બિલકુલ અંશ હોતો નથી. જ્યારે તેને સત્યના ગુણોનો પુરેપુરો અભ્યાસ થઇ જાય છે. અને સત્ય તેના રૂંવેરૂંવામાં એવો દૃઢ પ્રવેશ કરી દે છે કે અસત્યને અને લાલચને તો તેનામાં પ્રવેશ કરવાનું પણ સ્થાન રહેતું નથી. અને તેનું હૃદય શુદ્ધ અને સ્વચ્છ બને છે ત્યારે તેનાં આચરણ દૃઢ થાય છે અને જ્ઞાન વધે છે. તે વખતે જીવનનો નવીન ઉદ્દેશ્ય થઇ જાય છે, અને તેમા નવિન શક્તિ આવી જાય છે.

ઉચ્ચ જીવન ગાળવાની ઇચ્છાવાળા દરેક મનુષ્યે અનંત ક્ષમાને ધારણ કરવી જોઇએ. સ્વાર્થ, અભિમાન વિગેરે અવગુણોથી જે બીજાને દુ:ખ પહોચાડવાનો ભાવ મનમાં પેદા થાય છે તેને દુર કરવો, અને પ્રાણી માત્રની સાથે ઉદારતા અને દયાળુતાનો ઉપયોગ કરવો તેનુ નામ ક્ષમા છે. બીજાઓની સાથે દ્વેષ વા ઇર્ષ્યા કરીને બદલો વાળવો એ તુચ્છ અને હલકું કામ છે સારા મનુષ્યોમાં આવા અવગુણો હોતા નથી જે મનુષ્ય પોતાના મનમાં એવા ભાવોને સ્થાન આપે છે, તેનો કદાપિ પણ અજ્ઞાન અને શોકમાંથી છુટકારો થતો નથી અને તેનુ જીવન પણ કદી ઉત્તમ બની શકતું નથી. જ્યારે આ અવગુણો દુર થાય છે ત્યારેજ જીવનનો સત્યમાર્ગ મળી આવે છે, અને તે પછીજ તેનામાં ક્ષમા અને ઉદારતાની વૃદ્ધિ થઈ શકે છે.

અત્યંત દૃઢ સચ્ચરિત્ર અને સદાચારી મનુષ્યના હૃદયમાં પોતાનુ નુકશાન થવાનો વિચાર ઉત્પન્ન થતો નથી. તેના હૃદયમાંથી બદલો લેવાનો ભાવ નીકળી જાય છે. એટલે પછી તેનો કોઇ શત્રુ રહેતો નથી તે છતા પણ જો કોઇ તેની સાથે શત્રુતા કરે છે તો તે તેની સાથે મિત્ર તરીકે વર્ત્તે છે. તે પોતાના મનમાં એવો વિચાર કરે છે કે તેમાં તેનો કાંઇ દોષ નથી તે અજ્ઞાનવશ થઇને એવુ કરે છે. જ્યારે હૃદયની આવી અવસ્થા થઇ જાય છે ત્યારે આત્મજ્ઞાનનો માર્ગ જડે છે. અને જ્ઞાન તથા સચ્ચરિત્રતાનું રહસ્ય સમજવામા આવે છે.

અનંત સુખ પ્રાપ્ત કરવાને માટે આથી પણ વધુ ગુણોને મેળવવા પડે છે આ પ્રમાણે જે મનુષ્યો ઉત્તમ ગુણોને પોતાનામાં ધારણ કરીને પોતાના વર્તનને સુધારવા યત્ન કરે છે, તેઓનું માનસિક અને આત્મિકબળ વધે છે. તેમની વિચારશક્તિ સૂક્ષ્મ થઇ જાય છે અને મન શાંત અને પવિત્ર થઇ જાય છે. જે મનુષ્યે આ જગતમાં સફળતાને મેળવવી હોય છે તે મનુષ્યે નાના નાના દુર્ગુણો અને દુરાચારોનો પોતાના-

માંથી ત્યાગ કરવો જોઇએ. જે પોતાના શરીર અને મનને વશ વર્ત્તાવી શકવાની શક્તિને ધારણ કરી શકે છે. તે અવશ્ય સત્ય અને શુદ્ધ સચ્ચરિત્રતાના માર્ગ ઉપર દ્રઢતાથી ચાલવા જાય છે.

જો તમારે ઉત્કૃષ્ટ જીવન પ્રાપ્ત કરી જન્મારો સફળ કરવોજ હોય તો ક્ષુદ્ર સ્વાર્થનો ભોગ આપી સત્ય માર્ગે ચાલતા શીખજો. સત્ય માર્ગે ચાલનાર મનુષ્ય હમેશાં ઉચ્ચ કોટીમા વધ્યાં કરે છે. અને તેનું જીવન પવિત્ર શાંત અને આનંદી બને છે. તે જાતે સુખી બને છે અને અન્યને. સુખી કરે છે. તે જાતે આનંદનો લાભ લે છે, અને અન્યને આનંદી બનાવે છે. માટે જો તમારે તમારા જીવનને પવિત્ર અને ઉત્કૃષ્ટ બનાવવુંજ હોય તો પછી આ પ્રમાણે આગ્રહથી વર્ત્તજો. અને તમારા વર્ત્તનમાં જરા પણ અસત્ય અને પ્રપંચનો અંશ ન ભળી જાય તેની સાવચેતી રાખજો.

---

# सति सुलोचना देवी.

( અનુસંધાન ગયા અંકથી )

## પ્રકરણ ૫ મું.

### નવલકિશોર ને યશવંતસિંહનું મુક્ત થવું.



વલકિશોર અને યશવંતસિંહને જાલમસિંહે ગુપ્તદ્વારમા મોકલવાનો હુકમ કર્યો. ગુપ્તદ્વાર એ સંજ્ઞાસૂચક નામ હતું. તેજ મહેલથી થોડે દૂર એક ખંડેર જેવું હતું. ત્યાં બન્ને જણને લઇ ગયા, અને તેમા એક ભોંયરૂ હતું ત્યાં તેમને ઉતાર્યા. આ ભોંયરામા ઉતરવાની એક લાંબી સીડી હતી તે નીચે સપાટ જમીન હતી. તેમાં થઇ અંદર એક નળીમાં પ્રવેશ કરવાનો હતો. અને તે નળીમાં થઇને આગળ એક વિશાળ મેદાન જેવું આવતું ત્યા રાખેલા એક બંદીખાનામાં આ બન્ને જણને પૂર્યા. તેમની સારવાર કરનાર જંગલી કાળા હબસી જેવી બે ચાર સ્ત્રીઓ અને બે ત્રણ પુરુષો ત્યાં રહેતા હતા. આજુબાજુ મોટી દિવાલ હતી. જેથી અંદર મદદ આવી શકે તેમ નહોતું. આ પ્રમાણે તે બન્ને જણને અંદર પુરી-સિપાઇઓ જે માર્ગે આવ્યા હતા, તેજ માર્ગે પાછા વળી ગયા. પારકાને દુઃખમાથી મુક્તિ અપાવા જતાં બિચારો નવલ અને યશવંત બન્ને કેદખાનાના પાંજરામાં પુરાયા.

જાલમસિંહનું દુઃખ ગયું. હવે તેને કોઇ રોકનાર નહોતું. આ બન્ને જણને કેદમાં પુરાવી પોતે પેલી સ્ત્રીની તપાસ કરવા અંદરની કોટડીમા પાછો ગયો. તો સ્ત્રી નિશ્ચેષ્ટ થઇ પડી હતી. તેના હોશકોશ ઉડી ગયા હતા. નવલ અને યશવંતના આવવાથી તેને કાંઇક હિંમત આવી હતી પણ જ્યા તે સપડાયા કે બિચારીનો જીવ ઉડી ગયો. હવે તેની વ્હારે કોઇ આવે તેમ નહોતું. તેણે જાલમસિંહને પાછો પોતાની કોટડીમા આવતો જોયો કે તુરતજ ગાભરી બની બેહોશ થઇ ગબડી પડી. અને હવે તેણે જીવવાની આશા છોડી દીધી.

જાલમસિંહે અંદર જઇ તે સ્ત્રીને બોલાવી કહ્યું, વ્હાલી કુમુદ! જાગ્રત થા. હવે તારે મારે તાબે થયા વગર છુટકોજ નથી ઇશ્વરેજ તને મારા હાથમા સોંપી છે. માટે હવે ઢોંગ છોડી દે અને મારી ઇચ્છાને પુરી કર.

આમ બે ચાર વાર તેણે કહ્યું પણ કાંઇ કુમુદના સાંભળવામાં આવ્યું નહિ. જેથી તેણે તેના હાથ પકડી ઢંઢોળવા માંડી, અને જેવો તેનો હાથ અડકયો કે તુરતજ તે જાગ્રત થઇ-વસ્ત્ર સંકોચી દુર ખસી ગઇ તેણે કહ્યું, જાલમસિંહ મારો કેડો જવા દો, ઇશ્વરને માટે મને છોડી દ્યો. આ જગતમાં જે માણસો જેવાં કર્મ કરે છે તેવા ફળને મેળવે છે સદાકાળ એક સરખી જતી નથી. સારી સ્થિતિમાં દુખી મનુષ્યોને બચાવવાની આવેલી તક હાથમાંથી ગુમાવી, અન્ય મનુષ્યોને દુઃખ કર્તા થવું એ પોતે પોતાની મેળેજ દુઃખનાં માર્ગમાં વળવા તુલ્ય છે. માટે મારૂ અબળાનુ માનો અને મને વધુ ન સંતાપો.

આજે તમે રાજાના માનીતા છો રાજાના જેટલીજ સત્તાને ભોગવો છો, પણ તે સત્તાનો સદુપયોગ કરી સુખી થવાને બદલે તમે તેનો દુરૂપયોગ કરી દુઃખનો પોટલો માથે બાંધી રહ્યા છો. જરા ઇશ્વરનો ડર રાખો, અને મને મુક્ત કરો આ સાભળી જાલમસિંહે કહ્યું, કુમુદ! મારે તારી શિખામણ માનવી નથી, તારે મારે તાબે થવુંજ જોઇશે. અને રાજી ખુશીથી જો તું મારી પ્રીતિ સંપાદન નહિ કરે તો જોર જુલમથી પણ તારે મારે તાબે થવું જોઇશે અને તેથી તારા ઉપર મારી અપ્રીતિ થતાં દુખી થવું પડશે માટે રાજી ખુશીથી મારો સ્વિકાર કર અને આ રાજ્ય વૈભવને ભોગવવા તૈયાર થા

કુમુદે આ સાંભળી જાણ્યું કે આ દુષ્ટ કાંઇ માને તેવો નથી માટે હવે ઇશ્વર બચાવે તો બચવુ નહિ તો જીવ આપવો એવો નિશ્ચય કરી તેણે કહ્યું જાલમસિંહ, તમારી દુષ્ટતાની હદ થઇ છે. હું કદાપિ પણ તમારી ઇચ્છાને તાબે થઇ મારો અમુલ્ય સતિત્વ ધર્મથી ભ્રષ્ટ થઇશ નહિ તમે જુલમ કરશો તો હું જીવ આપીશ અને તેનો બદલો તમને હું તો શું પણ ઇશ્વરજ આપશે

આથી જાલમસિંહે જાણ્યુ કે આ સ્ત્રી કાંઇ રાજી ખુશીથી તાબે થાય તેમ નથી માટે તો હવે જે બને તે ખરૂં, વળી થોડા દિવસ ધીરજ રાખવી. એમ ધારી કહ્યું, કુમુદ! હજુ વિચાર કર, હું તને હજુ બે દિવસ વિચાર કરવાની તક આપુ છુ, અને પછી જો છેવટે તું મારે તાબે નહિજ થાય તો પછી મારે તને જોર જુલમથી કબજે લેવી પડશે. એમ કહી જાલમસિંહ ઓરડીમાંથી બહાર નીકળ્યો અને ઓરડીને તાળુ લગાવ્યુ બરોબર ચોકી પેરા મુકી પોતે પોતાના વિશ્વાસુ નોકરોને આ ભંડેરમાના કેદીઓને સાચવવાનું કહી શહેરમાં ગયો

નવલ અને યશવંતસિંહ કેદખાનામાં સડવા લાગ્યા. તેમને સુકો રોટલો ને મીઠું ખાવાનું આપતા પણ તે ખાતા નહિ તેમને આ કેદખાનામાંથી છુટવાનો માર્ગ જડતો નહિ. જે નોકરો તેમને સાચવવા રાખ્યા હતા તે જંગલી હતા તેથી તેમની ભાષા સમજી શકતા નહિ તેમણે ધાર્યું કે હવે આપણો પત્તો રાજાજીને પણ મળવાનો નથી અને અહીંજ મરણને શરણ થવું પડશે

તેમને જ્યારે કેદમાં મોકલવામાં આવ્યા ત્યારે જાલમસિંહના પ્રપંચ મહેલથી થોડેક દુર એક તેને રહેવાનો મહેલ હતો. ત્યા એક તેના નજીકના સગાની પંદરેક વર્ષની બાળા બારીએ ઉભી હતી તેણે યશવંતસિંહને લઇ જતા જોયો. આ બાળાએ યશવંતસિંહના સામું જોયુ ને તેવામાંજ યશવંતસિંહની પણ તેના ઉપર દૃષ્ટિ પડી જ્યાં બન્નેની નજરે નજર એક થઇ ત્યાં કાંઇક અદ્દભુતની માફક એક બીજા પ્રતિ આકર્ષણ પણ થયું. યશવંતસિંહ તો પેરામાં હતો તેથી તે આ બાળા કોણ છે તેની તપાસ કરી શકે તેમ નહોતુ, પણ આ બાળા તો છુટી હતી. તેણે ધાર્યું કે આ કોઇ રાજપુત્ર છે અને જાલમની જાળમા ફસાયો લાગે છે ઠીક, રાત્રે તપાસ તો કરવી કે તે કોણ છે?

આ બાળા કેટલાક વખતથી અહીં રહેતી હતી તેથી તેને સર્વ નોકરો ઓળખતા હતા અને જાલમસિંહની પુત્રી હશે એમ માની માન આપતા હતા.

જાલમસિંહ આજે દરબારગઢમાં રોકાયો હતો અને અત્રે આવે તેમ પણ નહોતુ. એ તે સારી રીતે જાણતી હતી તે દિવસે રાત્રે આ બાળા જે ગુપ્તદ્વારમાં નવલ ને યશવંત હતા તે ગુપ્તદ્વાર તરફ ગઇ, અને ભોંયરૂં ઉઘાડયું. અંદર સીડીએ થઇ નીચે ઉતરી અને જ્યાં બન્નેને

પુર્યા હતા ત્યાં સુધી. નોકર ચાકરો બીનફીકરા થઇ ઉંઘતા હતા. પણ નવલ અને યશવંતને ઉંઘ ક્યાંથી આવે? તે તો ફીકર અને ચિંતામાં અડધા થઇ ગયા હતા. ત્યાં જઇ આ બાળાએ, તાળું ઉઘાડયું અને બંને જણને ચુપચુપ પોતાની પાસે આવવા સંજ્ઞા કરી. જેમ મરણના મુખમાંથી છુટનારને જે હર્ષ થાય તેવો હર્ષ આ બને જણને થયો. તેમણે તો ધાર્યું કે આ કોઇ દેવીજ આપણું રક્ષણ કરવાને આવી છે. તે બંને જણ તેની પાછળ પાછળ શાંતપણે ચાલ્યા અને ત્રણે જણ ગુપ્તદ્વારમાંથી બહાર નીકળ્યાં.

બાળાએ પોતાના રહેવાના સ્થાનમાંથી થોડેક દૂર ત્રણ સારા ઘોડા પ્રથમથીજ બાંધી રાખ્યા હતા. ત્યાં ત્રણે જણ ગયાં અને તે બાળાએ તે બને જણને પોતપોતાના ઘોડા ઉપર બેસવા આજ્ઞા કરી અને પોતે પણ ઘોડા ઉપર સવાર થઇ. પોતાનો ઘોડો આગળ રાખી અને બંને જણને પાછળ પાછળ આવવાની સંજ્ઞા કરી, પુરપાટ ઘોડા છોડી મૂક્યા. જો જોતામાં આ રાજ્યની હદ વટાવી દીધી. અને એક આડે માર્ગે ત્રણે જણ ચાલ્યાં. ત્યાં એક નદી આવી, ત્યાં એક નાવ બાંધેલું હતું.

આ બાળા ઘોડા ઉપરથી નીચે ઉતરીને ઘોડાને છોડી મૂક્યો બંને જણ પણ ઘોડા ઉપરથી નીચે ઉતર્યા. તેમણે ધાર્યું કે વખતે જાલમસિંહ કે તેના માણસો ઘોડાને પગલે પગલે આવે, તો આપણને શોધી કહાડે, માટે ત્યાં ત્રણે ઘોડાને છોડી મૂકી ત્રણે જણ નાવમાં બેઠાં. અને ઉતરતે પાણીએ નાવ ચલાવવા માંડયુ આમ કરતાં કરતાં તે બેચાર ગાઉ નીકળી ગયાં. હવે પ્રો ફાટવા વખત થયો છે એમ માની નાવમાંથી નીચે ઉતરી, નાવ પણ પાણીમાં છુટું છોડી દીધું, અને ત્રણે જણ પગ રસ્તે પાસેની ઝાડીમાં આવેલા એક મહાદેવના મંદિરમાં ગયાં. ત્યાં જઇ નિશ્ચિત બની હવે પછી શું કરવું તેનો વિચાર કરવા લાગ્યાં

યશવંતસિંહે તથા નવલકિશોરે પોતાના ઉપર અનહદ ઉપકાર કરી મોતમાંથી બચાવનાર બાળાનો ઉપકાર માન્યો, અને પછી તે કોણ છે, તેની હકીકત પૂછી.

તેણે કહ્યું, હું જાલમસિંહના દુરના સગાની પુત્રી છું. મારા બાપ એક નાના સરખા ઠાકોર છે. તેમની પાસે જાલમસિંહ વારંવાર આવતો અને તેથી હું તેને કાકા, કાકા કરતી. એક વખત તે અમારે ત્યાં આવ્યો, અને મારા માબાપને કહ્યું કે સૂર્યકુમારીને અમારી સાથે મોકલો. મારા બાપે જાણ્યું કે ઠીક, છો જતી એમ કહી મને તેની સાથે મોકલી હતી. થોડાક દિવસ તો હું શહેરમા તેને બંગલે રહેતી. પછી એકાદ વર્ષથી તેણે પોતાના પ્રપંચ મહેલની પાસેના તેના ખાનગી મહેલમાં મને આણી છે. ત્યાંથી મને શહેરમાં જવાની આજ્ઞા નથી. તેના નોકર ચાકરો મારૂં માન સાચવતા અને મારી મરજી પ્રમાણે ચાલતા.

જાલમસિંહે મને જુવાનીમા આવેલી જોઇ, જેથી તેનું મન લલચાયું અને સગાઇ બગાઇને કોરાણે મૂકી તેણે મારી પાસે પાપમય યાચના કરી. મેં ધાર્યું કે આ દુષ્ટ છે તે કોઇ દિવસ પણ મને ફસાવશે. તેવા વ્યભિચારી મનુષ્યોને માની કે બેનની સગાઇ હોતી નથી, તો હું તો એક તેના નજીકના પિત્રાઇના પણ મામાની છોડી એટલે કાંઇ મારી સગાઇ તે રાખે તેમ નથી. અને જ્યારે ત્યારે તે મારી આબરૂ ઉપર હાથ નાંખશે.

એક બે વખત તેણે મને કહ્યું કે, "સૂર્યકુમારી" હવે તું પુખ્તવયની થઇ છે. માટે મારે તારે માટે વિચાર કરવો પડશે વળી કહ્યું કે, જો તને રાજસુખનો લોભ હોય તો મારૂં કહ્યું માનવું પડશે. તારો બાપ તો કોઇ ગરીબ ઠાકોર બાકોરને શોધી કાઢશે પણ તારે લાયક તો કોઇ મારા જેવો વૈભવી હોય તો તને વધુ સુખ મળવાનો સંભવ છે આવી તેની બધી વાત સાંભળી હું સમજી ગઇ કે જ્યારે ત્યારે આ દુષ્ટ મને ફસાવશે. માટે હવે અહીંયાથી છુટવું મારૂં છે, છુટવાનો લાગ શોધ્યા કરતી હતી, તેવામાં તે દિવસે તમને કેદમાં લઇ જતાં મેં જોયા, એટલે તમારી પણ સાથે સાથે દયા આવી અને વખતે હું છુટવા જતા આફતમાં આવી જઉં તો તમે મારી રક્ષા કરશો એવું મને લાગવાથી મેં તમને છોડયા છે અને હું પણ છુટી છું હવે તમારી વાત તમે મને કહો

આ સાંભળી નવલકિશોરે પોતાની તથા યશવંતસિંહની હકીકત કહી સંભળાવી જેથી સૂર્યકુમારી હર્ષ પામી અને મનમાં ધાર્યું કે મેં જે યશવંતસિંહને પસંદ કર્યો છે તે રાજપુત્ર છે વળી ન્યાયી અને ઈશ્વરનો ડર રાખનારો છે. માટે મેં કાંઇ ખોટું કર્યું નથી એમ મનમાં વિચાર કરી બોલી. મારે માટે મેં આપને છોડાવ્યા છે. માટે હવે મારૂં રક્ષણ કરવું એ આપના હાથમાં છે હવે પછી શું કરવું ને ક્યાં જવું તે આપના હાથમાં છે.

આ સ્થળની પાસેજ એક ધર્મશાળા હતી. ત્યાં થોડોક વખત રહેવાનો તેમણે વિચાર કર્યો. અને ત્યાંથી કિશોરગઢમાં શું ચાલે છે તેની તપાસ ગુપ્ત વેશે કરવાનું નવલ તથા યશવંતસિંહે માથે રાખ્યું. સૂર્યકુમારી પણ તેમના કામકાજમાં મદદરૂપ થઇ પડતી. [અપૂર્ણ.]

---

# પૈસા વિના પણ પરમાર્થ થઇ શકે છે.

( લે.–વૈદ્ય અમૃતલાલ સુંદરજી પઢીયાર. )

---



ભાંઇઓ ! ઘણી વખત બહુજ થોડા પૈસાથી પણ બહુ મોટા પરમાર્થ થઇ શકે છે છતાં પણ આપણે સૌ એવા લાગણી વિનાના બની ગયા છીએ કે, આવાં સહેલા સહેલાં કામો પણ ખુબ મન દઇને ખુશીથી કરી શકતા નથી, અને તેમાં પણ ખાસ ઇશ્વરની કૃપા છતાં પણ આપણા દેશના શ્રીમંતોનો મોટો ભાગ તો એ બાબતમાં સાવ પછાત છે, તેથીજ આપણા દેશની દુર્દશા છે એમ કાંઇ નથી પણ આપણા દેશમાં આપણી યોગ્યતાના પ્રમાણમાં જે કાંઇ થોડું ઘણું ધન છે તેમાંથી આપણે આપણી નાલાયકીને લીધે જમાનાને અનુસરતા પરમાર્થ કરતા નથી તેથીજ આપણા દેશની અને આપણી પોતાની દુર્દશા છે, માટે પોતાનું તથા પોતાના દેશનું કલ્યાણ કરવા ઇચ્છનારા દરેક સજ્જનોએ એમ અને તેમ યથાશક્તિ પોતપોતાની લાઇનમાં પરમાર્થ કરવો જોઇએ તોજ આપણો દેશ આબાદ થઇ શકશે, અને તોજ આપણું કલ્યાણ થઇ શકશે અને જો કદી એટલું ન બની શકે અને થોડુંક ધન ખર્ચી શકાય એવી સ્થિતિ પણ ન હોય તો પણ નિરાશ થવું નહિ, કારણ કે મહાન પ્રભુની એવી પ્રભુતા છે કે, પૈસા ખરચ્યા વિના પણ ઘણાએ પરમાર્થ થઇ શકે છે. જો એમ ન હોત તો ગરીબોને અફસોસ થાત કે, પૈસા વિના અમે શું કરી શકીએ ? પણ સૌનું કલ્યાણ કરવાની ઇચ્છા રાખનાર સમર્થ પ્રભુ એવો દયાળુ છે કે, તેણે કાંઈ પૈસામાંજ પરમાર્થ રાખેલો નથી, પણ પરમાર્થનો સાચો સબંધ તો અંતઃકરણમાંજ છે. અને અંતઃકરણ તો સૌ માણસો છે માટે જે માણસ પરમાર્થ કરવા ધારે તે માણસ પોતાની ભલી ઇચ્છાઓ તથા ભલી લાગણીઓની મારફત પોતાની મરજી મુજબ પરમાર્થ કરી શકે. એમાં પોતાના અંગત સ્વાર્થ વિના બીજું કોઇ પણ રોકી શકે તેમ નથી આમ હોવાથી માત્ર ધનથીજ પરમાર્થ થાય છે એમ કાંઇ નથી, પણ ધન વિના પણ બહુ મ્હોટા પરમાર્થ થઇ શકે છે, અને એવા ઘણા પ્રસંગો મ્હારા અનુભવમાં આવી ગયા છે. તેમાંથી તમારી ખાત્રી માટે બે દાખલા કહું છું તે સાંભળવાની મહેરબાની કરો

## દુઃખીઓની સેવાનો આનંદ.

થોડા વખત ઉપર નર્મદા કિનારે એક મહાત્માના આશ્રમમાં હું રહેતો હતો. એ તિર્થનું સ્થાન હતું અને ત્યાં મુસાફરોને રહેવા માટે તે મહાત્માની ધર્મ-

શાળા તથા અન્નક્ષેત્ર હતું, તેથી ઘણાએ સાધુઓ તથા ભીખારીઓ ત્યાં આવતા હતા, તેમાં એક બાવાને પગે હડકાયું કુતરૂં કરડયું હતું, પણ તેની જોઇતી સંભાળ ન રાખીને વખતસર ઘટતા ઇલાજો ન લીધા તેથી પગનો આખો નળો બહુ સુજી ગયો હતો, તેની ઉપરની ચામડી ઉખડી ગઇ હતી. તેમાથી ઘણો ભાગ સડી ગયો હતો, તેથી તેમાંથી બહુજ દુર્ગંધ નીકળતી હતી. અને એ જખમમાં જીવડા પડી ગયા હતા તેથી એ બાવો બહુજ દુઃખી થતો હતો, પણ કોઇ તેની પાસે જતું નહોતુ, અને તેનો સડેલો પગ બહુ ગંધાતો હતો, તેથી એ ધર્મશાળામાં પડેલા સૌ લોકો પોતપોતાને નાંકે આડું લુગડું દઇને તેનાથી છેટા છેટા ભાગતા હતા. અને તેનો તિરસ્કાર કરતા હતા, પણ એ બિચારો બુઢ્ઢો બાવો પોતાના પગની ભયંકર વેદનાથી જરા પણ હાલી ચાલી શકતો નહોતો, તેથી કોઇ ઉપાય કરી શકે કે ત્યાંથી બીજે ઠેકાણે જઇ શકે તેમ નહોતો. તેથી અરરર ને ઓય ઓય કરતો, માખીઓ ઉડાડતો પગ .ે જોઈ બેઠો હતો, પણ માખીઓનુ એવુ જોર હતું ને જખમ એટલો બધો મોટો હતો, કે તે માખીઓને રોકી શકતો નહોતો. ઉપરથી ઉડાડે તો નીચે બેસતી ને નીચેથી ઉડાડે તો બાજુમા બેસતી. તેથી તે કાયર થઈ ગયો હતો, અને કોઈ કાઈ મદદ કરે તો બહુ સારૂં એમ મનમાંથી પ્રચ્છતો હતો, તેથી જે માણસ ત્યાંથી નીકળે તે સૌની સામુ તે જોતો હતો, પણ સૌ લોકો તેના સડેલા પગની દુર્ગંધીથી દૂર દૂર ભાગતા હતા, તેથી તેને આશા નહોતી કે કોઇ તેને મદદ કરે. એટલામા તેને બહુ દુઃખી જોઇ મને દયા આવી ને હું તેની પાસે ગયો. અને પુછ્યુ કે, તમને પગે શુ થયું છે? ત્યારે તેણે કહ્યુ કે, આઠ દિવસ ઉપર કુતરૂ કરડ્યું હતુ. મે પુછ્યુ કે દવા કેમ નથી લગાડતા? તેણે કહ્યુ કે, હું ચાલી શકતો નથી. એટલે શુ કરી શકુ! મેં કહ્યું કે તમારી મરજી હોય તો હું દવા લાવીને ચોપડી દઉં. ત્યારે તે બહુ ખુશી થયો ને મોરી સામે હાથ જોડ્યા, ને પુછ્યુ કે શુ લગાડશો? ત્યારે મે કહ્યું કે, ધતુરાનાં પાંદડાંનો રસ લગાડીશ, ને ઉપર ધતુરાનાં પાંદડાં બાંધીશ, એટલે જીવડા મરી જશે ને જખમ રૂઝાઇ જશે. તેણે કહ્યું કે બહુ સારૂં, તમારી મરજી પડે તેમ કરો" તેથી એ ધર્મશાળાની પાસેજ ધતુરાનાં પાંદડાં હતા તે મે તોડી લીધાં, અને એક પથરાવડે વાટીને તેનો રસ એ સુઝેલા પગ ઉપર રેડયો અને ધતુરાના પાંદડાં તેની ઉપર લગાડયા, ને માખી ન બેસે તે સારૂ તે પાદડાં ઉપર ત્યા સુધી હતી તેમાથી રાખના બે ખોબા નાંખ્યા. આટલું કરવાથી તે દુઃખીઆરો બુઢ્ઢો બાવો બહુજ અજબ થઇ ગયો, બહુ ખુશી થઇ ગયો, ઘણીવાર સુધી મારી સામેજ જોઈ રહ્યો, અને શુદ્ધ અંતઃકરણથી તે મને બહુ બહુ આશીર્વાદ દેવા લાગ્યો. એટલુંજ નહિ પણ ધર્મશાળાના મુસાફરો પણ અજાયબીથી મારી સામે જોઈ રહ્યા, અને મ્હારાં વખાણ કરવા લાગ્યા, તથા એ આશ્રમના મહાત્માએ જ્યારે બીજાઓની પાસેથી એ વાત સાભળી ત્યારે તેઓ પણ બહુ રાજી થયા", અને મને કહ્યુ કે, "બેટા, બોત અચ્છા કીયા, એસાજ કરના ચેયે" આ બધું જોઇને મ્હારા અંતરમા બહુ ગભીર છાપ પડી અને મને એમ લાગ્યુ કે, એક દુઃખી માણસને મને માત્ર પાટો બાંધવાથી જ્યારે આટલા બધાં વખાણ થાય છે, આટલો બધો આનંદ થાય છે આટલા બધા આશીર્વાદ મેળવી શકાય છે; અને એટલામાંથીજ બહુ કલ્યાણ કરી શકાય છે ત્યારે જે ભાગ્યશાળી શ્રીમંતોને ઘેર ધર્મની ઇસ્પીતાલો હશે, જે ઇશ્વરના કૃપાપાત્ર મહાત્માએ ગરીબ દરદીઓને જલદી ફાયદો થાય એવી ઉત્તમ દવાઓ હંમેશા મફત આપતા હશે, અને જે પરમાર્થી માણસોએ ગરીબની સેવા કરવામાં પોતાની જીંદગી અર્પણ કરી હશે. તેઓના આનંદ કેવા હશે? તેઓને કેટલું બધુ પુન્ય થતું હશે? અને તેઓનુ કેટલુ બધુ કલ્યાણ થતું હશે? તથા એ જોઈ જોઇને ભગવાન કેવા રાજી થતા હશે? એ જરા ખ્યાલ તો કરો? કે ખ્યાલ કરતાં પણ મ્હને તો એમ લાગે છે કે જાણે એ ભાગ્યશાળીઓને ઘેરજ સ્વર્ગ આવી પડયુ હોયની? અને જાણે એ નશીબદારોના હૃદયમાંજ પ્રભુ પધાર્યા હોયની? કારણ કે મે જ્યારે એ બાવાને પગે દવા ચોપડી ત્યારે તેના

મનમા મ્હારે માટે જે માન ઉત્પન્ન થયું, મ્હારે માટે તેને જે ભાવ આવ્યો, મ્હારે માટે તેણે પ્રભુ પાસે જે દુવા માગી, મ્હારો જે તેણે સાચા દીલથી ઉપકાર માન્યો, અને મ્હારી ઉપરના પ્રેમથી તેની આંખોમાં જે ચમક આવી ગઇ, તેના અંતરની લાગણીઓમાં જે ઉછાળો થઇ ગયો, તેની વાણીમા જે ગદગદીતપણું આવી ગયું અને થોડા વખત તે પોતાનાં ભયંકર દુખનુ જે ભાન ભૂલી ગયો, એવી ખરેખરી અસરકારક સ્થિતિ મેં મ્હારી જીંદગીમાં પાછી કોઇ દિવસ જોઇ નથી. માટે મ્હને એમ લાગે છે કે, આપણે માત્ર થોડાક સ્નેહ બતાવીએ તેમાથી પણ દયાળુ પ્રભુ જ્યારે આટલું બધુ ભલું કરી દે છે! ત્યારે જો સાચા દીલથી ને પૂર્ણ બળથી સૌ જીવોની ઉપર પૂરેપૂરો પ્રેમ રાખતાં આવડે તો આપણું પોતાનું અને આપણા બધુંઓનું કેટલું બધું કલ્યાણ થઇ શકે? એ ખ્યાલ કરતા પણ મને તો આનંદ થાય છે: કારણ કે ભલી ઇચ્છાથી આપણે કરેલા સારાં કામોનું કદી કોઇએ તેવું સારૂં પરિણામ ન આવે, તો પણ આપણને તો તેથી ફાયદો થાયજ. જેમકે મેં, દવા ચોપડી તેથી કોઇ એ બાવો બચ્યો નહિ, કારણ કે તેનો પગ એટલો બધો સડી ગયો હતો કે તે બચે તેવી કોઇ આશા નહોતી: તેથી તે બિચારો, તો બીજેજ દિવસે મરી ગયો; પણ તેની સાથે કાંઇ તેના આશીર્વાદો મરી ગયા નથી, તે મરી ગયો પણ ત્યાં જે લોકો હાજર હતા, તેઓને જે ભલી અસરો થઇ તે અસરો કાંઇ મરી ગઇ નથી અને તે મરી ગયો પણ તેની સેવા કરવાથી મ્હને જે મ્હારા અંતરમાં સંતોષ થયો તે સંતોષ કાંઇ મરી ગયો નથી. માટે હું કહું છું કે આવી ન્હાની વાતોમાથી અને આવી વગર પૈસાની વાતોમાંથી પણ જ્યારે આટલું બધું ભલું કરી શકાય છે, ત્યારે જેઓ પોતાના પરસેવાની કમાણીના પૈસા આવી જાતના પરમાર્થના કામોમાં ખરચતા હશે તે ભાગ્યશાળી શ્રીમંતોનું કેટલું બધુ કલ્યાણ થતુ હશે? અને તેઓની ઉપર પ્રભુ કેટલા બધા રાજી થતા હશે? એ તમારે વિચારવુ જોઇએ, છતાં પણ આપણા દેશનાં અને આપણા લોકોનાં હાલમાં એવાં દુર્ભાગ્ય છે કે, આવી ચોકખી વાતો પણ લોકોને ગળે ઉતરતી નથી, અને છતાં સાધનોએ પરમાર્થ કરતા નથી. પણ ઉલટા પોતાના પૈસાથી પોતેજ પોતાને માટે નરકની ટીકીટ લે છે, પ્રભુ દયા કરો, દયા કરો, એવા દેશદ્રોહીઓ ઉપર, એવા પશુવૃત્તિઓવાળા ઉપર, એવા અજ્ઞાનીઓ ઉપર અને એવા આત્મઘાતીઓ ઉપર દયા કરો, કારણ કે તેઓનુ પાપ એટલું બધુ મોટું છે કે તમારી દયા વિના બીજી કોઇ પણ રીતે તેનો આરો આવી શકે તેમ નથી.

---

મહંત પુરુષોનાં નીચેનાં આત્મહિતાર્થ વાકયો દરેક બંધુએ અવશ્ય મનન કરવા યોગ્ય છે—

અન્યનું પરીક્ષણ કરતા પહેલા આત્મ પરીક્ષણ કરો.

બોલવુ એ આપણી ફરજ નથી, પણ બોલીએ તો પ્રિય બોલવુ એ ફરજ છે

કઠોર વચનો કહેવા એ નબળાઇ છે, સહન કરવાં એજ ખરી બહાદુરી છે.

ના ઉમેદ થવાનો વિચાર એજ નાઉમેદી છે, બાકી નાઉમેદી છેજ નહિ શ્રમથી સર્વ વસ્તુ મળે છે. આવેલી તક કદાપિ ચૂકવી નહિ, તો પણ કદાચ ચૂક્યા તો પછી માનવું કે તક હમેશ હોય છે

તપખીર સુંઘવામાં આવે છે ત્યારે દેવાનો માર્ગ રૂંધી નાખીને ઘાટાને બગાડ્યા વિના રહેતી નથી.

તમાકુએ શરિરની અંદરની ચામડીને શોભે ચઢાવે છે એટલુંજ નહી પણ તે એક ઝેર છે અને તે પણ એક કાતું ઝેર છે. એ વાતમાં શક જેવું નથી

તમાકુએ આજ સુધીમાં ખ્રિસ્તી પ્રજામાં બુદ્ધિને જે ખરેખરૂં નુકશાન પહોંચાડ્યુ છે અને હજી પહોંચાડે છે તે અપાર છે તે નુકશાન કેટલું બધું બેહદ છે તેનું માપ નીકળી શકવું અશક્ય છે ઘણાં માણસો જેઓ જગતમાં આબરૂદાર અને ઉપયોગી થયા હોત તેઓ સર્વમાં તમાકુના ઉપયોગથી જડ ખુલ્લું પડી રહ્યા છે. અને તેમની બુદ્ધિ સાતમે પાતાળ ડુબી ગઇ છે.

જે નજર આગાળની વાતોથી દૂરની વાતોનો વિચાર કરી શકતો નથી તેની ઉન્નતિ ભાગ્યેજ થાય છે.



# यशोमती

( અનુસંધાન ગતાંકથી. )

( લે.—બાલ કવી )

(૩)



સિન્ધુન તીર ઉપર જંગીસખાનની છાવણી પડેલી હોઇને, ત્યાં હૃદયવિદારક દેખાવ દૃષ્ટિ ગોચર થતો હતો. બકરીઓના ચામડાના હારબંધ તંબુઓ નાંખેલા હોઇને તેમાં ઉઘાડી તરવારોવાળા તાતરિ સિપાઇઓના પહેરામાં અસંખ્ય કેદીઓ ઉભા હતા. અને તેમની અતિશય ક્રૂરતાથી કતલ ચાલુ હતી. એક ઉંચા આસન ઉપર માનવજાતીને ક્ષય કરૂપ સમરકંદનો બાદશાહ જંગીસખાન હુકકો ગગડાવતો, ચાલેલ કતલથી પોતાને થતો સંતોષ પ્રદર્શીત કરતો હતો. તેની સામે તેના કેટલાક દરબારીઓ અદબથી મસ્તક ઝુકાવી ઉભા હતા, જે સ્રી અગર પુરૂષને વેચાણ લેવા કોઇ ગ્રાહક ન આવતું, તેને મારાઓને સોંપવામાં આવતાં. દેશ લુંટીને અને વિશેષમાં માણસોને પણ વેચીને પૈસો વસુલ કરવાની અજબ અને અમાનુષી યુક્તિ જંગીસખાને કાઢી હતી. બધાની નજર મારાઓ તરફ લાગી રહી હતી. મારાઓ પોતાની તરવારના એકજ ઘાથી બંદીવાનના બે કકડા કરી નાંખતા ?

બાલરવિના કિરણોનો તાપ પણ જેને સહન ન થઇ શકે, અને જેમને તેમના પતિએ કોમળ પુષ્પ પ્રમાણે રાખેલ એવી સુકોમળ તરૂણીઓના શરીરપર એ નિર્દયી કુહાડી (ફરશી) અને તરવાર ચલાવતા હતા ! સૃષ્ટિ દેવીના જીવન આધારરૂપ એવાં કેટલાંએ અર્ભક બિચારાં વિચ્છિન્ન કલિકાઓ પ્રમાણે ત્યાં ભૂમીગત પડયાં હતાં ? કેટલાએ વૃદ્ધ ડોસા ડોસીનાં આધારસ્તંભ તે ફરસીથી છેદન થયા હતા !

પરંતુ નરાધમ પાષાણ હૃદયી જંગીસખાનના અંતઃકરણમાં દયાનો અંકૂર સરખો ઉદ્‌ભવ્યો નહતો. વિહ્વળ પુરૂષોના આર્તનાદથી ઉલટો તેના અંગ પર આનંદ ઉદ્‌ભવતો દૃષ્ટિગોચર થતો હતો, અને તે કેદીઓ તરફ ભુખ્યા શિયાળની માફક બુભુક્ષિત દૃષ્ટિથી જોતો રહેતો.

એટલામાં એક પુરૂષ અને એક સ્રીને સીપાઇઓએ મારાઓ પાસે આણીને ઉભા કર્યા. બન્નેના હાથ પીઠ તરફ સખત દોરીથી ખેંચી બાંધેલા હતા. મારાએ પ્રથમ પુરૂષને પોતાના આગળ ખેંચ્યો. તેની આંખપર ચામડાનો પાટો બાંધી, એક તેને નીચી ડોક રાખી ઉભો રહેવા કહી ધકકો માર્યો, પણ એ ધક્કા સાથેજ તેની કંમરે બાંધેલી ભેટ જરા નરમ પડી અને તેમાથી એક રત્નજડિત કટાર ઝણુણુ કરતી નીચે ભૂમીપર પડી પણ, તે તરફ ધ્યાન નહિ આપતાં મારાએ પોતાની ફરસી ઉંચી કરી. એટલામાં એક મોગલ સરદાર દોડતો આવ્યો. અને તે મારાના હાથમાંની તરવાર પકડી રાખી બોલ્યો, "નહી મારો. આ માણસને વેચાણ રાખવા હું તૈયાર છુ."

એ કમનસીબ કેદી બોલ્યોઃ "ભાઇ ! મારે આવુ જીવન હવે શું કરવું છે ? મને હવે શાન્તિથી મરવા દો."

સરદારે મમતાથી પુછ્યું–"તમે આમ નિરાશાનો ઉદ્‌ગાર શા સારૂ કાઢો છો ?"

એ કેદીનુ હૃદય ભરાઇ આવ્યું, અને તે કંઠથી રૂંધાતે સ્વરે બોલ્યો–"સરદાર સાહેબ ! મારી પત્ની એક ક્ષણવારમાં તરવારના ઝટકાથી ભોંય પડશે"

"ક્યાં છે આપની પત્ની ?" તે સરદારે ઉતાવળથી પુછ્યું

પોતાના આંખપરનો ચામડાનો પટો બેસવતા આગળી બતાવતાં તે બોલ્યો, 'તે જુઓ. બિચારી મુર્છિત થઇ પડી છે"

આવેલા સરદારે તે બન્ને કેદીને વેચાણ લેવાનું કબુલ્યું તેમની કિંમત ત્યાં ભરી આપી એ મોગલ સરદાર ત્યાંથી ચાલતો થઇ ગયો

થોડા દિવસ પછી 'જગીસખાનની વિધ્વંસક સ્વારી એકાદીવાર અચાનક ચડી આવતા વાવટોળીઆ' પ્રમાણે જેમ વગર કારણે આવી હતી તેમ પોતાના દેશમા ચાલી ગઇ. તેની આ સ્વારીથી દેશમા અસ્વસ્થતા બહુ વધી ગઇ આખો દેશ પાયમાલ થઇ ગયો! ચોર અને લુંટારાઓ ફાવી ગયા. વેપાર રોજગાર બંધ પડયો બાદશાહી અમલ માત્ર નામનો થઇને આબરૂદાર કુટુંબોને આબરૂથી દિવસ ગુજારવા એ મુશીબતવાળુ થઇ પડયુ!

(૪)

સિન્ધુથી દિલ્લી તરફના રસ્તે કેટલાક મુસાફરો ચાલ્યા હતા જેમા ત્રણ માણસ ઉંટપર બેઠા હતા. અને પાચ છ ઘોડેસ્વાર સાથે હતા. એક ગાડી અને મ્યાનો પણ સાથે હતો. ગાડીમા અફગાન અમીર હતો. અને બધા સ્વારો પણ અફગાનજ હતા, માત્ર એકજ સ્વાર હિન્દુ હતો. ગાડી પાછળ મ્યાનો ચાલતો હતો. આ લોકો ઘણીજ ઉતાવળથી અમીરને આવી મળ્યા હતા.

સન્ધ્યા સમયે એક તળાવના કિનારા ઉપર આ મંડળ આવીને ઉતર્યું. અને પાસેની એક ધર્મશાળામાં તેમણે મુકામ કર્યો. મેનામાથી એક પડદાનશીન સ્ત્રી ઉતરી, અને તે તેણીના માટે તૈયાર કરેલા એક તંબુમા દાખલ થઇ. બાકીના ખાવા પીવાની સોઇ કરવામા ગુંથાયા.

અરધી રાત્રે બે હથીયારબંધ ઘોડેસ્વારો ભારતે ઘોડે એ ધર્મશાળામાં આવી દાખલ થયા ત્યાં કેટલીક ખાનગી રીતે પુછપરછ કરીને, અફગાન સરદાર જ્યાં ઉતર્યો હતો ત્યાં તે આવ્યા. સરદાર અને તેમના વચ્ચે એકાંતમા કેટલુંક સભાષણ થયું. તુરત એ સરદારે ઉતાવળથી પોતાનો પ્રવાસ પાછો શરૂ કરી દીધો. કેટલોક વિચાર કરીને તેણે પોતાની સાથે સ્ત્રીને બોલાવવા નોકરને કહ્યુ.

થોડીવારમા બુરખાવાળી સ્ત્રી ત્યાં આવી. હાથ જોડી ઉભી રહી અને બોલી-"પિતાજી! શુ આજ્ઞા છે?"

"બેટા યશોમતિ! વધારે કાંઇ નથી પણ તારે અત્યારેજ દિલ્હી જવા સારૂ નીકળવું જોઇએ મારા વિશ્વાસુ નોકરો તારી સાથે આવશે. તું અને તારો પતિ દિલ્હી પહોંચેથી બાદશાહની રજા મેળવી હું તમારી ત્યા ઉત્તમ રીતે સગવડ કરી આપીશ બાદશાહે મને અત્યારેજ બોલાવેલી હોવાથી હું આગળ જઉં છું."

ઉપરોક્ત પોતાનુ કહેવુ તેણે યશોમતિને અરધુ હિંદી અને અરધુ ઉર્દુ ભાષામાં સમજાવ્યું અને બધાની રજા લઇ તે આવેલા સ્વાર સાથે ચાલતો થયો.

એ સરદાર સાથે પ્રવાસ કરનારી હિન્દુ સ્ત્રી ને યશોમતિ અને હિન્દુ સ્વાર તે તેણીનો પતિ એ વાચકોના સહેજ ધ્યાનમા આવવા સરખુ છે હવે તેઓની ગુલામગીરીમાથી શી રીતે મુક્તતા થઇ તે આપણે આગળ જોઇશુ

(૫)

કેટલાએક દિવસે યશોમતિ પોતાના પતિ સાથે દિલ્હી આવી પહોચી. તેમને શહેરમાં લઇ જવા સારૂ કેટલાક હથીયારબંધ સ્વાર સામા આવ્યા હતા તેમની સાથે આ મંડળ એક સુંદર મહેલ તરફ વળ્યું તે મહેલ અનેક અમુલ્ય અને મનોહર વસ્તુઓથી સુસજ્જીત કરેલો હતો. અને તેમા જોઇતી સઘળી સગવડ કરવામાં આવી હતી. બધાઓ રસ્તાના પરિશ્રમે થાકેલાં હોવાથી તેમણે રાત્રે સારી નિંદ્રા લીધી, સવારમાં ઉઠીને યશોમતિ અને તેના પતિએ પોતાનું રક્ષણ કરનારા અમીરને ઘેર જવાની તૈયારી કરવા માંડી. એટલામાં ત્યા એક અમલદારે આવીને નમ્રતાથી કહ્યુ-"બાદશાહ સલામત આલમશાહ પોતે આપને મુલાકાત લેવા સારૂ બોલાવે છે."

યશોમતિ અને તેનો પતિ રાજમંદીરમાં બાદશાહની સલામે ગયા. એ રાજમંદીર ઘણુંજ સુંદર રીતે શૃંગારવામાં આવ્યું હતું. વચમા એક સુવર્ણનુ તખ્ત હોઇ તેના ચોમેર રત્ન અને મોતીની ઝાલરો લટકતી હતી. બાજુમા કિંમતી પોશાક પહેરીને ઘણા દરબારી માણસો ઉભા

હતા. એક તરફ પોતાનું સઘળું શરીર અવગુંઠનથી આચ્છાદિત કરેલી યશોમતિ અને તેનો પતિ એ ઉભાં હતાં. સિન્ધથી અજમેર સુધી જે અફગાન અમીર પોતાની સાથે હતો તે આ વખતે ત્યાં કયાંઇ ન દેખાવાથી બાદશાહ સાથે કોણ પિછાન કરાવી આપશે ? એ દંપતિને ચિંતા થતી હતી.

એટલામા રત્નજડિત છડી ધારણ કરેલા છડીદાર નેકી પુકારતા આવ્યા જેની પાછળ બાદશાહ આલ્તમશ આવીને સિંહાસનપર બેઠો. દરબારીઓએ ત્રણ વખત સલામ ભરીને બાદશાહની ઉન્નતિ અર્થે ખુદાની પ્રાર્થના કરી. યશોમતિ અને તેનો પતિ માત્ર સાશ્ચર્ય દૃષ્ટિથી બાદશાહ તરફ જોતાંજ રહ્યાં સુલતાનને કુરનીશ બજાવવાનું પણ તે ભૂલી ગયાં !

થોડી વાર બન્નેને ભાન આવ્યું એટલે ખુદબે પડી તેમણે બાદશાહની માફી માગી જે જોઇને સઘળાને આશ્ચર્ય લાગ્યું તેમના તરફ બાદશાહે સ્નિગ્ધ દૃષ્ટિથી જોતાં દરબારીઓ તરફ વળીને કહ્યું—"મારા સરદાર અને સામંતો ! આ દેખાવ જોઇ તમે આશ્ચર્ય ચકિત થતા નહિ. બેટા યશોમતિ ! જંગીસખાન પાસેથી તમને છોડાવી અજમેર સુધી લઇ આવનાર અન્ય કોઇ નહિ, પણ આ તમારો ધર્મ પિતા આલ્તમશજ હતો. એ જંગલી નેતાને મારી અનાથ પ્રજાને બાળવા માંડયાનું મેં સાંભળ્યું, ત્યારે ખરી સ્થિતિ શું છે એ જાણવામાટે હું ગુપ્ત વેશે મારા ખાસ સરદાર સાથે તે દેશમા ગયો હતો. એક અજવાળી રાત્રે જુઠી બાતમી ઉપરથી સોળવાઇને લુટારાઓએ કેટલાક મુસાફરોને પકડેલા તેમને છોડાવવા માટે હું સિન્ધુના કિનારાપર ગયો ત્યા તુરતજ મને ખબર પડી કે મળેલી બાતમી ખોટી છે અને તે પ્રવાસી મારાજ પ્રજાજન છે. પણ તેનો વિચાર કરવા જેટલો પણ વખત મળ્યો નહિ. હું એકદમ લસડાઇને પાણીના પ્રવાહમાં પડયો. તે સાથે, એક પ્રાણઘાતક મગરે મને પકડયો—"

બાદશાહનું આટલું ભાષણ સાંભળતા દરબારીઓ ગભરાયા બાદશાહ આગળ બોલ્યા—"મારો વિશ્વાસુ નોકર મને બચાવવા નદીમાં પડયો પણ તે એ મગરના તડાકામાં સપડાયો. મારી પણ એ દશા હતી પરંતુ ખુદાતાલાની મહેરબાનીથી એ સંકટ ટળ્યું. ખુદાએ અકસ્માત એક બેહસ્તાનની પરી ત્યાં મોકલી તેણીએ સાહસથી તે મગરને મારીને મને બચાવ્યો. ક્રૂર જંગીસખાનની છાવણીમાં જો યાદદાસ્ત માટે આપેલી કટાર નીચે પડી નહત, તો તે મારાઓની તરવારથી એ દૈવી પરીના ટુકડેટુકડા થઇ જાત ! પણ સુભાગ્ય. મારા પ્રિય મિત્રો ! મારા પ્રાણ બચાવનારી બેહસ્તાનની સર્વાંગ સુંદરી તે અન્ય કોઇ નહિ પણ આ ઉભી છે તેજ છે ! તે એક બુરખામાં પોતાનું શરીર લપેટીને આ નાની ઉમરની બાલરૂપમાં ઉભેલી દેખાય છે, પણ તેના પરાક્રમ અને તેજનો પ્રભાવ મારી આખી સલ્તનતમાં છવાઇ રહ્યો છે. તેણીની હિંમતથીજ આજે અલતમશ તમારી નજરે પડે છે. સરદારો ! આ મારી ધર્મ કન્યા હોઇ, તેના પતિને હું મારો પ્રિય પુત્ર માનું છું. તે બન્નેને આજે હું જે જંહાંગીર બક્ષીસ કરું છું તેને આનંદથી ઉપભોગ કરતાં બન્નેએ મારી પાસેજ હવે રહેવું."

બાદશાહનું કહેવું પુરૂ થતાં સઘળા દરબારીઓએ યશોમતિનાં એક અવાજે વખાણ કર્યાં. તેના યશોગાનથી રાજમંદિર આનંદિત થયું. એ પ્રેમાળ દંપતીથી એક શબ્દ પણ બોલાતો નહોતો. આશ્ચર્ય, આનંદ, પ્રીતિ, ભક્તિ ઇત્યાદિ વિકારોથી તેમનાં હૃદય ઉભરાતાં હતાં. આખરે બાદશાહ આગળ મસ્તક ઝુકાવી બન્ને બોલ્યાં. "નામદાર ! કોઇ મોટા પર્વતને ઘાસની એક સાડી અથવા તો સાગરને પાણીનું બિન્દુ અર્પણ કરવા જેવી ક્ષુદ્ર સેવા બજાવવા પરમાત્માએ અમને લાભ આપ્યો, એ માટે વ્યર્થ સ્તુતિ કરી અમને બાદશાહે શરમાવવા નહિ. આવા દયાળુ પ્રજાપાલક રાજા માટે પોતાના પ્રાણ પણ કોણ અર્પણ ન કરે ? રાજાની સેવા કરવી એ પ્રજાનો ધર્મ–કર્તવ્ય કર્મજ છે. પણ આપ જે ઉપકાર કરો છો—જે કૃપા કરો છો, તેમાંથી માત્ર અમો કોઈ દિવસ મુક્ત થઇશું નહિ."

યશોમતિના નેત્રમાંથી આનંદાશ્રુ વહેતાં હતાં. બાદશાહનું હૃદય પણ વાત્સલ્ય પ્રેમથી દ્રવિત થયું હતું ! સઘળા દરબારીઓનું મન પણ આ બનાવ જોઇ હર્ષ અને પ્રેમ વિહ્વલતાથી આર્દ્ર થયું.

પ્રિયપાઠક ! નિષ્કામ કર્મની કેવી મહત્તા છે તે આ ઐતિહાસિક ઘટના પરથી સહજ ધ્યાનમાં આવે તેમ છે. દેવી યશોમતિ સરખી આર્ય મહિલા ભારતવર્ષને ભૂષણરૂપ બને એજ પરમાત્મા આગળ એજ અંતિમ પ્રાર્થના છે. અસ્તુ.

# तन मननुं रक्षण शी रीतें करवुं?

( લેખક સૌ. માણેકબાઇ કહાનજી કવી )

**મ**નને સાંસારિક પદાર્થોનું જ્ઞાન ઇંદ્રિયોથી થઇને વિચાર ઉપજે છે, કેમકે જે વસ્તુ જોઇ ન હોય, સુંઘી ન હોય, ચાખી ન હોય અથવા જેનો સ્પર્શ પણ કર્યો ન હોય તેનો મનને કંઇ અનુભવ થતો નથી. માટે મનને જ્ઞાન થવાનું દ્વાર ઇંદ્રિયો જ છે. એમ જાણી તેને શુદ્ધ તથા વશ રાખવી જોઇએ. આ વિષયમાં જે ઉપદેશ કરવામાં આવ્યા છે, તેનો મુખ્ય સારાંશ નીચે પ્રમાણે છેઃ—

૧. આંખઃ-જોવાની શક્તિનું આંખ અથવા નેત્ર એ એક યંત્ર છે જ્યારે તેની અંદરના પડળ અથવા ઢાંકણ ઉપર પ્રકાશનાં કિરણો પડે છે; ત્યારે તેમા ફરફર થઇ મગજમાં પહોંચે છે ને તે પ્રકાશનું જ્ઞાન મનને થાય છે. તે પ્રકાશનો પ્રભાવ એકદમ નેત્રના પડદામાં જતો નથી પણ કેટલોક વખત બહારથી ટકી રહે છે; કેમકે પ્રકાશને જોયા પછી નેત્ર બંધ કરવામાં આવે તોપણ કેટલીક વાર તે પ્રકાશ નજરે તરે છે. એજ પ્રમાણે નઠારા પદાર્થો વારંવાર જોવાથી ઘણે ભાગે તેનો પ્રભાવ પણ પ્રથમ નેત્ર પર ને નેત્ર પરથી મન પર પહોંચે છે. તે વેળા તે પદાર્થોના ચિત્ર નેત્રમાં ચીતરાઇ, તેના સંસ્કાર અથવા બીજની તેના મનમાં છાપ પડે છે. માટે નઠારા પદાર્થો ન જોવાની કાળજી રાખીએ તો પછી ટેવ પાતાં મન વશ રહી શકે છે. વિષયી અથવા લાલચુ દૃષ્ટિ ઘણીજ હાનિકર્તા છે; કેમકે તે વડે વિકાર જાગૃત થઇ, મનરૂપી કિલ્લામાં મોટું યુદ્ધ મચાવે છે, ને તેથી તુરત માનસિક પાપ લાગે છે, માટે દૃષ્ટિ એટલી વશ રાખવી કે જેથી દુષ્ટ પદાર્થોની પ્રભાતે ઉપર ન પડી શકે અને બખતે નઠારા પદાર્થો જોઇ જવાય તો તેનો અનાદર કરી દૂર હઠાવી દે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે નેત્રથીજ સર્વ પદાર્થો મન સુધી પહોંચી શકે છે, માટે પવિત્ર પુરુષોના ગ્રંથો વાંચવામા, તેનું અવલોકન કરવામાં તથા ઇશ્વરની મનોહર રચના જોવામાં નેત્રને રોકી દઇએ તો માનસિક શક્તિની ઉન્નતિ થાય.

નઠારા પદાર્થો જોવાથી મન વિષયોને આધીન થઇ પ્રથમ ખુશી થાય છે, પણ પછી એટલું શોકાકુળ બને છે કે તેની પ્રસન્નતારૂપી રાત્રિમાંથી દુઃખરૂપ પ્રભાત પ્રગટ થાય છે.

૨. કાન-પ્રથમ કાનના બહારના ભાગમાં વાયુ એકઠો થઇ પછી તેની લહેર અંદર જાય છે, ને ત્યાંથી બીજા વિભાગમાં થઇ ત્રીજા વિભાગમાં મજબુત થઇ પડદાઓને હલાવવાથી અવાજ આવે છે એ અવાજ અથવા શબ્દદ્વારા મન સમજી શકે છે કે, એ કેવો ને કોનો શબ્દ છે? પછી જેનો જેનો શબ્દ હોય તે પ્રમાણે તેના સંસ્કાર તથા બીજ મનમા સદૈવ ટકી રહે છે.

કાન એ વિદ્યાધ્યયનનું પવિત્ર દ્વાર છે, માટે નિર્લજતા તથા નઠારી વાતોથી તેને બચાવવા, મહાત્માઓના ઉપદેશ તથા બુદ્ધિમાનોનાં શિક્ષાવચન સાંભળવામા તેનો ઉપયોગ કરવો જોઇએ

નિંદાદિ નઠારી વાતો સાંભળવી એ પાપ છે અને એ સાંભળવાનુ અટકાવી શકાય તેમ છે, છતાં પણ જો તે સાભળીને નઠારૂં કહેવામાં ન આવે તો તે પણ પાપ તથા અધર્મ છે નઠારા શબ્દો કાને પડે એ સારૂં નહિ અને ઇચ્છાપૂર્વક સાંભળવા એ તો દોષજ છે, કેમકે તે વિકારરૂપી અગ્નિના તણખાની પેઠે તપાવે છે

મિથ્યા પ્રશંસક, ખીકાઓના અથવા સ્વાર્થી મનુષ્યોની વાતોથી જેમ કાનને બચાવવાની જરૂર છે તેમ કાનકુસીથી તથા બીજાની છાની વાતો સાંભળવાની આતુરતા ન રાખવી એ પણ આવશ્યક છે

જે માણસ નઠારી વાતો ધ્યાન દઇ સાંભળે, તે તે પ્રમાણેજ બોલવા લાગે છે વાસ્તે જેનું મન સુદૃઢ ન હોય તેણે નઠારી વાતોથી દૂર રહેવું, કેમકે નઠારા શબ્દો નબળા મન ઉપર અસર કરે છે અને સબળા મનવાળા માણસ નઠારા શબ્દો અનાદર તથા અરુચિથી સાંભળી તરત ભૂલી જાય છે.

નઠારી વાત સાંભળનાર ન હોય તો બોલનાર કોની સાથે બોલે ? માટે નઠારૂં ;નહિ સાભળવું એજ લાભકારક છે. વખતે જીભને જેમ અફીણ જેવી કડવી ચીજો ખાવાની ટેવ પડી જાય છે, તેમ કાનને ખરાબ શબ્દ સાભળવાની આદત પડી જાય, માટે જે નઠારૂં બોલતો હોય તેની કને બેસવા ઉઠવાનું બને તેટલુ ઓછુ કરવુ

કહેનાર ગમે તેવો વિશ્વાસપાત્ર હોય તોપણ આપણે બીજાનું બુરૂ સાભળી ખુશી થવુ નહિ, બને ત્યાં લગી તે માનવું નહિ અને નિદકોને મોઢુ (ભચક) આપવુ નહિ.

૩ જીભ—આ ઇંદ્રિયનો ઉપયોગ ચાખવામાં અને બોલવામાં, એમ બે પ્રકારે થાય છે. કઇ વસ્તુ ખાવા જેવી છે અને કઇ વસ્તુ ખાવા જેવી નથી, તે વિષયમાં જીભ ઘણી મદદ કરે છે અને આખ, નાક પણ તેને થોડી મદદ કરે છે માટે જીભની પાસેજ તેને રાખવામાં આવ્યા છે. વારવાર તિખ્ખા તથા ખાટા પદાર્થ ખાવાથી જીભની શક્તિ નબળી થઇ નાશ પામે છે.

બોલવાની શક્તિને માટે જીભની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી છે. એ ચાર આગળની જીભના આધારે શિક્ષા અથવા ઉપદેશરૂપી અમૃતનાં ઝરણા વહે છે અને એજ સભા તથા ઉત્સવનું સ્વરૂપ છે. વળી ધર્મસભામાં એથીજ ભજન તથા ઉપદેશરૂપી આનદ પ્રસરી રહે છે

પણ જીભ જ્યારે અવળી રીતે વર્તવા માંડે છે ત્યારે ભયાનક શસ્ત્રનું કામ કરે છે. મહા મોટાં યુદ્ધ સગ્રામ અને ઘેર ઘેર ટટા તોફાન એક જીભની અણી હાલવાથીજ થાય છે અને અસત્ય અથવા કપટનું શસ્ત્ર, નિંદાખોરનુ આયુધ, પ્રપચનું કારણ અને મૂર્ખતા પ્રગટ કરવાનુ સાધન પણ જીભજ થઇ પડે છે.

એક ઝીણો તણખો જેમ લાકડાના મોટા ભારાને બાળી ભસ્મ કરી દે છે, તેમ શરીરનો એ નાનકડો ભાગ અનેક પ્રકારના ફદ ઉત્પન્ન કરે છે, માટે જીભને હમેશા વશ રાખવાની અને તેટલી તજવીજ કરવી જોઇએ. પ્રસગોપાત હાસ્ય કરવાથી તથા નિર્લજ વાતો કરવાથી જીભ અશુદ્ધ થઇ જાય છે અને મન મલીન બને છે.

જીભને કાટાની ઝાડી જેવી ન બનાવવી; કે જેની પાસે જતાંજ વસ્ત્ર ફાટી નુકસાન થાય છે તેમ ન થાય, તેમ વળી સુકા લાકડા જેવી પણ બનાવવી નહિ કે જેથી કઇ પણ લાભ ન થાય, પરતુ પરમ મનોહર, મીઠાં ફળયુક્ત સુગધી છાયાવાળા વૃક્ષ જેવી બનાવવી, કે જેથી કઇ તે કઈ સર્વને સુખ ઉપજે.

સાંભળેલી વાત પોતે જોઇ હોય એવી ઢબમા કોઇને કહેવી નહિ, કેમકે જેમ એક સાંભળેલી વાત બીજાએ પણ સાંભળીને કરી હોય ને એમા કઇ કારણસર જૂઠાણું ભેળાણું હોય તો બહુ અનર્થ થાય.

જેના બે અર્થ થઇ શકે તેવી તથા અર્થ વગરની વાત કરવાનો સ્વભાવ રાખવો નહિ, તેમજ જ્યાં સત્ય બોલી શકાય તેમ ન હોય ત્યાં ચૂપ રહેવું અને કોઇની (શત્રુ કે મિત્રની) ખાનગી વાત તો કરવીજ નહિ

આદર અને અનાદર એ બન્ને જીભમાં રહ્યા છે. તલવારનો ઘા રૂઝે છે પણ જીભનો ઘા રૂઝતો નથી, માટે દરેક બોલ તોલ કરીનેજ બોલવો.

૪. નાક—ફૂલોની સુગધી અથવા બળતી દુર્ગંધી નાસિકા વડે જણાય છે અને તે મનને પ્રફુલ્લિત અથવા મલીન કરી નાંખે છે બહુ દિવસ સુધી અતિ આકરી સુગધ અથવા દુર્ગંધ લેવાથી આ ઇંદ્રિય નબળી પડી જાય છે, એટલે માછીને જેમ તેની દુકાનના પદાર્થોની તથા ભગીને દુર્ગંધીની વાસે અસર કરતી નથી તેમ અજ્ઞાનતા વડે ઘણો દુર્ગંધીનો પ્રભાવ નાકમા પહોંચે છે ત્યારે મન મેલુ રહે છે વાસ્તે ઘણી તીક્ષ્ણ સારી ખાટી ગધ સુઘતાં અથવા તેનો શ્વાસ લેતાં પરહેજ રહેવુ તથા દુર્ગંધી પદાર્થો ખાવા પીવામાં ન આવે તેની સપૂર્ણ કાળજી રાખવી.

૫ ચામડી—ચામડી અથવા ત્વચાથી આખા શરીરનું રક્ષણ થાય છે તેથી તે આખા શરીરમા છે. પરતુ હાથમાં તેની જે શક્તિ છે તે બીજા અવયવો કરતાં વિશેષ છે. એ શક્તિ જેમ આખા શરીર સાથે વધારે સબધ ધરાવે છે તેમ તેનું બળ બીજી ઇંદ્રિયોના બળ કરતાં

અધિક છે, અર્થાત્ કઠિણતા અથવા કોમળતા, શરદી ગરમી, સમતા–વિષમતા આ સર્વ સમજવાનું સાધન ચામડીજ છે.

શરીરના જે ભાગને ઘણો સમય વધારે સરદી ગરમીમાં વગર કારણ મેલાં રાખવામાં આવે, તે ભાગની શક્તિ ઘટવા માંડે અને તે અશક્તિને લીધે આખા શરીરનું રક્ષણ તથા પાલન કરનાર જે મન, તે પણ તે ભાગનું રક્ષણ કરવાને અશક્ત થાય છે.

જ્યારે ઇંદ્રિયો સન્માર્ગ લોપી નઠારે રસ્તે ચાલે અથવા નઠારે માર્ગે ચાલવાને આગ્રહ કરે, ત્યારે તેના ઉપર ક્રોધ અથવા મારકુટ કરવાને બદલે ધીરજ તથા ગંભીરતાથી તેનો અટકાવ કરવો એજ ઉચિત છે.

ઇંદ્રિયોને વશ રાખવા, પ્રથમ પેટને નિયમમાં રાખવાની આવશ્યકતા છે, એટલે ખાન પાનની સંભાળ રાખી, વરસ ખાવાનું મળે તોપણ તે વધારે ખાવું નહિ; કેમકે વધારે ખાવાથી શરીર બગડે છે એટલુંજ નહિ પણ મન તથા બીજી ઇંદ્રિયો શિથિલ થઇ જાય છે અને મનોવિકારાદિ બુરી ઇચ્છાઓ ઘેરી લે છે. વળી આ તો અનુભવસિદ્ધ છે કે વધુ ખાવાથી રોગાદિક થાય છે અને બહુ થોડું ખાવાથી શરીર નબળું પડી જાય છે, માટે માપકસરજ ખાવું.

ઘણાં માણસો સમજ્યા વિચાર્યા વગર સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ કેટલાંક કામ કરી નિષ્ફળતા તથા દુઃખ પામે છે, ત્યારે તેનો દોષ પોતાના પ્રારબ્ધને દે છે. પણ તેઓ સમજતા નથી કે પોતાની ઉદ્ધતાઇ, ઉતાવળ તથા ભૂલનુંજ એ પરિણામ છે. તે ભૂલના કડવાં ફળ તેને પોતાને, તેની પ્રજાને તથા બીજા સંબંધીઓને ભોગવવાં પડે છે ને તેનો તે પોતેજ જવાબદાર છે

કેટલાંક કામ તથા વિચારો એવા છે કે જેમાંથી અસંખ્ય ફળ નીકળે છે, તે તેનો પ્રભાવ અસંખ્ય માણસો પર પડે છે

વિચારપૂર્વક જોઇએ તો સર્વ મનુષ્ય તથા પશુવર્ગ, સંપૂર્ણ ચરાચર એક માળાના મણકા છે ને તેને એકમેકનો આધાર છે. તે દરેક માણસ પોતાના સારા નરસા વિચાર તથા કર્મો વડે શક્તિના પ્રમાણમાં પોતાની અસર આખા જગતમા ફેલાવી શકે છે, અગાઉ થઇ ગયેલા માણસોના કર્તવ્યનો પ્રભાવ હમણાની પ્રજાપર પડે છે ને હમણાની પ્રજાના કર્તવ્યની અસર હવે પછીની પ્રજા અથવા સંતતી ઉપર અવશ્ય થવાની, માટે સમજવું જોઇએ કે થઇ ગયેલી પ્રજા હમણાં એકોકના આધારે મૂર્તિમાન ઉભી છે, ને હમણાંની પ્રજા પોતાના સંસ્કાર તથા કર્મના શુભાશુભ પરિણામ, ભવિષ્યની પ્રજાને આપશે. આ સર્વ સંબધનો પૂરતો વિચાર કરી માણસ માત્રે મનને સુધારી ઇંદ્રિયોને વશ રાખવી જોઇએ, કે જેથી તેને આ ભવમા તેના સાત્વિક સુખનો અનુભવ થાય અને પરમ પ્રભુ પરમાત્માના કૃપાપાત્ર થઇ પરલોકમાં પણ તેને પરમ શાંતિ મળે.

---

## क्रोध.

( અનુવાદક–દફતરી નંદલાલ વનેચંદ મોરબીવાળા. )

ક્રોધી માણસ ક્રોધવાળી પ્રકૃતિથી આસપાસનાં માણસોમાં અપ્રીય થઇ પડે છે જેથી તે માણસ ગમે તેવો મોટો હોય છતા લાગતાં વળગતા તેના સંબંધીઓના મન અપ્રસન્ન રહેવાથી તેનું ગૌરવ જળવાતું નથી, શાંતિનો ભંગ થાય છે અને અશાન્તિ ફેલાય છે પોતાનું અને પરનું મન વ્યગ્ર બની જાય છે. ચેતના પરવશ થાય છે અને ચિદ્વૃત્તિની સ્ખલના થઇ જાય છે મનોબળની હાની અને સંકલ્પ શક્તિની ક્ષીણતા થાય છે. કિંબહુના ચારે તરફના કલેશથી મન આકુળ વ્યાકુળ થતા જીંદગી ઉપર કંટાળો આવે છે, તેથી કર્તવ્ય બજાવવાના વિચારો ઉત્પન્ન થયા હોય તોપણ સત્વર દબાઇ જાય છે. અને અકર્તવ્ય તરફ વલણ થાય છે.

ક્રોધ, મલીન તમોગુણની અધિકતા મનુષ્યની પ્રકૃતિમાં હોવાને લીધે ઉત્પન્ન થાય છે. પોતાની ઇચ્છાની વિરુદ્ધ અન્ય કોઇના કથન કે વર્તનને લીધે સામાન્ય રીતે ચિત્તમાં એક પ્રકારનો અગ્નિ ઉત્પન્ન થાય છે. અને તેનો તાપ ચિત્ત પ્રદેશમાંથી વિસ્તાર પામતાં સ્વલ્પ સમયમા આખા શરીરમા ફેલાય છે. જ્યારે આ અગ્નિ પૂરેપૂરા વેગમા હોય છે ત્યારે ચિદ્વૃત્તિની તટસ્થતા દબાઇ જાય છે અને સંકલ્પ શક્તિ, ઉત્સાહ, વગેરે ગુણો ચિત્તમાં ઉત્પન્ન થએલી ક્રોધની જ્વાળામાં પવન ફુંકવાનું કાર્ય કરવા લાગે છે. ક્રોધની જ્વાળા જે સ્થળે ઉત્પન્ન થાય છે તે સ્થળને દગ્ધ કરે છે એટલે કે તે જ્વાળા હૃદયનેજ બાળે છે. વિશેષમાં તે જ્વાળા પોતાના વેગના પ્રમાણમાં આસપાસના પરિચયીઓ સગાં મીત્રો વગેરેને પણ બાળે છે-સંતપ્ત કરે છે. પરિણામે ક્રોધી પ્રત્યે તેઓ સર્વદા અપ્રસન્ન રહે છે અને સર્વત્ર અપ્રીય થઇ પડે છે માણસને ક્રોધ પોતાની અંદર પચાવતા બહુ લાંબો વખત લાગે છે એવા માણસો પોતાને અને પોતાના પ્રિયતમ મિત્રોને અતિશય પીડાકારક થઇ પડે છે.

### ક્રોધની ક્રૂરતા.

જો મુખ્ય અધિકારી અથવા કોઇ પણ મોટા સમર્થ માણસ ક્રોધ કરવાની આદતને આધીન થઇ ગયો હોય છે તો તેના તાબામાં રહેનાર બળહીન દીન પુરૂષોની વગર અપરાધે અવદશા થાય છે એટલે તરતમાં તો બીચારા ગરીબ માણસોને ત્રાસ થાય છે. તેમજ એ પ્રચંડ પ્રકૃતિએ શક્તિહીન દીન પુરૂષોને પોતાના પંજામા લઇ ક્રોધાધીન બનાવ્યા હોય તો તેમના ક્રોધને સફળ કરવા અન્ય કોઇ પાત્ર ન હોવાથી તે ક્રોધની જ્વાળા પોતાનાજ શરીર તરફ વળે છે, શરીરને બાળે છે, લોહીને શોષવે છે, અને ગરીબાઇ પરાધીનતા વિગેરેના દુઃખથી દાઝેલા મનમાં પરીતાપ ઉપજાવે છે. અત્રે તેનું દૃષ્ટાંત આપીશું.

એક અંગ્રેજ ઉમરાવ વિલાયતની મોટી ઘોડદોડની શરતમાં ૩ હજાર પૌંડ એટલે ૪૫ હજાર રૂપીઆ હારી ગયો અને કર્મ સંયોગે તેનો હરીફ એક બીજો ઉમરાવ હતો તે તેજ શરતમા ૭ હજાર પૌંડ જીતી ગયો. પોતાની હારથી આ ઉમરાવને કાંઇ લાગ્યું નહીં, પરંતુ પોતાના હરીફની મોટી જીતથી તેને ક્રોધ ચડયો. ક્રોધથી ધુંધવાતો તે ઘેર આવ્યો અને દીવાનખાનામાં બેઠો. ચાકરે ચાહનો પ્યાલો લાવીને મુક્યો એટલે એકદમ તેજ પ્યાલો તેણે ચાકર પર ફેંક્યો અને બોલ્યો "અરે લુચ્ચા! મારૂં મોઢું તપી ગયું છે ત્યાં તું મને ધગધગતી ચાહ પાય છે? જલદી સોડા-બરફ લાવ! ચાકર બ્હીને ચાલ્યો ગયો તે પાછો નજ ફર્યો! સાહેબના ક્રોધમાં વધારો થયો અને પોતાની સ્ત્રીના ઓરડામાં જઇને તેના ઉપર નેતરના પ્રહાર કરવા માંડ્યા! ભયંકર શોર કાઢીને તે બોલવા લાગ્યો ચાકરો ક્યાં મરી ગયા? મારા માટે સોડા-બરફ કેમ કોઇ લાવતું નથી? સ્ત્રી-ભયભીત થઇ અને ઓરડાની બહાર દોડી ગઇ અને સાહેબ ગાંડા બની ગયા હોવાની વાત જાહેર કરી એટલે નોકરોએ દીવાનખાનાનાં બારણાં બંધ કરીને સાહેબને કેદ કર્યા! આખી રાત સાહેબે એ કેદમાં પસાર કરી. સ્હવારમાં સીપાઇઓને બોલાવીને દ્વાર ઉઘાડવામાં આવ્યું તો જણાયું કે સાહેબના બંને હાથે લોહી લોહાણ થઇ ગયા હતા અને રાત્રે ક્રોધાધતામા તેમણે પોતાના હાથને બચકાં ભર્યા હતાં! એજ અવસ્થામાં તેમને ગાંડાની ઇસ્પીતાલમાં પહોંચતા કરવાની જરૂર પડી.

આવા ક્રોધી જનોએ ક્રોધનો પરીત્યાગ કરવા માટે વૃત્તિને શાન્ત બનવાની ટેવ પાડવા માટે કેવી રીતે વર્તવું જોઇએ, તેના માર્ગો જુદા જુદા ગ્રંથકારોએ જુદી જુદી રીતે સુચવ્યા છે ક્રોધાદિકથી આવતી કાલે કેવા દુઃખો થશે તે વિચારવુ અને એ ક્રોધાદિકથી લોક કેવી રીતે ટળવળે છે તે તપાસવું.

---

તપખીર સુંઘવાથી અજીર્ણ વિકારના સબળા ચીન્હો થયેલા મ્હારા અનુભવમાં આવ્યા છે.

હમણા આપણા લોકમાં મહાગ્નિના રોગનો જે અત્યંત વધારો થઇ ગએલો જોવામાં આવે છે તેનું કારણ એ છે કે તમાકુના વ્યસનની પંચનેન્દ્રિય અને અન્નનું લોહી કરનારી શક્તી નબળી થાય છે અને આખરે અજીર્ણ વિકારના સબળાં ભયંકર દુઃખના સાગરમાં તે મનુષ્ય ડુબી જાય છે.

# नरक-गुलजार.

અયોધ્યામાં રાજા રામચંદ્રનો જન્મ થયો. ઋષિ લોકો કહેવા લાગ્યા કે રામ નામથી કોટી બ્રહ્મ વધનાં પાપ નાશ થાય છે આ સમાચાર બધે ફેલાઇ ગયા, પરન્તુ ધર્મ રાજાને મોટી ચિન્તા થવા લાગી. તે વિચારવા લાગ્યા કે રખેને નોકરી પરથી ગડગડીયું મળે!

નારદજીનુ કામ વઢાડી મારવાનુ છે. તે વિચારવા લાગ્યા, જોઉં તો ખરો કે ઋષિયોનું કહેવું સત્ય છે કે અસત્ય આ પ્રમાણે વિચાર કરી નારદજી યમલોકમાં આવ્યા.

દરવાજા પાસે આવીતેજ નારદજી ધર્મ રાજાને સંબોધી પુકાર કરવા લાગ્યા "ભાઇ સાહેબ! શું વિચારમાં બેઠા છો?"

ધર્મરાજા "કાંઇ નહિ મહારાજ! આવો બિરાજો!"

નારદજી "ના! આ જન્મમાં તમારી પાસે આવવાની ઇચ્છા નથી. ભલા! તમને એક ખબર પડી! રામચંદ્રજીએ જન્મ લીધો છે?"

આ પ્રમાણે કહ્યું એટલામાં તો, મધપુડામાં જેમ લાકડી ઘોચતાજ બધી મધુમક્ષિકાઓના ઝુંડ ઉડવા માંડે છે તેમ લાખો મનુષ્યો ભેગા મળી ઉઠયાં. "રામ" નામ સાંભળ્યું કે તરતજ માધાતાના વખતથી આવેલા બધા મનુષ્યો દરવાજા પાસે આવી ગયા. દરવાજા ઉઘડી ગયા. માણસોને કોઇ રોકી શક્યું નહિ. નારદજી અંતર્ધાન થઇ ગયા.

ધાર્યા કરતાં અધિં સંખ્યામાં કેદી થઇ જવાથી દરોગા-ચિત્રગુપ્તને કેટલાંક વર્ષો થયાં ભથ્થું (extra allowance) મળતું હતું, તે હવે બંધ થઇ ગયું. પ્રધાન યમદૂત (Head warder) નો પગાર ઘટી ગયો. સાધારણ કર્મચારીઓની સંખ્યા ઘટાડી નાખી. શોચમાં ને શોચમાં ધર્મરાજાને રાત્રે ઉંઘ પણ આવતી નહિ.

થોડા દિવસ પછી નારદજીનું પુનરાગમન થયું. ધર્મરાજા ગાયની માફક કંપવા લાગ્યા; કે રખેને આ પાખંડી વળી તે દહાડાની માફક અનર્થ કરી જશે તો શું થશે?

નારદજી—ભાઇ સાહેબ! બીઓ નહિ! હું મોટા સાહેબ પાસે તમારી સીફારસ કરવા ગયો હતો તેમણે કહ્યું "હટ! બેવકુફ? દેવતાના દફતરમા કોઇ દિવસ રિડકશન થતી સાંભળી છે? બહુ થશે તો એકાદ યુગનું ભથ્થું કપાશે" તેમણે કહ્યું. "જરા અક્કલ ચલાવો. ઉદ્યમ કરવાથી કશુંએ અસાધ્ય નથી." તેથી ભાઇ શોચ કરોમા. તમારૂં કામ કરો. હું જાઉં છું"

જે માણસો પાપીઓ સાથે જીવન વ્યતિત કરે છે તે માણસો બહુ ચાલાક હોય છે. તેમનાથી ચુપ બેસી રહેવાયું નહિ ધર્મ રાજાએ બધા વૉર્ડરોને પૃથ્વી પર જવાનો ઑર્ડર આપી દીધો. યમદૂત નં. ૧ ધર્મધ્વજ બનીને ધર્મ સંસ્થાપન કરવાની તૈયારી કરવા લાગ્યો. યમદૂત નં. ૨ સભ્યતા-વિસ્તારની ફીકર કરવા લાગ્યો યમદૂત નં ૩ સામ્રાજ્ય-નીતિ-પ્રચાર કરવા લાગ્યો યમદૂત૪ દેશ-હિતૈષિતા ફેલાવવા લાગ્યો. ઇ૦ ઇ.

* * * * *

લગભગ એક યુગ વીતિ ગયો. ધર્મરાજા પાસે કામ બહુ ઓછુંજ છે એ કલાક ખુરશી પર બેસી પવનની ગુલાબી લહરી ખાધા કરતા અને આખો દિવસ નકામા બેસીજ રહેતા. એ વખતે એક દિવસ યમદૂત નં ૧ આવ્યો ને ઝુકીને સલામ કરી.

ધર્મરાજાઃ—"કહો! શું ખબર છે?"

યમદૂત—"ગરીબ પરવર! પૃથ્વીપર ધર્મ સ્થાપન કરી આવ્યો છુ

"ધર્મરાજા—હરે! હરે! એ શું કર્યું! લોકો ધાર્મિક બનશે તો તારી ને મારી નોકરી છુટી જશે. તને પાપીઓ વધારવા મોકલ્યો હતો તે વાત તું ભૂલી ગયો?"

યમદૂત "હજુર! ધર્મથી તો લોકો પાપી બની ગયા છે-અંધ થઇ ગયા છે"

ધર્મરાજા "જે હોય તે સ્પષ્ટ કહો!"

દૂતઃ "ધર્માવતાર! મેં જઇને જોયું તો પૃથ્વીપર લોકો બહુજ સુખમાં રહે છે. ઘણા લોકો એક ઇશ્વર પર આકીન રાખે છે, પરન્તુ કોઇ કહે છે,-ઇશ, કોઇ ખુદા, કોઇ કૃષ્ણ, કોઇ ક્રાઇસ્ટ. મેં બધાને સમજાવ્યું કે 'મૂળથીજ આ પ્રમાણે પૃથક્ પૃથક્ ધર્મો ચાલ્યા આવે છે. આથી કરીને લોકો પોતપોતાનો મત પ્રબળ કરવા માટે અંદર અંદર ગાળાગાળી-મારામારી-ખુનામરકી-થવા લાગી કેટલાક ધાર્મિક લોકોએ

તો અધર્મિઓને પકડી-પકડી અગ્નિ શરણ કર્યા. કેટલાક લોકો એક હાથમાં તરવાર ને એક હાથમાં ધર્મપુસ્તક લઇને ઘૂમવા લાગ્યા. સાકાર, નિરાકાર, શાક્ત, વૈષ્ણવ, બૌદ્ધ, જૈન એક બીજા સાથે લડવા લાગ્યા."

ધર્મ રાજાએ ગભરાઇને કહ્યું "તો સામ્યવાદનું શું થયું?"

દૂતઃ "શું? મેં એક વાત સાંભળી છે— એક રાક્ષસ એક મુનિની કન્યાને ખાઇ જવાને માટે પાછળ પડ્યો મુનિએ કન્યાને સારસ બનાવી દીધી રાક્ષસ કબુતર થઇને તેની પાછળ પાછળ ફરવા લાગ્યો. આથી કરીને મુનિએ ઘણા સારસો બનાવ્યાં ત્યારે એ કબુતર રૂપી રાક્ષસ બધા સારસોને એક સાથે ન ખાઇ શક્યો. આ કહાણીવાળા સારસોની માફક પૃથ્વીમા ધર્મના તથા ધર્મગ્રંથના રાફડા ફાટ્યા છે. તેથી લોકો આ નાનકડો સામ્યવાદની વાતનો પોતાનો મન માન્યો ધર્મ પાળે છે અસલ વાત તો એમ છે કે તેઓ ધર્મતત્ત્વને માનતાજ નથી. તેઓ કહે છે કે નાના ઋષિઓએ નાના પ્રકાર કર્યા છે, અને ધર્મનુ તત્વ તો ગુફામા છે"

ધર્મરાજ. "પછી શુ થયું? કહો!"

દૂતઃ "જનાબ આલી! ગુફામે આ પ્રમાણે ધર્મ સંસ્થાપના કરીને પૃથ્વી પર આગળના જેવુંજ પાપ-રાજ્ય સ્થાપી દીધુ છે કામનું રાજ્ય ઘટ્યું નથી. ક્રોધ રાજ્યમાં પૂર્વવત્ હત્યા થયા કરે છે. લોભના રાજ્યમા ચોરી થયા કરે છે, મોહ, મદ, મત્સરનો વિસ્તાર ચારે બાજુ ફેલાઇ ગયો છે."

ધર્મરાજઃ "વાહ! સાબાશ!!"

સભામા બેઠેલા સભાસદો એક સાથે "સાબાશ! સાબાશ! ખૂબ કરી!" એમ પોકારી ઉઠ્યા.

જ્યા આ આનંદધ્વનિ શાંત પડે છે એટલામાં યમદૂત નં. ૨ આવી પહોંચ્યો, ને લાંબી સલામ કરીને હાથ જોડીને ધર્મરાજ સામો ઉભો. ધર્મરાજઃ "શું ખબર છે?"

દૂત. "ધર્માવતાર! પૃથ્વી પર હું સભ્યતા ફેલાવી આવ્યો છું."

"ધર્મરાજ" "અરે! દૂત! તે તો સત્યાનાશ વાળ્યું!" લોકો ઉન્નત અને સભ્ય થશે તો તો પાપ ઘટી જશે, તેથી નો આપણને ઉલટી હાની છે."

દૂતઃ "ધર્માવતાર! મે જે સભ્યતા ફેલાવી છે તે ઉપર તો ચટકીલાર છે, પણ અંદર તેમાં મેલ છે 'आत्मानम् सततं रक्षेत्' આ મૂલમંત્રની મંત્ર-વ્યાખ્યા સમજાવી છે. આત્મરક્ષાજ કરવાની ઉંચી સભ્યતા બતાવી છે આજ કાલ ઉન્નત દેશોમા ઉન્નત જ્ઞાન જેને વિજ્ઞાન કહે છે તેની મદદથી તરેહ તરેહના અગ્નિબાણ, અગ્નિબોટ, અગ્નયસ્ત્ર, અગ્નિરથ બની રહ્યાં છે. આ સભ્યતાના પ્રદેશમાં પાંચ દશ આદમી આરામ કરે છે, અને કરોડો લોકો પેટ ભરીને અન્ન પણ પામી શકતો નથી. આ સભ્ય મનુષ્યોમાં-દારૂ પીવો એ તેમના શરીરની શોભા છે. આત્મસુખ મૂલ-મંત્ર છે. આથી હું કહું છુ કે આ જાતની સભ્યતાની અંદરનો ભાગ કોયલાથી પણ અધિક કાળો છે."

બધાં લોકો. "વાહ વાહ! સાબાશ!"

પછી દૂત નં. ૩ હાજર થયો ને ઝૂકીને સલામ કરી.

ધમરાજ "તું શું ખબર લાવ્યો?"

દૂત "હજુર! પૃથ્વી પર હું દેશ હિતૈષિતા ફેલાવી આવ્યો છું."

ધર્મરાજ! "એ તેં શુ કર્યું?"

દૂત. "હજુર! ડરવાની કાંઇ વાત નથી. પૃથ્વી પર અનેક દેશ છે, અને ભિન્ન ભિન્ન દેશોમાં દેશ હિતૈષિતા, પોતપોતાના દેશમાં વ્યાપક છે. એક દેશ બીજાથી વિપરિત વાત કરે છે દરેક દેશમા સામ્પ્રદાયિક જોશ (Party-faling) બહુ છે. મેં આ પ્રમાણે દેશ હિતૈષિતા ફેલાવી છે.

બધા લોકો "વાહ! વાહ! સાબાશ!"

આવી રીતે બધા યમદૂતો પોતપોતાનો રિપોર્ટ વારા ફરતી આપવા લાગ્યા. કોઇએ કહ્યુ કે હું "સંવાદ" પત્રની એડીટરી કરૂં છું; કોઇએ કહ્યું કે મેં "નીતિ-સંસ્કાર" ફેલાવ્યો છે, કોઇએ કહ્યું કે મેં વિચાર-સંસ્કાર ફેલાવ્યો છે, કોઇએ "આયુર્વેદ"-પ્રચાર ફેલાવ્યો છે એમ કહ્યુ. આ પ્રમાણે બધા દૂતો પોતપોતાનો રિપોર્ટ કરીને ભીડ વધારવા લાગ્યા.

થોડી વારમાં યમદૂતોનું મોટું મંડળ જામી ગયું, ને વાહ વાહની ધૂન મચી રહી જ્યારે કોલાહલ શાંત પડ્યો ત્યારે યમરાજ અને સભાસદો તાલીઓ પાડીને બોલી ઉઠ્યા કે "સાબાશ! સાબાશ! હવે નર્ક જલ્દી ગુલજાર બની જશે!

એક સભાસદ બોલી ઉઠ્યોઃ "શ્રી ચિયર્સ ફૉર બડા સાહેબ (ધર્મરાજ) હિપ હિપ હુર્રર્ર રે; હિપ હિપ હુર્રર્ર રે! હિપ હિપ હુર્રર્ર!" સભા વિસર્જન થઇ. (લે. પ્રભાશંકર મ.)

# લડાઇ પુરી થયા પછી દુનિયાંનું ભવિષ્ય.

( અનુસંધાન ગતાંકથી )

લેખક —શ્રીયુત્ અમૃતલાલ સુંદરજી પઢીઆર.

૬૩. જોકે આવી રીતે જગતના દરેક દેશોની સમૃદ્ધિ વધશે છતાં પણ ઘણી પ્રજાઓ વચ્ચે જગતનો મુસ્કેલ સવાલ બહુ કડવાશ ઉત્પન્ન કર્યા કરશે અને ઠેકાણે ઠેકાણે એ મુસ્કેલ સવાલ બહુ નડશે. તેમ છતા અંતે સમાધાનીથીં તેનો ફેંસલો થઇ શકશે

૬૪. યુરોપ, અમેરિકા, આફ્રિકા, ઓસ્ટ્રેલીઆ વગેરે મુલકોમા દારૂ પીવાની ટેવ ઘણી ઓછી થતી જશે અને દારૂની બનાવટો ઉપર તથા દારૂના વેચાણો ઉપર ઘણી આકરી દેખરેખ રાખવામાં આવશે.

૬૫. દુનીયાના બધા ભાગોમાં 'વેજીટેબલ' ખોરાકની કીમત વધારે વધારે સમજવામાં આવશે પણ તેમ છતા મોસમ પછીનો ખોરાક તદ્દન આઉો થઇ જાય તે બનવા જોગ નથી.

૬૬ વૈદિક શાસ્ત્રમા જાણવા જેવી અગત્યની મોટી શોધો થશે. દરદોને ઓળખવાની દાક્તરોની શક્તિ વધશે તથા દરદોને કાબુમા રાખવાની ને મટાડવાની શક્તિ પણ વધશે

૬૭. પ્રજા ઉત્પન્ન કરવાના શાસ્ત્ર ઉપર ધ્યાન અપાશે, તેના ઘણા નિયમો સમજાઇ જશે અને તેમાથી કેટલીક બાબતો કેટલાક માણસોના અખત્યારમા આવશે

૬૮ લગ્નમાં છુટાપણું વધશે. જુદી જુદી પ્રજાઓ વચ્ચેના લગ્નો વધશે અને છુટા છેડાના કેસો પણ વધશે, તેમજ મુદ્દતના લગ્નના કાયદાઓ થશે.

૬૯. મુસાફરીના સાધનો વધશે, મુસાફરીની સગવડો વધશે અને મુસાફરીનો શોખ પણ વધશે અને એ શોખ પુરો પાડી શકાય તેવા સંજોગો પણ વધશે

૭૦. દક્ષિણ અમેરિકાની પેદાશ કુદકે અને ભુસકે વધવા માંડશે

૭૧. કાશ્મિરના સુંદર મુલકમાં રેલ્વે બનશે અને ત્રીમાનો મારફત પણ ત્યાંનું સૃષ્ટિ સૌંદર્ય જોવા ઘણા મુસાફરો ઉતરી પડશે. કાશ્મીરના પહાડો ભવિષ્યમા બહુ ઉપયોગી થઇ પડશે.

૭૨. ઘણા લોકો એબીસીનીયા ચોકસ ઋતુઓમા હવા ખાવા જશે અને ત્યાના જગલો આંખોને આનંદ આપનારાં તથા મગજને ઠંડક આપનારાં થઇ પડશે

૭૩ કેનેડાની ઉપજ ઘણી વધી જશે અને તેની ચાલાકી ઘણા લોકોનું ધ્યાન ખેચશે.

૭૪. ચીલ્લીના પ્રાતમાં વળી ખાણો નીકળશે.

૭૫. નાયગરાના પાણીના ધોધનો હાલના કરતા ઘણો વધારે ઉપયોગ કરી શકાશે અને તે ધોધ જોવા જનારા મુસાફરોની સંખ્યા પણ હાલના કરતા સેંકડોગણી વધી જશે

૭૬. જેરૂસલેમનો મહિમા વધશે એ ઐતિહાસીક સ્થળ જોવા માટે ઘણા લોકો જવા લાગશે, કારણ કે મુસાફરીનાં સાધનો અને સગવડો વધી જશે અને એ માટે ઘણા શ્રીમંતો તરફથી ત્યાં ઘણી જાતની સગવડો કરી આપવામાં આવશે.

૭૭ અરબસ્તાનની સુંદર તપતી રેતીમાથી ઘણી નવી નવી કીમતી વસ્તુ બનવા લાગશે અને તે રેતી ચાંદીના રૂપમાં ફેરવાઇ જશે એટલે કે ચાંદીની કીમતે રેતીમાથી બનેલી વસ્તુઓ વેચાવા લાગશે.

૭૮. જગબારની વસ્તી વધશે અને તેના રાજ્ય બંધારણમાં ઘણાએ સુધારા વધારા થશે.

૭૯ નાતાલમાં વ્યાપાર અને ખેતી વધશે અને તેવી ઘણી ચીજો દુનીઆના બજાર ઉપર અસર કરશે.

૮૦. ટ્રાન્સવાલમાં હજુ વધારે ખાણો નીકળશે.

૮૧. ગોરા લોક, કાળા લોક, અને પીળી ચામડીના લોકો વચ્ચે મતભેદ ચાલ્યાજ કરશે. કોઈ ઠેકાણે એ મતભેદ વધશે પણ એકંદરે એ મતભેદ કાબુમાં રહી શકશે અને ધીમે ધીમે ઓછા થતા જશે.

૮૨. મન્ચુરીઆ આબાદ થશે.

૮૩. ચીનના રાજ્ય બંધારણમાં બહુ મોટા ફેરફારો થશે અને ચીનની પ્રજાને બહુ જલ્દી સુધારાના વહેનમાં પડવુ પડશે.

૮૪. આફ્રિકામા યુરોપની પ્રજા ઘણી વધી જશે અને હમણાં આફ્રિકામાં જે ઉજડ મુલકો પડેલા છે ત્યાં પણ નવા નવા સંસ્થાનો બનવા લાગશે.

૮૫. ખગોળવિદ્યાની બાબતમા બહુ નવી નવી શોધો થશે અને દુનીયાને એ સંબંધી ઘણું નવું જ્ઞાન મળશે, એટલુંજ નહિ પણ સામાન્ય લોકોમા પણ નવા નવા રૂપમાં આકાશનું જ્ઞાન વધશે.

૮૬. કારીગરોનું અને કારીગરીનું માન વધશે અને દુનીયાના દરેક ભાગોમાં વધારે ઉંચી જાતની કારીગરી થશે તથા ઉત્તમ પ્રકારના કારીગરોની સંખ્યા દિનપ્રતિદિન વધશે.

૮૭ મજુરોનો મહિમા વધશે, મજુરીનાં કામો વધશે, મજુર વર્ગની સ્થીતિ સુધરશે, અને મજુરોનાં મંડળો પણ જગત ઉપર અસર કરનારાં થઇ પડશે.

૮૮. દુનીયાની દરેક પ્રજાના સંસારિક રીતરીવાજોમા ઘણો ફેરફાર થઇ જશે. દરેક દેશના લોકો અને દરેક જાતના લોકોને હવે પછીના વરસોમાં પોતપોતાના ઘણી જાતના રીવાજો પણ બદલવા પડશે.

૮૯. નકામી ગણાતી ઘણી વસ્તુઓ બહુ ઉપયોગી થઇ પડશે. કોઇ પણ વસ્તુ જગતમાં નકામી રહેશે નહિ. દરેક ચીજ બહુ સારી કીમત ઉપજાવનારી થઈ પડશે. કચરો, ગટરો અને સંડાસો પણ સારી આવક આપનારા થઈ પડશે.

૯૦. પરમાર્થનાં કામો વધશે. એવી જાતનાં કામો કરનારાની સંખ્યા વધશે અને એવા કામોની કદરદાની પણ વધશે.

૯૧ દરવરસે દરેક દેશમાં કોઇ ને કોઇ પ્રકારની નવી નવી શોધ થશે શોધ થવાનાં સાધનો વધશે અને શોધખોળ કરવા માટેની લોકોની રૂચી વધશે તથા એ માટેની હરીફાઇ પણ વધશે.

૯૨. વિજળી હાલમાં માત્ર મોટા મોટા શહેરોમાજ વપરાય છે પણ લડાઇ પછી થોડાં વરસો બાદ દુનિયાના દરેક ગામોમાં વીજળી વપરાવા લાગશે. ગરીબ લોકોને પણ વીજળી વાપરવી પાલવી શકશે. એટલી બધી વીજળી સસ્તી થઇ પડશે અને કાબુમાં આવી જશે. સહરાના રણમાં, મલબારના ગામડાઓમાં, ગરીબ લોકોના ઝુંપડાઓમાં, લાપલાંડના બરફમાં અને અરબસ્તાનના ભટકતા આરબોના તંબુઓમાં પણ વીજળી દાખલ થઇ જશે. એટલી લોકોની સ્થિતિ સુધરશે અને એટલો કુદરતી ઉપરનો અખત્યાર વધશે.

૯૩. દુનિયાના દરેક દેશોમા રસાયનશાસ્ત્રોની ખાસ કોલેજો થશે અને ઘણા બાળકોને શરૂઆતનું રસાયનશાસ્ત્ર ખાસ શીખવવામાં આવશે અને તેનાં પરિણામો પણ બહુજ સારાં આવશે.

૯૪. પ્રજાકીય કેળવણી વધશે અને ઘણાં દેશોમાં એ બાબત ઉપર ખાસ ભાર મુકવામાં આવશે અને એથી દરેક દેશના લોકોને પોતપોતાની જાગૃતિના પ્રમાણમાં ફાયદો થશે.

૯૫. ગરીબોની સ્થિતિ સુધરશે, ગરીબોની સંખ્યા ઓછી થશે અને જે ગરીબો ખરેખર રીતે મદદ કરવા યોગ્ય હોય તેમને જરૂર જેટલી મદદ મળી રહે તેવાં ખાતાઓ ઘણાં ખુલશે

૯૬. બાવા બનવાનું કામ ઓછું થશે. બનાવટી બાવાઓ જગતમાંથી ઓછા થશે વેષધારી બાવાઓની મોટી સંખ્યા ઓછી થઇ જશે પણ અંતરમાં બાવાપણું વધશે, એટલે કે સજ્જનોની અંદર સાધુતાના સદ્દગુણો વધશે.

૯૭ હિંદમાં બાળવિધવાઓની સંખ્યા ઓછી થશે પુનર્લગ્નનું જોર વધતું જશે અને જગતની ઘણી વિધવાઓ પોતાની જીંદગી વધારે ઉત્તમ રીતે ગાળતાં શીખશે.

૯૮. ખાવાપીવાની ચીજો વધશે, ફળની જાતો વધશે, મીઠાઇની જાતો વધશે, સ્વાદનું પ્રકરણ સુધરશે, લોકોના ટેસ્ટસ વધારે ઉંચા પ્રકારના થશે અને હમણા જુદા જુદા દેશના લોકો વધુ ભાગે અમુક પ્રકારનો ખોરાક ખાય છે તેને બદલે તેઓના ખોરાકમાં વિવિધતા આવતી જશે તથા સામાન્યપણું આવતું જશે.

૯૯. ભ્રાતૃભાવ વધશે હાલના લોકો અજબ થાય એટલી હદ સુધીનો ભ્રાતૃભાવ વધશે. જુદા જુદા દેશની પ્રજાઓ વચ્ચે ઘણોં ભ્રાતૃભાવ વધશે. કારણ કે હવે ભ્રાતૃભાવનો જમાનો આવતો જાય છે.

૧૦૦. ટુંકામાં એજ કે હાલમા સંસારનું ચક્ર જેટલા વેગથી ફરે છે તે કરતાં લડાઇ પછીના વરસોમાં ઘણા વધારે વેગથી એ ચક્ર ફરવા લાગશે, એટલે દરેક બાબતોમા બહુ જલદી ઘણી જાતની અગત્યની ઉથલપાથલ થઇ જશે.

આ બધા ફેરફારો અને સુધારા વધારા બહુ જલદીથી થાય તે માટે લડાઇની જરૂર હતી. પણ યાદ રાખજો કે અંગ્રેજ પ્રજા બહુ ડાહી છે. તેઓ કદી પણ પોતાની ખુશીથી ગેરવાજબી લડાઇમાં ઉતરેજ નહિ પણ જગતની સુલેહ માટે તથા સમાનતા જાળવવા માટે લડાઇની જરૂર હતી એમ અંગ્રેજ પ્રજાના આગેવાનોની ખાત્રી થવાથીજ તેઓ લડાઇમા ઉતરેલા છે. જો જગતની લડાઇની જરૂર ન હોત તો તેઓ એક કલાક પણ લડાઇને લંબાવવા દેત નહિ.

બેશક લડાઇથી કેટલાક દેશોને, કેટલાક ગામોને, કેટલાક કુટુંબોને, કેટલાક પ્રાંતોને અને કેટલીક પ્રજાના અમુક ભાગને અમુક હદ સુધી વધુ કે ઘટુ નુકશાન થાય એમા કંઇ ના નથી પણ એકંદરે જોતાં 'બેલેન્સ' જાળવવા માટે અને સત્તાઓને હદમા યાદ રાખવા માટે લડાઇની જરૂર હતી કારણકે જ્યારે બહુ મોટા ફેરફારો કરવાની કુદરતની ઇચ્છા હોય ત્યારેજ જગતમાં જ્ઞાન વધે છે અને પ્રજામા જાગૃતિ વધે છે પણ કેટલાક કામો એવા હોય છે કે વિદ્યાની વૃદ્ધિથી પણ થઇ શકતાં નથી. ત્યારે કુદરત દુષ્કાળ, લડાઇ, મરકી વગેરે આફત મોકલે છે કારણ કે જેમ બાળકને તેની ઉન્નતિ માટે મીઠાઇ કે ઇનામ આપવાની જરૂર છે, તેમજ તેની ઉન્નતિ માટે કોઇ વખત તેને તમાચો મારવાની પણ જરૂર પડે છે એજ નિયમ કુદરતી પણ ચાલે છે એટલે એ નિયમને આધારે લોકોને નહિ ગમે છતા પણ અમુક અમુક વખતે જગતમાં લડાઇઓ થયાજ કરે છે

લડાઇ શરૂ થઇ ત્યારે ઘણા લોકોને ઘણી નુકશાની ખમવી પડી છે, અને લડાઈ બંધ પડશે ત્યારે ઘણા લોકોને ઘણી જાતની નુકશાની ખમવી પડશે, કારણકે એ વખતે વેપારી બજારોમા મોટી ઉથલપાથલ થઇ જશે તેથી ઘણા લોકોને મોટી ખોટ ભોગવવી પડશે અને કેટલાક લોકોને કેટલોક ફાયદો પણ થઇ જશે. પણ જગતની ઉન્નતિની આગળ તેનો નફો તોટો કંઈ હિસાબમાં નથી.

આ બધું જોયા પછી અને આ બધી હકીકત જાણ્યા પછી લડાઇ માટેનો મહાત્માનો અફસોસ ઓછો થયો અને તેને લાગ્યું કે ઇશ્વર ઇચ્છાને આધીન થવું એજ વાત ઠીક છે. એમાં કંઇ આપણું જોર ચાલી શકતું નથી હું તો લડાઇ શરૂ થઇ ત્યારથી પ્રાર્થના કરૂં છું કે હે પ્રભુ! લડાઇ બંધ પાડવાની કૃપા કરો પણ ઘણી વખત એમ બને છે કે આપણી દૃષ્ટિ જુદી હોય છે અને કુદરતની દૃષ્ટિ જુદી હોય છે. આપણી સમજણ જુદી હોય છે અને કુદરતની સમજણ જુદીજ હોય છે. માટે તે પરમસત્તાને આધીન રહેવું એમાજ ફાયદો છે. એ 'લેસન' આ બધું જોવામાથી હું શીખ્યો છું.

એ પછી સીનેમેટોગ્રાફ જેમ બંધ થાય ત્યારે ચીત્રં દેખાવાના પડદા ઉપર અજવાળું થઇ જાય અને દેખાવો બંધ પડે તેમ આ બધા દેખાવો તે મહાત્માની દ્રષ્ટિ આગળથી જતા રહ્યા અને અજવાળુ થઇ ગયુ એ વખતે એ મહાત્માને વિચાર થયો કે આ બધુ જોયું તે અજબ જેવુ છે. પણ હજી વધારે જરૂરની વાત અંધારામાંજ રહી ગઇ અને તે એ કે "લડાઇ પછીનું હિંદનુ ભવિષ્ય" ખાસ જાણવું જોઇએ, પણ આ વિચાર આવતા પહેલાં તો પડદો ઉંચકાઇ ગયો હતો છતા પણ એ મહાત્માને ખાત્રી છે કે હિંદનુ ભવિષ્ય જાણવાની તેની ઇચ્છા પાર પડયા સિવાય રહેશે નહિ પણ હમણાં તો એ તક ગઇ છે. જોઇએ હવે શુ થાય છે.

---

# બરોળના અનુભવેલા ઉપાય.

---

(લે. વૈદ્ય દુર્લભદાસ હરજીવનદાસ પારેખ અડાલજા, મુ રાણપુર.)

૧ સુકું આખુ નાળીએર લઇ તેમાથી આખો ગોળો કાઢવો. તેની ડગળી કાઢી તેમા દેશી ગોળ ભરી ડગળી દઇ તેના ઉપર લુગડા પલાળી વીંટવા. ફરતો માટીનો થર કરી બાફવા મુકવો તે આખો ગોળો સવારસાંજ ખાવો તેવો થોડાક વખત ખાવાથી બરોળ મટી જાય છે.

૨ સવારના ગાંઠીઆ શેર ૦ા તથા ગોળ શેર ૦ા રોજ ખાવો ઉપર પાણી ત્રણેક કલાક પીવું નહીં સાંજના વેળાસર જમી લેવુ. થોડું જમવુ. પછી રાતના સુતી વખતે શેર ૦ા ડાળીઆ ખાવા. પાણી પીવુ નહીં તેથી બરોળ તથા જળધર મટી જાય છે

૩ રીંગણું ૧ લઇ તેને ચીરી તેમાં શાજીખાર ભરી બાફવું તે રોજ સવારમા એક રીંગણું ખાવું

૪ જવખાર, બીડલુણ, મીઠું, શાજીખાર, સંચળ, બંગડીક્ષાર, અઘેડાનો ક્ષાર, આ સર્વે ક્ષાર તોલા રાા પ્રમાણે લેવા. કુંવારનો રસ શેર રાા લેવો. તેમા ઉપર બતાવેલા ક્ષારનું ચૂર્ણ મેળવી એક ગટકુડામાં ભરી બૈરાઓ માથે નાખવાનુ તેલ પાડે છે, તેની રીતે કરી તેનો ચુઓ પાડવો. તે રસ સવારમા રોજ તોલો ૧ ચાટવો તેનો પંદર દિવસ ચાટવો

૫ અડાયા છાણાની રાખ તોલો ૧, લોહ તોલો ૧, તેમા જોઇતા પ્રમાણમાં ગાડાની મળી મેળવી ચણા પ્રમાણે ગોળીઓ વાળવી રોજ ચાર ગોળી ગળી જવી.

૬ ઘઉંનો લોટ આપણે જેટલો રોજ ખાતા હોઇએ તેટલો લેવો તેમાં કુંવારનો રસ નાખી રોટલો બાંધી ભાખરી શેકાઇ રહે ત્યારે તેનુ ચુરમુ કરવુ તેમા ગોળ તથા તેલ નાખી ખાવુ.

૭ ક્વીનાઇનમાં તેની સરખા વજને ઇનજીનની મળી મેળવી, ચણા પ્રમાણે ગોળીઓ વાળવી તે ગોળી ૨ રોજ ખાવી.

૮ દશ હાથ છેટેના પ્રમાણમા ત્યા જવું ને આવવુ તેવી અરધી કલાક કસરત કરી ઉભા રહી તુરત તેલ તોલા રાા પી જવુ.

૯ શંખભષ્મ તથા પ્રવાલભષ્મ તોલા ૫, લોહ તોલા ૨, શાજીખાર તોલા ૨, સંચળ તોલા ૨, જવખાર તોલા ૨, મીઠુ તોલા ૨, બંગડીક્ષાર તોલા ૨; સર્વે એકત્ર કરી ત્રણ પુટ બીજોરાના આપવા, ત્રણ પુટ લીંબુના આપવા, ત્રણ પુટ કુવારના આપવા, કેરડાની છાલના ત્રણ પુટ આપવા તે તોલો ૧ રોજ ખાવાથી બરોળ, પેટની અંદરની ગાંઠ, દરેક જાતના ઉદર વ્યાધિ તુરત દુર કરી નાખે છે

૧૦ આકડાની જાડી સોટીમાં સાર પાડી મોડાક્ષાર ભરી તે સાર પુરી દેવો. આઠ દીવસે તે સોટી કાપી લાવી તે સળગાવવી તેની ભષ્મ કરી રોજ સવારના ગોળમાં તોલો ૦ાા મેળવી ખાઇ જવી.

૧૧ લુબલીઆ થોરના જાડા થડીઆમા બંગડીક્ષાર તોલા ૫ તથા મરી તોલા ૨ ભરી તેને ડગળી પાછી દઇ દેવી. ૫દર દહાડે તે થડીયું કાપી લાવી સળગાવી તે ક્ષાર પાડવો. તેને ચણાનો ક્ષાર-તથા લીંબુના બબ્બે પુટ દેવા. તે ક્ષાર એક રીંગણુમા ભરી તે બાફવું. પછી તે આખું રીંગણું રોજ સવારના ખાવુ.

૧૨ રગતરોહીડો, હરડે, જવખાર, બેજબતી બોરગણી, અજમો, સીંધાલુણ, સર્વે તોલો તોલો લઇ એક નારગી કે ખાટા લીંબુમાં ભરી દઇ પેક કરવુ ૫દર દહાડે ઘોળી નાખી ગાળી લેવુ. તે તોલો ૧ રોજ પાણીમાં નાખી પી જવુ.

૧૩ મુગચમર અને ખાખરાનાં મુળ બન્નેની ભષ્મ બનાવી તેની ગોળમાં ગોળી રૂ. ૧ ભારની કરી ખાવી

૧૪ ગળોનો રસ તોલો ૧, બીડલુણ તોલો ૧, ગૌમૂત્ર તોલા ૨ સર્વે એકત્ર કરી પી જવું

૧૫ શેરડીના જ્યા વાઢ ચાલતા હોય તેવા ઠેકાણેથી ઉનો ઉનો ગોળ શેર ૦ા ખાવો તેવો સવાર સાંજ ૫દર દહાડા ખાવાથી બરોળ નાશ થઇ જાય છે

૧૬ અજમો શેર ૧ લાવી તેને ખાંડી ફોતરાં કાઢી નાંખી ગોમૂત્રમા સાત ભાવના સૂર્ય પુટી આપી રોજ તોલા ૨ાા ખાવો તેથી પણ બરોળ મટી જાય છે

ઉપર જણાવેલી કલમ ૧૬ નો અનુભવેલો ઉપાય છે તે સિવાય કેટલીએક આરોગ્ય વૃદ્ધિની પૂર્ણ ચદ્રોદય, રસસીંદુર, બીજોરાપાક, લોહ, બીજોરાની ભાવનાવાળી દવાઓ, કુવારની ભાવનાવાળી કેટલીએક ભષ્મો, તે સિવાય કટલાક બધાણુ-રોક અગષ્ટ માસના અકમા જણાવેલા છે તે જોઇ લેવા ખાસ ભલામણ છે. આ સિવાયની કોઇ વૈદ્ય પોતાની અનુભવેલી દવા બહાર પાડશે તો જનસમાજને તેથી ઘણો લાભ થશે તેવુ મારૂં માનવુ છે

---

## તાવ ન આવે માટે શું કરવું ?

લેખક—મિ લક્ષ્મણ પુરૂષોત્તમ ઠક્કર, વાગડ

આ પત્ર પ્રકટ થશે, ત્યારે તાવની મોસમ શરૂ થઇ ચૂકી હશે, તેથી એ સબધમા અત્રે અગત્યની ચર્ચા કરવી અપ્રાસંગિક નથી. અત્રે નીચેના મુદ્દા ઉપર ચર્ચા કઇક કરીશું

(૧) તાવનું મુખ્ય કારણ શું ?

(૨) તાવની દવાનો રાજા.

(૩) તાવને ઉત્પન્ન કરનાર ખાદ્ય પદાર્થ કયા ?

(૪) માછલી ન હોય એવા તલાવડાનું પાણી.

(૫) ખાનપાનમાં સાધારણ રીતે કયુ વિશેષ ધ્યાન હોવુ જોઇએ ?

(૬) કબજીઆત ન થાય તેવી સભાળ

### ૧. બંધકોશ મધળાં દરદોનો રાજા.

'દરેક દરદના જંતુ લોહીમા પેદા થાય છે ત્યારેજ એ દરદ માણસને રીબાવતું હોય છે. દરદીના લોહીની તપાસ કરવામાં આવી છે અને તેમા વિદ્વાન ડાક્ટરોએ એકમતે સિદ્ધ કર્યું છે કે, દરદીને જે જાતનું દરદ હોય છે તે દરદના જતુઓ તેના લોહીમા હોય છે, એટલુજ નહિ પણ તેના ઝાડા-પેશાબમાં, થુંકમા, બળગમમા, પરસેવામા, ઉચ્છ્વાસમાં વગેરેમાં પણ તે હોય છે. આ અટકળથી કહેલું નથી પણ તપાસ કરીને કહેલું છે તાવથી રીબાતા માણસના લોહીમાં, પરસેવામાં વગેરેમાં તાવના જંતુ માલૂમ પડયા છે, માટે તાવ પેદા થવાનું મુખ્ય કારણ તાવના જતુ હોય છે. હવે સવાલ એ ઉભો થાય છે કે એ જતુઓ તાવના દરદીના લોહીમાં

ક્યાંથી આવ્યા? એ જંતુઓ મુખ્યત્વે કરીને ઝેરી મચ્છરના ડંખથી માણસના લોહીમાં દાખલ થાય છે. વળી દૂધ, પાણી અને હવા મારફત પણ દાખલ થાય છે. ભાદરવા માસમા મેલેરીઅલ જંતુ હવામા થોડા કે ઘણા અંશે હોય છે. સ્વચ્છતા ઉત્તમ હોય, ઉકરડા અગર ગંદકી ગામમાં ન થતી હોય તો બહુ ઓછા પ્રમાણમા તે હોય, પણ જ્યાં ત્યાં પાણી પચી રહેતું હોય; ગંદકી સડતી હોય ત્યાં તો મેલેરીઅલ તાવના જંતુઓ પુષ્કળ પ્રમાણમા હવામાં હોય છે; કારણ કે એવા કહોવાણમાથી એ મેલેરીઅલ જંતુઓ પેદા થાય છે, અને હવામાં ફેલાય છે અને દૂધ વગેરેમાં દાખલ થાય છે. દૂધ ઉકાળીને વાપરે તો તેમાંના જંતુઓ નાશ પામવાનો સંભવ છે. તેથી ઉકાળેલું દૂધ ભયરહિત છે. સ્વચ્છ દૂધ મળ્યું હોય, અને સ્વચ્છ વાસણમા રહેલું હોય તો તે ઉકાળીને વાપરવું, નહિ તો વાપરવુંજ નહિ.

પાણી એવી સ્વચ્છ જગાએ મૂકવુ કે જ્યા ખરાબ વાસ ન હોય. પાણીઆરામા પાણી પચપચી રહેતું હોય, તો એક પ્રકારની ખરાબ વાસ એમાંથી નીકળ્યાજ કરવાની. જો છોબંધ પાણીઆરૂં ન હોય તો એમ જરૂરજ બને છે, એ ખરાબ વાસ પાણી ચૂસી લે છે, અને પાણી અશુદ્ધ બને છે. પાણીઆરાંની ઉંચાઈ જેમ વધારે હોય, તેમ વધુ સારૂ, કારણ કે જમીનથી નજીક ખરાબ હવાનું પ્રમાણ વધારે હોય છે. કાર્બોનિક એસિડનો મંયોજક ભાર ૪૪ છે, એટલે તે હૈડ્રોજન કરતાં ચુંવાળીશગણો ભારે છે. ઓક્સિજન સોળગણો ભારે છે. નૈટ્રોજન ચૌદ ગણો ભારે છે. આ પ્રમાણે સાધારણ હવા કરતાં ઝેરી કાર્બોનિક એસિડ વધુ ભારે છે, તેથી જમીનની લગોલગ તે વધુ પ્રમાણમાં હોય છે, માટે પાણી જેમ વધારે ઉંચા સ્થળમા હશે તેમ તેની સલામતી વધુ ગણી શકાશે. પાણીના લોટા ઉપરે અગર પાણી ઉપર માખી ચેપ મૂકીને જૂદી જૂદી જાતના રોગના જંતુઓ તેમાં દાખલ કરે છે, માટે સાવચેતી રાખવી. પાણી સારા જાડા ગળણા વતી ગાળેલુ હોવુ જોઇએ. અને તે ગળણું નિત્ય સાફ થવું જોઇએ. હવામાના જંતુઓ અને મચ્છરો પાણીમા ન દાખલ થાય, માટે તે સારી રીતે ઢાંકેલું રાખવુ જોઇએ, અને એક સ્વચ્છ લોટી વતી ઘરના તમામ માણસો પાણી ભરે, એવી રીત દાખલ કરવી જોઇએ એ સ્વચ્છ લોટી વતી ભરીને બીજા લોટામાં નાખીને ઘરનાં બધાં માણસો પાણી પીએ તો પાણી વાટે એક બીજાનો ચેપ અંદર અંદર ઉડે નહિ તાવના જંતુઓ લોહીમા મુખ્યત્વે કરીને ઝેરી મચ્છરોજ દાખલ કરે છે. આ વિષે ગયા અંકમા જણાવવામા આવ્યું છે, તેથી વધુ નહિ લખતાં એટલુંજ લખીશુ કે, ઝેરી મચ્છરદાની રાખવી, અને તે મચ્છરો ઘરમા ભરાઇ રહેવા ન પામે, એવી સાવચેતી રાખવી

અંધારાવાળા કે કચરાવાળા ખૂણામાં એવા મચ્છરો દિવસના ભાગમાં છૂપાઇ બેસે છે. ભીંતે ધૂળ ચડી હોય, તો તેના જે ભાગમા પ્રકાશ આવતો ન હોય, ત્યાં ઘણા મચ્છરો બેસી રહે છે. ભેજ રહેતો હોય એવા ચોકમા મચ્છર ઉત્પન્ન કરે છે સ્થિર-પાણીવાળા ખાબોચીઆમાં ઝેરી મચ્છરો પોતાના ઇંડા મૂકે છે, માટે ઘરમા કે ચોકમા ભેજ રહેવા ન પામે, અને બની જમીન સૂકી રહે, ભીંતો સાફ રીતે વળાતી રહે; ઘરમાં ચોકમાં અને બહાર ઘસી ઘસીને ગલીચી વાળી નાંખવામાં આવતી હોય, તો એવા ઝેરી મચ્છરો થશેજ નહિ, છતા સાવચેતી ખાતર મચ્છરદાની રાખનારને પછી તાવની સામે ઘણું રક્ષણ મળશે.

### ૨. તાવની દવાનો રાજા.

બધા માણસો એ 'તાવની દવાનો રાજા' જે સરકારી ક્વિનાઇનના નામથી ઓળખાય છે, તે હંમેશ તાવની મોસમમાં પાસેજ રાખવાની જરૂર છે તાવની અસર જણાતાંજ પાંચેક ગ્રેન પાણી સાથે લેવાથી તાવ રહિત થવાય છે, એવું હજારો દાખલામા જોયુ છે. સરકારી ક્વિનાઇન જલદીથી લોહીમાં મળી જાય છે, અને તેમાં પેદા થયેલા તાવના જંતુને મારી નાખે છે, અને માણસને સલામત બનાવે છે આ સમર્થમાં સમર્થ ડાકટરોના એકમતથી સિદ્ધ થયુ છે.

અજમાયશ કરનારને અનુભવથી સિદ્ધજ જણાશે. તાવની અસર જણાતાં તુરતજ સરકારી ક્વિનાઇન પાણી સાથે લઇ લેવુ. એ સરકારી ક્વિનાઇન હવામાં ઉઘાડુ રહે તો ખરાબ થઇ જાય છે, માટે તે પતરાની દાબડીમાં અગર દાબડામાં રાખવુ. બજારમાં વેચાતુ સાધારણ ક્વિનાઇન સરકારી ક્વિનાઇન કરતાં ઘણું ઉતરતુ હોય છે, માટે સરકારી ક્વિનાઇનજ જરૂર પડતાં વાપરવું; તે બધી પોસ્ટ ઓફીસમા વેચાય છે એક પૈસાનુ દશ ગ્રેન મળે છે તાવમા પણ તે લઇ શકાય છે, અને સારો ગુણ આપે છે; માટે તાવની અસર જણાતાજ સરકારી ક્વિનાઇન પાંચેક ગ્રેન મુખમા પડીકી તોડીને નાખી દેવું, અને પાણી સાથે ઉતારી દેવુ. મરકીના તાવમા પણ સરકારી ક્વિનાઇન બહુ સારો ગુણ આપી શક્યુ છે મરકીના કેસો પણ મારા હાથથી એ એકલા ઉપાયથીજ બચ્યા છે, પણ મરકી ગયા પછી ૭ આઠ કલાકમાં સરકારી ક્વિનાઇન ત્રણ ત્રણ કલાકે પાચ ગ્રેન પાણી સાથે લેવા માંડે, તોજ ગુણ થઇ શકે છે મરકીથી સન્નિપાત થઇ ગયા પછી તે લાગુ પડતુ નથી, માટે જેમ બને તેમ વેળાસર તે લાગુ કરવુ

### ૩. માછલી ન હોય એવાં તલાવડાંનું પાણી

ચોમાસામાં ગરીબ માણસો ખેતરમા કામકાજે જાય છે, અને ત્યા સીમમાંના છાછરા ખાડાનું પાણી પીએ છે, પણ એ પાણીમાં મેલેરીઅલ તાવ ઉત્પન્ન કરનાર ઝેરી મચ્છરો પોતાના ઇંડા મૂકે છે, તેથી બધુ પાણી મેલેરીઅલ ઝેરવાળુ થઇ ગયું હોય છે. વળી તેમા કહોતી વનસ્પતિનુ ખરાબ તત્ત્વ હોય છે આવુ ખરાબ પાણી પીનારને તાવ આવ્યા વગર રહેતો નથી એવું પાણી દેખીતું સ્વચ્છ હોય છે, પણ તેમાં પુષ્કળ પ્રમાણમા મેલેરીઅલ તાવના ઝેરી જંતુઓવાળાં મચ્છરોના ઇંડાં વગેરે હોય છે પાણીમાં માછલી હોય તો એવા ઇંડા તે ખાઇ જાય છે, અને પાણી બચરહિત થોડે કે ઘણે અંશે તે કરી શકે છે, પણ માછલી વગરના દેખીતા સ્વચ્છ અને નીતર્યા પાણીને તે ઝેર જેવુંજ સમજી લેવાનું છે, તેનાં કારણો ઉપર જણાવ્યા છે.

### ૪. તાવને ઉત્પન્ન કરનાર ખાદ્ય પદાર્થ.

ચીભડાં, મૂળા, વગેરે ચોમાસાની વનસ્પતિ ઉપર પુષ્કળ પ્રમાણમા જુદી જુદી જાતની જીવાત હોય છે, તેમાંની કેટલીક ભયવાળી હોય છે જેનો એ જીવાતના કારણથીજ એવી વનસ્પતિ ખાતા નથી. એવી કાચી વનસ્પતિ ખાવી, એ તાવ જેવા વ્યાધિને આમંત્રણ આપવા જેવુ છે, માટે શાક કરીને ખાવામા કાંઇ વાંધો નથી, પણ કાચી વનસ્પતિ તરીકે ચીભડાં, મૂળા ઇત્યાદિ કદી પણ ચોમાસામાં ખાવાં નહિ એવા તાવની મોસમમાં સાદા ભોજન ઉપર મિતપણે રહેવું, એ સલામતી ભરેલુ છે

### ૫ તાવની મોસમમાં બે વેળાજ ભોજન મિતપણે લેવું.

૧ તાવની મોસમમાં બે વેળાજ ભોજન મિતપણે લેવું, વચમા કાચુ કોરૂં કાંઇ ખાવુ નહિ. એક વખતજ એવા સમયમાં જમવું, એ ઘણું સલામતી ભરેલું છે, પણ હાલમાં એવો એક ખરાબ રિવાજ એક ટાણાના ભોજનના નામે પડેલો છે, કે જે માણસ એક ટાણુ કરે, તે બે વખતનું ભેગુ એકજ વખતમાં ખાઇ લીધા પછી પેટની ફુંદ ફુલી જાય, અને વધુ ન ખવાય, ત્યારેજ ભાણા ઉપરથી ઉઠે છે. આવી રીતે એક ટાણુ કરવું એ ભારે હાનિકારક છે. કુદરત પોતાનો બદલો લીધા વગર કદી છોડતી નથી બે વખતનું એકજ વખતે ખાઇ લેનારનું રુધિરાભિસરણ અનિયમિત અને મંદ થાય છે જઠર બહુ ભારે થાય છે. મગજ તરફ લોહી વધુ જથ્થામાં ફેંકાય છે, એમ શરીરમા ખરાબ વિક્રિયાઓ એક સાથે થાય છે. વધુ ખોરાક એક સાથે પચી શકે નહિ. રોજ રોજ એમ ચાલુ રહે, તો વધુ ખાધેલા ખોરાકનું ઝેર થાય; કારણ કે નહિ પચેલો ખોરાક કોઇ જાતનું ઝેર થાય છે, તે અનેક રોગના કારણરૂપ થાય છે, એમ

ડાક્ટર કુન્હે વગેરે વિદ્વાન ડાક્ટરો કહે છે, તે અનુભવથી પણ સિદ્ધ છે, માટે ઉપવાસ કે એક ટાણું ભૂખ્યા રહેવાની મતલબથીજ જો થાય, તો અંદરનો કચરો બળી જઇ શરીર અંદરથી શુદ્ધ થાય એક ટાણું કરી ન શકે, તેણે બે વખત થોડું થોડું ભોજન સારી રીતે ચાવીને જમવું. કોળીઆ એટલો બધો ચાવવો કે તેનું પાણી થાય, પછીજ તે ઉતારવો આમ કરનારને અનેક વ્યાધિમાંથી મુક્તિ મળે છે. તાવની મોસમમાં કબજીઆત થઇ, એટલે તાવના પ્રધાન બેશી ચૂક્યાજ ગણાય, માટે એ કબજીઆત ન થાય, માટે પ્રથમ તો મિતાહારી થવું.

મિતપણે થોડું જમનારનું પેટ બહુ હલકું રહે છે, એવા માણસના જઠરમાં પાણી અને હવાને રહેવાને પુરતી જગા ખાલી રહે છે આથી કબજીઆત ગમે તેવી હોય પણ થોડું થોડું ચાવીને જમવા માંડ્યા પછી તે રહી શકતી નથી, એ અનેક રીતે સિદ્ધ થયેલી બીના છે. કબજીઆત કરે એવાં ખાનપાન તજવાં જોઇએ. જે માણસો જાડી તુવરની, દાળ ભાત સાથે બહુ પ્રમાણમાં ખાય, અંદર વધુ પ્રમાણમાં ઘી હોય તો કબજીઆત થાય, વારંવાર રેચ લે, ગોળ, ખાંડ, સાકર રોજ રોજ વધુ પ્રમાણમાં ખાય, ચાવ્યું ન ચાવ્યું એમ આખુંપાખું ગમે તેટલું ભોજન ગળે ઉતારે તો કબજીઆત જરૂર થાય. બીડી, ચાહ વગેરેનાં વ્યસનો પણ પરિણામે કબજીઆત કરે છે. વારવાર દવાના રગડા પીનારને પણ કબજીઆત થાય છે, માટે સલામત રહેવું હોય તો કુદરતને અનુસરતી જીંદગી ગાળવી જોઇએ પશુ પંખી જવલ્લેજ માંદા પડે છે અને તેનું અકાળ મરણ પ્રમાણ પણ જુજ છે, તેનું કારણ તેમનું સાદું ખાણું, સારી રીતે વાગોળીને પાણી જેવું કરીને જઠરમાં ઉતારેલું હોય છે. પોતાનું ખાણું પશુઓ પાણી જેવું કરીને ગળે ઉતારે છે અને મનુષ્યને એ મારફત અમૂલ્ય શિક્ષા આપે છે. પુરતી મહેનત, સ્વચ્છ હવા, પચે તેટલો ખોરાક, આનંદી જીંદગી, વિષયાસક્તિથી રહિત જીંદગી, એ સૌ પશુપંખીને નિરોગ રાખે છે.

---

# त्रिदोप (वात पित्त कफ)

---

( લે. વૈદ્ય જયશંકર કાનજીભાઇ. )

પવન-અગ્નિ-જળ.

वायुः पित्तं कफश्चेति त्रयोदोषाः समासतः ।
विकृताऽविकृतादेहं घ्नन्तिते वर्धयन्ति च ॥
तेव्यापिनोपि हृन्नाभ्योरधोमध्योर्ध्वसंश्रयाः ।
वयोहोरात्र भुक्तानामन्त मध्यादिगाः क्रमात् ॥ (वाग्भट)

ત્રિદોષ.

સમાસથી ઉક્ત ( वात पित्त कफ ) વિકૃતિને પામે તો દેહને હણે છે, અને અવિકૃત રહે ત્યારે આયુષ્યની વૃદ્ધિ કરે છે આખા દેહમાં વ્યાપ્ત રહે છે, તથાપિ હૃદય અને નાભિના અધઃ-ભાગ, મધ્ય, અને ઉર્ધ્વ ભાગમા તે આનો સંશ્રય છે. વય ( આયુષ્ય ) દિવસ, રાત્રિ, અને ભુક્ત સમયના પ્રત્યેક સમયમાં અંતભાગ, મધ્ય ભાગમા અને પૂર્વકાળમાં ઉક્તવર્ણ દોષો અનુક્રમથી બલવત્તર રહે છે. એટલે કે નાભિથી અધભાગમા વાત, હૃદય અને નાભિના મધ્યમા પિત્ત અને હૃદયના ઉપરિ ભાગમાં કફનો અનુક્રમ સંશ્રય છે. બીજુ આયુષ્ય એટલે વૃદ્ધત્વમાં વાત, યુવાવસ્થામાં પિત્ત અને બાલ્યાવસ્થામાં કફ. દિવસના અંતકાળમાં વાત, મધ્યકાળમાં પિત્ત અને પૂર્વકાળમાં કફ. રાત્રિના અંતમાં વાત, મધ્યમાં પિત્ત, આદિમાં કફ; તેમજ ભુક્ત સમયના અંતમાં વાત, મ-

ધ્યમાં પિત્ત, પૂર્વમાં કફ એ પ્રમાણે અનુક્રમ, આયુષ્ય, દિવસ, રાત્રિ, અને ભુક્તકાળમાં ક્રમશઃ તેઓ બળવત્તર હોય છે.

### દોષની નિરૂક્તિ.

धातवश्च मलाश्चापि दुष्यन्ते भियतस्ततः ।
वातपित्त कफाएते त्रयोदोषा समन्विताः ॥
ते धातवोपि विद्वद्भिर्गदिता देहधारणात् ।
विसर्गादान विक्षेपैः सोमसूर्या निलायथा ॥
धारयन्ति जगदेहं कफपित्तानिला स्तथेति ॥ (सुश्रुत)

ધાતુઓ (સપ્ત) અને તેમના મળો એઓ (ત્રિદોષ) વડે દોષ પ્રાપ્ત થાય છે. તેથીજ વાત, પિત્ત અને કફ એમને ત્રિદોષ સંજ્ઞા આપેલી છે વળી એ ત્રિદોષ શરીરને ધારણ કરે છે, તેથી તેઓને વિદ્વાને ધાતુની સંજ્ઞામાં પણ ગણે છે. દૃષ્ટાંત તરીકે વિસર્ગ આદાન અને વિક્ષેપ એ ત્રણ ક્રિયાઓ વડે, આ જગતમાં જેમ ચંદ્ર, સૂર્ય અને વાયુ, જગતને ધારણ કરે છે તદ્દવત કફ પિત્ત અને વાયુ આ દેહરૂપ જગતને ધારણ કરે છે (નિભાવે છે), અર્થાત્ સોમ, સૂર્ય, અને અનિલ તથા કફ, પિત્ત અને વાત, એમની ક્રિયાઓ અનુક્રમે જગતમાં અને દેહમા ક્રમશઃ સમાન છે. તેથી તેમના ગુણો પણ સમાનજ છે

**વાતઃ**-વાયુ એ દોષ, ધાતુ અને ક્ષયનો નેતા છે, એટલે કે તેમને સ્થાનતર શીઘ્ર ગતિ આપનાર છે, પોતે નિર્વિકારી હોય ત્યારે ઉત્સાહ, ઉચ્છ્વાસ, નિશ્વાસ અને ચેષ્ટાઓની પ્રવૃત્તિથી ધાતુઓને સારી ગતિ પ્રદ થાય છે અને ઇંદ્રિયોને ચપળ રાખી દેહનો અનુગ્રહ કરે છે હૃદય અને ઇંદ્રિઓ તેમજ ચિતનું ધારણ કરી રાખે છે પોતે રજોગુણમય, સૂક્ષ્મ, શીત, રૂક્ષ, લઘુ, ખર, મૃદુ, યોગવાહી અને સંયોગથી ઉભયાર્થ કાર્ય આપનારો છે, એટલે કે તેજયુક્ત હોય ત્યારે દાહ કરનારો અને સોમ (શીત) યુક્ત હોય ત્યારે શીત કરનારો છે, ત્રિદોષ (વાત, પિત્ત, કફ)ના સંગ્રહમા પોતે પ્રાધાન્ય છે, કારણ પોતે વિભાગ કરવાનું કાર્ય બજાવનારો છે, તેમના સ્થાન-**પકવાશય, કટી, સાથળ, શ્રોતાસ્થિ, સ્પર્શેન્દ્રિય,** એ પ્રમાણે છે તેમાં પણ **પકવાશય** એ તેમનુ ખાસ રહેઠાણ છે; તેના સ્થાન અને કર્મ ભેદથી પાચ નામથી ઓળખાવેલો છે, **ઉદાન, પ્રાણ, સમા અપાન વ્યાનઃ સ્થાનોઃ**—

કંઠ, હૃદય, તેની નીચે કોઠામાં વહ્નીસ્થાનમા અને મલાશયમા અને સકલ શરીરમા, તેમનાં સ્થાનો છે, એટલે કે **કંઠમાં ઉદાન, હૃદયમાં પ્રાણ, કોષ્ઠવહ્નીમાં સમાન, ...યમાં ઉદાન** અને આખા દેહમાં વ્યાન એ પ્રમાણે તેઓના સ્થાન પરત્વે નામો છે.

**વાયુના નામ પરત્વે, કર્મઃ**—

૧. ઉદાન નામક ઉત્તમ વાયુ તે બહુધા ઉર્ધ્વસ્થાનમા ગમન કરનારો છે ભા... પ્રવૃત્તિ તેને અવલંબે છે અને તેના વિકારથી વિશેષ ઉર્ધ્વજત્રુ, ઉપરના વ્યાધિ...

૨. પ્રાણવાયુ તે દેહીના મુખમાં ગમન કરનારો છે, તેથી અન્ન જળ અં... શરીરના પ્રાણને ધારણ કરનારો છે. તેના પ્રકોપથી હિક્કા, શ્વાસ, કાસ આદિ...

૩. આમાશય તથા પકવાશયમાં ગતિ કરનાર વાયુ જેને આપણે સ... તે જઠરાગ્નિ સાથે મળીને અન્નનું પાચન કરે છે, તેમજ અન્નમાંથી ઉપ... કરે છે, મળ મૂત્રને વિભક્ત કરે છે, આ વાયુ દોષ પામે ત્યારે મંદાગ્ની... ...તિસાર, ગુલ્મ વિગેરે આગયોને ઉત્પન્ન કરે છે.

હોવાથી તેનો વિવેક કરી શકતો નથી, શરીર મધ્યે વિશેષે કરી સામનુ મંડળ છે, તે મધ્ય રહેલુ સૂર્ય મંડળ છે, તે મધ્ય અગ્નિનુ સ્થાન છે, જેમ જેમ સૂર્ય આકાશમાં રહી. સ્વતેજો-મય કરોવડે બધાં તળાવ, સરોવર, આદિ જળાશયનાં જળ શોષણ થાય છે, તદ્વત્ ભિસ્મ, વહ્નિ, સ્વતેજથી વિવિધ પ્રકારના અન્નો, અથાણાં, શાક, આદિથી સંસ્કાર મુક્ત ભોજનનું તત્કાળ પાચન કરે છે, મોટા શરીરવાળા પ્રાણીઓના શરીરમા તે અગ્ની, યવ પ્રમાણનો છે, અને નાના પ્રાણીઓના દેહમાં તે તિલ પ્રમાણનો છે, કૃમીકીટાનો શરીરમા તે વાળ પ્રમાણનો છે.

## બાકી ચાર પિત્ત.

રંજકપિત્ત રસનું રક્ત કરે છે, સાધકપિત્ત બુદ્ધિ, ધૃતિ, અને સ્મૃતિ ઉત્પન્ન કરે છે, આલોચક તે રૂપનું ગ્રહણ કરે છે, તેથી જોઇ શકાય છે, ભ્રાજક પિત્ત કામનો ઉત્પન્ન કરે છે, લેપ તથા અભ્યંગાદિનુ પાચનકર્તા છે.

કફ—કફના પણ સ્થાન ભેદે—ક્લેદન, અવલંબન, રસન, સ્નેહન, શ્લેષ્મન; એવાં પાંચ નામ છે આમાશય, હૃદય, કંઠ, શિર અને સંધીઓ, અને સર્વાંગ. એ પ્રમાણે અનુક્રમ ઉપરોક્ત સંજ્ઞાવાળો કફ વસેલો છે, એટલે કે ક્લેદન આમાશયમા, હૃદયમાં અવલંબન, કંઠમાં રસન, માથામાં સ્નેહન અને શ્લેમન સંધીઓમાં, દોષો સર્વ વ્યાપી છે, તથાપિ, તેના પાંચે પાંચ સ્થાનો છે એમ બહુ અભિમત છે દોષો—એક રૂપ અને અનેક રૂપે સકલ શરિર વ્યાપક છે, તથાપિ દષ્ટિના સ્થાન, અને કર્મવડે વિશેષત તેઓ ભિન્ન છે, એમ સમજવુ. ક્લેદન કફ અન્નને ક્લેદયુક્ત કરે છે, તથા પોતાની શક્તિથી જળકર્મથી બીજા પણ કફ સ્થાનનો ઉપકાર કરે છે, ક્લેદન કફ અન્નને ભિનાસવાળુ કરે છે, તેથીજ એકત્ર મળેલુ અન્ન છુટું થાય છે, બીજો પણ હૃદયનુ અવલંબન (ધારણ કરવું), રસગ્રહણ કરવું, સમસ્ત ઇંદ્રીઓનુ તર્પણ, સાંધાઓને સારી રીતે જોડી રાખવા, વિગેરે ઉક્ત કર્મોવડે શરીરનો ઉપકાર કરવો એ કફનુ કામ છે.

અવલંબનકફ પોતાના રસયુક્ત સામર્થ્યથી હૃદયના ભાગોનુ અવલંબન કરે છે, ત્રિકનું ધારણ કરે છે.

રસન કફ અને રસના એ બન્ને સૌમ્ય ગુણો બને છે, કારણ તેઓ પરસ્પર સાથે રહેનારા છે, રસના, અને રસન કફ બન્ને રસના જ્ઞાતા છે (રસના=રસનેંદ્રીય રસન—કંઠમાં રહેલો કફ).

સ્નેહન શ્લેષ્મ કફમાં, સ્નેહન કફ સ્નેહ આપીને સમસ્ત ઇંદ્રિઓનું તર્પણ કરે છે, તેમ સર્વ સંધીઓનો સશ્લેષ કરે છે, અર્થાત સંધીઓને મજબુત રાખે છે

ઉપરોક્ત ત્રિદોષવાદ (પવન અગની જળ.) આધુનિક પશ્ચિમના આયુર્વેદના મેજયુએટોએ કલ્પના માનવાનો એક પવન ચાલ્યો છે, તે ઢોંગ મનાય છે, સહસ્ત્ર વર્ષો થયાં, આયુર્વેદ અને યુનાની વૈદક કે જેના આધારથી આ આર્યાવર્તવાસી કોટીશ પ્રાણીઓના જીવનનો પાયો છે, તે બન્ને શાસ્ત્ર ઉપરોક્ત ત્રિદોષને પાયે ચણાયેલા છે, અને તે સિદ્ધાંતને અનુસરી ચિકિત્સા કર્યે જાય છે. આવી વાત આજ શતરા વર્ષથી આવેલા આગળ વૈદકના ઉપાસકોજ કેમ બંધ બેસ ! પરાપૂર્વથી ચાલતું આવેલું ઉત્તમ રીતીથી રક્ષણ કરતું આ શાસ્ત્ર, હાલ સૈકાઓ થયા ક્યા કારણથી અશાસ્ત્ર અમે અપાત્ર ઠરે? તેમ વળી આગળ વૈદક પદ્ધતિની ચિકિત્સાથીજ આપણું રક્ષણ થવા માટે ઇશ્વર નિમિત હોય તો તે પણ આપણે લેશ માત્ર વગર આંચકે સ્વીકાર કર્યા વગર છુટકો નથી, પરન્તુ તેનુ પ્રત્યક્ષ પ્રમાણ નથી, તેમજ આપણા પૂર્વજોના શરીરોથી વિશેષ બળવતર દેહો તે ચિકિત્સાથી થવાના છે? તેનુ સામર્થ્ય તે ધરાવતુ હોય અને સિદ્ધ હોય તો આપણે આપણી જુની ચિકિત્સા ખુશીથી બાજુપર મૂકી શકીશું પરન્તુ આપણા પુરાતન આયુર્વેદના આધારથી વર્તન કરતા આપણા બાપદાદાના શરીરો હતાં તેથી પચાશ ટકા ઓછા પણ આપણાં શરીર હાલ આપણે જોઇ શકતા નથી કારણ માત્ર આપણું જુનું તે હેય અને તેમનું નવું તે ઉપાદેય એજ છે વાત પિત્ત કફ એ ત્રિદોષના આધારથીજ આપણું શાસ્ત્ર સંરક્ષિત છે; અને ઉત્તમ છે; તેને છોડવાથી દિનતા પ્રાપ્ત થવા લાગી છે

---

# ગરીબોના ગામડીઆ ઉપાય.

(અનુસંધાન ગતાંકથી)

( લેખક. વૈદ્ય દુર્લભદાસ હરજીવન પારેખ )

---

## જુદી જુદી જાતના બાફ.

૧. લીમડાના પાનનો બાફ—લીંબડાનાંપાંદડાં ને અજમાને બાફી ખાટલા ઉપર પાથરીને તેની ઉપર કંતાન પાથરી તે ઉપર સુવાડી ગોદડુ ઓઢાડવામાં આવે છે. આ બાફથી-તાવ, શરીરનાં સાંધા રહી જવા તથા પટાશ શરીરે ચડી જવી, ને થાક લાગી જવો વિગેરેમાં હીતકર છે

૨. પથકુટી પાનનો બાફ.—લીંબડાનાં પાન, આકડાના પાન, આવળનાં પાન, રીંગણીના પાન, ફીડામારી આ સર્વે બાફી સુવાવડી બાઈને તે બાફ આપે છે. તેથી માથામાં નીકળતો વેગ, ચસકા, કળતર, કેડનો દુખાવો વિગેરેમાં ફાયદો કરે છે

૩. બકરાની લીંડીનો બાફ—બકરાની લીંડીઓ, આકડાના પાન, લીંબડાના પાન, સર્વેને બાફી ખાટલા ઉપર પાથરી, તેના ઉપર કંતાન પાથરી, સુવાડી-તે ઉપર ગોદડુ ઓઢવુ. કોઈ ઠેકાણેથી પવન ન આવે તેવી રીતે ઓઢવુ, તે બાફ પણ સુવાવડી બાઈઓ, સન્નિપાત, શરીરનું અકડાઈ જવુ, ઉનીઓ તાવ, વિગેરેમાં હિતકર છે

૪. લીંબડાના પાન તથા કડવા ખરખોડાનો બાફ—આ બન્ને જાતનાં પાન ભેગા કરી તેના ઉપર લુગડાનો ડૂચો કરવો. મંદ અગ્નિમાં મૂકવો. જ્યારે બરોબર રહે ત્યારે કાઢી લઈ શરીર ઉપર ગમે તે ઠેકાણે સોજા હોય ત્યા બાંધવાથી સોજા તુરત કમી થાય છે.

૫. બાજરાના ડુંડાનો બાફ—અજમો ને બાજરાના ડુંડાનો બાફ ન. ૩ નાં બાફ જેવોજ ફાયદો કરે છે.

૬. કપાસીઆનો બાફ.—કપાશીઆ, સુંઠ, સરસવનો ખોળ, અળશી, આ સર્વે ચીજોને બાફી ખાટલા ઉપર પાથરી, ઉપર કંતાન અથવા ગરમ ધાબળો પાથરી તે ઉપર સુઈ ગોદડું ચોતરફ ઓઢી બાફ આવે ત્યાં સુધી સુઈ રહેવુ. તે બાફ વાયે રહી ગયેલું હોય તેઓને ઘણોજ હીતકર છે તેવો બાફ રોજ લીધા કરવો.

## નાસ અને ધુણી.

૧ નાસ—ગુગળ, લીંબડાના પાન, વજ, હરડે, સરસવ, જવ, લસણના ફોતરાં, ઘી સરવે સરખે ભાગે લઈ ભેળવી અંગારા ઉપર જરા મુકી પાસે બેસી ફરતું ચોતરફ ઓઢી લઈ નાસ લેવો તેથી તાવ ઉતરી જાય છે.

૨. આદાશીશીનો નાસ—ચણોઠીનુ મૂળ, સાકર, ચાહ, સરખે ભાગે લઈ અંગારા ઉપર મુકી નાસ લેવો. તેથી આધાશીશી ઉતરી જાય છે

૩. વળગાડનો નાસ—મીઠું, હલદર, મોરપીછ, અડદ, હનમાનની મળી, ચારશેરીની ધુળ, લીંબડાનાં પાન સર્વે સરખે વજને લઈ અંગાર ઉપર મુકી નાસ દેવો તેથી વળગાડ જતો રહે છે.

ક. સરપની કાચળી, ગધેડાનાં લીંડા, લસણના ફોતરાં, હાથીદાંત, સર્વે એક કરી સવાર સાંજ નાસ દેવાથી ઉપર મુજબ ફાયદો કરે છે.

૪. કપાળના કીડાનો નાસ—હળદર, લીંબડાનાં પાન, કુકડવેલનાં પાન, ડુંગળીનાં પાન, કીડામારી, કુબાના પાન, સરવે એકત્ર કરી દેવતા ઉપર જરા મુકી નાક પાસે રાખવો તેથી કપાળના કીડાનો નાશ થાય છે.

૫. કમળાનો નાસ—પાણીમાં લીંબડો અને અજમો નાખી ખુબ ગરમ કરવુ, તે વરાળનો નાસ લેવાથી શરીરમાંથી પસીનો નીકળશે ત્યારબાદ સાબુથી નહાવુ. તેવો રોજ નાસ લેવાથી કમળો મટી જાય છે.

૬. ભુત પ્રેતનો નાસ—હડતાળ, હળદર, રાતા મરચાં, સાપની કાચલી, લીંબોળીનાં બીજ, ધતુરીઆનાં બીજ, કાયફળ અને તેલ સર્વ સરખે ભાગે લઈ ઝીણું વાટી અંગારા ઉપર મુકી નાસ આપવા તેથી કાંઈક ફાયદો થાય છે

૭. ધુણી—ડુંગળીનાં બી અને કુકડવેલને ભેગાં કરી, એક કુલડીમાં દેવતા નાખી. ઉપરની

ચીજો અંદર નાંખી, ધુમાડો નીકળે એટલે તેના ઉપર હાથની મુઠી મુકી એક આંકડાની પાતળી નેતરની નળી ગોઠવી કાનમાં ધુમાડો જવા દેવો અને દાંત પોલી હોય તે ઠેકાણે ધુમાડો દેવો તેથી કીડા નીકળી પડે છે.

૮. પહાણો અથવા ઇંટ, નળીઆનો નાસ—પહાણો અથવા ઇંટ, કે બટેર, ખુબ, લાલચોળ જેવુ ધખાવી. તેના ઉપર અજમો, છાશ, તેલ, છાંટી તેનો પણ નાસ લેવાય છે.

## નોખી નોખી જાતનાં બંધાણો.

૧. અજમો અને અળશીનું બંધાણુ—અજમો અળશી તથા હળદર ત્રણેને ઝીણું વાટી ખદખદાવી ( ગરમ ) કરી છાતી ઉપર ભરવું. તેના ઉપર ગોટા શેક કરવા તેથી ઉધરસ, હલકી પાડે છે. ગળગળ પાકીને નીકળી જાય છે.

૨. ભુખલીઆ થોરનું બંધાણુ—થોરને લાવી તેના ચાર ચાર આંગળના કટકા કરવા. તે કટકાની બબ્બે ચીરી કરી. વચમાળે હળદર, કાયફળ, વાટેલી મેદાલકડી ભરી કપડમટી કરી (ભરસાડ) દેવતાના ભઠ્ઠામાં દેવતાની વચગાળે મુકવો. બફાઈ રહે એટલે બહાર કાઢી છાતી ઉપર બંધાણ સુતી વખતે બાધવું તેથી છાતીમા લોહીનો થયેલો જમાવ, પવનનું ભરાવું, દુઃખાવો, ઉધરસ વિગેરે છાતીનાં દરદો મટાડી દે છે.

૩. મીઠાનુ બંધાણુ—મીઠું, સાબુ, અજમો, ત્રણે વાટી ગાડરના દુધમાં ગરમ કરવું. પેટ ઉપર એરંડીયું ચોપડી બધાણુ કરવામા આવે છે, તેથી પ્લીહા, કાળજાની ગાઠ, આંતરડાનો સોજો, તાવ, કફને તોડી નાંખે છે. ને દસ્ત સાફ આવે છે.

૪. ખોળનું બંધાણુ—તલનો ખોળ અથવા એરંડીનો ખોળ, તેની અંદર મીઠું તથા બાજરાનો લોટ નાંખી ગાડરના દુધમા ખદખદાવી બંધાણુ કરવાથી લોહીની ગાઠને વિખેરી નાંખી પેટની દીવાલોને તથા આંતરડાના વરમ, શ્વાસ, દમને સારો ફાયદો કરે છે.

૫. હાથલા થોરના પાનનું બંધાણુ—પાન લાવી તેના કાટા પાડી, ચીરી, તેમા હળદર, મેદાલકડી સીંધાલુણ ભરી તેના ઉપર કપડમટી કરી દેવતામા બાફવુ. તે બફાઇ રહે એટલે પેટ ઉપર સહેવાતું સહેવાતું બાંધી તે ઉપર ઇંટનો શેક કરવો. તેથી બરોળ, ગુલ્મ, આંતરડાંનો શોથ, લોહીના જમાવને વીખેરી નાંખે છે.

૬ કુવારનું બંધાણુ—ઉપર મુજબ ચીરી, આંબાહળદર, મેદાલકડી, સીંધાલુણ ભરી ઉપરની રીતેજ તૈયાર કરી બાંધી શેક કરવાથી ઉપર જેવાજ ફાયદા આપે છે. હઠીલા તાવ, સન્નિપાત, ગુલ્મ વિગેરેને ફાયદો કરે છે

૭ કુકડવેલનું બંધાણ.—કુકડવેલ, મીઠું, એળીઓ, અજમો સર્વે ભેગું કરી ગરમ કરી પેટ ઉપર બાંધવુ. પેટનું ચડી આવવુ, બધકુષ્ઠ, આફરો, વિગેરેને હીતકર છે.

૮ રાખનું બધાણુ—અડાયાં છાણાંની રાખ, સુવા, મીઠું, બાજરાનો લોટ, તથા એરંડીકું તેલ, ગાડરના દુધમા ખદખદાવી બાધવાથી પેટની દીવાલને નરમ કરી ઝાડા તથા ઉલટીને બંધ કરી તાવ ઉતારે છે. (આ બંધાણુ બાળકોને માટે છે)

૯ અડદનું બંધાણુ—અડદ બાફી તેમાં મીઠું, બાજરાનો લોટ, સુવા, સાબુ, અને એરંડીયું નાંખી બંધાણુ કરવામા આવે છે. અને તેથી રહેલો ભાર તથા તાવને દુર કરવામાં બહુ ઉપયોગી છે.

૧૦ એરંડીનું બંધાણુ—એરંડી અને સાબુને વાટી ગાડરનાં દુધમાં ખદખદાવી બંધાણુ કરવાથી નળબંધ વાયુ, પેટના રોગોનો સારો ફાયદો કરી તાવ ઉતારે છે.

૧૧ ભુકરવાપહાણાનું બંધાણુ—ભુકરવાપહાણાને ઝીણો બારીક ખાંડી, બાજરાનો લોટ, સુવા, અજમો, મીઠું, એરંડીઆમા મેળવી ખદખદાવી આ બંધાણુ કફજ્વર, વાતજ્વર તથા પેટની દીવાલના સોજાને મટાડી આરામ કરે છે

૧૨ તાંદળજે અથવા નેવળીનુ બંધાણુ—ગાયના મુત્રમા બાફી પેટ ઉપર બાંધવાથી પેટની ગાંઠને ગાળી દે છે અને દસ્ત સાફ આવે છે. અપૂર્ણ.

# सुक्ष्मीक जंतु-बॅक्टरीआ.

(અનુસંધાન ગતાંકથી.)

(આર્યવૈદ્ય ભયારામ સુંદરજી જેતપુર.)

**ટયુબરક્યુલર બેસીલસ;** ક્ષયના રોગમાં જોવામાં આવે છે. કંઠમાળ, ક્ષય, હાડગળીર તથા ટયુબરકલના બીજા ઘણા રોગ છે, અને તે સઘળાનું કારણ આ બેસીલસ છે એમ ડોકતર કોખે સુક્ષ્મીક જંતુઓની શોધખોળના અખતરા કરીને સાબીત કરેલું છે. આ બેસીલસને જુદા પાડી તેને શરીરની બહાર ઉછેરીને તેની વૃદ્ધિ કરી તેને ડુક્કર વિગેરે પ્રાણીના શરીરમાં દાખલ કરવાથી તે વડે ક્ષય અગર ટયુબરકલના સર્વ ચિન્હની ઉત્પત્તિ થાય છે, અને એ પ્રાણીના શરીરના દરેક ભાગમાં એ જાતના સુક્ષ્મીક જંતુઓ પુષ્કળ મળી આવે છે. અને તે સુક્ષ્મીક જંતુના બીજ એટલાં જોરાવર હોય છે કે તે, તેના ક્ષયના દરદીના બડખા (કફ) ને સુંકે સાચવી નાશ કરવામાં ન આવે અને તેમને જ્યાં ને ત્યાં ઘર, બજાર ને શેરી આદિમાં થુંકવામાં આવે અને તે સુકાયને તેના રજકણ હવામાં ઉડવાથી ક્ષય લાગુ પડવાને લાયક મનુષ્યના શ્વાસો-ચ્છવાસ મારફતે તેના ફેફસા વિગેરેમાં પ્રવેશ થવા પામે તો તે ત્યાં ઉછરી ઘર કરી વૃદ્ધિ પામે છે અને પ્રાણઘાતક ક્ષયરોગ લાગુ થાય છે આમ સાબીત થવાથી સુધરેલા દેશોમાં મનુષ્ય માત્રને જ્યાં ત્યાં થુંકવા માટેની મનાઇના કાયદા ઘડાવામાં આવેલા છે અને તેમજ આ દેશમાં પણ થવાની જરૂર છે.

ગળતકુષ્ટ **(લેપ્રોસી)** રોગનું કારણ પણ એક પ્રકારનો બેસીલસ છે, એમ સિદ્ધ થયું છે, અને તેનો ચેપ સસલાના શરીરમાં દાખલ કરવાથી અગર માખી મારફત શરીર ઉપરના ઝાળામાં દાખલ થવાથી તેના શરીરમાં સોજાઇને વૃદ્ધિ પામી એ રોગનાં ચિન્હ ઉત્પન્ન થતાં જોવામાં આવે છે. હજુ આ જંતુની વૃદ્ધિ શરીર બહાર હજી સુધી કરી શકાઇ નથી.

આવી સત્યસિદ્ધ આ વિદ્યાના જમાનાની વૈદકીય શોધ આટલેથી અટકી નથી, પરંતુ નિત્ય પ્રત્યે આગળ અધિક પુરવાર થએ જાય છે. અને એથી આવા સુક્ષ્મીક જંતુઓથી ઉત્પન્ન થતા રોગના અટકાવ અને ઇલાજને માટે વિદ્વાન ડોકટરોની શોધખોળ નિત્ય જારીજ છે અને હમણાં સુધીમાં જે પરિણામ આવેલું છે તે ઉપરથી એવા મોટા ભયંકર રોગો માણસના કબજામાં આવશે એમ ભરૂસો રહે છે.

શીળાનો રોગ પણ એક પ્રકારના ખાસ સુક્ષ્મ જંતુથી થાય છે. ડાકટર જેનરે તેની કરેલી શોધવડે ગૌશીતળાના ચેપથી શીળા હાથ ઉપર ટાંકવામાં આવે છે, એટલે પછી તે ઘણાંખરાં મનુષ્યને સ્વભાવિક શીળી (બળીયા કાકા) નિકળતા નથી એમ સિદ્ધ થયું છે. આ શોધને અનુસરીનેજ આધુનિક જંતુ વિજ્ઞાનનો શોધ આગળ વધ્યે જાય છે. તેના પ્રકાર નીચે મુજબ છે —

૧. જે જંતુથી રોગ થતો હોય તે શરીરમાં દાખલ થઇ એકજવાર તે રોગ ઉત્પન્ન થાય તો તે જંતુ તે શરીર પર ફરી અસર કરતા નથી. ઉદાહરણ—જેમકે શીળી, ઓરી, રાતો તાવ ગુબાડા, રગીયું, કુકડીઆ ખાસી (મોટી ઉધરસ) વિગેરે આ પ્રકારના સુક્ષ્મજંતુજન્ય રોગ છે.

૨. તે જંતુ કે તેનું વિષ (Toxin) નો એટલો જથ્થો શરીરને વિકારી નિવડે, તેથી ઘણોજ સુક્ષ્મ ભાગ થોડે થોડે અંતરે શરીરમાં દાખલ કરવાથી ને નિત્ય પ્રત્યે કાંઇ વધારવાથી તે વિષની ટેવ (આવરો) પડી જાય છે અને પછી મોટા જથ્થામાં તે વિષ શરીરને નુકશાન કરતું નથી. ઉદાહરણ—જેમકે અફીણ, સર્પવિષ, અર્કવિષ, અને બીજા અમુક ઝેરી તાવ વિષે, તેમ બને છે. આજ ધોરણે સર્પવિષ માટે તેનાજ વિષમાંથી ઘોડામાં બનાવેલું એન્ટીવીનીન તથા હડકવા માટે હાયપોડરમીક ગીરીંજ (ત્વચા વાટે તેના તેજ વિષ નિવારણની પિચકારી) નંખાયછે.

૪. જે જાતના સૂક્ષ્મીક જંતુના સંબંધનુંજ પ્રવાહી હોય તેને તે જંતુનું પ્રવાહિ વિષ (Toxin) કહેવામાં આવે છે તે ખાસ એ જંતુથી વેગળું કરી જો તે પ્રવાહી શરીરમાં વજનમર દાખલ કરવામાં આવે તો પણ તે જંતુથી ઉત્પન્ન થતો ખાસ રોગ અટકે છે. પ્લેગ, ધનુર, રતવા, ડીફથીરીયા, આદિ રોગો આ પ્રમાણે અટાડાય છે એમ સિદ્ધ થયું છે.

૫. જે પ્રાણીના શરીરમાં જે જાતના સૂક્ષ્મ જંતુ અગર તે જંતુના વિષારી પ્રવાહીને દાખલ કરવામાં આવેલ હોય તે પ્રાણીની રસી (સીરમ અથવા રક્તજાત) બીજા પ્રાણીમાં માપસર દાખલ કરવામાં આવે તો તે બીજા પ્રાણીને મૂળ જંતુથી થતો રોગ અટકે છે.

આવા જણાએલા નિયમને અનુસરીને દાક્તર કાલમેન્ટે ઘોડાના લોહીમાં નાનો અલ્પ વજનથી મોટા-વજન સુધી સર્પવિષ દાખલ કર્યે જાય, ત્યારબાદ તે ઘોડાના રક્ત મધ્યેનું રક્તજાત (સીરમ) નોખું પાડી તેને જુજ ગરમીવડે શુષ્ક બનાવી સર્પ વિષ નિવારક એન્ટીવીનીન નામની દવા સિદ્ધ કરેલી છે. અને તે વિદ્વાન દાક્તરી મંડળમાં મુકરર (હોસ્પીટલ) કરેલી છે. અને સર્પદંશ થએલા મનુષ્યના લોહી નમમાં ત્વચાની પિચકારી (હાઇપોડરમીક સીરીંજ) વડે દાખલ કરવાથી સર્પદંશ થએલા મનુષ્યોનો બચાવ થાય છે. આ પ્રમાણે અમુક પ્રકારના રોગોને માટે વિદ્વાન ડાક્ટરોમાં શોધખોળ ચાલે છે અને તેનાં પરિણામ મનુષ્યના લાભમાંજ આવશે.

અથર્વવેદમાં વર્ણવેલા અને તે મુજબ પશ્ચિમ દેશોના વૈદ્યોને આ કાળમાં જાણવામાં આવેલા સૂક્ષ્મીક જંતુઓનો આવો વૈદ્યક વિષય બહુજ ગહન છે અને આ અદ્‌ભુત શોધથી મનુષ્ય જાતને મહાન ફાયદા થવાનો સંભવ છે. એથી ઘણા વિકટ રોગોથી મુક્ત થવાય એમ દિસવા લાગ્યું છે

કેટલાક રોગ અમુક પ્રાણીને વિશેષ કરીને થાય છે, અને તે અમુક પ્રાણીને થતા નથી. જેમકે સર્પ વિષ માણસ અને ઢોરનો જીવ લે છે અને નોળીઆને તેની કશી અસર થતી નથી. ધનુરનો રોગ માણસ તથા ઘોડાને પ્રાણઘાતક છે પણ તે કુકડાને થતો નથી પાડું ઉંદર તથા કોળ (ઘુસ ઉંદર)ને થાય છે પણ કબુતર અને કુકડાને થતું નથી. થોર ને આકડાનું વિષ મનુષ્યને અસર કરે છે પણ બકરાંને તેની અસર થતી નથી. ક્ષયના જંતુ મનુષ્ય, ઘોડા ને ગાય આદિને અસર કરે છે પણ તેની બકરાંને અસર થતી નથી. મરકીના જંતુનું વિષ, ઉંદર, મનુષ્ય, અને કબુતર વિગેરેને પ્રાણઘાતક રીતે લાગુ થાય છે પણ તે કુતરાને ઘણું કરી લાગુ થતું નથી. આવા આ સૂક્ષ્મ જંતુઓના સંબંધમાં ઘણા પ્રકાર-ભેદ છે.

જગતપર અનેક પ્રકારનાં સૂક્ષ્મીકો છે, તે બધાં કાંઇ રોગકારી નથી તેમાંનાં અમુક તો લોકોપયોગી કાર્યો પણ બજાવે છે ઉદાહરણ-જેમકે દુધનું દહીં બનવું દ્રાક્ષ આદિ મિષ્ટ વનસ્પતી રસનો વાઇન અને સુરકો બનવો, કાચાં ફુગે ને ખાટાં ફળ પાકીને મિષ્ટ થવાં ઇત્યાદિ આ નિરૂપદ્રવી અર્થાત્ લોકોપયોગી અદૃશ્ય એવાં સૂક્ષ્મીક ઉદ્ભીજ જાતનાં જંતુઓથીજ બનવા પામે છે કઠોળના છોડવા કે વેલાને જોઇતા નાઇટ્રોજન, અમોનીઆ વિગેરે તેનાં મૂળમાં જમીનમાં રહેલાં આવા પ્રકારનાં સૂક્ષ્મીકોજ પુરું પાડે છે. વિગેરે વિગેરે.

શા. વૈ. ના આધારે અનુવાદ,

---

તમાકુના ઉપયોગથી અપચાનો રોગ થાય છે. અને ખાધેલું બહુ મોડું અને અપૂર્ણ રીતે પચે છે વળી તે અપચામાં ઉપજે એવો મ્હોનો વર્ણ ઝાંખો કરે છે.

તમાકુના હડહડના વ્યસનીનો કઠોર, જાડો ખોખરો, અસ્પષ્ટ, લઘડતો, અને ખોખરો ઘાટો જેણે સાંભળ્યો હશે તેઓ દરેક જણ સાક્ષી પૂરશે જ કે તમાકુ ઘાંટાને બગાડે છે.

તમાકુને સુંઘે, ખાય કે પીએ ગમે તે રીતે વાપરે તો પણ તેના નિત્યના વ્યસનથી કોઇ કોઇ વખતે નબળાઇ કંપ અને ખોખરો ઘાંટો થાય છે.

તમાકુ સુંઘનાર અથવા ખાનારની આંખોને થોડું કે ઘણું નુકસાન ન થયું હોય એવું કે થોડું આપણે જોઇએ છીએ જર્મનીની આખી પ્રજા તંમાકુ પીતી હોવાથી ચસ્મા પહેરનારી પ્રજા તરીકે લોકમાં તે ઓળખાય છે.

# સુંદરી સાથી. (રજીસ્ટર્ડ)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે 'અકસીર' છે. સ્ત્રીઓના કોઈપણ દરદ જેવાં કે, સોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણી, ધાટી, પીળી ગળગુગળી અગર લાલ રંગની સોહી જેવી રસી વહ્યાં કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડોમાં, માથામાં અને કોઈ વખતે આખા શરીરમાં સણકા મારે,ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે, શરીર સુકાઈ ધોળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય. અશક્તિ આવે અને કામ થઈ શકે નહિ, આખો દિવસ કેડો અને માથું ફાટયા કરે, તાવ ઉધરસ, દમ ખાસી સોજા, ઉલટી, અરૂચી, માસિક અટકાવ-દસ્તાન સંબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા, કસુવાવડ, સુવારોગ વિગેરે તમામ રોગ અને આવા અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી. એકદમ મટાડી શકે છે.

આ સુંદરીસાથી બાળ, યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓના તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાસ્યને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય ,છે પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧) ત્રણ બાટલીના રૂ ૨.૪-૦ પોષ્ટ ૦-૭-૦. સુંદરીસાથીના ખાસ ગુણ.

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે વ્યાધી થવા દેતું નથી.
૨ યુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવું બનાવે છે.
૩ ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી. ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટ પ્રસવ થાય છે ૪. સુવાવડ પછી પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવુ તદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનુ ને તેની માનુ શરીર પુષ્ટ કરે છે. ૫ સો રોગ તમામ મટાડે છે. હમેશાં પીવાથી સ્ત્રી તદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. ૬. વૃદ્ધાવસ્થામાં પીવાથી શરીર પુષ્ટ અને તદુરસ્ત યુવાન જેવુ રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે. આ માટે હજારો અભિપ્રાયો મળ્યા છે ને હજારો સ્ત્રીઓ તેનો ચલુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે.

દરેક સ્ત્રીએ બાળપણથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઈએ.

સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી અરજણ લખે છે કે, 'આપના તરફથી સુંદરી સાથીની બાટલી ૬ મંગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરની તમામ શાંતિ થઈ છે. હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયાં છે. સુંદરીસાથીની દવાના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે હું તનમનથી સરટીફીકેટ આપું છું કે આવી દવા આપ ખરા ગુણવાળી ને કદરી સત્વોવાળી દવા બનાવી છે. હજુ મારા મિત્રોને ભલામણ કરું છું.

ખરવાસાથી ચેલાભાઈ ગીરજાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મેં મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

સુંબાઈથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર લખે છે કે, તમારી સુંદરીસાથીની બાટલી મોકલી તેથી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી થી મોકલશો દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

નોકોદથી મણીલાલ દ્વારકાદાસ લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદ આરામ છે માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો રોગ મટવાથી તમારા હકમાં દુવા દઈએ છીએ

ટોંક દરબાર હાઈસ્કુલના માસ્તર છગનલાલ ડાહ્યાભાઈ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયે છે, જે સ્ત્રીનું શરીર સારૂં ન હોય ને ગર્ભનો બીગાડ હોય તેને આ દવા ગુણકારક છે.

દવા દિવસમાં ત્રણ વાર અર્ધા અર્ધા ચમચો ચોખાના ધોવરામણ સાથે પીવી. ચળી કાંઈ નહિ.

કવિ કેમીકલ વર્કસ—અમદાવાદ, પાંચકુવા ચારરસ્તા ઉપર.

ધાતુગત દોષો મટાડી જીવનશક્તિ બક્ષી મગજને પુષ્ટ કરનાર.

# જીવન.

એ ખરેખર જીવનજ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ પુષ્ટ થ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વોત્ત હોવાથી આજે સર્વે કોઈના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયું છે. તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિ અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ, ન્હેજદાર અને આરોગ્યને જાણીને માટે ફાયદો બક્ષનાર છે નબળાઇ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારના દરદોમાં તેનો ગુણ અ ભવ સિદ્ધ છે. અમે બીજાઓની માફક હલકા ભારી જુદા દર ન રાખતાં માત્ર ભારે-કે જેમાં લખ્મી અ કીંમતી માત્રાઓ પડે છે તેવી એકજ જાત બનાવીએ છીએ. અને જેનો જનસમુહ છુટથી લાભ લ કે તે માટે વધુ નફો ન લેતાં ખર્ચ જોગજ તેની ૧ રતલના ડબાની કીમત રૂ.૧-૮-૦ રાખી છે. નમુ કીમત રૂ ૪-૦-૦ પોસ્ટેજ જુદું વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેન કરનારને તો તે અમૃત તુલ્ય છે. ખડરોથી કામેશ્વર નથુરામ લખે છે કે, જીવનથી ઘણો ફાયદો થયો છે

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીરસામાંજ દવાખાનું.

# અમૃત જીવન. (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ રો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે રાખ વાથી કોઇ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતા અંદરના અ પ્રકારના રોગોને માટે રામબાણ ઉપાય છે. આ દવા જો તમારી જીંદગીનો ખપ કરતા હો હં મેશ પાસે રાખજો. તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમ નો દુખાવો, બંધકોશ, નબળાઇ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, ચુંક, તાવ, દમ, દાંત બાવો, દાદર, નપુંસકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, ખરેળ, પ્લેગ, માથાનો દુ:ખાવો, મધુપ્રમેહ, ક્ષય, રત વો, વીર્ય, દેપ વાળો, સસણી, વરાધ, સંધિવા, સુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, થેળો, હીસ્ટીરી , દાંત, નાક, કાનના, દરદ સોજા, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગે ભગ તમામ દરદો મટે છે, અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લેતા થયા છે કીં. રૂ ૧.

**હરસ નાશક ગુટિકા**—આ દવા સુકા કે દુઃખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કરે છે. ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ દિ સમાં બંધ કરી દે છે. બહાર નીકળેલા ખુંટા જેવા હરસના મસાને તે 'એકદમ' બેસાડી દેઇ સ દેછે. ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી, તેમ મટયા પછી ફરી થતા નથી દસ્ત હમેશાં સાફ છે, ભૂખ કકડીને લાગે છે. અને શરીરને શક્તિ આપે છે. કી. રૂ. ૩-. અનુપાનના ડબાની કીમત ૨) બનેની કીમત રૂ. ૫-.) સાથે મલમ મફત

વિદ્યાર્થીઓની બુદ્ધિ અને યાદદાસ્તી વધારનારી દવા.

# મેમોરાઇન. (રજીસ્ટર્ડ)

તેનાથી મગજ ઉપર સારી અસર થાય છે મગજ શાંત અને સ્થિર થાય છે જ્ઞાનેંદ્રિય થાય છે. બુદ્ધિ તિવ્ર અને સહેજમાં યાદ રહી શકે તેવી થઇ યાદદાસ્ત વધે છે બાળક ભણવામાં હે અને ચાલાક થાય છે શરીર પુષ્ટ બનાવે છે. વીર્ય અને લોહીને વધારી શક્તિ આપે છે નાના વિદ્યાર્થીઓ, સ્કુલ માસ્તરો અને મગજનું કામ કરનારાઓને માટે મગજને પુષ્ટ કરનાર આ બીજુ એક પણ ઔષધ નથી ડબી ૧ ની કીંમત રૂ, ૧-૦-૦ પો. ૦-૫-૦




## સ્રીના માથાનો શણગાર.

નરમ-સુંવાળા-ચળકતા-ફરફરીઆળ
ખાસ કઈ સ્રીને યા કયા
ભરથારને નહીં ગમશે ?

એવા વાળ બનાવનારૂં એકજ
તેલ છે અને તે જગપ્રસિદ્ધ

**કામીનીઆ ઓઇલ છે.**

સ્રીના શણગારને માટે જેટલું જરૂરનું તેટલુંજ મગજમારી કરનારા પુરૂષો અને અભ્યાસી વીદ્યાર્થીઓ માટે અગત્યનું છે.

આ તેલ લગાડતાંજ તપેલું માથું ઠંડુગાર થાય છે-માથાનો દુખાવો દુર થાય છે અને ખોડાની ઘનનસત રહેતીજ નથી

ઉત્તમ વસાણાઓની બનાવટ છે-સોનાનો ચાંદ મળ્યો છે-અને આખા દેશમાં પ્રસિદ્ધ છે.

અરધા આનાની ટીકીટ મળ્યાથી નમુનો મફત મોકલવામાં આવશે.

**ધી એંગ્લો ઈંડીઅન ડ્રગ એન્ડ કેમીકલ કું.-જુમામસીદ-મુંબઈ.**

---

સેંટનો **ઓટો** રાજા

# દીલ બહાર

(રજીસ્ટર્ડ.)

પુસ્તક ૫ મું. ઓક્ટોબર સને ૧૯૧૭ અંક ૮ મો.

# ભાગ્યોદય.



વિદુષી એનીબીસેન્ટ.

અધિપતિ અને પ્રકાશક,
જેઠાલાલ દેવશંકર દવે.
અમદાવાદ

વાર્ષિક લવાજમ રૂ. ૨-૮-૦.

## વિષયાનુક્રમણિકા.



## ગ્રાહકોને સુચના.

**ગ્રાહકોને વિનંતિ**—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાનાં પોસ્ટ કાર્ડ ગયા અંકમા દરેક ગ્રાહક ઉપર મોકલવામાં આવ્યા હતા જેમાના ઘણાએ નવા ગ્રાહકો કરી મોકલ્યા છે, પણ હજુ સુધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યાં ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવો એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશે.

ભાગ્યોદયનું પાંચમુ વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયુ છે તેનું વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટના ૦-૨-૦ સાથે રૂ. ૨-૨-૦ છે. આફ્રીકા ખાતે લવાજમ શી ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતે લેવામા આવે છે અને લવાજમ માટે ભેટનુ પુસ્તક **સ્વર્ગીય-સુખ** વી પી કરી મોકલી, લવાજમ રૂ. ૨-૨-૦ વસુલ કરવામા આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી ૪ નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોધાવવુ. કારણ વી. પી. થતુંજ નથી. ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસરજ બહાર પડે છે. જેથી તે મહીનાની આખર સુધી ગર જોઇ ન મળે તો અમને લખી જણાવવુ.

ભાગ્યોદયના ગ્રાહકોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી હોવાથી પાછલા અંકો ખુટી પડે છે આ વરસે પણ માર્ચ અને એપ્રીલના અંકો ખૂટી પડયાથી નવિન ગ્રાહકોને મે માસથી જ અંકો મોકલવામા આવે છે, હવે તે પણ ખુટી જવા આવ્યા છે. માટે નવીન ગ્રાહક થવા ઇચ્છનારે તાકીદે નામ નોધાવવાં, કારણ કે પાછળથી અંકો ખુટી પડતા તે મળી શકતા નથી.

### નવીન ગ્રાહકોને રૂ. ૨. લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે ?

દર માસે ૪૦ પાનાનુ ઉતમ વાચન ઉપરાત—'સ્વર્ગીય સુખ' નામના પુસ્તક ઉપરાત

| | કીમત | ગ્રાહકોને ઓછી કીમ |
|---|---|---|
| શ્રીગરુ સંહિતા | ૫—૦—૦ | ૩—૦—૦ |
| ઘરનો વૈદ્ય | ૨—૦—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ | ૦-૧૨—૦ | ૧—૦—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ | ૦-૧૨—૦ | |
| વિનોદચંદ્ર. | ૧—૦—૦ | ૦—૮—૦ |

ઉપરના પુસ્તકો ખાસ ઓછી કીમતે મળે છે, માટે તાકીદે ગ્રાહક થઇ, મળતો લાભ મેળવો.

વ્યવસ્થાપક | ભાગ્યોદય, અમદાવાદ

ભુત ભાવિષ્ય અને વર્તમાન કાળની વાત

# ભવિષ્યવેત્તા.

( બીજી આવૃત્તિ )

યાને ભવિષ્ય જાણવાની વિદ્યા—આ નામનું પુસ્તક મગાવો. જે પુસ્તક ઉપરથી દરેક માણસ ગમે તો થોડું ભણેલો હશે તોપણ, ભવિષ્યમાં શું બનશે તે જોઇ અને જાણી શકશે. તમે તમારૂં ભવિષ્ય ને સુખ દુઃખ જાણી શકશો. ધંધામાં શું લાભ થશે ? સુખ ક્યારે મળશે ? હવે પછી કેવા દિવસોમ દહાડા જશે તે વિગેરે અનેક વાતો તમે તમારી પોતાની તેમજ પારકાની પણ જોઇ અને જાણી શકશો જન્મોતરી, વર્ષફળ ઘેર બનાવી શકશો. અને જોઇ શકશો. વારંવાર જોશીને ત્યાં ધક્કા ખાવા નહિ પડે તેમ તમે જોશો તે ખાત્રીથી જોશો તેમાં હાલના હીંદના સાયન્સ રૂપ હિંદુ, જૈન, મુસલમાની અને અંગ્રેજ ભવિષ્ય જાણવાના સાયન્સનો સમાવેશ છે. કીંમત માત્ર રૂ. ૩–પો. ૦–૪–૦

તેમાં નીચે પ્રમાણે ૪૪ પ્રકરણો છે.

પ્રા. ૧–૨–સંવત્સર, શક, માસ, અયન, રાશી, ગ્રહો, નક્ષત્રો, યોગ, કરણ, ચંદ્ર, વિગેરે જોવાની રીત. પ્રા. ૩ તે દરેકમાં કરેલા શુભા શુભ કર્મોનું ફળ, પ્રા ૪ થી ૯, ગ્રહોના ફળ, નાની મોટી પનોતી અશુભ ગ્રહો, મહાદશા, દિનદશા, વિગેરે જોવાની રીત, પ્રા–૧૦–૧૧ તમામ પ્રકારના મહુરતો જોવાની રીત, પ્રા–૧૨ લેણદેણી, તારા, નાડી, યોની, ગણ વિગેરે જોવાની રીત, પ્રા–૧૩ ચોરાયેલી વસ્તુ જડશે કે કેમ તથા તે ક્યાં ગઇ છે તે જોવાની રીત, પ્રા. ૧૪ કાર્યસિદ્ધિ માટે પ્રશ્નો જોવાની રીત, પ્રા. ૧૫ જન્મ માસ વીગેરેનુ ફળ, પ્રા. ૧૬ ગ્રહો, અને રાશી. શુભાશુભ, રૂપ, રંગ, મૈત્રી વિગેરે જોવાની રીત પ્રા. ૧૭–૧૮ જન્મોતરીની કુંડળીઓ બનાવવાની તથા જોવાની રીત. ૧ લાથી બારે ભાવનું, ગ્રહોનું રાશ વાર ફળ, દ્રષ્ટિનુ ફળ, અંગ્રેજી રીતે ફળ, પ્રા ૧૯ બારે ભાવોનું મિશ્રફળ, ભાગ્યોદય, દાસપણું, બધિરાનું, રોગ, સ્ત્રીસુખ, લગ્નનુ સુખ, પ્રજાનું સુખ, જીંદગીનું, શરીરનુ સુખ, અકસ્માત ધન પ્રાપ્તિ જશ લક્ષ્મી, વાહનનું, મકાનનું, માબાપનું, વિદ્યાનું વરનું મિત્રનું, નપુંસકપણાનું, મુસાફરીનું, વ્યાપાર ચાકરી, ધનસંપત્તિનું, સુખ દુખ ક્યારે મળે વિગેરે જોવાની રીત. પ્રા. ૨૦ ગ્રહોની દ્રષ્ટિનું ફળ, પ્રા ૨૧ સ્ત્રીની જન્મ કુંડળી ઉપરથી સ્ત્રીનું, તેના પતિનું. સધવા કે વિધવાનું, સુખ દુઃખ જોવાની રીત પ્રા. ૨૮ મુ ગર્ભાધાન બાબત, સ્ત્રી ગર્ભ ધારણ કરે કે કેમ; સ્ત્રી પુરૂષનું મૃત્યુ, ગર્ભવતીને શું જન્મશે હાથ પગ વગરનું બાળક અવતરવા બાબત. પ્રા ૨૯–જન્મ વખતે અંધારૂ હતું કે દીવો હતો વિગેરે ખાત્રી કરવાની રીત, પ્રા. ૩૦–રાજયોગ અને તેનુ ફળ, પ્રા ૩૧ થી ૩૩ નાભસ, પ્રવજ્યા, ચંદ્ર વિગેરે યોગો અને તેનું ફળ, પ્રા. ૩૪. બાળકનો રીષ્ટ યોગ જોવાની રીત, પ્રા. ૩૫–૩૬. આયુષ્ય જોવાની રીત ક્યારે કયા કારણથી મૃત્યુ થાય વિગેરે જોવાની રીત, પ્રા ૩૭–૩૮, વર્ષફળ બનાવવાની રીત. પ્રા. ૩૯ શરીરપરની રેખાઓ, નખ, તલ, મસ વિગેરે ઉપરથી ભવિષ્ય જોવાની રીત, પ્રા. ૪૦–સ્વપ્ન ઉપરથી ભવિષ્ય જાણવાની રીત પ્રા. ૪૧ મું હસ્તાક્ષરો ઉપરથી ભવિષ્યફળ, પ્રા ૪૨ મુ વરસાદ વરસશે કે કેમ ક્યારે વરસશે, અનાજના ભાવતાલની વધઘટ, સુકાળ કે દુકાળ વિગેરે જોવાની રીત પ્રા ૪૩ મું નાસિકાના સ્વર ઉપરથી ભવિષ્યની વાત જાણવાની રીત. પ્રા. ૪૪ મું રમલ શાસ્ત્ર ઉપરથી ધારેલી ઇચ્છા પુરી થશે કે કેમ, જશ મળશે કે કેમ, ધંધામાં ફાવશે કે કેમ, વિગેરે ભવિષ્યની વાત જોવાની રીત

ઉપર પ્રમાણે અનેક વિષયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. પહેલી આવૃત્તિ કરતાં આ આવૃત્તિમાં ઘણોજ સુધારો વધારો કર્યો છે. પાકું બાઇન્ડીંગ છતાં કીમત માત્ર રૂ ૩) પો. ૦–૪–૦ રાખી છે તેની પેહેલી આવૃત્તિના સંબંધમાં અનેક અભિપ્રાયો મળ્યા છે.

વૈદ ઉમીયાશંકર બાપુભાઇ સહેતા—નિરમાળીથી લખે છે કે,—આપનું ભવિષ્યવેત્તા નામે પુસ્તક જોતાં જ્યોતિષવિદ્યાના અભ્યાસી, જ્યોતિષ જોનાર બ્રાહ્મણો અને જ્યોતિષવિદ્યાને માન આપનારા દરેકપણ સજ્જનને આ પુસ્તક અતિ ઉપયોગી છે એમ મારૂં માનવુ છે.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે. તેના સંબંધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે. મોટા મોટા એમ ડી થયેલા ડૉકટરો પણ તેને વખાણે છે. તો આપણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી. આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા છે. તેમાં એવી એવી જુની શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિમાત્ય શોધોથી અંજાઇએ છીએ: પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડૉકટર, હકીમ અને વૈદ્યને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે તેમજ આરોગ્ય સાચવી શરીરને તંદુરસ્ત અને દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હમેશાં પાસે રાખવુંજ જોઇએ. આપણા આયુર્વેદમાં-દવાઓને માટે સર્વથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે. કીંમત રૂ ૫-૦-૦ પૃષ્ઠ સાતસો,જાડા ગ્લેઝ કાગળ પાકું પુઠું.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે. મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કૉલેજના પ્રીન્સીપાલ સાહેબ ડૉ પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે. પી એલ. એમ એન્ડ એસ લખે છે કે ચરક સંહિતાનું ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અતિ ઉત્તમ છે.અને દરેક વૈદ્યને એ પુસ્તક ઘરમાં રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે. કૌશિકરામભાઇ વિઘ્નહરરામભાઇ બી એ. લખે છે કે શ્રી ચરકસંહિતાનું અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડયું છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહું છુ

---

## પરસીયન નાઈટસ

—ગૃહસ્થો. અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે. અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે કીં રૂ ૧—

---

## સરવૈ, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

ત્રીજી આવૃત્તિ—આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ, વિલેજ પોલીસ એકટ, લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એકટ, ગામના ને તાલુકાના નમુના સરવાઇની રૂલ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, અફીણનો એકટ,આબકારી એકટ, મીઠાનો એકટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે કીં રૂ ૨—

---

## ઘરનો વૈદ્ય

—આ એક અતિ ઉત્તમ વૈદકનું પુસ્તક છે જેના દસ ભાગ છે તેમાં લગભગ ૫૦ )પ્રકરણો છે. જેમાં શરીરનું ને તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન,ઇંદ્રિયોનું જ્ઞાન, અને તેની ક્રિયા,વનસ્પતિ કોષ, કુદરતી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણ, અને તેના ઉપચારોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. કી. રૂ, ૨-૦-૦ પણ હાલ મંગાવનાર પાસે માત્ર ૦-૮-૦

---

## વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં, તથા કઇ દવા કયા કયા રોગ મટાડેછે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધૃતો તેલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. તે બંને ભાગ સાથે ખરીદનાર પાસેથી રૂ ૧-૦-૦

---

## વિનોદચન્દ્ર

—એક અતિ રસમય અને બોધક વાર્તા આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ,વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશીનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદ્ગુણી થયા સિવાય છુટકોજ થશે નહી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂવાંચ્યા સવાય મુકવુંજ ગમે તેમ નથી. એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનું મન થઇ આવશે કીં. રૂ. ૧

[illegible] હવે ભાગ્યોદય ઓફીસ અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મુ. અકટોમ્બર સને ૧૯૧૭, ભાદ્રપદ સંવત્ ૧૯૭૩ અંક ૮ મો.

## ब्रह्मज्योति दर्शन.



( સત્ય ધર્મ ધારે, એ લય )

બ્રહ્મ જ્યોતિ ભાળુ, સર્વ માંહિ વ્યાપી,
સ્થળ સ્થળ, જળ હળ,
સર્વ જેહના પ્રકાશે કરી સર્વ પ્રકાશે. બ્રહ્મ૦
જે અનંત ને અપાર, જેનો સર્વને આધાર,
જેની સત્તા સ્ફુર્ત્તિવડે, સર્વ આ વિકાસે. બ્રહ્મ૦
જેમાંથી આ સર્વ થયું, વર્ત્તમાને જેમાં રહ્યુ,
અંતમાં નિઃશેષ જેમાં સર્વ આ સમાશે. બ્રહ્મ૦
લય થતા આ પૃથક અહમ્, સર્વ સ્થળે બ્રહ્મ બ્રહ્મ,
ભાળતાં પ્રકાશતું, ભળાય સ્વપ્રકાશે[1]. બ્રહ્મ૦

શ્રી ઉ.



1 બ્રહ્મ દર્શન થતાં આ જે કાંઇ પ્રકાશે છે તે મારા પોતાનાજ પ્રકાશ વડે પ્રકાશ પામતું અનુભવાય છે.

## स्त्री जातिना अज्ञाननो हेतु.

( સદ્‌ગુરુ તેને શું કહે, એ લય. )

પત્ની પછી શું કરે, જો ન આપે પતિ કંઈ જ્ઞાન,
એક વેલિને લાવીને માળીએ પછી પાણી ન પાયું લેશ,
સુકાઇ તેમાં તેનો વાંક શુંરે, એનો માળી મળ્યો જ્યાં નેશ; પત્ની૦
એક પશુને બાંધ્યું બારણે, પછી પોષ્યું ન આપી ઘાસ,
પાલક થઈ તેણે વાળીયુંરે, નિજ પશુ કેરૂં સત્યાનાશ; પત્ની૦
વાઘંત્ર તો આણ્યું પછી તેને નાંખી મુક્યું ખુણા માંહ્ય,
સમય આવે રુડુ ન બોલીયુંરે, એમાં દૂષિત શું વાદ્ય ગણાય ? પત્ની૦
હાથ ઝાલીને સ્ત્રી લાવીને પછી નાંખી ઘરની માંહ્ય,
લક્ષ ન આપ્યું સુધારવારે, પછી ક્યાંથી તે સુધરી જાય; પત્ની૦
સ્ત્રી દ્વારા વિધવિધ કાર્ય કરાવવા ઇચ્છે પતિ હંમેશ,
પણ તે કાર્ય કરાવવા તણુંરે, જ્ઞાન પતિ નવ આપે લેશ. પત્ની૦
લહયે વહયે ગ્રહયે કદી, નવ મળતું સ્ત્રીને જ્ઞાન,
અકળાયા વિણ પ્રીતિ ભાવથીરે, ક્ષણક્ષણ સમજાવ્યે થાય જ્ઞાન ભાન,પત્ની૦
પામી પતિએ દીધેલ જ્ઞાનથી, મૈત્રેયી બ્રહ્મ જ્ઞાન,
સમર્થ પતિના પ્રભાવથીરે, પત્ની હણી શકે નિજ અજ્ઞાન; પત્ની૦
સંપૂર્ણ દોષ ન સ્ત્રી તણો જો હોય તેહ ગમાર,
મુખ્યત્વે સ્ત્રીના અજ્ઞાનનોરે, નિજ પુરુષને માથે છે ભાર; પત્ની૦
કરવી કુશલ નિજ પત્નીને, કાર્યમા રાખી સાથ;
કરવી નિપુણ વિધ વિધ રીતેરે, એ છે સુશીલ પતિને હાથ; પત્ની૦

શ્રી જ૦ દેવી.

---

## तत्त्वानुभव कोण करी शके छे.

( ભાળું પ્રેમે ભરેલું, એ લય. )

તેણે તત્ત્વ નિહાળ્યું,
સ્વરૂપે જેણે હૃદય સમગ્ર ઓગાળ્યું; તેણે૦
હણી ભેદ નાના, જીવપણાના, એકત્વમાં મન ઢાળ્યું,

વિવેક વિરાગનો ઉરથી સજીને, વાસનાનું બીજ બાળ્યું,
સંકલ્પ કેરા સ્ફુરણને ઉઠતું ખાળ્યું,
મિથ્યા અહંને જેણે પ્રજાળ્યું, તેણે૦
ત્વમ ઇદમ્ ટાળ્યું, જીવત્ત્વ પ્રજાળ્યું; જ્યાં માયાનું આવરણ ટાળ્યું,
તે સ્થાને એક ચૈતન્ય વિલસેલું ભાળ્યું.
સર્વાંશ તેમાં ચિત્ત પખાળ્યું; તેણે૦
નરહરિ ગુરુ કળે, મન નિજ યત્ન બળે, વિષયે જતું પાછું વાળ્યું,
ચિદ્ રવિ રશ્મિથી બાહ્યાંતર જેણે ઉજાળ્યું,
ઉપેન્દ્ર પદે રહીને શ્રદ્ધાળું; તેણે૦

શ્રી૦ ઉ૦

---

# मनुष्यनुं सामर्थ्य.

( શ્રીયુત મણીલાલ નથુભાઇ દોશી બી. એ.)

The soul of man is immortal and its future is the future of a thing whose growth and splendour has no limit.

—IDYLL OF THE WHITE LOTUS

મનુષ્યનો આત્મા અમર છે, અને તેનું ભવિષ્ય એ એવી વસ્તુનું ભવિષ્ય છે કે જેના વિકાસ અને ભવ્યતાને હદ નથી.

મનુષ્ય પોતાની મેળે જે બંધનો પોતાના ઉપર નાંખે છે, તે સિવાય બીજાં કોઇ બંધનો નથી. જ્યારે આ શબ્દો આપણે સાંભળીએ છીએ, ત્યારે આપણને આશ્ચર્ય થાય છે, અને તે કહેનારની હીંમતનાં વખાણ કર્યા વિના રહી શકતા નથી. એ શબ્દો સત્ય છે, અને જે મનુષ્ય તેનો અનુભવ કરી શકે તેનું સકળ જીવન બદલાઇ જવું જોઇએ.

આપણે બધા અનેક મર્યાદાઓથી ઘણી રીતે બંધાયેલા છીએ આપણે બધા સંજોગો, પરિસ્થિતિ, રૂઢી, દેશ, હવાપાણી આ સર્વથી ઘેરાયેલા છીએ, અને આપણું જીવન ઘડવામાં તેઓ ઘણો મોટો ભાગ ભજવે છે આ વાત ખરી છે, પણ તે ખરાં બંધનો નથી. આપણે તેમને બંધનો માની લીધાં છે, અને વખત જતાં તેઓ બંધનરૂપ થાય છે

કેટલાક મનુષ્યો અભિમાનની સાથે એમ કહેતા જણાય છે કે અમુક રિવાજ તો અમારી પેઢી દરપેઢીથી ઉતરી આવેલો છે, અને તેમાં ફેરફાર થઇ શકે નહિ.

આવા એક મનુષ્યને અમુક કામમાં ખંતથી મંડયા રહેવાને જ્યારે તેના મિત્રો તરફથી આગ્રહ કરવામાં આવ્યો, ત્યારે તેણે તદ્દન બીનકાળજીથી જવાબ આપ્યો કે, 'એ વાત બનશે નહિ. ખંતથી મંડયા રહેવાનો ગુણ અમારા કુટુંબમાં છે નહિ, અને હતો પણ નહિ. જો અમારામાં તે ગુણ હોત તો અમે ક્યારનાએ ઘણાં મોટાં કામ કરી શક્યા હોત. હું તમને આ કામ કરવાનું વચન આપી શકીશ નહિ, કારણકે ખંતથી મંડયા રહીને કામ કરવાનો મારો સ્વભાવ નથી. અમારા કુટુંબીઓ કદાપિ છેક સુધી એક કામને વળગી રહેતા નથી."

આવું કહેનારા અને તેના કુટુંબીજનો આ

પ્રમાણે પોતે ઉભી કરેલી મર્યાદાઓથી બંધાયેલા હતા. તેઓ પોતાની દુ:ખદ સ્થિતિમાં પડી રહેવાને ખુશી હતા. આ મર્યાદા તેમની પોતાની કરેલી હતી. તેઓ તેને ઉત્તેજન આપતા, એટલું જ નહિ પણ તેને વાસ્તે ખોટો ગર્વ લેતા હતા. પ્રબળ આત્માઓ આવી કૌટુમ્બિક વારસામા ઉતરી આવેલી ગણાતી-ખામીને કદાપિ આધીન થાય નહિ. જો મનુષ્ય પોતાનુ સંકલ્પબળ અજમાવે, તો ખતથી કામ કેમ નક્કી શકાય? પણ મનુષ્યને પોતાના બળનું ભાન નથી, અને તેથી પોતાને તે મર્યાદાથી બંધાયેલો ગણે છે

એક પુત્રી અને તેની માને સખત કજીઓ થયો. જ્યારે તે માતા વૃદ્ધ અને નબળી થઇ ત્યારે તે માએ પોતાની પુત્રી જોડે સમાધાન કરવા ઇચ્છયું, પણ તે પુત્રીએ તેમ કરવા ના પાડી બન્નેના સામાન્ય મિત્રે તેમની વચ્ચે ફરીથી સ્નેહ કરાવવા પ્રયત્ન કર્યો, પણ તે પુત્રીએ શાંત ચિત્તે જવાબ વાળ્યો "અમારા કુટુંબમા અમે કોઇને ક્ષમા આપતા નથી. મારા બાપ કદાપિ પોતાનુ અપમાન ભૂલી જતા નહતા કે તેની ક્ષમા માગતા નહતા, અને હું પણ તેનીજ પુત્રી છુ"

આ પ્રમાણે મર્યાદા ઉત્પન્ન કરવાથી આપણે આપણી અંદર કાર્ય કરી રહેલી અને પ્રકટ થવા યત્ન કરતી પ્રભુની શક્તિના કામમા અંતરાય ઉભી કરીએ છીએ આપણે પ્રભુ પાસે દરરોજ પ્રાર્થના કરીએ છીએ કે "હે પ્રભો! હું સર્વ જીવના મારા તરફના અપરાધની ક્ષમા આપું છુ અને તમે મારા પાપની ક્ષમા આપો" આ પ્રમાણે પ્રાર્થના કરવી અને પછી બીજાને ક્ષમા આપવાની ના પાડવી એ આપણી પ્રતિજ્ઞાની વિરૂદ્ધ છે.

મનુષ્યો આત્મપ્રભુ પાસે બહુજ થોડુ માગે છે, અને તેમને મળે છે પણ થોડું. આનુ થોડુ માગવાનું કારણ એ છે કે પોતાના ખરા સામર્થ્યની-પોતામા રહેલા અદ્ભુત બળ અને શક્તિઓની સામાન્ય મનુષ્યોને ખબર નથી

એક દિવસ મે મનુષ્યોના ટોળેટોળાને એક બાજુએ જતા જોયા. તેઓ બધા કાંઇ વસ્તુની [illegible]

મેં તેમાંના એકને પૂછયું "તમે બધા શાની રાહ જુઓ છો?" જવાબ મળ્યો કે અમે બધા એક અતિશય સુંદર દ્રશ્ય જોવાની ઉત્કંઠા રાખીએ છીએ.

આ ટોળાના લોકોની ગંભીરતા અને શાંતતા જોઇ મારા મનમાં પણ તે અદ્ભુત દ્રશ્યની જીજ્ઞાસા ઉત્પન્ન થઇ તરતજ એક મોટા ભૂંગળામાં લોકો એક પછી એક વારા પ્રમાણે દાખલ થવા લાગ્યા તે ભુંગળું પ્રારંભમાં બહુ મોટું હતું, પણ આગળ જતાં નાનુ નાનું થતું જતું હતું. જ્યારે મારો વારો આવ્યો ત્યારે હું પણ તેમાં દાખલ થયો અને ધીમે ધીમે આગળ વધવા લાગ્યો, છેવટે હુ તે ભૂંગળાના બીજે છેડે આવેલા એક નાના જાળીઆ સમુખ આવી પહોચ્યો. મને તે વખતે ભય લાગવા માંડયો, મારી આંખો બંધ થઇ, હું હાંફવા લાગ્યો અને મારી નાડી ત્વરાથી ધબકવા લાગી. તે દ્રશ્ય ખરેખર અદ્ભુત હતું, પણ તે જાળીઉં એટલું બધુ નાનું હતું કે તે દ્રશ્ય દેખાવતી ખરી ખુબી મારા જોવામા આવી શકી નહિ. ચારે બાજુએ મે જોવાને ઘણા પ્રયત્ન કર્યા, પણ તે જાળીઉં હદવાળુ હોવાથી અનહદ આકારના દેખાવો મારી દ્રષ્ટિમાં આવ્યા નહિ આખરે હું થાક્યો, કંટાળ્યો, નિરાશ થયો, અને તે ભૂંગળાની બહાર ઉદાસ ચહેરે નીકળ્યો તે ભૂંગળામાંથી બહાર નીકળતા અને તેમા દાખલ થતા ઘણા લોકો મારી નજરે પડયા, તેઓ બધા પોતાની પરિસ્થિતિથી સંતુષ્ટ હતા. તેઓ તે જાળીઆ દ્વારા મળતા દ્રશ્યથી સુખી હતા

એક પ્રસન્ન વદનનો ભવ્ય પુરૂષ જે તે ભૂંગળાની બહાર ઉભો ઉભો આ બધો દેખાવ જોઇ રહ્યો હતો, તેણે મારૂ કરમાયેલુ મુખ જોઈ, ઉંચે જોયું અને, મને પણ ઉંચે જોવા સૂચના કરી. તરતજ મે તેની આજ્ઞા સ્વીકારી, ઉંચે દ્રષ્ટિ ફેરવી અને અવર્ણનીય સુંદર દ્રશ્ય જોવામા આવ્યુ આ ભુંગળું અને જાળીઉં એ મનુષ્યાની રચેલી મર્યાદાઓ હતી પ્રભુની અપરિમિત સૌંદર્યતાઓ ચારે બાજુએ વિસ્તરેલી પડેલી છે તે જોતાં મારા આનંદનો પાર રહ્યો નથી મને લાગ્યુ કે આ [illegible]

મેં તેમને ખાટા પાડીને ઉંચે અવલોકવાને અવિનય કર્યું, પણ તેઓ તો મારા કથનપર બીલકુલ લક્ષ નહિ આપતા તે ખૂણાંમાંજ દાખલ થવા લાગ્યા. તેવામાં હું જાગી ઉઠયો-પ્રિયવાચક ! ઉપરનું માત્ર સ્વપ્ન હતું, પણ તેમાં ગંભીર રહસ્ય રહેલું છે, તેપર શાંત ચિત્તે વિચાર કરજે.

આપણી મર્યાદાઓ એને મર્યાદારૂપે નહિ ગણતા અડચણો રૂપે ગણવી જોઇએ, અને અજબુત આત્માઓ અડચણોને પોતાની શક્તિ બતાવવાના પ્રસંગરૂપ ગણે છે. અડચણો ઓળંગવામાં, તેમની સામે થવામાં, અને તેમના પર વિજય મેળવવામાંજ આત્માનું સામર્થ્ય પ્રકટ થાય છે. દુ:ખો અને અડચણો એ પ્રભુના કૃપા આશીર્વાદો છે, એ કથન અક્ષરસઃ સત્ય છે, કારણકે તેમના પર જય પ્રાપ્ત કરવામાં આપણા ઉચ્ચ ગુણો બહાર તરી આવે છે જે મનુષ્યો કેવળ ધન કમાવામાંજ પુરૂષાર્થની સમાપ્તિ માને છે, અને આત્મા સંબંધી વાતો તરફ તદ્દન દુર્લક્ષ કરે છે, તેઓ પણ તે ધન પ્રાપ્તિમાં દૃઢ નિશ્ચય, સંકલ્પ બળ અને ખંત વગેરે ગુણો ખીલવે છે. જે મનુષ્યો પોતાની નિર્ધન અવસ્થાથી સંતુષ્ટ થઇ તે દશામાં બરગડતાં પડી રહે છે, અને પોતાની નિર્બળતાને લીધે બીજાઓને ભારરૂપ થાય છે, તેના કરતાં તેવાજ સંયોગોમાં પડેલો પણ પોતાના પુરૂષાર્થવી ધન કમાવવામાં પણ પ્રયત્ન કરનાર મનુષ્ય વધારે વખાણ કરવા લાયક છે આ બન્ને પ્રકારના મનુષ્યો અનુકરણ કરવા લાયક કે સ્તુતિપાત્ર છે, એમ કહેવાનો આશય નથી. એક મનુષ્ય પોતાનો લોભ સંતોષવાને બધા નીતિના નિયમો અને આત્માના ગુણોનો પણ ભોગ આપે છે, અને બીજો ખૂણામાં ઉભો રહી ધનતરફ નજર કરે છે, પર્વતની ઉંચાઇ જોઇ નિશ્વાસ નાખે છે, અને પ્રયત્ન કરવો તજી દે છે. ખરેખરા મહાપુરૂષોની કોટિમાં આ બેમાંથી એકનો પણ સમાવેશ થતો નથી.

દરેક વિચારવંત પુરૂષ કબુલ કર્યા વિના રહેશે નહિ કે જેમ આપણે બદલાઇએ છીએ, તેમ આપણા સંયોગો બદલાય છે. આપણી અંદર રહેલા પ્રભુના દિવ્ય અંશને ઓળખાવતાં આપણે શીખ્યા નથી, તેથી આપણે સંયોગોના ગુલામ બન્યા છીએ. વીર આત્માઓ સંયોગોને સ્વાધીન થવામાં નહિ પણ તેના પર જીત મેળવવામાં પોતાનો સંકલ્પબળ વાપરે છે, છતાં વીર આત્માઓનું બળ શરીરબળમાં નહિ પણ નમ્રતામાં રહેલું છે. શું નમ્રતા કરતાં જોર જુલમમાં વધારે બળ રહેલું છે ? દેશ કે ધર્મને ખાતર પોતાના શરીરનો ભોગ આપનાર કે તેમને મરણની સજા કરનાર બન્નેમાં વધારે વિજયી કોણ ? પ્રથમ દૃષ્ટિએ તો એમ લાગે કે સ્વદેશાભિમાની અને ધર્મપ્રેમી મરણ પામ્યા. પણ તેઓએ તે મરણને વિજયરૂપમાં ફેરવી નાખ્યું. તેઓએ તે દેશતરફથી પ્રભુ તરફની અથવા સત્ય તરફની પોતાની અચળ ભક્તિનો પુરાવો આ રીતે જગતને પુરો પાડયો છે.

આપણામાંથી ઘણા ખરા પ્રભુ પાસે સેવા કરવાની વિશેષ તકો માગીએ છીએ, પણ જ્યારે તે માગણીના જવાબરૂપે કેટલીક અડચણો આવે છે, ત્યારે તે અડચણો પણ ઉમદા તકો છે, એ આપણે જોઇ શકતા નથી અને તેથી તે અડચણોને તાબે થઇ બડબડવા લાગીએ છીએ.

જે મનુષ્ય કેવળ બહારની અનુકૂળ પરિસ્થિતિમાંજ રહેવા ઇચ્છતો હોય તે હજુ બળહીન છે, અને તેના આત્માનો અવાજ કદાપિ બોલી શકે નહિ. કારણકે ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે આ આત્માનો બળહીનથી અનુભવ થઇ શકે નહિ જેને મોજશોખ, વૈભવ પ્રિય છે, જે સખ્ત કામથી ડરે છે, અને કોઇ પણ જાતના પ્રતિકૂલ પ્રસંગોના નામ માત્રથી ગભરાય છે, તે હજુ સ્વાર્થનો કીડો છે. તે સ્વાર્થી લાલચોનો ગુલામ છે. જેના જીવનમાં અનેક પ્રકારની મુશીબતો સંકટો અને અડચણો ઉભાં થાય છે, તે મનુષ્ય આરામખુરશીપર પડી રહેનાર ધનાઢ્ય કરતાં વધારે સુખી છે. કારણકે તે મુશીબતો, સંકટો અને અડચણોપર વિજય મેળવવામાં તેના જે ગુણો ખીલે છે, તેની કીંમત કરોડો રૂપીઆથી થઇ શકે તેમ નથી.

મહાપુરૂષોના ચરિત્રો વાંચતા એક ગુણ આપણું ખાસ ધ્યાન ખેંચે છે. તે તેમનો આત્મવિશ્વાસ છે કોલંબસમાં તે ગુણ હતો, નેપોલીયનમાં તે ગુણ ઘણી ઉંચી હદે પહોંચેલો હતો.

હું અમર આત્મા છુ, અને મારામા અનંતબળ તિરોહિત છે, એ ભાવ ભૂલી મનુષ્ય પોતાને પોતાનાં શરીરરૂપ ગણે છે, અને કહેવા લાગી જાય છે કે હું ભુખ્યો છું, મને થાક લાગ્યો; મને આ ગમે છે, મને આ રુચતું નથી, હું એમ વિચારૂં છુ, મારી માન્યતા આવી છે, વગેરે; ખરી રીતે તેણે કહેવું જોઇએ કે મારૂં સ્થુલ શરીર ભુખ્યુ છે, મારા સ્થુલ શરીરને થાક લાગ્યો છે, મારા વાસના શરીરને આ ગમે છે, મારા વાસના શરીરને આ રુચતું નથી. મારૂં માનસિક શરીર એમ વિચારે છે, મારા મનની માન્યતા આવી છે. આવી રીતે પોતાનાં ત્રણ શરીરોથી પોતાને ભિન્ન ગણવાનો મનુષ્ય અભ્યાસ પાડે અને તે પ્રમાણે વર્તવાને પ્રયત્ન કરે તો તે ત્રણ શરીરનીપર રહેલા આત્માની કાંઇક ઝાંખી થવા લાગે, અને તેજ વખતે તેને પોતાના સામર્થ્યનો પણ વિશ્વાસ આવે ડિસેમ્બર મીસીસ બેસન્ટ લખે છે કે Have faith in the ultimate triumph of the evolution of the soul within you, wich nothing can finally frustrate. "તમારા આત્માના વિકાસના છેવટના વિજયમાં શ્રદ્ધા રાખો. કારણ કે તેમા અંતે કોઇપણ વિઘ્ન નાખી શકશે નહિ." ઘણીવાર કસોટીના પ્રસંગે આ પણી શ્રદ્ધા ડગી જાય છે, આપણે પ્રભુના અંશ છીએ, એ વાતનું વિસ્મરણ થાય છે, અને આપણે મનુષ્ય સ્વભાવમાં માલમ પડતી નિર્બળતાને વશ થઇએ છીએ. શરીરબળ કરતાં મનોબળ વધારે સામર્થ્યવાન્ છે, અને મનોબળ કરતાં હૃદયબળ વધારે મહત્તાવાળું છે, અને આ ત્રણે બળ કરતાં આત્મબળ ઘણુંજ ચઢીઆતું છે. સત્યના આગ્રહીઓ સામાન્ય જીવનયુદ્ધમાં પણ હૃદયબળ અને આત્મબળથી લડે છે, અને મોટામા મોટા વિજયો પ્રાપ્ત કરે છે. માટે આત્મબળની કિંમત સમજી તે ખીલવવા મથવું એજ આ લેખનું તાત્પર્ય છે.

---

# जैनतत्व—मीमांसा.

( લેખક શ્રી. કન્નોમલ એમ. એ. )

થોડાં વર્ષ પહેલા જૈન ધર્મની બાબતમાં અગાઉના વિદ્વાન મહાશયોની એવી માન્યતા હતી કે, આ ધર્મ બૌધ—ધર્મની એક શાખા છે. એટલે એની પાછીનો છે કારણ કે જૈન અને બૌધ મતના સિદ્ધાન્તોમાં ઘણો ફરક છે, પરંતુ જૈન ધર્મનાં પુસ્તકો છપાવાથી, એનો બીજી ભાષાઓમાં અનુવાદ થવાથી અથવા પુરેપુરા તત્વજ્ઞાની મહાશયોએ તેનુ સંશોધન કરવાથી સારી રીતે માનવામાં આવે છે કે, ભારતવર્ષના જૂના ધર્મ સંપ્રદાયોમાં જૈન ધર્મ મુખ્ય છે, અને બૌધ ધર્મની પહેલાથી ચાલ્યો આવે છે. બૌદ્ધ ધર્મમા તો "અહિંસા પરમો ધર્મઃ" માત્ર કહેવાનુંજ છે, પણ જૈન ધર્મમાં તો તે મૂળ આધારરૂપ છે. જૈન ધર્માનુસારી તેને અનુસરીનેજ વર્તે છે. જ્ઞાન ધર્મ અને કર્મ એ ત્રણ વિષયમા સબંધ રાખવાવાળી મીમાંસા જૈન ધર્મમાંથી મળી આવે છે, અને દરેક બાબતનું સ્પષ્ટિકરણ પૂર્ણ રીતે ભારે વિદ્વતાથી કર્યું છે. જૈન ધર્મની મીમાંસા બહુ વિલક્ષણ છે. જે મહાશયોએ આર્યોની તત્વમીમાંસા અથવા પાશ્ચાત દર્શનશાસ્ત્ર વાંચેલ છે, અને જે દાર્શનિક વિષયોમાં પ્રેમ રાખે છે, તેમણે જૈન તત્વ મીમાંસાથી પણ પરિચિત થવુ જોઇએ આ લેખમાં જૈનતત્વ મીમાંસાના મોટા મોટા સિદ્ધાન્ત જણાવામા આવે છે

જૈન મીમાંસામાં મૂળ આધાર રૂપ ૯ તત્વ છે—જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બન્ધ અને મોક્ષ. પુણ્ય અને પાપને બન્ધતત્વ કે અન્તર્ગત ગણી સાત તત્વ પણ માનવામાં આવે છે.

## જીવતત્ત્વ.

જીવનું મુખ્ય લક્ષણ ચૈતન્ય છે. સંસારમાં જીવ સ્થિતિ છ પ્રકારે છે—પૃથ્વીકાય, અપ્કાય, તેઉકાય, વાયુકાય, વનસ્પતિકાય અને ત્રસકાય. જે પૃથ્વી ( માટી ) દેખાય છે, અને જેને બીજા મતવાળાઓ જડ પદાર્થ માને છે, તે જૈનોની દ્રષ્ટિમાં અસંખ્ય જીવોના શરીરનો એક પિણ્ડ છે. એ જીવ સમયે સમયે ઉત્પન્ન થાય છે અને મરે છે. એટલે પૃથિવી પ્રવાહ—રૂપથી અનાદિ અને અનન્ત છે. એવું કદી ન બની શકે કે આખી પૃથિવી નષ્ટ થઇ જાય, કારણ કે અસંખ્ય જીવ, જેના શરીરથી તે બની છે, અનાદિ કાળથી ઉત્પન્ન થાય છે અને મરે છે, અને અનન્તકાળ સુધી એ પ્રમાણે ચાલ્યું જશે. પૃથિવીકાયનો જીવ કેવળ એક સ્પર્શ ઇન્દ્રિય રાખે છે અને બીજી ઇંદ્રિઓ નથી હોતી.

જે પ્રમાણે પૃથિવીકાય અસંખ્ય એકેન્દ્રિ જીવોના શરીરનો એક પિણ્ડ છે તે પ્રમાણે જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાય પણ એવાં જીવોના શરીરનો પિણ્ડ છે. તે પણ જડ વસ્તુ નથી.

બીજા મતવાળાઓએ પૃથિવી, જલ, તેજ અને વાયુને પાંચ તત્ત્વો તરીકે માનેલ છે તેમણે વનસ્પતિને પૃથિવીતત્ત્વમા સામેલ કરેલ છે, પરન્તુ જૈન મતનો એ સિદ્ધાન્ત નથી. તેઓ એ પાંચ તત્ત્વને જીવમય માને છે અને એ પ્રમાણે તેમના ધર્મનું સ્પષ્ટિકરણ પણ તેમણે કરેલ છે.

જો કે એ ચર્ચા કરવામાં આવે છે કે જ્યારે પૃથિવી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ સર્વ જીવ—સમૂહનો પિંડ છે, ત્યારે સંસારમા કોઇ પદાર્થ જડ નહિ હોય, તો તેનું સમાધાન આગળ અજીવ સંબંધી વિવેચન વાંચવાથી થશે. પરન્તુ અહિં એટલું કહેવું આવશ્યક છે કે, જે પૃથિવીકાયના જીવ છે તે બીજી કાયાના જીવોના આઘાતથી નષ્ટ થઇ શકે છે, અને પૃથિવીના જે ભાગમા એ જીવ નષ્ટ થઇ ગયો હશે તે ભાગ જીવ રહિત કહેવાશે, અર્થાત્ પૃથિવી—જીવોની દ્રષ્ટિથી તે ભાગ જડ માનવામા આવશે. દાખલા તરીકે, પૃથિવીના એક ભાગમાં અગ્નિ લાગી તો તે ભાગના પૃથિવીજીવ મરી ગયા. એટલે તે ભાગ અચેત પૃથિવી રહ્યો. આ દશામાં તે ભાગને જડ કહી શકે છે. દાખલા તરીકે નદીની રેતી પણ અચેત—કાય છે આ પ્રમાણે જલ, તેજ, વાયુ, વનસ્પતિ આદિ કાયાના વિષયને પણ સમજવો.

હવે જીવના છઠ્ઠા રૂપ ત્રસકાયનો વિચાર કરીએ ત્રસ જીવોમાં હાલવા—ચાલવાની શક્તિ છે. પહેલા પાચ પ્રકારના જીવ, જેનું વિવેચન થઇ ગયેલ છે, માત્ર એકેન્દ્રિય છે; પરન્તુ ત્રસકાયના જીવ બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના હોય છે અર્થાત્ કોઇ જીવ બે ઇન્દ્રિય, શરીર અને મુખ પણ રાખે છે, જેવાં કે પાણીના કીડા, આટાના કીડા,-ઘુન-ઇત્યાદિ કોઇ જીવ શરીર મુખ અને નાક એ ત્રણ ઇન્દ્રિય રાખે છે; જેવાં કે ડાંસ, મચ્છર, જૂ ઇત્યાદિ. કોઇ જીવ શરીર, મુખ, નાક અને નેત્ર એ ચાર ઇન્દ્રિય રાખે છે; જેવાં કે, તીડ, માખી ઇત્યાદિ કોઇ જીવ શરીર, મુખ, નાક, કાન અને નેત્ર એ પાંચ ઇન્દ્રિય રાખે છે, જેવાં કે દેવતા, મનુષ્ય, પશુ વગેરે.

પચેન્દ્રિ જીવ સર્વ જીવોમાં ઉંચી પદ્દીના છે. એમાં પાંચે ઇંદ્રિઓ ધર્મ-સ્પર્શ કરવો, સ્વાદ લેવો, સુંઘવું, સાંભળવું અને દેખવું હોય છે.

પચેન્દ્રિ જીવોની ચાર જાત છે—દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકી.

દેવયોનિ પણ ચાર પ્રકારની છે—ભવનપતિ, વ્યન્તર, જ્યોતિષી અને વૈમાનિક ભવનપતિ અને વ્યંતર જાતિના દેવતાઓનું નિવાસસ્થાન પૃથ્વી જ છે. જ્યોતિષી દેવતા—જેવા કે સૂર્ય, ચંદ્ર, નક્ષત્રાદિ—આકાશ-મંડળમાં રહે છે. વૈમાનિક દેવતાઓનુ નિવાસસ્થાન આકાશ-મંડળથી પણ અસંખ્ય કોડ યોજન ઉપર છે. વૈમાનિક દેવોથી છેલ્લું અને સર્વથી ઉંચા વિમાનનું નામ સર્વાર્થસિદ્ધ છે. તેથી પણ બાર યોજન ઉપર સિદ્ધસ્થાન ( મુક્તિ શિલા ) છે, જ્યાં સર્વ કર્મથી રહિત જીવ, અર્થાત્ સિદ્ધપદને પ્રાપ્ત કરનાર આત્મા શુદ્ધ જ્યોતિ:મય રૂપમા રહે છે. તેની ઉપર અનન્તા અલોક છે. તે આકાશ માત્ર છે. તેમાં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, જીવાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલદ્રવ્ય, ( જેનું વર્ણન આગળ કરવામાં આવશે ) નથી. અલોકમાં ગતિ-

સહાયક ધર્મ નહિ હોવાથી જડ અને ચેતન બન્નેમાંથી કોઇની પણ ગતિ થઇ નથી, અને થશે પણ નહિ.

મનુષ્ય જાતિમાં સ્ત્રી, પુરૂષ, બાળક સર્વ સામેલ છે. તિર્યંચ જાતિ ત્રણ ભાગમા વહેંચાયલ છે—૧ જલચર, અર્થાત્ પાણીમા રહેવાવાળા મત્સ્યાદિ પ્રાણી, ૨ સ્થલચર, અર્થાત્ જમીન ઉપર હાલતા ચાલતા ગાય, ભેંસ, ઘોડા આદિ પશુ; અને ૩. નભશ્ચર, અર્થાત્ આકાશમાં ઉડતા પક્ષી.

નરક જાતિ એ છે કે જેમા, મનુષ્યાદિ યોનિમા કરેલ પાપાચરણોનુ ઘોર દુઃખદાયક ફળ મળે છે એ નરક-વાસિઓને રહેવાનું સ્થાન અધોલોકની સાત પૃથ્વીઓ છે, જે સાત નરકોના નામથી બોલાય છે

જીવ-વિચારમા એ પણ લખવુ જરૂરનું છે કે, આ સર્વ પ્રકારના જીવ પોતાના વિચાર અને કર્તવ્યાનુસાર શુભાશુભ કર્મ દરેક પળે ગ્રહણ કરે છે અને ત્યાગે છે તે ભિન્ન ભિન્ન સાધનો દ્વારા કર્મનો સર્વથા નાશ કરી મોક્ષપદ પણ પ્રાપ્ત કરી શકે છે જૈન સિદ્ધાન્તને અનુસરી જે જીવ મુક્ત થઇ જાય છે તે ફરી કદી સંસારમાં આવતો નથી અર્થાત્ જન્મ-મરણનું દુ:ખ તેને ફરી સહન કરવુ પડતું નથી દ્રવ્યરૂપથી અર્થાત્ આત્મત્વની અપેક્ષાથી જીવ નિત્ય છે, પરંતુ પર્યાયની અપેક્ષાથી, અર્થાત્ કર્મસંયોગના વિચિત્ર પરિણામથી, દેવતાદિ અવસ્થાઓનું વારે ઘડીએ પરિવર્તન હોવાના કારણે અનિત્ય પણ કહી શકાય છે તાત્પર્ય એ છે કે જૈનદ્રષ્ટિએ જીવ નિત્ય નથી, અનિત્ય નથી, પરંતુ નિત્યાનિત્ય છે.

### અજીવ-તત્ત્વ

ચૈતન્યરહિત વસ્તુ અજીવ છે, અર્થાત્ જીવનાં જે લક્ષણ કહ્યા છે, તે જેમાં નહિ તે અજીવ છે. જેમ જીવ પૂર્વોક્ત છ રૂપોમાં વિદ્યમાન છે તેમ અજીવ પણ પાંચ રૂપોમા વહેંચાએલ છે.-- ૧. ધર્માસ્તિકાય, ૨ અધર્માસ્તિકાય, ૩ આકાશાસ્તિકાય, ૪. પુદ્ગલાસ્તિકાય, અને ૫. કાલ

ધર્માસ્તિકાય એ છે કે, જે જીવ અને પુદ્ગલ (જેનું વર્ણન આગળ કરવામાં આવેલ છે) ને ચાલવામાં મદદ કરે, જેમ, માછલીને ચાલવામાં જળ. ગતિ અર્થાત્ ચાલવામા જે સહાયકારી છે તે ધર્મ છે, ધર્મ સંબંધીનો આ અર્થ કોઇ દર્શન-શાસ્ત્રમાં નથી. ધર્મ કહેવાથી જે પદાર્થ અથવા શક્તિ જૈન દર્શનમા સમજાય છે તે પણ કોઇ અન્ય મત અથવા શાસ્ત્રમાં કહેલ નથી.

જીવ અને પુદ્ગલના ચાલવામાં જેમ ધર્મ સહાયતા દે છે, તેમ અધર્મ એની સ્થિતિમા સહાયતા દે છે. ઉડતા પક્ષીને રહેવામા વૃક્ષ મળે એ અધર્માસ્તિકાયનું ઉદાહરણ છે

સર્વ પદાર્થોને રહેવાને માટે અવકાશ દેવાવાળો પદાર્થ આકાશાસ્તિકાય કહેવાય છે જેમ પાણી કાઢનાર ઘટમાળા-યન્ત્રને કુવો અવકાશ આપે છે

પરમાણુ અને એના રજકણને પુદ્ગલ કહે છે, વર્ણ, રસ, ગન્ધ, સ્પર્શ, શબ્દ, છાયા, ધુપ, પૃથિવી, સૂર્ય, ચન્દ્ર, ગ્રહ, નક્ષત્ર, તારા, નરક, સ્વર્ગ, પૃથ્વીકાયિક, જલકાયિક, તેજકાયિક, વાયુકાયિક, વનસ્પતિ કાયિક શરીર, સર્વ જડ પદાર્થ, કારણરૂપ પુદ્ગલનું કાર્ય છે. એને પરમાણુ પણ કહે છે

### કાલ.

સંસારની નવી જૂની સર્વ અવસ્થાઓનુ જે નિમિત્ત છે તે કાલ છે કાલ બે પ્રકારનો છે ૧, અવસર્પિણી કાલ અને ૨. ઉત્સર્પિણી કાલ,

અવસર્પિણી કાલમાં આયુષ્ય, બળ આદિ દિવસે દિવસે ઘટતું જાય છે, અને ઉત્સર્પિણી કાલમાં વધતું જાય છે દરેક કાલના છ છ ભાગ છે, જેને આરા કહે છે, અવસર્પિણી કાલના છ આરા છે. ૧ સુખમ સુખમ, ૨ સુખમ ૩ સુખમ દુ:ખમ, ૪ દુ:ખમ સુખમ, ૫ દુ:ખમ ૬ દુ:ખમ દુ:ખમ

ઉત્સર્પિણીના છ આરા એનાથી ઉલટા છે. જ્યારે અવસર્પિણી કાલ વ્યતીત થઇ જાય છે ત્યારે ઉત્સર્પિણીનો પ્રારંભ થાય છે. એ પ્રમાણે એ કાલચક્ર એક બીજાની પછી અનાદિથી ચાલ્યું આવે છે દરેક અવસર્પિણી અને ઉત્સર્પિણીના ત્રીજા અને ચોથા આરામા ચોવીસ તીર્થંકર ઉત્પન્ન થાય છે, જે સાચો ધર્મનો ઉપદેશ

મનુષ્ય પર ઉપકાર કરે છે જ્યાં સુધી પૃથ્વીપર તેઓ શરીરધારી રહે છે ત્યાં સુધી તેઓ તીર્થંકર કહેવાય છે, અને જ્યારે દેહત્યાગ કરી મુક્ત થાય છે ત્યારે સિદ્ધ કહેવાય છે, જૈન ધર્મવાળાઓ તેમને ઈશ્વર કે પરમેશ્વર કહે છે, એ સિવાય કોઈ ઈશ્વર માનતું નથી

### પુણ્ય-તત્ત્વ.

જેના ઉદયથી જીવને સુખ મળે તે પુણ્ય છે, પુણ્ય નવ પ્રકારથી ઉત્પન્ન થાય છે અને તેનું ફળ ૪૫ રીતે પ્રાપ્ત થાય છે

### પાપ-તત્ત્વ

જેના ઉદયથી જીવને નિરંતર દુખ થાય તે પાપ છે. પાપ મનુષ્યને અઢાર રીતે બંધનકારક છે, અને ૮૨ પ્રકારે ભોગવે છે અન્ય ધર્મવાળાઓ પુણ્ય-પાપને ધર્માધર્મ અથવા અદૃષ્ટ કહે છે

### આશ્રવ-તત્ત્વ

જે દ્વારથી જીવની સાથે પુણ્ય-પાપનો સંબંધ થાય છે તેને આશ્રવ કહે છે. જેમ જીવ જળાશય અને કર્મ જળપ્રવાહ માનીએ, તો જે માર્ગથી તે જલ પ્રવાહ વહીને જલાશયમાં આવે તેને આશ્રવ કહે છે તે આશ્રવનાં પાંચ પ્રકાર છે

૧. મિથ્યાત્વ અથવા સત્ય દેવ, સત્ય ગુરુ અને સત્ય ધર્મને ન સમજવો અને તે વિષયમાં નકામો વિશ્વાસ કરવો; ૨ અવિરતિ અથવા હિંસાદિ કાર્યમાં પ્રવૃત્તિ ન હોય, ૩ પ્રમાદ અથવા કર્ત્તવ્યમા અસાવધાનતા કરવી, ૪ કષાય અથવા લોભ, મોહ, ક્રોધ અને અભિમાન કરવો. ૫ યોગ અથવા મન, વચન, અને કાયાની ચેષ્ટાઓ, જો આશ્રવના બધા પ્રકાર વિસ્તારપૂર્વક લખવામાં આવે તો ૪૨ થાય છે.

### સંવર-તત્ત્વ.

જીવની સાથે કર્મનો સંબંધ ન થવા દેવા તેનુ નામ સંવર છે સંવરના સર્વે મળી ૫૭ ભેદ છે. મતલબ એ કે આશ્રવ, જે જીવમા કર્મોની ધારા નિરંતર વધતી જાય છે, ૫૭ રીતે રોકી શકે છે. યોગ્ય ગમન તથા ભાષણ આદિ પાંચ પ્રકારના સમ્યગ આચરણ; મન સગોપન આદિ ત્રણ પ્રકારની ગુપ્તિઓ, ક્ષમા, મૃદુતા આદિ દસ પ્રકારનો મુનિ ધર્મ સંસારના અનિત્યાદિ પ્રકારના ભાવે બારનું ચિન્તાન, બાવીસ પ્રકારની સહિષ્ણુતા અને પાંચ વ્રત એ સર્વ મળી સંવરના સત્તાવન ભેદ થાય છે

### નિર્જરા-તત્ત્વ.

જે કર્મ જીવની સાથે બંધાઈ ગયાં છે અને જેને લીધે જીવને અનેક અવસ્થાઓ ભોગવવી પડે છે તે કર્મોને તપ, ચરિત્ર, ધ્યાન, જપ આદિ દ્વારા દૂર કરનાર નિર્જરા છે નિર્જરા બાર પ્રકારનાં તપ મારફત સાધ્ય છે

### બન્ધ-તત્ત્વ.

મિથ્યાત્વ, અવિરતિ અને પ્રમાદ આદિ આશ્રવદ્વારા ગ્રહણ કરેલ કર્મ પુદ્ગલોનો આત્માની સાથે, જેમ દુધની સાથે જળનો સબંધ તેમ સબંધનુ નામ બંધ છે બંધ ચાર પ્રકારનો છે- ૧ પ્રકૃતિબંધ, ૨ સ્થિતિબંધ, ૩ અનુભાગબંધ અને ૪ પ્રદેશબંધ

આત્માની સાથે સબંધ થયેલ કર્મ પુદ્ગલોમાં અધ્યવસાયને અનુસાર, આત્માની ભિન્ન ભિન્ન શક્તિઓને આચ્છાદન અને હ્રાસ કરવાનો જે સ્વભાવ ઉત્પન્ન થાય છે તેને પ્રકૃતિબંધ કહે છે. સ્વભાવના મૂળ ભેદ આઠ છે. ૧ જ્ઞાનાવારક, ૨ દર્શનાવારક, ૩ સુખદુઃખોત્પાદક, ૪ ક્રોધ, માન લોભ આદિ વિકારકારક, ૫ આયુષ્ય-નિર્માપક, યશ-અપયશ આદિ પ્રદાયક, ૭ ઉચ્ચનીચ કુલાવતાર વિધાયક અને ૮ ઐશ્વર્ય, સામર્થ્યાદિ પ્રતિબન્ધક. જીવની સાથે કર્મ પુદ્ગલોના સંબંધની અવધિને સ્થિતિબંધ કહે છે ગૃહીત પુદ્ગલોમા તીવ્ર, મન્દ અને શુભ અશુભ આદિ ફળ પહોંચાડવાની શક્તિ આવવી તે અનુભાગ અથવા રસબંધ છે કર્મ પરમાણુના પરિમાણને પ્રદેશ બંધ કહે છે. લખ્યું છે કે—

> प्रकृतिस्तु स्वभावः स्यात्
> स्थितिः कालावधारणम् ।
> अनुभागो रसः प्रोक्तः
> प्रदेशो दलसंचयः ॥

બંધના આ ભેદોને સ્પષ્ટ સમજાવવાને માટે જૈન ગ્રંથોમા લાડુનું ઉદાહરણ આપેલ છે. જેમકે કોઈ લાડુમા વાતરોગ નાશ કરવાનો સ્વભાવ તો કોઈમા પિત્ત સમાવવાનો સ્વભાવ પ્રમાણે કોઈ કર્મફળ આત્માની જ્ઞાન આચ્છાદિત કરે છે, તો કોઈ તેમાં

ઉત્પન્ન કરે છે. એ પહેલા બન્ધનુ ઉદાહરણ છે

કોઇ લાડુ એક દિવસ, કોઇ બે, કોઇ ચાર, અને કોઇ સાત દિવસમા બગડી જાય છે. એ પ્રમાણે આત્માની સાથે લાગેલ કર્મ કોઇ થોડા દિવસોમાં, કોઇ થોડા વર્ષોમા અને કોઈ થોડા કાળમાં, જીવને પોતાના સ્વભાવ પ્રમાણે ફળ આપી નષ્ટ થઇ જાય છે. એ સ્થિતિબન્ધનો દાખલો છે.

સ્વાદમાં જેમ કોઇ લાડુ ફીકા, કોઇ મીઠા, કોઇ કડવા હોય છે તેમ કર્મપિંડ પણ કોઇ મંદ, કોઇ તીવ્ર, અને કોઇ તીવ્રતર શુભ અશુભ ફળ દેવાવાળો હોય છે એ અનુભાગ બંધ.

પ્રદેશબન્ધનો દાખલો એ છે કે, કોઇ લાડુ એક તોલાનો, કોઇ નવટાંકનો અને કોઇ પાશેરનો હોયછે, તેમ કોઇ કર્મપુંજ અલ્પ, કોઇ અધિક, અને કોઇ અત્યધિક પરમાણુનો બનેલ હોય છે

બન્ધનુ મુખ્ય કારણ તેજ છે કે જે આશ્રવનું મુખ્યરૂપ છે ગૌણ કારણ ૫૭ છે.

### મોક્ષ-તત્વ.

જ્ઞાનાવર્ણિય આદિ સર્વ કર્મોનો નાશ થવાથી ત્મા જ્યારે નિર્મળ અને શુદ્ધ થઇ જાય છે, થવા જીવ પોતાના મૂળ સ્વરૂપમાં મળી જાય ત્યારે તેને મુક્ત કહે છે. જ્ઞાન પ્રાપ્તિ અને તપ આદિ દ્વારા મોક્ષ પદ્દિ પ્રાપ્ત થઇ શકે છે.

જૈન મીમાંસાના નવ તત્વોનું એ સંક્ષિપ્તમાં વર્ણન કર્યું. હવે ટુંકામાં, જૈન ધર્મમા સૃષ્ટિની ઉત્પત્તિ, ઇશ્વરનુ રૂપ અને કર્મના વિધાન કેવા માનવામા આવેલ છે તેનું વર્ણન કરવામા આવે છે.

## સૃષ્ટિની ઉત્પત્તિ

આકાશ, જીવ, કાલ અને પરમાણુ એ અનાદિ છે. એનું કોઇ ઉપાદાન કારણ નથી પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ, વનસ્પતિ અને કોય એ સર્વ જીવ અને અજીવનાં સંયોગથી બનેલ છે આ જગતમાં જે રચના થઇ છે, થઇ રહી છે, અને થશે તે સર્વના પાંચ નિમિત્ત કારણ છે—૧ કાલ, ૨ સ્વભાવ, ૩ નિયતિ, ૪ પૂર્વ-કર્મ અને ૫ ઉદ્યમ. એ સિવાય કોઇ સંસારના કર્તા અને નિયન્તા નથી. દાખલા તરિકે બીજમાં વૃક્ષ થવાની શક્તિ એ એનો સ્વભાવ છે વર્ષાઋતુમાંજ બીજ અંકુરિત થાય છે. બીજની લંબાઇ, પહોળાઇ, જાડાઇ આદિનું એક થવું એ એની નિયતિ છે પૂર્વકર્મ સિવાય બીજનું બીજ જાતિમાં આવવું અસંભવિત છે વાવનાર વગર અથવા પૃથ્વીમા બીજ નાંખ્યા વગર, બીજમાંથી અંકુર નિકળતો નથી. એ ઉદ્યમ છે મનુષ્ય ગર્ભમાંથી ઉત્પન્ન થાય છે. તેના પણ પાંચ કારણ છે ૧ ગર્ભ ધારણ કાળ, ૨ ગર્ભસ્થાનનો ગર્ભ ધારણ સંબધી સ્વભાવ, ૩ ગર્ભનું નિયમ પૂર્વક થવાનુ નિમિત્ત, ૪ પૂર્વ જન્મના કળથી મનુષ્ય થાય, અને ૫ માતા પિતાનો ગર્ભને માટે શ્રમ કરવો.

### કર્મ.

કર્મ એને કહે છે કે જેના પ્રતાપથી સંસારી જીવ દેહ ધારણ કરી અનેક પ્રકારની સુખ-દુઃખાદિ અવસ્થા ભોગવે છે સ્વરૂપમાં કર્મ જડ છે જીવના શુભાશુભ વિચાર અને કર્તવ્યાનુસાર આત્માની સાથે જે પરમાણુઓના અનન્ત રજ કણ દરેક પળે લાગ્યા રહે છે, તેને કર્મ કહે છે. જેમ તેલવાળા શરીરપર તેલને લીધે સૂક્ષ્મ રજ જામી જાય છે તેમ આત્માના શુભાશુભ અધ્યવસાય અનુસાર, પુદ્દગલ સ્વરૂપ જડ પરમાણુ તેનાપર લાગી જાય છે. એ પરમાણુઓનો આત્મા ઉપર જે સૂક્ષ્મ આવરણ આવી જાય છે, તે કારણ શરીર કહેવાય છે પ્રવાહરૂપમાં આ શરીર જીવની સાથે અનાદિ સંયોગવાળો છે. આ શરીરમાં અસંખ્ય પાપ પુણ્યરૂપ કર્મ કૃતિઓ ભરી પડી છે આ શરીરને જૈન ધર્મમાં 'કાર્મણ' કહે છે.

કર્મના મુખ્ય આઠ ભેદ છે. ૧ જ્ઞાનાવર્ણિય, ૨ દર્શનાવર્ણિય, ૩ વેદનીય, ૪ મોહનીય, ૫ આયુ, ૬ નામ, ૭ ગોત્ર, ૮ અંતરાય, એના સૂક્ષ્મ ભેદ ૧૪૮ થાય છે.

### ઇશ્વર.

જૈન ધર્મને અનુસાર ઇશ્વર સંસારના કર્તા અને નિયન્તા નથી સંસારની ઉત્પત્તિ જેવી પહેલાં કહેવામાં આવેલ છે, તેવીજ હોય છે. જે જીવ સર્વ કર્મોનો નાશ કરી સિદ્ધપદ પ્રાપ્ત કરી લે છે તેજ ઇશ્વર અને પરમેશ્વર માનવામાં આવે છે. એટલે ઇશ્વર એક નથી, તે સર્વ વ્યાપક પણ નથી, પણ ઇશ્વરની જ્ઞાન શક્તિ અવશ્ય સર્વ વ્યાપક છે.

---

# वीरबाला तारा.

પ્રયોજક—બાલકવિ—જામનગર.

"બાપુજી ! મને એક તમારા જેવો પોશાક કરાવી આપો; તો હું તમને જરૂર મદદ કરીશ."

"વાહવા ! છોકરીઓ તે વળી કાંઇ લડાઇ કરવા જતી હશે ? બાપુ ! તમે તેવું કાંઇ સાંભળીશો નહિ મને એક તલવાર અને બખ્તર આણી આપો તો હું તમારી સાથે જરૂર આવીશ"

"ઓહોહો ! બહુ ડાહ્યો ! તને કોણે કહ્યું ? કે બૈરીઓ લડાઇપર જતી નથી. તું તરવાર અને બખ્તર માગે છે, ત્યારે બેસવાનો શાનાપર ?"

"હા હા. તે તો વિસરતોજ હતો. ઘોડો જોઇએ બાપુજી. એ વારૂ ઠીક. પણ તારા ! ત્યારે તું શાનાપર બેસવાની ?"

"કોણ હું ? મને કાલેજ રાવસાહેબે કહ્યું હતુ કે તારા બાપુ જો તને બધો પોશાક આણી આપે તો પોતે એક ઘોડો આપશે. અરે ! પણ એટલામા બાપુજી ગયા ક્યાં ?"

"ઘરમાં પાણી પીવા ગયા લાગે છે ચાલ આપણે પણ જઇએ"

આમ બોલતા એ બહેન ભાઇ બન્ને ઓસરીમાંથી ઓરડામાં ગયાં, તેમના પિતા બારણામાજ મળ્યા. તે બોલ્યા—"તારા ! તું શું કહેતી હતી ?"

"બાપુજી ! તમે તેણીનું નહિ સાંભળો તે બહુ ચમાવલી થઇ છે."

"બાપુજી ! જુઓ તો ભાઇ જ્યારે ત્યારે મને આમ કહ્યા કરે છે તે મે એનું એવુ શું બગાડ્યું છે ?"

"મારૂં શું બગાડ્યું ? મોટી ગાનારી તો બની ? રાવસાહેબના બગલે રોજ સતાર બજાવીને ગાયન તો ગાય છે પછી વળી વધારે—"

"મોતી ! મ્હો બંધ કર જોઉં. તે હજુ ન્હાની છે, ત્યાંસુધી આમ છુટી વર્તશે કાંઇ મોટી થયા પછી ક્યાં જવાની હતી ? પણ તારા ! ગઇ કાલે તેં રાવસાહેબને ત્યાં બહુ સારૂ ગાયુ હા." તેણીના પિતાએ કહ્યુ.

"કાંઇ એવું સારૂ નહિ. રોજના જેવુંજ. પણ તે ખુશી થયા અને બક્ષીસ આપવાનું કહી શું જોઇએ એમ પુછ્યુ—"

"ત્યારે તે શુ માગ્યું ?"

"તમારી સાથે આવવા માટે બેસવા સારૂ એક ઘોડો માગ્યો"

"એમ ? ત્યારે લડાઇપર-આવવા તારો વિચાર છે કાં ?"

છેલ્લા શબ્દો પુરા થયા ન થયા ત્યાં એક સીપાઇએ દોડતા આવી કહ્યું "આપને તુરત બોલાવ્યા છે"

વિશ્વાસરાવે "આવું છુ" એમ કહેતા તે સીપાઇ ચાલ્યો ગયો

"રસોઇ તૈયાર થઇ છે માટે જમીનેજ જવું હતુ." તારાની માતાએ કહ્યું

વિશ્વાસરાવે પ્રેમાળ પત્નીની સુચના પ્રમાણે ઉતાવળથી જમી પરવારીને કપડાં પહેરતાં કહ્યું "રાત્રે આવવા તને વખત મળશે નહિ."

આટલું બોલતા તે ઉતાવળે પગને ઘર બહાર ચાલતા થયા

( ૨ )

સતારાના પ્રતાપી છત્રપતિ રાજારામ મહાન્ રાજાના વખતમા રામપુર એ નહાનકડી જાગીર રાવસાહેબના કબજામા હતી તેમની પાસે તારાના પિતા વિશ્વાસરાવ એક શૂર લડવૈયા હતા, અને તેમણે યવનોથી ઘણીવાર બચાવ કર્યો હતો. આ વખતે ત્રીજીવાર રામપુરને મુસલમાની સૈન્ય ઘેરો ઘાલી છાવણી નાખી પડ્યુ હતું. ગામ બહુ મોટુ ન હતું. હજાર દોઢ હજારની લોક સંખ્યા હશે. બ્રાહ્મણોના ઘરોની સંખ્યા અન્યજાતી કરતાં વિશેષ હતી ગામને ફરતો કાળા પત્થરનો કોટ

હોઇને ગામમાં દાખલ થવા બે દરવાજા માત્ર હતા.

ઉપરોક્ત જે તારા બંગલે ગાવા ગએલ તે રાવસાહેબ આ ગામના જાગીરદાર હતા તે આનંદી અને ઉદારચરિત હતા. મુસલમાનોએ ઘેરો ઘાલ્યાને દસ દીવસ વીત્યા હતા પરંતુ કોઇ પણ પક્ષની ચડતીનાં હજુ લેશ માત્ર ચિન્હ જણાતા નહતાં. તોપણ ગયા બે દિવસથી મુસલમાની ફોજે મરણીયા માફક બનીને અંદરના માણસો પર અત્યંત આવેશપૂર્ણ ગોળા બહાર ચલાવ્યો હતો.

આ મારથી અંદરના સિપાઇ બિચારા જેર થઇ ગયા હતા બે દિવસમાં કોઇને સુકો રોટલો ખાવા કે ઘડીભર આંખમાથી નિદ્રાનું જોર ઉતારવા જેટલો પણ વખત મળતો નહતો પણ આવી રીતે કેટલા દિવસ ચાલી શકે ? અતિશય શ્રમને લીધે તેમનામા તાકાત પણ ક્યાંથી રહે ? આ વિચારથી રાવસાહેબે ગામ રક્ષકોના બે વિભાગ પાડયા હતા એક ટોળી દિવસે ઉઘતી અને બીજી ટોળીને રાત્રે ઉઘવા છુટી મળતી. અચાનક જરૂર પડતા રણતુરી વાગતી ત્યારે વિશ્રાંતિ લેવા સુતેલા માણસો પણ પહેરાપર ચડી જતાં આજે એજ સિપાઇ વિશ્વાસરાવનો વારો આવ્યો હતો. અને ઉપરોક્ત મોતીરામ અને તારા એમ બેજ છોકરા તેને હતા.

તારા મોતીરામથી નહાની હતી. તેણીની ઉમર બાર વરસની હતી. તેણીનો ચહેરો તેજસ્વી અને પ્રાતના જેવો પ્રફુલ્લિત દેખાતો હતો. આટલી વયમા તેણીને મારી રીતે લખતા વાચતા આવડતું હતું. રાવસાહેબની તારા ઉપર બહુ મમતા હતી. તેથી તે તેમના દિકરા સાથે ઘોડા પર બેસતાં-તીર ચલાવતાં-પટો રમતા-તરવાર, ભાલો ચલાવતા સારી રીતે શીખી હતી સિવાય પરમાત્માની તેણીને ખાસ બક્ષીસ એ હતી કે તેનો કંઠ બહુજ મધુર હતો. સંગીતના સ્વર આલાપવામાં તે મહાન ગવૈયાને પણ મહાત કરતી તેણીની ગાયનકળામાં આટલીબધી સારી ગતિ હોવાનુ રાવસાહેબના જાણવામા આવ્યુ, ત્યારે તેણીને તેમણે સતાર બજાવવાનુ શીખવ્યું તેણી કુંઇ વખતમાં તે સારૂ બજાવવા લાગી, તેથી રાવસાહેબે તેણીને એક સારી બંસરી બક્ષીસ આપી હતી આ બંસરી તારા હમેશાં પોતા પાસે રાખતી અને બજાવતી. તેણી વિશ્વાસરાવ સાથે ઘણી વખત બહાર જતી એટલે ઘણી ખરી લડાઇઓની હકીકત તેણીના જાણવા બહાર નહતી. લડાઇમાં શુ શુ વાદ્ય હોય છે તે ક્યારે કેવા બજાવાય ? એની માહેતી તેણીએ પ્રથમથીજ મેળવી હતી. તારા પોતે એ રણવાદ્યો એવી તો ઉત્તમ રીતે બજાવતી કે દરેક સિપાઇ તે સાભળી તેણીની નિપુણતાના વખાણ કરતો અને નવી નવી વાદ્યની કળા વીના પુછે બતાવતો.

ફોજના બે ભાગ કરવામા આવ્યા ત્યારથી સીપાઇઓને વિશ્રાંતિ લેવાની જગા રાવસાહેબના બંગલા પાસેની એક હવેલીમા નિશ્ચીત થઇ હતી. બપોરે અને સંધ્યાકાળે વિશ્રાંતિ લેનારૂં સિપાઇ મંડળ તારાને જમવા વખતે બોલાવી તેણી પાસેથી બેચાર ગાયનો ગવરાવતું અને સતાર, પાવો, તથા બંસરીના આલાપથી આનંદ લેતું.

તારાની આ સંગીતકળાની કીર્તિ આજુબાજુના પ્રદેશમા શુક્લેન્દુ પ્રમાણે પ્રસરતી હતી. તેણીનો ભાઇ મોતીરામ પણ તેવોજ હુશીઆર હતો પણ તેને શસ્ત્રવિદ્યા બહુ પ્રિય હતી. વિશ્વાસરાવ બહાર ગયા પછી મોતીરામની માતા મંજુલા જમવા બેઠી હતી, જ્યારે મોતીરામ પાસે બેસીને અફઝુલખાનના ખૂનની વાર્તા વાંચી બતાવતો હતો એ વાર્તા સાભળતાં તેણી જમી રહી, અને સઘળું કામકાજ આટોપી સુવાની પથારીઓ કરવા લાગી. એટલામાં ચોરણી, ડગલો, અને માથે ટોપી પહેરેલ એક છોકરાએ આવી બન્નેને સલામ ભરી અને પોતે ખડખડ હસી પડ્યો. તે જોઇ મંજુલા બોલી --"અલી' કોણ તારા ! ? કેવી ચાલાકી છોકરી છે ?"

"બા ! એ ચોરણી અને ડગલો તેણીએ માગ પહેર્યાં છે હાં ! બાવરે ! કેવુ પણ વાહરે મણગારીયુ છે ? હવે કોણ કહે એને છોકરી ? પણ તારા ! ચાલ ઉતાર જોઉ તે માગાં કપડાં"

"ભાગ બાપ ! જરા તો રહેવાદે. એતો

સંવાર થતા પહેલાંજ તેણીને પકડી તેમણે છાવણીની એક ઓરડીમાં તેને પુરી રાખી હતી. વાચક ! તમને લાગતું હશે કે તારાએ તે દિવસ ત્યાં કોટડીમા પુરાઇ બીતીથી દિગ્મૂઢ સ્થિતિમાં દિવસ કાઢ્યો હશે, પણ નહિ. તારાને પ્રથમ કેદમાં જતી વખત તો દુઃખ લાગ્યું. પરંતુ તેણીએ તુરત પોતાનું મન કઠીણ બનાવ્યું; કેમકે પોતે હવે બચવાની નથી એમ તેણીએ ચોક્કસ માની લીધુ હતું તેથી મરતાં પહેલાં પોતાની હકીકત લખી કાઢવી, અને બની શકે તો એ કાગળ ઘેર પહોંચાડવો. નહિ તો પછી આખર વખતે ફાડી નાખવો એમ વિચાર કરી તેણીએ ખીસામાં હાથ નાંખ્યો ત્યાં એક કાગળ હાથ લાગ્યો, પણ કલમ ખિસ્સામા નહતી, અને કદાચ હોત તો શાહી ક્યાંથી કાઢવી ? તો પણ તેને એક યુક્તિ યાદ આવી. પોતાના હાથમાની બંગડી ફોડીને ડાબા હાથપર તેનાથી જખમ કરી લોહી કાઢ્યું અને તેવડે એક કાગળ લખી કવર માફક ઘડી વાળી ઉપર સીરનામું લખી તે ખીસ્સામા મુક્યો.

એટલામા સાંજ પડી. સર્વત્ર ઘાડો અંધકાર છવાયો અચાનક તારાની કોટડી કોઇએ બહારથી ઉઘાડી પાંચ ૭ સીપાઇ અને સેનાપતિ અંદર દાખલ થયા. એ યમદૂત જોતા તારા ચમકીને ઉભી થઇ

તેણીના તરફ જોઇ સેનાધિપતિએ સિપાઇઓને કહ્યું—" કેમરે ? તમે મને આ છોકરી છે એમ કહ્યું હતુ પણ આ તો છોકરો છે. "

"ના-ના સાહેબ. આ છોકરીજ છે. મરદનાં કપડાં પહેર્યા છે એથી તેમ જણાય છે." એક સિપાઇએ ખુલાસો કર્યો

સેનાપતિ તારા તરફ ક્રૂર દૃષ્ટીથી જોતા બોલ્યો—" એ છોકરી ! ત્યારે ચાલ તું અમારી સાથે. અને દરવાજે પહોચીએ એટલે તારી એ બંસરી બજાવજે. સમજીને ? કેમ બજાવીશ ને ?

આટલો વખત તારા નીચું જોઇ રહી હતી. તેણીએ સેનાપતિનું છેલ્લું વાક્ય સાંભળી હકારદર્શક માથું નમાવ્યું. અને સરોષ દૃષ્ટીએ એકવાર તેના તરફ જોયું. આ વખતે તેણીનો ચહેરો ફિક્કો દેખાતો હતો. માતૃપ્રેમ-પિતૃપ્રેમ-અને બાન્ધુપ્રેમથી તેણીના મનની અસ્થિરતા થઇ હતી હવે ફરી મેળાપ થશે નહિ એ વિચારથી તેણીનો ચ્હેરો તદ્દન મ્લાન થયો હતો થોડીજ વારે એ બધી ફોજ નીકળી તે સાથે તારાને પણ ચાલવું પડ્યું.

આ વખતે અંધકારનું સંપૂર્ણ સામ્રાજ્ય હતું. પવન જોસથી ફુકાતો હતો. મેઘની એવી પ્રખર ગર્જના ચાલી હતી કે પ્રત્યેક ગગડાટ વખતે પ્રત્યેકના હૃદયમા બીતીથી કંપ ઉત્પન્ન થતો હતો. વીજળી પણ વચમા વચમાંથી ચમકીને પોતાની ઉજ્વલતાનો પ્રભાવ બતાવતી હતી. આકાશમા એક પણ તારો ચમકતો નહતો, આવી ભીષણ રાત્રિએ તારા બીચારી નીચું જોઇ ચાલતી હતી. ગઈ રાતે નિદ્રા મળી નહતી દિવસે પેટપૂર ખાવાનું પણ મળ્યું નહતું. જેથી તેણી બહુજ થાકી હતી ચાલવાને જરા પણ શક્તિ નહતી જેથી વખતો વખત પાછળ રહી જતી. આવી રીતે પાંચ ૭ વખત પાછળ પડેલી જોઇ એક સીપાઇએ થપાટ મારી કહ્યું-"શું નાસી જવાની તૈયારી કરે છે કે કેમ ? જો તેમ કરીશ તો હમણાંજ મરી ગઇ એમ માનજે."

આટલું બોલી તેણીને સપાટાની વચમાં લીધી. તારાને અત્યંત દુઃખ થવા લાગ્યું. હજુ સુધી હિંમતથી દાબી રાખેલ અશ્રુઓ હવે ન અટકતાં એકદમ ખરવા લાગ્યા. પોતાના માત પિતા અને બ્હેનની દુઃખાશ્રુ વર્ષાવતી મૂર્તિઓ તેણીની દૃષ્ટિ આગળ ખડી થઇ એટલામાં સઘળી ફોજ દરવાજા આગળ આવી ઉભી રહી. સેનાપતિએ ચોમેર નજર ફેરવી હુમલો કરવાની તૈયારી કરી છે એમ ખાત્રી કરી લીધી. પછી તે તારા તરફ જોઇને બોલ્યો—" એ છોકરી ! તારી હમેશ મુજબની હવે બંસરી બજાવ જલદી"

એ કૃતાંતનો હુકમ સાંભળી તારા બીચારી ગભરાઇ ગઇ. તેણીનું શરીર કંપવા લાગ્યું અને પ્રસીનાની ધારા પડવા લાગી. મુખકમળ ધીમું નિસ્તેજ દેખાવા લાગ્યું તેણી પોતાના એ થરથરતે હાથે બંસરી બજાવવા લાગી સેનાપતિ એ સાંભળી તુરત ઘોડાથી નીચે ઉતરી મોટે સ્વરે બોલ્યો—" બાળા ! આ સુરો બજાવવાના નથી તું ઘેર હતી ત્યારે જે સુરો બજાવતી તે સુરો બજાવ. "

મદદ આવી છે એવો આભાસ કરાવી, તમે દરવાજા ઉઘાડો એટલે કિલ્લાપર હુમલો કરવાની તેમની ધારણા છે. પણ આપણા કુળની પ્રાચીન કીર્તિ અને ગૌરવને છાજે એવુ જ હુ હવે વર્તન કરીશ. માત્ર તમારો બધાનો વિયોગ મારે ખમવો પડશે પણ મારા દેશના હિત આગળ મારા પ્રાણની હુ વધારે કિંમત સમજતી નથી આ પત્ર લખવા કાગળ તો મળ્યો પણ શાહી ક્યાંથી ? પણ માતા ! આજ સુધી ખવરાવી પીવરાવીને તમે ઉછેરેલા આ દેહમા લોહી છે એજ શાહી—ફરી મળવુ થશે નહિ–હરિ ઈચ્છા ! કોઇ જોઇશે એ બીનીથી વધારે લખતી નથી પણ પત્ર તમને મળશે ખરો કે ? પૂજ્ય બાપુજી ! અને માતુશ્રી ! તથા મોતીભાઇ ! તમે જરા પણ દુખી થશો નહિ દેશના હિત માટે પ્રાણની પરવા ન કરનારી છોકરીને માટે તમે મગરૂર થજો બસ જય દેશોત્કર્ષ. લી. આપની પુત્રી " તારા "

પ્રિયવાચક ! સેનાપતિએ હાર અને વીંટી આપવા સાથે સુરક્ષીત ઘેર પોચાડવાનુ આશ્વાસન આપ્યા છતા એક દેશહિતને માટે દેશીઓને પરાધીનતામાં ન હડસેલવા માટે બિચારી કોમળ બાળિકાએ પોતાના પ્રાણ સમર્પણ કર્યા એ શુ સુચવે છે ! એજ કે છત્રપતિ રામ રાજાના વખતમા સ્વદેશ પ્રેમનો બાળકોમાં પણ પ્રખર વેગ હતો, અને એજ સત્યોન્નતિનો સમય હતો. રાવસાહેબના પુત્ર ચંદ્રરાવે પણ તારાના પ્રેમ ખાતરજ પોતે એ દુશ્મન સૈન્યમાં એકલાએ પ્રાણની પરવાહ કરતા ઝપલાવ્યું હતુ ?

ક્ષણિક દેહને સમર્પણ કરી ઇતિહાસના સુવર્ણ પૃષ્ટ પર કાયમને માટે પોતાના ઉજ્વળ નામને અંકિત કરી ગયેલ તારાને ધન્યવાદ આપતા તેના ચિરસ્મરણમા વિરમવુ ઉચીત છે.

અસ્તુ.

---

# घरगतुं वैदक नुस्खा.

બાળાગોળી—હરડે, અજમો, કેસર, ખારેક, લવીંગ, કાચકો, ઉદ્રજવ, જાવત્રી, વાવડીંગ અને અતિવિષ દરેક એકેક તોલો, જાયફળ ાા તોલો, સર્વે વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરી અર્ધો તોલા અફીણના કસુંબામા ઘુંટી મગ મગ જેવડી ગોળીઓ વાળવી આ બાળાગોળીઓથી બાળકોની ચુંક, ઝાડા અને અજીર્ણ મટે છે

સંઘરણી—આકડાના મૂળની છાલ, જાયફળ, મરી, ટંકણ, અફીણ, શુદ્ધ કરેલ ધતુરાનાં બી દરેક એકેક તોલો લઇ ખાંડી વસ્ત્રે ચાળી આદાના રસમાં ઘુટી વાલ વાલની ગોળી કરી સવારે સાંજે એકેક ગોળી ખાવાથી સંગ્રહણી, ઝાડા ને દસ્ત મટે છે

ખસ—સુખડનું તેલ ાા તોલો, કપુર ાા તોલો, લીંબુનો રસ ાા તોલો સર્વે મીશ્રણ કરી ખસ ઉપર લગાવવાથી મટે છે.

હરસનો મલમ—માજુનો ભૂકો ૨ ડ્રામ, અફીણ ાા ડ્રામ, મીણ અને તેલનો મલમ ૨ ઔંસમા મેળવી હરસ ઉપર લગાવવાથી મટે છે

માથું ચડવું—કાયફળની વસ્ત્રગાળ ભૂકી સુંઘવાથી છીંકો આવી માથુ ઉતરે છે

ધાતુપુષ્ટિ—ગાયનુ ઘી ૨ શેર, દુધ ૨૦ શેરમાં શતાવરીનુ ચૂર્ણ અર્ધો શેર પકવવું તૈયાર થયે સાકર, પુરેલી પીંપર અને મધને ઘીમાં મેળવી સેવન કરવાથી અત્યંત ધાતુવૃદ્ધિ થાય છે.

સાપનું ઝેર—કેળના પડનો રસ પાવાથી, તેમજ વાંઝીયા કરોલાનો કંદ ઘસી પાવાથી તેમજ કુતરી નામના ઘાસનો રસ પાવાથી ઝેર ઉતરી જાય છે.

ટાઢીઓ તાવ—૧ તોલા કારેલીના રસમાં ૧ જાયમાર જીરૂ વાટી પાવાથી મટે છે

કાન પાકવો—ડમરાના પાનનો રસ ઉનો કરી હમેશ કાનમાં નાખવાથી મટે છે

પ્રદર—ધાવડીના ફુલનો ઉકાળો ત્રણ દીવસ પીવાથી મટે છે

પ્રમેહ—આવળની કુંપળો રોજ ૧ તોલો સવાર સાંજ સાકર સાથે ખાવાથી મટે છે

આંખનું ફુલ—બરાસ કે ભીમસેની કપુર વડના દુધમાં ઘુટી આંખમા આંજવાથી મટે છે.



# ક્ષમા.

( શ્રીયુત જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર. )

આધિભૌતિક શાસ્ત્રપદ્ધતિએ સત્‌નું પરિણામ સત્ અને અસત્‌નું પરિણામ અસત્‌જ આવવું જોઇએ એવો જે સિદ્ધાન્ત છે, તેનું મૂળ 'કર્તાનું' પોતાની કૃતિમાં અસ્તિત્વ હોવું જોઇએ ' એ સિદ્ધાન્તમાં જ સમાવિષ્ટ થાય છે. દાખલા તરીકે, –શ્રી શિવાજી મહારાજે મહારાષ્ટ્રીય સામ્રાજ્યની સ્થાપના કીધી–તો અર્થાત્ જ તેઓ તે કૃતિમાં છે; એટલે મરાઠી રાજ્યનું નામ નિકળતા શિવાજીની સ્મૃતિ થવાની જ ! સારાંશ કર્તા અને કૃતિ અભિન્ન છે ! આ સિદ્ધાન્ત જો માનસ શાસ્ત્રથી સિદ્ધ કરેલો લોકોને સમજાય તો આપણે રસાયણ શાસ્ત્રથી સિદ્ધ કરીશું. મીણબત્તી બાળીયે અને તેમાંથી જે દ્રવ્યો ઉત્પન્ન થાય છે—તે મીણબત્તીનુંજ રૂપાન્તર છે, અને એજ સિદ્ધાન્ત સ્થૂલ દેહને લાગૂ પડે છે. એટલે મૃત્યુ સમયે— ( મૃત્યુ એટલે દેહાન્તર. )

वासांसि जीर्णानि यथा विहाय-नवानि गृण्हाति;
( गीतायाँ द्वितीयाध्याय. )

સ્થૂલ દેહને જે કંઇ સત્ ભાવના (વ્યવહાર આદિમાં–) રહે છે, તેજ ત્હેના આગળના જન્મમાં રહે છે; અને તેનેજ મનુષ્ય પૂર્વજન્મનાં પરિણામ રૂપ તે ભાવનાઓને પુણ્ય સમજે છે, અને અસત્ ભાવનાઓને પાપ માને છે. એ પાપ પુણ્યને તે 'નસીબ' 'કર્મ' એવી સંજ્ઞાઓ આપે છે, અને તે પ્રમાણે વર્તે છે. સત્ ભાવનાવાળો સજ્જન અને અસદ્‌ભાવનાવાળો દુર્જન એવો ભેદ ઇતર પ્રાણીઓ કરતા " मानुषेषु विषेशतः " હોય છે. કર્મ ધર્મ સંયોગાનુસાર દુર્જન સજ્જનને પીડા કરે છે, પરન્તુ સજ્જન તે શાન્ત રીતે સહન કરે છે—એનું જ નામ ક્ષમા કેટલાકોનો સ્વભાવ એવો હોય છે કે કોઇએ જરા દુઃખ દીધું કે તેનો બદલો વાળવો ' એનું નામ ક્રોધ છે ક્રોધનું અને વિચારને હાડવેર છે. તેથી 'વિચાર આવ્યો કે ક્રોધ નાઠો' એવો પણ એક સિદ્ધાન્ત ઉપજાવી શકાય. એકવાર ક્ષમાનું વાત્સલ્ય શરીરમાં થયું કે શાન્તિ અને વિરક્તિ પોતાની મેળેજ આવવાનાં. અને પછી ધીમે ધીમે મુક્તિ પણ પ્રાપ્ત થાય છે સોક્રેટિસ અને બુદ્ધગામ એ બે વિખ્યાત પુરૂષો 'ક્ષમા' એ બે અક્ષરોના શબ્દ તત્વથીજ તત્વવેત્તા થયા. કિંબા એવો તે પણ ક્ષમાથીજ ! વાલ્મિક ઋષિ એ સારેજ ક્ષમાની આટલી બધી પ્રશંસા કીધી છે—

क्षमा दान क्षमा सत्यं क्षमा यज्ञश्च पुत्रिका ।
क्षमा यशः क्षमा धर्म क्षमायां विष्ठितं जगत्॥
–( રામાયણ ૧, ૩૪, ૩૪, )

ક્ષમા એ એક પ્રકારનું શસ્ત્ર છે, તે દુર્જનોને લજ્જા ઉપજાવે છે. क्षमा शस्त्रं करे यस्य दुर्जनः किं करिष्यति । જે માણસના હાથમાં ક્ષમા શસ્ત્ર છે તેને દુર્જનો શું કરી શકનાર છે ?

પ્રસિદ્ધ આંગ્લ કવિત્રી ' ટ્રુ ગ્રેટનેસ ' 'True Greatoness' નામક કાવ્યની કર્તી કહે છે કે,—" દુઃખનો કિંવા લોકોના વિચારનો તિરસ્કાર કરવો એજ આપણા માનવી આયુષ્યમાનું સર્વોત્કૃષ્ટ ફલ છે. "

ગૌતમબુદ્ધ કહે છે–'જે મ્હને કોઇ વિનાકારણ દુઃખ દેશે તેને હું અકૃત્રિમ પ્રેમથી સંભાળીશ; તે જેવું મને દુઃખ આપશે તેવું હું તેને સુખ આપીશ. દ્વેષનો પ્રતિકાર કદી પણ દ્વેષથી થશે નહિ, તે પ્રેમથીજ થશે ?

ચીન દેશનો પ્રસિદ્ધ ધર્મોપદેશક લાઓત્સે કહે છે કે–ભલાને હું ભલાઇથી ભેટીશ. અને ખરાબને પણ ભલાઇથીજ ભેટીશ. વિશ્વાસુ લોકોને હું વિશ્વાસથી ભેટીશ અને અવિશ્વાસુ લોકોને પણ વિશ્વાસથીજ ભેટીશ તૃષ્ણાવંત લોકોને ઔદાર્યથી અને અસત્ય ભાષણ કરનારને સત્ય ભાષણ વડે જીતો. " આવો ઉપદેશ તેણે પોતાના શિષ્યોને શીખવ્યો.

ક્ષમુ ખ્રિસ્તનું તત્વ "પોતાના શત્રુ પર પ્રીતિ રાખો અને જે તમારો દ્વેષ કરે છે તેમની સાથે સારી રીતે રહો, ખરાબને આધીન થતા નહિ; પરંતુ ખરાબને સારા વર્તી જીતો " એ સુ-પ્રસિદ્ધ મહારાષ્ટ્રીય તત્વવેત્તા તુકારામ નો કહે છે કે "દયા ક્ષમા શાંતિ, ત્યાંજ દેવોની વસતી"

શ્રી રામચન્દ્ર પૃથ્વી પ્રમાણે ક્ષમાશીલ હતા કારણ ' क्षमयां पृथिवीसम ' ' वसुधायां क्षमागुणै ' એવું તેમને વાલ્મિકીએ રામાયણમા વારંવાર કહ્યું છે. દુર્જનોને પોતે થઇને પીડા આપવી નહિ; તેમને આપોઆપજ ત્રાસ થશે મહાકવિ પોપે (Pope) 'ક્રિટિસિઝમ'ના નિબન્ધમાં એક ઠેકાણે કહ્યું છે કે 'જેમ છાયા અનુકરણ કરે છે; તેમ મત્સર વધે છે, પરંતુ છાયા પ્રમાણે સત્ય પદાર્થ સિદ્ધ કરે છે કારણ મત્સરિત વ્યક્તિ, ગ્રહણ લાગેલા સૂર્ય પ્રમાણે વિરુદ્ધ પક્ષનુંજ ખલત્વ નિર્દયિત કરે છે, પોતાનું નહિ." કંઇક અંશે એવુજ સુબન્ધુ કવિએ વાસવદત્તામાં કહ્યું છે કે—

विघ्वस्तपरगुणानां भवति खलानामतीव मलिनत्वम् ।
अन्तरितशशिरुचनि सलिलमुचां मलिमाधिका स्याधिक ॥

" બીજાના ગુણ વિધ્વસ્ત કરનાર દુર્જનોનું મલિનત્વ વધે છે, ચન્દ્રપ્રકાશ ઢાંકનાર મેઘનીજ કાલાશ વધે છે " શ્રી શિવછત્રપતી, નેપોલિયન વગેરે યોદ્ધાઓનું શૌર્ય—ક્ષમાને લીધેજ અધિક વિસ્તૃત થયું ।

મનુષ્યનો પ્રબલવિકાર 'ક્રામ' છે અને તેનો અનુ ક્રોધ છે એ બે વિકારોથી મનુષ્યની બુદ્ધિ નાશ પામે છે અને તેનું પરિણામ આગળ શું આવશે તેનુ તેમને યત્કિંચિત પણ ખબર પડતું નથી. વ્યાસાચાર્યે મહાભારતમાં કહ્યું છે કે—

यस्तुकेवलं संरम्भात् प्रपातं न निरीक्षते ।
पापात्मा पापबुद्धिस् पापमेवानुवर्त्तते ॥
(વનપર્વ અ ૧૬૨. શ્લો. ૬)

ક્રુદ્ધ, ક્રોધાવશ થઇને પરિણામનો જે વિચાર કરતો નથી તે પાપાત્મા પાપ બુદ્ધિ ફક્ત પાપનું આચરણ કરે છે

પ્રાચીનકાળના ઋષિ ઘણાજ ક્ષમાશીલ હતા. માટેજ વશિષ્ઠ ઋષિએ કામધેનુને કહ્યું છે કે, મ્હારી તેજક્ષાંતિ મ્હને કહે છે કે, તું શાપ ન દે ! આવી રીતે શાપદાનના અનેક પ્રસંગો આવતા પરંતુ ઋષિઓ ક્રોધને ગળી જતા, તથાપિ દુર્વાસાએ અંબરિષને અને ગણપતિએ ચન્દ્રને આપેલા શાપ, ઇત્યાદિ પૌરાણિક આખ્યાયિકાઓ ઉપલાં ઉદાહરણના અપવાદરૂપ છે ક્ષમાના ગુણમાં એક પણ દોષ મળશે નહિ, માટેજ એને મોક્ષ સાધન તરીકે ધર્મતત્વમાં ગણ્યુ છે, અને નૈતિક દ્રષ્ટિએ પણ તે ઘણીજ મહત્વની મનાય છે. 'यान्यवद्यानि कर्माणि तानि सेवितानि' (શિ૦ ૧૧) [ જે નિર્દોષ કર્મો છે તે તે સ્વીકારવાં. ] એ તૈત્તિરીયોપનિષદમાંનો ઉપદેશ જે ઘટકાવયવમા હોય છે તેમાજ ક્ષમાનો સમાવેશ થાય છે જોનાથન સ્વિફ્ટ કહે છે કે ' ક્રોધ એ બીજાના અપરાધ માટે શિક્ષા છે.' એ વાત સર્વથા સત્ય છે. અને માટેજ મેધ્યુ હેય જેવો કડક ન્યાયાધિશ કહે છે કે " ક્ષમા એ માનસિક સહનશીલતા છે. "

આંગ્લ ભાષામાં કેટલીક કહેવતો છે, જેવી કે, (૧) શરણાગતને મારતા નહિ. (૨) Err is humam of forgiveness is God એનો પણ એજ અર્થ છે. માણસે હમેશ એવો વિચાર કરવો જોઇએ કે, આપણે જો અપરાધીને ક્ષમા કરીશુ, તો અપરાધી પણ જ્યારે આપણે તેમનો અપરાધ કરીશુ ત્યારે આપણને ક્ષમા કરશે. સારાંશ—'ક્ષમા' એ બે અક્ષરનાં તત્વપરથી સાંસારિક વ્યવહારમાંના સર્વ કલહો દૂર થવાનો સંભવ છે. આ રીતે સજ્જન માણસને અપરાધી માણસ પણ સજ્જનજ ભાસે છે, કારણ ઉપર કહ્યા પ્રમાણે ક્ષમાથી ક્ષમત્વ પ્રાપ્ત થાય છે. ક્ષમાશીલ પુરુષોને ઉચ્ચ નીચનો ભેદ દેખાતો નથી. ક્વાએન્સી નામનો એક ફિલસુફ કહે છે કે, 'ઉચ્ચ અને નીચ એ બે શબ્દો નિરર્થક છે.' માઘ કવિએ પણ એક સ્થળે કહ્યું છે કે—

उपकर्त्तारिणा संधिर्न मित्रेणापकारिणा,
उपकारापकारोहि लक्ष्यं लक्षणमेतयोः
—'शिशुपालवध २

અર્થ—ઉપકાર કરનારા શત્રુ સાથે સંધિ કરો, પરંતુ અપકાર કરનારા મિત્ર સાથે કરતા નહિ. અપકાર અને ઉપકાર એ દુશ્મનું લક્ષણ

જાણવું એમાંજ ઉપરનું તત્વ ભરેલું છે; કારણ ઉપકાર કરનારો શત્રુ ક્ષમાશીલ હોવોજ જોઇએ !

'Paradise Lost' નામના વીરરસ પ્રચુર કાવ્યના કર્તાએ પણ એજ વાત બતાવી આપી છે. "આખા લોકોના પ્રજાપતિ આદમની પત્ની ઇવ્હાને સ્વપ્નું આવ્યું કે 'તેણે ઇશ્વરની આજ્ઞાનો ભંગ કરીને, શયતાનના કહેવાથી જ્ઞાનવૃક્ષનું ફળ તોડયું. તે પોતે શુદ્ધ મનની હોવાથી તેને તે ખરાબ લાગ્યું અને એ હકીકત પોતાના પતિને કહી ત્યારે આદમ તેની સમજુત કરે છે કે, જે કામ કરવાનો તું સ્વપ્નમાં તિરસ્કાર કરે છે, તેનો જાગૃતિમાં તું કદી પણ સ્વીકાર કરીશ નહિ.

મહાકવિ શેકસપીયરનાં વાક્યો ક્ષમા વિષે નીચે મુજબ છે.

૧ સર્વોત્કૃષ્ટ કૃત્ય અપકાર કરતાં સદ્ગુણમાંજ વધારે હોય છે.

૨. દયા એ અપકાર કરતાં અધિક ઉદાર અને તેના મૂળ સ્વભાવ કરતા સર્વદા અધિક બળવાન્ હોય છે.

૩. શાંતિ, ક્ષમાની નિકટવાસિની છે

સારાંશ—બાણભટ્ટે હર્ષચરિત્રમાં કહેલું છે તેવું 'नि।र्निमित्तमंतर्बंधनस्यलाध्या चाळेव हृदयम એમાં કહ્યા જેવું હૃદયરૂપી ' અડ્ડુ ઢોર, 'વિવેકપાશથી' ગમ્ય બાંધીને વિકારરૂપી ગ્નાયુઓનો ચુરો કરીને—" मत्तसमाचितं सेर्वत्र त्वं."

## જે ખરા ભગતો હોય છે તેઓ પ્રભુની ભક્તિ શિવાય બીજું કાંઇ કામ કરતા નથી.

(લેખક શ્રીયુત્ અમૃતલાલ સુંદરજી પઢિઆર.)

જુઓ, ભગતોના અનેક પ્રકાર છે, તેમા એક આ પ્રકાર પણ જાણવા જેવો છે કે, કેટલાક ભગતો શરૂઆતના હોય છે, અને કેટલાક ભગતો ભક્તિના રસ્તામાં બહુજ આગળ વધી ગએલા હોય છે, તેથી એ બન્ને પ્રકારના વચ્ચે ઘણો ફેર પડી જાય છે. કારણ કે જે શરૂઆતના ભગતો હોય છે, તેઓ પોતાનો એક પગ દુધમાં રાખે છે અને એક પગ દહીંમાં રાખે છે. મતલબ કે તેઓ સંસારના કામો પણ કરે છે અને ભક્તિ વધે તેવાં કામો પણ કરે છે, પણ જેઓ આગળ વધેલા ત્યાગી કે નિસ્પૃહિ ભગતો છે તેઓ સંસારના કામો કરતા નથી, તેઓ તો માત્ર ભક્તિનાજ કામો કરે છે; કારણ કે તેઓ પૂરેપૂરા પ્રભુ સેવામાંજ લાગી ગએલા હોય છે. તેથી તેઓથી બીજાં કામો બની શકતા નથી. આ વાત બહુ ચોખ્ખી રીતે સમજાવવા માટે એક સંત કહેતા હતા કે—

સરકારનાં જુદાં જુદાં ઘણા ખાતાંઓ હોય છે, જેમકે જગાતખાતું, આબકારીખાતું, જંગલખાતું, રેવન્યુખાતું, પોલીસખાતું, ન્યાયખાતું, એલચીખાતું, અને રાજકીયખાતું, વિગેરે ઘણાં ખાતાંઓ હોય છે. પણ એ બધા ખાતા કરતાં લશ્કરી ખાતાની વાત કાંઇક જુદીજ હોય છે, અને તેના નિયમો પણ કાંઇક જુદાજ હોય છે

એ ખાતાવાળાઓથી બીજાં કામો બની શકતા નથી. જેમકે જુઓને એક લશ્કરી સીપાઇને ઘડીઆળ દુરસ્ત કરવાનું કામ, આવડતું હતું, તેથી પોતાની લશ્કરી નોકરી ઉપરાંત ઘડીઆળ દુરસ્ત કરવા માટે તેણે બીજાઓની પાસેથી ઘડીઆળો મગાવ્યા હતાં, પણ એટલામાં તેની ટુકડીને બહારગામ ઉપડી જવાનો હુકમ થયો, તેથી સૌ સૌનાં ઘડીઆળ સૌને પાછાં મોકલી દેવાં પડયા, તેમજ જે ખરા ભગતો હોય છે, જે તાળી લાગેલા ભગતો હોય છે, જે ઉંડાણમાં ઉતરેલા ભગતો હોય છે, અને જેઓ અંતરમાંથી વિરક્ત થઇ ગયેલા ભગતો હોય છે, તેઓથી પણ પ્રભુની સેવા સિવાય જગતના બીજાં કામો બની શકતાં નથી અને તેમ છતા જો તે બીજાં કામો કરવા જાય તો તેને એટલો કાચો સમજવો, કારણ કે

માથું આપવાની નોકરી સ્વીકાર્યા પછી બીજા કાંઇ કામો કરવાના બાકી રહેજ નહીં, અને બીજા કામો બાકી રહ્યાં હોય ત્યાં સુધી એવી આકરી નોકરી સ્વીકારાયજ નહીં માટે બંધુઓ, જ્યારે પુરેપુરૂં ભક્તિમા દીલ લાગી જાય અને ભગવાનની સેવા કરવામાજ આનંદ આવી જાય તે પછી ચાહીને બીજા વ્યવહારીક કામો કરવાની ઉપાધીમાં પડશોમા. પણ યાદ રાખજો કે, એવી સ્થીતિ બહુ દુર્લભ છે, અને તે કોઇ કોઇ ભાગ્યશાળીઓનેજ મળે છે એ ઉચ્ચ સ્થીતિ કાંઇ સર્વને માટે નથી, પણ ઉત્તમ પ્રકારના ભગતો માટેજ છે. એ શિવાયના લોકો જો એમ કરવા જાય તો તેઓથી એ સ્થીતિમા ટકી શકાતું નથી, તેથી તેઓના બેય બગડે છે એમ ન થાય એ સભાળજો અને તમારા અધીકાર પ્રમાણે વર્તજો. એજ અમારી ભલામણ છે.

જે ભગતમાં પ્રભુપ્રેમ હોય તેજ બીજા લોકોને શાંતિ આપી શકે છે

દુનીઆમા દરેક ઠેકાણે ભગતોના વખાણ થાય છે, તેનું કારણ શું ? એનું કારણ એજ કે ભગતો કોઇને નડતા નથી, ભગતો કોઇને દુઃખ દેતા નથી, ભગતો કોઇ જાતનું તોફાન કરતા નથી, અને ભગતો કોઈની સાથે છળ કપટ કરતા નથી, એટલુજ નહી પણ ભગતોના જીવનમા મીઠાશ હોય છે ભગતોની સોબતથી બીજા લોકોને ફાયદો થાય છે, ભગતો પરમાર્થના કામો કરે છે. ભગતો સૌને સુખ થાય તેવા ઉપાયો કરે છે, અને ભગતો ઘણા માણસોને અતરની શાતિ મળે એવી વાતો કરે છે તથા એવા કામો કરે છે માટે ભગતો સૌને ગમે છે આ વાત બહુ સ્પષ્ટરીતે સમજાવવા માટે એક ભક્તરાજ મહારાજ પોતાના હરિજનોના મડળમાં કહેતા હતા કે –

અમારા પાડોશમાં એક નાનુ છોકરૂ હતું તેની મા કયાંક બહાર કામે ગઇ હતી, ત્યા તેને રોકાણ થઈ ગયુ ને છોકરાને ભૂખ લાગી, તેથી તે ધાવવા માટે રોવા લાગ્યુ એ વખતે તેને શાન્ત રાખવા માટે ફળીઆની બીજી સ્ત્રી ધવરાવવા લાગી, પણ તે બાઇના થાનમા દૂધ નહોતુ, એટલે તે સ્તન મોઢામાં લઇને જરાવાર છોકરૂ રોતુ રહ્યું, પણ જ્યારે તેમાથી દૂધ મળ્યુ નહી ત્યારે તે ઉલટું વધારે વધારે રોવા લાગ્યુ એ પછી બીજી એક બાઇ ધવરાવવા લાગી, તેના સ્તનમા પણ દુધ નહોતું, તેથી છોકરૂ રોતુ રહ્યું નહીં. એ પછી એક કલાકમાં પાંચ છ જણીઓ પાસે તેને ફેરવ્યું, પણ તે કોઇના થાનમાં દુધ નહોતુ તેથી છોકરાની ભૂખ મટતી નહોતી માટે રોતુ હતુ એ પછી એક બાઇ આવી, તેની છાતીમા દુધ હતું, તે બાઇ એ છોકરાને ધવરાવવા લાગી, એટલે તુરતજ એ છોકરૂં રોતું રહી ગયુ.

ભાઇઓ, આ દાખલો આપીને હું તમને એમ સમજાવવા ઇચ્છુ છું કે, જેમ ભૂખ લાગેલા બાળકને દુધ વિનાના સ્તનથી તૃપ્તિ મળે નહીં તેમજ જે માણસોમા પ્રભુપ્રેમ ન હોય તે માણસો બીજા લોકોને શાંતિ આપી શકતા નથી, કારણ કે જે શાંતિ છે તે કાંઈ શબ્દોમાં નથી પણ અતઃરના પ્રેમમાં છે. જે ખરી શાતિ છે તે કાંઇ બહારના આડંબરોમાં કે ઉપલકપણામા નથી પણ ખરી શાતિ તો પ્રભુપ્રેમના અમૃતમા છે, અને જે ખરી શાતિ છે તે કાંઇ પ્રપચમા ને મોહમા પડી ગયેલા માણસોમા નથી, પણ એવી શાંતિ તો સાચા ભગતોના પવિત્ર અતઃકરણમાજ હોય છે માટે જે એવા પ્રભુ પ્રેમવાળા સાચા ભગતો હોય તેઓજ બીજાઓને શાંતિ આપી શકે છે

જે છોકરાંઓને માત્ર રમવુજ હોય તેઓ જુદી જુદી ઘણી બાઇઓ તથા ભાઇઓ સાથે રમી શકે છે, પણ જે બાળકને ખરેખરી ભૂખ લાગી હોય, અને જેને ધાવણની જરૂર હોય તે તો ધવરાવવાવાળી બાઇજ જોઇએ છીએ. રમાડનારાથી તેનુ કામ ચાલતું નથી તેમજ જગતના ઘણાં માણસો કે જેઓને માત્ર રમતગમતજ જોઇએ છે ને તોફાન મસ્તીજ જોઇએ છે, તેઓને તો ઘણે ઠેકાણેથી ગમત મળી શકશે, પણ જેઓને સાચી ભૂખ લાગી છે તેઓને તો પ્રભુપ્રેમવાળા ભગતોનીજ જરૂર પડશે અને જ્યારે એવા ભગતો મળશે ત્યારેજ તેઓને શાતિ મળશે કારણ કે તેઓમાં પ્રભુ પ્રેમરૂપી અમૃત રહેલુ છે, માટે તેઓ બીજાઓને એ અમૃત પાઇ શકે છે, ને શાતિ આપી શકે છે. પણ જેઓ પ્રભુપ્રેમ વિનાના છે ને તેમ છતાં જેને બહુ વાતો કરતા આવડે છે, તેઓ સ્તનમાં દુધ વિનાની સ્ત્રીઓના જેવા છે, એટલે તેઓ બાળકોને રમાડી શકે છે પણ તેને પોષણ આપી શકતા નથી, તેને અમૃત પાઇ શકતા નથી અને તેને તૃપ્તિ આપી શકતા નથી માટે જો આપણા પોતાના જીવનમા રસ ભરવો હોય તથા બીજાઓની જીંદગી સુધારવી હોય તો ભગત થાઓ પ્રભુ પ્રેમવાળા સાચા ભગત થાઓ, એટલે તમે તૃપ્તિ પામી શકશો અને બીજાઓને પણ આપી શકશો. માટે ભગત થાઓ ! ભગત થાઓ !

# हास्यरस.

( સંશોધક દફતરી નરલાલ વનેચંદ મોરબીવાળા—ધોરાજી )

## જળનો પ્યાલો યાને વિવાહની વરશી.

મોડી રાત સુધી કાગળ લખવામાં ગુંથાઈ ગયો હતો મીસીસ તો પડ્યાં પડ્યાં ઘોરતાં હતાં, પવન તદન મંદ હતો, ઉકળાટ વિશેષ હતો, ટાવરમાં બારના ડંકા થયા આ વખતે ગળામાં સોસ પડવા લાગ્યો ઠંડા જળનો એક પ્યાલો ઘણો આવકારદાયક થઈ પડે તેમ લાગ્યું, નળ આવતાં પાણીઆરૂં કાઢી નાખ્યું હતું. પાણીનો નળ ભોંય તળીએ રસોડામાં હતો. રસોડામાં નળ લેવાનું કારણ મીસીસને ઓછી તસ્દી પડે માટે, ફળીમાં કુવો છે ખરો પણ નળ આવતા તે પાણીનો વપરાશ બંધ થયો હતો. પ્રથમ બારણું ઉઘાડીને ઓરડીમાંથી દાદર નીચે ઉતરી રસોડા પાસે ગયો તો બારણાને તાળું હતું. "એ સાલા કપલાનાં કામ" રસોયો નાટક જોવા ગયો હતો એટલે રસોડાને તાળું દઈ કુંચી સાથે લઈ ગયો હશે, એમ માની તેનાપર ધખારો કાઢ્યો. પાછો મેડી ઉપર આવ્યો બારણું ઉઘાડીને ગજારવાળા ઓરડામાં ગયો ત્યાં પાણી નહોતું. તૃષા વધતી ગઈ તૃષા ખરેખર હતી તેના કરતાં તરસનો ખ્યાલ વિશેષ જબરો હતો. આ તે હું સહરાના રણમાં છું કે શું ? ઘડીકમાં વિચાર્યું કે ફળીઆમાં કુવો છે તેમાં પડીને પાણી પીઈ લઉં, ઘડીકમાં વિચાર્યું કે વખતે એકમાંથી બીજું થાય અને વખતે જીવનું જોખમ થાય એટલે તે વિચાર માંડી વાળ્યો.

વળી પુરો સુઝ્યો કે "કપલાને નાટકશાળામાંથી કાન ખેંચીને તેડી લાવું ? રસોડાની કુંચી ઉપર મેલી જતો હોય તો એના બાપને શું ખોટ બેસે છે ?

તે વિચાર પડતો મેલ્યો અને ગજારમાં આવ્યો. મીણબતી સળગાવી. પાણીનો ખાલી પ્યાલો પડ્યો હતો તે હાથમાં લીધો અને ગજારમાંથી દાદર વાટે રસોડામાં ઉતરવા માંડ્યું. એક—બે—ત્રણ—ચાર ધડડબુસ—સંતપાટ—ધબ દેતો ભોંય તળીએ ગયો! ફેર ચડી ગયા પાંચેક મિનિટ પછી શુદ્ધિ આવી ત્યારે ખબર પડી કે દાદરના પગથીઆં ઉતરતા સમતોલપણું ખોઈ બેઠો અને એક પગથીયું તો શું પણ ચાર પાંચ પગથીયાં સરી ગયો ને સવા પાંચ ફુટ જેટલી જમીનની સેવા માપણી કરી. પ્યાલો કઈ તરફ હશે ? મીણબત્તી કોણ જાણે ક્યાં પડી હશે ? અંધારું ઘોર ? જાણે એકાંત વાસની સજા પામેલો ખુનનો કેદી અંધારી કોટડીમાં પુરાયો હોય તેમ વગર વાંકે પોતાનાજ ઘરમાં અંધારી ઓરડીમાં સપડાઈ ગયો હતો હવે કરવું શું ? દાદરપરથી પાછું ઉપર જવું અને મીસીસને જગાડવી પણ દાદર કોણ જાણે કેટલા માઈલ દુર હશે ?

વિચાર સૂઝ્યો. રસોડામાં બારી છે તે ઉઘાડું તો કાંઈક અજવાળું આવશે એટલે લાંબા હાથ કરીને જેમ નદીમાં એક માણસ તરે તેમ આ અંધકારરૂપી સાગરમાં બારીરૂપી કીનારાની શોધમાં તરફડીયાં મારવા મંડ્યો. ચાલતા ચાલતાં ઓચિંતું પરંતુ અધમણીયું માથું ફાનસમાં અફળાયું અને માથે કાંઈક ઢોળાયું ? પાછળથી ખબર પડી કે નવી કાચની બરણી શીકે મૂકી હતી તેમાં માથું અટકાવાથી બરણી ફુટી ગઈ અને તેમાંથી ઘી માથાપર ઢોળાયું પણ ઘી ચાટવાથી કાંઈ તરસ છીપે ? જળના એક પ્યાલાની કીમત અમુલ્ય કોહીનુરના હીરા કરતા પણ વધારે લાગવા માંડી જેમ તેમ કરતા હાથ બારણા પર અફળાયા. બારણા ઉઘાડ્યા તો તદન અંધકાર લાગ્યો આ તે શું ? એકાએક વાદળા થઈ આવ્યા હશે અને માવઠું થશે કે શું ? કારણ આકાશમાં ચાંદરણા પણ દેખાતા નહોતાં બલ્કે તદન ખમોર નજરે લાગ્યું. જરા વધારે ખાત્રી કરવા માટે બારણામાં માથું ખોસ્યું. ત્યાં—હા—ર. ,ઓં ? ઓ—તારી ! આતો દહીંની વાસ આવે છે. બારીને બદલે દહીં દુધ રાખવાનો આરીયો કબાટ હતો એમ ખાત્રી થઈ. માથું તપેલામાં અટકાતા દહીં બધું પડ્યું

દુધમાં અને દહીં મીશ્રિત દુધ પડયુ અથાણામાં તડાતડ-ફડાક ? વાસણો એક બીજા સાથે ઝાંઝ પખાલ વગાડતા પડવા માંડયાં જાણે ધટાલીનો ધરતીકંપ આવી કેમ થયો હોય ? ઉપરાંત અદકમાં દુકાળ આવ્યો હોય તેમ છીંક ઉપર છીંક શરૂ થઈ. મગજની ગતી ૧૨૦ ડીગ્રી પર હતી ગભરાઈ ગયો. છેવટે છીંકની સાથે બુમ પાડી અલી-અલી ! અહીં આવો અહીં આવો? આ સામટાં શોરબકોરથી ફળીના કુતરા ભસવા લાગ્યા રાડારાડ થઈ રહી ઉપર મીસીસ જાગી ગયા હતાં તે મ્હને પોકારતાં હતા હું ત્હેને બોલાવતો હતો પણ કમબખ્ત કુતરાંના ભસવા આડે એક એકના અવાજ સંભળાય તેમ નહોતુ. મીસીસે ગભરાઈને મેડીની અગાશીમાંથી "દોડો દોડો" ચોર ચોર ? એમ બુમ પાડવાથી આડોશીપાડોશી બધા લાકડીઓ સાથે નીચલી ઓસરીના બારણાં ખોલી અંદર આવ્યા આજુબાજુના લોકો ખોખારા મારવા મંડી ગયા. હું તો તદન ડઘાઈ ગયો હતો રસોડામાંથી અવાજ આવે છે એમ મીસીસના કહેવાથી બારણે તાળુ વાસેલુ તે તાળુ તોડી બારણાં ખસેડી નાંખી લોકો ધસારાબંધ અંદર દાખલ થયા. એક જણ તો બત્તી લઈને આવ્યો હતો અને મને ચોર સમજીને લાકડીનો પ્રહાર કરવા જતો હતો પણ સુભાગ્યે મીસીસે મ્હને તુરત ઓળખી કાઢયો અને રાડ પાડીને અટકાવ્યો, નહીં તો સો વરસ પુરાં થાત. બધા આ બનાવનું કારણ પુછવા મંડયા 'પાણીને નળે લઈ જવાની પ્રથમ મેં માગણી કરી ત્યાં જઈ ખુબ પાણી ઢીંચ્યું.' કપલો આવી પહોંચ્યો તેને પ્રથમ તો લાતથી વધાવીને પછી વાત કરી કે આ બધી તારી મહેરબાની છે

મેં મારા પરાક્રમનું બ્યાન કર્યું ત્યારે સૌ ખડખડ હસી પડયા. હું પણ હસ્યો અને પછી વિચાર થયો કે બિચારા કપલાને નાહક માર્યો. ફુચ્ચા તો તે મ્હારી પાસે મુકીને ગયો હતો પણ તરસને લીધે કાંઈ સુઝયુ નહીં. પાડોશીઓ બધા સૌ સૌના ઘર ભેગા થઇ ગયા. મીસીસે ખડખડ હસીને કહ્યું કે, તમે કેવી વીવાહની વરસી કરી મેલી ?



## जात-मेहनत अथवा स्वाश्रय.

( શ્રીયુત ઇચ્છાશંકર ક. રાવળ બેગસોર )

જેઓ પોતાની જાત ઉપર આધાર રાખીને મહેનત કર્યા કરે છે, તેમને પરમેશ્વર સહાય કરે છે, એ વાત અનુભવસીદ્ધ છે. "ચાકરી કરે તે ચાખરી પામે" એ એક નાની સરખી કહેવત છે, પણ તેમાં માણસ જાતના હજારો વરસના અનુભવનો સાર સમાએલો છે. આપણને જુઓ એજ માણસનું ખરૂં જીવન જાણવું, સ્વઆશ્રય એજ તેના જીવનનો સગરસ જાણવો, કોઈ દેશના ઘણા જણમાં જો એ ચમત્કારો હોય, તો એ સદગુણ આખા દેશના સામર્થ્યની જીવન દોરી જાણવી, "પારકી આશ, તે સદાય નિરાશ." બીજાની મદદ લઇને કામ કરવાથી આપણે નમાલા થઇ જઈએ છીએ, પણ જો જાતમહેનતથી આપણે આપણ કામ કરીશું, તો આપણાના કામ કરવાની ઉમંગ અચુક વધતી જશે, એમ ધારો કે સરકાર કોઇ એ હોમતુ કે અમુક માણસોનું રક્ષણ કરવાની મતલબથી તે માણસોને કે પ્રજાને મદદ કરવા માંડે, તો તેની મદદનું પરિણામ એવું નીવડશે કે તેવી મહેનતથી કામ પાર પાડવાની ઉલટ અને આવશ્યકતા તે માણસોમાંથી તથા બધી પ્રજામાંથી કાંઇક ઓછી થશે, ગમે તે દેશ તરફ આપણે નજર નાખીને જોઇશું તો આપણને માલમ પડી આવશે કે જે દેશના માણસો ઉદ્યમ સરકારી આશ્રયનો અનાદર કરી ચાલી રહેલા હોય છે અને જ્યાં

એવા લગનથી વીરૂધ્ધમાંજ હતો, કારણ મે જ્યાં જોયેલું ત્યાં વધારે જથામાં કુસુપ અને પ્રમાદધન જેવાજ જોડાં મળતાં

રોજના નીયમ પ્રમાણે આજે હું શેક્સપીઅરની કવિતા વાંચતો હતો એવામાં મારા પીતા મારા રૂમમાં આવ્યા અને મને કહ્યું.

રમીક, જતો, નીચે જપ્તીકારકુન ( Ba-liff) ઉભો છે, એને લઇને કુન્દનલાલને ત્યાં જા, અત્યારે તે ઘરમાંજ હશે. દરવાજો ખુલે કે તરત અંદર જજે અને ઘરની અંદરનો સર્વ અસ્બાબ જપ્ત કરજે, હું ત્યાં જાત, પણ અત્યારેજ મારે સુરત તારા મામાને ત્યાં જવું છે એટલે બની શકશે નહી. ચાલ હું જાઉં છું કામ બરાબર ચોકકસ કરજે. આટલું કહી મારા પીતા ઝટ ચાલ્યા ગયા.

આવાં કામો ઘણી વખત મારે કરવા પડતા હું તુરત ઉભો થયો અને ઘંટડી વગાડી રામો આવ્યો તેને ચહા લાવવાનું કહી કપડાં પહેરવા લાગ્યો આ ઠેકાણે એક વાત કહેવી રહી જાય [illegible] બ્યાજનું કામ કરનાર હમેશાં ચીકણા હોય છે, [illegible] અમારી બાબતમાં તેમ નહતું. કપડાંલતામાં [illegible] એસ્ક્વાયર રહેતો. ગાડી ઘોડા મોટર સર્વ [illegible]રે ત્યાં હતું ચહા પી, એક ગરમ ઓવરકોટ [illegible]ડીથી રક્ષણ કરવા લઇ હું નીચે ઉતર્યો મોટાર [illegible]યાર હતી. બેલીફ સાથે હું કુન્દનલાલને ત્યાં [illegible]માની પહોંચ્યો. દરવાજો ખુલ્લો હતો. એટલે હું ઘરમાં ગયો, નીચે કોઇ નહતું. હું ઉપર ગયો.

કુન્દનલાલ એક દીવાનખાનામાં પેપર વાંચતા હતા. પાસે તેમના ધણીઆણી તથા એક સોળ વર્ષની સુંદરી જે અનુમાને તેમની પુત્રી હોય એમ લાગતું તથા એક નાનો છોકરો હતો.

હું ઉપર પહોંચ્યો કે તરત કુન્દનલાલ મારી સામે આવ્યા, મને એ મારી પેઠે ઓળખતા, એમને પેર હું આજે પહેલ વહેલોજ ગયેલો એટલે તેમણે મને બ્હાલથી પુછ્યું કેમ, મી રસીકલાલ, તમારાં પગલાં અમજેવા ગરીબને ત્યાં ક્યાંથી ? પધારો, પધારો, કહી કુન્દનલાલ જ્યાં એમનાં ધણીઆણી હતાં, ત્યાં લઇ ગયા તેમની સાથે મને ઓળખાણ કરાવી, બીજી બાજુ જેને હું એમની પુત્રી ધારતો હતો તેમની સાથે પણ ઓળખાણ કરાવતાં બોલ્યા, કેમ, આ આપણા ઝવેરચંદ શેઠના ચીરંજીવી, કે જેને માટે હું વારંવાર કહેતો હતો.

વાચક ! હું જ્યારે ઉગતે પ્રભાતે કુન્દનલાલનો દુશ્મન બની આવ્યો હતો, ત્યારે તે બીચારા મારે અત્યંત સ્નેહ ધરાવતા હતા. મારું હૃદય મુંઝાતું હતું. શું કરવું એ મને ન સુઝયું મારા મગજના અક્કલનાં ખાના બંધ થયાં હોય એમ જણાતું. આ વખતે મારા પીતાનું એક વાક્ય મને યાદ આવ્યું. તે મને કહેતા, રમીક ! ભુલે ચુકે કોઇ પણ વ્યાપારમાં શરમ ન રાખવી

કુન્દનલાલ, દલાલ હતા. પહેલાં પૈસા ઠીક હતા, પણ પાછળથી સટ્ટો કરતા સર્વ ગયું. સટ્ટો લગાડે ભગ એ કહેવત કોના પ્રકરણમાં સત્ય નથી ઠરી ? વખત જતાં કામ પ્રસંગે કુન્દનલાલને રૂ ૩૦૦૦) જોઇતા હતા મારા પીતાએ તે આપ્યા રૂપીયા આપ્યા પછી ત્રણ વરસમાં કાંઇ થોડા દીવસ બાકી રહ્યા છતાં નતો બ્યાજ મળ્યું કે ન મુડી મળી આખરે મારા પીતાએ કોર્ટમાં દાવો માંડી હુકમનામું ( Decree ) મેળવ્યું અને તેની રૂએ આજ પધરામણી એમને ત્યાં હતી.

મી કુન્દનલાલ આપના સ્નેહભરેલાં વર્તન માટે આપનો આભાર માનું છું, મે અંગ્રેજીમાં બડાવવા માંડયું કારણ એમનાં પુત્રી અને ધણીઆણી સમક્ષ એક,બ્યાજખાઉ તરીકે દેખાવા હું કદી પણ રાજી ન થાઉં. આગળ વધતાં મેં કહ્યું દીલગીર છું કે આજે હું તમારી બાંધી મુઠી ખોલાવવા, તમારી ઇજ્જતનો પરદો ઉંચકી નાંખવા આ તમારી ઓ પુત્રી પુત્રને રઝળતી આપવા આવ્યો છું. મહેરબાની કરી આ તમારા મકાનમાંનું સર્વ રાચરચીલું મારા ચાર્જમાં સોંપવું. કે જેને માટે બેલીફ નીચે ઉભો છે.

જેમ તેમ મેં આટલા વાક્ય ઉચ્ચાર્યાં સુધરેલા જમાનામાં હું એજ્યુકેટેડ થયેલો પાઘડી શાયલોક અને આજકાલ મારવાડીઓનું અનુકરણ કરતો હોઉં તેમ પાર્ટ ભજવતો હતો.

પછી પહેલા જે હસતું વદન હતું તે કરમાઇ ગયું ચ્હેરાપર કાળી રેખાઓ નીકળાઇ ગઇ. કુન્દનલાલે મારો હાથ પકડતા કહ્યું.

મી. રસીકલાલ, ગાય જ્યારે દુધ આપતી નથી ત્યારે શું તમે તેને મારી નાંખો છો? ઝાડ જ્યારે ફળ આપતું નથી ત્યારે શું તમે તેને કાપી નાંખો છો? નહીં, વખત આવે તેજ ગાય દુધ આપે છે. ઋતુમાં તેજ ઝાડ ફળ આપે છે. દયા લાવો મારો સમય અનુકુળ આવતાં પાઇએ પાઇ તમારી ભરપાઇ કરીશ કુન્દનલાલે કરગરતાં કહ્યું.

હું નીચે જોઇ સર્વ સાંભળતો હતો. અચાનક મને કોઇના રડવાનો અવાજ આવ્યો, મે ઉંચે જોયું. હું અજાયબ થયો. કુન્દનલાલની પુત્રી તથા ધણીઆણી રડતાં હતાં. સાથે પેલો પાંચ વર્ષનો કીકો પણ મા બ્હેનને રડતા જોઇ રડતો હતો હું ન સમજ્યો, કારણ હમારી વાત અંગ્રેજીમાં થતી હતી, પણ તરતજ મને વીજળીનો પ્રવાહ લાગ્યો હોય તેમ આંચકો લાગ્યો. કુન્દનલાલની પુત્રી અંગ્રેજી ભણતી હતી અને રડવાનું કારણ હવેજ હું સમજ્યો.

મી કુન્દનલાલ, તમારા કાકલુદી ભરેલા શબ્દો મને મીણ જેવો બનાવે છે. પણ આપ સમજી શકશો કે હું કોઇ કરી શકું એમ નથી.

દીલગીર છું મી. રસીકલાલ કે તમે મરેલાને મારવામાં મોટાઇ સમજો છો. ઇશ્વર એમાં રાજી થી. લક્ષ્મી ચંચળ છે, હાથનો મેલ છે. દુનીયામાં સાઇ એજ ધર્મ અને પુણ્ય તેજ તમારાં છે. ચથા નથી. પૈસા તમારા નથી કે નથી કોઇ ! સબંધી.

હું ખુરશીપર બેઠેલો હતો. મારી આંખમાથી ( નીકળી પડયાં આવી સ્થીતી મે હજુ ભોગવી નહતી. અચાનક કુન્દનલાલની પુત્રી પાસે આવી ઘુંટણભડી પડી બોલી.

સીકભાઇ નિષ્ઠુર ન બનો. મારા પીતાને ! કુદરતનો ફટકો અજબ છે. ચડતી પ ર્વને છે, સ્થાયી કોઇ નથી બાંધી મુડી ન જે ઝાડ હમને છાંયડો આપે છે તેને ન કુમે શું કરીશુ. બચાવો, બચાવો, રસીક-ાલતા - હેમ ઘણી રડી. દેખાવ હૃદયાં. ઘુટણ ભડી પડી નીર્દોષ બાળા કરતી હતી. હું તેની સામે દયાપુર્ણ હૃદયે નીહાળતો હતો. આ વખતે કદાચ ચીત્રકાર હોત?

હેમગવરી, હું સર્વ સમજું છું. તમારા ખમાં હું ભાગ લઉં છું અત્યારે તો મારા આશ્વાસન તરીકે હું તમને અર્પું છું પણ ભવિષ્યમા હું બનતું કરીશ.

ચાલો, મી કુન્દનલાલ હવે મને બેલીફ સાહેબને બોલાવવા રજા આપો, મારી ફરજની આડે ન આવો.

વાંચક! ડુબતો મનુષ્ય મદદની આશા રાખે, ડુબતાને ડુબાડવું તો પછી ન્યાયજ ક્યાં રહે? મારે પ્રસંગ એવોજ હતો કુન્દનલાલ પોતાના મ્હોંથી રજા કેમ આપી શકે? મેં બેલીફને હાક મારી તે ઉપર આવ્યો.

સાહેબ, આપનુ કામ આપ કરી શકશો. અહીંની દરેક ચીજ આપ નોંધી લો અને સીપાઇ અહીં રાખજો. બેલીફે સર્વ નોંધ્યું ખુરશી ટેબલ, ઘડીયાળ, ગાલીચા, અરીસા, વાસણ, થોડીક જણસો તે સીવાય બીજો પણ પરચુરણ સામાન નોંધ્યો.

આ વખત દરમ્યાન હેમગવરી બેઠી બેઠી રડતી હતી. હું શું કરૂં, હેમને કેમ રાજી કરવી. હેમ સુંદર હતી, ભણેલી હતી, નીર્દોષ કળી પોતાની આફતમા કરમાતી હતી. મને વીચાર આવ્યો દુનીયામાં સર્વ એકજ પ્રભુનાં સંતાન છે, ધર્મની રીતીએ ચાલવું, પરોપકાર કરવો એ હું જાણતો ત્યારે આજે હું શું કરતો હતો. મને કંઇક વીચાર આવ્યો, મે હેમનો હાથ પકડયો તે વખતે હું શું કરતો હતો તેનું મને ભાન નહતું હેમ, બોલ, તારે માટે હું. શું કરૂં? આહ પણ મારો એ સવાલજ કેવો, ક્ષુધાતુર મનુષ્યને હું પુછતો, કે કેમ જમવું છે? બોલ હેમ, આ સર્વ હું રહેવા દઇ ચાલ્યો જાઉં? તું રાજી થઇશ?

હેમ, મારી સામે જોતી હતી. ગરીબ બાળા મ્હોંથી તે કહી શકી નહી. શરમાળ આંખ મારા કહેવાથી રાજી થઇ હું બેલીફ પાસે ગયો તેના હાથમાંનું લીસ્ટ લઇ મે ફાડી નાંખી બેલીફને કહ્યું, સાહેબ, અત્યારે તો આપ પધારો,

હું કાંઇક સેટલ કરવા માગુ છું. બોલીદ ગયા પણ મારા હૃદયનો મર્મ લેતા ગયા

ચાલ હેમ, રાજી થા, હુ એક અમુલ્ય પાક શીખ્યો છુ ચાલ હવે હું જાઉં ? શું કહું ? મેં જેમ તેમ પુછ્યુ હુ જાઉ ? મારૂં હૃદય તો અહીં જડાઈ ગયેલું હતું, હૃદય ચોગાયલું હતું, તે આખોમા અજબ ઝળકાટ હતો. વાચક ! એજ આખોએ આજે કુન્દનલાલની ઇજ્જત બચાવી.

ના, ના, બેસો. ઉતાવળ ન કરો, રંકના મહેમાન. હો હુંહમણા આવુ છુ, કહી હેમ નીચે ગઇ

અહા ! તે શબ્દો કેવા મધુર તે વળી કોકીલ જેવા ગળામાંથી નીકળેલા, હું વીચાર કરતો હતો એટલામા કુન્દનલાલ આવ્યા તેમણે મારો ઉપકાર માન્યો. મેં યોગ્ય શબ્દોમાં સાત્વન કર્યું.

હેમ નીચેથી ઉપર આવી સાથે એક. રામોથી કેસરીયા દુધના ચાર કપ લાવ્યો. હમે ચોએ પીધા; મને અવર્ણનીય આનન્દ થયો થોડા વખત પછી પાન ખાઇ હું ઉઠ્યો.

રસીકભાઇ, વખતો વખત મળતા રહેજો. ગરીબને ત્યાં તો સુદામાના તાંદુલજ મળશે હેમે [illegible]ાં જતાં ટાહુકો પુર્યો

તે હું પ્રેમે આરોગીશ પ્રેમથી અર્પણ કરાયેલા રોટલા અપણ કરનારની મધુરતા સાથે અધીક મધુર લાગે. વાચક હુ મારે ઘેર આવ્યો જપ્તી કરવા જતા મારા હૃદય પર બીજાએ જમી બેસાડી.

૨

ગત પ્રકરણની વાતને પંદર દીવસ થઇ ગયા. મારા પીતાનો સુરતથી તાર મળ્યો કે તે મારા મામા સાથે ઉત્તર હિન્દુસ્તાનની મુસાફરીએ નીકળ્યા છે. આ પંદર દીવસ દરમ્યાન હુ હેમને ત્યાં રોજ જતો. તે પ્રેમની પુતળીને જોઇ હું દીવાનો બનતો. કોઇ કોઇ વખતે હમે સાથે મોટરમાં વીક્ટોરીયા ગાર્ડન્સમાં જતાં સાથે નાનો કીકો તો મને ન જોતો તો રડતો. અત્યાર સુધી હેમના વીવાહ થયા નહતા

કુન્દનલાલ સુધરેલી ઢબપર રહેતા હેમ મારી સાથે આવતી તેમાં તે કદી વાંધો ન લેતા. પંદર દીવસ દરમ્યાન હેમ મારી સાથે પ્રેમ બેડીમાં જકડાઇ !

આજે શુક્રવાર છે. હુ સાંજે પાંચ વાગે હેમને ત્યાં ગયો. હેમને મોટર વધુ પસંદ હતી. હેમની મરજીને માન આપવું એ એક મારે મનથી લ્હાણું હતું. હમે ગાર્ડન્સમાં આવ્યાં. આજે ત્યાં બેન્ડ હતું. હમે બેન્ડ સાભળવાની દરકાર ન કરતાં એક લતાકુંજમા આવ્યાં. અહીં કોઇ નહતું. શીતળ પવન વાતો હતો. હમે બાંક પર બેઠાં નાનો કીકો તો આમ તેમ રમતો હતો. મેં હેમને કહ્યું.

હેમ, તેં શું ખરેખર ત્હારો પ્રેમ મને અર્પણ કર્યો છે ?

વાહ ! આ તે કેવો પ્રશ્ન, શુ તમને શક છે ?

નહીં, નહીં, મારી હેમ, મારા પ્રશ્નનો ખોટો અર્થ ન ઉઠાવ, બજારમાં ખરીદનારને ખરીદવાની ચીજની હરકોઇ રીતે પરીક્ષા કરવાનો હક છે. મેં હમતા હસતા જવાબ આપ્યો.

ભલે ત્યારે, ખરીદી ચલાવો. પણ સંભાળજો કે આ કાંઇ શાક ભાજીની ખરીદી નથી પણ પ્રેમની છે. પસંદ હોય તો, ખરીદો પણ કીંમત ભારે છે. હો ? હેમે પણ ટકોરમાં જવાબ આપ્યો.

ઠીક, ખરીદ તો કરૂં પણ હેમ, બોલની જોઉં શું કીંમત પડશે ?

મારો પ્રેમ અમુલ્ય છે. તે હીરો નથી કે ઝવેરી કીમત કરે, સોનું નથી કે પથ્થર પર કસોટી કરે, આંતો પ્રેમનો બઝાર છે. પ્રેમ ખરીદવો હોય તો................? બોલની, બોલની, વ્હાલી અચકાઇ કેમ, શું તે મારી પાસે નથી, મેં પ્રશ્ન કર્યો. શુ બોલુ મારા રસીક તે તો તમે નહી આપો: મારે માંડીવાળો. નહી, નહીં, ત્હારે કહેવુંજ પડશે, નહી તો સખત શીક્ષા થશે. મે કહ્યુ, અને તે કેવી શિક્ષા ?' હેમે પુછ્યું.

પણ તું કહે છે કે નહીં, બોલ, ત્હારા પ્રેમ ખરીદવા લાયક કઇ ચીજ છે. બોલ જલદી

ના, નથી કહેતી, જોઉં- તમે કેવી શીક્ષા કરો છો.

લે ત્યારે, આ રહી તે શીક્ષા કહી મેં હેમને માગ બાહુમાં લપેટી મધુર ચુંબન લીધુ. અહા ! દગાખોર, શીક્ષા તો ભારે દો ? આ ક્યાંથી શીખ્યા મારા રસીક ! પણ મધુર કરો ? હેમથી

પોલીસને બોલાવું; નીર્દોષ બાળા પર આવો જુલમ ?

બસ, બસ, પ્રેમના વ્યાપારમાં પોલીસ અડચણ કરી શકતી નથી. પ્રેમના વ્યાપારનો કાંઇ કાયદો નથી કે દીવાની કોર્ટમાં દાવો કરી વસુલ કરે ? વળી પવીત્ર પ્રેમને કાંઇ બાધ નથી કે તે ક્રીમીનલ ચાર્જ કરી શકે ? બોલ ત્યારે હવે ત્હારી પોલીસ શું કરશે ? મે હેમને સચોટ જવાબ આપ્યો.

બસ કરો, આજે હું હારી તમે જીત્યા. પણ યાદ રાખજો કે જીત હમેશા એકનાજ નશીબમા સરજાએલી નથી. પ્રેમના રાજ્યમાં જે જીત્યાં તેજ હાર્યાં અને હાર્યાં તેજ જીત્યાં. તમે અબળાને મ્હાત કરી તેમા શું જશ ખાટી—જશો મારા ડાહ્યા ડમરા ? હજી આગળ ઉપર તમારાં બળની કસોટી થશે. હેમે પણ મારા જવાબને તોડતા જવાબ આપ્યો.

આવી રીતે પ્રેમમાં ગોષ્ટી કરતાં એક કલાક ગયો પણ વખત ન જણાયો. ખરૂંજ છે કે "પ્રેમીને પ્રેમ મળે, વ્યસનીને વ્યસની મળે તો તેને શાની પરવાહ હોય ?", હમે પ્રેમનું પુરાણ બંધ કરી ઉઠયાં, હેમને ઘેર મુકી હું મારે ત્યાં આવ્યો.

૩.

રાતની ટ્રેનમા મારા પીતા આવ્યા. સવારે મને પુછયું કે કુન્દનલાલનુ શું કર્યું ?

પીતાજી, ગરીબ બીચારો ત્યા જતાંજ મેં બધો માલ નોંધવા માંડયો, પણ શું તે વખતનો દેખાવ, કુન્દનલાલ, તેની ધણીઆણી, તેની પુત્રી સર્વ અશ્રુપાત કરવા લાગ્યા. તેઓએ ઘુંટણભેર પડી મને વીનવ્યું કે મહેરબાની કરી આમ ન કરો, હું એવુ ઇચ્છતો હતો કે તમે સાથેજ હોત.

વારૂ, પછી તે શુ કર્યું ?

મે જપ્તી ઉઠાવી લીધી અને એક મારા મીત્ર પાસેથી તેમને રૂ૦ ૩૦૦૦ અપાવ્યા, મે અસલ રૂપીયા લઇ ખોડી વાળ્યુ.

હેં ! આ તે શું કર્યું ? માત્ર અસલ ? વ્યાજ તો ગયુ પણ ખર્ચ પણ ન મળ્યો. મારા પીતાએ કાંઇક તીખાશથી કહ્યું.

નહી; પીતાજી, મરતાને મારવું એ મને ન્યાયથી વીરૂદ્ધ લાગ્યું

ચાલ, હવેથી સભાળજે, આપણા ધધામાં આવી દયા, ન્યાય કે અન્યાયનો પડદો ન શોભે. મારા પીતાએ શીખામણ દેતા કહ્યું, અને તે કામમાં ગુંથાયા, હું છુટયો કે આટલેથીજ પત્યુ. હું ધારતો હતો કે પીતા ઘણા ગુસ્સે થશે. તેમને ક્યાં ખબર હતી કે ખર્ચ અને વ્યાજના બદલામાં મેં હેમને મેળવી હતી.

ઉપલા બનાવને બે મહીના પસાર થયા એક દીવસે બપોરે મારા પીતાએ મને બોલાવ્યો.

રસીક, હવે હું ઇચ્છું છુ કે તું તારો અભ્યાસ છોડી દે, અને મારા ધધામાં પેડ. વળી હવે હું તને ફરજ પાડવા માગું છુ કે તારે લગ્ન કરવું

નહી, નહીં, એમ બની શકશે નહી. તમે જોયું કે મેટ્રીકનું રીઝલ્ટ બહાર પડયું તેમાં હું ઉંચે નબરે પાસ થયો છુ. મારી અભ્યાસ વધારવા મરજી છે. માટે હાલ મોકુફ રાખો, જો કે હું તો મારા પીતાના મતને મળતોજ હતો.

તે બનશેજ નહી, કામકાજનો બોજો એટલો બધો છે કે હું એકલો સંભાળી શકતો નથી માટે અભ્યાસ બંધ કર, અને તને કોઇ સારી કન્યા જોડે લગ્ન કરાવી આપું

પણ આપણી જ્ઞાતીમાં એવી સુશીક્ષીત કન્યાજ ક્યા છે જે ? હૃદયનો મર્મ ન જણાવતાં પીતાને પુછયુ

તેને માટે ફીકર નહી, હું તપાસ કરીશ અને તને પુછીશ તે દીવસે તો વધુ કાંઇજ ન બોલ્યો.

* * * * *

હું હમેશ વીચારતો કે મારા લગ્ન હેમ જોડે થાય, કદાચ કોઇ બીજેજ ઠેકાણે મારા પીતા ઠેરવી દે તો નીર્દોષ બીચારી બાળાને વીશ્વાસઘાતજ કરેલો કહેવાય.

હું બેઠો હતો, હમેશ પેઠે આજે શેકસપીઅરનાં કાવ્યો વાંચતો હતો. લુક્રેટીસનું લજ્જાહરણ એ પણ શેકસપીઅરની કલમનો નમુનો હતું. એટલામા મારા પીતાનુ તેડુ આવ્યું હું નીચે ગયો.

રસીક, મે સંચારે તપાસ કરી સુશીક્ષીત કન્યાઓનો તોટો નથી, પણ હું જોઉં છે કે કુડમીનાજી છોકરીઓને હું મારી પુત્રવધુ બનાવી શકું નહી. માત્ર એક ઠેકાણે ... ... મારા પીતા અચકાતા અચકાતાં બોલ્યા.

કેમ, અચકાઓ છો, પીતાજી, મે પુછ્યુ.

માત્ર એક ઠેકાણું મારૂં ધ્યાન પહોંચે છે. પણ તે કબુલ કરે કે નહીં, એ શક છે

પણ પીતાજી, આ ખાધલ શાં માટે, શુ હું પુખ્તવયે પહોંચી ગયો છું કે આમ ઉતાવળ કરો છો, મેં ભોંઠા થતા કહ્યું.

ચાલ, બસ કર, હું ધારતો હતો કે આજની સુધરેલી ઢબ પ્રમાણે તુ જ્યાં કહે ત્યાં લગ્ન કરાવું પણ તું તો આસ્માને ચડી જાય છે. પીતા ગુસ્સે થતાં બોલ્યા.

તમારી ખુશીમાં આવે તેમ કરો, મે સેટો પડતાં જવાબ આપ્યો પણ પીતાજી હમણા કોને વાસ્તે વાત કરતા હતા.

પહેલાનો આપણો દેવાદાર કુન્દનલાલ,

મારા મ્હોમાંથી ધીમી શ્વાસ નીકળી, ખુશાલીથી મારૂં હૃદય નાચતું હતું, પ્રેમની કસોટીમા મેં પારસજ હાથ કર્યું હતું. વાચક આ વખતે તમે હોત તો, આનન્દ સાગરમાં ઝોલાં ખાત કે નહીં ?

કેમ, રસીક કાંઇ જવાબ આપતો નથી. તું ધારે છે ?

આ વખતે હું શુ કહું ? એમ કહ્યું કે હા, એજ ઠેકાણે જાઓ, અને મારૂં હેમ ( સોનુ ) લઇ આવો. હુ ગુચવાયો, પણ આખરે કહ્યું.

પીતાજી, તમને ગમ્યું તે ખરૂં, મારે કબુલ છે, તમારી આજ્ઞા માથે ચડાવવી એજ મારૂં કર્તવ્ય છે.

૪

બીજે દીવસે મને ખબર મળી કે મારા પીતાએ મારો વીવાહ હેમ જોડેજ કર્યો હતો, પણ વાંચક એ ખબર મને કેમ પડી ? જરા સાંભળશો ? રોજના નિયમ પ્રમાણે હું હેમને ત્યાં ગયો ગઇ કાલની વાતને લીધે હું આનન્દમાં મસ્ત હતો. હેમ તૈયાર હતી, પણ આજે હું વીસ્મય થયો. હેમ ઉદાસ હતી, કારણ મને ન સમજાયું: વાંચક, દુનીયામાં હું સર્વને દીલગીર જોઇ શકતો, પણ મારી હેમ, પ્રેમની પુતળી, મારા આનન્દનું ધામ, એને હું કેમ જોઉં ? હેમ આવી બોગરમાં બેઠી, હમારી રોજની જગ્યાએ હમે આવી બેઠાં.

હેમ, ત્હારા ચ્હેરાપરની દીલગીરીની રેખા મારા હૃદયમાં સાલે છે બોલ, હેમ, મને જણાવ કે શું છે ?

રસીક, ધીમે પણ તુટતે સ્વરે હેમ બોલી, શું કહું, તમને તે શબ્દો કેમ સંભળાવું, પણ સાંભળો ગમે ત્યારે પણ એ સાંભળવાનુંજ છે. હેમ બોલતી હતી, પણ શબ્દ ગળામાંથી નીકળવા આનાકાની કરતા. આંખમાં એકાદ બે "મોતી" જેવાં આંસુ મારી નજરે પડયા તે બોલી; ગઇ કાલે કોઇ આવ્યુ હતું. મારા પીતાએ અને તેણે એક કલાક વાતચીત કરી, હું તે વખત દીવાનખાનાના દરવાજા બહાર સાંભળતી હતી, તે શબ્દો, કે જે મારા હૃદયમા ચીતાસમ ઝળઝળે છે, તે આવનારે છેલ્લા શબ્દો કહ્યા હતા કે કુન્દનલાલ હવે હેમ મારી છે હું ન સમજી, તરત મારા રૂમમાં ગઇ, મેં વીચાર્યું શુ મારા પીતા આવનાર વૃદ્ધ સાથે મને લગ્ન કરાવનાર હતા ?

થોડા વખત પછી મારી મા મને બોલાવવા આવી, મને 'દીલગીર જોઇ.' મારી માતા સમજી કે કોઇ નજીવા કારણથી હશે, મને ખુશ કરવા તે બોલી, હેમ, આજનો દીવસ આનન્દ છે. હેમ અને હીરો ભેગા થશે તું જાણે છે, અત્યારે જે ગૃહસ્થ આવ્યા હતા તેના પુત્ર જોડે તારાં લગ્ન કરવા નક્કી કર્યું છે. બોલ હેમ રાજી થા.'

મા, આવી વાત ન કરો, મને હમણા ન સતાવો અને અત્યારે મહેરબાની કરી પધારો. તે ગઇ, મારી માતાએ અગ્નીમાં ઘૃત ઢોળ્યું, હૃદયમાં હોળી સળગી, કોણ જાણે એ ગૃહસ્થ કોણ હતા અને તેના પુત્ર કોણ, રસીક મને તેની શી પરવાહ, તમારી વાંસળીની ધુનમાં, તમારા પ્રેમના ફંદમાં, તમારા તાનમાં તલ્લીન બનેલી આ તમારી હેમને બીજા શાની પરવાહ ?

મે અનુમાન કર્યું, કદાચ મારા પીતા તો ન હોય, મેં હેમને પુછ્યું, હેમ, તેમના ચ્હેરાનું વર્ણન કર જોઇએ ?

મ્હોંપર શીળીના ચાઠાં, મ્હોં ભરાઉ, શ્યામ વર્ણ મુછ મોટી...

બસ, બસ, હેમ, તું મારીજ છે. તે કોઇ નહી, પણ મારાજ પીતા હતા, રાજી થા,

આમ કહી મેં હેમને આલીંગન કર્યું શું તે વખતનો આનન્દ.

આ બાગમાં કેટલાએ જોડાં પ્રેમગોષ્ટિ કરવા આવતાં કોઈ પ્રેમ પીંજરામાં પુરાતું; કોઇ સંધાતું, કોઇ તુટતું. સંસારમાં કોઈ હમેશ સંકેરા જેવો આનન્દ લેતો તો કોઇ જીંદગી વીષમય બનાવી દેતો. હું તો આખરે જીત્યો. આ સર્વ પેલી લતાકુંજને આભારી હતું, કે જ્યાં અનેક મારા જેવાં જોડાં શીતળ પવનનો સ્વાદ લેતાં, મધુરા પ્રેમની ઘેનમાં મ્હોબ્બતના માનમા લ્હાવો લેતાં.

* * * *

વાંચક, હવે મેં કોલેજ છોડી અભ્યાસ બંધ કર્યાથી હેમ કહેતી કે પ્રેમનો પાઠ હું શીખવીશ. જમો કેમ લઇ જવી તેની જપમાળા હું શીખવીશ, ત્યારે મારે શીખવાનું શું હતું?

હેમ સાથે મારા લગ્નને ૭ માસ થયા છે, હેમના પીતા હવે મારા દેવાદાર નહતા, મારા લગ્ન પછી મારા પીતાએ એક સારી રકમ આપી વેપાર કરાવવા માંડયો. તેમણે જીંદગી સુધારી લીધી. પેલો નાનો કીકો હેમનો નાનો ભાઇ, એ તો બસ, મારે ત્યાંજ રહેતો. વાચક મારો કીસ્સો બંધ કરૂં છું વળી આગળ ઉપર મારી જીંદગીમાં કોઇ નવીન પ્રકરણ, આવું જ મીઠું નહી હો? મળી આવશે તો આપની સેવામાં સાદર કરીશ, હું હેમને હમેશ ચીડવતો કે હેમ, આખરે તો જપ્તીમાં મે તને જકડી કે નહી?

---

## आनन्द काव्य.

( અમેરિકાના મસ્ત યોગી Walt Whitmanની Poems of Joy ઉપરથી)

ડૉક્ટર નટવરલાલ જગન્નાથ ગૌતમી —અજમેર.

૧

ઓ! આનન્દયુક્ત, રસયુક્ત, દિલભરી, રાગભરી, પુરૂષત્વભરી, સ્રીત્વભરી, બાલકત્વભરી સંસારભરી. અન્નભરી, ફળભરી, પુષ્પભરી કવિતા હું કેવી રીતે રચું?

ઓ! પશુઓની ધ્વનિ લાવું, માછલીઓની ચપળતા અને ત્હેમના હૃષ્ટપુષ્ટ તરતાને શરીરને લાવું.

ચારે તરફ વિશાળ સમુદ્રનું જળ છે. ઉપર વાદળાં ખુલેલાં છે. નૌકા ચાલી રહી છે.

૨.

ઓ! આત્માનન્દનો દરિયો ઉભરાઇ ગયો. પિંજરૂ તૂટી ગયું. ભીંતો ભાગી ગઈ. ઘર તણાઇ ગયાં. શહેરોની પાયમાલી થઇ ગઇ. આ એક ન્હાની પૃથ્વી શું કરી શકે? લાવો, સર્વ નક્ષત્ર—સર્વ સૂર્ય—અને સર્વ કાળ મ્હને આપો.

૩.

ઓ! આ અનાદિ ભૌતિક હૃદય પીડાને—આ પ્રેમ દર્દને કવિતામાં કેવી રીતે લાવું? આ આત્મગંગાના જળને કેવી રીતે પ્રવાહિત કરૂં? આ પ્રેમાશ્રુઓને કવિતામાં કેવી રીતે વ્હેતાં કરૂં?

૪.

જેવી પૃથ્વી છે તેવો હું છું જેવા તારા છે તેવો હું છું ઓ 'હો' મુર્ખાઓના સ્વર્ગમા અમે કેટલો વખત નિર્ગમન કર્યો?

અમે શિલા છીએ. પૃથ્વીમા વસીએ છીએ. અમે ખુલ્લા મેદાનો છીએ. સાથે સાથે રહીએ છીએ અમે બે સમુદ્ર છીએ. એક બીજાને મળીએ છીએ

પુરૂષનુ શરીર પવિત્ર છે. સ્રીનું શરીર પવિત્ર છે. ફુલોનુ શરીર પવિત્ર છે વાયુનું શરીર પણ પવિત્ર છે

જળ પવિત્ર છે. ધરતિ પવિત્ર છે. આકાશ પવિત્ર છે છાંયુ અને તૃણની પર્ણકુટી પણ પવિત્ર છે.

પ્રેમ પવિત્ર છે. સેવા પવિત્ર છે અર્પણ પવિત્ર છે. જુઓ! હવે હુ ત્હમને અર્પણ થાઉં છું. ગમે તેમ હો પરન્તુ હવે તો ત્હમે આ દુનિયામા મ્હારા થઇને રહો

---

## देशमां वपराति परदेशी जाहेर दवाओनी बनावटो.

(દર્શાવનાર—આર્યવૈદ્ય મયારામ સુંદરજી, જેતપુર.)

આજકાલ બજારમાં અમુક પ્રકારની પરદેશી દવાઓ જથાબંધ ખપવા લાગેલ છે તે તેના સાચા ગુણ અને તેના પેકીંગની સુંદરતાને બ-

એને તેમ બનતું જાય છે તેવામાં જો તેમ દેશી વૈદોને રસાયણીઓ વગેરેથી યથાર્થ આપને પેક સૌંદર્યાદિ વડે બનવા લાગે તો તેથી દેશમા બનાવનારા વાપરનારાને ઘણો ફાયદો થાય તેમ છે. દવાના પેકના સૌંદર્યને માટે આપણા વૈદો સુદ્ધાંને હજુ બે પરવાહ છે તે ખેદજનક છે રંગબેરંગી તથા સૌથી સોનેરી છાપવાળા લેબલને પેક સારા શોભાદાર ચીકણા કાગળમા સરખા માપના કરવાની જરૂર છે. અને તે માટે શીશીમા સચવાય તે શીશી–શીશા કે બાટલીઓમાં, અને ડબી કે ડબામાં સચવાય તેવી દવાઓ તેની વાપરવાની યાંદી સાથેના હેંડબીલ સહિત તેમ ભરવા ગોઠવવા તથા પેક કરવાની અગત્ય છે. છાપખાનાની શાહીમાં છાપી તે ઉપર સોનેરી પાઉડર લગાવવાથી તે સોનેરી છાપ ઘસતા ભુંસાય જાય છે. જેથી તે પછી સાચી સોનેરી ન ઘસાય કે ન ઝાંખી પડે તેવી કરવી હોય તો તે છાપખાનાની શાહીને બદલે કોપાળ વાર્નિશમા જરા ટરપેન્ટાઇન ઓઇલ મેળવીને શાહીને બદલે તેનાથી લેબલો વિગેરે છપાવી તેને રૂ વડે સોનેરી પાઉડર તરત સાથાએ લગાવી ઘસવું જેથી પકું કામ થશે. આ અમારા અનુભવનો ખરો નુસખો છે સારા લેબલ ને પેક વિના દવા શોભતી નથી.

## દરાજ–દાદર ( ધાધર ) ની દવાની બનાવટ.

આ દરાજનું દર્દ હિંદુસ્તાનના ઘણાખરા ભાગમા થતું હોવાથી તેની દવા બહુ ખપે છે આ દર્દને દક્ષિણમા ગજકર્ણ અને ઇંગ્લીશમાં રીંગવર્મ કહેવામા આવે છે. તે ખંજવાળવાથી ફેલાય છે

આજકાલ ધાધર માટે મલમોની ડબીઓના પેક વેચાય છે ને વપરાય છે તેમા મુખ્ય આરારોબા નામના બ્રીસામાની વર્ગના ઝાડનું સત્વ **ક્રીસરાબીન કે ક્રાઇસોફેનીક એસીડ** એજ મુખ્યત્વે વપરાય છે, અને ધાધરને માટે અકસીર છે, પરતુ તે આંખને ન લાગે તે ધ્યાનમાં રાખવું; નહિ તો આંખને નુકશાન પહોંચવાનો તેમાં જબરો જોખમ છે. આ દવાથી ધાધર તત્કાળ મટે છે પણ ફરીને તે કોઇ કોઇને થાય છે તેમ ફરી ન થવા તે સાથે બીજી દવાઓ પણ મેળવાય છે. જેમકે—

ક્રાઇસોફેનીક એસિડ ગ્રેન ૨૦, સાલીસીલીક એસીડ ગ્રેન ૩૦, કાર્બોલિક એસીડ મિનિમ ૧૦, ફ્રાલોમેલ ગ્રેન ૧૦, આઇલ ઓફ ઓરેંજ કે કપુર અર્ક મિનિમ ૧૦ અને વેસેલીન ઔંસ ૧. સર્વ મિશ્ર કરી ઓપસર ડબીઓમાં ભરી પેક કરવી. મલમ ભરવા માટે ફલાઇના વળદાર ઢાંકણાં વાળી કાચની ડબીઓ આવે છે તે એ માટે પેકીંગ ન બગડે તેવી યોગ્ય લેખાય છે. **સુચના—** દરદ ઉપર દવા કપડાને ડાઘ ન પડે તેમ ઘસવી, અને હાથ આંખને ન લાગે માટે સાબુથી સાફ ધોઇ નાંખવા.

**ધાધરની દેશી** દવા—હીંગળો, ટંકણખાર, ગળ, સાકર, ગંધક ને ગુગળ સમાન ભાગે લઇ ખાંડી બહુ બારીક ચાળી એકત્ર કરી, લીંબુ રસમાં ઘુંટી લગાવવાથી ધાધર મટે છે તથા આ દવાથી ખરજવાં ને ખસ ગુંમડાં પણ મટે છે ઉપાય શ્રેષ્ઠ છે.

૩

## ખસના મલમની બનાવટ.

૧. ગંધકનો બારીક પાઉડર (ચૂર્ણ) ડ્રામ ૧, એસિડ સાલીસીલીક ડ્રામ ૧, એસિડ કાર્બોલિક મિનિમ ૧૦, આઇલઓરેન્જ (સુગંધ માટે) મિનિમ ૫ અથવા કપુર બરાસ ગ્રેન ૧૦, વેસેલાઇન ઔંસ ૧ મિશ્ર કરી ડબી ભરવી. જેટલી ડબી ભરવી હોય તેટલા પ્રમાણમાં ઉપર મુજબ લેવુ. ઉપરની મેળવણી ૧ ડબીની છે. તે ખસ ઉપર આછું આછુ હમેશ બે વખત લગાડવાનું જારી રાખવાથી જલદી ખસ મટે છે.

૨. બહુ ન ગંધાય તેવો ગંધક વિનાનો

### ખસનો મલમ

નેપથલીન ડ્રામ ૧, ઓક્સાઇડ ઓફ ઝીંક ( જસત ખાખ ) ડ્રામ ૧, કેમ્ફર ( કપુર ) ડ્રામ ૧, આઇલ ઓફ બરગેમોટ ( સુગંધ માટે ) મિનિમ ( ટીપાં ) ૧૦, વેસેલાઇન ઔંસ ૧. દવા વાટી વેસેલાઇન સાથે ઘુંટી મિશ્ર કરવી ઉપયો-

આદિ ઉપર પ્રમાણે. દરદવાળી જગ્યા સાબુથી સાફ કરીને દવા લગાવવી. ખસવાળાં કપડાં બદલવાં.

૩. નેપ્થલીન ડ્રામ ૨, સાલીસીલીક એસિડ ડ્રામ ૧, ઓક્સાઇડ ઑફ ઝીંક ડ્રામ ૧, કાર્બોલિક-એસિડ મિનિમ ૨૦, કેમ્ફર ડ્રામ ના અને વેસેલીન ઔંસ ૧ તૈયાર કરવાની રીત ઉપર પ્રમાણે છે. સુગંધ માટે તેમાં ઓઇલ ઑફ ઓરેન્જ ૧૦ મિનિમ કે આઇલ ઑફ સીટ્રોન નાખે છે.

૪. નેપ્થલીન ડ્રામ ૨, કેમ્ફર ડ્રામ ૨, આઇલ ઑફ રોઝમેરી મિનિમ ૨૦ થી ૩૦, વેસેલીન ઔંસ ૧. તૈયાર કરવાની રીત ઉપર મુજબ છે.-

ઉપરની દરેક દવાઓ ખસના ઉપર અકસીર છે. વેચવાને માટે ૪ થો નંબર ઠીક છે. આ મલમના પેક પણ ઉપરના વજનનો ૧, તેમ જોઇતા કરવા.

---

# स्वरुप साक्षात्कार अर्थे साधकनो यत्न अने उद्‌गार

(મરૂ સ્થળમેં જળ ખોજ ન પ્યાસે જળ નહીં વાંતો ક્ષારકે—એ રાગ)

સાધક-ઢુંઢું મે તો મેરા ગુરૂકો બીને ન મે લાચાર હું,
દશ દિશ દેખા, ભેદ ન પાયા, બીને નવો લાચાર હું. (ટેક)
જળમેં, સ્થળમે, સબ જગ ઢુંડા, સરિતા રણ નગ દ્વારકો,
પડધા બ્રાન્તિ ઓર હી છાયા, (કીયા) મૃગજળ વત વ્યાપારકો. ઢુંઢું.
કીયા, ન પાયા, શ્રીહરિદર્શન, પડે ન ગમ ગીરૂતાર હું
શ્રમિત ભઇ ઇંદ્રીય સબ મેરી, અબ તનસે બેજાર હું. ઢુંઢું.
સેવા પુજા તિર્થ રટન સબ, જપ પાઠાદી વ્યાપારકો,
કર કર થાક ગયા મનહીં મેરા, પડે ન બેડા પારકો. ઢુંઢું

પ્રભુ—અંતરિક્ષ દિવ્ય વાણીથી—
"મુજે કહાં તુ ઢુંડે બાબા મે તો તેરી પાસ હું." (૨)
"મુજે કહાં તુ ઢુંડે બાબા મેં તો તેરી પાસ હું." (૨)

સાધક—અહો !! એ દિવ્ય સ્વર કહાંસે આયા ? જમેંકી મેરી પાસહે,
તો નઝર ક્યું આતા નહી ?। ઓર આંગે વો ક્યા સુનાંતા હૈ,

પ્રભુ-રહુ નિરંતર તુજ રૂદ મંદિર, ક્ષણુના તુજસે દુરમે,
ખોજ રૂદયમાં, ચિત નિગ્રહસે, સભર ક્યાં ભરપુરમે. મુજે૰

સાધક—જબ કીયો-નિકટ, ઓર સનમૂખ હૈ તો દ્રષ્ટીમેં ક્યુ નહી આતા ?
ન માલુમ ક્યા કારન હૈ ?।।

પ્રભુ—અતિ નિકટ કાજળ નેત્રા કો, દિખે ન દ્રષ્ટિ તિંવભારકો,
દ્રષ્ટ પડે દર્પણ સાધનસે, કર તદ્વત વ્યાપારકો. મુજે કહાં૰

સાધક-હા, હા, એ દ્રષ્ટાન્ત કેવળ સત્ય હે તો, અબ સાક્ષાત્કાર કી પ્રાપ્તિ કે લીયે ક્યા કરના ? ઔર યહી પ્રશ્ન મનનીય હૈ

પ્રભુ-તુસે ભિંન ન તુંજ સ્વરૂપમેં તુ મુજરૂપ અનુપ હે,
ચિત્ત નિગ્રહસેં ભિતર નિહાળે, પ્રતિક્ષણ હું પ્રત્યક્ષ મે. મુજે૰

સાધક-અહો મેં પૂર્ણ ભાગ્યવંત હું કી સ્વયં હિ મે પ્રભુ સ્વરૂપ હું જો શ્રુતિ મેરે કર્ણકો પવિત્ર કરતી તી, કિઃ—तत्वमासि अहंब्रह्मास्मि વોહી શ્રુતિ આજે-મેરેકો અનહદ આત્માનંદ કી પ્રાપ્તિ કરાતી હૈ

# मरकी-प्लेग-अग्नीरोहीणी.

( લેખક વકીલ નંદરામ પ્રાગજી નાગેશ્રી )

આ ભયંકર રોગે મુંબઇ ઇલાકામાં અને મુંબઈમાં સને ૧૮૯૬ ના અગષ્ટ માસમાં પહેલ વહેલો દેખાવ આપ્યો હતો અને ત્યારબાદ અનેક સ્થળે તે પ્રસર્યો. અદ્યાપિ પર્યંત તેનુ થાણું તદન બરતરફ થયેલું જણાતું નથી.

આ ભયંકર મરકે કમકમાટી ઉપજે એવો મનુષ્યોનો ભોગ. લીધેલો છે, અને તેના આ ગમનના સમાચાર સાભળતાંજ માણસોના મનમાં ભયનો સંચાર થાય છે એટલુંજ નહીં, પણ જે જે ગામોમાં તેની નોટીસ લાગુ થાય છે તે તે સ્થળે સર્વે વેરટનું કામ થતું અનુભવીએ છીએ. પોતાનાં ઘર તજી ગાંડા પોટલા બાંધી રાનરાન અને પાનપાન રખડવાનો વખત આવે છે. આ સમય એટલો બધો દુઃખકર છે કે જેનું ધ્યાન આપી ભોગવાતા થોડા સુખમય આનંદમાં વીઘ્નરૂપ બનવું ઉચીત નથી. અને તેથી કર્તવ્ય શું છે તે તરફજ વળવું ઇષ્ટ છે.

આ રોગ શુ છે? તેનું સ્વરૂપ, નૂતન છે કે પ્રાચીન? એના દરદ, તે સંબધે આજ સુધી થયેલા શોધખોળો, તેનુ આવેલું પરિણામ, તે ઉપરથી લેવો જોઇતો બોધ અને તે સંબધમાં મેળવવું જોઇતું નીરોગ જ્ઞાન; કોઇ મહા પુરૂષ આ મરજ માટે કંઇ સિદ્ધ ઇલાજ જાણતા હોઇ તો તે પ્રસીદ્ધિમા મુકવાની ધાર્મિક ફરજ, જેને જેને આ સબધમાં જે જે ખાસ અનુભવ થયો હોય તે સ્પષ્ટપણે સરલ હ્રદયથી પ્રસીદ્ધિમાં મુકી તેવો ઇતિહાસ એકઠો થવા દઇ તેપર વીચક્ષણ પુરૂષોને વિચાર કરવાની તક આપવી ઇત્યાદિક શુભકર હેતુ અર્થે આ પ્રયત્ન કરવામાં આવેલો છે.

## ૧ આ રોગ નવો નથી.

આર્ય શીલ્પશ્રુતી અને વેદાંતશાસ્ત્રો મુજબ કોઈ પણ વસ્તુનો નાશ સમુળો થતોજ નથી માત્ર તેનુ રૂપાંતરજ થાય છે. જેની હસ્તી નથી તે કોઇ કાળે ઉદ્ભવતુ નથી. આ જગતમાં જે જે છે તેનું તેજ છે, નવુ કંઇ છેજ નહી. નૂતન બીજ ઉપજાવવાનું સામર્થ્ય કોઇનામાં છેજ નહી, અને જેનુ બીજક નથી તેનું ઉદ્ભવવાપણું નથી. વસ્તુની અંદર રહેલો ગુણ ધર્મ બીજ-ઙ્ગ્ન્ન્મ સંયોગવડે એક બીજી વસ્તુના મળવાથી જે નૂતન સ્વરૂપ જણાય તે તે તે વસ્તુની અંદર બનાવટ જ માત્ર પરીણામ છે અને તે સિદ્ધાંત મુજબ આ રોગ નવો

આ દરાજનું દર્દ હિંદુસ્તાનના ખધાયે ભાગો ઇતિહાસ.

ગેમાં પઇ હોવાથી તેની દવા બહુ ખપે છે આ દરદને દક્ષિણમા ગાજકર્ણ અને ઇગ્લીશમાં રીંગવર્મ કહેવામા આવે છે. તે ખજવાળવાથી ફેલાય છે

આજકાલ ધાધર માટે મલમોની ડબીઓના પેક વેચાય છે ને વંપરાય છે તેમા મુખ્ય આરારોબા નામના ભીલામાંની વર્ગના.ઝાડનું સત્વ ક્રીસરાબીન કે ક્રાઇસોફેનીક એસીડ એજ મુખ્યત્વે વપરાય છે, અને ધાધરને માટે અકસીર છે, પરંતુ તે આંખને નુ લાગે તે ધ્યાનમાં રાખવુ, નહિ તો આંખને નુકશાન પહોંચવાનો તેમા જબરો જોખમ છે. આ દવાથી ધાધર તત્કાળ

લાઇન ... "અગ્નીરોહીણી" "જ્વરકરડુખી ભરવી હોય તે ... પુરી બોધ કરે છે. લેવું. ઉપરની મેળવણી ... ઉપર આછુ આછુ હમેશ કસમમાં મરકીના ગુમજારી રાખવાથી જલદી ૫

૨ બહું ન ગંધાય તેવે પ્લેગમાં છગ્ગ દેશમા માણુ નાખેલું હતુ.

ખસનો મજણાવેલ છે, તેમજ

નેપ્થલીન દ્રામ ૧, એપ્રસરી મોડુ પમસાલ (જમત ખાખ) ડ્રામ ૧,

૧, આપ્તિ ઓફ બરગેમોટનું વર્ણન આપેલું છે મિનિમ (ટીપાં) ૧૦, વેસ્કુતમાં ઘણા વર્ષ પૂર્વે વાટી વેસેલાઇન સાથે ઘુટી

શ્લોક.

उर्ध्वातितं पतः मुर्क्क श्वेतवर्णा च दारुणा
पतः स्थाने अवेतग्रंथी सोग्रंथी मृत्युकारक

અર્થ—છાપરેથી ઉંદર પડવા માંડે, દોડાદોડી કરવા માંડે, મરવા લાગે, વધારો થયેલો જણાય તે સ્થળે મૃત્યુ લાવનારી ગાંઠનો રોગ થાય. તેનાં ભુખરા પીળા વર્ણના ઉંદર જે સ્થળે મરે તે જગ્યે મૃત્યુને અવશ્ય લાવનારો ગ્રંથીનો દારૂણ રોગ ઉપજે.

આ સઘળો ઇતિહાસ આપણને એવા અનુમાન ઉપર દોરી જાય છે કે ઇ. સી. પહેલાં ૧૫૦૦ વર્ષ પુર્વનો આ જુનો રોગ છે અને તેથી પણ તે નવો રોગ નથી

## પ્લેગ એ કેવો રોગ છે.

સઘળા પુરાવા અને અવલોકન, અનુભવ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે આ રોગથી શરીરમાં અત્યંત ગરમી થાય છે.

માણસનું જીવન (૧) શુદ્ધ લોહી (૨) સ્વચ્છ હવા (૩) શ્વાસોશ્વાસનુ નિયમીત ચાલવુ. (૪) ફેફસાં, આંતરડાં, અને હોજરીનું નીયમીત રહેવું (૫) કફ, પિત્ત અને વાયુનું સમ્પ્રકપણું એ ઉપર આધાર રાખે છે.

કુદરતી કોપ, દુષ્કાળ, અનાવૃષ્ટી કે અતીવૃષ્ટી, ઋતુનુ અનિયમીતપણું, પરદેશી અન્નનું સેવન, અયગીન્તા ઇત્યાદિકથી શરીરમાં જે સમ્પ્રકપણું રહેવું જોઇએ તેમાં થતું વીષમપણું, મચ્છર તથા માંખી અને ઉંદરનો વધારો ઇત્યાદિ આ રોગનાં સહાયકારી કારણો છે.

ઉપરનાં અનિયમીત કારણોથી માણસના શરીર સ્વચ્છ હોતાં નથી, અને વીદેશી અન્નને અને અનીયમીત ઋતુ તથા હવાથી શરીરની નિયમીતપણાની સ્થિતિ તથા રૂધીરના સ્વરૂપ તથા વહનની ગતીમાં ફેરફાર કરેલો હોય છે. આવાં કારણો દુષ્કાળથી-ઋતુના વીષમપણાથી ઉપજેલાં હોય છે. અને તેથી દુષ્કાળમાં કે તે વ્યતીત થયા પછી થોડા સમયમાં મરકી અને કોલેરા પ્રવર્તવાનો અનુભવ થયેલો છે.

## પ્લેગ કેમ ફેલાય છે.

મનુષ્યો તથા ઉંદર આદિક અનેક પ્રાણીઓના શરીરના રૂધીરની ગતીમાં ફેરફાર થઇ વીષમય બનેલ હોય છે. તેના મળમુત્ર, સ્વેદ, શ્વાસોશ્વાસમાંથી નીકળતી હવા બીજાના શરીરમાં પ્રવેશ થાય છે તેમજ ઉંદરના શરીરનું બંધારણ, એથી રોગ પ્રવર્ત્તાવવાને સાનુકૂળ છે. મેલેરીઆ તાવને ફેલાવવાને જ્વરકરજંતુ (મચ્છર) વીશેષ કારણરૂપ છે

ઉંદરના રક્ત આદિમાં એક પ્રકારનું વીષ રહેલું છે, અને તે વીષ જેને ઉંદર કરડેલો હોય તેના શરીર ઉપર કેવી અસર કરે છે તે તપાસીએ તો તે પરથી આ વીષય પર વીશેષ અજવાળુ પડતું જણાશે.

૧ સાધારણ ઊંદરનો કરડ:—લોહી પિત્તવર્ણવાળું એટલે પિત્તપ્રભાવનું મરકીની વૃદ્ધિને સુચવનારૂં, શરીરપર મંડળ તથા ગાંઠોનું ઉપડવું, તાવ, અરૂચી, રોમાંચ, દાહ, સન્નીપાત ઇત્યાદિ

૨ પ્રાણહર ઝેરી ઉંદરના ઝેરનાં લક્ષણ:—મુર્છા, સન્નીપાત, અંગઅંગમાં શોજો (મંડળ અને ગ્રંથીઓ) શરીરનો વર્ણ બદલાઇ જવો, ખેદ, તાવ, ભ્રમ, શરીરનું જડપણું ઇત્યાદિ.

૩ મચ્છરના કરડથી:—

જ્વરકર જંતુ મચ્છર જનાઇ, આમ ઉંદર બીજ, હોત અથાઇ;
દંશ રક્તમે બીક્યા કરહી, સોઇ ફેફસા વૃદ્ધિય ઊસરહી;

મગજ સોથ વરમ રક્ત જમાવે, તાથે સન્નીપાત ચેન જનાવે,
લાલ દ્રીગ ભયંકર ચેરા, ઊનરી અજીરન અશક્ત ઘનેરા

મેલેરીયા તાવ મચ્છરના કરડવાથી ફેલાય છે એ વાત ઘણે ભાગે હવે માન્ય થઇ ચુકેલી છે ઉપર જણાવ્યા મુજબ મચ્છરના કરડથી લોહી વીષવાળુ બને છે, તેથી જઠરમાં વીક્રયા થઇ આંમ, અજીર્ણ, ઊબકી, ઝાડો ઇત્યાદી થાય છે અને ચૌદ અથવા એકવીસ દિવસ રહેનારો મહા ભયંકર તાવ આવે છે તે તાવમાં ફેફસામાં સોજો થવાથી ત્રીદોષ ( ન્યુમોનીઆ ) મગજમાં સોજા યાને વરમ થવાથી અથવા રક્તનો જમાવ થવાથી સન્નીપાત, શરીરમાં ગરમીનુ પ્રમાણ ૧૦૬ થી ૧૦૭ ડીગ્રી જેટલુ વધી જવાથી ચહેરાની ભયંકરતા, આંખો લાલ, ભ્રમ અને તદ્દન અશક્તિ આવે છે.

ઉંદરના વીષમાં ગાંઠો ઉપડવાનો ખાસ ધર્મ રહેલો છે અને મચ્છરના દંશથી તાવ અને ન્યુમોનીઆ થવાનો ખાસ સંભવ છે.

ઉંદર અને મચ્છરના દંશથી થતી વીક્રયા આપણે શાસ્ત્રોક્ત રીતે ઉપર મુજબ નક્કી કરેલી છે અને તેથી હવે સહજ રીતે એવા અનુમાન પર આવી શકાય છે કે પ્લેગની સાથે આ બે જંતુના દંશથી થતાં ચીન્હો આબેહુબ મળતાં આવે છે. અને તેથી પ્લેગના કારણરૂપ આ જંતુઓજ છે અને તે જંતુઓજ પ્લેગને ફેલવનારા છે. ગંદકી, ભેજ આદી કારણો મચ્છરની હસ્તીને આવકારપ્રદ છે. પરંતુ દર્દના બીજકરૂપ આ બે જંતુઓજ છે એટલુંજ નહીં પણ નીચેનાં કારણો તરફ લક્ષ દોરતા તે વાતને વીશેષ ટેકો મળે છે.

વીંછીના દંશથી રક્તમાં થતી વીક્રિયાથી તથા અન્ય ગ્રંથી ગુમડાંવાળા આદીથી લોહીમાં થતી વીક્રિયા તરફ લક્ષ દેતા તે જે અંગમા થયેલ હોય તે અંગના મૂળની ગ્રંથીમાં વીક્રયા કરે છે, એવુ આપણે અનુભવથી જાણીએ છીએ હાથ અથવા પગમાં દંશ થવાથી બગલની અને સાથળના મૂળમાં વળ ઘાલે છે. તેજ પ્રમાણે ઉંદરોમા ઋતુના અનીયમીતપણાથી કુદરતી આફતથી ફેરફાર થયેલો હોય છે અને તેનુ રૂધીર વીષમય બનેલું હોય છે. તેવે વખતે મચ્છરો તેને ડંશ કરે છે. અને પછી મચ્છરની અળ ( સુંઢ ) મા તે, વીષમય રક્ત રસી સીરીંઝની માફક ભરાય છે, અને પછી મચ્છરો મનુષ્ય વીગેરે પ્રાણીને ડંશ કરે છે તેથી જેના શરીરમાં અતી ગરમી હોય છે. તેવા મનુષ્યોને આ રોગ જલ્દી લાગુ પડે છે

મદ્ય, માંસ, મસાલા, ઝેરી વસ્તુઓ સેવન કરનાર ગંદા, ગંદકી અને ભેજવાળી હવા, કીચડ, સ્વચ્છ હવાનો અભાવ એવા સંજોગોને સ્થળે આ રોગને ઘણી અનુકૂળતા છે. એક સાધારણ કહેવત છે કે

માંકડ મુખો ને માંઝરો રહે છે કામ શરદ,
સૌથી કરડે ચોગણે મચ્છર બડો મરદ.

ભેજવાળાં ઘર, ઘર પાસે કીચડ, કુચો આદી ગંદકી, શરદ ભાગ, એવા સ્થળ મચ્છરને રહેવા માટે અનુકૂળ હોઇ તેવી જગ્યોમાં આ રોગ ઝાઝે ભાગે દેખાવ આપે છે તેમજ

આજ સુધીના ઇતિહાસપરથી એવો પણ બોધ થાય છે કે કુદરતી આફત–અનાવૃષ્ટી, (દુકાળ) અતીવૃષ્ટી, પછી વાદળાંનો ગભારો રહેવો, હવાને ઋતુનું અનીયમીતપણું અને ઘણે ભાગે ચોમાસાની ઋતુ, આ રોગની શરૂવાતને માટે અનુકૂળ સમય છે મુંબઇ, ઇજીપ્ત આદિ સ્થળોએ પ્લેગની પહેલી શરૂઆત જુલાઇ અને અગષ્ટ ચોમાસામા થયેલી હતી. એક વખત આ કારણ હસ્તીમાં આવી તેનાં બીજ રોપાયા પછી અન્ય ઋતુમાં પણ તે ચાલુ રહે તો તેમાં કંઇ નવાઇ નથી પરંતુ જે સ્થળમાં બીનકુલ આ રોગની હસ્તી ન હોય તેવા સ્થળમાં પ્લેગવાળો દરદી પણ કોઇ આવ્યો ન હોય તો તેવે સ્થળે પ્લેગ ચોમાસાની ઋતુ શીવાય શરૂ થતો નથી.

પ્લેગના સ્થળોએ તપાસ કરતાં એમ પણ જણાયુ છે કે ત્યાં ઉંદરોનો અને મચ્છરનો તથા ચાંચડનો અતિ વધારો થયેલો હોય છે

જેમ મચ્છરો અને ઉંદરો અને ચાંચડો આ રોગનાં મુખ્ય હીરણરૂપ અને પ્લેગને ફેલાવનાર છે તેમ માણસોનો શ્વાસોશ્વાસ માંખીઓ આદિ અનેક કારણો આ રોગ ફેલાવવામાં સહાયકારી છે.

ઉંદરો અને મચ્છરજ આ રોગ-ઉદ્‌ભવવાના કારણરૂપ માનતાં તેનો નાશ કરવા તરફ લક્ષ દોડે એ સ્વભાવિક છે. અને આખા રક્તાપરના એ જન્તુનો નાશ કરવાનું શક્ય પણ નથી અને તેથી અમુક પ્રમાણનો નાશ કરવાથી તેથી કંઇ પણ ફળ પ્રાપ્ત થવાનું નહિ, કેમકે અમુક જથ્થાનો નાશ કરતાં બીજી ટુકડીઓ ત્યાં નહિ આવે એમ માનવું વાસ્તવિક નથી. જે સ્થળ જેને માટે અનુકૂળ હોય તે સ્થળે તે, "સ્વજાતી સ્વજાતીને આકર્ષી લાવે" એ નિયમે આકર્ષાય આવવાના. માટે ગંદકી દુર કરી સ્વચ્છ હવા અને સૂર્યના પ્રકાશની તથા સ્વચ્છતાની સગવડતા કરવી-એજ તે માટે સુગમ રસ્તો છે

આર્ય અને જૈનશાસ્ત્રોએ હિંસાને મહા પાપ ગણેલું છે તેથી તથા ઉપરના કારણથી આ જન્તુઓને દૂર કરવા માટે જણાવે છે કે:—

શ્લોક.

मलार्कफल मुस्ताच कपीकंच्छुफलंस्तथा ।
राळसीधार्थ एतेषां चुर्णधुपप्रभावतः ॥
मुषका मशका मांक्षी मत्कुणा चीप कीटका ।
पळायंते ग्रह मुक्त्वा यथायुधेषु कातरा ॥

અર્થ—ભીલામાં, આકડાના ફુલ સહીત આકોલીયાં, મોથ, કાચાં કંઉરૂફળ રાળ, સરશવ, એ બધાં સમભાગે લઇ ચૂર્ણ કરી ઘરમાંથી બહાર નીકળી ઘરમાં તેનો ખુબ ધુમાડો ભરાય તેમ ધુપ કરવો. આ પ્રમાણે આખા ગામમાં એક ટાઇમે ઘર અને શેરીમાં ધુપ કરવાથી ઉંદર-મચ્છર, માંખીઓ, માકડ, ઝેરી કીટક ઘર મુકીને નાસી જાય છે જેમ યુદ્ધ વિષેથી કાયર ભાગી જાય તેમ ડામર, ગંધક ને લીમડાનો ધુપ પણ સારો છે.

આ બતાવેલો ધુપ ઘરમાં અને ચકલે ચકલે શરૂ રાખવાથી પ્લેગને ફેલાવનારા ઉપરના જંતુઓ દુર થઇ શાન્તિ ફેલાય છે

આસપાસના ગામડામાં પ્લેગનો ઉપદ્રવ જાણવામાં આવતાં જો નીચેની ચેતવણી લક્ષમાં લેવામાં આવે તો આ ભયકર રોગમાંથી બચી જવાનો સો ટકા જેટલો સંભવ છે.

ડૉ૦ નથેન જણાવે છે કે પ્લેગનો કેસ બહાર ગામથી આવી થયો હોય તો ૨-૩ અઠવાડીયાં તેની આજુબાજુના પડોશમાં છુટા છવાયા કેસો બને છે અને પછી ઉંદરો મરે છે ને પછી જંતુનો વધારો થઇ રોગ જોર પકડે છે, અને પછી થોડા અઠવાડીયાં અથવા મહીનામાં બંધ પડે છે અથવા જગ્યોની અનુકૂળતા મુજબ વરસોનાં વરસો ચાલે છે અને વખતે જલદી બંધ પડી છુટા છવાયા કેસો બન્યા કરે છે.

જમીનમાં આ જીવડા જથાબંધ હોય છે. ઘરની દીવાલ છાપરાં ભોયતળીયું ઇત્યાદિ સ્થળે પ્લેગના જંતુનાં થાણાં હોય છે, તે નરી આંખે દેખી શકાતા નથી માત્ર સૂક્ષ્મદર્શક યંત્રવડે તેના ખાસ અભ્યાસી તે જંતુઓને પારખી શકે છે. આ જંતુઓ ઘણાજ બારીક છે અને તે ઉંદરના લીંડ, માંસ, હવામાંથી ઉપજે છે તે વાતાવરણમાં લોહી અગર ફેફસામાં રહે છે અને તે લોહીદ્વારા અથવા શ્વાસોશ્વાસદ્વારા દાખલ થાય છે. તેમજ ખોરાક અને કપડાં તથા પાણી રસ્તે પણ લાગુ થાય છે. ભેજવાળી હવા ગંદકી અને સ્વચ્છ હવા તથા સુરજના કીરણોનો અભાવ એ આ જંતુને રહેવા પોષાવાને વૃદ્ધિ ને અનુકુળ સ્થળ અને જોગવાઇ છે સાધારણ ફેરનહીટ ૧૦૨-૩ જ્યારે હોય છે પ્લેગના વખતે ૧૧૦ સુધી વધી જવાનું પણ બને છે.

## રાખવાની સાવચેતી.

૧ ચોખ્ખી હવામાં વસવું.

૨ ઘરે તથા શરીર સ્વચ્છ રાખવાં

૩ ગીચ વસ્તીથી અલગ રહેવું

૪ સામટા માણસોનો જમાવ થવા ન દેવો.

૫ પ્લેગના પ્રદેશમાથી આવતા માણસોને ૧૦ દિવસ બહાર રાખ્યા સિવાય ગામમાં આવવા ન દેવાં

૬ ઉંદરો મરવા માંડે કે તે સ્થાન છોડી નિર્ભય સ્થળે જતા રહેવા કુદરતે તેમને નોટીસથી ચેતવણી આપી સમજી તેના હુકમને માન આપો માથું મારી પડયા રહેશો તો કુદરતના કરેલા હુકમના ઉલ્લંઘન માટે તમો તેના કોપના ભાગી બનશો. " સુકા ભેગું લીલું બળે " એ લાગે ત્યારે ભાગ્યેજ વચે આવ્યું બચે ગોળા ગોળાની લડાઇ વચે જતાં પ્રાણઘાત થવાનો સો ટકા સંભવમાંની કુદરતના કાયદાનો ભંગ કરવાનું સાહસ કરશો માં "જીવતો નર ભદ્રા પામશે " દુઃખ વીના સુખ ક્યાંઇ છે નહીં માટે થોડો કાળ કુદરતને માન આપી નીર્ભય સ્થળે વસવાનું ડાહ્યપણ વાપરો.

૭ ચુનો ઝેરી જંતુ નાશક છે માટે તેથી અંદર તથા બહાર મકાનને ધોળવા.

૮ ભીનાશ મચ્છરને અનુકુળતાવાળી છે તેમજ પ્લેગના જંતુને પણ અનુકુળ છે માટે જરા પણ રાખશો માં.

૯ ઉકરડા આદી કચરો અને કાદવ ઘર નજીક રાખવો નહીં.

૧૦ ઝાડો પેશાબ ઘર નજીક થવા દેવા નહીં.

૧૧ સ્વચ્છ હવા માટે બારી બારણા ખુલાં રાખો. કપુરની ગોટીઓ હવામાં મુકજો.

૧૨ ઘરમાં સુર્યનાં કીરણો આવવા થોડાં છુટા છવાયાં નળીયાં ઉખેડી નાંખો. સુગંધી ધુપ કરતા રહેજો.

૧૩ શરીર પર સહન થાય તેટલો તડકો જરૂર ખાજો

૧૪ ગામ બહારની સ્વચ્છ હવાને જેમ બને તેમ લાંબો વખત સેવજો.

૧૫ વાપરવાનાં કપડાં અને ચીજોને તડકામાં તપાવી વાપરજો કેમકે સુર્યના કીરણો તમામ ઝેરનો નાશ કરે છે તેથી તેના જેવું બીજું એક પણ " ડીસઇનફેક્ટ " નથી

૧૬ પાણી દુધ ઉકાળી તથા ગળીને પીજો.

૧૭ ખાવા પીવાની ચીજો ખુબ ઢાંકીને રાખજો અને તે પર માંખીઓને બેસવા દેશો નહીં ભાજીતરી ઇત્યાદિ ધોઇને વાપરજો. અને નહાવા ધોવાની સફાઇ રાખજો

૧૮ દીવસ તથા રાત્રીએ ઘરમાં અને આગણામાં ધુપ કરતા રહેજો.

૧૯ રાત્રે થોડીવાર ઘરમા સગડીયો બળતી રાખજો.

૨૦ સગાંવહાલાંને પ્લેગ સમય જોવા જરૂર પડે તો દીવસેજ જજો પણ રાત્રે ત્યાં રહેશો નહીં, કારણ કે રાત્રે ચંદ્રમાનું પ્રધાનપણું હોવાથી મનુષ્યમાં ચંદ્રપ્રાણ હોય છે અને ચંદ્રપ્રાણથી માણસ નીર્બળ બને છે તે નિર્બળતા તથા શરદ હવા અને સુર્ય પ્રાણ તથા સુર્યના કીરણના અભાવે પ્લેગના જંતુઓ તે સમયે પોતાનો વ્યાપાર યમપીકાર ભરત્તપણે ચલાવે છે

૨૧ પ્લેગવાળા દરદીના ઓરડામા સુતા નહિ.

૨૨ પ્લેગના દર્દીનો શ્વાસોશ્વાસ લાગે તેમ બેસશો નહી પણ જે બાજુએથી પવન આવતો હોય તે તરફ બેસજો.

૨૪ એકનાં એક કપડાં પહેરી રાખશો નહીં પણ સુર્ય કીરણોમાં તપાવી બદલતા રહેજો. પ્લેગની હવામાંથી આવો ત્યારે નાહી સ્વચ્છ બીજાં કપડાં પહેરજો.

૨૪ ઉજાગરા કરશો માં. ઉઘાડે શરીરે રહેશો માં. ઠાયે પગે પણ મોજા પહેરજો.

૨૫ ખરાબ હવાના પ્રદેશમાં ફરશો માં.

૨૬ કાચાં કોહેલાં સડેલાં ફળ ખાશો મા, શાક પણ ધોઇનેજ વાપરજો.

૨૭ વાશી ખોરાકને વીષ સમ ગણી ખાશોમા

૨૮ મધ—તીખા મશાલા, મદીરા, કોફી ચીજો જીભના ચટાકા અર્થે પસંદ કરશો નહી.

૨૯ ઘરમાં તથા મુતરવાની જગ્યા, ખાળ, મોરી વીગેરે સ્થળે પરમેગનેટ પોટાસનું પાણી છાંટતા રહેજો. તેમજ નહાવામાં પણ તે વાપરજો.

૩૦ નીચેની દવાનું વખતે વખતે સેવન કરતા રહેજો કે જેથી શરીરમા પ્લેગનાં વીષનો પ્રચાર થવા ન પામે.

श्लोक

सीतायांपलमानंतु बाणपुष्पं रसःपलं
पीबेद्यो प्रातरुत्थाय मुषकस्य वीषापहं

અર્થ—સાકર શેર ०, શ્રીપંખનો રસ શેર ०, બંને ભેળા કરી પીવો. આ રોજ ત્રણ વખતમાં પીવો.

શ્રી પંખ સર્વ જાતના ઝેરને હણનાર છે.

मुषाकनीपत्रपीष्ट्वा जेरीश्रीफलसमन्वीतं
सीता पीबेद्योमातरुत्थाय मुषकवीशनीज्वरापहं

અર્થ—મુષકની ( ઉંદરની જેનાં પાન ઉંદરનાં કાન જેવાંજ થાય છે તે ) લોકો જેને "કાનીયા" ના નામથી ઓળખે છે તેનાં પાન તોલો ૧. શ્રીફળ ઝેરી (ઝેરી નાળીએર) વાલ ૧, સાકર તોલા પાંચ વાટી પાવાથી પ્લેગ અવશ્ય મટે છે કેમકે ઉંદરના વીષની વીકીયા ટાળવામા તથા પ્લેગના જ્વરને મલેરીયા અને ટાઇફોડ આદી જ્વરને હણવામા આ વનસ્પતી રહેલા નબરની છે.

भूउंदरीरसपापलमानंतु सीतापलमेकसमन्वीतं
पीबेत्प्रातमध्यानसायं मुषकस्यवीषापहं

અર્થ - ઉંદરી જેને મો'ઉંદરી કહે છે તેનો રસ તોલા પાંચ, સાકર તોલા દસ; એ પ્રમાણે મેળવી દીવસમાં ત્રણ વખત દેવાથી ઉંદરના વીષથી લોહીમાં થયેલ બીગાડ અને તેથી આવેલો જ્વર શાન્ત થાય છે

ઉપરની દવાઓ જ્યાં પ્લેગ ચાલતો હોય ત્યાં વખતે વખતે પીવી "જીનીયા" ની પાંચ પ્લેગપર અકસીર જણાયાં છે માટે તેની માળા બનાવી પેરવી તથા બીયાં વાટી સાકર સાથે પીવાથી ઘણોજ ફાયદો થાય છે તેમજ બકાન અને લીમડાનાં પાન અને સાકર પણ ઉત્તમ છે.

ડૉ૦ સેવીન અર્જ્રે જણાવે છે કે આમીયન લોકો પ્રભુનાં નામ લેતા ફેરવવામાં આવતી માળામા જીનીયાના બીયાં નાખી પહેરતા નેથી તથા આ બીયાંની બનાવી કોન્સ્ટેન્ટીનોપલની

ઇસ્પીતાલમાં ઘણા દર્દીઓ બચ્યા ને તેમણે ઘણું સારૂં નામ મેળવ્યું અને પલેગ ઉપર આ દવા " ધમનીશીયા ફેબા " એક અકસીર દવા છે. એમ કહેવામાં કંઇ હરકત નથી.

### આજ સુધીના અનુભવનો ઉલેખ.

આ રોગ વિષે આપણી પાસે જે જે ઇતિહાસ મોજુદ છે તે ઉપરથી જણાય છે કે,

(૧) આ રોગ ઉંદર અને મચ્છર વીષજન્ય છે.

(૨) તે ચેપી રોગ છે.

(૩) તાવ, ફેફસાનો વરમ, ભ્રમ, બેશુદ્ધિ, સનીપાત, મગજનો વરમ, આંતરડા ને હોજરીમાં વીકૃયા તેથી ઉલટી, શરીરમાં ગરમી લોહીના બીગાડથી જાંગ, બગલ, ગળાની આસપાસ સંધીમાં ગાંઠનું ઉપડવું, તેમાં અગ્નીના જેવી દાહ ન્યુમોનીઆના કારણથી અસાધારણ અશક્તી થઇ આવી એ ઉપદ્રવ દર્શાવનારો જંતુજન્ય આ રોગ છે.

(૪) ફેફસાં, મગજ અને લોહી પર વીષમય કરતો હોવાથી જલ્દી મૃત્યુ લાવનારો અસાધ્ય રોગ છે.

(૫) આ રોગમાં મણની સંખ્યા સેંકડે ૫૦ ટકાથી ઓછી ભાગ્યેજ હોય છે. ઘાતકી સ્વરૂપમા ૯૦ ટકા મરણનું પ્રમાણુ આવે છે.

(૬) આ ઘાતકી રોગમાથી બચવાને ઔષધશાસ્ત્ર હજી વીજયવંત નીવડયું નથી અને જે સાક્ષરો આ રોગના ઇતિહાસનો કાળજીપુર્વક અભ્યાસ કરી જાતે અનુભવ મેળવી. આ રોગ સબંધે જે જે કાંઇ જણાવ્યું છે તે તેની ખરેખર સાક્ષી અથવા જુબાની છે. વળી

(૭) ચીકત્સાશાસ્ત્રના કોશમાં ડૉ૦ કોપલેન્ડ કહે છે કે—

" અત્યાર સુધી મરકીની દવા તદન ઊંટ વૈદુ છે " અને તે લેખાગુ જેવું છે; તેમજ

(૮) ૧૮૩૫ માં ઇજીપ્તમાં પ્રવર્તેલા આ રોગના દર્દીઓના ઇતિહાસનુ અવલોકન કરતાં જણાય છે કે

(૧) સખ્ત જુલાબ આપવો,

(૨) ફસ ખોલાવવી,

(૩) સખ્ત ઉપાયો લેવા, એ તદન ભુલ ભરેલુ અને નુકશાનકારક છે.

( અપૂર્ણ. )

---

## ગરીબોના ગામડીઆ ઉપાય.

( અનુસધાન ગતાંકથી )

( લેખક વૈદ્ય દુર્લભદાસ હરજીવન પારેખ )

---

૧૩ આકડાના પાનનું બંધાણુ—પેટ ઉપર એરંડીઉં, ચોપડી પાન ગરમ કરી પેટ ઉપર બાંધવાથી પેટની દીવાલોને નરમ પાડી ઘણો ફાયદો કરે છે.

૧૪ વડનાં પાનનું બંધાણુ—પાન ગરમ કરી પેટ ઉપર એરંડીઉ ચોપડવું. તે ઉપર પાન મુકવાં, તેથી પેટની દીવાલોને નરમ કરે છે.

૧૫ કળીચુનાનું બંધાણુ.—જ્વરમા ઉત્પન્ન થયેલી ગાંઠ ઉપર મધ ચોપડી ઉપર કળીચુનો ચોપડી ઉપર વીલાયતી થોરનુ પાન ગરમ કરી બાંધવાથી ગાંઠને ગાળી દે છે.

૧૬ આવળ-અરણીનું બંધાણુ,—બન્ને જાતનાં પાન લઇ આંબાહળદર, મેંદાલકડી, સાંધા લુણ મેળવી બાફી બંધાણુ બાંધવાથી લોહીની ગાંઠને ગાળી દે છે.

૧૭ કાલીમાનું બંધાણ—તેમાં આંબાહળદર, મેદાલકડી તથા સિંધાલુણ ભરી બાફી બંધાણ કરવાથી લોહીની ગાંઠને વીખેરી પિત્ત જ્વરની શાંતી કરે છે.

૧૮ રીંગણાંનું બંધાણ:—બે મોટા રીંગણાં લઇ તેમાં શાહજીખાર ભરી ઉપર કપડમાટી કરી એક હાંડલામાં તળે સાંઠીઓના કટકા ભરી ઉપર રીંગણાં મુકી બાફવાં, તે રીંગણાં બરાબર રહે એટલે ખરોળ ઉપર બંધાણ બાંધવું. ને ઉપર ઇંટનો શેક કરવો.

૧૯ કુંગણીનું બંધાણ—ચારપાય કુંગણી લાવી તેને જરા જરા ચીરવી, તેની વચમાં પાંચ જાતના ક્ષાર ભરી ઉપર મુજબ બાફવી તે ખરોળ ઉપર મુકી બંધાણ બાંધી ઇંટનો શેક કરવો તેથી ખરોળને ગાળી નાંખે છે.

નોટ—આ સિવાય ઘણી જાતનાં પાન બાફી પેટ ઉપર મુકવામાં આવે છે તેથી વિવિધ પ્રકારના વ્યાધીઓનું શમન થાય છે

## જુદી જુદી જાતના માંડા.

૧ ઝામરવાનો માંડો.—જરખનાં લીંડાં શેર ૦।, જવનો લોટ શેર ૦।, અજમો નવટાંક, માલકાંકણી નવટાંક, આકડાનાં પાન, કુવાડાનાં પાન, શીમળીનાં પાન, કડવી તુમડીનાં પાન આ સર્વે પાનનો રસ કાઢી ઉપરની ચીજો તે રસમા મેળવી એક રોટલા તરીકે કરી માથે બાંધવો, તેવો જ્યાંસુધી ઝામરની અસર વર્તાય ત્યા સુધી બાંધ્યા કરવો.

૨ વાયુનો માંડો—હીંગોળીનું તેલ, માલકાંકણીનું તેલ, નગોડનું તેલ, દરેકમાં નંગ ૪ ઘઉંના લોટનો મેંદો શેર ૦। તે સરવે એકત્ર કરી માથે માંડો બાંધ્યા કરવો.

૩ સન્નિપાતનાં ઘેનમાં માંડો—ઘઉંનો લોટ, માલકાંકણી, તીખાં, અજમો, સરવે એકત્ર કરી એક બાજુ પકવવો, તે માથે મુકવો તેથી જ્વરની અંદર મનુષ્ય સ્મૃતિ શુન્ય થઇ જાય છે ત્યારે આ માંડો બાંધવો.

૪ મગજમાં ગરમી ચડી જવાનો માંડો—મેંદી, સુખડ, કપુર ગોટી ૧, સરવે એકત્ર કરી માથે મધું ભરી દઇ તુરત સુઇ જવું તેથી તુરત ગરમી ઉતરી જાય છે.

૫ મગજમાં ચમકાવેગ—મેંદાનો લોટ શેર ૦।, અજમો તોલા ૫, વજ તોલા ૨ મેળવી માથે બાંધી સુઇ જવું તેથી માથુ ઉતરી જાય છે. આ માંડો સુવાવડી સ્ત્રીઓને ઘણો ઉપયોગી છે.

૬ મગજમાં ગરમી ચડી જતી.—સખત બળનાર તાવમાં મગજ ઉપર કેટલાક લોકો રબ્બરની કોથળીમાં બરફ નાખી માથે રાખ્યા કરે છે.

## ચાટણ

૧ ચાટણ:—પીપરીમૂળના ગંઠોડા, સેધવ, સુંઠ, પીપર, સરવેને ઝીણું વાટી જરા નરમ કરી એક આસચોળ જેવું ડોડાઈ કરી તેમા રેડી ઉપર ચાટી દેવુ તે ચાટવાથી જઠરાગ્ની પ્રદીપ્ત થાય છે, ચક્ર, પેટમાં ફુકફુડ બોલવું વિગેરે કેટલાક દરદમા હિતકર છે.

## ખરડ ચોપડ.

૧ શીમળું, સુવાદાણા, એરંડાચળ્ણ, ડીકામારી, કઠ, સુંઠ, એ સરવે ચીજોને ઝીણું કુટી સુવાવડી સ્ત્રીને શરીરે ચોપડવાથી શરીરમા પ્રસરેલી ખટાશ, સોજા, તાવ વિગેરે દરદોમાં બેસાયો આ ખરડ કરે છે.

૨ અજમો, કઠ, સુંઠ, તીખો, સમુદ્રફીણ, ડીકામારી, કુંઅરીનો રસ આ સર્વે ચીજો એકત્ર કરી એક આસચોળ જેવુ ફ્રાઈક કરી તેમાં ઉપરની દવાઓ નાંખી પછી શરીરે ચોળવું તે પણ ઉપર મુજબ સુવાવડી સ્ત્રીને ફાયદો કરે છે

૩ પીલુડી, રાઇ, વાટી પગે ચોપડી ઉપર આંકડાના પાન ઉનાં કરી શેક તો સુવાવડી સ્ત્રીને પગની કળતર મટી જાય છે.

# સામાજીક, ઐતિહાસિક નવલકથાઓ.

## અને બીજાં ઉપયોગી પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—બૌદ્ધધર્મી મહારાજા અશોકના સમયની અર્ધ ઐતિહાસિક નૂતન નવલકથા. લગભગ ૨૫૦ પૃષ્ઠ ને સોનેરી પુઠું. કીંમત રૂ. બે

**ચોખેરવાલી એટલે આંખની કણી!** સર રવીન્દ્રનાથ ટાગોરકૃત ઉત્તમ સામાજિક નવલકથા એ ખંડમાં પુરી થઇ છે. કિંમત રૂ. ૧-૧૨-૦

**પ્રેમદાદેવી ઉર્ફે મેરીયા બહેન**—લેખક ગોઆસાના રહીશ મહ્રિજાન વિશ્વનાથ વાળિક સામાજીક નવલકથા. ડીમી આઠ પેજી ૩૦૦ પાનાં સોનેરી પુઠું કિંમત દોઢ રૂપિઓ

**યાત્રોર્મિલા યાને આદર્શ આર્યા**—તેજ લેખકની સામાજીક નવલકથા પાનાં ૨૫૦. પુઠું સોનેરી કિંમત સવા રૂપિઓ.

**કુમુદચંદ્ર**—'સરસ્વતીચંદ્ર'ની ઢબથી લેખક પ્રીતમલાલ [illegible] રસિક ને આકર્ષણીય વિચારોની વસ્તુમય કલના પુઠું સોનેરી. કિંમત સવા રૂપિઓ

**પ્રતાપસિંહ**—(મેવાડના પ્રતાપી મહારાણા) લેખક ડાહ્યાભાઇ રામચંદ મ્હેતા, સુ રો ૧: પેજી પૃષ્ઠ ૪૦૦ લગભગ કિંમત એક રૂપિઓ.

**પાપ અને પશ્ચાત્તાપ**—ભાગ ૧-૨ ભેગા લેખક ઉદ્દવજી તુળશીરામ ઠક્કર. સામાજીક અને દશાબુત ઉત્તમ ગણાએલી નવલકથા. કિંમત રૂ. દોઢ.

**કુસુમ-કળા**—રેનોલ્ડ્સના એક નોવેલ ઉપરથી લખાએલી કિંમત રૂ. અઢી.

**સુકુલમર્દન**—સામાજીક. કર્તા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ, બી એ કિં. રૂ. અર્ધો.

**લીલાવતી**—પ્રો. બેઇનની વાર્તા ઉપરથી અંગ્રેજી ભાષામાં ભાષાન્તરકર્તા રા. ગ. સાકરલાલ અમૃતલાલ દવે, બી એ. કીંમત આઠ આના

**દીવાને સાગર** { સાગરના કાવ્યો, ગઝલો તથા શએરો, પ્રેમભક્તિ અને જ્ઞાનવૈરાગ્યના ભજનોનો સંગ્રહ. 'કલાપીના કેકારવ'ના જેવા લગભગ ૫૫૦ પૃષ્ઠનો [illegible] દળદાર ગ્રન્થ. નારદ 'ભક્તિસૂત્ર'નું ભાષાન્તર તથા સૂફીની પરિભાષાના વિસ્તારી શબ્દકોશ સાથે જાડા ગ્લેઝ કાગળ અને સુંદર છપાઇ તથા પાકી બંધાઇ કિંમત રૂપીઆ અઢી.

ખાસ ઉંચી આવૃત્તિની કિંમત રૂ. ૩-૮-૦

## યૂરોપનો પ્રવાસ—(સચિત્ર-૩૮ ચિત્રો.) કિંમત રૂ. બે.

ત્યાંના જુદા જુદા સ્થળોના દેખાવોનાં ખાસ લીધેલાં ૩૪ ચિત્રો; ડેમી આઠ પેજી ૨૫૦ ઉપરાંત પૃષ્ઠ અને પાકું પુઠું. પોતાના પિતા તથા પત્ની સાથે જઇને પ્રવાસ કરીને ૨૦ ભાગમાં લખનાર-રા. રા. દત્તાત્રય ચિંતામણરાવ મુઝુમદાર; બી એ, એલએલ બી સ્ત્રીઓ તેમજ બાળકો પણ કંટાળ્યા વગર રસથી આ પુસ્તક વાંચવા લલચાય છે, ને ઘેર બેઠા તે દેશ સંબંધીનું સત્ય જ્ઞાન મેળવે છે દરેક લાયબ્રેરીમાં ખાસ રાખવા યોગ્ય છે

## જર્મનીની ઉન્નતિ શાથી થઇ?

આ પુસ્તકમાં જર્મનીમાં વિચારક્રાન્તિ, વેપાર, ઔદ્યોગિક યુગ, જર્મનોનું વિશિષ્ટ લક્ષણ, ધંધાશિક્ષણની શાળાઓ, ઔદ્યોગિક મંડળોની યોજના, કારખાનાં અને મજુરો સંબંધી સરકારે હાથે લીધેલાં કાર્યો-જેવાં કે રેલ્વે, નહેર, ખેતીવાડી, હુન્નરઉદ્યોગો, પ્રજાપ્રદર્શન અને બાળસંરક્ષણની યોજના વગેરે, રાષ્ટ્રનો વિસ્તાર તથા દરીઆઇ બળ અને જર્મનીનો પૂર્વ ઇતિહાસ તથા સામાન્ય માહિતી; વગેરે જર્મની વિષે પુરેપુરી માહિતી આપનારાં ૨૪ પ્રકરણો છે

કિંમત ૧-૧૦-૦.

જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહરોડ: અમદાવાદ.

Bhagyodaya 5–8 Octo 1917 Ahmedabad, Regd N. B. 1082.



---

માસિક જેઠાલાલ દેવશંકર દવેએ ખાડીઆમાં આવેલા પોતાના શ્રી ભાગ્યોદય પ્રિન્ટીંગ પ્રેસમાં પોતાને માટે છાપીને તેજ ઠેકાણેથી જેઠાલાલ દેવશંકર દવેએ પ્રસિદ્ધ કર્યું.

## વિષયાનુક્રમણિકા.



## ગ્રાહકોને સુચના.

ગ્રાહકોને વિનંતિ—ભાગ્યોદયના નવિન ગ્રાહક કરી મોકલવાનાં પોસ્ટ કાર્ડ એના અંકમા દરેક ગ્રાહક ઉપર મોકલવામા આવ્યા હતા જેમાના ઘણાએ નવા ગ્રાહકો કરી મોકલ્યા છે, પણ હજુ સુધી જેમણે નવા ગ્રાહકો કરીને મોકલ્યા ન હોય તે આશા છે કે હવે તો સત્વર નવા એક બે ગ્રાહકો વધારી તે કાર્ડ ભરી મોકલશે.

ભાગ્યોદયનું પાંચમુ વર્ષ ચાલુ માર્ચ માસથી શરૂ થયુ છે તેનુ વાર્ષિક લવાજમ રૂ ૨-૦-૦ ભેટના પોસ્ટના ૦-૨-૦ સાથે રૂ ૨-૨-૦ છે. આફ્રીકા ખાતે લવાજમ શી. ૪ છે. લવાજમ વર્ષની શરૂઆતે લેવામા આવે છે. અને લવાજમ માટે ભેટનું પુસ્તક સ્વર્ગીય-સુખ વી. પી કરી મોકલી, લવાજમ રૂ ૨-૨-૦ વસુલ કરવામા આવે છે. આફ્રીકાના ગ્રાહકોએ શી ૪ નો બ્રીટીશ પોસ્ટલ ઓર્ડર મોકલી નામ નોંધાવવુ કારણ વી. પી થતુંજ નથી. ભાગ્યોદય દર અંગ્રેજી માસની ૧ લી તારીખે નિયમસરજ બહાર પડે છે જેથી તે મહીનાની આખર સુધી રાહ જોઇ ન મળે તો અમને લખી જણાવવુ

ભાગ્યોદયના ગ્રાહકોની સંખ્યા દિન પ્રતિદિન વધતી જતી હોવાથી પાછના અંકો ખુટી પડે છે આ વખતે પણ માર્ચ અને એપ્રીલના અંકો ખુટી પડવાથી નવિન ગ્રાહકોને મે માસથી જ અંકો મોકલવામા આવે છે, હવે તે પણ ખુટી જવા આવ્યા છે. માટે નવીન ગ્રાહક થવા ઇચ્છનારે તાકીદે નામ નોંધાવવા, કારણ કે પાછળી અંકો ખુટી પડતા તે મળી શકતા નથી.

### નવીન ગ્રાહકોને રૂ. ૨. લવાજમ ભરવાથી કેટલો લાભ મળે છે ?

દર માસે ૮૦ પાનાનું ઉત્તમ વાચન ઉપરાંત-'સ્વર્ગીય સુખ' નામના પુસ્તક ઉપરાંત

| | કીમત | ગ્રાહકોને ઓછી કીંમતે. |
|---|---|---|
| ધીવરક સંહિતા | ૫—૦—૦ | ૩—૦—૦ |
| ઘરનો વૈદ્ય. | ૨—૦—૦ | ૦—૮—૦ |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૧ | ૦—૧૨—૦ | ૧—૦—૦ (બંને ભાગ) |
| વૈદ્ય યાને વૈદક ભાગ ૨ | ૦—૧૨—૦ | |
| વિનોદચંદ | ૧—૦—૦ | ૦—૮—૦ |

સુચના—કાયદાનો શિક્ષક તૈયાર થઇ ગયો છે જે સબંધી હેન્ડબીલો આજના અંક સાથે વહેંચવામા આવ્યા છે કીંમત રૂ ૮. છે, પણ ગ્રાહકોને આ માસની અંદર જો તે પુસ્તક મંગાવશે તો રૂ. ૭ માંજ મળશે આ માસ પછી મંગાવનાર પાસે રૂ ૮ પડશે

તંત્રી.—ભાગ્યોદય,—અમદાવાદ.

# શ્રી ચરક સંહિતા.

મૂળસહિત ગુજરાતી ભાષાંતર પ્રથમ ભાગ બહાર પડયો છે તેના સબંધમાં અનેક પેપરો અને વિદ્વાનોએ અભિપ્રાયો આપ્યા છે. મોટા મોટા એમ. ડી. થયેલા ડૉક્ટરો પણ તેને વખાણે છે. તો આ પણા વિદ્વાન વૈદ્યો વખાણે તેમાં તો નવાઇજ નથી. આયુર્વેદનો મૂળ આ ગ્રંથ છે. આ ગ્રંથમાંથી અનેક ગ્રંથો ઉત્પન્ન થયા છે. તેમાં એવી એવી જુતી શોધો અને દવાઓ છે કે જે આપણા જાણવામાં ન હોવાથી, ઘણા પશ્ચિમાત્ય શોધોથી અજાઇએ છીએ. પરંતુ હાલની તેવી ઘણી શોધોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. દરેક ડૉક્ટર, હકીમ અને વૈદને આ પુસ્તક પાસે રાખી દવાઓ કરવાથી યશ મળે છે તેમજ આરોગ્ય સાચવી શરીરને તંદુરસ્ત અને દીર્ઘાયુષી બનાવવાની ઇચ્છા રાખનાર દરેકે તેને હંમેશાં પાસે રાખવુંજ જોઇએ. આપણા આયુર્વેદમાં-દવાઓને માટે સર્વેથી સર્વોત્તમ ગ્રંથ ચરકને ગણેલો છે. એજ તેની ઉપયોગીતા છે. કીંમત રૂ. ૫-૦-૦ પૃષ્ઠ સાતસો,જાડા ગ્લેઝ કાગળ પાકું પુઠું.

માત્ર જુજ અભિપ્રાય બસ થશે મુંબાઇ પ્રભુરામ આયુર્વેદ કૉલેજના પ્રીન્સીપાલ સાહેબ ડૉ.પોપટભાઇ પ્રભુરામભાઇ વૈદ્ય જે. પી એલ. એમ એન્ડ એસ લખે છે કે ચરક સંહિતાનુ ગુજરાતી ભાષાંતર કરવાનો જે પ્રયાસ આપે કર્યો છે તે અત્યંત ઉત્તમ છે.અને દરેક વૈદને એ પુસ્તક ઘરમા રાખવા લાયક છે.

ભાવનગર દરબારી કેળવણી ખાતાના ઉપરી વિદ્યાધિકારી સાહેબ મે કૌશિકરામભાઇ વિઘ્નહરરામભાઇ બી. એ. લખે છે કે શ્રી ચરકસંહિતાનુ અવલોકન કરવાથી તે પુસ્તક ઘણું ઉપયોગી માલુમ પડ્યું છે. આપનો એ પ્રયાસ સ્તુત્ય છે. અને આપે લીધેલા શ્રમની સફળતા ચાહું છુ.

**પરસીયન નાઈટસ**—ગૃહસ્થો અરેબીયન નાઇટસ તો વાંચીજ હશે અરેબીયનનાઇટસ જેવીજ રસીક અને બોધક વાર્તાઓ આ પુસ્તકમાં છે કી રૂ ૧—

## સરવે, રેવન્યુ અને ફોજદારી કાયદાનું જુથ.

*ત્રીજી આવૃત્તિ*—આ પુસ્તકમાં ઇંડીઅન પીનલકોડની અગત્યની કલમો, ક્રીમીનલ પ્રોસીજર કોડ, ડીસ્ટ્રીકટ પોલીસ એક્ટ, વિલેજ પોલીસ એક્ટ, લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર થયેલી રૂલ, મામલતદાર કોર્ટ એક્ટ, ગામના ને તાલુકાના નમુના સરવાઇની રૂલ, સર્વે ઇન્સ્પેકટરની રૂલ, અફીણનો એક્ટ,આબકારી એક્ટ, મીઠાનો એક્ટ વિગેરે ૨૦ કાયદાઓનો સમાવેશ કર્યો છે કીં રૂ ૨—

**ઘરનો વૈદ્ય**—આ એક અતિ ઉત્તમ વૈદકનું પુસ્તક છે. જેના દસ ભાગ છે. તેમાં સમગ્ર ૫૦ )પ્રકરણો છે જેમાં શરીરનું ને તેની અંદર આવેલા અવયવોનું જ્ઞાન,ઇંદ્રિયોનું જ્ઞાન, અને તેની ક્રિયા,વનસ્પતિ કોષ, કુદરતી ઉપચારો, દરેક રોગ, તેનાં કારણો, લક્ષણ, અને તેના ઉપાયોનો આ પુસ્તકમાં સમાવેશ કર્યો છે. કી રૂ, ૨-૦-૦ પણ હાલ મંગાવનાર પાસે માત્ર ૦-૮-૦

## વૈદ્ય યાને વૈદક ભાગ ૧ લો અને ૨ જો.

આ પુસ્તકમાં તમામ રોગ મટે એવાં ઔષધો અને વનસ્પતિશાસ્ત્ર આપવામાં આવ્યાં છે. આ ઔષધો અકસીર વનસ્પતીમાંથી તે શી રીતે બનાવવાં, તથા કઇ દવા કયા કયા રોગ મટાડેછે તે, તથા દવા કઇ કઇ વનસ્પતીની કેવી રીતે બનાવવી તે, તથા દરેક ધાતુ તથા વિષનું શોધન કરી ભસ્મો બનાવવાની રીત, તથા તેની બનતી માત્રાઓ, અવલેહો, ધુનો તેલો, તથા આસવો વગેરે બનાવવાના પ્રયોગો દરેક માણસ સમજી શકે તેવા આપ્યા છે. તે બને ભાગ સાથે ખરીદનાર પાસેથી રૂ ૧-૦-૦

**વિનોદચન્દ્ર**—એક અતિ રસમય અને બોધક વાર્તા આ પુસ્તકમાં સત્યનો જય અને અસત્ય, પ્રપંચ,વ્યભિચારાદિ દુર્ગુણોથી થતા વિનાશોનો એવો ચિતાર આપવામાં આવ્યો છે કે ખરેખર વાંચનાર મનુષ્ય ગમે તેવો દુર્ગુણી હશે તોપણ તેને સદ્ગુણી થયા સિવાય છુટકોજ થશે નહી. એકવાર પુસ્તક હાથમાં લીધા પછી ફરી તેને પુરૂવાંચ્યા સિવાય મુકવુજ ગમે તેમ નથી. એકવાર વાંચ્યા પછી વારંવાર વાંચવાનું મન થઇ આવશેકી રૂ ૧

જેઠાલાલ દે. ૧૨ દવે અમદાવાદ.

# કાયદાનો શિક્ષક

યાને

## મુલકી, ફોજદારી અને દીવાની કાયદાઓનું જુથ.

**બીજી આવૃતિ, પુરેપુરા કાયદા નવા–સુધારા વધારા અને અગત્યની ટીકા સાથે.**

જેની પેહેલી આવૃત્તિની બે હજાર નકલો ઘણુંજ ટુંક વખતમાં ખપી ગઇ એજ તેની લોકપ્રિયતા છે.

**તેમાં નીચે પ્રમાણે પુરેપુરા આખા કાયદાઓનો સમાવેશ કર્યો છે.**

**ફોજદારી વિષયને લગતા કાયદાઓ**—ક્રીમીનલ પ્રોસીજર કોડ, ઇંડિઅન પીનલ કોડ, ગાંડા માણુસનો એકટ, ફટકાની શિક્ષા બાબતનો એકટ, જુગારનો એકટ, એક્ષ્ટ્રાડીશનએકટ, આબકારી એકટ, અફીણનો એકટ, મીઠાનો એકટ, કારીગર અને મજુરોનો એકટ, રેલ્વેનો એકટ, ફેકટરી એકટ, ટેલીગ્રાફનો એકટ, પોરટનો એકટ, ઝેરી જાણુસોનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવાનો એકટ નાટકના ખેલોનો એકટ, નિધિનિક્ષેપ એકટ, બોમ્બ એકટ, ડબા એકટ, વિલેજ પોલીસ એકટ, ડીસ્ટ્રીકટ પોલીસ એકટ. વિગેરે.

**રેવન્યુ ( મુલકી ) તથા સરવાઇના વિષયોને લગતા કાયદાઓ**—લેન્ડ રેવન્યુ કોડ, તે ઉપર ચપેલી રૂલ, મામલતદારોની કોરોનો એકટ, સર્કલ ઇન્સ્પેકટરની રૂલ, માપણીની સમજુતી ઓરીજીનલ સરવેની રૂલો વિગેરે.

**દિવાની વિષયોને લગતા કાયદાઓ**—સીવીલ પ્રોસીજર કોડ ( નવો ) વારસાનો એકટ, વાલી નીમવાનો એકટ કોર્ટ ઓફ વોર્ડસ એકટ, દક્ષિણ રીલીફ એગ્રીકલચર એકટ, હિંદુ પુનર્લગ્નનો એકટ, ગાંડા માણુસની મિલકતનો એકટ, પારસીલોકોના લગ્ન તથા તલાક બાબતનો અને વારસા બાબતનો એકટ, કોર્ટ ફી એકટ, પુરાવાનો એકટ, કોરટમાં સમખાવાનો એકટ, કરારનો એકટ, રજીસ્ટ્રેશન એકટ, વેંચણ કરવાનો એકટ, ટ્રાન્સફર ઓફ પ્રોપરટી એકટ, યુરોપીયન વેગ્નનસી એકટ સીવીલ કોરટોનો એકટ, ...ટ તથા વહીવટ ચલવવાની સનદો આપવાનો એકટ, નાદારીનો એકટ, વારસાનો એકટ, હિંદુ વારસોને કરજમાંથી છોડવવા બાબતનો એકટ, મુસલમાની શરેહ, સફીલદારી વિષે, સફીલના હક ...બત, સ્ટામ્પ એકટ વિગેરે.

**પરચુરણ વિષયને લગતા કાયદાઓ**—તગાવીનો એકટ, લોકલ ફન્ડ એકટ, ઇનકમટેક્ષએકટ, મતાદાર એકટ, તાલુકદારનો એકટ, બદરોનો એકટ, વહાણોનો એકટ, નરવાનો એકટ, મ્યુનીસીપાલ એકટ, જમીન લેવાનો એકટ, સુતરાઉ માલ ઉપર જકાત લેવાનો એકટ, જંગલી પક્ષી તથા શિકારના રક્ષણનો એકટ, હિંદુસ્તાનનો ચલણી નાણાનો એકટ, હિંદુસ્તાનનો તારીફનો એકટ, જળમાર્ગની કસ્ટમની ડયુટી લેવાનો એકટ, જગલનો એકટ, વતનએકટ, ઇરીગેશન એકટ, શિતળા કાઢવાનો એકટ, જનાવર તરફ ઘાતકીપણું અટકાવવાનો એકટ, સેનીટરી એકટ, પ્રેસો તથા વર્તમાનપત્રોનો એકટ, હથિઆર તથા યુદ્ધ સામગ્રીનો એકટ, ફટકાની શિક્ષા કરવાનો એકટ વિગેરે વિગેરે.

**બીજી આવૃત્તિમાં આવેલો નવા કાયદાઓ નીચે પ્રમાણે:—**

ડીસ્ટ્રીક મેજીસ્ટ્રેટના વિશેષ સત્તા બાબત, રાજદ્વારી કેદીને દેશપારે બાબત, બજારો તથા મેળા બાબત, ભાડાના વાહન બાબત, મુંબઇમાં શીતળા કઢાવવા બાબત, ટ્રામવેનો એકટ, વેપારના માલ ઉપર દગલબાજીથી નિશાનિઓ કરવા બાબત, સ્ટીમ બૉયલર તપાસવા બાબત, મોટર વાહનનો એકટ, વિજળીનો એકટ, ગુન્હેગાર જાતોનો એકટ, રાજદ્રોહી સભા અટકાવવાનો, કારખાનાનો એકટ, વિમાની મંડળીઓનો એકટ, વીમા કંપનીઓનો એકટ, ઘોડ દોડતી સરતોની જગ્યાનો એકટ, વેહાનો એકટ, કોર્ટોના વિશેષ અધિકારનો એકટ દેણાની સાબીતીનો એકટ, લશ્કરના કુચ કરવાથી નુકશાન થાય તે બાબત, હિંદુ લોકોના વસીયત નામનો એકટ, વિશેષ ન્યાયનો એકટ, ટ્રસ્ટ એકટ, સુખાધિકાર ઇઝમેન્ટ બાબતનો એકટ, કંપની બાબતનો એકટ, રૂમરી સેટલમેન્ટ, એકટ, તોડાગીરાસનો એકટ, ઇરીગેશન એકટ, તમાકુનો એકટ, સાર્વજનિક હોડી ઘાટનો એકટ, રસ્તા તથા પુલો ઉપરના વેરાનો એકટ દસ્તાવેજો અને ફોજદારી, દીવાની ... [illegible]

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. નવેમ્બર અને ૧૯૧૭, આશ્વિન સંવત ૧૯૭૩. અંક ૯ મે

## सत्कार:

( કોઇ કાઢો જાળ બહાર, એ લય )

બંધુ ! આવો આ વાર. કરીએ સ્નેહે સત્કાર,
સ્નેહે સત્કાર, હર્ષ હૈયે અપાર, બંધુ
મંદ મંદ જીવનમા નવ-જીવન લાવો,
જડ સરખામાહિ કાંઇ ચેતન ઉપજાવો,
ઉરે દિવ્ય દીપક પ્રગટાવો,
હરી અંધકાર, આ હરી અંધકાર;—
સુકાં ઠુંઠાંને નવ પલ્લવ બનાવો,
ઉખર ભૂમિમાંહિ પણ રસને રેલાવો,
વાસ્તવ નૃસિંહ શિશુ કહાવો,
તો થાઓ તૈયાર, તો તો થાઓ તૈયાર;—
શિથિલ વૃત્તિમાંહિ ઉત્સાહ ઉભરાવો,
શ્રમિત થયા હોય તેના શ્રમને ઉતરાવો,
આપ વડે કાર્ય આવા થાઓ;—
એ ઇચ્છાનો સાર, અમ ઇચ્છાનો સાર—

શ્રી ગુ.

---

## उपदेश.

( ભરદરીયે હોય છોડવો તો, એ લય. )

હેત જનક અંતિમ આ ઉપદેશ બંધુ ! વિસારશો મા,
મન રિપુને જીતવામાં, યત્નશીલ સદા રહો,
કઠિન કાર્ય જણાય વહાલા ! તોય હિંમત હારશો માં.
વિષય કેરી લાલસા ક્ષણ ક્ષણ વળગતી આવશે,
મોહવશ થઇ લોલુપ હૃદયે, બંધુ ! તેહ સ્વીકારશો મા;—
વાત જે વીતી ગઈ ને થવાનું તે થઇ ગયું.
વ્યતીત તે પ્રતિફલ સ્મરીને, આંસુ શાણા ! સારશો મા;—
કોઇએ કર્યું હોય અઘટિત કે કહ્યું કડવું કદી,
ઉરતણા ઉંડાણમાં પણ એ બલા સંભારશો મા,—
વ્યર્થ વાતોના તડાકામા સમય નવ ગાળશો,
નિષ્પ્રયોજન કાર્ય માહિં, માથું મિથ્યા મારશો મા,—
ઇષ્ટથી અર્પિત સાધન સાધજો બહુ ભાવથી,
દુર્બળ અધિકારી રૂપે નિજને વીરા ! આંકારશો મા;—
છે સમર્થ શિરે ગુરુ જય તમારો નિશ્ચય થશે,
કેવલ તમારા ઇષ્ટમાંથી ઇષ્ટ બુદ્ધિ ઉતારશો મા;—

શ્રી. ઉ.

---

## केटलाक अंटोळ काटलां.

આયા કરો ઇધરસી—એ લય.

આવો થોડા ગણાવું હું અંટોળ કાટલા,
કામ કરવુ જે મને ન આખા જન્મમાં.
છતાંય હોય વાતમાંહિ પૂરા ભાટલા;
જાણો એ નામાંકિત છે અંટોળ કાટલાં.
અન્યને ઉપદેશવામાં જે શુરા પૂરા,
આચારમા મૂકવામાં જે છે ચંડા માટલા; જાણો.
દૈવત ન હોય તોય અગ્ર આવીને,
ચહે મૂંઝાવવા તે સઉથી પહેલા પાટલા; જાણો.
જે ચકોર અન્ય કેરૂં છિદ્ર જોવામા,
અને જુએ ન વસ્ત્ર નિજ વહેંત ફાટલા; જાણો.
પૈ ન ખરચે અન્ય કાજે, તોય પાથરે,
પારકાને ત્યા નીરાંતે જેહ ખાટલા, જાણો
ઇચ્છશો તો વળી ગણાવીશ બીજાં ફરી,
હાલ તો હું માત્ર ગણાવું છું આટલાં; જાણો

# आत्म बोध.

(લેખક-શ્રીયુત હરિલાલ નરસિંહરામ)

( અનુસંધાન જુન પાન ૧૨૩ થી )

स्वयमन्तर्बहिर्व्याप्य,
भासयन्नखिलं जगत् ।
ब्रह्म प्रकाशते वह्नि,
प्रतायसपिण्डवत् ॥६१॥

પોતેજ બ્રહ્મ વળી માંહી અને બહારે,
વ્યાપી રહી અખિલ આ જગને પ્રકાસે,
જે રીત અગ્નિ તપી રક્ત[1] થએલ લોઢા,
ના પીંડને[2] બધી રીતથી પ્રકાશતો મ્હા. ૬૧

जगद्विलक्षणं ब्रह्म,
ब्रह्मणोऽन्यन्न किंचन ।
ब्रह्मान्यद्भातिचेन्मिथ्या,
यथामरुमरीचिका ॥६२॥

છે બ્રહ્મ આ જગવિલક્ષણ[3] સર્વ નિશ્ચે,
જૂદું નથીજ[4] કંઇ બ્રહ્મથી કાંઇ લેશ,
દેખાય બ્રહ્મથી જુદું કદિ કાંઇ તોતે,
મિથ્યાજ છે હરિણવારિસમું[5] ખરો તે. ૬૨

दृश्यते श्रूयतेयद्यत्,
ब्रह्मणोऽन्यन्न तद्भवेत् ।
तत्त्वज्ञानाच्चतद्ब्रह्म,
सच्चिदानंद मद्वयम् ॥६३॥

દેખાય[6] જેહ, તેમ કાનથી જે સુણાયે,[7]
ઇત્યાદિ બ્રહ્મ થકી અન્ય નથી જણાયે,
ને તત્વજ્ઞાન થકી[8] સચ્ચિત તેહ છે ને,
આનંદરૂપ વળી અદ્વય બ્રહ્મ છે તે ૬૩

सर्वगं सच्चिदात्मानं,
ज्ञानचक्षुर्निरीक्षते ।
अज्ञानचक्षुर्नेक्षेत,
भास्वन्तं भानुमन्धवत् ॥६४॥

સર્વત્ર વ્યાપમય સચ્ચિત્ આત્મને જે,
છે જ્ઞાન ચક્ષુ જન[9] તેહજ દેખતા તે;
અજ્ઞાન ચક્ષુ જન[10] દેખી શકે ન લેશે,
ભાનુપ્રકાશ[11] પણ જેમ ન અંધ દેખે. ૬૪

---

૧ તપીને લાલચોળ. ૨ ગોળાને. ૩ અનેક વિકારોવાળું, જગતથી બ્રહ્મ કેવળ જુદાં લક્ષણોવાળું છે એટલે જગત્ અસત, જડ તથા દુઃખરૂપ છે અને બ્રહ્મ સત્‌ચિત્ અને આનંદરૂપ છે. ૪ બ્રહ્મનું કાર્ય જગત્ છે. માટે કારણથી કાર્ય જુદું હોતું નથી ૫ મોટા મારવાડ જેવા વેરાન જંગલોમાં ઘણું કરીને ઉષ્ણકાળમાં દિવસે દૂર નજર કરનારને પાણીનું મોટું સરોવર ભર્યું હોય તેમ પાણી દેખાય છે તે મિથ્યા છતાં અજ્ઞાન પ્રાણી મૃગાદિ તે પીવા માટે દોડી મરે છે, જેમ જેમ તે પાણી ભણી જાય છે તેમ તેમ તે પાણીનો દેખાવ દૂર ને દૂર જણાય છે. તે દેખાવને મૃગજળ-મૃગતૃષ્ણા, અને મરૂમરીચિકા ઇત્યાદિ નામ આપેલા છે. અર્થાત્ તે પાણીનો દેખાવ જેમ મિથ્યા છે તેમ બ્રહ્મથી જુદાપણાનો દેખાવ મિથ્યા છે ૬ ચક્ષુ ઇંદ્રિયથી જે જે દેખવામાં આવે છે તે. ૭ એ વગેરે મોઢેથી કહેવામાં પણ જે આવે છે તે. ૮ તત્વજ્ઞાનમાં. ૯ જ્ઞાનરૂપી ચક્ષુવાળા. ૧૦ ચર્મચક્ષુવાળા નહિ. ૧૧ જ્ઞાનરૂપી ચક્ષુવાળા નહિ તેવા-અજ્ઞ.

श्रवणादिभिरुद्दीप्तो,
ज्ञानाग्नि परितापितः ।
जीवः सर्वमलान्मुक्तः,
स्वर्णवद्द्योतते स्वयं ॥६५॥

પૂરા પ્રદિપ્ત[1] શ્રવણાદિવડે[2] થએલા,
જ્ઞાનાગ્નિથી[3] અતિ તપી[4] પછી જીવતો આ;
અજ્ઞાનરૂપ સહુ મેલથી મુક્ત થાતે,
રે'છે પ્રકાશી શુભ કુંદન તુલ્ય[5] આપે.[6] ૬૫

हृदाकाशोदितोह्यात्मा,
बोधभानुस्तमोऽपहृत् ।
सर्वव्यापी सर्वधारी,
भाति सर्वं प्रकाशते ॥६६॥

ઊગેલ બોધરૂપ [7]ભાનુ હૃદાવકાશે[8],
અજ્ઞાન ઘોર તમને[9] હારી લેઉ જ્યારે,
આત્મા તદા[10] સરવ વ્યાપીજ સર્વ ધારી,[11]
થૈ સ્વપ્રકાશી પછી દે સહુને પ્રકાશી ૬૬

इंद्रवंशावृत्त.

दिग्देशकालाद्यन
पेक्ष्य सर्वगं,
शीतादिहृन्नित्य
सुखं निरंजनं ।
यः स्वात्मतीर्थं
भजते विनिष्क्रियः,
स सर्व वित्सर्व
गतोऽमृतो भवेत् ॥६७॥

સ્રગ્ધરાવૃત્ત.

દિશા[12] ને [13]દેશકાલાદિની[14] નથી જરૂરી
જેહ સર્વત્ર ભાસે,
શીતાદિ[15] જ્યાં ન બાધે[16] નિત સુખ જયહીછે,
સર્વથી શ્રેષ્ઠતો છે.
એવા આસ્વાત્મતીર્થે નિશદિન વસતા
જે વિનિષ્ક્રિય[17] પોતે,
તેણે સૌ તીર્થે જાણ્યાં સ્નેપન[18] કર્યું બધે
મુક્ત થૈ રે' અહો તે.[19] ૬૭

ગીતી.

જે સ્વાત્માતીર્થે નિત સ્વાત્મા ચિન્તનરૂપી સ્નાન કરશે
તે હરિનૃસિંહ પોતે જીવપણાથી નિશ્ચે મુક્ત થશે

એ પ્રમાણે શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય
શ્રીમચ્છંકરાચાર્યે કરેલો આત્મબોધ. સમાપ્ત

---

## उन्नति शी रीते थइ शके ?

જ્યારે મનુષ્યને પોતાની અજ્ઞાનતાનું સ્વરૂપ સમજાય છે ત્યારે તેના મનમાં ઉન્નતિની તિવ્રેચ્છા ઉત્પન્ન થાય છે. તિવ્રેચ્છાથીજ મનુષ્ય સંસારમાથી સ્વર્ગમાં, અજ્ઞાન કૂપમાથી જ્ઞાન મંદિરમાં અને અંધકારમાથી પ્રકાશમા જઇ શકે છે તે વિના મનુષ્ય અજ્ઞાનરૂપિ અંધકુવામાં પશુવત્ વિષયોમા ઉન્મત્ત થઇને પડ્યો રહે છે, કે જ્યાં પડ્યા પછી પોતે કોઇ પણ પ્રકારની ઉન્નતિ કરી શકતો નથી આકાંક્ષા અને ઇચ્છાંમા કેટલોક ભેદ છે આકાંક્ષા દયા, પ્રેમ, સત્યતા,

---

૧ પૂર્ણપ્રકાશવાળા સૂર્યના પ્રકાશને ૨ પ્રકાશમાન ૩ શ્રવણ મનન વગેરેથી. ૪ જ્ઞાનરૂપી અગ્નિથી. ૫ ભેગવાળુ સોનું જેમ તવાય છે તેમ ૬ અગ્નિથી બીજી ધાતુઓરૂપી ભેગ-મેલ બળી જવાથી જેમ સોનું કુંદન થાય છે, તેમ જ્ઞાનથી સંસારોપાધિ નાશ થવાને લીધે જીવ શિવરૂપ થાય છે ૭ પોતે. ૮ જ્ઞાન. ૯ હૃદયરૂપી આકાશમાં. ૧૦ ઘોર અંધકારને ૧૧ ત્યારે ૧૨ સર્વને ધારણ કરનાર. ૧૩ ઉત્તર પૂર્વાદિ દિશાઓ ૧૪ પ્રયાગાદિ તીર્થક્ષેત્રો ૧૫ મકરસંક્રાન્તિ, સિંહસ્થ, વ્યતિપાત વગેરે યોગો ૧૬ ટાઢતાપાદિ. ૧૭ હરકત કરે ૧૮ પરમહંસ-અક્રિયમહાત્મા ૧૯ સ્નાન ૨૦ અર્થાત આત્મારૂપી તીર્થ સર્વ તીર્થ કરતાં શ્રેષ્ઠ છે. જ્ઞાનીઓ તો તેજ સર્વોત્તમ તીર્થનુંજ સેવન નિરંતર કરે છે, એટલે સર્વને આત્મરૂપ જાણે છે તે સર્વાત્મચિંતન કર્યા કરે છે.

પવિત્રતા આદિ સ્વર્ગીય પદાર્થો મેળવવા માટે હોય છે. જેને લીધે આત્મિક સુખ મળે છે. જ્યારે ઇચ્છા એ સાંસારિક વિષયવાસનાઓ અને ભોગ વિલાસોને માટે હોય છે, જેથી ઇન્દ્રિય સુખ મળી શકે છે.

જેવી રીતે પાંખો વિનાનું પક્ષી ઉડી શકતું નથી તેવી રીતે આકાંક્ષા રહિત મનુષ્ય પોતાની ઉન્નતિ કરી શકતો નથી. અને પોતાની વિષય વાસનાઓ ઉપર વિજય મેળવી શકતો નથી. તે પોતાની ઇન્દ્રિયોનો દાસ થઇને રહે છે અને વિષયોને આધિન બની રહે છે તેનો વિચાર સ્થિર હોતો નથી. સાંસારિક બનાવોના બદલાવવાની સાથે તેનું મન પણ ચંચળ અને ચલાયમાન થાય છે.

જ્યારે મનુષ્ય આત્મોન્નતિની અભિલાષા રાખે છે, ત્યારે સમજવું જોઇએ કે તે પોતાની વર્તમાન પતિત દશાથી અસંતુષ્ટ છે, અને તેમાં સુધારો કરવાની ઇચ્છા રાખે છે. તે હવે વિષય વાસનાઓની ગાઢ નિંદ્રામાંથી ઉઠ્યો છે અને તેને હવે વાસ્તવિક જીવનની સત્યતાનું જ્ઞાન થયું છે.

અભિલાષાથી સર્વ વસ્તુ મળી શકે છે. ઉન્નતિ માર્ગ ઉઘડી જાય છે અને ઉચ્ચમાં ઉચ્ચપદ કે જેની કલ્પના પણ કરી શકાતી નથી તે પ્રાપ્ત થઇ શકે છે. એ તો શું પણ મોક્ષપદ અને કેવળજ્ઞાન પણ તેને પ્રાપ્ત થઇ શકે છે એવી કોઇ વસ્તુ નથી કે જેનો વિચાર કરી શકાતો હોય ને તે પ્રાપ્ત થઇ શકતી નહોય

આકાંક્ષાથી ઇશ્વરનાં દર્શન થાય છે અને આનંદના દ્વાર ઉઘડી જાય છે જ્યાંસુધી મનુષ્યને સાંસારિક વિષયોની સાથે લગની લાગેલી હોય છે ત્યાં સુધી તે આત્મોન્નતિની આકાંક્ષા કરી શકતો નથી, પરંતુ જ્યારે સાંસારિક લાલસાઓ કડવી અને દુઃખરૂપ જણાય છે ત્યારે તેનું આત્મોન્નતિ કરવા તરફ ધ્યાન જ્યારે ખેંચાય છે. સાંસારિક ભોગ વિલાસોથી મનુષ્યનું મન ધરાઇ જાય છે, અને તેના ઉપરથી રૂચિ જતી રહે છે, ત્યારે તેને સ્વર્ગીય સુખ અને આત્માનુભવના પરમાનંદની અભિલાષા થાય છે. જ્યારે પ્રત્યક્ષ પાપથી દુઃખનો અનુભવ થાય છે, ત્યારે પુણ્ય ઉપાર્જન કરવા માટે મનુષ્યને ઇચ્છા થાય છે દુઃખ પડતા સુખની ઇચ્છા થાય છે. તેજ અભિલાષા એ સાચી અભિલાષા છે. તેથીજ મનુષ્ય સ્વર્ગસુખ અને પરમ્પરા મોક્ષના આનંદનો ભોગ કરી શકે છે. આત્મોન્નતિના અભિલાષી મનુષ્ય આ માર્ગના અનુગામી છે જેના અંતરમાં શાંતિનું વિશાળ અને અનુપમ મંદિર છે. જો કદી આ માર્ગે અટક્યા વગર પ્રયત્ન કરવામાં આવે તો શાંતિ મંદિરમાં પ્રવેશ કરી શકે છે જો કોઇ હંમેશાં પોતાના મનમાં આત્માના સ્વરૂપનો વિચાર કર્યા કરે છે, મોક્ષનું ચિંતવન કરતો રહે છે તો તે એક દિવસે મોક્ષ મહેલમાં પહોંચીને નિજાનંદને પ્રાપ્ત કરી શકે છે

જે મનુષ્ય જેટલી અભિલાષા રાખે છે તેટલુંજ તેને મળે છે મનુષ્ય કેવો થઇ શકશે તે તેની અભિલાષાઓ ઉપરથી જાણી શકાય છે કોઇ વસ્તુની તરફ મનને જોડવું એ તે વસ્તુ પ્રાપ્ત કરાવનાર પ્રથમ ચિન્હ છે. જે પ્રકારે મનુષ્ય નાની નાની વસ્તુઓનું જ્ઞાન અને અનુભવ પ્રાપ્ત કરી શકે છે, તેજ પ્રકારે મોટી મોટી વસ્તુઓને પણ પ્રાપ્ત કરી શકે છે જેથી તેણે મનુષ્યત્વને પ્રાપ્ત કર્યું છે તેવી રીતેજ તે ઇશ્વરત્વને પણ પ્રાપ્ત કરી શકે છે. મનને ઇશ્વરના તરફ એકાગ્ર કરવુ જોઇએ. અને ઇશ્વરત્વને પ્રાપ્ત કરવાને માટે તેની ખાસ જરૂર છે

પવિત્ર વિચારો એ પવિત્રતા છે અને અપવિત્ર વિચારોનું નામ અપવિત્રતા છે જેવા મનુષ્યોના વિચાર હોય છે, ગમે તો પવિત્ર કે અપવિત્ર, તે અનુસાર તે પવિત્ર કે અપવિત્ર બની શકે છે. મનુષ્ય પોતાની સ્થિતિ પોતાનાજ વિચારોથી બાંધી શકે છે. તેમાં બીજાના વિચારોનો કાંઇ પણ સબંધ હોતો નથી. દરેક મનુષ્ય પોતેજ પોતાના વિચારો અનુસાર પોતાના પ્રારબ્ધને રચે છે

જો મનુષ્ય કહે કે મને બીજાએ દુઃખ આપ્યું છે, મારી સ્થિતિ દુઃખમય હોવામાં પોતાના પૂર્વજો કે અન્ય કોઇ કારણભૂત છે તો તેમાં તેની ભૂલ છે આથી તે પોતાની ભૂલને સુધારી શકતો નથી અને પોતાના વિચારને બદલી શકતો નથી અને જેથી દુઃખમાંથી પણ છુટી શકતો નથી. પરંતુ આવા વિચારોથી સઘળી પવિત્ર આકાંક્ષાઓ નષ્ટ થઇ જાય છે. અને મનુષ્ય વિષય વાસનાઓનો દાસ બની જાય છે પણ જ્યારે મનુષ્ય અનુભવ કરે છે કે મારામાં જે જે ખામી કે અપવિત્રતા છે તેને મે જાતેજ ઉત્પન્ન કરી છે

અને વાસનાઓ ઉપર તે જય મેળવી શકે છે લાલચ દુઃખમય છે, પરંતુ તે નિત્ય નથી તે કેવળ નીચેથી ઉપર જવાનો માર્ગ છે જીવનની પૂર્ણતા આનન્દમય છે દુઃખમય નથી. લોભ નિર્બળતા અને પરાજયની સાથે રહે છે પરંતુ મનુષ્ય શક્તિ અને વિજયને માટે છે. દુઃખની ઉપસ્થિતિ ઉન્નતિ કરાવવાના ચિન્હરૂપે થાય છે જે મનુષ્ય હમેશ પોતાની આકાંક્ષાઓને વધારતો જાય છે તે કદી પણ એવો વિચાર કરતો નથી કે લોભ ઉપર વિજય નહિ મેળવી શકાય. તે પોતાના ઉપર વિજય પ્રાપ્ત કરવાને માટે દૃઢ સંકલ્પ કરે છે જેવી રીતે ઉત્સાહી મનુષ્ય વિઘ્ન અને અડચણોની પરવા કરતો નથી પરંતુ હમેશા તેના ઉપર વિજય મેળવવાની ધુનમા મચ્યા રહે છે. તેજ રીતે નિરંતર ઉચ્ચ અભિલાષાઓને રાખનાર મનુષ્ય લોભથી લલચાતો નથી, પણ તે મન અશુભ વિચારોનું કે નિચ ઇચ્છાઓનુ તે સેવન ન કરે તેને માટે અહર્નિશ સાવધાન રહે છે

મનુષ્યે લોભ અને લાલચના ભાવ અને અર્થ પર સારી રીતે વિચાર કરવો; કારણકે જ્યાં સુધી તેનુ સારી રીતે જ્ઞાન પ્રાપ્ત થતું નથી ત્યાં સુધી તે ઉપર જય પ્રાપ્ત કરી શકાતો નથી જે મનુષ્ય લોભને દુર કરવાને ઇચ્છે છે તેણે તે વાત ઉપર પૂર્ણરૂપે વિચાર કરવો જોઇએ કે કઇ રીતે તેની ઉત્પત્તિ થઇ અને કેવી રીતે તેને દુર કરી શકાય મનુષ્યની વાસનાઓ જેવી તિવ્ર હોય છે તેટલીજ ભયંકર તેને લાલચ હોય છે અને જેટલો ઉંડો મનુષ્યનો સ્વાર્થ અને અભિમાન હોય છે તેટલોજ તેનો લોભ પ્રબળ હોય છે. જે મનુષ્ય સત્યનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે તેણે પ્રથમ પોતાને ઓળખવાનો પ્રયત્ન કરવો જોઇએ જો પોતે પોતાને ઓળખવાનો પ્રયત્ન કરતી વખતે પોતાની કોઇ ખામી કે પોતાના કોઇ અવગુણો પ્રકટ થાય તો તેથી ગભરાવું નહી જોઇએ. પરંતુ તે દોષ અને અવગુણોનો નાશ કરવો જોઇએ તેમના પ્રગટ થવાથી આપણને પોતાનું જ્ઞાન થાય છે અને પોતાનુ જ્ઞાન થવાથી આત્મ સંયમ અને ઇન્દ્રિય નિગ્રહ કરવામાં ઘણીજ અનુકૂળતા મળે છે

જે મનુષ્યો પોતે પોતાની ભૂલો અને દોષો પ્રગટ થતાં તે તરફ લક્ષ આપતો નથી પણ તેને છુપાવા ઇચ્છે છે તે સત્યમાર્ગનો અનુગામી થઇ શકતો નથી જે મનુષ્ય પોતાની નીચ પ્રકૃતિનો નિર્ભય થઇને પરાજય કરતો નથી તે ત્યાગના ઉંચા શિખર ઉપર પહોંચી શકતો નથી

મૂર્ખ માણસો પોતાની ખામી અને પોતાના દુઃખને માટે બીજાને દોષ આપે છે. પરંતુ સત્યને ચ્હાનારા તો પોતાના દુઃખને માટે પોતાનેજ દોષ દેછે. મનુષ્ય પોતેજ પોતાના સુખ કે દુઃખને ઉત્પન્ન કરનાર છે. મનુષ્યનાજ કરેલા વિચારો અને કર્મોના ફળરૂપે તેની સ્થિતિ સ્થાપલી હોય છે. અને તેથી તેની દુઃખદ કે સુખદ જેવી સ્થિતિ હોય તેના કારણભૂત તે પોતેજ છે.

મનુષ્યે જો સુખને મેળવવુ હોય અને પોતાની દુઃખી સ્થિતિનો ત્યાગ કરવો હોય તો પોતાના વિચારો અને વર્તન બદલવાં જોઇએ અને જેવી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય તે અનુસાર વિચારો અને વર્તન રાખવાં જોઇએ. અને તે વિચારો કે વર્તનમા પછી લોભ કે લાલચરૂપી વિઘ્નો અડચણો ન કરે તેને માટે સાવધાન રહેવુ જોઇએ.

---

**રતવા**—દુધીઓ હેમકંદ સવાર સાંજ ૦ા, ૦ા ભાર જળમા વાટી સાકર સાથે મેળવી પાવે ધોએલ ઘીમા સોનાગેરૂ મેળવી ચોપડવાથી મટે છે.

**પથરી**—ફળદર અને ગોળ અર્ધો અર્ધો તોલો લઇ રોજ કાંજી સાથે પીવાથી મટે છે.

**સંધીવા**—નગોડના મૂળનું ચૂર્ણ દીવેલમાં કાલવી રોજ ચાટવાથી મટે છે.

**હરસ**—નાગકેસરનું ચૂર્ણ રોજ ૧ વાલ, સાકર ને માખણ સાથે ખાવાથી મટે છે.

**ઝાડો**—કડાછાલ, અતિવિષ, નાગરમોથ, દાડમ, લોધર, કરંઢીયું અને ધાવડીના ફુલનો સ્વર બાજે ઉકાળો કરી મધ અને મોચરસ નાંખી પીવાથી ઝાડો અને મરડો મટે છે.

**કૉલેરા**—આંકડાના મૂળની છાલ, લસણ, જીરૂ, સીંધવ, સુંઠ, પીપર, મરી, ફુલાવેલી હીંગ શુદ્ધ કરેલો ગંધક દરેક અકેક તોલો એકત્ર કરી વાટી ચૂર્ણ કરી લીંબુના રસમાં ઘુંટી મરી જેવડી ગોળી: દર ત્રણ કલાકે બબે ગોળી આપવાથી કૉલેરા મટે છે.

# स्वामी श्री विशुद्धानंदनुं चरित्र.

( અનુસંધાન ગતાંકથી )

## પ્રકરણ ૯ મું.

દાર્શનિક ગંગાધર, સ્વામીજીએ જવાની આજ્ઞા માગવાથી દુખિત થયા. પણ તેમણે ખુશીથી આજ્ઞા આપી. અને પ્રવાસમાં જે જે સામાન જોઇએ તે લઇ જવાને જણાવ્યું. વળી થોડું ઘણું દ્રવ્ય રાખવા પણ જણાવ્યું. પણ સ્વામીજીએ તેનો સ્વિકાર ન કર્યો અને પોતાની પાસે પહેલાં જે જે વસ્તુઓ હતી તે પણ અહીં મૂકી જવા વિચાર જણાવ્યો. માત્ર પુસ્તકોજ સાથે લીધા. ગંગાધરે ઘણો આગ્રહ કરીને ટાઢ ન વાય તે માટે એક ગોદડી આપી તથા મુસાફરીને માટે એક ધોડો આપ્યો. ગોદડી વગર ટાઢ ખમવી મુશ્કેલ હતી અને ધોડા વગર આટલે દુર પહોંચવું એ દુઃસાધ્ય હતું. અને તે કાંઈ એવી મિલ્કત નહોતી કે જે સાથે હોવાથી નુકશાન કરે.

સ્વામીજી પુસ્તકો, ગોદડી તથા ઘોડું લઇને ચાલ્યા. ગંગાધર કેટલેક દુર તેમને વળાવા ગયા. જતી વખતે એક કવરમાં બીડેલો પત્ર સ્વામીજીને તેમણે આપીને કહ્યું કે, આ પત્રમાં ખાસ જરૂરી વાતો લખેલી છે. જ્યાં આપને કોઇ અડચણ પડે કે કોઇ વસ્તુની જરૂર જણાય ત્યાં આ પત્રને વાંચજો. જેથી આપની અભિલાષા પુરી થશે. સ્વામીજીએ આ પત્રને ભલામણ પત્ર કે હુંડી હશે એમ માની અને લીધો. તેમને શું ખબર હતી કે આ પત્રમાં શું હતું? આ પત્ર કોઇ હુંડી કે ભલામણપત્ર નથી પણ તે તો ગંગાધરે ગોદડીમાં છુપાવેલા દ્રવ્યના તાળાની કુંચી હતી.

વિશુદ્ધાનંદના વિયોગથી ગંગાધરના ઘરમાં શોક છવાઇ રહ્યો. દૈવગઢ વા દૌલતાબાદથી સ્વામીજી, હાલ ઔરંગાબાદ પહોચ્યા. ઓંકારનાથ, ભગવાન મહેશ્વરના દ્વાદશ જ્યોતિર્લિંગોમાંના એક છે. આ સ્થાન નર્મદા નદીના પવિત્ર કિનારા ઉપર આવેલું છે. ત્યાં હોલ્કરનું રાજ્ય છે આ દિવસે અહીં આગ તેમથી ઘણા સન્યાસી અને બ્રાહ્મણો આવ્યા હતા જે સદાશિવના આરાધનમાં તત્પર રહ્યા કરતા હતા. એક દરિદ્ર કાન્યકુબ્જ બ્રાહ્મણ જે ઉમ્મરમાં એંશી વર્ષનો હશે તે મધુર સ્વરે "દારિદ્ર દુખ દહનાય નમ શિવાય" આ સ્તોત્રનો મંદિરની સામે હમેશાં પાઠ કર્યા કરતો હતો. પાઠ કરતા કરતાં બ્રાહ્મણનો કંઠ રૂકાઇ જતો અને નેત્ર આંસુઓથી ભરાઇ જતાં પૂછતાં જણાયું કે આ પુત્રહીન વૃદ્ધ બ્રાહ્મણને ચાર પુત્રી કુંવારી હતી. મદાન્ધ ધનવાન પુરૂષોની ઉપેક્ષા અને પોતાના કાન્યકુબ્જ ભાઇઓના આ વિવાહની રીતભાત કે જેમાં કન્યાદાન કરવામાં ઘણા દ્રવ્યની જરૂર પડતી હતી તેથી તે વૃદ્ધ પુરૂષ દુખિત થઇ મહેશ્વરના દરબારમાં પોતાના દુખને રડતો હતો.

સ્વામી વિશુદ્ધાનંદે જાણ્યું કે, આ વૃદ્ધ બ્રાહ્મણને આ પ્રકારે રડવાનું ફળ શું નહિ મળે? અવશ્ય મળશેજ. કેમકે ઇશ્વર સર્વ શક્તિમાન છે અને તે આ બ્રાહ્મણનો પોકાર જરૂર સાંભળશેજ. આ વખતે સ્વામીજીને ગંગાધરરાવનો પત્ર યાદ આવ્યો. અને જો પત્રથી આ બ્રાહ્મણનું દુ:ખ દુર થાય તો તે કરવું જોઇએ. એમ વિચાર કરી પત્ર ઉઘાડીને જોયું તો તેમાં આ પ્રમાણે લખ્યું હતું.

મહાશય !

શ્રીમાનના સમાગમથી જે આનંદ ને સુખ અમને થયું હતું તે લખી બતાવવું એ સહેલું નથી થોડાજ દિવસમાં અમારી જેવી ભક્તિ અને પ્રેમ આપના પ્રતિ ઉત્પન્ન થયાં છે એવો પ્રથમ કોઇના પ્રતિ થયો નથી. આપે જવાનો આગ્રહ કર્યો તો તેમાં અમે વિઘ્ન નાંખી શક્યા નથી. પણ આપ જેવા સત્પાત્ર બ્રાહ્મણ અમારી

—અપૂર્ણ.

પ્રમેથી ખાલી હાથે જાય તે અમને રૂચતું નથી. આપ દ્રવ્ય ગ્રહણ કરતા નથી, પણ આ જગ ત્યા દ્રવ્ય વિના કામ ચાલવું મુશ્કેલ છે. વાત વાતમા તેની જરૂર પડે છે. એથી આપની આજ્ઞા વિના પણ થોડી ઘણી મહોરો મે આ ગોદડીમાં છુપાવી રાખી છે, કે જેનો સહજમા પત્તો ખાબ શકે તેમ નથી. જ્યાં જ્યાં મોટા ટાકા મારેલા છે, અને જેને આપ જુના ધાગા જેવું સમજો છે ત્યા સર્વ જગ્યાએ મહોરો છે. આશા છે કે આપને તે કોઈ વખતે કામ આવી જશે

આપના પઠન પાઠનમા વિઘ્ન ન હોય તો કોઇ કોઇ વખતે આ દાસને પણ યાદ કરતા જશો

આપનો ચરણ સેવક
ગંગાધરરાવ

આ પત્ર વાચી સ્વામી વિરજાનંદ ઘણાજ પ્રસન્ન થયા. ગોદડીને ફાડીને જોયુ તો ગીનીઓનો ઢગલો થઇ ગયો. હવે સ્વામીજીને જણાયું ગોદડી આટલી બધી ભારે કેમ લાગતી હતી તે ધાગા જેવી ને માત્ર ઘોડા ઉપર નાખવાના ધાસીયા તરીકે સમજીને આમતેમ ફેંકી દેતા હતા, તેમાં એક બ્રાહ્મણના "દારિદ્રદહન" ની શક્તિ ભરી હતી. સર્વ મહોરો તેમણે બ્રાહ્મણને સોપી દીધી પ્રથમ તો તે મહોરો ચોરીની હશે એમ સમજી તે બ્રાહ્મણે ન લીધી. પણ બહુ આગ્રહ કરવાથી તેણે તેનો સ્વિકાર કર્યો અને પોતાની ભક્તિનું ફળ મળ્યું એમ સમજ્યો.

---

## પ્રકરણ ૧૦

### સ્વામીજીને દુઃખ સુખનો અનુભવ

સ્વામીજી ઓંકારનાથજીથી ઉજ્જન આવ્યા. ત્યાં કોઇએ વાત કરી કે, મહાકાળેશ્વરના મંદિરમા શિવ પંચાક્ષર મંત્રનો જપ કરવાથી સર્વ પ્રકારની કામના પુરી થાય છે. આથી સ્વામીજીએ ત્યા વિધિપૂર્વક જપ કર્યો અને ભક્તિભાવથી ભગવાન્ મહાકાલેશ્વરની આરાધના કરીને વિદ્યાનુ વરદાન માગ્યું. મહાદેવજીનાં દ્વાદશ જ્યોતિર્લિંગોમાંના ઉજ્જેનના મહાકાળેશ્વર પણ એક છે, જે પ્રકારે કાશીવિશ્વનાથનાં દર્શનને માટે કાશીમાં ચવે દ રથી યાત્રાળુઓ આવે છે તેજ પ્રકારે ત્યાં પણ દેશ દેશાંતરથી આવેલા યાત્રાળુઓનો સમાગમ થાય છે તે દિવસે કોઇ પર્વને લીધે ત્યાં વધુ ભીડ હતી તેમની ઇચ્છા તો એવી હતી કે રાત દિવસ મંદિરમાં મહાકાળેશ્વરજીનીજ સમીપ રહેવું પણ ભીડ ઘણી હોવાથી ત્યાં અધિક વખત તે રહી શક્યા નહીં. જે દ્રવ્ય પાસે હતું તે તો સર્વ દાનમાં આપી દીધું. પુસ્તકો સિવાય બીજું કોઇ પાસે નહોતુ અન્નક્ષેત્રમાં જઇને ભોજન કરવું એ જાતીપ્રથા અને તેના વિચારથી વિપરીત હતું ભિક્ષાવૃત્તિ સિવાય હવે બીજો કોઇ જીવનનો ઉપાયજ નહોતો પણ ઉજ્જેનમાં ભિક્ષા માંગવી પણ તેને સ્વિકાર ન કર્યો. તેમ કરવું તે પોતાના પુજા પાઠમાં વિઘ્ન કર્તા છે એમ પોતે સમજ્યા.

ઉજ્જૈનમાં એક મારવાડીને એવો નિયમ હતો કે તે દરરોજ સેકેલા ચણા ઘાટે ઘાટે ગરીબ ગરબાને વહેચાવતો હતો સ્વામીજી જ્યાં હતા ત્યા તે રોજ આવતો અને નિયમાનુસાર એ મુઠી ચણા તેમને પણ તે આપતો ને તેના આધારે તેમણે પોતાનો નિર્વાહ ચલાવા માંડ્યો અને જ્યા સુધી રહ્યો ત્યાં સુધી એ મુઠી ચણામાંજ તેમણે આનંદ માન્યો તે પછી સ્વામિજી ઉજ્જૈનથી ઇંદોર થઇને સિંધિયાની રાજધાની ગ્વાલિયરમા આવ્યા. તે વખતે તે મોટા મોટા પંડિતો રાજધાનીની શોભા વધારતા હતા સિંધીયાને ત્યાં તેનો મહાન આદર હતો. દાન ધર્મને માટે ગ્વાલિયરનો ખજાનો ખુબ ભરેલો હતો. સ્વામિજીએ સાભળ્યુ હતું કે આ વખતે ગ્વાલિયરમાં ઘણોજ સારો વિદ્યાભ્યાસ થતો હતો તેથી તે ત્યાં આવ્યા હતા. તેમને શું ખબર હતી કે આ વખતે ગ્વાલિયરમાં જવું તે વિપત્તિના ખાડામાં પડવા તુલ્ય છે.

સને ૧૮૪૩ ની સાલમાં રાવ સિંધિયાનો પરલોક વાસ થયો હતો. તેમને કાંઇ સતાન નહોતું. જેથી રાણી તારાબાઇ કે જે વખતે તેર ચૌદ વર્ષની હતી તેણે પોતાના કુટુંબનો એક આઠ વર્ષનો છોકરો જયાજીરાવ નામનો દત્તક લઇને તેને પોતાના ધણીની ગાદી ઉપર બેસાડી દીધો. રેસીડેન્ટની સંમતિથી મહારાજના મામા સાહેબ રાજકાર્ય ચલાવવા લાગ્યા. એ વાત તેજહેવી દાદા ખાસગીવાલથી સહન થઇ શકી નહિ. તેમણે સ

પુણીને મળીને મામાસાહેબને રાજકારભારમાંથી કાઢી મુકી સર્વ સત્તા પોતાના હાથમાં લીધી જેથી સિંધિયાની સેનામાં ખટપટ જાગી અને ફુટ પડી. કેટલાક લોક દાદા ખાસગીવાલની તરફ થયા અને કેટલાક બાપુ સિતોલિયાના તરફ થયા. બંને પક્ષ વચ્ચે યુદ્ધ થયું અને એક બીજાના આદમીને પકડી કેદ કરવા માંડયા. આ વખતે સ્વામીજી બાપુ સિતોલીયાના સ્નેહી સરદારને ત્યાં એક પંડિતની પાસે અભ્યાસ કરતા હતા દાદા ખાસગી તરફના માણસોએ રાત્રે ચઢાઈ કરી તેમાં તે સરદાર માર્યા ગયો અને તેનું ઘર લુટી લીધું. તેમાં કેટલાંક મનુષ્યોની સાથે સ્વામીજીને પણ કેદ કરી અને એક ઓરડીમાં પુરી દીધા.

બુદ્ધિમતી રાણી તારાબાઈએ પરસ્પર યુદ્ધ કરનારી સેના અને રાજ્યનો વિનાશ થતો જોઈને સેનાને અટકાવી દાદા ખાસગીવાલાને કેદ કરીને આગ્રે મોકલી દીધા અને બાપુસિતોલિયા દિવાન થયા. તેમણે જ્યારે પોતાના મિત્રને મારી નાખ્યાની અને તેના મનુષ્યોને કેદ કર્યાની વાત જાણી ત્યારે તેણે તે કેદીઓને છોડી મૂકયા. જે વખતે તે કેદીઓ ભૂખે તરફડીયાં ખાતા હતા. જો તેમને આજે છોડયા ન હોત તો તે સર્વ મરી જાત

તે પછી સ્વામીજીની સાથે સિતોલિયાનો વિશેષ પરિચય થઇ ગયો હતો. પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી કે જેમની સાથે સ્વામીજી કેદમાં પડયા હતા અને જે બાપુ સિતોલિયાના મરણ પામેલા મિત્રના ઘણાજ કૃપાપાત્ર હતા તેજ આ પ્રમાણે તેમનો પરિચય કરાવનાર હતા. બંને જણ કેદમાં સાથે રહ્યા હતા ત્યાં પંડિતજીએ સ્વામીશ્રીને કહ્યુ કે:—

"બ્રહ્મચારીજી! વિપત્તી પડતાં સર્વને ઘર સાંભળે છે અને હાહાકાર કરે છે પણ આપ તો વિપત્તિમાં પણ કાઇને સભાળતા નથી એ શું? આપ શું કરો છો? શું ભણો છો? એ તો તમે મને કશું પણ હજુ સુધી તમે તમારો પૂર્ણ પરિચય આપ્યો નથી!"

સ્વામીજીએ કહ્યું—"પંડિતજી! જે મનુષ્ય કદી કોઇ વખતે અચાનક દુખમાં આવી પડે છે તે દુખ પડતાં ગભરાઇ જઇને રડે છે અને સ્વજનોને સંભાળે છે. પણ દુઃખ, અને વિપત્તિ સર્વદા જેની સાથેજ હોય છે તેને રડવુ આવતું નથી. આપને દુખ પડયું તે મારી સાથે રહેવાનું ફળ છે."

એમ કહી પછી સ્વામીજીએ પોતાની હકીકત કહી સંભળાવી. તે સાંભળી પંડિતજીને ઘણુંજ આશ્ચર્ય લાગ્યુ અને તે પછી તે સ્વામીજીના ગૌરવને સમજવા લાગ્યા.

તે પછી પંડિતજી તથા સ્વામીજી ગ્વાલિયરમાંથી નીકળી વિઠુર ગયા વિઠુર એ હિંદુઓની જાત્રાનું સ્થળ છે. વિઠુર એ ભગવતી ભાગીરથીના પુણ્યતટ ઉપર આવેલુ છે ત્યાં પંડિત રામકૃષ્ણ શાસ્ત્રીજી સ્વામી વિશુદ્ધાનંદજીને સાથે લઇને પોતાના માનનિય મિત્ર પંડિત રાઘવેન્દ્રાચાર્યજીના આશ્રમમાં પહોચ્યા. તે વખતે કુશળ સમાચાર પુછયા તે પછી પંડિતજીએ હસીને કહ્યું કે શ્રીનાથને ભેટ કરવાને માટે આજે મારી પાસે આ વિદ્યાર્થીના સિવાય બીજુ કોઇ નથી. આ વિદ્યાર્થીને આપ સાધારણ વિદ્યાર્થી ન સમજશો. એ એક મહાપુરુષ છે જેમ તપસ્વી વિશ્વામીત્રે પોતાની શસ્ત્રવિદ્યા દશરથકુમાર શ્રીરામચંદ્રજીને આપી હતી તેવી રીતે આપની સંસ્કૃત વિદ્યા આપ તેમને આપશો

આ સાંભળી આચાર્યશ્રીએ હસતાં હસતાં ઉત્તર આપ્યો કે, ઘણીજ ખુશીથી સૌભાગ્યશાળી વિશ્વામિત્રે જે પ્રકારે દશરથકુમાર રામચંદ્રજીને પોતાના આરાધ્ય સમજીને સ્વિકાર કર્યો હતો તેવીજ રીતે હું પણ તેમને ગ્રહણ કરૂં છુ."

પંડિત રામકૃષ્ણ શાસ્ત્રી, સ્વામી વિશુદ્ધાનંદજીને અનેક પ્રકારની શિખામણ આપીને ત્યાંથી પાછા ગયા. સ્વામીજીના હૃદયમાં આચાર્યના દર્શનથીજ અપાર આનંદ અને ભક્તિભાવ ઉત્પન્ન થયો હતો તેમણે માન્યુ કે અહીંજ મનોરથ પૂર્ણ થશે. સ્વામીજીની ઉપર આચાર્યશ્રીનો પ્રેમ ઉત્પન્ન થયો, અને સ્વામીજીએ ચિત્ત સ્થિર રાખીને અભ્યાસ શરૂ કર્યો ત્રણ વર્ષમાં તો સિદ્ધાન્ત કૌમુદિ, મનોરમા, શબ્દેન્દુ શેખર, પરિભાષેન્દુ શેખર અને મહાભાષ્ય જેવા વ્યાકરણના સર્વ ગ્રંથોનો અભ્યાસ, અલૌકિક પ્રતિભા સમ્પન્ન ગુરૂ ભક્ત સ્વામીજીએ કરી લીધો

એક દિવસ આચાર્યશ્રી રાઘવેન્દ્રાચારીજી

પોતાના સર્વ શિષ્યોની સાથે ગંગા તટપર સંધ્યોપાસન કરી રહ્યા હતા. ચોમાસાનો વખત હતો જેથી ગંગાજીમાં પુર આવતું હતું તેવામાં અકસ્માત એક વિદ્યાર્થીનો પગ લપસ્યો અને તે પ્રવાહમાં તણાવા લાગ્યો. તેણે તણાતાં તણાતાં બુમ પાડી કે "ગુરૂજી બચાવો હું તણાઇ જઉં છુ." કિંકર્તવ્ય વિમૂઢ, દયાળુ ગુરૂએ પાસેના શિષ્યને ગભરાઇને કહ્યુ કે, "જુવો ડુબી ન જાય, તેને કહાડો." એ સાંભળતાંજ સ્વામીજી નદીમા કુદી પડયા અને તણાતા શિષ્યની પાસે જઇ પહોંચ્યા. જોતજોતામાં બને જણ અદરય થઇ ગયા. સાયેંજ ઘોર અંધારી રાત્રીએ પોતાના ઘોર અંધકારને ફેલાવી દીધો

ગુરૂજીએ નદીને કિનારે કેટલેક દુર સુધી બીજા વિદ્યાર્થીઓને શોધ કરવા મોકલ્યા હતા પણ તે સર્વે પાસે આવીને કહ્યું કે "ગુરૂજી કાંઇ પત્તો લાગ્યો નહિ." એક વિદ્યાર્થી તો ગયો પણ સાથે બીચારા સ્વામીજી પણ ગયા એમ વિચારતાં સર્વ દુ:ખી થતા હતા

બીજે દિવસે સર્વે શોકમાં લિન થઇને હવે શું કરવું તેની વાતો કરતા હતા તેવામાં સ્વામી વિશુદ્ધાનંદ સાથે તણાઇ ગયેલા વિદ્યાર્થીને લઇને અચાનક આવી પહોંચ્યા અને ગુરૂજીને પ્રણામ કરી સર્વના શોકને આનંદમાં બદલી નાંખ્યો. તેમને જોઇ ગુરૂજીએ સ્વામીજીને હર્ષથી પોતાના હૃદય સરસા ચાંપી આશીર્વાદ આપ્યો કે મારી સર્વ વિદ્યાનો તારા અંત:કરણમાં પ્રકાશ થાવ.

સ્વામીજી તે વિદ્યાર્થીની પાછળ પડયા, તેને પકડી લીધો અને તણાતા તણાતા ઘણે દુર જઇ એક કિનારે નીકળ્યા. ત્યાં થોડીવારે એક નાવ આવતું જણાયુ. તેને બુમ મારી અને બંને જણ પછી તે નાવમાં બેસી સવારે ગુરૂજી પાસે આવ્યા હતા. એ સર્વ વાત સ્વામીજીએ ગુરૂજીને કહી સંભળાવી. તે સાંભળી ગુરૂ રાઘવેન્દ્રાચાર્યજી પ્રસન્ન થયા.

ગુરૂકૃપાથી વિશુદ્ધાનંદ જે પ્રકારે પ્રશંસિત થયા તે પ્રકારે શાસ્ત્રાર્થમાં પણ વિજય મેળવવા લાગ્યા. સ્વામીજી જ્યારે પોતાને વ્યાકરણ રૂપી મહા સમુદ્રમાં પારંગત થયા ત્યારે પછી તેમના સન્યાસોન્મુખ ચિત્તમા યોગ વિદ્યાનો અભ્યાસ કરવાની લાલસા થઇ, જેથી તે યોગ માર્ગમાં કુશળ અનેક સન્યાસીઓ ઉત્તર દેશમાં છે એ સાભળી તે વિઠુરમાંથી હરિદ્વાર તરફ જવા રવાના થયા કારણ કે સદ્ગુરૂ રાઘવેન્દ્રાચાર્યે તેમને કહ્યું હતું કે, અમે જો કે યોગશાસ્ત્રનાં સર્વ પ્રયોગો ભણાવી શકીએ છીએ તથાપિ ક્રિયા સહિત અધ્યાપન કાર્યમાં અમે સમર્થ નથી. હરિદ્વારની ઉત્તર પ્રદેશમાં સમસ્ત યોગિયોનો નિવાસ છે. માટે ત્યાં તે વિદ્યાની પ્રાપ્તિ થશે.

વિઠુરથી હરિદ્વાર પહોંચતાં ત્રણ ચાર માસ લાગ્યા. જે હરિદ્વારમાં ભાગીરથીનુ અપૂર્વ દૃશ્ય છે. જ્યા સ્વર્ગ દુર્લભસુધાનો પ્રવાહ સુલભ છે, જ્યાં એક દિવસ મહાત્મા મૈત્રેય અને વિદુરનો સંવાદ થયો હતો અને શ્રીમદ્ ભાગવતની કથા સભળાવી હતી તે હરિદ્વારને જોઇને સ્વામીજી બહુજ પ્રસન્ન થયા હરિદ્વારની દક્ષિણે 'કનખલ' માં જ્યાં દક્ષેશ્વર મહાદેવનું પ્રસિદ્ધ મંદિર છે અને જ્યાં ભગવતિ દાક્ષાયણીના પવિત્ર ક્રચરિત્રનુ સ્મારક છે તે પ્રસિદ્ધ સ્થાનમાં સ્વામીજીએ જઇને નિવાસ કર્યો. (અપૂર્ણ.)

---

દમક્ષય—શાહુડીનાં સીસોળાઓને બાળી ભષ્મ કરી તે ભષ્મ ૦। તોલો બકરીના ૧ તોલા માખણ, ૧। તો. સાકર અને ૧। તોલા મધ સાથે દીવસમાં બે ત્રણ વખત ચાટવાથી દમ ને ખાંસી મટે છે.

ચુંક—અજમો, સંચળ, ફુલાવેલી હીંગ અને હીમજની સરખે ભાગે ફાકી કરી ઉનાં પાણી સાથે ફાકવાથી મટે છે.

કરમીયા—પીતપાપડાની ભુકી ૦। તોલો, વાવડીંગ ૦। તોલો વાટી મિશ્રણ કરી છાસમાં પાવી ને બીજે દીવસે જુલાબ આપવો જેથી કૃમી નીકળી જશે.

વાળો—નગોડનો રસ ૪ તોલા, ગાયનું ઘી ૪ તોલા, શેકેલી હીંગ ૦। તોલા સાથે મિશ્રણ કરી સાત દીવસ પીવાથી મટે છે.

# खरुं आत्मज्ञान.

( લેખક શ્રીયુત મણિલાલ નથુભાઇ દોસી. બી. એ. )

સામાન્ય લોકોની એવી માન્યતા છે કે આત્મજ્ઞાનીઓ જગતના વ્યવહારને વાસ્તે અયોગ્ય હોય છે. આ માન્યતાની સત્યતા પુરવાર કરવાને કોઇ પ્રયત્ન કરતું નથી. પણ તેને સત્ય તરીકે ગણીને લોકો એવું અનુમાન કરે છે કે જો કોઇ પ્રજા આધ્યાત્મિક ભાવના તરફ ઢળતી જાય તો તે પ્રજા જગતની બાહ્ય પ્રવૃત્તિઓમાં બીજી પ્રજાઓ કરતાં ઘણી પાછળ પડી જાય અને જગતમાં કોઇ પણ પ્રકારની કીર્તિ મળે તેવાં જાહેર કામો કરી શકે નહિ તેજ અનુમાનને આધારે તેઓ એમ માનવા લાગે છે કે જો કોઇ વ્યક્તિ આત્મજ્ઞાન તરફ વળે તો તે વ્યક્તિ પણ જગતના કાળને વાસ્તે નાલાયક બને છે. આવી માન્યતા આધ્યાત્મિક જીવનનો આવો અર્થ કરવો-એ એક મોટી અને ગભીર ભૂલ છે. સ્થૂલભુવન ઉપર ઉત્પન્ન કરેલી શક્તિથી જે કામ થઇ શકે તેના કરતાં આધ્યાત્મિક ભુવન પરની શક્તિથી ઘણુંજ વધારે કામ થઇ શકે, અને તે કામ પણ એક દિશામાં નહિ પણ અનેક દિશામાં થઇ શકે છે. આધ્યાત્મિક શક્તિ સર્વ ભુવનો પર કામ કરતી આવે છે, અને જે પ્રમાણમાં તે શક્તિ પ્રબળ હોય છે તે પ્રમાણમાં તેનું ફળ પણ વિશેષ આવે છે. આ નિયમ સત્ય છે, તેથી તમે સૂક્ષ્મદૃષ્ટિએ ઇતિહાસને અવલોકશો તો તમને જણાયા વગર રહેશે નહિ કે જે પ્રજામાં આધ્યાત્મિક જીવન વહેવા લાગે છે, તે પ્રજાની બુદ્ધિનો વિકાશ પણ ત્વરાથી થવા લાગે છે, તે પ્રજાની ઉચ્ચ લાગણીઓ જાગ્રત્ થાય છે, અને સ્થૂલ ભુવનપર પણ સ્થૂલ શક્તિઓ જે ફળ લાવી શકત તેના કરતા આ આધ્યાત્મિક શક્તિ વિશેષ ઉચ્ચ પ્રકારનું અને ઘણું મોટું ફળ લાવી આપે છે માટે આ નિયમ સ્મરણમાં રાખવો ઉચિત છે કે ઉચ્ચ ભુવનોપર ઉત્પન્ન કરેલી શક્તિ તેના પ્રમાણમાં નીચેનાં ભુવનો પર અમુક પ્રકારના ફળ લાવી આપે છે. માટે જે લોકો એમ માને છે કે આધ્યાત્મિક જીવન તરફના ભક્તિભાવથી, અથવા આત્મજ્ઞાન ખીલવવાને પ્રયત્ન કરવાથી મનુષ્ય જગતની બાહ્ય પ્રવૃત્તિઓ માટે અયોગ્ય બને છે, અથવા તો દુનિયાને આગળ વધારવામાં નકામો બને છે, તે લોકો મોટી ભૂલ કરે છે. તે લોકો ખરૂં આત્મજીવન એ સમજતા નથી, અને સામાન્ય ધર્મિષ્ઠ પુરૂષોના જીવનપરથી એવું અનુમાન બાંધવાને દોરાયા હોય એમ લાગે છે. પણ આ સ્થળે એક બીજો નિયમ પણ ખાસ સ્મરણમાં રાખવા યોગ્ય છે. અમુક ભુવનપર જાગ્રત કરેલી શક્તિનું પરિણામ તે શક્તિનો કેવો ઉપયોગ કરવામાં આવે છે તેનાપર રહેલું છે. જૂદાં જૂદાં ભુવનો પરની શક્તિઓ જાતે તો શુભ પણ નથી તેમ અશુભ પણ નથી. શક્તિ એ તો શક્તિ છે. તેના પરિણામ ઉપરથી આપણે તેને શુભ કે અશુભ કરી શકીએ. અને તે શુભ કે અશુભ પરિણામ પણ મનુષ્યોએ તે શક્તિના કરેલા સદુપયોગ કે દુરૂપયોગ પર આધાર રાખે છે. જ્યારે આધ્યાત્મિક શક્તિ વિશ્વનાં ભિન્ન ભિન્ન ભુવનોપર વહેવા લાગે છે, ત્યારે કેટલાક લોકો તે શક્તિને મનુષ્યજાતિના ઉદ્ધાર અર્થે વાપરે છે, અને જેથી પ્રભુની દિવ્ય યોજના સફળ થાય તેવી રીતે તેનો ઉપયોગ કરે છે, પણ કેટલાક એવા પણ હોય છે કે તે શક્તિને પોતાની ઇચ્છાઓની તૃપ્તિના સાધન તરીકે વાપરે છે, અને તવડે જે તે વસ્તુઓ ગ્રહણ કરવા મથે છે.

ઉપરના બે નિયમો અત્યારે ખાસ કરીને જણાવવાની આવશ્યકતા છે. કારણકે અત્યારે જગત્‌મા આધ્યાત્મિક શક્તિનો સંચાર થઇ રહ્યો છે તે આધ્યાત્મિક શક્તિનો જગતના કલ્યાણાર્થે વિશેષ સદુપયોગ થાય એવા હેતુથી આ લેખની પ્રવૃત્તિ છે.

ખરૂં આત્મજ્ઞાન જોઇએ શું ? "કુદરતમાં

કાર્ય કરી રહેલા મનનો અભ્યાસ કરવો." આવી વ્યાખ્યા થિઓસોફિકલ સોસાઇટીના સંસ્થાપક મેડમ બ્લેવેટસ્કીએ આપેલી છે. આ મન તે ઇશ્વરી મનના અર્થમાં સમજવાનું છે. એટલે બીજા શબ્દોમા કહીએ તો વિશ્વમા કાર્ય કરી રહેલા પ્રભુને સમજવો તેનુ નામ આત્મજ્ઞાન છે. વિશ્વમા જડ અને ચેતન બે વિભાગ છે, તેમાં ચેતન શક્તિનો અભ્યાસ કરવો, જડ આકારો પાછળ રહેલી અને તે દ્વારા કામ કરતી જીવનશક્તિને જોવી, બધા બનાવોની પાછળ રહેલી શક્તિને નીરખવી–આ બધુ આત્મજ્ઞાન છે માયાની જાળને ભેદીને–વિવિધતાની પાછળ રહેલી એકતા જોવી, જે સર્વમા છે, અને જેમાં સર્વ છે, તે એક શક્તિ, એક જીવન અને એક આત્માને જોવો તે આત્મજ્ઞાન છે. માટે વસ્તુત: આત્મજ્ઞાન તે સ્થિતિ છે કે જેનુ શ્રીકૃષ્ણ ભગવદ્ગીતામાં નીચેના શ્લોકમા વર્ણન કરે છે.

यो मां पश्यति सर्वत्र, सर्वंच मयि पश्यति ॥

"જે મને સર્વમા જુએ છે અને સર્વને મારામા જુએ છે તેજ સમદર્શી છે" આ પ્રભુના દર્શન માટે–આખા વિશ્વમાં રહેલી પ્રભુની શક્તિના અવલોકન માટે ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક શક્તિઓની જરૂર છે, એવી કોઇથી ના પાડી શકાશે નહિ કારણકે આત્માજ આત્માને ઓળખી શકે આ પ્રભુની હયાતી વાસ્તે આત્મા સિવાય બીજો કોઇ પુરાવો નથી. જ્યાં ખરા આત્મજ્ઞાનની–પ્રભુદર્શનની વાત આવે ત્યાં મન, લાગણી કે ઇન્દ્રિયોનો પુરાવો ચાલી શકે નહિ મનદ્વારા, લાગણીદ્વારા કે ઇન્દ્રિયોદ્વારા મળતા પુરાવાથી કાંઇક સૂચન મળી શકે, અથવા ઉપમાન પ્રમાણથી આપણે તે સાધ્યબિન્દુ તરફ જવાનો સીધો માર્ગ ગ્રહણ કરી શકીએ, પણ આત્માનો ખરો પુરાવો તો આત્માજ આપી શકે એક મહાપુરૂષે આપેલાં ત્રણ મહાસૂત્રોમાં બીજું સૂત્ર આ પ્રમાણે છે "આપણી અંદર અને આપણી બહાર એક એવુ તત્વ વ્યાપી રહેલુ છે કે જે અમર છે, અને શાશ્વત કલ્યાણકારી છે, તે આખથી દેખાતું નથી, કાનથી સભળાતું નથી, નાકથી સુંઘાતું નથી, પણ તેનો અનુભવ કરવા કોઇ માગે તો તેનો અંતરમા અનુભવ કરી શકે છે." પ્રભુના વાસ્તે આત્મા સિવાય બીજો કોઇ પુરાવો નથી. કારણકે આત્મા જે તેના સ્વભાવનો છે, જે તેજરૂપ છે, તે તેને પીછાણી શકે, તેનો સાક્ષાત્કાર કરી શકે.

જો ઉપર પ્રમાણેની આત્મજ્ઞાનની વ્યાખ્યા હોય તો પછી ભૂતકાળમાં તથા વર્તમાન કાળમાં આત્મજ્ઞાનના નામથી પ્રચલિત થયેલી ઘણીજ બાબતો અને ખરા આત્મજ્ઞાન વચ્ચે આપણે વિવેક કરવો જોઇએ. હવે આત્મજ્ઞાન તરીકે મનાતી વિચાર પદ્ધતિઓમાં પણ આપણે બે ભેદ પાડવા પડશે. કેટલીક વિચાર પદ્ધતિઓ અને રીતિઓ આત્મજ્ઞાનને મદદ કરવાના ઉદ્દેશથી સ્થાપવામાં આવી હતી, ભૂતકાળમાં તેઓનો તે ઉપયોગ હતો અને વર્તમાનકાળમાં પણ આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાની નીસરણીના પગથિયારૂપે તે ગણી શકાય; અને તે પ્રગતિને મદદ કરનાર નીવડે. બીજો ભેદ એવી બાબતોને લાગુ પડે છે કે જેને આત્મજ્ઞાન સાથે કાંઇ પણ સંબંધ નથી. તે તંત્રવિદ્યાને લગતો ભેદ છે કે જેમાં કુદરતની કેટલીક શક્તિઓ ઉપર કાબુ મેળવવામા આવે છે, પણ તેમા જીવનની પવિત્રતા અથવા વિશ્વબંધુત્વ અથવા પરોપકાર વગેરેને કાંઇ પણ સ્થાન નથી. જેટલું અતીંદ્રિય તેટલું આધ્યાત્મિક એવું માનવું એ ભૂલ ભરેલુ છે. ત્યારે હવે આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે આપણે શુ કરવું જોઇએ? મનુષ્યજાતિના મોટા ભાગ વાસ્તે તો આત્મજ્ઞાન એ ભવિષ્યની જીંદગીઓમાં ઉપયોગી થઇ પડે તેવો પ્રશ્ન છે, પણ હાલ પણ આપણે તેને આપણી ઉચ્ચભાવના રૂપ ગણી, તે તરફ પ્રયાણ તો કરી શકીએ આપણે આ બાબત બરાબર સમજવી જોઇએ કે જેથી આપણે આડેઅવળે રસ્તે ભમવામાં મુખ્ય માર્ગ ચૂકી ન જઇએ. પ્રથમ આપણા પાશવ સ્વભાવને આપણે શુદ્ધ કરવો જોઇએ, અને તે પછીજ આત્મજ્ઞાનની વાત કરવી જોઇએ. આપણે આત્મિક જીવનનો માર્ગ સ્વિકારીએ તે પહેલા વૃત્તિઓની શુદ્ધિ, મનની પવિત્રતા અને થોડે ઘણે અંશે પણ અહંતાભાવની ઓછાશ થયેલી હોવી જોઇએ. મનનો ગમે તેટલો વિકાસ થયો હોય પણ તેથી આધ્યાત્મિક જીવનનો અનુભવ થઇ શકે નહિ. તેના બીજ

અનેક કારણો છે, પણ એટલું તો જણાવવાની જરૂર છે કે આધ્યાત્મિક વિકાસ અને મનનો વિકાસ પરસ્પર વિરૂદ્ધ કક્ષામાં ઉભેલા છે. મનનો ધર્મ પૃથક્કરણ કરવાનો, ભેદ પાડવાનો અને વિભાગ કરવાનો છે. ઉન્નતિ ક્રમનો ઉદ્દેશજ પ્રથમ તો વ્યક્તિત્વ ખીલવવાનો છે, કે જેથી અહંકાર જાગે, જેથી એક વ્યક્તિ બીજી વ્યક્તિથી ભિન્ન તરીકે ઓળખાય સ્વાર્થવૃત્તિની જાગૃતિ પ્રારંભમાં આવશ્યક છે. તે સ્થિતિમાં થઈ મનુષ્યજાતિને પસાર થવું પડે છે, પણ તેથી મનુષ્યજાતિને ભ્રાન્તિ ઉત્પન્ન થાય છે, અને દરેક વ્યક્તિ પોતાને બીજાથી એટલે સુધી ભિન્ન માનવા લાગે છે કે એકના ભોગે પણ બીજી વ્યક્તિ આગળ વધવા ઇચ્છે છે. આ બધું મન તત્વદ્વારા થાય છે; માટે મન એજ એક રીતે જગતમાં ભેદભાવ ઉત્પન્ન કરનાર પરમ કારણ છે.

ઉપર જણાવ્યા પ્રમાણે મનનો વિકાસ ઘણો આવશ્યક છે, તેની તો કોઇ ના પાડતું નથી, પણ તે આધ્યાત્મિક વિકાસમાં મોટા અંતરાય રૂપ નીવડે છે. કારણ કે ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં એકજ મહા ચૈતન્યને જોવું તેનું નામ આત્મજ્ઞાન છે પ્રથમ તો આપણા મને રચેલા ક્રમને ભેદીને તેની પાછળ એક તત્વને જોવું અને પછી બીજી વ્યક્તિઓમાં પણ કાર્ય કરતું તે તત્વ જોવું એ ઉત્ક્રાંતિક્રમનું ફળ અને સાધ્યબિન્દુ છે આ કારણથીજ આધ્યાત્મિક જીવન ઉપર મનુષ્યજાતિની એકતાનો સિદ્ધાંત પ્રતિપાદન કરવામાં આવે છે. આ કારણથીજ મનુષ્યજાતિની ભ્રાતૃતા એ આધ્યાત્મિક સત્ય તરીકે જાહેર કરવામાં આવે છે. કારણ કે આત્મા એકજ છે, અને જે પ્રમાણમાં તે એકતા, બુદ્ધિથી નહિ પણ અનુભવથી જાણવાનો પ્રયત્ન કરવામાં આવે છે, તે પ્રમાણમાં મનુષ્યનું આધ્યાત્મિક જીવન વિકાસ પામતું જાય છે, મનનો ધર્મ ભેદ કરવાનો છે, અને આત્માનો ધર્મ અભેદતા કરવાનો છે, મન ભ્રાન્તિ ઉત્પન્ન કરે છે ત્યારે આત્મા તે ભ્રાન્તિને ઓળંગી જાય છે. મન વ્યક્તિત્વ અને અહંકારનું કારણ છે, ત્યારે આત્મા એકતાનું મૂળ છે આ રીતે જોતા બન્નેના વિકાસ કાર્યકારણરૂપે સંકળાયેલા ગણી શકાય નહિ. અને તેથી મનના વિકાસથી આધ્યાત્મિક વિકાસ થાય, જરી, એમ આપણે કહી શકીએ નહિ. તેથી ઉલટું આપણે સમજવું જોઇએ કે આપણે મન નથી, પણ મન એતો આપણું-આત્માનું સાધન છે, અને આપણે ભિન્ન ભિન્ન આત્માઓ નથી, પણ સર્વમાં રહેલા એક આત્મા છીએ. આપણા ઉન્નતિક્રમનો એજ ઉદ્દેશ છે, આપણી જીવનયાત્રાનું સાધ્ય પણ એજ છે. આ કારણથીજ આધ્યાત્મિક જીવનનો વિકાસ મનના વિકાસ કરતાં ઉપરના દરજ્જાનો ગણાવો જોઇએ. મેડમ બ્લેવેટસ્કીએ શુમનાદ નામના પુસ્તકમાં મનને ભ્રમોત્પાદક કહ્યું છે, તે વ્યાજબી છે, કારણકે તે મન એકતા અનુભવવામાં પ્રારંભના પગથિયામાં ઘણીજ અડચણો નાખે છે. આધ્યાત્મિક એકતા આપણે સિદ્ધ કરવાની નથી, તે તો સિદ્ધજ છે, પણ આપણે પ્રયત્ન કરીને ભ્રમોત્પાદક મનની પેલીપાર જઇને તે એકતા અનુભવવી જોઇએ. આ કામ સહેલ નથી. આ કામ એટલે મનુષ્યના ઉન્નતિક્રમની પરિસમાપ્તિ તેને વાસ્તે આપણા ચારિત્ર્યને ઘણુંજ ઉચ્ચ પ્રકારનું બનાવવું જોઇએ. આપણી વૃત્તિઓને સમભાવમાં લાવવી જોઇએ, આપણા મનને કેળવવું જોઇએ, અને કેળવાયેલા મનને આપણા પોતાના સંયમમાં લાવી સાધન તરીકે વાપરવું જોઇએ, અને શરીરના, લાગણીઓના અને મનના દેખીતા ભેદોની પેલીપાર રહેલી એકતા અનુભવવી જોઇએ.

આ આપણા ભારતવર્ષમાં આ આત્મજ્ઞાનના-આધ્યાત્મિક જીવનના ખરા અનુભવીઓ જીવન્મુક્તો અને મહાત્માઓ જે સમયે પૃથ્વીપર આપણી સાથે વસતા હતા તે વખતે પણ તેમનો સંદેશો ઝીલે તેવા મનુષ્યો તો ઘણા થોડા હતા. તેઓનાં જ્ઞાન, શક્તિ અને કામોનો ખ્યાલ સામાન્ય જનસમુદાયને આવી શકે નહિ. છતાં સામાન્ય મનુષ્યો પણ લાભ મેળવે તે તેમના કલ્યાણને વાસ્તે જરૂરનું હતું આથી આત્મજ્ઞાનમાં પૂર્ણ રીતે વિકાસ નહિ પામેલા પણ બીજી રીતે ઘણા આગળ વધેલા મહાસમર્થ આત્માઓએ, લોકો આત્મજ્ઞાનના માર્ગ સમીપ આવી શકે તેટલા માટે કેટલીક વિચાર શ્રેણીઓ અને માર્ગો રચ્યા, અને જગતને અનેક શાસ્ત્રોરૂપે તેનો બોધ આપ્યો.

ઉપર જણાવ્યા પ્રમાણે તેઓ આત્મજ્ઞાનમાં

પૂર્ણ રીતે વિકાસ પામેલા નહતા, પણ બીજી રીતે તેઓ ઘણા આગળ વધેલા હતા, અને તેમના સબંધી બોલતાં આપણે પૂજ્યભાવ રાખવો જોઇએ, કારણકે, તેઓ આપણા કરતાં બહુજ આગળ વધેલા હતા. તેઓ એકેક દિશામા અતિશય નિપુણ થયેલા હતા. કેટલાક બુદ્ધિવાદમાં બહુજ આગળ વધેલા હતા, ત્યારે ચારિત્ર્યમા કદાચ તેમની તેટલી ઉન્નતિ ન પણ થઇ હોય કેટલાક ભક્તિ માર્ગમા વિશેષ નિષ્ણાત હતા, પણ તેમની બુદ્ધિ તેટલી વિકાસ પામી નહતી કેટલાક લોકોની ધાર્મિક વૃત્તિને સમજી તેને પોષણ આપવામાં તત્પર હતા, છતાં તેના માનસિક વિકાસ વાસ્તે તેમને એટલો બધો રસ નહતો. કેટલાક વળી એવા પણ હતા કે સ્થૂલ શરીર અને ઇન્દ્રિયોના સયમદ્વારા લોકોને અતીંદ્રિય બાબતોનું જ્ઞાન મેળવવાને મદદ કરવામાં કુશળતા ધરાવતા હતા આ બધા મહા પ્રભાવશાળી પુરૂષો, જે જે રસ્તે પોતાનો વિકાસ થયો, તે તે રસ્તાને મુખ્ય ગણી તે તે પ્રકારનો ઉપદેશ જનસમુદાયને આપવા માંડયા. તેઓનો ઉદ્દેશ જન સેવાનો હતો, અને આ સર્વે પોત પોતાને માર્ગે લોકોને તૈયાર કરતા હતા કે જેથી લોકો તે તે માર્ગે થઇને છેવટે આત્મજ્ઞાનના માર્ગ તરફ વહે. આ આર્યાવર્તના પ્રાચીન ધાર્મિક ઇતિહાસ તરફ અવલોકન કરતાં આપણને જણાશે કે જાદી જાદી વિચાર શ્રેણીના ઉપાસકો–આચાર્યો હતા, અને તેઓ ઋષિઓ કહેવાતા હતા. તે પોતાના જ્ઞાન અને વિચારમાંથી જે ભાવનાથી લોકો આધ્યાત્મિક જ્ઞાન તરફ દોરાય તે ભાવનાનો ઉપદેશ કરતા હતા.

દૃષ્ટાંત તરીકે વેદાંતનો વિચાર કરીએ. શુદ્ધ તત્વજ્ઞાનની વિચાર શ્રેણી તરીકે, તે વિશ્વનો એક આત્માનો, એક જીવનનો, અને સંસારને પ્રાપંચિક ગણવાનો, બહુજ અદ્ભુત અને ભવ્ય ચિતાર આપણી આગળ ખડો કરે છે. તે આપણી બુદ્ધિને બહુ સારી રીતે કેળવે છે અને આ વિશ્વના ભેદો ઉકેલવાને તે વિચાર પદ્ધતિનો અભ્યાસ કરવાની જરૂર છે, પણ યોગ સિવાય એકલી આ વિચાર પદ્ધતિથી આત્મજ્ઞાનનો અનુભવ થઇ શકે નહિ, માટે તે વિચાર પદ્ધતિને આપણે આત્મજ્ઞાનના એક પરમ સાધનરૂપ ગણીશું. તે વિચારશ્રેણિ સત્ય છે, મનુષ્ય જાતિના ઉન્નતિ ક્રમને સાહાય્ય આપવાને ઘણી આવશ્યક છે, અને જે લોકોના મન બરાબર રીતે ખીલ્યા હોય તેવા લોકોજ તેનો યથાર્થ ખ્યાલ કરી શકે પણ તે છતાં તે આત્મજ્ઞાન ન કહેવાય. તે આત્મજ્ઞાનના એક સ્વરૂપનો બુદ્ધિગમ્ય ખુલાસો છે.

ઉપરનું કથન સત્ય છે, કારણકે આત્માનું વિવરણ બુદ્ધિની ભાષામાં થઇ શકે નહિ. એ તત્વને વિવિધતાવાળી ભાષાદ્વારા વર્ણવી શકાય નહિ અને તેટલા માટે આધ્યાત્મિક સત્યનો બુદ્ધિગમ્ય ખુલાસો તેના સ્વભાવથીજ અપૂર્ણ હોવો જોઇએ. સૂર્યના ધોળા કિરણને હીરામાં થઇ પસાર કરવામાં આવે તો તેના સાત રંગ થઇ જાય છે, તેમ આત્માનુ ધોળું કિરણ પણ બુદ્ધિના હીરામાંથી પસાર થતાં તેના ભાગ પડી જાય એ સ્વાભાવિક છે, તે જૂદાં જૂદાં રંગો રૂપે પ્રકટ થાય છે પણ દરેક રંગ અપૂર્ણ છે, કારણ કે તે ધોળા કિરણનું સ્વરૂપ પ્રકટાવી શકે નહિ.

વેદાંત સાંખ્ય વગેરે ઉત્તમ તત્વદર્શનોએ બુદ્ધિની મર્યાદા જ્યાં સુધી પહોંચે ત્યા સુધી આત્માનુ જેટલું રહસ્ય સમજાય, તેટલું સમજાવવાનો પ્રયત્ન કર્યો છે તેથી વધારે આગળ તો તેમનાથી જવાય તેમજ નહોતું કારણ કે–

यतो वाचो निवर्तन्तेऽप्राप्य मनसा सह

વાણી અને મન ત્યાં પહોંચી શકતાં નથી, માટે તે ત્યાંથી પાછાં ફરે છે. માટે આત્માને બુદ્ધિથી જોવાની રીત તે અપૂર્ણ છે. આથી મનુષ્યને, ઉચ્ચ જીવન કેવું હશે, તેની ઝાંખી થાય, પણ બુદ્ધિથી આત્મદર્શન થાય એ બનવું અસંભવિત છે. આત્મદર્શન તો આધ્યાત્મિક સ્વભાવને ખીલવવાથીજ થઇ શકે છે. અને તે આધ્યાત્મિક સ્વભાવ ખીલવવાની કુંચી સર્વમાં પ્રભુને અને પ્રભુમાં સર્વને જોવામાં રહેલી છે.

યોગની અનેક પદ્ધતિઓ પણ આત્મજ્ઞાનની સાધનો રૂપ હતી અને છે. તેમાં એકાગ્રતાથી અને ધ્યાનથી-ઉચ્ચ માનસિક ભાવ ખીલવવાના માર્ગ બતાવવામાં આવ્યા છે, કે જેથી અંતરાત્મા ઉચ્ચ ભૂમિકાઓ સાથે સંબંધમાં આવી શકે.

તેને ક્રમે ક્રમે આ શરીરમાંથી છૂટા થવાને શીખવવામાં આવતું કે જેથી તે ઉચ્ચ ભુવનોમાં પોતાનાં કામો કરી શકે. યોગની ઘણી પદ્ધતિઓ છે, અને તેનો તમે અવકાશે અભ્યાસ કરી શકશો. તેથી મન ખીલતું હતું, એકાગ્ર થતું હતું, અને માન એક પછી એક શરીરથી છુટું થઇ ઉચ્ચ ભૂમિકામાં કાર્ય કરતું હતું. આથી ઘણી અતીંદ્રિય શક્તિઓ ખીલતી મનુષ્યને વિવિધ ઉચ્ચ તત્ત્વોનું પ્રત્યક્ષ જ્ઞાન મળતું હતું પણ આ કાંઇ આત્મજ્ઞાન કહી શકાય નહિ. આ યોગની વિવિધ પદ્ધતિઓને આપણે તો આત્મજ્ઞાન તરફ જવાના પગથિયારૂપ ગણીશું.

કોઇ અહીં પ્રશ્ન કરવાને લલચાય કે વેદાંત અને યોગના ગ્રન્થોને પણ તમે તો આત્મજ્ઞાનરૂપ નહિ માનતાં તે તરફ જવાના પગથિયાં રૂપ ગણો છો, એ શું વ્યાજબી છે? આ મોટી, વિચાર શ્રેણીઓને આથી તમે અન્યાય આપતા નથી? પ્રશ્ન પ્રત્યુત્તર રૂપે જણાવી શકાય કે મુંડકોપનિષદ્ પણ ઉપરના કથનને ટેકો આપે છે તેમાં પ્રારંભમાંજ નિવેદન કરેલું છે કે બે વિદ્યાઓ શીખવા યોગ્ય છે. બ્રહ્મવિદ્ જણાવે છે કે તે વિદ્યાઓ અપરા અને પરા નામની છે. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ અને તેના ષટ્ અંગો એ બધાનો અપરા વિદ્યામાં સમાવેશ થાય છે. તો પછી વેદાંતના ગ્રન્થો અને યોગવિદ્યાનો પણ અપરા વિદ્યામાં સમાવેશ કરવામાં કાંઇ અયુક્ત થતું નથી. પરાવિદ્યા એજ આત્મજ્ઞાનનો માર્ગ છે. પરાવિદ્યા એ એવી વિદ્યા છે કે જે વડે આત્માની પ્રાપ્તિ થાય છે. માટે પુસ્તકો એ સાધનો છે, અને આત્મજ્ઞાન એ જીવનના-અનુભવનો-વિષય છે. અને તે અનુભવ આપણે ઉપર વિચારી ગયા તે પ્રમાણે પ્રભુને સર્વમાં જોઇ પ્રભુ પ્રીત્યર્થે સર્વનું કલ્યાણ કરવામાં રહેલો છે. તેણે બેધડક પ્રતિજ્ઞા લેવી જોઇએ કે जगद्धिताय आत्मनो मोक्षाय आत्मानं जुहोमि स्वाहा જગતના હિતની ખાતર અને આત્માની મુક્તિને ખાતર હું મારી જાત અર્પણ કરૂં છું. આવી અર્પણ બુદ્ધિથી પગલે કામ કરનાર આત્મજ્ઞાનના માર્ગ પર છે અને કાળક્રમમાં તે વધારે ઉન્નત થઇ જગતનું વધારે કલ્યાણ કરનાર મહાશક્તિરૂપ થશે.

# महाराणा हमीरसिंह

सिंहगावन सुपुरुष भाषण—कदली फले एक वार
तिरिया तेल हमीरहठ, चढे ना दुजीवार.

## ૧

રાજપૂતાનાના સૂર્યવંશી મહારાણાનો પરાભવ કરીને ઉન્મત્ત થયેલા અને ગર્વથી ફુલાઇ ગયેલા સુલતાન અલાઉદ્દિન ખીલજી આજે પોતાના જનાનખાનાની સર્વ સ્ત્રીઓ સાથે શિકારે નીકળ્યો હતો. રાજધાનીથી સ્વારી થોડેજ દૂર પહોંચ્યા પછી એક ગાઢ જંગલ આવ્યું, ત્યાં થોભવાનો સુલતાને હુકમ કર્યો. આજે સુલતાનની સ્વારી ઘણીજ ખુશીમાં હતી. પોતાના જનાનખાનાની સ્ત્રિયોની હોંસ પુરી કરવા માટે અને તેમને છુટથી શિકાર કરવાની તક આપવાને માટે આજે વિશ્વાસુ નોકરોની સાથે બાદશાહની સ્વારી નીકળી હતી.

બાદશાહે વસતીથી ઘણે દૂર જઇ અને ત્યાં નિર્જન અને ગાઢ અરણ્ય જોઇને ત્યાં સ્વારી થોભાવવાનો હુકમ કર્યો, તથાપિ એવા સ્થળે પણ પોતાના જનાનખાનાને પડદાની અંદર રાખવાનું બાદશાહ ભૂલ્યો નહોતો. અરણ્યનો મહોટો ભાગ અંદર આવી જાય તેવી રીતે તેના સીમાડાની આજુબાજુ ચોગરદમ કંતાનનો પડદો ભરી લેવાનો તેણે હુકમ કર્યો. તે પ્રમાણે નોકરોએ ત્રણ ચાર માઇલના ઘેરાવામાં કંતાનનો પડદો ભરી લીધો. ને પછી બંદોબસ્ત કરી સુલતાન તંબુમાંથી બહાર નીકળ્યો. તે વનમાં હિંસક પશુની વસ્તી નહોતી પણ માત્ર હરણ, સાબર અને એવીજ જાતીના પશુઓ હતાં.

આજ્ઞા થતા સ્ત્રિયો ઘોડેસ્વાર થઇ શિકાર માટે આમતેમ ઘોડા દોડાવા લાગી અને શિકાર હાથ લાગતાં તેને નિશાન તાકીને તેની પાછળ પડવા માંડી.

એવામાં એક સુંદરી એક હરણની પૂંઠે પડી અને પડદા સુધી જઇ પહોંચી, અને તે હરણને પડદો કુદીને બહાર પડતું જોઇ તે પોતે પણ તે હરણની પાછળ ને પાછળ ઘોડાને એડી મારીને પડદાની બહાર કુદી પડી એજ જગ્યાએ પડદાની પાછળ એક મોગલ પહેરેદાર સૈનિક ઉભો હતો તે તરૂણ અને સુંદર હોવાથી તેના મુખ ઉપર શૌર્યતાનું તેજ ઝળકતું હતું. તેની આકૃતિ મજબુત અને મુખમુદ્રા વીર સૈનિકને શોભાવની હતી. તે તરૂણ અને તેજસ્વિ સૈનિકને જોતાંજ હરણની પૂંઠે પડનારી સુંદરી તેજ જગ્યાએ દીંગમુઢવત ઉભી રહી, અને હરણનો શિકાર કરવાનો વિચાર તો સમુળગો ભૂલીજ ગઇ. તેવીજ રીતે તે જુવાન સૈનિકની પણ તે સુંદરીને જોતાંજ તેવી અવસ્થા થઇ. આ પ્રમાણે પ્રેમથી આકર્ષાઇ એક બીજાની પાસે આવી ગયેલું આ જોડું મૌન વૃત્તથી પોતાના મનોભાવ એક બીજાને નિવેદન કરે છે, તેવામાજ પાસેની ઝાડીમાંથી એક સિંહ ગર્જના કરતો બહાર આવ્યો. તેને જોતાંજ આ તરૂણી તો ભયથી થરથરવા લાગી, પણ તે વીર સૈનિક તરતજ પોતાના ડાબા હાથે તીર તાણીને કહ્યું કે, ' સુંદરી, ડર નહિ ' તે સિંહને એક પગ આગળ મૂકતા પહેલાજ મારા આ એક તીરેજ તેની કેવી સ્થિતિ થાય છે તે તું જો ! ' એમ કહીને પોતાનુ ધનુષ્ય સજ્જ કરીને ચાતપણે એકજ તીર એવુ તાકીને માર્યું કે તે અચૂક સિંહના મર્મસ્થાનમાં વાગ્યું અને તત્કાળજ તે વનરાજ પ્રાણ છોડીને ધમ લઇને નીચે પડ્યો.

તે સુંદરીને આ તરૂણ સૈનિકનું આ પ્રસંગાવધાન અને પરાક્રમ જોઇને આશ્ચર્ય અને કૌતુક લાગ્યું. પણ તે સિપાઇ બહાદુર તો પોતાના પરાક્રમ વિષે એક અક્ષર પણ બોલ્યો નહિ. તેમજ તેની શાંત અને ધીર મુખમુદ્રામા પણ કાંઇ ફેર પડ્યો નહિ કે ક્ષોભ થયો નહિ. સિંહ મરીને નીચે પડ્યો તે વખતે માત્ર એકવાર તેણે તે સુંદરી તરફ પ્રેમ પૂર્ણ દૃષ્ટિથી જોયુ અને તે પછી તરતજ તે મનોનિગ્રહ કરીને પોતાના પહેરાની જગ્યાએ જઇને ઉભો રહ્યો. તે સ્ત્રી પણ તે જગ્યાએ વધુ વખત ન રોકાતાં પડદાની અંદર ચાલી ગઇ.

સાયંકાળ થયો એટલે સર્વ સ્વારીને રાજધાની પ્રતિ જવાનો બાદશાહે હુકમ કર્યો. પોતાના જનાનાની સ્ત્રીઓનું પરાક્રમ જોઇ સુલતાનને આજે ઘણોજ આનંદ થયો હતો. તેણે તે રાત્રે પોતાની મુખ્ય બેગમ અને જનાનાની બીજી સ્ત્રીઓના મહેલે જઇને તેમની મુલાકાત લીધી. છેવટે બાદશાહની સ્વારી ઉપર કહેલી સુંદરીના મહેલે પધારી અને ત્યાં રત્નજડિત પલંગ ઉપર બેસીને તે સુંદરીને સતાર વગાડીને ઉપર એક બે ચીજ ગાઇ બજાવવાનો આજ્ઞા કરી આજે તે સ્ત્રીનું ચિત્ત પ્રસન્ન નહોતુ પણ સુલતાનની આજ્ઞા થતાજ તેણે સતાર હાથમાં લીધી અને તે વગાડવા બેઠી. આ પ્રમાણે થોડીવાર થઇ નહિ હોય તેવામા તો પલંગ તળેથી એક મોટો ઉંદર બહાર નીકળ્યો અને આમ તેમ દોડવા લાગ્યો. તે જોઇ સુલતાને તરતજ પોતાનું ધનુષ્ય સજ્જ કર્યું અને તે ઉંદરને ઠાર કર્યો. અને જાણે આજે પોતે મહાન પરાક્રમ કર્યું હોયની તેવી રીતે તેને ઘણોજ હર્ષ થયો અને તે સુંદરીની આગળ પોતાના પરાક્રમની સ્તુતી ગાવા લાગ્યો, પણ સુલતાન જેમ જેમ પોતાના પરાક્રમનાં વખાણ કરવા લાગ્યો તેમ તેમ તે સ્ત્રીને હસવું આવવા માંડ્યું, અને છેવટે તે મોટેથી ખડખડ હસવા મંડી. આ જોઇ સુલતાનના મનમાં ખેદ થયો અને તેણે તેના હસવાનુ કારણ પુછ્યુ પણ હસવાનુ કારણ સુલતાનને કહેવું શક્ય નહોતું, જેથી તે મૌન રહી, તેથી સુલતાનને ઘણોજ ખેદ થવા લાગ્યો. છેવટે પોતાના હસવાનુ કારણ સવારે જરૂર કહીશ એવું કહી તે વખતે તો સુલતાનને આડુંઅવળું સમજાવ્યુ, જેથી સુલતાન ખિન્ન થઇને તેના મહેલેથી પાછો ગયો.

સુલતાનનો કોપ અને તેનો ક્રુર સ્વભાવ તે સ્ત્રી બરોબર જાણતી હતી. અને સવારે ખરી વાત સુલતાનને કહ્યા વગર ચાલશેજ નહિ એમ માની હવે આ પ્રસંગથી બચવા ની યુક્તિ કરૂ

વી તેનો તે વિચાર કરવા લાગી પોતાના જીવ કરતાં પણ જેના વિષે તેને અનુરાગ ઉત્પન્ન થયો હતો તેના જીવની તેને વધુ કાળજી થવા માંડી. ઘણી વાર વિચાર કર્યા પછી તેણે પોતાની દાસીને હાક મારી ખડીયો કલમ ને કાગળ મંગાવી એક પત્ર લખ્યો અને તે ઉપર મહોર કરીને તે પોતાનાં વિશ્વાસુ ખોજાને બોલાવીને ઉપર જણાવેલા પહેરેદાર સૈનિકને હાથોહાથ તે કાગળ આપી આવવાની આજ્ઞા કરી. ખોજાના કાગળ લઇને ગયા પછી કાંઇક તે સ્વસ્થ થઇ અને સુઇ ગઇ.

૨.

ગોહિલવંશના મહારાણા હમીરસિંહ તે વખતે પોતાના દરબારમા બેસીને, ન્યાય ચુકવતા હતા. મહારાણાની વિજયશાળી ભવ્ય મૂર્તીથી દરબારની શોભામાં કાંઇક વધુ શોભા જણાતી હતી. નિત્યનું કામકાજ થઇ રહ્યા પછી કામદારોને જે હુકમ કરવાનો હોય તે કર્યા પછી મહારાણા દરબાર બરખાસ્ત કરવાનો વિચાર કરતા હતા તેવામાં, પહેરેદાર કે ચોપદારની બીક ન ધરતા એક મોગલ સિપાઇ મહારાજાના સિંહાસન પાસે આવ્યો. અને રીત પ્રમાણે સલામ કરીને બોલ્યો, "મહારાજ! હું એક મોગલ સિપાઇ છુ અને આપનો આશ્રય માગવાને માટે આવ્યો છુ, હું ઘણા રાજા મહારાજાઓની પાસે ગયો પણ મને કોઇએ આશ્રય આપ્યો નથી. મેં કાંઇ પણ ગુન્હો કરેલો નથી હું નીમકહરામ નથી, તેમજ હું વિશ્વાસઘાતક પણ નથી. આપ મને આપના ચરણનો આશ્રય આપશો?

રાજાએ એકવાર તે મોગલના મુખ પ્રતિ નિહાળીને જોઇ લીધુ અને પછી કાંઇક વધુ વિચાર ન કરતા, કે પોતાના મંત્રીની પણ સલાહ ન લેતાં તેમણે એકદમ જવાબ આપ્યો કે "હમીરે તને આશ્રય આપ્યો છે" તું ગમે તે હોય, કે તને ગમે તેનો ભય હોય તોપણ આજથી તારા સંરક્ષણની જવાબદારી હમીરને માથે છે." બોલ હવે કે તું કોણ છે, અને અહીં શા માટે આશ્રય માગવા આવ્યો હતો?

મહારાણાના આશ્વાસનથી તે મોગલના જીવનમાં જીવ આવ્યો હોય તેમ જણાયું. તેણે પોતાની સર્વ હકીકત મહારાણાની આગળ નિવેદન કરી. આ મોગલ તે બીજો કોઇ નહોતો પણ પૂર્વે કહેલા સુલતાન અલાઉદીન ખીલજીનો પહેરેદાર મોગલ સૈનિક હતો કે જેણે જનાનખાનાની સુંદરીઓના શિકાર વખતે એક સુંદરીના પ્રાણ બચાવવાને માટે એકજ બાણથી સિંહનો નાશ કર્યો હતો એ વાચકોના લક્ષમાં આવ્યુંજ હશે તેના ઉપર પ્રેમવશ થએલી સુંદરીએ તેને મોકલેલા વિશ્વાસુ ખોજા સાથેના પત્રમાં તેને સુલતાનના રાજ્યમાથી આજ રાતેજ નીકળી જવાની સુચના કરી હતી.

તે સ્રી એક અવિવાહિત તરૂણી હતી અને સુલતાનના જનાનખાનામાં જ દિવાન તરીકે સપડઇ ગઇ હતી પોતાના મનથી પસંદ કરેલા પ્રાણેશ્વર પોતાની વિનંતિ પ્રમાણે સુલતાનના રાજ્યમાથી ચાલ્યા ગયાનું પોતાના વિશ્વાસુ ખોજાને મોઢે સાભળીને તેને ઘણોજ આનંદ થયો.

તે સ્રીએ પોતાના પ્રાણની વિશેષ પરવા ન કરીને સુલતાનને વચન આપ્યા પ્રમાણે બીજે દિવસે સર્વ હકીકત કહી સંભળાવી અને કહ્યું કે આ પ્રમાણે એક સિંહને મારનાર સૈનિક જ્યારે પોતાના મુખથી પોતાના પરાક્રમની સ્તુતિ કરતો નથી ત્યારે તમે માત્ર એક ઉંદર મારીને આટલી બધી પરાક્રમની સ્તુતિ કરતા હતા તે સાભળી મને હસવુ આવતું હતું.

મોગલ સિપાઇએ પોતાનુ સર્વ વૃતાંત નિવેદન કરીને તેણે ફરીથી મહારાણાને પૂછ્યુ કે, "મહારાજ! હજુ પણ આપને આપનુ વચન પાછુ ખેંચી લેવુ હોય તો ખેંચી લ્યો કારણકે પ્રત્યક્ષ સુલતાનનાજ શત્રુને આપ આશ્રય આપો છો સુલતાન મહાબળવાન અને જે ધારે તે કરી શકે તેમ છે મારા સરખા એક ક્ષુદ્ર મોગલ સૈનિકને આશ્રય આપીને આપ આપના રાજ્ય અને સર્વસ્વ ઉપર સંકટ વ્હોરી ન લેશો! આપ મને આશ્રય આપવાનું હજુ પણ ના કહી શકો તેમ છો. માટે જો તેમ હોય તો આપ મને કહો કે હું બીજે કોઇ સ્થળે જઇને આશ્રય મેળવી શકીશ.

આ સાભળી મહારાણાના મંત્રીએ મહારાણાનુ મન ડગમગાવા ઘણો પ્રયત્ન કર્યો પણ તે

અર્ધ ગયો અને રજપૂત કુલભૂષણ વીરવર મેવાડાધિપતિ મહારાણા હમીર સર્વ દરબાર સાંભળી શકે તેવી રીતે સ્પષ્ટ અને મોટા સ્વરે બોલ્યો કે "હમીર એક વચન એકજ વખત આપે છે"

सिंहशावन सुपुरुष भाषण कदली फले एकवार
तिरिया तेल हमीर हठ चढे ना दुजी वार

હમીરે જેને એકવાર આશ્રય આપ્યો, તેનું રક્ષણ કરવાને માટે હમીર પોતાના પ્રાણની પણ પરવા કરતો નથી; તો બીજી શાની પરવા રાખે? મહમદશાહ, તારા રક્ષણની જવાબદારી જ મારે માથે છે. તું મારા દરબારમા નિર્ભય થઇને રહે."

૩

પોતાનો ભયંકર અપરાધ કરીને પોતાના રાજ્યમાથી નાસી ગયેલા મોગલ સૈનિકને મહારાણા હમીરે આશ્રય આપ્યાની વાત અલ્લાઉદીન ખીલજીને જાણતા વાર ન લાગી. સુલતાનને મહારાણાના આ કૃત્યથી ઘણોજ ગુસ્સો થયો. તેણે મુલ્લા નામના એક સરદારને હમીર પાસે જવાની આજ્ઞા કરી અને તેની સાથે મહારાણાને એવો સંદેશો કહેવરાવ્યો કે –"અમારો મોગલ સિપાઇ તમારા આશ્રયે આવી રહેલો છે, તેને તમારે બિનહરકતે અમારા સ્વાધીન કરવો અને અમારા શત્રુને તમે આશ્રય આપ્યો એ અપરાધ માટે તમારે મેવાડની રાજકન્યા દેવળદેવીને અમારા જનાનખાનામા મોકલવી, નહિ તો પરિણામ ભયંકર આવશે. અમે આ અપમાન સહન કરી શકીશું નહિ."

મુલ્લાએ સુલતાનનો આ સંદેશો મહારાણા પાસે જઇને કહી સંભળાવ્યો. તે સાંભળી હમીરના ક્રોધનો પાર રહ્યો નહિ તેણે તે સરદારનો કોઇ પણ સત્કાર ન કરતા તેનેજ પાછો ઉત્તર આપ્યો કે:—

"તું જેવો આવ્યો છુ તેવોજ પાછો જા અને અલ્લાઉદીન ખિલજીને જઇને કહે કે, સૂર્ય કદાચ એક વખત પશ્ચિમમાં ઉગે અને સુમેરુ પર્વત જમીન દોસ્ત થાય તો પણ હમીરે જે એકવાર વચન આપ્યુ છે તે મિથ્યા થનાર નથી. મેવાડની રાજકન્યા વિષે હલકી માગણી કરી તમે હલકાઇ બતાવી છે તેના ઉત્તરમાં તો જો તું તારા પ્રાણનો દરકાર કરતો હોઉ, તો આ મહમદશાહને જેના ઉપર પ્રેમ છે તેને મોય દાડમાંથી અહીં તેની પાસે મોકલી આપ." એમ કહીને તે મુલ્લાને દરબારમાંથી બહાર કાઢવાનો દ્વારપાળોને મહારાણાએ આજ્ઞા કરી.

મુલ્લાંએ પાછા જઇને બનેલી સર્વ હકીકત બાદશાહને કહી સંભળાવી મહારાણાનો સ્વભાવ અલ્લાઉદીન જાણતો હતો. હમીર પોતે મોકલેલા સંદેશાને માન આપશે એવી બાદશાહને પણ ખાત્રી નહોતી મહારાણાનો ઉત્તર સાંભળીને તેણે મહારાણા ઉપર ચઢાઇ કરવાની પોતાના સેનાપતિને આજ્ઞા કરી અને સૈન્ય સજ્જ કરાવી પોતે સુલતાન પણ સૈન્ય સાથે લડાઇ કરવા ગયો અલ્લાઉદીન રણથંભોરની હદ સુધી ગયો એટલે તેણે ત્યાંજ પોતાનો પડાવ નાખ્યો.

હમીરને એ સર્વ હકીકત સેવકોએ જણાવી. પણ તે ઘણોજ માની સ્વભાવનો હોવાથી અને કોઇ પણ પ્રસંગે ભયભિત થતો નહિ. જેથી તેણે સુલતાનને ચઢી આવેલો જોઇને ચિંતાગ્રસ્ત ન થતાં પોતાના સર્વ સરદારોને લડાઇની તૈયારી કરવાની આજ્ઞા કરી એટલુંજ નહિ પણ જ્યારે સુલતાન જાતેજ આવ્યો છે તો પણ આપણે તેની કાંઇ પણ પરવા કરવી નહિ. એ બતાવવાને સારૂ તેણે પોતાના દરબારમા મુખ્ય ગાનારીઓને બોલાવી મોટો જલસો કરવાનો હુકમ કર્યો. અને તે જલસાનો સમારંભ સુલતાનના તંબુ પાસેજ એટલે લગભગ નજીકજ કરવાનું ઠરાવ્યું.

જલસો થવા માંડયો અને સુલતાન પોતાના તંબુમા બેસીને તેનું અવલોકન કરવા લાગ્યો. નૃત્યાંગનાએ તે દિવસે પોતાની નૃત્યકલાની તો અવધીજ કરી તેણે નાના પ્રકારના નાચ કરીને પ્રેક્ષકોને બેહોશ કરી દીધા. તેણે પોતે નાચતાં એકવાર પણ સુલતાનના તંબુ તરફ જોયું નહોતું તે નૃત્ય કરીને સુલતાનને પુઠ બતાવીને ઉભી રહી. આ જોઇ સુલતાનને પોતાનું અપમાન થયેલું જોઇ ક્રોધ ઉત્પન્ન થયો. અને તેથી તેણે પોતાના મુખ્ય નિશાન નિરંબાજ સિપાઇને બોલાવીને તે નૃત્યાંગનાને અમુક તીર મારીને નીચે ગબડાવી પાડવાનો હુકમ કર્યો. અને તેજ પ્રમાણે તે સૈનિકે એકજ તીર મારીને આ દહાડની ઇચ્છા પૂરી કરી.

પણ આ જોઇ હમીરના દરબારના માણસો ગભરાયા અને હમીરને દોષ દેવા લાગ્યા. એટલામાં મહારાણાએ જે મહમંદશાહને આશ્રય આપ્યો હતો તે તરણ મોગલવીરે એકદમ પાછળથી આવીને મહારાણાને સભ્યતાથી સલામ કરીને કહ્યુ કે "મહારાજ! આ કૃત્યનો બદલો લેવાની સેવકને પરવાનગી આપશો. અને મારા પરાક્રમનુ આજે આપ અવલોકન કરશો." મહારાણાએ મહમદશાહની વિનંતિનો સ્વિકાર કર્યો. અને આજ્ઞા આપી જેથી તરતજ તેણે પોતાનું ધનુષ્ય તૈયાર કરીને એક તીર એવી રીતે છોડયું કે તે અચૂક અલ્લાઉદીનના માથા પરના મુગટમાં વાગ્યુ અને મુગટ નીચે પડયો.

આ જોઇ સુલતાનના તબુમા હાહાકાર થઇ રહ્યો. ઘણુજ ખરાબ અપશુકન થયા એવા ઉદ્‌ગારો સર્વના મુખમાંથી નીકળવા માડયા. ખરી રીતે તો મહમદશાહને તો આ તીરથી સુલતાનનો પ્રાણજ લેવાનો વિચાર હતો, પણ તેમ કરવાને હમીરે ના પાડી, તેમજ તેણે સુલતાનનુ અન્ત ખાધુ હતું તેથી મહમદશાહે તેનો પ્રાણ ન લેતાં તેના મુગટ ઉપર નિશાન તાકયુ હતું.

અલ્લાઉદીનને આવા અપશુકન થવાથી તરતજ સ્વારી પાછી લઇ જવાનો હુકમ કર્યો આ પ્રમાણે બાદશાહ પાછો વળવાથી હમીર તરફના માણસામા આનદ પ્રવર્ત્તી રહ્યો.

૪

સુલતાન અલ્લાઉદીન ખિલજી હમીર સાથે લડાઇ ન કરતા પાછો વળ્યો પણ તે ફરી આવીને વૈર લેવાનું ભૂલ્યો નહોતો. હમીરનુ સૈન્ય જો કે સુલતાનના સૈન્ય કરતાં થોડુ હતુ તથાપિ પણ તેનું પરાક્રમ બાદશાહ જાણતો હતો જેથી હમીરના દરબારમાંથી જો કોઇ ગુપ્ત વાત જાણનાર પોતાના પક્ષમા આવે તોજ સેવાકાલિપતિનો પરાજય થઇ શકે એવો બાદશાહે વિચાર કર્યો અને તેની યોજના કરવા માડી. તે તક પણ તેને તરતજ મળી. હમીરના દરબારમાં રણમલ નામનો એક સરદાર હતો તેણે એક નિમકહરામપણાનુ કામ કરવાથી હમીરે તેનુ ભરદરબારમા અપમાન કરી ઠપકો આપ્યો હતો તે વખતે તો મહારાણાની માફી માગી તે છુટયો હતો, પણ તેના મનમાં આ અપમાનનો બદલો લેવાની ઇચ્છા થઇ હતી જેથી તે આ તક મળેલી જોઇ અલ્લાઉદિન પાસે ગયો અને તેણે હમીરની સર્વ વાત કહી સંભળાવી. તે સાભળી અલ્લાઉદિનને સંતોષ થયો. અને રણમલ્લને પોતાના દરબારમા રાખી મોટી પદ્દિ અને જાગીર આપવાનુ વચન આપી તેને આશ્વાસન આપ્યું. રણમલે રણથભોરના કિલ્લાની ગુપ્ત સુરગમા દારૂ ભરીને તે કિલ્લાને જમીનદોસ્ત કરવાની સલાહ આપી અને તે કામ કેવી રીતે ફતેહ થાય તે સર્વ બતાવ્યુ. સુલતાને તુરતજ સુરગ ફોડવાની વ્યવસ્થા કરી અને તે સુરંગથી રણથભોરનો કેટલોક ભાગ રણમલના કહ્યા પ્રમાણે જમીનદોસ્ત પણ કર્યો.

સુલતાન પાછો ગયો તે વખતે મહારાણાના પક્ષના લોક આનદ માનવા લાગ્યા અને હમીરના સરદારો અને સૈનિકોનો રક્તપાતનો પ્રસગ મટી ગયેલો જાણી સર્વ કોઇને સતોષ થયો હતો તેવામાજ ફરી આ ઉપદ્રવ થયેલો જોઇ સર્વ કોઇ ચિતાતુર થવા મંડયા, આ તરફ હમીરે પણ યુદ્ધની સર્વ તૈયારી કરવા માડી, દેવદર્શન કરી અને પોતાને યશ મળે તે અર્થે તેમણે મેવાડ રાજકુલ દેવતાની પ્રાર્થના કરી. તે પછી તે પોતાની મા ચદતા રાણીનાં દર્શને ગયો. અને ત્યાં પગે લાગી પોતાની વીર માતાનો આશીર્વાદ લઇને રાણી પાસે ગયો અને સર્વને આશ્વાસન અને ધીરજ આપી, તે પછી પોતાની સરદાર મડળીમા આવ્યો. કદાચિત યુદ્ધમા પરાભવ થાય તો રાણી સાથે સર્વ સ્ત્રિયોએ ચિતામા પડવું પણ મુસલમાનોને તાબે ન થવુ એવું પોતાની માતા અને રાણીઓને કહી મૂકયું. આ પ્રમાણે સર્વ વ્યવસ્થા કરી સૈન્ય સાથે હમીર લડાઇમાં બહાર પડયો

આ યુદ્ધમાં હમીરે પોતાના પરાક્રમની અવધી કરી તેના સરદારો અને અન્ય સૈનિકોએ પણ પોતાના પ્રાણનો પણ ભય ન રાખતા પુષ્કળ શૌર્ય બતાવ્યુ. આ યુદ્ધ સાત દિવસ ચાલ્યુ. તેમા અલ્લાઉદિનના સૈનિકોએ પણ ઘણાજ શૌર્યથી મારામ કરવા માંડયુ. પણ આખરે મુસલમાની સૈન્યનો પરાજય થયો અને હમીરની જીત

થઇ. મહારાણાના લોકોએ મોગલોના નિશાન અને પુષ્કળ સરંજામ લઇ લીધો. આ વિજયથી મહારાણાના સૈનિકો આનંદમાં ગાંડા ઘેલા થઇ ગયા. અને તે હર્ષમાને હર્ષમાં તે શત્રુનું નિશાન ફરકાવતા રણથંભોર તરફ વાજતે ગાજતે જવા મંડયા. આ તરફ દુર્ગમા રાણીઓ લડાઇનું પરિણામ જોતી બેસી રહેલી હતી. મહારાણાની સેના થોડી અને સુલતાનની સેના વધારે હતી, તેથી મહારાણાને જય મળશે કે નહિ તેની તેને શંકા હતી. તેવામાં શત્રુના નિશાન ફરકાવતી પોતાના કિલ્લા તરફ આવતી સેનાને જોતા તે શત્રુનુ સૈન્ય હશે એમ માન્યું. અને તે જોઈ હવે તેમણે ચિતામાં હોમાવું જોઇએ અને આબરૂ બચાવવી જોઇએ એમ સર્વેએ વિચાર કર્યો. એવો નિશ્ચય કરીને તત્કાળજ ચિતા સળગાવી અને અગ્નિનારાયણને તે સર્વે સ્ત્રિયોએ પોતાના પ્રાણ સમર્પણ કર્યા.

તે પછીજ થોડી વારે જ્યાં હમીર સર્વ સૈન્ય સાથે કિલ્લાની અંદર આવ્યો તો જ્યાં ત્યાં અગ્નિકુંડમાં સ્ત્રિયોને બળી મૂએલી જોઇ !

આ દેખાવ જોઇ શુર હમીરનું અંતઃકરણ દ્રવિત થયું, તેનું ધૈર્ય છુટી ગયું. તેને વિરાગ ઉત્પન્ન થયો જેથી તેણે પોતાના પુત્રને ગાદી ઉપર બેસાડયો અને તેણે તે પછી પોતાનું શિરકમળ શિવને અર્પણ કર્યું અને સ્વર્ગે ગયો (મરાઠી ઉપરથી)

## नवीन विद्यानी शोधना मोहमां केटलीक प्राचीन विद्याओनो थएलो लोप.

આધુનિક સભ્યતા ઘણીજ ગૌરવ શાલિની જણાય છે. તે અનેક વિસ્મયજનક આવિષ્કારોના ધરરૂપ છે. ધૂમયંત્ર–એંજીનથી કોઇ વસ્તુ દૂર લાગતી નથી. કલાકે સાઠ કે સીત્તેર માઇલ ચાલનારા વેગવાળા એંજીનથી દુર દેશાંતરોમા થોડા સમયમા જઈ આવી શકાય છે. અગાધ સમુદ્રોમા ભ્રમણ કરનારી બહુ વેગવાળી સ્ટીમરો એ ભૂમંડળના જુદાં જુદા માર્ગોને એક બીજાની સાથે જોડી દીધા છે. હવાઇ વિમાન જે વાયુમંડળના તરંગોમાં ઉડીને આકાશમા પ્રવેશ કરી શકે છે, અને પોતાના ચમત્કારો બતાવી શકે છે. તે જળ સ્થળ અને આકાશગામી યંત્ર જોકે મહાન વિસ્મયજનક અને દેશકાળ વિધ્વંસક છે, તથાપિ વિદ્યુદ્વિદ્યા સંબંધી આવિષ્કારોના આગળ તેનો કાંઇ પણ હિસાબ નથી,- તેનુ તો મહત્વ બહુજ અદ્ભૂત છે. તારની ખબર જોતજોતામા ભૂમંડળના દેશોમાં આરપાર જઇ શકે છે. હીંદુસ્તાનનાં મોટા મોટાં કાર્યાલયો વિલાયતથી નિત્ય ખબર મેળવીને પોતાનુ કાર્ય ચલાવે છે. આધુનિક વિજ્ઞાનશાસ્ત્રીઓ વિજળીને આકાશ લોકથી છીન કરીને મનુષ્યની સેવામા નિયુક્ત કરી દીધી છે. વીજળીથી આપણાં કેટલાંક મશીનો ચાલે છે, વીજળીથીજ આપણી તારમાં ખબરો જઇ આવી શકે છે. વીજળીથી આપણાં કારખાનાં ચાલે છે, વીજળીથી આપણાં મોટાં મોટાં શહેરોમાં દીવા થાય છે. વીજળીની આગળ સૂર્યનો પ્રકાશ પણ લજ્જા પામે છે. વિજ્ઞાનશાસ્ત્રીઓએ પંચતત્ત્વોને પોતાના મન્ત્રોથી વશીભૂત કરીને પ્રયોગશાળામા મુકી દીધાં છે, અને તેના સર્વ રહસ્યોને જાણી લીધા છે.

પૃથ્વી મંડળની જે અન્તિમ સીમાઓ નિરંતર હિમાચ્છાદિત રહેતી હતી અને જ્યાં મનુષ્યનો પદાર્પણ કદી પણ થયો નહોતો–તેની પણ શોધ કરવામા આવી છે પૃથ્વિનો ગર્ભ ભાગ ફોડીને તેમાંથી અમૂલ્ય રત્નો અને ધાતુઓ કહાડવામા આવી છે. અગાધ સમુદ્રોના ગુપ્તમાં ગુપ્ત ભેદ પણ જાણી લીધા છે આટલું છતાં કયો મનુષ્ય એમ કહી શકશે કે આધુનિક સભ્યતામા કાંઇ કમી છે ? જેટલી વિદ્યાઓ છે તે સર્વ આ વખતે વિકસિત રૂપમાં વર્તમાન છે. સર્વ આ વખતે પોતાના વિકસિત રૂપમા ઘણે ભાગે સર્વ પ્રાકૃતિક શક્તિયોનું રહસ્ય જણાઇ શકાય છે.

પ્રાચિન સભ્યતાનો તિરસ્કાર કરતી, નવીન સભ્યતા પોતાના મહત્વ અને પ્રભાવનું દુન્દુભિ, બજાવી રહી છે, પરંતુ ખરી રીતે તેમ નથી જો ધ્યાનપૂર્વક જોઇશું તો આ નવીન સભ્યતાની શોધોમાં પ્રાચીન મનુષ્યોની સેંકડો વર્ષના અનુભવથી પ્રાપ્ત કરેલી અનેક વિદ્યાઓનો લોપ થઇ ગયો છે.

આ લેખમાં એવી વિદ્યાઓ અને કલાઓનું વિવરણ અમે આપીએ છીએ કે જે પ્રાચીન કાળમાં પ્રચલિત હતી, પણ આ વખતે તે લોપ જેવી થઇ ગઇ છે અથવા તો લોપ થતી જાય છે.

## પશુ પક્ષીઓની બોલી સમજવી

સર્વ પ્રાચીન સભ્ય દેશોમાં આ વિદ્યાનો ઉલ્લેખ જોવામા આવે છે હિંદુઓના પુરાણ ઇતિહાસ વિગેરે ઉપરથી જાણી શકાય છે કે ભારતવાસીઓએ આ વિદ્યામા સારી ઉન્નતિ કરી હતી રામાયણમાં તેનાં ઘણાં ઉદાહરણો મળી આવે છે. રાવણ જ્યારે સીતાને હરી લઇ ગયા, ત્યારે આ સમાચાર રામચંદ્રને જટાયુ નામના ગીધ પક્ષીએ કહ્યા અને જટાયુ સાથે રામચંદ્રને ઘણીજ વાતો થઇ. એવીજ રીતે રામચંદ્ર અને હનુમાનનો સંવાદ પણ પ્રસિદ્ધ છે ભાગવતમાં શ્રી કૃષ્ણ અને જામ્બુવાનનો વાદવિવાદ પ્રસિદ્ધ છે મહાભારતમા રાજા યુધિષ્ઠરે હિમાલય ઉપર કુતરાની સાથે વાતચિત કરી હતી એવુ લખેલું છે દ્રવિડેશ્વર અને મત્સ્યનો સંવાદ પણ મહાભારતમાં છે. કાદમ્બરી નામના પુસ્તકમાં રાજા શૂદ્રક અને વૈશમ્પાયન નામના એક પોપટનું સંભાષણ છે ગરૂડ અને કાગભુશુન્ડનું નામ તો સર્વ કોઇ જાણે છે. ગરૂડ વિષ્ણુ ભગવાનનું વાહન હતા. કાગ ભુશુન્ડ ઋષિ પદને પહોંચી ગયા હતા.

બીજા દેશના ઇતિહાસોમાં પણ આ પ્રકારની કથાઓ છે, મહમદ ગીજનીના સંબંધમાં એક વાત છે કે એકવાર શિકાર કરતા કરતા થાકીને તે એક ઝાડની નીચે બેઠો હતો. તે વખતે તે ઝાડ ઉપર એક ઘુવડ અને એક ઘુવડી બેઠા હતાં. ઘુવડે ઘુવડીને તેના દીકરાનો વીવાહ પોતાની દીકરીની સાથે કરવાનો કહ્યો તે વખતે ઘુવડીએ જવાબ દીધો કે જો તું મારા પુત્રને એક ઉજ્જડ ગામ આપું તો હુ વિવાહ કરૂં. એથી ઘુવડીએ કહ્યું કે, જો બાદશાહ મહમદ ગીજની સલામત રહ્યો તો એક ગામ તો શું પણ દશ ઉજડ ગામ આપીશ. આ વાતચીત બાદશાહ સાંભળતો હતો. તેથી તેને ઘણીજ શરમ આવી. તે દિવસથી તે પોતાના રાજ્યનો સારો બંદોબસ્ત કરવા લાગ્યો.

આ વાત–પશુપક્ષિયોની બોલી સમજવાની વિદ્યા મહમદગીજનીના સુધી પ્રચલિત હતી તે વાતને પુષ્ટિ આપે છે.

જો મનુષ્યો પશુપક્ષીઓની બોલી સમજતાં શીખે તો તેથી તે ઘણીજ કામ લાગે તેમ છે. પ્રાચીનકાળમાં વિદ્વાનો આ રહસ્યનો ભેદ જાણતા હતા. નવીન શોધકો તો પોતાની વિદ્યાના અભિમાનથી આ વાતોને જુઠી માને છે. જે વસ્તુને સુગમતાથી પ્રાપ્ત કરી શકાતી નથી તેને તે મિથ્યા સમજે છે જીવજંતુ વિદ્યા (zoology) પર આ વખતે વિદ્વાનોનું ઘણુંજ ધ્યાન છે. તેની ઉન્નતિ પણ કેટલીક થઇ છે, પરંતુ આ વિદ્યા, પશુ પક્ષિયોની બોલી સમજવાની વિદ્યાના સંયોગ વિના અધુરી છે.

પ્રાચીન વખતમાં આ વિદ્યાનો પ્રચાર હતો તેની સારી રીતે સાબીતી છે. આ વિષયના ગ્રંથો પણ હતા કે જે હાલ મળતા નથી. કોકશાસ્ત્રનો એક અંશ આ વિદ્યાની સાથે સબંધ રાખતો હતો. તેને સિદ્ધ કરવાનો ઉપાય યોગશાસ્ત્રમાં પણ લખ્યો છે. પાતંજલ યોગસૂત્રના ત્રીજા અધ્યાયમા આ વિદ્યાનું નામ વિભુતિયોમા છે.

## પશુ પક્ષિયોની બોલી અને રીતભાતથી શુભાશુભ બનાવ બનવાની અગમચેતી જાણવી.

ઉપરની વિદ્યાને મળતી આ વિદ્યા હતી કે જેના પ્રભાવથી આગામી શુભાશુભ બનાવોનું પ્રથમથીજ જ્ઞાન થઇ જતું હતું પાશ્ચાત્ય શોધકો તેને તિરસ્કારની દૃષ્ટિથી જુવે છે અને મિથ્યા માને છે પ્રાચીન મીસર, અસરિયા, બેબીલોન, રોમ, અને વિશેષે કરીને હિંદુસ્તાનમા કે જ્યાં સમસ્ત પ્રાચીન વિદ્યાઓ અને કલાઓનો ભંડાર હતો ત્યાં પશુ પક્ષિયોની બોલીઓ અને તેની ચેષ્ટાઓથી શુકન જોવાની પ્રથા પ્રચલિત હતી. એ દેશોના ઇતિહાસોમાં ઘણી કથાઓ એવી મળી આવે છે કે જેનાથી એ રીવાજ પ્રચલિત હતો.

એ સિદ્ધ થાય છે હિંદુસ્તાનમાં તે વિદ્યાનાં કાંઇક ચિન્હો હજુ પણ રહેલાં છે પરંતુ પાશ્ચાત્ય સભ્યતાના પ્રચારથી એ ઉપર ધ્યાન આપવામા આવતું નથી. અને કદાચ થોડા વખત પછી તેનો થોડો ઘણો અંશ પણ લોપ થશે એમ જણાય છે ગામડાઓમા હજુ પણ એવા મનુષ્યો મળી આવે છે કે જે કોઇ પક્ષીની બોલી સાંભળીને કહી શકે છે કે વર્ષાદ થશે કે નહિ થાય ? અથવા ફસલ સારી પાકશે કે ખરાબ. ગામડામાં ઘણા માણસો ગામ જવા આવવામાં તેમજ કેટલાક કાર્યોમાં શુકન જુવે છે અને તે અનુસાર કામ કરે છે. અને તેમની કહેલી વાતો ઘણે ભાગે સત્ય નીકળે છે પાશ્ચિમાત્ય દેશોમાં આગબોટોના ખાછીઓ પણ સમુદ્રના પક્ષીઓના શુકન જુવે છે પરંતુ સભ્ય ગણાતા મનુષ્યો તેને અભણુ કહીને તેના વિશ્વાસને મિથ્યા માને છે. શુકન માત્ર પશુપક્ષિયોનાજ જોવાય છે એટલુ નહિ પણ બીજી સેકડો વસ્તુઓના જોવાય છે. પ્રયાણ કરતી વખતે છીંક થવી, અથવા સામેથી પાણીનો ખાલી ઘડો આવવો, બિલાડી આડી ઉતરવી, કીડિઓની હાર નીકળવી, કાણો મનુષ્ય સામે મળવો, ઇત્યાદિ–શુકન અપશુકનોનો પ્રચાર હાલ પણ છે. પરંતુ આપણા નવ શિક્ષિત યુવકો આ વાતોને માનતા નથી. પ્રાચીન પુરાણ ઇતિહાસોમાં તેનો ઘણે ભાગે ઉલ્લેખ છે. રામાયણમાં લખ્યું છે કે જ્યારે ભરત અયોધ્યામા પાછા આવતા હતા ત્યારે તેમની સામેથી ગધેડું, કાગડો અને ડુક્કર આવતા મળ્યા. આ અપશુકનોને જોઇને ભરતને શંકા થઇ કે કાંઇ અનિષ્ટ થવાનુ છે અયોધ્યામાં જઇને તેણે જોયુ તો પિતા મરણ પામ્યા હતા અને ભાઇ રામચંદ્ર વનમાં ચાલ્યા ગયા હતા.

એવીજ રીતે જ્યારે ભરત ચિત્રકુટ પર્વતપર રામચન્દ્રને મળવાને માટે જતા હતા ત્યારે તેમની જમણી તરફથી હરણ સામે મળ્યુ. આ શુકન શુભ હતા. ભરત તેથી ઘણા પ્રસન્ન થયા. પરિણામે રામચંદ્ર, સીતા અને લક્ષ્મણનો તેમને મેળાપ થયો. 'મૃચ્છકટિક નાટકમાં' લખ્યું છે કે ચારૂદત્તને બ્રાહ્મણને રડતી ગાય, કાગડો અને સર્પ મળ્યા હતા એ અપશુકન હતા. પરિણામ એ આવ્યું કે ચારૂદત્તને શુળી ઉપર ચઢાવી દીધો.

સંસ્કૃતમાં અનેક ગ્રંથો એવા છે કે જેમાં માત્ર શુકન નિરૂપણની વાત છે.

### સ્વપ્નાર્થ—નિરૂપણ

પ્રાચીન કાળમાં ઘણે ભાગે સર્વ જાતિયોનો સ્વપ્નામાં વિશ્વાસ હતો. આ વખતે સ્વપ્ન એ મિથ્યા સમજવામાં આવે છે. પ્રાચીન કાળમાં મનુષ્યો માનતા હતા કે સ્વપ્ન કોઇને કોઇ બનાવ બનવાની સૂચના કરનાર છે મિસર દેશમાં સમ્રાટ ફેરોહાને સ્વપ્નમાં સાત મોટી અને સાત પાતળી ગાયો જોવામાં આવી. તેણે પોતાના પંડિતોને તે વાત કહી અને તેનો અર્થ પૂછ્યો તેમાંથી એકે કહ્યું કે સાત મોટી ગાયોથી સાત મોટા સુકાળનું ચિન્હ છે અને સાત પાતળી ગાયો એ સાત મોટા દુકાળોના ચિન્હરૂપ છે અર્થાત્ પ્રથમ સાત વર્ષ ઘણાં સારાજ થશે પછી સાત દુકાળ પડશે, કે જેથી પ્રજાને ઘણુંજ દુઃખ પડશે આ કથનને અનુસારજ બનાવ બન્યો. મિસરમાં તે પછી સાત વર્ષ સુધી સારો વર્ષાદ થયો અને બહુજ અનાજ પાક્યું કે જેથી પ્રજાને ઘણુંજ સુખ મળ્યું અને તે પછી સાત વર્ષ ભયંકર દુકાળ પડ્યો કે પ્રજામાં દુઃખનો પાર ન રહ્યો. આ વાત બાઇબલમાં લખી છે.

હિંદુ પુરાણોમાં સ્વપ્ન સબંધી ઘણી વાતો છે રામાયણમા લખ્યું છે કે ભરતને પોતાના મામાને ઘેર એક મહા અશુભ સ્વપ્ન જોવામાં આવ્યુ તે તેમના પિતાના મૃત્યુ અને રામચંદ્રના વનવાસના સૂચકરૂપ હતું. આ રીતે રાવણે સ્વપ્નમાં જોયુ હતુ કે એક વાંદર લંકાને બાળી રહ્યો છે આ સ્વપ્ન ગયા પછી કેટલાક વખતે હનુમાને લંકાને બાળી દીધી તેમજ ત્રિજટા નામની રાક્ષસીને પણ એક વાંદરદ્વારા લંકા બાળ્યાનુ સ્વપ્ન જોવામાં આવ્યુ હતું. અપૂર્ણ.

# प्रासंगीक विचार.

લડાઇ હજુ ચાલ્યાંજ કરે છે. યુરોપની રણભૂમિ ઉપર જેમ પૈસા' અને માણસોની આહુતિ અપાય છે, તેમ તેજ લડાઇમા દરેક માણસને થોડો ઘણો પણ પોતાના દ્રવ્યનો ભોગ આપવો પડે છે. અને હવે આ લડાઇનો અંત હજુ ક્યારે આવશે તે કોઇ કહી શકતું નથી. જો કે આજકાલ સલાહની વાતો થયા કરે છે, પણ હજુ અમેરિકાને તો પહેલુંજ વર્ષ છે, લડાઇના અંગે પરદેશી એકે એક ચીજ મોંઘી થઇ પડી છે, અને તેથી થોડી પેદાશમાં પોતાના કુટુંબનો નિર્વાહ કરવો એ પણ કેટલાકને તો ભારે પડયું છે.

દરેક માણસને અન્ન અને વસ્ત્રની તો જરૂર પડવાની. તે તમામ વગર ચલાવી શકે પણ કોઇ અન્ન વસ્ત્ર વગર ચલાવી શકે નહિ તે પણ મોંઘુ થઇ ગયું છે અન્ન જો કે આપણા દેશની પેદાશ છે ત્યારે તે પરદેશ ચઢતું હોવાથી મોંઘુ થયુ છે વસ્ત્રો પરદેશથી ઘણે ભાગે આવે છે એટલે તેની તો વાતજ શી? આપણા દેશમાં કાપડ વણવાની મીલો છે, પણ તેનો ઘણે ભાગે સુતર વીગેરેનો તેમજ મશીનરીનો આધાર પરદેશ ઉપર હોવાથી તે પણ-એટલે દેશમાં વણાયલાં કપડાં પણ મોંઘા થઇ પડયાં. તેમજ આપણા દેશી રીવાજ પ્રમાણે તાંબાપીતળનો વાસણોનો વધુ વપરાટ રહ્યો, તો તે પણ મોંઘા થઇ પડયા છે

× × × ×

પરદેશી વસ્તુઓ અને ફેશનેબલ રીતભાતના આપણે ભોગી થઇ પડયા છીએ તેથી હાલ આપણે તે સિવાય ચલાવી શકતા નથી ચ્હા ને પીવા જોઇએજ. પછી ખાંડનો ગમે તે ભાવ હોય તેની ચિંતા નહિ. કાચનો સામાન પણ મોંઘો થઇ પડયો. ચીમની કે લેમ્પ લેવા જઇએ તો તે પણ મોંઘાં. કારણ હવે એક પૈસાનું માટીનું કોડીયુ અને દીવેલ તો ચાલે નહિ। આ પ્રમાણે આપણો બધો આધાર પરદેશી વસ્તુઓ ઉપર આપણે રાખ્યો, તો તેનો ખરો અનુભવ આ વખતેજ આપણને થયો છે।

× × × ×

બીજુ તો ઠીક પણ આપણે દવાઓ પણ વિલાયતીજ જોઇએ દેશી દવાઓ તો હમ્બગ મનાય। એટલે તે પીવામા તો નુકશાનજ થાય એમ માની બેઠા એટલે દવાઓના ચાર્જ પણ ભાર ઘણા ખર્ચ્યા વગર ચાલેજ નહિ જે તાવ એક પૈમાના કરીયાતા ને કારીઆરીથી મટે તેજ તાવ ઉતરવાને માટે પાંચ પચાસનુ બીલ ડાકટરનુ ચુકવવુ પડે. આ બધી ફેશન છે, અને તે ફેશનનુ દુઃખ આપણને આ લડાઇમા જણાયુ છે.

× × × ×

સને ૧૯૧૨ માં વૈદ્યોનો કાયદો થયો. તેમાં જેમણે વિલાયતી દવાઓની કોલેજોમાં અભ્યાસ કરી સરટીફીકેટ મેળવ્યું હોય તેમને નોંધવા, અને તેમનાંજ મરટીફીકેટ કે તેમનુંજ કહેવું પ્રમાણભૂત મનાય એવું નક્કી કર્યું તેમાં "વૈદ્યોને ન છાજતી વર્તણુક" વાળા વૈદ્યોનાં નામ રજીસ્ટરમાંથી કાઢી નાંખવા એવી એક કલમ છે. તેમા "ન છાજતી વર્તણુક" એટલે દેશી આયુર્વેદિક વૈદક કે હકીમી વૈદક સાથે સંબંધ રાખવો એ પણ ન છાજતી વર્તણુક ગણાવા લાગી. આથી મુંબાઇ, પ્રભુરામ આયુર્વેદિક કોલેજના પ્રીન્સીપાલ ડૉ પોપટ પ્રભુરામભાઇ એલ. એમ. એન્ડ એસ. ને પણ નોટીસ અપાઇ. નિર્ણય થયો નહોતો, આથી સ્વદેશ ભક્ત ઓનરેબલ શ્રીમાન વિઠ્ઠલભાઇ ઝવેરભાઇ પટેલે-મુંબાઇની ધારાસભામાં આ કાયદામા સુધારો કરવાનો ખરડો રજુ કર્યો અને તેમાં 'ન છાજતી વર્તણુક.' એ શબ્દોમાં આયુર્વેદ અને યુનાની વૈદક સાથે સબંધ રાખનારનો તેમાં સમાવેશ થવો જોઇએ નહિ. એવો કાયદામાં સુધારો કરવાનો મુખ્ય મુદ્દો હતો.

હવે આ ખરડા માટે મત આપવા ડૉ. રાવ અને ડૉ. નરીમાનને નિમ્યા. અને તેમણે વિરૂદ્ધજ મત આપ્યો. ઘણા સભાસદોના તરફેણમાં મત હતા પણ ઘણા મતે આ ખરડો પહેલી વારના વાંચનમાથીજ રદ થયો.

આ ખરડો ધારાસભામાં લાવવા માટે ઓન. શ્રીમાન પરેલે આયુર્વેદ અને વૈદો તથા હકીમોની ઘણીજ સેવા ઉઠાવી છે એમ કહીએ તો ચાલે. અને આયુર્વેદ માટે હાલના સુધરેલા જમાનામા પણ ઘણા ઓનરેબલ મેમ્બરોએ પોતાનો તેની તરફેણમાં જે મત આપ્યો છે તે ખરેખર આવકારદાયક છે આ માટે અમે ઓન. શ્રીમાન પરેલનો ખરા અંતઃકરણથી આભાર માનીએ છીએ અને ત્યાર પછી ડૉ. પોપટ ઉપરની નોટીસ, મેડીકલ કૌંસીલે રદ કરી છે અને ડૉ. પોપટરામભાઇને રજીસ્ટરમા નોંધેલા કાયમ રાખ્યા છે.

કોઇ પણ વસ્તુના ગુણ દોષ તે વસ્તુનો અનુભવ કર્યા વગર કહી શકાતા નથી અને કદાચ કોઇ કહે તો તે મિથ્યા સમજવા. ડૉ. નરીમાન અને ડૉ. રાવ જો કે તેઓ યુરોપિયન તો નહોતા પણ દેશીજ હતા. તોપણ આયુર્વેદ અને વૈદો માટે વિરૂદ્ધ મત આપ્યો તે ઠીક ન કર્યું. તેમણે જો આયુર્વેદનો કે યુનાની વૈદકનો અભ્યાસ કર્યો હોત અને પછી વિરૂદ્ધ મત આપ્યો હોત તો અમને કાંઇ ન લાગત આયુર્વેદને માટે હીંદના નામદાર વાઇસરોય લોર્ડ હાર્ડિંગ તેમજ જનરલ પારડી સ્યુકીસ તેમજ ઘણા યુરોપિયન ડૉકટરો ઉંચો મત ધરાવે છે જો કે હાલની ફેશનબંધ દવા જેવી દવાઓ દેખાતી નથી પણ ગુણમાં તો ચઢી જાય તેમ છે.

× × × ×

ભલે યુરોપિયન પ્રજાને તેમજ યુરોપિયન રીતરિવાજ અને ખાનપાનનુ સેવન કરનારાને વિલાયતિ દવાઓ પથ્ય આવે, પણ જેઓનો ખોરાક વનસ્પતિનો છે, જેમને માટે હિંદમાંજ પાકતું અનાજ—ઘઉ, ચોખા, દાળ, બાજરી કે શાક પાનાદિક ઉપયોગી છે તેમને માટે તો હિંદમાંજ ઉગેલી વનસ્પતિની દવાઓ ઘણીજ ગુણકારક છે. અને દેશી દવાઓજ તેમને માટે તો અસરકારક છે.

જો દેશી દવાઓનો લોકો છુટથી ઉપયોગ કરતા હોત તો આજે લડાઇના વખતમાં વિદેશી દવાઓના ભાવ ત્રણ ચાર ઘણા વધી ગયા છે તેનો તેમને ડર રહેત નહિ. કેમકે, જેમ ખોરાકને માટે તેમને પોતાનાજ દેશમા પાકતા અનાજ ઉપર આધાર રાખવો પડે છે તેમજ દવાઓ પણ પોતાનાજ દેશમાં પાકતી વનસ્પતિનીજ તેઓ વાપરી શકત.

હજુ પણ અમારી ભલામણ છે કે દરેક માણસે છુટથી દેશી વનસ્પતિનીજ દવાઓ વાપરતા શીખવું અને તેનો ઉપયોગ કરવો. જે શરીર હીંદમા પાકેલા અનાજથી પોષાયલું છે તેમને તો તેજ દવાઓ અસર કરી શકશે જેમને તેનો અનુભવ ન હોય તેમને ખાત્રી કરવા અમારી ખાસ ભલામણ છે.

× × × ×

કેટલીક વનસ્પતિ એવી છે કે જે આપણા આંગણામાંજ ઉગેલી હોય છે છતાં તેના ગુણની આપણને ખબર હોતી નથી તેજ વનસ્પતિનો ઉપયોગ કરવાથી ઘણા મહાન ગણાતા રોગો મટે છે અને ડૉકટરોનાં હજારોનાં બીલ ચુકવવા પડતા નથી.

આપણે જેમ આપણા શરીરના પોષણને માટે અન્ન વસ્ત્રની કાળજી રાખવાની છે તેવીજ રીતે સાધારણ ઘરગતુ દવાઓની પણ કાળજી રાખવાની છે. તેમજ સાધારણ ઘરગતુ વનસ્પતિઓના ગુણ દોષોનું જ્ઞાન મેળવવાની પણ કાળજી રાખવાની છે પહેલાં સાધારણ દરદોમાં ડૉકટરને કે વૈદને શોધવા જવાની જરૂર પડતી નહોતી પણ તે ઘરગતુ વનસ્પતિના ઉપચારોથીજ મટતા અને તેવા સાધારણ રોગો મટાડવાનુ જ્ઞાન તો તે વખતે ઘરના દરેક માણસને હતુંજ. આજની પેઠે નહોતું કે સ્હેજે ઉદરસ થતાં ડૉકટર પાસે દોડવું. અને ડૉકટર કહે કે મને ક્ષયના ચિન્હ જણાય છે, કે તે સાંભળી ગભરાઇ જઇએ છીએ.

તે વખતે બાળક પાંચ વર્ષનું થાય ત્યાં સુધી તેને માટે બાળક માંદુ થાય કે તરત તેની મા દવા, પાતી અને ઓસડીઆની પેટી પાસેજ રાખતી, નહીં કે બાળ વૈદ્ય પાસે દોડી જતી. સાધારણ ઝાડા, ઉલટી, તાવ કે ઉધરસ થતાં તેની તો ઘેર ચિકિત્સા થતી અને તેથી રોગો મટી પણ જતા અને મરણનું પ્રમાણ પણ તે વખત ઓછુ હતું.

× × × ×

આ પ્રમાણે ઘરગતુ દવાઓની માહીતી તો દરેક માણસને હોવીજ જોઇએ અને તેથી અમે આ વર્ષે બનશે તો અમારા ભેટના પુસ્તક તરીકે ઘરગતુ દવાઓનુંજ પુસ્તક આપીશું કે જેમાં સાધારણ ઓળખી શકાય તેવી વનસ્પતિના ગુણ દોષ અને તેનો કયા રોગમા કેવી રીતે ઉપયોગ કરવો તથા સાધારણ દરદો અને તે ઉત્પન્ન થવાનું કારણ, તે ઓળખવાનાં ચિન્હો અને તે ઘરગતુ વનસ્પતિની કેવી દવાઓથી મટી શકે આ વિગેરે ઉપયોગી માહીતી તેમાં આવશે કે જે માણસ માત્રને ઉપયોગી થઇ પડશે.

× × × ×

લડાઇના અંગે જેમ અન્ન વસ્ત્ર અને વિલાયતી દવાઓ મોંઘી થઇ પડી છે તેમ કાચને કાગળો પણ મોંઘા થઇ પડયા છે. આપણે ગાડરીઆ પ્રવાહની માફક એક કપડાંની મીલ કાઢી તેની પાછળ હજારો શેઠીઆઓએ કાપડનીજ મીલો કાઢી પણ તે સિવાય કાચ બનાવવાનું કારખાનું કે કાગળ બનાવવાનું કારખાનું કે એવીજ રીતે પરદેશથી કરોડો રૂપીઆની આવતી વસ્તુઓ બનાવવાના કારખાનાં ન કાઢયાં. આજે હીંદ કરતાં ઘણુંજ નાનું સરખુ જાપાન પણ પોતાના હુન્નર ઉદ્યોગના બળે તાલેવાન થઇ પડયું. અને જ્યારે આપણને લડાઇને લીધે મોંઘવારી વગેરેની હાડમારી ભોગવવી પડે છે તેવીજ રીતે જાપાનને લડાઇને લીધે પોતાની વસ્તુઓ જથાબંધ ખપવાને લીધે કરોડોની કમાઇ થઇ પડી છે. હજુ પણ આપણે જો હુન્નરો-ઉદ્યોગો ખીલવવા તરફ ધ્યાન દોરીએ તો કાંઇ વહી ગયું નથી.

× × × ×

કાગળોની મોંઘવારીમાં અમારે શી રીતે પહોંચી વળવું એનો અમે વિચારજ કરીએ છીએ. આજે ભાગ્યોદયમા જે કાગળો વપરાય છે તે કાગળો ૩ થી ૪ રૂપીએ રીમ મળતા હતા અને અમે તે બુક વર્કમાં વાપરતા પણ નહિ. તેજ કાગળોના આજે પંદર સોળ ને સત્તર રૂપીઆ એક રીમના આપવા પડે છે, અને તે પણ જોઇતો માલ મળે નહિ. હવે સોળ સત્તર રૂપીએ રીમના કાગળો વાપરી અમે બે રૂપીઆના લવાજમમાં શુ કમાઇ જઇએ છીએ તેનો આપજ વિચાર કરશો.

× × × ×

લડાઇના અંગે રેલ્વેના ગાડી ભાડાં વધી ગયાં, તેમ ઘણા ન્યુસપેપરવાળાઓએ પોતાનાં કદ નાના કર્યાં, કેટલાએ લવાજમ વધાર્યું. પણ હજુ અમે તેમાનું કાંઇ કર્યું નથી. લવાજમ વધારવું એ તો અમને ઠીક લાગતુ નથી કારણ કે ખર્ચ દરેકને વધી ગયુ છે. જો કે અમારા ગ્રાહકો લવાજમ વધારે આપવા ખુશી છે એવું અમે ઘણાના પત્રો આવવાથી જાણ્યું છે પણ હાલ મોંઘવારીના વખતમાં દરેકને ખર્ચ વધેલુ હોવાથી લવાજમ વધારે આપવું પાલવે તેમ નથી અને તેથી અમે લવાજમ પણ વધારવા ઇચ્છતા નથી પણ જો ગ્રાહકો અમને નવા ગ્રાહકો વધારી આપવા પ્રયત્ન કરશે તો લાખી નકલોથી કાંઇક ખર્ચનો બચાવ થશે. આશા રાખીએ છીએ કે આપ તે પ્રતિ લક્ષ આપશો

× × × ×

સ્વરાજ્ય યાને હોમરૂલની ચળવળ ચલાવનાર મીસીસ એનીબિસેંટને નામદાર સરકારે મુક્તિ બક્ષીને હીંદી પ્રજાના અવાજને માન આપ્યુ છે. જેથી આપણે ખરેખર આ મહાન રાજ્યના આભારી છીએ હજુ પણ મુસલમાન આગેવાન મી. મહમદઅલી અને શૌકતઅલીને મુક્ત કર-

વામાં આવ્યા નથી. અને તેથી ઠેકાણે ઠેકાણે તેમને મુક્ત કરવાને સભાઓ થાય છે. આશા છે કે સરકાર તેઓને પણ છુટા કરશે.

હીંદી પ્રધાન મી. મોન્ટેગુ ડીસેંબરમા હીંદમાં પધારશે. અને તે વખતે સર્વત્ર શાંતિ ફેલાય તથા આપણે શું શુ જોઇએ છીએ તે આપણે તેમને શાંતપણે જણાવી શકીએ તે માટે આપણને તેઓશ્રીએ જે તક આપી છે તે તકનો લાભ આપણે પુરો પુરો લેવો જોઇએ.

હોમરૂલને માટે આજકાલ આખા દેશમાં ચળવળ ચાલી રહી છે. ઠેકાણે ઠેકાણે તેના મેમ્બરો થાય છે. અમદાવાદ ગુજરાત સભા તરફથી એક અરજી મહાત્મા શ્રીમાન મોહનદાસ કર્મચંદ ગાંધીના ઉદ્દેશાનુસાર ઘડવામા આવી છે અને તે ઉપર દરેક ગામે ગામે જઈ ત્યાંના માણસોની સહીઓ કરાવવાનુ કામ ચાલે છે તે અરજીઓ હિંદી પ્રધાન આવતા માસમા જ્યારે અહીં આવશે ત્યારે તેમને આપવાની છે. અમે આશા રાખીએ છીએ કે તેનું પરિણામ સારૂંજ આવશે

× × × ×

હોમરૂલ માગનારાઓ પોતાને માટે જેવી હોમરૂલની માગણી કરે છે તેવીજ રીતે અંગ્રેજી રાજ્ય પ્રત્યે વફાદાર રહી અને આ લડાઇમાં આપણા મહાન રાજ્યનો જય થાય તેને માટે બનતી મદદ આપશે તેમજ હીંદી પ્રધાન આવે તે વખતે હીંદમા સર્વત્ર શાંતિ પ્રસારવા યોગ્ય યત્ન કરશે એવી અમે આશા રાખીએ છીયે. કોઇ પણ કાર્ય શાંતપણે કરવાથી સારૂં અને ઉત્તમ થઇ શકે છે અને તેથી આપણે પણ શાતપણે આપણી માગણીઓ હિંદી પ્રધાન પાસે રજુ કરવી જોઇએ કે જેથી તેનુ શુભ પરિણામ આવી શકે.

આવતા માસમા કલકત્તામાં મળનારી ઓલ ઇંડિયા કોંગ્રેસના પ્રમુખ તરીકે મીસીસ એનિબીસેન્ટને ચુટી કાઢવાં છે. તેમનો ફોટો અમે ગયા મહીનાના પુંઠા ઉપર આપ્યો હતો. આ અંકમાં રાજ્ય અને પ્રજાના પ્રિય, આપણા આગેવાન સ્વ. શ્રીમાન ગોખલેનો ફોટો આપ્યો છે.

# व्यापार धंधामां विजय मेळववा माटे संकल्पनो उपयोग.

( અનુસંધાન અગષ્ટના પાન ૨૨૪ થી )

મનુષ્ય એ ચુમ્બક છે. જેમ લોહચુમ્બક લોહને આકર્ષિ શકે છે, તેમ મનુષ્ય પોતાના સંકલ્પવડે દ્રવ્યને પોતાના પ્રતિ આકર્ષિ શકે છે તેની બળ યા નિર્બળતા કે ધન મળવું તે આધાર તેના ચુમ્બક શક્તિના જ્ઞાન અને તેના વિકાસે તથા ઇચ્છા શક્તિને અનુરૂપ વિકાસે છે. તમને કદાચ ખબર ન હોય પણ તમારી વાતચીત કરવાની રીત, કે બીજી દરેક રીતભાતની સાથે તમારી સફળતા કે નિષ્ફળતાનો ઘણોજ આધાર છે. કારણ કે, તમારી સફળતાનો ઘોડો ઘણો આધાર એ વાત ઉપર છે કે, તમે બીજાઓના પર કેટલો પ્રભાવ પાડી શકો છો અને તેમના વિચારોને કેટલે અંશે તમે તમારે વશ વર્ત્તાવી શકો છો. તમારા પોતાના વિષયમાં તો જાણે તમારી પોતાની સમ્મતિ પર આધાર રાખવો એ અતિ આવશ્યક છે, તો પણ તમારા બોલવા ઉપર અન્યને વિશ્વાસ પડવો જોઇએ અને અન્યના ઉપર તમારો પ્રભાવ પડવો જોઇએ તેવા જો તમે થઇ શકતા નથી, તો પછી તેટલી તમને નિષ્ફળતા મળે છે જડ માણસની માફક કે એક ઝાડના ઠુંઠાની માફક શુન્ય મુન્ય અન્યના આગળ બેસી રહેવાથી બીજાના ઉપર તમારો પ્રભાવ પડતો નથી. અન્ય તમને મૂર્ખ તુલ્ય સમજે છે, અને તે પ્રમાણે તમારી સ્થિતિ જોઇ અન્ય મનુષ્યો તમારી દરેક વાત પ્રભાવહીન અને વ્યર્થ સમજે છે મતલબ કે તમારૂં બોલવું ચાલવું એ તેમના કોઇ હિસાબમાં હોતું નથી. એટલે તમારો પ્રભાવ અન્યના ઉપર પડી શકતો નથી.

તમે ઉભા હો તે વખતે કે ચાલતા હો તે વખતે બરોબર સીધા ઉભા રહેવું, ખભાને સંકોચી પાછળની બાજુ રાખવા તેથી છાતીનો ભાગ આગળ નીકળેલો જણાશે માથું પણ જરા

પાછળની બાજુ રાખવું એથી જગતને તમે બરાબર સન્મુખ જોઈ શકશો. તમારો સઘળો ભાગ પગની આગલી આંગળીઓ પર રાખો, આ પ્રમાણે ઉભા રહેવાની કે ચાલવાની ટેવ પાડતાં સમજજો કે તમે હવે પ્રભાવશાળી થયા છો. પહેલા જ્યારે તમે જડ તુલ્ય જણાતા હતા તે હવે બળવાન, સ્ફુર્તિમાન, પ્રભાવશાળી અને આકર્ષણ શક્તિ સપન્ન જણાશો.

આ પછી સંકલ્પ કરો કે તમારી શક્તિ તમારા ગ્રાહક કે વ્યાપારી ઉપર પ્રભાવ પાડી શકે છે. જ્યારે તમે બોલો છો ત્યારે તમારા શબ્દોદ્વારા તમારી શક્તિ તેના ઉપર પ્રભાવ પાડી શકે છે. ઇચ્છા કરો કે તમારા ધ્વનિનો અવાજ તમારી ચુમ્બક શક્તિ અને મહાન આકાંક્ષાઓને બીજાના તરફ પહોંચાડી શકે છે તે બીજા પુરુષ અથવા સ્ત્રીની અનુયુક્ત માનસિકતા ઉપર જઈને અથડાશે, અને તે વ્યક્તિના જાણવા વગર પણ તમારા વિચાર અને ભાવનો પ્રભાવ તેના ઉપર પડી જશે. આ પ્રકારે તમારી સંકલ્પ શક્તિ ખીલતાં તમે ઉચ્ચ સ્થાન ઉપર આરૂઢ થઈ જશો. અને તમે પ્રભાવશાલી જણાશો અને જ્યાં સંકલ્પ શક્તિનો પૂરેપૂરો ઉદ્ભવ થશે ત્યાં તો તમે સૂર્યનાં કિરણોની માફક તમારી શક્તિનાં કિરણો ફેલાશે. અને ધાર્યું કામ કરી શકશો અને દરેક કાર્ય તમે ઘણીજ સહેલાઇથી સિદ્ધ કરી શકશો

મનુષ્ય માત્રમા આ શક્તિ રહેલી હોય છે પણ તેને જ્યાં સુધી કેળવવામા આવતી નથી ત્યાં સુધી તે કટાયલા લોઢાની માફક નિરૂપયોગી થઇને પડી રહે છે, પણ જેમ કટાયલી તરવારને ઘસીને ધારવાળી કરતાં તેનો ઉપયોગ થઇ શકે છે તેવી રીતે આ શક્તિને કેળવીને તેનો ઉપયોગ કરતાં મનુષ્યને આ જગતમા કાંઇ ખામી રહેતી જ નથી

સંકલ્પશક્તિ એ ચુમ્બકવત્ છે. જેમ સમુદ્રમા મોટા મોટા ચુમ્બકના પહાડો, મોટાં મોટાં વહાણોને પોતાના પ્રતિ આકર્ષિ ક્ષણવારમા તેનો નાશ કરે છે, તેવી રીતે તમે પણ તમારી સંકલ્પ શક્તિવડે *આ જગતમાથી અનર્ગળ ધનને મેળવી શકો છો.*

સંકલ્પ શક્તિથી મનુષ્યની વાણી ઉપર અન્ય મનુષ્યો આકર્ષાય છે. તેના બોલવા પ્રતિ અન્યને શ્રદ્ધા ચોટે છે અને જેથી તેનો વ્યાપાર ઘણોજ ખીલે છે. તેને ઘરાકી પણ ઘણી હોય છે. જો મનુષ્યો આ લેખમાં જણાવ્યા પ્રમાણે પોતાનામાજ રહેલા સામર્થ્યનો વિકાસ કરવા લક્ષ આપશે તો પછી આ જગતમા દુખ એવી વસ્તુ તેમને માટે રહેશેજ નહિ

મનુષ્યના અંતરમાં સર્વ શક્તિઓના નિવાસસ્થાન આત્મા પ્રકાશે છે તેમની પાસે જવા પ્રયત્ન કરવો જોઇએ. અન્ય માર્ગે જતા મન અને ઇન્દ્રિયોને આત્મ પ્રદેશમા એકાગ્ર કરવાનો પ્રયત્ન કરવો અને તે બીજા માર્ગે વળે નહિ તેની સાવધાનતા રાખવી. આમ રોજ અભ્યાસ કરતાં-આપણે આત્મ સામર્થ્યનો અનુભવ થાય છે અને તે પછી મનુષ્યને આ સંસારમા જ સ્વર્ગતુલ્ય આનંદ અને સુખ મળી શકે છે.

આજે મનુષ્યો વ્યવહારને સિદ્ધ કરવાને માટે જે કમરકસીને પ્રયત્ન કરે છે, તેટલો જ પ્રયત્ન જો આ શક્તિને ખીલવવા માટે કરતા હોત તો આજે જેટલા દુખોનો તેમને અનુભવ થાય છે તેનો સ્વપ્ને પણ તેમને ખ્યાલ ન આવત. અને સતત આનંદ અને સુખજ મળ્યાં કરત પણ તેટલો પ્રયત્ન કોઇ કરતું નથી. જાણે છે કે આત્મપ્રદેશમા વૃત્તિઓને એકાગ્ર કરવાથી આત્મ સામર્થ્યનો અનુભવ થાય છે પણ તે આચારમાં ઉતારવા યત્ન કરતા નથી. અને જ્યાં સુધી જાણેલું આચારમાં ઉતારતા નથી ત્યા સુધી તેના ફળનો અનુભવ થતો નથી. હમેશાં વાતોથી વડાં થતાં નથી; તેમ વિચાર કર્યા કરવાથી કે આળસુ થઇ વાતો કર્યા કરવાથી કાંઇ વળવાનું નહિ, પણ જો કોઈ પણ કાર્યને સિદ્ધ કરવું હોય તો પ્રયત્ન કરવો જ જોઇએ. તેમ આપણે પણ જો દૈવિ સામર્થ્યનો અનુભવ કરવો હોય તો તે મેળવવા માટે વૃત્તિઓને એકાગ્ર કરી આત્મપ્રદેશમાં વાળવા-પ્રયત્ન કરવો જોઇએ. અને હૃદય અને મનને પવિત્ર રાખવું જોઇએ.

આપણે પુસ્તકોમાં વાંચીએ છીએ કે અમુક કરવાથી અમુક ફળ મળે છે, પણ જ્યાં સુધી તે કામ કરતા નથી, ત્યાં સુધી તે ફળ મળતુંજ નથી. કોઇ પણ ફળને માટે તો પ્રયત્નની અપેક્ષા હોય છેજ. કદાચ્ કોઇ છાનોમાનો આળસુ થઇ બેસી રહી માત્ર સંકલ્પ ઉપરથીજ ધનનો ઢગલો આપણી આગળ પડે તેવી આશા રાખે તો તે વ્યર્થ છે. સંકલ્પદ્વારા કાર્ય સિદ્ધ થાય છે એ વાત સાચી છે પણ તેમાં પ્રેરણા અનુસાર કાર્ય કરવાનું હોય છે. અને જો કાર્ય ન કરીએ ને પછી ફળની આશા રાખીએ તો તે નકામી છે. માટે દરેક મનુષ્યે હમેશાં કોઇ પણ કાર્યની સિદ્ધિ માટે સતત્ પ્રયત્ન કરવો જ જોઇએ.

આપણે પણ જો સંકલ્પ શક્તિ વડે વ્યાપારમાં સફળતા મેળવવા ઇચ્છતા હોઇએ તો, આપણે પણ આ લેખમાં બતાવેલા માર્ગે પ્રયત્ન કરવો જ જોઇએ. આ લેખમાં સંક્ષિપ્તમાં જે બોધ આપ્યો છે તે પ્રમાણે વર્તવાથી વ્યાપારમાં સફળતા મળવાનીજ. પણ તેનો આધાર તમારા પ્રયત્ન ઉપર છે. તમે જેટલે અંશે તે પ્રયત્નમાં ઉતારશો તેટલે અંશે તમને તેમાં વિજય મળશેજ.

આ જગતમાં જો તમને એમ લાગે કે તમે દુખી કે દરિદ્રી છો તો જરૂર આ લેખમાં બતાવેલા માર્ગે પ્રયાણ કરજો. જો તમે સુખી હો અને અખંડ સુખશાંતિને ઇચ્છતા હો તો જરૂર આ લેખમાં બતાવેલા માર્ગે વળજો તો તમે સુખ, આનંદ અને શાંતિમાં નિમગ્ન રહેશો તમારાં વ્યાવહારિક કાર્યો સિદ્ધ થશે. ધન મળશે અને તેમની સાથે આધ્યાત્મિક પ્રદેશમાં પણ તમે વિજય મેળવી શકશો.

---

# ज्यांथी मळे त्यांथी सत्य ज्ञान मेळवो.

( લેખક શ્રીયુત અમૃતલાલ સુંદરજી પઢિયાર. )

દેવતાનો અંગારો બાવળનો છે કે સુખડનો છે ? તે સામે ન જુઓ તેમજ ઉપદેશકની જાત ભાત સામે ન જુઓ પણ તેનો ઉપદેશ આપણને કામ લાગે તેવો છે કે નહિ ? એ સામે જુઓ.

હાલના વખતમાં વિદ્યાની વૃદ્ધિ થવાથી જુદી જુદી જાતના તથા જુદા જુદા ધર્મના ઉપદેશકો ઉપદેશ આપવા બહાર પડે છે જેમકે કેટલેક ઠેકાણે ખ્રીસ્તી ધર્મના પાદરીઓ ધર્મનો ઉપદેશ કરે છે. કેટલેક ઠેકાણે મુસલમાન ધર્મના મૌલવીઓ પોતાના ધર્મનો ઉપદેશ કરે છે, કેટલેક ઠેકાણે આર્યસમાજીઓ પોતાના સિદ્ધાંતોનો ઉપદેશ કરે છે.

કેટલેક ઠેકાણે બ્રહ્મસમાજવાળા પોતાનો એકેશ્વરવાદ ફેલાવવાનો ઉપદેશ કરે છે, કેટલેક ઠેકાણે જૈન બંધુ જીવદયાનો ઉપદેશ કરે છે, કેટલેક ઠેકાણે શંકરાચાર્યના વેદાંતના સિદ્ધાંતો સમજાવવામાં આવે છે, કેટલેક ઠેકાણે બૌદ્ધધર્મના સિદ્ધાંતોનો ઉપદેશ કરવામાં આવે છે, કેટલેક ઠેકાણે વૈષ્ણવ ધર્મનો ઉપદેશ કરવામાં આવે છે, અને કેટલેક ઠેકાણે દુનિયાના કોઇ પણ ધર્મ ન માનવાનો ઉપદેશ કરવામાં આવે છે. એ બધા ઉપદેશકોમાં કોઇ ઉપદેશક બ્રાહ્મણ હોય છે, કોઇ સાધુ હોય છે, કોઇ ગૃહસ્થ હોય્ છે, કોઇ ઉતરતી ગણાતી જાતિના હોય છે, કોઇ દેશના હોય છે ને કોઇ પરદેશના હોય છે. આની રીતે જુદી જુદી જાતના તથા જુદા જુદા ધર્મના ઉપદેશકોનું સૈન્ય બહુ વધેલું છે, તેથી એ જોઇને ઘણા લોકોને એમ લાગે છે કે, આમાં કોની વાત સાચી ને કોની વાત ખોટી ? કોનો ઉપદેશ માનવો ને કોનો ઉપદેશ ન માનવો ? આવી રીતે ઘણા માણસોને પોતાના મનમાંથી બહુ વિચાર થઇ પડે છે. તેના સમાધાન માટે વિદ્વાનો કહે છે કે,–

દેવતાનો અંગારો બાવળનો છે, કે બોરડીનો છે, કે ખાખરાનો છે, કે સુખડનો છે ? એ

સામે આપણે જોવાનું નથી, પણ એ અંગારો અત્યારે ગરમી આપી શકે છે કે કેમ? તેજ જોવાનું છે. જે માણસને ખરેખરી ટાઢ વાતી હોય ને એ ટાઢ દૂર કરવા ઇચ્છતા હોય તે માણસ કોઇ દેવતાના અંગારાની જાત જોયા કરવામાં રહી જાય નહીં તેમજ જે માણસને સત્ય જાણવાની જિજ્ઞાસા થઇ છે, જે માણસને ધર્મ ઉપર પ્રેમ આવ્યો છે, જે માણસ પોતાની જીંદગી સુધારવા ઇચ્છે છે, જે માણસ પોતાની ફરજો સમજવા તલપી રહેલ છે, અને સત્ય સમજવા માટે જે માણસનો આત્મા અંદરથી ધક્કા મારે છે, તે માણસ કોઇ ઉપદેશકની જાત ભાત જોવામાં રહી જાય નહીં, પણ તે તો જ્યાંથી પોતાને જ્ઞાન મળે, જ્યાંથી પોતાને ગરમી મળે, ત્યાંથી તે લેવા તૈયારજ હોય છે. કારણ કે એવા જાગેલા માણસોને મતમતાંતર સાથે કે જાત ભાત સાથે કામ હોતું નથી, પણ તેઓને તો પોતાના અંતરના ખુલાસા સાથે કામ હોય છે. તેથી જે કોઇથી પોતાના હૃદયના સંશયો મટે ને અંતરના ખુલાસા થાય તેનો ઉપદેશ તેઓ સાંભળે છે પોતાના બાપના કુવામાં ખારૂં પાણી હોય અને થોડે દૂર બાજુમાં બીજા નવા ખોદાવેલા કુવામાં મીઠું પાણી હોય તો તેઓ નવા કુવાનું ચોકખું પાણી પીવાનુજ પસંદ કરે છે, પણ બાપનો કુવો છે માટે તેનું ખારૂં પાણી પીવાજ કરવું જોઇએ એ વાત તેઓ માનતા નથી. પણ એને બદલે જે અજ્ઞાની માણસો છે તે ખારા મીઠા પાણી સામે જોતા નથી, પણ બાપના કુવા સામે જોયા કરે છે?? એવા માણસો બીજા ઉપદેશકોના સત્ય ઉપદેશનો પણ લાભ લઇ શકતા નથી, માટે એવા સાંકડાપણામાં નહીં રહી જતા આપણે એમ વિચાર કરવો જોઇએ,—

હમણાં આપણે જે ઉપદેશ સાંભળ્યો તે ઉપદેશ આપણા અંતઃકરણને ગમે તેવો છે કે નહીં? તે ઉપદેશ આપણા ધર્મના મૂળ સિદ્ધાંતોને અનુકુળ છે કે નહીં? તે ઉપદેશ દેશકાળને અનુકુળ છે કે નહીં? તે ઉપદેશ પ્રજાની આબાદી વધારનારો છે કે નહીં? તે ઉપદેશ લોકોનાં બંધનો ઓછાં કરનારો છે કે નહીં? તે ઉપદેશ આત્માનું બળ સમજાવનારો છે કે નહીં? તે ઉપદેશ શુદ્ધ અંતઃકરણમાંથી નીકળેલો છે કે નહીં? તે ઉપદેશ હાલના વખતમાં આપણી જીંદગી સુધારવામાં કામ લાગી શકે તેવો છે કે નહીં? તે ઉપદેશ આપણને કુદરતના ઘોરી તરફ ખેંચનારો છે કે નહીં? તે ઉપદેશ મહાત્માઓ કબુલ રાખે તેવો છે કે નહીં? અને તે ઉપદેશ રોકડીઓ ધર્મ શીખવનારો છે કે ઉધાર હસવો આપનારો છે? તેનો પ્રથમ વિચાર કરવો. અને જો એ બધી બાબતોમાં આપણી એમ ખાતરી થાય કે, એ ઉપદેશ આપણા કામનો છે, તો પછી ઉપદેશકોની જાત ભાત કે ધર્મ સામે, અથવા દેશી પરદેશીપણા સામે જોવામાં રહી જશોમાં પણ જે ઉપદેશ તમારા અંતરાત્માને ગમી જાય તેજ સ્વીકારવા ખુલ્લું દિલ રાખીને સદાય તૈયાર રહેજો કારણકે ઉપર કહેલા બધા સવાલોનું સમાધાન થઇ જાય તેવા ઉપદેશમાં જરૂર કાંઇક ખાસ ખુબી હોય છે. તેમાં જરૂર કાંઇક સત્ય હોય છે. તેમાં બીજા ઉપદેશો કરતાં જરૂર કાંઇક વિશેષતા હોય છે. એ એમ ન હોય તો તે ઉપદેશ અંતરાત્મા સુધી પહોંચી શકેજ નહીં, અને હૃદયના સંશયો મટાડી શકેજ નહીં. માટે જે ઉપદેશથી આટલી બધી અસર થાય તે ઉપદેશમાં જરૂર કાંઇક ખાસ માલ છે, એમ સમજી તે ગ્રહણ કરવાની કોશિશ કરો. તે ગ્રહણ કરવાની કોશિશ કરો, અને જાત ભાત જોવામાં રહી જાઓ માં, પણ સત્ય સામે જુઓ, સત્ય સામે જુઓ.

---

પ્લેગવાળા દરદી—પપીતા Ignatianની હોમીઓપથીક દવા લેવાથી પ્લેગના દરદી સાજા થાય છે. પ્લેગ થયો કે તુરતજ આ દવા લેવાથી જલદી ને અવસ્ય મટે છે. ઇગ્નેશીઆની હોમીઓપથીક દવા ટીંક્ચર, મોટી ગોળીઓ, ભૂકી ને ઝીણી ગોળીઓના રૂપમાં હોય છે. તે ૩ x ના પાવરની સાધારણ રીતે વપરાય છે, ને કોઇ પણ રીતે તે પાવરમા ઝેર હોતું નથી. મોટા માણસને ૩ x નું ડાઇલ્યુશનના દરેક કલાકે બે ટીપાં અથવા એક મોટી ગોળી, અથવા એક ઘઉં ભાર ભૂકી, અથવા પાંચ ઝીણી ગોળીઓ લેવાની હોય છે. ડાઇલ્યુશનના ટીપા એક ચમચા પાણીમાં લેવાનું ને ગોળીઓ જીભ ઉપર એમને એમ મૂકવાની હોય છે.

પપીતા—એ અરબી શબ્દ છે તેનું સંસ્કૃત નામ જાણમાં નથી. તેના ધરટઇન્ડીઝ—સુમાત્રા, બોર્નીઓ, જાવા-અને ફીલીપાઇન ટાપુઓમાં નાનાં ઝાડ થાય છે. તે ઝાડનાં બીજોરા જેવાં કડવા ફળ થાય છે દરેક ફળમાં ૨૪ બીજ હોય છે. આ બીજને Ignatia Beans પપીતા કહે છે પપીતાના ઝાડ ઝેરકચોલાના ઝાડના વર્ગનાં એટલે લોગેનીએશીઆઇ વર્ગનાં છે બંનેમાંથી સ્ટ્રીકનીઆ નીકળે છે પપીતામાંથી ઝેરકચોલા કરતાં વધારે સ્ટ્રીકનીઆ નીકળે તેથી તે જર્મની આયાત થતા હતાં ને ત્યાંથી યુનાની વૈદોના ઉપયોગ માટે આપણા દેશમાં આવતા હતાં. યુનાની વૈદક ગ્રંથ 'મગઝનલ અદવિયા' માં તેના ગુણોના વર્ણનમાં તે શરીરમાંથી ને જમીનગાંથી ઝેર કાઢી નાખે છે એમ લખ્યું છે ડૉક્ટર ખોરી પોતાના મટીરીઆ મેડીકા ઓષધી ગુણવર્ણન—ગ્રંથમાં તે પ્લેગમાં ઉપયોગી છે એમ લખે છે.

પ્લેગ અટકાવવાને તથા મટાડવાને પપીતા, અનુભવસિદ્ધ હોવાથી તેનો ઘણા લોક ઉપયોગ કરે છે ૨૬ અને થીમ તો ડૉક્ટરો ને વકીલો, અધિકારીઓ ને કારકુનો, હિંદુ ને મુસલમાનો, પારસીઓ ને ક્રીશ્ચીઅનો પ્લેગથી બચવાને પપીતા બાંધે છે. કારખાના ને મીલોના માલીકોએ પોતાના કારીગરોને પપીતા બાંધવા મફત આપ્યા છે પપીતાનો ઉપાય સરળ ને જોખમ વિનાનો હોવાથી ઘણાઓ તેનો ઉપયોગ રાજી ખુશીથી કરે છે. નેપાળાને બદલે દ્રાક્ષથી જુલાબ કરવા જેવો આ ઉપાય હોવાથી આ ઉપાયને કંઇ પણ ઢીલ કે બેદરકારી કર્યા વિના કરવો જોઇએ. કેટલાક લોક પ્લેગ લાગુ પડે છે કે તુરત પપીતા બાંધે છે તેમણે આ ઉપાય અગાડથી યોજવો જોઇએ તેમ છતા અગાઉથી ના બાંધ્યા હોય તો તુરત બાંધવાને હોમીઓપથીક ઇગ્નેશીઆનીજ દવા લેવી કે આરામ થાય. પપીતાનો પ્લેગના અટકાવ માટે શ્રીમંતોએ, સરકારે, રાજાઓએ, ઠાકોરોએ, મ્યુનિસીપાલીટીઓએ, લોકલબોર્ડો, સેનીટરી મંડળોએ, મીલો ને કારખાનાના માલીકોએ, રેલ્વેખાતાવાળાએ, લશ્કરના અધિપતિઓએ, પોલીસ ને જુદા જુદા વડાઓએ, અનાથાશ્રમોના વ્યવસ્થાપકોએ; કોલેજો, સ્કુલોને હોસ્ટેલના વડાઓએ ઉપયોગ કરવો, અને બાંધ્યા પછી ૭ દીવસ પછી કોઇને પ્લેગ લાગુ પડ્યાનું જણાય તેની યાદી કરવી, ને તેના સબંધમાં રીપોર્ટ કરવાની જરૂર છે, કે જેથી ઘણા લોકને લાભ થાય. પપીતા બાંધ્યા પછી ૭ દિવસ પછી પ્લેગ થયેલા માણસોના નામ ઠામ બરોબર ને નિષ્પક્ષપાતે મને જણાવવામા આવશે તેમનો હું મોટો આભારી થઇશ.

સૂચના—પપીતા ગાંધીને ત્યાંથી મળશે ન મળે તો અમને લખવાથી પડતર કીંમતે મોકલીશું. પત્ર સાથે ૦-૨-૦ ની ટીકીટ મોકલવી. વી. પી થશે નહિ.

તંત્રી-ભાગ્યોદય અમદાવાદ.

---

# मरकी-प्लेग-अग्नीरोहीणी.

(લેખક વકીલ નંદરામ પ્રાગજી નાગેશ્રી)
(ગતાંકથી ચાલુ.)

(૪) તાવ ઉતારનાર અને પસીનો લાવનારી દવાઓ જેવી કે એન્ટીપીન, ફેનાસીટીન, એન્ટીપાયરીન ઇત્યાદી દરદીને પ્રતિકુળ અસર કરે છે માટે તે વાપરી દરદીનો જલદી અંત લાવવાનું સાહસ કરશો નહિ. પ્લેગ એ એક એવો રોગ છે કે જેમા દરદીની શક્તિ તદ્દન જતી રહે છે માટે આવી દવાઓ વાપરી તેનામા કુદરતે જે થોડી ઘણી શક્તિ રહેવા દીધી છે તેટલી તમે કાઢી નાંખશો માં.

સને ૧૮૮૦ ના વૈદકશાસ્ત્રના કર્તા ડૉ૦ એટકીન કહે છે કે—

(૫) હાલની તાજી શોધે પ્લેગની દવામા કંઇ પણ સુધારો કર્યો નથી.

ડૉ૦ હેનીન બર્ગર જણાવે છે કે આર્મીનીયન લોકો પ્રભુનાં નામ લેતા ફેરવવામા આવતી માળામા ઘુગનીશીયા (પપીતા)નાં બીયા નાખી પહેરતા તેથી તથા આ બીયાની દવાથી કોન્સ્ટેન્ટી નોપલની ઇસ્પીતાલમા ઘણા દર્દીઓ બચ્યા ને તેમણે ઘણું સારૂં નામ મેળવ્યું. પ્લેગ ઉપર આ દવા "ઘુગનીશીયા ફેબા" (પપીતા—આ સબંધી, જુદો લેખ છે તે વાંચો.) એક અકસીર દવા છે એમ કહેવામા કંઇ હરકત નથી.

## આજસુધીના અનુભવનો ઉલ્લેખ.

—આ રોગ વિષે આપણી પાસે જે જે ઇતિહાસ મોજુદ છે તે ઉપરથી જણાય છે કે

(૧) આ રોગ ઉંદર અને મચ્છર વીષજન્ય છે (૨) તે ચેપી રોગ છે (૩) તાવ ફેફસાનો વરમ, ભ્રમ, બેશુદ્ધી, સનીપાત, મગજનો વરમ, આતરડાંને હોજરીમાં વીકૃતી તેથી ઉલટી, શરીરમાં લોહીના બીગાડથી, અત્યંત ગરમી બગલ-જાંઘ-ગળાની આસપાસ સંધીમાં ગાંઠનું ઉપડવું. તેમા અગ્નિના જેવી દાહ, ન્યુમોનીઆના કારણથી અસાધારણ અશક્તિ થઇ આવી એ ઉપદ્રવ દર્શાવનારો જંતુજન્ય આ રોગ છે (૪) ફેફસાં, મગજ અને લોહીપર વીષમય અસર કરતા હોવાથી જલ્દી મૃત્યુ લાવનારો, અસાધ્ય આ રોગ છે. (૫) આ રોગમાં મરણની સંખ્યા સેંકડે ૫૦ ટકાથી ઓછી ભાગ્યેજ હોય છે. ઘાતકી સ્વરૂપમાં ૮૦ ટકા મરણનું પ્રમાણ આવે છે (૬) આ ઘાતકી રોગમાથી બચવાને "ઔષધશાસ્ત્ર હજી વિજયવંત નીવડયું નથી અને જે લોકોએ આ રોગના ઇતિહાસનો કાળજીપૂર્વક અભ્યાસ કરી જાતે અનુભવ મેળવી આ રોગ સબંધે જે જે કાંઇ જણાવ્યુ છે તે તેની ખરેખર સાક્ષી અથવા જુબાની છે વળી (૭) ચીકત્સાશાસ્ત્રના કોશમાં ડૉ૦ કોપલેન્ડ કહે છે કે—"અત્યાર સુધી મરકીની દવા તદન ઉંટવૈદ છે" - અને તે લેખાગુ જેવું છે, તેમજ (૮) ૧૮૩૫ માં ઇજીપ્તમા પ્રવર્તેલા આ રોગના દર્દીઓના ઇતિહાસનું અવલોકન કરતા જણાય છે કે—

(૧) સખ્ત જુલાબ આપવો (૨) ફસ ખોલાવવી (૩) સખ્ત ઉપાયો લેવા એ તદન ભૂલભરેલું અને નુકશાનકારક છે.

બંગાળાના સેનેટરી કમીશનર ડૉ૦ ડાયસન જણાવે છે કે—

ડૉ૦ જે૦ એફ પેન લખે છે કે—

(૬) એક વખત આ રોગ લાગુ થયા બાદ કોઇ પણ જાતની ખાસ દવા કરવાની રીત અસરકારક માલુમ પડી નથી તેવીજ રીતે જાપાનની કીયાટો પાઠશાળાના પ્રોફેસર ડૉ૦ એ૦ સ્યુબલ લખે છે કે—

(૭) પ્લેગની દવા રોગીના લક્ષણો ઉપર આધાર રાખે છે અને કમભાગ્યે તે ફતેહની થોડીજ આશા આપે છે.

**ત્રીજો દરજ્જો**—૧ બગલ, જાંગ, ગળુ અગર શરીરના બીજા ભાગોમાં ગાંઠો અથવા સોજો ૨. કે કરતાં વધારે દરદીઓમાં ગાંઠ દેખાય છે તે ઘણે ભાગે જાંગ અને બગલના ભાગમાં થાય છે અને કવચીત નીચલા જડબાની અણીપર અથવા કંઠમાળની જગ્યાપર-ગરદનપર-કોણી-ઘુંટણ પર કવીચીત થાય છે, ૩ તાવ આવ્યા પછી ૧-૨-૩ ને કવચીત ચોથે દિવસે ગાંઠ દેખાય છે. ૪ સખ્ત પ્લેગમાં તે એકદમ વધી મોટી થાય છે, ગાંઠ પાકે ને તેમા પરૂ થાય તો દરદીની બચવાની આશા બંધાય છે.

**ચોથો દરજ્જો**—૧ દરદી સુધરતો જાય છે, ૨ તાવ નરમ પડે છે, ૩ પસીનો વળવા માંડે છે, ૪ નાડીમા જોર આવે છે, ૫ વધારે ચાલતી નરમ પડે છે ને મીનીટે ૯૯ થી ૧૦૦ ધબકારા થાય છે, ૬ બેચેની ઓછી થઇ સ્ફુરતી આવતી જાય છે, ૭ ઘેનમાં હોય તો વધારે ચકોર બને છે, ૮ ચહેરો અસલ સ્થીતીપર આવે છે, ૯ આખની રતાશ ઓછી થતી જાય છે, ૧૦ જીભમા અમી આવી સાફ થતી જાય છે, ૧૧ પેશાબ વધતો જાય છે, ૧૨ ગાંઠ વખતે પાકતી જાય છે, ૧૩ શક્તિ આવતી જાય છે, ભુખ વધે છે.

**પાંચમો દરજ્જો**—૧ રોગ મટતો જઈ શક્તિ આવતી જાય છે. ૨ ગાંઠો પાકી પૂરી થઈ જાય છે. ૩ ન્યુમોનીઆ (ફેફસામા વરમ થયો હોય તેવા) વાળા દરદીને સુધરતા વાર લાગે છે ૪ વહેલામાં વહેલી એક અઠવાડીએથી આરામ થતો જણાય છે ૫ આ દરજ્જે જે દરદી સારા થવાના હોય તેનામાજ જોવામા આવે છે

ઉપરની સઘળી હીસ્ટરીથી અનુભવ થાય છે કેઃ—

**પ્લેગનું કારણ અને ઇજા**—૧ આ રોગ ઉંદર અને મચ્છરના વીષજન્ય વીકીયાનો છે. ૨ આ રોગમાં હદ બહાર શરીરમાં ગરમી થાય છે. ૩ શરીરનું રક્ત વીષજન્ય છે ૪ ફેફસામાં વરમ થવાથી ન્યુમોનીઆ થાય છે અને અશક્તિ આવે છે. ૫ મગજમાં વરમ થવાથી સન્નીપાત થાય છે. ૬ લીવર અને યકૃત અથવા આંતરડાં બગડવાથી ઝાડા અને ઉલટી થાય છે. ૭ ઉંદરના વીષના કારણથી રક્ત બગડી ગાંઠો થાય છે ૮ મચ્છરના દંશદ્વારા તે શરીરમા દાખલ થયું હોવાથી ન્યુમોનીઆ અને સન્નીપાતને ઉત્પન્ન કરતો ટાઢીયા તાવ સાથે તે પ્રવર્તે છે.

ઉપરનાં કારણોથી આ રોગ પર અસર કરનાર ઉપચારો ઉપર જણાવેલી ઇજાને દબાવનાર નીચેના લક્ષણોવાળી જોઇએ.

**પ્લેગમાં કેવા પ્રકારની દવા અસર કરે**—૧ ઝેરી જતુના વીષનો નાશ કરનાર, ૨ લોહીને સુધારનાર. ૩ તાવને હઠાવનાર, ૪ ઉંદરના વીષનો ખાસ નાશ કરનાર, ૫ શક્તિ આપનાર, ૬ નીંદ્રા લાવનાર, ૭ સન્નીપાત તથા ન્યુમોનીઆને હઠાવનાર, ૮ ગરમી દાહને શાંત કરનાર ઠંડી. ૯ શ્વાસોશ્વાસને યોગ્ય ચલાવનાર, ૧૦ ઝાડા ઉલટીને બંધ કરનાર, ૧૧ સાફ દસ્ત લાવનાર.

**અકસીર જણાયેલી દેશીદવાઓ**—દેશી ૧ શીપંખ, ૨ સુપાકની, ૩ ઊંદરી, ૪ મેંદીના બી,૫ કુકડવેલ, ૬ કાસોદી, ૭ તકલવણી, ૮ મામેઝરો, ૯ કમળનુ શરબત, ૧૦ બરફ, ૧૧ અફીણની પોટીસ ૧૨ સરસડાની છાલ, ૧૩ ઘોડાની લાદ, ૧૪ મીઠું, ૧૫ બીલાડીનુ અસ્થી, ૧૬ સાકરીયા ચુનાનું પાણી, ૧૭ વજ્રાદિ ચૂર્ણ. આ દવાઓ ઊંદર, મચ્છરના વીષના નાશ માટે તથા ને તાવ માટે તથા લોહી સુધારવા માટે અકસીર છે.

૧ **શીપંખ**—શીપંખના મૂળ તોલો ૦। અથવા રસ તોલા બે, સાકર તોલા પાંચ, દર્દના જોર પ્રમાણે દિવસમા ત્રણ વખત આપવું.

શીપંખમાં તમામ ઝેરનો નાશ કરવાનો ગુણ રહેલો છે. સર્પના ઝેરને પણ તે જલદી હણે છે. લોહી સુધારવાનો તેમાં ગુણ છે. શીળસના ઉપડતાં ઢામડાંને તથા યકૃત બરોલના દોષને અને ઉંદરના વીષની વીકીયાને તથા તાવને તે અવશ્ય મટાડે છે. દસ્ત સાફ લાવે છે. (અપૂર્ણ.)

# સર્પ દંશના ઉપાયો.

(સંગ્રહ કરી લખનાર વસનજી દ. નાયક )

(૧) રીસામણીનું મૂળ પાણીમાં ઘસીને ચોપડવું અને હાથે પણ ચોપડવાથી અગર બાંધવાથી સર્પ કરડવાનો ભય રહેતો નથી.

(૨) વાંઝીઆ કંટોળાનો હીસો કંદ બે ત્રણ રૂપીઆભાર કરડેલા માણસને ખવાડવો અને ગાયના મુતરમાં ઘસીને લેપ કરવો.

સુચના—એનો કંદ ચોમાસામાં મળે છે માટે તે જ્યાં હોય ત્યાંથી લાવી રૂપીઆભારના કકડા કરી માટીના વાસણમાં ગાય કે બકરીના મુતરમાં નાંખી સાત દીવસ સુરજના તાપે તપાવવું અને જરૂર પડે ઉપયોગ કરવો.

(૩) વેવડીનુ મૂળ પાણીમાં ઘસી પીવરાવવું, નૈસ્ય આપવું, આંજવુ, ચોપડવું.

(૪) નોરવેલનાં મૂળ પાણીમા ઘસી સર્પદંશ અગર બીજા ઝેરી પ્રાણીના દંશ ઉપર લેપ કાય છે, અને તેના પાનનો સ્વરસ ૦ તોલો તથા બીજ ૪ ગ્રેન પાણીમા વાટી પીવાથી વીષની થતી અસર અટકે છે.

સુચના—નોરવેલ (સં.) અર્કસુલા તેના છોડ વેલાના આકારમાં થાય છે એના વેલા ગુંબજની આસપાસ થાય છે અને એનાં પાન ઝાડીને અંતરે હોય છે. ઉપપાન હોતાં નથી, એની વાસ કડવાસયુક્ત ઉગ્ર હોય છે.

(૫) લસણના રસમાં સમુદ્રફળ ઘસીને આખમાં આંજવું, અને સમુદ્રફળ નંગ ૧ લઈ ગાયના મુતરમાં ઘસી પીવરાવવું. સમુદ્રફળ જામફળ જેવુ હોય છે

(૬) ગળોને પાણીમાં વાટી પાવી. (૨) તથા ઈંદ્રવરણાના મૂળ પાનમા ઘાલીને ખવરાવવાં.

(૭) ધોળા અઘેડી અને (૨) આકડાના મૂળ પાણીમાં ઘસી પાવા.

(૮) વાંઝણી કંકોડીનુ મૂળ પાણીમાં ઘસી પાવુ તથા દંશઉપર લેપ કરવો.

(૯) કુતરી નામનાં ઘાસનો રસ પાવો (૨) કડવી નાઈનો કંદ પાણીમાં ઘસી પાવો

(૧૦) ભયકર હાલતના દરદીને અરીઠાનુ પાણી પાઈ ઉલટી કરાવવી જેથી વીષ ઉલટી વાટે નીકળી જશે.

(૧૧) સર્પ દંશેલા માણસને વીષની અસર શરીરમા વધારે થતી અટકાવવા માટે સાત આઠ ઇંચે ઉપરના ભાગે સખત પાટો બાધવો. પછી જખમ ચીરી અંદર "પરમેંગટ ઓફ પાટાસ" ભરવો બાદ લોહી વહેવા દઈ તરતનો તાજો કેળના ઝાડનો રસ ૧ પ્યાલો કાઢી પાઈ દેવો. પછી જખમ ધોઈ દરદીને આમતેમ ચલાવવો. બીજે દીવસે પાટો ઘોઈ નાખવો.

(૧૨) લીંબડાનાં પાન ચવરાવવા. જો ઝેર ચઢયુ હશે તો પાન કડવાં લાગશે નહિ, માટે જ્યાં સુધી પાન કડવા લાગે ત્યાસુધી ચવરાવવાં અને અતરડાસનો રસ પણ પાવો. પાન તથા રસ કડવાં લાગે કે ઝેર ઉતર્યું સમજવું

(૧૩) સર્પદંશ કે તરત ઝેર ન પ્રસરવા માટે ઉપર સખત પાટો બાધવો અને લીંમત કરી દેવતાનો અંગારા દંશમાં દાબી દેવા જેથી ઝેર બળી જશે

છેવટ સુચના-સર્પદંશ કે તરત ઉપયા પ્રયત્નો કરાવવા છતાં ફાયદો ન જણાય તો મર્પ ઉતારનાર પાસાઓ કહેવાય છે તેનાથી કામ લેવાથી સારું પરિણામ આવશે

---

# પ્લેગની દવા.

પ્લેગ એ કષ્ટસાધ્ય અને અસાધ્ય રોગ મનાય છે. એ રોગ માટે કેટલાક વખત ઉપર સાલ્વેશન આર્મી અર્થાત્ મુક્તિફોજ સંપ્રદાયના કેટલાક અધિકારીઓએ ટિંચર ઑફ આયોડિન નામની અંગ્રેજી દવાનાં ઘણાંજ વખાણ કર્યા હતા. આ દવાના પ્રયોગથી ઘણા પ્લેગના કેસ સારા થાય છે. મુક્તિફોજના મુખ્ય આચાર્ય ડૉ૮. બુથ ટકર મનાય છે પોતાના

વર્ત્તમાનપત્રોમાં આ દવાના સબંધમાં એક પત્રમાં તેમણે લખ્યું છે કે-મુબાઇમાં પ્લેગ રીસર્ચ લેબોરેટરી નામની જે પ્લેગ સબંધી રસાયનશાળા છે તેના મુખ્ય ઓફીસર સાહેબ મેજર લિસ્ટને પણ આ દવાને પ્લેગનાશક બતાવી છે. આ દવાથી ૧૦૦ કેસમાંથી ૮૦ રોગી જરૂર બચી જાય છે તે દવાનો ઉપયોગ કરતાં લાહોરમાં ૧૩૬ માણસે ૧૨૬ બચ્યા હતા ને ૧૪ મરી ગયા હતા, ડેરાનાનકમાં ૨૬૬ માંથી ૨૬૦ બચ્યા હતા આ દવાના વિષયમાં પંજાબના ચીફ પ્લેગ મેડીકલ આફીસર સાહેબના એક સરક્યુલરની નકલ પણ ટકરસાહેબે પ્રસીદ્ધ કરી છે તેમા લખ્યુ છે કે, પા છટાક પાણીમાં આ દવા ( ટીચર આયોડીન ) નુ એક ટીપું નાંખી મિશ્ર કરી દર બબે કલાકે રોગીને પાવુ જોઇએ અને સવારે તથા સાંજે આ દવા ગાંઠપર પણ લગાવવી તેથી પ્લેગના ઘણા કેસ સારા થાય છે

આવા પ્લેગના ખરા સમયમાં આ દવા અજમાયશ કરવાની અમારી સર્વને ભલામણ છે

વળી જનરલ મુખ્ય ટકરસાહેબ કહે છે કે પ્લેગ ચાલતો હોય તે વખતે રોજ એક બે ટીપાં ટીચર આયોડીન પાણીમા મિશ્ર કરી સવાર સાંજ લેવાથી પ્લેગ થતો નથી. (અમદાવાદમાં કેટલાક ડૉકટરોએ આ દવા અજમાવતાં સારૂં પરીણામ આવ્યુ છે. )

## प्लेगनो उपाय.

( લે૦–કૃષ્ણારામ ભવાનીશંકર વૈદ્ય )

ભારતવાસી બ્હેનો અને બધુઓ ! આજકાલ અમુક સ્થળે પ્લેગ સંભળાય. આવા દુર્ઘટ વખતમાં મનુષ્યની અને દ્રવ્યની પાયમાલી ઘણી થાય છે. મન અચિંત્ય રહે છે. મ્હારી માન્યતા પ્રમાણે અને અનુભવમાં સારો નીવડેલ ઉપાય ગરીબજનસાથી થઇ શકે તેવો જનસેવામાં રજુ કરૂ છુ. આ ઉપાય ગોરખીવાળા મહારાજ હરિદર્શનાનંદજીએ બતાવેલો. ઘણોજ ફળપ્રદ નીવડયો છે.

ઉપાય—મરકીના રોગને અટકાવવા અને થયા પછી આરામ કરવાને નીચેની દવા ઉત્તમ છે.

| | | | |
|---|---|---|---|
| (૧) લીંબડાની અંતરછાલ | ૪ ભાર | (૭) લીંબડાનાં કમળીયાં | ૪ ભાર |
| (૨) નાગકેસર | ૪ ભાર | (૮) ધોળાં તીખાં | ૪ ભાર |
| (૩) લીંબડાની ગળો | ૪ ભાર | (૯) કડવી લીસોડી | ૪ ભાર |
| (૪) આંબાહળદર | ૪ ભાર | (૧૦) કડવી નૈ | ૪ ભાર |
| (૫) ઝીપટાના મૂળ | ૪ ભાર | (૧૧) ખેરસાર | ૪ ભાર |
| (૬) બોરડીનાં મૂળ | ૪ ભાર | (૧૨) મજીઠ | ૪ ભાર |

એ બધા વસાણાંને દસ શેર પાણીમાં ઉકાળી એક શેર પાણી રહે ત્યારે ઉતારી ગાળી લઇ સીસો ભરી તેમાથી એક ભાર સાંજ સવાર બે રૂપીઆભાર તાજા ઘીમાં મેળવી પીવાથી રોગીને આરામ થાય છે. અને રોગ વીનાને તેનું સેવન કરવાથી મરકીના ભુમલાથી બચી શકે છે.

ઉપાય બીજો—ઝરતા લીંબડાનો રસ રૂપીઆ બેભાર ત્રણ વખત પીવાથી દરદીને સારો ફાયદો થાય છે ઉપરનો ઉપાય ન બની શકે તો આ ઉપાય કરવો. મરકી વખતમા સાજાએ પીવાથી પણ લાભ છે.

### ગાંઠ બેસાડવાનો અગર ફોડવાનો ઉપાય.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આકડાનુ દૂધ શેર | ૧ | માણસનાં હાડકા | ૫ ભાર | લીંડીપીપર | ૨ ભાર |
| પીળીઓ રેચ | ૨ ભાર | મણશીલ | ૫ ભાર | ખાખરાનાં મૂળ | ૫ ભાર |
| બેસો ગુગળ | ૪ ભાર | બાજરીનો લોટ | ૫ ભાર | સીંદુર | ૫ ભાર |

એ નવ ચીજો વાટીને ચોપડવાથી આરામ થાય છે. ગાંઠ ફોડવા વીચાર હોય તો તેમાં વડાગરૂ મીઠું ૫ ભાર, સાજીખાર ૫ ભાર અને રકષ્ણ ૫ ભાર ઉપલી દવામાં મેળવી શેક કરવાથી ફુટે છે.

(૩) કાઠીયાવાડ ટાઇમ્સ તા ૫-૪-૫ બુધવાર ડોકટર હેટર પણ જણાવે છે કે મરકી સામેના ઉપાયમાં લીંબડાના પાંદડાં દરરોજ ઘરના દરેક ખડમા બારી બારણાં બધ કરી બાળી તેનો ધુમાડો ફેલાવવો લીંબડાનાં બીયાનું તેલ મરકીનાં જતુને મારી નાંખવાનો ગુણ ધરાવે છે.

# दगडी पाषाणभेद

( ગતાંક પાને ૧૯૭ થી ચાલુ )

(લી વૈદ્ય દુર્લભદાસ હરજીવનદાસ મુ. રાધનપુરવાળા)

૧૨ પાષાણભષ્મ તોલા ૧૦, ખારો પાપડીઓ તો. ૫, બાવળની છાલી શેર ૧; ખારો તથા બાવળની છાલી ખાંડી પાણી શેર ૨ મેળવી ઉકાળવું. તોલા ૧૦ રહે એટલે ગાળી લેવું. તેમાં મધ તો ૧૦, પાષાણભષ્મ તો. ૧૦ મીશ્ર કરી આંખમાં અંજન તરીકે ઉપયોગ કરવો.

૧૩ પાષાણભષ્મ રતલ ૫, ચીરોડીનો ચુનો રતલ ૧, એસીડ કારબોલીક કોમરસીયલ ૨ ઔંસ, પોટાશ પરમેગેનીસ ૧ દ્રામ; ગુલાબી રંગ ૧ દ્રામ, આ સર્વને મીશ્રીત કરી જર્મી સાઇડ (જંતુનાશક) પાવડર તરીકે ઘરના સંડાસ, મોરીઓ વગેરે ઠેકાણે છાંટવા. મ્યુનીસીપાલીટીઓ તથા સેનીટરી ખાતાવાળાઓને ઘણુંજ ઉપયોગી છે.

૧૪ પાષાણભષ્મ તો ૨૦, સોડા બાઇ કાર્બ તો. ૫, પ્લમ્બી એસીટસ તો. ૧, ઝીન્ક ઓકસાઇડ તો. ૨, બેરીયમ સલ્ફ તો. ૧, ઉપરની દરેક વસ્તુઓને ઘી તો. ૨૦ ને સો વખત પાણીએ ધોઇ ખસ, ખરજવાં તથા ગરમીના ચાંદા ઉપર લગાવવાથી થતી બળતરા, ખરજ વિગેરે બંધ થઇ આરામ થાય છે.

૧૫ પાષાણભષ્મ તો. ૧૦, રાળ તો. ૫, મીણ તો. ૫, તેલ તો ૫, બાળેલું લુગડું તો. ૨. ઉપરની સર્વ વસ્તુઓ મીશ્રીત કરી મલમ માફક બનાવી લગાવવાથી ગુમડાં, ચાંદાં, વિગેરે મટે છે.

પાષાણભષ્મ તો ૧૦, રસકપુર તો ૧, કેશોમલ તો.૧, સાકર તો ૨. આ સર્વ વસ્તુને ખરલ કરી ઇંડાના રસમાં ચણા જેવડી ગોળી કરી સવાર, સાંજના બબ્બે ગોળી દુધ સાથે લેવાથી ગરમી વીસ્ફોટક કુષ્ટ વિગેરે મટે છે.

૧૭ પાષાણભષ્મ તો. ૫, વાઇટ વેસેલીન તો. ૫, હાઇડ્રારજીરી ઓક્સીડ ફ્લાવા ગ્રે. ૫, ગુલાબજળ તો. ૫, બધાનો મલમ કરી આંખે આંજવાથી આંખની ઝાંખ, પડળ, તથા શરૂ થતી વેલને જલદી મટાડી શકે છે.

૧૮ પાષાણ તો ૫ અફીણ તો ૦॥ ની ભાવના આપી આદાના રસની સાત ભાવના આપી મુઠામા બાર ચણા જેવડી ગોળીઓ કરવી તે દિવસમાં ત્રણવાર એકેક ખાવાથી સંગ્રહણી, ઝાડા, વિગેરે નાબુદ થાય છે.

૧૯ પાષાણ તો ૫, ને દારૂડીના વચલા દોડાના રસની ૭ સાત ભાવના આપી એક ભાવના ધંતુરાના રસની આપી ચણા જેવડી ગોળીઓ કરી દુધ સાથે ગોળી ૪ ખાવાથી વિર્ય વૃદ્ધી કરી ધાતુને તાકાત આપે છે. વિર્યશ્રાવ થતો પણ મટાડે છે.

૨૦ પાષાણ તો. ૧૦, ગૌમલ તો. ૧, કુકડાના ઇંડાના ખોખાં તો. ૫, સર્વને એકત્ર કરી એક લોટકામા ભરી કપડમટી કરી ભઠ્ઠી એક આપવી સફેદ તામ જેવી ભષ્મ થાય છે. આના એક ૧ રતીથી બે રતી મધ, અથવા ઘીમાં લેવાથી દમ, ધાતુપુષ્ટીને તાવ મારે છે, તથા કડા પડી ગયેલ શરીર ઉપર આપવી.

૨૧ પાષાણ ભષ્મ તો ૧૦, કોકમનું ઘી તો. ૧૦, સુખડ તેલ તો. ૨; ઉપરની ચીજોને એકત્ર મેળવી મલમ કરી તે મલમ હાથ, પગમાં પડતા ચીરાડીયા ઉપર લગાવવાથી આરામ કરેછે.

૨૨ પાષાણ તો. ૫, વરીયાળી તો. ૨, કાળી મુડ. તો. ૫, એકત્ર કરી ઝાડે જતી વખતે ( અર્શ ) મસા ઉપર પાણીમાં બોળવી ઘસવાથી અર્શ મટી જાય છે. આ ઉપાયથી અર્શીઆનાં ત્રણ દરદીને આરામ થયેલ છે.

૨૩ પાષાણભષ્મ તો. ૨૦ ને બરફના પાણીમાં મેળવી સનેપાતના તાવમાં, ગરમીમાં માથા ઉપર લગાવવાથી કોલ્ડવોટરજેટલી ઠંડક કરે છે. સુકાય ત્યારે ફરીથી બરફનું પાણી મેળવવું.

૨૪ પાષાણ તો ૧૦ મેન્થોલીન તો. ૦॥, સોડા બાઇ કાર્બ તો. ૫: ત્રણેને મીશ્ર કરી ગુંદમા રેવડી જેવી નાની ટીકડીઓ કરી, તે ટીકડી પસી બે આનીભારનો પસારો બાળકને પાવો તેથી કુમીરોગ મટી જાય છે.

---

# સુંદરી સાથી. (૨૭૮૨૬)

મંગાવો—તે સ્ત્રીઓના તમામ રોગને માટે અકસિર છે. સ્ત્રીઓનાં કોઈપણ દરદ જેવ કે, લોહીવા, પ્રદર, રક્ત અને શ્વેત જેથી ગુહ્યસ્થાનમાંથી ચીકણું, ધાટી, પીળા મળયુગળી અગર લાલ રંગની લોહી જેવી રસી વહ્યા કરે છે, પેશાબે અગન બળે, હાથ પગના તળીઆમાં, કેડમાં, માથામ અને કોઈ વખતે આખા શરીરમાં સણકા મારે,ફાટ, ચુસ અને કળતર થાય, ઝીણો તાવ હમેશાં આવે શરીર સુકાઈ ધોળી પુણી જેવું થાય, આંખોનું તેજ કમી થાય, દિવસે દિવસે શરીર સુકાઈ બેહાલ થાય અશક્તિ આવે અને કામ ચઈ શકે નહિ, આખો દિવસ કેડ અને માથું ફાટયાં કરે, તાવ ઉધરસ, દમ ખાંસી સોજા, ઉલટી, અરૂચી, માસિક અટકાવ-દસ્તાન સંબંધી તમામ રોગ ગર્ભાશયની પીડા, કસુવાવડ સુવારોગ વિગેરે તમામ રોગ અને આવાં અનેક દરદોના સમુહને આ સુંદરી સાથી. એકદમ મટાડી શકે છે

આ સુંદરીસાથી બાળ, યુવાન, અને વૃદ્ધ દરેક સ્ત્રીએ હમેશાં વાપરવા લાયક છે, જેથી તેઓન તમામ રોગ મટાડી શરીર પુષ્ટ કરે છે દસ્તાનના રોગો થવા પામતા નથી અને ગર્ભાસ્યને ગર્ભ ધારણ કરી શકે તેવું બનાવી પુખ્ત વયે ગર્ભ ધારણ થાય છે પીવામાં સ્વાદિષ્ટ છે. બાટલી ૧ ની કીંમત રૂ. ૧ ત્રણ બાટલીના રૂ ૨-૪-૦ પોષ્ટ ૦-૭-૦. સુંદરીસાથીના ખાસ ગુણ.

૧ નાની બાળકીઓને પાવાથી શરીર પુષ્ટ રાખી યુવાન અવસ્થામાં પ્રદર વિગેરે બાધી થવા દેતું નથી

૨ યુવાન સ્ત્રીઓને પ્રદરના વ્યાધિમાંથી બચાવી ગર્ભાશયને સુધારી ગર્ભધારણ કરી શકે તેવું બનાવે છે

૩ ગર્ભ વખતે પીવાથી અધુરે માસે ગર્ભ પડતો નથી, ગર્ભનું પોષણ કરી પૂર્ણ માસે વિના કષ્ટે પ્રસવ થાય છે. ૪. સુવાવડ પછી પીવાથી સુવા રોગ થતો નથી. બાળકને પુષ્ટ કરે તેવું તંદુરસ્ત ધાવણ બનાવે છે અને બાળકનું ને તેની માતું શરીર પુષ્ટ કરે છે. ૫ સ્ત્રી રોગ તમામ મટાડે છે. હંમેશ પીવાથી સ્ત્રી તંદુરસ્ત રહી શકે છે. પ્રદર વિગેરે વ્યાધી થતા નથી. ૬. વૃદ્ધાવસ્થામાં પીવાથી શરી પુષ્ટ અને તંદુરસ્ત યુવાન જેવું રહે છે, અને વૃદ્ધાવસ્થાને અટકાવે છે. આ માટે હજારો અભિપ્રાયો મળ્ય છે ને હજારો સ્ત્રીઓ તેનો ચાલુ ઉપયોગ કરે છે તેજ તેની ઉત્તમતા છે.

દરેક સ્ત્રીએ બાળકીથી વૃદ્ધ થતા પર્યંત આ બાટલી પાસે રાખવીજ જોઈએ.

**સુંદરી સાથીના સંબંધમાં નવાબશાહથી એન્જીનીયર કલ્યાણજી** અરજણ લખે છે કે આપના તરફથી સુંદરી સાથીની બાટલી ૬ મગાવી અમારી સ્ત્રીને પીવરાવી છે, તેમાં સફેદ પ્રદરન તમામ શાંતિ થઈ છે. હવે શરીરમાં તાકાદ આવી છે. અનેક દરદ એથી શાંત થયાં છે. સુંદરીસાથીન દવાના જે ગુણ આપે દરશાવ્યા છે તે ખરેખર ફાયદાકારક છે હું તનમનથી સરટીફીકેટ આપું છું કે આપ દવા આપ ખરા ગુણવાળી ને કુદરતી સત્તાવાળી દવા બનાવી છે. હજુ મારા મિત્રોને ભલામણ કરું છુ

**ખરવાસાથી પેલાભાઈ ગીરજાશંકર** લખે છે કે, તમારી સુંદરીસાથી દવા મેં મંગાવી વાપરી હતી તેમજ તેના સારા ગુણની વિશેષ હકીકત જનસમુહને સમજાવવામાં આવે છે.

**મુંબાઈથી ત્રવાડી રતીલાલ પ્રભાશંકર** લખે છે કે, તમારી સુંદરીસાથીની બાટલી મોકલી તેથી આરામ છે, તેથી બીજી ત્રણ બાટલી વી. પી. થી મોકલશો દવા ઘણીજ સારી અને ઉત્તમ છે.

**નેરોહથી મણીલાલ દ્વારકાદાસ** લખે છે કે, આપની સુંદરી સાથીની દવાથી અમારી બૈરીને દરદનું આરામ છે. માટે તુરત બીજી ૩ બાટલી વી પી. થી મોકલો રોગ મટવાથી તમારા હકમાં દુવા દઈએ છીએ.

**ટોંક દરબાર હાઈસ્કુલના માસ્તર** છગનલાલ ડાહ્યાભાઈ લખે છે કે, સુંદરી સાથીથી આરામ થયો છે, જે સ્ત્રીનું શરીર સારું ન હોય ને ગર્ભનો બીગાડ હોય તેને આ દવા ગુણકારક છે.

દુવા દિવસમાં ત્રણ વાર અર્ધો અર્ધો ચમચો ચોખાના ધોવરામણ સાથે પીવી. ચરી કોઈ નહિ.

**હવે કેમીકલ વર્કસ—અમદાવાદ, પાંચકુવા ચારરસ્તા ઉપર.**

# જીવન.

એ ખરેખર જીવનજ છે. આ જીવનનો ચાલુ ઉપયોગ કરવાથી દીર્ઘ જીવન પ્રાપ્ત થાય છે, મગજ પુષ્ટ થઇ બુદ્ધિ અને યાદશક્તિ વધે છે, ધાતુગત દોષો મટાડી શરીર પુષ્ટ બનાવે છે. આ જીવનની બનાવટ સર્વોત્તમ હોવાથી આજે સર્વ કોઇના જીવન કરતાં તે ગુણમાં ઉત્તમ જણાયું છે. તેમાં પડતી વસ્તુઓ વનસ્પતિની અને નુકશાન ન કરનાર છે. ખાવામાં સ્વાદિષ્ટ, લ્હેજતદાર અને આરોગ્યને જાથુને માટે ફાયદો બક્ષનાર છે. નબળાઇ, પાંડુ, ખાંસી, ક્ષય, સંગ્રહણી, મરડો, અમ્લપીત તથા ધાતુવિકારના દરદોમાં તેનો ગુણ અનુભવ સિદ્ધ છે. અમે બીજાઓની માફક હલકા ભારી જુદા દર ન રાખતાં માત્ર ભારે-કે જેમાં ભસ્મો અને કિંમતી માત્રાઓ પડે છે તેવી એકજ જાત બનાવીએ છીએ. અને જેનો જનસમુહ છુટથી લાભ લઇ શકે તે માટે વધુ નફો ન લેતાં ખર્ચ જોગજ તેની ૧ રતલવા ડબાની કીમત રૂ.૧-૮-૦ રાખી છે. ત્રણની કીમત રૂ ૪-૦-૦ પોસ્ટેજ જુદું. વિદ્યાર્થીઓ, મગજનું કામ કરનારા, માસ્તરો, વકીલો વિગેરે માનસિક મહેનત કરનારને તો તે અમૃત તુલ્ય છે. ખડરોથી કામેશ્વર નથુરામ લખે છે કે, જીવનથી ઘણો ફાયદો થયો છે.

વ્યાધિ હજાર પણ ઔષધ એક, માત્ર ખીસ્સામાંજ દવાખાનું.

# અમૃત જીવન. (રજીસ્ટર્ડ)

નામની અમૃતમય દવાનો હાલ ઘણા વિદ્વાનો, અને તબીબોએ તથા જનસમાજે તમામ રોગો ઉપર ખાત્રી કરી લાભ મેળવેલો હોવાથી, દરેક ઘરમાં ઘરગતુ દવા થઇ પડી છે. આ દવા પાસે રાખવાથી કોઇ પણ રોગની બીક રાખવાની જરૂર રહેતી નથી, કારણ કે તે શરીરમાં થતા અંદરના અને ...રના રોગોને માટે રામબાણ ઉપાય છે આ દવા જો તમારી જીંદગીનો ખપ કરતા હો તો પાસે રાખજો. તેનાથી, અજીરણ, અતિસાર, હિસ્ટીરીઆ, ઉદરસ, ગરમી, ઉલટી, વા, કમળો, ... દુખાવો, બંધકોશ, નબળાઇ, કોલેરા, કૃમીઆ, ખસ, ગુમડાં, ગોળો ચઢવો, સુક, તાવ દમ, દાંતનો ...ો, દાદર, નપુંષકતા, પ્રમેહ, પ્રદર, પાંડુરોગ, બરોળ, પ્લેગ, માથાનો દુખાવો, મધુપ્રમેહ, ક્ષય, રતવા, નકવો, વીર્ય, દોષ વાળો, સસણી, વરાધ, સધિવા, સુવારોગ, હરસ, હેડકી, હાર્ટડીસીઝ, હળો, હીસ્ટીરીયા, વઇ, દાંત, નાક, કાનના, દરદ સોજા, વીંછી, સાપ, ઉંદર, હડકાયા કુતરાનું ઝેર, કંઠમાળ, દાઝવું, વિગેરે લગભગ તમામ દરદો મટે છે અને તેથી તેનો હાલ દરેક માણસ લાભ લેતા થયા છે. કીં. રૂ ૧.

**હરસ નાશક ગુટિકા**—આ દવા સુકા કે દુખતા, અને દુઝતા હરસને મટાડવામાં રામબાણ કામ કરે છે. ઘણા માણસોએ તેનો ઉપયોગ કરી ખાત્રી કરી છે. ઝાડાવાટે જતા લોહીને તો તે એકજ દિવસમાં બંધ કરી દે છે બહાર નીકળેલા ખુંટા જેવા હરસના મસાને તે એકદમ બેસાડી દેઇ સમા કરે છે. ઓપરેશન કરવાની જરૂર રહેતી નથી, તેમ મટયા પછી ફરી થતા નથી. દસ્ત હમેશાં સાફ આવે છે, ભૂખ કકડીને લાગે છે. અને શરીરને શક્તિ આપે છે. કી. રૂ. ૩-. અનુપાનના ડબાની કીમત : ૨) બનેની કીંમત રૂ. ૫-.) સાથે મતમ મફત

વિદ્યાર્થીઓની બુદ્ધિ અને યાદદાસ્તી વધારનારી દવા.

# મેમોરાઇન. (રજીસ્ટર્ડ)

તેનાથી મગજ ઉપર સારી અસર થાય છે મગજ શાંત અને સ્થિર થાય છે જ્ઞાનેંદ્રિય સતેજ થાય છે. બુદ્ધિ તિવ્ર અને સહેજમાં યાદ રહી શકે તેવી યાદદાસ્ત વધે છે. બાળક ભણવામાં હોશીયાર અને ચાલાક થાય છે શરીર પુષ્ટ બનાવે છે. વીર્ય અને લોહીને વધારી શક્તિ આપે છે નાનાં બાળકો વિદ્યાર્થીઓ, સ્કુલ માસ્તરો અને મગજનું કામ કરનારાઓને માટે મગજને પુષ્ટ કરનાર આ સિવાય બીજુ એક પણ ઔષધ નથી ડબી ૧ ની કીંમત રૂ, ૧-૦-૦ પો. ૦-૫-૦

# સામાજીક, ઐતિહાસિક નવલકથાઓ.

## અને બીજાં ઉપયોગી પુસ્તકો.

**ચક્રવર્તી અશોક**—બૌદ્ધધર્મી મહારાજા અશોકનો સમયની આ ઐતિહાસિક નવીન નવલકથા. લગભગ ૩૫૦ પૃષ્ઠ ને સોનેરી પુઠું કીંમત રૂ. બે.

**આંખેરવાલી એટલે આંખની કણી!** સર રવીન્દ્રનાથ ટાગોરકૃત ઉત્તમ સાંસારિક નવલકથા બે ખંડમાં પુરી થઇ છે. કિંમત રૂ ૧-૧૨-૦

**પ્રેમદાદેવી ઉર્ફે મેરીયા બહેન**—લેખક મોગાસાના સ્હીદ મણિલાલ વિશ્વનાથ પાઠિક. સામાજીક નવલકથા. ડીમી આઠ પેજી ૩૦૦ પાના સોનેરી પુઠું. કિંમત દોઢ રૂપિઓ.

**આત્રોઉર્મિલા યાને આદર્શ આર્યા**—તેજ લેખકની સામાજીક નવલકથા. પાના ૨૫૦. પુઠું સોનેરી. કિંમત સવા રૂપિઓ.

**કુમુદચંદ્ર**—'સરસ્વતીચંદ્ર'ની ધાટીથી લેખક પ્રીતમલાલ મીરજાપાન. ઉત્તમ ને આદરણીય વિચારોની વસ્તુસંકલના. પુઠું સોનેરી કિંમત સવા રૂપિઓ.

**પ્રતાપસિંહ**—(મેવાડના પ્રતાપી મહારાણા) લેખક ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા, સુ રૈ. ૧૬ પેજી પૃષ્ઠ ૪૦૦ લગભગ કિંમત એક રૂપિઓ.

**પાપ અને પશ્ચાત્તાપ**—ભાગ ૧-૨ ભેગા લેખક ઉદેવજી તુલશીરામ ઠક્કર. સામાજીક આદર્શભુત ઉત્તમ ગણાએલી નવલકથા. કિંમત રૂ. દોઢ.

**કુસુમ-કળા**—રેનોલ્ડસના એક નોવેલ ઉપરથી લખાયેલી કિંમત રૂ. અઢી.

**મુકુલમર્દન**—સામાજીક. કર્તા કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ; બી. એ. કિં. રૂ. અર્ધો.

**નીલનેની**—પ્રો. બેઇનની વાર્તા ઉપરથી મધુરભાષામાં ભાષાન્તરકર્તા રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે, બી એ કીંમત આઠ આના.

**દીવાને સાગર** } સાગરના શાયરી, ગઝલો તથા સખરો, પ્રેમભક્તિ અને જ્ઞાનવૈરાગ્યના ભજનોનો સંગ્રહ. 'કલાપીના કેકારવ'ના જેવડા લગભગ ૫૫૦ પૃષ્ટનો દળદાર ગ્રન્થ નારદ 'ભક્તિસૂત્ર'નુ ભાષાન્તર તથા સુફીની પરિભાષાના વિસ્તારી શબ્દકોષ સાથે જાડા ગ્લેઝ કાગળ અને સુંદર છપાઇ તથા પાકી બંધાઇ. કિંમત રૂપીઆ અઢી. ખાસ ઉંચી આવૃત્તિની કિંમત રૂ. ૩-૮-૦

## યૂરોપનો પ્રવાસ (સચિત્ર-૩૪ ચિત્રો.) કિંમત રૂ. બે.

ત્યાંના જુદાં જુદાં સ્થળોના દેખાવોના ખાસ લીધેલાં ૩૪ ચિત્રો; ડેમી આઠ પેજી ૨૫૦ ઉપરાંત પૃષ્ઠ અને પાકું પુઠું. પોતાના પિતા તથા પત્ની સાથે જાતે પ્રવાસ કરીને ૨૦ ભાગમાં લખનાર-રા. રા. દત્તાત્રય ચિંતામણરાવ મુજુમદાર; બી.એ, એલએલ.બી

સ્ત્રીઓ તેમજ બાળકો પણ કંટાળ્યા વગર રસથી આ પુસ્તક વાચતા જણાય છે, ને ઘેર બેઠાં તે દેશ સબંધીનું સત્ય જ્ઞાન મેળવે છે. દરેક લાઇબ્રેરીમાં ખાસ રાખવા જોગ છે.

## જર્મનીની ઉન્નતિ શાથી થઇ?

આ પુસ્તકમા જર્મનીમા વિચારક્રાન્તિ, વેપાર, ઔદ્યોગિક યુગ, જર્મનોનું વિશિષ્ટ લક્ષણ, ધંધાશિક્ષણની શાળાઓ, ઔદ્યોગિક મંડળોની યોજના, કારખાના અને મજુરો સબંધી સરકારે હાથે લીધેલા કાર્યો-જેવા કે રેલ્વે, નહેર, ખેતીવાડી, હુન્નરઉદ્યોગો, પ્રજાભવર્ધન અને 'પ્રાક્સંરક્ષણની યોજના વગેરે, રાષ્ટ્રનો વિસ્તાર તથા દરીઆઇ બળ અને જર્મનીનો પૂર્વ ઇતિહાસ તથા સામાન્ય માહિતી; વગેરે જર્મની વિશે પુરેપુરી માહિતી આપનારા ૨૪ પ્રકરણો છે.

કિંમત ૧-૧૦-૦.

જીવનલાલ અમરશી મહેતા, પીરમશાહરોડ; અમદાવાદ.

# ભાગ્યોદય.

પુસ્તક ૫ મું. ડીસેમ્બર સને ૧૯૧૭, અંક ૧૦ મો.


## સ્વાગત.

આવો સુજબંધુ ! આવો આજ, કહોને પ્રસન્ન તો છોને ?
નિજકુટુંબ સ્નેહી તથા ઐશ્વર્ય-થી સંવર્ધિત તો છોને ?
સઉ વાતે કહોને કુશલ છો પ્રિય ! શરીર મન ને આત્માથી ?
દૃઢ પ્રેમ ભક્તિથી લાગ્યું ચિત્ત, રહે છે ને પરમાત્માથી ?
નિજ સમય તણો સારો ઉપયોગ, સારી રીતે થાયે છે ને ?
નિજ જીવન ઉચ્ચ ઉચ્ચતર નિત્ય, કહો વિકસ્યે જાયે છે ને ?
ગુરુ સાધનથી આ મન માતંગ, ઠેકાણે તો રહે છે ને ?
ગુરુ કરૂણાબલથી આ ભવજંગ, મિથ્યારૂપ મતિ લહે છે ને ?
આ જગમાં આપણું શું કર્તવ્ય, રહે છે ને તે સ્મરણ વિષે !
જે પદ જ્ઞાતવ્ય તથા પ્રાપ્તવ્ય, વહે છે વૃત્તિ તેહ દિશે ?
નિજ બાલક, સ્રીની ઉન્નતિ કાજ, યત્ન તો કરતા રહો છો ને ?
વળી ઉન્નત કરવા લોક સમાજ, તદર્થ યત્ને વહો છો ને ?
નિર્મલને ઉચ્ચ વિચાર પ્રવાહ, વહે છે ને અભ્યંતરમાં ?
આગ્રહ, શ્રદ્ધા, ઉત્સાહ જ્વલંત, રહે છે ને બહિરંતરમાં ?
સઘ દુઃખ ક્લેશ ને ચિંતા માંહ્ય, અવિકળતા ટકી રહે છે ને !
સુખ દુઃખ ભયથી રહી રહિત, અંતર્ ગુરૂ ગુરૂ કહે છે ને ?
આ લૌકિક ભોગની માંહે પ્રેમ-ની રહે છે ને મર્યાદા ?
ને અમર્યાદ ભક્તિને પ્રેમ ગુરૂમાં રહે છે ને વાધ્યા ?
ગુરૂ સેવા, દાન, ધ્યાન ને જ્ઞાન, ઉરથી નથી વિસરાયાંને ?
છોડી સાચા સદ્‌ગુરૂની છાય, બીજે નથી ભરાયાને ?
આ કામ, ક્રોધ, મદ, મોહ, વિકાર,-નો જય કરતા રહો છો ને ?
હાનિકર માર્ગથી બચીને વીર ! સુખપ્રદ માર્ગે વહો છો ને ?
અંતરમાં થાયે અતિ આનંદ, આજ પરસ્પર મળવાથી,
એથી પણ અધિક આનંદ, ઉપેન્દ્ર પદમાં ભળવાથી.

શ્રી. સ.

## पोताने प्राप्त नाना कर्त्तव्यने करनार अल्प सामर्थ्यवान मनुष्यनो जन्म पण सार्थक छे.

(કોઇ એક સમે. એ લય)

એક મંદ પ્રકાશિત તારલિયે કહ્યું તેજ છે મારૂં ઝાંખુ ઘણું,
અને આકાશ દીસે અનંત છતાં પણ નાનું તોયે હું તેજસ્વી અણું.
મારી નાની મર્યાદામાં હુ ચમકી, તેને તેજસ્વી કરીશ બને તેટલી,
મારી ફરજ બજાવીશ પૂર્ણ રીતે, મને શક્તિ પ્રભુએ દીધી જેટલી.
એક સુન્દર ખીલેલા પુષ્પે કહ્યું, મુજ માંહિ સુવાસ છે અલ્પ અતિ.
અને સૃષ્ટિ પ્રદેશ મહાન છતાં પણ, નાનું છતાં શું હું પુષ્પ નથી?
ભલે સમગ્ર સૃષ્ટિ સુવાસિત કરવાનો, વ્યર્થ પ્રયત્ન હું આદરૂં,
(પણ) મુજ આસપાસ મારા નાના પ્રદેશને મારા સુવાસવડે હું ભરૂં
છું હું નાનું છતાં પણ ધારેલું મારૂં, આટલું કાર્ય કરી જો શકું,
તો તો કાંઇ પ્રભુ ન અધિક ઇચ્છશે, બીજું કાર્ય કરાવવું મારા થકુ.
જગના માનવી? શીદ શોક કરે વ્યર્થ તારા આ અલ્પ સામર્થ્ય તણો.
જેટલું તુંથી થાય તું કર તેટલું તો એ જગતને લાભ કરીશ ઘણો.
તને અલ્પ શક્ત ધારી બેસી રહે તું, એવી પ્રભુની ઇચ્છા નથી,
તુજમાં બળ જેટલું છે તેટલું, પણ સારી રીતે વાપરજે મથી.
જો તું એટલું કરીશ તોએ પણ જાણજે, કર્તવ્ય તે તારૂં પૂર્ણ કર્યું,
અને નિશ્ચય માનજે તારા પ્રતિ, પ્રભુ જોશે કહી મુખ સ્મિત ભર્યું.

થી. છ

---

## विषय चिंतनत्यजवा चित्तने बोध.

(ઘર દઇ કરશે વિરાગરે, એ લય.)

ચિત્ત તું ચિંતન છોડરે, આ વિવિધ ભાતિનું,
જીવ પશુને ચિંતન એકજ, બંધનકારક હોડરે; આ૦
કલેશપ્રદ ફલ પ્રકટે નહિ જો, ઉછરે ન ચિંતન છોડરે, આ૦
અતત્વ ચિંતન પ્રતિ સદોદિત, તુજ મુખને મચકોડરે; આ૦
નિશ્ચલ સ્વરૂપ ન ઝળકે જ્યાં ચિંતનની દોડાદોડરે; આ૦
નિર્મલ કરવામાં નથી બીજી, ચિંતન સરખી જોડરે; આ૦
ચિંતનથી છુટીશ ન કરતાં, અન્ય ઉપાય કરોડરે; આ૦

માહું માની તું છોડી દે, બીજી માથા ફોડરે, આ૦
ગુરૂની કળ પામી તું તુજને, આત્મ જ્યોતિથી જોડરે; આ૦
ઉપેન્દ્ર ચિન્જ જ્યોતિમાં અતે, નિશ્ચિંતતાથી પહોડરે, આ૦

શ્રી. ઉ.

# नूतन वर्ष मुवारक.

ઉગ્યો સુવર્ણ સૂરરે.– નવું વર્ષ મુબારક.
પુત્ર મિત્ર કુટુંબીને દારાથી,
સગાં સ્નેહિ અને પ્રભુ કૃપાથી;
થાઓ સુખી વધો નૂરરે– નવું વર્ષ મુબારક.
કીર્તિ પ્રસરો સર્વ દેશ તમારી,
પુષ્પ સુવાસની પેઠે સારી;
રિપુ બનો ચકચૂરરે– નવું વર્ષ મુબારક.
આરોગ્ય જીવન ગાળો નિરંતર.
પ્રાણ અર્પો પ્રિય મિત્રને ખાતર;
કુકર્મથી રહો દૂરરે– નવું વર્ષ મુબારક.
યશ ગૃહો શુભ કાર્યમાં ભારી,
આશિષ ફળજો એજ અમારી.
ભોળા વિચારતું ઉરરે– નવું વર્ષ મુબારક.

ભોળાશંકર પ્રેમજી વ્યાસ.

## श्री शंकराचार्य कृत निर्वाण षटकम्.

( લેખક–રા. શિ. વ્યાસ. અમદાવાદ )

### સમશ્લોકી.

मनोबुद्ध्यहंकार चित्तानिनाहं
न च श्रोत्रजिह्वे न च घ्राण नेत्रे ।
न च व्योम भूमिर्न तेजो न वायु
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ १ ॥

નથી હું મન. બુદ્ધિ ( અ )હંકાર ચિત્ત,
વળી શ્રોત્ર જીહ્‌વા,[1] નથી ઘ્રાણ નેત્ર;[2]
ન આકાશ પૃથ્વી, ન તેજો ન વાયુ,
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું. ( ૧ )

न च प्राण संज्ञो न वै पंचवायू
र्न वा सप्तधातु र्न वा पंचकोशः ।
न वाक्पाणिपादं न चोपस्थपायु
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ २ ॥

ન હું પ્રાણ સંજ્ઞા, નથી પંચ વાયુ,[3]
નથી સપ્તધાતુ,[4] નથી પંચકોશ,[5]
ન વાક્ પાણી પાદ[6] ગુદાલિંગ એ હું,
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું. ( ૨ )

न मे द्वेष रागौ न मे लोभ मोहौ
मदो नैव मे नैव मात्सर्य भावः ।
न धर्मो न चार्थो न कामो न मोक्ष
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ ३ ॥

નથી રાગ દ્વેષ, નથી લોભ મોહ,
નથી મદ કે નાન માત્સર્ય ભાવ,[7]
નથી ધર્મ, અર્થ, નથી કામ, મોક્ષ,
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું. ( ૩ )

न पुण्यं न पापं न सुखं न दुःखं
न मंत्रो न तीर्थं न वेदा न यज्ञाः ।
अहं भोजनं नैव भोज्यं न भोक्ता
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ ४ ॥

નથી પુણ્ય હું, પાપના સુખ દુઃખ,
નથી મંત્ર, ના તીર્થ, ના વેદ યજ્ઞ;
નથી અન્ન કે હું નથી ભોજ્ય[8] ભોક્તા,[9]
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું. ( ૪ )

न मृत्युर्न शंका न मे जाति भेदः
पिता नैव मे नैव माता च जन्म ।
न बंधुर्न मित्रं गुरुर्नैव शिष्य
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ ५ ॥

નથી મુજમાં જાતિ ભેદ ન શંકા,
નથી મા પિતા, ના નથી જન્મ મૃત્યુ;
નથી શિષ્ય ગુરૂ, ન કે બંધુ મિત્ર,
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું ( ૫ )

अहं निर्विकल्पो निराकाररूपी
विभुत्वाच्च सर्वत्र सर्वेन्द्रियाणाम् ।
न चा संगतं नैव मुक्तिर्न मेय
चिदानंदरूपः शिवोहं शिवोहम् ॥ ६ ॥

બધી ઈન્દ્રિયોના વિભુતાપણાથી,[10]
નિરાકારી સૌમાં વિકલ્પો વિનાનો,
નથી હું અસંગી, ન મુક્તિ ન મેય,[11]
પરંતુ ચિદાનંદ શિવરૂપ હું છું. ( ૬ )

---

૧ કાન તથા જીભ ૨ નાક (સુંઘવાનો વિષય નાકનો છે) અને આંખો. ૩ પંચવાયુ પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન આ પાંચ પ્રાણ કહેવાય છે. ૪ રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જન, અને શુક્ર એ સાત ધાતુઓનું સ્થૂળ શરીર બનેલું છે. ૫ અન્નમયકોશ, પ્રાણમયકોશ, મનોમયકોશ, વિજ્ઞાનમયકોશ અને આનંદમયકોશ એવા પાંચ કોશ છે. દરેક કોશ એક રીતની અંદર એટની અંદર બીજો એમ અનુક્રમે આવેલો છે. ૬. વાચા, હાથ, અને પગ. ૭ મત્સરપણાનો ભાવ-અભિમાન ૮ ભોજન કરવા યોગ્ય. ૯ ભોજનનો ઉપભોગ કરનાર–જમનાર. ૧૦ સર્વજ્ઞપણાથી ૧૧ માપી શકાય તેવો

# મનનો સ્વભાવ અને તેની શક્તિ.

મન મનુષ્યના જીવનનો આધાર છે. મનથીજ જુદા જુદા પ્રકારની દશાઓ ઉત્પન્ન થાય છે અને બને છે. અને તે સર્વનું ફળ પણ મનને ભોગવવું પડે છે મોહ અને અજ્ઞાનને ઉત્પન્ન કરવાની તથા સત્યતા અને વાસ્તવિકતાને ઓળખવાની શક્તિયો પણ મનની અંદર હોય છે આપણું જીવન એ એક સાળ રૂપ છે તે ઉપર મનરૂપી સાળવી વિચારરૂપી સુતરથી સારાં ખોટાં કામોરૂપી તાણા અને વાણા બનાવીને ચરિત્રરૂપી વસ્ત્રને બનાવે છે, અને તે વસ્ત્રમાં પોતાને રેશમના કીડાની માફક લપેટી દે છે

મનુષ્ય એ એક એવી જીવધારી વ્યક્તિ છે કે તેનામાં મનની સઘળી શક્તિયો વિદ્યમાન છે અને તેના ઉપર તેનો સંપૂર્ણ અધિકાર છે તે તેનો ફાવે તેવો ઉપયોગ કરી શકે છે. જે કાંઇ મનુષ્યને થાય છે તે સર્વ અનુભવથી થાય છે અને તે અનુભવને વધારવો કે ઘટાડવો તે મનુષ્યના હાથમાં છે મનુષ્યને કોઇ પણ જગ્યાએ બંધનમાં મૂકેલો હોતો નથી, પણ તે જાતેજ અનેક જગ્યાએ પોતાને બંધનમાં નાખી શકે છે અને ધારે તો તે બંધનોમાથી તે ગમે ત્યારે છુટી શકે છે તે પોતાને પશુ સમાન પણ બનાવી શકે છે અને દેવતુલ્ય પણ બનાવી શકે છે. ચાહે તો દુર્જન પણ બની શકે છે અને સજ્જન પણ બની શકે છે. ધારે તો જ્ઞાની પણ બની શકે છે અને અજ્ઞાની પણ બની શકે છે ધારે છે તો મૂર્ખ પણ બની શકે છે. અને બુદ્ધિમાન પણ બની શકે છે. તે પોતાને જેવો બનાવવા ધારે તેવો બની શકે છે. નિરંતર કોઇ પણ કાર્યને કર્યા કરવાથી તે કાર્ય મનુષ્યની એક પ્રકારે ટેવ રૂપ બની શકે છે. અને તેને પ્રયત્ન કરતાં રાજી પણ શકે છે તે પોતાને એવા ભ્રમમાં નાખી શકે છે કે તે એક વાર સત્યને પણ ભૂલી શકે છે પરંતુ તેમાં એ શક્તિ પણ છે કે ભ્રમને એકે એક ટાળીને પાછો સત્યને પ્રાપ્ત કરી શકે. છે

મનનો એવો સ્વભાવ છે કે તેમાં અનેક અવસ્થાઓ ઉત્પન્ન થયા કરે છે, અને તેમાંથી બાહ્ય તેને તે પોતાને માટે પસંદ કરી શકે છે મનમાં એવી એક શક્તિ છે કે તે ગમે તેવી અવસ્થાને બદલી શકે છે અથવા તો તેનો બિલકુલ ત્યાગ પણ કરી શકે છે તે હમેશ એમ કરતો રહે છે કારણ કે રાત દિવસના અભ્યાસથી તેને અવસ્થાઓનુ જ્ઞાન થતું જાય છે.

વિચારોની આંતરિક ક્રિયાઓથી મનુષ્યનું ચરિત્ર અને જીવન બને છે, પણ મનુષ્યમાં એવી શક્તિ છે કે તે પોતાના મનોબળ અને પ્રયત્નથી પ્રક્રિયાઓને બદલી શકે છે ટેવો, નિર્બળતા અને પાપોના બંધન એ મનુષ્યે પોતેજ બાંધેલાં છે અને તેને તેજ તોડી શકે છે તેના સિવાય મનને બીજુ કોઇ વશ કરી શકતું નથી. જો કે તેનો સંબંધ બહારની વસ્તુઓની સાથે જણાય છે, પરંતુ ખરી રીતે તેની સ્થિતિ બહારના પદાર્થોમાં હોતી નથી. બાહ્ય અવસ્થા એ અંતરંગ અવસ્થાને અનુકુળ બને છે અને પ્રગટ થાય છે કાંઇ અંતરંગ અવસ્થા બાહ્ય અવસ્થાને અનુકુળ હોતી નથી. બાહ્ય પદાર્થોમાં લોભ ઉત્પન્ન થતો નથી, પરંતુ તે પદાર્થોની પ્રાપ્તિને માટે મનની વાસના અને કુઇચ્છાઓમાથી ઉત્પન્ન થાય છે આજ પ્રકારે દુઃખ અને શોક પણ બાહ્ય પદાર્થો અને જીવનના બનાવોથી ઉત્પન્ન થતો નથી તેનું મૂળ પણ તે પદાર્થો અને બનાવોની તરફ મનની અશિક્ષિત પ્રવૃત્તિમા હોય છે જે મન સ્વચ્છતાથી કેળવાય છે અને જ્ઞાનથી રક્ષાય છે તે આ કુઇચ્છાઓ અને કુવાસનાઓનો ત્યાગ કરી શકે છે કે જેનો દુઃખની સાથે ગાઢ સબંધ હોય છે એમ કરવાથી તેને જ્ઞાન અને શાંતિ પ્રાપ્ત થઇ જાય છે.

બીજાને ખરાબ કહેવાથી અને બાહ્ય અવસ્થાઓને દુઃખના મૂળરૂપ સમજવાથી દુનિયાનુ દુઃખ અને શોક મટતા નથી, પરંતુ વધે છે. બાહ્ય અવસ્થાએ આંતરિક દશાની છાયા કિંવા પરિણામ રૂપ હોય છે જ્યારે હૃદય શુદ્ધ અને

પવિત્ર થાય છે ત્યારે સમસ્ત બાહ્ય વસ્તુઓ શુદ્ધ અને પવિત્ર થઈ શકે છે.

જગતનો એક સામાન્ય નિયમ છે કે વૃદ્ધિ અને જીવન અંદરથી બહારની તરફ પ્રગટ થઇ શકે છે ત્યારે મૃત્યુ અને નાશ બહારથી અંદરની તરફ આવી શકે છે. તાત્પર્ય એ છે કે, મનની પ્રવૃત્તિની અનુસારજ મનુષ્યનું જીવન બનતું જાય છે સંપૂર્ણ વિકાસ અંતઃકરણથી થઈ શકે છે. જેથી અંતઃકરણમાંજ પ્રત્યેક વાતનો નિર્ણય થવો જોઇએ. જે મનુષ્ય બીજાઓની નિંદા અને દ્વેષ કરવાનો છોડી દઇને પોતાની શક્તિયોનો પોતાના મનને સ્વચ્છ બનાવવાને, સુધારવાને અને વધારવાને ઉપયોગ કરે છે તે પોતાની શક્તિયોને વધારી શકે છે અને પોતેજ પોતાનો રક્ષક બની શકે છે. જ્યારે તેને પોતાના ચિત્તને શાંત કરવામાં સફળતા થઇ જાય છે, ત્યારે તે બીજાને પણ પોતાની ઉદારતા અને સભ્યતાથી પોતાના જેવી શુભ દશામાં લઇ જઇ શકે છે. ધ્યાન રાખવા જેવી વાત એ છે કે, વાસ્તવિક જ્ઞાન અને શાંતિનો માર્ગ બીજાઓના ચિત્ત ઉપર અધિકાર જમાવવામા નથી પણ જ્યારે મનુષ્ય પોતે પોતાના ચિત્ત ઉપર અધિકાર પ્રાપ્ત કરી શકે છે, અને પોતાના આત્માને દ અને ઉચ્ચ ગુણો પ્રતિ લઈ જઇ શકે છે ત્યારેજ તેને વાસ્તવિક જ્ઞાન અને શાંતિનો માર્ગ મળી શકે છે

મનુષ્યનુ જીવન તેના હૃદયાનુસાર બની શકે છે જેવા વિચારનુ તે સેવન કરે છે અને જેવાં કાર્યો તે કરે છે તે અનુસારજ તેનું ચિત્ત બને છે મનુષ્ય ઇચ્છે તો નવીન વિચારોથી ચિત્તને નવા ઢંગનુ બનાવી શકે છે અને જીવનમા ફેરફાર કરી શકે છે.

મનની પ્રત્યેક દૃઢ વૃત્તિનું નામ સ્વભાવ યાને ટેવ કહેવાય છે કે જે નિરંતર કોઇ પણ એક વિચારનું મનમા સેવન કરવાથી બની શકે છે. નિરાશા અને પ્રસન્નતા, ક્રોધ અને શાંતિ, લોભ અને ઉદારતા એ સર્વ પૂરી રીતે તો મનની અવસ્થાઓ છે. જ્યારે મનુષ્ય વારવાર પોતાના મનને તે તરફ લઇ જાય છે ત્યારે તે સ્વભાવ યા ટેવનુ રૂપ ધારણ કરે છે. અને તે પછી તે તેની મેળેજ મનુષ્યને પ્રાપ્ત થાય છે. જો કોઇ વિચાર નિરંતર મનમા આવે તો એ એક દિવસ મનના દૃઢ સ્વભાવ રૂપ થઇ જાય છે. અને એવા સ્વભાવોથીજ મનુષ્યનું જીવન બને છે.

મન પોતાના સ્વભાવ અને અનુભવોની પુનરાવૃત્તિથી જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. જે વિચારને ચિત્તમાં રાખવો એ કઠણ જણાય છે તેજ વિચાર એક દિવસ વારંવાર મનમાં ઉત્પન્ન થવાથી મનની સ્વાભાવિક અવસ્થાઓનુ રૂપ ધારણ કરી શકે છે. જ્યારે કોઇ બાળક કોઇ કામને શીખવાનો પ્રારંભ કરે છે ત્યારે તો તે કોઇ હથિયારને પણ હાથમાં ઝાલી શકતો નથી, પણ જ્યારે તે સતત્ પ્રયત્ન કરે છે ત્યારે તેજ બાળક તેજ હથિયારોનો ઘણીજ કુશળતાથી ઉપયોગ કરી શકે છે. એજ દશા ચિત્તની પણ છે જે વિચાર પ્રથમ અસંભવ જણાય છે તેજ વિચાર બરાબર ચિત્તમા આવતાં રહેવાથી અંતે મનુષ્યના ચરિત્રના ભાગરૂપ બની શકે છે. અને તેની પ્રકૃતિમાં સામીલ થઇ શકે છે.

મનના આ સ્વભાવ યાને ટેવોને બનાવવામાં અને સુધારવાની શક્તિમાંજ મનુષ્યની મુક્તિનો આધાર છે. અને એજ દ્વાર પૂર્ણ સ્વાધિનતાનું છે. કારણ કે જે પ્રકારે મનુષ્યમા ખરાબ સ્વભાવને બનાવવાની શક્તિ છે, તેજ રીતે સારા સ્વભાવને બનાવવાની પણ તેનામા શક્તિ છે, તેજ રીતે સારા સ્વભાવને બનાવવાની પણ તેનામા શક્તિ છે. સાધારણ રીતે મનુષ્યોનું માનવુ એવું છે કે, ભલું કરવા કરતાં બુરૂ કરવું સહેલ છે. પવિત્ર રહેવા કરતાં પાપી રહેવુ સહેલું છે. આનું કારણ જોતાં આ સત્ય લાગતું નથી, હા, જો કે એ કેટલેક અંશે સત્ય હશે, પરંતુ સર્વથા સત્ય તો નથી જ. મનુષ્યને સારૂં કરવા કરતા ખોટું કરવું કેમ સહેલું છે? કારણ એ છે કે આ જગતમાં હાલમાં અવિદ્યાનો અંધકાર ફેલાઇ રહેલો છે પદાર્થોની વાસ્તવિક દશાનું જ્ઞાન નથી. તથા જીવનના મહત્ત્વને લોકો સમજી શકતા નથી, જ્યારે બાળક લખવા શીખે છે ત્યારે તેને કલમ પકડવી કે અક્ષરો લખવા ઘણું કઠિન પડે છે, કારણકે તેને કલમ પકડવાનુ અને અક્ષરો લખ-

વાનું બરાબર જ્ઞાન હોતું નથી પણ ઉદ્યોગ કરતા રહેવાથી તેને તે વાતનું જ્ઞાન થઇ શકે છે. તે પછી તેને લખવું ઘણુંજ સહેલું લાગે છે આજ દશા મન અને જીવનની છે. પ્રારંભમા શુભ વિચારોનુ સેવન કરવામા અને શુભ કાર્યો કરવાને માટે નિરંતર ઉદ્યોગ અને શ્રમની જરૂર છે, પરંતુ અંતે એવો સમય આવી શકે છે કે શુભ વિચારો અને શુભ કાર્યોનું સેવન કરવું એ ઘણુ જ સુલભ અને સ્વાભાવિક જણાય છે. જેમ કોઇ કારીગર કામ કરતાં કરતા તે કાર્યમાં નિપુણ થઇ શકે છે તેવીજ રીતે મનુષ્ય નિરંતર અભ્યાસ કરતાં કરતાં શુભ વિચારો કરવામા નિપુણ બની જાય છે વિચારોને વારંવાર મનમાં લાવવાની આવશ્યકતા છે જે મનુષ્યોને શુભ વિચારો કરવા એ સુલભ અને સ્વાભાવિક થઇ શકે છે, અને અશુભ વિચારો અને નિંદ્ય કાર્યો કરવાં એ કઠિન જણાય છે તે જ ઉત્તમ સત્યના માર્ગે પહોચી જાય છે. અને તેણે જ વિશુદ્ધ અને આત્મિક જ્ઞાનને પ્રાપ્ત કરી લીધુ છે.

જે મનુષ્યને નિરંતર હાનિકર અને પાપમય વિચારો કરવાની ટેવ પડી ગયેલી હોય છે તેને પાપ કરવુ એ સરલ અને સ્વભાવિક થઇ જાય છે. ચોરને વખત આવતા ચોરી કરવાનું ઘણુ જ કઠિન જણાય છે. કારણ કે ઘણા સમયથી જ તે લોભ અને લાલચના વિચારોમા રહેલો હોય છે. પરંતુ તે સત્ય મહાત્મા પુરુષ કે જે સદા સદ્વિચારોમાં જ મગ્ન રહે છે અને જેનામાં સત્ય અને અસત્યને ઓળખવાની બુદ્ધિ પ્રાપ્ત થઇ ચુકી છે, અને જેના ચિત્તમા ચોરી વિગેરેનો ભૂલે ચૂકે પણ ખ્યાલ હોતો નથી, તેને માટે ચોરી કરવી એ ઘણુંજ કઠિન છે. તાત્પર્ય કે ગમે તો સદ્ગુણ હોય, કિંવા અવગુણ હોય, પણ તે સર્વ અભ્યાસથી પડી જાય છે અને અભ્યાસનું નામ જ સ્વભાવ અથવા તો આદત કે ટેવ છે

હજારો મનુષ્યને ક્રોધ અને અસંતોષ સ્વાભાવિક થઇ જાય છે, કારણ કે તે સદા ક્રોધ અને અસંતોષના વિચારોને ધ્યાનમા રાખે છે અને તેવાં જ કામ કરે છે. વારંવાર એમ કરતા રહેવાથી ક્રોધ અને અસંતોષની તેનામાં ટેવ પડી જાય છે અને તે પછી તે રોજ વધતી જાય છે. આજ પ્રકારે શાંતિ અને સંતોષ પણ મનુષ્યના સ્વભાવરૂપ બની શકે છે. સર્વથી પ્રથમ તો મનુષ્યે એવા વિચારોનું સેવન કરવું જોઇએ પછી તે જ વિચારોમાં ચિત્તને જોડીને તે અનુસાર કાર્ય કર્યા કરવુ જોઇએ. એમ કરતા કરતા સ્વભાવ પણ એવો જ પડી જશે અને ક્રોધ અને અસંતોષ બિલકુલ જતો જ રહેશે. આજ પ્રકારે પ્રત્યેક ખરાબ વિચાર ચિત્તમાંથી દુર થઇ શકે છે. આજ પ્રકારે પ્રત્યેક અસત્કાર્યનો નાશ થઇ શકે છે. અને આજ રીતે પ્રત્યેક પાપમય કાર્યોપર મનુષ્ય વિજય મેળવી શકે છે

જો મનુષ્ય સારી રીતે આ વાતનો અનુભવ કરી શકે કે તેના સંપૂર્ણ જીવનનો પ્રાદુર્ભાવ તેના મનદ્વારા થઇ શકે છે, અને મન એ સ્વભાવ યા સંસ્કારોના સમુહરૂપ છે અને તે સ્વભાવ યા સંસ્કારોને પ્રયત્નથી બદલી શકાય છે અને તેના ઉપર પોતાનો પૂરેપૂરો અધિકાર જમાવી શકાય છે આટલું જો મનુષ્ય સમજી શકે તો તેને પૂર્ણ સ્વતંત્રતાનાં દ્વાર ખુલ્લા કરવાની ચાવી મળી ગઇ છે એમ સમજવું

જીવનની ખરાબ સ્થિતિ વાસ્તવમાં જીવનની નથી પણ મનની છે. તેનો ત્યાગ ધીરે ધીરે થઇ શકે છે જેમ જેમ હૃદય શુદ્ધ થતું જાય છે તેમ તેમ સ્વતંત્રતા મળતી રહે છે એકદમ કોઇ બહારની વસ્તુ આવીને આ પ્રકારની સ્વતંત્રતા આપી શકતી નથી. દરરોજ અને દર વખત ચિત્તને એવી સાવધાનતામાં રાખવું કે તે કોઇ બીજા માર્ગે ન વળી જાય તેવી દશામા સદ્વિચારોને પોતાના મનમા સ્થાન આપવું અને પોતાની વૃત્તિઓને નિર્લેપ રાખવી જે પ્રકારે એક મૂર્તિ બનાવનાર શિલ્પકાર અનઘડ પત્થરમાથી ધીરેધીરે પોતાની ઇચ્છાનુસાર મૂર્તિ બનાવી શકે છે તે જ પ્રકારે ઉત્તમ જીવનના અભિલાષી મનુષ્યે પણ પોતાના અનઘડ ચિત્ત ઉપર કામ લેવાનુ છે અને તે જ્યાં સુધી પોતાના ધાર્યા પ્રમાણે બનાવી શકે ત્યા સુધી સાવધાનતા રાખવાની છે

આ ઉત્તમ પદને પ્રાપ્ત કરવાને માટે સર્વથી નીચી અને સર્વથી ઉંચા પગથીયાથી સીડી ઉપર ચઢવાનો આરંભ કરી અને ઉંચે ઉંચે ચઢતાં સર્વથી ઉંચી સીડી ઉપર પહોચવું જોઇએ. જીવ-

કરી. સૌભાગ્યથી એક યોગીરાજની સાથે તેમનો સંબંધ થયો. તેમણે કહ્યું કે, "બદ્રિકાશ્રમના ઉત્તમ અધિકારી તેજ મહા પુરુષ છે કે જે યોગાભ્યાસ અને આત્મજ્ઞાનથી પોતાને નિષ્પાપી કરીને યોગારુઢ વા જ્ઞાની કહેવરાવાને અધિકારી બને છે. જે યોગના ઉંચા માર્ગ પર ચઢવા માગે છે અને જીજ્ઞાસુ અર્થાત્ જેને આત્મતત્ત્વ વા યોગશાસ્ત્રને જાણવાની ઇચ્છા છે તેમણે જાણવું જોઇએ કે નીચેજ હરિદ્વાર હૃષીકેશાદિમાં પ્રથમ પોતાના અધિકારને મેળવવો જોઇએ."

અધિક ટાઢને લીધે બદ્રિકાશ્રમમાં કોઇ રહી શકતું નથી. સર્વ લોક ત્યાંથી દેવપ્રયાગ વિગેરે સ્થાનોમાં ચાલી જાય છે, અને બદ્રિકાશ્રમના મુખ્ય અધ્યક્ષ કે જે "રાવલ" કહેવાય છે તે પોતાના મરસામાન સાથે "જ્યોસીમઠ" માં કે જેનું મૂળ નામ જ્યોતિર્મઠ છે ત્યાં આવી રહે છે. ૭ માસ સુધી ભગવાન બદ્રિનારાયણજીનું ત્યાં પૂજન કરવામાં આવે છે. આશ્રમ બરફની નીચે દબાયેલો રહે છે.

યોગીરાજ સ્વામીજીને પોતાની સાથે 'જ્યોસીમઠ'માં લાવ્યા. કેમકે તે જ્યોસીમઠની પાસે જ વિષ્ણુ પ્રયાગમાં હિમાલયના એક નિર્જન અને ગુપ્ત સ્થાનમાં રહેતા હતા કદી દયાળુ યોગીરાજ તેમની પાસે આવતા અને કદી એ તેમની પાસે જતા પણ રાત્રિયે તે પોતાના સ્થાનમાં તેમને રહેવા દેતા નહિ, તેમજ તે પણ કદિ તેમની પાસે જતા નહિ. એથી કદી કદી ચાર પાંચ માઇલ સ્વામીજીને આવવું જવું પડતું તથાપિ યોગ ક્રિયા અને યોગશાસ્ત્ર સર્વનું રહસ્ય થોડાજ દિવસમાં તેમણે જાણી લીધું હતું.

હિમાલયના સર્વ દર્શન કરવા લાયક તિર્થ સ્થાનોને જોઇને સ્વામીજી હૃષિકેશમાં આવ્યા હૃષિકેશનું વન તે દિવસે ખરેખર "તપોવન" જેવું હતું ત્યાં એક ભરતજીના મંદિર સિવાય બીજું કોઇ પાકું મકાન બાંધેલું નહોતું. ધર્મશાળા નહોતી અને સદાવર્ત્તનો પણ ઠાઠ નહોતો આજ કાલની માફક 'સાધુ' નામ ધારીઓની છાવણી પણ ત્યાં પડી રહેતી નહોતી, તેમ કોઇ પોલીસની ચોકી કે બજારની ધામધુમ પણ નહોતી, કારણકે તે વખતે આ સ્થળ મોજમજાને માટે કે મનોવિનોદને માટે નહોતું પણ આત્મચિકિત્સાની જગ્યા હતી.

આજકાલ હૃષીકેશ નગરના આકારમાં બની ગયું છે નગરના તમોગુણી, રજોગુણી પુરુષો તેને પોતાના વિહાર અને વ્યાપારનું સ્થળ બનાવી રહ્યા છે. પણ તે વખતે તો તેની વાત જુદી જ હતી. હૃષીકેશમાં વીસ પચીસ સંન્યાસિયોથી વધુ સંન્યાસી વા બ્રહ્મચારી નહોતા. જેમાં સુપ્રસિદ્ધ સ્વામી ગોવિંદાશ્રમ, સ્વામી પૂર્ણાશ્રમ, સતુઆ સ્વામી વિગેરે લોકપાવન મહાત્મા મુખ્ય હતા. ત્યાં કોઇ તેમના મકાન પણ નહોતા કે તેમને અન્નની પણ ચિંતા નહોતી. જ્યાં જે વૃક્ષની નિચે બેસી જતા તે તેમનું સ્થાન હતું અને જે પત્ર, ફલ, પુષ્પ, મળી જતું તેથી તે સંતોષ માનતા.

તે વખતની હૃષીકેશની ચર્ચા ચાલતાં સ્વામી વિશુદ્ધાનંદજી કહ્યા કરતા હતા કે, મહર્ષિયોના જે શાંત આશ્રમોનું વર્ણન અગાઉ ઇતિહાસ પુરાણોમાં પ્રસિદ્ધ છે, તેનું અવિકલ ચિત્ર એ આ વખતનું હૃષીકેશ હતું. આજકાલની માફક ત્યાં કોઇ સાધુની કોટડીયો નહોતી કે ત્યાં કોઇના બંગલા નહોતા. કોઇ સંન્યાસી પોતાની પાસે ધન રાખતા નહોતા અને કોઇના નામની હુંડિયો તે વખતે ચાલતી નહોતી; તથાપિ તે સંન્યાસિયોનું જીવન એટલું બધું બહુ મૂલ્ય હતું કે આજકાલના સર્વ સન્યાસિયો પણ તે વખતના એક સન્યાસીની બરોબરી કરી શકતા નથી. જગત્ભરની સર્વ સમ્પત્તિ તે તપસ્વિયોની દૃષ્ટિમાં તુચ્છ હતી. ત્યાંના દર્શન માત્રથી "અભિજ્ઞાન શાકુન્તલ" માંના દુષ્યન્ત સમાન તે વખતે સર્વના મુખમાંથી એજ શબ્દ નીકળતા હતા કે—

" शान्त मिदमाश्रम पदम् ॥ "

હૃષીકેશમાં સ્વામી વિશુદ્ધાનંદજીએ કેટલીક દિનસ રહીને સ્વામી ગોવિંદાશ્રમજીની પાસેથી યોગવિદ્યા અને બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કર્યો. સ્વામી ગોવિન્દાશ્રમજી પુરા વિરક્ત હતા. એક જગ્યાએ રહેતા નહી પણ પ્રતિદિન પોતાના સ્થાનને બદલતા હતા એથી જો કે મૌખિક શિક્ષણનો અવસર તેમને મળતો નહોતો, તથાપિ તેમના પવિત્ર આચરણ દ્વારા પણ તેમને કંઇ ઓછો લાભ થતો નહોતો.

સ્વામી વિશુદ્ધાનંદ એ વખતે આજુબાજુના સ્થાનોમાં ફર્યા કરતા હતા, અને ઘણે ભાગે તે કનખલ અને હૃષીકેશમાંજ રહેતા હતા. કદી કદી તે હરિદ્વારમાંજ મુકામ કરતા. તેમને રહેવાનું સ્થાન કનખલમાં દક્ષેશ્વરનું મંદિર, હરિદ્વારમાં બિલ્વકેશ્વર, અને હૃષીકેશમાં ગંગા તટની ઝાડીમાં હતું. આ વખતે તેમનો વેશ પણ તેવોજ હતો. જેમાં મસ્તપણાનો ખ્યાલ જણાતો હતો. માથે નાના નાના વાળ, હાથમાં દંડ, અને એક હાથમાં કમંડલુ, ખાંધ ઉપર મૃગચર્મ, બગલમાં પુસ્તક, તરૂણ વય અને સુંદર શરીર, જોનાર મનુષ્યના ચિત્તને આકર્ષણ કરતું હતું. સ્વામી ગોવિંદાશ્રમજીએ એક દિવસ તેમને હેતથી "વીરભદ્ર" એ નામથી બોલાવ્યા હતા. ત્યારથી ત્યાંના લોકોમાં તેમનું એ નામ પ્રસિદ્ધ થઇ ગયું. કોઇ બંશીધર બ્રહ્મચારી અને ઘણા તેમને વીરભદ્ર બ્રહ્મચારીના નામથી બોલાવતા હતા.

ઉત્તરમાં ત્રણ વર્ષ સુધી તેમણે નિવાસ કર્યો. એટલા વખતમાં તેમને અનેક તિર્થ સ્થાનોના દર્શન અને ઘણા યોગી, સંન્યાસીઓના સતસંગનો લાભ મળ્યો અનેક પ્રકારના ચાન્દ્રાયણ વ્રત અને ગાયત્રી વિગેરે મંત્રોનો જપ કર્યા, જેથી તેમના શરીર અને અંતઃકરણના દોષ દૂર થયા, બુદ્ધિ નિર્મળ થઇ અને હૃદયમાં વિદ્યાનો પ્રકાશ થયો. જ્યોતિર્મઠના યોગિરાજની પાસે જે વિદ્યા ગ્રહણ કરી હતી તે પાછી બીજા યોગિયોના સંગથી નિરંતર વધતી ગઇ. કેટલાક દિવસ સુધી તો તે સમાધિસ્થ થઇ ધ્યાન પરાયણ રહેતા હતા. હઠયોગના શિક્ષણમાં તો તે નિપુણ થઇ ગયા, પરંતુ રાજયોગમાં તેમની ક્ષમતા અધિક ન થઇ.

સ્વામી ગોવિંદાશ્રમજીની પાસેથી જે વખતે રાજયોગની દિક્ષા તે લેતા હતા તે વખતે એક દિવસ તેમણે કહ્યું કે,-

"યોગશાસ્ત્રમાં તમારો અત્યંત અનુરાગ જોઇને મારે કહેવું પડે છે કે, જે પ્રકારે સંન્યાસીને માટે લૌકિક વિષય વિષવત્ ત્યાજ્ય છે એજ પ્રકારે યોગિજ વિષય પણ દુષ્ય છે જો તમારી ઇચ્છા સંન્યાસ ગ્રહણ કરવાની હોય તો યાદ રાખજો કે એક દિવસ યોગસિદ્ધિની દુર્વાસનાનો પણ તમારે ત્યાગ કરવો પડશે."

વિશુદ્ધાનંદે સંદેહવશ થઇ નિવેદન કર્યું કે; "ભગવન્! શું સંન્યાસને યોગ પ્રતિબંધક છે? કે જેથી એક વખત યોગસિદ્ધિની દુર્વાસનાનો પણ પરિત્યાગ કરવો પડશે?" શું યોગકામના પણ વિષય વાસનાની માફક દુર્વાસના છે? જો તેમજ હોય તો પછી શાસ્ત્રમાં તેનું વિધાન કેમ કર્યું છે?"

ગોવિં૦—હા વત્સ! યોગ કામના પણ તેવીજ છે શાસ્ત્રમાં યથાધિકાર સર્વ વાતોનું વિધાન કર્યું છે. રાજયોગ એક પ્રકારે સન્યાસીઓને સહાયક પણ થઇ શકે છે, પરંતુ હઠયોગ થઇ શકતો નથી સન્યાસ પ્રકરણમાં જ્યાં યોગની પ્રશંસા છે ત્યાં સમજવું જોઇએ કે તે રાજયોગનું તાત્પર્ય છે, અને જ્યાં નિંદા હોય ત્યાં હઠયોગ સમજવો.

વિશુ૦—લૌકિક વિષય તો પ્રત્યક્ષજ મનુષ્યના અધઃપતનના હેતુરૂપ છે પરંતુ હઠયોગ પણ તેના જેવો છે એ વાત મારી મંદબુદ્ધિને લીધે મારા સમજવામાં આવતી નથી

ગોવિં૦—હા ઠીક છે લૌકિક વિષય તો પ્રત્યક્ષ જ મનુષ્યના અધઃપતનના હેતુરૂપ છે, પણ તેને જાણીને પણ મનુષ્ય કેમ તેમાં પ્રવૃત્ત થાય છે? કેમકે પ્રકૃતિ તો ઇષ્ટમાં જ થવી જોઇએ, અનિષ્ટમાં નહિ એમ નહિ કે મનુષ્ય ભ્રમવશ થઇને તેમ કરે છે જે ભ્રમગ્રસ્ત નથી, તે તો તેમાં ફસાતા પણ નથી. ભ્રમવશ થઇને જ લોક હઠયોગ વા યોગસિદ્ધિને પ્રાપ્ત કરીને તેને પરમ પુરૂષાર્થની અવધિ માનીને મહા અહંકારી બની જાય છે કલિયુગના લોક તો પોતાની થોડી રિદ્ધિશક્તિથી જ અહંકારી બની જાય છે, તો પછી યોગસિદ્ધિ મળી જાય તો પછી તેમના અભિમાન અને અત્યાચારનું ઠેકાણું શી રીતે રહે?

વિશુ૦—"જો સંન્યાસી વા વિરક્ત પુરુષ યોગશાસ્ત્રનો પણ વિચાર ન કરે તો પછી તેણે શું કરવું?"

ગોવિં૦—"એક માત્ર બ્રહ્મવિદ્યાનો જ વિચાર તેણે કરવાનો છે. બ્રહ્મવિદ્યા વા વેદાન્તના વિચાર

મિવાયનાં સર્વ શાસ્ત્રો પણ સંન્યાસીને તો બંધન કર્તા છે."

વિશુ૦—કઠિન તો શું પણ મહા કઠિન સમજવો. તે મહા વિકટ માર્ગ છે, પરંતુ જો કોઇ એ માર્ગનું ગ્રહણ કરીને લક્ષસ્થાન સુધી પહોંચી શકે તો તે સદૈવને માટે અભય અને અમર પણ થઇ શકે, અને જન્મ મરણના ચક્રમાંથી નીકળીને તે મોક્ષને પ્રાપ્ત કરી શકે છે."

યોગશાસ્ત્ર તરફથી સ્વામી વિશુદ્ધાનંદે પોતાના ચિત્તને પાછું ખેંચીને વેદાન્તની તરફ મન લગાવ્યું. સ્વામી ગોવિન્દાશ્રમજીએ કેટલાક દિવસ તેમને ઉપદેશ આપીને એ નિશ્ચય કરાવ્યો હતો કે બ્રહ્મવિદ્યાજ સાચી યોગવિદ્યા છે તેની આગળ સર્વ શાસ્ત્રો અકિંચિત્કર છે. એથી તે કોઇ વેદાન્તના વિદ્વાનની શોધ કરવા લાગ્યા. વિરક્ત ગોવિન્દાશ્રમ તે પછી ગંગોત્તરીની તરફ ચાલ્યા ગયા અને અન્ય પરમહંસોને ભણાવવામાં અરૂચી થઇ. હરિદ્વાર અને કનખલમાં કેટલાક ગૃહસ્થ પંડિતોની શોધ કરી પણ તેમને મળવા છતાં પણ ચિત્તમાં સંતોષ થયો નહિ.

એક દિવસ બિલ્વેશ્વરનું પુજન કરવાને તે ગયા હતા ત્યાં બીલીનાં વૃક્ષ ઘણાંજ હતાં. જે વખતે પોતે બિલીપત્ર અને પહાડી પુષ્પોને પુજનને માટે એકઠાં કરવા લાગ્યા, તે વખતે એક એવો શબ્દ થયો કે જેથી તેમના મુખારવિંદનો રંગ બદલાઇ ગયો. રોમાંચ ખડાં થઇ ગયાં અને નેત્ર તલપવા લાગ્યાં.

જે પવિત્ર શબ્દે એક દિવસ કાશીમાં તેમના સંતપ્ત હૃદયને સુશીતળ કર્યું હતું અને જેણે એક દિવસ નાસિક ક્ષેત્રમાં તેમનું ચિંતિત મન પ્રસન્ન કર્યું હતું, તેજ તે શબ્દ હતો. તેજ "હરહર મહાદેવ" નો મધુર શબ્દ પાછો અહીં આ પ્રકારે સંભળાયો છે. જાણે કે મનોરથ સિદ્ધ કરવાને માટે આશુતોષ મહાદેવ પોતાની અભય વાણી સંભળાવી રહ્યા ન હોય !.

આશ્ચર્યથી જોયું કે એક પહાડી ટેકરી ઉપર બિલીના વૃક્ષોની કુંજમાં તેજ પરમહંસ મહાત્મા, કે જેનાં દર્શન સર્વથી પહેલાં કાશીમાં મહાદેવ વાટકી આગળ થયાં હતાં અને જેમણે હરિદ્વારમાં મળવાન કહ્યું હતું તેજ મહાત્મા આનંદમાં બેઠેલા એક બીજા અપરિચિત મહાત્માની સાથે વાત કરી રહ્યા છે અને વચમાં વચમાં "હરહર મહાદેવ" નો ધ્વનિ સંભળાવે છે.

આ બંનેમાં કેટલીકવારથી શું શું વાતો થઇ રહી છે તે કોઇ કહી શકાતું નથી. પણ તેમની વાતોથી સ્વામી વિશુદ્ધાનંદની ગતિ રોકાઇ ગઇ છે. બે પુરુષોના વાર્તાલાપમાં ત્રીજાએ ત્યાં જવું અનુચિત સમજીને તે ત્યાંજ ઉભા થઇ રહ્યા.

અપરિચિત અવધૂત સન્યાસીએ જેમની આકૃતિ પરિચિત સંન્યાસીને મળતી હતી તેમને દુઃખકારક સ્વરથી કહ્યું,—"જો મહારાજની એવી જ ઇચ્છા છે કે આ વખતે પણ હું આપની કૃપા પાત્ર ન થઇ શકું તો જવા દો. એ વાત ન બતાવશો. પણ એ તો કહો કે અહીં આપ ક્યાં સુધી રહેશો ?

પરિચિત લાગતા સન્યાસીએ કહ્યું,—

"બહુ દિવસ નહિ, પણ આજનો જ દિવસ."

અપરિચિત સં૦—હે બસ આજનો જ દિવસ ! પછી ક્યાં જશો ? થોડો વખત તો રહો, આપના દુર્લભ દર્શન અને ઉપદેશથી તો કૃતાર્થ થાઉં.

પરિ૦—બસ, કૃષ્ણાનંદ ! હવે હું અહીં વધુ રહી શકીશ નહિ. આજનાં દર્શન અને ઉપદેશ તે છેવટનો જ સમજવો !

અપરિચિત સંન્યાસી કે જેનું નામ કૃષ્ણાનંદ હતું તે આ પાછલા શબ્દોથી તો આચકો ખાઇ ગયો. કે, શું આજનાં દર્શન અને ઉપદેશ તે છેવટનો છે ! એથી તે વ્યાકુળ થઇને બોલ્યો કે,-

"કેમ ? એટલી ઉતાવળનું શું કારણ છે ? આ સેવકે કાંઇ અપરાધ તો નથી કર્યો ?"

પરિ૦—નહિ કૃષ્ણાનંદ ! એમાં તારો અપરાધ કાંઇ પણ નથી વિધિનું વિધાનજ એવું છે. આજજ જવું છે. ક્યાં જવું છે ? તેનો ઉત્તર એજ છે કે —

" यद्गत्वान निर्वतन्ते तद्धाम परमं मम !"

કૃ૦—"મહારાજ, તાત્પર્ય સમજવામાં આવતું નથી. સારી રીતે સમજાવવા કૃપા કરશો."

પરિ૦—"ઠીક કૃષ્ણાનંદ ! સાવધાન થઇને સાંભળો, આજ તમારી ઇચ્છા પુરી કરૂં છું. ધાર્યું હતું કે આ જીવનમાં કદી પણ મારા જીવન [illegible]

આજ તે વાતને પ્રકટ કરૂં છું, કે જેને તમે ઘણા જ વખતથી સાંભળવા ઇચ્છતા હતા."

"કોકણના વિખ્યાત બ્રાહ્મણ નરેશ આનંદરાવ જ્યારે સ્વેચ્છક "હૈદરના પ્રચંડ આક્રમણથી પોતાની માતૃભૂમિનું રક્ષણ કરવામાં વીરગતિને પ્રાપ્ત થયા, ત્યારે તેમની રાણી પોતાના બે બાળક પુત્રોને લઇ નાસી ગઇ. નિરાશ્રય વિધવાને એટલા મોટા દક્ષિણમાં કોઇ પણ જગ્યાએ આશ્રય ન મળ્યો, અને તે પણ થોડાજ દિવસોમા પતિ સોકમાં જઇને નિશ્ચિંત થઇ. તેના બે અનાથ પુત્રોની સાથે એક તેનો જુનો ભાઇ પ્રાણ બચાવવાને માટે સંન્યાસી થઇ ગયો. કેટલાક વર્ષ પછી તે પણ સ્વર્ગવાસી થઇ ગયો છે. અને બંને અનાથ રાજકુમારમાં હું અને તું બંને જણ અહીં બેઠા છીએ. તને કાશીમાં એક મઠમાં મૂકીને હું ફરવા લાગ્યો અને ત્યાં તેં સંસ્કૃતનું અધ્યયન કરવામાં ચિત્ત જોડયુ. ઘણા દિવસ સુધી મેં તેમજ વિચરવા માંડ્યું. પછી એક ભગવદ્‌ભક્ત મહાત્માની પાસે યોગાભ્યાસ કર્યો તેમની કૃપાથી અજ્ઞાન નષ્ટ થયુ કે જે મારા અંતઃકરણને દુખી કરી રહ્યું હતું. તે પછી મેં દંડનો ત્યાગ કર્યો અને મારા પોતાના સંપ્રદાયનો આગ્રહ છોડીને સર્વને મારા પોતાના સમજવા લાગ્યો. અને તેનુ પરિણામ એ આવ્યુ કે મારૂં દુખમય જીવન સુખમય થઇ ગયું. હાલ હું ભૂત, ભવિષ્યની જરૂરી વાતો યોગવિદ્યાથી જાણી શકુ છું. આજ મારે આ નશ્વર શરીરનો ત્યાગ કરવાનો દિવસ છે. એથીજ મેં કહ્યું કે, "મારા દર્શન અને ઉપદેશ તે છેવટનોજ છે."

તમે વિદ્વાન અને બુદ્ધિમાન છો. આત્મ અનાત્માનો ભેદ જાણો છો. સંસારની અનિત્યતાને તમેં સારી રીતે જોઇ શકયા છો મોહમમતા એ બંધનના હેતુ રૂપ છે. અને તેથી વિશેષ કહેવાની જરૂર નથી. જાવ, તમારે શિવપૂજનનો સમય થઇ ગયો છે. પ્રથમ તે કરી આવો પછી બાકી બાકીની વાત સાંભળો.

કૃષ્ણાનંદ જો ગૃહસ્થ વા અલ્પજ્ઞ પુરૂષ હોત.તો તે આ વખતે ગભરાઇ જાત અને તેના ચિત્ત ઉપર આ વાતોનો ઘણોજ પ્રભાવ પડત. તે તેઃ પોતાનાં કુળ, ગોત્ર અને પરમહંસજીની સાથે પોતાના સબંધનું જ્ઞાન થયું તેથીજ કૃતાર્થ થયો. જોકે શરીર ત્યાગ કરવાની વાત અસહ્ય હતી, તથાપિ શાસ્ત્ર શ્રવણનું આ વખતે એ ફલ થયું કે તે તરતજ પૂજન કરવાને તૈયાર થઇ ગયો.

સ્વામી વિશુદ્ધાનંદજીએ પ્રણામ કરવાનો આ વખત ઠીક છે, એમ જાણીને સહસા પરમહંસજીનો ચરણોમા જઇને નમન કર્યું અને કહ્યુ કે, આજે આપનાં દર્શન થયાં તેથી મારૂં સૌભાગ્ય સમજું છું.

પરમહંસજીને ઘણીજ પ્રસન્નતા થઇ. અને તે બોલ્યા કે, સારા વખતે આવ્યા છો, ઠીક, કૃષ્ણાનંદ! આને પણ તમારી સાથે પૂજન કરવા લઇ જાવ.

બંને જણ શિવ પૂજા કરવાને મિદ્ધેશ્વરના મંદિરમાં ગયા. પૂજાની સામગ્રીમાં ત્રણ ચારજ વસ્તુઓ હતી. બિલીપત્રો, ગંગાજળ, ફુલ અને વૈદિક મંત્ર. આ પ્રકારની પૂજા તો તે દરરોજ કરતાજ હતા. પણ આજની પૂજામાં પરમહંસજીની આજ્ઞાની વિશેષતા હતી. અને તેથી ભક્તિ ભાવની પણ વિશેષતા હતી.

તેમના પૂજન કરી આવ્યા પછી "હરહર મહાદેવ" કહી પરમહંસજી ત્યાંથી ઉભા થયા અને બંનેને પોતાની સાથે લઇને ઘટ્ટકે પર આવ્યા. અને ત્યાં સ્નાન કરીને દક્ષિણ બાજુના એક વૃક્ષની નીચે આવી બેઠા. અને તેમને અનેક પ્રકારનો ઉપદેશ આપવા લાગ્યા સ્વામી કૃષ્ણાનંદજી તો વારતવમાં પરમહંસજીના અનુજ હતા. તેમણે અનેક પ્રકારના પ્રશ્ન કર્યા અને તેનું તેમણે ઘણીજ સારી રીતે સમાધાન કર્યું.

સ્વામી વિશુદ્ધાનંદજીને જ્યારે પૂછવામાં આવ્યું કે તમારે કાંઇ પૂછવુ હોય તો પૂછો. ત્યારે તેમણે ઘણાજ વિનયપૂર્વક પ્રાર્થના કરી કે;—

"મહારાજશ્રી આપને યાદજ હશે કે કલ્યાણીમાં કેટલાંક વર્ષ પહેલાં આપનાં દર્શન થયાં હતા."

પરમ—"હા યાદ છે."

વિશુ—જ્યારે મેં સંન્યાસની ઇચ્છા કરી ત્યારે આપે આજ્ઞા કરી હતી કે પ્રથમ વેદાધ્યયન કરો, પછી સન્યાસ લ્યો. હવે આપની શી આજ્ઞા છે?

પર૦—"બસ યોગ-અધ્યયન યાદ રાખજો કે અધ્યયન અને અધ્યાપનથી મોટી કોઇ વાત નથી વેદ ભણ્યા પણ હજુ યોગ અને શાસ્ત્ર તો બાકી છે."

વિશુ૦—"હવે સન્યાસ ગ્રહણ કરવો કે નહિ?"

પર૦—"સંન્યાસમાં ગ્રહણ કરવાનું કાંઇ નથી. સંન્યાસ નામ ત્યાગનું છે. ત્યાગથીજ સર્વદા સન્યાસીજ છે"

વિશુ૦—સત્ય છે સંન્યાસ નામ ત્યાગનું છે. અને સર્વત્યાગી સદા સન્યાસીજ છે પણ હું લિંગ સંન્યાસ ધારણ કરૂં કે નહિ?

પર૦—"ભાઇ! સન્યાસ માર્ગ ઘણોજ કઠિન છે.

"क्षुरस्य धारा निशिता दुरत्यया दुर्गं पथस्तत् कवयो वदन्ति!" પરંતુ જ્યારે તમે તેની ઘણા વર્ષોથી ઇચ્છા કરો છો, તો હવે કાશીમાં જઇને તેને ગ્રહણ કરો સન્યાસનુ સ્થાન કાશી વગર બીજુ નથી."

સંન્યાસમાં પણ તમારો યોગ પ્રબળ છે અને કર્મ પ્રધાન છે. તે અબાધ્ય છે પોતાનુ કામ કરશો પણ તેનો લોકહિતમાં સદ્‌વ્યય કરવો અને મારા આ શ્લોકનું સ્મરણ રાખજો કે જે યોગ્ય હોવાથી તમારા આગળ કહું છું.

"अकृत्वा परसन्तापमगत्वाखलमंदिरम्।
अनुत्सृज्य सतां वर्त्म यत्स्वल्पमपि तद्बहु॥"

અર્થાત્-કોઇને પણ કષ્ટ આપ્યા વગર, દુષ્ટોને ઘેર ગયા વગર અને સન્માર્ગનો ત્યાગ કર્યા વગર જે કાંઇ સ્વલ્પ મળે તો તે બહુજ છે"

ઉપદેશના અંતમાં પરમહંસજીએ કહ્યું કે, બસ, 'હવે મારી તૈયારી છે. મારે માટે આ આનંદની તક છે પતિ અને પત્નિનો મેળાપ, પિતા અને પુત્રનો મેળાપ કેવો આનંદજનક હોય છે? અને તેથી મારે માટે શોક ન કરવો એ મારૂ મંગળ કરવા તુલ્ય છે. મારા કહેલા ઉપદેશાનુસાર ચાલવુ અને થોડી વારમાં આ શરીરને ગંગામાં વહેતુ કરી દેવુ' બસ એજ મારો આદેશ છે એમ કહીને ઉત્તરાભિમુખ બેસી પર્યંક આસન વાળી તેમણે સદાને-માટે સમાધિ ચઢાવી દીધી. અને તેમના કથનાનુસાર બને જણે થોડી વાર પછી તે પવિત્ર શરીરને ગંગાના પ્રવાહમાં વહેતુ મૂકી દીધુ

સ્વામી કૃષ્ણાનંદ હરિદ્વારમાંથી દક્ષિણ તરફ ચાલી નીકળ્યા અને સ્વામી વિશુદ્ધાનંદે, જગત્પૂજ્ય વિદ્યાપીઠ કાશીપુરીનો માર્ગ ગ્રહણ કર્યો.

અપૂર્ણ.



## પહેલી ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ

# महात्मा मोहनदास करमचंद गांधीनुं भाषण.

ભાઇઓ અને બ્હેનો,

મને આ ઉચ્ચ પદ આપ્યુ છે તેને સારૂ હું આપ સહુનો આભાર માનું છું

* * * *

આ પરિષદ્ રાજકીય છે 'રાજકીય' શબ્દનો જરા વિચાર કરીએ. રાજકીય એ અંગ્રેજી 'પોલીટીક્સ'નો તરજુમો છે. આ શબ્દનો ઘણે ભાગે સંકુચિત અર્થ કરવામાં આવે છે; પણ મને લાગે છે કે તેનો વિસ્તૃત અર્થ રાખવાથી વિશેષ લાભ છે. જો આવી પરિષદોના કાર્યની સમાપ્તિ માત્ર રાજાપ્રજાના સંબંધના વિચારમાં જ થઇ જાય તો એ કાર્ય અધુરૂ રહે ને એ સંબંધનો પૂરો ખ્યાલ પણ આપણને ન આવે દાખલા તરીકે મહુડાનો પ્રશ્ન ગુજરાતના કેટલાક વિભાગને બહુ અગત્યનો છે તેનો વિચાર કેવળ પરત્વેજ કરતાં કડવુ પરિણામ આવી શકે, પ્રધાન

ધાર્યું પરિણામ આપણે ન લાવી શકીએ. પણ જો મહુડાના કાયદાની ઉત્પત્તિનો વિચાર કરી આપણું જે અંગત કર્તવ્ય હોય તેનો પણ આપણે સાથે સાથે વિચાર કરીએ તો આપણી સરકારની સાથેની લડતમાં વહેલા ફાવવાનો સંભવ છે, ને આપણને લડવાની ચાવી પણ સહેલથી હાથ આવે. જે વિચારો હું આપની સમક્ષ મૂકવાનો છું તે ઉપરથી રાજકીય શબ્દનો મારો અર્થ આપ વિશેષ જોઇ શકશો.

પરિષદો ભરાઇ વીખરાઇ જઇ પોતાની પાછળ કાર્યકારી મંડળ મૂકતી જોવામાં આવતી નથી. અથવા જો કાર્યકારી મંડળ મૂકવામાં આવે છે તો તેઓ મર્હુમ ગોખલેજીની ભાષામાં પોતાના ધંધામાંથી બચતા વખતમાં કામ કરનારા હોય છે. આપણને જરૂરનું તો એ છે કે પરિષદોના ઠરાવોનો અમલ કરવો એને જેઓ પોતાનો મુખ્ય અને ખાસ ધંધો ગણી શકે તેવા માણસો જોઇએ. આવા માણસો ઘણા હોય ત્યારેજ પરિષદોના કાર્ય શોભી નીકળવાનાં, ત્યારેજ ફળદાયી થવાનાં. હાલ તો ઘણું કામ એળે જાય છે. ભારત 'સેવક સમાજ' જેવી અનેક સંસ્થાઓ દેશમાં થાય એ આવશ્યક છે. સેવા એજ ધર્મ માનનારા ઘણા નીકળે ત્યારે જ આપણે મહાન પરિણામો જોઇ શકીશું હિંદુસ્તાન સારે નસીબે ધર્મબદ્ધ છે. એટલે દેશસેવામાં આ કાળે ધર્મની પરિસિમા છે એ ખ્યાલ ઉત્પન્ન થાય તો ધાર્મિક વૃત્તિવાળા માણસો રાજકીય કામમાં વધુ સંખ્યામાં જોડાય જે કાળે સાધુ સન્તો આ પ્રકરણ હાથમાં લેશે તે કાળે હિંદુસ્તાન ધાર્યાં કાર્ય સહેલથી કરી શકશે એવી મારી માન્યતા છે. ગમે તેમ હો પણ આપણને છાજે છે કે આ પરિષદને અંગે આપણે એક કાર્યકારી મંડળ ઉભું કરી શકીએ કે જેનો ધંધોજ પરિષદના ઠરાવોને અમલમાં મૂકવા મૂકાવવાનો હોય

દેશમાં સ્વરાજ્યનો ધ્વનિ ચાલી રહ્યો છે. વિદુષી બાઇ એની બેસંટ લાખો સ્ત્રીપુરુષોને 'સ્વરાજ્ય' નો જપ જપાવતા કરી મૂક્યા છે જે વસ્તુ બે વર્ષ પહેલા ઘણાં સ્ત્રી પુરુષો નહોતા જાણતાં તે વસ્તુને તે બાઇએ પોતાની ચાતુરી, પોતાના અથાગ પ્રયત્નથી પ્રચલિત કરી મૂકી છે. સ્વરાજ્ય થોડી મુદતમા મળશે એવી આશા બંધાવવામાં આ બાઇનુ નામ ઇતિહાસમા પ્રથમ પંક્તિમાં મૂકાશે એ વિષે શંકા હોયજ નહિ. સ્વરાજ્ય એ કોન્ગ્રેસનો આદર્શ હતું, ને છે. મીસીસ બેસંટનો એ નવો ખ્યાલ નહતો. પણ એ સ્વરાજ્યને થોડા સમયમા સિદ્ધ થાય એવી વસ્તુ તરીકે સમજાવનાર તો આ બાઇ જ ગણાશે તેને સારૂ તેનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. એમને અને એમના સાથી મી એરંડેલ તથા મી વાડીઆને છોડી સરકારે મેહેરબાની કરી છે તથા સ્વરાજ્યની ચળવળ યોગ્ય છે એમ કબુલ્યું છે. જે ઉદારતા સરકારે મીસીસ બેસંટને તેના સાથીને વિષે વાપરી છે તેજ ભાઇ મહમદઅલી તથા ભાઇ શૌકાતઅલી વિષે વાપરે એ ઇચ્છવા જેવુ છે. આ બન્ને ભાઇઓને વિષે સર વીલીયમ વિન્સેન્ટે કહ્યું છે તેમાં કેટલુ વિચારવા જેવુ છે તેનો ખ્યાલ કરવાની જરૂર નથી. પ્રજાની માગણી સ્વીકારી તેમને છોડવાથી કંઇ અયોગ્ય પરિણામ ન આવે એવી જવાબદારી સરકાર પ્રજાની ઉપર મૂકશે અને પ્રજાને વિશેષ ઋણી બનાવશે. જ્યાં સુધી આ ભાઇઓને નથી છોડ્યા ત્યાં સુધી સરકારની ઉદારતા અધુરી ગણાશે. આપણે ઉમેદ રાખીશું કે સરકાર સંપૂર્ણ ઉદારતા બતાવી પ્રજાનુ ચિત્ત હરી લઇ તેને પોતાની કરી લેશે.

મહેરબાન મોન્ટેગ્યુ સાહેબ આવે છે, તેમની પાસે રજુ કરવાની જે અરજી ઘડાઇ છે ને જેમાં સહીઓ થઇ રહી છે તેનો મુખ્ય હેતુ પ્રજાકેળવણી છે. સ્વરાજ્ય મેળવવાને સારૂ અક્ષરજ્ઞાનની જરૂર છે એવુ કહેવુ ઇતિહાસનું અજ્ઞાન સૂચવે છે મારે મારૂં કામ ચલાવવુ છે એવી ભાવના પ્રજામાં લાવવા સારૂ અક્ષરજ્ઞાનની જરૂર નથી, એવા ખ્યાલની, એવા ઇરાદાની જરૂર છે. સેંકડો અભણ રાજાઓએ ભારે સરસ રીતે રાજ્ય ચલાવ્યા છે. ઉપરની ભાવના પ્રજામાં કેટલે દરજ્જે છે તે જોવુ ને ન હોય ત્યા તે ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો એ તે અરજીનો ઉદ્દેશ છે. તેમા લાખો સ્ત્રીપુરૂષો સમજપૂર્વક સહી કરે તે ઇષ્ટ છે. તેવી અરજીનું વજન મે. મોન્ટેગ્યુ સાહેબની ઉપર પડે એ તે અરજીનું સહજે પરિણામ છે.

કોન્ગ્રેસ ને લીગે સ્વીકારેલી યોજનામાં ફેર-ફાર કરવાનો કોઇને અધિકાર નથી. એટલે એના ગુણદોષનો વિચાર કરવાનું મ્હેતુ નથી પ્રજાના આગેવાનોએ ઘણા વિચારપૂર્વક રચેલી યોજના આપણે અત્યારની કાર્યસિદ્ધિને સારૂ સંપૂર્ણ સ-મજી શ્રદ્ધાપૂર્વક તેનો અમલ થાય એજ કાર્યો કરવાં રહ્યાં છે.

**આ યોજના સ્વરાજ્ય નથી પણ તે સીડીએ આપણને ચઢાવનારૂં મોટું પગ-થીઉં છે.** કેટલાક ઇંગ્રેજી ટીકાકાર એમ કહે છે કે—આપણને સ્વરાજ્ય ભોગવવાનો હક્ક નથી. કે-મકે જે વર્ગ સ્વરાજ્ય માગે છે તે વર્ગમાં હિંદુસ્તાનનો બચાવ કરવાની શક્તિ જ નથી. તેઓ પૂછે છે, શું ઇંગ્રેજો જ હિંદુસ્તાનની સિપાહીગીરી કરશે ને હિંદી પ્રજા રાજ્યસત્તા ચલાવશે? આ હાસ્યજનક છે ને દુખદ છે હાસ્યજનક છે કે-મકે ઇંગ્રેજી મિત્રો પોતાને આપણાથી અળગા માની લે છે. આપણી કલ્પના તો એવી છે કે—આપણે બ્રિટનની સાથે રહી સ્વરાજ્ય ભોગવશું. આદી ઘર કરી રહેલા ઇંગ્રેજો હિંદુસ્તાન છોડે એવું આપણે માગતા નથી, પણ સ્વરાજ્યમા તે-ઓ ભાગીદાર હશે એવી રચનામા કદાચ સિપાહીગીરી તેઓને ભાગે આવી તો તેઓને તેમાં હલકાપણું નહિ રહે પણ આપણે સિપાહીગીરીમા ભાગ નહિ લઇએ એમ તેઓનું માનવું જ ઉતા-વળું થયું છે. હિંદુસ્તાનની વૃત્તિ સૈનિક બળ મે-ળવવાની થશે ત્યારે તે થોડા સમયમા પ્રાપ્ત થઇ શકે એવી વસ્તુ છે. મારવાની શક્તિ એ કઠોર વૃત્તિનું પરિણામ છે. એ વૃત્તિને પોષતાં વાર નથી લાગતી તે ઘાસની જેમ ઉગી શકે છે. પ્રશ્ન દુઃખદ છે. કેમકે ને આપણને સરકારે આજ લાગી સૈનિક તાલીમ વિનાના રાખ્યા છે જો તેમણે આપણામાં એ તાલીમ ઇચ્છી હોત તો અત્યારે શિક્ષિત વર્ગનું મોટું લશ્કર તૈયાર હત. લડાઇમાં શિક્ષિત વર્ગે ભાગ નથી લીધો તેનો દોષ શિક્ષિત વર્ગની ઉપર છે. તેના કરતાં સરકારની ઉપર ઘણો મોટો છે. જો સરકારની રાજ્યનીતિ જૂદા ધોરણ ઉપર અમલથી બંધાઇ હત તો અત્યારે સરકા-રની પાસે અજીત સેના તૈયાર હત. પણ જે દશા વર્તે છે તેનો દોષ ભલે કોઇને ન દેવાય. જ્યારે ઇંગ્રેજી સત્તા સ્થપાઇ ત્યારે કરોડો ઉપર રાજ્ય ચલાવવાનાં પ્રજાને હથિયાર રહિત અને સૈનિક શિક્ષણ રહિત કરવામાં ડહાપણ ગણાયું. હવે જા-ણે ત્યાંથી સવાર ગણી રાજા પ્રજા બન્નેએ રહી ગયેલું સમારી લેવાનું છે.

આ વિચારો ચાલુ પ્રવાહ યોગ્ય છે એવી કલ્પના ઉપર આપેલા છે. મને પોતાને ચાલુ સ્થિતિ દરેક પ્રકારે યોગ્ય છે એમ નથી જણાતું. આપણે જે ચળવળ ચલાવીએ છીએ તે પાશ્ચા-ત્ય પદ્ધતિ છે. જે સ્વરાજ્ય ઇચ્છીએ છીએ તે પાશ્ચાત્ય નમુનો છે, તેને પરિણામે હિંદુસ્તાનને પાશ્ચાત્ય દેશોની હરિફાઇમાં ઉતરવું પડશે ઘણા માને છે કે—તેમાંથી છુટકારો જ નથી. હું તેવું માનતો નથી. હિંદુસ્તાન યુરોપ નથી. જાપાન નથી, ચીન નથી એ મારાથી ભૂલાતું નથી. હિં-દુસ્તાન જ કર્મભૂમિ છે. બાકીની ભોગ ભૂમિ છે; એ દેવ વાણી છે. એ મારા મનમાં ઠસી રહેલું છે. આ દેશનું કાર્ય બીજા દેશોના કરતાં વિચિત્ર છે એમ મને ભાસે છે. હિંદુસ્તાન ધાર્મિક સા-મ્રાજ્ય ભોગવવા યોગ્ય છે જેવી તપશ્ચર્યા આ દેશમાં થઇ છે તેવી બીજે ક્યાંએ નથી થઇ. હિં-દુસ્તાનને લોખંડનાં શસ્ત્રોની ઓછી જરૂર છે તે દિવ્યશસ્ત્રોથી લડતું આવ્યું છે, હજુ લડી શકે છે. બીજી પ્રજાઓએ શરીર બળને પૂજ્યું છે. યુરોપમાં ચાલતું દારૂણ યુદ્ધ તેનો સચોટ દાખલો છે હિંદુસ્તાન આત્મબળવડે જીતી શકે છે આ-ત્માની શક્તિની પાસે શરીર શક્તિ તૃણવત છે એવા અનેક દાખલા મળી આવે છે, એવું કવિઓએ ગાયું છે; અનુભવીઓએ વર્ણવ્યું છે. હૃષ્ટપુષ્ટ વીસ વરસનો જુવાન પોતાના એંશી વર્ષના બાપની પાસે બાકરી જેવો થઇ વર્તે છે. આ પ્રેમ બળની નિશાની છે પ્રેમ એજ આત્મા છે. એ આત્માનો ગુણ છે. એજ પ્રેમનો ઉપયોગ શ્રદ્ધાપૂર્વક આખા જગત ઉપર આપણે કરી શકીએ છીએ આપણે ધર્મ ઉપરની શ્રદ્ધા ખોઇ બેઠા છીએ. તેથી આધુનિક વાયુમા આપણા પગ ઠેકાણે રાખી શકતા નથી, ને આમ તેમ અફળાયા કરીએ છીએ. આ વસ્તુનો થોડો વધારે વિચાર આગળ કરશું.

આવા મારા વિચારો છતાં હું સ્વરાજ્યની ચળવળમાં ભાગ લઉં છું. કેમકે અત્યારે જે પદ્ધતિથી સરકાર રાજ્ય ચલાવે છે તે આધુનિક પદ્ધતિનું શુદ્ધ સ્વરૂપ તો 'પાર્લમેંટ' છે એમ સરકાર પોતે માને છે. એવી પાર્લમેંટ આપણને ન મળે તો આપણે અસોભ્રષ્ટ તતોભ્રષ્ટ થઇ જઇએ." મીસીસ બેસેંટનું એક વાક્ય હિંદુસ્તાનને સ્વરાજ્ય હો અથવા હિંદુસ્તાનમાં ભુખમરાનો રોગ ફેલાશે. હું આંકડાઓમાં નથી પડવા ઇચ્છતો. મારી આંખનો પુરાવો મને બસ છે કે,—હિંદુસ્તાનમાં ગરીબાઇ વધતી ચાલી છે. બીજું પરિણામ કેમ હોય? જે દેશ પોતાનો કાચો માલ બહાર મોકલે છે ને તેની પર બહાર મરામત થઇ પાછો આવે છે ને લે છે, જે દેશ પોતે રૂ પેદા કરવા છતાં પોતાના કપડાનાજ કરોડો રૂપિયા બહાર આપે છે તે દેશની દશા કંગાલ ન હોયે તો શું હોય? જે દેશના લોકો પોતાના વિવાહ વગેરેના ખર્ચમાં પૈસા ખર્ચે તે સ્થિતિને ઉડાઉ સ્થિતિ ગણવામાં આવે તે દેશની દશા ભીખારીજ ગણાય. જે દેશ મરકી વિગેરેના સુધારા કરવામાં પૂરતું ખર્ચ ન કરી શકે એ દેશ ભીખારી જ હોય. જે દેશના અમલદાર વર્ગનો પગાર ઘણે ભાગે બહાર ખર્ચાય એ દેશની પ્રજા દિવસે દિવસે કંગાલ બનવી જ જોઇએ જે દેશના માણસો કકડતી ટાઢમાં કિનના વસ્ત્રના અભાવે સોના સરખું ખાતર બાળી નાખી પોતાની ટાઢ સમાવે તેની કંગાલીયતમાં શી કચાશ હોય? આખા હિંદુસ્તાનમાં ભમતા મેં ક્યાંએ પ્રજાવર્ગમાં નૂર નથી જોયું મધ્યમવર્ગ મહા વ્યથામાં ઘેરાયેલો છે. કનિષ્ટ વર્ગને ઉંચે આભ અને નીચે ધરતી છે. તેને માટે સારો દિવસ છેજ નહિ હિન્દુસ્તાનની દોલત લોપ તળે દટાયેલી છે ને તેના ઘરેણામાં છે એ કેવળ કલ્પના છે જો છે તેની કશી ગણત્રી નથી. લોકોની કમાણી વધી નથી, ત્યારે ખર્ચ વધ્યાં છે. આવી દશા કંઇ સરકારે જ્ઞાનપૂર્વક આણી નથી. હું માનું છું કે—સરકારના હેતુ શુદ્ધ છે. તેની શુદ્ધ માન્યતા છે કે—પ્રજાની ઉન્નતી થતી જાય છે. પ્રેસ્તાની 'બ્લુ બુકો' ઉપર તેની અચલિત શ્રદ્ધા છે. આંકડાઓ ગમે તે સિદ્ધ કરી શકે એ ઇંગ્રેજી કહેવત છે, તે યથાર્થ છે આંકડાઓ ઉપરથી અર્થશાસ્ત્રીઓ હિંદુસ્તાનની ચડતી દશા સિદ્ધ કરે છે. લોઢીયા હિસાબ કરનારા મારા જેવા તે આંકડાઓ એક શંકાયુક્ત થઇ રોઢી ધુણાવે છે ઉપરથી દેવતા આવીને બીજું કહે તો પણ હું જરૂર કહીશ કે—હિંદુસ્તાનને હું કંગાલ થતું જોઉં છું.

ત્યારે આપણીજ પાર્લમેંટ હોય તો તે શું કરે? હિંદુસ્તાનમાં પાર્લમેંટ હશે ત્યારે આપણને ભૂલો કરવાની તેમજ સુધારા કરવાની સત્તા મળશે. આપણે પ્રથમ તો જરૂર ભૂલો કરશું. પણ આપણું ખમીર આ દેશનું હોવાથી ભુલોને સુધારતા વાર નહિ લાગે ને આપણને ભુખમરાનો ઇલાજ તુરત હાથ લાગશે. એ વેળા આપણે, સેંકડોવરની ચીજવડે આપણું જીવન નહિ ગાળતા હોઇએ એ વેળા આપણે અખૂટ દોલત ખર્ચી બાદશાહી દિલ્હી નહિ બાંધતા હોઇએ. બાદશાહી દિલ્હીનો આકાર હિન્દુસ્તાનની ઝુંપડીઓને અનુસરતો હશે. ઝુંપડી અને પાર્લામેન્ટ હાઉસ વચ્ચે કંઇક પ્રમાણ તો હશેજ પ્રજા અત્યારે રંક થઇ બેઠી છે. તેને ભૂલ કરવા જેટલોએ હક નથી રહ્યો જેને ભૂલ કરવાનો હક નથી તે કદિ સુધારો કરી શકવાના નથી. આમની સભાનો ઇતિહાસ એ ભૂલોનો ઇતિહાસ છે. ઇનસાન ભૂલનું પુતળું છે, એમ અરબી કહેવત છે ભૂલ કરવાની છુટ અને તે સુધારવાની સત્તા એ સ્વરાજની એક વ્યાખ્યા છે. એ સ્વરાજ પાર્લામેન્ટમાં રહેલું છે.

પાર્લમેન્ટ આજે જ જોઇએ. તે લેવાને આપણે આજેજ લાયક છીએ. એટલે તે આપણે માગશું ત્યારે જ મળશે 'આજે જ' ક્યારે આવશે તેનો આધાર આપણી ઉપર છે.

બ્રિટીશ ડેમોક્રસી-બ્રિટીશ પ્રજાની પાસે દુખ રડવાથી સ્વરાજ નથી મળવાનું તે પ્રજા એવી માગણી ઓળખી શકતી નથી. તે પ્રજા કહેશે "અમે સ્વરાજ માગવા કોઇની પાસે ગયા નથી. અમે અમારી શક્તિવડે તે મેળવ્યું છે. તમને નથી મળ્યું, કેમકે તમે નાલાયક છો તમારી લાયકાત હશે ત્યારે સ્વરાજ તમને મળશે જ."

આ લાયકાત કેમ આવે? આપણે હિન્દની પ્રજા પાસે સ્વરાજ માગવું રહ્યું છે આપણી

અરજી તેની કને છે. જ્યારે હિન્દુસ્તાનના ખેડુત જાણશે કે સ્વરાજ શું છે, ત્યારે કોઇ સ્વરાજ રોકી શકનાર નથી.

સર વિલીયમ વિલસન હંટર લખી ગયા છે કે બ્રિટીશ સામ્રાજ્યમાં ધાર્યું મેળવવાનો સીધામાં સીધો રસ્તો રણસંગ્રામમાં મેળવેલો વિજય છે. જો શિક્ષિત વર્ગ મૂંગે મોંહે આ વેળા લડાઇમાં જોડાઇ શકત તો મારી ખાત્રી છે કે આપણને માગ્યું હમણા જ મળત, એટલું જ નહિ પણ એ મળ્યાની ખુબી ઓરજ હત.

આપણે ઘણી વેળા કહીએ છીએ કે હિન્દુસ્તાનના ઘણા સિપાહી ફ્રાન્સના મેદાનમાં અને મેસોપોટેમિયાના મેદાનમાં કપાઇ મૂઆ છે. આનો જશ આપણે શિક્ષિતવર્ગ નથી લઇ શકતા એ સિપાઇઓને તૈયાર આપણે નથી કર્યા. એ સિપાઇઓ દેશાભિમાનથી નથી ગયા તેઓને સ્વરાજની ખબર નથી લડાઇને અંતે તેઓ સ્વરાજ માગવાના નથી. તેઓ પોતાને નિમક આપનારની ખાતર પોતાની નિમકહલાલી બતાવવા ગયા છે.

રાજની માગણી કરતાં મને લાગે છે કે આપણે એને દરમીયાન નથી લાવી શકતા. શિક્ષિતવર્ગ ઇમાં મોટો ભાગ નથી લઇ શકેલ તેને સારુ વર્ગને દોષિત ગણી શકાય નહિ, એટલુ જ આપણે કહી શકીએ છીએ

આપણે કઠણ સમયે વફાદારી બતાવી છે, એ પણ લાયકાત નથી સૂચવતું. વફાદારી એ ગુણ નથી. એ પ્રજા સ્થિતિની સર્વત્ર આવશ્યકતા છે. વફાદારીથી સ્વરાજ ન મળે એ સ્વયં સિદ્ધ છે.

આપણી લાયકાત આપણને હવે સ્વરાજ ભોગવવાની તીવ્ર ઇચ્છા થઇ છે તેમાં રહી છે, ને બ્રિટીશ અમલદારવર્ગે ભલે તેટલી શુદ્ધ દાનતથી કામ કર્યું છે છતાં તેઓનો સમય હવે આવી રહ્યો છે, એમ આપણને ચોક્કસ જણાયું છે એમાં રહેલી છે; ને તેટલી લાયકાત આપણા કાર્યને સારૂ પુરતી છે. સ્વરાજ વિના હવે હિન્દુસ્તાનમા શાન્તિનો સંભવ નથી.

પણ જો આપણે સ્વરાજની ચળવળ મજાઓ ખાતરજ કરીએ તો પ્રજાને હાનિ થવાનો સંભવ છે. મેળાવડા અને ભાષણો યોગ્ય સ્થાને ને યોગ્ય વખતે શોભી શકે છે. પણ માત્ર મેળાવડા અને ભાષણોથી પ્રજા ઘડાતી નથી

જે પ્રજામાં સ્વરાજના તરંગો ઉછળી રહ્યા હોય તેમાં સર્વ દિશામાં જાગૃતિ હોય. સ્વરાજનું પ્રથમ પગથિયું તો હરેક વ્યક્તિ છે. યથા પિંડે તથા બ્રહ્માણ્ડે એ મહા વાક્ય આ પ્રસંગે પણ ખરું જ છે. જો આપણાં હૃદયમાં નિરંતર લડાઇ ચાલ્યા કરે, જો આપણે વાંકા ચાલતા હોઇએ, આપણી ઇન્દ્રિયો ઉપર અંકુશ રાખવાને બદલે ઇન્દ્રિયો આપણી ઉપર રાજ્ય ભોગવતી હોય તો સ્વરાજનો અર્થ આપણે સારુ શો હોઇ શકે ? પ્રથમ પગથિયું તો આપણે આપણી ઉપર રાજ્ય ભોગવતાં શિખવું એ છે.

પછી કુટુંબ-જો કુટુંબમાં કલહ હોય, ભાઇઓ એક બીજાની સાથે લડે, કુટુંબીઓ સાથે ન રહી શકે, અવિભક્ત એટલે કૌટુંબિક સ્વરાજ ભોગવનારાં કુટુંબો ઝગડાને લીધે વિભક્ત બને તો આપણે સ્વરાજને સારૂ કેમ લાયક બનીએ?

હવે જ્ઞાતિ-જ્ઞાતિમાં એક બીજાની સાથે દ્વેષ વર્તે, જ્ઞાતિઓ પોતાનો કારભાર ન ચલાવી શકે, તેમાં કાંઇ વ્યવસ્થા હોય નહિ, શેઠીઆ મોટાઇ માગે, જ્ઞાતિભાઇ સ્વેચ્છાચારી થાય ને આટલું સંકુચિત સ્વરાજ આપણે ન ચલાવી શકીએ તો રાષ્ટ્રીય સ્વરાજ કેમ ચલાવી શકીએ?

જ્ઞાતિ પછી શહેર. આપણાં શહેરનો કારભાર આપણે ન ચલાવી શકીએ, આપણી ગલીઓ સાફ ન રાખીએ, આપણાં ઘર ખંડેર હોય, રસ્તા વાંકા હોય, શહેરનો કારભાર ચલાવનાર નિઃસ્વાર્થી શહેરી ન નીકળી પડે, જે કારભાર ચલાવતા હોય તે બેદરકાર હોય અથવા સ્વાર્થી હોય, તો આપણને વિશેષ સત્તા લેવાનો શો અધિકાર છે!

ખરેખર શહેરના કારભારમાં સ્વરાજની ચાવી રહેલી છે. એટલે તે વિષે જરા વધારે વિચાર કરવાની જરૂર છે. હિન્દુસ્તાનમાં મરકીએ ઘર કર્યું છે. કોલેરા તો આપણી સાથે છેજ. મલેરિયા દરવર્ષે હજારોનો ભોગ લે છે. દુનિયાના બીજા દરેક ભાગમાંથી મરકી દૂર થઇ શકી છે. ગ્લાસગોમાં ગઇ તેવી તેને કાઢી જોહાનીસબર્ગમા એકજ વખત આવી શકી ત્યાંની મ્યુનિસિપાલીટીએ મહા પ્રયત્ન કરી એક માસમાં મરકી નાબુદ કરી. આપણે મરકીની ઉપર કશી અસર કરી

શકતા નથી. આ સ્થિતિને સારૂ આપણે સરકારને દોષ નથી દઇ શકતા ખરૂ જોતા ગરીબાઇને પણ દોષ નથી દઇ શકતા. મરકીને સારૂ જે ઉપાય લેવા હોય તેમાં કોઇ આપણી વચ્ચે આવે તેમ નથી. અમદાવાદ જેવું શહેર ગરીબાઇનું બહાનુ કહાડી નીકળી જઇ શકતુ નથી મને ભય છે કે મરકીને સારૂ આપણે આખી જવાબદારી કબુલ કરવી પડશે. એ ખુબીની વાત છે કે જ્યારે આપણા રહેવાના વિભાગમા મરકી કેર વર્તાવી રહી હોય છે, ત્યારે જ્યા અંગ્રેજો વસે છે ત્યા તે જઇ શકતી નથી. કારણો પણ તુરત સમજાય છે. ત્યાં હવા સાફ છે, ઘરો છૂટાં છે, રસ્તા પહોળા અને સાફ છે, અને જંગલ જવાની ટેવ ઘણી સારી છે. આપણે તો જંગલ જવુ એટલે નરકવાસ કરવો એવુ કરીએ છીએ જે મુલકમા નવાણું ટકા માણસો ઉઘાડે પગે ચાલનારા છે, તે મૂલકમાં લોકો ગમે ત્યા થુકે છે, ગમે ત્યાં પોતાની હાજતો પૂરી પાડે છે, ને તેવા રસ્તાપર આપણને ચાલવું પડે છે. આ સ્થિતિમા મરકી ઘર કરે તેમાં શી નવાઇ છે.

આપણે આપણા શહેરોની સ્થિતિ નહિ બદલાવીએ, આપણી બુરી ટેવો નહિ બદલીએ, આપણાં પાયખાનાં નહિ સુધારીએ ત્યા સુધી આપણે સારૂ સ્વરાજ્યની કશી કિમ્મત નથી રહેવાની.

આ પ્રસગે આટલુ કહેવુ અનુચિત નહિ ગણાય. આપણે સર્વથા ઉપયોગી સેવકો-ભંગીને અસ્પર્શ્ય ગણીએ છીએ. તેનું પરિણામ એ આવ્યું છે કે આપણાં પાયખાના આપણે તેઓને પૂરાં સાફ કરવા દેતા નથી, આપણે પોતે ધર્મને બહાને તે કામ કરતા અભડાઇએ છીએ. આથી આપણે જાતે સ્વચ્છ ગણાતા છતા આપણા ઘરનો એક ભાગ દુનિયાના બીજા દેશોમાં છે તે કરતા વધારેમા વધારે ગંદો રહે છે, ને તેને લીધે આપણે હમેશા ગંદી હવામાં ઉછરીએ છીએ. જ્યાં લગી આપણે કેવળ ગામડાઓમા રહેતા હતા, ત્યાં સુધી આપણે સુખી હતા. પણ શહેરોમાં આપણી ઉપલી કુટેવોથી આપણે સદા આપઘાત કરીએ છીએ.

જ્યા ઘણા લોકો વગર મોતે મરતા હોય ત્યાં ધર્મનો, કર્મનો, આચારનો અભાવ હોવાનો સંભવ છે. હું માનું છુ કે મરકીને કાઢવી એ આપણી શક્તિની બહાર ન હોવુ જોઇએ. જો આપણે મરકીને નાબુદ કરી શકીએ તો તેથી સ્વરાજ્યને સારૂ આપણી જેટલી લાયકાત વધશે તેટલી મહા ચળવળથી નથી વધવાની. આપણા ડાકટરો વૈદ્યોએ વિચારવા જેવો આ સવાલ છે.

આપણી પડોશમાજ ડાકોરજીનુ પવિત્ર ધામ છે. મ્હે તે જોયું છે. તે પવિત્ર ધામની અપવિત્રતાનો પાર નથી. હું મને પોતાને શુદ્ધ વૈષ્ણવ માનુ છુ. તેથી મને આ વિષે ટીકા કરવાનો વધારે અધિકાર છે. ડાકોરજીમા એટલી સખત ગંદકી છે કે ચોખ્ખાઇમા રહેનાર માણસને ડાકોરમા એક દિવસ ગાળવો એ પણ મુશ્કેલીની વાત છે. જાત્રાળુઓ પોતાની ઇચ્છા પ્રમાણે તળાવ બગાડે છે, રસ્તા બગાડે છે. મુખીયા લઢે છે ને રણછોડરાયજીના આભૂષણ વિગેરે બાબત 'રીસીવર' નીમાયા છે એ વધારાનુ આ સ્થિતિ સુધારવી તે આપણુ જ કાર્ય છે સ્વરાજ્ય લેવા નીકળી પડેલા આપણે ગુજરાતી આપણુ આંગણુ નહિ સુધારીએ તો સ્વરાજ્યના લશ્કરમાં શી ફતેહ મેળવીશુ

શહેરોમા કેળવણીની સ્થિતિનો વિચાર કરતા પણ આપણને ઘણી નિરાશા પેદા થાય એવુ છે. પોતાના અંગત સાહસથી સેકડોને કેળવણી આપવાની આપણી ચોખ્ખી ફરજ છે. આને બદલે હજારો બાળકો કેળવણી વગરનાં રહે છે ને સરકારની ઉપર આપણી નજર ટમટમી રહી છે

શહેરોમા દારૂનુ વ્યસન વધે છે, દારૂની દુકાનો વધે છે, જુગાર વધે છે. આનો ઇલાજ આપણે ન કરી શકીએ તો આપણે સ્વરાજ્ય કેમ લઇએ ? સ્વરાજ્યનો અર્થજ એ છે કે આપણો કારભાર આપણે ચલાવીએ.

આપણાં બાળકોનાં મોંમાથી ને આપણા મોંમાં દુધ જતું રહેવાનો સમય આવ્યો જણાય છે. ગુજરાતમાં ડેરીઓએ દાટ વાળવા માડયો છે બધુ દુધ ખરીદી લઇ તેમાંથી માખણ, પનીર, ઇત્યાદિ બનાવી વેચે છે. જે પ્રજાનો આધાર મુખ્યત્વે દુધ ઉપર રહ્યો છે તે પ્રજા આમ પોતાના ખોરાકનો નાશ કેમ થવા દે ? એવા સ્વાર્થી માણસો કેમ નીકળી પડે કે જે પ્રજાના આરો-

એનો વિચાર કર્યા વિના પૈસાને સારૂ પ્રજાની ખાવાની વસ્તુનો અયોગ્ય વેપાર કરે? દુધ, ઘી અને દુધનાં પદાર્થો પ્રજાને સારૂ એવાં અમૂલ્ય છે કે તેની ઉપર મ્યુનીસીપાલીટીઓએ પૂરો અંકુશ રાખવો ઘટે છે. આપણે તે વિષે શું કરીએ છીએ?

હું હમણાંજ બકરી ઇદના હુલ્લડના મુલકમાંથી આવું છું. એક નજીવા કારણને સારૂ બે કોમ લડી પડી, તેમાં તોફાની માણસો ભળ્યા, ને ઝગડો આગળ વધ્યો આપણે તેનો ઉપાય નથી કરી શકયા. સરકાર કરે તેની ઉપર કેવળ આધાર રાખવો પડયો છે. આ આપણી અપંગ દશા સૂચવે છે

ઘડીભર ગોરક્ષાનો વિચાર કરવો એ અપ્રાસંગિક નથી. આ સવાલ નાનો સુનો નથી છતાં તેનો આધાર કહેવાતી ગોરક્ષા મંડળ ઉપર મૂકી દીધો છે. ગોરક્ષા કરવાની પ્રથા જૂના કાળની જણાય છે. તેની ઉત્પત્તિ આ દેશની આવશ્યકતામાં રહેલી છે. જ્યાં નેવું ટકા માણસ ખેતીની ઉપર નિભાવ કરે છે, જ્યાં ખેતી માટે બેલની જરૂર પડે છે ત્યાં ગાયની રક્ષા સહેજે કરવાની ફરજ આવી પડે છે. આવે સ્થળે માંસાહારી પણ ગાયનો ત્યાગ કરે. આવાં સ્વાભાવિક કારણો જ ગાયની રક્ષાની સારૂ બસ હોવા જોઇએ. પણ અહિં દશા વિચિત્ર છે ગોરક્ષાનો મુખ્ય અર્થ એ જોવામાં આવે છે કે ગાયો મુસલમાન ભાઇઓના હાથમાં ખોરાક સારૂ જતી અટકાવવી. રાજ્યકર્તાને ગાયના માંસની જરૂર લાગે છે. તેમને નિમિત્તે હજારો ગાયોનો વધ હમેશા થાય છે. તેના સામે આપણે કંઇ નથી કરતા. કલકત્તામા હિન્દુઓજ ફુંકવાની અઘોર ક્રિયા કરી ગાયનું બધું દુધ હમેશા હરી લે છે તે ગાયની આ ઘાતકી હિંસા અટકાવવા આપણે ભાગ્યેજ પ્રયત્ન કરીએ છીએ, ગુજરાતમાંજ બેલને હાંકવાને સારૂ હિન્દુ ચુંકવાળી લાકડીઓ વાપરે છે, તેની સામે અવાજ નથી ઉઠાવતા. આપણા શહેરનાં બેલની દશા દયામણી જોવામાં આવે છે, ગાય અને તેના વંશનો બચાવ કરવો એ મહા મોટો પ્રશ્ન છે. તેને મુસલમાનની સાથે ઝગડા કરવાનું સંકુચિત રૂપ આપી આપણે ગાયોના વધ વધાર્યો છે. ગાયનો બચાવ કરતા મુસલમાન ભાઇઓનો વધ કરવો એ ધર્મ ન હોય પણ અધર્મ હોવાનો સંભવ છે. મને લાગે છે કે આપણે મુસલમાન ભાઇઓ સાથે પ્રેમ વચનથી મસલત કરીએ તો તેઓ પણ હિન્દની સ્થિતિ સમજી ગાયનો બચાવ કરવા તત્પર થશે તેઓને વિનવી તેઓની સાથે સત્યાગ્રહ કરી આપણે તેમને ગાયના બચાવમાં રોકી શકીએ છીએ. પણ આમ કરવા સારૂ આપણે આ સવાલનું ખરૂં સ્વરૂપ સમજવું જોઇએ. આપણે આપણા ભાઇઓને મારવાને બદલે મરવા તૈયાર થવું જોઇએ. પણ તે તો જ્યારે આપણને ગાયની ખરી કિંમત જણાશે ને આપણામાં શુદ્ધ દયા સ્ફુરશે ત્યારેજ કરી શકવાના. આ કાર્ય કરવામાં ઘણી વસ્તુનો સમાવેશ એકસામટો થઇ જાય છે. હિન્દુ-મુસલમાન વચ્ચેનો કલેશ ટળશે, ગાયનું રક્ષણ થશે, દુધ, ઘી આપણને ચોખાં ને સોંઘા મળશે અને આપણા બેલ દુનિયાને જોવા લાયક થશે આપણી શુદ્ધ તપશ્ચર્યા હશે તો આપણે ગાયનો વધ કોઇજ, મુસલમાન કે હિન્દુ બધાને હાથે થતો અટકાવી શકીશું આ એક કાર્ય પણ સ્વરાજને નજીક લાવનારૂં છે.

ઉપલા ઘણા સવાલો શહેરોના કારભારને અંગે ઉઠેલા છે. એમાંથી આપણે જોઇ શકીયે છીયે કે **શહેરોના આપણા શુદ્ધ કારભાર ઉપર ભારતવર્ષના કારભારનો આધાર છે.**

સ્વદેશી હિલચાલ દેશમાં નહિ સરખીજ છે એમ કહેવું અનુચિત નહિ ગણાય. આમાં લગભગ સ્વરાજની ચાવી રહેલી છે એ આપણને સુજતું નથી. જો આપણને સ્વભાષા પ્રત્યે અરૂચી હોય, આપણાં કપડાં ન ગમે, આપણો પોષાક અણગમો ઉપજાવે, આપણને શીખાની શરમ આવે, આપણો ખોરાક સારો ન લાગે, આપણી હવા પણ ઠીક ન જણાય, આપણા લોકો અણઘડ ને આપણો સંગ રાખવા અયોગ્ય જણાય, આપણી સભ્યતા ભુંડી લાગે ને વિદેશી રૂડી લાગે, ટૂંકામાં આપણું બધું દરદ્ધું લાગે ને પરદેશી વહાલું લાગે તો સ્વરાજનો શો અર્થ હશે તે મને સમજમાં નથી આવી શકતું જો કે પ્રજાને પરદેશી બધુ ગ્રાહ્ય હોય તો જરૂર આપણને પરદેશી તાલીમની તો હજી ઘણી ગરજ રહેશે.

કેમકે પરદેશી વાયુએ જનસમાજમાં ઘણો થોડોજ પ્રવેશ કર્યો છે મને તો લાગે છે કે આપણે સ્વરાજનો રસ લઈ શકીએ તેના પહેલાં સ્વદેશી પ્રત્યે આપણને પ્રેમ તો ખરો પણ રાગ, શુદ્ધાં થવો જોઇએ આપણા દરેક કાર્યમાં સ્વદેશીની છાપ નજરે પડવી જોઇએ. સ્વરાજની રચનાજ આપણું ઘણું એકંદરે સારૂં છે તેવી કલ્પના ઉપર બંધાઇ શકે આ વિચાર બરોબર હોય તો, સ્વદેશીની ચળવળ આ દેશમાં ઘણા મોટા પાયા ઉપર થવી જોઇએ. જે જે દેશમાં સ્વરાજની ચળવળ થઇ છે, તે તે દેશમાં દેશની કિંમત પૂરી આલેખાઇ છે સ્કાટલાંડના સિપાહી મરણને જોખમે પણ પોતાની કીલ્ટ છોડવા ઇચ્છતા નથી તેને આપણે વિનોદમાં ઘાઘરા *પલટણ કહીએ છીએ એ ઘાઘરાની પાછળ જે બળ રહ્યું છે તેની સાક્ષી દુનિયા પૂરે છે. એટલે અગવડવાળો, શત્રુ તુરત ઓળખી શકે એવો એ ઘાઘરો છે છતાં 'સ્કાટલાંડના' સિપાહી તેનો ત્યાગ નથી કરતા. આપણા દોષોને સંઘરી રાખવા એમ કહેવાનો અહીં આશય નથી પણ આપણું ઘણું વિગુણ હોય તો પણ તે આપણને માન્ય છે પરદેશી સ્વનુચિત હોય તો પણ ત્યાજ્ય છે. જે આજે વિગુણ હશે તેને આપણે આપણા પરાક્રમે ગુણપૂરિત કરી શકીશું. હું ઇચ્છું છું કે આ પરિષદના સભ્યોને રગેરગે સ્વદેશી જુસ્સો વ્યાપે ને મહા સંકટો, અગવડો સહીને પણ તેઓ સ્વદેશી જુસ્સો વ્યાપે ને મહા સંકટો, અગવડો સહીને પણ તેઓ સ્વદેશી વ્રત ધારે ને તેને અડગ રહી પાળે એમ થાય તો સ્વરાજ તો આપણને ઘેર બેઠે મળી શકે તેમ છે.'

ઉપરના દૃષ્ટાંતો ઉપરથી જણાશે કે આપણી ચળવળ કેવડી હોવી જોઇએ. સરકારને અરજીઓ ભલે કરાય, વડી ધારા સભામાં ભલે હક્ક મગાય, પણ આ કાર્યો કરતાં લોકજાગૃતિને સારૂં આંતરિક ચળવળની વધારે અગત્ય છે. બાહ્ય પ્રવૃત્તિમાં દંભ, સ્વાર્થ વિગેરે દાખલ થવાનો સંભવ છે. આંતરિક પ્રવૃત્તિ વિના બાહ્ય પ્રવૃત્તિ શોભશે નહિ એટલુંજ નહિં પણ તે નિરર્થક જવાનો સંભવ છે મારી દલીલનું તાત્પર્ય એ નથી કે આંતરિક પ્રવૃત્તિ બીલકુલ આપણે ચલાવતાજ નથી. પણ હું એમ કહેવા ઇચ્છું છું કે આંતરિક પ્રવૃત્તિ ઉપર આપણે જોઇતું વજન નથી દેતા

એવો પણ ધ્વનિ સંભળાય છે કે એક વખત આપણા હાથમાં ભારતવર્ષના કારભારની સત્તા આવવા દો પછી બધા રૂડાં વાનાં થઇ રહેશે આના જેવો બીજો ભારે વહેમ નહિ હોય. કોઇ પ્રજા એમ સ્વતંત્ર નથી બની વસંતની બહાર ખીલે છે ત્યારે દરેક ઝાડમાં તેની છાયા પડે છે નવયૌવન આખી ભૂમિને વિષે જોવામાં આવે છે તેમજ જ્યારે આપણે સ્વરાજ રૂપી વસંતઋતુમાં પ્રવેશ કરતા હોઇશું ત્યારે કોઇ આવી ચડેલો મુસાફર દરેક સ્થળ યૌવન ભાળશે અનેક પ્રકારની સાર્વજનિક પ્રવૃત્તિઓમાં પ્રજાના સેવકો પોતાની શક્તિ અનુસાર અનેક કાર્યોમાં રોકાયેલા જોવામાં આવશે.

આપણી પ્રગતિ જોઇએ તેટલી નથી એમ જો કબુલ કરવામાં આવે તો તેનાં બે કારણો પણ કબુલ કરવાં પડશે આપણે આપણી સ્ત્રીને આપણી હીલચાલમાંથી અલગ રાખી તેથી પક્ષઘાતનો ભોગ થઇ પડયા છીએ. પ્રજા એક પગે ચાલે છે તેના બધાં કાર્ય અર્ધા ને અધૂરા જોવામાં આવે છે વળી પ્રજાનો શિક્ષિત વર્ગ પરભાષા મારફતે કેળવણી પામી અશક્ત બને છે અને જે શક્તિ મેળવે છે તેનો લાભ પ્રજાને મળતો નથી. આ વિષય ઉપર મેં મારા વિચાર ગુજરાત કેળવણી પરિષદમાં જણાવ્યા છે એટલે અહીં પુનરોક્તિ નથી કરતો આ પરિષદે બધો કારભાર ગુજરાતીમાં ચલાવવા ઠરાવ કર્યો છે એ બહુ સ્તુત્ય છે ને મારી ઉમેદ છે કે કોઇ પણ લાલચને વશ થઇને ગુજરાતી પ્રજા આ નિશ્ચયને નહિ બદલે.

શિક્ષિત વર્ગે સ્વરાજપ્રેમીએ જનસમાજમાં ભળ્યા વિના ચાલવાનું નથી. આપણે પ્રજાના એકે અંગને તરછોડી શકવાના નથી. એકે અંગને તજી શકવાના નથી. બધાને સાથે લઇને ચાલીશું ત્યારેજ આગળ વધવાના છીએ જો શિક્ષિતવર્ગ પ્રજામાં મળેલ હોત તો બકરીઇદના હુલ્લડ આજે હોતજ નહિ

ઠરાવના વિષય ઉપર આવતા પહેલાં મારે થોડી ફરજ બજાવવાની રહી છે ને થોડી સૂચના કરવાની રહી છે.

૯૨ વર્ષે યમરાજા હિંદુસ્તાનના આગેવાનોનો ભોગ લે છે છેલ્લા બાર માસમાં હિંદુસ્તાનમાં લેવાયેલા બધા ભોગ વિષે અહીં હું નથી કહેવા ઇચ્છતો પણ મહુમ ઋષિ તુલ્ય હિંદના દાદા દાદાભાઇ નવરોજીનું નામ છોડી શકાય તેવું નથી તેમની દેશ સેવાની કિંમત આંકનાર હું કોણ? હું તો તેમને ચરણે બેઠેલો. જ્યારે છેક તરૂણાવસ્થામાં વિલાયત ગયો ત્યારે મને તેમના દર્શન થએલાં. તેમની ઉપર ભલામણ પત્ર લઇ ગએલો ત્યારથીજ તેમની પૂજા કરતાં શીખ્યો. તેમની નિષ્કલંક અખંડિત દેશ સેવા, તેમની સમદૃષ્ટિ, તેમનું શુદ્ધ ચારિત્ર્ય આ બધું હિંદને સારૂં હંમેશાં નમુનારૂપ રહેશે ઇશ્વર તેમના આત્માને શાંતિ આપો. તેમના કુટુમ્બને અને હિંદને આ વિયોગ સહન કરવાની શક્તિ આપો! તેમનુ ચારિત્ર્ય આપણા જીવનમા ઉતારી, તેમની દેશ સેવાની નકલ કરી આપણે તેમને સદાયને સારૂ આપણા હૃદયમા સ્થળ આપી અમર કરી શકીએ છીએ. એ મહા પુરૂષનો આત્મ આપણી પરિષદનો સાક્ષી રહો!

નામદાર વાયસરાયે વિરમગામની સરહદ ઉપર લેવામા આવતી જકાત રદ કરવાનો ઠરાવ સંભળાવ્યો તેને સારૂ તેમને ધન્યવાદ દેવાની આપણી ફરજ છે. આ કાર્ય વહેલુ થવું જોઇતુ હતુ તે બોજા નીચે પ્રજા કચડાઇ રહી હતી ઘણાઓ તેને લીધે પોતાનો વેપાર ખોઇ બેઠા છે ઘણી અગવડો અને દુખ વેઠવું પડયુ છે. આ ઠરાવનો અમલ હજુ થયો જણાતો નથી ઝટ થાય એ ઇચ્છવા જેવુ છે.

આગગાડીમા ત્રીજા વર્ગના ઉતારૂઓ ઉપર જે દુઃખો પડે છે તે વિષે મ્હારો અનુભવ ગે વર્તમાનપત્ર દ્વારા પ્રજા આગળ મૂકયો છે. આ દુઃખો ખરેખર અસહ્ય છે. હિંદની પ્રજા ગંકડી છે તેને મૂગે મોઢે દુઃખો સહન કરવાની તાલીમ મળી છે એટલે લાખો આ દુઃખ સહન કરે છે છતાં તેનુ નિવારણ થતું નથી આમ દુઃખ સહન કરવામાં બહુ ગુણ છે પણ તેની સીમા હોવી જોઇએ. કેવળ નબળાઇથી સહન કરેલું દુઃખ નામરદાઇ છે આ આગગાડીની હાડમારી સહન થઇ રહી છે એ નામરદાઇનો આભાસ આપે છે. આ દુઃખો બે પ્રકારના છે. એક તો રેલ્વે ખાતાની ખામીને લીધે, ને બીજો ઉતારૂઓની બેદરકારીને લીધે. આ હાડમારીના ઇલાજ પણ બે પ્રકારના છે જેનું કારણ રેલ્વેખાતું છે ત્યાં સર્વેંઓ જેને કડવો અનુભવ થાય તેણે તે ખાતાને લખવું. ગુજરાતી ભાષામાં પણ લખી શકાય. વર્તમાનપત્રોમા પોકાર કરવો બીજો ઇલાજ એ છે કે જ્ઞાનવાન ઉતારૂઓએ અજ્ઞાત ઉતારૂને રીતભાતનુ જ્ઞાન આપવું. તેની ગંદાઇ, બેદરકારી વગેરે તરફ તેનુ ધ્યાન ખેચવુ આ કામમાં સ્વયંસેવકોની જરૂર છે તેમાં સહુ યથાશક્તિ ભાગ લઇ શકે છે. આગેવાનવર્ગે કોઇ કોઇ વેળા અગવડોનો સ્વાદ લેવા ખાતર ત્રીજા વર્ગની મુસાફરી પોતાની મોટાઇની જાણ કર્યા વિના કરવી ને પછી જે અનુભવ લીધો હોય તે રેલ્વે ખાતા આગળ રજુ કરવો. આમ કરવાથી થોડી મુદતમાં મહત્વનો ફેરફાર આપણી નજરે આવશે

ફીજીના ટાપુ વગેરેમા જતા ગિરમિટીયા મજુરો વિષે લંડનમાં એક કમિટિ નીમાઇ હતી. તે કમિટિના વિચારો સત્તાવાર જાહેર થયા છે ને તે ઉપર નામદાર હિન્દી સરકારે પ્રજામત માગ્યો છે આ વિષય પર પણ મ્હારો મત હું વર્તમાનપત્રોમા જાહેર કરી ચૂકયો છુ એટલે અહીં વિવેચન નથી કરતો. મ્હેં અભિપ્રાય આપ્યો છે કે કમિટિએ કરેલી ભલામણનું પરિણામ પણ એક પ્રકારની ગિરમિટ છે. આપણે એકજ મત આપી શકીએ છીએ. આપણે મજૂરોને કોઇ પણ પ્રકારના બંધનમા પરદેશ જતા જોવા માગતા નથી તેવી આપણને જરૂર નથી. ગિરમિટનો કાયદો તદન રદ થાય એજ જરૂરનુ છે કોલોનિઓને કોઇ પ્રકારની સગવડ કરી આપવા આપણે બંધાયેલ નથી.

હવે હું છેવટના વિષય પર આવું છું સાધ્ય વસ્તુ મેળવવા બે માર્ગ છે સત્યાગ્રહ ને દુરાગ્રહ. આપણા ગ્રંથોમાં તેને દૈવી ને આસુરી પ્રવૃત્તિને નામે વર્ણવ્યા છે. સત્યાગ્રહના માર્ગમા સત્યનો હમેશાં આગ્રહ રહે છે. કોઇ પણ કારણસર સત્યનો ત્યાગ નથી થતો એમા દેશને અર્થે પણ જુઠાનો પ્રયોગ થઇ શકે એવુ નથી. એમા સત્યનો સદાય જયજ કલ્પ્યો છે. કેટલીક વેળા

આપણને રસ્તો ઘોર લાગે, પરિણામ ભયંકર જણાય, જરા સત્ય છોડવાથી સિદ્ધિ મળવા જેવું લાગે તે છતાં સત્યનો ત્યાગ સત્યાગ્રહી કરતો નથી તેની શ્રદ્ધા એવે સમયે પણ સૂર્યના તેજની જેમ ઝગ્યા કરે છે, સત્યાગ્રહી નિરાશ થાયજ નહિ સત્યજ તેની તલવાર હોવાથી તેને ગજવેલની તરવારનો કે દારૂગોળાનો ખપ પડતો નથી. તે આત્મબળથી, પ્રેમથી વૈરીને પણ વશ કરે છે. મિત્રવર્ગમાં વહાલના પ્રેમની કસોટી થતી નથી. મિત્ર મિત્રની ઉપર પ્રેમ કરે એ નવાઇની વાત નથી તે ગુણ નથી, તેમાં શ્રમ નથી પણ શત્રુ પ્રત્યે મિત્રતા રાખવામાં પ્રેમની કસોટી છે, તે ગુણ છે, તેમાં શ્રમ છે, તેથી તે પુરૂષાર્થ છે તેમાં ખરી બહાદુરી ભરી છે. રાજ્યકર્તા તરફ પણ આપણે આવી દૃષ્ટિ રાખી શકીએ છીએ. એવી દૃષ્ટિ રાખતાં આપણે તેમના અનેક કામોની કિંમત કરી શકીશું, ને તેમની ભૂલોને સારૂ તેમનો દ્વેષ કરવાને બદલે તેમને પ્રેમ ભાવથી ભૂલો બતાવી તે ભુલો દૂર કરાવી શકીશું. આ પ્રેમ ભાવમાં ભયને અવકાશ નથી નબળાઇ તો હોયજ નહિ. નબળો પ્રેમ નથી બતાવી શકતો. પ્રેમ શૂરોજ બતાવી શકે. પ્રેમની દૃષ્ટિએ વિચારતાં આપણે રાજ્ય કર્તાઓની ઉપર વહેમની નજર નહિ રાખીએ તેઓ બધાં કાર્યો બુરી દાનતથી કરે છે એમ પણ નહિ માનીએ. પ્રેમથી કરેલી તેઓના કાર્યની આપણી પરીક્ષા એવી શુદ્ધ હશે કે તેઓની ઉપર પણ તેની છાપ પડયા વિના નહિ રહે.

પ્રેમ લડી શકે છે, પ્રેમને ઘણી વેળા લડવું પડે છે. સત્તાના મદમાં માણસ પોતાની ભૂલ નથી જોતો. એ સમયે સત્યાગ્રહી બેસી નથી રહેતો પણ પોતે દુઃખ સહન કરે છે. સત્તાધીશના હુકમનો, તેના કાયદાનો સાદર નિરાદર કરે છે અને એ નિરાદરથી પડતાં કષ્ટ જેવાં કે જેલ, દંડ ઇત્યાદિ સહન કરે છે. આમ આત્મા લડાય છે. આમાં કાળક્ષેપ થતો નથી ને એવા વિનયપૂર્વક કરેલ નિરાદરમાં પાછળથી ભૂલ જોવામાં આવે તો એ ભૂલનું પરિણામ માત્ર સત્યાગ્રહી અને તેના સાથી સહે છે. આમાં સત્તાધીશની સાથે કડવાશ નથી થતી પણ છેવટ તે આપણને વશ થઇ વર્તે છે તે જાણી લે છે કે સત્યાગ્રહીની ઉપર તેનો અમલ નથી ચાલી શકવાનો—સત્યાગ્રહીની સંમતિ વિના તેની પાસેથી તે એક પણ કાર્ય નથી લઇ શકવાનો. આ સ્વરાજ્યની પરિસીમા થઇ, કેમકે આમાં સંપૂર્ણ સ્વતંત્રતા આવી છે, આવો સત્યાગ્રહ શિક્ષિત સત્તાધીશની સામેજ ચાલી શકે એમ માનવાનું નથી. વજ્ર સમાન જેનું કઠોર હૃદય હોય તે પણ આત્માના બળથી પ્રગટ થયેલા અગ્નિમાં પીગળી શકે છે. નીરો પણ એ બળની આગળ બકરી સમાન દીન બની જાય, છે. આ અતિશયોક્તિ નથી પણ અક્ષર ગણિતના પ્રમાણ જેવું છે. આ સત્યાગ્રહ હિન્દુસ્તાનનું ખાસ શસ્ત્ર છે—હિન્દુસ્તાનમાં બીજાં શસ્ત્ર છે પણ સત્યાગ્રહ હિન્દુસ્તાનમાં વિશેષે વપરાયલ શસ્ત્ર છે. એ સર્વવ્યાપક શક્તિ છે સર્વ કાળે વપરાય તેવી છે સર્વ સ્થિતિમાં વાપરવાની છે. તેને સારૂ કોંગ્રેસાદિની મહોરની જરૂર નથી. જેને એ શક્તિનું ભાન થાય ને તેનો ઉપયોગ કર્યા વિના નજ રહે જેમ પોપચું આંખની રક્ષા સ્વતઃ કર્યાંજ કરે છે તેમ સત્યાગ્રહ પ્રગટે છે ત્યારે તે સ્વતઃ આત્મ સ્વતંત્રતાની રક્ષા કર્યાંજ કરે છે.

પણ દુરાગ્રહ એથી વિપરીત લક્ષણવાળી શક્તિ છે તેનો નમુનો આપણે ઉપર વિચારી ગયા તેમ યુરોપમાં ચાલતું દારૂણ યુદ્ધ છે. એક પ્રજા બીજી પ્રજાને શરીર બળથી હરાવે તેથી તેનો પક્ષ સાચો કેમ ઠરે? દુર્બળની ઉપર સબળ માણસો ઘણી વેળા અત્યાચાર કરતા જોવામાં આવે છે. દુર્બળ હારી જાય છે તેથી કંઇ તેની અનીતિ સિદ્ધ થતી નથી, સબળની નીતિ સિદ્ધ નથી થતી. દુરાગ્રહી સાધનનો વિચાર નથી કરતો, ગમે તેવા યોગ્ય અયોગ્ય સાધનો વડે પોતાના કાર્યની સિદ્ધિ મેળવવા તરફ તેનું લક્ષ રહે છે. આ ધર્મ નથી પણ અધર્મ છે. ધર્મમાં હોય પણ ખરી અસત્ય ન હોય, કઠોરતા ન હોય, હિંસા ન હોય. ધર્મનું માપ પ્રેમથી, દયાથી સત્યથી થાય છે. તેના ત્યાગથી મળેલું સ્વર્ગ પણ નિંદ્ય છે સત્યનો ત્યાગ કરવાથી હિંદુસ્તાનને સ્વરાજ્ય મળતું હોય તો તે નકામું છે તેમાં છેવટે પ્રજાનો નાશજ છે. દુરા-

મહી અધીરા બની પોતે માની લીધેલા વેરીનો સંહાર કરવા ઇચ્છે છે. આનું પરિણામ એટજ આવે છે વેરભાવની વૃદ્ધિ થાય છે. પરાજય પામેલ શત્રુ વેરનો સંગ્રહ કરી રાખે છે ને સમયની રાહ જુવે છે. આમ વેરનો વારસો પેઢી દર પેઢી ઉતરે છે. હિન્દુસ્તાન કોઇ પણ કાળે દુરાગ્રહને પ્રધાનપદ ન આપે એ આપણે ઇચ્છવા જેવું છે. આ પરિષદના સભ્યો જો સમજપૂર્વક સત્યાગ્રહનો સ્વીકાર કરી પોતાની કાર્ય રેખા દોરશે તો સાધ્ય વસ્તુ પ્રમાણમાં સહેલાઇથી મેળવી શકશે. આરંભમાં ભલે નિરાશા જોવામાં આવે, ભલે કેટલોકકાળ પરિણામ જોવામાં ન આવે છતાં સરવાળે સત્યાગ્રહનો સંપુર્ણ જય છે. દુરાગ્રહી ઘાણીના બેલની જેમ ચક્રમાં ફર્યા કરે છે તે ફરવું ગતિ છે, પ્રગતિ નથી સત્યાગ્રહી આગળ ધપ્યા કરે છે.

મારા વિચારોનું ઉતાવળે અવલોકન કરનાર એમ માનશે કે તેમાં કંઇક પરસ્પર વિરોધ રહેલો છે. એક તરફથી હું શસ્ત્રોની તાલીમની માગણી સરકારની પાસે કરૂં છું, બીજી તરફ સત્યાગ્રહને સર્વોપરી પદ આપું છું. સત્યાગ્રહમાં અને કયાં અવકાશ હોય? ખરેખર નજ હોય શું શસ્ત્રોની શિક્ષા જે સત્યાગ્રહી નથી તેને માટે કલ્પી છે. આખુ હિંદુસ્તાન સત્યાગ્રહી થશે એવો ખ્યાલ મને નથી આવી શકતો. બાયલા બની દેશનો કે નિર્બળનો બચાવજ ન કરવો એ સદા સર્વ પ્રકારે ત્યાજ્ય છે. નિરપરાધી સ્ત્રીની ઉપર અત્યાચાર કરનાર પુરૂષની સામે યાતો આપણે પોતે પોતાનું બલિદાન આપી તેને અત્યન્ત આત્મ પ્રેમ બલવડે વશ કરવો ને તે કરવાની આપણી શક્તિ ન હોય તો આપણે જરૂર શરીર બળ હોય તેટલું ખપાવી અત્યાચારીને અત્યાચાર કરતો રોકીએ. સત્યાગ્રહી અને શસ્ત્રધારી બન્ને જુદવેષા છે શસ્ત્રધારી નિઃશસ્ત્ર થયે-દીન બને છે સત્યાગ્રહી કદી દીન બનતોજ નથી. તે કંટકરૂપ શરીર કે શરીરના આયુધો ઉપર આધાર નથી રાખતો પણ અજીત અમર આત્માના બલ ઉપર ઝુઝે છે. આ બન્નેથી ત્રીજો તે પુરૂષ નથી તેને આત્માનું તો ભાનજ નથી નહિ તો બીજાનો મારી નાખેલ નહિ. તે શરીરને કૃપણના ધનની જેમ સાચવી રાખતાં સર્વસ્વ ખોઇ બેસે છે. આને મરતા આવડતું નથી. શસ્ત્રધારી તો મરણને સાથે રાખી ફરે છે. તે કોઇ દહાડો સત્યાગ્રહી થવાનો સંભવ છે. હિન્દુસ્તાનની આશા એજ રાખી શકાય કે આ મહાન પવિત્ર આર્ય દેશ પોતાની આર્યતાને દૈવી વૃત્તિને પ્રધાનપદ આપી મોટે ભાગે સત્યાગ્રહનો ઉપયોગ કરશે શસ્ત્ર ક્રિયાને સર્વોપરી પદ નહિ આપે. હિન્દુસ્તાનમાં શરીર બલ સત્ય છે. એ સૂત્રને માન નહિ મળે પણ સત્યમેવ જયતે એ સૂત્રને તો માન નિસંશય મળશે.

સૂક્ષ્મદ્રષ્ટિથી વિચારતાં માલુમ પડશે કે સત્યાગ્રહથી આપણે સંસાર સુધારો કરી શકીએ છીએ. ન્યાત જાતની ખામીઓ દૂર કરી શકીએ છીએ. હિન્દુ મુસલમાન વચ્ચેના વિક્ષેપો શમાવી શકીએ છીએ. અને રાજ્ય પ્રકરણી વિષયોનો નિર્ણય લાવી શકીએ છીએ. કાર્યની સરળતાને અર્થે આપણે વિષયોના ભાગલા પાડીએ એ વાસ્તવિક છે. પણ દરેકનો એક બીજાની સાથે ગાઢ સંબંધ છે એ વિસરવું ન જોઇએ. રાજ્ય પ્રકરણી વિષયો સાથે ધર્મને કે સંસાર સુધારાને સંબંધ નથી એ વિચાર અયોગ્ય છે. ધાર્મિક વૃત્તિથી રાજ્ય પ્રકરણી વિષયનું છેવટ આપણે એક પ્રકારે લાવી શકીશું. ધર્મવૃત્તિને છોડીને આવેલું પરિણામ બીજા પ્રકારનું હશે. રાજ્ય પ્રકરણી બાબતોનો વિચાર કરતાં આપણે રખડતા રઝળતા છપન હજાર અજ્ઞાત સાધુઓને છોડી શકતા નથી, મુસલમાન ભાઇઓ એવા ફકીરોનો ખ્યાલ છોડી શકતા નથી હિંદુ સંસાર વિધવાપ્રકરણ કે બાળ વિવાહનો વિચાર નથી તજી શકતો મુસલમાન પરદા પ્રકરણને કોરે નથી મેલી શકતા. બન્ને ધર્મવાળા પરસ્પરના સંબંધમાં પ્રશ્ન ઉઠ્યા કરે છે તેના પ્રત્યે આંખ આડા કાન નથી કરી શકતા.

ખરે આપણી મુશ્કેલીઓ હિમાલય જેવડી છે, પણ જેવી આપણી મુશ્કેલીઓ છે તેવાંજ રૂડાં સાધનો તે દૂર કરવાને સારૂ આપણી પાસે છે. આપણે પ્રાચીન પ્રજાનાં સંતાન છીએ રોમ, યુનાન, ઇજીપ્ત, વિગેરે દેશોની સભ્યતા[illegible] આપણે સાક્ષી છીએ આપણી સભ્યતાને સમુદ્રના પાણી જેમ બરતી ઓટ થયા કરે છે પણ

થોડીવારે રમેશે કહ્યું—અહીંથી રતનપુર કેટલે દુર છે?

ગંગા—ચાર પાંચ ગાઉ હશે!

રમેશ—તો પછી ત્યાં ખબર કેમ ના મોકલી?

ગંગા—કોઇ માણસ મળ્યો નહિ.

રમેશ—દવા કોણે કરી?

ગંગા—એક વૈદને બોલાવ્યો હતો.

આ પછી રમેશે કહ્યું, ગંગા હું જરા ઉંઘી જઉં છું. હવે કાંઇ ચિંતા નથી, એમ કહી સુઇ ગયો.

ગંગાએ રમેશની ચાકરી કેવા ભાવથી કરી હતી તે તેનુંજ હૃદય જાણતું હતું. રમેશના પ્રતિ તેને પ્રેમ ઉત્પન્ન થયો હતો, તે આખી રાત રમેશના મુખચંદ્ર સામેજ જોઇ રહી. સવાર થતાંજ ગંગાએ ઝુંપડીમાં જઇને બિછાનું નાંખ્યું. રમેશ સવારમાં પોતાની મેળેજ ઉઠીને ઝુંપડીમાં જઇને બેઠો. આઠેક વાગ્યાને સુમારે વૈદ આવ્યા, રમેશને જોઇ તેણે કહ્યું, હવે આપને આરામ થઇ ગયો છે, રમેશે તેને પોતાનું ઓળખાણ આપી રતનપુરમાં ખબર મોકલવા કહ્યું. વૈદે તેમ કરવા કબુલ કર્યું તે પછી તે ઘેર ગયો.

બીજે દિવસે હરિનાથ શુકલ-નોકર ચાકર લઇને ત્યાં આવ્યા જે રમેશને અને ગંગાને રતનપુરમાં તેડી ગયા.

કેટલોક વખત રતનપુરમાં રહ્યા પછી જ્યારે શરીર સારૂં થઇ ગયું ત્યારે રમેશે કલકત્તે જવાને કહ્યું. કેમકે તે વકીલની પરીક્ષામાં પાસ થયો હતો, અને ત્યાં જઇને હવે તેનો વકીલાત કરવાનો વિચાર હતો.

હરિનાથની સ્ત્રીએ રમેશને રતનપુરમાંજ રહેવાનો આગ્રહ કર્યો; પણ રમેશના આગ્રહથી તેમને હરિનાથે તથા તેમની સ્ત્રીએ જવાની પરવાનગી આપી. પણ રમેશના જવાથી ગંગાને ઘણુંજ દુઃખ થવા માંડયું તેની મનની ઇચ્છા તે કોઇને કહી શકી નહિ.

જવાનો દિવસ નક્કી કરી રમેશે સર્વ સામાન પેક કરાવ્યો. અને એકેક પુરૂષ એક સર્વને મળી આવ્યો આ વખતે તારાની વૃત્તિઓ બદલાઇ હતી. તેમજ રમેશ પણ તેની સાથે હવે એનનો સંબંધ રાખતો હતો. તારાના મનમાં રમેશને ફરી લગ્ન કરાવવાનો વિચાર હતો પણ રમેશને તે વાત કરી શકતી નહોતી.

ગંગા અને રમેશની દિલચાલ તારા બારીકાઇથી તપાસતી હતી. તે બન્ને એક બીજાની સાથે સ્નેહમાં પડયાં છે તે તેના જાણવામાં આવ્યું. રમેશના જવાના નિશ્ચયથી ગંગા આજે ઉદાસ હતી તારાએ જ્યારે તેને ઘણોજ આગ્રહ કર્યો ત્યારે તેણે પોતાના મનની વાત તેને કહી હતી. રમેશ જતી વખતે બધાને મળવા માટે ગયો સર્વને મળી આવ્યો પણ ગંગા મળી નહિ. જેથી તેને શોધતો તે ત્રીજે માળે ગયો તો ત્યાં ગંગાને એક ઓરડામાં ચોધાર આંસુએ રડતાં જોઇ. આ વખતના બનાવથી રમેશના મનમાં પણ દુઃખ થયું, રમેશે કહ્યું, ગંગા! તારો ઉપકાર હું આ જન્મમાં ભૂલું તેમ નથી. મારા જવાથી તારે ખુશી થવું જોઇએ, પણ આમ રડે છે કેમ?

ગંગા—મેં આપના ઉપર કાંઇ પણ ઉપકાર કર્યો નથી. મેં તો માત્ર મારી ફરજજ બજાવી છે. આપના જવાથી આપના દર્શન હવે થશે નહિ તેથી મને રડવું આવે છે.

રમેશ-મારે ધંધા અર્થે જવું પડે છે તારાં લગ્ન કરવાની વાત મેં હરીનાથ શુકલને કરી છે કોઇ સારો વર ગોતી કાઢી તારાં લગ્ન કરશે તેથી તું પણ સુખી થઇશ. અને તે વખતે હું દેશાવર હોઇશ તો હું પણ તારા સુખને જોઇ સુખી થઇશ.

તે માણસે કહ્યું કે ઘરમાં ખુન થયું છે. આ ઘરના માલીકે અમને આજે મીજબાની આપવા બોલાવ્યા હતા. અને જેવા તેને ત્યાં ગયા કે એક માણસને પીસ્તોલ છોડી મારી નાખ્યો જેથી હું ત્યાંથી જીવ લઈને નાસું છુ.

આ માણસ તે દેવદત્ત પાઠક હતા. તેના કહેવા ઉપરથી શ્યામસુંદરને પોલીસે ખુન કરવાના અપરાધ માટે કેદ કર્યો. શ્યામસુંદરે ઘણુંય કહ્યું કે એ સર્વ લુંટારા હતા અને મેં મારો જીવ બચાવવાને માટે ગોળી છોડી હતી, કાંઈ ખુન કરવાને માટે નહિ, પણ તે કહેવુ પોલીસે માન્યું નહિ.

મેજીસ્ટ્રેટ પાસે કેસ ચાલ્યો. દેવદત્તે પ્રત્યક્ષ જોનાર સાક્ષી તરીકે જુબાની આપી. રમેશનુ બીજુ કોઈ અહીં નહોતું. માત્ર હરિનાથ શુકલજ. તેમના તથા તારાના આગ્રહથી રમેશ તેના તરફથી વકીલ તરીકે રોકાયો અને ઘણી માથાકુટે શ્યામસુંદરને નિર્દોષ ઠરાવી છોડાવ્યો.

શ્યામસુંદરે રમેશની માફી માગી હમેશાં સજ્જન માણસો પોતાની સજ્જનતા ભૂલતા નથી. શ્યામસુંદરે રમેશને દુઃખ આપવામાં બાકી રાખી નહોતી તો પણ રમેશે તેને ખુનના મુકરદમામાં સહાય કરી છોડાવ્યો અને પોતાની સજ્જનતા બતાવી આપી. શ્યામસુંદરે કહ્યું, ભાઈ! મે મોહમાં પડી તને ઘણું દુઃખ આપ્યું છે તારાની સાથે પણ મે ઘણુંજ અનુચિત વર્તન ચલાવ્યું છે. પણ આ વખતે કે જે વખતે કોઈ મારું નથી તેજ વખતે તમે તમારી સજ્જનતા બતાવી છે. હું તમારી ક્ષમા માગું છુ. ભાઈ! આ સર્વ સમ્પત્તિ તમારી છે, તે હું તમને પાછી આપું છુ. લ્યો આ વીલ અને હવે મને શાંતિથી ભગવદ્ભજન કરવા જવા દો.

આ જોઈ રમેશ પણ ગળગળો થઈ ગયો અને તેણે શ્યામસુંદરને પોતાની છાતી સરસો ચાંપ્યો અને તેની મિલ્કત લેવા નાખુશી દર્શાવી

ત્યાર પછી થોડાક દિવસે શ્યામસુંદર ભગવાં વસ્ત્ર પહેરી રમેશ પાસે આવ્યો અને પોતાના હાથમાંનું વીલ તેને આપી કહ્યું, ભાઈ! આ વીલ અને આ મિલ્કત સંભાળો; હવે મારું મન સંસારમાથી ઉઠી ગયું છે હું મારા પાપનું પ્રાયશ્ચિત કરવા જઉ છું. ભગવાન તમને સુખી કરો એજ મારી ઇચ્છા છે. એમ કહી ચાલતો થયો.

તમામ મિલ્કત પાછી રમેશને મળી ગઈ અને રમેશ સુખમાં દિવસો વિતાવવા લાગ્યા. તારા રમેશના સુખે સુખી થતી અને ઘણીવાર બન્ને જણ પાછલી વાતો સંભાળી આનંદ પામતાં.

સમાપ્ત.

---

## પ્લેગનો અજમાવેલો પ્રયોગ.

લીમડાનાં ૨૦૦ પાન અને ૨૦ મરી બન્ને વાટીને ૧ શીશો ભરાય તેટલું ૧ શેર પાણી ઉમેરી ખલમાં ખૂબ લસોટીને તે પાણી નીચોવી ગાળીને શીશામાં ભરી રાખવું તેમાંથી પ્લેગવાળા દરદીને નવટાંક પાણી દર અર્ધા કલાકે પાવું આ પ્રમાણે મટતાં સુધી અર્ધા અર્ધા કલાકે તેજ પાણી પાવું. અને તે ગાળી લીધેલા લીમડાના પાનના કુચામાં આર્ધોઆર અફીણ મેળવી વાટીને લુગદી બનાવી તે કુચા ગોળ ઉપર મુકી પાટા બાંધવો તેથી પ્લેગ મટી જશે.

તેમજ લીમડાના પાનનો રસ રોજ સવારમાં અધોળ પીવાથી તે માણસને પ્લેગ થતો નથી (આ ઉપાય અજમાવવા ભલામણ છે)

---

કમાં નગી અને તેથી જ ઘણા સજ્જનો જે પાછળથી-ગ્રાહકો થયા છે તેમને બે માસથી અંકો મોકલી તેમનું વર્ષ બે માસથી ગણવામાં આવ્યું છે માટે તેમણે પાછલા અંકોની અમારી પાસે ઉઘરાણી ન કરવાની મહેરબાની કરવી. ચાલુ મોંઘવારીમાં અમારે માસીક અને પ્રેસ ચલાવવું એ બન્ને કામ ઘણું મુશ્કેલી ભરેલું થઈ પડયુ છે. કારણ કે ગયા અંકમાં જણાવ્યા પ્રમાણે કાગળોની અસહ્ય મોંઘવારીમા ચાલુ બે રૂપીઆના લવાજમમા આ માસીકને શી રીતે નિભાવી રાખવું એ મોટો પ્રશ્ન થઇ પડયો છે અમે નિશ્ચય કર્યો છે કે લવાજમ તો વધારવું જ નહિ, પણ થોડી ઘણી ખોટ ભરી દેવી. અને તે આશા રાખીએ છીએ કે આવતા વર્ષમાં તમામ ગ્રાહકો કાયમ રહી અમારા આ સાહસને વધાવી લેશે. અને નવા ગ્રાહકો કરી મોકલવા માટે કાંઇક તસ્દી લેશે.

× × × ×

ચાલુ લડાઇએ તો કોઇ રાક્ષસનું રૂપ ધારણ કર્યું હોય તેવું જણાય છે. હજુ તેનો કયારે અંત આવશે, અને માણસો તથા પૈસાનો બચાવ કયારે થશે તે કહી શકાય તેમ નથી. તેને અંગે આપણા હિંદુસ્તાનમા આપણને ઘણીજ હાડમારી ભોગવવી પડે છે. અને દરેક ચીજ મોંઘી થવાથી ટુંકી કમાણીમાં કેટલાકને તો પોતાનું શી રીતે પુરૂં કરવું એ સવાલ થઇ પડયો છે વેપાર રોજગાર કરનારાઓને પોતાનો માલ વિલાયતથીજ આવતો હોવાથી અને તે હાલ આવતો નહિ હોવાથી તેમજ આવતો હોય તો ઘણોજ થોડો આવતો હોવાથી ઘણુંજ નુકશાન ખમવુ પડયુ છે અને સર્વ કોઇ આ લડાઇનો જલ્દી અંત આવે તેવુ ઇચ્છે છે. પણ તેમાનું કાંઇ ચિન્હ હજુ જણાતું નથી.

રૂસિયામા પાછો ફરી બળવો જાગ્યો. ઇટલીએ આટલા વખત સુધી લડી લડીને જે કાંઇ લીધું હતું તે માત્ર એક અઠવાડીયામાંજ ગુમાવી દેવુ પડયુ, કે જેથી તેની વ્હારે બ્રીટીશ તથા ફ્રેંચોને જવુ પડયુ છે. અમેરીકા તો હજુ હાલમાં જ તૈયારી કરવા લાગ્યુ છે. આવા લડાઇના કટોકટીના પ્રયોગોમાં આપણી સરકારને પૈસા અને માણસો પોતાને માટે જોઇએ અને બીજા મિત્ર રાજ્યોને મદદ કરવાને માટે પણ જોઇએ તે બધી અનેક પ્રકારની અડચણોમાં આપણે આપણાથી બનતી બધી મદદ આપણી સરકારને કરવી જોઇએ આપણી ખરી વફાદારી બતાવવાનો ઇશ્વરે આપણને આ પ્રસંગ આપ્યો છે. અને તેજ પ્રમાણે અંગ્રેજ સરકારને આપણે આપણાથી બનતી મદદ કરી છે અને હજુ આ લડાઇનો અંત જલ્દી આવે તેને માટે આપણે આપણાથી બનતો ભોગ આપી આપણે આપણી લાયકાત બતાવવી જોઇએ.

× × × ×

આજકાલ સ્વરાજ્ય મેળવવાને માટે ઠેકાણે ઠેકાણે સભાઓ થઇ રહી છે. અને કોંગ્રેસ અને લીગે ઘડેલી યોજના પ્રમાણેનું સરકાર પાસેથી સ્વરાજ્ય મેળવવાની માગણી થઇ રહી છે. ગુજરાત રાજકીય પરિષદ ગોધરા મુકામે મહાત્મા મોહનદાસ કરમચંદ ગાંધીના પ્રમુખપણા નીચે તા ૩, ૪ અને ૫ મી નવેમ્બરના રોજ ભરાઇ હતી. પંચમહાલના એક ખુણામાં આવેલા ગામમાં પણ આ પરિષદમા હજારો માણસોએ ભાગ લીધો હતો અને તેથી મંડપમાં માણસો પણ માતાં નહોતા એમ કહીએ તો ચાલી શકે સઘળું કામકાજ ગુજરાતીમાંજ થયુ હતું. પ્રમુખનું ભાષણ અમે આ અંકમાં આપેલુ છે. તેમાં પ્રથમ ઑનરેબલ મી. ઝીણાએ સ્વરાજ્ય માટે ઠરાવ મૂક્યો હતો તે ઉપર તેમણે હીંદુ અને મુસલમાનોએ એક થવાને અને દેશ માટે ગમે તે જોખમ અને મુશ્કેલીઓ ઉઠાવીને પણ એક હીંદી પ્રજા તરીકે આગળ વધવાને તૈયાર થવાને ઉપદેશ આપ્યો હતો તે ઉપર મી. તીલકે ટેકો આપતાં જણાવ્યું કે ખેડુતોમાં પણ હવે તો સ્વરાજ્યનો સવાલ સર્વોપરિ છે. કાળા ગોરાનો પ્રશ્ન નથી તેનો અર્થ તેજ છે કે દેશના કાર્યભારમાં અમારો અવાજ રહે સ્વરાજ્યની યોજના ઘરનો વહીવટ કરવા માટે છે. વિગેરે વિવેચન કરીને આ

મંડળો ગામેગામ સ્થાપવાનો, પરદાના રીવાજો ને મરણ કે લગ્ન પ્રસંગે થતા હદ ઉપરાંત ખર્ચો નહિ કરવાનો, જાહેર રસ્તા ઉપર રડવા કુટવાનો ચાલ બંધ કરવાનો વિગેરે ઠરાવો રજુ થયા હતા અને તે પાસ થયા હતા તેમજ ૧ જે બાળવિધવાઓ રાજી ખુશીથી પુનર્લગ્ન કરવા ઇચ્છતી હોય તેમના કાર્યમાં પ્રતિબંધ ન કરવા અને જેમને પુનર્લગ્ન કરવાની ઇચ્છા ન હોય, તેઓ સ્વતંત્રપણે પવિત્રતાથી પોતાનું ગુજરાન કરવાને યોગ્ય તાલીમ લઇ શકે તે માટે ધાર્મિક અને ઉન્નત જીવન ગાળી લોકોપયોગી કામમાં મદદ કરી શકે તેટલા માટે સેવાસદન કે વનિતા-વિશ્રામ જેવી સંસ્થાઓ ખોલવાની ભલામણ કરવાનો; ૨ જ્ઞાતિ બંધનો નાબુદ કરવાને માટે શરૂઆતમાં પેટાન્યાતો એકત્ર કરી જ્યાં રોટી વ્હેવાર હોય ત્યાં બેટી વ્હેવાર પણ શરૂ કરવાની ભલામણ કરવાનો, અને ૩ અંત્યજ વર્ગને ઉચ્ચ સ્થિતિમાં મૂકવાનો વિગેરે ઠરાવો થયા હતા.

સંસાર સુધારા પરિષદના આ ઠરાવોમાંથી કેટલાક તો ઉપયોગી છે જ્યારે છેલ્લા ત્રણ વિધવાને પુનર્લગ્ન કરવાની ભલામણનો, જ્ઞાતિબંધનો તોડી નાખવાનો અને અંત્યજો સાથે સ્પર્શ કરવાના આ ઠરાવો સર્વને માન્ય હોઇ શકવા અસંભવિત છે આપણા હિંદમાં સનાતન ધર્મનાં બીજ એવાં ઉંડાં રોપાયલાં છે કે જેને ઉખેડી નાંખવાનો પ્રયત્ન કરનારાઓએ આજ સુધી તો નિષ્ફળતા મેળવી છે. અને હજુ પણ જેમનો તેવો આશય હશે તેઓ પણ નિષ્ફળ થવાનાજ.

જો કે ગોધરામાં મહાત્મા ગાંધીજીએ અંત્યજોની પરિષદ ઢેડવાડામાં ભરી, તેમાં ઘણા સુધારાવાળાઓએ ભાગ લીધો, તો પણ તે પરિષદ જનસમાજમાં પ્રિય થઇ પડી નથી ગાંધીજી જો કે ગમે તે ધારતા હોય કે માનતા હોય તો પણ તેવું સામર્થ્ય જ્યાં સુધી આપણામાં આવ્યું નથી ત્યાં સુધી આપણે તેમના પગલે ચાલી શકીએ નહિ અંત્યજોને એમ સુધારી શકાશેજ નહિ. રાજકીય પરિષદમાં ભાગ લેનારા લગભગ દસ બાર હજાર માણસો હતા જ્યારે આ અંત્યજોની પરિષદમાં ભાગ લેનારા હજાર બે હજાર માણસો કેમ હતા ? અને તેમાં સંસાર સુધારા પરિષદમાં ભાગ લેનારાજ મુખ્યત્વે કરીને હતા ગાંધીજીએ અંત્યજોને અડકવાનો આગ્રહ કર્યો અને મેળ મેળવવાનો રસ્તો છે એમ સુચવ્યું પણ અમારા માનવા પ્રમાણે તો તેમની આ બાબતમાં મોટીજ ભુલ થયેલી જણાય છે એમ એક બીજાને અડકવાથી અને એક બીજાનું ખાવાપીવાથી તો આપણી ઉન્નતિ થઇ જતી નથી પણ ઉલટી અધોગતિજ થાય છે અને વર્ણસંકરતા ઉત્પન્ન થાય છે હજુ આપણે ઉન્નતિ કરવાની છે. કાંઇ અવનતિ કરવાની નથી.

જે માણસોને જેવા બનવું હોય તેમણે તેવા માણસોની સોબત કરવી જોઇએ અને તેમના જેવા આચાર વિચારોને ગ્રહણ કરવા જોઇએ આપણે જો શુદ્ધ બ્રાહ્મણત્વનો અનુભવ કરવો હોય તો પછી ઢેડવાડામાં જઇ સ્પર્શાસ્પર્શ કરવો કે ખાવા પીવાનો બાધ ન ગણવો એ તો આપણું બ્રાહ્મણત્વ ગુમાવનાર અને શુદ્ર બનાવનાર જ છે અને તેથી ગાંધીજીની આ વાતને કોઇ પણ સનાતન ધર્મી તો શું પણ ખરો હિંદુ પણ માની શકશેજ નહિ, પણ ભલે સુધારાવાળા કે આર્ય સમાજીસ્ટો કે પ્રતિભોજન કરનારાઓ તેને વધાવી લે! આ સંબંધી આ સાથેનો એક જુદો લેખ વાંચવા ભલામણ છે.

\+ × × ×

હીંદમાં સ્વરાજ્યની ચળવળ ચાલે છે જેથી હીંદને શું શું હકો આપવા તેની સ્થિતિ તપાસવાને માટે હીંદી પ્રધાન મી મૉન્ટેગુનાં શુભ પગલાં દિલ્હીમાં થઇ ચુક્યાં છે. અને હિંદના આગેવાન પ્રતિનિધિઓના ડેપ્યુટેશનોની મુલાકાત લેવાય છે. હાલ સુધીમાં સર્વ ડેપ્યુટેશનોએ કોંગ્રેસ અને લીગે ઘડેલી યોજના પ્રમાણેનું હીંદને સ્વરાજ્ય મળવાની માગણી કરી છે અમે આશા રાખીએ છીએ કે જેવા રીતે હિંદે પોતાની વફાદારી બતાવી છે તેવીજ રીતે સંસ્થાનોના જેવુંજ હિંદને સ્વરાજ્ય આપી હિંદની લાંબા વખતની આશાને સરકાર પૂર્ણ કરશેજ.

---

દેશોન્નતિની વધારે ગળવગવાળા મુંબઈ, કલકત્તા, આદિ શહેરોમા એ લાગણી ઓછી છે અંત્યજોનો સંસર્ગ કરવાની હીમાયતમા અત્યજો પરત્વેનો પ્રેમ જેટલો ઉત્તેજક છે તેના કરતા આચારભ્રષ્ટતાનો પવન વધારે ઉત્તેજક છે

વ્યવસ્થા તોડવાની—આચારભ્રષ્ટતા દાખલ કરવાની જે હીમાયત કરવામા આવે છે, તેમા આપણા અત્યજ બધુઓનુ પણ અહિતજ છે, કારણ કે જનસમાજ પતિત થવાથી સર્વ પ્રજા વધારે દુઃખને પ્રાપ્ત થાય છે

**સ્પર્શ્યાસ્પર્શ્યતાનો વિચાર અને વિવેક**—સ્પર્શાસ્પર્શનો વિષય જેવો ગમગ છે તેવોજ સૂક્ષ્મ છે દ્વેષ આદિનો તેમા ગધ નથી, તેમ સારા નરસાના પ્રશ્નનો પણ તે નિયામક નથી, એટલુજ નહિ પણ સ્પર્શાસ્પર્શનો વિચાર હમેશાં ઉચ્ચનિચપણા ઉપર આધાર રાખે છે, એમ પણ નથી, વિવિધ પ્રકારનાં દ્રષ્ટાંતો લઈએ આર્યશાસ્ત્રો પરપુરૂષને સ્પર્શ ન કરવા પતિવ્રતાને આજ્ઞા કરે છે હિન્દુઓ રજસ્વલા સ્ત્રીને સ્પર્શ કરતા નથી. સ્મશાન જનારાઓથી રસ્તે જતા લોકો આઘા ખસી જાય છે. મરણાશૌચવાળાને આર્ય બ્રાહ્મણો સ્પર્શ કરતા નથી નાહેલો નાગર બ્રાહ્મણ પોતાના નાહ્યા વિનાના પુત્રને પણ અડકતો નથી. એટલે શુ તે બધા ઉપર તેમના દ્વેષ સમજવા ? અને જેને નથી અડકાતુ તેને ખરાબ સમજવા ? વળી બીજા પ્રકારના દ્રષ્ટાંતો લઈએ ઝડપથી ચાલતા સચાના ચક્રને અડકવાની એન્જીનીયર ના પાડે છે, વિજળીનું જોમ વહેતા તારને ન અડકવાની જાહેરખબરો ચોડેલી હોય છે, ડાક્ટરો ચાંચણ મરકગ્રસ્થી અલગ રહેવા ભલામણ કરે છે, બાગમાં ફુલફળાદિને અડકવાની મનાઈ કરી હોય છે; અગ્નિને અડકવાની માબાપ પોતાના બાળકને મના કરે છે આ ઉપરથી શુ તે તે ચીજો નીચી થઈ ગઈ ગણાય છે ?

સ્પર્શ એ સહેજ બાબત નથી વિષયોને ભગવાન ‘ માત્રસ્પર્શા ’ કહીને વ્યવહરે છે. શબ્દ અને સ્પર્શ એ સસ્કારોને પ્રેરવાના, પલટવાના અને પાયમાલ કરવાનાં બળવાન સાધનો છે. સ્પર્શની અપ્રમેય શક્તિ ટુંકા વિચારથી કે સામાન્ય મનુષ્યથી પણ અજ્ઞાત છે ! સ્પર્શ એ સગતું વિશિષ્ટ તથા સ્થુળ સ્વરૂપ છે સગની પરિણામ પરપરા શ્રી ભગવાન ગીતામાં પ્રકાશે છે (ભ ગીતા અ ૨ શ્લોક ૬૨-૬૩ ) સ્પર્શ તો ધીરે ધીરે સઘાનો ત્યજવાનો છે ! નિર્મળ નિરહકાર, થવાનુ છે

વળી એ પણ ધ્યાનમા રાખવાનુ છે કે જેઓ યુરોપને આદર્શ રૂપ માને છે તેમને ભારત વર્ષની સસ્થાઓનુ માહાત્મ્ય સમજવુ કઠિન છે પણ વાસ્તવિક રીતે આ દેશની પુરાતન ભાવનાઓ સર્વશ્રેષ્ઠ છે અને આ દેશની સસ્થાઓ તે ભાવનાઓને નિરૂપણે અને દસ્તાથી સાધવાને યોજાએલી છે એ ભાવનાઓને સારૂ તો એજ માર્ગો છે આર્યોની અધિકારવ્યવસ્થા અતિ સૂક્ષ્મ વિચાર ઉપર સ્થિત થયેલી છે સ્પર્શાસ્પર્શના વિષયમા પણ તે સૂક્ષ્મ વિચાર આર્યોમા સુદૃઢ થયેલો છે, એ વાત ગર્ભિણી, નાપિક, ચમાર, ચાંડાલ આદિ સબધે દરેકની ભિન્ન વ્યવસ્થાના દર્શનથી સ્પષ્ટ થાય છે

આર્યાવર્ત એ કર્મભૂમિ છે, આર્યોની ભૂમિ છે, તેનાં આર્ય સતાનો વર્ણવ્યવસ્થા વડે ઉચ્ચતમ ગતિ પ્રાપ્ત કરવાના માર્ગો જાણતી રહ્યા છે નિવૃત્તિ ધર્મને, મહત્તમ હેતુઓ સિદ્ધ કરવા માટે તેમણે સ્વીકાર્યો છે, એટલે તેમને નિષેધો નડે છે, પતિતને કાંઈ પાતક નથી અભડાવુ ન અભડાવું એ તો પોતાની ધાર્મિક ભૂમિકા ઉપર છે.

સ્પર્શાસ્પર્શનો વિચાર વિવેકને આધિન છે જ્યાં સ્પર્શ કરવાનો નથી ત્યા બન્ને એક બીજાને અસ્પર્શ્ય છે બ્રાહ્મણ સમજે છે કે મ્હારે ઢેડને અડકવાનુ નથી તેથી તે દૂર રહે છે અને ઢેડ સમજે છે કે મ્હારે બ્રાહ્મણને અડકવાનુ નથી, હું એને અડુ તો હું દોષમાં પડું, એ હકીકતથી એ દૂર રહે છે સ્પર્શનો વિવેક એ બન્ને પક્ષના પરસ્પરના અધિકારના વિચાર અને સમજુતીનું પરિણામ છે અને તે અનુસારેજ સમજુ અંત્યજો રસ્તામાં પણ પોતાના હિંદુ બંધુઓને પોતાના કર્તવ્યનું ભાન કરાવે છે

ગાંધીએ પ્રસિદ્ધ રીતે ત્યાગ કર્યો છે તે ત્યાગની સાથે તેમની આ પ્રવૃત્તિ સમનશીલ થતી નથી. પ્રાચીન આર્યત્વ તરફ ધસતા વિચારો જાણે સામા આવતા સમયના પૂરમા ઘસડાઈ જતા દેખાય છે

**પશ્ચિમ વિદ્યાના વારસારૂપ વાસનાઓ**—મી ગાંધી મોંઘવારી તથા પ્લેગને સારૂ દીલગીર થાય છે પણ મી. ગાંધીને શું એ અજાણ્યું છે કે રૂ, ઘઉં, માખણ, ઇત્યાદિ પદાર્થોને પોતાના સ્વાર્થને સારૂ પરદેશ મોકલી દેનાર મનુષ્યોએ મોંઘવારી અને ભુખમરો ઘણે અંશે વધાર્યો છે? ગમે તે માર્ગે દ્રવ્ય મેળવવાની લાલસા, ભેળસેળ તરફ પ્રવૃત્તિ, નિયમમા રહેવાની અનિચ્છા, પવિત્રતાની ભાવનાઓની શિથિલતા, એ બધા પશ્ચિમાત્ય વિદ્યાના વારસાઓ છે મહા મારી એ તો દેશના પાપનું ફળ છે હિંદુસ્થાન 'કર્મભૂમિ' છે, ખાટેજ પ્રભુ તેનું પાપ સહન કરી શકતો નથી. ઘણે અંશે આચારના આદર્શરૂપ ગુજરાત દેશમાં આચારભ્રષ્ટતાના સિદ્ધાંતનો વાવટો ફરકે અને સન્માનિત થાય એનાથી વધારે શોચનીય શું હોય શકે? અને એવી ગુર્જર ભૂમિના પાટનગરમાં તેજ વર્ષે મરકી ફાટી નીકળે, એમાં મ્યુનીસીપાલીટીને બધો દોષ શા સારૂ દેવો?

**મી૦ ગાંધીને વિચાર કરવાની વિનંતિ**—મી૦ ગાંધી અનેક બાબતોમાં આધુનિક અગ્રણીઓથી જુદા વિચારો ઉપર આવ્યા છે; તેઓ ખર્ચાળ જીવનથી વિરૂદ્ધ છે, સત્યને ભોગે સ્વરાજ્ય લેવા પણ ના પાડે છે તેમને કદાચ આ વિષય ઉપર વિચાર કરવાનો વખત મળશેથી જણાઇ આવશે કે સ્વરાજ્યની બાબતમા અંત્યજ વર્ગનો પ્રશ્ન આગળ કરવો, એ તો એમના રાજકીય પ્રતિપક્ષીઓનાં અનેક બ્હાનાંમાંનું એક બ્હાનું છે.

મી૦ ગાંધીને અમે શું કહીએ? જેણે પાર્લામેન્ટમાં, ભૌતિક બળમા યુરોપ ને જાપાનની મહત્તામાં અંધશ્રદ્ધાનો ત્યાગ કર્યો છે તેને વધારે શું કહીએ? તેમના પોતાનાજ શબ્દોમાં "હિન્દુસ્થાનજ કર્મભૂમિ છે, બાકીની ભોગભૂમિ છે." "હિન્દુસ્થાન ધાર્મિક સામ્રાજ્ય ભોગવવા યોગ્ય છે" મી૦ ગાંધી જેવાએ "આમ તેમ અફળાવાનું" નથી તેમણે તો "આધુનિક વાયુમાં પગને ઠેકાણે" રાખવાના છે.

પોતાનું વિગુણ હોય તો પણ તે શ્રેષ્ઠ છે, એમ કહેનારા મી૦ ગાંધીને સ્વ-ધર્મ-માર્ગ નહિં રૂચે એમ કલ્પના કરતા હૃદયને ખેદ થાય છે. મહાત્મા પદના ઉપાસકોએ સ્વને ત્યાગવાનું છે, નિઃસ્વ બુદ્ધિ કરી સ્વ-ધર્મને સેવવાનો છે અને સ્વ-ધર્મનાં માર્ગદર્શક શસ્ત્રો હજી ઉચ્છિન્ન થયાં નથી જે સામગ્રીથી આપણું ચીરજીવિત્વ છે તે સામગ્રી તેની સમકાલીન હોવી જોઇએ અને એ સામગ્રી તે આર્યોનાં ધર્મશાસ્ત્રો છે.

એક પ્રકારના વિચારોને સ્વીકારી લેવા અને પછી તેને દૃઢ મનથી કાર્યમાં પરણિત કરવા પ્રયત્ન કરવો, એ આત્મબળ નથી. કદાચ મનોબળ કહેવાય, તેવા પ્રકારનું મનોબળ જર્મન કૈસર દાખવે છે, મીસ પેન્કહર્સ્ટ, મી૦ ચુનીલાલ સરૈયાએ અને લોર્ડ કર્ઝને પણ દાખવ્યું હતું મનોબળનું માહાત્મ્ય નથી, પણ મનોબળના સદુપયોગનું માહાત્મ્ય છે

મી૦ ગાંધીનાથી એ અજાણ્યું નહિ હોય કે જનસમાજને લાભ કરવો કઠિન છે પણ હાનિ કરવી રહેલી છે સ્વરાજ્ય પ્રાપ્ત કરવું મુસ્કેલ છે પણ આચારભ્રષ્ટતા વધારવી રહેલી છે, સમાજને નિયમોમા સંયમિત કરવો કઠિન છે (તે કાર્ય વધારે કઠિન થતું જાય છે), પણ સમાજના બંધારણોને તોડવાં તેટલાં કઠિન નથી. વધારે બળવાન વ્યક્તિઓની અસર વધારે વિસ્તૃત હોય છે અને તેની બળવતી શક્તિઓ અનિષ્ટ માર્ગમાં પ્રવર્તે, એ દેશના દુર્ભાગ્યનું ચિન્હ છે. મી૦ ગાંધીને પોતાને જે સ્વરાજ્ય વિષે મદ શ્રદ્ધા છે તે વિષે તો હું કહેતો નથી, કારણ તે પ્રાપ્ત થવામાં મુસ્કેલીઓ "હીમાલય જેવડી" તેઓજ જાણે છે, તે સિદ્ધ થવાની તેમની શ્રદ્ધા ભલે રહે; પણ હલાણી કરવાના કેસરીઆ દૂધના કડાયામાં ઢેડ ધારોળાનો ગમ પડી ન જાય તે સાચવવાની જવાબદારી તેમને શિરે છે. દરેક નેતા તેના અનુયાયિઓને તદંશે ગુરૂ છે અને તદનુસાર પ્રવૃત્તિઓના પાપપુણ્યના તે ભાગી છે, એ ધાર્મિક ભાવના મી૦ ગાંધીના ધાર્મિક હૃદયમાં પ્રેરી અને વિરમીએ છીએ.

(ગુજરાતી ઉપરથી)

હાનિકર્તા નથી એ એક આનંદની વાત છે. રોગ કરતાં રોગના ભયથી ઘણાં માણસો મરે છે. હાથપગે ચરુ ધારણ કરી ભાગી નાસીજતાં હિંમત રહે છે તેમજ પ્લેગ અટકાવવાને યોગ્ય ઉપાયથી આરોગ્ય-સંબંધી હિંમત રહે છે પપીતા સંબંધી ઘણા લોક મને કહને કંઈ ખુલાસા પૂછે છે તેમને યોગ્ય ઉત્તર આપવામાં આવે છે પપીતાને હાથે, ગળે કે કેડે તેનાં છીદ્ર પાડીને બાંધવાથી શરીરનાં છીદ્ર દ્વારા તેના પરમાણુઓ લોહીમાં પ્રવેશે છે ને લોહીના પ્લેગનાં જંતુઓ ઉછરી શકે નહિ એવો ફેરફાર કરે છે. માણસોની પ્રકૃતિ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે. એરંડીયામા જુલાબ કરવાનો સ્વભાવ છે પણ કેટલાક માણસોની પ્રકૃતિ એવી હોય છે કે તેમને એરંડીઆથી જુલાબ થતો નથી આવા મનુષ્યોની સંખ્યા જુજ હોય છે તેવીજ રીતે કેટલીક પ્રકૃતિવાળા મનુષ્યોને પપીતા બાંધ્યા છતા કવચિત પ્લેગ થયો જણાય તેથી પપીતાની પ્લેગ અટકાવવાની શક્તિની નાબુદી સમજાય નહિ. લગભગ બે ત્રણ લાખ માણસોએ ગુજરાતમા પપીતા બાંધ્યા છે તેમા પપીતા જુજ માણસોને તેમની ભીન્ન પ્રકૃતિને લીધે બચાવી શકે નહિ તે ઉપરથી લોકોએ લેશ પણ પપીતાના પ્લેગ પ્રતિબંધક ગુણમા અશ્રદ્ધા ધરવી ઘટતી નથી પણ તેનો ઉપયોગ ઘણા લોકો કરે એવી અનુકૂળતા કરવી જોઈએ ને બીજા ઉપાયો સાથે તેના પરિણામની સંભાળ ખામણી કરવા ક્રિયાશીલ થવુ જોઈએ પ્લેગ દુષીત ગામોમાથી પ્લેગ તદન નિર્મૂળ થતા સુધી પપીતા વગેરે બાંધી રાખવા ગજવામા રાખ્યાથી શરીરે બાંધ્યા જેટલો લાભ થતો નથી.

**પપીતાનો વીંછીના ડંખ માટે ઉપયોગ**—વીંછીનું ઝેર પપીતાને ઘસીને ચોપડવાથી પાંચ મીનીટમા નિર્મળ થાય છે પપીતાને વીંછી ડંખ મારે છે તો વીંછી મરી જાય છે.

**પપીતાનો સર્પના ઝેર માટે ઉપાય**—સાપનું ઝેર પણ પપીતાને તુરત ઘસીને ચોપડવાથી ઉતરી જવાની આશા રહે છે

**ભમરી, મધમાખ આદિ જીવોનાં ઝેર** પપીતા ચોપડવાથી ઉતર્યા છે. પાડોશના ઘરોમા ઉંદર તથા માણસો પ્લેગથી મર્યા છતાં કેટલાક ઘરો જેમાં પપીતા રાખ્યા હતા તેમાં ઉંદર તથા માણસો પ્લેગથી બચ્યા તે બરોબર ખાતરી થઇ છે પણ આ સંબંધી વિશેષ અજમાયશની જરૂર છે. પ્લેગની વધારે મદીમનાગની માટે પપીતાના અર્કની બનાવેલી ગોળીઓ દરરોજ સવારે ઘણા માણસો ખાવા લાગ્યા છે સદહું ગોળીઓ પ્લેગના દરદીને ખવરાવ્યાથી પ્લેગ મટે છે. બંગાળાના લોક એક હાથે પપીતા ને બીજે હાથે 'આર્સેનીક એમ્યુલેટ' પ્લેગથી બચવા બાંધતા હતા એવુ કલકત્તાના ડા. ઘોષ લખે છે. હોમીઓપથીક આર્સેનીક પણ પ્લેગના દરદમાં અકસીર છે

**પપીતાની હોમીઓપથીક ગોળીઓના બીજાં દરદોમાં ઉપયોગ**—પપીતાની હોમીઓપથીક ગોળીઓ શોક અને ભયથી ઉત્પન્ન થએલાં હિસ્ટીરીઆ, ગાંડછા આદિ મગજના દરદોમાં રામબાણ ઉપાય છે

**પપીતાની ગોળીઓ** પ્લેગ સિવાયના ટાઢીઆ તથા બીજી જાતના તાવો જેમા દરદીને ટાઢ વખતે તરસ લાગે ને ઉના તાવ વખતે તરસ ન લાગે એવાં ચિન્હો હોય તેમાં આશ્ચર્યકારક તુરત ફાયદો કરે છે

પપીતાને વાવીને તેનાં ઝાડ આપણા દેશમાં ઉગાડવાથી ઘણા લાભ થવાનો સંભવ છે. બીજ કઠણ હોવાથી તેને ઉગતા વિલંબ થાય તો ધૈર્ય સેવવુ પડે છે. સરકાર અને દેશી રાજાઓ પોતાનાં જંગલોમા પપીતાના ઝાડ ઉછેરે તો તેમને સારી આવક થાય ને લોકને પપીતાને તેમાથી નીકળતું સ્ટ્રીકનીઆ સસ્તાં મળે

**સુચના**—પપીતા, ને પપીતાની હોમીઓપથીક ગોળીઓ, તેમજ આર્સેનીક, વિગેરે હોમીઓપથીક દવાઓ, ઘણાજ સસ્તા ભાવે ત્રિકમ ભગવાનની કં. સારંગપુર, અમદાવાદ વેચે છે.

---

